રચનારો હોય તો, કવિ પ્રેમાનંદને અધમ કવિ કહેવામાં જરાએ સંકોચ પામવાનું કારણ નથી; અને કવિ પ્રેમાનંદરચિત માર્કંડેય પુરાણ છે એમ નિશ્ચિત કર્યા વગર એની સાલને માટે તકરાર કરવી, એ શું મિથ્યા સંવાદ નથી?

મેં પણ કવિ પ્રેમાનંદના નામપર માર્કંડેય પુરાણ દાખલ કર્યું છે, પરન્તુ તે નળાખ્યાનના રચનાર પ્રેમાનંદ કવિનું રચેલું છે, એમ માનીને નહિ. બૃહત્ કાવ્યદોહનના પાંચમા ભાગમાં દાખલ કરેલાં બે આખ્યાનો આ ભાગમાંથી બાતલ કર્યાં છે. આખા આખ્યાનનું મેં ત્રણ વાર અવલોકન કર્યું છે, અને તે ઉપરથી હું નિશ્ચયપૂર્વક કહી શકું છું કે, માર્કંડેય પુરાણ, કવિચક્રચૂડામણિ પ્રેમાનંદનું રચેલું નથી જ. એ કોઇ પ્રેમાનંદનામધારી અન્ય કવિનું રચેલું હશે; અથવા કોઇ શિષ્યે પ્રેમાનંદના નામપર ઠોકી માર્યું છે! રા. સા. હરગોવિંદદાસને એમાં જે ખુબીઓ દેખાઇ છે, એ એમનો માત્ર ભ્રમ છે, અથવા તો કવિતાની પરીક્ષક શક્તિની ખામી છે. અધમ કવિ અથવા કોઈ વ્યાસ રચે તેવી ક્લિષ્ટ કવિતાની રચના છે. રા. કેશવલાલભાઇ સાક્ષર છતાં, પ્રેમાનંદની કવિતા કેઇ ને કેઇ નહિ, એની તુલના કરી શક્યા નથી, એ ખેદપ્રદ છે. એનું કારણ એ જ કે, આજના કેટલાક સાક્ષરોના મન ઉપર એમ ઠસાવવામાંઆવ્યું છે કે, પ્રેમાનંદે બહુ–બહુ બહુલખ્યું છે, એટલે પ્રેમાનંદના નામે જે આવ્યું તે, પરીક્ષા કર્યા વગર જ, પ્રેમાનંદનું સ્વીકારી લઇ, તેની પ્રશંસા કરવામાં જેમ કેટલાક દોરાઇ ગયા છે, તેમ કેશવલાલભાઇ પણ દોરાઇ ગયા છે. માર્કંડેય પુરાણને પ્રેમાનંદ કૃત ગણાવવાનો પ્રયત્ન કરવો, એ તે કવિરત્ન પ્રેમાનંદને મોટામાં મોટું અપમાન કર્યા બરોબર નથી શું?

માર્કંડેય પુરાણની જે પ્રત મને મળી છે, તે ઘણી અશુદ્ધ છે. તેથી પ્રાચીન કાવ્યમાળાના પાંચે અંકોની એ કાવ્ય સુધારવામાં મદદ લીધી. આ ગ્રંથ આ સંગ્રહમાં દાખલ કરવાનું કારણ તો એટલું જ કે, તે સચવાયલું રહે અને સસ્તી કીંમતમાં ઘણાઓ વાંચી શકે.

સાતમા ગ્રંથના સંગ્રહમાં કેટલાક નવા કાવ્યલેખકો છે; ઉપરાંત જાનકીબાઇ, રામબાઇ, જેઠીબાઇ, માનબાઇ અને ઇચ્છાબાઇ નામની પાંચ સ્ત્રીઓનાં એકેકાં પદો મને હાથ લાગ્યાં છે, તે પણ એમાં દાખલ કર્યાં છે. મોતીરામનું નરસિંહ મહેતાના પિતાનું શ્રાદ્ધ વાંચવા જેવું છે. એની પૂર્વેના કોઇ કવિએ રચેલા શ્રાદ્ધમાંથી વિષય લેવામાં આવ્યો હોય એમ હું ધારું છું. ભાઇશંકરકૃત લક્ષ્મીપાર્વતી સંવાદ એક જૂદી જ ઢબની કવિતા છે. સુરદાસ, હરિદાસ, અજરામર, ગોકુળદાસ, લક્ષ્મણ, શ્યામદાસ અને કેશવદાસાદિ કવિઓ અજ્ઞાત છે. અત્યાર સૂધીમાં તેમનાં જેટલાં પદ મળેલાં, તેટલાં બધાં મેં એમાં દાખલ કરી દીધાં છે.

આ સંગ્રહ એકઠો કરવામાં રા.રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી, રા. છગનલાલ ઠાકોરદાસ મોદી, રા. ઇચ્છારામ રંગીલદાસ, રા. છગનલાલ વિદ્યારામ રાવળ, આદિએ મને જે મદદ કરી છે, તેને માટે હું તેઓનો સપ્રેમ આભાર માનું છું. આ સંગ્રહ છપાતો હતો તે અરસામાં ઉનાના રહીશ કથાનક ઓધવજી મીઞાએ કેટલાંક છુટક પદો, જે તેમને કંઠે હતાં તે ઉતરાવ્યાં છે, તેમનો પણ ઉપકાર થયો છે.

આ સંગ્રહનું સંશોધન કરવામાં કેટલાકની જે અકેક જ પ્રત મળી હતી, તેજ પ્રમાણે તે દાખલ કરવામાં આવી છે. જેની બે કે ત્રણ પ્રત મળી, તેનું સંશોધન થયું છે. એમાં જેમને અશુદ્ધિ જણાય અને જેમની પાસે એની બીજી પ્રત હોય તે મને જણાવશે અથવા તો મોકલી આપશે તો તેમનો હું સપ્રેમ આભાર માનીશ અને નવી આવૃત્તિ પ્રકટ કરવાનો પ્રસંગ આવશે તો તે સમયે તે સુધારો દાખલ કરી શકીશ.

આ ગ્રંથના પ્રારંભમાં મીરાંબાઈનું સંપૂર્ણ જીવનવૃત્ત રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ લખેલું દાખલ કરવામાં આવેલું છે. તેમનું આ એક પ્રીતિકાર્ય (labour of love) છે, એટલે તે વિશે કંઇ ઝાઝું કહેવા જેવું રહેતું જ નથી. છતાં એટલું જણાવવું યોગ્ય થઇ પડશે, કે તે ગુર્જર સાક્ષરોને 'મીરાં ચરિત્ર' મનન કરવા યોગ્ય થઇ પડશે અને ગ્રંથની શોભામાં એથી જે વૃદ્ધિ થઇ છે, તેને માટે હું ખાસ તેમનો આભાર માનું છું.

મુંબઈ,
વટસાવિત્રી પૂર્ણિમા, સં ૧૯૬૭.

ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ.

# મીરાંબાઈ.

—:o:—

## લેખક—રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી.

**પ્રસિદ્ધિ—**

દુહા.—નામ રહેગા નામસેં, સુનો સયાને લોય;
મીરાં સુત જાયો નહીં, શિષ્ય ન મૂંડ્યો કોય.

(હે ડાહ્યા લોક ! સુણો, મનુષ્યનું નામ પુત્ર પૌત્રાદિ સંતતિથી કે શિષ્યસંગ્રહ કરવાથી રહેતું નથી, પણ સ્વ-સત્કર્મ-ઉપાર્જિત કીર્તિથી જ ચિરકાલ રહે છે; જેમ કે મીરાંનું નામ. મીરાંને કોઇ પુત્ર જન્મ્યો ન હતો, અને તેણે કોઇ શિષ્ય મૂંડ્યો ન હતો; પરંતુ તેની પરમાત્મામાં દૃઢ ભક્તિ અને તેના અનંત ગુણનું સ્મરણ કરાવનાર સુંદર કવિતાથી તેનું નામ અદ્યાપિ સર્વ લોક-પ્રસિદ્ધ છે.)

મીરાંબાઇની મૂલ પ્રસિદ્ધિ જેટલી, ભક્તિમય જીવનના આદર્શરૂપ તેના ચરિતથી તથા તેવા જીવનના અંગે પ્રાપ્ત પ્રસંગોએ તેણે પ્રદર્શિત અપૂર્વ ભક્તિ, શ્રદ્ધા, અને વિજયના અદ્ભુત વૃત્તોથી છે, તેટલી જ અપર દિશામાં શાંત રસના અંગભૂત ભક્તિભાવથી પરિપૂર્ણ સુરસ ભજનો-હરિયશો-પદોથી પણ થઇ છે.

તેની પછી રચાયલી કોઇક જ ભક્તનામાવલિ એવી હશે, જેમાં મીરાંનું પવિત્ર નામ ઉલ્લિખિત નહિ હોય.

હિંદુસ્થાનના ઉત્તરાર્દ્ધમાં કોઇક જ એવું સ્થળ હશે જ્યાં મીરાંબાઇનું નામ પ્રસિદ્ધ નહિ હોય અથવા જ્યાં તેનાં કોઇ ભજન કે પદના સંગીતથી આકાશ ધ્વનિમત્ કે ગુંજિત નહિ થતું હોય.

**ભક્તોનાં જીવનચરિત—**

એવી એક બહુ પ્રકારે સંમાન્ય વ્યક્તિના જીવન ચરિતનો વિસ્તાર કરતા પહેલાં, અપર પુરુષોનાં જીવનો કરતાં ભક્તોના જીવનોમાં અવશ્ય સંભવતા કેટલાએક વિલક્ષણ શો સંબંધમાં કેટલુંએક સામાન્યતઃ વક્તવ્ય પ્રાપ્ત થાય છે.

આ પૃથ્વી ઉપર અને તેમાં પણ વિશેષે હિમાચલથી સેતુબંધ પર્યંતની પવિત્ર મેમાં જે જીવન્મુક્ત મહાત્માઓ, સિદ્ધ પુરુષો અને ભક્તો થઇ ગયા છે, તેઓના રતોના બે ભાગ થઇ શકે છે:—'(૧) લૌકિક અને (૨) અલૌકિક.'

તેમાં જે અંશો લૌકિક-લોકસામાન્ય-હોય છે, તે સર્વગ્રાહ્ય હોય છે. પરંતુ માં તત્સંબંધીઓના રાગ-દ્વેષ-આદિ તથા અજ્ઞાનદ્વારા અસત્યાંશોનું મિશ્રણ થઇ, તિહાસિક સત્યમાં ન્યૂનતા આવી જાય છે. પરંતુ તેવાં દોષોત્પાદક કારણોને વશ ન

થતાં તેમાં શુદ્ધતા તથા સંપૂર્ણતા યથાશક્તિ દીપવવાં, એ સાક્ષર લેખકોનું કર્તવ્ય છે; અને નહિ કે સ્વકલ્પના તુરંગોના સ્વચ્છંદ–ખેલનથી ધૂલિ ઉડાવી અંધકારમાં વૃદ્ધિ કરવી.

પુનઃ અલૌકિક અંશો સંબંધમાં વર્તમાન કાલના કેટલાએક લોકો અશ્રદ્ધા અથવા અસત્યતાની બુદ્ધિને સેવે છે. પરંતુ તેમ થવાનું મૂલ વિભ્રમ છે. વસ્તુતઃ આ જગતમાં તેમ અન્યત્ર યૂરોપાદિ ખંડોમાં પણ જે મહાપુરુષો, મહાવીરો આદિ થઈ ગયા છે, તેઓમાંના નેપોલીઅન બોનાપાર્ટ, ગ્લાડસ્ટન આદિનાં ચરિતોમાં એવા બહુ અંશો છે, જેઓને સામાન્ય પંક્તિના અથવા આલસ, અલ્પજ્ઞ, ભીરુ એવા પુરુષો સ્વપ્ને પણ સત્ય ન માને. તથાપિ તેવા અંશોને, વૃદ્ધબુદ્ધિ બહુશ્રો, તેમાં અલ્પ પણ શંકા ન ધરતાં, તથાભૂત જ માને છે. એ જેટલું સત્ય છે તેટલું જ આ સત્ય છે કે મીરાંબાઈ, નરસિંહ આદિ ભક્તોના, તેમ જ સદાશિવેન્દ્ર આદિ અનેક સિદ્ધોના ચરિતોમાં એવા અનેક અંશો છે, જે, દશ્યરૂપ બાહ્ય પટને ભેદી અંતસ્તત્ત્વને ન ગ્રહી શકનારી એવી નિર્મલ આધિભૌતિક સ્થૂલ દૃષ્ટિને અસત્ય, અસંભવી, ઉપહાસ્ય પ્રતીત થાય, પરંતુ જે પરમાર્થતઃ તેવા નથી.

જે વૈજ્ઞાનિકોની દૃષ્ટિઓ, જડ ચૈતન્યમય સૃષ્ટિને નિયમતાં તત્ત્વોને, તત્પ્રતિપાદક શાસ્ત્રોના અનુશીલનથી અથવા અન્ય યોગ્ય પ્રામાણિક સાધનોદ્વારા, અધિક વિસ્તૃત થઈ છે, તેઓ તો તેવા અદ્ભુત ચરિતાંશોમાં સત્યત્વ બુદ્ધિને ભજે છે; અને તેવો માનનારો વર્ગ અલ્પ પણ નથી અને પ્રતિવર્ષ વર્ધમાન છે.

પરંતુ અત્ર નિર્દેશનું અગત્યનું છે કે, એવા અલૌકિક ભાસતા ચરિતાંશો પરમાર્થતઃ સત્ય હોતાં પણ તેઓનામાં, તે તે મહાત્માના શિષ્ય ભક્ત આદિની સ્વગુરુમાં રહેતી મહિમ બુદ્ધિથી, બહુ કલ્પિત પ્રસંગો પણ મિશ્રિત થયા હોય છે. તેઓનો વિવેક સમયાન્તરમાં કરવો કઠિન થાય છે.

લૌકિક અંશો સંબંધમાં તો તેવી કઠિનતા પ્રમાણમાં અલ્પતર હોય છે.

**મીરાંનું જીવનચરિત—**

આ દેશમાં કવિઓ આદિ કરતાં રાજ્યકીય પુરુષો તથા ભક્તોનાં ચરિતો અધિક પ્રમાણમાં આલેખાયાં છે. મીરાંબાઇનો સંબંધ તો રાજવર્ગ તથા ભક્તવર્ગ ઉભય સહ અધિક હોવાથી, તેના ચરિતમાં લૌકિક તથા અલૌકિક ઉભય અંશો અન્યો કરતાં અધિક ઉપલબ્ધ થાય છે. પરંતુ તે સ્ત્રીજાતીયા હોવાથી લૌકિકાંશો ઇતિહાસોમાં સ્પષ્ટતાથી તથા વિસ્તરથી નિર્દિષ્ટ નથી.

**મીરાંચરિતનાં સાધનો—**

અત્ર સખેદ કથવું પ્રાપ્ત થાય છે કે, વર્તમાન કાલમાં લખાયલાં મીરાંબાઇનાં કેટલાંએક જીવનોમાં તેના ચરિતના કેટલાએક ભ્રાંતિમય અંશો, સમયસર દૂર કરાવાયાને બદલે, યોગ્ય પર્યવેક્ષણના અભાવથી, શંકાપદોમાં ગણાયા ગયા છે; અને ભક્તિના શુદ્ધ સનાતન રૂપ ઉપર, સ્વરુચિ વા સ્વકલ્પના અનુસાર કેટલાએક રંગપુટો અર્પી દેવામાં આવ્યા

છે; અને તેમ કરતાં, ભક્તિના પરિણામી ભાવોને ભક્તિભાવનાં કારણો માનવાની અક્ષમ્ય ભૂલો કરાઈ છે. એવો કંઇક પ્રકાર નરસિંહ, દયારામ, આદિ અન્ય કવિભક્તો સંબંધી લખાયલા લેખોમાં પણ ન્યૂનાધિક અંશે થયલો સ્પષ્ટ જણાય તેમ છે.

**(સાધન વિભાગ.)** એ સાધનોના બે પ્રધાન ભાગ થાય એમ છે. (૧) પ્રાચીન (૨) અર્વાચીન. તેમાં પ્રાચીન પણ દ્વિપ્રકારક છે (૧) શુદ્ધ ઐતિહાસિક અને (૨) દંતકથાદિમૂલક, ભક્તાદિઓએ લિખિત. તેમ અર્વાચીન પણ દ્વિપ્રકારક છે. (૧) ઐતિહાસવિદ્-લિખિત અને (૨) અનૈતિહાસિકોથી ગતાનુગતિક ન્યાયથી લિખિત.

(૧-૧) મીરાંબાઈ સ્ત્રી હોવાથી તત્સંબંધી શુદ્ધ ઐતિહાસિક ભાગ અલ્પ ઉપલબ્ધ થાય છે. આઇને અકબરી તથા જહાંગીરનામામાં તેનું નામ નથી. પરતુ તેના પુરુષ જાતીય સંબંધીઓનું બહુ ઇતિવૃત્ત સંરક્ષિત છે અને તેથી તેના જીવનના બહુ અંશે ઉપર સશયનિરાસક પ્રકાશ પડી શકે છે. એમાં મારવાડ તથા મેવાડના ઇતિહાસ છે.

(૧-૨) એમાં (૧) મીરાંબાઈનાં કેટલાએક પદો મુખ્ય છે. એ પદોમાં ઘણાં મીરાંબાઈનાં નહિ એવાં તેના નામથી નીરક્ષીરન્યાયથી સંમિશ્રિત થયાં છે. વળી કેટલાએક સ્વાનુભવમૂલક દિશે છે. પરંતુ તેનાં ઘણાં કલ્પિત છે. (૨) પછી નાભાજી કૃત भक्तमाल સ. ૧૭૦૦) તથા (૩) તે ઉપર પ્રિયાદાસ કૃત ટીકા (સં. ૧૭૬૯) છે તે છે. મીરાંબાઈના સમયપછી તે લગભગ ૧૭૫ વર્ષે રચિત છે. ભક્તિમાહાત્મ્ય એ એઓનો પ્રધાન ઉદ્દેશ હોવાથી એમાં અદ્ભુત પ્રસંગો અધિક છે.

(૩-૪) દયારામકૃત મીરાંચરિત્ર અને રાધાબાઈકૃત મીરાં માહાત્મ્ય (સં. ૧૯૦૦) છે, પરંતુ તે બહુધા ભક્તમાલ આદિને અનુસરે છે.

(૫) દયારામકૃત ભક્તવેલ (૬-૨૧)માં વિષપાનનો ઉલ્લેખ છે.

(૬) રાધાકૃષ્ણદાસકૃત ભક્તનામાવલિમાં તેનુ નામ છે.

(૭) દયાબાઈ-નામે એક સાધ્વી ભક્તા સં. ૧૭૬૫ થી ૧૮૧૮ સુધીમાં થઈ ગઈ છે. તેણે પોતાના વિનયમાલિકા નામે ગ્રથમાં લખ્યુ છે કે—

બિશકા પ્યાલા ઘોરકે, રાણા ભેજ્યો છાન;
મીરાં અચયો રામ કહી, હો ગયો સુધાસમાન. ૯૨

(૮) ધના ભક્તનાં 'રામબાણ વાગ્યાં હોય તે જાણે' એ પદમાં રાણાજીએ ખડ્ગ તાણ્યાની તથા ઝેરનો પ્યાલો મોકલ્યાની વાત છે.

(૯) ચંદ્રદત્તકૃત સંસ્કૃત ભક્તમાલમાં ૧૨૬ સર્ગ છે. તે મુખ્યત્વે હિંદી ઉપરથી છે.

દ્વિતીય વર્ગના પ્રથમ વિભાગમાં અર્થાત્ અર્વાચીન ઇતિહાસવિદોથી લિખિત લેખોમાં કાલક્રમમાં પ્રથમ (૧૦) કર્નલ ટોડકૃત રાજસ્થાન (સં ૧૮૮૫) છે. સ્વલેખનાં વસ્તુ સગૃહીત કરવામાં કર્નલ ટોડે અત્યત શ્રમ લીધો હતો, પરતુ તે વસ્તુસમર્પકો પ્રધાને ભાટચારણાદિ હતા તેથી તેના ઇતિહાસમાં કેટલાએક સ્થળે મોટી ભુલો રહી ગયેલી છે. મીરાંબાઈને રાણાકુંભની પત્ની લખવામાં એવો પ્રકાર થયો છે.

એના પછીના બહુ લેખકોએ આ વિષયમાં તેનું અંધન્યાયથી અનુસરણ કર્યું છે તે ખેદવિષય છે.

એ રાજસ્થાનમાં મીરાં સંબંધમાં માત્ર અગીઆરેક પંક્તિ છે, અને તેમાં પતિ સાથે અણબનાવની વાત નથી.

(૧૧) શિવસિંહકૃત 'શિવસિંહ સરોજ' નામક એક હિંદી સુભાષિતસંગ્રહ છે. તેમાં હિંદી કવિઓનાં ચરિતાદિ પણ આપ્યાં છે. તેમાં મીરાંનું જીવન લખાયું છે. તે બહુ અશુદ્ધ છે. પરંતુ તેમાં કેટલીએક દંતકથાઓ સંગૃહીત થઇ છે.

(૧૨) બાબુ કાર્તિકપ્રસાદ ખત્રીએ સં. ૧૯૫૫ માં 'મીરાંબાઇકા જીવન ચરિત પ્રસિદ્ધ કર્યું હતું અને તેની દ્વિતીયાવૃત્તિ સં. ૧૯૬૦ માં પ્રકટ થઇ છે, પણ તે લેખ માત્ર કલ્પિત પદાનુસારિ હોવાથી મોટે ભાગે અનૈતિહાસિક છે.

(૧૩) મુન્શી દેવીપ્રસાદે સં. ૧૯૫૫ માં 'શ્રીમતી મીરાંબાઈકા જીવન ચરિત્ર નામે એક લઘુ લેખ પ્રકટ કર્યો. તે અતિ પરિશ્રમપૂર્વક બહુ શોધ ખોળથી રચાયે છે અને તેમાં મીરાંના કાલ તથા સંબંધીઓ સંબંધી અનેક ભ્રમાંશો દૂર કરાયા છે.

વર્તમાનમાં હિંદુસ્થાનમાં આર્ય યથાર્થ સાહિત્યસેવકોનો જે અલ્પ વર્ગ છે. તેમાંન એક મુન્શી દેવીપ્રસાદજી છે. તેઓ મારવાડની રાજધાની જોધપુરના ન્યાયાધીશ (મુન્સીફ) છે, અને સેવા સમયથી શેષ કાલનો ઉપયોગ ઇતિહાસ–અભ્યાસમાં વ્યતીત કરે છે. તેએ તે સારુ ઉપયોગી સંસ્કૃત, ફારસી, ઈંગ્લિશ આદિ ભાષાઓનું સારું જ્ઞાન ધરાવે છે 'મહકમે તવારીખ મારવાડ' નામે સંસ્થા જોધપુર રાજ્યતંત્રના અંગમાં છે, તેના મુખ્ય સભાસદ છે. તેઓએ શાહજહાંન નામા, ઔરંગજેબ નામા, આદિ અનેક ગ્રંથોના મોટ ઐતિહાસિક લેખો પ્રકટ કર્યા છે.

મીરાંબાઈનું ઇતિવૃત્ત મેળવવા તેઓએ ચિત્તોડ, ઉદેપુર, જોધપુર આદિ સ્થળોએ તેમજ તત્રત્ય વિદ્વાનો સહ પત્રદ્વારા ચર્ચા કરી, પછી ઉપર લખેલો લેખ પ્રકટ કર્યો છે. અને તેમાં બહુ ઐતિહાસિક પ્રકાશ ઉપરાંત બહુ ભ્રાંતવિષયોનું અપાકરણ કર્યું છે. તેથી શ્રીમતી મીરાંબાઈના પ્રસ્તુત ચરિત્રમાં તે પ્રધાન–આધાર–ભૂત થયો છે.

(૧૪) એ જ મુન્શી દેવીપ્રસાદજીએ ઉપરના ચરિતનું સંક્ષિપ્ત ચરિત સ્વકૃત, 'મહિલામૃદુવાણી' નામે ગ્રંથમાં આપ્યું છે.

દ્વિતીય વર્ગના દ્વિતીય વિભાગમાં પ્રાયઃ મીરાં સંબંધમાં લખનાર સર્વ ગુજરાતી તથા ઈંગ્લિશ લેખકો આવે છે.

(૧૫) કવિ નર્મદાશંકરે લિખિત મીરાંબાઈ નર્મગદ્યમાં છપાયું છે. તે પ્રો. વિલ્સનનો લેખ, રાસમાળા, દયારામ, મરાઠી કવિ ચરિત્ર અને મીરાંના પદ ઉપરથી લખાયું છે. પરંતુ ઐતિહાસિક અંશોમાં તે ગતાનુગતિક છે અને મીરાંની કવિતાસંબંધમાં અભિપ્રાય અપૂર્ણ સામગ્રી ઉપરથી રચાયલો છે.

(૧૬–૧૭) મગનલાલ નરોત્તમદાસ પટેલ કૃત મહાજન મંડલ તથા ભક્ત પ્રકાશમાં જીવનચરિત આપ્યું છે. તે દંતકથાઓથી પૂર્ણ હોઈ કલ્પિત વર્ણનોથી પૂર્ણ કર્યું જણાય

અને તેનું મૂલ કોઈ બંગાલી લેખ ઉપરથી હોય એમ તેની લેખન શૈલી ઉપરથી જણાય તેમ છે.

(૧૮) વિશ્વનાથ કેશવજી ત્રિવેદી કૃત સતી મંડલમાં પણ લખાયલો લેખ તેવો જ છે.

(૧૯) તતઃપર તા. ૨૩ મે ૧૯૦૩ ના મુંબાઈ સમાચારમાં એક લેખ પ્રસિદ્ધ હતો. પરંતુ બહુ ખેદપુરઃસર લખવું પડે છે કે, તે વિષયના લેખકે તેનું સર્વસ્વ થી દેવીપ્રસાદના નિબંધમાંથી લીધા છતાં, હાલના આપણા કેટલાએક લેખકોની તુલ્ય મૂલનો સ્વીકાર કે ઉલ્લેખ પણ કર્યો નથી, અને નવીન શોધનો આડંબર દર્શાવ્યો એવી ક્રિયાઓ કૃતઘ્નતાના નામને જ યોગ્ય છે.

(૨૦) 'ધ ઈન્ડીઅન એંટીક્વેરી' આગષ્ટ ૧૯૦૩ ના અંકમાં (પૃ. ૩૨૯–૩૩૫) મ. મેકાલિફે (M. Macauliffe) લખેલો એક લેખ છે. તે બહુ વિસ્તૃત છે. તે લેખનો મુખ્ય આધાર હિંદી ભકતમાળ તથા નાગરીદાસ કૃત (હીં.) પદપ્રસંગલા હોવાનું અનુમાનાય છે.

(૨૧) રા. રા. ન્હાનાલાલ દલપતરામ એમ. એ. એ ગુર્જર સાક્ષર જયંતી નિમિત્ત મીરાંબાઇ' નામે એક લેખ લખ્યો હતો. (તે 'વસંત' સં. ૧૯૫૯ શ્રાવણ ભાદ્રપદ પુ. ૨ . ૭–માં પ્રકટ થયો છે.) આરંભમાં પૂર્વોક્ત મુંબાઇ સમાચારવાળા લેખમાંના ઐતિહાસિક અંશોનું સત્યત્વે ગ્રહણ કરી, પછી મીરાંનું જીવન આલેખતાં દયારામ તથા કૃત્રિમ દોનું આલંબન કરી અનેક મિથ્યા સંકલના કરી છે. તેથી એમાં તત્ત્વગ્રાહ કરતાં આડંબર અધિક છે.

(૨૨) તતઃ રા. રા. આનંદશંકર ધ્રુવે વસંતમાં (પુ. ૪. અં. ૭..૮) સં. ૧૯૬૧ ના શ્રાવણ તથા ભાદ્રપદના અંકોમાં 'નરસિંહ અને મીરાં' એ શીર્ષક એક લેખ પ્રકટ કર્યો છે. એમાં મીરાંના અદ્ભુત ચરિત તથા કૃતિઓમાં આવિર્ભૂત ભક્તિભાવ કયાંથી પ્રાદુર્ભાવ પામ્યો, એ સંબંધમાં કેટલાએક ગતાનુગતિક તથા આરોપક લેખકોના મતોનો ઉત્કૃષ્ટ રીતિએ નિરાસ કરી મૂલાન્વેષણ કર્યું છે. લેખનકલાના અનેક અંશોમાં એ લેખ ઉત્કૃષ્ટતા ધારણ કરે છે.

(૨૩–૨૪) રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મેહેતાએ પ્રથમ વસંત સં. ૧૯૬૪ આષાઢ, શ્રાવણ (પુ. ૭. અં. ૬. ૭.) માં "મીરાંબાઈ" નામે લેખ પ્રકટ કર્યો હતો. અને તેને જ વિસ્તારી રાજકોટમાં તૃતીય ગૂર્જર સાહિત્ય પરિષદ્‌માં (તા. ૨૦ નવેંબર ૧૯૦૯) એક નિબંધ 'મીરાંબાઈ ને તેની કવિતા' નામક મોકલ્યો હતો. તે 'વસંત' ના સંવત ૧૯૬૬ ના માઘ, ચૈત્ર તથા વૈશાખ ના અંકોમાં પ્રકટ થયો છે. એ લેખ સંબંધમાં આ શોચનીય છે કે, પૂર્વોક્ત સત્ય ઇતિહાસપ્રકાશક લેખો વિદ્યમાન હોતા સતાં, તેઓ તે સામગ્રીનો વિવેકપૂર્વક ઉપયોગ કરી શકયા નથી, અને તેના અભાવે સર્વત્ર સંશયાત્મતા પ્રકાશી છે, એટલુ જ નહિ, પરંતુ એક સ્થલે 'દેવીપ્રસાદ મીરાંને જયમલની પુત્રી લખે છે.' 'કબીર સાહેબ અને મીરાંએ એક બીજાની સ્તુતિ ગાઇ છે'

'માતાપિતાની આબરુ ખાતર (મીરાં) પરણ્યાં હતાં' આદિ અક્ષમ્ય અશુદ્ધિઓને તથા વિચારોને અવકાશ આપ્યો છે, અને કેટલાએક ખોટા અંશો ખરા અને ખરા અંશો ખોટારૂપ મનાઇ ગયા છે.

(૨૫) ઇંગ્લીશ East and West ના ૧૯૧૦ ના વર્ષના આગસ્ટના અંકમાં એક ઇંગ્લીશ લેખ ભરુચના કનૈયાલાલ મ. મુનશીએ MIRABAI the POETESS of GUJARAT પ્રકટ કર્યો છે. તેમાં પ્રાધાન્યે મીરાંની કવિતાની પ્રશંસા છે.

(૨૬) આર્ય રમણીરત્ન ભાગ-૧-હિંદીમાં નારાયણ હેમચંદ્ર કૃત છે. એ કોઇ બંગાળી લેખનું ભાષાન્તર જણાય છે, અને તેમાં બંગાળી લેખોની રીતિ અનુસાર વસ્તુતત્ત્વ કરતાં વાગાડંબર અધિક જણાય છે.

એ ઉપરાંત મીરાંબાઇ સંબંધમાં (૨૭) એચ. એચ. વિલ્સન કૃત RELIGIOUS SECTS of the HINDUS, (૨૮) ડા. ગ્રિયરસન લિખિત VERNACULAR INDIAN LITERATURE (૨૯) રા. ગોવર્ધનરામકૃત CLASSICAL POETS of GUJARAT, (૩૦) રાજા રઘુરાજસિંહની ભક્તમાળા, (૩૧) નાગરીદાસજીની પદપ્રસંગમાળા, (૩૨) સેંટ્રલ હિંદુ કોલેજ મેગેઝીનમાં એની બેસંટનો એક લેખ, (૩૩) મનસુખરામ કૃષ્ણસુખરામ મેહેતાકૃત ગુજરાતના કવિઓ અને તેમની કવિતા, આદિમાં ન્યૂનાધિક છે, પરંતુ તેમાં વિશેષે લક્ષ્ય કંઇ નથી.

(૩૪) એ ઉપરાંત મીરાંબાઇની ગિરિધરજીની મૂર્તિ સંબંધમાં તેના મંદિરોદ્ધાર સારુ વિનતિ પત્ર શ્રી પ્રયાગ રાજમાં પ્રકટ થતા હીંદી પત્ર 'અભ્યુદય'માં (તા. ૧૭ માર્ચ. ૧૯૧૦ માં) પ્રકટ થયું હતું. તે વિરુદ્ધ 'ઇતિહાસ પ્રેમી'ની સહીથી એક લેખ મુંબાઇમાં પ્રકટ થતા હિંદી પત્ર 'વ્યંકટેશ સમાચાર' (તા. ૨૦ મે. ૧૯૧૦) માં તથા 'અભ્યુદય' (૨૨ મે. ૧૯૧૦) માં પ્રકટ થયો હતો. તત્પશ્ચાત્ પ્રસિદ્ધ ઇતિહાસવિદો મુન્શી દેવીપ્રસાદે (અભ્યુદય. તા. ૭ જુલૈ ૧૯૧૦) તથા પંડિત ગૌરીશંકરે (અભ્યુદય. ૨૪. જુલૈ ૧૯૧૦ ના અંકોમાં) એ સંબંધમાં પોતાના અભિપ્રાય પ્રકાશ્યા હતા. પશ્ચાત રા. મહાવીરસિંહ મંત્રી, સનાતન ધર્મ પ્રવર્ધની સભા, કાનપુર-એઓએ પોતાના મતને તેથી પુષ્ટિ મળી ગણી પુનઃ મંદિરોદ્ધાર સારુ પ્રાર્થના, વ્યંકટેશ સમાચાર (તા. ૧૬ સપ્ટેંબર ૧૯૧૦) તથા અભ્યુદય (તા. ૨૫ સપ્ટેંબર ૧૯૧૦) માં પ્રકટ કરી હતી. આ લેખના 'ગિરિધર મૂર્તિ' સંબદ્ધ ભાગમાં એ વિ[illegible] ઉપયોગી થયો છે.

* * *

એ સાધનસામગ્રીને આશ્રીને મીરાં બાઇના ચરિતનો આરંભ કરતાં પૂર્વે તેનાં પિતૃગૃહ (પીયર)નું સ્થલ 'મેડતા' તથા તેના શ્વશુરગૃહ (સાસરા)નું સ્થલ 'ચિત્તોડ,' અને વિવાદગ્રસ્ત મીરાંબાઇની શ્વશુરકુલમાં સ્થિતિ સબંધમાં યથાર્થ ઉહાપોહ કરી શકાય, તે સારુ તેનાં પિતૃકુલ તથા શ્વશુરકુલ મધ્યેનો સંબંધ એ જ્ઞાપનીય છે. કારણ મીરાંનું પિતૃકુલ વૈષ્ણવ હતું અને શ્વશુરકુલ શૈવ હતું. વસ્તુતઃ ઉભય કુલો મધ્યે વિવાહ

સંબંધો પૂર્વે થયા હતા, વર્તમાનમાં પણ થાય છે, પણ ધર્મભેદ એ તેવા સ્થળોએ વિરોધનું કારણ જણાયો નથી.

**(मीरांबाईनुं पितृगृहस्थल) मेडता—**

જોધપુરથી પૂર્વ દિશામાં આશરે ૩૫ કોશ ઉપર અજમેરના માર્ગ ઉપર છે. એ મારવાડ રિયાસત (રાજ્ય) ના જોધપુર વિભાગના મેડતા પરિગણ (પરગણા) નું મુખ્ય શેહેર છે. ત્યાં હાલ ખસના પંખા, કનાત, પડદા, પ્યાલા, રકાબી, સુરાહી, શેતરંજી, સાબુ, માટીનાં રમકડાં, હાથીદાંતનાં બટન, પંખાની ડાંડીઓ, આદિ પદાર્થો સુશોભિત નિર્માય છે. પ્રાચીન શિલાલેખોમાં તેનું નામ 'મેડંતક' લિખિત છે. જોધપુરમાં વિ. સં. ૮૯૪ નો પ્રતીહાર બાઉકનો શિલાલેખ છે તેમાં

राजधानी स्थिरा यस्य महन्मेडन्तकं पुरम् ।

એમ છે. એમ કહેવાય છે કે પ્રથમ એ પુર પરમારવંશીય રાજા માન્ધાતાએ સ્થાપ્યું હતું. જે ઉપરથી તે 'માન્ધાતૃપુર' (અપભ્રષ્ટ-મેડતા) કહેવાતું. એ મહાપુર કાળબળે ઉજ્જડ થયું હતું. તેને જોધપુરસ્થાપક રાવ જોધાજીના એક પુત્ર દુદાજીએ (સં. ૧૫૧૮) (સં. ૧૫૪૪[2]) પુનઃ સનાથ કર્યું. ત્યાં મુખ્ય ઉપાસ્ય દેવ રૂપે શ્રી ચતુર્ભુજજીનું એક વિશાલ સુંદર મંદિર છે તે અજી પણ સુરક્ષિત છે. સર્વ મેડતીઆ રાઠોડ તેને પોતાના ઇષ્ટદેવ માને છે. મેડતાના એ પુન. સ્થાપક રાવ દુદાજીના વંશજો મેડતીઆ રાઠોડ નામક ઉપજાતિત્વથી પ્રસિદ્ધ થયા. રજપુતાનામાં તેઓની મોટી સંખ્યા છે, જેઓ વીરતા તથા વૈષ્ણવત્વ સારુ બહુ પ્રસિદ્ધ છે.

મેડતાથી અજમેર સુધી વીશ કોશના ઘેરામાં જે પ્રદેશ છે, તે મીરાંબાઇના ચરણપ્રસાદથી 'મીરાંબાઈકા દેશ' એમ પણ ઓળખાય છે.

**(मीरांबाईनु श्वशुरगृहस्थल) चित्तोड़—**

મેવાડમાં ચિત્રકૂટ નામે એક ખંડક પર્વત છે, તેના તલમાં ચિત્તોડ ગામ છે અને ઉપરિ પ્રદેશમાં ચિત્રદુર્ગ (ચિતોડ) નામે કિલ્લો છે. એ મિરાંબાઇના શ્વશુર કુલનું નિવાસસ્થાન હતું. તે સમયે ઉદેપુર સ્થપાયુ ન હતું; તેથી મીરાંબાઇસબંધમાં લેખ લખતાં કેટલાએક ઉદયપુર નામથી વ્યવહાર કરે છે એ બહુ અનુચિત છે. એ ચિત્રકૂટ ઉપર શત્રુઓનાં બહુ આક્રમણ થયા હતાં અને અંતે સંવત્ ૧૬૨૪ માં અકબરે તેને જિતી લીધુ ત્યારથી રાજધાની રૂપે તેનો ત્યાગ કરાયો.

**मीरांबाईना पितृकुल तथा श्वशुरकुल वच्चे प्राचीन परंपरागत संबंध—**

મીરાંબાઇનું પિતૃકુળ જોધપુરના રાઠોડ વંશજોના અંગભૂત મેડતીઆ રજપુતોમાં હતું અને પતિકુલ ચિત્તોડના ગુહિલોત વંશમાં હતું. એ ઉભય કુળો મધ્યે વિવાહ સંબંધ બહુવાર થયો હતો. એ ઉપર લક્ષ ન રહેવાથી અથવા એના અજ્ઞાનથી મીરાંબાઇના પત્નીધર્મને બહુ લેખકોએ સ્વકપોલકલ્પિત તર્કો પુરઃસર કરી કલંકિત કર્યો છે. એ

અજ્ઞાનના નાશ સારુ મુનશી દેવીપ્રસાદના લેખ ઉપરથી એ ઉભયકુલ વચ્ચે નાનાવિધ સંબંધદર્શક ઐતિહાસિક ભાગ કંઈક વિસ્તારથી અત્ર સાભાર અવતરાય છે.

મેડતીઆ તથા ગુહિલોત કુળો મધ્યે જે વિવાહ સંબંધો થએલા, તેઓમાં મીરાંબાઇનો ભોજરાજ જોડેનો વિવાહ સપ્તમ હતો. એ સંબંધોનો સુબોધ થવા ઉભયકુલની વંશાવલિ અત્ર અર્પાય છે.

## જોધપુરીય રાઠોડ વંશ




## ચિત્તોડનો ગુહિલોત વંશ




એમાં રાઠોડ ચૂંડાજી (જેને ભ્રાન્તિથી કહીં કહીં ચાંદાજી એમ લખેલ છે) એ સં. ૧૪૫૨માં મારવાડની જુની રાજધાની મંડોરને મુસલમાનોનો પરાજય કરી જીતી લીધું, અને ત્યાં રાઠોડોનું નવું રાજ્ય સ્થાપ્યું. તેમને એક કુમારી હંસકુમારી નામે હતી, તે મેવાડના રાણા લાખાજીને (૧) પરણાવી.

(૨) તેની સાથે કુંવર રિડમલજીને ચિત્તોડ મોકલ્યો. રાણા લાખાજીએ પોતાની કુમારી તેને પરણાવી બહુ માન આપ્યું હતું.

રાવ ચુંડાજીએ મરણ સમયે મંડોરનું રાજ્યાસન પોતાના એક નાના કુંવર કાનાજીને સોંપ્યું અને કાનાજી પછી તેનો નાનો ભાઈ 'સત્તા' ગાદી ઉપર બેઠો.

રિડમલજીએ પોતાના ભાણેજ રાઉલ (રાવલ) મોકલજીના સૈન્યનું સાહાય્ય લઈ 'સત્તા' કનેથી મંડોરનું રાજ્ય ખુંચવી લીધું. એવામાં એક ખવાસને હસ્તે મોકલજીનું મૃત્યુ થયું. તે ખવાસને રિડમલજીએ મારી રાણા કુંભાજીને ચિત્તોડની ગાદી ઉપર બેસાડ્યા. રાણા કુંભનું વય અલ્પ હોવાથી તેની માતુશ્રીએ રિડમલજીને બહુ સન્માનથી બોલાવી

ચિત્તોડમાં રાખ્યા, અને રાજપ્રતિનિધિ (Regent) નિમ્યા. પરંતુ રિડમલજીનાં કેટલાંએક કૃત્યો એવાં થયાં જણાયાં કે, તેથી રાજમાતાને, કુંભને તથા મેવાડના કેટલાએક પટ્ટવતો (સરદારો)ને સંશય થયો કે, રિડમલજી મેવાડનું રાજ્ય પચાવી પાડશે. તેથી એક રાત્રિએ સૂતેલા રિડમલજી ઉપર તેઓએ ગુપ્ત આક્રમણ કરી તેઓને મૃત્યુવશ કર્યા.

રિડમલજીના પુત્ર જોધાજી નાશી ગયા. પરંતુ મેવાડીઓએ તેમનું અનુગમન કર્યું અને મંડોરની ગાદી પણ સ્વહસ્તગત કરી.

જોધાજીએ નિરાશાથી અભિભૂત ન થતાં પૌરુષપૂર્વક બાર વર્ષ સુધી યુદ્ધ કર્યાં કર્યું, અને અંતે સંવત્ ૧૫૧૧ માં મારવાડમાંથી ગુહિલોતોનો પગ કાઢવામાં તે વિજયી થયા, એટલું જ નહિ પરંતુ મેવાડના નિખિલ પ્રદેશને લુંટી લઇ પિતૃવૈરનું સંતર્પણ કર્યું. વળી રાણા કુંભને કુંભલમેરુના દુર્ગમાં (કોમલમેરમાં) ઘેરી લીધા ત્યારે કુંભે સ્વપુત્ર ઉદય (ઉદાજી)ને મોકલી સંધિ કરી અને સ્વસંબંધિની કોઈ કુમારી સાથે જોધાજીનો વિવાહ કર્યો, (૩) અને થોડોક પ્રદેશ પણ અર્પિત કર્યો.

એ પરાક્રમી રાવ જોધાએ સંવત્ ૧૫૧૫ માં વર્તમાન 'જોધપુર' સ્થાપી વસાવ્યું.

રાણા કુંભને તેના કુપુત્ર ઉદયે રાજ્યલોભ (અસીરેહીર્સ) થી પરલોકવાસી કર્યો. પરંતુ તે પિતૃઘાતક (Patricide)ને અતિ ભય ઉત્પન્ન થયું કે, જેમ મહાવીર જોધાજીએ રિડમલજીનું વૈર લીધું, તેમ આ કુકૃત્યનું પણ લેશે. તેથી તેણે જોધાજીને પ્રસન્ન રાખવા અજમેર અને સાંભરનાં પરગણાં સમર્પી દીધાં.

સંવત્ ૧૫૨૮ માં મેવાડના પટ્ટવતોએ (પટાવત)–સરદારોએ હતક (હત્યારા) ઉદાજીને પદભ્રષ્ટ કરી, રાણા રાયમલ્લને સિંહાસનારૂઢ કર્યા.

રાઠોડ જોધાજીએ સંવત્ ૧૫૪૧ માં ગુહિલોત રાણા રાયમલના કુંવર સાંગાજીને પોતાની બે પ્રપૌત્રી (જેમાં એક કુંવર વાઘાજીની પુત્રી ધનબાઇ જે ભોજ, કર્ણ, રત્નસિંહની માતા થઈ) પરણાવી (૪); અને કંઇક સમય પછી ગુહિલોત સાંગાજીએ પોતાની એક પુત્રી રાઠોડ જોધાજીના પ્રપૌત્ર ગાંગાજીને દીધી. (૫). (રાજપૂતોમાં પોતાની બ્હેનની શોક (સપત્ની, હીં. સૌતન) ની પુત્રી પરણવામાં બાધ ગણાતો નથી.

એ મહા પરાક્રમી રાવ જોધાજી (૩) બ્હોતેર વર્ષની વયે સંવત્ ૧૫૪૫ માં સ્વર્ગસ્થ થયા. તે વેળા ચિત્તોડમાં રાણા રાયમલજી (૪) સિંહાસનસ્થ હતા.

એ રાણા રાયમલ્લે પોતાની એક પુત્રી, એ રાવ જોધાજીના એક પુત્ર દુદાજીના જ્યેષ્ઠ પુત્ર વીરમજીને પરણાવી હતી (૬). અને ત્યાર પછી પ્રસ્તુત, રાવ દુદાજીની પૌત્રી મીરાનો રાયમલ્લજીના પૌત્ર ભોજરાજ જોડે (૭) સંબંધ થયો. એ વૈવાહિક સંબંધ સપ્તમ હતો.

એ ઉપરથી જણાશે કે, ઉભય કુલો પરસ્પરના ધર્મ વીરતા આદિ ગુણોથી અત્યંત પરિચિત હતાં; અને એથી મીરાંના ધર્મસંસ્કારોની ભિન્નતા હોવાથી આરંભમાં જ શ્વશુર કુલથી ભેદ થયો, એ કેટલું કાલ્પનિક અને અસત્ય છે.

### मीरांवाईनां जन्मस्थल अने जन्मकाल—

મેડતાના પુનઃસ્થાપક રાવ દુદાજીના નાના પુત્ર રત્નસિંહને મેડતા તાબાનાં કુડકી, વાજોલી આદિ બાર ગામ 'જીવાઇ' માં મળ્યાં હતાં. તેમાંના કુડકી (ચોકડી ? મ. મૃ. બાની) ગામમાં મીરાંબાઇનું જન્મ થયું હતું

તેના જન્મકાલ સંબંધમાં વિવિધ મત છે. તે સર્વે અનુમાનપૂર્વક છે. કેટલાએક કબીરનાં કેટલાએ પદોમાં મીરાંનું નામ જોઈ, કબીરના પહેલાં તેનું અસ્તિત્વ માન્યું છે; પરંતુ કબીરનાં તેવાં પદો ક્ષેપક જણાયાં છે. કેટલાએક તેને રાણા કુંભની ધર્મપત્ની માની લઇ તે અનુસાર કાલગણના કરી સંવત્ ૧૪૭૫ થી ૧૫૨૬ નો સમય માન્યો છે. પરંતુ એ સંબંધની માન્યતા ભ્રાન્તિમૂલક હોવાથી તે કાલનિર્ણય ખોટો છે.

બાબુ કાર્તિકપ્રસાદે તેનો જન્મકાલ સંવત્ ૧૬૭૫ જણાવ્યો છે. પરંતુ તેનો આધાર જણાતો નથી.

કેટલાએક જીવ ગોસ્વામી તથા અકબર બાદશાહાદિના સમાગમના પ્રસંગો લક્ષમાં રાખી, સંવત્ ૧૬૦૦ માં મીરાંની વિદ્યમાનતા માને છે. તે પ્રસંગો સત્ય વા અસત્ય હોય, તો પણ અગાઉ ચર્ચાશે. તેમ મીરાં ભોજરાજની પત્ની હતી, એ ભાગને અવલંબી તેનું અસ્તિત્વ સંવત્ ૧૬૦૦ માં નિશ્ચિત થાય છે અને તે ઉપરથી તેનો જન્મકાલ કેટલાએક લેખકોએ આશરે સંવત્ ૧૫૭૩ માં અનુમાન્યો છે.

કેટલાએક વળી મીરાંનો જન્મ સં. ૧૫૫૫ થી ૧૫૬૦ સુધીમાં માની, સં. ૧૫૭૩ ને મીરાંના વિવાહકાલનું વર્ષ માને છે; અને તેમ માનનારી સંખ્યા અધિક છે.

### मीरांवाईनो वाल्यकाल—

તેની બાલ્યાવસ્થામાં જ તેનાં માતુશ્રી પરલોકવાસી થયાં હતાં; તેથી પિતામહ દૂદાજીએ તેને પોતાની પાસે રાખી તેનું પાલન વર્ધન કર્યું હતું. રાવ દૂદાજીના એક પૌત્ર જયમલ્લજી નામક હતા. તે પણ મીરાંની સહ સંવર્ધિત થયાનું અનુમાનાય છે રાવ દૂદાજી પરમ વૈષ્ણવ અને શ્રી ચતુર્ભુજના પરમ ભક્ત હતા. એથી એ ધર્મના સંસ્કારો એ ઉભય બાલકો ઉપર બાલ્યાવસ્થા નામક સંસ્કાર્ય અવસ્થામાં જ દૃઢ પડ્યા હતા. તેના પરિણામમાં મીરાં અને જયમલ્લ એઓના મધ્યમાવસ્થાનાં ચરિતો ભક્ત જીવનના આદર્શ રૂપ થયાં અને તે ઉભય ભક્તમાલામાં અક્ષરૂપ (મણકો) થયાં છે.

દયારામ આદિ કેટલાએકે મીરાંને જયમલ્લની પુત્રી લખી છે, તે ઐતિહાસિક ભ્રમવશાત્ છે.

### मीरांवाईनो विवाह—

ઉપર દર્શાવ્યું છે તેમ રાઠોડવંશની પ્રચલિત રીતિએ તથા રાજપૂત કુળોમાં મહારાણાજીના કુલની શ્રેષ્ઠતાથી, મીરાંનો વિવાહ સંબંધ ગુહિલોત વંશની વ્યક્તિ જોડે બાંધવા તેના પિતા રત્નસિંહની વૃત્તિ થઇ અને તે સબંધ અપૂર્વ વીરત્વથી સુપ્રસિદ્ધ ચિત્તોડના રાણા સાંગાજીના જ્યેષ્ઠ પુત્ર ભોજરાજ સહ કર્યો. વિવાહ સંસ્કાર નિવૃત્ત થતાં તે

રાજપૂતોના કુલાચારનુસાર સ્વપતિ સાથે ચિત્તોડ ગઈ. આ વિવાહ સંબંધથી મીરાંબાઈ યથાકાલ મેવાડના મહારાજ્યની મહારાણીનું પૂજ્ય પદ (જે તે સમયમાં પણ અત્યંત પ્રતિષ્ઠાયુક્ત ગણાતુ તે) પ્રાપ્ત કરત. પરંતુ ઈતિ.પર દર્શાવાશે તેમ એથી પણ ઉચ્ચતર પદ પ્રાપ્ત કરવાનું તેના ભાગ્યમાં નિર્મિત હતુ

(પદ પ્રસંગમાલા (સં. ૧૮૦૦) માં મીરાંને રાણાજીના નાનાભાઈની વહૂ લખી છે, તે ભ્રમમૂલક છે)

રાજપૂતોમા શ્વશુરકુલમાં રાણીઓનુ નામ ગ્રહણ કરાતુ નથી. પરંતુ તેઓના બાપ-દાદાના કુલ વા ગામના નામથી બોલાવાય છે. તે અનુસાર ચિત્તોડમાં મીરાંબાઈ 'મેડતણીજી'ના નામથી ઓળખાતી.

આ વિવાહ પ્રસંગમાં મીરાંબાઈનુ રાણાકુંભની રાણી હોવાનું તથા શ્વશુરગૃહે પહોંચતાં દેવપૂજા નિમિત્ત વિરોધ થવાની કથાઓ પ્રચલિત છે. પરતુ તે ઇતિહાસથી અનવષ્ટંભિત હોવાથી તેનો ઉલ્લેખ અત્ર ન કરતાં દંતકથા વિભાગમાં કરાશે.

**पतिमृत्यु—**

મીરા શ્વશુરકુલમાં ગયા પછી શિષ્ટાચારાનુસાર ઇષ્ટદેવ તથા પતિદેવની ભક્તિમાં પરાયણા રહી સ્વજીવન વ્યતીત કરતી હતી. પરતુ પ્રારબ્ધવશાત્ તેનાપૂજ્ય પતિ ભોજરાજ મહારાજ કુમારનુ પદ ભોગવતાં જ કાલવશ થયા. મીરાંના જીવન ક્રમનો પરિવર્તન કરનાર એ વૃત્તાંતનો યથાસ્થિત સમય પ્રમાણપૂર્વક ઉપલબ્ધ થતો નથી તથાપિ ઐતિહાસિકોનું અનુમાન છે કે, તે સંવત્ ૧૫૭૩ થી ૧૫૮૩ ની મધ્યમાં સભવે છે.

**मीरांबाईना गुरु—**

સંત રૈદાસ મીરાંના સદ્ગુરુ હતા, એમ મીરાનાં કેટલાંએક પદો ઉપરથી જણાય છે. જીવણ ભકતે પણ લખ્યુ છે કે-

ઝાઝ પખાજ વેણુ વાજીઆં ઝાલરનો ઝણકાર,
કાશીનગરના ચોકમા, મને ગુરુ મળ્યા રોહીદાસ.

પરંતુ તેમાં સંત કબીરના પદોની છાયા હોવાથી રૈદાસના શિષ્ય વર્ગમાથી કોઇએ રૈદાસનુ તથા તેના દ્વારા કબીરનું માહાત્મ્ય વધારવા પ્રવૃત્ત કર્યાં છે, એમ અનુમાનાય છે.

**मीरांबाईनो वैधव्यकाल—**

ધર્માત્મા સ્ત્રીઓને ઉપાસ્ય દેવના પ્રતીક ભૂત એવા સ્વપતિદેવના આત્યંતિક વિરહ પછી મીરાબાઇ પોતાના મૂલ ઇષ્ટ ઉપાસ્ય દેવ શ્રી ગિરિધરજીની ભકિતમાં એકાગ્ર થઈ (એ વિષય અગાઉ ઉપર વિસ્તારાશે).

બીજી પાસ મીરાબાઇનું વિધવા થવુ, એ ચિત્તોડને એક મોટા અપશુકન થયાનું સમજાય છે. મહારાણા સાંગાજી જેણે અનેકવાર માલવ અને ગૂર્જરાષ્ટ્રના રાજ્યકર્તાઓને જિત્યા હતા, તે સંવત્ ૧૫૮૩ મા બાબર બાદશાહ સહ યુદ્ધમાં પરાજિત થયા, અને તે રણયત્નમાં મીરાબાઇના પિતા રત્નસિંહ તથા એક કાકા રાયમલ્લજી દેહાંત પામ્યા.

વળી તે જ સમયમાં પ્રતાપી રાણા સાંગાજીનું પરલોકગમન થયું અને ક્રમાનુસાર સંવત્ ૧૫૮૪ માં રાણા રત્નસિંહજીએ તે પદ લીધું. તેના નાના ભાઇ વિક્રમાદિત્ય તે સમયે રણથંભોરના કિલ્લામાં હતા. તેણે તેની આસપાસનો પ્રદેશ સ્વાધીનમાં લીધો. અને એ પ્રકારે ઉભયમાં રાજ્યસત્તા સારુ વિરોધ ઉપસ્થિત થયો. રાજ્યનીતિથી દૂર જઈ ઉભયે રણથંભોરાદિના બદલામાં બાબરનું સાહ્યાય્ય માગ્યું. એવી રીતિએ મહારાણાના કુલમાં સંધિ-શાન્તિ-ભંગ અને કુલનાશક કલહ ઉદ્ભવ પામ્યા.

**मीरांबाईने राणा विक्रमादित्यथी पीडा—**

સંવત્ ૧૫૮૮ માં રાણા વિક્રમાદિત્ય, જેનું વય તે સમયમાં વિશ વર્ષની અંદર હતું, તેને તે મહાપદ પ્રાપ્ત થયું. તેનો સ્વભાવ ક્ષુલ્લક (છોકરવાદ) હતો. તેથી તેના સરદાર વર્ગ પણ તેમનાથી વિમનસ્ક (નારાજ) રહેતો. તેણે મીરાંબાઇનાં અલૌકિક ગુણોને ન જાણતાં દુષ્ટ લોકોની પ્રેરણાથી મીરાંબાઇને પીડા કરવાનો આરંભ કર્યો.

આરંભમાં જ રાણાજીએ તેને અંતઃપુર (રાણીવાસ) વિભાગમાંથી દૂર કરી પૃથક્ નિવાસસ્થાન આપી તથા અલ્પ પરિવાર કરી નાંખી તેની રાજ્પદવીમાં ન્યૂનતા આણી, અને પોતાના ભરોસાની બે દાસી નામે ચંપા તથા ચમેલીને તેની પાસે સાહેલીઓરૂપે રાખી, કે તેને સમજાવે તથા ચોકી પણ રાખે. પરંતુ મીરાંના સત્સંગના પ્રતાપથી તેઓ ઉપર પણ ભક્તિનો રંગ ચઢી ગયો અને મીરાંની સહાયક બની ગઈ.

એટલા સમયમાં મીરાંબાઇની, તેની શ્રી ગિરિધર સંબંધની અપૂર્વ ભક્તિથી તથા ભક્તિવર્ધક શાન્ત સંપૂર્ણ પદોથી, પ્રખ્યાતિ વધી ગઇ હતી. અને તેના દર્શનાર્થે તથા તેના નિવાસસ્થાનરૂપ તીર્થમાં ભક્તિરસનું પાન કરવા તેને ત્યાં અનેક સાધુસંતો આવતા જતા થયા. ભક્તિસાગરમાં કેશાદિપાદાન્ત બૂડેલી મીરાં તેઓના સહવાસમાં ભજન કીર્તનાદિ નાનાવિધ ભક્તિ પ્રકારોમાં સમય વ્યતીત કરતી. તેના આ ચંદ્રવત્ શાંત શીતલ સ્વરૂપને દુષ્ટ લોકો—રાહુ—એ નિંદાની છાયાથી આવૃત કર્યું. રાણાજીને મીરાંબાઈની દિનચર્યા બહુ અરુચિકર લાગી અને મેવાડના રાજ્ય કુટુંબની એક વ્યક્તિ સંબંધમાં થતી લોક ચર્ચા (હીંઃ સુહાંચાંઈ) પોતાની કીર્તિને અનુરૂપ ન લાગી તેથી, 'ઇશ્વિરના દરબાર' ઉપર ચોકી રાખી અનેક વિઘ્નો કરવા માંડ્યાં. એમ મીરાંદ્વારા મહારાણાજીના શ્રેષ્ઠ કુલના સુચરિતનો એક ભાગ નિંદાદિથી કલુષિત થતો જોઈ, તેનો પ્રતીકાર કરવા જૂદા જૂદા બુદ્ધિદાતાઓની મતિ અનુસાર પ્રતિબંધાદિ (સખતાઈ) તેમ જ અંતે દેહદંડાદિ પ્રયોગ રાણાજીથી કરાયા.. મીરાંબાઈનાં એક બે ભજનોથી એ વૃત્તને પુષ્ટિ મળે છે.

**विषप्रयोग—**

મીરાંબાઈ ઉપર રાણાજીએ નાખેલાં દુઃખોના અનેક ઉલ્લેખો છે. પરંતુ તે સર્વ ાત્ય હોવા સ્વરૂપથી અસંભવિત જણાય છે, તથાપિ તેઓમાંના એક વિષ પ્રયોગ—ને મનેક વૃત્તાંતોથી પુષ્ટિ મળે છે.

જ્યારે રાણા વિક્રમાદિત્ય (વિક્રમાજીતજી)ને રાજકુલ પરિવારના કહેવાથી અંતે નિશ્ચય થયો કે, સમઝાવટથી (સામ દામથી) કે રોકટોકથી (દંડ ભેદથી) કંઈ પણ લાભ નથી, ત્યારે પોતાના એક મિત્ર (જે બીજાવર્ગી જાતિનો વૈશ્ય હતો)ની સલાહથી (અપર કથા મતે-રાજકુલની રાણીઓના કહેવાથી) મીરાંબાઈના મૃત્યુ યોગના પ્રયત્ન કરવા માંડ્યા. આરંભમાં પુષ્પ હારાદિમાં વીંછી સર્પાદિ વિષજંતુ મોકલવા માંડ્યા. તેમાં વિજય ન મળવાથી અંતે હલાહલ વિષનું એક પાત્ર તે જ મિત્રને હસ્તે મીરાંબાઈને મોકલ્યું. તેણે મીરાંબાઈની દોઢી (ઘોઢી-રાણીના નિવાસસ્થાન ઉપર બહારની ચોકી) ઉપર જઈ કહેવરાવ્યું કે-રાણાજીએ આ દેવચરણામૃત મીરાંબાઈ સારુ મોકલાવ્યું છે. મીરાંએ ઉત્તરમાં કહાવ્યું કે-દેવની અત્યંત કૃપા થઈ કે, રાણાજીની મતિ બદલાઇ અને તમે ઠાકોરજીનું ચરણામૃત લાવ્યા. પછી તે પાત્રગત પદાર્થને ચરણામૃતની અભેદ બુદ્ધિથી પરમ પ્રસન્નતાપૂર્વક મીરાં પી ગઈ. પરંતુ તેના ભાવના બળથી અને ઈશ્વરાનુગ્રહથી विषमप्यमृतायते क्वचित् ( रघु० सर्ग ८ श्लो. ४६) (વિષ પણ કોઈવાર અમૃત થાય છે) એ ઉક્તિ સત્ય થઈ. ભગવત્ પ્રસાદથી તેનો ભગવત્-પ્રેમનો મદ (નશો-કેફ) દ્વિગુણ (બમણો) વધ્યો, અને ભગવદ્ભક્તિનું માહાત્મ્ય અધિક ઉજ્જ્વલ અને અધિકતર લોકપ્રસિદ્ધ થયું.

કથાનક છે કે, મીરાંએ વિષપાન કર્યું, તે કાળે દ્વારિકામાં શ્રી રણછોડજીના મુખમાંથી જ્વાળા નીકળી.

એ વિષપ્રસંગ સંબધમાં "રાણાજી જહર દીયો હમ જાની" એ આદિ કેટલાંએક મીરાંબાઇના નામનાં પદો સાધુઓમાં પ્રસિદ્ધ છે. પરંતુ તે અર્થ આદિમાં એટલાં બધાં અનુચિત છે કે, તે મીરાંબાઈની કૃતિ હોય એમ સંભવતુ નથી.

**મીરાંબાઈનો શાપ—**

કેટલાએકનું મત આમ છે કે, એ વિષપાનથી મીરાંબાઇનો દેહાંત થયો. અને મરતાં મરતાં, વિષપાત્ર લાવનાર રાજમિત્રને શાપ આપ્યો કે, તારા કુળમાં સંતતિ થશે ત્યાં સંપત્તિ નહિ થાય અને સંપત્તિ હશે ત્યાં સંતતિ નહિ થાય. એ શાપ વચનસિદ્ધ છે. પ્રસિદ્ધ છે કે, જોધપુરના જે બીજાવર્ગી વાણીયા છે, તે અજી પણ કહે છે કે, મીરાંબાઇના શાપથી અજી તેઓના વંશ (ઔલાદ) તથા આય (આમદની) માં સાર આવતો નથી. મેવાડના બીજાવર્ગી વાણીઆ તો નષ્ટપ્રાય (તીનતેરા) થઈ ગયા છે. રાજ્યવર્ગમાં પણ આ જાતિ ઉપરથી વિશ્વાસ જતો રહ્યો છે, અને કહીં પણ કોઇ બીજાવર્ગીને રાજનું કામ મળતું નથી. સામાન્ય લોકોમાં પણ એ વર્ગ સારુ મત ઉચ્ચ નથી. તે દેશમાં એક પ્રચલિત કથન છે કે:-

બીજાબરગી બાનિઆ, દૂજો ગૂજર ગૌડ,
ત્રીજો મીલે જો દાહમો, કરે ટાપરો-ચૌડ.

(બીજાવર્ગી વાણીઆ, ગૂજર ગૌડ, અને દાહમો બ્રાહ્મણ એ ત્રણ મળે તો ઘરને ચોપટ (સફાચટ મેદાન) કરે.)

**चित्तोडत्याग—**

રાણાજીનું એ દુશ્ચરિત-કપટ ગુપ્ત ન રહ્યું, અને તે પ્રસિદ્ધ થતાં મીરાંબાઇનો માર્ગ સરલ થયો, અને તીર્થયાત્રા નિમિત્ત તેણે ચિત્તોડ ત્યજ્યું. તે પ્રથમ પોતાના કાકા રાવ વીરમજીને મેડતે જઈ રહી, ત્યાંથી મથુરા વૃંદાવન થઈ દ્વારિકા પહોંચી.

એ સંબંધમાં રા. ન્હાનાલાલ "કવિ" કલ્પે છે કે—"મેવાડના મહારાજ 'દિલકપટી' થયા, અને મેવાડનાં મહારાણીએ મુગટ ઉતારી વૈરાગ્ય લીધો. આ વેળાનું મીરાંનું જીવન મહા કરણ હતું"—તે નિરીક્ષણ કેવલ અરસિક છે. કારણ મેવાડના રાણાનો મીરાં સહ વિરોધ પ્રત્યક્ષ હતો, અને તેથી દિલકપટ જેવું કંઈ ન હતું. (૨) મીરાં કોઈ વાર મહારાણી પદે આવી જ ન હતી. (૩) મીરાંએ તે સમયે કંઇ નવો વૈરાગ્ય લીધો ન હતો; (૪) એ પ્રસંગથી મીરાંના જીવનને મહાકરુણ કહેવું, એ મીરાંની અનુપમ દૃઢ કૃષ્ણભક્તિને અપમાનકરણ જ છે. અને (૫) જે મીરાંભક્તિસાગરમાં કલ્લોલ કરી રહી હતી, તેને વિઘ્નાકુલ મેવાડમાંથી નિર્વિઘ્ન દેશમાં જતાં, મનમાં પરમાહ્લાદ જ વ્યાપ્યો હતો. એટલું જ નહિ, પરંતુ તે યાત્રા તે 'પરદેશમાં ભટકવું' ન હતું, પણ એક રાજવંશીયને યોગ્ય રીતિએ જ થઇ હતી; કારણ તેના માતૃકુલના સબલ સંબંધીઓ, જેઓ પૂર્વે દર્શાવ્યું છે, તેમ મેવાડની રાજસંક્રાંતિમાં ઉપયોગી ભાગ લેતા તે સજીવ હતા.

**चित्तोडदशा—**

મીરાંબાઇ જેવી ભગવદ્ભક્તિપરાયણાના પ્રપીડનથી, તથા તેના ફલમાં તેવાના પાદારવિંદથી વિરહિત ચિત્તોડની ભૂમિમાં તેના પુણ્ય બલ મૂલક પ્રભાવ ન્યૂન થવાથી અનેક ઉપદ્રવો થવા લાગ્યા. સંવત્ ૧૫૮૮ માં ગૂજરાતના બાદશાહ સુલતાન બહાદુરે ચિત્તોડ ઉપર પ્રચંડ હલ્લો કર્યો. એ સમયે રાજપૂતોએ બહુ વીરતા દર્શાવી, પરંતુ અંતે સંધિ કરવી પડી. તે પણ દીર્ઘ સમય ન રહી, અને અંતે રાણા વિક્રમાદિત્યની માતા હાડાવંશની સુપ્રસિદ્ધ રાણી કરમેતીએ રાણા વિક્રમાદિત્ય તથા ઉદયસિંહને દિલ્હી તરફ મોકલાવી દઇ, એ ઘોર યુદ્ધમાં સ્વપ્રાણાહુતિ અર્પી (સં. ૧૫૯૨). ત્યાર પછી બાદશાહ હુમાયુએ મંદસોર આગલ સુલતાન બહાદુરને હરાવી, ચિત્તોડની ગાદી પુનઃ વિક્રમાદિત્યને સોંપી.

આ અસ્તોદયના ચક્રના આઘાત થતાં પણ રાણા વિક્રમાદિત્યનો સ્વભાવ બદલાયો નહિ, જેના પરિણામમાં એક ખવાસ વનવીરે, સંવત ૧૫૯૨ માં તેનો વધ કરી રાજ્યપ્રાપ્તિ કરી, અને એ પ્રકારે ભગવદ્-ભક્તને નિષ્કારણ પીડા કરનારને જીવનમાં સંપત્તિ ને શાંતિ ન મળતાં શીઘ્ર કર્માનુરૂપ દેહાંત દંડ મળ્યો.

**मीरांवास मेडतामां—**

ચિત્તોડનો ત્યાગ કર્યા પછી મીરાંબાઈ થોડો સમય મેડતામાં રહી. ત્યાં તેના કાકા વીરમજી તથા તેના કુંવર જયમલ્લજીએ તેની બહુ માનપુરઃસર શુશ્રૂષા કરી. ત્યાં પણ તેની પાસે સાધુ સંતોનું આવાગમન ચિત્તોડ તુલ્ય જ રહ્યું. તેથી તેઓના ઉપર રાજનીતિ અનુસાર દેખરેખ રખાતી, જેને મીરાં દુઃખરૂપ ગણતી.

**મેડતાત્યાગ—**

મીરાંબાઈએ અલ્પ સમયમાં મેડતાનો ત્યાગ કર્યો અનુમાનાય છે. કારણ કે ઉપર લખ્યું છે તેમ ચિત્તોડ ઉપર વિપત્તિઓ વર્ષતાં તેના છાંટાથી મેડતા પણ નિર્મુક્ત ન રહ્યું.

ચિત્તોડના વિજય પછી, મેડતામાં રાવ વીરમજીનો પક્ષ નિર્બલ થયો, એટલે જોધપુરના મહારાજાઓએ તેઓ ઉપર ઇર્ષ્યાથી કલહ આરંભ્યો. તે સંવત્ ૧૫૮૮ થી સં. ૧૬૦૦ સુધી પ્રચલિત રહ્યો જણાય છે, જે વર્ષમાં રાવ વીરમજીનો પરલોકવાસ થયો. મીરાંબાઇના પિત્રાઈ ભાઈ સુપ્રસિદ્ધ વીર અને ભક્ત જયમલ્લજીને મેડતાની પ્રાપ્તિ થઈ. એ ભાઇ મીરાંનો બાલસખા હતો, એ પૂર્વે કહ્યું છે. જોધપુરવાળાઓએ તેની સાથે પણ વિરોધ ચાલુ રાખ્યો. સંવત્ ૧૬૧૬ માં રાવ માલદેવે મેડતા સ્વાધીન કર્યું અને તેનું નામ નવાનગર પાડયું.

**જયમલ્લનું વીરોચિત મૃત્યુ—**

થોડા સમય પછી જયમલ્લજીને અંતે ચિત્તોડમાં આશ્રય મળ્યાનું જણાય છે.

ઇતિહાસમાં અતિ પ્રસિદ્ધ છે કે, સંવત ૧૬૨૪ માં જ્યારે અકબરે ચિત્તોડ ઉપર ઘેરો ઘાલ્યો, ત્યારે ચિત્તોડના કિલ્લાના સમીકરણ કાર્ય (સમાર કામ) ઉપર નિરીક્ષા કરતાં (દેખરેખ રાખતાં) ચૈત્ર વદ ૧૦ ની રાત્રે અકબર બાદશાહની પોતાની જ બંદૂકની ગોળીથી જયમલ્લ પ્રાણ મુક્ત થયા, અને તેને બીજે જ દિને ચિત્તોડમાં અપ્રતિમ 'જોહર' ('જયહર') ના ધ્વનિપૂર્વક સ્ત્રીઓનું ચિતારોહણ થયું, અને પશ્ચાત્ અસંખ્ય રાજપુત્રો રણયજ્ઞદ્વારા સ્વર્ગમાં અપ્સરાઓ વર્યા.

એ સમયના યુદ્ધમાં રાજપૂતોએ જે શૂરવીરતા દર્શાવી હતી, તે અત્ર વિસ્તારભયથી આલેખાતી નથી. પરંતુ આટલુ જણાવવું અવશ્ય છે કે, તેઓના બે અગ્રણી વીરો જયમલ્લ રાઠોડ, તથા ફત્તા સીસોદીઆની વીરતાથી અકબર બાદશાહ એટલો આશ્ચર્યચકિત થયો હતો કે, તેણે તેઓની મૂર્તિઓ બનાવરાવી આગ્રાદુર્ગના દ્વાર આગળ સ્મરણાર્થે સ્થાપી છે.

નેપાલમાં ભાટગામ (ભક્તગ્રામ) નામે એક શેહેર છે ત્યાં રાજા ભૂપતીન્દ્રમલ્લે બંધાવેલ (સં. ૧૭૫૯) એક દેવાલય છે. તેનાં મુખ્ય દ્વારે જવાનાં પગથીઆં ઉપર પ્રથમ બે મોટી મૂર્તિઓ છે, તે પણ જયમલ્લ અને ફત્તાની હોવાનું કહેવાય છે. તે પ્રત્યેક વીર બળમાં દશ મનુષ્ય તુલ્ય હતા, એમ મનાય છે.

એમ તેઓની વીરતા એ લોકવાર્તા તથા પ્રશંસાનો બહુ વર્ષ પર્યંત એક વિષય થઇ રહી અને જયમલ્લજી તો અજી સુધી 'ચિત્તોડકે જોહાર ઓર અકબરકે ગર્વગાલનહાર' ના બિરુદથી પ્રશંસાય છે.

**જયમલ્લજીની ભક્તિ—**

જેમ વીરવર વર્ગમાં જયમલ્લનું ચરિત્ર સુવર્ણાક્ષરોથી અંકિત છે, તેમ ભક્તમાલામાં તે વિશુદ્ધ ઉજ્જ્વલાક્ષરોમાં લખાયલું છે. ભકતમાળના કર્તા નાભાજી જણાવે છે કે, "અમૂલ્ય ભક્તિ પદાર્થની પ્રાપ્તિ જયમલ્લજીને પોતાની બહેન મીરાંથી થઈ હતી."

*એઓની ભકિતનું એક ઉદાહરણ લૌકકથામાં તથા ભક્તમાલમાં આમ છે કે,* જ્યારે સંવત્ ૧૬૧૦ માં જોધપુરના રાવ માલદેવજીએ મેડતા ઉપર ચડાઇ કરી હતી, તે સમયમાં જયમલ્લજી તો ભગવતસેવામાં લીન હતા. તે પ્રસંગે શ્રી ચતુર્ભુજજીએ જયમલ્લજીનું રૂપ ધારણ કરી, નીલ અશ્વ ઉપર આરૂઢ થઈ, પરસૈન્યનો અતિ પરાજય કર્યો. એ ભેદ આ પ્રકારે પ્રસિદ્ધ થયો કે, તે ઉપાસ્ય મૂર્તિનું એક કુંડલ પાછળથી રણક્ષેત્ર ઉપર ઉપલબ્ધ થયું. કુંડલપ્રાપ્તિનું એ સ્થલ અદ્યાપિ 'કુંડલ' નામથી પ્રસિદ્ધ છે.

**ज़यमल्लजीनै वरदान—**

પોતાના નિકટ સંબંધી તથા બાલસખા જયમલ્લજીને મીરાંબાઇએ વરદાન આપ્યું હતું કે—"બહુતેરા વધે પરિવારા, નહિ હોય કજીઆમાં હારા." અર્થાત્ તારો વંશ પરિવાર બહુ વધશે, અને લડાઈમાં કોઈવાર પરાજય નહિ થાય. એ ઉક્તિ અદ્યાપિ સત્ય નિર્વર્તિત છે. કારણ મેડતીઆ રાઠોડોમાં જયમલ્લજીના વંશજો મોટી સંખ્યામાં છે. અને તે સર્વે લડવું, મરવું, મારવું એ સારુ પ્રખ્યાત છે. એક મારવાડી અખ્યાન (ઉખાણો) છે કે—"જાનરા ઉદા, ને મરણને દૂદા" અર્થાત્ ઉદાવત રાઠોડો (વિવાહની) જાનમાં ને દૂદાના (મેડતીઆ) રાઠોડો મરવામાં ભલા છે.

**मीरांनुं द्वारिकाप्रति गमन—**

સંવત્ ૧૫૯૫ થી ૧૬૧૮ સુધીનો સમય મેડતાને બહુ કષ્ટપ્રદ થયો હતો. તે સમયમાં અથવા સંવત્ ૧૬૧૧ થી–જ્યારે જયમલ્લજીને મેડતા છોડવું પડયું ત્યારથી મીરાંબાઇનું ક્યાં અવસ્થાન રહ્યું, એ જાણવાનું સાધન નથી. પરંતુ મીરાંબાઈનો નિઃસંદિગ્ધ ઇતિહાસ સંવત્ ૧૬૦૦ સુધી મળે છે, ત્યાર પછી, તે થોડાં વર્ષ જીવી હશે.

*જે યુદ્ધાદિ વ્યવસાયમાં તે વેળા ઉદયપુર, જોધપુર ને દિલ્હીનાં રાજ્યો પડ્યાં હતાં,* તે ઉપરથી તથા સંવત્ ૧૫૯૫ માં મેડતાની દુર્દશાનો આરંભ થયો, તે ઉપરથી અનુમાનાય છે કે, મીરાં તેવા સમયમાં એ પ્રદેશોથી અન્યત્ર રહેવા ગઈ હશે; અને વિષ્ણુ ભગવાનના ચાર મુખ્ય ધામોમાં સમીપસ્થ શ્રી દ્વારિકામાં શ્રી રણછોડજીનાં ચરણારવિંદનો આશ્રય લીધો હશે.

એમ પણ કહેવાય છે કે, વૃન્દાવનથી ચિત્તોડ પાછા જતાં રાણાની બુદ્ધિ પૂર્વવત્ જ ભ્રષ્ટ જોઈ ત્યાં ન જતાં તે દ્વારિકા ગઈ હતી.

**मीरांबाईनी द्वारिकामां सारूप्य मुक्ति—**

મેડતા નિવાસ પછી મીરાંબાઇનું કંઈ પણ ઐતિહાસિક વૃત્ત મળતું નથી. મુન્શી દેવીપ્રસાદ જણાવે છે કે, રાઠોડોના એક ભાટ, લૂણવા ગામના, નામે ભૂરીદાનનું કથન એવું હતું કે, મીરાંબાઇનો દેહાન્ત સંવત્ ૧૬૦૩ માં થયો. અને એ ઉપરથી આમ અનુમાન થઈ શકે કે, ત્યાં સુધી તો મીરાં જીવતી હતી.

ભારતેન્દુ હરિશ્ચંદ્ર તો મીરાંના તાનસેન તથા તુલસીદાસ સાથેના સમાગમોને સત્ય ગણી મીરાંનો શરીર ત્યાગ સં. ૧૬૨૦ થી ૧૬૩૦ મધ્યે થયાનું અનુમાને છે અને તેને બહુ જનો પ્રામાણિક માને છે.

પરંતુ ભકતજનોમાં આમ પ્રસિદ્ધ છે કે, મીરાંબાઇએ અંતે દ્વારિકામાં વાસ કર્યો હતો. દ્વારિકાધીશનું પ્રથમ દર્શન કર્યું ત્યારે તેણે "હરી કરી હો જનકી ભીર" એથી આરંભાતું પદ ગાયું હતું. (કોઇ આ પદને મુક્તિ સમયે ગાયાતું માને છે.)

મીરાંના નિર્ગમન પછી ચિત્તોડમાં સજ્જનો અને ભકતો આવતા બંધ થઈ ગયા; રાજ્યકલહો વધી પડ્યા. પૂર્વે કહ્યું છે તેમ સુલતાન બહાદુરે ચિત્તોડ લુંટ્યું, ને રાણા ઉદયસિંહ ઉપર વિપત્તિ ઉપર વિપત્તિ આવવા માંડી. એ સર્વથી સર્વ લોકોને મીરાંબાઈ સરખી ભક્તનો મહિમા ચિત્તારૂઢ થયો, અને સર્વને નિઃસંદિગ્ધ અનુભવ થયો કે, જ્યાં ભકતોનાં ચરણારવિંદ પધારે છે ત્યાં કંઇ કષ્ટ કે ઉપાધિ પાસે આવી શકતી નથી, અને તેથી તેને બોલાવવા રાજપુરુષો મોકલ્યા. પણ તેમનું ન માન્યું ત્યારે તે પુણ્યશીલ જનને બોલાવી લાવવા બ્રાહ્મણોને મોકલ્યા. (પાઠાંતરે—તે બ્રાહ્મણો યાત્રાકાલે રાણાજીએ મીરાંની સંગતિમાં મોકલેલા તે જ હતા.) તેઓના સમજાવવા છતાં મીરાંએ દ્વારિકા છોડવાનું સ્વીકાર્યું નહિ, ત્યારે બ્રાહ્મણોએ અંતિમ ઉપાયરૂપે 'લાંઘવા' માંડ્યું. તેથી મીરાંના મનમાં અતિ દુઃખ થયું અને અંતે તે દ્વારિકાનાથની રજા લેવા મંદિરમાં ગઈ. ત્યાં શ્રીદ્વારિકાનાથજીની મૂર્તિ સન્મુખ ઉભાં રહી, પગમાં ઘુઘરા બાંધી હાથમાં કરતાલ લઈ એકાગ્ર મને,

"સાજન સુધ જ્યોં જાને, ત્યોઉ લીજે હો"

એમ આરંભાતુ પ્રેમપદ ગાયું, અને તેની અંતિમ પંક્તિ

"મીરાંકે પ્રભુ ગિરિધર નાગર મીલ (મેરી) બીછુડન નહિ કીજે"

એ પુનઃ પુનઃ ગાતાં ગાતાં તે શ્રી રણછોડજીની (દ્વારિકાધીશની—ચતુર્ભુજ શ્યામ-મૂર્તિમાં) મૂર્તિમાં સમાઇ ગઈ —લીન થઈ ગઇ—અદૃશ્ય થઈ ગઇ—એકત્વ પામી—ભગવદ્-ભકતોથી પરમેપ્સિત સારૂપ્ય મુક્તિ પામી—

कृष्ण कृष्ण में करतीथी तो मैं ही कृष्ण हो गई.

*   *   *   *

દંતકથાઓ.

મીરાંબાઇના સમાગમમાં આવનાર સાધુસંતોએ મીરાંની ભગવદ્ ભક્તિની પ્રશંસા ચારે દિશામાં વિસ્તારી, અને તેને અગે તેનાં ઉદાહરણોરૂપ અનેક કથાઓ લોકોમાં પ્રચલિત થઈ. ઐતિહાસિક દૃષ્ટિએ તેની સત્યતા અસત્યતાનો નિર્ણય અતિ કઠિન છે. એવી દંતકથાઓનો અત્ર સંગ્રહ કરાય છે.

(૧) મીરાં બહુ ચતુર અને બુદ્ધિમાન્ હતી. કહેવાય છે કે, તીર્થ યાત્રા કરતાં તે વૃંદાવન ગઈ હતી. ત્યાં તે વેલા પ્રસિદ્ધ ચૈતન્યમતવર્તી જીવગોસ્વામી (એકમતે બ્રહ્મચારી) (સમય સંવત્ ૧૫૪૧ થી ૧૫૮૯) વસતા હતા. તેમનું દર્શન કરવા મીરાંને ઇચ્છા થતાં કહાવી મોકલાવ્યું. જીવગોસ્વામીએ ઉત્તરમાં પોતાનો નિયમ જણાવ્યો કે પોતે (બાલબ્રહ્મચારી હોવાથી) સ્ત્રીનું મુખ કદાપિ જોતા નથી. મીરાંએ ઉત્તરમાં કહાવ્યું

કે—વાહ મહારાજ! સ્ત્રી પુરુષના ભેદમાં જ આપ અજી રમી રહ્યા જણાઓ છો (અર્થાત્ અજી જીવગોસ્વામી ભગવદ્–યોગીઓને ઇષ્ટ,સર્વત્ર સમદર્શનની અવસ્થાને પામ્યા નથી)

પ્રકારાન્તરે—એમ કથા છે કે જીવગોસ્વામીએ જ્યારે એમ કહાવ્યું કે તેઓ બ્રહ્મચર્યવતી હોવાથી સ્ત્રીનું મુખ કદાપિ જોતા નથી, ત્યારે મીરાંએ ઉત્તરમાં કહાવ્યું કે મધ્યમાં પટાન્તર રાખી વાર્તાલાપ કરીશું. જીવગોસ્વામીએ તેનો સ્વીકાર કર્યો. મીરાં ત્યાં ગઇ. દંડવત્ પ્રણામ કરી મીરાંએ પ્રશ્ન કર્યું કે—"મહારાજ! મને આ સંશય છે કે ભાગવતમાં એમ છે કે वासुदेवःपुमानेक स्त्रीमयामितरज्जगत् । (વ્રજમાં તો એક વાસુદેવ–કૃષ્ણ–ગિરિધર–જ પુરુષ છે, અર્થાત્ વ્રજમાં અન્ય સર્વ ગોપીઓ છે અર્થાત્ ગોપીતુલ્ય ભક્તિમત્ત્વથી લક્ષિત જનો છે,) તો આપ આ વ્રજમાં પુરુષ થઇ કેવી રીતે રહ્યા છો? આજ જ મેં જાણ્યુ કે, વાસુદેવ વિના બીજા પણ પુરુષો વ્રજમાં છે." મીરાંની એ તર્કોક્તિથી જીવગોસ્વામી ચકિત થઇ ગ્લાનિ પામ્યા અને પટાન્તરનો ત્યાગ કરી મીરાં સાથે હરિકથાના રસના પાનનો આનદ લીધો.

પાઠાતરમાં–એમ કહે છે કે, ઉત્તરમાં મીરાબાઇએ કહાવ્યુ કે, હું એમ સમજતી હતી કે વૃન્દાવનમાં શ્રીકૃષ્ણ વિના સર્વે સખીરૂપ છે, પણ આજ જાણ્યુ કે વૃન્દાવનમાં તેમના બીજા પણ ભાગીદાર છે. એ સાભળી ગોસ્વામી લજ્જિત થયા અને મીરાંબાઇના દર્શન કરવા પોતે ત્વરિત ઉઘાડે પગે દોડી ગયા.

એમ પણ એક પાઠાંતર છે–તે સ્વામી રૂપગોસ્વામી નામે હતા. મીરાંએ અંતે તેમને ગુરુ માન્યા અને તેમના આશ્રમમા રહેવા તેમની અનુજ્ઞા માગી રૂપગોસ્વામીએ તેને હા પાડી અને મીરાં ત્યાં રહેવા લાગી. લોકો એથી એમ સમજવા લાગ્યા કે, રૂપ૦ મીરાંના શિષ્ય થયા છે પણ મીરાંબાઇ કહેતી કે તે તો તેના ગુરુ છે.

(૨) એમ કહેવાય છે કે મીરાનો યશ સુણી મીરાંને મળવા બાદશાહ અકબર તાનસેનને સાથે રાખી, વેશ પરિવર્તન કરી, મીરા સમીપ ગયા હતા ત્યાં બાદશાહે મીરાં સાથે જ્ઞાનવિષયક અને તાનસેને સગીત વિષયક ચર્ચા કરી હતી. બીજી પણ અનેક વિષયક ચર્ચાઓ થઇ અને તે સર્વમા મીરાંના ઉત્તરથી ઉભય અતીવ પ્રસન્ન થયા અને મીરાં એ શ્રીકૃષ્ણકૃપાનું પાત્ર છે, એ બાદશાહને મન નિશ્ચિત થયુ, અને કોઇક કહે છે કે, તેમણે મીરાંને ગિરિધરરૂપે દીઠી.

કહેવાય છે કે મીરાંએ તે વેળા "માઇરી મેં સાંવલિયા જાણ્યો નાથ" એ પદ ગાયું હતું

અકબર બાદશાહનું જન્મ સંવત ૧૫૯૯ માં થયું હતું અને પટ્ટાભિષેક સં. ૧૬૧૨ માં થયો હતો એ લક્ષમાં લેતાં ઉપરની વાર્તા અસંભવિત લાગે છે; અથવા મીરાંને તત્કાલપર્યંત જીવતી માનવી પડે છે

એમ કહેવાય છે કે, બાદશાહે (જે સંન્યાસીનો વેષ ધારણ કર્યો હતો તેણે) તે પ્રસંગે મીરાંને પ્રસન્ન થઇ એક રત્નમાલા આપી મીરાંએ "ભક્તોને એવા મૂલ્યવાન્

પદાર્થો ન જોઈએ" એમ કહી પ્રશ્ન કર્યો કે, સંન્યાસીને રત્નહાર કેવો મળવો? અકબરે કહ્યું કે, યમુનાસ્નાન કરી ધ્યાન ધરતાં તેને તે પ્રાપ્ત થઈ હતી અને ઈશ્વરના પરમ-ભક્તને તે યોગ્ય છે એમ માની તેને ભેટ કરી છે. જોઈએ તો તે તમારા ઇષ્ટને કંઠે પહેરાવો. પછી તેઓ ગયા. એ પ્રસંગથી મીરાંની નિંદા થવા માંડી. તેનું મૂલ્ય અકાવતાં તે બહુ જણાયું (કોઇ–દશ લાખનું–લખે છે) અને કોઇ ઝવેરીએ બાદશાહને તે વેચેલી જણાઇ. એથી કરીને અકબર તથા તાનસેન વેશપરિવર્તન કરી આવ્યા હતા એ વાત નિશ્ચિત થઇ, અને તે વાત લોકપ્રસિદ્ધ થઇ.

(૯) એમ કહેવાય છે કે રાણાજી મીરાંની ભક્તિમાં વિઘ્ન નાંખવાથી તથા નિત્ય નવીન ઉપદ્રવ કરવાથી ન વિરમ્યા ત્યારે મીરાંએ શ્રી રામના અનન્ય ઉપાસક તુલસીદાસને એક પત્ર લખ્યું જે

"સ્વસ્તિ શ્રી તુલસી ગુણ દૂષણહરણ ગુસાંઇ"
(પાઠાંતર) સુખ નિધાન દુઃખ હરન........

એ પંક્તિથી આરંભાય છે તેના ઉત્તરમાં તુલસીદાસે લખ્યું કેઃ–

"જિનકે પ્રિય ન રામ બૈદેહી;
તિન ત્યાગિએ કોટિ બૈરિ સમ યદ્યપિ પરમ સનેહી. જીનકે. ૧
પિતા તજ્યો પ્રહ્લાદ, બિભીષન બન્ધુ ભરત મહતારી;
બલિ ગુરુ તજ્યો, કાન્ત બ્રજબનિતન, ભે જગ મંગલકારી. ,, ૨
નાતો નેહ રામસોં સાંચો, સુહૃત સન્ત જહાં લોં;
અંજન કહા આંખ જો ફૂટે, બહુ તક કહુ કહાં લોં. ,, ૩
તુલસીદાસ પૂજ્ય સોઈ, પ્રીતમ પુત્ર પ્રાણતેં પ્યારો,
જાકો લાગ્યો સનેહ રામસેં, એ તો મતો સોઇ જગહિતૂ હમારો." ,, ૪

(સવૈયો.)

"સો જનની સો પ્રિયા સો ભાઈ, સો ભામિની સો સુત સો હિતુ મેરો;
સોઈ સગો સો સખા સેવક, સો ગુરુ સો સુર સાહેબ મેરો;
સો તુલસી પ્રિય પ્રાનસમાન, કહાંલો બનાઈ કહૌં બહુતેરો;
જો તજિ દેહકો ગેહકો નેહ, સનેહ સો રામકો હોઈ સવેરો.

(શ્રી વૃંદાવનશતકમાં પણ એ ભાવાર્થનો શ્લોક છે કેઃ—

सा मे न माता, स च मे पिता न, स मे न बन्धुः, स च मे सखा न,
स मे न मित्रं, स च मे गुरुर्न, यो मे न वृंदावनवासमादिशेत् ॥ ३५ ॥

તુલસીદાસના એ પત્રથી ચિત્તમાં દઢતા અવલંબી મીરાંએ પરિવાર અને સંસારથી મુખ ફેરવી લઈ, વૃન્દાવન પ્રતિ

"મેરો મન લાગ્યો, સખી સાંવલિયાસોં"
(કયા પાઠાંતરમાં–"મેરે ગિરિધર ગોપાલ દુસરો ન કોઈ."

એથી આરંભાતું પદ ગાતાં ગાતાં પ્રયાણ કર્યું અને વૃંદાવનમાં કૃષ્ણ ભક્તિમાં તલ્લીન થઈ દિવસો વ્યતીત કરવા લાગી.

ગુસાંઈ (ગોસ્વામી) તુલસીદાસે રામાયણ આરંભ સંવત્ ૧૬૩૧ માં કર્યો અને તેઓનું અવસાન સંવત્ ૧૬૮૦ માં થયું. એ સાથે સમયમેલન કરતાં ઉપરનું કથાનક અસંભવિત લાગે છે.

(૪) મીરાં પરણીને જ્યારે શ્વશુરગૃહે પહોંચી ત્યારે વૃદ્ધ રાજમાતાઓએ કુલાચારાનુસાર તેની પાસે પ્રથમ દ્વારપૂજન કરાવી તેનો (વધૂનો) ગૃહપ્રવેશ કરાવ્યો. પછી તેને ગૃહદેવતાભૂત કુલદેવતા શ્રી દુર્ગાદેવી સમીપ લઈ જવામાં આવી, અને તેમની પૂજા કરવા કહેવામાં આવ્યું. પરંતુ મીરાંની ગિરિધર ઉપર ભક્તિ એવી આરૂઢ થઈ ગઈ હતી કે, તેણે અન્ય દેવનાં દર્શન પણ કરવા ના પાડી અને ઉત્તરમાં કહ્યું કે મારે તો ઇષ્ટદેવ–કુલદેવ–જે કહો તે એક માત્ર ગિરિધરલાલ જ છે. મન સહ તન પણ તેને સમર્પ્યું છે તેથી બીજા કોઇ દેવને નહિ પૂજું. તે ઉત્તર ઉપર મીરાંને કહેવામાં આવ્યું કે, દેવીને પગે લાગવાથી સૌભાગ્ય વધશે. ત્યારે મીરાંએ પ્રત્યુત્તર આપ્યું કે, આ ગામમાં બીજી વિધવાઓ કેમ છે? તેમ જ રાણીઓએ અંતે કહ્યું કે, તેમ ન કરવાથી રાણાના કુલને કલંક લાગે છે. ત્યારે મીરાંએ કહ્યું કે મારે કોઈ કુલ નથી. મારું મન ગિરિધર વિના બીજું કંઇ જાણતું નથી. એમ અંતે રાણીઓ સમઝાવતાં થાકી, પણ મીરાંએ પોતાની હઠ ન છોડી અને પૂજા પણ ન કરી. એની ફરિયાદ રાણાજી કને લઈ જવામાં આવી. રાણાજી ક્રુદ્ધ થઈ તેને મારવા જતા હતા, પણ રાણીઓએ તેમાં માનહાનિ ગણી સમઝાવ્યું કે તેને જૂદી રાખવી, અને તે અનુસાર 'ભૂત મહાલય' નામે નિવાસસ્થાન જૂદું આપ્યું. એમ રાણાજીએ તેનો ત્યાગ કરી અપર વિવાહ સંબંધ પણ બાંધ્યો.

વસ્તુતઃ વિચાર કરતાં એ વાર્તા અત્યંત અસંભવિત લાગે છે. કારણ મીરાં પૂર્ણ પતિવ્રતા હતી અને વૈષ્ણવ મતમાં પણ ગોપીઓએ કાત્યાયનીપૂજન તથા રુક્મિણીએ પણ દેવીપૂજન કર્યું હતું. એથી અને કૃષ્ણ પણ દેવીના અવતારરૂપે મનાય છે, તેથી રહસ્યવિત્ વૈષ્ણવોમાં દેવીપૂજનનો બાધ ગણાતો નથી.

(૫) શ્વશુરગૃહમાં કેટલોએક સમય વીત્યા પછી તેની નનાન્દા (નણંદ) ઉદાબાઈ આદિ અંતઃપુર પરિવાર તેને સમઝાવવા ગયો અને કહ્યું કે–મીરાંના સાધુ સંગથી ઉચ્ચ રાજકુલમાં કલંક લાગે છે. એટલું જ નહિ પણ સ્વસમાજમાં જ્યારે તેની વાત નીકળે છે, ત્યારે તેઓને નીચે જોવું પડે છે. (આંખ ઝુકાની પડતી હૈ.) તેના ચરિતથી રાણાજી પણ અતિ ક્રોધાવિષ્ટ છે અને તેની શોભા 'કુલધર્મ' પાલવામાં જ છે; ઈત્યાદિ. મીરાંએ ઉત્તરમાં કહ્યું કે–સંત સમાગમથી તો જન્માંતરનાં પણ પાપ નષ્ટ થાય છે. અને તમારા બોલ સ્પષ્ટ દર્શાવે છે કે, તમો સંસાર અને માયામાં છો. તમને સ્વ–હિત–અહિતનો વિવેક નથી, અને હું તો સંસાર તજી હરિને ભજી ચૂકી છું. અને ત્યજેલાને પુનઃ ગ્રહણ કરવાની આશા રાખવી મિથ્યા છે. એ આદિ કહી "વરીઓ વરીઓ મૈં ગિરિધરલાલ." એ પદ સંભળાવ્યું.

પરંતુ એમાં આ પદનો પ્રસંગ સંભવતો નથી, કારણ એ પદ મીરાંની નહિ પણ દયારામની કૃતિ છે.

(૬) પ્રાકૃત લોકોએ રાણાને એમ વાતો કરી હતી કે–સાધુ સંતના સમાગમમાં દુરાચાર થાય છે, કોઈ કોઈ વાર દ્વાર બંધ હોય છે ત્યારે તે કોણ જાણે કોની જોડે વાતો કરતી સંભળાય છે, ઇત્યાદિ. (કારણ મીરાં એકાંતમાં પોતાના મનના સર્વ ભાવ વૈખરી વાણીથી શ્રી ગિરિધરજી આગળ પ્રકાશી સંતુષ્ટ થતી.)

તે કંચુકીદ્વારા રાણાએ સાંભળી અને એ ઉપરથી રાણાજી પોતે ખડ્ગ લઈ તેનો શિરચ્છેદ કરવા ગયા અને તેને પૂછ્યું કે અંદર કોણ છે? મીરાંએ કહ્યું કે જુઓ તમારા ભય કે લજ્જા વિનાનો કોઇક છે. પરંતુ ત્યાં મંદિરમાં શોધતાં બીજું કોઈ પણ મળ્યું નહિ. રાણાજી ખશીયાણા પડી પાછા ગયા, અને પછી પોતાની બેનને ત્યાં તપાસવા સારુ મોકલી. તેણે બહુ સમજાવી, પણ મીરાંએ હરિભક્તિ છોડવા ના પાડી.

એ જ પ્રસંગ પ્રકારાન્તરે આમ વર્ણવાયો છે કે એક વાર મીરાંમંદિરમાં નાચ-ગાન થતાં સંભળાતાં હતાં. તે સાંભળી રાણાજી ક્રોધયુક્ત થઈ તેને મારવા દોડી ગયા, અને એકદમ દ્વાર તોડી અંદર ગયા અને પૂછ્યું કે તે કોની જોડે નૃત્ય ગાન કરતી હતી? ત્યારે તેણે ઉત્તરમાં કહ્યું કે મારે તો ગિરિધર વિના બીજું કોણ છે? અને તે તો આ તમારી સન્મુખ રહ્યા એમ કહી

"એ રાણાજી મેં સાંવરે રંગ રાચી"

એ પદ ગાયું.

(૭) કહેવાય છે કે મીરાંની બહુ નિન્દા પ્રચલિત થતાં રાણાએ એક ડાબલીમાં સર્પ મોકલી કહાવ્યું કે, આમાં એક અપૂર્વ જાતિના દુર્લભલક્ષણયુક્ત શાલિગ્રામ છે. મીરાંએ તે ડાબલી પરમ શ્રદ્ધા ભક્તિથી લઇ મસ્તકે ચઢાવી પછી ઉઘાડી. તો તેમાં દિવ્ય શાલિગ્રામ જણાયા. ભગવત્–પ્રતીક–પ્રાપ્તિથી અત્યંત હર્ષ પામી અને પ્રેમવશ થઇ ગાયું કે

"એ ડબ્બીમેં શાલિગ્રામ બોલત કાહે નાહીયા."

દૂતોએ સર્વ વૃત્તાન્ત રાણાજીને વિદિત કર્યું. પણ રાણાના ચિત્તથી રાગદ્વેષ ન ટળ્યા.

(૮) વિષપ્રયોગ પ્રસંગના સંબધમાં કેટલુએક ઉપર દર્શાવ્યું છે તે કથાના પાઠાંતરે કોઇએક કહે છે કે ચરણામૃત રૂપે વિષપાત્ર રાણાએ નહિ, પરત્તુ રાણાની માતાએ, મોકલાવ્યું હતું.

એમ કહેવાય છે કે તેની નણંદ ઉદાબાઈ જે એ 'વિષપાત્ર'ના ભેદને જાણતી હતી, તેણે મીરાંને ચેતવી. પણ મીરાંએ મહા દ્રઢતાથી ઉત્તર આપ્યું કે—જે કોઇ પદાર્થ ભગવાનના ચરણામૃતના નામથી પ્રાપ્ત થાય તેનો પરિત્યાગ કરવો, એ ભક્તિના 'પણ'થી વિરુદ્ધ છે. એમ કહી પરમોત્સાહથી તે પી ગઇ.

(૯) એમ કહે છે કે ભગવાન્ એની સાથે સાક્ષાત્ ચોપાટ ખેલતા. ભક્ત-માલાનુસાર તેઓ શેતરંજ રમતા. રાણાએ એકવાર ભગવાનનો હાથ હાલતો જોયો અને તે સ્તબ્ધ થઇ ગયો હતો.

(૧૦) ચિત્તોડમાં કુંભસ્યામના મંદિર પાસે એક નાનું મંદિર છે, તેમાં મીરાં પોતાના ઇષ્ટ 'શ્યામનાથ' ને સ્થાપી તેઓ આગળ નૃત્યગીત કરતી હતી. એક વાર શ્યામનાથ મીરાંના ભક્તિ પ્રેમને વશ થઈ 'ચોકી'થી ઉતરી આવી તેને પોતાના અંકમાં (ખોળામાં) લઇ બોલ્યા—મીરાં—. રાધાનાથના મુખમાંથી એટલો જ શબ્દ શ્રવણમાં પડતાં મીરાં પ્રાણનો ત્યાગ કરી નિત્યરાસમાં મળી ગઈ. (શિવસિંહ સરોજ)

(૧૧) કહેવાય છે કે એક દિન વૃન્દાવનમાં મીરાં ભક્તિમાં તન્મય થઇ વિચરતાં એક કુંજમાં તેને ગિરિધરજીનો સાક્ષાત્કાર થયો. તે સમયે આ ગાન ઉદ્‌ભવ્યું કે,

"આજ હમ દેખ્યો ગિરિધારી" અને

"તખતેં મોહી નંદનંદન દૃષ્ટિ પડયો માઇ."

(૧૨) એકવાર મીરાંબાઇ માંદાં પડ્યાં હતાં, તેથી રાજવૈદ્યને બોલાવવા સંરંભ થતાં મીરાંએ ગાયું કે,

"બાંકે બડી અખિયનવારો સાંવરો મોતન હેરો હંસ કરી"

એ પદ તેણે એવા તો અનુરાગથી ગાયું કે, જાણે અરવિંદલોચન કૃષ્ણ મંદહાસ્યપૂર્વક અમૃત દૃષ્ટિનો તેના ઉપર પાત કરતા હોય એમ તેને લાગતું અને પદ ગવાઈ રહેતામાં તો તે પૂર્ણ આરોગ્ય પામી ગઇ.

(૧૩) કહેવાય છે કે એક દિને એક સાધુએ મીરાં સમીપ જઈ કહ્યું કે, અમે ગિરિધરના દાસ છીએ અને તમે તેનાં દાસી છો. અમને સ્વપ્નમાં આપણા ઇષ્ટદેવે આજ્ઞા કરી છે કે, તમે જઇ મીરાંનું દુઃખ હરો. તેથી હું આવ્યો છું; અને તમે મારો અંગીકાર કરો. મીરાંએ કહ્યું કે મારે શ્રી ગિરિધરલાલની આજ્ઞા માથા ઉપર છે. પણ આપ પ્રથમ ભોજન વિશ્રામાદિ કરો. પછી અન્યત્. તદનંતર મીરાંએ તેને ભોજનથી તૃપ્ત કર્યો. સાધુ સમાજ મધ્યે શય્યા પાથરી તે સાધુને કહ્યું કે આ ઉપર આપ વિરાજો અને આ દાસીને જે આજ્ઞા કરવી હોય, તે આપ કરો. અને પુનઃ કહ્યું અત્ર લજ્જા કે ભય કોઇનું પણ ન રાખવું. તે વિષયી સાધુએ એકાન્તસ્થલમાં જવા સૂચવ્યું. મીરાંએ નિર્વિકાર રહી—ક્રોધ, આશ્ચર્ય કે પ્રેમ દર્શાવ્યા વિના—કહ્યું કે, સાધો! મારી દૃષ્ટિમાં તે સમગ્ર ત્રિભુવનમાં એક પણ એવું એકાન્ત સ્થલ નથી, કે જ્યાં મારા પ્યારા ગિરિધરલાલ ન હોય; વળી રવિ, શશી આદિ પાપપુણ્યના અષ્ટ સાક્ષી પણ જ્યાં વિદ્યમાન ન હોય. તો પ્રિયભાઇ! આપને જે એકાન્ત સ્થલ જોઇએ છે, તે તે હું ક્યાંથી લાવું? એ સાંભળતાં જ તે વિષયી વિષનિર્મુક્ત થયો, વિચ્છાય થયો; શ્વેતમુખ થયો; તેણે મીરાંને સ્વમાતા રૂપે દીઠી. તેના હૃદયમાં ભક્તિભાવ ઉદિત થયો. મીરાંચરણે ક્ષમાદાન યાચતો પડ્યો. મીરાંની તેના ઉપર કૃપાદૃષ્ટિનો પાત થયો. ભક્તના વિકાર ભસ્મીભૂત થયા. તેને ઇશ્વિરદર્શન થયું. સાધુમંડલી હર્ષ પામી. મીરાંએ પ્રેમાવેશમાં ગાયું:—

"એરી મેં તો દર્દ દિવાની"

(પાઠાંતર—"દરદ ન જાને કોઇ એરી") ઇત્યાદિ.

(૧૪) એમ કહેવાય છે કે મીરાંની થતી નિંદાથી ખિન્ન થઇ રાણા સાંગા તેનું મૃત્યુ ઇચ્છતો હતો. તેણે (પાઠાંતરે–તેના પતિ રાણાએ) મીરાંને કહાવ્યું કે, કોઇ પણ પ્રકારે તેણે દેહત્યાગ કરવામાં શોભા છે. (પાઠાંતરે–મીરાંએ એક વાર પતિદર્શનની આજ્ઞા માગી, પણ તેનો નિષેધ કરાયો.) એથી તે ભિક્ષુકીવેષ ધારણ કરી, ગામ બહાર જઇ નદીમાં પડી. પરંતુ તેને તેજ:પુંજમય કોઇ દેવદૂતે ઉગારી બહાર કાઢી અને કહ્યુ કે તેં શ્વશુર વૃદ્ધની આજ્ઞા પાલી તે બહુ ઉત્તમ કર્યું, પણ તારે અજી કર્તવ્ય શેષ છે. તારે ભક્તિનું પ્રશસ્ત ઉદાહરણ જગતને દર્શાવવાનું છે. ભક્તિથી નિરાકાર, સાકાર રૂપે દર્શન દે છે અને ભક્તિથી સાકારદ્વારા નિરાકાર પ્રાપ્ત કરાય છે.

શુદ્ધિમાં આવતાં મીરાંએ પોતાને યમુના તટે જોઇ. ગોપાલોને તેણે વૃન્દાવનની વાટ પૂછી. તેઓએ તેને દુગ્ધામૃત પાયું. કૃષ્ણ નામનું સંકીર્તન કરતી અને તેથી પ્રવાસીઓનાં શ્રવણ, નયન અને મનને આકર્ષતી તે વૃન્દાવન ચાલી ગઇ.

✓ (૧૫) એમ કહેવાય છે કે રાણાએ એટલે તેના દીયરે તેને સંતસમાગમ છોડે તો બહુ ઘરેણાં આપવા કહ્યું, તથા રાણાએ પરણવાનુ પણ કહાવ્યુ હતુ. જેના ઉત્તરમાં મીરાંએ

"અમો અબલાને મોટી મીરાંત બાઇ, શામલો ઘરેણું મારે સાચું રે."

એ પદ ગાયું.

એ વાત રા. ભાનુસુખરામના લેખમાં મળી આવે છે; પરંતુ એ વાત પ્રથમ દૃષ્ટિએ જ ખોટી જણાય એમ છે. કારણ રજપૂતોમાં પુનર્વિવાહનો ચાલ જ નથી.

(૧૬) કથા છે કે એક દિવસ મીરાબાઇ કીર્તન કરતી હતી, ત્યાં તેની નણંદ ઉદાબાઇ જઇ પહોંચી. તે સમયે મીરાજીએ,

"જબસેં મોહી હે નંદનંદન દષ્ટિ પરો માઇ"

ઇત્યાદિ રચીને ગાયું. એ પદ એવા સુસ્વર તથા દયાદષ્ટિથી ગાયું કે, ઉદાબાઇના ચિત્તમાં કૃષ્ણનો મહિમા વસી ગયો અને મીરાને પોતે ગુરુપદે માની.

તે વાત સાંભળી એક સ્ત્રીએ રાણાની સામે બીડું ઝડપ્યું કે "હું મીરાંબાઇને પાંશરી કરી દઇશ". જ્યારે તે મીરાંની સામે ગઇ ત્યારે તેને જોતાં જ તે બાઇના મનમાં કઇક એવું થઈ ગયુ કે, તે મીરાંની તનમનથી દાસી બની ગઇ અને રાણાને મહેલ પાછી ફરી જ નહિ.

કબીરે ભકતનાં દર્શન અને સત્સંગની પ્રશંસામાં સત્ય જ કહ્યું છે કે—

"પારસમે અરુ સતમેં બડો અંતરો જાન;
વહ લોહા કાંચન કરે, વહ કરે આપ સમાન."

(૧૭) કહેવાય છે કે, એક વાર ઉદાબાઇએ બહુ દીનતાથી અને પ્રેમથી મીરાં આગળ હઠ લીધી કે અમને ગિરિધરલાલજીનાં પ્રત્યક્ષ દર્શન કરાવો. મીરાંએ એનો સાચો ઉમંગ જોઈ ચંપા, ચમેલી આદિ સાહેલીઓને આજ્ઞા કરી કે ગિરિધરલાલના આતિથ્યની સામગ્રી તૈયાર કરો. જ્યારે સર્વ ભોગાદિ તૈયાર થઇ ગયું, ત્યારે મીરાંબાઈ સર્વની

મંડલી મધ્યે બેઠી અને વિરહ તથા 'પ્રેમનાં પદો બનાવી ગાવા લાગી. એમ કીર્તન કરતાં કંઇક સમય વીતી ગયો, અને તેના વિરહથી વ્યાકુલ (બેકલ) થઇ ગઇ ત્યારે અર્ધી રાત્રે શ્રીકૃષ્ણ સાક્ષાત્ પ્રકટ થયા, અને ભેટ્યા, અને કહ્યુ કે તું આટલી બધી અધીર શા સારુ થઇ ગઇ પછી સર્વના સમક્ષ મીરાંની સાથે ભોજન કર્યું; વાર્તાલાપ કરવા માંડ્યો. તે ઉપરથી કુંચુકીઓએ પુરુષનો સ્વર સાંભલી રાણાજી સુતા હતા, તેમને જગાડીને ખબર કહી કે મીરાંના મહેલમા કોઇક પુરુષ આવ્યો છે, અને તેની સાથે વિલાસ થઇ રહ્યો છે. રાણાજી ક્રોધમાં તલવાર ખેંચી દોડ્યા અને મહેલમાં ધશી જઇ સર્વત્ર શોધવા માંડ્યું, પણ કોઇ પુરુષ જડ્યો નહિ. તેથી ખશીયાણા પડી જઇ મીરાબાઇને પૂછ્યુ મીરાએ કહ્યું કે–મને શુ પૂછો છો? મારા પરમમિત્ર ગિરિધરલાલજી તો તમારી આખોની સામે જ વિરાજમાન છે. ત્યારે રાણાએ ચારે દિશામાં દૃષ્ટિ કરી પણ કોઇને દીઠું નહિ. મીરાં કહે કે પ્રેમભક્તિએ તેને ભજે તો દર્શન થાય (પાઠાંતરે–પણ પ્રેમી સ્ત્રીઓ સિવાય કોઇ જોવામાં આવ્યુ નહિ.) રાણાએ ખડ્ગ ખેંચ્યું ત્યારે બે ચાર મીરાં દેખાઈ (દયારામ). (પાઠાંતરે–થોડાક સમય પછી પલંગ ઉપર મહા ભયાનક નરસિંહરૂપ દેખાયુ, જેથી રાણા ભયભીત થઈ ભોંય ઉપર પડી ગયા. શુદ્ધિ આવતાં "અમારા કુલદેવ એકલિંગજી છે તેમને તુ ઇષ્ટ દેવ કેમ માનતી નથી? તારા ઇષ્ટદેવની 'સુરત' તો બહુ ભયાનક છે" એમ કહેતા કહેતા જતા રહ્યા.)

(૧૮) કેટલાએક કહે છે કે મીરાંબાઇના વૃંદાવન ગયા પછી તેનાં ભક્તિમય પદો એટલાં પ્રસિદ્ધિમાં આવ્યા કે, ચિત્તોડમાં પણ તે ગવાવા માંડ્યાં, અને મીરાંની કીર્તિ બહુ વધી. જ્યાં જ્યાં રાણાજી જાય ત્યાં ત્યાં મીરાંનું નામ અને કીર્તિ સંભળાતાં. પોતાથી તિરસ્કારાયલી મીરાં મેવાડથી પણ અધિક પ્રદેશ ઉપર એક જાતની હકુમત ચલાવે છે, એમ રાણાને લાગવા માંડ્યુ તેની ખાતરી થઇ કે, મીરાએ મેવાડના કુલને કલંક લગાડ્યુ નથી, પરંતુ તેનાથી તેની કીર્તિમાં બહુ વધારો થયો છે. પછી મીરાંને મળવા ગુપ્ત વેશે તે વૃંદાવન ગયા. જ્યાં મીરાં ભજન કરતી હતી ત્યાં એક સામાન્ય માણસ પેઠે ગયા કીર્તનોત્સવના અંતે મીરાં સમીપ તેમણે ભિક્ષા માગી મીરાંએ ઉત્તર આપ્યુ કે–હું પણ એક ભિક્ષુકી અબલા છુ ગિરિધર–નામ વિના બીજો કોઇ આપવા યોગ્ય પદાર્થ મારી પાસે નથી. એ વિના ધનાદિ જે કઇ જોઈતુ હોય તે સારુ અન્યત્ર જાવ વેશધારી ભિક્ષુકે કહ્યુ કે–હું આશા પૂર્વક આવ્યો અને મને શું નિરાશ કરશો? મીરાએ કહ્યુ કે–હું કયે પ્રકારે તમને સાહાય્ય કરુ. ભિક્ષુકે કહ્યુ કે–હુ માત્ર તમારી ક્ષમા માગું છુ, બીજા કશાની મને અપેક્ષા નથી. એ વાક્યથી મીરાંના મનમાં શંકા થઈ અને એટલામાં રાણાએ પોતાનો ખોટો વેશ ઉતારી નાખ્યો અને મીરાંએ પોતાના પતિને ઓળખી આનંદાશ્ચર્યમા મગ્ન થઇ તેમને પગે પડી અને પછી રાણાની વિનતિથી તેની સાથે જ ચિત્તોડ જઇ રહેવા લાગી. (ભક્તિ પ્રકાશ.)

ઉપરની કથા સ્પષ્ટ રીતે નાટકી જણાય છે.

## મુખ્ય ભ્રાન્તિયુક્ત વિષયો.

શ્રી મીરાંબાઈના જન્મકાલાદિ તથા કેટલાએક જીવન પ્રસંગો યદ્યપિ અંધકારગ્રસ્ત છે, તથાપિ બે ચાર મહત્ત્વના વિષયોમાં પ્રથમ લેખકે કરેલી ભૂલને ગતાનુગતિકતાથી સ્વીકારવાથી તે સ્થિર થઈ ગઈ છે. તે સબંધમાં તત્ત્વ નિર્દિષ્ટ કરાય છે.

**राणाकुंभ अने मीरांनो संबंध—**

બહુ લેખકોએ મીરાંને સુપ્રસિદ્ધ મહારાણા કુંભની પત્ની લખી છે. તેથી તેઓએ રાણા કુંભના વિશુદ્ધ ચરિતને અજ્ઞાનદ્વારા દૂષિત કર્યું છે. કર્નલ ટોડકૃત "એનલ્ઝ ઓફ રાજસ્થાન"ની પૂર્વેના ભક્તમાલાદિ ગ્રંથોમાં કહીં પણ મીરાંના પતિનું નામ કુંભ લખ્યું નથી.

રાણા કુંભ સંબધમાં એ લક્ષમાં રાખવું આવશ્યક છે કે, તે બહુ અંશે વૈષ્ણવ ધર્મને માન આપતો હતો, અને તેથી વૈષ્ણવ ધર્મ અનુસરતા સારુ મીરાંને પીડા કરે 'એ વાત જ ખોટી' રાણા કુંભે ગીતગોવિંદ ઉપર ટીકા કરી છે, તે જ તેની કૃષ્ણ-ભક્તિનુ સબલ પ્રમાણ છે. તેના તૃતીય પ્રબધની ટીકામાં તે પોતાને વર્ણવે છે કે- " श्रीगोविंदपदारविंदमकरंदचचद्‌द्विरेफेण..." (શ્રી ગોવિંદનાં ચરણારવિંદના મકરંદના આસ્વાદ લેવામાં ભ્રમર...) તેમજ તેના સપ્તમ પ્રબંધની ટીકામાં પણ हृदीयं परं वासुदेव निधत्ते (હૃદયમાં પરમેશ્વર વાસુદેવને સ્થાપે છે ) ઇત્યાદિ. એ પ્રકારે ઉભયમધ્યે પતિપત્ની સંબધ હોત તો ઉભય કૃષ્ણ ભક્ત હોવાથી તેઓ મધ્યે વિરોધ અસંભવિત થાય છે.

પુનઃ ઉભયના સમય સંબધી પણ વિચાર એ મતને પુષ્ટિ આપતો નથી. કારણ રાણા કુંભ સવત ૧૪૭૫ થી ૧૫૨૫ સુધી વિદ્યમાન હતા. જ્યારે મીરાંબાઇના પિતૃવંશનો સમય સવત્ ૧૫૭૫ ના અરસાનો ગણાય છે.

મીરા તે કુંભની પત્ની એ ભ્રાતિમતી કલ્પના કર્નલ ટોડને પ્રથમ થવાનું કારણ આમ અનુમાનાય છે કે ચિત્તોડના દુર્ગમાં કુંભકારાર્પિત કીર્તિસ્તંભથી ઉત્તરમાં થોડે દૂર કુંભસ્વામીનુ (જેને કેટલાએક કુંભશ્યામ કહે છે) મંદિર રાણા કુંભનુ બંધાવેલું છે. તેની સમીપ એક ખુણામાં શ્રી વરાહમૂર્તિ ભગવાનનું નાનું મંદિર પણ રાણા કુંભે બંધાવેલું છે. કીર્તિસ્તંભની પ્રશસ્તિમાં પણ તેમ જ જણાવેલું છે. કાલાન્તરમાં એ મંદિર ખંડિત થઈ મૂર્તિરહિત થયું જણાય છે. તેમ થતાં મૂલ વાત વિસ્મૃત થઈ અને પાસે પાસે એક મોટું અને બીજું નાનુ એમ બે મંદિર તે પતિ-પત્નીએ જ બંધાવેલાં હોવાં જોઇએ, એમ મનાઈ તે પત્ની મીરાં હોવી જોઇએ, ઇત્યાદિ કુતર્કોને અવકાશ મળ્યો. કર્નલ ટોડના એ ભ્રમને ડાકટર સ્ટ્રેટને Chitor and the Mewar Family નામે ગ્રંથમાં પ્રથમ ભાંગ્યો છે, તોપણ ટોડના તે ભ્રમયુક્ત લેખને અન્ધપરપરાએ. પોતાના ગતાનુગતિક લેખોથી પરમ પુષ્ટ કર્યો જણાય છે.

શિવસિંહસરોજમાં પણ લખાયુ છે કે-મીરાં કુંભ સાથે સંવત્ ૧૪૭૦ માં પરણી હતી અને કુંભ શ્યામના મંદિર પાસેના મંદિરમાં પોતાના ઇષ્ટ 'શ્યામનાથ' ને સ્થાપ્યા હતા. તે પણ તેવું જ અશુદ્ધ છે.

એ જ પ્રકારે, એક મંદિર ઉદયપુરથી દશ માઇલ દૂર શ્રી એકલિંગજી મહાદેવના મંદિર પાસે છે. તે પણ મીરાંબાઇએ બંધાવેલું કહેવાય છે. પરંતુ તેમાં અન્ય પ્રમાણ ઉપલબ્ધ નથી.

## મીરાંકે પ્રભુ ગિરિધર નાગર.

**"मीरांके प्रभु" के "मीरां कहे प्रभु.?—**

એવો જ અન્ય મોટો અક્ષમ્ય દોષ હાલના કેટલાએક લેખકો તથા પ્રકાશકો 'મીરાંકે પ્રભુ ગિરધર નાગર' ને સ્થલે 'મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર' (પાઠાંતર–'મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ') એમ લખવામાં કરે છે. પૂર્વેના કવિઓમાં સ્વરચિત પદોની અંતિમ પંક્તિમાં સ્વનામ–પ્રકાશક મુદ્રા રાખવાનો તથા તે સાથે સ્વ–ઇષ્ટના નામગ્રહણથી તેનું સ્મરણ કરવાનો સંપ્રદાય હતો. તે જોતાં કોઇમાં પણ 'કહે પ્રભુ' એવું નથી, પણ ષષ્ઠી વિભક્તિ દર્શક પ્રયોગ જોવામાં આવે છે. જેમ કે "સેવકકે પ્રભુ" "ધીરજકે પ્રભુ" ઇત્યાદિ. તેમ જ અન્યત્ર "સુરદાસ પ્રભુ" "પરમાનન્દ પ્રભુ" "દાસ ચતુર્ભુજ પ્રભુ ગિરિધર" ઇત્યાદિ અનેક રીતિએ જોવામાં આવે છે.

તેમ જ ગુજરાતીમાં નરસિંહ મહેતાએ "નરસિંહાચા સ્વામી," ભાલણે "ભાલણ પ્રભુ રઘુનાથ," રામકૃષ્ણે "રામકૃષ્ણ પ્રભુ" ઇત્યાદિ પ્રકારે દાસ્યત્વરૂપ ભક્તિના પ્રકાશક, સેવ્યસેવકભાવબોધક શબ્દ સમૂહ રાખ્યા છે.

"કહે" એ પાઠથી તેવો અર્થ થતો નથી. એ કારણોથી પૂર્વેના કોઈ કલ્પિત–પાઠ–યોજન–રસિકે સ્વબુદ્ધિ અનુસાર 'કહે' એ અશુદ્ધ પાઠ પ્રચરિત કરી દીધાનું સ્પષ્ટ અવગત થાય એમ છે.

**પ્રભુ ગિરિધર—**

શ્રી કૃષ્ણ ભગવાનની વિભૂતિ પ્રકાશક અનેક લીલાએ શ્રી ભાગવતમાં પરમ રમણીયતાથી વર્ણવેલી પ્રસિદ્ધ છે. તે પ્રભુના ધ્યાનાર્થે તે લીલાઓનો પુરસ્કાર કરી તેની પ્રદર્શિકા અનેક મૂર્તિઓ રચાય છે. જેવી કે બાલમુકુંદ, મુરલીધર, નવનીતપ્રિય ઇસાદિ.

(મૂર્તિપ્રયોજન.) પરમાત્મા શ્રી કૃષ્ણના સહસ્રાદિક નામો તેઓના ગુણ, સ્વરૂપ, અથવા ચરિત ઉપરથી પડ્યાં છે. તે તે નામનું શ્રવણ થતાં જ અર્થદ્વારા તે તે ગુણનું અને તે દ્વારા તદ્‌ગુણવિશિષ્ટનું તદાકાર સ્મરણ થાય છે અને તે ચંચલ મનોવૃત્તિને તદાકાર સ્થિર કરાવવા સમર્થ થાય છે. કારણ, આ લોકપ્રસિદ્ધ છે કે, બુદ્ધિપૂર્વક ઉચ્ચારિત શબ્દ, શ્રવણગોચર થતાં શ્રોતાની મનોવૃત્તિને શબ્દબલથી તથા અર્થબલથી સ્વાકાર કરાવે છે. તે યથાર્થ શાબ્દબોધ છે.

વળી જેમ મનુષ્ય એક સ્વરૂપ હોવા છતાં, જૂદા જૂદા વસ્ત્રાલંકારાદિ વેષોનું પરિધાન કરે છે, તથા જૂદી જૂદી ક્રિયાઓ સમયે તેના શરીરાવયવોનો તદનુકૂલ સંનિવેશ થાય છે; ત્યારે તેમાંથી અમુક વેશ અને સંનિવેશ એકની દૃષ્ટિને પ્રિય લાગે છે, તો અપરને અપર. તેમ લોકોમાં પણ ભિન્નરુચિ જનો જૂદી જૂદી રીતિએ પોતાની

પ્રતિકૃતિઓ (Photographs) લેવરાવે છે. તેવી જ રીતિએ એક જ ભગવાનની નિ:સીમ વિભૂતિઓથી ઉત્પન્ન અનન્ત લીલાઓ અનુસાર ભગવાનના અનેક રૂપોમાંથી ભિન્નરુચિ ભક્તોને જે જે સ્વરૂપ પ્રિય લાગે, મનોહર લાગે, તત્તદાકાર મૂર્તિ તે રચાવે છે; અને ચંચલ મનને તેનું અવલંબન કરાવી, નિર્મલતા તથા સ્થિરતારૂપ દુર્લભ મહા ગુણ પ્રાપ્ત કરાવવા, ઇન્દ્રિયોના લયરૂપ ધ્યાનાદિથી તે સાધક પ્રયત્ન કરે છે. તે સિદ્ધ થતાં મનઆદિમય સૂક્ષ્મ શરીર દોષ રહિતતા પૂર્વક ગુણવાન્ થઈ મુક્તિફળ પ્રાપ્ત કરવા યોગ્યાધિકારી થાય છે.

મૂર્તિપૂજાના એ રહસ્યાનુસાર કેટલાએક ભક્તો જેઓની ભક્તિવૃત્તિ કવિતારૂપ પરિણામને પામી છે, તેઓમાંથી કેટલાએકે તે તે સ્વ-ઉપાસ્ય સ્વરૂપનાં નામરૂપ મુદ્રાથી સ્વકૃતિને (પૂર્વ ઉદાહરણો આપ્યાં છે તેમ) અંકિત કરી છે. એમ મીરાંએ "મીરાંકે પ્રભુ ગિરિધર નાગર" એ શબ્દોરૂપ સ્વકૃતિનું લક્ષ્મ (ચિહ્ન) રાખ્યું છે.

### ગિરિધર નાગર—

એ પંક્તિમાં નાગર પદનો અર્થ સુસંબદ્ધ થતો ન લાગવાથી, કોઈ સાન્નિધ્યબલથી 'મીરાંકે પ્રભુ'નો અર્થ મીરાંના પતિ, અને 'ગિરિધર નાગર'નો અર્થ ગિરિધર નામનો, નાગર જ્ઞાતિનો, એવો અર્થ કરે છે; અને "મૈયર મારું મેડતુરે સાસરીયું ચિત્તોડ" એ પંક્તિથી તથા ચિત્તોડમાં ચિત્રોડા નાગરની વસતી હોવાથી એ અર્થને સંભવિત ગણે છે; વળી ચિત્તોડની રજપુત વંશાવલિમાં મીરાંનું નામ મળતું નથી, તેથી એ અર્થને પુષ્ટિત માને છે. ગુજરાતી કવિતામાં એ જ પ્રકારે રામકૃષ્ણ, તથા કવિ વચ્છની કવિતામાં અંતિમ પંક્તિમાં મુદ્રારૂપે 'રામકૃષ્ણ પ્રભુ નાગર' તથા 'વચ્છ નાગર' એમ પ્રયોગો ઉપલબ્ધ થાય છે. તેમાં કવિ વચ્છ વિષે વિશેષ જ્ઞાત નથી, પણ રામકૃષ્ણ તો નાગર હતા. એ આદિ તર્કપરંપરાથી મીરાંનું નાગર જ્ઞાતિત્વ સાધી ઉપર પ્રમાણે પંક્તિનો અર્થ કરે છે. તે પણ એ વિષયના રસિકોએ ચિન્તનીય છે.

### ગિરિધર—

નંદનંદન વાસુદેવે મથુરામાં વસતાં, જ્યારે સુરોના ઇન્દ્રે તેઓના દેવત્વની પોતે પરીક્ષા કરવા અતિ વૃષ્ટિ કરી હતી, ત્યારે ભગવાને સ્વ–આશ્રિતોના રક્ષણાર્થ અને ઇન્દ્રાદિના અનુચિત ગર્વના નિરસનાર્થ હસ્તની એક અંગુલિ ઉપર ગિરિરાજને ધરી રાખી, તેના તલમાં તેઓનું રક્ષણ કર્યું હતું. એ સમયની છબી શ્રી ગિરિધરના નામથી પ્રસિદ્ધ છે.

### મીરાંને ગિરિધર મૂર્તિની પ્રાપ્તિ—

એ ઉપાસ્ય ચલ મૂર્તિ મીરાંને કેવી રીતે પ્રાપ્ત થઈ, એ સંબંધમાં આમ એક કથા છે કે મીરાંના પિતાને ગૃહે, તે બાલક હતી તેવામાં કોઈ સાધુ અભ્યાગત હતા, તે 'ઠાકુરજી'ની સેવા કરતા હતા. મીરાં ત્યાં રમતી રમતી જઈ પહોંચી, અને તે મૂર્તિની રમણીયતાથી આકર્ષાઈ જતાં તેણે સ્વાભાવિક રીતે સવિનય તે સાધુને, તેઓ જેની સેવા કરતા હતા તેમનું નામ, પૂછ્યું. સાધુએ કહ્યું "ગિરિધરલાલજી." મીરાંએ

બાલકભાવથી તેને રમકડું સમઝી પોતાને રમવા આપવા કહ્યું. સાધુને તેથી ક્રોધ ચડ્યો, પણ મીરાંએ તે લેવા બાલહઠ પકડી. તેથી બચવા સાધુએ સ્થાનાન્તર કર્યું, પરંતુ મીરાંએ સ્વહઠ છોડી નહિ અને અન્નાદિનો ત્યાગ કર્યો. એ ઉપરથી તેના પિત્રાઈ ભાઈ અને સખા જયમલ્લજીએ તે સાધુને દ્રવ્ય આપવા માંડયું, પણ સાધુએ કહ્યું કે તે કદાપિ પોતાના ઈષ્ટદેવથી જૂદા નહિ પડે. (પાઠાંતરે–પછી બહુ સમઝાવતાં અંતે સાધુએ આટલું સ્વીકાર્યું કે, દેવ જો તેને સ્વપ્નમાં આજ્ઞા કરે તો તે મૂર્તિ આપે. જયમલ્લજી નિરાશ થઈ સ્વગૃહે પાછા આવ્યા. આ પાસ મીરાંને તો અન્નગ્રહણ વિના સાત દિન વ્યતીત થયા હતા.) તે વારે ગિરિધરલાલે સાધુને સ્વપ્નમાં દર્શન દઈ કહ્યું કે, મીરાંની નિષ્કામ ભક્તિથી પોતે બહુ પ્રસન્ન છે, અને સાધુ જો પોતાનું ભલું ઇચ્છતા હોય તો પોતાને ત્યાં પહોંચાડે અને તે છોકરી પાસે રહેવા દે. એથી તે સાધુ ભક્તે ભગવાનની સ્વપ્નલબ્ધ આજ્ઞાને વશ થઈ તે મૂર્તિ મીરાંને પ્રાતઃકાલે ત્વરિત જ સોંપી. કોઈ અલભ્ય વસ્તુ નષ્ટ થઈ હોય અને તે આકસ્મિક પુનઃ પ્રાપ્ત થાય અને જેવો હર્ષ થાય તેવો અપાર આનંદ તે મૂર્તિ પ્રાપ્ત થતાં મીરાંને થયો.

મીરાં એ ગિરિધરની સેવા પૂજામાં મન, વાણી અને કર્મથી તે કાલથી મુક્તિ પર્યંત અત્યંત વ્યાપૃત રહી હતી.

**ગિરિધર કથાઓ—**

મીરાંની શ્રી ગિરિધરજી વિષયક અપૂર્વ ભક્તિસંબંધમાં નાનાવિધ કથાઓ તેના ભક્તજનોએ વિસ્તારી છે. તે અત્ર સંગ્રહાય છે.

(૧) મીરાં આશરે ચાર પાંચ વર્ષની હતી. ત્યારે તેના મહાલય આગલથી એક વરઘોડો જતો હતો. (કથાપાઠાન્તરે–પડોશમાં એક કન્યાનાં લગ્ન થતાં હતાં.) તે જોવા કૌતુકથી આકર્ષાઇ તે અંતઃપુરનો સ્ત્રીવર્ગ વાતાયન (બારી) આગલ ગયો, પણ શ્રી ગિરિધરજીની મૂર્તિસહ રમતી મીરાંનું ચિત્ત ન આકર્ષાયું, અને તે ન ગઈ. વરઘોડો ગયા પછી મીરાંએ માને વરઘોડાનો અર્થ અને તેનું વર્ણન પૂછ્યું. માએ તે સમઝાવતાં મીરાંએ શિશુભાવથી પૂછ્યું કે ત્યારે પોતાનો વર કોણ? માએ ઉપહાસમાં કહ્યુ કે તારો વર 'આ ગિરિધરલાલ.' તે સમયથી મીરાંએ ગિરિધરને પોતાનો પતિ માનીને તેની સહ માનસિક લગ્ન કર્યું.

પાઠાંતરે—મીરાંની માતા શ્રી કૃષ્ણની સેવા કરતી હતી ત્યાં મીરાંએ દોડી જઇ બાલસ્વભાવાનુસાર પૂછ્યું કે મારો વર કોણ? માતાએ હસી શ્રી ગિરિધરલાલની મૂર્તિ પ્રતિ અગુંલિનિર્દેશ કર્યો. મીરાંએ રાજ્યરીતિ પ્રમાણે મુખ ઉપર નીલિકા (બુરખો) નાંખી દીધી અને ગિરિધરલાલ જ સ્વપતિ છે એમ ત્યારથી નિશ્ચિત કરી તેઓની ભક્તિમાં ગોપીતુલ્ય પરાયણ થઈ.

(૨) કહે છે કે વિવાહવિધિ સમયે રાણોજી જ્યારે મંડપતલે આવ્યા, અને મીરાંને બોલાવવામાં આવી, ત્યારે પ્રથમ ગિરિધરજીની મૂર્તિ મંગાવી, તે તેણે મધ્યમાં

રાખી હતી; અથવા મૂર્તિને પુરઃસર કરી તે મંગલફેરા ફરી હતી. (પાઠાંતરે–લગ્ન પ્રસંગે મીરાંએ અગ્નિને બદલે શ્રી ગિરિધરની મૂર્તિની પ્રદક્ષિણા કરી એમ છે.)

એની પુષ્ટિમાં કોઇ કોઇ "વરીયો વરીયો મેં ગિરિધરલાલ" એ પદ અવતારે છે પરંતુ એ કથા અશુદ્ધ જણાય છે. કારણ વલ્લભ સંપ્રદાયીઓમાં જ વિવાહ સમયે વલ્લભકુલ–બાલકને સંનિધિમાં રાખવામાં આવે છે. તેના અનુકરણમાં એ કલ્પના થઇ જણાય છે. કારણ શુદ્ધ રજપુતકુલમાં તેનો આચાર નથી અને એ પદ પણ મીરાંની કૃતિ નથી.

(૩) શ્વશુરગૃહે ગમન કરતાં મીરાંને ગિરિધરલાલની પ્રિયમૂર્તિનો વિરહકાલ ઉપસ્થિત થયો. તેનાં માતપિતાએ બહુ અમૂલ્ય વસ્ત્ર શૃંગારાદિ આપ્યાં, પણ મીરાંને તો પોતાના ભક્તિભાજન ગિરિધરની મનોહર મૂર્તિ વિના અન્ય તૃણવત્ શૂન્યવત્ લાગવા માંડ્યું. એથી તે સમયે મીરાંને પ્રેમવશાત્ બહુ રુદન થયું અને મૂર્છા પણ આવી ગઇ. માતપિતાએ એથી સ્નેહવશ થઇ અંતે તે મૂર્તિ તેને દાયજામાં (હાં. દહેજમાં) આપી.

(૪) શ્વશુરસ્થાન પ્રતિ પ્રયાણ કરતાં ગિરિધરજીની મૂર્તિને પાલખીમાં–"ડોલામાં" પોતાથી અગાઉ રાખી હતી.

**પ મૂર્તિ ક્યાં છે?—**

મીરાંએ સ્વ–હસ્ત–પૂજિત અને પ્રતિષ્ઠિત તે મૂર્તિ ક્યાં છે, એ સંબંધમાં પૂર્વ સૂચવ્યું છે તેમ બહુ વિવાદ છે.

શિવરાજપુરના વૃદ્ધો એ મૂર્તિ ત્યાં ત્રણસો વર્ષ થયાં આવી જણાવે છે. તેઓ કહે છે કે જે મૂર્તિ મીરાંબાઈ જેવી ભક્તિમતાથી પૂજિત હતી તે જ્યાં સ્વભક્તનું અપમાન થયું હતું, તે દેશમાં કેમ રહે? મીરાંબાઈની મુક્તિ થતાં તેના અર્ચકને પ્રેરણા થવાથી રજપુતાનામાંથી તે મૂર્તિ કાશી લઈ જવા પ્રયત્ન કરાયો. માર્ગમાં શિવરાજપુર આવતાં તે મૂર્તિ ત્યાં અટકી પડી, ત્યારથી ત્યાંના લોકોમાં પણ તે મૂર્તિ 'મીરાંકે ગિરિધર ગોપાલ' એ નામથી પ્રસિદ્ધ છે.

એક વાર શેઠ લક્ષ્મણદાસજીએ એ મૂર્તિને મથુરા લઈ જઈ ત્યાં સ્થાપિત કરી મહામંદિર બાંધવા વિચાર કર્યો હતો પરંતુ મૂર્તિ ત્યાં ગઈ નહિ. એ મૂર્તિના સેવા-ભોગાર્થે અનેક ધાર્મિક સજ્જનોએ ભૂમિદાન કર્યું છે (જાગીર આપી છે).

અત્ર આ વિચાર્ય છે કે-ઉપર લખેલી મૂર્તિસ્થાનાંતરની વાત અસંભવિત નથી. આ સુપ્રસિદ્ધ છે કે, યથાર્થ ભક્તોથી કરાયલા યથાર્થ પૂજન અર્ચનથી સિદ્ધ મૂર્તિઓ બહુધા નિર્મલચરિત, નિષ્કપટ ગ્રામ્ય જનોના નિવાસ સ્થાનમાં સ્થિત થાય છે. એ પ્રકારે શ્રી નારાયણની અદ્દ્ભુત મૂર્તિ ચંડીપુર (ચાણોદ)માં છે. એ અનુમાનમાં આ પણ એક સબલ કારણ છે કે એ ગામોમાં તેવા કારીગરો કે પથ્થરો કે એવા શ્રીમંતો પણ હોતા નથી કે ત્યાં તેવી મૂર્તિઓ ઘડાવ્યાનું અનુમાન કરાય. એવે જ પ્રકારે મથુરાથી કેશવદેવની મૂર્તિ (કાનપુર જીલ્લાના) ખુઝોલી ગામમાં સ્થપાઈ છે.

શિવરાજપુરસ્થ ગિરિધરજીની તે મૂર્તિનો વેશ પણ મીરાંના પદોમાં વર્ણિત મૂર્તિને મળતો છે એમ જણાવવામાં આવે છે. એ મૂર્તિ વિશાલ અને રમણીય છે. તેને અષ્ટભુજા છે. તેમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ, લકુટી (ગાય ચરાવવાની લાકડી), ગોવર્ધન ગિરિ, અને શેષ બે હસ્તમાં અધરલગ્ન મુરલી (બાંસરી) છે. એ મૂર્તિની જંઘા ઉપર મીરાંએ પ્રપીત વિષનું કૃષ્ણ ચિહ્ન છે, એમ પણ કહેવાય છે.

(૩) ઉદયપુરમાં રણછોડજીની મૂર્તિ સહ મીરાંબાઈની મૂર્તિ પૂજાય છે એમ કહેવાય છે. પણ ત્યાં કોઈ પણ મંદિર કે મૂર્તિ ગિરિધર ગોપાલનાં નથી.

(૪) દ્વારિકામાં રણછોડજીની જે મૂર્તિમાં મીરાંબાઈ સારૂપ્ય મુક્તિ પામી એ મૂર્તિ જે હાલમાં શ્રી ડાકોર ગામમાં શ્રી રણછોડજીના નામથી પૂજાય છે તે છે એમ કહેવાય છે. દંતકથા છે કે મીરાં જ્યારે તે મૂર્તિમાં લીન થઈ ગઈ ત્યારે તે મૂર્તિ પીતાંબરને સ્થલે મીરાંના શાટી (સાડી) પટથી આવૃત જણાતી હતી. ડાકોરમાં એ મૂર્તિ બોડાણા નામક રજપુતે (સં. ૧૮૦૦ માં) આણી. (દ્વારિકામાં તે સ્થાને લાડુવા ગામની મૂર્તિ સ્થાપિત થઈ છે.) અને ડાકોરનું વર્તમાન મંદિર સતારાના ગોપાલ જગન્નાથ તાંબેકરે સં. ૧૮૨૮ માં બંધાવ્યું છે.

રણછોડ નામ પડવા સંબંધમાં કેટલાએક કહે છે કે, જ્યારે જરાસંધના ભયથી ભગવાન્ દ્વારિકા રહેવા ગયા, ત્યારથી 'રણ (સંગ્રામ) છોડ (વાથી)' રણછોડ નામ પડ્યું. પરંતુ એ વ્યુત્પત્તિ કૃત્રિમ છે. વસ્તુતઃ ભક્તોના જન્મ જન્માંતરના 'ઋણ (જન્મો

આપનાર કર્મ રૂપ દેવું તે)નો છેદ' (નાર) તે "ઋણ છેદ" તેનું 'રણછોડ' એ અપભ્રષ્ટ રૂપ છે.

(૫) દ્વારિકામાં અદ્યાપિ શ્રી કૃષ્ણની મૂર્તિ સાથે મીરાંબાઈની પણ મૂર્તિની સેવા થાય છે, એમ કેટલાએક વર્તમાન લેખકોએ લખ્યું છે, પરંતુ તેનું પ્રમાણ જાણવામાં નથી.

(૬) મેડતામાં મીરાં રહેતી ત્યારે ત્યાં જે મહાલય (મહેલ)ના જે ભાગમાં ગિરિધર લાલજીની મૂર્તિને શૃંગાર ચઢાવી, ભોગ ધરાવી, તેની સંમુખ સંગીતાદિ કરી મીરાં રાત્રિભાગ વ્યતીત કરતી હતી, તે ભાગ હાલ મેડતાના ચતુર્ભુજના મંદિરમાં એકત્ર કરી (ભેળવી) લેવામાં આવ્યો છે.

(૭) વળી શ્રીનાથજીમાં વિઠ્ઠલનાથજીના મદિર બહાર એક મંદિર વનમાળીજીનું અને બીજું મંદિર મીરાંબાઈનું છે.

-સંક્ષેપમાં, મીરાંથી અર્ચિત મૂલ મૂર્તિ હાલ ક્યાં વિરાજે છે, એ હજી વિવાદગ્રસ્ત છે.

## મીરાંચારિત્ર્યાંશવિચાર.

**મીરાં અને શ્રીગિરિધરમાં પ્રતિભાવ—**

મીરાંબાઈના ગિરિધર ઉપરના પૂર્ણ ભક્તિ ભાવના કારણથી તેના તથા તેના પતિ મધ્યે સ્નેહભાવ ન હતો એ આદિ માનનારા ભક્તો તથા લેખકોથી મીરાંના ચારિત્ર્ય ઉપર વૃથા કલંક લગાડાયું છે. વિશુદ્ધ વંશમાં જન્મ પામેલી તથા વંદ્યવંશ સહ સંબદ્ધ થએલી મીરાંના મન ઉપર દેવ-સેવા તથા પતિ-વ્રતતા સંબંધમાં આર્યોના વિશુદ્ધતમ વિચારો તથા આચારોના સુરંગોથી અન્ય જાતીય એક પણ રંગનો સ્પર્શલેશ થયો ન હતો. પતિસેવાની આડે કોઈ પણ સમયે દેવસેવા આવી હોય એમ માની લેવા કારણ નથી. આરબ્ધદોષથી તેની તરુણાવસ્થામાં પતિના અત્યંત વિયોગ નિમિત્તે સાંસારિક સુખો તેને શૂન્ય થઈ જતાં પણ, સુસંસ્કારવતી મીરાં પ્રાકૃત જનોતુલ્ય વિવેકાતીત શોક-સંતાપને વશ ન થઈ.

આર્ય સ્ત્રીઓ માને છે કે સુચરિત કે દુશ્ચરિત એવા પુત્રાદિની પ્રાપ્તિમાં પ્રારબ્ધ એક જ સત્ય કારણ છે; અને તે અનુસાર તેની સહ સંબંધ અલ્પ કાલ કે દીર્ઘ કાલ, સુખી કે દુઃખી રહે છે. સ્ત્રીના ધર્મ પતિના ચરિતો અનુસાર સ્વચરિતો ઘડવાનું નથી, સ્ત્રીઓના વિહિત સ્વધર્મો તો પતિચરિતથી અસંબદ્ધ-જૂદા-જ છે. પતિ જ સ્ત્રીઓને દેવતુલ્ય પરમ પૂજ્ય છે, અને પતિના અભાવે કેવલ એક દેવ જ પૂજ્ય રહે છે. આર્યશાસ્ત્રોનું એ શાસન છે, વિશુદ્ધચરિતોએ સેવિત એ નીતિમાર્ગ છે. સતીમીરાંએ ઐહિક, અસ્થિર, સાંસારિક વિષયોના બાહ્યમોહક રૂપોમાં પ્રલુબ્ધ ન થતાં એ માર્ગનું અવલંબન કર્યું.

બાલ્યમાંથી જ મીરાંના સંસ્કારો ભક્તિવૃક્ષના ઉદ્ભાવક, પોષક તથા વર્ધક હતા. તેના પિતામહ દૂદાજી, પિતૃવ્ય કાકા વીરમજી અને પિતૃવ્ય ભ્રાતા (પિત્રાઇ ભાઇ) જયમલ્લ એ સર્વ પરમ વૈષ્ણવ અને ભગવદ્ભક્ત હતા. મેડતાનું પુનઃ સ્થાપન કરતાં જ રાવ

દુદાજીએ ત્યાં 'ચતુર્ભુજ' નું પ્રસિદ્ધ (મશહુર) મંદિર બંધાવ્યું હતું, જે દેવના નામનું રેશમી પવિત્રક પાઘડી ઉપર શિરપેચને સ્થલે સર્વ મેડતીઆ રાઠોડ બાંધે છે.

આવા ભગવદીય કુલમાં જાત તથા વિવર્ધિત બાલાના મનમાં કેવા સંસ્કાર થાય, એ સમજવું સહજ છે. તેવાં ગૃહોમાં પ્રાતઃકાલે સ્નાન અને દેવસેવા અનંતર જ અન્ય સાંસારિક કાર્યોનો પ્રારંભ થાય છે. ગૃહના યુવકો, વૃદ્ધોનાં અને બાલો યુવકોનાં ચરિતોનાં અનુકરણો કરે છે. બાલકોને સંધ્યાદિ કર્મોનાં અનુકરણ કરતાં, જેઓના ઘરમાં શિષ્ટ સંપ્રદાય નષ્ટ કે ઉચ્છિન્ન થયો છે અથવા જેઓના ગૃહમાં બાલ જ નથી, તેનાઓને જ ત્યાં જોવામાં આવતાં નથી.

પુનઃ આર્ય બાલોનાં ક્રીડોપકરણોમાં—ક્રીડનકોમાં (ક્રીડા પદાર્થો—રમકડામાં) બહુ કરી દેવ મૂર્તિઓ અને પવિત્ર પદાર્થોનાં પ્રતિબિંબો હોય છે. તેઓમાંની એક ગિરિધારી મૂર્તિને મીરાં બાલ સ્વભાવાનુસાર વસ્ત્રાલંકાર ધારણ કરાવતી, તેની જોડે વાર્તાલાપ કરતી, તે દેવને પાલણે ઝુલાવતી, તેની પૂજા કરતી અને કૃષ્ણોત્સવ મનાવતી.

જે મીરાંનું બાલ્ય પૂર્વોક્ત પ્રકારના વ્યાપારોમાં વ્યતીત થયું હતું તે મીરાંનું જ્યારે પ્રારબ્ધબલથી પતિરૂપ ક્રીડ(ન)ક નષ્ટ થયું, ત્યારે બાલ્યકાલે વવાયલાં ભક્તિ બીજનો ઉદ્ભેદ પતિમૃત્યુરૂપ દુઃખ વૃષ્ટિ થતાં થયો, અને મીરાંએ પોતાની સર્વ વૃત્તિઓ રૂપ નદીઓનો પ્રવાહ શ્રી ગિરિધરલાલ રૂપ પરમ ક્રીડનક ઉપર વાળ્યો. અને કેટલાએકે લખ્યું છે તેમ ગિરિધરજીને "તે પોતાની મેળે ઇચ્છા વર વર્યાં હતાં" નહિ. પતિરૂપ દેવ હસ્તથી તેને નષ્ટ થયા, પરંતુ તે જ પરમાત્મરૂપ દેવની પ્રાપ્તિનું પરમ સાધન થયા, અને તતઃપર *મીરાં શ્રી ગિરિધરની જ સેવા અને પૂજા તન, મન, અને ધનના અર્પણ* પૂર્વક અભેદબુદ્ધિથી કરવા લાગી.

પતિમતિઅનુસરણ એ સાધ્વીઓના સ્વધર્મનો વિષય છે. દેવપૂજાદિ એ ભક્તિનો વિષય છે. ભક્તિનું પ્રાબલ્ય જો સ્વધર્મ પાલનમાં ભંગ કરવામાં કારણ થાય તો તેની પાપ કર્મના વર્ગમાં ગણના થાય. પરમ કૃતકૃત્યતાને પામનારી મીરાંથી પૂર્વકાલમાં એવો દોષ થયો હોય કે થાય, એ તેથી મનાય તેમ જ નથી.

**मीरांने राणाजीकृत पीडनो—**

ઉપર સવિસ્તર દર્શાવ્યું છે તેમ મીરાં પતિપરાયણ હોવાથી તેના ઉપર જે દુઃખ પડ્યાં કહેવાય છે તે "શ્વશુરકુલ તરફથી વૈષ્ણવ સંપ્રદાય તજાવવા ત્હેને પજવણાં થતાં" કવાય છે. વસ્તુતઃ તે તેમ ન હતાં, અને તેના પતિપાતિત પણ ન હતાં.

ઐતિહાસિક દૃષ્ટિથી જણાય છે કે તે દુઃખો વૈધવ્ય પ્રાપ્ત થયા પછી જ પડ્યાં હતાં. સુવર્ણની પરીક્ષા જેમ તાપ અને તાડનાદિથી થાય છે તેવી રીતે મીરાંની અપૂર્વ ભક્તિની પરીક્ષા લેવા જાણે તે ઉપસ્થિત કરાયાં હોય એમ ભાસે છે. વ્યાવહારિક દૃષ્ટિએ તો પ્રાકૃત જનો સંબંધમાં ગમે તેમ હોય. પણ એક અંતઃપુર નિવાસિની રાણી સાધારણ સાધુઓ સહ સમાગમ રાખે, એ અનુચિત જ ગણાય. તેમાં

મેવાડના રાજ્યકુલોની પ્રથા અપર રાજ્યકુલોની પ્રથા કરતાં ઉચ્ચતર હોવાથી મીરાંના સંબંધી કુટુંબ વૃદ્ધોની અપર રાજ્યસ્થાનો આદિમાં નિન્દા થવા માંડી. એથી રાજપાટસ્થ વિક્રમાદિત્યને લોકાપવાદો બલવાન્ મતો મે (લોકોએ મૂકેલો અપવાદ મારા મતે બલવાન્ છે) એ શ્રી રામચંદ્રે અનુસ્રુત ન્યાયનું અનુસરણ કરવું પ્રાપ્ત થયું. ભેદ માત્ર આટલો જ છે કે તેમ કરવામાં સમયબલથી તથા દુર્મન્ત્રથી રાણાજીએ પ્રાકૃત જનોને યોગ્ય નિકૃષ્ટતર ઉપાયોનું યોજન કર્યું.

**મીરાંબાઇનું દેવીને અનમન—**

શ્વશુરકુલમાં પગ મૂકતાં જ મીરાએ વૃદ્ધોની આજ્ઞા તથા કુલાચાર અનુસાર દેવી પૂજા કરવામાં સ્વમંતવ્ય વિરોધ હોવાથી ના પાડી એમ કથા છે, અને ધર્મ (નીતિ) પાલન સંબંધમાં ઊહાપોહ કરતાં રા. રમણભાઇએ (જ્ઞાનસુધા. સપ્ટેમ્બર–૧૯૧૦) 'સમાધાન' નામક વિષયમાં એ પ્રસંગને ઉદાહૃત કરી આમ સમર્થન કરવા પ્રયત્ન કર્યો છે કે કોઈ પણ સ્થલે સ્વમંતવ્યો (belief) (પછી તે વિચારનું પક્વ ફલ હોય કે તે અવિચારની કલિકા હોય) ના ભંગ કરતાં આચારવાન્ વૃદ્ધોનાં શાસનો કે ગુરુજનોની આજ્ઞાઓનો ભંગ કરવો એમાં પાપ નથી વસ્તુતઃ એવા વિચારો નીતિદ્રુમને કુઠારો છે.

પ્રકૃત મીરાંના ઉદાહરણમાં આ સ્મરણીય છે કે, એ દેવીપૂજન પ્રસંગ બહુ અંશે દંતકથાના આધાર ઉપર છે. જે મીરાં શુદ્ધ રજપુત કુલમાં પરિવર્ધિત હતી, કુલાચારોને સનિયમ પાલનારી હતી, વિનયપ્રાચુર્યથી અનુદ્ધતા હતી, અને "પ્રારબ્ધાનુસાર પતિપ્રાપ્તિ"ના સંસ્કારવતી હતી, તેનામાં અન્યથા આચરણ સંભવતુ નથી, અને તે પણ પતિ વિદ્યમાન છતાં નહિ જ. વિશેષમાં આ પણ સ્મરણમાં રાખવાનું છે કે, મીરાંનું વય તે સમયે એવું ન હતું કે, તે અલ્પાંશે પણ સ્વજનોના વિરુદ્ધ વર્તન કરવા સાહસ કરે.

મીરાંના જેવો જ અન્ય પ્રસંગ તુલસીદાસજી સંબંધમાં કહેવાય છે કે તેઓ જગન્નાથજી દર્શન કરવા પધાર્યા હતા ત્યારે ત્યાં કૃષ્ણ મૂર્તિ જોઇ પોતે રામભક્ત હોવાથી તેને નમન ન કર્યું અને કહ્યુ કે—

"મોર મુકુટ કર બાંસરી ભલે બને હો નાથ,
તુલસી મસ્તક તબ નમે ધનુષ્ય બાણ લ્યો હાથ."

અને કહેવાય છે કે પછી તે આકારે તુલસીદાસને દર્શન થયાં અને તુલસીએ મસ્તક નમાવ્યું. આ દ્વિતીય પ્રસંગમાં આ અવધેય છે કે કેવલ એક તુલસીદાસને જ એ કૃષ્ણમૂર્તિ રામ–આકારે જણાઈ હતી અને તે અસંભવિત નથી. કારણ તુલસીદાસના પ્રથમ દર્શનમાં ચર્મચક્ષુનું બલ હતું અને દ્વિતીય દર્શનમાં ભાવનાબલ હતુ. અથવા એ પ્રસંગ પણ સંકુચિતદષ્ટિ ભક્ત વર્ગોએ મહિમાવર્ધનાર્થ કલ્પ્યો હોય. કારણ રામકૃષ્ણાદિ એક જ ભગવાનના અવતાર છે, તેથી ઉચ્ચ કક્ષાએ પહોંચેલા ભક્તોમાં તેઓ મધ્યે ભેદબુદ્ધિ રહેતી જ નથી.

એ જ પ્રકારે મીરાંબાઇને પણ સર્વત્ર અભેદ બુદ્ધિ હતી. એ તેના પદો ઉપરથી સ્પષ્ટ છે. કોઈ અત્ર એમ શંકા કરે કે, આરંભમાં મીરાંને તેવી અભેદ બુદ્ધિ થઇ ન હતી, તેથી સ્વમંતવ્ય વિરુદ્ધ અકરણ પ્રશંસનીય છે, તો તે મત પણ નૈતિક દૃષ્ટિથી (Ethical point of view) અક્ષમ્ય જ છે. કારણ એવા આગ્રહ ધરનારાઓ यदा किंचिज्ज्ञोऽहं द्विप इव मदांधः समभवम् એવા પ્રકારના હોય છે. તેઓને પોતાની પરિમિત બુદ્ધિ-દૃષ્ટિમાં જે સમુ લાગ્યું તે જ સાચું એવું માની લેવાની મોટી ભૂલ–જે ફલમાં પાપ તુલ્ય જ છે તે કરે છે. પોતાના કલ્પિત સત્યરૂપના સ્વીકાર સારુ 'સ્વધર્મ ત્યાગ' રૂપ મહા પાપ કરે છે.

નૈતિક સિદ્ધાંતમાં કોઈ પણ કારણથી સ્વધર્મત્યાગ સમાન અપર પાપ ગણાયું નથી. એથી જ ભગવાન્ શ્રીકૃષ્ણે स्वधर्मे निधन श्रेयः परधर्मो भयावहः એ મુક્તકંઠે કહ્યું છે, અને અર્જુનને ઉપર્યુક્ત પ્રકારનું એક મહાપાપ કરતાં નિરુધ્યો છે.

એ પ્રસંગની ચર્ચામાં રા. રમણભાઇએ सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति એ વાક્ય અવતારી ત્યાં केशवं નો સંકુચિત અર્થ (અત્ર केशव પદનો અર્થ રા. રમણભાઈ કરે છે તેમ કૃષ્ણાવતાર નહિ પરતુ સર્વવ્યાપક બ્રહ્મ છે) કરી તેને "આંખ મીંચવાના *સિદ્ધાંત" નું ભદ્ર નામ આપ્યુ છે. તે તે સર્વ એ વાક્યના અર્થ સંબંધમાં રા. રમણભાઇનું અજ્ઞાન પ્રતિપાદિત કરે છે અને રા. ન્હાનાલાલે પણ सर्वधर्मान् परित्यज्य मामेकं शरण व्रज (વસંત શ્રાવણ સં. ૧૯૫૯) એ વાક્ય અવતારી તેનો ખોટો અર્થ કર્યો છે. (વસંતના સમર્થ તંત્રીએ એ ઉપર ટિપ્પણમાં યોગ્ય લક્ષ ખેંચ્યું છે.)

સ્વવિહિતધર્મવિરુદ્ધ આચરણ કરી પછી તેનું સમર્થન સ્વમંતવ્ય બુદ્ધિથી કરવાની રીતિ 'દિલે નાદાનકો હમ સમઝાય જાયંગે' ની જ પ્રવૃત્તિ છે.

## ભક્તકવિ કે કવિભક્ત.

કેટલાએક કહેવાતા ચર્ચાકારો અમુક વ્યક્તિસંબંધમાં પ્રશ્નો ઉપસ્થિત કરે છે કે, તે 'કવિ' કહેવાય કે 'ભક્ત' 'કવિ ભક્ત' કે 'ભક્ત કવિ'? એ પ્રશ્ન જ તેવાઓનું કાવ્યધર્મો કે ભક્તધર્મોના સ્વરૂપ સંબંધમાં કેવલ અજ્ઞાન દર્શાવે છે.

કારણ કે કવિના અને ભક્તોના ધર્મો ભિન્ન જ છે. ઘણા ભક્તો કવિ નથી થયા અને ઘણા કવિ ભક્ત નથી થયા. નરસિંહ મહેતા, મીરાં, કબીર આદિ કોઈ વિરલાઓમાં શ્રી સરસ્વતીના દુર્લભ સંગમવત્ એ ભિન્ન ધર્મોનો સમાગમ જણાય છે.

મીરાં ભક્ત રૂપે ઉચ્ચતમ પદ ભોગવે છે, કારણ તે બાલકની અજ્ઞાનાવસ્થામાં પણ ભક્ત હતી, તરુણાવસ્થામાં વૈધવ્ય પ્રાપ્તિદ્વારા તેની ભક્તિ પ્રૌઢા તથા વૃદ્ધા બની હતી.

કવિરૂપે પણ મીરાં ઉચ્ચતમ પદ ભોગવે છે. કવિત્વની પરીક્ષા કવિએ કવિતા ક્યારે લખી, કેમ (શા કારણથી–કેવા અંતઃક્ષોભથી) લખી, લખતાં કેટલીવાર લાગી,

* "આંખ મીંચવાના સિદ્ધાંતવડે દેવીને નમન કરવામાં કૃષ્ણને પણ નમન થાય છે એમ કહી પોતાના મનને છેતરવા તે ઇચ્છતી ન હોતી."

લખનારના શરીરની "રગેરગમાં કવિતા ઉછળી રહી છે કે તેનું હૃદય કવિતા રસથી છલાછલ છલકે છે" કે નહિ, એ પ્રશ્નોનાં વાદવિવાદથી કે ચર્ચાથી કે ઉત્તરથી. થતી નથી; પરંતુ અમુક કૃતિમાં રસવત્તા અને તે રસવત્તાનો યથાર્થ આસ્વાદ કરાવવા તેમાં શબ્દાર્થાદિની ન્યૂનદોષતા અને અનલ્પગુણતા છે. મીરાંની મોટા ભાગની કૃતિ તેવી છે.

આ વિચારમાં કવિ ઉપનામક લખે છે કે—"જ્યારે જ્યારે મીરાં બોલતાં ત્યારે ત્યારે તે ગાતાં. ભજન, નૃત્ય, ઓચ્છવ, કીર્તન; એ એમનાં આખા જીવનનાં સંધાથી હતાં." સત્ય. પણ તે તો કવિત્વાપાદક ધર્મો નથી. એ ધર્મો ભક્તોના છે. અને કવિના ઉપલા વાક્યથી તેમને ઇષ્ટ 'મીરાંમાં કવિત્વ' સિદ્ધ થતું નથી.

## મીરાંબાઈનો ભક્તિયોગ.

પરમ શોચનીય છે કે અમુક કવિઓએ સ્વકાવ્યોદ્વારા પ્રકાશિત ભક્તિ સિદ્ધાંત સંબંધમાં લખતાં વર્તમાન ગુર્જરસાહિત્યના કેટલાએક વિવેચકોથી "પોતાની ભક્તિની સમજ" નો આરોપ તે તે કવિલેખો ઉપર થઇ ગયો છે. તે તે કવિઓના લેખ પ્રમાણે ભક્તિ તત્ત્વ સમજવાને બદલે પોતાના ભક્તિ તત્ત્વોના વિચારાનુસાર તે તે કવિ વિચારોને વાળવાના પ્રયત્ન થઇ ગયા છે.

ભક્તિનું લક્ષણ 'सा परानुरक्तिरीश्वरे' (શાંડિલ્ય સૂત્ર—૨.) એ છે. અત્ર ઈશ્વર શબ્દથી પોત પોતાને ઇષ્ટ આરાધ્ય દેવ લેવાય છે. તેને વિષે પરા એટલે ગૌણ નહિ એવી પ્રધાન—ઉત્કૃષ્ટા—અનુરક્તિ એટલે પ્રીતિ છે. અત્ર ઈશ્વર તે અન્ય પદાર્થવત્ પ્રીતિનો જનક નથી, પરંતુ અંતઃકરણની પ્રેમાખ્ય વૃત્તિનો વિષય છે. પ્રેમ વૃત્તિના વિષયો સાંસારિક પદાર્થો પણ હોય છે. તે પ્રેમ, પદાર્થ સંબંધ તથા તદ્ગત ગુણાનુસાર, ન્યૂનાધિક હોય છે. એવા પ્રેમની જે ઉત્કૃષ્ટતમ માત્રા તે સાંસારિક પદાર્થને સ્થળે અસાંસારિક દેવાદિને વિષય કરે છે, ત્યારે તે પ્રેમ વા રતિભાવ ભક્તિ સંજ્ઞાથી વ્યવહરાય છે. સજીવ વ્યક્તિઓમાં એવી ભક્તિ, જો આત્મા—અભેદ બુદ્ધિથી રાખવામાં આવી આચારમાં મુકાય છે, તો તે 'સર્વાત્મ ભાવ' રૂપ પરમ અભેદ—વાદના સિદ્ધાંતના અનુભવમાં એક સાધન થાય છે. મુસલમાન યોગીઓના સુરતપરસ્તી, સુરીવાદ આદિ એના પ્રકારો છે.

**યોગ** એ મૂલે જીવનું પરમાત્મા સહ એક થવું—જોડાવું—એ છે. એ ફલની પ્રાપ્તિનાં જે કારણો—સાધનો—તે પણ યોગ શબ્દથી વ્યવહરાયાં છે. એક પદાર્થ—વિષય—જોડે અનું એકીકરણ તે, પદાર્થગ્રાહક જે ચિત્તવૃત્તિ તેના નિરોધ વિના અશક્ય છે. તેથી ચિત્તવૃત્તિનો નિરોધ કરનારાં જે સાધનો, તેઓ જોડે પણ યોગ શબ્દનો સંબંધ કરાણો; અને એમ પરમાત્મા જોડે યોગ થવામાં ભક્તિ પણ એક સબલ સાધન હોવાથી **ભક્તિયોગ** પણ પ્રચરિત થયો. એ ભક્તિનાં શ્રવણ કીર્તનાદિ નવ અંગો છે. ભક્તિયોગનો મુખ્ય ગ્રંથ શ્રીમદ્ ભાગવત છે. તે ભક્તિયોગ ઉપદેશક સર્વ આચાર્યોને માન્ય છે. એમ જ્ઞાનયોગ પણ છે, પરંતુ તે ઉત્કૃષ્ટતમ હોવાથી તેના અધિકારીઓ થોડા છે. કર્મયોગ કાલબલથી વિરલ પ્રચારને પામ્યો છે અને તેથી ભક્તિયોગ આ કાલમાં અધિક પ્રિય થયો છે.

મનુષ્યની વૃત્તિઓ ત્રિગુણાત્મક હોવાથી, ભિન્ન ભિન્ન ગુણોના પ્રધાનભાવાનુસાર, સ્વ—રાગ-વિષયો—ઉપાસ્યો—પણ ભિન્ન ભિન્ન સ્થાપિત થયા, અને એ નિમિત્તે વૈષ્ણવ-શૈવ-ગાણપત્ય, સૌર, શાક્ત, આદિ અનેક સંપ્રદાયો પ્રવૃત્ત થયા. પરંતુ તેથી ભક્તિના ઉદ્દેશ અને ફલમાં ભેદ પડતો નથી. જેમ દૂધ, સોનું પીતલ કે મૃત્તિકાના પાત્રમાંથી પીવામાં આવે, પરંતુ તે કરણભેદથી દૂધના સ્વાદ કે તેથી થતી પુષ્ટિમાં ભેદ પડતો નથી. વૈષ્ણવ માર્ગમાં ભક્તિના વિષયભેદથી તથા ભક્તિના પ્રકારોમાં પ્રધાન ગુણભેદથી અનેક ભિન્ન વિભાગો થયા. વૈષ્ણવમતમાં વિષ્ણુ એ પ્રધાન ઉપાસ્ય દેવતા છે. તેમાં પાશ્ચાત્યોની ભક્તિ પેઠે मनस्यन्यत् वचस्यन्यत् થી ઉચ્ચારાયલી કે ગવાયલી પ્રાર્થનાઓ નથી, કે નથી એક પાસ બુદ્ધિપૂર્વક પાપ કર્મ, અને અન્ય પાસ, તેનાં ફલનો ભોગ ગલગ્રહ ન કરે તે સારુ ક્ષમાયાચના. તેના સાકાર પૂજનમાં એ વૈષ્ણવ ધર્મ-ભાગવતધર્મ બહુપ્રકારક થયો.

મીરાંની પૂર્વે એક પાસ રામાનંદ અને તેના શિષ્ય કબીરે નિર્ગુણ ભક્તિનો વિશેષ પ્રચાર કર્યો હતો અને બીજી પાસ રામાનુજ, માધ્વ અને ચૈતન્યના સંપ્રદાયો બદ્ધમૂલ થયા હતા. વલ્લભનો મત તે સમયે તેની બાલ્યાવસ્થામાં હતો.

રામાનુજ મતમાં નારાયણ તથા તેના અંશો સંકર્ષણાદિ પૂજ્યપાત્ર છે. માધ્વમતમાં નારાયણસહ તેની શક્તિરૂપ લક્ષ્મીસ્વરૂપની પૂજા થાય છે. પણ ચૈતન્ય અને વલ્લભ સંપ્રદાયોમાં નારાયણનું સ્થાન તેમના અંશાવતાર કૃષ્ણ અને લક્ષ્મીજીનું સ્થાન તેઓના અંશાવતાર રાધાજી લે છે. પરંતુ ચૈતન્યે સાધનોમાં શ્રવણ કીર્તનાદિને પ્રાધાન્ય આપ્યું છે ત્યારે વલ્લભે સાધનોમાં 'શરણાગતિને' પ્રધાન ગણ્યું છે.

ચૈતન્યમત ગૌડબંગાલમાં વિશેષ પ્રચલિત થયો અને વલ્લભમતનું પ્રધાન ધામ શ્રીનાથજી મેવાડમાં આવવાથી તે ત્યાં તથા તેની સંનિધિમાં આવેલા ગુજરાતમાં શીઘ્ર પ્રવિષ્ટ થયો.

વસ્તુતઃ એ ભાગવતમતમાં વિષ્ણુના એક અવતાર વાસુદેવ કૃષ્ણ એ ઉપાસ્ય છે. તેઓની અનેક લીલા મૂર્તિઓનાં (સ્વરૂપોનાં) પૂજા અર્ચનાદિ કરવાં, એવી ભક્તિ શ્રવણ કીર્તનાદિ નવ પ્રકારે કરાય છે. કોઈ કોઈ ભક્તો તેઓમાંના એક જ પ્રકારના અવલંબનથી આ ભવસાગર ઉતરી ગયાનાં દૃષ્ટાંતો પ્રસિદ્ધ છે, અને મીરાં આદિ કેટલાએક ભક્તોએ અનુકૂલતાનુસાર તે નવના સમુચ્ચયે પણ ભક્તિ કરી છે.

અત્ર આ લક્ષ્ય છે કે મેવાડનું રાજકુલ તો દૃઢ શૈવ હોવાથી તથા મીરાંનું માતૃ-કુલ મારવાડમાં હોવાથી અને વલ્લભ સંપ્રદાય તે કાલમાં આધુનિક હોવાથી મીરાં આદિ ઉપર તે મતના સંસ્કાર હોય તો તે સ્વલ્પાંશે હોવાનું અનુમાનાય છે. રા. આનંદશંકર ધ્રુવે (વસંત. સં. ૧૯૬૧ શ્રાવણ) નરસિંહ અને મીરાંના લેખમાં પ્રતિપાદન કર્યું છે કે "અમે મીરાંનું ચૈતન્ય સંપ્રદાયના સાધુઓ સાથે સમાગમ સંભવિત ગણીએ. છીએ, પરંતુ તેની જ્વાળા પ્રગટાવનાર શિષ્ટ શક્તિઓ રૂપે તો જયદેવ અને રામાનંદને માનીએ છીએ." એ બહુ અંશે યથાર્થ છે. મીરાં અમુક જ સંપ્રદાયની હતી એમ કહેવાઈ શકાય તેમ નથી.

શ્રીમદ્ભાગવતમાં લલિતતાએ વર્ણિત કૃષ્ણચરિત એ ભિન્ન સ્વરૂપોનું મૂલભૂત થયું છે. એ ગ્રંથમાં પ્રતિપાદિત નિર્વિશેષ કૃષ્ણ ભક્તિમાં મીરાંબાઈ લીન હતી.

राधा—कृष्ण—

આ અત્ર લક્ષ્ય છે કે, મીરાંબાઇના પદોમાં ભાગવતોક્ત કૃષ્ણસ્વરૂપ અને રાધાવિલાસ વર્ણિત છે. પરંતુ રાધાનું નામ શ્રી ભાગવતમાં કોઈ પણ સ્થળે નથી. એથી કૃષ્ણભક્તિમાં રાધારાધનાનું મિશ્રણ ક્યારે થયું, એ વિષય વિદ્વાનોમાં ચર્ચાપાત્ર થયો છે. યદ્યપિ ભાગવતમાં રાધાનું નામ કહીં પણ નથી તથાપિ બ્રહ્મવૈવર્ત પુરાણમાં તે છે. કેટલાએક ભાગવત સં. ૧૩૦૦ પછી બોપદેવના સમયમાં લખાયલું માને છે, અને પુરાણોને પણ ઈસ્વીસનના છઠ્ઠા સકામાં લખાયલાં માને છે, પરંતુ તે સર્વ અનાકલિતમૂલત્વનું પરિણામ છે, અને તે પુરાણોથી અપર સાહિત્યાન્તરોના આશ્રયથી સ્પષ્ટ થાય છે. રા. રા. આનંદશંકરે પૂર્વોક્ત વિષયમાં નરસિંહ તથા મીરાંની રચનાના મૂલ રૂપે જયદેવ અને તેની કૃતિ ગીતગોવિંદને ગણ્યાં છે; અને ભાગવત ગુજરાતમાં પ્રાચીન સમયથી પ્રવૃત્ત હતું તે તથા ભાગવતના સમય સંબંધમાં તેની પ્રાચીનતા બહુ સમર્થ રીતિએ પ્રતિપાદિત કર્યો છે. પરંતુ એ રાધાકૃષ્ણનો સંયોગ શૃંગાર એથી પણ બહુ પૂર્વતર કાલમાં વર્ણિત મળી આવે છે. વિક્રમ સંવત્ ૧૩૪ માં મહારાજ શાલિવાહન સંકલિત ગાથાસપ્તશતીમાં તેથી પણ પૂર્વ સમયની એક ગાથા છે.

मुहमारुएण तं कह्न गोरअं राहिआए अवणेन्तो ।
एताण वल्लवीण अण्णाणं वि गोरअं हरासि ॥ १८९ ॥
"मुखमारुतेन त्वं कृष्ण गोरजो राधिकायाः अपनयन् ।
एतासां बल्लवीनां अन्यासामपि गौरवं हरसि ॥ १८९ ॥

(હે કૃષ્ણ, મુખમારુતથી (મોંએ ફુંક મારીને) રાધાના શરીર ઉપરથી ગોરજ (પા. ગોરઅ) ને દૂર કરતો, તું, આ બીજી ગોપીઓનાં ગૌરવને (પા. ગોરઅ) પણ હરી લે છે. તેમ જ સં. ૭૭૫ માં લખાયલા 'ગૌડવહો' કાવ્યમાં પણ—

णहरेहा राहाकारणाओ करुणं हरतु वो सरसा ।
वच्छत्थलम्मि कौत्थुहकिरणाअन्तीओ कण्हस्स ॥ २२ ॥
नखरेखा राधाकरणाः करुणं हरंतु वः सरसाः ।
वक्षःस्थले कौस्तुभकिरणायमानाः कृष्णस्य ॥ २२ ॥

(કૃષ્ણના વક્ષસ્થલ ઉપર રાધાએ કરેલી સરસ નખરેખાઓ જે, (કૃષ્ણના વક્ષઃસ્થલ ઉપરના) કૌસ્તુભ મણિનાં કિરણોવત્ જણાય છે, તે તમારા દુઃખને હરો.)

તેમ જ સંવત્ ૯૧૦ માં લખાયલા 'ધ્વન્યાલોક' માં અવતારિત)

" तेषा गोपवधूविलाससुहृदां राधारहःसाक्षिणाम्
क्षेम भद्र कलिंदशैलतनयातीरे लतावेश्मनां "।

(હે ભદ્ર, યમુના તીરે જે લતા ગૃહો ગોપીઓના વિલાસોનાં સહાયક તથા રાધાના એકાંતના સાક્ષી છે તેમનું કુશલ હો.......)

ઇત્યાદિ એ બ્રહ્મવૈવર્ત પુરાણમાં એક વિષયભૂત રાધાવિલાસને બહુ પ્રાચીનકાલીન સિદ્ધ કરે છે.

**પ્રેમભક્તિ—**

સાહિત્યમાં ઇતસ્તતઃ અંકુરાયમાણ એ રાધાકૃષ્ણનો વિલાસ શ્રી જયદેવના ગીત ગોવિંદમાં પ્રફુલ્લ થયો હતો (સં. ૧૨૦૦). તે ઉપર રાણા કુંભે સં. ૧૪૯૬ માં અપૂર્વ ટીકા રચી હતી. તે દર્શાવે છે કે તે ગુજરાત મેવાડ આદિ પ્રદેશોમાં મીરાં પૂર્વે અતિ પ્રસર્યું હતું.

ન્હાનાલાલે પોતાના વિષયમાં કૃષ્ણ ભકિતને મુસલમાનોના સુફીવાદ જોડે સરખાવતાં કેટલુંએક લખ્યું છે તે બહુ અંશોમાં અનુચિત છે. તેઓ લખે છે કે—"સુફીવાદમાં પ્રભુને પત્ની માની પત્ની ભાવે ભકિત કરે છે. સ્ત્રીવર્ગ પ્રભુને પોતાની પત્ની શી રીતે માની શકે? પતિને પત્ની હોય, પણ પત્નીને વળી પત્ની કેવી? સુફીવાદ માત્ર પુરુષોને માટે જ છે, સ્ત્રી વર્ગ એ ગ્રહી, આચરી ન શકે, એટલી એમાં અપૂર્ણતા છે.

કૃષ્ણ ભકિતમાં પ્રભુને પતિ માની સૌ પતિભાવે ભકિત કરે છે......પણ એમાંય તે સુફીવાદના જેવી જ અપૂર્ણતા છે"......ઇત્યાદિ.

અને ઉપસંહારમાં તે લખે છે કે—"સુફીવાદ તેમ જ કૃષ્ણ ભકિતના ધર્મવૃક્ષોએ અનીતિના અનેક ફલફુલ બેસી ચમ્યાં છે, અને એ સૌનું જીવન કારણ તેમના મૂલ સૂત્રો જ—બે પતિઓ કે બે પત્નીઓ જ કરવામાં છે. પતિ-પત્નીના અને મનુ-પ્રભુના સંબંધ જાતિ સ્વભાવે જ જૂદા છે. એ સત્ય વિસરવાથી સુફીવાદ કૃષ્ણભક્તિ જેવા સંપ્રદાય રચાઈ કે પ્રચલી શકે"—

તે સર્વ—તેની ભાષા અને તર્કપ્રણાલી એ ઉભય—સુજ્ઞોને હાસ્ય ઉપજાવે એવાં તથા પ્રેમભકિતનો કે સુફીવાદનો તાત્પર્યાર્થ કે રહસ્ય તેઓ સમજી શકયા નથી એ દર્શાવે છે.

કારણ કે વસ્તુતઃ એ પ્રેમભકિતમાં પતિભાવ કે પત્નીભાવ (શારીરિક સંબંધ) પ્રધાન નથી કે જેથી ઉપરના અવતરણમાં કરેલી શંકાઓ સંભવે; પરંતુ પતિપત્ની ભાવે ઉપલક્ષિત જે વિશુદ્ધ નિઃસીમ ઉપાધિને અસંશ્રિત નિરુપાધિ પ્રેમ—જેનું અંતિમ ફલ સ્વાત્માર્પણદ્વારા અભેદભાવ છે તે—છે.

ભકિત માર્ગમાં અન્ય સંબંધોનો ત્યાગ કરી વિશેષે પતિપત્નીભાવના ઉપદેષ્ટાઓની એ માન્યતા છે કે સર્વ સંબંધોમાં એ સંબંધ બહુ અનુભૂત હોવાથી પરમાત્મપ્રાપ્તિના સાધન ભકિતરૂપ સંબધમાં તે એક સરલ સાધન રૂપે ભકિતવાદમાં કે સુફીવાદમાં બોધનીય છે.

આર્યોએ શ્રી ભગવાનની પૂજા—ભકિત—નાના પ્રકારના ભાવોથી કરી છે. યશોદાદિએ પુત્રભાવથી, અર્જુનાદિએ સખાભાવથી, તુલસીદાસે જગદીશ્વર ભાવથી, ચૈતન્યે પ્રાણેશ્વરભાવથી, ગોપીઓએ તથા મીરાંએ પતિભાવથી અને શ્રી શંકરાચાર્યાદિએ

આત્મભાવથી એમ સ્વસ્વ અધિકારાનુસાર કરી•છે. તેમાં કૃષ્ણભક્તિમતે પતિભાવથી વા સુરીમતે પત્નીભાવથી જે ભકિત છે, તે એક અતિ સરલ માર્ગ છે.

**પ્રેમ અને મુક્તિ મધ્યે આમ સંબંધ છે કે પ્રેમનું પરિણામ ભક્તિ છે. (પ્રેમ વિના ભક્તિ સંભવતી જ નથી.) ભક્તિનું પરિણામ—આત્મનિવેદન કે આત્માર્પણ છે. આત્માનવેદનનું પરિણામ—અભેદ છે. એમ પરિણામે પ્રેમ-ભક્તિદ્વારા જીવાત્મા પરમાત્માનો અભેદ–અનુભવ નિષ્પન્ન થાય છે.** મીરાંના ચરિતથી તેણે એવું આત્માર્પણ કર્યું હતું, ને નિઃસંદિગ્ધ જણાય છે અને સ્વાનુ-ભવસિદ્ધ મીરાંની વાણીના શ્રવણ કીર્તનાદિદ્વારા એવાં અનેક આત્માર્પણોથી મનુષ્યજીવનો કૃતકૃત્યતા પામે, એમ સમાપ્તિમાં પ્રાર્થના છે.

**मीरांसंप्रदाय–**

√ મીરાંબાઇએ કોઈ સંપ્રદાય પૃથક્ સ્થાપ્યો નથી. પરતુ તેનાં પદો ભક્તિરસ પૂર્ણ અને ઉચ્ચ કવિત્વવાન્ હોવાથી બહુ લોકપ્રિય થયાં છે અને પોતે રજપુતસ્થાન તથા ગુજરાત ઉભય દેશોમાં પ્રસિદ્ધ હોવાથી ઘણા સાધુસંતો તેનાં પદો કંઠાગ્ર કરી ગાતા ફરે છે. પરંતુ એ પદોમાં પ્રતિપાદિત સિદ્ધાંત કંઈ નવો હોય તેમ નથી. તેમ જ કોઈ વ્યકિતઓ એમ કહેતી જણાતી નથી કે, તેઓ મીરાંબાઇના પંથની છે.

પ્રો. એચ. એચ. વિ'સને ઈ. સ. ૧૮૪૬ માં RELIGION of the HINDUS નામે પુસ્તક પ્રકટ કર્યું હતું. તેમાં "MIRABAIS" નામે એક પંથ ગણાવ્યો છે. પરંતુ તેને કંઈ આધાર હોય એમ જણાતું નથી. બાલવિધવા થયલી કેટલીએક સાધ્વીઓ મીરાંબાઇવત્ કૃષ્ણ સેવામાં તથા પ્રધાનતાએ મીરાંબાઇના પદો ગાવામાં સમય વ્યતીત કરે છે તેઓને લોકોમાં મીરાંબાઈના ઉપનામથી બોલાવાય છે. તે ઉપરથી કદાપિ તેવી ભ્રાન્તિ થઇ હોય.

## મીરાંબાઈની કવિતા.

ગુજરાતી ભાષામાં કવિતા લખનાર આશરે દશેક સ્ત્રીઓ અદ્ય પર્યંત જણવામાં આવી છે, પરંતુ તેઓમાં મીરાંબાઈ વગર અન્યની કવિતાઓ તુચ્છ છે.

**मीरांबाई कृत ग्रंथो–**

મીરાંબાઇએ કેટલાએક ગ્રંથો અને પદો રચ્યાં કહેવાય છે તેમાં નીચેના ગણાય છે.

૧. નરસિંહજીકા માયરા—(નરસિંહ મહેતાનું મામેરું જુદા જુદા રાગ પદમાં છે જેની પ્રથમ કડીની દ્વિતીય પક્તિમાં છે કે "નરસીંકો માહેરો મંગલ ગાવૈ મીરાં દાસી" ૧. અને તેની પંચમ કડી ઉપરથી જણાય છે કે તે ભકિતકથા પોતાની મિથુલા નામક સખી પ્રમુખ ભક્તમંડળને શુણાવી હતી.)

૨. ગીતગોવિંદની ટીકા—એ સંબધમાં આ લેખકનું એમ માનવું છે કે, રાણા કુંભે રચિત ટીકા તથા કુંભ અને મીરાંના સંબંધનું ભમજ્ઞાન, એ ઉભયના સંમિ-શ્રણથી એનું અસ્તિત્વ ગણાયું હશે.

3. રાગગોવિંદ—પંડિત ગૌરીશંકરજી માને છે કે, એ ગ્રંથ કવિતાનો છે. પરંતુ તે અલભ્ય જણાય છે.
4. પ્રકીર્ણ ભજનો—એનો એક સારો સંગ્રહ કોઇએ જુના વખતમાં કરેલો જોધપુર દરબારમાં હોવાનું જણાય છે અને તેથી તેનાં પદો પ્રામાણિક ગણી શકાય.

એ ઉપરાંત ગુજરાતી હસ્તલિખિત પદસંગ્રહોમાં પણ ઘણાં મળી આવે છે અને ઘણાં સાધુ સંતોને મુખપાઠે હોય છે. તેમાંના કેટલાંએક ભજનસાગરાદિ સંગ્રહોમાં મુદ્રિત થયાં છે.

કબીરપંથી તથા નાનકપંથીઓના ભજન સંગ્રહોમાં પણ મીરાંના ભજનોને અવકાશ અપાયો છે. એમ પણ કહેવાય છે કે મીરાંની કૃતિનું એક પદ શીખગુરુ અર્જુને ગ્રંથ સાહેબમાં લીધું પણ તે પછીથી કાઢી નાખ્યું.

नक़ली पदो—

મીરાંબાઇના ભજનોમાં તેના અનુયાયીઓ એટલે તેની ચરિતકથાઓમાં શ્રદ્ધા રાખનાર તથા મુખ્યત્વે તેનાં જ પદો ગાનારા સાધુસંતોએ પણ ઘણાં નવાં પદો મીરાં-બાઇના નામનાં રાખી લોકોમાં ચાલુ કર્યાં છે, પણ અણસમજથી એવાં રચ્યાં છે કે તે મીરાંને કલંક લગાડે.

કેટલાએકે સુરદાસ કવિ આદિનાં પદોમાં નામ બદલી નાંખ્યાં છે તેમજ કેટલાએક લોભી પુસ્તક પ્રકાશકોએ પણ મીરાંના પદના સંગ્રહની ભરતી કરવા અવિવેકે નામ ફેર કરી તથા નવાં કલ્પિત ઉમેરી મુદ્રાપિત કર્યાં છે. તેઓને મીરાંબાઇની સ્વ-નિજ કૃતિમાંથી વિણી કાઢવાં અત્યંત કઠિન કાર્ય થઈ પડ્યું છે.

મુંશી દેવીપ્રસાદજી મહિલામૃદુવાણી માં (પૃ. ૬૦) લખે છે કે—એનાં ભજન અને પદ પ્રત્યેક સ્થલે મંદિરો, સદ્‌ગૃહસ્થોનાં ગૃહો અને સાધુસંગના સમાજોમાં ગવાય છે. એમાં અસલી થોડાં અને નકલી બહુ છે, જે સાધુસંતોએ મન માન્યાં 'ઘડી લીધા છે,' જેમાં રાણાજીને મીરાંબાઇના પતિ બતાવી કંઇ કંઇ દુર્વચનો કહ્યાં છે.

એક વાર જોધપુરના મહારાજા માનસિંહજીની સભામાં એવાં નકલી પદો ગવાઇ રહ્યાં હતાં, જે સાંભળતાં એક સભાસદે પ્રશ્ન કર્યો કે એ મીરાં સ્વર્ગમાં ગઇ હશે કે નરકમાં? મહારાજાએ પૂછ્યું—એમ કેમ? તો તે સજ્જને કહ્યું કે, આ પદમાં તો પદે પદે પતિનિંદા ગવાઇ છે.

મહારાજાએ કવીન્દ્ર જોશી શંભુદત્તજી પ્રતિ દૃષ્ટિપાત કરતાં તેઓએ અરજ કરી કે—અન્નદાતાજી! એવા ભાવનાં સર્વ પદો સાધુઓનાં રચિત છે. મીરાંબાઇ તો મહા સતી અને પતિવ્રતા હતી. એની ઉક્તિમાં તો આવો બકવાદ સંભવતો નથી. એણે ગીત ગોવિંદની ટીકા રચી છે. તે પુસ્તકપ્રકાશ (જોધપુરનો રાજ્યકીય હસ્તલિખિત પુસ્તકનો સંગ્રહ) માંથી મંગાવી જરા અવલોકિત કરાવો. જેથી મીરાંનો આશય અને

આચરણ સ્પષ્ટ દિશી આવશે. મહારાજાએ તે ગ્રંથ મંગાવી તપાસતાં જોશીજીનું કથન સત્ય જણાયું.

કાંચનકવિરાવ રાજાજી શ્રી મોહનસિંહજી (જે રાવ રાજા શ્રી માનસિંહજીના પુત્ર હતા તેઓ) એ પ્રયત્ન કરી અસલી અસલી પદો મેળવી સંગ્રહ કર્યો કહેવાય છે. તેઓ શ્રીનો દેહાંત સં. ૧૯૫૭ માં થયો.

મેરઠમાં પંડિત ઇશ્વરીપ્રસાદે સં. ૧૯૬૨ માં પ્રકટિત 'મીરાંબાઇકે ભજન'ની પ્રસ્તાવનામાં તે લખે છે કે—

## ભૂમિકા.

પ્રિય પાઠક વૃન્દ! ઇસ મીરાંબાઇકે ભજન નામક પુસ્તકકો સં. ૧૯૫૫ મેં હમને છપાયા ઔર ૨૦ ભજન મીરાંબાઇકે હમને ભક્તોં સે સુન સુન કર એકત્રિત કિયેથે, શેષ ભજન સૂરદાસ, તુલસીદાસ, નરસી આદિ ભક્તોંકે થે, વો સબ ખુલાસા ઇસ પુસ્તકમેં લિખેથે. યે ભજન હમારે યહાં સે બદલેમેં સેઠ મુલતાનમલ પ્રિન્ટિંગ પ્રેસ નીમચવાલોંને મંગાયે થે. પુસ્તકકી અધિક અધિક બિક્રી દેખ ઉન્હોંને નરસી, તુલસીદાસ આદિ આદિ સબ કવિયોંકે ભજનોંમેં મીરાંબાઇકે ભજનકી છાપ ડાલ કર પુસ્તક અપને પ્રેસમેં છાપ ડાલી. ઇસ પેટ પાપીકે લિયે ઐસા કર્તવ્ય ઉન્હોંને કિયા હૈ, સો જ્ઞાનવાન લોગ વિચાર લેં. ઔર અબ યહી બનાવટી પુસ્તક આગરેમેં વંશીધર કન્હૈયાલાલને છાપી હૈ. સો એસે લોગોંકે ધોખેસે બચના, અસલી પુસ્તક જ્યોંકી ત્યોં હમને ફિર છાપી હૈ.

પંડિત ઇશ્વરીપ્રસાદ રામચન્દ્ર.

એ સ્પષ્ટ દર્શાવે છે કે મીરાંબાઇની પદ-સમૃદ્ધિ 'નકલી' પદોથી વધારવામાં કેવા પ્રયોગો કરાયા છે.

વળી કબીર તથા સૂરદાસ આદિ બીજા સંતોની વાણીમાં પણ એવાં પરસ્પર પરિવર્તનો થઈ ગયાં છે. કારણ, કબીરનાં કેટલાંએક પદો વૈરાગ્યના છે, તથા સુરદાસ એ પણ કૃષ્ણ ભક્ત હતા. તેથી પદો યોજનારા તથા ગાનારાઓને જે જે સારાં લાગતાં તેમાં સ્વૈચ્છિક સ્વ—ઇષ્ટ નામો બદલી દેતા.

ગુજરાતી ભાષામા પણ એવું નરસિંહ તથા ભાલણ, અને રામકૃષ્ણ તથા દયારામનાં પદો મધ્યે થયુ જણાય છે.

એમ નામ પરિવર્તન થવાનુ કારણ એક વિવેચક, 'નેવાઓ એક સમયે હોવાથી થયાનું માને છે.' પણ તે સત્ય દૃષ્ટિ નથી, કારણ એવુ કર્મ મધ્યે દીર્ઘ સમયાન્તરને જ સ્વાભાવિક રીતિએ અપેક્ષે છે.

કબીરના એક પદમાં મીરાંબાઇનું નામ જોઈ રા. ભાનુસુખરામે મીરાંબાઇ કબીરથી પ્રથમ હોવાનું જણાય છે એમ લખ્યું છે. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિથી તેવું પદ કૃત્રિમ નિશ્ચિત છે. "પ્રભુ૦" થી આરંભાતું પદ પણ તેમણે અવતાર્યું છે જેમાં મીરાંનું

નામ છે. પણ તે પદ ગુજરાતીમાં છે અને તે તુલસીદાસે ગુજરાતીમાં કોઈ કવિતા કરી નથી. એવાં પદો ઉપરથી અનુમાનો બાંધતાં પહેલાં લેખકોએ બહુ વિચારવાનું છે.

નામપરિવર્તન કરાયાના ઉદાહરણોમાં 'વરીઓ વરીઓ મેં ગિરિધરલાલ' એ પદ પ્રાયઃ (વરીઓ સામલીયો વરીયો) એ દયારામનું જ (ગુ. પ્રે. સા. પા. ૨૫૬) પદ છે. તેમજ 'મેરે તો ગિરધર ગોપાલ ઓર દુસરો ન કોઈ' એ પદ પણ સુરદાસના પદની છાયા ધરે છે.

"ભોલાનાથ દિગંમર એ દુ ખ મેરા હરો" એ પદ મૂળે...નું છે. તેની અંતિમ પંક્તિ "મીરાં કહે પ્રભુકો યશ ગાવત શિવજીકે પૈયાં પરોરે" એમ બદલાઈ નાખેલી જોવામાં આવે છે

"કાનુડો ન જાણે મોરી પ્રિત" એ મૂલ મીરાંનું પદ સુરદાસજીના નામ ઉપર પણ ચઢયું જણાય છે.

૧ વળી "કીને કાંકર મોગે મારીરે" એ પદ "કીને ગાગર મોરી ફોરીરે" આદિ સહજ પાઠફેરથી નરસિંહ મહેતાનુ ગવાયુ છે.

મીરાંબાઈ બહુ ભાષાની જ્ઞાતા હોવાથી ભાષાના દૃષ્ટિબિંદુથી અમુક પદો ક્ષેપક છે એમ કહેવાઈ શકે તેમ નથી, પરતુ જે પદોમાં રાણાને સ્વપતિ રૂપે કહી ઉક્તિઓ કરી છે તે સર્વ ક્ષેપક જ છે.

એ પ્રમાણે મીરાબાઈના સ્વકીય અને કૃત્રિમ પદોનો ભેદ કરવો કઠિન કાર્ય છે. તથાપિ જેમ પ્રાચીન હસ્તલિખીત પુસ્તકોમાં જેની વિદ્યમાનતા જણાય તેમ તેમ તે પદ મીરાંનું જ છે એમ નિસંદિગ્ધ કહેવાઈ શકાય તેથી એ સબધી નિર્ણય કરવામાં પ્રધાનતાએ એ માર્ગ ગ્રહણ કરવો એ પરમ ઉચિત છે.

**મીરાંની કૃતિના સામાન્ય ગુણો—**

મીરાંની કવિતામા શબ્દાદિગત દોષો અતિ ન્યૂન છે, અને તદ્દગત ગુણો અધિક પરિમાણમા છે તેથી તેની કવિતા ઉત્તમ પ્રકારની ગણાય તેવી છે. તેમાં પણ હીંદી ભાષાના કોઈ કોઈ પદોમાંથી રસ બહુ ઝરી રહ્યો છે. જેવાં કેઃ—

"કયા કરું મેં બનમેં ગઇ ઘર હોતી તો શ્યામકું મનાઇ લેતી"
"આજ અનારી લે ગયો સારી બૈઠી કદમકી ડારી ડારી હે માય"
"આવત મોરી ગલિયનમેં ગિરધારી મૈં તો છુપી ગઇ લાજકી મારી"
"જો તુમ તોડો પીયા મેં નહી તોડુ તેરી પ્રીત તોડી કૃષ્ણ કોણુ સગ જોડું"
"બંસી ફેર બજાવોરે મહીવાલે હો'
"ભઈ હો બાવરી સુનકે બાંસરી"
"સુરજ સ્વામી પનિયા ભરન કૈસે જાઉં મેરી મેંદીયાંકો રંગ ઉડ જાએ"
"એરી મૈં તો દર્દ દિવાની મેરા દર્દ ન જાને કોઈ"

✓ એથી કરી હીંદી ભાષાના વિદ્વાન વિવેચકો પણ ઈ. સ. ના ૧૬ મા શતકના ચાર મુખ્ય કવિ સુરદાસ, જાયસી, કૃપારામ, અને મીરાંબાઇને ગણે છે અને તેમાં પણ મીરાંબાઇને સુરદાસથી અનંતર પદ આપે છે. મીરાંબાઇનાં ગુજરાતી ભાષાનાં પદોને પણ ઉપર્યુક્ત મત બહુ અંશે લાગુ પડે છે.

✓ એ પ્રકારે નાનાવિધ ગુણસંપત્તિને ધારતી મીરાંબાઇની કવિતા ભક્ત તથા અભક્ત (કવિઓ) ઉભયને અદ્યાપિ પ્રિય હોવાથી તે સજીવા રહી યોગ્યતમનું જીવન દીર્ઘતમ (the survival of the fittest) એ વિશ્વના નિયમના સિદ્ધાંતને સાધક ઉદાહરણ થાય છે.

એક વિવેચક મીરાંની કવિતાની ગીતગોવિંદસહ તુલના કરે છે તે ધૃષ્ટતાનું અનુપમ ઉદાહરણ છે; તોપણ બહુધા એ પદોની વાણી વનીતા તુલ્ય, લલિત, કોમલ, મધુર (મીઠી), રસિક છે. એ કવિતા ઉપર સ્વાભાવિકતા, સરલતા, અને સ્નેહલતાની છાપ સ્પષ્ટ દિશા આવે છે.

**મીરાંબાઇની કવિતાની ભાષા—**

✓. મીરાંબાઇનો સંબંધ જન્માદિ કારણથી મારવાડી, વિવાહ કારણથી મેવાડી, વૃંદાવન નિવાસદ્વારા વ્રજ ભાષા સાથે તથા દ્વારિકામાં સ્થિતિ નિમિત્ત ગુજરાતી ભાષા જોડે થયો હતો. તેથી એ ચારે ભાષાઓમાં તેમજ કોઈ કોઈ પદમાં એ ચારેનું મિશ્રણ જોવામાં આવે છે. તેમા મારવાડી ભાષા, ગુજરાતી તથા હીંદીના એકજાતીય મિશ્રણ જેવી છે. તેથી તેની કવિતાના ગુજરાતી તથા હીંદી એમ માત્ર બે જ વિભાગ—ભાષામૂલક—સુખે થઈ શકે.

**મીરાંબાઇની કવિતાની શૈલી—**

✓ મીરાંબાઈ સુશિક્ષિત, બુદ્ધિમાન્ અને પંડિતા હતી. તેથી તેની કવિતાની શૈલી પણ સુંદર, સરસ અને સુશીલતાયુક્ત હતી. પરંતુ ખેદની વાત છે કે તે ગુણો કેટલાંએક કપોલ કલ્પિત પદોની જાળમાં છુપી ગયા છે, જે તેઓને આચ્છાદિત કરે છે.

**મીરાંની કવિતાનો રસ—**

મીરાંની કવિતામાં પ્રાધાન્યે ભક્તિરસ છે જે શાન્તરસનું એક સ્વરૂપ છે: મીરાંનું મન જ ભક્તિમય હતુ કેટલાએક નામધારી 'ભક્ત સમાજિષ્ટોની' પેઠે તેનું તન જગતના વ્યાપારોમાં રમણ નહોતુ કરતુ; પરંતુ બહુ કાલ ગિરિધરજીની પ્રાર્થના સેવા પૂજાદિમાં એકાગ્ર હતુ, તેથી તે ભાવોની પ્રકાશક વાણી પણ હૃદયવેધક જ નિસરે તેમાં આશ્ચર્ય નથી એમાં તેનાં પદો સાક્ષી છે. તેઓમાં પ્રતિપદ સર્વવ્યાપી ઇશ્વરના એક પ્રતિરૂપભૂત શ્રીકૃષ્ણ ઉપર પ્રેમ અને જગતના પદાર્થો તથા સબંધો ઉપર વૈરાગ્ય ઝળકી ઉઠે છે. તેની કેટલીએક કવિતામાં વિલાસના ભાવો પણ દૃષ્ટિગોચર થાય છે. પરંતુ તેઓનું અવલબન ઉપાસ્યભૂત શ્રીકૃષ્ણ હોવાથી તે સર્વ નિર્દોષ જ છે.

**મીરાંની આદર્શભૂત કવિતા—**

✓ મીરાએ જે જાતિનાં પદો લખ્યાં છે તેવાં પદો તેની પૂર્વે સંસ્કૃતમાં જયદેવે (સં ૧૨૫૦), બંગાલીમાં મૈથિલ વિદ્યાપતિ ઠકુરે (સં ૧૫૧૨), ગુજરાતીમાં નરસિંહ

મહેતાએ (સં. ૧૫૦૦) રચ્યાં છે. અને તે સર્વ કવિતા મોડી વહેલી મીરાંના પરિચયમાં આવેલી એ બહુ સંભવિત છે.

**मीरांनी कवितानुं प्रयोजन अने उत्पत्ति—**

મીરાંએ કવિતા યશ કે ધન સારુ, વ્યવહાર કે પુણ્ય સારુ લખી નથી. પરંતુ તેના હૃદયમાં જે ભક્તિ વ્યાપી રહી હતી તેનું તે સ્વાભાવિક પરિણામ હતું. બાલ્યમાં પ્રાચીન ભક્તોની વાણી જે તેને જિહ્વાગ્રે હતી તેમાંના ભાવો તેની ભક્તિના બલથી સ્વવાણીરૂપ નવીન ચિત્તાકર્ષક પરિધાનને પામ્યા.

અમુક પ્રસંગની પ્રાપ્તિ થાય કે અમુક પ્રકૃતિગત સૌંદર્ય દૃષ્ટિગોચર થાય અને તેથી મનોવૃત્તિ ઉત્તેજિત થાય તો જ અથવા ત્યારે જ તે કવિતા લખાય એવી તે કૃત્રિમ કવિતા ન હતી. પરંતુ જેમ તેનું તન સદાકાલ ગિરિધરજીની પૂજાદિમાં વ્યાવૃત રહેતું, અને જેમ તેનું મન ગિરિધરજીની ભક્તિમા લીન રહેતું, તેમ તેની વાણી પણ તે જ ગિરિધારીનાં રમણીય લીલાદિનાં યથાર્થ વર્ણનાદિથી કૃતકૃત્યતા પામતી રહેતી.

**कविता विभाग—**

રા. ભાનુસુખરામ મીરાંબાઇની કવિતાના બે ભાગ પાડે છે: જ્ઞાનભક્તિ અને ભક્તિશૃંગાર; અને એમાં નીતિભક્તિનો સમાવેશ ગણે છે. આ શબ્દો અને તેથી પરિચિત કરાતા વિભાગો કેવલ અસંબદ્ધ અને અર્થહીન જણાય છે, એ સાહિત્યતત્ત્વજ્ઞોને એટલું સ્પષ્ટ રીતિએ જણાય તેમ છે કે તે ઉપર વિસ્તાર કરવા અગત્ય નથી. ઉપર દર્શાવ્યું છે તેમ એ પદોમાં ભક્તિ પ્રધાન છે અને તેને ગુણીભૂત કોઈ કોઈ પદોમાં, શૃંગાર છે; એટલે કોઈ પણ જાતિનો વિભાગ કરવા અગત્ય રહેતી નથી. અને જે જ્ઞાનભાગ કહેવાય છે તેમાંનું તો કાંઈ પણ મીરાંની કવિતામાં જોવામાં આવતું નથી.

**मीरांकृतिनी सजातीय कविता—**

ગુર્જર ભાષામાં મીરાંબાઇની પંક્તિની અપર કવિતા નરસિંહ મહેતાની તથા દયારામની છે. તેમાં દયારામની લૌકિક-શૃંગારમૂલક છે. પણ નરસિંહ તથા મીરાંની કવિતા અલૌકિક-શૃંગારમૂલક છે. તેથી તેઓનાં પદોમાં દયારામવત્ ઉચ્છૃંખલતા (મસ્તી) જોવામાં આવતી નથી; પરંતુ શૃંગાર છતાં એક જાતિની અપૂર્વ શાંતતા તે પદોથી ઉત્પન્ન થાય છે. તેમાં પણ મીરાંની કવિતા 'મધુર ભાવ'મયી છે. અન્ય સર્વના ત્યાગપૂર્વક ઈશ્વરની પતિરૂપે ભક્તિ એ મીરાંના કાવ્યનું સ્વરૂપ છે. જ્યાં મીરાંએ ગિરિધરજીને પોતાના વર કહ્યા છે ત્યાં તે શબ્દ પરિણેતાના વાચ્યાર્થમાં નથી, પણ ઉપાસ્યના લક્ષ્યાર્થમાં છે. તત્ત્વ એમ હોવાથી માત્ર અતત્ત્વજ્ઞ વા વિકારિણી દૃષ્ટિ જ મીરાં આદિ ભક્તવીરોનાં કાવ્યોમાં 'હીનશૃંગાર' જુએ છે.

નરસિંહ, મીરાં, દયારામ આદિનાં પદોમાં રાધાકૃષ્ણને નાયિકાનાયક ગણ્યાં છે. એ ઉભય મધ્યેનો શૃંગાર પરકીયા વિષયક છે; પરંતુ એ પદોનો ઉદ્દેશ, કેટલાએક

અતલસ્પર્શી વાચકો અને વિવેચકો અનીતિ જાણે છે તેમ નથી. તેવા પરકીયા વિષયક શૃંગારને ઉદ્દેશી તે પદો રચવા તે લેખકોની પ્રવૃત્તિ થઈ જ નથી.

અત્ર રાધાકૃષ્ણના પરસ્પર પ્રેમની નીતિવિષયક ચર્ચાને કંઇક અપ્રસ્તુત અને કંઇક દીર્ઘતાદોષાપાદક ગણી તે ચર્ચાને સ્પર્શ ન કરતાં, આટલું જ કહેવું યોગ્ય છે કે રાધાકૃષ્ણની પ્રીતિ તે યથાર્થ ભક્તિના આદર્શરૂપ—ઉપમાનભૂત—ગણાય છે. તેનો પ્રતિપન્નાર્થ આ જ છે કે-**પરકીયાનો જેવો પ્રિયતમ ઉપર પ્રેમ હોય છે, તેવો પ્રેમ ભક્તે ઉપાસ્ય ઉપર રાખવો. એ જ પ્રેમભક્તિ છે, એ જ પ્રેમરસાસ્વાદ છે. પ્રત્યેકનો સ્વકીયા પ્રતિ પ્રેમ તેવો જ હોવો જોઇએ.** પરકીયા પ્રેમમાં પ્રેમની પરાકાષ્ઠાની પ્રતીતિ પ્રાકૃત લોકોને સ્પષ્ટતર થાય છે; તેથી તે દર્ષ્ટાંતરૂપે પુરઃસર કરાય છે. પરકીયા જેમ અનેક કષ્ટો અને સંકટો, સ્વપ્રિયતમના મુખનું દર્શન માત્ર પણ લેવા સહે છે, તેમ ભક્તે પણ મુક્તિરૂપ દુષ્પ્રાપ્ય વસ્તુ પ્રાપ્ત કરવા સહેવાં. એવાં તપનું ફલ અંતે અભેદભાવ થાય છે. તે દાસત્વ, સખ્યતા, આદિ ભક્તિના અપર ભાવો કરતાં ઉત્કૃષ્ટ છે. તે જ ઉદ્દેશને અહાવનાર મીરાંનું ભક્તિમય જીવન હતું અને મીરાંની ભક્તિમય કવિતા છે.

તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી.

# અનુક્રમણિકા.

—※—

## નરસિંહ મેહેતો.

## મોતીરામ.



## રણછોડ ભક્ત.

## સાંઈશંકર.



## રાજે ભક્ત.



## કહાનદાસ.

बृहत्

# કાવ્યદોહન.

ભાગ ૭ મો.

## નરસિંહ મેહેતો.

बृहत्

# કાવ્યદોહન.

ભાગ ૭ મો.

## નરસિંહ મેહેતો.

ગોપી તણાં ગોરસડાં જોઈને, દુર થઈ ધાતો રે, કાનો.
મોર મુગટધ્યા ને કાને રે કુંડળ, ગોપીઓમાં ગાતો રે, કાનો.
ભલે મળ્યો મેતા નરસિંહનો સ્વામી, રંગમાં રાતો રે, કાનો.

પદ ૬ ઠું.

તારી મોરલીએ મન મોહ્યાં રે, વૃંદાવન મોરલીવાળા,
મેં તો ઘરનાં કામો ખોયાં રે, વૃંદાવન મોરલીવાળા.
હું તો દોતાં દોણી ભૂલી રે, વૃંદાવન.
મેં તો પ્રેમે વાછરડાં ધવડાવવા રે, વૃંદાવન.
હું તો જમના ગઈતી પાણી રે, વૃંદાવન.
તારું મુખડું જોઈ જોઈ મુલાણી રે, વૃંદાવન.
મેં તો અવળાં આભ્રણ હોઆ રે, વૃંદાવન.
મેં તો માથે છેડા મેલ્યા રે, વૃંદાવન.
કાનુડો કાળો ને છોગાળો રે, વૃંદાવન.

* * * *

મને કાંઈ એક કામણ કીધાં રે, વૃંદાવન.
મારાં ચિત્તડાં હરી મન લીધાં રે, વૃંદાવન.
મેં તો રોતાં જ બાળક મેલ્યાં રે, વૃંદાવન.
મેં તો ધાવતાં બાલ વછોડ્યાં રે, વૃંદાવન.

* * * *

મને મળ્યો નરસૈંયાનો સ્વામી રે, વૃંદાવન.

પદ ૭ મું—રાગ ગોડી.

મારે પ્રભુજી પરણા ઘેર આવ્યા રે;
મેં તો મોતીડાં ને ધૂપે વધાવ્યા રે.
મારો વાલોજી બોલાવે વારે વારે રે;
મને ભવ જળ દૂબતી તારે રે.
મારે રસીયા સઘાતે રંગ લાગ્યો રે;
મારે જન્મ મરણાનો ભો ભાગ્યો રે.
વાગ્યાં પ્રેમનાં તે બાણ કેમ રુએ રે;
તાલી રંગની રસાળી વાલી લીજે રે.
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી રે;
સર્વે ગોપીકા આનંદ પામી રે.

પદ ૮ મું.

લગારેક, નંદના છોરા,! આવ મારી ગાવડી દો'વા. ટેક.
ગાવડી મારી તુજને હળી, તુજને દો'વા દે;

મહીં ને ટકા 'જે ઘટે, તે' હાથમાં પૈસા લે; લગારેક.
આવડું અવર કાવું રે, મારે જાવું ગોકુળ ગામ,
આવડું કેવું જઈ પડે, મારે તમ સરીખું કામ; લગારેક.
આવડું કેવું તે પડે, પોતાનો જાણી જોઈ,
ગામમાં મારે સહુ સગાં છે, તમ સરીખું નહિ કોઈ; લગારેક.
મનનું હોય તે મનમાં જાણે, ઘણું કહે શું થાય;
નરસૈંયાના સ્વામી વિના, ઘણું વિમાસણ થાય; લગારેક.

### પદ ૯ મું.

સખી આજની ઘડી રળિયામણી રે;
મારો વાલોજી જોયાની વધામણી રે.
પૂર પૂર સોહાગણ સાથીયો રે;
મલપતો આવ્યો હરિ હાથીયો રે.
સખી મોતીડે ચોક પૂરાવીયે રે;
આપણા નાથને પધરાવીયે રે.
સખી ફૂલડે પાગરણ ભરાવીએ રે;
ત્યાં છબીલાજીને પધરાવીયે રે.
સખી નીર ગંગાજળ લાવીયે રે;
રૂડા ચત્રુભુજના ચરણા પખાલીયે રે.
સખી ચાર સોહાગણ આવીશું રે;
આપણુ નાથને વધાવીશું રે.
સખી આ રસ મીઠો અતિ મીઠડો રે;
મેંતા નરસૈંયાનો સ્વામી દીઠડો રે.

### પદ ૧૦ મું.

મને ના બોલાવે, વાલો મને ના બોલાવે;
કઠણ હૈયાનો વાલો મને ના બોલાવે. ટેક.
જોજે જોષીડા તારી પોથીમાં શું આવે;
સારા જોશ જોજે મને મહીગરીએ વળાવે. કઠણ.

* * * * *

સઉ સખી મળીને વાલાને મનાવે. કઠણ.
સાસુ હઠીલી મ્હારી નણદલ ધુતારી;
વીરલાને કેજે મારે આણુલે આવે. કઠણ.
સહુ સખીઓમાં વાલો સુઘડ કેવાય;
નરસૈંયાના સ્વામીને ન ખોટું ભાવે. કઠણ.

## પદ ૧૧ મું–રાગ મારૂ.

મને કૃષ્ણ જોયાના કોડ, સહીયર ચાલો રે;
હું તો લાગું તમને પાય, હરિવર ચાલો રે. ટેક.
જાદવ જમનાને કાંઠલે રે, વાહે વિણા રસાળ;
નાદમાં મોહી ગોપી નિસર્યા રે, ઘેરે રોતાં મેલ્યાં બાળ. સહીયર.
દે'રે દે'રે દીવા કરું રે, પૂજું સઘળા દેવ;
શામળીઓ વર જો મળે તો, શંભુ કરું રે તમારી સેવ. સહીયર.
એ જળ જમના ઝીલતાં રે, ન્હાતાં નિર્મળ નીર;
વસ્ત્ર હરિ ગયો વિઠલો રે, શેને ઢાંકું શરીર. સહીયર.
સાસુ હમારી જશોમતિ રે, સસરો શ્રી નંદરાય;
કૃષ્ણ કોડીલો કાનજી રે, મારું સાસરુ ગોકુળ ગવાય. સહીયર.
ગોકુળ ગામની ગોવાળણી રે, આવે ધુરકતી ઘોર;
મુખપર માવજીમોહી રહ્યા રે, એના શિર પર નાચે મોર. સહીયર.
ગાય શીખે ને સાંભળે રે, હરિ રાધાનો રાસ;
તે નર વૈકુંઠ પામશે રે, ગુણ ગાય નરસૈંયો દાસ. સહીયર.

નરસૈંયાના સ્વામી જે વિના હું તો વ્યાકુળી રે,
તેણે મારી દુર્બળ થઈ છે રે દેહ કુજનો

### પદ ૧૪ મું-રાગ સામેરી.

કુંજનો કલ્લોલી રે, કાનજી તો કયાં ગયો રે,
જેની સંગે રમતાતા રંગ વિલાસ,
મહીએર મેલાવ્યું રે એણે મારું સાસરું રે,
કીધી મને દાસતણી રે દાસ કુજનો
સુન્દરતા એની જે સખી શું વરણવું રે,
જેણે એનું જોયું રૂપ રસાળ,
પતિ તે વ્રતા જેહ પ્રભુને પેખતા રે,
જોતામાં જાય જન્મ મરણ જંજાળ કુજનો.
મામે મામે આવે રે મંદિર માહરે જે,
મુજને તો જોવા જાદવરાય,
સાસુને મ્હારી જે મુજને તો સાચવે રે,
લાજ તજીને લાગતી હું તો પાય કુજનો
જમતીને વેળા રે જીવણ મુને સાભરે રે,
ત્યારે મ્હારે કંઠે ના ઉતરે અન્ન,
ત્રિકમજીને જોવાજે હું તો તરફડું જે,
ત્યારે મ્હારું તપીને ઊઠે તન કુજનો
ઘેલી મુને કે' છે જે ઘરમાં ઘરધણી જે,
બાહેર વગાડી કેહછે લોક,
નરસૈંયાના સ્વામી જે જ્યારે મુજને મળે રે,
ત્યારે મ્હારા ટળે હૈયાના શોક કુજનો

### પદ ૧૫ મું-રાગ સામેરી.

મોહની લગાડી જે, આ મને મોહને રે,
રસીએ દેખાડી રંગની રે રેલ,
અંતર સુધાર્યું જે સખી મ્હારું શામજે રે,
નિત્ય નિત્ય થાય વૃંદાવન એન મોહની
આડી આડી દૃષ્ટે જે જુએ વાલો અમો ભણી જે,
જુએ મ્હારા નખ શિખના શણગાર,
મેણુંને દે છે જે સાસુડી સાસરે જે
વહુ તારે ગિરધરસું ઘર વેવાર. મોહની

રાધા ને માધવ રે બેઉ વળગ્યાં બેલડી રે,
અંગો અંગ નયણામાં લપટાય;
સોલ વરસની રે શોભે સુંદરી રે,
અંગે સજી શણગાર હરખાય. મોહની.
ધંન ધંન લીલા રે લક્ષ્મીવર તણીરે,
ધંન ધંન ઉત્તમ રંગ વિલાસ;
ધંન ધંન ગોપી રે ગોકુળ ગામની રે,
ધંન ધંન ગાય નરસૈંયો દાસ. મોહની.

## પદ ૧૬ મું–રાગ સામેરી.

આંખડલીનો ચાળો રે, શામળીઓ લેઈ ગયો રે,
હવે કેમ જીવું રે મોરી રે માય;
મોરપીછે રે મુગટ મોહામણો રે,
કુંડલ મીનાકારી કાને રે સોહાય. આંખડલીનો.
આજ ને ઉભી રે મ્હારે આંગણે રે,
આણી વાટે જાતા હુતા રે કહાન;
મીઠાનો મેળાવો રે હમને ત્યાં હવો રે,
વાલે મ્હારે કીધી નેણુની સાન. આંખડલીનો.
વેણુ વગાડીરે વનમાં તેડીયાં રે,
હવે મેં મેલ્યાં રે ઘરનાં કામ;
વ્હાલો મ્હારો રમ્યા રે આંખમીંચામણી રે,
હરિ હાવે હુવા રે અંતરધ્યાન. આંખડલીનો.
અમે વન સાહેલી રે જોવા નીસરી રે,
જોયું જોયું વૃંદાવન મોઝાર;
નરસૈંયાના સ્વામી રે પ્રીતે ત્યાં મળ્યા રે,
ધંન ધંન આહીરનો રે અવતાર. આંખડલીનો.

## પદ ૧૭ મું–રાગ સામેરી.

કુંજનો કલોલી રે કાનુડો કાંહાં ગયો રે,
તેની સંગે રમતાં રજની જાય;
શેરડીએ ને જાતાં રે વીણા વજાડતા રે,
ઉભી ઉભી ચંચળ જોઉં મુકી તેની લજ્જાય. કુંજનો.
આવું નોતું જાણ્યું રે, નમેરા નાથજી રે,
મેં જાણ્યું જે વે'રો નહિ કરે લગાર;
જમતાં ને જીવણુ રે બાઈ મુને સાંભરે રે,

હાવે મને અન ના ભાવે લગાર. કુંજનો.
અતિ દવ વ્યાપ્યો રે એની મારા અંગમાં રે,
સેજડીએ સુતાં નવ લેવાય શ્વાસ;
નરસૈંયાનો સ્વામી રે બાઈ હમને ત્યાં મળ્યો રે,
વ્હાલે મારે ફરી રમાડ્યાં રાસ. કુંજનો.

પદ ૧૮ મું.

શરદની રાતે રે વ્હાલે વાહી વાંસલી રે,
વ્હાલે મ્હારે માર્યાં મોહનાં રે બાણ;
શ્રવણે સુણી રે અમે સઉ નિસર્યાં રે,
વ્હાલે મ્હારે હર્યાં અમારા પ્રાણ. શરદની.
લોકડીયાંની લજ્યા રે અમે સર્વે પરહરી રે,
દરશન કરવા દિન દયાળ;
જમનાને તીરે રે અમે સઉ ઉભાં રહ્યાં રે,
વ્હાલે મ્હારે સામી ચઢાવી આળ. શરદની.
અરધ નીશાએ રે તમે કેમ નિસર્યાં રે,
તમે તોડી પરણ્યા કેરી પ્રીત;
તમે ગુણવંતાં રે એવું કેમ કરો રે,
એ તો નોય તમારા કુળની રીત. શરદની.
એવાં એવાં વચન રે વનમાળી ઓચર્યાં રે,
વેણુ સુણી અબળા થઈ રે નિરાશ;
અમો અબળાને રે નવ તરછોડીએ રે,
વ્હાલા રે આવ્યા તમારી રે પાસ. શરદની.
દીન વચન રે શ્રવણે સાંભળી રે,
હસીને કર ગ્રહ્યો શ્રી રણછોડ;
નરસૈંયાના સ્વામી રે ભાવે ભેટીયા રે,
વ્હાલે મ્હારે પૂર્યાં મનનાં કોડ. શરદની.

પદ ૧૯ મું.

રાતલડી રમીને રે વાણું તો વાહી ગયાં રે,
શા શા કહું રાતલડીના રે રંગ;
મદિરીએ હમારે રે જાવા મન થાય નહિ રે,
કેમ મેલું શામળીઆનો રે સંગ. રાતલડી.
રાધા ને નારી રે મોહન મહામણી રે,
સુંદર જોયું કુંજ ભોવન:

સજની ને રજની રે રંગભેર ઝીલતાં રે,
સુખનો શો લ્હાવો કહીએ * ~ * ગતવધી
મંદિરીએ મ્હારે રે મળી વધાવતાં રે,
માથે મ્હારે હરજી કેરો રે હાથ;
નરસૈયાના સ્વામી રે સંગે રંગ ઝીલતાં રે,
ગોપીઓ સરવે થઈ છે સનાથ. ગતવધી.

### પદ ૨૦ મું-રાગ મારુ.

કેણી પેરે ભરીયે આછાં નીર રે, જમનાને આરે, વ્હાલા;
ધુતારા છે ગોકુળીયાના લોક રે, શામળીયા, વ્હાલા.
સોના રૂપાનો મારો ઘડ્યો રે ઘડુલો, વ્હાલા;
ઊંઢણીએ છે રતન જડાવ રે, શામળીયા, વ્હાલા.
તાણ મા તાણ મા હાર મારો તૂટે, વ્હાલા;
મોતીડાં વેરાશે ગિરધર લાલ રે, જમનાને આરે વ્હાલા.
માથે મટુકી ગોપી વનડામાં રોકી, વ્હાલા;
જાય છે મારી સહીયરોનો સાથ રે, શામળીયા વ્હાલા.
નરસૈંયાનો સ્વામી મને મળીયો, વ્હાલા;
ઉતાર્યો છે ભવ પાર રે, શામળીયા વ્હાલા.

### પદ ૨૧ મું-રાગ મલાર.

ઘેલી રે ગોવાળણી, કરગર ના ગોરસ સારુ;
આજ તારુ ગોરસ ચાખવુ મારે, મન ઇચ્છે મારુ રે. ઘેલી રે.
આજ ગોવાલણુ કહ્યુ તુજને,તારી ધેન દોહવા નવ દીધુ;
કુશળ રે' તેજ ધેનજ તારી, કાલે કારજ ન સીધુ રે. ઘેલી રે.
આપ ગોવાલણુ આ જ ધેન જ જાણજે, કહણ મન કમ કીધુ;
વાગી ઠેસ વાટડીએ જાતાં,ગોરસ સઘળુ ઢોળી પીધું રે. ઘેલી રે.
સુરનરને સ્વપ્ને ના આવે, મુનિ જન દેહ દમે;
નરસૈંયાના સ્વામી શું કરીએ તમને, પીતાં ગમે અમનેરે. ઘેલી રે.

### પદ ૨૨ મું-રાગ કાલેરો.

ચાલો સહીયો જોવાને રે જઈયે, વિનતિ તો જઈ વાલાને કહીયે;
સુખ દુ:ખ તો હૈડામાં રે સહીયે, કોને જોઇને તે રે રહીયે. ચાલે
આજનાં સુંદર રે સુખડાં, વાલાજીનાં જોવા સરખાં મુખડાં;
દુ:ખનાં દાણા રે દરીએ, ભોજન લેઈ વાલાને ધરીએ. ચાલે
સાંભળ મોરીરે સજની, આવી રુડી રમવા સરખી રજની;
મળ્યો નરસૈંયાનો સ્વામી, ગોપી સહુ આનંદ રે પામી. ચાલે

### પદ ૨૩ સું.

ભવે રે સર્જ્યાં અમો લોક ભરવાડાં, નિત્ય વલોણાં વલોવતાં જે લોલ. ભવે.
લખ ધેન ગૌ બાવા નંદ ઘેર દુઝે, મેરુ રવૈયો ઘાલી જે લોલ. ભવે.
એકી પા ઘુમે રાધીકા રે ગોરાં, એકી પા કાનજી કાળા રે લોલ. ભવે.
હળવા હળવા ઘુમજે રે કાનજી, ગોળી નંદાશે મ્હારી રે લોલ. ભવે.
ગોળી નંદાશે ને ચોળી છંટાશે, તુટશે મોહન માળા રે લોલ. ભવે.
કાળી નાગનાં નેતરાં રે કીધાં, મેરુ કીધો રવૈયો રે લોલ. ભવે.
સાત સાહેરની ગોપી રે કીધી, ને ચંદો સૂરજ બે સાખી રે લોલ. ભવે.
ભવે મળ્યો નરસૈયાનો સ્વામી, સાત સાહેર વલોવતાં રે લોલ ભવે.

### પદ ૨૪ સું*–રાગ પ્રભાત પંચમ

રાસ રમીને રે કહો કયાંથી આવીયા રે, બળવતા બારણીયું ના ઠેલ;
રીસને ચઢાવી રે, મુજ પર શામળા જે, જાઓ જ્યાં કરી હોય રંગની ગેલ. રજની રમી ટેક.
રાતાં રાતાં નયણા જે, અતિ નિદ્રા ભર્યાં રે, રાતી અધર કુંકુમની રેખ;
કસુંબના હાર રે, અતિ કરમાઈ ગયા જે, અધુરો ધુતારા તારો વેશ. રજની રમી.
મસ્તકના માર જે, દીસે મોકળા રે, શીતળ થયું છે સઘળુ અંગ;
કોણ મલ્યું'તુ રાતે જે, તમને ભેળવ્યા રે, રસ સઉ લીધો સઘળો રંગ. રજની રમી.
પહેર્યાં ને પીતાંબર રે, કાંહાં વ્હાલા પાલટયાં જે, પારકી પટોલી પાછી આલ;
હરિ મંદિર પધાર્યાં જે, પેલી સોકયના રે, અમ ઘેર આવજો હરિ કાલ રજની રમી.
કસુબાને ચીરે રે, સેજ સૂતી રહી જે, અબોલા લીધા રે શા માટ;
ચાંદલીઓ ને ઉગ્યો જે, હરણીયો તો આથમીઆ જે, ત્યાં સુધી જોઈ તમારી વાટ. રજની રમી.
પ્રેમને આલાપે રે, પખી સઉ મોર કરે રે, પ્રકટ થઈને રહ્યો પ્રભાત;
નરસિંહના સ્વામી રે મંદિર પધારીયા જે, સ્નેહ ઘણો ને થોડી રાત. રાસ રમી.

### પદ ૨૫ સું–રાગ કેદારો.

લોક લડાવે છોકરડાં ને, મારે તો છેલ છબીલો રે;
નંદકુવર હરિ નાઘડીયોવર, ઘડી એક ન મેલુ વીલો રે. લોક.

---

* આ પદને મળતુ જ એક પદ, ભાગ બીજાના પૃષ્ઠ ૩૨મા આવેલું છે. તે પદ કરતા આ વધારે શુદ્ધ છે કેટલીક લીટીઓ મળતી છે, છતાં પદ એક જ એમ હુ માનુ છું આજ માત્રે નવા મળતા પદોમાં થોડો થોડો ફેરફાર જોવામાં આવેછે કા. દો ભાગ પહેલાના પૃષ્ઠ ૮મા જે પદ તેને જ મળતુ પદ અ ય ૬ ઠ્ઠાના પૃષ્ઠ ૬૮ માં આવેલું પધીડાનું પદ છે. પાછલું શુદ્ધ છે, અને આગલુ અશુદ્ધ છે તેમજ આ ભાગમાં છપાતાં કેટલાક પદો પાછલના બીજા કવિઓની છાપના પણ મળી આવે છે નરસિંહ મેહેતાના કાળનાજ શુદ્ધ પદો મેળવતા કેટલી મુશ્કેલી પડે છે એ આ ઉપરથી સ્પષ્ટ થાયછે લેખકો અને ક્ષુદ્ર -વિઓએ પોતાનું ડહાપણ ડહોળી ભક્ત શિરોમણિ નરસિંહ મેહેતાના નામને પાછળ રાખી, પોતાના નામની પ્રસિદ્ધિ માટે કડીઓમા, શબ્દોમા, રાગના નામમા ઘણી ગડબડ કરી મુકી છે તેના નમુના રૂપ આ પદ છે.

બારે માસ બારે બ્યારણે તોરણ, કુંકમ કેસર ઘોળું રે;
રંગભેર રાધા ને માધવ, હર્ષ ભરી હિંડોળું રે. લોક.
છપ્પન ભોગ છબીલાજી તમને, વસ્ત્ર આભુષણ પહેરાવું રે;
સેજ તળાઈ ને પુષ્પ પીછોડો, પ્રેમ કરીને પોઢાડું રે. લોક.
માનુની મળીને મંગળ ગાઇએ, જાણે મંડપમાં માલું રે;
માથેથી માંડ હેઠો નવ મેલું, મધપતી વળી ચાલું રે. લોક.
સત સખા સાંભળા હરિના, પુછીને પધરાવું રે;
નરસૈંયાનો સ્વામી અતિ રે લાડકડો,નટવર ઘોડે ચઢાવું રે. લોક.

પદ ૨૬ મું–રાગ પ્રભાત.

મ્હારે જાવું રે મહીડાં વેચવા, માવો માગે છે દાણ;
દાણી ઉભો મ્હારે મારગે રે, દે છે નંદજીની આણ. મ્હારે જાવું.
હાં રે મ્હારે માથે મહીડાં તપે, હા રે તડકે તપે રે લલાટ;
પાવમાં ખૂચે ઝીણી કાકરી રે, જાવું મથુરાની વાટ. મ્હારે જાવું.
હાં રે પ્રભુજી પધાર્યાં બારણે, બેઠા આસન વાળી;
નયણે નિરખતાં નાથને રે, બેઠા બાજટ ઢાળી. મ્હારે જાવું.
હાં રે ધન ગોકુળ ધન વ્રજ નારને, ધન આજનો દીન;
નરસિંહનો સ્વામી શામળો, ગોપી આનંદ પામી મન. મ્હારે જાવું.

પદ ૨૭ મું.

જોની બેની ગોવાળામાં ગોવિંદજી રે કરમદડો જમતા રે;
જગન કરે તેને સ્વપ્ને ના આવે, વ્હાલો આહીરડામાં રે રમતા રે. જોની.
આપ આપણાં હરિ પાળા લેઇને, જાદવરાય આગળ દાખે રે;
નાના વિધનાં શાક પાક રે, તે લેઇને જાદવરાય ચાખે રે. જોની.
બ્રહ્માએ મનમાં એવું વિચાર્યું, આપણ મીન તણું રૂપ લેઈશું રે;
જળ જમનાના ચારુ* દેશે, ત્યારે મહા પ્રસાદ પામીશું રે. જોની.
અંતરજામીએ તતખણ જાણ્યુ, બ્રહ્મા મીન તણું રૂપ લાવ્યા રે;
નરસૈંયાનોસ્વામી ચતુર શિરોમણિ, તે કામળીએ કર લેવડાવ્યા રે. જોની

પદ ૨૮ મું.

રંગ લાગ્યો મુને તારો, રંગીલા રંગ લાગ્યો મુને તારો. ટેક.
જન્મો જન્મ શામળીયા વા'લા, સંગ ના છોડું તારો. રંગીલા
રજની થોડી ને રંગ ઘણેરો, જોબન લ્હેરે જાએ. રંગીલા,
પારકુ ચિત્ત ચોર્યાંની રે વિદ્યા, કાંહાં શિખ્યો એ ચાલો. રંગીલા.

* ચળું હાથ ધોવા

તેં મારાં મનડાં વશ કીધાં, કર્યો નેણુનો ચારો. રંગીલા.
આવો તો મન મેલીને મલીએ, પ્રીતતણાં ફૂલ ડારો. રંગીલા.
ચૂવા ચંદન ઓર અર્ગજી, કસ્તૂરી રંગ રેરો. રંગીલા.
ભલે મળ્યો નરસિંહનો સ્વામી, નિત્ય નિત્ય જાગે કયમ જોરો. રંગીલા.

### પદ ૨૯ મું.

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરિને રે;
નાથ શેરે હમારો વાંક, કે ન આવ્યા ફરીને રે. ૧
સ્વસ્ત શ્રી મથુરા માંહ, મોહનજી મ્હાલે રે;
નાથ કુબ્જાને કરી પ્યાર, રાધે કરી ચાલે રે.
તમારાં ચરણ કમળની આણ, નથી હમે લોપી રે;
છો સકળગુણનિધાન, ગાય છે ગોપી રે.
ચૌદ વિદ્યા ગુણ છો જાણ, લક્ષણ બત્રીસ રે;
છો બોત્તર કળા પ્રવિણ, કે રાગ છત્રીશ રે.
ગંગાજીનાં નિર્મળ નીર, નિર્મળ જેવા રે;
પૂર્ણ પુણ્ય પવિત્ર, કે ભવ સુખ દેવા રે.
છો તરસ્યાના સરોવર, કે વિવેકી સાગર રે;

તેં મારાં મનડાં વશ કીધાં, કર્યાં નેણુનો ચારો. રંગીલા.
આવો તો મન મેલીને મલીએ, પ્રીતતણાં ફૂલ ઠારો. રંગીલા.
ચૂવા ચંદન ઓર અર્ગજી, કસ્તૂરી રંગ રોરો. રંગીલા.
ભલે મળ્યો નરસિંહનો સ્વામી, નિસ નિસ જાગે કયમ જોરો. રંગીલા.

## પદ ૨૯ મું.

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરિને રે;
નાથ શેરે હમારો વાંક, કે ન આવ્યા ફરીને રે.
સ્વસ્ત શ્રી મથુરાં માંહ, મોહનજી મ્હાલે રે;
નાથ કુબ્જાને કરી પ્યાર, રાધે કરી ચાલે રે.
તમારાં ચરણ કમળની આણ, નથી હમે લોપી રે;
છો સકળગુણનિધાન, ગાય છે ગોપી રે.
ચૌદ વિદ્યા ગુણ છો જાણ, લક્ષણ બત્રીસ રે;
છો ઓત્તર કળા પ્રવિણ, કે રાગ છત્રીશ રે.
ગંગાજીનાં નિર્મળ નીર, નિર્મળ જેવા રે;
પૂર્ણ પુણ્ય પવિત્ર, કે ભવ સુખ દેવા રે.
છો તરસ્યાના સરોવર, કે વિવેકી સાગર રે;
વ્હાલા અધિક કળા પ્રવિણ. કે નટવર નાગર રે.

બારે માસ મારે બારણે તોરણ, કુંકમ કેસર ઘોળું રે;
રંગભેર રાધા ને માધવ, હર્ખે ભરી હિંડોળું રે. લોક.
છપન ભોગ છબીલાજી તમને, વસ્ત્ર આભુષણ પહેરાવું રે;
સેજ તળાઈ ને પુષ્પ પીછોડા, પ્રેમ કરીને પોઢાડું રે. લોક.
માનુની મળીને મંગળ ગાઇએ, જાણે મંડપમાં માલું રે;
માથેથી માંડ હેરો નવ મેલું, મલપતી વળી ચાલું રે. લોક.
સંત સખા સાંભળા હરિના, પૂજીને પધરાવું રે;
નરસૈંયાનો સ્વામી અતિ રે લાડકડો,નટવર ઘોડે ચડાવું રે. લોક.

## પદ ૨૬ મું–રાગ પ્રભાત.

મ્હારે જાવું રે મહીડાં વેચવા, માવો માગે છે દાણ;
દાણી ઉભો મ્હારે મારગે રે, દે છે નંદાજીની આણ. મ્હારે જાવું
હાં રે મ્હારે માથે મહીડાં તપે, હાં રે તડકે તપે રે લલાટ;
પાવમાં ખૂંચે ઝીણી કાંકરી રે, જાવુ મથુરાની વાટ. મ્હારે જાવું.
હાં રે પ્રભુજી પધાર્યા બારણે, બેઠા આસન વાળી;
નયણે નિરખતાં નાથને રે, બેઠા બાજટ ઢાળી. મ્હારે જાવું.
હાં રે ધંન ગોકુળ ધન વ્રજ નારને, ધન આજનો દીન;
નરસિંહનો સ્વામી શામળો, ગોપી આનંદ પામી મન. મ્હારે જાવું.

## પદ ૨૭ મું.

જોની બેની ગોવાળામાં ગોવિંદજી રે કરમદો જમતા રે;
જગન કરે તેને સ્વપ્ને ના આવે, વ્હાલો આહીરડામાં રે રમતા રે. જોની.
આપ આપણાં હરિ પાળા લેઇને, જાદવરાય આગળ દાખે રે;
નાના વિધનાં શાક પાક રે, તે લેઇને જાદવરાય ચાખે રે. જોની.
બ્રહ્માએ મનમાં એવું વિચાર્યું, આપણ મીન તણું રૂપ લેઇશું રે;
જળ જમનાના ચારુ* દેશે, ત્યારે મહા પ્રસાદ પામીશું રે. જોની.
અંતરજામીએ તતખણ જાણ્યું, બ્રહ્મા મીન તણું રૂપ લાવ્યા રે;
નરસૈંયાનો સ્વામી ચતુર શિરોમણિ, તે કામળીએ કર લોવડાવ્યા રે. જોની.

## પદ ૨૮ મું.

રંગ લાગ્યો મુને તારો, રંગીલા રંગ લાગ્યો મુને તારો. ટેક.
જન્મો જન્મ શામળીયા વા'લા, સગ ના છોડું તારો. રંગીલા.
રજની થોડી ને રંગ ઘણેરો, જોબન લ્હેરે જાએ. રંગીલા,
પારકુ ચિત્ત ચોર્યાની રે વિદ્યા, કાંહાં શિખ્યો એ ચાલો. રંગીલા.

* ચળું હાથ ધોવા.

તેં મારાં મનડાં વશ કીધાં, કર્યાં નેણુનો ચારો. રંગીલા.
આવો તો મન મેલીને મળીએ, પ્રીતતણું ફૂલ હારો. રંગીલા.
ચૂવા ચંદન ઓર અર્ગજી, કસ્તૂરી રંગ રોરો. રંગીલા.
ભલે મળ્યો નરસિંહનો સ્વામી, નિસ નિસ જાગે કયમ જોરો. રંગીલા.

પદ ૨૯ મું.

લાવ લાવ સખી એક કાગળ લખીએ હરિને રે;
નાથ શોરે હમારો વાંક, કે ન આવ્યા ફરીને રે. ૧
સ્વસ્ત શ્રી મથુરા માંહ, મોહનજી મ્હાલે રે;
નાથ કુબ્જાને કરી પ્યાર, રાધે કરી ચાલે રે.
તમારાં ચરણ કમળની આણુ, નથી હમે લોપી રે;
છો સકળગુણનિધાન, ગાય છે ગોપી રે.
ચૌદ વિદ્યા ગુણ છો જાણ, લક્ષણ બત્રીસ રે;
છો બોત્તર કળા પ્રવિણ, કે રાગ છત્રીશ રે.
ગંગાજીના નિર્મળ નીર, નિર્મળ જેવા રે;
પૂર્ણ પુણ્ય પવિત્ર, કે ભવ સુખ દેવા રે.
છો તરસ્યાના સરોવર, કે વિવેકી સાગર રે;
વ્હાલા અધિક કળા પ્રવિણ. કે નટવર નાગર રે.

સુરત સંગ્રામ શામળીયા સાથે, રમતાં ન્યૂન ન રાખીઃ;
હાં રે ભીતરમાં એક થઈને, અધર સુધારસ ચાખી રે. જોબન.
તેની વા'લો કેડ ન મૂકે, જાહાં જોઉં તાંહાં સાથેઃ;
ભણે નરસૈંયો ભો કર્મે નહિ, જેનો કર સાહ્યો મારા નાથે રે. જોબન.

પદ ૩૨ મું–રાગ કાલેરો.

મારા મન ગમતા મહારાજ, મારે ઘેર આવો રે,
હું તો તલખું તમારે કાજ, હસી બોલાવો રે. મારે ટેક
વીલમ ન કરશો વિઠ્ઠલા રે, અમ ઘેર આવો આજ;
પેર પેરનાં પકવાન પકાવું, હું તો ત્રિકમ તારે કાજ. મારે
મન હતું તો મા'વજી રે, મુખડે કહે શું થાય;
આવી શકાય તો આવજો રે, મારુ જોબન લેરે જાય. મારે.
આ જોની આંગણીએ ઉભા, રંગીલા રણછોડ,

### પદ ૩૫ મું–રાગ સામેરી.

કુંજનો વિહારી રે, અમ ઘેર આવીયારે,
સખી હું તે શા શા ધરું શણગાર;
ચોક પૂરાવું રે સખી હું તો મોતીએ રે,
વાહ્લાજીના કંઠે એકાવળ હાર. કુંજનો.
શામળીયાને આવે રે મારે મન અતિ ભર્યું રે,
રસ ભરીયારે સુંદર છેલ;
ભાવ ધરીને રે, હરીને ભેટ શું રે,
હરી રઢીયાળો રગની રેલ કુંજનો.
રાત અજુવાળીરે પુનેમ ચાંદલો રે,
ચાંદલીયા હું માગું છુરે નંદાનંદ;
નરસૈંયાનો સ્વામીરે, બાઈ મુને ભેટીયોરે,
ગોપી મન પામી આનંદ. કુંજનો..

### પદ ૩૬ મું–રાગ રામગ્રી.

વૃંદાવન રહુ રે રમતાં, પેલી નણુદીના મન ગમતાં,
હાં રે મારી બાઈજીના સમ તાહાં;
ખીર ખાંડ ઘૃત મધ ભેલીને, જેવું લાગે જમતાં. વૃંદા.
મુક્તિ પે અવતાર ભલા રે, હૈડા હોયે વસતાં;
આલિંગન ચુંબન અવોલિકન, વહાલાસુ સુરતતાં વૃંદા.
મોટા મુનીવરને સ્વપ્ને ન આવે, દેહ ઘણું દમતાં;
નરસૈંયાચા સ્વામી સંગ રમતાં, હાવે રાખ્યાં ભમતાં. વૃંદા.

### પદ ૩૭ મું.

આજ મારે દીવાળી દીવાળી, મારે ઘેર આવીલા વનમાળી;
ઘણારે દીવસના તાપ નિવાર્યો, તો પ્રેમે બોલાવી રે. આજ.
ઝલહળમલહળ કર્યો રે દીવડો, મોતીડે ચોક પુરાવો;
માનનીઓ મળી મંગળ ગાયો, તો ઢોલ દદામા વાહો રે. આજ.
મુસ્તક પાઘ પીતાંબર સોહે, ચાંપા ચોસર લેહેકે;
ભર્યારે તખોળ ગલસ્થળ ઝમકે, તો સુવા ચંદન બહેકે રે. આજ.
સનાથ કીધા રે સ્વામી માહારા, તારા ગુણ શા કહીએં;
નરસૈંયાચાસ્વામી એટલું માગું, મારે મંદીર થકા નવ જઇએ રે. આજ.

### પદ ૩૮ મું.

જાવવરે દીવડો રે મોહાસણુ, જાલવરે દીવડો;
આપુવા મદીરમા હો, સખી જાલવરે દીવડા. મોહા.ટેક.

ઘણે દહાડે રે પીયુ પ્રોહોણલા રે આવ્યા, આદર ગોરવા દીજે;
તેલ દીવેટ કોડીએ પુરીને, અખંડ દીવડો કીજે. મોહા. ૨
અંતરગત ઓસવડે રાખવાની, લહેર રખે લાગે;
તહાંલગી અળગા કર અજવાળુ, જ્યાં લગી પીયુડો જાગે. મોહા. ૩
નિરમળ જ્યોત કરો રે દીવડા, જાહારે એણી તહાં રાત;
નરસૈંયાચા સ્વામી અનુભવીને, રદીયા ભીતર દાબ. મોહા. ૪

## પદ ૩૯ મું.

ધન ધન દીવાળી માહારે આજ, મુખ વાહાલાનું નીહાળું રે;
મન ગમતો હું મચકો કરીને, મોહન સંગે મહાલુ રે. ધન.
મોતીડે ચોક પુરાવું મંદીર, સોવર્ણ પાટ બેસાડું રે;
વાહાલા ઉપર સરવસ્વ વારી, મગળ ગાન કરાવું રે. ધન.
જ્યમ જ્યમ રીઝે માગે વાહાલો, તે તે ભાવ ભજાવું રે;
નરસૈંયાચા સ્વામીને સગમ, ગમતાં રહી ભાવુ રે. ધન.

## પદ ૪૦ મું.

દીવાળી રે સખી દીવાળી, મેં તો નંદકંવર વર વરીઓ રે;
આનંદરૂપને અળગો ન મેલુ, હ્રદીયા ઉપર ધરીઓ રે. દીવા.
સહીયર સઘળી દેખતામાં, હું મલપતી મહાલુ રે;
સુંદર મુખ શામળીયા કેરું, નેન ભરીને નિહાળું રે. દીવા.
લોક કુટુંબની લજ્જા મેલી, નણદી રહી લવલવતી રે;
ભણે નરસૈંયો ભગ્જીવનમાં, સગમ સુખ અનુભવતી રે. દીવા.

## પદ ૪૧ મું.

દીવાળી રે સખી દીવાળી, વાલે હસીને દીધી તાળી રે;
સોવર્ણપાટ બેસારી વાલાને, મુખ નિરખું વાળી વાળી રે. દીવા.
આગળ અગર ઉવેખી મેલ્યું, વળી પેરપેરના પકવાન રે;
પુરશોત્તમ પ્રેમે આરોગે, સુંદરરૂપ નિધાન રે. દીવા.
ચુવા ચંદન ચરચુ અંગે, ધરાવું કુસુમના હાર રે;
નરસૈંયાચા સ્વામી ઉપર રાખી, રજની કરું વિહાર રે. દીવા.

## પદ ૪૨ મું.

કુંકુમ પગલાં પ્રાણજીવનનાં, નિરખી મંગળ ગાઉં રે;
મંદીરમાં માહાલતો મોહન, ફુલી અંગ ન માવું રે. કુંકુમ.
ધન ધન દહાડો આજ સખી રે, પ્રાણજીવન મુખ જોઉં રે;
રાત દીવસ વાહાલા સગ વિલસુ, તાપ તે તનના ખોઉં રે. કુંકુમ.

જે જે ભોગ વાહાલાને ભાવે, તતપર કરી જમાડું રે;
નરસૈંયાચા સ્વામીની સેજે, નવે નવે રંગ રમાડું રે. કુંકુમ.

## પદ ૪૩ મું.

બાળક બાહુવા રે, પરવત મૂક પાછો ધરણી;
કોમળ કર દુખાશે તારા, શી કીધી કરણી. બાળક.
ટચી આંગળી ત્રસક નાંખશે, બાહે નથી બળવંત;
વ્રિજવાસીને કાજે વહાલા, આ શી આવડી ખંત. બાળક.
સહુ રહેશે તેમ આપણ રહેશું, કોને કાજે કીજે;
કોડી માત્ર દધીને કાજે, ગાલ દઈ નીત ખીજે. બાળક.
કહે કૃષ્ણજી સુણો રે માતા, પર ઉપગારાં પુન્ય;
નરસૈંયાચા સ્વામી ગિરિવર ધરીઓ, વિસ્મયથયામુનિજન. બાળક.

## પદ ૪૪ મું-રાગ રામગ્રી.

જશોદા પરણાવો રે કાહાન, હરિ બાઈ તમો છો ચતુર સુજાણ;
કન્યા છે વ્રીખભાન નદની, તે રુડી રુપ નિધાનરે. જશો.
શુભ નક્ષત્રે લગન જ લ્યોની, ગુણે ગુણ મળશે;
સદા નીરંતર રંગભેર રમશે, તો એક એકને હલશે રે. જશો.
રચો મંડપ મગળ ગાઓ, વાઓ ઢોલ નિશાન;
ગુણ ગાય ગાંધ્રવ બંદીજન બોલે, જય જય શ્રી ભગવાનરે. જશો.
સુરીનર મુનિજન નારદ સહુકો, વહેલા પધારો જાન;
વર વિઠ્ઠલ પરણવા ચાલ્યા, તાં નરસૈંયો ખવરાવે પાન રે. જશો.

## પદ ૪૫ મું-રાગ ધનાશ્રી.

સુણ સાહેલડી રે, રજની રંગે વહોણી,
શામળીયાસુ રંગભેર રમતાં, જતી નવ જાણી. સુણ. ૧
પ્રેમ ધરીને મારે પાઉંડે બોલાવી, ઉતાવળી હું આવી,
સંગે રમતાં કીધાં મન ગમતાં, નાહોલીઆ મન ભાવી. સુણ. ૨
સ્નેહ ધરીને શ્રી હરી હેજે, મેંજે માણી સુખ;
નરસૈંયાના સ્વામી સંગ રમતાં, ભાગ્યાં ભવનાં દુઃખ. સુણ. ૩

## પદ ૪૬ મું-રાગ માર.

આવ્યા અમો આશ ભર્યા, વાહાલાજી અમો આવ્યાં રે આશ ભર્યાં;
વેધાણું મન નહિ વળે પાછું, તારી મોરલીએ પ્રાણ હર્યાં. વા. ૧
સુતને મેલી અમો પતિને મેલી, મેલી કુળની મરજાદ;
માત તાત વીસાર્યાં વલ્લભ, શ્યામ તમારે કાજ. વા. ૨

એવાં એવાં વચન સુણીને, હરિ હસીયા આપણ રમશું રાસ;
મોટા કુળની, તમો માનુની, પૂરું તમારી આશ. વા. ૩
સુંદર રાત શરદ પુનમની, સુંદર આસો માસ;
નરસૈયાના સ્વામી સંગ રમતાં, રજની થઈ ખટ માસ. વા. ૪

### પદ ૪૭ મું.

ગોકુલીઉં તે ગામરે અતિ રળીઆમણું રે, જ્યાં મારા વાલાજીનો વાસ;
વ્રજ નારીઓ સહુ ટોલે મળી રે, રંગભેર રમવા આવ્યાં રાસ. ગો૦ ૧
હાંરે કાંને દીઠા નંદકુમાર;
થેઈ થેઈ નૃત્ય કરતો કાનુવો રે, વાલે મારે કંઠ આરોપ્યો હાર. ગો૦ ૨
સુંદર જમુનાજીને કાંઠેરે, ઉગ્યો શરદ પુનમનો ચંદ;
રાસને મંદિર પ્રભુએ ત્યાં રચ્યોરે, ગોપિકા પરમ પામી આનંદ. ગો૦ ૩
એક એક ગોપીરે વચ્ચે મારો વાલમો રે, હમચી ખુંદે ને વળી ગાય;
વાંકેને અંબોડેરે મન વીંધીયાં રે, વાંકા વાજંત્ર તે વાય. ગો૦ ૪
વાંકાં વાંકાં વેણરે અતી રસાળવાં રે, વાંકાં વાંકાં ગાય મધુરાં રે ગાન;
નરસિંહાચો સ્વામી રે, જાઉં બલીહારીરે, જેણે મને દીધું સુખ નિધાન. ગો૦ ૫

### પદ ૪૮ મું.

તટ જમનાનુંરે એ તો રળીઆમણું રે, જેણે તટે ખેલે ગોપી ગોવાલ;
જીવન હમારોરે વચ્ચે માહાલે વાલમો રે, વાલો મારે વાયે વેણ રસાળ. તટ. ૧
તમે તરુવર રે અમે દ્રુમ વેલડી રે, વાલો મારો સ્નેહણીઆચો મેલ;
ગુણવંત સાથે રે મારે ગોઠડી રે, છેરે રઢીઆલો રંગની રેલ. તટ. ૨
સુખડાંને જોઈ જોઈ રે વૃજ જન માલતાંરે, હાંજી હમે દીઠતાં જોડાજોડ;
વાલાજીને ઝલકેરે કુંકુમ કાંચલી રે, ઉપર ભ્રમર કરેરે ગુંજાર. તટ. ૩
વાલાજીને સોહીએ કુંકુમ મોગરેરે, હરી મારો હૈડા કેરો હાર;
ચોદશ ચમકેરે વનિતા વીજળી રે, વાહાલો મારો ગાજે રે નંદકુમાર. તટ. ૪
મહાજલદશેરે સ્યામા સ્યામ વદેરે, મને ગમે શામળીઆનો શોર;
નરસિંહાચા સ્વામી પ્રતે અમો લેણુસા રે, વાહાલો મારો પુર જુગલકિશોર. તટ. ૫

### પદ ૪૯ મું.

માલણ લાવે મોગરેરે, કાચી કલીનો હાર,
આવતાં ભીંજે સુંદરી, રણ મેઘ ન પડે ધાર;
તંબોલણ લાવે કમલીઆં પાન,
મારે ઘેર આવ્યા શ્રી ભગવાન. ટેક.
રૂપલા કેરી ઉઢાણુલી, સોના કેરી થાળ,
પીરસે પદ્મિની પાતળી, તમે આરોગો નંદલાલ;

ચંદ્ર વિના શી ચાંદની; દીવડા વિના શા રાત,
હરજી વિના શી ગોઠડી, મારે જવુ શામળીઆ સાથ. તં૦
પાંચ સાત ગોપીઓ ટોલે મળી, ઉભી ચાંપલીઆ હેઠ,
છેલ કાનુડો આવશે, પેલી પાતલડીને ઘેર; તં૦
આંબુડો વાવો મલ ગુગડો, જાંબુડો લહેરેરે જાય,
ભલે મળ્યો મહેતા નરસિંહનો સ્વામી, મારી હૈયા ટાઢી થાય. ત૦

## પદ ૫૦ મું—આરતી ચાલ છંદની.

રાધા માધવને કરુ આરતી, શોભા કહી નવ જાયરે;
પ્રભુજીને આરતી વારતાં, ભવનાં પાતક જાયરે. રાધા૦ ૧
મોર મુકુટ મસ્તક ધર્યો, કંઠે મોહે વનમાલારે;
શ્રવણે કુંડળાં ઝળકતાં, સંગે મોહે વ્રજ બાલારે. રાધા૦ ૨
હરિ નૃત્ય કરે વૃંદાવનમાં, સંગે લેઈને રાધારે;
ઠુમ ઠુમ છંદે બોલતી, મધુરી મૃદંગ વાજા રે. રાધા૦ ૩
તા થેઈ તા થેઈ થૈ રહી, થાય શબ્દનો પ્રકાશ રે;
નેત્રે ભ્રુકુટી છંદે નાચતાં, જોઈ કૌતુક મન ઉલ્લાસ રે. રાધા૦ ૪
રૂમઝુમ ચરણે શોભતાં, રુડાં નેપુર વાજે રે,
રાધા માધવ ઠમકે રમે, ભલી જોડી વિરાજે રે. રાધા૦ ૫
ધમધમ કરતી ઘુઘરી વાજે, પ્ર..................
કર કંકણ કામિની તણા, થાય ઝણઝણઝણાટ રે. રાધા૦ ૬
શ્રી ગીરિધર નમી ગાય ગોપિકા, ઉંચે સ્વર સાદે રે;
મોહનવરને દેખી કરી, સુમુગત મન લાજે રે. રાધા૦ ૭
એવી શોભા રુડી વૃંદાવન તણી, હું તો જોવાને જાઉં રે;
સુંદર મુખ જોઈ કરી પ્રભુનો, દીવડીઓ થાઉં રે. રાધા૦ ૮
એ આરતી ગાયને સાંભળે, તેનાં પાતક સહુ જાય રે;
કર જોડી નરસિંહ વીનવે, પાપી પાવન થાય રે. રાધા૦ ૯

## પદ ૫૧ મું.

છાનો માનો આવ્યો કહાન, પાછલી રે રાતે;
વેણુમાં જઈ રવ ગાયો, આવીને પ્રભાતે. છાનો૦ ૧
સમ ખાઈ સુતી હું, નહીં બોલુ જાતે;
દ્વાર ઉઘાડી પાય લાગી, મોરલીને નાદે. છાનો૦ ૨
તમે તો પ્રાણાધાર, પેલી ગોકલડીને આવે ખાર;
ઓળખ્યા હૈયાનો હાર, દીઠો તો પડો વાદે. છાનો૦ ૩

વાયદો કીધો તો આવીશું, ગાવડલી રે દોતાં;
નરસહીંયાચા સ્વામી પધાર્યાં, વલોણું વલોતાં. છાનો० ૪

### પદ ૫૨ મું.

ભલેને પધારો કાંહાન, વાટડી રે જોતાં. ટેક.
ઝાંઝરનો ઝણકારો, જાણે સીતનો સણકારો રે;
વાજેરે ભણકારો, બધી રેણ ગઈ રોતાં. ભલે०
ઉગ્ર તપ કીધું મેં તો, આહીરડાંની જાતે;
નરસહીંયાગા સ્વામી, મોલા અબલાની વાતે. ભલે०

### પદ ૫૩ મું.

સખી આજની ઘડી રલીઆમણી, મારો વાલોજી આવ્યા ની વધામણી છેરે. સ०
આ કુંકુમ કેસરની ગારે ઘસાંવીઆ, કેસરનો સાથીઆ પડાઈઆ છેરે. સ०
સખી આલા લીલા વાંસ વઢાવીએ, મારા વાલાજીના મંડપ રચાવીએ છેરે. સ०
સખી ગંગા જમુનાનાં નીર મગાવીએ, મારા વાલાજીના ચરણ પખાલીએ છેરે. સ०
તરીયા તોરણ બારે બધાવીએ, મોતીડે ચોક પુરાવીએ છેરે. સ०
સહુ સખીઓ મલીને વધાવીએ, મારા વાલાજીને મંગલ ગવરાવીએ છેરે. સ०
પુરો પુરો સોહાગણ સાથીયો, ઘેરે મલપતો આવે હરી હાથીયો છેરે. સ०
અતી મીઠડા થકી થાય મીઠડો મેહતા નરસૈયાનો સ્વામી મેં તો દીઠડો છેરે. સ०

### પદ ૫૪ મું–રાગ પ્રભાત.

જેવો ને તેવો રે તમારે પાલવડે બાંધો;
અછતો હું તો તમારો વધારો લીધો. જે.
અણુતેડાગો આવું રે, હું તો તાણ્યો નવ ત્રુટું,
તમારા પ્રેમની સાંકલીએ, બાંધ્યો છોડ્યો ન છુટું. જે.
રમાડ્યો રમુ રે, તમારો જમાડ્યો જમું;
તમારે સમુરે સજની અમારે સમુ. જે.
હુંકારે આપેરો તમારે હુંકારે રાખું;
નરસિંગો જહાં ગાન કરે, ત્યાં પ્રેમ ધરી નાચુ. જે.

### પદ ૫૫ મું–રાગ કાલેરો

નંદ આંગણે નાર ગોખવાને, પંચ શબ્દનો કર્યો નાદ;
'ધવલમંગળ આલાપે બાલીશી, ગોકુલમાં પડીયો સાદ. નં०
ઘરઘરથી ગોરસડાં લઈ, ગોપી સરખા સરખી ટોલીઓ રે;
દધીકાદવ કીધાં નંદ આંગણે, શીરપે ઢોલે ગોલીઓ રે. નં०
શ્રાવણ માસ ને વદિ અષ્ટમી, માંહે ભેગ રોહિણીએ કીધો રે;
નરસિંહાચો સ્વામી પ્રકટ્યો, મધરજની સુરનર જેજે કીધા રે. નં०

### પદ ૫૬ મું–રાગ ગરબી

નહિ મેલું રે નંદના લાલ, છેડલો નહિ મેલું,
પાતલીઆ પ્રાણાધાર, છેડલો નહિ મેલું,
મીઠી લાગે રે તમારી ચાલ, છેડલો નહિ મેલું. ટેક.
રસીઆ હૃદય કમલમાં વસીઆ, હવે કેમ થાશો અલગા રે;
છો બલીઆ અમ અબલા ઉપર, બલ કરી કયાં પલકો રે. છેડલો
ત્રીકમ તમારી પાઘડીએ રે, કાંઈ લલકે મોતી સેર રે;
સાંકડી શેરીમાં સામા રે મળીઆ, ભીડીલાની શી પેર રે. છેડલો
એકવાર આવજો વૃંદાવનમાં, આપણે કરીશું ખેલ રે;
તારું મુજને લધરુ લાગ્યું, નરસિંહો રંગ રેલ રે. છેડલો.

### પદ ૫૭ મું.

વારી જાઉંરે સુંદર શ્યામ, તારા લટકાને. ટેક.
લટકે રઘુવર રૂપ ધરીને, વચન પિતાનાં પાળ્યાં રે;
લટકે જઈ રણે રાવણ રોળ્યો, લટકે સીતા વાળ્યાં. તારા લટકાને.
લટકે ગિરિ ગોવર્ધન તોળ્યો, લટકે વાળ્યો વંશ રે;
લટકે જઈ દાવાનલ પીધો, લટકે માર્યો કંસ. તારા લટકાને.
લટકે ગૈઓ ગોકુળમાં ચારી, લટકે પલવટ વાલી રે;
લટકે જઈ જમુનામાં પેઠા, લટકે નાથ્યો કાલી રે. તારા લટકાને.
લટકે વામન રૂપ ધરીને, જાચ્યા બલીને દ્વાર રે;
ત્રણ ડગલાં પૃથ્વીને કાજે, બલિ ચાંપ્યો પાતાલ. તારા લટકાને.
એવાં એવાં લટકાં છે ઘણાં રે, લટકાં લાખ કરોડ રે;
નરસિંહાચા સ્વામી સંગે રમતાં, મહીડું મોડા મોડ. તારા લટકાને.

### પદ ૫૮ મું–રાગ કાલેરો

...લો રે ચાલો હરિ જોવા, આવતડાં ગોવાલની સાથ;
...ર પીછ શિર મુકુટ બીરાજે, સુંદર મોરલી હરિને હાથ. આવો.
...ની થાલ ભરી સર્વ સુંદરી, ઘેરે ઘેરથી ગાતી આવે;
...રવર વિઠ્ઠલને વધાવી, મોતીની થાલ ભરી લાવે. આવો.
...ી નિસર્યાં નરહરિ જોવા, સ્યામાં સોલ શણગાર ધરી,
...યે ટોડલે ઉભા રહીને, નિરખ્યા નેણાં ભરી રે ભરી. આવો.
...ી મધ્યે મલપતો રે આવે, સામળીઓ સુંદર ગોપાલ;
...સંહાચા સ્વામી સંગે રમતાં, સેવક જન કેરો પ્રતિપાલ. આવો.

### પદ ૫૯ મું.

ના બોલાવે રે, વ્હાલો મને ના બોલાવે રે,
...ણ હૈયાનો વ્હાલો, મને ના બોલાવે રે;

જોને રે જોશીડા તારી પોથીમાં શું આવે રે,
સારા જોશ જો જોવીરા, ખરૂં જોશ જો જો વીરા, મહીયર વલાવેરે. કહણ.
બાઈ રે પાડોશણ તુંતો મારી બેની રે,
વીરલાને કહેજો મારે આણા, વહેલો આવે રે. કહણ.
પરથેરે માંણી વાલો, મ્હારે ઘેર ના આવે રે,
સર્વે સખીઓ રે મલી, વ્હાલાને મનાવે રે. કહણ.
સહુરે સખીઓમાં સુઘડ, કાનો કહાવે રે,
નરસિંહાના સ્વામીને, નવો નેહ ભાવેરે. કહણ

## પદ. ૬૦ મું–રાગ માળવ.

હાં રે શામળીઆજી સઉ દેખતાં, સામાં તે નયણાં નચાવીશ મા;
હાં રે એ પેલા દુષ્ટ દુર્જન દેખે, તે રે સાંભળતાં બોલાવીશ મા. શામળીઆજી.
હાં રે અદેખા લોક તે અદકા બોલે,હાં રે તેને તે વચમાંલાવીશ મા;
હાં રે સાને સંતલસ કરી સંભલાવે, તે સાથે કંઈ કાવીશ મા. શામળીઆજી.
હાં રે હું તુજપર રીસાઉં મારા વા'લા, તું મુજપર રીસાઈશ મા;
નરસૈયાના સ્વામીને રાસ મંડપમાં,તે ચરણ કમળથી વિસારીશ મા. શામળીઆજી

## પદ ૬૧ મું–રાગ મારૂ.

આજ સપરમો દહાડો, મારા વાલા રે,
હરિ આવ્યા મારે ઘેર, કાહન છોગાલા રે.
શેરી વળાવું સોહામણી, મારા વાલા રે,
ફુલડીયાં વેરાવું, કાહન છોગાલા રે.
સેજ પાથરણાં પાથરૂં, મારા વાલા રે,
તે ઉપર બેસો પ્રાણધાર, કાહન છોગાલારે.
કુંકુમ કેસર છાંટણુ, મારા વાલા રે,
તોરણ બંધાવું હું વર, કાહન છોગાલા રે.
અગર કપુર કરૂં આરતી, મારા વાલા રે,
તન મન ધન નીવારૂં, કાહન છોગાલા રે.
પીતલ લોટા જલ ભર્યો, મારા વાલા રે,
કેતી દાતણુ કઈશ, કાહન છોગાલા રે.
તાંબા કુંડીઓ જલે ભરૂં, મારા વાલા રે,
મોગરા મર્દન દઈશ, કાહન છોગાલા રે.
ખાનપાન પકવાન પડાવું, મારા વાલા રે,
બીડલે ખાસહ પાન, કાહન છોગાલા રે.

પુષ્પે પાથરણાં પાથરું, મારા વાલા રે,
હું તો વીંજણે ઢોળું વાય, કાહન છોગાલા રે.
નરસિંહાનો સ્વામી મળ્યો, મારા વાલા રે,
વાલે રમાડ્યાં રાસ, કાહન છોગાલા રે.

પદ ૬૨ મું.

મનોહર ગયો રે વનમાં વાહીને રે, હવે કેમ જીવું રે મોરી માય;
કાલજું નખે વિદારું કપટી કાનુડો રે, તેણે સમે ઘરમાં ન રહેવાય. ૧
જીવણજીને જોતાંરે મરી અમે નવ ગયારે, રહ્યાં રહ્યાં ગત રંગ લેવા કાજ;
બાલ બતાવે રે કોય ભુધર તણી રે, સખી હવે કહું છું મુકી લાજ. ૨
વૃંદાવન શોધ્યું રે શ્યામા અમે સૌ મળી રે, જોયું જોયું જમુનાજીનું તીર;
કાનુડો છોગાલો રે કોઇએ દીઠો નહિ રે, આંખડીએ તો ભરી ભરી આવે નીર. ૩
મનનો મેલાપી રે કોઈ અમને મેળવે રે, તેને આપું હૈડા કેરો હાર;
નરસિંહાનો સ્વામી રે સુંદર શામળો રે, સઘળી સહીયરનો શણગાર. ૪

પદ ૬૩ મું–રાગ કેદારો.

બોલાવીશ મા હું નહિ બોલું, મારા વાલા વાલજી વારુ વારેવાર;
અમો છું કુલવધુઆં નારી, તમે છો નંદતણા કુમાર. બોલા૦
પર પુરુષોશું વાત કરતાં, મારા વીરજી આવે અમને લાજ;
દુરીજન લોકડાં કાંઈ વિચારેલા, એહને એ સાથે શું કાજ. બોલા૦
કામ તણે જે સંગ વલુધા, તે નર મોહોના શૃહ;
નરસિંહાચા સ્વામી તમ સરીખડા, ભૂતલ કો નવ દીઠા. બોલા૦

પદ ૬૪ મું–રાગ વસંત.

રસભરી રંગતણાં ઝાકિમ ઝોલા, હોરિ રમે રે રસાલી,
મૃગમદ ચંદન હરજીને છાટે, ધાઈ ધાઈ ધાયલી આલી. ૨૦
બીડી હસ્તેવતે વડીરે, પીઉજીને બાંહે સાહ્યો,
યમુના તીરે શ્યામ માહરે, વેણુ મધુરો વાયો. ૨૦
અબીલ ગુલાલ અગર રસ, નૌતમ ઉછાળ વ્રજનારી,
કેલિ કલા રસ શ્યામ મનોહર, શ્યામા ખેલે મદન મુરારી. ૨૦
હાર્યા કૃષ્ણ જીત્યા જન ગોપી, લોપી લાજ વિરાજે,
નરસિંહાચો સ્વામી ભલે મળીઓ, ભક્તવત્સલ બિરદ છાજે. ૨૦

પદ ૬૫ મું–રાગ વસંત.

કર નખ રાતા કામનીઆ રે, રાતા અધર સુદંત રે,
રાતા અબીલ ઉડાડે ગોપી, રાતો નવલ વસંત. કર.
રાતી ચોળી કસણ કસી, ને મુખ ભર્યાં તંબોલ,
રાતા ચરણા ચીર પેહેરણે, રંગ રાતી કુંકુમ રોલ. કર.

કૃષ્ણજી રાતા કામિનીએ રે, કામિની કૃષ્ણ શું રાતી,
સરખા સરખે બાહુ ગ્રહ્યું રાતા, નરસિંહો સંઘાતી. ૬૨.

### પદ ૬૬ મું–રાગ વસંત.

હું સહાગી સહાગણ, થાઈ રે નાવલીઓ રૂડો,
સોનાનું શ્યામળીએ વાલે, પહેરાવ્યો ચૂડો. હું૦
સેંથે ગ્રાશફૂલ રાખડલી, ગોફણ ને ઘુઘરડી,
કર કંકણ નેપુરીઆ વાજે, દીનું છું રડી. હું૦
સંસારમાં સંપગણી કીધી, લિધી હૃદયા માંહે,
નરસિંહાચા સ્વામિ રસમાતો, આમ સાથે ગાએ. હું૦ .

### પદ ૬૭ મું.

ધન્ય ધન્ય ગોકુળીયું ગામ રે, માર વા'લે કર્યો વિશરામ રે.
ધન્ય ધન્ય જશોદા માડી રે, હરિને હાલેરા ગાય દાડી રે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગલીઓ રે, મારો વાલો કાઢે નિત્ય હડીઓ રે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગાય રે, મારો વાલો ચરાવાને જાયરે.
ધન્ય ધન્ય ગોકુળીયાની ગોપી રે, હીરે રત્ન જડીત છે ટોપી રે..
ધન્ય ધન્ય ગોકુળીયાનો ઘોડો રે, હરિને મસ્તકે મોતીનો તોરો રે.
ધન્ય ધન્ય ગોકુળીયાના મોર રે, પ્રભુજીનો મુગટ બન્યો રંગચોળ રે.
ધન્ય ધન્ય જમનાજીનાં નીર રે, મારો વાલો પખાળે શરીર રે.
ધન્ય ધન્ય જમનાજીના ઘાટ રે, મારો વાલો વાંચે નિત્ય પાઠ રે.
ધન્ય ધન્ય જમનાજીની રેતિ રે, હરિને ચરણ કમળ ગેજ રે'તી રે.
ધન્ય ધન્ય નરસૈયો દાસ રે, મને રાખો ચરણની પાસ રે.

### પદ ૬૮ મું–રાગ કાલેરો.

ગોકુળ વેલા પધારજો, મથુરા જાવ તો મારા સમરે, લાલ; ગોકુળ વેલા પધારજો. ટેક.
અક્રુર આવ્યા તેડવા, તે તો મારા દુખડાનો દેનાર રે. લાલ; ગોકુળ.
બીલક બેહા રથમાં, હરિ હળધરનું જુગતે જોડું લાલ; ગોકુળ.
લાગી આણી શેરડીએ પ્રભુ મારા, રથ પાછા લાવો લાલ; ગોકુળ.
શ્રીરાધા બેઠાં આડાં થઈ, પ્રભુ મ્હારા રદીપાપર રથ ખેડો લાલ; ગોકુળ.
વણામાં જોતી વાટડી, પીયુ મળશે હમને તજ્યાં લાલ; ગોકુળ.
ગોકુળ મથુરા છે બે ગામડાં, વચમાં જમનાજી ભરપૂર રે લાલ; ગોકુળ.
મથુરામાં મામાને મળવા જતાં, વા'લા કેમ રાખ્યું ન હેત લાલ; ગોકુળ.
જગજીવન મારો જીવાડો, મથુરામાં જાવ તો પ્રાણ નાખું કાઢી લાલ; ગોકુળ.
નરસૈંયાનો સ્વામી શામળો, વા'લે મારે ફરી રમાડયાં ન રાસ લાલ; ગોકુળ.

### પદ ૬૯ મું—રાગ મારુ. ✓

ચંપો મોર્યો રે, વૃંદાવન ચંપો મોર્યો રે. ટેક.
એ ચંપો ઉતારવાને હું ગઈતી, દીએરીઓ રખવાળ,
ચંપો ઉતારી પાછાં વાળ્યાં રે, પાયે નેપુરનો ઝમકાર. વૃંદા०
એ લીલો હતો ત્યારે લળજતો, સુકાઈ સલવરો છાર,
વેડનારો વેડી ગયો રે, એ તો ઝુડાઈ ગયો નિર્ધાર. વૃંદા०
એ વૃંદાવનમાં ચંપો મોર્યો, કરતાગે કરતાર,
ભલે મળ્યો મે'તા નરસિંહનો સ્વામી, વાલે ઉતાર્યા ભવપાર. વૃંદા०

### પદ ૭૦ મું—રાગ રામગ્રી.

ગમને વાલો સુગ્રીવ, સીતાને વાલા શ્રી રામ,
ઈશ્વરને વાલાં પાર્વતી, જેમ ગોપીને વાલો કાન;
કોઈ મને કૃષ્ણ બતાવો રે, આપું રે વધામણી,
હઈયા કેરો હાર આપું રે, માથા કેરી દામણી; રે કોઈ.
વા'લો મારો હમણાં જોયું, સારે ગયા મુને વાહીને;
પાંપણીઓ ખરી ગઈઓ છે રે, આંસુડાં લોહીને,
ભલે મળ્યો નરસૈયાનો સ્વામી રે, ગોપી સરવ આનંદ પામી, રે કોઈ.

---

## દ્વાદશ માસ. ✓

### પદ.

કાર્તક મહિને કૃષ્ણજી, મેલી ગયા રે મહારાજ,
રુદન કરે રાણી રાધિકા, નયણે આંસુની ધાર; શું રે કહું સંસારમાં;
પાણી પ્રાણ ન જાય, લોભી જીવડો ન જાય. શું રે. ટેક
માગશર મહિને માન્યું નહિ, માગ મોહનલાલ,
સેજલડી રે સુની પડી, જડ્યા શોકના સાલ. શું રે.
પોસ મહિને આવ્યા નહિ, જગોવનજીના કા'ન,
આલવચ મેલ્યાં એકલાં, મારાં ઝુરતાં વાન. શું રે.
મહા મહિને મહારાજને, તેડી લાવો રે ઘેર,.
મુખડું નિરખું મારા નાથનું, ઉલટી ગગડાની રેળ. શું રે.
ફાગણ ફુલ્યો હો સખી, ફુલ્યાં કમલાનો કંથ,
દૈયામાં રે હોળી બળે, કેમ કરી રમું રે વસન્ત. શું રે.
ચૈત્ર માસે ચિત્ત ચાલે નહિ, ઓઢવા આછાં રે ચીર,
કેમરે ઓઢું જાદવ વિના, મારુ શોભે ન શરીર. શું રે.

વૈશાખે વન ફળ* ફુલીયા, ફુલ્યા દાડમ દ્રાખ,
કોયલડી રે ટહુકા કરે, પાકી આમાની શાખ. શુ રે
જેઠ મહિને રવિ તપે ઘણો, ઝીણી લુથી બલતી રે રાખ,
સહસ્ર ગોપી રે ટોળે મળી, ઘોળે આમાની શાખ. શુ રે.
આષાડ માસ ભલે આવીયો, વરસ્યો ઘન અંધારુ ઘોર,
ચહુ દિશ ચમકે રે વીજલી, મધુરા બોલે રે મોર શુ રે
શ્રાવણ વરસ્યો રે સરવડે, નદીએ બાહુ તો રે નીર,
સહસ્ર ગોપી રે ટોળે મળી, ન્હાવા જમનાને તીર શુ રે.
ભાદરવો ભલે ગાજીયો, વરસ્યો ચારે રે માસ,
ભીંજે રાધાજીની ચુન્દડી, ભીંજે સોળ શણગાર શુ રે.
આસો માસે હરિ આવીયા, આવ્યા અબળાની પાસ,
આશા પૂરી એણે મન તણી, વા'લે રમાડ્યા રાસ શુ રે
ગાય શીખે ને સાભળે, તેનો હજો વૈકુંઠ વાસ,
બાર માસ પૂરા થયા, ગાય નરસૈંયો દાસ શુ રે.

---

## શ્રીકૃષ્ણના જન્મ સમાનાં પદ.

### સાખી.

શ્રી ગુરને પ્રણામ કરીને, વર્ણવુ શ્રી જદુરાય,
શ્રી કૃષ્ણજીની લીલા સાંભળતાં, આશ્રીત દૂર પલાય

### ઢાળ.

અસુર વાધ્યા ભૂમિપર, ઢાળ સાધુ દુખ પામ્યા ઘણું,
અમર લોકે સહુ ટોલે મલીને, સ્મરણ કીધુ શામળીયાતણું
સાહ્ય થાજો સ્યામળા, વ્હારે ચઢજો વૈકુંઠરાય,
કષ્ટ જાણી દેવનુ, પ્રભુ અમર પાસે જાય
અંતરીક્ષ રહીને ઉચરે, અમર પ્રત્યે બોલ્યા વાણી,
આવો ગોકુલમાં અનતરો, અવતાર લેઈશ નિર્વાણી.
ભાર ઉતારી ભૂમિતણો, તમોતણી પુરશુ આશ;
અવતાર લેઈશુ વસુદેવ ઘેર, રહીશુ જશોદા પાસ
વચન આપી દેવને, હરિ હવા અંતર ધ્યાન;
અમર નરસૈંયે લોકે અવતાર ધર્યો, જહાં ગોકુલ વૃદાવન.

---

* આની નીચે, આ ભાગમાં "કૃષ્ણજન્મની વધાઈના પદ"મા ૧ લુ પદ છે જે આ સ્થ યોગ્ય જ છે

### સાખી.

કારાગ્રહમાં રાખીયાં, ત્રિલોકની જે* માત;
સાંધુ જન સહુ કોઈ પીડીયા, તેનો થયો માહા ઉત્પાત.

### પદ ૨ જું—રાગ કાલેરો.

કારાગ્રહમાં કંસ રાય આવ્યો, વસુદેવ દેવકીને તેડી રે,
કારાગૃહમાં બનેને બેસાડી, ત્યાં લોહની ભોગળ ભીડીરે, કારાગ્રહ.
બદીગીરી કીધી બનેની, સહસ્ર મૂક્યા રખવાલ રે,
ભાઈઓ ખેપ કરી સાયવજો, આવતું કહેજો બાલ રે. કારાગ્રહ.
અખાડ શુદિ અગીઆરસ રવિવાર, દેવકીએ પુત્ર જાયો રે,
કારાગ્રહમાં બાલ રોવા રે લાગ્યું, તે સુણી અનુચર ધાયો રે. કારાગ્રહ.
કંસરાય આગળ જઈને પોકાર્યો, ભગ્નિએ જાયો બાલ રે,
કંસરાય ઉઠીને ધાયો, હું ધું એનો કાળ રે. કારાગ્રહ.
ક્રમે ભાગી ભોગલ લોહની, વસુદેવને બોલાવ્યા રે,
લાવ દેવકી સતાન તાહારં, ત્યાં વસુદેવ લેઈ આવ્યા રે. કારાગ્રહ.
જઈને કુંવર કંસને સોંપ્યો, કંસે કીધો વિચાર રે,
પાપી પંડે મેં મહા દુઃખ દીધું, આ બાલ મને શું માર રે. કારાગ્રહ.
કંસે કુંવર વસુદેવને આપ્યો, તું લેઈને મંદિર પધાર રે,
મહા દુઃખે મેં બ્હેન સતાપી, ધિક ધિક મુજ અવતાર રે. કારાગ્રહ.
તે સમે ત્યાં નારદ આવ્યા, વચન કહ્યું તે દહાડે રે,
કંસ કહે તે અષ્ટમો ગર્ભ, ત્યાં નારદ ગણી દેખાડે રે. કારાગ્રહ.
કંસે કુંવરને ફરી મંગાવ્યો, લેઈ શલ્યા સાથે પછાડયો રે,
કહે નરસૈયો કુંવર માર્યો કંસે, ત્યાં નારદે મર્મ દેખાડયો રે. કારાગ્રહ.

### સાખી.

નારદે મર્મ દેખાડીયો, કુંવર માર્યો કંસરાયે રે;
વ્હારે ચઢજો વિઠલા, ઘણું દુઃખ પામે તુજ માય રે.

### પદ ૩ જું.—રાગ કાલેરો.

ત્રાહે ત્રાહે સઉકો કરે, નગર લોક, ભલો ભલો તુજ અવિધાર રે,
સાહ્ય થાજો શ્યામળા, મુખે વદે તે નર ને નાર રે. ત્રાહે ત્રાહે
દુષ્ટે દેવકીને મહા દુઃખ દીધું, એવો પાપી શિખની જવાલા રે.
દુષ્ટે દયા ના આણી મનમાં, ખટ માર્યા ત્યાં બાલ રે. ત્રાહે ત્રાહે.

---

* બીજી પ્રતમાં 'ત્રિલોક તુજ માત'

મહા દુઃખ પડ્યું વસુદેવ દેવકીને, દુઃખે મુકાઈ બેઉની કાયરે,
એટલું દુઃખ પડે પૃથ્વીપર, કાઠીને રસાતળ જાય રે. ત્રાહે ત્રાહે.
સ્તુતિ કરતાં શામળીયાની, સાત થશે શ્રી મહારાજ રે,
બ્હારે ચઢજો હો વિઠ્ઠલારે, લજ્જા રાખજો શ્રી જગનાથ રે. ત્રાહે ત્રાહે.
દુઃખ જાણ્યું રે માત પિતાનું, થાય આણું કંસરાય રે,
કહે નરસૈંયો સાતમો ગર્ભ, તે બળીભદ્ર કહેવાય રે. ત્રાહે ત્રાહે.

## સાખી.

સાતમો ગર્ભ બળીભદ્ર કેરો, બ્હારે વિઠ્ઠલજી ધાય રે,
કષ્ટ જાણી વડા વીરનું, પ્રભુએ આરાધી યોગમાય રે.

## પદ ૪ થું—રાગ કાલેરો.

વડા રે વીરની રક્ષા કરવા, આરાધી જોગ માય રે,
માત પિતાનાં બંધન છોડું, કોડ પૂરૂ કંસ રાય રે. વડા વીરની.
સ્મરતાં આવ્યાં ઉમિયાજી, દો આજ્ઞા હું દાસી રે,
કહે સ્વામી જાઓ કારાગ્રેહેમાં, જાઓ દેવકીની પાસી રે. વડા વીરની.
ગર્ભ ગાળજો દેવકી કેરો, રખે દેતાં દુઃખ રે,
ગર્ભ લેઇને જાવુ ગોકુલમાં, જઇ મૂકો રોહિણી કૂખ રે. વડા વીરની.
સ્વામી ગર્ભ ગાળતાં સ્ત્રી કેમ જીવે, તે માનજો નિર્માણ રે,
કહે પ્રભુજી એ માયા મારી, તેનો કોઈ ન જાણે મર્મ રે. વડા વીરની.
ગર્ભ ગાળ્યો ઉમિયાજીએ, નારી પામી સુખ રે,
કહે નરસૈંયો ગર્ભ લેઇને, મૂક્યો રોહિણી કૂખ રે. વડા વીરની.

## સાખી.

ગર્ભ ગાળ્યો ઉમિયાજીએ, નારી પામી સુખ ઘણું,
કંસે નવ જાણ્યું ગર્ભ ગળીયો, તે પરાક્રમ ન જાણ્યું પ્રભુતણું.

## પદ ૫ મું—રાગ કાલેરો.

ભાર થયો ભૂમિને માથે, સાધુ જન દુઃખ પામે ઘણું,
વચન વાયક પાળ્યું માતાનું, મસ્તક છેદ્યું અસુરતણું. ભાર થયો.
અમર લોકે અવતાર ધરીયો, ગોકુલ મથુરા માંહી રે,
અવતાર લેઈશું વસુદેવ ઘેર, રમાડે નંદરાઈ રે. ભાર થયો
દેવના મનોરથ પ્રેમે પૂરૂ, અમરની પહોચાડું આશ રે,
ખટમાસની રજની કરીને, ગોપી રમાડું રાસ રે. ભાર થયો.
જમલાર્જુનનાં બંધન છોડું, ગોવર્ધન કર ધારું રે,
ઈંદ્રિ રાજાનું માન જ મોડું, બ્રહ્માને ભૂલ્યો ભમાડું રે. ભાર થયો.

પ્રજ લોકની પ્રતિપાલણા કરવા, અસુર હણુના કાજરે,
કૃપા કરે હવે નરસૈયાને, દે દર્શન મહારાજ રે. ભાર થયો.

## સાખી.

દે દર્શન દયાળજી, હરિજનની પૂરો આશ રે,
કહે નરસૈયો આશા ઘણી, મુને ચરણે રાખો પાસ રે.

## પદ ૬ ઠું—રાગ કાલેરો.

કારાગ્રેહેમાં તેજ ઘણું વ્યાપ્યું, ઉદય થયા મહારાજ રે,
કહે દેવકી જાગો પીયુડા હમારા, શીદ રાખો છો અહિં લાજ રે. કારાગ્રેહેમા
નહિ પીએરમા માતા મારી, નહિ સાસુ નણુંદ જેઠાણી રે,
દોહેલી વેળાએ નહિ કોઈ પાસે, શાને રહ્યા છો લાજ આણી રે. કારાગ્રેહેમાં
લાજ મૂકી રાય પાસે આવ્યા, કહો ભામની સમાચાર રે,
કહે દેવકી પુત્ર આવ્યો તમારો, અધુરીએ અવતાર રે. કારાગ્રેહેમાં.
કુંવર લેઈ વસુદેવ બોલ્યા, પુત્ર શીદ હમારુ ઘર વાવ્યુ રે,
પાપી મામા તમને મારશે, એમ કહી ઢાળ્યા આંસુ રે. કારાગ્રેહેમાં.
ધરીયું રુપ ત્યાં શ્રી મહારાજે, અમો કરીશુ મામાનુ કામ રે,
ચિંતા ન કરો ઘણું સુખ પામશો, મને લેઈ જાઓ નંદને ધામ રે. કારાગ્રેહેમાં.
મુને ત્યાં મકીને ભગિનિ લાવજો, કહેજો જે આ તુજ સંતાન રે,
પાપી મામો બહેનને મારશે, ઉડી જાશે આકાશ રે, કારાગ્રેહેમાં.
ચિંતા ના કરશો માતા મારી, અમો છુ નાનુ બાલ રે,
વરસ અગીયાર રહીશુ ગોકુળમાં, પછી આણીશુ મામાનો કાળરે. કારાગ્રેહેમા.
એવા વચન સુણી બોલ્યાં માતા, પુત્ર વેલી લેજો સભાળ રે,
ભણે નરસૈંયો વચન દીધુ માતાને, પ્રભુ થયા ન્હાનુ બાળ રે. કારાગ્રેહેમા

## સાખી.

બાલ થયા દયાળજી, હરિજનની પૂરવા આશ રે;
ભણે નરસૈયો આશા છે ઘણી, મુને ચરણે રાખો પાસ રે.

## પદ ૭ મું-રાગ આશાવરી.

કહે દેવકી સુણો કુંવર હમારા, હમો દુણાયાની લેજો સભાળ રે,
રખે પુત્ર હમોને વિસારતા, નહિ તો આવશે હમારો કાળ રે. કહે.
તે દુખે દાઝી માતા તમારી, દુ ખે દમીયા છે તાત તમારો રે,
પાપીના બે ભાગ્યો પુત્ર વરાડ છુ, ઘણુ દાઝે જીવ હમારો રે. કહે.

પર ઘેર પુત્રને કોઈ નં વળાવે, જેની માતા હોય મુઈ રે,
પરવશ પીંડ પડ્યો હમારો, તો રાત દિવસ કહું છું રોઈ રે. કહે.
કારાગ્રેહેમાં સુખ માત પિતાનું, તમે જો જો નયણે નીહાળી રે,
આ સુખ જોઇને નિરાંતે રહેજો, હમો રહીશું ગોકુલ સામું ભાળી રે. કહે.
પુત્ર ધન કમાઈ જશોદા કેરી, માતા તે કહેવાશે રે,
મીથ્યા માતા હું પુત્ર તું મારો, પર ઘેર તોરણ બંધાશે રે. કહે.
પુત્રને આપી માતા આંસુડાં ઢાળે, પુત્ર છેલી અરજ હમારી રે,
કોડ વરસ આયુષ્ય હજો પુત્રને, માતા લુણ નાંખે ઉતારી રે. કહે.
પ્રભુ અમર લોક અંતરીક્ષથી, પુષ્પની વૃષ્ટી કરાવે રે,
ભણે નરસૈંયો ગયા ગોકુલમાં થઈ, ત્યાં વ્રજનારીઓ વધાવે રે. કહે.

## પદ ૮ મું-રાગ આશાવરી.

વસુદેવ કુંવર દેવકીએ જાયો, આઠમ દિન જન્મીયા રે,
લોહની ભોગળ બીડી દ્વારે, દૈદશથી ઉઘડીયાં રે. વસુદેવ.
આંગણે ચોકી કંસરાયની, દ્વાર રોકીને બેઠી રે,
વસુદેવ કુંવરને લેઈ સધાર્યા, પ્રભુએ અઘોર નિદ્રા મેલી રે. વસુદેવ.
વસુદેવ કુંવર લેઈ સધાર્યાં, અંધારીયું ઘનઘોર રે,
માથે મેવલીઓ ધાર નાંખે છે, જમના વહે ભરપૂર રે. વસુદેવ.
જોઈને જમના વિસ્મય પામ્યાં, હાવે કોણ કરવી પેર રે,
મનમાં વિચાર કરી પાછા વળીએ, ત્યારે જમનાએ દીધી પેર રે. વસુદેવ.
જેમ તેમ કરીને પદ રજ પામું, અહિં થઈ જદુપતિ જાય રે,
ધાયું નીર કુંવર લીધા રે ઉંચા, ત્યારે પ્રભુએ ચાંપ્યા પાય રે. વસુદેવ.
જઈને કુંવર નંદને સાંપ્યા, બાઈ વીજળીને લીધાં રે,
લેઈને વસુદેવ પાછા વળીયા, જઈ દેવકીને દીધાં રે. વસુદેવ.
દૈદશથી તો દ્વાર દેવાયાં, જેવું હતું તેવું કીધું રે,
નરસૈંયાનો સ્વામી નાશી ગયો, જઈ ગોકુલમાં દર્શન દીધું રે. વસુદેવ.

## પદ ૯ મું—રાગ કાલેરો.

મનમાં વિસ્મય થયાં માતા જશોદાજી, પાસામાં દીઠા બાલ રે,
ચૌદ ભુવનનો લીલાકારી, અવતર્યા કંસનો કાળ રે. મનમાં.
પ્રથમ નયણે નિરખ્યું કુંવરને, પછે જગાડ્યું નંદરાય રે,
જાગો પ્યારા સબળ સારૂ, જાગ્યું ભાગ્ય તમારૂં વરણાય રે. મનમાં
જાગ્યા નંદજી આનંદ પામ્યા, જોયા જગદાધાર રે,
કોટી રવિ શશી પ્રકટ્યા, કોટી કોટી દીવડાની હાર રે. મનમાં.
શંખ ચક્ર ગદા પદ્મ વિરાજે, નિરખી મોહ પામ્યાં નર નાર રે,
નંદ કહે સુણો ભામની મારી, દીસે છે લીલાકાર રે. મનમાં.

વ્રજ લોકનું પ્રતિપાલણ કરવા, અસુર હણવાને કાજે રે;
ભણે નરસૈંયો લીલા વખાણું, અવતાર લીધો મહારાજે રે. મનમાં.

## પદ ૧૦ મું–રાગ કાલેરો.

કારાગ્રહેમાં વસુદેવ દેવકી, છાંડ્યાં કંસ રાયે રે;
મહા દુઃખ પાડ્યું મેં ભગ્નિ મારી, તે દુઃખ ન આણુશો મન માહે રે. કારાગ્રહેમાં.
હું અપરાધી મહા અજ્ઞાની, પાપી મહા અહકારી રે;
મહા પાપે મેં બ્હેન સંતાપી, પાપેં અવધ આવી હમારી રે. કારાગ્રહેમાં.
મનમાં વિચાર કીધો કંસરાયે, ધન્ય મારી કમાઈ રે;
મારે પાપે દુઃખણી કરી પ્રજાને, દર્શન દે જદુરાઈ રે. કારાગ્રહેમાં
જેમ તેમ કરીને દર્શન પામુ, કરુ મહા જુદ્ધનો ઉપાય રે;
[illegible] કારાગ્રહેમાં.
ઝેર ચોળીને પૂતના રે મોકલી, તે તો રહી છે થઈ ગોકુલ ગાય રે;
પડી પૂતના નંદ છાપરે, તેની કંદ્રપ દીસે કાય રે. કારાગ્રહેમાં.
સુણી કંસ રાય ત્રાસ પામ્યો, મોકલ્યો શકટાસુર રે;
કરી કીલકલાટ પગ પ્રહારે, મારી કીધો ચકચૂર રે. કારાગ્રહેમાં.
લીલા કવિતા વિસ્તારી, લીલા ધર્મ અપાર રે;
કૃપા કરો હવે નરસૈંયાને, રાખો શરણ આધાર રે. કારાગ્રહેમાં.

## પદ ૧૧ મું–રાગ કાલેરો.

કંસરાય મન તો ઘણું (દુઃખ) પામ્યો, વચન વીજલીએ કહ્યું રે;
વેરી તારો પ્રકટ્યો ગોકુલમાં, પરાક્રમ કંસે ના લહ્યું રે. કંસરાય
બઝી ભેદી ને શકટ ભેદ્યો, તૃણાવર્ત તતક્ષણ હણ્યો રે,
વૃક્ષ ઉપર પ્રલંભ નાખીને, અંત આણ્યો તેહ તણો રે. કંસરાય.
બકાસુરની ચાંચ મરડીને, વન કરીને વેડાવ્યો રે;
ઉદરમાં ઘણું વૃદ્ધી થઈને, એમ અઘાસુર માર્યો રે. કંસરાય
એક સમે પ્રભુ વૃંદાવનમાં, ચારે નવ લખ ગાય રે;
એક અસુર થઈ ગોવાળો આવે, સાથ કર્યો આવતા વિદાય રે. કંસરાય.
એક સમે પ્રભુ ગોકુલમાંહી, બેઠા નંદજી સહિત રે;
બખારવ કરતો રે આવ્યો, આવ્યો કેસી દઈત રે. કંસરાય.
કરડે દંત ને સુરને મારે પગસું, પરાક્રમ કોઈ ના જાણુ રે;
ઝેર ચોળીને હાથ મૂક્યો મુખમાં, તેણે પુંછડે પછાડી છોડ્યા પ્રાણ રે. કંસરાય.
એક સમે દાવાનળ આવ્યો, વન પ્રજાળીને દીધો રે;
ગોપી ગોવાળાની આંખ મીચાવી, ધીરજ ધરીને પીધો રે. કંસરાય.

બંબાસુર હતો કદલી વનમાં, જાવા ન પામે કોઈ રે;
ઝાલી વન ઢંઢોળ્યું શ્યામજી, ગોપી ગોવાળો રહ્યા જોઈ રે. કંસરાય.
બહુ ગર્જના કરી ઉછાળ્યો, બધુ વન ઢંઢોળીને કાઢ્યો રે;
ઘણું એક રંગે રમાડીને, ઝાલી પુચ્છે પછાડ્યો રે. કંસરાય.
તેરે સમે ત્યાં નારદ આવ્યા, છાની વાતો હરિસું કરીઓ રે;
કંસે મોકલ્યા કાકા તેડવા, અક્રૂરે રથ જોતરીઓ રે. કંસરાય.
સ્નાન કરવા જમનાજીમાં ગયા, રથ છોડ્યો રાજન રે;
અક્રૂરજીને પરાક્રમ દેખાડ્યું, માંહી દેખાડ્યું ચૌદભુવન રે. કંસરાય.
પહેલી પોળે માર્યો પર્વટને, પછી લીધી કુબજાની અર્ચા રે;
બીજી પોળે માર્યો ગજને, ત્રીજી પોળે મલ્લ મસળ્યા રે. કંસરાય.
ચોથે મહાર્થી ઝાલ્યો મામાને, બાંહે ઝાલી બહાર કાઢ્યો રે;
લાવ પાપી મારાં માત પિતાને, કંઠ ઝાલી કંસ પછાડ્યો રે. કંસરાય.
વેર જમાઈનું લેવા જરાસંધ, આવ્યો તેણી વાર રે;
સત્તરવાર તો નાશી ગયો, આવ્યો અઢારમી વાર રે. કંસરાય.
કારાગૃહેથી માત પિતાને, છોડ્યાં શ્રી મહારાજ રે;
યાદવકુળમાં આનંદ હુવો, ઉગ્રસેનને આપ્યું રાજ રે. કંસરાય.
કંસને મારી ભાર ઉતાર્યો, દેવ સહુ નમીયા માત રે,
ભણે નરસૈંયો જાદવકુળને, દ્વારામતિ લેઈ જાત રે. કંસરાય.

## પદ ૧૨ મું–રાગ આશાવરી.

ધાયો કંસરાય વધ કરવાને, કારાગૃહેમાં જાય રે;
આઠો વિષધર ઉતર્યો કંસને, તો પણ ધાયો જાય રે. ધાયો.
કંસે દ્વાર હાથે ઉઘાડ્યાં, ભાગી લોહની તાલ રે;
લાવ દેવકી બાલ તાહારું, નહિ તો આણીશ કાળ રે. ધાયો.
કહે દેવકી સુણો વીરા મારા, દીકરી દીવા રેહ એવું ધારો રે;
બાઈ વીજલીને લેઈ કરીને, પાયે ઝાલી ભૂપ ભડો રે. ધાયો.
લેઇ શલ્યા સાથે પછાડતાં, એક વચન વીજલીએ કહ્યું રે;
છટકીને ગઈ આકાશમાં, તારો વેરી પ્રકટ્યો ગોકુલ મધુ રે. ધાયો.

સુણી કંસરાયને ત્રાસ જ પડીયો, થઈ મૂર્છા ને ઢળીયો રે. ધાયો.
કંસરાય મન ભે ઘણું પામ્યો, વચન વીજળીએ જે કહ્યાં રે;
કહે નરસૈંયો ગોકુળમાં વસ્યા, તે પરાક્રમ કંસે ન લહ્યાં રે. ધાયો.

---

# જ્ઞાન વૈરાગ્યનાં પદો.

## પદ ૧ લું.

પ્રાતઃ સમે સુર ઉગ્યા પહેલાં, જો રે રસના મુખ રામ કહે;
હારે હારે કૃષ્ણને- તું નામે, જગમાં તારું નામ રહે. પ્રાતઃ.
રામ નામનો મહિમા મ્હોટો, શિવ સનકાદિક ધ્યાન ધરે;
મેરુ થકી મ્હોટું હોય પ્રાયશ્ચિત, નારાયણના નામે તરે. પ્રાતઃ.
કેસરી ધુરે જ્યમ મૃગ જ ત્રાસે, રવિ ઉગે જ્યમ તિમિર ટળે;
પૂરણબ્રહ્મ અકળ અવિનાશી, કુબુદ્ધિના તાપ તરત હરે. પ્રાતઃ.
કોટિ કલ્યાણ ફળ ઉદય ભાણે, પાપ બાપડું ક્યાં રે રહે;
અધમ નીર ગંગામાં ભળ્યું ત્યારે, ગંગા સરખું થઇને વહે. પ્રાતઃ.
એ રસને શુકદેવજી જાણે, કોઇક વિરલા સંત લહે;
ભણે નરસૈંયો તમે પ્રભુ ભજી લો, આવાગમનનો ફેરો ટળે. પ્રાતઃ.

## પદ ૨ જું. *

જાય છે જુવાની, તારી જાય છે જુવાની;
હરિના ભજન વિના, જાય છે જુવાની. ટેક.
કાયા તારી કંચન જેવી, મોતી જેવા પાણી;
મુવા કેડે બાળી મૂકશે, ઉડી જાશે કાની. જાય છે.
જાતી રે'શે જુવાની ને, પછી થાશે હાની;
છાના માના જમડા આવશે, લેઈ જાશે તાણી. જાય છે.
માટે તમો માયા તજી, થાઓને જ્ઞાની;
નરસૈંયાનો સ્વામી સાચો, દુનિયા દીવાની. જાય છે.

## પદ ૩ જું. *

સંતો હમે રે વેવારીયા શ્રી રામનામના;
વેપારી આવે છે બધા ગામ ગામના. સંતો. ટેક.
હમારું વસાણું સાધુ સઉકોને ભાવે;
અઢારે વરણ જેને હોરવાને આવે. સંતો.
હમારું વસાણું કાળ દુકાળે ન ખૂટે;
જેને રાજા ના દંડે, જેને ચોર ના લૂંટે. સંતો.
લાખ વિનાનાં લેખાં નહિ, ને પાર વિનાની પુંજી;
હોરવું હોય તો હોરી લેજો, કસ્તુરી છે મોંઘી. સંતો.
રામ નામ ધન હમારે, વાજે ને ગાજે;
છપ્પન ઉપર ભેર ભૂંગળ વાજે. સંતો.
આવરો ને ખાતાવહીમાં, લક્ષ્મીવરનું નામ;
ચીઠીમાં ચત્રભુજ લખીયા, નરસૈંયાનું કામ. સંતો.

### પદ ૪ થું.

ભાઈ મને હરિ ભજવાની એ ટેવ પડી, મારા નાથજીને ન મૂકું એક ઘડી;
વિધિવું મન રહેરે માહરૂં, હરિસું પ્રીત જડી. ભાઈ મને.
આખા દિવસનો રળી ખપી આવ્યો, ભાભીએ ના મૂક્યું પાણી;
મેં જાણ્યું જે વેરણ મારે, ભાભી નહીં ને ગોરાણી. ભાઈ મને.
નાભાનું છાપરું છાઈ રે આપ્યું, સંતોની અવિચળ વાણી;
ભાભી ભાઈને રોસ ભરાણો, મને છબીલોજી મેલશે પાણી. ભાઈ મને.
ધન વૃંદાવન ધન જમનાં ત્રટ, ધન રાધા રુખમણી રાણી;
ધન નરસૈંયાની જીભલડી, જે જપે છબીલાની વાણી. ભાઈ મને.

### પદ ૫ મું-રાગ કાલેરો.

હાં રે હરિની ભક્તિ વિના જે જીવે, તેનો અફળ ગયો અવતાર રે;
તુલસીની માળા તીલક પાખે, તે અવર જૂઠા શણગાર રે. હરિને
હાં રે દશ રે માસ ઉદર દુઃખ પામ્યો, ને કીધું અકારજ ખર ભાર રે;
દેહ ધરી હરિદાસ ન પિછાણ્યા, તેની જનુનીને ધિક્કાર રે. હરિને
હાં રે વૈષ્ણવ જન વા'લા નહિ જેને, તેનો મિથ્યા ગયો અવતાર રે;
નરસૈંયાના સ્વામી વિના, બીજા અનેક ધર્મ વ્યભિચાર રે. હરિને

### પદ ૬ ઠું-રાગ માળવ.

ધન્ય જીવીત વૈષ્ણવ કેરું, જે જન હરિ ગુણ ગાયે રે;
સકળ સભામાં પહેલી પૂજા, નરનારી તે વૈકુંઠ જાયે રે; ધન્ય.
હાં રે વૈષ્ણવ જનનાં કીયાં રે લક્ષણ, છાપા તીલક (કોટે) તુલસીની માળ રે;
તે વૈષ્ણવ જનનાં ભેખ દેખીને, જમ કિંકર ત્રાસે તતકાળ રે. ધન્ય.
હાં રે જન્મ મરણનો ફેરો છૂટે, તે જનમ જોખમથી રાખે અંગ રે;
હાં રે તે નર છૂટ્યા સંસારમાંહિ, જેને હોય વૈષ્ણવનો સંગ રે. ધન્ય.
હાં રે માતા પિતા કુળ તારે વૈષ્ણવ, તારે પાડોશી પરિવાર રે;
ભણે નરસૈંયો એટલું માંગું, પુનરપિ નહિ અવતાર રે. ધન્ય.

### પદ ૭ મું-પ્રભાતીયું.

તું તારા બીરદ સાંહામું જોજે સાંમળા, ન જોઇશ કરણી હમારી રે. ટેક
હીરણ્યાક્ષશીપુને હાથે હણીયો, મારી પુતના મારી રે;
પ્રહ્લાદ કારણ સ્થંભમાં વશીયા, પ્રગટ્યા દેવ મોરારી રે. તું તારા.
લાખાગ્રહેમાં જેમ પાંડવ ઉગાર્યા, બ્રહ્માંડ જ્વાળા વ્યાપી રે;
અર્ધ વચને ગજ ગુણકા તારી, જયદેવને પદ્મી આપી રે. તું તારા.

દુષ્ટ સભામાં જેમ ચીરજ પુર્યા, લાજ પંચાળીની પાળી રે;
તેલ કડા જેમ શીતળ કીધી, વેળા સુધન્વાની વાળી રે. તુ તારા.
રુષિશ્વરે જેમ અહલ્યા શ્રાપી, બ્રહ્મ સલ્યા થઈ ભારી રે;
તે પણ તારે ચરણે રઘુવર, થઈ અનોપમ નારી રે. તુ તારા.
મીરાંબાઈનાં વિખ અમૃત કીધાં, વીદુરની આરોગ્યા ભાજી રે;
સબરીના તમે બોરજ પ્રાસ્યાં, તેની પ્રિતે થયા રાજી રે. તું તારા.
અનેક ભક્ત આગે ઉગાર્યા, સહાય થયા મોરારી રે;
નરસૈંયાચા સ્વામી લક્ષ્મીવર, મોટી ઓથ તમારી રે. તુ તારા.

## પદ ૮ મું-રાગ ધોળ.*

બાલારે વરની પાલખી, જોતાં વનિતાને થાય ઉલાસ. બાલા૦ ટેક. ૧
નાહી ધોઈને પોઢીયારે, તીલક કીધાં ભાલ;
વરના જાનૈયા શોભી રહ્યા રે, માથે નાંખ્યાં છે અબીલ ગુલાલ. બાલા૦ ૨
લીલા તે વાંસની પાલખી રે, તેના ઉંચકનારા ચાર;
માથે તે બાંધ્યાં ભીનાં પોતીયાં રે, મોઢે રામરામ નામ ઉચ્ચાર. બાલા૦ ૩
ચોરીને બાંધી ચોકમાંરે, છાંણાં તે લાવ્યા બે ચાર,
ગોલપાપડી દેખે કુતરાં રે, તે તો મનમાં ઘણું મલકાય. બાલા૦ ૪
બાલારે (વરને) આગળ ચાલે લાકડાં, રે પાછળ ચાલે લાય;
જમાઈ તો ચાલ્યા સાસરે રે, એની સાસુને હરખ ના માય. બાલા૦ ૫
તોરણે તનખા ઉડીયા રે, માંડવે લાગી લાર;
ઉઠ રે સાસુ શંખણીરે, તારો જમાઈ આવ્યો બાર. બાલા૦ ૬
પદરસે પેરામણી રે, મસાણા ગામનું નામ;
લાલબાઈની દીકરી રે, ચિતા કુંવરી એનું નામ. બાલા૦ ૭
જમાઇ તો રહ્યા સાસરે રે, જાનઈઆ આવ્યા ઘેર;
ટકો પૈસો સર્વે ખાઈ ગયા રે, વિવાહ કીધો છે રુડી પેર. બાલા૦ ૮
બાર ઘડા બાર કોડીયાં રે, ઉપર પૈસો રોક;
જઈને કહો એના બાપને રે, હવે તાણીને મેલો પોક. બાલા૦ ૯
જીવને જમડા લઈ ગયા રે, દેહીનો કીધો એ હવાલ;
નરસૈંયાનો સ્વામી મલ્યા રે, તે તો ઉતરીઆ ભવ પાર. બાલા૦ ૧૦

## પદ. ૯ મું—રાગ સારંગ.*

ચંદની રાત કેસરીયા તારા રે, પોઠી ભરવા ચાલ્યા વણઝારા રે.
વણઝારે આડત કીધી રે, કાયા નગરી ઈજારે લીધી રે.
દાણી દાણ ઘટે તે લેજો રે, પોઠી હમારા જાવા દેજો રે.
જેવા વાડીના ફુલાં મરવા રે, તેવા પોઠી હમારે ભરવા રે.

ભલે મલીયા ભલે મલીયા રે, તારા ગુણ ન જાયે કલીયા રે.
મહેતા નરસંઇના સ્વામી રે, સર્વે ગોપીઓ આનંદ પામી રે.

### પદ ૧૦ મું.'

ઘેલા મન ગોવિંદને ગાની રે, ઘેલા ગાની ગોવિંદ ગાનીરે. ટેક.
શુક્લ તીર્થને ઉભરે રે, આલ્યાં જમણે હાથ. ઘેલા મન.
આલ્યાં હશે તો પામશો રે, નહિ આવે તારી રે સાથ;
ગવાય તો ગોવિંદ ગાજો રે, પવાય તો પાઇનિ પીજો રે. ઘેલા મન.
ખાઓ પીઓ ધન વાવરો રે, પહેરો કપડાં સાર;
પ્રાણી તે સરખો આત્મા રે, નહિ મળે વારો વાર. ઘેલા મન
ભીડ પડ્યા ભાગયાં રે, નહિ મા ને બાપ;
ચેતી શકે તો હરિ ચેતજો રે, ફરી શાન દેખરે જ્વાપ. ઘેલા મન
ચોખ્ખી કરની ચાકરી રે, ખરો મહિનો ખાની;
દાન ખડગ લે હાથમાં રે, જમનો શિર ઘાની. ઘેલા મન.
બાધી શકો તો બાધજો રે, પાણી પહેલી પાળ;
છેલ્લે કયારે જળ વળ્યુ રે, ગુણ ગાયે નરસૈંયો દયાળ. ઘેલા મન.

### પદ ૧૧ મું-રાગસામેરી.

ગુમાનના ઘે'લારે, આવરદા તો વહી ગયો રે, હવે તારે ચેતવું હોય તો ચેત,
પ્રથમ પાપિયારે, પ્રભુ ઓળખ્યા નહીંરે, હવે કયમ આવે હરિશું હેત. ગુ.
કાળાને ધોળારે, ધોળા કેશ થયારે, શરીર થયું શીતળ પગે ન ચલાય;
આંખે નવ સુઝેરે, શ્રવણે સુણે નહીંરે, તો યે લઇરે તૃષ્ણા નવ મૂકાય. ગુ
સગાં સ્નેહી ને વા'લાંરે, તેં તો બહુ કર્યાં રે, તેને કાજે કીધાં કુડાં કામ,
વરતીને વવાયો રે, વચન વિનતા તણે રે, મુખથી ભજ્યા ન કેશવરામ. ગુ.
વિખનો વીંટ્યો રે, કરમ બહુ કર્યાં રે, તોયે તારો ન આવ્યો પાર;
જમને કરતાં રે, કાગ આવી પો'ચશે રે, પછે તારા મુખમાં પડશે માર. ગુ.
ભણ્યા તે ભૂલ્યા રે, ભવમાં આથડે રે, ભણીં ભૂલ્યા પંડિતે ન પાડ્યો ઉજાસ;
[illegible]ણ માનનો રે, મહા સુખ પામશો રે, એમ કે' છે નરસંઇઓદાસ ગુ.

### પદ ૧૨ મું-રાગ કાલેરો.

ભજ રે ભજ રે તું ભૂતળમાં, જેની જશોદા માવડલી;
સ્યામ વર્ણ મનોહર મુખડાં, ચરાવે ગોકુળ ગાવડલી. ભજરે.
મુસ્તક મુકુટ કુંડળ હરિ કાને, ઓઢણ આછી ધાબડલી;
દાણ મિષે ગોપીને ગ્રહેતો, લાવે નિત્ય નિત્ય રાવડલી. ભજરે.
વૃંદાવન વાછરુઆં ચારે, રત્ન જડિત પાય પાવડલી;
ઠમકડે ચાલે નરહરિ મુખ, મરકડલાવે માવડલી. ભજરે

ઉર વનમાળા સોહિયે માવને, રમતો માઝમ રાતડલી;
બાંધવ શ્રીબળદેવનો બળિયો, ઘેર ઘેર કરે સઉ વાતડલી. ભજરે.
પીંડા રે પરવરીઆ કાનડ, વાયે મધુરી વાંસડલી;
કૈંનરસંઇયો સેવો નંદનો નંદન, કાંઢે કુળની કાસડલી. ભજરે.

### પદ ૧૩ મું–રાગ પ્રભાત.

જશોદા તારા કાંનુડાને, સાદ કરીને વાર રે;
આવડી ધુમ મચાવે વૃજમાં, નહીં કોઈ પૂછનાર રે. જશોદા.
શીંકુ તોડયું ગોરસ ઢોળ્યું, ઉઘાડીને દ્વાર રે;
માખણ ખાધું ઢોળી નાખ્યું, જાન કીધું આ વાર રે. જશોદા.
ખાંખા ખોળા કરતો હીંડે, બિહે નહી લગાર રે;
મહી મથવાની ગોળી ફોડી, આ શાં કહિયે લાડ રે! જશોદા.
વારે વારે કહું છું તમને, હવે ન રાખું ભારરે;
નિત્ય ઉઠીને એમ ક્યમ સહિયે, વશી નગ્ર મોઝારરે. જશોદા.
મારો કાંનજી ઘરમાં હુતો, કેયારે દીઠો બા'રરે?
દહી દૂધનાં માટ ભર્યા છે, બીજે ચાખે ન લગારરે. જશોદા.
શાને કાજે મળીને આવી, ટોળી વળી દશ બારરે;
નરસંઇયાનો સ્વામી સાચો, જૂઠી વૃજની નાર રે. જશોદા.

### પદ ૧૪ મું–થાળ.

જમો જમોરે નાના બાળકડા, માતા જશોદાજીના લાડકડા;
રોષ ન કીજે શામળિયા વા'લા, તારી જનુની કરે કાલાવાલા. ટેક.
મધુરસ કોળિયો મૂકે મુખમાં, તેને હળવે હળવે લીજેરે;
કઢીયેલ દૂધમાં સાકર ભેળી, તેનો એક ઘુંટડો પીજેરે. જમો.
ઇશારો કરી બળભદ્ર દેખાડે, જા પેલો ખાઈ જાયરે;
મુકુટ શિરોમણિ જનની વા'લાની, એવાં એવાં વચને વાયરે! જમો.
કૌતક જુએ ત્યાં વૃજની નારી, તન મન પ્રાણ નિવારેરે;
નરસંઇયાના સ્વામિનું મુખ દિઠડે, અતિ આનંદે ઓવારેરે. જમો.

### પદ ૧૫ મું–રાગ આરતી.

જય જય નટવર વેષા, આરતી ઉતારું જદુવર જગદીશા. જયદેવ જયદેવ.
મોર મુકુટ મસ્તક પર રાજે, કંઠે વનમાળા; (૨)
શ્રવણે કુંડળ લળકે, સંગ લીએ બૃજ બાલા. જયદેવ જયદેવ.
નૃત્ય કરે નારાયણ વૃંદાવન, ઘુઘરડી ધમકે; (૨)
નાચે રાધા માધવ, પાયલ ઠમ ઠમકે. જયદેવ જયદેવ

ધમધમ ધમ ઘુઘરડી ઘમકે, તાળ પખાજ વાજે,(૨)
સુંદર સ્વર અતિ સારો, ઉંચે સ્વર ગાજે. જયદેવ જયદેવ.
તાતા થેઈ તાતા થેઈ, શબ્દ થાય આજે; (૨)
નુપૂર ભ્રકુટી વિરાજીત, કૌસ્તુભમણિ રાજે. જયદેવ જયદેવ.
ઉંચે સ્વર ગાજે ગિરધારી, ઉંચે સ્વર ગાજે; (૨)
મન મોહનની શોભા, મનમથ બહુ લાજે! જયદેવ જયદેવ.
રાસ રચ્યો વૃંદાવન, જોવાને જઈએ; (૨)
માધવ મુખ નિરખીને, નરસંઈ દીવડિયો લઈયે. જયદેવ જયદેવ.



# દામોદરાશ્રમ.



આ સાધુ વેદાન્તી કવિ કયારે થયો તે ચોક્કસ નથી. કોઈનું કહેવું એવુ છે કે, એ સિદ્ધપુરનો રહીશ હતો ને બિંદુસરોવરપર રહેતો હતો, અને ભાલણના થયા પછી ૫૦ વર્ષ પછી થયો હતો. બીજી તપાસ કરતાં એમ જણાવવામા આવે છે કે, એ ચાંદોદ પાસે કલ્યાણીમાં, આજથી લગભગ સવાસો વર્ષપર થયો હતો. એ શંકરમતાનુયાયી હતો.

## અક્ષર અનુભવ પ્રદીપિકા.

### ચોપાઇ.

પ્રથમ આદ્ય અક્ષર ઓમ્કાર, તેનુ વર્ણન કરુ વિસ્તાર;
થયો અકાર ઉકાર ને મકાર રૂપ, અર્ધ માત્રા તે બ્રહ્મ સ્વરૂપ
વ્યાહૃતિ ગાયત્રી વેદની માત, તે પ્રણવથી ઉપન્યુ સાક્ષાત,
બાવન અક્ષર વાણી ઉચ્ચાર, ષડશાસ્ત્ર ઉપનિષદ સાર
ચઈ વાણી વૈખરી જેવો અરણવ, સર્વનું સિદ્ધાંત એક પ્રણવ.

---

કકા કેવળ બ્રહ્મ જ એક, ચૈતન્ય નહિ, નહિ રૂપ રેખ,
છે અનુભવ રૂપ નથી આકાર, કકા કેવળ નિર્વિકાર.
ખખા ખોજ તે બ્રહ્મની કરો, મિથ્યા મોહ અભિમાન પરહરો;
આ સસાર છે રંગ પતગ, ખખા ખરો સદ્‌ગુરુનો સગ
ગગા ગુરુના મુખનું વચન, સાંભળતા શીતલ થાય મન;
તેનાં વચનની રાખી ટેક, ગગા ગુરુ ગોવિંદ છે એક
ઘઘા ઘણુ કહે શુ થાય, ક્ષણ ક્ષણમાં આયુષ વહી જાય,
જેમ ઉગ્યો આથમશે તે સુર, ઘઘા ઘર મૂકીને જાવુ જરુર.
ઙઙા ગુણ ગોવિંદના ગાવ, નિર્મળ ચિત્ત સેવો ગુરુના પાવ;
ભાવે કરી શ્રી હરિને ભજો, ઙઙા ગુણ દોષને તજો.
ચચા ચિત્તમાં કરો વિચાર, આવ્યો છે ઉત્તમ અવતાર,
પ્રપચ તજીને સમરો હરિ, ચચ્ચા ચતુરાઈ ત્યારે ખરી.
છછા છે ને નથી સંસાર, અભ્ર છાયુ છે ગગનાકાર,
ક્ષણમા થાય ક્ષણમા વેરાય, છછા નકરો સસાર જણાય
જજા જાણો જગ પ્રપચ, અવિદ્યાશક્તિ સર્વે સચ;

ત્રણ ભુવન ને ચૌદ જ લોક, જાત જગમાં હરિજન કોક.
ઞઞા ઞાલો તે નર નાવ, જો ભવસાગર તરવાનો છે ભાવ;
મન કર્મ વચને સત્સંગ કરો, ઞઞા ઝટ વચન ઊર ધરો.
ઞઞા અજ્ઞાન માયાતણું, કુસંગે કર્મ કરે કાં ઘણું;
જો સાચા ગુરુનો સત્સંગ થાય, તો ઞઞા અવગુણ દિલના જાય.
ટટા ટેક રાખીને સ્મરો હરિ, આ અવસર નહિ આવે ફરી ફરી;
પ્રલય થાય પૂર્વનાં પાપ, ટટા ટળે ત્રિવિધિ તાપ.
ઠઠા ઠરવાનો આવ્યો ઠામ, હરિ ભજતાં ન બેસે દામ;
શુદ્ધ મન રાખી સ્મરો હરિ, ઠઠા ઠામે બેસો ઠરી.
ડડા ડહાપણ તે નરનું ખરું, જેણે જીવનું તપાસ્યું ઓસરે;
તે નર મટીને શિવ જ થાય, ડડા ડહાપણવાળા નરકે જાય.
ઢઢા ઢાળો તે સત્સંગે ઢળે, સુબુદ્ધિ આવી કુબુદ્ધિ ટળે;
ઉદય થાયે આત્માનુભવ જ્ઞાન, ઢઢા પાસે છે શ્રીભગવાન.
ણણા ઋણાર્બંધ પૂર્વનું પૂણ્ય. અખંડ લાગી જો અનુભવ ધૂન્ય;
અનહદ નાદ અંતર ગડગડે, ણણા નાદની ખબર ન પડે.
તતા નાદમાં લાગી તાલી, સુરતી નુરતી જોયું ન્યાળી;
ગગન ગુફામાં આતમદેવ, તતા તેની કરો નિત સેવ.
થથા સ્થિર છે આત્મારામ, અચલ અવિનાશી એનું નામ;
રહે છે પરાપારની તૂર્યાતીત, સ્થીર છે કેવળ બ્રહ્મ અદ્ભુત.
દદા દુર્લભ કૈવલ્યપદ કહાવે, શ્રુતિ સ્મૃતિ પુરાણ બહુ ગાવે;
કૈવલ્યપદ જાણે કલેશ જ ટળે, દદા દેહ અહંકાર ગયે બ્રહ્મમાં ભળે.
ધધા ધી નિર્મળ થઈ જ્યારે, તે નર તદરૂપ થાયે ત્યારે;
શીતલ સ્વભાવ સહજ આનંદ, નિર્મળ ધી થયે પૂરણ ચંદ.
નના નિર્મલ જેવું આકાશ, તેવું રૂપ છે સર્વાવાસ;
નામ રૂપ ગુણ આત્માને નથી, વેદ શાસ્ત્ર ઉપનિષદ કહે કથી.
પપા પરમાત્માને નથી અવેવ, ધ્યાન ધરે મુનિવર સુર દેવ;
સૂત્ર મણિ સરખા સર્વમાં રહે, પપા પૂરણ બ્રહ્મ તેને કહે.
ફફા ફુલમાં વાસના જેમ, અંતઃકરણમાં આત્મા તેમ;
કલ્પાંત કાળે તેનો નહિ નાશ, ફફા સ્ફૂર્યા છે જેમ આકાશ.
બબ્બા બોલણહારને જાણજો, રાગ દ્વેષ કો ન આણજો;
પરિબ્રહ્મને અસ્થા સઘળે પેખ, બબ્બા બોલણહારો દેખ
ભભા બ્રહ્મ સનાતન અગમ્ય, જેને નેતિ નેતિ ગાય નિગમ;
જથા અતુલ સમુદ્રનું નીર, ભભા બ્રહ્મસાગર ગંભીર.
મમા મહાજન જાણે (જો) બ્રહ્મનો મર્મ, તે ન જન કરે કદીયે શર્મ;

પ્રકટ્યો પ્રેમ મળ્યુ અનુભવ સુખ, મમા મન તૃપ્ત થયું ભાગી ભૂખ.
યયા આત્મા જાણે અભિમાન જ ટળ્યું, જેમ જળમાહે લવણ જ ગળ્યું;
અહંકૃતી નહિ અંતર લવલેશ, યયા એવો આતમ ઉપદેશ.
રરા હૃદયકમળમાં રચના ઘણી, વૈરાગ્ય વિવેક ચિંતામણી,
આતમ જ્ઞાન થયુ ઉદ્યોત, રરા પ્રેમની પ્રકટી જ્યોત.
લલ્લા લક્ષ લાગ્યુ ચિત લીન થયુ, સ્થૂલ સૂક્ષ્મનું કારણ ગયુ;
પરાપાર ને તૂર્યાતીત, લ'લા લાગી બ્રહ્મસુ પ્રીત.
વવા વાસુદેવ તે હર ને હરિ, અનુભવ વિચાર દિલમાં લે કરી;
જીવ દશા આત્મજ્ઞાને જાય, વવા વિશ્વ બધુ શિવરૂપ થાય.
શશા શિવરૂપ સદા તે નર, ત્રિગુણાતીત અખડ અમર;
વિચારી જોતાં નથી કાંઈ જીવ, શશા જ્યા જોઈયે ત્યાં શિવ શિવ
ષષા ષડશાસ્ત્ર ઉપનિષદ વેદ, અનુભવિયા જાણે એનો ભેદ,
સિદ્ધાંત સર્વમાં શિવનુ નામ, ષડ ઉર્મી રહિત શિવસુખધામ.
સસા સત્સંગ શાસ્ત્ર ઉપદેશ, અભ્યાસ કરતા થાય આત્મામાં પ્રવેશ,
સમ દમાદિક ઇંદ્રિયો દમી, સસા ષડ વિકાર ઉર્મી સમી.
હહા હરિ સર્વરીમાં સર્વ પ્રાણી, સદ્‌ગુરુ કૃપાએ રચના જાણી;
નથી કાંઈ આવ્યુ ને નથી કાંઈ ગયું, હહા હુ તું તેમ જ્થારથ થયુ.
અકાર અક્ષર જેમ પ્રણવ કે'વાય, તેમ આત્મ સતાએ માયા ચૈતન્ય થાય;
તે આત્મ ચૈતન્ય જાણે જન કોક, આત્મા સત્ય બીજુ સહુ ફોક.
આ છે બાવન અક્ષર વાણી ઉચ્ચાર, પ્રણવ જાણે આવ્યો પાર;
સ્વીકાર થયો અક્ષરનો અત, કકાનો અનુભવ જાણે કોઈક સત.
વેદશાસ્ત્ર શ્રુતિનો એ સાર, અનુભવ દ્દષ્ટિયે કરો વિચાર,
પ્રણવ ને પરિબ્રહ્મ એકરૂપ, અનુભવે નર થાએ તદ્રૂપ.
તદાકાર તત ક્ષણમાં થયો, મોક્ષ અને આનદ જ ભયો;
સદ્‌ગુરુ કૃપાએ અનુભવ છદ, દામોદરાશ્રમને મન આનદ
કકાનો અનુભવ કરશે જે જન, તેનુ સદા હરિમા રહેશે મન,
(અર્થ)વિચારતાં અનુભવ ઉદે થશે, સચિત ક્રિયમાણના દોષ જ જશે.
અદ્વૈત ચિદાનંદ ગુરુ બ્રહ્મપુરણ, ઓળખાવ્યો કકામાં મરમ,
સાક્ષાત્ બ્રહ્મવિદ્યા અનુરાગ, આત્મા અનુભવ લક્ષ અપાર.
પૂર્વ જન્મનુ પુણ્ય જ હોય, તે નર જાણે કકો ' સોય.

——०——

## અનુભવ ચિન્તામણિ.

### પદ. રાગ ટોડી.

હરિ ભજવાની રે, વેળા વહી જાય છે રે, અંતરમાંથી તજ તું આળસ નિદ્રા અજ્ઞાન;
તુંને માત ઉદરનું રે, દુઃખ ગયું વિસરી રે, તારે હવે તરણી ઉપર બહુ તાન. ૧
અગ્યા નવ માસ સુધી રે, ઉદરમાં તું રહ્યો રે, ત્યાં ઉંધે મસ્તકે ધરતો હુતો ધ્યાન;
જઠરાગ્નિમાંથી રે, જેણે તુંને જાળવ્યો રે, તે વેળાએ તુંને તારા તનનું નો'તું ભાન. ૨
એ સંકટ વેળાએ રે, હરિએ તારી સાહે કરી રે, તે હરિને કાં વિસારી બેઠો છું હેવાન;
તે સમે તેં કહ્યુંતું રે, વચન ગર્ભ વાસમાં રે, તેનું ભજન કર ભાઈ કાં રે ચુકે અવસાન. ૩
યોની યંત્રમાંથી રે, જ્યારે આવ્યો બારણે રે, તે સમે ગઈ તારી સુધ બુદ્ધિસાન,
જનેતાને તનની રે, શુદ્ધિ નહી હુતિ રે, પુત્ર એવું સુણાવ્યો શબ્દ કાન. ૪
ઉગ્યાં ઉગ્યાં કરતાં રે, પિતાને ગઈ વધામણી રે, તેણે રે સાંભળી કીધાં ગંગાસ્નાન;
માનુનીઓ મંગળ ગાઈ રે, આનંદ ઓચ્છવ કર્યો રે, આપ્યાં વિપ્રને દ્રવ્ય વસ્ત્ર ગોદાન. ૫
તુંને શરીરની શુદ્ધ આવી રે, દુઃખ ગયું વિસરી રે, ક્ષુધાવ્યાપી કરવા લાગ્યો પય પાન;
હાલો હાલો કરીને રે, જનની ઉલાવે ઘણું રે, જનની જાણે પુત્ર જીવન મારો આણ. ૬
જનુનીને હેતે રે, ભાન ભૂલી ગયો રે, ઉદરમાં તારા હેતુ હતા શ્રી ભગવાન;
હેતુ જાણીને હરિનું રે, સ્મરણ કરો રે, કહું છું સત્ય વચન સિદ્ધાંત ધરજે કાન. ૭
જેણે તુંને છોડવ્યો રે, ગર્ભવાસથી રે, તે સમે તું ત્યાં બહુ થાતો તો હેરાન;
વર્ણવી ન જાયે રે, એ દુઃખની વારતા રે, અગણિત મહિના મેરુ તોલ સમાન. ૮
સંક્ષેપમાં કહી રે, તુને વર્ણવી રે, થોડા કહ્યાથી ઘણું ઘણું કર્યું જાણ;
અધમ ઉદ્ધારણ રે, ભગવત છે ખરો રે, જેનાં વેદ શાસ્ત્ર કરે છે વિખાણ. ૯
બાલ અવસ્થામાં રે, બેઠાં રહેવાય નહિ રે, આઠ પહોર સુતામાં મૂર્ખા તારા જાય;
માંકડ ચાંચડ રે, ચટકા તુંને બહુ ભરે રે, મુખ ઉપર માખીઓ બણબણ થાય. ૧૦
બાલ અવસ્થામાં રે, બહુ દુઃખ વેદના રે, મુષક ને માંજાર કરડી રે ખાય;
ભાન આવે તો રે, માડી તારી રક્ષણ કરે રે, નહિ તો વેં વેં કરતો તરફડતો મરી જાય. ૧૧
એમ કરતાં રે, શીશુ અવસ્થા ગઈ રે, ત્યાં થઈ અવસ્થા સુંદર કુમાર;
કુમાર અવસ્થામાં રે, કાંઈ સમજ્યો નહિ રે, નહિ વિદ્યા અવિદ્યા અન્ય વિચાર. ૧૨
જોતાં જોતાં રે, જોબન જોદ્ધો થયો રે, અતિ ઘણું અવિદ્યા જોબનનું જોર;
હરે ફરે ને આરડે રે, જોબનના જોરમાં રે, અંતરમાં નહિ જ્ઞાન અંધ અંધકાર. ૧૩
જોબન અવસ્થા રે, જાતાં વાર લાગી નહિ રે, આવી અવસ્થા રે મૂર્ખા તરણ;
તરણ અવસ્થામાં રે, તેં કાંઈ લહ્યું નહિ રે, ન ગાયા શ્રી હરિના રે ગુણ. ૧૪
તરુણ અવસ્થામાં રે, તીર્થ વ્રત કીધાં નહિ રે, ન કીધાં જપ તપ સત્સંગ વિચાર;
આયુષ્ય સઘળું રે, એમ વહી ગયું રે, ભોગવતાં સંસારના વિષય વિકાર. ૧૫
તરણ અવસ્થામાં રે, તે ન વિચાર્યું રે, હવે કર સ્મરણ ને ગોવિંદના સુણું ગાન;
આવ્યા વૃદ્ધ અવસ્થા રે, તારી થાશે નહિ રે, હવે તું મૂકી દે મોહ મમતા અભિમાન. ૧૬

કાળા મટીને રે, તારા ધોળા કેશ થયા રે; અંતે નિશ્ચે મરવું છે નિદાન;
અતિ દુઃખ આગળ રે, મુઆ પછી છે ઘણું રે, ત્યારે નથી કાંઇ કરવા કેરું થાન. ૧૭
આયુષ્ય જાઇને રે, હવે તું વૃદ્ધ થયો રે, શરીર થયું સીથલ જેવી વાંકી કમાન;
થર થર ધ્રુજે રે, તોએ તૃષ્ણા ઘણી રે, તજ તૃષ્ણા રાખ્ય હૃદયામાં જ્ઞાન. ૧૮
અલ્પા વેદના વીતી રે, તોએ નથી જાણતો રે, કાં જાણી જોઇને થાઉં છું અજાણ;
સદ્ગુરુ શાસ્ત્રનો રે, સત્સંગ કરો રે, બુઢાપણમાં બેરા થાશે કાન. ૧૯
તેની ચિંતા રે, તારા ચિત્તમાં નથી રે, શું બેસી રહ્યો છું ગદ્ધો બંદીવાન;
આ ઉત્તમ અવસર રે, વહી જાય છે રે, તારું જાય આયુષ્ય ને થાય હાણ. ૨૦
ઉત્તમ કુળમાં રે, અવતાર ધારીયો રે, કરવો સત્સંગ શાસ્ત્ર પ્રમાણ;
દામોદરાશ્રમને રે, પૂર્વના પુન્ય થકી રે, લાધી સદ્ગુરુની સેવા સાન. ૨૧
સદ્ગુરુએ રે, મારી સાહે કરી રે, આપ્યું અભયપદ નિર્વાણ;
અજ્ઞાન રજની ટળી રે, પ્રેમ પ્રભાત થયું રે, ઉદય થયો અનુભવરૂપી ભાણ. ૨૨
જાગ્રત થયો રે, સ્વપન સમી ગયું રે, ઓળખી લીધાં કૈવલ્યનાં એંધાણ;
એ રે અનુભવથી રે, ઓળખીએ જીવનમુક્તને રે, સત્ય વચન વેદ શાસ્ત્ર પ્રમાણ. ૨૩
ઓલખીને તેનો રે, સતસંગ કરો રે, બ્રહ્મવેત્તાનાં વચન ભવસાગરનું નાવ;
એ નાવે બેસી રે, ભવસાગર ઉતરો રે, આવ્યો ઉત્તમ મનુષ્યા દેહનો દાવ. ૨૪
ઉત્તમ અવતાર રે, અરયા આ મનુષ્યનો રે, નહિ આવે રે તજને ભગ તું વારંવાર;
મનુષ્ય દેહ ધરીને રે, હરિનું સ્મરણ જીવન કરે રે, તેને ધરવા પડશે લક્ષ ચોરાસી અવતાર. ૨૫
વીશ લક્ષ અવતાર રે, લેવા વૃક્ષના રે, વિધ વિધ વનસ્પતિ ભાર અઢાર;
દશ લક્ષ અવતાર રે, પંખી સમસ્તના રે, કરવો વૃક્ષ વિશ્રામ, નહિ ઘર ને બાર. ૨૬
ત્રીશ લક્ષ અવતાર રે, પશુના લેવા પડે રે, દેહે ધરવાં ચાર પગ ને બે કાન;
ક્ષુધા તૃષા વેઠવી રે, ભય પામી ઘણું રે, ભટકવું નિત્યે રાનો રાન. ૨૭
નવ લક્ષ અવતાર રે, જલજંતુ તણા રે, જેમાં અવતરવું જળમાં, કરવો જળમાં વાસ;
એકાદશ અવતાર રે, ન્હાના કીટ તણા રે, ઉત્પત્તિ થાય ક્ષણમાં, ક્ષણમાં નાશ. ૨૮
પછી લક્ષ ચાર રે, અવતાર મનુષ્યના રે, ધરવાં તનુ ઉંચ નીચ અનુક્રમ;
પ્રારબ્ધ પ્રમાણે રે, સુખ દુઃખ ભોગવે રે, કરે અનેક ઉપાય મનોરથ શ્રમ. ૨૯
અંડજ ને જરાયુ રે, ઉદ્‌ભિજ સ્વેદજને રે, અવતાર ઇમ ભોગવવા ચોરાશી લક્ષ;
ઉત્પત્તિ થાતી રે, જીવની ચાર પ્રકારની રે, પશુ પખી માનવ ત્રિજો જળ જંતુ વૃક્ષ. ૩૦
ચોરાશી લક્ષ અવતારમાં રે, ઉત્તમ દેહ મનુષ્યનો રે, જેને વેદ શાસ્ત્રનો અધિકાર;
ઉત્તમ કુળમાં રે, તું અવતરી રે, મૂર્ખો ઘડી ન કીધો સત્સંગ શાસ્ત્ર વિચાર. ૩૧
એ વાતે નર પશુ રે, લક્ષ ચોરાશી ભોગવે રે, સહન કરે સંસારનાં દારુણ દુઃખ;
કરે કલ્પના રે, કલેશ મનમાં ઘણી રે, તોએ ના આવે રે હરી વિના કદી સુખ. ૩૨
દેહ દારુણ દુઃખ રે, કોઇને કહી નવ શકે રે, વેઠે તાઢ તડકો તૃષા ભૂખ;
ભય પામી ભડકી રે, ઉઠે નિદ્રા થકી રે, સ્વપ્નામાંહિ ન દેખે માંગ્યું સુખ. ૩૩

એમ અનંત કાળના રે, જીવ અથડાય છે જે, તોએ નથી સમજતા મૂરખ મનમાંહી;
તોએ નથી તજતા રે, વિષય વાસના રે, નથી કરતા સત્સંગ લવ લેશ કાંઈ. ૩૪
પ્રપંચ કરીને રે, નિત્યે પેટ ભરે જે, કરે વેપાર આહાર નિદ્રા મૈથુન;
વિષયાનંદ સુખ ભોગવે રે, પ્રભુ નામ છોડીને રે, તેનું નામ તે પામર જન ૩૫
સ્વાર્થમાં તે પોતે રે, સમજે ઘણું રે, પરમારથ નહિ જાણે લવલેશ,
ધન અર્થ કામને રે, ધાતા બહુ ખરે રે, મૂર્ખ ન સમજે મોક્ષનો ઉપદેશ. ૩૬
એ લક્ષણ જાણો રે, પામર જનતણાં રે, * * * *
શાં શાં દષ્ટાંત રે, કહું ઘણાં ઘણાં— * * * * * ૩૭
હવે કહું છું લક્ષણ રે, વિષયી જન તણાં રે, સંક્ષેપમાં સમજો ઘણું ઘણું;
પામર ન સમજે જે, વેદ શાસ્ત્ર પુરાણ કશું રે, માટે તેનું નામ તે કહ્યું છે પામર પશુ. ૩૮
વિષયી સમજે રે, વેદ શાસ્ત્રને વિપડા રે, નથી તેનો તેને લવરે વિશ્વાસ;
મનમાં અધિક રે, વિષય વાસના જે, તેને તે તો ભોગવવાની આશ. ૩૯
અવરને ઉપદેશે રે, પણ વિષય અધિક આચરે રે, પોતે પ્રપંચમાં બન્યો,રે ભરપૂર;
પરનિંદા પર દારા રે, ભોગવે ભાવે કરી રે, દુષ્ટ હૃદય કઠણ અતિ ને ક્રૂર. ૪૦
દયા દાન જપ તપ રે, તીર્થ સેવા નવ કરે રે, મનકામના માટે કરે સકામી કર્મ;
સ્વારથમાં સુરતી રે, સદા નિરંતર રહે રે, ઘડી એક ન સંભારે પરિશ્રમ. ૪૧
મનમાં ઇચ્છા રે, ધન ધામ કામની રે, મોક્ષ ઉપદેશ નહિ લગારે મન;
સંક્ષેપે કહું છું રે, શાણા સમજજો રે, એવાં લક્ષણ હોય તે વિષયી જન. ૪૨
હવે વર્તમાન કહું છું રે, મુમુક્ષુ નરતણું રે, તે શ્રવણે સાંભળતાં જાય અજ્ઞાન;
મુમુક્ષ અધિકારી રે, ત્રણ પ્રકારના રે, ઉત્તમ મધ્યમ અને કનિષ્ટ જાણ ૪૩
કનિષ્ટ મુમુક્ષુ રે, અધિકારી કર્મનો રે, કર્મ થકી માને તે નિજ કલ્યાણ,
તે રે ન સમજે રે, મર્મ મોક્ષ ધર્મનો રે, પછી હોય તેને ક્યાંથી કલ્યાણ. ૪૪
કર્મ નેહે કરે રે, કર્મ ન સાપડે જે, માને હું છું દેહ અધ્યામી જીવ,
કર્મજડ થઇને રે, નિષ્કર્મ કરે જે, ન જાણે કે મ્હારું સ્વરૂપ તો છે શિવ. ૪૫
દામોદરાશ્રમરે, કર્મનો ત્યાગીરે, લગની લાગી છે એક બ્રહ્મ;
અજ્ઞાનફંદામાંથીરે, છુટયો બાપડોરે. તે મન ઉતીરે મારે સઘળા ભ્રમ. ૪૬

શ્લોક.

કર્મ કરતાં રે, અંત કરણ નિર્મળ ત્યારે થાય,
તે કર્મ કરે ને મોક્ષ મર્મ સમજાય;
કર્મજડ કર્મના ફળ રૂપને ભજે,
જે જે કર્મ કરે તે બ્રહ્માર્પણ, નિષ્કામી થઈ તજે. ૪૭
એમ કરતાં ઉપાસનાની વાત લાગે સારી,
કરે ઈશ્વરની ઉપાસના, તેને કહીયે અધિકારી;
મધ્યમ અધિકારી ને ધ્યેય ધાતા ત્રિપુટી રે’ છે,
શાસ્ત્રમાં મધ્યમ મુમુક્ષુ તેને કહે છે. ૪૮

હવે ઉત્તમ અધિકારીનું રૂપ કહું છું,
ધ્યે ધ્યાતા ત્રિપુરા રહિત હું છું,
હું નથી ધ્યે ધ્યાતા ધ્યાન દષ્ટા દશ્ય દષ્ટિ,
હું નથી કાર્ય કારણ વ્યષ્ટિ સમષ્ટિ. ૪૯

રાગ ફેર.

હું તો નિશ્ચે છુ ચિદ ઘન આત્મા, એવુ અતરમા ઉદે થયુ અનુભવ જ્ઞાન,
હું તે છુ સાક્ષી તત્ત્વ ચોવીશનો, ધ્યેયમા ધ્યાતાપણુ સમ્મુધરે પોતાનુ ધ્યાન ૫૦

રાગ ફેર.

એવુ જ્ઞાન થાય તે નર ઉત્તમ અધિકારી,
* * *
હવે મુકતતણો મહિમા કહું છુ ચિત્તધરો,
સતજન સર્વેનો વિચાર જ કરો,
એ વિચારથકી દઢ જ્ઞાન અતરમા થશે,
ધ્યેય ધ્યાતા દ્વૈત સશય સત્સગે જશે. ૫૧
સદ્ગુરુ કૃપાએ મારો સશય ગયો,
અજ્ઞાન ભાગ્યુ કૈવલ્ય મોક્ષ થયો,
મુક્ત પુરુષ સદા રહે છે મન મગન,
સહજ સમાધી સતચિત્ત આનદ ઘન ૫૨
ત્યાં ત્રિપુટીનથી ત્રિગુણ નથી, ન દ્વૈતાદ્વૈત,
આપોઆપ છે એક આત્મા પુરુષોત્તમ તુર્યાતીત,
કૈવલ્યધામ છે ત્યા મુક્ત પુરુષનું મન મચ્યુ,
પુરુષોત્તમ ભેટી મનવાસના તત્ક્ષણમા ટલ્યું ૫૩

વળણ.

લીન થયુ મન વાસના, પુરુષોત્તમ પ્રત્યક્ષ મળ્યા,
કહેવુ ને રહેવુ કાંઈનથી, જેમ જળ તરગ જળમા ભળ્યા. ૫૪

રાગ ચાલુ

એ સિદ્ધાત કહું છુ વેદવેદાત ઉપનિષદ જોઈ,
સદા રહેવુ દેહાભિમાન હું પદ ખોઈ,
એ લક્ષણ છે જીવન મુક્તના રે ભાઈ,
કહે છે વેદ વેદાત ઉપનિષદ ગાઈ ૫૫

વલણ.

દારણ દુખ જન્મ મરણનું, તે સસગથી સહેજે ટળે,
અનુભવ ચક્ષુ ઉઘડે, લક્ષ લાગે આત્મ સ્વરૂપમાં, ત્યાથી ચળાવ્યો નવ ચળે. ૫૬

### રાગ ચાલુ.

જીવન મુક્તના હૃદયમાં છે અખંડ હરિ; અનુભવ રૂપે દિવ્ય દેહજ ધરી,
માટે હરિજન છે હરિરૂપ પ્રત્યક્ષ દેવ, સાક્ષાત અનુભવમૂર્તિ, અંતરમાં નહિ અહમેવ. ૫૭
એવા મુક્ત પુરુષનાં છે મધુરાં વચન, તે સાંભળતાં શીતળ થાય મન;
એવા મુક્ત પુરુષની મુજપર થઈ છે દયા, તેના સત્સંગથકી મારા સર્વે સંશય ગયા. ૫૮
સદ્‌ગુરુએ વચન સમસ્યાએ કહ્યું, તે શ્રવણ કરી હૃદયામાં ગ્રહ્યું,
હૃદય ભીતર જોયું મેં ધમી, પ્રેમ પુરુષોત્તમ રહ્યા રોમ રોમ વસી. ૫૯
છે અદ્વૈત અનાદિ પુરુષોત્તમ દેવ, તજો તનમાંથી દ્વૈતભાવ અહમેવ;
છે પુરુષોત્તમ પુરાણ ઉત્તમ પરબ્રહ્મ અદ્વૈત એક, છે મિથ્યા વર્ણાશ્રમ અભિમાનટેક. ૬૦
મુજને પુરુષોત્તમ મલીયા આવ્યો પાર, કર્યો દામોદરાશ્રમે આત્મ વિચાર;
આત્મ વિચારે અનુભવ ઉદે થયો, જન્મ મરણનો મારો સંશય ગયો. ૬૧



### સપ્તવાર.

### પદ રાગ ગરબી.

આદિત્યે આદ્ય પુરુષ રે, અનુભવીયા અંતરમાં;
શુદ્ધ વિચારે શોધતાં રે, વસ્તુ લાધી છે ઘરમાં.
સોમે સોહં શબ્દ જ રે, અનહદ અંતરમાં બોલે;
મારી સુરતા સદા રે'છે તેમાં રે, દિલથી અળગી ના ડોલે.
મંગળે મન સ્થીર થયુ રે, એક રસ રમુ એમાં;
સહજ સમાધી રે છે રે, જરા નથી સંશય તેમાં.
બુધે બુદ્ધિજન જો જો રે, સદા અંતર તપાસી,
રહ્યા રોમ રોમમાં વ્યાપી રે, અંતરમા તે અવિનાશી.
ગુરુ કૃપાએ સદ્‌ગુરુ મળીયા રે, અનુભવ આપ્યું છે જ્ઞાન,
સચ્ચિદાનંદ સુખ આવ્યુ રે, ગયુ ધ્યેય ધાતા ને ધ્યાન.
શુક્રે સિદ્ધાંત વસ્તુ રે, મળી સત્સંગ જ કરતાં;
ઉપનિષદ ને વેદાંતનો રે, અર્થ હૃદીયામાં ધરતાં.
શનૈ શનૈ માર્ગે ચાલવું રે, ધીરજતા ખુબ દિલ ધરીએ;
સદ્‌ગુરુ કૃપાએ સહે જે રે, આ દુઃખ ભવસાગર તરીએ.
છે સપ્તવાર સિદ્ધાંતી રે, ઉપનિષદ એવું કે' છે;
દામોદરાશ્રના અંતરમાં રે, અખંડ અનુભવ રે' છે.
દામોદરાશ્રમ દીસે નહિ જોતાં, છે કેવળ બ્રહ્મ અદ્વૈત જ રે;
જન્મ મરણથી ટળ્યો રે, નિજની પ્રતિત જ રે.

## સપ્ત ભૂમિકા.

પદ.

પ્રથમ ભૂમિકા વર્ણવું, શુભ ઇચ્છા. એવું નામે કરી;
નિત્યાનિત્યવિવેક પ્રકટે પુરૂષને, અંતરમાં ઓળખવા શ્રીહરિ. ૧
તે નર સુબુદ્ધિ રાખીને સત્સંગ કરે, મનના મેલ ત્યારે ટળે;
વૈરાગ્ય અંતરમાં અનુભવે, શાસ્ત્ર સમાગમ સદ્ગુરુ મળે. ૨
હવે બીજી ભૂમિકા કહું છું જાણજો, શુદ્ધ વિવેક વિચારણા;
સદ્ગુરુ મુખે શ્રવણ કરે, નિત્ય મનન નિદિધ્યાસન ધારણા. ૩
શ્રવણ મનન નિદિધ્યાસન નિત્યનું, રાખે વિશ્વાસ શાસ્ત્ર ગુરુતણો;
એમ દિવસે દિવસે અભ્યાસ કરતાં, અનુભવ વાધે અતિ ઘણો. ૪
હાવે ત્રીજી ભૂમિકા તે તનુ માનસા, અખંડ આત્મ સ્વરૂપનું ધ્યાન;
તદાકાર તદ્વત થઈ રેહ, નહિ લવલેશ દેહાભિમાન. ૫
સાકાર નિરાકાર એક છે, બીજો નથી કોઈ જોતાં અન્ય;
છે અદ્વૈત આત્મા એક રસ પૂરણ, અનુભવીયા વિચારો મન્ય. ૬
હાવે સત્યાપત્તિ ભૂમિકા તે ચતુર્થી, અતરમાં રે' અખંડ;
વસ્તું વિચારે સ્વપ્નવત્ સંસાર ભાસે, નિશ્ચે આત્મ સ્વરૂપ બ્રહ્મંડ. ૭
અદ્વૈત બ્રહ્મ હું છું એક પૂરણ, એવો અતરમાં દૃઢ અનુભવ થાય;
સચ્ચિદાનંદ સુખ રહે સહેજે સદા, તે નર બ્રહ્મવિદ્ કહેવાય. ૮
પંચમી ભૂમિકા અસંભક્તિ, એનો અર્થ અનુભવમાં આણજો;
તારતમ્યતાયે કહ્યું છે આણું, એક એકથી અધિક જાણજો. ૯
અખંડ લક્ષ આત્મ સ્વપ્નનો, સહેજ સમાધી રહે સદા;
સમાધી ઉતરે વૈચ્છાયે, બ્રહ્મવિદ્વર તેને કહીએ તદા. ૧૦
છઠ્ઠી ભૂમિકામાં શરીરની શુધ નહિ, પદાર્થ ભાવની નામે કહી,
તુર્યાતીત તત્ત્વદર્શી તેનું નામ બ્રહ્મવિદ્ વરી પાનક(?) સહી. ૧૧
પોતાની સમાધી પોતા થકી નવ ઉતરે, બીજા થકી ઉતરે ખરી;

# શિવ અનુભવ પ્રદીપિકા.

## પદ.

શિવનું સ્વરૂપ સનાતન વર્ણવું, માંહી છે નિરાલમ્બ નીજજ્ઞાન,
સદ્ગુરુ શંકરની કૃપા થકી, હું ધરું નિરંતર તેનું ધ્યાન.
શિવનું ધ્યાન નિરંતર, સ્મરણ સદા, ધ્યેતા એક રસ કરી,
વક્તા વ્યાપક છે શિવમય-ઉચ્ચાર કરવો, શિવ અંતરમાં ધ્યાન ધરી.
જ્ઞાતા જ્ઞાન જ્ઞેય શિવજી આપે હવા, છે ત્રિપુર રહીત ત્રિલોચન;
શિવમય છે આ જગત્ સર્વે, અનુભવીયા વિચારે મન.
શિવવિના નથી ઠામ ઠાલો, શિવ છે સચ્ચિદાનંદ સુખ રૂપ;
ત્રિગુણી માયાને આધાર શિવનો, શિવ છે અનંત બ્રહ્માંડના ભૂપ.
સ્વતંત્ર શિવજી વ્યાપી રહ્યા, જળ સ્થળ સ્થાવર જંગમ માંહીં,
માટે જીવ નથી છે શિવ સદા, શિવ વિના બીજો પદાર્થ ન કાંઈ.
શિવ-બ્રહ્મ વ્યાપક સર્વમાં, ત્રિલોક સ્વર્ગ મૃત્યુ પાતાળ;
દૃષ્ટિ પદાર્થ નીધી શિવ વિના, શિવ છે વિશ્વરૂપ કાળના કાળ.
વાચા રંભણુ છે આ વિશ્વ સઘળું, સનાતન શિવ અનુભવે લહ્યા,
વિશ્વહર્તા વિશ્વકર્તા છે એ, એક વિશ્વમાં વ્યાપી રહ્યા.
સામર્થ્ય શિવનું છે અતિ ઘણું, મહિમા મુખે કહ્યો નવ જાય;
અગમ અગોચર અતૂલ પરાક્રમ, જેને નિગમ નિરંતર ગાય.
બ્રહ્મા ઉમાપતિનું સ્મરણ કરે, અને વિષ્ણુ ધરે છે ધ્યાન;
સનકાદિક શિવ શિવ વાણી વદે, નારદ કરે શિવ ગુણ ગાન.
શુક વામદેવ સરખા મહાઋષિ, તે શિવ શિવ કરતા શિવરૂપ થયા;
ગંધર્વ દેવ ઋષિ દાનવ મનુષ્યના, હૃદયમાં શિવ વ્યાપિ રહ્યા
આત્મ સ્વરૂપે વસી રહ્યા શિવ, વિશ્વનાથ વિશ્વની માંહી;
શિવની સત્તાએ સત્ય ભાસે, પંચભૂત કોરા ન કાંઈ.
પંચભૂતના પુતળામાં વિરાજે, છે શિવ સચ્ચિદાનંદ પરબ્રહ્મ;
સાક્ષીવત્ રહે છે શરીરમાં, શિવને ન લાગે કાળ ને કર્મ.
કાર્ય કારણ શિવજી આપ કર્તા, કાર્ય કારણથી ન્યારા રહે;
ઉત્પત્તિ પ્રલયમાં આવે નહિ, ઉપનિષદમાં એમ જ કહે.
નામ રૂપ ગુણ રચના રચી, જેવો વિદ્યા સુત વિલાસ;
જગત વસ્તુ જોતાં નથી, છે અદ્વૈત બ્રહ્મ શિવ, શિવ અવિનાશ.
જેમ સુવર્ણનાં અનેક આભુષણ થયાં, તેમ વિશ્વ ઉત્પન્યું શિવથી,
બીજો પદાર્થ નથી શિવવિન, વેદ કે' ઉપનિષદમાં મથી.
સુવર્ણ રૂપે શિવજી સત્ય છે, તેમાં આભુષણ તે આરોપણ કર્યું;

તેમ વસ્તુ વિચારે આ વિશ્વ નથી,છે સનાતન શિવરૂપ સભર ભર્યું.
સચ્ચિદાનંદ સ્વરૂપ વિલસ્યું, જડ દુઃખ મિથ્યા અંતરમાંથી ગયું;
દામોદરાશ્રમ આનંદ ઉદે થયો, સિદ્ધાંત ઉપનિષદનું લહ્યું.
ઉપનિષદ અહરનિશ ગાય છે, શિવ સનાતન બ્રહ્મને;
અગમ અગોચર શિવરૂપ, તે ગોચર થયું દામોદરાશ્રમને.

## દ્વાદશ મહિના.

ચૈત્રમાસે ચિત્ત નિર્મળ થયું મ્હારું રે, શાસ્ત્ર સદ્‌ગુરુનું વચન લાગે સારું રે;
વિવેક વૈરાગ્યની વાત મુજને ભાવે રે, સદ્‌ગુરુ ઉપર સ્નેહ મુજને આવે રે.
વૈશાખે વૈરાગ્ય વ્યાપ્યો તનમાં રે, છે સ્વપ્નાવત્ સંસાર મુજ મનમાં રે;
સત પુરુષનો સંગ નિરંતર કરીએ રે, સન્માર્ગનો ઉપદેશ હૃદયમાં ધરીએ રે.
જેષ્ટમાસે યોગ બન્યો છે સારો રે, મહાપદાર્થ મનુષ્યા દેહ ઉતરવો આરો રે;
સમુદ્રરૂપી સંસાર તેથી ડરીયે રે, છે સદ્‌ગુરુ શબ્દનું નાવ, બેસી તરીયે રે.
આષાડે ઉતરો પાર, ભવસાગરમાંથી રે, ચાલો થઈએ અભેપદમાં નિવાસી રે,
અભય પદનો અનુભવ, જીવન્મુક્ત જાણે રે, નિગમ નિરતર ગાય, મહિમા વખાણે રે.
શ્રાવણ માસે સત્સંગ, મહાપદ લાધ્યું રે, તુર્યાતીત પરાપાર, ત્યાં ચિત્ત બાંધ્યું રે;
નિ:સંશય નિર્વિકાર નિરંતર રહું છું રે, આ છે પ્રત્યક્ષ બ્રહ્મ ઉપદેશ મુમુક્ષુને કહું છું રે.
ભાદરવે પરિબ્રહ્મ સઘળે ભાસે રે, છે આત્મ સ્વરૂપ એકરસ પ્રત્યક્ષ પાસે રે;
અનુભવ અમૃત રસ પીવાય તે પીજે રે, એક નારાયણનું નામ નિરંતર લીજે રે.
આવ્યો અશ્વન માસ શોભા સારી રે, ઈશ્વરની માયાએ લીલા વિસ્તારી રે;
શરદઋતુનો ચંદ્ર નિર્મળ રહે છે રે, ઘેરે ઘેર આનંદ થાય, કીર્તન કરે છે રે.
કાર્તિકે કરીયે કૃષ્ણ કીર્તન ભજીયે રે, રાખીએ દૃઢ વિશ્વાસ હુંપદ તજીયે રે.
આઠે પહોર આનંદ નિત્યે રહીયે રે, હરિ ભજતાં હરિરૂપ નિશ્ચે થઈયે રે.
માગશરે સ્થીર થઈ મન સંશય ભાગ્યો રે, અખંડ સચ્ચિદાનંદ રૂપ લક્ષ મુજ લાગ્યો રે;
અનુભવનો લક્ષ અનુભવીયા જાણે રે, એનાં ઉત્તમ હોય આચરણ શાસ્ત્ર પ્રમાણે રે.
પોષે પુરુષોત્તમરાયે દર્શન આપ્યું રે, મારું જન્મ મરણ મહાદુઃખ દારિદ્ર કાપ્યું રે;
પ્રકટ થયો છે પ્રેમ અનુભવ વાણી રે, છે જીવનમુક્તનાં ચિહ્ન ઓળખવા અધરણી રે.
માહે કારણ છે મર્મ કોઈ એક જાણે રે, તેને ઉદે થાય અનુભવ જ્ઞાન 'તત્'ને ટાણે રે;
તે નરને ત્રિવિધિ તાપ તનમાં નાય જ રે, અનુભવીયા આનંદરૂપ, સદા હોય જ રે.
ફાલ્ગુણ માસે મન પ્રફુલ્લ સુખ શાતા રે, અખંડ રે' છે અદ્વૈત નથી ધ્યેય ધાતા રે;
સહેજ સમાધીનું સુખ અંતર આવ્યું રે, માટે ઉપન્યું અદ્વૈતજ્ઞાન, દ્વૈત સમાવ્યું રે.
આ છે અધ્યાત્મ દ્વાદશ માસ, જે કોઈ ગાશે રે, તેને આત્મજ્ઞાન અનુભવ, નિશ્ચય થાશે રે;
ઉત્તમ અધિક માસ, શાસ્ત્ર કહે છે રે, પુરુષોત્તમ રહ્યુંમ ર હૃદયમાં રહે છે રે.

અધિક માસે અખંડ ધ્યાન જ ધરવું રે, પુરુષોત્તમનું પૂજન નિરંતર કરવું રે;
પ્રેમેશું પૂજન નિત્ય કરે છે રે, દામોદરાશ્રમ અખંડ ધ્યાન ધરે છે રે.



## પંદર તિથિઓ.

પડવે પ્રકટ થયો છે પ્રેમ કે, આનદ ઉલટ્યો રે લોલ;
અનુભવિયું આત્મ જ્ઞાનકે, દ્વૈત ભાવ મટી ગયો રે લોલ.
અવિનાશી આત્મ સ્વરૂપકે, ઉપનિષદ કહે રે લોલ;
મારા અતરમાં અખડ કે, લક્ષ તેમાં રહે રે લોલ.
જોતાં બીજે બીજો નથીકોઈ કે, એક અવિનાશી રહ્યો રે લોલ;
અનત બ્રહ્માંડનો આધાર કે, સદા સુખધામી કહ્યો રે લોલ.
સુખે સચ્ચિદાનંદમાં વાસ કે, અખંડ અનુભવ તણો રે લોલ;
કર્મ કાળનો ભય કે, તેને નથી ભણ્યો રે લોલ.
ત્રીજે ત્રિગુણ રહિત તદાકાર કે, તત્ત્વ વિચારીયુ રે લોલ;
છે તત્વાતીત કૈવલ્યધામ કે, ચિત્ત મ્હારુ લીન થયું રે લોલ.
* * * * *

રહે છે અતિ ઘણો આનન્દ કે, સુખ નવ જાયે કહ્યું રે લોલ.
ચોથે ચેતો ચિત્તની માંહ કે, અવસર આવીયો રે લોલ;
કરવો સત્ પુરુષનો સંગ કે, આત્મ વિચારીયો રે લોલ.
આત્મ વિચાર કરતાં કર્ણ કે, નિર્મળ થાય સહી રે લોલ;
તનમાંથી ત્રિવિધિ તાપ કે, નિશ્ચય નાશે કહી રે લોલ.
પંચમીયે પચભૂતથી થયું કે, આ તન જાણજો રે લોલ;
તેમાં ચોવીસ તત્ત્વનો ભાગ કે, અધિષ્ઠાતા મન આણજો રે લોલ.
મન બુદ્ધિ ચિત્ત અહકાર કે, સૂક્ષ્મ તહીં રહ્યુ રે લોલ;
શબ્દ સ્પર્શ રૂપ ને ગંધ કે, વાસના ઉપજાવે કહ્યુ રે લોલ
દશ ઇંદ્રિયો ને દશ દેવ કે, વાસના સગે રહ્યાં રે લોલ;
પચ પ્રાણ ને પચ કોશ કે, તેથી આત્મ અસંગ કહ્યો રે લોલ.
છે ષષ્ઠીએ સાક્ષીરૂપ કે, તૂર્યાતીત જાણજો રે લોલ;
અવસ્થા ચારથી અળગો તેહ કે, કેવળ અદ્વૈત આણજો રે લોલ
સત્સગે આત્મ સ્વરૂપ ઓળખાય કે, નિશ્ચે જાણજો રે લોલ;
તે દેહે પ્રત્યક્ષ પ્રમાણ કે, સાયુજ્યપદ માણજો રે લોલ.
સપ્તમીએ સનાતન કે, કહે ઉપનિષદ એવું રે લોલ;
સાક્ષાત્ ભાસ્યું બ્રહ્મ સ્વરૂપ કે, તનકું તદ્વત તેવું રે લોલ.
છે સચ્ચિદાનન્દ અદ્વૈત કે, સઘળે પૂરણ રહ્યુ રે લોલ;

આકાશવત્ અખંડાનંદ કે, અનુભવ સ્ફુર્યું રે. લોલ.
અષ્ટમીયે અદ્વૈતરૂપ કે, કેવળ બ્રહ્મ જાણીયે રે લોલ;
તે અનુભવે ઓળખાય કે, મર્મ મા આણીયે રે લોલ.
માંહે બીજો છે એક મર્મ કે, સમજવા સારખો રે લોલ;
આત્મા છે ચિદ્દ્ઘન સાક્ષીરૂપ કે, અનુભવે નિરખો રે લોલ.
નવમીએ નવો જૂનો નથાય કે, પૂરાતન પોતે રહ્યો રે લોલ;
આદ્ય પુરુષ અખંડાનંદ કે, સિદ્ધાંત જાણી લહ્યો રે લોલ.
ઉપનિષદ્ અહોનિશ ગાય કે, પુરાતન પોતે રહ્યો રે લોલ;
છે અદ્વૈત બ્રહ્મ એક કે, જેમ જલના પાત્રને કહ્યો રે લોલ.
દશમીએ છે નિર્દોષ કે, અખંડાનંદ કહ્યું રે લોલ;
બિંબ પ્રતિબિંબ દૃષ્ટાંત કે, જો જે ચદે રહ્યું રે લોલ.
દીશે ચંદ્ર એક ને અનેક કે, ભ્રાંતે ચિત્ત ચઢ્યું રે લોલ,
બિંબ પ્રતિબિંબથી અળગો ચંદ્ર કે, માયા ગુણ દોષે લહ્યુ રે લોલ.
એકાદશીએ અખંડ સુરતી લાગી કે, જીવ ચૈતન્ય એક થયું રે લોલ;
ભાસ્યું બ્રહ્મરૂપ ચિદ્દ્ઘન કે, ભ્રાંતિ ભાગી ગઈ રે લોલ.
ભાસ્યું બ્રહ્મરૂપ ચિદ્દ્ઘન કે, સાક્ષી રૂપ થયું રે લોલ;
જ્યાં જોઈએ ત્યાં ભરપૂર કે, આત્મા અનુભવ્યું રે લોલ.
દ્વાદશીએ આત્મ સ્વરૂપ કે, દર્શન આપીયું રે લોલ;
મારું જન્મ મરણ મહાદુઃખ કે, દારિદ્ર કાપીયું રે લોલ.
થયું સચ્ચિદાનંદ સુખ કે, પુણ્ય પ્રકટીયું રે લોલ;
અંતરમાં વ્યાપ્યો વૈરાગ્ય કે, તે મેં અનુભવ્યું રે લોલ.
ત્રયોદશીએ તે શૂન્યમાંહી કે, નિરતર લક્ષ લાગીયો રે લોલ;
અનુભવીયા નિર્ગુણ બ્રહ્મ કે, સંશય ભાગીયો રે લોલ.
નિશ્ચે થયો તે નિર્ધાર કે, સાચું હું કહું રે લોલ;
જેણે નથી જાણ્યા નિર્ગુણ બ્રહ્મ કે, તે કાચું સહુ રે લોલ.
ચતુર્દશીએ ચૈતન્ય વિણ કે, ઠામ ઠાલો નથી રે લોલ;
વ્યાપી રહ્યા છે વિશ્વમાંહી કે, આત્મારામ કથી રે લોલ.
આત્મા છે અનુભવઘન કે, જીવનમુક્ત જાણતા રે લોલ,
તેની શાસ્ત્ર પુરે છે સાખ કે, વેદ વખાણતા રે લોલ.
પૂર્ણીમાએ પૂર્ણ બ્રહ્મનો કે, મહિમા છે ઘણો રે લોલ;
વાણીએ વર્ણવે વેદ વેદાંત કે, મહીમા તે તણો રે લોલ.
છે ગુણાતીત ગોવિંદ કે, ગુણ ભંડારના રે લોલ;
તેમાં સગુણ ધરે છે રૂપ કે, કરવા કાજના રે લોલ.
જ્યાં નથી પો'ચતું વાણી મન કે, (ત્યાંથી) મન વાણી આવતી રે લોલ;

### પદ ૬ ઠું–રાગ ધોળ.

સત્સંગ વિના કરે જાગ જગનાદિક ગૌદાન રે,
સત્સંગ વિના કરે પૃથ્વી પ્રદક્ષિણા તીર્થ સ્નાન રે;
સત્સંગ વિના કરે યોગ અષ્ટાંગ સમાધિ ધ્યાન રે,
તેથી આતમ સ્વરૂપ ન ઓળખે રે. સત્સંગ.
સત્સંગ વિના વેદ શાસ્ત્ર પુરાણુ અઢાર રે,
સત્સંગ વિના કરે જાપ નિરાહાર રે;
સત્સંગ વિના તજે રાજ પાટ નિરધાર રે,
તેથી અહંતા વાધે અતિ ઘણી રે. સત્સંગ.
સત્સંગવિના શાસ્ત્ર શ્રવણુ કરે ને કરાવે રે,
શ્રોતા સમજાવી નિયમ ધરાવે રે;
સામ સામો સવાદ કરી, સામાને હરાવે રે,
તોયે તે મોક્ષનો મર્મ સમજે નહિ રે. સત્સંગ.
નથી જાણુતા મૂર્ખ મોક્ષનો મર્મ રે,
કરે છે ધર્મ અર્થ માટે શ્રમ રે;
નથી કરતા પરમારથ નિષ્કામી કર્મ રે,
તેનાં સર્વે સુખ સાધન સત્સંગ વિના રે. સત્સંગ
છે સર્વથી સાધન મોટું સત્સંગ ભાઈ રે,
કહે છે વેદ ઉપનિષદ ગાઈ રે;
દામોદરાશ્રમ થયો સત્સંગ, આનંદ વધાઈ રે,
સદ્ગુરુ શંકરની કૃપા થકી રે. સત્સંગ.

### પદ ૭ મું–રાગ કાલેરો.

મોટાપણું તું મૂકી દે જે, તું છોરો થાને ભાઈ રે;
મોટાપણુમાં મહાદુઃખ છે, છે છોટાપણુ સુખ દાઈ રે. મોટા.
વિદ્યાનો વૈભવ તેનું અભિમાન, વળી દ્રવ્ય સ્ત્રી સુત દારા રે;
પ્રતિગ્રહ કરી તેનું પેટ ભરું છું, સારે સહુકો કે' છે સારા રે. મોટા.
વળી રાજ્યાસન માન પંડિતાઈને પૂજ્છતા, તેનો ગર્વ આવેછે અંતરમાં રે;
નઠારાં દાન નર્કનાં સગી, તે તું લે છે જમણા કરમાં રે. મોટા.
અલ્યા ભણેલો જાણીને ભજે છે સઉકો, તેમ તેમ તુજને આવે છે અભિમાન રે;
તું પ્રતિગ્રહ કરી અંતરમાં પ્રસંન થાયછે, તારી ગઈ છે શુદ્ધ શુદ્ધ સાન રે. મોટા.
તારે મોટો ભે છે મૃત્યુનો માથે, તેથી તું તન મનમાં નથી ડરતો રે;
મોટો જાણીને સવિતા સુત નહિ છોડે, કરશે લક્ષ ચોરાશી અવતાર ધરતો રે. મોટા.
અલ્યા તું મેલ પડતી પંડિતાઈ તારી, તું જોને વેદાંત વિચારી રે;
દામોદરાશ્રમ એ છે સિદ્ધાંત સૂક્ષ્મ વેદનું, લે રદીયામાં ધારી રે. મોટા.

## પદ ૮ મું–રાગ કાલેરો.

લક્ષ ચોરાસી અવતાર મધ્યે, મોટો દેહ મનુષ્યનો કા'વે રે;
તેમાં મોટો દેહ વિપ્રનો, તે વારમવાર નહિ આવે રે. લક્ષ ચોરાસી.
તું કર આત્મ વિચાર મુકી દે મમતા, આ અવસર આવ્યો છે સારો રે;
તું ભણેલો થઈને કાં ભૂલો પડું છુ, ભાઈ અખંડ આત્મ સ્વરૂપ વિચારો રે. લક્ષ ચોરાસી.
ઉપનિષદનો વિચાર કરતાં, અંતરમાં ઉદે થઈ અનુભવ વાણી રે;
ધ્યાતાપણું જઈ ધ્યેયમાં મળીયું, જેમ લવણ પુતળી થાય પાણી રે. લક્ષ ચોરાસી.
એવો અદ્વૈત લક્ષ આવ્યો અંતરમાં, ચૈતન્યમાં ચિત્ત પ્રોયું રે;
દામોદરાશ્રમ દીસે નહિ જોતાં, લાધ્યું (આત્મ) સ્વરૂપ આપોપુ ખોયું રે. લક્ષ ચોરાસી.

## પદ ૯ મું–રાગ કાલેરો.

આ સમસ્યા છે સૂક્ષ્મ વેદની, સદ્‌ગુરુએ મુજને આપી રે;
ત્રિગુણાતીત કીધો તતક્ષણમાં, સંચિત ક્રિયમાણ કાપી રે. આ સમસ્યા.
રહી પ્રારબ્ધની પીડા શરીર સમ્બન્ધી, તેથી ઉપજે છે આધી વ્યાધિ રે;
તેનો ઉદ્વેગ નથી આવતો અંતરમાં, અખંડ રે' છે સહેજ સમાધી રે. આ સમસ્યા.
આ અનુભવ છે અપૂર્વ ભારી, અનુભવ જાણે છે વીરલા યોગી રે;
જાણે તે નર જીવનમુક્ત કહાવે, કાં ભોગી કે જોગી રે. આ સમસ્યા.
જોગી ભોગી નથી જીવની જાત જોતાં, જેમ છે તેમ સમજીને રહેવું રે;
દામોદરાશ્રમ દીસે નહિ જોતાં, એવું સમજીને મૂન્ય ગ્રહેવું રે. આ સમસ્યા.

## પદ ૧૦ મું–રાગ કાલેરો.

વાણીનું મુન્ય તે મુન્ય ન કહાવે, મુન્ય સદા સ્વસ્વરૂપ માં લીન રહેવું રે;
વર્જીત કરવું વૃથા ભાષણને, સત્ય સિદ્ધાંત વચન જ્યારથ કહેવુ રે. વાણીનું.
અનુભવીયાંનું એ છે મુન્ય, તેના સાક્ષી છે ચારે વેદજ રે;
એવા મુનિ નારદ સનકાદિક, તેનો વ્યાસ મુનિ જાણે ભેદજ રે. વાણીનું.
વૈખરી વાણી ત્યાં ના પોંહચે, ત્યાં સદા સુરતી લીન રેછે રે;
ચારે વેદ ષડશાસ્ત્રમાં, તેનું નામ મુન્ય કહે છે રે. વાણીનું.
ઉત્તમ અધિકારીને ઉપદેશ કરવો, આત્મવિદ્યા વિસ્તારી રે;
દામોદરાશ્રમ દેહાતીત રહેવું, પરાપાર વિચારી રે. વાણીનું.

## પદ ૧૧ મું–રાગ કાલેરો.

જન્મ મરણ કાળકર્મનો, પરાપાર ભય નથી ભાઈ રે;
અભય આનંદ લોકમાં નિવાસ કીધો, અનહદ નોબત બજાઈ રે. જન્મ મરણ.
કૈવલ્ય ધામ તેનું નામ છે, ત્યાંથી થાય છે અનુભવ વાણી રે;
તે વાણી નવ પો'ચે, છે અટપટો ખેલ જુક્તિ જાણી રે. જન્મ મરણ.

આ ધ્યેય ધાતા તો ઓરું રહ્યુ, એથી આઘો છે અનુભવ દેશજ રે;
સદ્દગુરૂ શંકરની કૃપા થકી, કીધો ત્યાં પ્રવેશ જ રે. જન્મ મરણ.
સદ્દગુરુ કૃપાએ આત્મ સ્વરૂપ લાધ્યું, પરાપાર તુર્યાતીત જ રે;

* * * *

### પદ ૧૨ મું-રાગ રામગ્રી.

પૂર્વ જન્મનું રે પુન્ય ઉદે થયું, મલીયા સદ્દગુરુ નાથ સંગ;
શ્રવણ મનન નિદિધ્યાસન થઈ, થઈ વાસના અસંગ. પૂર્વ.
સમાધી સાધન શમી ગયાં, ભાસ્યા સઘળે રે બ્રહ્મ;
ત્રિવિધિ તાપ સંતાપ લાગે નહિ, દગ્ધ થયાં ત્રિવિધિ કર્મ. પૂર્વ.
અનુભવ લક્ષ અનુભવીયા લહે, સદા રહે છે રે મગ્ન;
તે દેહે વિદેહી જાણવો, પરાપાર સુરતી રગ્ન. પૂર્વ.
એવા જગતમાં જીવન મુક્ત જોગીવા, તેનો ધન્ય ધન્ય અવતાર;
દામોદરાશ્રમને ગુરુ કૃપા થઈ, આપી કૈવલ્ય પદ્દી સાર. પૂર્વ.

### પદ ૧૩ મું-રાગ પ્રભાતિ.

મોહ નિદ્રા મગ્ન થઈને સુતા છો પ્રાણી રે,
અંધ થયા સ્ત્રીને સગે, અવિદ્યાએ આંખ છેરાંધી રે.
તારે દારણ દુઃખ મૃત્યુંનું માથે, તે તું ભૂલી ગયો છું ભાઈ રે;
તારુ જોબન જાશે જરા આવશે, મૃત્યું લેશે સાહી રે. મોહ.
માટે તજ વિષયાનંદ. સુખ, તેમાં દુઃખ ઘણું છે રે;
તું જોને અંતરમાં વિચારી રે, ચોરાસી ફરતાં શી ગતિ થાશે તારીરે. મોહ.
અંડ જરાયુ ઉદ્દભિજ સ્વેદજ, તેમાં અવતરવું ને મરવું રે;
મહા દુઃખ છે તેને સુખ માનીને, ફોકટ સંસારમાં ફરવું રે. મોહ.
સંસાર તજીને સત્સગ કરવો, સન્માર્ગ અનુસરીયે રે;
દામોદરશ્રમ સદગરુ કપાયે. સખે ભવસાગર તરીયે રે. મોહ.

વિશ્વ તેજસ તે પ્રાજ્ઞ તે તું નથી, કાર્ય કારણ વિચારી જોતાં;
હું હું કરું છું નિશ્ચે તું તું નથી, હું પદ તજે તું હરિ રૂપછું પરાપાર ચિત પ્રોતાં.
તું છું ચિદઘન આત્મા સાક્ષી સર્વ તત્વનો, તું જોની અનુભવી અંતરમાં સ્વરૂપ તારું;
દામોદરાશ્રમે અભેપદ અનુભવ્યું, તુર્યાતીત કૈવલ્ય ધામ ન્યારું

## પદ ૧૫ મું–રાગ કાફી.

હે અજ્ઞાની અંધ, એક ઘડી ગોવિંદના ગુણ ના ગાયો;
વનીતા વિષયાનંદ કરી, નિરંતર તું દુષ્ટ કામે ધાયો. ટેક.

ધન દારા સુત સહોદર નથી તારું, મોહ પામી કહ્યું મારું મારું;
અલ્પ સુખ માટે પ્રભુ કાં વિસારું; રે અજ્ઞાની૦
મારું મારું કરતાં તું મરી જઈશ, કુટુંબનો ભાર ફોકટ વહીશ;
તારી સત્સંગ વિના સુધ બુધ ગઈશ; રે અજ્ઞાની૦
સુધ ગઈ ને સુકૃત નવ કીધું, નિમીષ માત્ર હરિનું નામ નવ લીધું;
જનની ભારે મારી કાંઈ ન સીખ્યું; રે અજ્ઞાની૦
તને ઘણું ઘણું શું કહું વળી રે વળી, ગયુ જોબન જરા ને આવી પલી;
તૃષ્ણા વિષયોમાંથી નારે તારી મતિય ટળી; રે અજ્ઞાની૦
તૃષ્ણા અધર્મ તજઓ અભાગી, મુકી મોહ નિદ્રા જોને જાગી;
કર સતસંગ તૃષ્ણાને ત્યાગી; રે અજ્ઞાની૦
લોભ તૃષ્ણા તજી સત્સંગ કરીએ, સનાતન ધર્મને અનુસરીએ;
દામોદરાશ્રમ કહે ભવસાગર તરીએ; રે અજ્ઞાની૦

## પદ ૧૬ મું.

કહું છું પોકારી, અનુભવ અભેપદ આવો તેને આપું;
અજ અમર કરી, જન્મ મરણના સંશય સર્વે કાપું. ટેક.

પ્રથમ સમદમાદિક સાધન કરવું, અખંડ આત્મ સ્વરૂપનું ધ્યાન ધરવું;
ઉદે થાય અનુભવ ટળે અવતરવું મરવું; કહું૦
તારું દુઃખ દારિદ્ર ત્રિ(વિનુ)ધિ નાઠો ટળે, બ્રહ્મ રોમે રોમે પરજલે;
અંતરથી વાસનાનું મૂળ ગળે; કહું૦
જીવ કહ્યું માનીશ તો, કાર્ય થશે તારૂ. નિજાનંદ સુખ નથી તુંજથી ન્યારૂ;
તું તજ જીવ ભાવ કે નિજાનંદ સુખ મારૂ; કહું૦
નિજાનંદ રૂપ નિશ્ચે રાખ અખંડ મનમાં, વિષય તૃષ્ણા નહિ વ્યાપે તનમાં;
તારું ચિત્ત મળી જાશે ચૈતન્યઘનમાં; કહું૦
અમો અનુભવ જ્ઞાન અમ્રત પીધુ છે, દુર્લભ મરજીવા થઈને લીધું છે;
ગુરુ કૃપાએ દામોદરાશ્રમનું કાર્ય સીધ્યું છે; કહું૦

### પદ ૧૭ મું–રાગ દેશી.

આત્મા છે આનંદઘન રસ રૂપ, તેનો નિશ્ચે કહું છું નિરધાર કરી;
છે અકળ સ્વરૂપ એવું, નથી નપુંસક ન નર નારી. ટેક.
આકાશ સરખો ન કહેવાય એને, શબ્દ ગુણ વાણી વળગ્યાં છે જેને,
અનીરવચનીય ઉપનિષદ કે' છે તેને; આત્મા૦
આત્માને શબ્દાતીત શાસ્ત્રમાં સિદ્ધાંત કહ્યો, જુઓ અંતરમાં રોમ રોમ વ્યાપી રહ્યો;
અદ્વૈતાનંદ ઇશ્વર મટી જીવ થયો; આત્મા૦
આત્મા સ્વરૂપ પચભૂતમાં રહ્યું છે વ્યાપી, રે' છે ગુણાતીત ત્રિગુણી માયાને સત્તા આપી;
તે માયાએ પીંડ બ્રહ્માંડ રચના થાપી; આત્મા૦
જુઓ અનુભવીયા અંતરમાં વિચારી, આત્મ સ્વરૂપમાં પિંડ બ્રહ્માંડ રચના સારી;
તે છે નિર્લેપ ને નિર્વિકારી; આત્મા૦
આત્મ સ્વરૂપ અખંડાનંદ ઉપનિષદમાં કહ્યું, તેનું દામોદરાશ્રમને દર્શન થયું;
ગુરુ કૃપાએ ઉપનિષદનું સિદ્ધાંત લહ્યું; આત્મા૦

### પદ ૧૮ મું.

જુઓ રુદીયા કમળ મધ્યે, આત્મારામ રહ્યા કલ્લોલ કરી;
અનુભવ ધન સ્વરૂપ છે એવું, સાક્ષાત્ જુઓ અંતરમાં ધ્યાન ધરી. ટેક.
આત્માને નથી રૂપ રંગ ગુણ ચરીત્ર નામ, નથી નિલો પીળો રક્ત ઉજ્વળ શામ;
છે અનુભવરૂપ કૈવલ્ય ધામ; રુદીયા.
મુજપર સદ્દગુરુની થઈ છે દયા, આત્માસાક્ષીરૂપે તુર્યાતીત લહ્યા;
આત્મસ્વરૂપ અનુભવતાં ત્રિવિધિ તાપ ગયા; રુદીયા.
આત્મ સ્વરૂપ જાણે તે જીવ ભાવ તજે પ્રાણી, તે નરને ઉદે થાય અનુભવ વાણી;
એવું કે' છે વેદ શાસ્ત્રમાં વખાણી; રુદીયા.
આત્મારામ ગગન ગુફામાં વિરાજે, ત્યાં અનહદ નાદ નિરંતર ગાજે;
ત્યાં તાલ મૃદંગ ભેરી વાજાં વાજે; રુદીયા.
અખંડ સંભળાય છે અંતરમાં અનહદ નાદ, તેનો અનુભવીયા પુરુષ જાણે છે સ્વાદ;
તે નર ન લોપે શાસ્ત્રની મરજાદ; રુદીયા.
તે નરના ઉત્તમ આચરણ વેદ ધર્મ શાસ્ત્રવિધ તેની સેવા કરે નવ નિધ અષ્ટમાસિદ્ધ;
એવા અનુભવીયા ગુરુ હમને મળીયા, કૃપા કીધ; રુદીયા.
અદ્વૈતાનંદ રવિ ઉદેથયો અંતરમાં જોયું જાગી, અનુભવ પ્રકાશ અનહદ નોબત વાગી;
દામોદરાશ્રમ બ્રહ્માનંદ ભાસ્યું, ભેદાભેદ ભ્રાન્તિ ભાગી; રુદીયા.

### પદ ૧૯ મું–રાગ દેશી.

દેહ દેવળ મધ્યે, આત્મા દેવ વિરાજે તેનું તમે દર્શન કરો;
પ્રેમસુ પૂજન કરી, એ છે આદ્ય પુરુષનું ધ્યાન ધરો. ટેક.

હરિહર બ્રહ્મા ધ્યાન ધરે છે એનું, ઈશ્વરી માયામાં ચૈતન્ય છે જેનું;
ત્રિલોકમાં તત્ત્વ વ્યાપી રહ્યું એનું; દેહ.
આત્મા છે અદ્વૈતાનંદથી ધ્યેય ધાતા, કહું છું વેદશાસ્ત્રમાં વિખ્યાતા;
છે સ્થીર પૂરણ નથી આવતા ને જાતા; દેહ.
આત્માને અવસ્થા રહિત ઉપનિષદ ગાવે, છે સાક્ષી સ્વરૂપ તૂર્યાતીત કા'વે,
આત્મા દિવ્ય ચક્ષુએ નિરખવામાં આવે; દેહ.
પિંડ બ્રહ્માંડમાં પરાક્રમ છે આત્માતણું, એને શું શું વર્ણન કરી કહું ઘણું રે ઘણું;
આત્મા વિના હાલે હામ નથી એકે અણું; દેહ."
આત્મા છે નિર્ગુણ તેનો લક્ષ છે નિગમને, તે પ્રમાણે અનુભવ થયો છે અમને;
આત્મા છે કૈવલ્ય સ્વરૂપ કહું છું તમને; દેહ.
અમો છિયે કૈવલ્યપદના નિવાસી, રહીયે છિયે આઠે પો'ર અનુભવ ઉદાસી;
આત્મ સ્વરૂપ જોયુ અખંડાનંદ અવિનાશી; દેહ.
આત્માને નથી જન્મ મરણ દુઃખ રોગ જરા, નથી દેહ, છે વિદેહ, રે' છે પરાપરથકી પરા;
દામોદરાશ્રમ દેખ્યા આત્મસ્વરૂપ, અનુભવ ભડાર ભર્યા; દેહ.

## પદ ૨૦ મું–રાગ દેશી.

'તન વાડીમાં છે મન વેલી, તેનાં સકલ્પ વિકલ્પ પુષ્પ થયાં,
તેમાં વાસના છે વિધ વિધની, તન. ટેક.
વાડીને પાળે છે મોહરૂપી મદોન્મત માલી, તેણે વિષયરૂપી જળ પાઈને મનવેલી પાળી;
વેલી વિસ્તાર થઈ બહુ માયા જંજાલી; તન.
અજ્ઞાનપત્ર છવાયાં છે બહુ ઘોર ગભીર, તેમાં ગુરુ ગમ વિના ગુચાઈ પડયા છે મોટા વીર;
શુદ્ધ વિચારે કરી વેલી અળગી રાખો મનમાં ધીર; તન.
છે મનોમય સકલ્પ સૃષ્ટી ચૌદ લોકની માયા, જુઓ વિચાર કરી કરી પડિત ડાહ્યા;
તજો અભિમાનયું ગ્રંથજાળમાં ગુંચાયા; તન
પડિતાઈનું અભિમાન કરો છો ઇશ્વિર ભૂલી, કર સ્મરણ ઈશ્વિરનું કાં તુંડી ફુલી,
હરિ સ્મરણ વિના જાઈશ ડુલી; તન.
મનવેલી માયા જાળ કરો અળગી, શું લોભ માયામાં રહ્યા છો વળગી;
તારી બુદ્ધિ રવિતાપે રહી સળગી; તન.
તુ તજ તૃષ્ણા શ્રવણ કર નિગમ વાણી, શીતલ થાશે બુદ્ધિ સમશે ત્રિવિધિ તાપણી;
સદ્‌ગુરુના સત્સગથકી પવિત્ર થાય પતીત પ્રાણી; તન.
શિક્ષા સદ્‌ગુરુ શાસ્ત્રની હૃદયે ધરીયે, શુદ્ધ વિચારે વાસના વેલી અળગાં કરીએ,
દામોદરાશ્રમ તત્‌ વચનને અનુસરીએ; તન.

### પદ ૨૧ મું–રાગ દેશી.

આનંદભુવનમાં અખંડ રહીયે નિવાસ કરી;
પિંડ બ્રહ્માણ્ડમાં પૂરણ દેખીયે અદ્વૈતાનંદ હરી. ટેક.

પૂરણ પુરષોત્તમ પિંડ બ્રહ્માંડમાં વ્યાપી રહ્યા, અકળ અવિનાશી લક્ષ્યાર્થે અનુભવથી લહ્યા;
મુને સત્સંગ કરતાં ગુરુની થઈ રે દયા; આનંદ.
સદ્ગુરુએ સહજ સાહે કરી મારી, ભવસાગરમાંથી લીધો ડુબતાં ઉગારી;
એ છે નિર્મળ મન નિરવિકારી; આનંદ.
નિરંતર લક્ષ નિજાનંદમાં રેહ છે, વિજ્ઞાનવાણી પરાપારનો ઉત્તર કેહ છે;
અંતરમાં પુરષોત્તમ દર્શન દે છે; આનંદ
પુરષોત્તમસું પ્રીત થઈ લીન મન વાણી, જેમ લવણ જળમાં ગળીને થાય પાણી;
તેમ હું રહ્યું છે આત્મ સ્વરૂપ જથાર્થ જાણી; આનંદ.
જથાર્થ ઉદ્દેશ થયો, બ્રહ્માગ્નિ વાસના બીજ બળીયુ, ઉલટયો અનુભવસાગર બ્રહ્મમાં રસ મળીયું;
મારું જન્મ મરણ જરા દુઃખ ટલીયુ; આનંદ.
એવું બ્રહ્માનંદ સુખ ભોગવે અનુભવીયા જોગી, એ સુખનો અનુભવ ના તે નિજોગી,
તે નર નિરંતર જરા મરણ જન્મ દુઃખના રોગી; આનન્દ.
બ્રહ્મવેત્તા પુરુષને સાક્ષાત બ્રહ્મરૂપ જાણો, કહું છુ જથારથ એ અનુભવમાં આણો;
દામોદરાશ્રમ સુખરૂપ સદા સાયુજ્યપદી માણો; આનદ.

### પદ ૨૨ મું.

સનાતન શિવનું ધ્યાન ધરતાં, અજ્ઞાન અંતરમાંથી ગયું;
તૂર્યાતીત પરાપાર પરબ્રહ્મ, કૈવલ્યપદનું જ્ઞાન થયું.
હું નહિ, તું નહિ, તે નહિ, ત્યાં તો સાક્ષાત્કાર છે શ્રીહરિ;
સાક્ષીરૂપે સર્વમાંહિ, જુઓ અનુભવ વિચાર કરી.
અનુભવ વિચાર એવો છે ભાઈ,મારું અખંડ અનુભવમાં મન મળ્યું,
આત્મ સ્વરૂપ એક રસ જોતાં, ધ્યે ધ્યાતા ત્રિપુટી દ્વૈત ટળ્યું.
દ્વૈત અદ્વૈતનો લક્ષ કરે તે, સાક્ષી શુદ્ધ અદ્વૈત ખરું;
સદ્ગુરુ કૃપાએ સ્વસ્વરૂપ લાધ્યુ, દ્વૈતનુ આવ્યું લઘરુ.
શુદ્ધ સ્વરૂપ લાધ્યું સંશય ભાગ્યો, મને અદ્વૈતાનંદ અનુભવ થયો;
ભાસ્યું બ્રહ્મ સનાતન સ્વરૂપ, બીજો નથી આવ્યો ને નથી ગયાં.
છે જ્ઞાન ઘન એક રસ પુરણ, ચરાચર ચૈતન્ય રૂપે જાણિયું;
છે સુત્રમણિ એક આત્મા, એ દૃષ્ટાંત ઉરમાં આણિયું.
પય મધ્યે જેમ સરપી રે' છે, જેમ સુગંધ પુષ્પમાંહે ભરી;
તેમ શરીર મધ્યે રે' છે આતમા, તમે જુઓ અનુભવ ચક્ષુ કરી.
આત્મા અનુભવનેત્રે આવે, ઓળખી લો પ્રમાણુ હરિ;

તેને દેહ અધ્યાસી નથી દેખતા, અજ્ઞાન ચર્મ ચક્ષુએ કરી.
અગમ અગોચર ઉપનિષદ કે' છે, સ્વરૂપ જોવા ગુરુને જવું;
શિવ રૂપ થઈને શિવ મૂર્તિનું, ધ્યાન અંતરમાં આણવું.
સ્વતંત્ર શિવજી વ્યાપી રહ્યા છે, નથી જીવ નિશ્ચે જાણજો;
દામોદરાશ્રમ અણુજીતું આરોપણ, અદ્વૈત શિવ અનુભવ આણજો.

## પદ ૨૩ મું.

મારે શિવ શિવ એવું સ્મરણ અંતરમાં, નિરંતર ધૂન લાગી રહી;
સદાશિવને ભાવે ભજતાં, જીવનો નિશ્ચય શિવ થાય સહી.
શિવરૂપ થાય શ્રી ગુરુ કૃપાએ, ગુરુ ને શિવ કાંઈ ભિન્ન નથી;
(માટે) ગુરુ શ્રીને શિવરૂપ જાણવા, એ સિદ્ધાંત હું કહું છું કથી.
સિદ્ધાંતનું સિદ્ધાંત જાણજો, શિવને સદ્‌ગુરુ એક સ્વરૂપ;
તેમ જીવ શિવ એક રૂપ છે, જેમ પય મધ્યે છે તૂપ.
તેની પ્રકારે તદ્‌વત્‌ તેવા, હરિજનના હૃદયે રહ્યા હરિ;
સત્સંગે શાસ્ત્રાર્થે સ્વરૂપ લાધ્યું, શુદ્ધ વિચાર અનુભવે કરી.
અષ્ટાંગ જોગ સાધન કર્યું નથી ધ્યાને સ્વસ્વરૂપ દર્શન;
નિરતર ધૂન ઉઠે નાદની, તે સાંભળીને રહું છુ પ્રસન્ન.
એક અપૂર્વ વસ્તુ અંતરમાં, સાક્ષાત્‌ જ્યોતિ પ્રણવ;
દિવ્ય ચક્ષુ હોય તે નર દેખી, એને વિજ્ઞાને થાયે વરણવ.
નાદનું સુખ અંતરમાં હતું, નિરતર સંભળાય નાદની ધૂની;
અનંત વસ્તુ દીઠી અંતરમાં, તેનો મર્મ સમજીને રહું છું મૂનિ.
મુનિ રહું છું મર્મ સમજીને, અખંડ અનુભવ આનદ ગાન;
દામોદરાશ્રમને લક્ષ લાગ્યો, સદ્‌ગુરુનું ધરતાં ધ્યાન.

## પદ ૨૪ મું.

લક્ષ લાગ્યો ને સંશય ભાગ્યો, સહજ સમાધીનું સુખ ઉપન્યું;
દિવ્ય ચક્ષુએ દર્શન થાય છે, અદ્વૈત આત્મ સ્વરૂપનું.
સુરતી લીન થઈ આત્મસ્વરૂપમાં, મનના સંકલ્પ ગયા સમી;
શ્રવણ મનન નિદિધ્યાસ કરતાં, પરાપાર સૂરતી ત્યાં રમી.
સદ્‌ગુરુ શાસ્ત્રનો સત્સંગ કરતાં, જ્ઞાન વસ્તુ અતરમાંથી જડી;
અનુભવ જ્ઞાન ઉદે થયું ત્યારે, અનહદ નોબત ગડગડી.
અનહદ નાદ શ્રવણ કરતાં, પ્રેમ અનુભવ આવ્યો અંગમાં;
લીન થયું મન ન વાસના, રહું છું અનુભવના રંગમાં.
આઠ પહોર દિવસ ને રજની, રહું છું પ્રસન્ન ચિત પ્રેમ મગનમાં;
સહેજ સમાધીમાં સ્વરૂપ લાધ્યું, જ્ઞાનઘન(ના) ગગનમાં.

ત્યાં લીન થયું ચિત્ત લક્ષ લાગ્યો, તુર્યાતિત કૈવલ્યધામમાં;
દામોદરાશ્રમનો નિવાસ નિરંતર, અનુભવઘન આત્મારામમાં.

## પદ ૨૫ મું.

આત્મા આનંદ ઉદે થયો, અને જાતિ જાણી જીવની;
પૂર્વ જન્મના પુન્ય થકી, કૃપા દૃષ્ટિ થઈ સદાશિવની.
શિવ અખંડાનંદ પૂરણ બ્રહ્મ છે, તેનો મહિમા અપરંઅપાર;
આ વિશ્વ રહ્યું છે શિવને આધારે, સદાશિવ નિર્ગુણ નિરાધાર.
શિવ છે નિરાધાર નિર્ગુણ ચૈતન્ય, પિંડ બ્રહ્માંડમાં વ્યાપી રહ્યા;
દૃષ્ટિ અગોચર ધ્યેય ધાતાથી અળગા, ઉપનિષદમાં એવા કહ્યા.
શ્રુતિ સ્મૃતિ શિવને ગાય છે, અનીર્વચનીય એવું કરી;
આત્મા સ્વરૂપે અંતરમાં રહ્યા, જુઓ અનુભવ નેત્ર ઉર ધરી.
અનુભવ વિચાર ઉદે થવાનો, દૃઢ વિશ્વાસ શાસ્ત્ર સદ્ગુરુ તણો;
નિત્યાનિત્ય વિચાર કરતાં, અનુભવ વાધે અતિ ઘણો.
એવું ઉત્તમ સાધન આદર કરીને, કીધાં સર્વે શુદ્ધ વિચારથી;
અશ્રુત આત્મ સ્વરૂપને ઓળખ્યું, આવે વિજ્ઞાન વાણી પરાપારથી.
પૂર્વનું પુન્ય ઉદય થયું, અને કૃપા દૃષ્ટિ થઈ શિવની;
દામોદરાશ્રમ શુદ્ધ વિચાર કરતાં, જાતિ જાણી આ જીવની.

---

# પ્રેમાનંદ ભટ્ટ.

# માર્કણ્ડેયપુરાણ.*

## કડવું ૧ લું.†

રાગ કેદારો.



શુદ્ધી—પૃષ્ઠ ૬૫ મેં ખાનદેશમાથી મળેલી ?
સાલ સ. ૧૮૯૮ થી ૧૯૦૩ ની લખી છે, પણ તે
સવત ૧૯૨૭ મા લખાયલી છે.

---

હરિકથામૃત પ્રેમે પ્રાશીને, લઇએ રુડો લાહવો.
પુગણી નહિ પણ પુરાણી કહેતા, લાખો લોકો આવે,
ખરું કરુ જન બોલ્યુ જાણે, હરિભક્તિ કરું ભાવે.
શિવપુરાણ સમર્થ કરે કવિ, વાયુ વશ દેહ તર્ણું;
અગાધ ગતિ એવી નવ મારી, ક્યાં પાહણો ક્યા પર્ણ. §

---

* આ પુરાણ વડોદરાના પ્રાચીન કાવ્યમાળાના ૧૬ માથી ૨૦ મા સુધીના અકમા છપાયુ મીઝ એક પ્રત સવત ૧૮૯૮ થી તે ૧૯૦૩ સુધીમા, સ્વામિ બોધલાકે બોધવાનન્ને હાથે નાયથી નવાપરા ખાનદેશથી મળી છે બન્ને પ્રતમા કહીં કહીં પાઠાતર છે નવાપરાની પ્રત મે મુખ્ય રાખી છે ને પ્રાચીન કાવ્યમાળાના પાઠાતર આપ્યા છે.

† પ્રાચીન કા મા ના અક ૧૬ માના પ્રારભમા આ શ્લોક આપ્યો છે—

अचतुर्वदनो ब्रह्माद्विबाहुरपरोहरि ॥ अभाललोचन शम्भुर्भगवान्बादरायणः॥ १ ॥

૨ પાઠાતર–મતિ. ‡ લાકડા § પાહણ

માર્કંડેય કયહાં ને ક્યાં હું જન મતિમંદ;
છિદ્રિત મતિ નૌકામાં બેસું, નહિ જાણું વૃત્ત(ને)છંદ. ૭
માર્કંડેયનિધિ કયમ કરી તરશું, તવ ગુરવર કેહ આમ;
વ્યાસ નારાયણ હૃદયે રાખો, થાશે પૂરણ કામ. ૮
ગુરુ કેહ ગર્વ ગુમાવી દેજો, તજી હુંપદનું નામ;
એમ કરશે તો પાર ઉતરશો, પ્રગટી નૂતન હામ. ૯
ગુરુ કેહ ગણનાયક છે લેખક, વ્યાસતણી કવિતાના;
કૃષ્ણદ્વૈપાયનપર કૃપાળ છે, ગુણગાતા સવિતાના. ૧૦
કહ્યું શુદ્ધિ બુદ્ધિ સાથે આવે, તવ મેં જાણ્યું મળશે;
ધારી ધ્યાને કીર્ત્તન આરંભું, અઘના ઓઘ જ બળશે. ૧૧
કેહ સરસ્વતી તો સાહે આવે, બાદરાયણ જ્યાં બોલે;
મતિ નિર્મળ તે મારી કરશે, તરુણી સ્વારથ તોલે. ૧૨
તેત્રીશ કોટી સહસ્ર ઇઠ્યાશી, આવે વ્યાસની પાસે;
શેષ મહેશ રમેશ સમેતે, આવે ગુણગણ આશે. ૧૩
ગિરિજાપતિ ને દાનવ માનવ, વ્યાસની પાસે ઊભા;
એહ કૃપાથી કારજ થાશે, તેથી મમ મન લુબ્ધા. ૧૪
પુરાણી કેહ છે પ્રાકૃત કરતાં, સર્વે તું પર રૂઠે;
સંસ્કૃતનું પ્રાકૃત કરી કેહતાં, પુરાણીને પ્રભુ તૂઠે. ૧૫
પંચવાયકા પુરાણી કેહતા, કદી ખોટી નવ થાશે;
પચસમાન પરમેશ્વરના ગુણ, ગાતાં મન મકલાશે. ૧૬
એવું તેવું મનમાં સમજી, હરિના ગુણ અમિ ગાશું;
આખડી પડતાં ઊઠી ઊઠી, વારે વારે ધાશું. ૧૭
ઇમ કરતાં જો મરણ ગર્તમાં, પડિયા તો સુખી થાશું;
વેસાક પોથીનાં પોથીમાં ધરી, પુરાણી પેઠ ન જાશું. ૧૮
વાદ વિવાદ વાહલો નહિ વિફલ, તેથી હારું સહુથી;
માર્કંડેય પુરાણ ભણું છું, હારી રેહવું બહુથી. ૧૯
નમું પુરાણી નમું વ્યાસજી, નમું વેદાંતી બાવા;
સર્વાચાર્યપ વિનતિ મારી, ઉર ધરી દ્યો ગુણગાવા. ૨૦
પાર્વતી પતિ પરમેશ્વર પૂરો, આશા હું ધરું મનમાં;
બ્રહ્મા સાવિત્રી સમ જાણો, તોલ વધારી મનમાં. ૨૧
રુક્મિણીરમણ રુક્મિણી સ્વામી, આશા પુરો પ્રેમે;
સર્વને સાષ્ટાંગ કરી હું, કથા કથું જેમ તેમે. ૨૨
મારે આધાર તું ત્રિકમનો, જ્યમ સમ પાર ઉતારો;
કોવિદજન કવિતા નથી કરતો, હરિગુણગણ લવારો. ૨૩

૮ પા. ઈપ્સિત. ૧૦ પા. ગુણગાવા. ૨૩ પા. મારો ધારો તારો ત્રિકમ.

વલણ.

છે હરિગુણગણ લવારો મારો, સારો અર્થ સમારો રે;
માર્કંડેયપુરાણ નિધિથી, તારો પાર ઉતારો રે. ૨૪

## કડવું ૨ જું.

### રાગ ધનાશ્રી.

સર્વવ્યાપી જે સર્વેશ્વર જી, સર્વ નરોત્તમ જે શ્રીનર જી;
સર્વ દેવીમાં શ્રીસરસ્વતી જી, સર્વ મુનિમાં વ્યાસ મહામતિ જી

ઢાળ

મહામતિ શ્રીવેદવ્યાસને, નમસ્કાર કરી ભાવે;
કલ્યાણ થાવા સર્વનું, રચું ગ્રંથ નિધિ કાહવે.
મહામુનિ મહા તેજસ્વી, વ્યાસ શિષ્ય જૈમિનિ નામ;
સમ્યક્ તપસ્વી વેદાધ્યયની, મુનિ માર્કંડેય મહાકામ.
તેને આશ્રમ જઈને મળિયા, વામ્યા* પથનું દુઃખ;
ત્યાર પછે તે પૂછવા લાગ્યા, મુનિ ઉપજાવો સુખ.
વ્યાસ મુનિએ લખિયું મોહ, ભારત પૂરણ કામ;
જે કપટાદિક દોષ રહિત છે, આગમ અનુસ્મૃત સ્યામ.
જાતિ શુદ્ધિએ યુક્ત મનોહર, સમ્યક શબ્દે મોહે;
પૂર્વપક્ષ સિદ્ધાંત સયુક્તિક, સ્થાપન માપન મોહે.
એવું મહાભારત આખ્યાન કે, ઇતિહાસ દેહ છે કોય;
તે ભારત કેવું તે કેહવા, સરસ્વતી સમર્થ ન હોય.
તદપિ મતિ અનુસારે ભાખું, સુણીએ ઋષિવર આજ,
સુરમાં શૌરિ દ્વિપદ નરમાં દ્વિજ, શ્રેષ્ઠ મનાય મહાગજ.
સર્વસ્વ અલંકારમાં જ્યમ, ચૂડામણિ શ્રેષ્ઠ મનાય;
આયુધમાંય જ્યમ વજ્ર અલૌકિક, ઇંદ્રીમાં મન ગણાય.
તે વિધિએ સહુ શાસ્ત્ર વિષે મુનિ, મહાભારત છે મોટું;
શું શું એમાં સમાયું મુનિવર, કયમ કેહવું છત છોટું.
ભારતમાં ભરિયાં છે માનો, ધર્મ અર્થ કામ ને મોક્ષ,
પરસ્પર દોષ ઉપજાવે એવા, વર્ણ્યા રહી પરોક્ષ.
ભેદસે ફળ પ્રાપ્તિના કારણ, ભિન્ન ભિન્ન મુનિ વરણ્યાં,
શોક મોહ દાખવિયા જ્યાં ત્યાં, કો રાંડ્યા કો પરણ્યાં.

---

*મટ્યું-દૂર થયું

શ્રેષ્ઠ ધર્મશાસ્ત્ર પણ ભરિત, ઉત્કૃષ્ટ અર્થશાસ્ત્ર પણ તેહ;
સર્વ શિરોમણિ કામશાસ્ત્ર તે, મોક્ષશાસ્ત્ર પણ એહ. ૧૩
ચાર વેદ ચતુરાનન ભારત, ચતુર આશ્રમ સ્થિતિ સાધન;
મહામતિ વ્યાસ મુનિએ ભાખ્યું; ભારત મોહનું મારણ. ૧૪
વળી રચના તેની કરીછે કેવિ, સુણિયે માહ મુનિદેવ;
એકમેકમાં વિરોધ ન આવે, સાચી સાધિ સેવ. ૧૫
વેદરૂપી હિમાલય પર્વત તે, માંહેથી વહેતો;
વ્યાસ વાક્ય વારી પ્રવાહે, જે કુતર્ક વૃક્ષ ન ગ્રહેતો. ૧૬
તે પ્રવાહ જ્યમ રજ લઈ જાતાં, પૃથ્વી નિર્મળ કરતો;
તેમ વ્યાસ વાક્યે નિર્મળતા, નિર્દોષ સ્વાર્થમાં સરતો. ૧૭
વ્યાસ રચિત ભારત તે જાણે, વારિહ્રદ* છે મોટો;
કથારૂપ અગાધ દરિઓ, ભરિઓ નહિ જ્યાં ટોટો. ૧૮
આખ્યાનો અરવિંદ અનુપમ, ખીલ્યાં ખાંતે દીસે;
કઠિન શબ્દ મન આનંદ પામી, અવ્યક્ત મરાળ મન હીસે. ૧૯
વેદત્રયીથી વિસ્તૃત કહિયે, ભારત, આરતવાળું;
તે ભારત રસ યથાર્થ ગ્રેહવા, આવ્યો દુ:ખ પ્રજાળું. ૨૦
ગુરુ પાસે મેં ઘણું વિચાર્યું, તવ સંશય મટી જાતા;
અજ્ઞાન ઉપનું મનમાં એવું, તે ટાળો પ્રખ્યાતા. ૨૧
સંશય ટાળક નિકટ ન ગુરુવર, માટે તમને પૂછું;
વેદવ્યાસનો મતિહીન માનો, જૈમિનિ શિષ્ય હું છું. ૨૨

**વલણ.**

જૈમિનિ શિષ્ય હું છું સ્વામી, કૃષ્ણ દ્વૈપાયન કરણાળ રે;
પ્રેમાનંદ ઉપાસક જેનો, કરો કૃપા દેવ દયાળ રે. ૨૩

---

## કડવું ૩ જું.

### રાગ ગોડી.

માર્કંડેય મુનિ મહારાજ, આજ સિદ્ધ કરો મમ કાજ;
ચાર સંદેહ ભારતમાંય, મૂઢમતિથી પ્રગટ્યા જ્યાંય.
તે નિવારો મુનિ દેવ, સ્વામી સાધું હું સમ્યક સેવ;
પ્રથમ સંશય ભાખું ભૂર, તેહ ટાળો મનસાપૂર.
જગદુત્પત્તિ પાલન નાશ, કરતા કૃષ્ણ મહાપ્રકાશ;
છે ત્રિગુણથી વેગળા માટે, નિર્ગુણ નામ જપું શિર સાટે.

---

* પાણીનો ધરો.

એવા અનંત અવિચળ સ્વામી, કયમં નર દેહ ધર્યો ગુણગ્રામી ?
બીજો સંશય મોટો મનમાં, મુનિ તાપ કરે આ તનમાં. ૪
દ્રુપદતનયા દ્રૌપદી જેહ, પંચસ્વામીને સમર્પી દેહ;
એક પતિવાળી સતી સોહે, શાથી પંચ મુનિ મન મોહે ! ૫
ત્રીજો સંશય મારી ચિત્તિમાં, ભૂલે ભણતાં વ્યાસ ન નીતિમાં;
જે હળાયુધ હળધર શેષ, હારે જેથી મોટો મહેશ. ૬
તેને બ્રહ્મહત્યા ગે વળગી, તે નિષ્કૃતીથી થઈ શે અળગી ?
ચોથો સંદેહ મુજને મોટો, કરો મહા મુનિ તે ખોટો. ૭
પંચ કૃષ્ણાના સુત સમોતા, શિર પંચ પાંડવ જેવા પિતા;
તે હવા કેઈ પેર દેહથી જુજવા, કેમ અનાથની પેરે મુઆ ? ૮
એનું કહો મુનિ કારણ, હે અઘઓઘતણા તારણ;
તમો દુર્બુદ્ધિને આપો જ્ઞાન, મારી શંકા ટાળો ભગવાન. ૯
સુણી જૈમિનિ કેરી વાણી, તેની શંકાને ઘણી વખાણી;
પછે બોલ્યા મુનિવર ત્યારે, વદતાં દોષ અષ્ટાદશ નિવારે. ૧૦
કર્યો દોષ રહિત ભાષણ આરંભ, તજ્યા કામ ક્રોધ અને મહાદંભ;
માર્કંડેય કેહ મુનિસત્તમ, તમે વ્યાસ શિષ્ય મહાઉત્તમ. ૧૧
અધુના સમય થયો કર્મ કરવા, ધર્મ ક્રિયાનું ધારણ ધરવા;
વિસ્તૃત ભાષણ કરી નવ શકું, સંધ્યોપાસનથી નવ અટકું. ૧૨
તારા પ્રશ્નના ઉત્તર કરે કોણ, તે હું દેખાડી દેઉં આણ,
તેને મળો જઈ મહાપુન્ય, થાશે દર્શનથી પ્રૌઢ પુણ્ય. ૧૩

વલણ.

પુણ્ય થાશે પાપ જાશે, સુણો જૈમિનિ વાણ રે;
પ્રેમાનંદ પુરાણી બાવા, કથે પ્રાકૃતમાં પુરાણ રે. ૧૪

## કડવું ૪ થું.

રાગ કેદારો.

માર્કંડેય કેહ સુણો ઋષિરાય રે, કરું નિઃસંશય તારી કાય રે;
મુનિ હું દેખાડું ત્યાં તું જાય રે. ૧
પિંગાક્ષ, વિબોધ, સુપુત્ર નામ રે, સુમુખ ચોથો પક્ષી અભિગમ રે,
તમે ત્યાં જાવ-થાશે તમારું કામ રે. ૨

---

૪ પા. મહાતાપ. ૮ પા "પંચકૃષ્ણાના સુતસમર્થ, શિર પંચપાંડવન્‍પી સગર્થ." ૧૨ પા. "સમય વિના વ્યર્થ ન બ."

તે પક્ષી પ્રાણીઓમાં છે ઉત્તમ રે, વળી તત્ત્વજ્ઞાન માંહી છે અનુત્તમ રે;
હારે શાસ્ત્ર ચિંતનમાં મુનિસત્તમ રે. ૩
તેના પિતાનું નામ છે દ્રોણ રે, એવા વેદાધ્યાયની ન નિપજ્યાં ઓણ રે;
વાદી થાતાં છતે નવ કોણ રે. ૪
રેહછે વિંધ્યાચળની કંદરા માંય રે, ભાઈ જાઈ સંશય નિવારો ત્યાંય રે;
થાતાં દર્શન પાપ નાસે જ્યાંય રે. ૫
સુણી વાણી મુનિવર કેરી રે, સુણી પક્ષી દર્શને સફળ થશે ફેરી રે;
આશ્ચર્ય પામી અઘટના ઘેરી રે. ૬
ઋષિ શાર્દૂલ બોલ્યા જૈમિનિ રે, આ અદ્ભુત વાત કહી બ્રહ્મ મુનિ રે;
પક્ષીવાણી મનુષ્ય જેવી નવ સુણી રે. ૭
વળી તે આગમ નિગમ જાણે રે, તિર્યક્ યોનિમાં જ્ઞાન ક્યાંથી આણે રે;
કહો મુનિ દ્રોણપુત્ર શે માણે રે. ૮
કોણ મહાત્મા કોણ દ્રોણ દેવ રે, જાણું પછે પુત્રની સાધું સેવ રે;
ક્યમ ધર્મ જ્ઞાન પામ્યા મુનિ એવ રે. ૯
મુનિ કેહે જૈમિનિ તું સાંભળ રે, સમાગમ નારદ અપ્સરાનો ફળ રે;
નારદકથા કહું સુણ મહાબળ રે. ૧૦
ફરતા નંદનવનમાં ગયા નારદ રે, સંયોગ ઈંદ્ર અપ્સરાનું જોવા હારદ રે;
જુએ સામું જયમ સુધી શારદ રે. ૧૧
એકમેકનું વદન તે જોતાં રે, નવ કોઇ નિવૃત્ત હોતાં રે;
એવે જોઈ નારદને સુખ ખોતાં રે. ૧૨
પુરંદરે પૂર્ણ પ્રભા જવ પરખી રે, થયો ઉભો નારદને નરખી રે;
ઈંદ્રે આસન આપ્યું મન હરખી રે. ૧૩
બલિવૃત્રઅરિ જવ ઉઠ્યો રે, અપ્સરા સમૂહે જાણ્યું મુનિ રુઠ્યો રે;
થઈ ઊભી નમ્યે મુનિવર ત્રુઠ્યો રે. ૧૪
દેવ દેવાંગનાથી પામી માન રે, વાતચીત કરવા લાગ્યા ભગવાન રે;
પછે બોલ્યો સચિપતિ બળવાન રે. ૧૫
ઈંદ્ર કહે મુનિવર આજ રે, તમને રીઝવવા મારે મહારાજ રે;
ઉભી અપ્સરાને સોંપો કંઈ કાજ રે. ૧૬
મુનિ તમારી ઇચ્છા હોય તે નાચે રે, રંભા સુકેશી મન જયમ રાચે રે;
આ ઉર્વશી તિલોત્તમા ઉભી સાચે રે. ૧૭
ઘૃતાચી મેનકા નાચવા ધારે રે, અથવા અન્યને આજ્ઞા દ્યો આચારે રે;
તવ મુનિશ્રેષ્ઠ નારદ વિચારે રે. ૧૮
મુનિ બોલ્યા વિચાર કરી ત્યારે રે, કરો નૃત્ય રીઝે ઈંદ્ર જ્યારે રે;
પણ એક ટેક કહું દિલ ધારે રે. ૧૯

જે હોય સર્વથી રૂપ શિરોમણિ રે, જે હોય ઉદાર દાનેશ્વરી ધણી રે;
તે નાચે શોભા જોઉં તે તણી રે. ૨૦
નૃત્ય કરો જે ગુણરૂપસહિતા રે, નવ નાચશો ગુણરૂપ રહિતા રે;
મારે ગાવી ગુણવતી કેરી ગીતા રે. ૨૧
સુણી નારદનું વેણ સાચું રે, કોઈ કોઈનું નવ કેહ કાચું રે;
તિલોત્તમા કેહે મેનકાથી ન રાચું રે. ૨૨
રંભા ખંભા જેવી કેહ સુકેશી રે, આવે નૃત્ય કરવા તો ઉતારું ટેશી રે;
ઉર્વશી કેહ સર્વથી હું વિશેષી રે. ૨૩
ધૃતાચી કેહ ન મુજશી રૂપાળી રે, અપ્સરા માત્ર દિસે હુંથી કાળી રે;
મૂકું મારા રૂંપમાં પ્રજાળી રે. ૨૪
કોઈ કેહ મારી ઉદારતા જો જો રે, અંગ અર્પણ કર્યાં સંશે ખોજો રે;
બીજી બાળા વ્યર્થ ઉપાડે બોજો રે. ૨૫
એણે કયા મુનિને ઠગિયા રે, એના બાપ ભાઈ છે ઇંદ્રના વગિયા રે;
એના સગા ઘણા છે રગિયા રે. ૨૬
તેથી પામી છે પદવી મોટી રે, સહસ્રધા છે મારાથી ખોટી રે;
મુનિ સરખાવો ક્યાં લોટો ને લોટી રે. ૨૭
એક કેહ એ તો કમળમાંથી ઉપજી રે, એક કેહ એ તો વ્યભિચારે નિપજી રે;
તો ક્યાંથી મહત્તાને પામે મુનિજી રે. ૨૮
એમ લાગી સામાસામી દેવા મેણાં રે, કોઈ ચઢાવે નાક ને નેણાં રે;
પછે લટિયાં પીંજાવા માંડયાં તેનાં રે. ૨૯
થઈ ગાળાગાળીપરથી મારામારી રે, મહતા ઇન્દ્રની મનમાં ન ધારી રે;
મોટીએ મોટી સાખ્ય વધારી રે. ૩૦
ગુલાબ જેવી ગોરી ગાલે ચુંથાઈ રે, ચંપા કળી જેવી નાકે નંદવાઈ રે;
મલ્લિકા જેવી મૂળથી મુંડાઇ રે. ૩૧
પળમાં થઈ ગયો રગમાં ભંગ રે, આસને બેઠો થયો ઇન્દ્ર દંગ રે;
ગયો નૃત્ય તાનતણો ઉમંગ રે. ૩૨
વીણા વાહતા વાહતા નારદ રે, હસ્યા શચી હસ્યાં ઘણું શારદ રે;
પછે તેનું સમજ્યા વાસવ હારદ રે. ૩૩
ઉઠી, માર્જારીથી મૂકાવી મેના રે, કોકિલા શ્યેનીથી દેઈ મેણા રે;
સિંહીથી મૂકાવી કો મૃગનેના રે. ૩૪
ઇન્દ્ર કેહ કરું સમાધાન તમારું રે, વઢતાં રહી માનો જો મારું રે;
નહિ તો હું આ વજ્રથકી વિડારું રે. ૩૫

૩૪ પા. કોકિલા મૂકાવી શ્યેનીથી એનારે.

ચાલે કપિલાનું* જોર ક્યાં સુધી રે, જાપ કરશે ત્યાં આવી શુદ્ધિ રે;
જોઈ જાપ સર્વ થઇ ગઈ ચુપી રે. ૩૬
ઉભી અલગેલી કરતને જોડી રે, વિખરી અલક તે દેતી જોડી રે;
બોલી પડી નાયિકા થોડી થોડી રે. ૩૭
જાણો સ્વામી કરવું અમે કેમ રે, તજે સર્વ રામા દૃપદનો વેહમ રે;
આજ દર્શાવિયે એવો નેમ રે. ૩૮
ઇન્દ્ર કેહ મુનિને પૂછો એમ રે, સર્વથી કો રૂપ ગુણાળી કેમ રે;
એ જે કેહ, તે માનો તેમ રે. ૩૯
આવ્યા શાપ દેવાને નારદ મુન્ય રે, તેનું ન માનો તો પરવાર્યું પુણ્ય રે;
જઇ પાય લાગો તજી ગર્વ શુન્ય રે. ૪૦

વલણ.

ગર્વ મુન તજી પાય લાગો, એ કેહશે સારી કોણ રે;
જન પ્રેમાનન્દ વર્ણવે, નારદ પરીક્ષક એણ રે. ૪૧

કડવું ૫ મું.

માથું ધૂણાવી નયન ઢાળી, કહેવા લાગી ત્યાંય;
મુનિ એ તો અમથી નવ બને, ગણો હીન દીન મનમાંય. ૮
ઇંદ્ર ભણે જો કોઈ ગોરી, દુર્વાસાને ન ચળાવે;
તો ઇંદ્રલોકનું માન નિશ્ચે, મુનિ નારદ ડૂળાવે * ૯
સર્વે સ્થળે મુનિ નારદ કેહતા હીંડે, જો કો રામા નવ જાગે;
શે રૂપ ગણુમાં ગોથાં ખાધાં, આવું કરવું તું આગે. ૧૦
અપ્સરાનું નામ ગયું, સુણી વપુવેણા બોલી;
જેણે અનેક મુનિને ચળાવિયા, ત્યાં તેણે તુલના તોલી. ૧૧
જ્યાં દુર્વાસા તપ કરે ત્યાં, અમો જાશું આજે;
શક્ર સમજ મેં ચળાવ્યો મુનિ, નારદ કેરે કાજે. ૧૨
દુર્વાસાના દેહરૂપ રથને, ઇંદ્રીરૂપી વાછને જાણ;
તે હાંકનાર મન સારથિને, કરુ અતનુશરે † કચરઘાણ. ૧૩
હાથમાંથી રાશ પાડુ, કે ઘોડા દોદિશ નાસે;
સારથિ વિહોણો રથ જેવો, મહામુનિ ત્યમ ભાસે. ૧૪
સુસારથિ મન મુનિનું જદપિ, કરુ કુસારથિ આજ;
વિધિ હરિહર કેરુ પણ મૂકાવુ, દુર્વાસા કોણ ઋષિરાજ. ૧૫
આ બાણ મારાં સજ કરી, હુ જાઉછુ સુરદેવ;
હરિ, અપ્સરાનુ નામ ન જાયે, જેણે સાચી સાધી સેવ. ૧૬
એમ કહીને ચાલી નારી, તેનાં આપ્ત સહુ અમુઝાય;
ઇંદ્રિ કેહ ધન ધન રામા, તારી સમોવડ કોણ થાય. ૧૭
વખાણ સાંભળી વનિતા રીઝી, ગઈ હિમાચળ માંય;
જ્યા દુર્વાસા મુનિ તપ કરે છે, અતિ શાંતિ દર્શે ત્યાંય. ૧૮
વ્યાઘ્ર મૃગને મારે નહિ, શ્યેન મારે નવ કપોત;
એ પ્રકારે સહુ શાંતિમાં, તપે મુનિ તપની જ્યોત. ૧૯
મુનિ પાસે જાવા કારણ, ઘણા કર્યાં ઉપાય;
તોય તે જઈ શકી નહિ, તપે તપી તરુણી કાય. ૨૦
મનમાંહે પછે વિચારી વનિતા, રહી એક કોશ દૂર;
શૃગાર સોળે સજીને, આરંભ્યું ગાન ત્યાં ભરપૂર. ૨૧
કોકિલા કંઠે ગાય કામિની, રાગ રાગણી છત્રીશ;
હાવભાવ અનુપમ કરતી, વળી કરતી મેષોન્મીષ ૨૨
તાલ ન તૂટે સ્વર ન છૂટે, વાય મંદ સુગંધી વાય;
વસંત વિતનુ સાથે ફરતા, તેથી કંપી ઋષિવર કાય. ૨૩

* ડૂલ થવું, જતુ રહેવું † કામદેવના બાણથી. ૧૫ પા "વિધિ હરીહર કેરી મૂકાણ, તપશ્ચર્યા મહારાજ."

ધ્યાન માન ઝટ ભૂલ્યા ક્રોધી, વિસ્મય પામ્યા મન;
ગાયન સુણવા ગોરી કેરુ, ધાઇ આવ્યા મહાજન ૨૪
દૂરથી દેખી દ્વિરદગૌરી, મુનિએ માર્યું મન;
કળિમાં જે સહુ કેહવા માત્રે, તે સત્ય કર્યું મુનિજંન ૨૫
તપભંગ કરવા આવી બાળા, વદી થયા કોપાવિષ્ટ;
વળી મુખેથી આમ બોલ્યો, સુણો જૈમિનિ શિષ્ટ. ૨૬
"અરે મૂઢમતિ અપ્સરા, મહામદોન્મત ઉન્મત્ત,
કષ્ટ સાધ્ય હું તપ કરુ, તેને ભાગ્યાની કરે મત્ય ૨૭
જા દુર્બુદ્ધિ પંખિણી થાજે, જો ચપળતા વશી મનમાં;
ચાર પુત્ર પરિવાર થાશે, નહિ નેહ તારા તનમા. ૨૮
પુંશ્ચલિ પૂરી પખિણી મધ્યે, થઈશ નિશ્ચે આજ;
શસ્ત્રથી તુજ કાય છેદાશે, તવ સુધરશે તુજ કાજ. ૨૯
હવે ન બોલીશ બાળિકા, નહિ અનુગ્રહ કંઈ બીજો,
ઉદે પામ્યા પુણ્ય પામો, રીઝો કે ના ખીજો" ૩૦
અવ્યક્ત મધુર ડકણ રવાળી, શાપી મુનિએ ત્યાય,
રક્તાક્ષી થઇ ઋષિ ચાલ્યા, ભૂલોક તજી મન માય ૩૧
જે સર્વ સ્થળમા ગુણે કેળી, ચપળ તરગા ગગા,
નભગગા ભણી મહામુનિ ચાલ્યા, તન મનથી થઈ ચગા ૩૨
પ્રથમ અધ્યાય પૂર્ણ કરતા, ઉપજે મન આનદ,
અશોક લોક ન્યાયે થશે, પુરાણીની મતિ મદ. ૩૩
કવિઓ કેહશે ગર્વ કરે છે, પણ નહિ ગર્વની વાણ;
પ્રાકૃતમા પુરાણ લખવુ, જોઈએ ન મારે માન ૩૪
ઇતિશ્રી માર્કંડેયપુરાણે, વપુશાપે પ્રથમોધ્યાય,
ગુરુ પ્રતાપે ચાતુર્વિંશી, ભટ પ્રેમાનદ ગાય ૩૫

વલણ

ભટ્ટ પ્રેમાનંદ ગાય ગોવિંદ, અવર ન મનસા એક રે,
દુર્બુદ્ધિ હીન દીન જન, નવ તજશો વિવેક રે. ૩૬



## કડવું ૬ ઠું.

### રાગ ગોડીની ચાલ ટુંકડી.

માર્કંડેય કેહ સુણ જૈમિનિ તુંય રે, કશ્યપઋષિની કથા કહું હુંય રે,
કશ્યપના અરિષ્ટનેમિ રૂપથકી રે, દ્વીજરાજ ગરુડની સાંભળી વકી* રે. ૧
ગરુડનો સપાતિ પુત્ર ભલેરો રે, તેનો સુપાર્શ્વ શરવીર ઘણેરો રે;

* ઉત્પત્તિ

સુપાર્શ્વનો પુત્ર થયો કુંતિદીજ રે, કુંતિનું પ્રલોલુપ બીજ રે. ૨
પ્રલોલુપના કંક ને કંદર રે, ગયો કંક કૈલાસ શિખર સુંદર રે;
તેણે ધનદનો અનુચર જોયો રે, વિદ્યુદ્રૂપનામે સંશય ખોયો રે. ૩
કમળદળ સરખાં નયન છે તેનાં રે, આચરણ અસુરતણાં છે જેનાં રે;
તે મનોહર શિલાતળ પર બેઠો રે, સ્ત્રી સહિતે વારુ વન પેઠો રે. ૪
પહેર્યાં સ્વેચ્છિત વસ્ત્ર ને હાર રે, ઘણો મદિરાસક્ત અસુર કુમાર રે;
કરે નાના વિધના આહાર વિહાર રે, કરે કેલી અલબેલીશું સાર રે. ૫
તેને કંકે જોયો જે વાર રે, રાક્ષસ જોઈ કોપ્યા અપાર રે;
અધ્યા નીચ પક્ષી તું આવ્યો કેમ રે, સ્ત્રી સમીપ બેઠો હું ક્ષેમ રે. ૬
તજી ધર્મશાસ્ત્રનો તું નેમ રે, મારા ભણી ધાયો આવે કેમ રે,
એકાંતમાંહે બેઠાં હોય બેય રે, ત્યાં સદબુદ્ધિ જાવાનું નવ કેહ રે. ૭
વળી સુમનીષા હોય જેને હદે રે, તે આવું આચરે કે નવ વદે રે,
એવાં વચન સુણી બોલ્યો કંક રે, શી મુખે બુડી કરે ભંકરે. ૮
કૈલાસ પર્વત નથી કાંઈ તારો રે, તેમ હે ભાઈ તે નથી મારો રે.
એ તો સર્વ કોઇને છે સરખો રે, સર્વનું સ્વામિત્વ સરખું પરખો રે ૯
તું શે રાખે મમતા મોટી રે, છે કૈલાસપર સ્વામિત્વની રીતિ ખોટી રે;
માર્કંડેય કેહ સુણો જૈમિનિ રે, ચઢી કંક ઉપર કૂદી કીની રે ૧૦
મહાક્રોધી થઈ ઉઠ્યો રાક્ષસ રે, વદ્યો સૂક્ષ્મમતિ કરુ જમને વશ રે.
એમ ભાખી ધરી અસિ કરે રે, પક્ષી છેદી નાખ્યો મહાવરે રે. ૧૧
તેનુ માંસ રુધિર વેહવા લાગ્યું રે, ખડ્ગ અસાધારણ અંગે વાગ્યું રે,
પાંખો ફફડાવી પૃથ્વી પડિયો રે, કંક યમદ્વારે જઈ ચડિયો રે. ૧૨
એ વાત સાંભળી કદરે કાને રે, થયો મૂર્છિત રહિત ભાને રે.
મનમાં નિશ્ચય કર્યો એવો રે, રાક્ષસ મારું, માર્યો ભાઈ જેવો રે. ૧૩
પછે તે અંડજ નગશૃંગે ચડિયો રે, ભ્રાતા ઔર્ધ્વદૈહિકમાં અડિયો રે,
ખેચરે સર્વ ક્રિયા તેની સાધી રે, પછે ક્રોધ જ્વાળા સળગી બાધી રે. ૧૪
ક્રોધામર્ષ વડે આંખ ફાટી રે, ફૂક નાગેન્દ્રની ત્યાં ગાઢી રે;
ઉડ્ડણ ગતિએ ગરુડ હારે રે, ભાખ્યો મારા ભાઇને કો મારે રે ૧૫
દુર્બુદ્ધિ હોય દનુજ કે દેવ રે, આજ તેનો ઉતારું અહમેવ રે,
પાંખની ઝપટે કંપાવ્યો પરવત રે, ઉડવા લાગ્યો ગિરિ મહામત રે ૧૬
વેગે વારિદોને વિખેર્યાં રે, જાણે સર્વ શત્રુને જમપુર ફેર્યાં રે,
તેણે મોટા મોટા પર્વત ઓળંઘ્યા રે, લઘુ વૃક્ષ જીવિતથી લંઘ્યા રે. ૧૭
તે તો ઉડતો આવ્યો ત્યાંહી રે, (સુવર્ણ) પર્યંક અસુર બેઠો જ્યાંહી રે;
અત્યત મદ્યાસક્ત મતિવાળો રે, કરેણ કુસુમ પુષ્પ રક્તાક્ષી ભાળ્યો રે ૧૮

* ભ૦ ભાયણ ૧૪ પા "ભ્રાતા ઔ વૈદેહિકે જડિયોરે"

શીર્ષદેશમાં ગુથ્યાં કુસુમ રે, હરિચન્દનથી શોભતો સુમ રે;
કેતકીપત્રના ગર્ભશા દાંત રે, જે જોઈ ભય પામે વીર મહાંત રે. ૧૯
તેની વામ જંઘાએ નયન વિશાળા રે, બેઠી કોકિલા સ્વરી બાળા રે;
નામે મદનિકા મહામનહર રે, સાક્ષાત કામતણું જાણે ઘર રે. ૨૦
એવો સ્ત્રી સહિતે બેઠો ભૂર રે, જોઈ ક્રોધ પામ્યો પંખી મહાશૂર રે,
પછે બોલ્યો રાક્ષસશું આમ રે, ઉઠય દુરાત્મન કરય સગ્રામ રે. ૨૧
વિશ્વાસુ ગરૂલતી મારો બધુ રે, માર્યો તેં તો દર્શાવું તે સંધુ રે;
તારા જેવા અભિમાનીને મારું રે, અવિશ્વાસપણું નવ ધારુ રે. ૨૨
નિશ્ચે આજ તને ન ઉગારું રે, તુંને જમપુરનું દ્વાર દેખાડું રે;
વિશ્વાસઘાતી પડે નરક જેવે રે, બાળ સ્ત્રી ઘાતી પડે મૂઢ કેહવે રે. ૨૩
તેવે સર્વ નરકે પડે તુંય રે, આજ માર્યો વિણ ન મૂકું હુંય રે;
માર્કંડેય કહે સુણો મુનિ રે, અસુરે પક્ષીની વાણી સુણી રે. ૨૪
ક્રોધાવિષ્ટ થઈ આપ્યો ઉત્તર રે, વધો સ્ત્રી સમીપે મને નહિ ડર રે;
મેં તારા બન્ધુને હણ્યો જેમ રે, મારું વીરપણું (દીઠું) દેખાડું તેમ રે. ૨૫
ખડગે માર્યો તેને જે રીત રે, તેવી આજ તારી કરુ પ્રતીત રે;
એક ક્ષણ ઉભો રહે મૂઢ રે, જેથી મૃત્યુ તુરીએ થઈશ આરૂઢ રે. ૨૬
વદી કાજળરાશિ સરખુ શ્યામ રે, વિદ્યુત પ્રકાશી ખડ્ગ ગ્રહ્યું આમ રે;
કે પક્ષી થયો ત્યાં સાવધ રે, એકમેક કેહતા કરીએ વધ રે. ૨૭
એક બાજુએ છે દ્વિજરાજ રે, એક બાજુએ રાક્ષસ આજ રે;
જાણે ઈંદ્ર ગરુડ કરતા હોય યુદ્ધ રે, તેવા બે વીર દર્શે શુદ્ધ રે. ૨૮
રાક્ષસે ખડગ ફેરવી શિર ઉપર રે, નાખ્યું પક્ષીપર ખર્યું નહિ પર રે;
ખડ્ગ સાહ્યું ચાંચમાં ચૂકવી રે, સર્પ સાહતો ગરુડ ઢુંકવી રે. ૨૯
ચાંચમાં સાહી પગતળે દાબી રે, ટુકડે ટુકડા કર્યો શું શબી (!) રે;
પાંખ ફફડાવી કરી ગર્જના રે, મુખ વેણ ભાખી કરી તર્જના રે. ૩૦
અસિ ભાગી જોઈ અસૂર રે, ક્રોધાવિષ્ટ થયો મહાશૂર રે;
બાહુયુદ્ધ કરવા તે આવ્યો રે, તે તો પક્ષીના મનમાં ભાવ્યો રે. ૩૧
ઉભો રાક્ષસ કેશે સાહ્યો રે, પૃથ્વીપર પાડી પક્ષીએ વ્હાયો રે;
છાતી ઉપર મૂકયો એક પાગ રે, કાપ્યા કર પદ જોઈ જોઈ લાગ રે. ૩૨

વલણ.

દ્વિજજનથી ડરતો હું ભાખું, જવ ડરે હરિહર બ્રહ્મ રે,
ભટ્ટ પ્રેમાનન્દ નામ મિથ્યા, જાણ્યા કવિતા સવિતા શર્મ રે ૩૬

---

## કડવું ૭ મું.

### રાગ ધનાશ્રી.

તે સુરૂપા કેહ થઉં તારી નાર જી, જીવતદાન દઈ થા ભરતાર જી,
નારી કરતા લાગે સ્ત્રીહત્યાય જી, મના યદ્દિજ બાળથી મોગી હત્યાય જી ૧

ઢાળ.

હત્યા મોગી સ્ત્રી તણી, તે તું ન કરીશ પક્ષીરાજ
તારુ મન સહુ રીત મનવી, કરીશ કહ્યા કાજ ૨
ત્યારે વારુ કહીને વનિતા તેડી, તરિયો બધુ વેર,
છત થઈને જુવતી મળતા, આવ્યો હરખે ઘેર ૩
હવે તે નારી જે પક્ષણી તે, હતી મેનકાની બાળ,
ઋષિશાપે દ્દૃડી કાહવી, પડી પૃથ્વીમા તતકાળ. ૪
તે મળી કદરને સહી, છે જેની ભૃકુટી રસાળ,
સ્વેચ્છિત સ્વરૂપાધારિણી, થઈ ગરુડી તે કાળ ૫
કદર સાથે કામ કેવી, કરે વિવિધ વિલાસ
એમ કરતા પ્રકટી તેને, તાર્ક્ષી બાળ પ્રકાશ ૬
એ પુત્રી તે જૈમિનિ જાણો, જે દુર્વાસાએ શાપી,
હતી વપુ નાતે અપ્સરા, ક્રોધાગ્નિએ ઉથાપી ૭
તેનુ નામ તાર્ક્ષી કદરે, પાડિયુ ધરી નેહ,
હવે તે તણા હુ લગ્ન ભાખુ, સુણો મુનિવર તેહ ૮
મદપાળ મતિમાન મોટો, પક્ષીસત્તમ રાજ,
ચાર પુત્ર છે તેહને, તેમા કનિષ્ઠ સહુ ગુણસાજ ૯
વડો છે જરિતારિ નામે, કનિષ્ઠ દ્રોણ અભિધાન,
તે મહાધર્માત્મા વેદપાઠી, જેને સર્વે શાસ્ત્રનું જ્ઞાન ૧૦
તાર્ક્ષી મોહી તે ઉપરે, મોહ્યો દ્રોણ તાર્ક્ષી જોઈ,
તેણે કદરના અનુમતથકી, કરી લગ્ન કેરી સોઈ ૧૧
ધર્માત્મા પતિ પત્ની બે છે, કરે નાનાવિધ કેલિ;
તે ધર્મ પ્રમાણે આચરે, રમે અવળેવો અનમેલી ૧૨
એવે તાર્ક્ષી થઈ સગર્ભા, આનદે એકાએકી,

તેને સાત પક્ષ થઈ ગયા; ત્યાં હતું શું વિશેખી. ૧૩
એક દા તાર્ક્ષી ભ્રમણ કરતાં, ગઈ કુરુક્ષેત્રની માંય;
તે સમે મહાયુદ્ધ પ્રવર્ત્યું, કૌરવ પાંડવકેરું જ્યાંય. ૧૪
ભવિષ્ય લખ્યિયું કોણ ભુંસે, તેનું કહું એંધાણ;
તાર્ક્ષીને ઇચ્છા ઉપની, જોવા યુદ્ધનું મેંડાણ. ૧૫
જેમ વિમાનમાં રહી દેવ જોતા, તેમ જોવા લાગી માદા;
ભગદત્ત અર્જુન યુદ્ધ કરતા, જે નવ બાણ મૂકે સાદા. ૧૬
જેમ દુકાળ માંહે તીડ ફરતાં, કે પતંગ સંધ્યાકાળ;
તે રીતે નભ માંહ્ય ઊડતાં, ઘણાં શર દીસે વિકરાળ. ૧૭
આકાશ તેણે વ્યાપ્ત કીધું, ન દિસે દિનકર ભોમ;
રાત્રીએ પણ નવ દિસે, શુકલપક્ષમાં સોમ. ૧૮
એવું યુદ્ધ જોતી હતી, તે તાર્ક્ષી રૂપ રસાળ;
એવે *હરિકાર્મુકમાંથી છૂટ્યું, કાળશું બાણ કરાળ. ૧૯
જેનું ભાગોડું શ્યામ સર્પશું, જેનો વેગ વાથી અપાર;
તે આવી લાગ્યું તાર્ક્ષીને, ચીરી ઉદર ત્વચા તે વાર. ૨૦
તેનું ગર્ભાશય ફાટી ગયું, કે નિકળ્યાં ઈંડા ચાર;
ત્રાહ્ય ત્રાહ્ય કરી તાર્ક્ષી પડી, વિલપતિ અપરંપાર. ૨૧
છે આયુષ્ય બાકી જેહનું, મારે તેને કોણ;
માતઉદર ચીરાતાં પડ્યાં, પંખીની કથા કહું એણ. ૨૨
જેમ પડે રુને ગાભલે, ભસે ચઢી નભની રોય;
તેમ માંસરાશિ પડ્યાં ઈંડાં, રમ્ય રમતાં સોય. ૨૩
એવે ભગદત્ત કેરો હાથી, જેનું સુપ્રતિક અભિધાન;
તેને ગળે બાંધ્યો ઘંટ મોટો, તેને વાગ્યું બાણ. ૨૪
તે પલક માંહે તૂટી ગયો, જે પડ્યો ઈંડાં પર સાર;
પડતાં પૃથ્વી ઓદી ઘણી, જેણે માર્યાં અશ્વ હજાર. ૨૫
ઈંડાં ઘંટા એક સમયે, પડયાં પૃથ્વી મોઝાર;
છે રાખનાર જેને રામજી, તેને કોણ મારણહાર. ૨૬
અષ્ટાદશ અક્ષૌહિણીયકી, ઉગર્યાં ઈંડાં ચાર;
એ કૃપા શ્રીકૃષ્ણજીની, પ્રભુ નોધારાઆધાર. ૨૭
કયહાં તાર્ક્ષી દ્રોણ કયાં, કયાં સેવાય ઈંડાં સાર;
માવ, મૂઢમતિ અભયા કહે, કેમ પામું પ્રભુનો પાર. ૨૮
તે દળ દળાયું સર્વ ત્યાં, પણ રહ્યાં ઈંડાં નિરધાર;
એ રીતે પ્રભુ રાખણહારો, ભજો દામોદર મુરાર. ૨૯

* અર્જુનના ધનુષ્યમાંથી

વલણ.

દામોદર મુરાર ભજતાં, ભવજળ તરશો ભાઈ રે;
જન પ્રેમાનન્દ મન ધરે, જદુરાઈ સાચી સગાઈ રે. ૩૦

---

## કડવું ૮ મું.

### રાગ મેવાડો.

ઘણા દિન યુદ્ધ ચાલ્યુ રે, પણ આવી ન ઉની આચ;
સર્વે હયદલ પેદલ ભેળાઈ ગયા રે, રહ્યા ઇંડા ને ઘટા પાંચ. ૧

### ઢાળની દેશી ફેર.

પાંચમી ઘટા રહી ત્યાહે, તજે ઇંડા ચાર
મારનાર મળે નહિ, જેને રાખનાર મુરાર ૨
ક્રિયા સર્વની કર્યા પૂઠે, ગયા યુધિષ્ઠિર જ્યાં ભીષ્મ;
આપ્ત હણ્યે અતિ તપ્ત કાયા, જેથી હારે મોટી ગ્રીષ્મ. ૩
ધર્મને અતિ ધર્મ ભાખી, રીઝાવતા શન્તનુસુતું;
પણ લાગતુ તેને અખિલ, આ દુષ્કર્મથી સહુ સૂનું. ૪
રાત્રીએ પુરમધ્ય જાતા, દિને આવે નૃપ ત્યાંય,
પડયા ભીષ્મપિતા શરપાજરે, નહિ પીડાઅપીડા જ્યાંય. ૫
જૈમિનિ સુણિયે કહુ, એવે હતુ એક અવનતું,
એક શમીક નામે ,તાપસ ત્યાં, આવી ચઢિયા ને શુ હતુ. ૬
વાટ જાતા સુણ્યો રવ, ચીંચીપીંચી થાય કયાંય,
તે પક્ષી છે અતિ જ્ઞાનવાળા, પણ બાલ્યત્વ તે જાય કયાંય. ૭
અસ્પષ્ટ ને અવ્યક્ત વાણી, સુણી આવ્યા મુનિ કને,
ઘટા નીચે પક્ષી છે, એમ મુનિવર મુખે ભણે. ૮
શિષ્ય સાહે મુનિએ ત્યા, ઘટ ઉંચલી કાઢિયાં;
તો આશ્ચર્ય પામ્યા મનમા, રહ્યાં પક્ષી મીટડી માડિયા. ૯
માત વિહોણાં પિતા પાખા, પાંખ પણ ફૂટી નથી,
પૃથ્વીમાં અદ્દ્ભુત આ છે, શમીક મુખ બોલ્યા કથી. ૧૦
સાથ જે દ્વિજરાજ હુતા, તેહ શુ મુનિ ભાખીયા;
શુક્રનીતિમા શુક્ર વદિયા, માર્ગ વિધ વિધ દાખીયા. ૧૧
અસુરેંદ્રને આચાર્ય કેહતા, સુરથી અસુર નાસો કયમે;
તે સત્ય છે સહુ ચક્ષ દીઠું, તે સુણો સર્વ કહુ અમે. ૧૨
શુક્ર કેહ અસુર ન નાસો, પાછા વળી યુદ્ધજ કરો,
કાયર થઈ યશ શૌર્ય છોડી, શા જીવ્યા સાટે ડરો. ૧૩

જ્યાં જશો ત્યાં મૃત્યુ ન મૂકે, યુદ્ધ કરો કે બેસી રહો;
પણ વિધિએ નિર્મી ઘડી તે, કાળ ચૂકે નહિ લહો. ૧૪
સ્વેચ્છાએ કદી નવ જવાએ, જુઓ સૌ ગૃહમાં મરે;
નરતા મરતા નાસતાં, કો ખાતા ધરણીપે ઢળે. ૧૫
કો વારિ પીતા વિકાળ ખાતા, કાળ કરાળ જોતો નથી;
વિલાસી મનોરથ ભર્યા, ને નીરોગીને મુકતો નથી. ૧૬
શસ્ત્રક્ષત નહિ અંગમાં, તે શું યમપાશે નવ પડે?
યોગચારી તપસ્વી ને, જમકિંકર જઈને નવ નડે? ૧૭
મૃત્યુ જીતવા યોગ સાધિ, તેયે મરી કેતા ગયા;
અમર ન અવનિવિષે કોઈ, વેહતે પૂર સરવે વહ્યા. ૧૮
ઈંદ્ર કેહ હું વજ્રધારી, શું શંબર તેથી મુઓ?
વજ્ર માર્યું હૃદે માંહિ, દ્વિગુણિત અધિકો હુઓ. ૧૯
તેહ વાસવ વજ્ર પણ, તે સમય સાધી મારતો;
નિર્મ્યા વિષે નવ ટાંક ફરતી, ઈંદ્ર અરિ શું ડારતો. ૨૦
શુક્રકેરાં વચન સુણી સહુ, ફર્યાં પાછા દાનવો;
આ નિયમ શુક્રસાર નીતિનો, બંધુ માનો માનવો. ૨૧
એ વેણ શુક્રાચાર્યકેરું, પક્ષીસત્તમે સાચવ્યું;
આ પક્ષીએ ખરું સર્વ કીધુ, આજ અમિ એથી રાચવું. ૨૨
અહીં અતિમાનુષી યુદ્ધ થાતાં, આ પક્ષી અવિનાશી રહ્યાં;
ક્યાં ઈંડાં ઉપર ઘંટ પડવો, એ નિરખી આસાનજ ગયાં. ૨૩
વળી માંસ વસા રુધિર ક્યાંથી, કહો કોણે પાયર્યાં?
સામાન્ય પક્ષી નથી શિષ્યો, શે પાયર્યા શે આયર્યાં? ૨૪
દૈવકેરી અનુકૂળતા, ભાગ્યોદય બતલાવતો;
એમ કહી ટકમક જોઈ રહ્યા, હરિ મહિમા મનમાં ભાવતો. ૨૫
સહુ શિષ્ય પાછા વળો આજે, પક્ષી લ્યો મુકામમાં;
જઈ મૂકો આશ્રમને વિષે, નવ મૂકશો રતિ ધામમાં. ૨૬
બિડાલ મૂષક બાજ નકુલ, જાળવો નવ એ હરે;
નૃ શિષ્યો ઉપદ્રવ કંઈ કરે, સહુ કર્મે જીવે કર્મે મરે. ૨૭
પણ વળી શાસ્ત્ર માંહિ, નરયત્ન નિયમે કહ્યો;
પુરુષ પ્રયત્ન કરવા થકો, વિચક્ષણ ઠપકાથી વહ્યો. ૨૮
એવાં વચન સુણી મુનિકેરાં, ગયા શિષ્ય ઘેર તે;
તે પક્ષી લીધાં સાથમાં, હું કહું તેની પેર જે. ૨૯
તે પક્ષી મૂક્યાં દ્રુમડાળે, જ્યાં ભમર ગુંજે ઘણા;
તે મુનિ વનમાં સંચર્યાં, હું ગુણ ગાઉં તે તણા. ૩૦

વનથકી મૂળ પુષ્પ ફળ લઈ, દર્ભ લીધા હાથમા,
આશ્રમ વિષે મુનિરાય આવ્યા, જટા શોભે માથમા ૩૧
આણી હરિ હર વિધિ વાસવ, સૂર્ય વહ્નિ વિનવ્યા,
વરણ બૃહસ્પતિ કુબેર વાયુ, ધાતા વિધાતા અવનવા ૩૨
વળી વિશ્વદેવા ફરી સેવા, સાધી મુનિએ શુદ્ધ થઈ,
સત્ક્રિયા કીધી મહાસિદ્ધિ, પછી મતિ પક્ષી વિષે ગઈ ૩૩
માર્કંડેયપુરાણ માહે, ચટકોત્પત્તિ અવનવી
અધ્યાય બીજો આ હવો, કહુ કથાય પ્રાકૃત નવી ૩૪

વલણ.

પ્રાકૃતકેરી કથા નવી હું, યથામતિએ ઉચરુ રે,
જન પ્રેમાનન્દ દીન પણ, ડરાવે કોથી નવ ડરુ રે ૩૫



## કડવું ૯ મું.

### રાગ ધનાશ્રી.

નારદ વાસવ સુણ વાણજી, મુનિસત્તમ શમીક સુજાણ જી
લઈ ગયા આશ્રમે પક્ષી જેહ જી, પોષણ કરે તેનું નિ સદેહ જી ૧

ઢાળ.

પોષણ અર્થે પય અન્નાદિ, મુનિ બચ્ચાને આપે
જે જે કષ્ટ પડે આવી તે, શમીક મુનિજી કાપે ૨
એમ કરતા એકમાસ ગયો તવ, આવી પાંખો તેને,
ત્યારે તો તે ઉડવા લાગ્યા મુનિવર જોતા જેને ૩
સૂર્ય રથનો માર્ગ રધે જઈ, જાતા વાર ન થાવે,
ચપળદષ્ટિ ગતીશ મુનિ મન, જોઈ અતિ હરખાવે ૪
અવનું અતિ લાગે સહુને, જે મહાનન્દ જણાતા
તે નિધિનદી નગરાદિક નિરખે, રથચક્રગતિ ગણાતા ૫
આશ્રમમા વળી આવ્યા ઉડતા, મુનિ મન પ્રકટ્યો મોદ
શ્રમે આત્મા શિથિલવિધિન અતિ, પક્ષીકુલક પ્રમોદ ૬
પૂર્વ સંસ્કારે તે પક્ષીને પ્રકટ્યુ જ્ઞાન મહાન,
એક સમે ઋષિશિષ્ય ભણાવે, તેવે નિકટ ગયા ગુણવાન ૭
પ્રદક્ષિણા કરી પાગે લાગ્યા, ચારે બચ્ચાં બ વાર,
મુખથકી અનુક્રમે તે બોલ્યા, માનવા મુનિ ઉપકાર ૮

મહાભયંકર મરણથી તાર્યાં, આપ્યાં પયવારિનિવાસ;
ભોજન નાનાવિધનાં દીધાં, કર્યાં પ્રૌઢપણે પ્રકાશ. ૮
પિતા માતા ધાતા વિધાતા, ગુરુ અમારા આપ;
ગર્ભે રહી માતા મરણ પામી, પિતાએ ટાળ્યો ન તાપ. ૧૦
તેહ સંતાપ સહુ તમે નિવાર્યો, પડ્યાં ઘંટાની હેઠ;
જંતુની પેરે સુકાતાં મુનિ, થાતું ઉદ્વતર વેઠ. ૧૧
વળી મનમાં એમ વિમાસ્યું, ક્યારે બાળ મોટાં થાય;
આકાશમાં ઉડતાં દ્વ દેખું, વૃક્ષે બેશી ગુણ ગાય. ૧૨
એક દ્રુમેથી બીજે ઉડીને, જાતાં જોવાનાં કોડ;
અમારી પાંખના વાયુવડે મુનિ, આચ્છાદિત થાવા હોડ. ૧૩
સ્વાભાવિક મન એવી ઇચ્છા, તાપસ તનમાં તોડ;
એવા ઉપકાર કર્યા મુનિ, શું ગણાવિએ ક્રોડાક્રોડ. ૧૪
એવી કૃપાવડે મુનિવર ચારે, મોટાં થયાં આ કાળ;
શી આજ્ઞા સંપાદન કરીએ, ભાખો દીનદયાળ: ૧૫
શૃંગી આદિ શિષ્યશું બેઠા, મુનિએ સાંભળી વાણી;
પક્ષી છતાં સ્પષ્ટ ઉચ્ચરે, વાત વિખાણી વિખાણી. ૧૬
આશ્ચર્ય પામી અનુપમ માન્યાં, જાણ્યો પૂર્વતણો સંસ્કાર;
રોમાંચ ઋષિવર શિષ્ય સંઘાતે, થયા ત્યાં એણી વાર. ૧૭
પછે મુનિવર બોલ્યા મુખથી, સુણો પક્ષીના બાળ;
તમારું વૃત્તાંત અથઇતિ કોહ, કાં પામો તાપશાપની ઝાળ. ૧૮
વિક્રિયાનું કારણ કેહવું, સુણાવિયે દ્વિજરાજ;
આ સર્વને ઇચ્છા ઉપની, કરો સિદ્ધ સર્વનાં કાજ. ૧૯

વલણ.

મુનિકેરી વાણી સુણી, પક્ષી બોલ્યાં શુંય રે;
જૈમિનિ સાંભળ તે હાવાં, તુજને કહું છું હુંય રે. ૨૦



## કડવું ૧૦ મું.

### રાગ સામેરી.

પક્ષી કહે સુણો મહારાજ રે, અથઇતિ માંડી કહું આજ રે;
પૂર્વે વિપુલસ્વાન એક મુનિ રે, મહાશ્રેષ્ઠ અને અતિ ગુણી રે. ૧

૧૫ પા. "ભાખો દયાળ કૃપાળ."

ઢાળ.

તે સુણી મુનિના પુત્ર બે, સુરૂપ ને તુંબરુ નામ;
મહાજીતેંદ્રિય, વશાત્મા બે, ભજે અહરનિશ રામ. ૨
સુરૂપ મુનિના અમો ચારે, આચારવિચારી પુત્ર;
પિતાની સેવા સહુ સાધું, એવું અમારું ઘરસૂત્ર. ૩
જનક જીતેંદ્રિય તપ કરે ત્યારે, લાવું સેમિધ ને પુષ્પ;
પિતા આજ્ઞા શિર ચઢાવું, કદી ન થાવું રુષ્ટ. ૪
ભોજનોપયોગી અભિમત તે, સહુ સપાદુ સ્વામ;
એ રીતે વનવાસ વસતા, ગાતા હરિગુણગ્રામ. ૫
એવામાં ઇંદ્રે વિચાર્યું, જઈ જોઉં મુનિનું સત્ય;
કેવી પવિત્રતા ક્ષમા કેવી, કેવી ઉદાર મતિની ગત્ય. ૬
એ ઇચ્છા સુરવરને પ્રકટી, એમાં ભવિષ્યનો શો વાંક;
પક્ષીસ્વરૂપે ઇંદ્ર ત્યાં આવ્યો, જેને જોઈ થૈએ મુનિ રાંક. ૭
ભગ્નાકૃતિ પણ તૂટી પાંખો, વળી શરીરે વૃદ્ધ;
રક્તનેત્ર ગુંજા સમાં, જેને જોઈ થાય મન બદ્ધ. ૮
તેવો પક્ષી આવી પડ્યો, જ્યાં બેઠા હમારા બાપ;
મુખથકી એ પક્ષી ઉચરે, ત્યાં કરી આલાપ વિલાપ. ૯
હું ભૂખ્યો છું બહુ દિનનો, ક્ષુધા પીડે છે તન;
મારું રક્ષણ કરો મહા મુનિ, છું દીનહીન પક્ષીજન. ૧૦
ઐશ્વર્યવાન તમે છો તાપસ, મારુ નિવારો ભૂખદુ:ખ;
ઇતિહાસ સુણી મુનિ માહરો, લાવી દયા કીજે સુખ. ૧૧
વિંધ્યાચળના શિખર ઉપર, એકદા મળ્યા પક્ષીજન;
સાથે લાગા ઉડવા લાગ્યા, તેની પાંખનો પ્રકટો પવન. ૧૨
તે પવનનો વેગ દારુણ, લાગ્યો મારી કાય;
પૃથ્વી ઉપર પડી ગયો. મુનિ, લાગી મહા મૂર્છાય. ૧૩
મૂળે? વૃદ્ધ ને વાગ્યું અંગે, સાત દિવસ ગઈ શુદ્ધ;
આઠમે દિવસે ભાન આવ્યું, તવ ક્ષુધાની પ્રકટી બુદ્ધ. ૧૪
હોસકોસ ઉડી ગયા, હુથી ક્ષુધાએ ન ઉડાય;
જાણ્યું નહિ કોઈ લાવી આપે, કર્યાં ઉડવા અનેક ઉપાય. ૧૫
મહાખેળે ખેળે હું ઉડ્યો, તો તમો મળ્યા દેવદયાળ,
હે વિપ્રર્ષિ મારું રક્ષણ કીજે, હોલવી ભૂખની ઝાળ. ૧૬
એક દિવસનું ભક્ષ આપો, નથી વધારેની આશ;
ભક્ષ મળે મુનિ શક્તિ આવે, પછે ફરુ વન ચોપાસ. ૧૭

"તે સાથે લાગા ઉડવા લાગ્યા, તેની પાખનો પ્રકટો પવન" ૧૫ મા "ઉડાય."

એમ વદી મહાદીન થઈ, ત્યાં બેઠા પક્ષીરાજ;
થર થર કાંપે જોઈ ચિત્ત ચાંપે, શંકે કપોત સાલો બાજ. ૧૮
એવી દશા જોઈ બોલિયા, પિતાશ્રી શું ત્યાંય;
હે પક્ષી ચિંતા કર પરી, તું રીઝ ઘણો મન માંય. ૧૯
હું મુખ માગ્યું તુને ભક્ષ આપું, તે તૃપ્ત થઈ તું ખાય;
બોલ્યા તૈયાર હું શું કરે, જે જોઇને તું હરખાય. ૨૦
આહાર આપુ આજ હું, જે હોયે મન ઇચ્છાય;
ત્યારે પક્ષી બોલ્યો મુખથી, નરઆમિષે તૃપ્તિ થાય. ૨૧
તે સાંભળી ઋષિ બોલિયા, તુ માન્ય મારો બોધ,
બાળ યુવા ગઈ મૂઢ તારી, નરઆમિષકેરે શોધ. ૨૨
આ વૃદ્ધ વયને એ નવ છાજે, સ્વેચ્છાકેરા ભોગ;
સર્વ પ્રાણીની શાંત ઇંદ્રિય, વય જાતાં જાગે જોગ. ૨૩
તો તું વૃદ્ધ વયે ક્યમ દુર્મતિ, ઇચ્છે મનુષ્યનું માંસ;
અલ્યા વય થયે સુધર્યો નહિ, રહ્યો પોલો ઢંઢ શુ વાંસ. ૨૪
ક્યાં નરઆમિષ, ક્યાં વય છેલ્લુ, કરય તેનો તુ વિચાર;
પ્રાણ ને પ્રકૃતિ સાથે જાયે, તે રૂપ મેં લહ્યું આ વાર. ૨૫
અરે પણ હું કેમ બોધુ, આ દુષ્ટને નિરધાર;
વળી દુષ્ટ એવું કેહનું ન માને, જો મેં મુખ કર્યો ઉચ્ચાર. ૨૬
મેં મુખે કહ્યું તે આપવું, વળી થયો અતિથિ એહ;
એનું લાગ્યુ એ ભોગવે, મારે મારું કરવું જેહ. ૨૭
માગ્યું આપવું માહરે, એવો કર્યો દૃઢ અભ્યાસ;
તો નરમાંસ એને આપવું, માગે પૂરવી એની આશ. ૨૮
પછે બોલાવ્યા સુત ચારને, ગયા મુનિ પિતાની પાસ;
પિતૃભક્તિ પૂર્ણ મનમાં, કરજોડી ઉભા ત્યમ દાસ. ૨૯
એવી ભક્તિ જોઈ અમારી, પિતા થયા પ્રસન્ન;
ગુણગણ અતિ ગાઈ અમારા, પછે બોલ્યા કુઠિત મન. ૩૦
ક્ષોભ પામેલા મનવડે, પિતૃ બોલ્યા વેણ કઠોર;
હે દ્વિજસત્તમ પુત્ર મારા, હુ ઝુઝુ તમારે જોર. ૩૧
મારી સાથે ઋણગ્રસ્ત છો, તમો બધુ ચાર;
જેમ પુત્ર છો તમે મારા, તેમ તમને થયા સુત સાર. ૩૨
જો તમે માનો મને ગુરુપિતા, કરો કપટવર્જિત કામ;
નિર્મળ મન કરી વેણ પાળો, થઈ દાનેશ્વરી ઉદ્દામ. ૩૩
એવુ વચન સુણી જનકકેરુ, અમે બોલ્યા સાથે ચાર;
જે કેહશો તે સર્વે કરીશું, નવ મુખ કહું નકાર. ૩૪

---

૨૯ પા "કે ગયા મુનિ અમો પાસ." ૩૧ પા. "પછે બોલ્યા."

તમે કહ્યું તે કર્યું જાણો, સંશય નહિ તલભાર;
ત્યારે પિતા મુખ બોલિયા, સુણો સુત તમે ચાર. ૩૫
આ પક્ષી આવ્યો શરણ મારે, ક્ષુધાતૃષાએ દીન;
મુજ તનુજતનના માંસથી, એ થાય પળમાં પીન.* ૩૬
તમારા માંસે ક્ષુધા મટશે, રુધિરે તૃષા આજ;
ક્ષણભર તૃપ્તિ એને થાશે, સહુ મળી કરો એ કાજ. ૩૭
તૈયાર થઈ એની પાસ જાઓ, જેથી થાયે એને સુખ;
વચન સુણી ચારે ભય પામ્યા, પ્રકટ્યું સૌને દુ:ખ. ૩૮
એકીવારે અમે બોલિયા, સાથેલાગા ચાર;
દેહદાહક જે કાર્ય સોંપ્યું, થાય અમથી ન ક્ષણવાર. ૩૯
અન્યકેરી તૃપ્તિ અર્થે, કુણ ખુએ પોતાનો જીવ;
વળી તે પણ એક ક્ષણની કહો, મુખ શું વદો અશિવ.† ૪૦
કોણ ડાહ્યો એમ કરવા, કરે મુખ ઉચ્ચાર?
તેમ કોઈ નવ કરે જાતે, જાણી આચારવિચાર. ૪૧
જેવો દેહ છે આપનો, તેવો સુતનો સાર;
પુત્રકેરા ધર્મ શા છે, તે સુણો પિતા આ વાર. ૪૨
પિતૃદેવમનુષ્યકેરાં, હોય જે જે ઋણ;
તેહ પુત્રે પાળવાં, [પણ] આવું વેણ માને કુણ? ૪૩
તે પ્રમાણે તે આચરે, નવ કરે કુકે કામ;
આ દેહ ધર્યો નથી પક્ષી અર્થે, કૂડી મૂકો મન મામ. ૪૪‡
જો રહિયે જીવતા દેહથી, તો કરું પુણ્ય પવિત્ર;
કલ્યાણકારી કૃત્ય કરશું, ગાશું ગોવિંદચરિત્ર. ૪૫
કલ્યાણ થાશે દોષ જાશે, મુવા પૂઠે શું થાય;
દેહ ગયે સર્વત્ર જાતું, ધર્મ કર્મ વહી જાય. ૪૬
એ અર્થે જ્ઞાની કહે, સર્વ જતું કરવું જાણ;
પણ દેહકેરું રક્ષણ કરવું, અમે માની સાચી (તે) વાણ. ૪૭
અન્ય થાય એવું કાર્ય સોંપો, તો કરવા ઉભા પાસ;
હસ્ત જોડી શિર્ષ નામી, વદિયા ચારે દાસ. ૪૮
વચન સુણતાં પિતા અમારા, થયા ક્રોધે લાલ;
જાજ્વલ્યમાન જમદગ્નિ શા, થઈ વદ્યા તતકાળ. ૪૯
હે પુત્રો પ્રતિજ્ઞા મેં કરી, તે નવ સંપાદો કોય;
છે ધિક્કાર એવા પુત્રને, જે જીવતર કાજે રોય. ૫૦

* પુષ્ટ. † અમંગળ. ‡ એ કડી પછી પ્રાચીનકાવ્યમાળામાં નીચલી કડી છે. "વળી તે કોઈએ કર્યું નથી, ન કરે હમણા કોય; માટે અમે માનું નહિ, રહે જીવ તો ભદ્રજ હોય"

તિર્યકકેરું મન ન મનવ્યું, થાવ તિર્યક બાળ;
વચન ભ્રષ્ટ વળી થયા, થઈ પક્ષી થાઓ ન્યાલ. ૫૧
બોલ્યું અબોલ્યું જે કરે, થાય તેના આ હાલ;
તે પક્ષી થઈ ભમતા ફરે, વેઠે વૈશાખકેરી ઝાળ. ૫૨

વલણ.

વૈશાખકેરી ઝાળ વેઠે, કે નરકમાં જાય રે;
ભટ પ્રેમાનંદ ભણે પિતૃઆજ્ઞા, લોપિ પાપી થાય રે. ૫૩

—:o:—

## કડવું ૧૧ મું.

### રાગ જીતમાન.

એમ ભાખી ક્રોધ નિવારી, સજ થયા મુનિદેવ જી;
શાસ્ત્રવિધિપુરસ્સર કીધી, પ્રભુતણી તો સેવ જી. ૧
અંતકાળની દષ્ટિ કીધી, વળી ઔર્ધ્વદૈહિક કીધું જી;
સ્મરણ કરી સચ્ચિદાનંદનું, પછે દાન દેહનું દીધું જી. ૨
મુખે બોલ્યા પછી એવું, સુણ્ય પક્ષીમાં શ્રેષ્ઠ જી;
પૂર્ણ વિશ્વાસે વપુ ખા મારું, ભણે પુત્રો થાતા નેષ્ઠ જી. ૩
આ દેહ મારો આજ મેં તો, તુને સમર્પ્યો જાણ જી;
દ્વિજ જાતિમાં સત્ય જે પાળે, તે જાણો ગુણવાન જી. ૪
છે બ્રાહ્મણનું બ્રાહ્મણપણું એ, સાચું કરવું વેણ જી,
સત્ય પાળે પુણ્ય પ્રૌઢ, વળી થાયે સત્ય સુખદેણ જી. ૫
જે યજયાગતપજોગ સાધે, મળે નહિ નિરવાણજી;
તે વેણ સત્યે મળે વેહલું, એવી વેદશાસ્ત્રે વાણ જી. ૬
તું ભક્ષ કરય ઉતાવળે, વા ધીમે ધીમે ખાય જી;
દેહ ધર્યાનું સાર્થક થયું છે, આ દેહે (તારી) કાય પોષાય જી. ૭
જોઈ દઢતા મુનિતણી, આશ્ચર્ય પામ્યો ઈંદ્ર જી;
વાર નહિ દેહ આપતાં, ન લહ્યો આવો મંદ્ર* જી. ૮
પછે મુખથી પક્ષી બોલ્યો, સુણો મુનિદેવ જી;
સમાધિ ચઢાવી તમે દેહ ત્યાગો, તો ભક્ષ હું તતખેવ જી. ૯
જીવતો જીવ મેં નવ ખાવો, એવો ધર્યો છે નીમ જી;
પક્ષીજાતિ થયો તેમાં શું, મુકુ ન નીમની સીમ જી. ૧૦

* ગભીર

મુનિવર કેહુ વારું વાહલા, મારે કરવું તેમ જી;
સમાધિ હું સાધી બેસું, કરય તું તારુ ક્ષેમ જી. ૧૧
પછે મુનિએ સમાધિ સાધી, તદા ગાભરો થયો સુરદેવ જી;
અધુના દેહ ત્યાગ કરે એ, જેણે સાધી સત્યની સેવ જી. ૧૨
વાર કરવાની ઘડી હાલાં નહિ, વાસવ સમજ્યો મન જી;
સ્વયરૂપ પ્રકાશિયો પ્રભુ, ઢંઢોળ્યું તાપસ તન જી. ૧૩
હે દ્વિજસત્તમ જાગો જાગો, સમજો મન હું કોણ જી;
પરીક્ષા જોવા હું આવ્યો, આશ્ચર્ય પામ્યો એણ જી. ૧૪
હે દેવમૂર્તિ નિષ્પાપ મુનિવર, સત્યવ્રત જાણવા આવ્યો જી;
એ અપરાધ ક્ષમા કરો મારો, સંતોષ અતિ ઉપજાવ્યો જી. ૧૫
માગો મનમાં જેહ ઇચ્છો, વા આપું હું શું મૂઢ જી;
સત્ય પાળી સર્વ સાહ્યુ, વશ કર્યા ગરુડારૂઢ જી. ૧૬
સ્વયનું સત્ય વાક્ય" પાળ્યે, પ્રીતિ વાધી મારી જી;
આજથકી ઇંદ્ર જેવા જ્ઞાની, થાશો સત્યાચારી જી. ૧૭
તપ માંહે વિઘ્ન ન આવે; એવો આશિર્વાદ જી;
ધન્ય ધન્ય કહી વાસવ વળિયો, સુરે કર્યો શુભ સાદ જી. ૧૮
ત્યાર પછે અમો ચારે બધુ, સન્મન્યા સરખા જાતા જી;
મસ્તક મૂકી પાદમાં, ચરણકમળ મુનિ સાહતા જી. ૧૯
ક્રોધી પિતાને પ્રણામ કરી, આ પ્રમાણે કેહતા જી;
હે પિતા ભય લાગ્યો મરણનો, વળી નહિ સુખશાતા જી. ૨૦
જીવવું વાહલું અમને લાગ્યું, પરંતુ થાવ કૃપાળુ જી;
ક્ષમા કરો ક્ષમાધર પોતે, દયા કરો દયાળુ જી. ૨૧
રુધિરરસથી પૂર્ણ ભરેલો, ત્વચાઅસ્થિ માસનો દેહ જી;
તેમાં પ્રીતિ પંડિત ન કરતા, તે જાણ્યું નિઃસંદેહ જી. ૨૨
એમ છતાં પ્રીતિ વાધી મનમાં, કામ ક્રોધે ભૂલાવ્યા જી;
સર્વ અજ્ઞાની એમ ભૂલે છે, તો અમો કુણ કાવ્યા જી. ૨૩
આ દેહરૂપી નગર છે મોટું, પ્રજ્ઞા તેનો કોટ જી;
અસ્થિ સ્તંભ બૃહત્ છે તેના, દઢ ત્વચા ભીંતની ચોટ જી. ૨૪
તે ભીંતને આમિષના લોચા, મારી મજબૂત કીધી જી;
રુધિરવડે લીંપી તે લીધી, મૂર્ખે જાણી મહાસિદ્ધિ જી. ૨૫
દરવાજા નવ તેને મોટા, ચોપાસ સ્નાયુ વીંટાયા જી;
રક્ષણ કરતા રહ્યા ઉભા, તે મૂર્ખે નવ જાણી માયા જી. ૨૬

---

૧૮ પા "ગડગડયા દુંદુભી નાદ જી".

એ નગરનો રાજા જાણો, ચૈતન્યવાળો જીવ છે;
તે રાજ્યકર્ત્તાના પ્રધાન પ્રૌઢા, મનમતિ મહાશિવ છે. ૨૭
તે બે માંહિ વિરોધ છે મોટો, છે એકમેકના શત્રુ છે;
પરસ્પરની ઉત્પત્તિને કાપે, થાયે ન કોઈ ભિન્નુ છે. ૨૮
બુદ્ધિનું બળ વાધે જ્યારે, ત્યારે મન સંકલ્પ મૂકે છે;
મનની વૃદ્ધિ થાયે જ્યારે, ત્યારે મતિ આડંબર ચૂકે છે. ૨૯
એ દેહનગરના રાયને હણવા, હેવા અરી ઉદ્યોગી છે;
પિતાશ્રી તે ચાર છે પ્રૌઢા, નથી રોગી છે નીરોગી છે. ૩૦
કામ નામ છે પેહેલાં કેરું, બીજું નામ છે ક્રોધ છે,
લોભ ત્રીજો લક્ષણ વિસરાવે, મોહ મૂકાવે બોધ છે. ૩૧
જ્યારે એ ચારથી ભય પામી, નૃપનગરદ્વારને વાસે છે;
ત્યારે તેનું બળ અસ્થિર થાતું, નિર્ભય સરખો ભાસે છે. ૩૨
પ્રાણીની પ્રીતિ વળતી થાયે, કામાદિક અરિ હારે છે;
દ્વાર ઉઘાડાં મૂકે જ્યારે, ત્યારે પાછા તે મારે છે. ૩૩
નેત્રદ્વાર ઉઘાડેલું જોઈ, કામ કરે સંચાર છે;
તે અરિ વ્યાપિ જાયે ઝડપમાં, પળ વિપળ થાયે ન વાર છે. ૩૪
પંચદ્વાર પ્રૌઢા તે નિરખી, ગમે ત્યાંથી પેસે છે;
કામ ગયો કે ત્રણ જાય પૂઠે, દેહમાં સુખે બેસે છે. ૩૫
એ રીતે ઇન્દ્રિયદ્વારે કરીને, દેહનગરમાં જાયે છે;
પછે ક્રોધ લોભ મોહ સાથે મળીને, મન પ્રધાનને સાહે છે. ૩૬
એટલું કર્યા પૂંઠે કરે કબજે, ઇંદ્રી મનને એવ છે;
અપરાજિત મહાબલિષ્ટ થાયે, મતિની મૂકાવે સેવ છે. ૩૭
એમ નગરદ્વાર રુંધી સઘળાં, પ્રજ્ઞાપ્રાકાર* તોડે છે,
મન પ્રધાન આશ્રિત કામનો લહી, બુદ્ધિ નાશી કરજોડે છે. ૩૮
એ રીતે મનમતિમંત્રીરહિત જીવ, રાજા છતે થાય નોખો છે;
પ્રજા પણ રાયની નવ થાતી, એટલે લાગે ધોખો છે. ૩૯
પ્રધાન રહિત પ્રજાએ તજ્યો, શત્રુ રહ્યા જોતા છિદ્ર છે;
એ રાજા જીવ્યો મુઆ શો, નાશ પામ્યો જોઈ દરિદ્ર છે. ૪૦
પછે જ્ઞાનનાશક અવર્ત્તે દુરાત્મા, કામ ક્રોધ લોભ મોહ છે;
કામે ક્રોધની ઉત્પત્તિ થાયે, ક્રોધે લોભનો વાધે વોહ છે. ૪૧
લોભથકી મોહ પ્રકટે પૂરો, મોહ સ્મૃતિભ્રંશ કરાવે છે;
સ્મૃતિભ્રંશથી બુદ્ધિનો લય, બુદ્ધિલયથી સર્વ હરાવે છે. ૪૨

૩૬ પા. "૦સાથે મેળવી, કામ મન પ્રધાનને૦." * જ્ઞાનરૂપી કિલ્લો-કોટ.

એ રીતે મુનિસત્તમ થાતો, નાંશ પોતાનો જાણો જી;
તેવી ગતિ તમ પુત્રકેરી થઇ, વખોડો કે વખાણો જી. ૪૩
કામ લોભને માર્ગે અનુસરી, જીવિતની લાલસા રાખી જી;
હવે કૃપા ઋષિ કરીને ઉગારો, શાપઅનુગ્રહ ભાખી જી. ૪૪
તામસી ગતિ નવ પામું તાપસ, એટલું વિનવી માગું જી;
ત્યારે ઋષિ કેહ સાંભળો પુત્રો, હું વચન મારું ન ત્યાગું જી. ૪૫
હું અસત્ય કોઇવાર ન બોલ્યો, (ભાખ્યું) વચન મિથ્યા ન થાય જી;
દૈવ બલિષ્ટ માનું આ સ્થાનક, જેણે ક્રોધી કરી મમ કાય જી. ૪૬
જેવડે કાંઈ કરી શકાય ન, એવું નિરર્થક પુરુષપરાક્રમ જી;
ધિક્ ધિક્ એને હું ધારું, જે શાપનો સાલ્યો અનુક્રમ જી. ૪૭
હે પૂત્રો તમે નમસ્કાર કરી, શમાવિયો ક્રોધ મારો જી;
પ્રસન્ન થયો હું પૂર્ણપણે આજ, તો કેહશો શાપથકી ઉદ્ધારો જી. ૪૮
તેમ ન કાંઇ બને મારાથી, તદપિ કહું એક વેણુ જી;
તિર્યગ્યોનીમાં જ્ઞાની થશો વર, (તેણે) સન્માર્ગ સૂઝે સુખદેણુ જી. ૪૯
પાપ સંતાપ કલેશ શેષ રેહ નહિ, સહુ મારી કૃપાએ થાશે જી;
થઈ સંદેહરહિત પામો મોક્ષ સિદ્ધિ, દુઃખ દરિદ્ર સહુ જાશે જી. ૫૦
હે શમીકમુનિ પૂર્વે એવો, દૈવ બળે થયો શાપ જી;
પિતાશાપે તિર્યગ્યોનિ આવ્યા, (રણે) જન્મ્યા જપી જાપ જી. ૫૧
ત્યાં રક્ષક તમો દક્ષ થયા મુનિ, કરિ પક્ષ અમારી પૂરી જી;
એ રીતે અમો પક્ષી થયા છું, યાતના રહી ન અધૂરી જી. ૫૨
સંસારસાગરમાં નહિ કોઈ, જેને દૈવના ખડકો મૂકે જી;
દૈવની ચેષ્ટા જેષ્ટ શ્રેષ્ઠા, આધીન કરાવતાં નવ ચૂકે જી. ૫૩
માર્કંડેય કહે જૈમિનિ સુણીએ, એવાં સુણી પક્ષી વચન જી;
ઐશ્વર્યવાન્ ભગવાન્ મહામુનિ,. શમીક રીઝ્યા મન જી. ૫૪
પછે નિકટ બેઠેલા દ્વિજને કેહતા, સાંભળીએ સહુ કોય જી;
મેં પ્રથમથી ભવિષ્ય ભાખ્યું, આ પક્ષી પક્ષીસત્તમ હોય જી. ૫૫
મહાભારતનું યુદ્ધ અપરિમિત, તેમાંથી જીવ્યાં એહ જી;
આજ અસાધારણ પક્ષી જાણ્યા, તેથી થયાં નિઃસંદેહ જી. ૫૬
પછે તે પક્ષીઓ આજ્ઞા માગી, ગયા વિંધ્યાચળ માંય જી;
તે શ્રેષ્ઠ પર્વત વૃક્ષ વેલીએ વીંટયો, અલિગણુ* ગુંજે જ્યાંય જી. ૫૭
તે વેદાધ્યયનાસક્ત તપસ્વી, સમાધિનિશ્ચયવાળા જી;
ધર્મના રૂપશા વાસ વસે ત્યાં, જેના તાપની પ્રૌઢી જ્વાળાં જી. ૫૮

મનસંયમ જે પૂરો પાળે; પિતાશાપથી પક્ષી થયેલા છે;
શમીકમુનિથી સત્કાર પામી, છે વિંધ્યાચળમાં વસેલા છે. ૫૯*
તે અદ્યાપિ શ્રેષ્ઠ પર્વતમાં, વાસ કરીને વસિયા છે;
ગહન પર્વત પવિત્ર જ્યાં પૂરણ, તેને પૂછે રસમાં રસિયા છે. ૬૦
ઇતિશ્રીમાર્કંડેય પુરાણે, વિંધ્યપ્રાપ્તો તૃતીયો અધ્યાય છે;
પુરાણી જેવું ગદ્યમાં ભાખે, તેવું પ્રેમાનંદ પદ્ય ગાય છે. ૬૧
ક્યાં પુરાણી ને ક્યાં પ્રેમાનંદ, ક્યાં અર્ક ને ક્યાં ખદ્યોત છે;
ક્યાં દીપક ને ક્યાં મહાઅગ્નિ, ક્યાં પુરાણી દ્યોતઉદ્યોત છે. ૬૨

વલણ.

પુરાણી દ્યોતઉદ્યોત મોટા, જેમાં પુરાણી સૂતસમા રે;
હું વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, તમો ધારું જોઈ ક્ષમા રે. ૬૩

---

## કડવું ૧૨ મું.

### રાગ અંદોલ ગોડી (ચોપાઇ).

માર્કંડેય કેહ સુણ જૈમિનિ તુંય, મળો દ્રોણતનયને ભાખુંહુંય;
દ્રોણના પક્ષીપુત્ર થયા જ્ઞાની, રહે વિંધ્યાચળમાં તે સુખ માની. ૧
તેની પાસે જાઓ તમો, તેને પૂછી સંશય નિર્ગમો;
સુણી જૈમિનિ મુનિનું વચન, વિંધ્યશિખરે જવા કર્યું મન. ૨
ધર્મ પક્ષીનાં દર્શન કરવા, ગયા સંશય કિલ્મિષ હરવા;
ગયા પર્વત નિકટે જ્યારે, સુણ્યો અધ્યયનકેરો સ્વર ત્યારે. ૩
તે સુણી વિસ્મય પામ્યા મુનિદેવ, વિચારવા લાગ્યા તજી અહમેવ;
અક્ષરોચ્ચારણ સ્થાનક કંઠ, તાલ્વાદિ દોષમાં નહિ ઠંઠ.† ૪
શ્વાસોચ્છ્વાસથી ધારા ન તૂટે, ભણતાં અટકતાં સ્વર નવ છૂટે;‡
અહો પક્ષીસત્તમ ભણે છે કેવું, છે દોષરહિત ને સ્પષ્ટ જોવા જેવું. ૫
તિર્યગ્યોનિમાં પામ્યા છે જન્મ, ભારતી§ તજે ન જાણી અજન્મ;
એથી આશ્ચર્ય બીજું કિયું, ધન્ય ધન્ય બ્રાહ્મણત્વ બિયું.‖ ૬
ગૃહસ્થને બધુ મિત્ર સગાં સહુ મૂકે, અતિ પ્રિય પણ સહવાસ ચૂકે;
પણ આને સરસ્વતી તજતી નથી, કરે વર્ણન એનું કોણ કથી. ૭
એમ વિચારતા પેઠા ભૂદેવ, પર્વતગુફામાં તજી અહમેવ;
પેઠા પછી દીઠા પક્ષીરાજ, બેઠા નગશિલાએ ગુણસમાજ. ૮

* તેજ નો પ્રકાશ. † ભૂલ કરનાર–અક્કડ. ‡ ભૂલે. § સરસ્વતિ. ‖ વિર્યબીજ.

દોષ રહિત ભાપણુ જોઈ તેનું, થયું છે શોકાકુલ મન જેનું;
બીજી મગથી થઈ હર્ષવ્યાપ્તિ, ધન્ય ધન્ય પક્ષી કેરી થઈ પ્રાપ્તિ. ૯
પછે કે'વા લાગ્યા સર્વને સાંય, ભદ્ર ભદ્ર પક્ષી કેરી સભાય;
તમારાં દર્શન કારણ આવ્યો, વ્યાસશિષ્ય જૈમિનિ હું કાવ્યો. ૧૦
તેને જાણો તમે પક્ષીસત્તમ, ક્રોધી જનકે* શાપ્યા અનુત્તમ!
તેથી પામ્યા પક્ષીકિરુ રૂપ, એ સર્વ અમે જાણ્યું સદ્રૂપ! ૧૧
(પણ) એ સર્વ છે દૈવની કૃતિ, ટાળો શોક નિર્મળ કરી મતિ;
હે પક્ષી પુરંદર પૂર્વે, એક શમ્બરમુનિ નામ અપૂર્વે. ૧૨
તેમણે એક કુલીન મનસ્વીને જાણ, દ્રવ્ય નાશ થયે આપ્યાં પ્રમાણ;
ઉપદેશ કરી કર્યું મન શાંત, તે સુણાવું સુણો મહાંત. ૧૩
જ્યારે થાય સ્વતપનો ક્ષય, ત્યારે વહી જાય નીતિ ને નય;†
જે કો અન્યને આપે જાણ, તે માગે અન્ય કને નિર્વાણ. ૧૪
જે મારે બીજાને માર, તે ખાય માર બીજાનો અપાર;
જે બીજા કોઈને પાડી નાખે, તેને બીજાં પડ્યો પડ્યો ભાખે. ૧૫
એવું વિપરીત લહ્યું અપાર, ચડ ઉતરની છાંયડી સાર;
પ્રાપ્તિ અપ્રાપ્તિ પદાર્થનાશ, એવો વ્યાકુળ જોયો જગાભ્યાસ. ૧૬
એવો ઉપદેશ કથ્યો તે મુનિ, તમે થાવ શોકથી શાંત માહગુણી!
શોકહર્ષવડે કરીને ગ્લાનિ, નવ પામે તે મોટા જ્ઞાની. ૧૭
એવું સુણી ઉઠ્યા પક્ષી સર્વ, જેનો તજાયો છે પૂર્વનો ગર્વ;
પાદ્ય અર્ઘ્યથી કર્યું પૂજન, પૂછ્યું કુશળ નમી પક્ષીજન. ૧૮
સુખી કરી બેસાડ્યા મુનિ, વિશ્રાંતિ આપી કથા તેની સુણી:
કરી પક્ષના વીજણા જેહ, વા નાખી કરે શ્રમ દૂર તેહ. ૧૯
એવી ચાકરી કરી જવ પૂરી, તપોનિધિ બોલ્યા મહાસુરી;
અહો દ્વિજરાજ પધાર્યા ભલે, જન્મ સફળ કીધો તપબળે. ૨૦
થયું જીવિતનું સાર્થક આજ, તેનું કારણ સુણો મહારાજ;
દેવલોકે અભિવંદિત બેય, પાદપદ્મ‡ દીઠાં અમો તેય. ૨૧
પિતાકોપઅગ્નિ વસે દેહ જેહ, તમ દર્શનજળે શાંત થાય તેહ;
હે બ્રહ્મન્ છે સર્વે સુખી, પશુ પક્ષી વૃક્ષ વેલી સુખી? ૨૨
ત્વચા સાર છે જેનો જાણ, છે એવી તૃણજાતિ સુખી સુજાણ?
છે આશ્રમ માંહે સર્વને સુખ? અથવા હોયે ક્યાંથી દુ:ખ. ૨૩
જેને સમાગમ નિરતર સારો, તેને ક્યાંથી દુ:ખનો વારો?
અમે પક્ષી પૂરું કહી નવ શકીએ, આવડું અણઆવડ્યું બકીએ. ૨૪

* પિતા. † વિવેક. ૧૯ પા. "સુખી કરી બેસાડેલા જાણ, વિશ્રાંતિ પામેલા નિર્વાણ"
‡ ચરણકમલ. ૨૪ પા. "પક્ષી પૂરું કહી નવ શકું, આવડ્યું અણ આવડ્યુ બકું."

હવે વિનતિ કરું કરજોડી, દેહ થાય અમારી થોડી થોડી !
કેમ આ આશ્રમમાં શ્રમ લીધો, ધન્ય મુનિ જન્મ કૃતારથ કીધો. ૨૫
સુરસમાગમ જેવો સમાગમ, થયો અમ અભ્યુદય વરણું કયમ;
દયા કરી કહો મુનિદેવ, કિયા શ્રેષ્ઠ ભાગ્યે સાધી દર્શનસેવ. ૨૬
જૈમિનિ કેહ સુણો પક્ષી શાર્દૂલ, મારા આવ્યાનું ભાખું મૂળ;
નર્મદાજળના બિંદુવડે, વિંધ્યગુફા સિંચાઈ ન જડે. ૨૭
તેમાં આવ્યો કિયે કારણે, તે સર્વ તારવી કહું તારણે;
સાંભળો તમે પક્ષીરાજ, થાય તો કરો મારું કાજ. ૨૮

વલણ.

કાજ કરો સુખસાજ મારું, છો પાજ પૂર્ણાનંદ રે;
જન પ્રેમાનંદ કાંઈ ન જાણે, ભજે ગરુડારૂઢ ગોવિંદ રે. ૨૯

---

## કડવું ૧૩ મું.

### રાગ ધનાશ્રી.

મહાભારતમાં મુને સંદેહ જી, ગયો પૂછવાને હું તેહજી;
ભૃગુકુળધારણ મહાત્મા મુન્ય જી, માર્કંડેય નામે પૂર્ણ પુણ્ય જી. ૧
તેમને પૂછ્યા સંદેહ મારા જી, તેમણે નામ દીધાં તમારાં જી;
વિસ્તારી પ્રશ્નોત્તર સંદેહ મટાડે જી, તેમને કહે આવ્યો આ પહાડે જી. ૨
માટે મારા સાંભળિયે પ્રશ્ન જી, વ્યાખ્યાન કરી નિવારો તૃષ્ણ જી;
દ્વિજવર કહે સુણો જૈમિનિ જી, તમે તો મોટા છો મહામુનિ જી. ૩
અમને જ્ઞાત જેટલું હોશે જી, ગમે તે સંશય તમારા ખોશે જી;
જે અમારી મતિમાં સમજાવા જેવું જી, ચાર વેદ ધર્મશાસ્ત્રને સેવું જી. ૪
વેદને અનુસરતું ને વેદાંગ જી, તે સર્વમાં બુદ્ધિ પ્રવેશે સાંગ જી;
તથાપિ દ્વીજવર કહીએ મુખે જી, પ્રતિજ્ઞા કરી શકીએ ન સુખે જી. ૫
હોય ભારતમાં જે જે સંદેહ જી, કે હોય કથા સંદિગ્ધ જેહ જી;
તે સુખે પૂછો ભૂસુર જી, યથામતિ ઉત્તર દેઉં પૂર જી. ૬
ન રહેવું કદાપિ સંદેહયુક્ત જી, થાય મોહ કહે સર્વ મુક્ત જી;
જૈમિનિ કેહ મારા સંશય જેહ જી, સાંભળો દ્વિજવર કહુંછું તેહ જી. ૭
તે સાંભળી હો નિર્મળ વિહંગમ જી, મુને સઘળી સમજાવો ગમ જી;
પ્રથમ પ્રશ્ન મારો છે એશ જી, સકળ કારણનું કારણ અખિલેશ જી. ૮
વિશ્વાધાર જનાર્દન વાસુદેવ જી, ગુણાદિ વિક્રિયા રહિત સ્વયમેવ જી;
કેમ માનવ થયા તે જાતે જી, બીજો સંદેહ છે એક વાતે જી. ૯

દ્રુપદરાયની પુત્રી દ્રૌપદી જી, જે વેણ અસત્ય મુખ ના વદી જી;
તેને પાંચપતિ શામાટે જી, એ સંશય મન ઉચ્ચારે જી. ૧૦
હલાયુધ બળદેવ દયાળ જી, શે વહોરી બ્રહ્મહત્યા કપાળ જી;
તેનુ નિવારણ તીર્થે કેમ જી, શેષ અજન્મા વિષે એ વેહમ જી. ૧૧
પરણ્યા વિનાના પાંડવ પુત્ર જી, જેમણે જાણ્યું નહિ શું ઘરસૂત્ર જી;
જેને માથે પાંડવશા પિતા જી, તે કેમ મરણ પામ્યા શોભિતા જી. ૧૨
એ મહાસંદેહ નિવારો ખગેશ જી, જઈ આશ્રમ વસુ શુભ વેશ જી;
મારા ગુરુએ સર્વે નિવાર્યા જી, વીસરી ગયો વળી ચિત્તે ધાર્યા જી. ૧૩
તે આજ ભાખો તમે સર્વ જી, તો જાણું મળિયું ગુરુરૂપ પર્વ જી;
પછે પક્ષી બોલ્યા મુખ વાણી જી, જય જગતગુરુ શારંગપાણિ જી. ૧૪
સ્થાવર જંગમકેરા ઈશ જી, પરમાત્મા જનાર્દન વશાવીશ જી,
પ્રાણી પ્રાણાધાર ગતિ મોટી જી, જેના આગળ મનીષા ખોટી જી. ૧૫
તેને નમસ્કાર હોજો અમારો જી, દેવેશ સમર્થ વિષ્ણુ ઉદ્ધારો જી,
ન થાતુ મતિવડે માપ જેનું જી, રૂપ ત્રિકાળ વિકાર વિણ જેનું જી. ૧૬
એવા પ્રભુને નમસ્કાર અમારો જી, વાસુદેવ સંકર્ષણ પાર ઉતારો જી,
પ્રદ્યુમ્ન અનિરુદ્ધ દેવ જી, ચતુર્વ્યૂહાત્મક કેરી સાધુ સેવ જી. ૧૭
નિર્ગુણ છતાં ત્રિગુણ પૂર જી, યજ્ઞયાગમાં અખિલ શૂર જી;
સર્વ સૃષ્ટિ છે જેનાં અંગ જી, નિગમ ગુણ ગાઈ કહે અભંગ જી. ૧૮
જે સર્વોત્તમ સર્વધામ જી, એવા પ્રભુને કરીએ પ્રણામ જી,
જેનાથી નહિ સૂક્ષ્મ કો વસ્ત જી, જેનાથી સ્થૂળ ન જગ સમસ્ત જી. ૧૯
જેનાથી જગ્ત છે વ્યાપ્તમાન જી, એવા આદિ પુરુષ પુરાણ જી,
અજન્મા વિશ્વંભર બહુ નામી જી, કરી પ્રણામ નમીએ ગુણગ્રામી જી ૨૦
પ્રકટ થવાની છે જેને સત્તા જી, અંતર્ધાન થાવે મહાદત્તા જી,
એ સર્વ સત્તાથી દ્રષ્ટાદ્રષ્ટ જી, વિલક્ષણ પદાર્થથી ભર્યું જગ્ત જી. ૨૧
એ ઉત્પત્તિમાં બાળ્યું એણે જી, સંહાર સમયે સહાર્યું જેણે જી,
એ વિશ્વનિયંતાને કરીએ પ્રણામ જી, ગાઈએ અહર્નિશ ગુણગ્રામ જી. ૨૨
જે સ્વમુખે કરે વેદોચ્ચાર જી, ઋગ્ યજુર સામનો નહિ પાર જી,
એ વેદત્રયનો કરી ઉચ્ચાર જી, સર્વ જગ પવિત્ર કરે નિરધાર જી. ૨૩
એવા આદિદેવ બ્રહ્માને આજ જી, યોગધારણ નમીએ મહારાજ જી;
ત્રિપુરહન કરે એક બાણે જી, અસુરગણ પરાજય પામ્યા માને જી. ૨૪
જેનો યજ્ઞ સાધે મુનિ કોઈ જી, તેના નાશની ના ધારો સોઈ જી;
એવા મહાદેવને નમી સાંગ જી, ભાવે કરીએ શિરસાષ્ટાંગ જી. ૨૫
એવા ત્રિગુણાત્મકને નમી આજ જી, ભારતોપદેશતણું જોઉ રાજ જી,
જેમાં સર્વ ધર્મ પ્રકટ કર્યા વ્યાસે જી, આશ્ચર્યકારી કર્મ ઉનાસે જી. ૨૬

કરીએ વ્યાસને નમસ્કાર જી, તેનો અભિપ્રાય કહીએ આ વાર જી;
તત્ત્વવેત્તા મુનિવર સર્વ જી, નારાયણ પર્વતણું મહાપર્વ જી. ૨૭
નારા પૂર્વકાળનું છે અયન જી, માટે પરમાત્માને કેહ નારાયણ જી;
જૈમિનિ તે નિર્ગુણ સગુણ જી, ચતુર્વ્યૂહમૂર્તિ વ્યાપ્યા અણુણિણ* જી. ૨૮
તેની એક મૂર્તિ ન વર્ણાય કોથી જી, ન જડે ખોળે પાનાં પોથી જી;
વેષ્ટિત તેજની જ્વાળાવડે જી, જ્ઞાનીને શુક્લવર્ણી તે જડે જી. ૨૯
એ યોગાભ્યાસીની છે મૂર્તિ દૂર જી, તેમ છે સમીપમાં ઉરાઉર† જી;
તે છે નિર્ગુણ ને અવિકારી જી, એ નિર્મમત્વપણે પેખો મુરારી જી. ૩૦
ચતુર્વ્યૂહમાં એ વાસુદેવ જી, જેને રૂપ વર્ણ કે નહિ કંઈ ભેવ‡ જી;
જે ભાવ કલ્પના માંહે આવે જી, તેમાં લવલેશ ન્યુન કહાવે જી. ૩૧
તે સદૈવ શુદ્ધ ને એક સ્થિતાળી જી, તે એક રૂપવાળી મુનિ ભાળી જી;
જે સર્વ જગતી ધરે શિર ઉપર જી, જે રહે પાતાળમાં કરી ઘર જી. ૩૨
જેને શેષ કહે સહુ વેશ જી, તે બીજી મૂર્તિ ન સંશે લેશ જી;
તિર્યગ્યોનિ પામ્યા છે તેણે જી, તામસી મૂર્ત્તિ નામ પડ્યું જેણે જી. ૩૩
સંકર્ષણ વળી નામ છે તેનું જી, યોગી મુનિ ધ્યાન ધર્યા કરે એનું જી;
પ્રજા પાલનાર્થે જે તત્પર જી, સત્વ ગુણાળી જે છે સત્વર જી. ૩૪
ધર્મ સ્થાપવા કરે જે યત્ન જી, તે ત્રીજી મૂર્ત્તિ માનો શ્રેષ્ઠ રત્ન જી;
ચોથી મૂર્ત્તિ તે શેષપે સૂતી જી, અનિરુદ્ધ નામ પ્રકાશી હૂતી જી. ૩૫
એ મૂર્ત્તિ છે રજો ગુણાળી જી, નિરંતર સૃષ્ટિ ઉપજાવતાં જે ભાળી જી;
પ્રજા પાલનમાં ઉદ્યુક્ત જેહ જી, મૂર્ત્તિ સુણો નિઃસંદેહ તેહ જી. ૩૬
તે પૃથ્વીપર કરે ધર્મ રચના જી, કાપે અધર્મની જઈ રસના જી;
કરે સુર સત્પુરુષનું રક્ષણ જી, કરે અસુર અસત્પુરુષનું ભક્ષણ જી. ૩૭
જ્યારે જ્યારે ધર્મ થાય નષ્ટ જી, ત્યારે પ્રકટે પૃથ્વીને પૃષ્ટ જી;
પૂર્વે શંખાસુર નાઠો લઈ વેદ જી, બ્રહ્માને કરિયા નિર્વેદ જી. ૩૮
જળમાં જઈ વસિયો પોતે જી, હરિ મત્સ્ય રૂપ પ્રકટ્યું જોત જોતે જી;
શંખ મારી વિદાર્યો અસુર જી, વિધિને વેદ સોંપ્યા મહાપુર જી. ૩૯
મહાભારે પીડિત પૃથ્વી જેહ જી, ગઈ સાતમે પાતાળે તેહ જી;
કૂર્મરૂપ લેઈ ધાયા દેવ જી, તિલપુર ગણી ઉંચલી તતખેવ જી. ૪૦
વરાહરૂપે ડૂબેલી કાઢી જી, નાકે જળ સોપી જગતી ઉદ્ધારી જી;
એક દાઢે વસુંધરા ખોદી જી, અદલ રાખી તોળે જેમ મોદી જી. ૪૧
મોટાં ચક્ષુ લાંબી કેશવાળી જી, વાળના ગુચ્છા શું તપસીની દાઢી જી;
મોટી દાઢ ને મોટું ઉદર જી, એવો વેશ લહ્યો ન પૃથ્વી ઉપર જી. ૪૨
બીપણુ નૃસિંહરૂપ ધરી મોટું જી, હિરણ્યકશિપુનું કર્યું સર્વ ખોટું જી,

---

* ન્યૂનતા રહિત સર્વે વ્યાપી. † હૃદયમાં. ‡ વેશ.

વિપ્રચિત્તિઆદિક માર્યાં દાનવ જી, ઉગાર્યા, સદ્ગતિ માનવ જી ૪૩
વામનાદિક અવતાર અપાર જી, જૈમિનિ મ્હેતા ન આવે તેનો પાર જી,
અપારનો પાર કોથી ન થાય જી, જેથી ઉત્સાહ ભાગી ન જાય જી ૪૪
હમણા હરિએ ધર્યો છે કૃષ્ણાવતાર જી, એ પ્રમાણે સમજે સાર જી,
હરિની સાત્વિકી મૂર્તિ જેહ જી, નાના પ્રકારના રૂપ ધરે તેહ જી ૪૫
તે ચતુર્વ્યૂહમા નામે પ્રદ્યુમ્ન જી, જે પ્રજા રક્ષણ કરે ધરી તન જી,
એ મૂર્તિ દેવ મનુષ્ય રૂપ ધારે જી, તિર્યક્ થાય ત્યારે તેવુ વિચારે જી ૪૬
એ રીતે વ્યાપક સમર્થ પરમેશ્વર જી, કૃતકૃત્ય છતા થાય નરનર જી,
માનુષત્વ ગતિ કેમ પામે જી, તેનો ઉત્તર આવી ગયો આમે જી ૪૭
હવે તમારા અન્ય પ્રશ્નનો ઉત્તર જી, સાભળો જૈમિનિ જ્ઞાનીવર જી,
આ પાસા વ્યાસ વાચે સસ્કૃત જી, આ પાસા વિપ્રગ્રંથે પ્રાકૃત જી ૪૮
કવિ મ્હેશે કરે છે ગર્વ જી, નહિ ગર્વ એ પુરાણીવર્વ જી,
વ્યાસ મહાત્માનું ધરી પડ્યા નામ જી, નિંદક કોઇ કહે એમના કામ જી ૪૯
નામ નારાયણ નહિ જગસ્થાન જી, તેવા નામને નમે મહાન જી,
ઇતિશ્રી માર્કંડપુરાણની માંહી જી, ચતુર્વ્યૂહાવતારે કથા કથી આંહી જી ૫૦

વલણ

કથા કથી અહીં યથામતિએ, છુ પુરાણી ભગો દાસ રે,
સસ્કૃત પ્રાકૃત કાઈ ન જાણું, એક કવિતા વશી ઉર વાસ રે ૫૧

## કડવું ૧૪ મું.

રાગ કેદારો.

દ્વિજ કેહે સુણ જૈમિનિ રુખી, બીજો પ્રશ્નોત્તર મમ મુખી,
થાશો જેથી સુખી તમે ઘણા રે ૧

ઢાળ.

ઘણા સુખી થાશો એમ વદી, કથે કથા રસાળ
પૂર્વે ત્વષ્ટા નામે પ્રજાપતિ, તેનો ત્રિશિરા બાળ ૨
તે અધોમસ્તકે તપ કરે, તેથી શંકાયો ઇંદ્ર,
અમરાવતી રખે જાય મારી, મુનિ તપ કરે મહામદ્ર ૩
એમ વિચારી મારિયો, ત્રિશિરા અસુર ગુણવાન,
ત્વષ્ટા પુત્ર માર્યો થકે, લાગી દ્વિજ હત્યા મહાન ૪
એ હત્યા મહાઉગ્ર તેથી, ધર્મ તેજ પામ્યુ નાશ,
અધર્મ પેઠો ઉતાવળો, ઇન્દ્ર નિસ્તેજ ને ઉદાસ ૫

પુત્ર માર્યો સાંભળી, ચઢી ત્વષ્ટાને રીસ;
જટાકલાપ વછોડીને, એક લટ કાઢી તે દીશ. ૬
પછે મુખથી બોલીઆ, જુવો દેવ-ઇન્દ્ર, પ્રતાપ;
મુજ પુત્ર હણિયો જેણે, તેને ઉપજાવું તાપ. ૭
ક્રોધે નેત્ર રાતાં થયાં, (પછે) લટ હોમી અગ્નિ માંય;
હોમતામાં મહાભયાનક, કાજળ જેવી કાય. ૮
દાઢ મોટી વર્ણ કાળો, વહ્નિજવાળે વીંટ્યો;
અપરિમિત બળિયો ત્વષ્ટા તેજે, ઇન્દ્ર અરિ માહાધીટો. ૯
ઉપન્યો અગ્નિમાંથી એવો, વાધે તીરવા દેહ;
પ્રત્યેક દિવસે વૃદ્ધિ એવી, વૃત્ર નામનો તેહ. ૧૦
વાસવે જાણ્યું મારે માટે, ઉપજ્યો છે અસુર;
વિહ્વળ થયો જીવતરને ઇચ્છે, ભય પામ્યો મહાભૂર. ૧૧
તેની સાથે સંધિ કરવા, સપ્ત ઋષિ પઠાવ્યા;
પ્રાણી માત્રનું હિતજ ઇચ્છે, સપ્ત ઋષિ ત્યાં આવ્યા. ૧૨
પરમાનન્દીએ ત્યાં પૂરી, ઇંદ્રની મૈત્રી કરાવી;
કેટલીક કબૂલાત કરાવી, ધર્મ ધ્યાન ધરાવી. ૧૩
એ સર્વ વાસવ વીસરી બેઠો, માર્યો જઇને વૃત્ર;
હત્યા પાછી આવી વળગી, છૂટી નહિ કરે સત્ર. ૧૪
ઇંદ્ર નિસ્તેજ થયો વળી પાછો, તેનુ વીર્ય ગયુ વેરાઈ;
સર્વત્ર વ્યાપી અવ્યક્ત વાયુ જે, બળ અધિષ્ઠાતા સાંઈ. ૧૫
પ્રવિષ્ટ થયું તે પૂર્ણ પવનમાં, વળી કહું બીજી કથાય;
ઇંદ્રે અહલ્યા જ્યારે છેતરી, થઈ કૂડી તેની કાય. ૧૬
અવયવ સુંદરતા મનોરમ, રૂપ ગયુ સ્થળ બીજે,
અશ્વિનિકુમારમાં રહ્યું આવી, કુકૃત્યથી કો રીઝે ? ૧૭
વીર્ય તેજ વિહિન જોઈ વાસવ, અસુરો ચઢી ઝટ આવ્યા,
તે વેળાએ ચક્રપાણિએ, દુઃખથી દેવ મૂકાવ્યા. ૧૮
અહો મુને તે ઇંદ્રતણા અરિ, નાશ પામિયા જે જે;
ઇંદ્રજિતની ઇચ્છા વાંછી, નૃપધર પ્રકટ્યા તે તે. ૧૯
કેટલોક કાળ એમ વીત્યો, પૃથ્વી સહે ન ભાર;
મેરુશિખરે દેવ સભામાં, ગઈ ગૌ થઈ નિરધાર. ૨૦
તેણે વિનવી દેવ સકળને, ભાખ્યું દાનવ દુઃખ;
હે દેવ તમે હણિયા જે રાક્ષસ, જાણે થાશે સુરને સુખ. ૨૧
પરંતુ તે તો મૃત્યુલોકમાં, રાયગૃહે અવતરિયા;
અનેક અક્ષૌહિણી જેટલા, સમૂહ પેદા કરિયા. ૨૨

તેહતણો નવ ભાર સહુ હું, ઉતરી જાઉં નીચી;
અહો ત્રિદશો કાંઈ ધરો મન, રહું જેથી હું ઉંચી ૨૩
એવું વચન સુરભિનું સાભળી, દેવે કર્યો વિચાર;
સર્વ સર્વના અંશે જન્મ્યા, પૃથ્વીમાં *નિરધાર. ૨૪
લોકોપકાર કરવાને માટે, ધર્મે મૂકિયું તેજ;
ઇંદ્રિ દ્વિજહત્યા ભયથી આવ્યું, વાપરિયું મુનિ એજ. ૨૫
કુંતિઉદરે ધર્મયકી પછી, અવતર્યા યુધિષ્ઠિર જાણ;
ઇંદ્રિતેજ પવનમાં પેઠું, તેથી હવા ભીમ સુજાણ. ૨૬
ઇંદ્રકેરા અર્ધ વીર્યથી, થયો ધનંજય ધન્ય;
અશ્વિનીકુમારે આપી દીધું, ઇંદ્રતણું જે પુણ્ય. ૨૭
તેયકી નકુલસહદેવ હુઆ, એક ઝીણડવે જાણ,
એ રીતે શતક્રતુ અવતર્યા, ભૂમધ્યે નિરવાણ ૨૮
પુલોમાપુત્રી જે ઇંદ્રાણી, તે થઈ દ્રૌપદી નારિ;
દ્રૌપદી. તે ઇંદ્રાણી જાણો, શચી અશ અવતારિ. ૨૯
ધર્મ રક્ષણ કરવા અર્થે, પંચરૂપ જોઈ ઇંદ્ર,
પૌલોમી દ્રુપદકન્યા થઈ, કમલાક્ષી મુખચદ્ર. ૩૦
એ શચી અગ્નિકુંડથી નીકળી, જેનાં કૃષ્ણા દ્રૌપદી નામ;
છે કૃષ્ણા ઇંદ્રની નારી, નહિ બીજાની વામ. ૩૧
પંચ રૂપ ઇંદ્રિ જે ધાર્યાં, તેમાં નહિ નવાઈ;
યોગીશ્વરો અનેક રૂપ લે, એ સમજો મુનિરાઈ. ૩૨
દ્રૌપદી પાચ પુરુષ કેમ પરણી, એ સદેહ નિવાર્યો;
હવે બળદેવ સરસ્વતી તીરમાં, ગયા તેહ ઉર ધારો. ૩૩
ઇતિશ્રી માર્કંડેય પુરાણે, ઇંદ્રિવિક્રયા પચમોધ્યાય,
પ્રેમાનદ પુરાણી રીઝવવા, પદ્યબંધ કથા કરી ગાય. ૩૪

વલણ.

પદ્યબંધ કથા ગાય મિથ્યા, પુરાણીકેરે કાજ રે;
નવરો બેઠો નખોદ ઘાલે, કે લે પુરાણીલાજ રે. ૩૫

---

## કડવું ૧૫ મું.

### રાગ રામગ્રી.

પક્ષી કહે જૈમિનિ સુણો, હલાયુધનો પ્રકાર;
કૃષ્ણની પ્રીતિ પાર્થ પર, તે જોઈ થાયે વિચાર. ટેક. ૧

શું કરવું મારે આ ઘડી, વિચારે બળદેવ મન;
કૃષ્ણ મૂકી જવાય નહિ, ધરી પક્ષ સુયોધન. પક્ષી. ૨
પાંડવપક્ષ ધરી કરી, કેમ હણું જઈ શિષ્ય;
સગાઈ જમાઈ કેરી છે, જાણું સર્વ ભવિષ્ય. પક્ષી. ૩
માટે પક્ષ ઉભય મારે તજવા, કરવી દેહ પવિત્ર;
તીર્થયાત્રા જાવું સહી, વિચારી મળ્યા માધવમિત્ર. પક્ષી. ૪
સુયોધનને જઈ ભેટિયા, પછે ગયા બળરામ.
સૈન સકળ લઈ સાથમાં, ગયા દ્વારિકા ગામ. પક્ષી. ૫
આનંદી ચિત્ત દેહ પુષ્ટ જ્યાં, એવાં વસે નરનાર;
એવા નગરમાં આવિયા, મન મગ્ન અપાર. પક્ષી. ૬
તીર્થયાત્રાને ઉત્સવ ઘણો, કર્યું મદિરાનું પાન;
રંભા સમી રામા રેવતી, તે પણ યુક્ત મહાન. પક્ષી. ૭
તેને હાથ ઝાલી આનંદમાં, ગયા રેવતાચળને ઉદ્યાન;
સ્ત્રીના સમૂહે આવર્યો, થયા સુરાકેફે બેભાન. પક્ષી. ૮
ચાલતાં ચરણ અખડાઈ પડે, એવી સ્થિતિ પામ્યા હલાયુધ;
અનુપમ વન ગહ્વર જુએ, નહિ જેના દેહમાં શુદ્ધ. પક્ષી. ૯
સંવત્સરની ઋતુ સર્વનાં, ખીલ્યાં પુષ્પફળ જ્યાંય;
વાનર આ ડાળેથી ઓલીએ, કરે ઠૂકા ઠૂકી ત્યાંય. પક્ષી. ૧૦
નિર્મળ પવિત્ર જળમાં ખીલ્યાં, સરોજ સરોવર માંય;
એવું વન જોઈ બળ રીઝીઆ, થયો મન આનંદ ત્યાંય. પક્ષી. ૧૧
મદ ઉપજાવે એવા સ્વર ઘણા, પડે કાને વારવાર;
મધુપકી મિષ્ટ લાગે એવા, નિકળે પક્ષી મુખઉચ્ચાર પક્ષી. ૧૨
તેવા મધુર મધુરા રવ સુણી, વાધી કેફ વિશેષ;
વળી વૃક્ષ જોયાં ત્યાં અવનવાં, શકે નવયૌવના વેશ. પક્ષી. ૧૩
ફળભારે ડાળ નમી પડે, નીપજ્યાં સર્વ ઋતુફળ સાર;
ઋતુ ઋતુનાં પુષ્પો ખીલ્યાં, એવાં ઉજ્વળ વૃક્ષ વિસ્તાર. પક્ષી. ૧૪
તે પર મધુર ગાયન કરે મગ્ન થઈ, કીર કોકિલા કિલકાર;
પવન મદ સુગંધી વાય ત્યાં, થઈ રહે થેઈ થેઈકાર. પક્ષી. ૧૫
આમ્રદ્રુમ આમ્રકતણા, મહાભવ્ય નાળિયેરી ત્યાંય;
આંમલી ખીલી અજીરનાં, બીજોરી દાડિમી વનમાંય. પક્ષી. ૧૬
ફણસ લકુચ* કદલીતણાં, કદંબ પારાવત† કંકોલ;
છે નલિન‡ આમ્રવેતસતણાં બીલામા આમલી ઝકઝોળ. પક્ષી. ૧૭

---

લકુચ તથા આમ્રવેતસ ઉત્તરહિંદુસ્તાનમાં થાય છે તથા ત્યાં તેનાં નામ બડહલ તથા અમ-
ૃ છે. † કબૂતર. ‡ કમળ

પારસઆંબલા ઇંગુદી ઘણી, કરમદી હેરડાં બેડાં રસાળ;
એવાં અનેક વૃક્ષ જોયાં સહી, બલ પદ્દુ કુળ આનંદ વિશાળ. પક્ષી. ૧૮
તેવા અશોક શોક હારી ત્યાં, ફોફળી કેતકી અપાર;
બોરસલી ચંપો સરગવો, રક્તાક્ષી માલતી વિસ્તાર. પક્ષી. ૧૯
પારિજાતક કોવીદારનાં, મદાર દેવદાર ને બોર;
પુષ્પે ભરેલો રમ્ય પાટલ, સુણો સાલ તાલ પર સૌર. પક્ષી. ૨૦
છે કિંશુક વજુલ* અનુત્તમ, જોયાં ફળ ફૂલદેયણુ વૃક્ષ;
વેલી વેલા છોડ બાંટવાં, જોયાં બળરામે સ્વય ચક્ષ. પક્ષી. ૨૧
તે પર બેઠા પંખી ઘણા, જૈમિનિ સુણો તેનાં નામ;
મુખ્ય મુખ્ય બતાવું હું ગણી, જે જોઈ રીઝે રામ. પક્ષી. ૨૨
ચકોર શતપત્ર† ખટપદ ઉન્મત્ત, છે શુકા કોયલ હારીત,‡
કલવિંક§ જીવજીવક ||ચાતકો, થાય ચાસ બુલબુલ પ્રતીત. પક્ષી. ૨૩
રવ કર્ણ કઠોર વાયસ ત્યહાં, પણ લાગે મધુર તે નાદ;
અનેક સારું કૂકૂ ઢોકતું, કેહે પંડિત તજી પ્રમાદ. પક્ષી. ૨૪
ત્યાં મોર બોલે મન માનતું, પડે કર્ણે રવ રસાળ;
એવા કર્ણ મધુર રમણિક રવો, કરે પક્ષી લચી વૃક્ષડાળ. પક્ષી. ૨૫
છે સુંદર સરોવર નિર્મળાં, ભરિયાં જળે ભરપૂર;
કુમુદિની ખીલી રહી ખાંતશું, શશિ મૂકાવે શ્યામાનૂર. પક્ષી. ૨૬
ઉજ્વળ શ્યામ રક્ત અમળ ત્યાં, ખીલ્યાં કમળ ચોપાસ;
કલ્હાર¶ છવાઓ છે ચોગમે, છે નવાંકુર દૂર્વાં વિલાસ. પક્ષી. ૨૭
વળી જળચર તેમાં રમી રહ્યાં, કાદંબક ચક્રવાક;
છે જળકૂકડી ને કારંડવ ઘણા, કૂર્મ મરાળ પ્લવહાક.$ પક્ષી. ૨૮
મદ્ગુ** મીન અતિ ઓપિતાં, એવાં જળચર છે અનેક;
છે વ્યાપ્ત સરોવર તેથકી, ભુલાય સત્યાસત્ય વિવેક. પક્ષી. ૨૯
એવી રમ્ય વનશ્રી જોતા બળદેવજી, ચાલે આનંદ ચાલ;
જાય હસતું ખેલતું રેલતું, પૂઠે મહિલા ટોળું રસાળ. પક્ષી. ૩૦
એમ ક્રમે ક્રમે સહુ ચાલતાં, આવ્યાં અનુપમ લતાગેહ;
જઈ જુએ તો વાડવ ભણે, નિગમ ધ્વનિ થાય નિસંદેહ. પક્ષી. ૩૧
કોઈ વેદ વેદાંગ પારંગતા, દ્વિજ કૌશિક વંશના સોય;
છે ભાર્ગવવંશના કેટલા, બળ ભારદ્વાજવંશી જોય. પક્ષી. ૩૨

---

* નેતર. † પોપટની એક જાત. ‡ કલહંસ § એક જાતની રંગવાળી ચકલી || લાંબી ચાંચ-રંગીન-વાળી ચકલી ¶ સાંજે ખીલનારું શ્વેત સુગન્ધી કમળ. $ જળ કૂકડો
** જેના મુખમાંથી સુગન્ધી પાણી નિકળે છે તેવી જાતની મોટી માછલી.

ગૌતમ કશ્યપ આત્રેયનાં, વળી વિધ વિધ ગોત્રના જાણ;
ઋષીશ્વરો બેઠા દીઠા, કરે ન્યાય સાંખ્ય પ્રમાણ પક્ષી. ૩૩

તેસર્વે બ્રાહ્મણે કાળા મૃગતણાં, ઓઢ્યા ચર્મ ઉતરીય ઠામ;
ડાભની સાદડી પર કોઈ, કોઈ તો લેતા બૃશી * પર વિરામ. પક્ષી. ૩૪

તેમાં મધ્યાસને બેઠા સૂત જી, ભાખે સુરમુનિનાં ચરિત્ર;
પુરાણી થઈ પુરાણ કેહે, તે સુણે સહુ મન કરવા પવિત્ર. પક્ષી. ૩૫

એક તાળી લાગી તાનમા, નહિ કોઈનું વિભ્રમ મન;
છે ખરા પુરાણી એ સહી, સુણી કથા થાય એક તન પક્ષી ૩૬

એવે બળદેવ ત્યાં આવિયા, મહાઉન્મત્ત મદિરાસકત;
રકત નેત્ર દશા મત્ત છે, ભૂલ્યા ભલુ ભુંડુ આ જકત. પક્ષી ૩૭

જોઈ સુરાગ્રસ્ત તેહને, ઉઠયા દ્વિજ તમામ;
આદર સત્કાર કર્યો ઘણો, જેથી અતિ રીઝ્યા રામ. પક્ષી ૩૮

પણ પુરાણી હોય કયા પાધરા, તેમના મનમાં ગર્વ;
સવ્યઅપસવ્ય જાણે નહિ, જાણે હેતુ અમથી સર્વ પક્ષી, ૩૯

પુરાણ જોવા બેસે હરઘડી, હાવી જડી કર્મે કુટેવ;
તે બળદેવ જોઈ વિચારશે, કરે બળ તેની સારી સેવ. પક્ષી. ૪૦

સૂતપુરાણીએ પુરાણ જોયા સહી, નીકળ્યુ તેમાથી એક,
મદ્યપને માન ન આપવુ, આપે જાય પુરાણી ટેક. પક્ષી. ૪૧

માટે આસનથકા ઉઠયા નહિ, ન કર્યું કાંઈ સનમાન;
નોય શ્રોતા કે ગમે તમ સુણે, આ ક્ષત્રી જાજ્વલ્યમાન. પક્ષી ૪૨

આંખ ફાટી રકત વર્ણ થઈ, ક્રોધે ધ્રજતું ગાત્ર;
તેંહ અસ્યા મને અવગણ્યો, થયો મોટો પુરાણી પાત્ર. પક્ષી. ૪૩

જેણે અનેક દૈત્યને રોળિયા, તેને પુરાણી કણમાત્ર,
હળમાં ઘાલી ઘચડિયા, કે નાઠા જોઈ સહુ છાત્ર. પક્ષી. ૪૪

દ્વીજસ્થાને સ્થાપિત જે કર્યો, તે માર્યો સૂત બળદેવ;
કૃષ્ણ મૃગચર્મ ધારી ઋષિમુનિ, નાઠા ત્યાથી તતખેવ. પક્ષી. ૪૫

તે નાઠા પૂઠે ઊભા રહ્યા, બળદેવજી ત્યાંય;
વારુણી ઉતરી ગઈ વાનથી, આવ્યું ભાન મન માંય. પક્ષી. ૪૬

ત્રાહ્ય ત્રાહ્ય આ મેં શું કર્યું, થયુ પાપ મોટું અમાપ;
દ્વિજસ્થાને સ્થાપિત સૂત હણ્યો, પુરાણવક્તા પ્રતાપ. પક્ષી. ૪૭

વળી આ સર્વ નાશી ગયા, દ્વિજહત્યારો જોઇ સાર,
અવગણના કરી દ્વિજવરે, પેઠી હત્યા શરીરમોઝાર. પક્ષી. ૪૮

અગણ્ય લોહવત લહ્યું, સહુ અસુખકર આજ;
બ્રહ્મહત્યારો સમજુ નિંદ્ય હું, ધિ ક ધિ ક ક્રોધનું કાજ. પક્ષી. ૪૯

* ઘાસની સાદડી.

અતિ માન મદને ધિક છે, ધિક નિર્ભયપણું સંવેકાળ,
જો એ ન આવરે અગ માહરે, તો કરુ કુલ કેમ કરાળ? પક્ષી ૫૦
બ્રહ્મહત્યા કરી જાણવા, વળી કરવા તેનો નાશ,
*સ્વકર્મખ્યાપનપૂર્વક, કરુ પ્રાયશ્ચિત વિણુ હાસ પક્ષી. ૫૧
વળી વ્રતાચારી થાઉં પૂરો, અધુના કરુ યાત્રા આરભ,
તે યાત્રામા વહન સન્મુખે, તરુ સરસ્વતિ વિણુ દભ પક્ષી ૫૨
એ ટેક વિવેક મનમા ધરી, તરુ સરસ્વતી સનમુખ,
સમજ્યા હશો મુનિ સર્વ એ, શી હત્યા શેનું દુખ. પક્ષી. ૫૩
હવે અવિવાહિત પુત્રો મુઆ, પાડવકેરા પ્રમાણ,
તેહ ઉત્તર દેઉં અવનવો, સુણો જૈમિનિ સુજાણ પક્ષી. ૫૪
ઇતિશ્રી માર્કંડેયપુરાણ મધ્યે, બળદેવહત્યા ષષ્ઠાધ્યાય,
રત્ન સમો પ્રેમાનદ નહિ, મારે નમે પુરાણી પાય પક્ષી. ૫૫

વલણ.

ન પાય નમે પુરાણી બાવા, બ્રહ્મદેવ જેવો જોઈ રે,
(વિપ્ર) ભટ્ટ પ્રેમાનદ ચાતુર્વિંશી જોઈ, પુરાણી સાઈ રે ૫૬

## કડવું ૩૧ મું.†

### રાગ કેદારો.

રાજ્યભ્રષ્ટ હરિશ્ચન્દ્ર ભૂપ, ગયો સ્વદેહે સ્વર્ગ અનૂપ, ૧
હતા તેના પુરોહિત વસિષ્ઠ મહામુનીરે
કર્યો તેમણે જળવાસ જાણુ, નિકળ્યા બાહર અવધે તે સુજાણુ,
જે વસ્યા બાર વર્ષ ગંગાજળે મહાગુણી રે ૨

ઢાળ.

માહાગુણી નિકળ્યા બાહર જ્યારે, થયુ અનુષ્ઠાન પૂર્ણ,
ત્યારે અવનવુ મુનિએ સાભળ્યુ, થયુ અખિલ અહીંનું ચૂર્ણ ૩
એ કર્મ વિશ્વામિત્રનુ, એણે દીધુ નૃપને દુખ,
નૃપ કુવર પત્ની વેચાવ્યા, કરી ચાડાળ જોયુ ન મુખ . ૪

---

* પોતાના કર્મની પ્રસિદ્ધિ

† આ પુરાણનો કડવા ૧૬ થી ૩૦ સુધીનો ભાગ બૃહત્કાવ્યદોહન ૫મા ભાગના પૃષ્ટ ૨૫૭ થી તે પૃષ્ઠ ૩૦૪ સુધીમા "હરિશ્ચન્દ્રાખ્યાન" ને નામે પ્રકટ કર્યો છે, તેથી તે ભાગ અત્ર દાખલ કીધો નથી "હરિશ્ચન્દ્રાખ્યાન' અને "દેવી ચરિત્ર" ની પ્રતોમા ને આ પ્રતમા કહી કહી ફેર છે હરિશ્ચન્દ્રાખ્યાનની લખ્યા સાથ વિ૦ સ૦ ૧૯૦૨ આશ્વિન સુદિ અષ્ટમીને ભૃગુવાસર છે સામ્મત કરતા, તે પ્રત નકી છે

એ સર્વ વાતો સાંભળી, જેને પ્રીતિ પરમ વિશાળ;
તે હરિશ્ચંદ્રને કૌશિકે, દુ:ખ દીધું મહાવિકાળ. ૫
જાજ્વલ્યમાન હુવા મહામુનિ, કે વસ્યો આવી કોપ;
મારા સુત સો એણે હણ્યા, તદપિ ન કર્યો શાંતિલોપ. ૬
કંઈ કોપ મનમાં થયો હતો, પણ નહિ આટલો જાણ;
વર નૃપમણિને દુઃખ દીધુ, શું લઉં એના પ્રાણ? ૭
મહાભાગ્યશાળી નરપતિ, કરે નિત્ય દ્વિજપૂજન!
તેને રાજ્યથી એણે ભ્રષ્ટ કીધો, ધિક શે થયો મુનિજન. ૮
નૃપ સત્યવાદી શાંતગુણી, નહિ જેને અરિ ઉપર દ્વેષ;
અપરાધ ન દર્શે અંગ આખે, ધર્માત્મા બીજો શેષ. ૯
ધર્મકાર્યે સાવધ સાચો, જેને અનન્યાશ્રય મારો;
તેને પુત્ર કલત્ર પરિજન સહિત, કૌશિકે કષ્ટે પિડારો. ૧૦
વળી રાજ્યભ્રષ્ટ એને કરી, દીધાં વિધનાં દુ:ખ અપાર;
અરે અધમોધમ બ્રહ્મદ્વેષી, શે થયો જ્ઞાનીમાં અગાર. ૧૧
જો મૂઢ કૌશિક થયો પાપી, તને શાપું આજ;
બકજાતિને તુ પામ્ય અધુના, જઈ કરયની કૂડાં કાજ. ૧૨
એ શાપ કૌશિક સાંભળી, તહીં કોપી બોલ્યો ત્રાડી;
હે વસિષ્ઠ મારા શાપથી તું, જઈ પડય જળે થઈ આડી(?). ૧૩
એમ એકમેકના શાપથી, પામ્યા તિર્યક્ જાતિ જાણ;
તોય તેમનું વૈર છૂટયું નહિ, શો ક્રોધ દેવ મુનિ મહાન. ૧૪
તે યુદ્ધ કરવા લાગિયા, પરસ્પર ધરી ક્રોધ;
જતી આડી દ્વય સહસ્ર યોજન, ચઢયો કરવા બક રોધ. ૧૫
તવ બક ત્રણ સહસ્ર છન્નું, ઉંચો ચઢયો કરી કોપ;
પછે લડવા લાગ્યા માંહોમાંહે, કરી ધર્મમહતા લોપ. ૧૬
કોઈ ચન્ચુકેરા પ્રહાર કરતો, કોઈ મારે પક્ષથી પૂર;
વજ્ર ગરુડ લઢયા ખરા પણ, તે નહિ આવા શૂર. ૧૭
યુદ્ધ થાતું એતણું, ભયે થાય આઠે જામ;
પણ ગભરાટ અવનિમાં થયો, તેણે ગયું કયણી કામ. ૧૮
વળી રક્તનેત્ર બગલે કરી, ફફડાવી પાંખો સાંય;
એક ઝપાટો ઝડપેથી કીધો, આડી ઊભો જ્યાંય. ૧૯
છે જેની ડોક ઉંચી ઊટશી, એવાં આડીએ કીધ કોપ;
તીવ્ર નખ પાદે બક ઉતરડયો, કહ્યું તેં કર્યો નૃપનો લોપ. ૨૦
એમ પક્ષ ફફડાવી લડે, તેથી હવો વાયુ લાર;
તેના વેગ એટલો વધી પડયો કે, તૂટયો પર્વતકેરો તાર. ૨૧

જેમ લઘુ વૃક્ષ કમ્પે પવનથી, તેમ કમ્પે નગ નગરાજ;
અમે ઉંચા એમ કેહતા નગ, પડે પૃથ્વી અકાજ. ૨૨
એવા વાયુ ઘોરથી, પડ્યા કેટલા નગ જાણ;
પૃથ્વી ધ્રૂજી ઊડી એટલું, કર્યું કોકે પ્રમાણ. ૨૩
પૃથ્વીકંપ થયો જ્યારે, ત્યારે ઉછળ્યા સાગરવારિ;
થઈ એકગમ કોરી પૃથ્વી, રહ્યું એકગમ જળભારિ. ૨૪
એમ એકત્ર થાતાં નમી જગતી, તે શકે જશે પાતાળ;
ત્યાં ઘણા પ્રાણી પર્વતપાતથી, ચગદાઈ ગયાં દુઃખજાળ. ૨૫
ત્યાં તળે ઉપર ઉદ્દધિનું, થયું તેવે વાર;
તે માંહ્ય મુઆ કેટલા, વળી મરે કેતા બાહર. ૨૬
ધરતીકંપે કૈ કૈ મુઆ, કૈ મુઆ વાયુજોર;
હાહાકાર ત્યાં થવા લાગ્યો, જન કરે સોરબકોર. ૨૭
જડ નહિ પર્વત જગતીના, તવ જડ કેહવા કોણ;
શુદ્ધિ વિહોણા જડ વઢું, એવું થયું યુદ્ધ ઓણ. ૨૮
ભૂમંડળ નભમંડળે ગયું, નભમન્ડળ પાતાળ;
એમ સર્વના મનમાં થયું, ભૂલ્યા બાપ વાહલું બાળ. ૨૯
કદી શબ્દ થાય ઓ વત્સ મારા! સ્વામા વદે ઓ સ્વામી!
અહીં આવિયે, અહીં આવિયે, કરી કરુણા કામી. ૩૦
હે નાથ નાસો નગ પડેછે, ભાગીએ ભરપૂર;
રે પડ્યો પર્વત પતિ ઉપર, થયાં હાડ ચૂરેચૂર. ૩૧
એવે પત્નીપર પાણી ફર્યું, મુએ બાળ ફાટી ભોમ;
દ્વાદશ દિવાકર નભ ચલ્યા, કંપ્યા કદ્રુકુંવર ને સોમ. ૩૨
એ પ્રકારે સર્વ સ્થળમાં, થયો હાહાકાર;
તે જોઈ બ્રહ્મા વેદ સાથે, ત્યાં આવિયા અવિધાર. ૩૩
બે દ્વિજસત્તમ શાંત કીધા, પછે વદ્યા વિશ્વસ્વામી આમ;
અહો મહામુનિ તમ યુદ્ધથી, કથળે છે પ્રજાનું કામ. ૩૪
તેથી શાંત થઈ વિરામ પામો, કે જેથી શાંત થાયે જક્ત;
તે સુણ્યું પણ કોણ માને, શું બોલ્યા જન્મ અવ્યક્ત. ૩૫
વળી ક્રોધામર્ષે ફૂડો કરી, તેમણે ચલાવ્યું યુદ્ધ;
ત્યારે જગતપિતાએ વિચાર્યું મન, કેમ બંધ થાયે જુદ્ધ. ૩૬
લડે મુનિ મલ્લજશા, જેમાં પીડા પામે વૃદ્ધ;
તેમ જગત માર્યું જાય છે, લડે મહામુનિ થઈ અશુદ્ધ. ૩૭
તેનું કારણ મન ધરી, પછે કીધું તાતે આમ;

૩૭ પા. "લડે બંધુ"

તિર્યક્યોનિ સહારી જેની, તેથી સિદ્ધિ પામ્યા સ્વામ ૩૮
તમો ગુણમય પક્ષીવૃત્તિ, જ્યાં ટળી ગઈ પળમાય,
બ્રહ્મા કૃપાએ વસિષ્ઠ વિશ્વામિત્ર, ઊભા રહ્યા સુર જ્યાય ૩૯
મૂળ રૂપે બે લહી પછી, વદ્યા બ્રહ્માદેવ,
હે વત્સ વસિષ્ઠ તુ શુ કરે આ, ભૂલી ભવની સેવ ૪૦
અહો કૌશિક કારમા, તમે મન વિચારો કોણ,
તમે તામસવૃત્તિ દ્વય તજો, થાઓ શાંત બને આણ ૪૧
હરિશ્ચન્દ્રે યજ્ઞ કીધો, શુ તેનું ફળ મુનિ આજ?
ફળ પૃથ્વીક્ષય તે વિગ્રહે વસ્તુ, એ રુચે તમને કાજ? ૪૨
કોહ વિશ્વામિત્રે શુ બગાડયુ, હરિશ્ચંદ્રકેરુ કાર્ય,
સ્વદેહે સ્વર્ગકેરી પ્રાપ્તિ, થઈ નગર સાથે આર્ય ૪૩
ઉપકાર કીધો નૃપતિને અતિ, કોહ તેમા ભૂડું શુય,
કામ ક્રોધ બે વિકાર મોટા, થાય તપ નાશ ભાખ્યુ દ્વય ૪૪
તે વિકારે માનવ પડે, જેનો કરો તમે ઉપદેશ,
તે ક્રોધે ક્રોધાક્રાંત થઈ, શુ ઉજાડો સહુ દેશ ૪૫
છે બ્રહ્મ એજ બળ અતિ મોટુ, નથી તમને બોધ,
એવા વચન વિધિના સાંભળી, થઈ લજ્જિત માન્યો બોધ. ૪૬
પરસ્પર બે ભેટિયા પછી, કર્યો ક્ષમા અપરાધ,
એમ માહોમાહે ક્ષમા આપી, જેથી રીઝયા સુર ને સાધ ૪૭
પછે બ્રહ્મા બ્રહ્મલોકે ગયા, કરે દેવ વદન તેને,
ગયા વસિષ્ઠ વિશ્વામિત્ર ત્યાંથી, બોધ લાગો જેને ૪૮
આ આડી બકનું યુદ્ધ ને, હરિશ્ચન્દ્રનુ ગુણગાન,
જે કોઈ શ્રવણે ધરે તેને, ભેટે સ્વય ભગવાન ૪૯
વળી એકાગ્રચિત્તે જે સુણે, તેના અઘઓઘનો થાય નાશ,
કામ કાજે વિઘ્ન ના'વે, ન થાય કદી ઉદાસ ૫૦
મેં સુણ્યુ વાચ્યુ તેથી મારુ, થશે પૂરુ કાજ,
તોય કાર્ય થાવા નમુ આજે, ધન્ય પુરાણી મહારાજ ૫૧
સર્વ પુરાણીને નમન કરીને, સસ્કૃતનું પ્રાકૃત ભાખુ,
તમે રાગતાણી શ્લોક આલાપો, તેવા આમા રાગ ન દાખુ ૫૨
સહુ પ્રભુ કૃપાથી પાશરુ થાશે, વધશે ઉદ્યમ આથી,
તમે આ વાચી સસ્કૃત વાચો, રીઝે રુડા લોક કથાથી ૫૩
ગદ્ય વાલુ ગુણનિધિ તમને, નવ પદ્ય તમથી કેહવાય,
ખટ શાસ્ત્ર ને વેદ ચાર પાઠે, તેને રંગીપંગીથી ન પોહચાય ૫૪

---

૩૯ પા ૰ કે વસિષ્ઠ વિશ્વામિત્ર થઈ ત્યા

ભાગવતમાં ભરી કાઢ્યું સહુ, નિગમ આગમ જ્ઞાન;
તેથી સર્વજ્ઞાન સંપાદી ભાખે, એથી ન કોઈ શાસ્ત્ર મહાન. ૫૫
કરું નમસ્કાર તમે મહાજ્ઞાની, જાણો સાંખ્ય ન્યાય વેદાંત;
જો ભાગવતમાં એ સર્વ છે તો, ક્યમ કહો શાસ્ત્રી મહાંત? ૫૬
એનો નિર્ણય કરશું વળી કોક દિવસે જાણ;
ઇતિશ્રી માર્કંડેય પુરાણે, કથ્યું આડી બક યુદ્ધ પ્રમાણ. ૫૭
અધ્યાય નવમો થયો પૂરો, પૂરી થઈ હરિશ્ચંદ્ર કથાય;
હું માગુ કેશવકીર્તન કરતાં, મારા ભવોભવ વીતી જાય. ૫૮

વલણ.

ભવોભવ વીતી જાય મારો, કવિતા સવિતા સમ મણી રે:
છે એજ વસ્તુ બ્રહ્મ મારો, એ આ ભૂમિનો ચિંતામણિ રે. ૫૯



## કડવું ૩૨ મું.

### રાગ ગોડી.

જૈમિનિ પૂછે પક્ષીરાજ, નિવારો સંશય પડિયો આજ;
કહ પ્રાણીમાત્રનાં જન્મમર્ણ, તેની સ્થિતિ વર્ણો અશરણશર્ણ. ૧
કઈરીતે વૃદ્ધિ પ્રાણી પામે, શે સંકોચાઈ રહે જન્મકામે;
કહે ઉદરમાં કયે પ્રકાર, પછે કોઈ પેર વધે નિરધાર. ૨
। મર્ણકાળે થાય દેહ વિયોગ, શે શુભાશુભ કર્મના ભોગવે ભોગ;
કે સ્ત્રીના ઉદરમાં ગુરુ ભાર, ક્યમ રેહ ગર્ભ ત્યાં ગોળાકાર. ૩
અતિ સૂક્ષ્મ પચે નહિ કેમ, ટાળો દ્વિજસત્તમ મારો વેમ;
ખાયે એમાં જ્ઞાની ગોથાં મોટા, કરો નિસંશય છો બ્રહ્મ જોટા. ૪
પક્ષી કેહ સુણો જૈમિનિ આજ, આ તો તમે પૂછ્યું છે કપરું કાજ;
રહી જેમાં પ્રાણીજન્મમર્ણની વાત, તે ભાર સોંપો અમોને ભ્રાત. ૫
તદપિ યથામતિએ કહીશું, અમોથી જ્યાં જવાયે ત્યાં જઇશું;
ગતિ અનુસારે કરીશું ગમન, કહું એક પૂર્વકથા પાવન. ૬
એકપરમ ધાર્મિક સુમતિ નામ, દેઉં તેનું દષ્ટાંત થાયે કામ;
થયો પિતા પુત્રનો જેવો વાદ, તેવો અહીં વર્ણવું શરવે સંવાદ. ૭
તમે એક ચિત્તે સુણો મહામુન્ય, જેથી વાધે ઔઠું મુનિ પુણ્ય;
એક ભૃગુકુળનો મતિશાળી બ્રહ્મ, તેણે કીધાં સુતનાં ઉપવીતકર્મ. ૮
તે સુતનું સુમતિ એવું નામ, દિસે જડ હઠીલો અગે સ્યામ;
તેને કહ્યુ પિતાએ મુખ આમ, તું જઈ ગુરુકુળમાં સિદ્ધ કરય કામ. ૯

કરય વેદાધ્યયનનો તું પ્રારંભ, થઇશ મુક્ત ભર્યો મહાદંભ;
ગુરુકુળમાં કરશે નિવાસ, તેથી ટળશે ત્રિવિધિકેરો ત્રાસ. ૧૦
કરજે ભિક્ષા લાવીને ભોજન, પછે તું થઈ આવજે મુનિજન;
કીર્ત્તિ ફેલાશે તારી ભરપૂર, પછે પાણિગ્રહણ કરજે મહાશૂર. ૧૧
પછે ગૃહસ્થધર્મને અનુસરજે, કરી મખ* સંતાન ઉત્પન્ન કરજે;
ત્યાર પછે વાનપ્રસ્થ ધર્મ પાળજે, વન વસી ઉપાધિ ટાળજે. ૧૨
વનમાં વસતાં ધરજે સંન્યસ્ત, થઇશ નિર્મુક્ત ને મળશે સમસ્ત;
એવી રીતે થાશે બ્રહ્મની પ્રાપ્તિ, ત્યારે તું જાણજે થઈ સમાપ્તિ. ૧૩
પક્ષી કેહ એ તે કહ્યું બહુવાર, તદપિ નવ ઉચ્ચરતો કુમાર;
જોઇ જડજેવો સુતનો વેષ, પામ્યો પિતા પ્રીતિવડે મહાક્લેશ. ૧૪
પછે આપી લાલચ કહી મિષ્ટવેણ, તોય તે થઈ નહિ સુખદેણ;
જ્યારે લીધી પૂઠ તેની પૂરેપૂરી, ત્યારે સુત બોલ્યો વાણી મધુરી. ૧૫
અહો પિતા શું કરો ઉપદેશ, એમાંનું કાંઈ મેં નથી રાખ્યું શેષ;
કર્યો છે મેં પૂરેપૂરો અભ્યાસ, શીખ્યો છું નાનાવિધ કળા પ્રકાશ. ૧૬
થયા મારા દશ સહસ્ર જન્મ જે જે, પિતા સાંભરે છે તે મુને તે તે;
ઘણી વાર આવેલી દુર્દશા મારી, હું તો થયલો ઉદાસ ને અવિચારી. ૧૭
થયલાં મારાં ઉદય વૃદ્ધિ ઘણી વાર, ત્યાં થયલો સંતોષી અવિધાર;
અરિ મિત્ર પત્ની થયેલો સંયોગ, વળી પાછો થયેલો તેનો વિયોગ. ૧૮
ઘણી વાર હું વસ્યો માને પેટ, ઘણી વાર પિતા ખોળે લીધી ભેટ;
મેં સુખ દુઃખનો કર્યો અનુભવ, ઘણી વાર લાગ્યો મેં જોયો છે દવ. ૧૯
ઘણા પિતા બંધુ થયા છે મારે, નથી રહ્યું બાકી કંઈ નિરધારે;
વિષ્ટામૂત્રે વેષ્ટિત ઉદર મેં સેવ્યું, આળોટ્યો ઉદરે લહી દુઃખ એવું. ૨૦
વેઠી અનેક રોગની પીડા અંગે, રમ્યો રામા સાથે નવ નવરંગે;
કંઈ ખાધાં ગર્ભાશયમાં ગોથાં, કંઈ જોયાં જાણ્યાં પુસ્તક પોથાં. ૨૧
બાળ યુવા વૃદ્ધવયમાં દુઃખ દીઠાં, તે તો મને લાગે ન હાવે મીઠાં;
અવતર્યો હું બ્રાહ્મણ ક્ષત્રી જાતે, કંઇક અવતર્યો રાત પ્રભાતે. ૨૨
જન્મ્યો વૈશ્ય શૂદ્રને ત્યાં હુંય, પશુ કીટ પતંગ થયો વદું શુંય;
થયો મૃગ પક્ષી જળચરકેરી જાતિ, હતી કંઇક તો આ દેહ માતી. ૨૩
થયો રાજસેવકનો હું સુત, થયો કંઈ રાજપુત્ર મહાનૂત;
એ વિધે ફરી ઘટમાળ જાણ, અવતર્યો અહીં માનો નિર્વાણ. ૨૪
મેં કહ્યા તેથી અનુભવ અધિક, પિતા મેં લીધા છે ઠીક ઠીક;
શું કહું વારંવાર હું તેનું તે, થયો નિઃસંદેહ એનો એ દેહે. ૨૫

* યજ્ઞાદિક બ્રહ્મકર્મ. ૧૩ પા: "પછી થઇશ નિર્મુક્ત ને મળશે વસ્ત."
૨૧ પા. "રામા સાથે કંઈ નવરંગે"

મળ્યું મોક્ષપ્રાપ્તિનું સાધન જ્ઞાન, પછે રચે ન મુને મહાન;
ઋગ્વેદ યજુર્વેદ ને વળી સામ, નથી પિતા મારે તેનું કામ. ૨૬
એ છે ગુણવિહોણું ક્રિયાનું કૃત્ય, ખરી ગુંચવણ છે વસમી ગત્ય;
થયો ગુરુજ્ઞાનામૃતે સંતોષ, વસ્યો અભિલાષામાં મુને રોષ. ૨૭
થયું ચિત્ત સંતુષ્ટ મારું બાપ, ટળ્યો બોધપ્રકાશકેરો તાપ;
થયો તેનો ઉદય ઉલટો માનું, પછે એથી અધિક ન વેદ પિછાણું. ૨૮
ક્રિયા સુખ દુઃખ હર્ષ રસ ગુણ, એવું નહિ જેમાં લેહવાયે ઋણ;
એવું બ્રહ્મપદ મળશે મને, પછે હું શેણે જાઉં વને? ૨૯
રસ હર્ષ ભય ઉદ્વેગ ક્રોધ, અમર્ષાદિકનો થયો મને બોધ;
એ ષટ્થી બનેલો જે હરણ, તેને પિતા જાણી જાઉં હું શરણ. ૩૦
એ ના જાણ્યા આસક્તિ રૂપ મેં પાશ, પકડે આત્મા મૃગ કરી ઉદાસ;
માટે માનો પિતાજી મારુ વેણ, આ છે અધર્મવાળું ને દુઃખદેણ. ૩૧
હું તો વેદત્રયીનો મૂકીશ ધર્મ, તમને તજી સાધીશ હું પરબ્રહ્મ;
પક્ષી કેહ સુણો જૈમિનિદેવ, પિતામન ભ્રમ થયો તતખેવ. ૩૨
વિસ્મય પામ્યો સુતની સુણી વાણી, અંતરઆનંદી બોલ્યો પ્રમાણી,
ગદ્‌ગદ્‌ વાણીએ ભાખ્યું આમ, હે વત્સ તું શું દાખે નિષ્કામ. ૩૩
તને જ્ઞાન પ્રગટ થયું ક્યાંથી, જડ સરખો તું દર્શે યાંથી;
તે કેવી રીત થયો જ્ઞાની તુંય, આ જન્મનું કારણ શુંય. ૩૪
થયો કોઈ દેવ મુનિનો શાપ, શે લાગ્યો અગ અજ્ઞાનનો તાપ;
પુત્ર કેહ સુણો મારી વિગત, પૂર્વે હું કોણ કેવી હતી ગત. ૩૫
આ જન્મ પેહલાંનો વૃત્તાંત, આજ કહી સંભળાવું મહા દાંત;
હતો પૂર્વે હું બ્રાહ્મણ જાત, થઈ બ્રહ્મવિદ્યામાં મમખ્યાત. ૩૬
આત્મતત્વ ઓળખી મેં લીધુ, તેને પરમાત્મમાં આરોપી દીધું;
રહ્યો આત્મવિદ્યામાં સંલગ્ન, તેના તે અભ્યાસે મન થયું મગ્ન. ૩૭
કરતો સત્પુરુષ કેરો સંગ, શોધતો અંતર પ્રકૃતિ ધરી ઉમંગ;
તે યોગમાં થયું આસકત મન, જાણ્યો બ્રહ્મ એક મેં તન ને ધન. ૩૮
પછે થયા સંશય શિષ્યના ટાળું, એવું પડયું હૃદે સારે અજવાળું;
થાયે સિદ્ધ મનમાં ધાર્યાં જે કાર્ય, પછે હું તો થઈ પડયો આચાર્ય. ૩૯
આચાર્ય પદવી ભોગવી બહુ કાળ, વળી એકાંતિક યોગ ગ્રહ્યો તત્કાળ;
પણ કોઈ અજ્ઞાન આવી નડિયું, પ્રકૃતિ પાલટી ને સર્વ અડિયું. ૪૦
ભૂલ્યો સાવધગિરીમાં ભાન, યોગભ્રષ્ટ થયો મહાન;
થયો દેહ આત્માનો વિયોગ, પૂર્વસ્મૃતિનો સિદ્ધ છે યોગ. ૪૧
એવો મહિમા યોગનો મોટો, તે તજી માનું ક્યમ ભવ ખોટો;

૩૪ પા૦ "ગયા જ્ઞાનનું કારણ૦"

સુણો તાત જીતેંદ્રિય છુ એમ, હવે કરું યત્ન થાય જેમ ક્ષેમ ૪૨
રહ્યું સ્મરણ પૂર્વ જન્મનું જેહ, જાણો જ્ઞાનદાનનું ફળ તેહ,
આરાધ્યા વેદત્રયી જે ધર્મ, તેને જાતિસ્મૃતિ ન હોયે પર્મ ૪૩
જગતના ત્યજ્યા સૌ ભોગ, જઈ એકાંતે જગાવીશ જોગ,
મળશે મોક્ષ મને પિતા તેમા, પૂછો કઈ સશય ઉપન્યો એમા ૪૪
પિતૃઋણુ ટાળીશ પૂરુ, નહિ શંકા માહે રાખુ અધૂરુ,
પછી કેહ સુણો જૈમિનિ તમે, એહ વારતા પિતાને ગમે ૪૫
આવી શ્રદ્ધા પુત્રને વેણે, પછે શુ પૂછ્યુ ત્યાહી તેણે,
પિતા પૂછે પુત્રની જોઈ મહામતિ, કયમ પ્રાપ્ત થાય પ્રાણીને સસ્રુતિ ૪૬
કહો વારવાર થવાનું કારણુ, કેહ પુન સમજાવુ તાત તારણુ,
જે રીત એની છે જાતિ ભાતિ, તે અનુભવસિદ્ધ કહુ પ્રખ્યાતિ ૪૭
સસારરૂપી ભ્રમણચક્ર જેહ, નથી થાતું જૂનું પિતાજી તેહ,
એનો ન દેખાય આદિ કે અત, તે તમ આજ્ઞાએ કહીશ મહત ૪૮
મરણુથી આગળી ભમે કેમ, તે સસારચક્ર ભાખુ ટળે વેહમ,
વગર કાષ્ટે કાયાનો અગ્નિ, બળેછે જુઓ તન તજી લગ્નિ ૪૯
તેની કોપે ઉષ્ણુતા અગમાય, તીવ્ર વાયુ ભેદે મર્મસ્થળ જ્યાંય,
ભેદાયા મર્મસ્થાન જેટલે, ઉદાન ઉર્ધ્વગતિ ધરે તેટલે ૫૦
તેથી અટકે ભક્ષેલાં અન્નજળ, તેમા કર્યાં જળદાન થાય વિમળ,
પ્રાણીને આપ્યા હોય અન્નદાન, તે થાય સુખી જન કેહ મહાન ૫૧
જેણે આપ્યાં શ્રદ્ધાએ અન્ન અપાર, તે અન્નવિણુ તૃપ્તિ પામે તે વાર,
જે નથી બોલ્યો અસત્ય કો કાળ, જેણે પ્રીતિમાય ઝગાવી ન ઝાળ ૫૨
જેણે રાખી શ્રદ્ધા આઠે જામ, તે નવ સુખની મૂકે મામ,
જે નરસુરપૂજામા રાખે પ્રીતિ, જેણે તજી ઈર્ષા ને કુનીતિ. ૫૩
કપટાદિક દોષથી જેહ રહિત, હોયે શુદ્ધ અતકરણુ સહિત,
હોય જે ઉદાર ને લજ્જાવાન, તે સુખે મૃત્યુ પામે મહાન. ૫૪
જે નર કામ ક્રોધ દ્વેષથી અજાણુ, નવ મૂકે ધર્મ કેરી ખાણુ,
જેવુ બોલવુ તેવુ આચરે, હોય શાતિવાળો પરદુ ખ હરે ૫૫
તે મરણુ સમયે મરે સુખે, હવે વદુ આવે કેવા નર દુ ખે,
અગ્નિ મૂકી સળગાવે જે ગેહ, પીડાય દાહથી મરતા તેહ ૫૬
જે ન આપે મુષ્ટિ એને અન્ન, તે મરતા ક્ષુધાર્થી મરે જન,
જે સત્પુરુષને આપે ધન, તે જીને શીત મર્ણે થઈ પાવન. ૫૭
જે કરે તૃષાર્થીને જળદાન, તે જીતે મર્ણેતે તાપ મહાન,

૪૪ મા "હુ આત્મ વિદ્યાનો પૂર્વથી ભોગી, જઈ એકાંતે જગાવીશ જોગી" આ પાઠ ઉત્તમ છે

જે ન દુખ દે કોઈને જરી, મૃત્યુકાળે વેદના કરતા પરિ ૫૮
જે આપે જ્ઞાનનું દાન થઈ ગુરુ, મોહ વશ થાય રેહ ન અધૂરુ,
આપે જે કો કન્યાના દાન, જીતે અધતામિસ્ર મહાન. ૫૮
આપે મોહ અજ્ઞાન બીજાને જેહ, પીડા મહાભય પામે તેહ,
તેના અગ વેદનાએ કાપે, તેને ઋષિમુનિ જોઇ શાપે ૬૦
જે પૂરે ખોટી સાક્ષી જાણુ, જે ભાખે મિથ્યા ભાખ પ્રમાણુ,
જે આપે શીખામણ શીખ ખોટી, જે કરે વેદની નિંદા મોટી ૬૧
તે મરણકાળે પામે મહાભ્રાંતિ, જારે નાશી તેના સુખ શાંતિ,
તેને આવે તેડવા યમદૂત, ભયકર દષ્ટિવાળા જેવા ભૂત ૬૨
દુર્ગંધથી ભર્યું સર્વ શરીર, કર વાંકા મુદ્દગર મારી હરે ધીર,
એવા દૂત આવે પાપીને લેવા, તેને જોઇ ભય પામે કહુ કેવા ૬૩
થાયે આખે અગે મહાકમ્પ, છૂટી જાય ગ્હો જે જપ
વારવાર બૂમો પાડે મુખે, હા ભાઇ !! માતા કેહ મહાદુખે ૬૪
થાય તેની વાણી અસ્પષ્ટ ઉચ્ચારી, તે નવ સમજે કોઈ સમારી,
ભમે તેની દષ્ટિ ચારે પાસે, સૂકાએ મુખ લઇ લઇ શ્વાસે ૬૫
પછે ઉર્ધ્વશ્વાસ ઉપડે તેને, થાય દષ્ટિભ્રમ ભગ જેને,
એવી વેદનાએ વીંટાય અગ, પછે તેનો નરદેહ થાય ભગ ૬૬
રહ્યો દેહમા આત્મા જેહ, થાય સૂક્ષ્મ શરીરિ બીજે બીજે દેહ,
તે અગયાતના ભોગવવા માટે, હોય કર્મે ઉપજેલો ઉચ્ચાટે. ૬૭
ત્યા નથી રોતા માતા કે પિતા, કર્મજન્ય પૂર્વસ્થળે શોભિતા,
જીવની હોય જેટલી વય જાણુ, હોય તેવી અવસ્થાનુ પ્રમાણુ ૬૮
હોને તેની સ્થિતિ રીતિ સર્વ, પછે તેનો યમદૂત ગાળે ગર્વ,
બાધે મહાદારુણ પાશે તેને, ડડે મારી દક્ષિણે ખેંચે જેને ૬૯
છે તે માર્ગમાં કાટા કૂડા, વાગે અણીઆળા જૂડેજૂડા,
કંઈ ગહવર ગુફા ગભીર, ખુંચે શકુઆકૃતિ ગરજા શરીર ૭૦
કંઈ ઉન્ચો નીચો માર્ગે અપાર, પડિયા પાષાણ હારોહાર,
કંઈ દવ લાગ્યો વન દેખે, કંઇ ખાડા ટેકરા વસમા પેખે ૭૧
તપે સૂર્ય સહસ્ર રશ્મિ ત્યાહી, અમાંગલિક હોકાર થાયે જ્યાંહી,
તેવા દુખમા જમડા ખેંચે, જોઈ કર્મ વેંચાય તેટલો વેંચે ૭૨
ખેંચે યમદૂત એકી પાસે, બીજી મગ શૃગાળ ખેંચતા ભાસે,
તે તો ખેંચી ન થાય નિવર્ત, થાય રડતા અન્ય આવર્ત ૭૩
એવા સુખે જાયે યમ પાસે, એવુ જોઇ આવજો પાપની અડારે,
જેણે કર્યા હોય ઉપાનના દાન, જેણે આપી છતરી જોઈ ગુણવાન ૭૪

૫૮ પા. "આપે જે કે આરશી કેરા દાન" † ૬૭ પા 'જાય માહ સૂક્ષ્મ તે બીજે દેહ"

જેણે વસ્ત્ર આપ્યાં હોય પર્વ,' જેણે અન્ન દીધાં હોય તજી દર્પ;
તે મનુષ્યને સુખરૂપ થાયે પન્થ, એવું ભાખ્યું પુરાણકરે ગ્રન્થ. ૭૫
બાકી મહાપાપી થઈ પરતંત્ર, રીબાય બાર દિવસ મધ્યાન્હ જન્ત્ર,
પછે જાય તે ધર્મની પાસે, ત્યાં પણ સ્થૂળ શરીર ત્રાસે. ૭૬
ત્યાં કર્મમય શરીર થાય દાહ, હવે કહું સ્થૂળ શરીરનો રાહ;
જ્યારે સ્થૂળ શરીર કાપે હાથે, જ્યારે મારે વસના સોટા માથે. ૭૭
ત્યારે તે પામે પ્રાણી મહાપીડા, ન તજે કર્મ વિપાકે કૂડી ક્રીડા;
પડે અંગે ફોલ્લા ને તે ફાટે, જોઈ તેમાંનું જળ ઉચ્ચાટે. ૭૮
ઘણો કાળ ભોગવે એવા ભોગ, દિનપ્રતિ વાધે દારુણ રોગ;
મૃતકના બન્ધુ લાવી હેત, તિલ જલાંજલિ અર્પે પ્રેત. ૭૯
વળી કરે પિંડદાન જે પુત્ર, તે થાય પ્રાણીને માર્ગે સૂત્ર;
જે તૈલ્યાભંગ ચોપડે હેતે, તે ન બળતા ઝાઝી રેતે. ૮૦
પ્રેતબન્ધુ અંગે થાય સંવાહન, અથવા જમે કુટુંબકેરા જન;
તેવડે ત્યાંહી પ્રેત ધરાય, એવો અમરપુરતણો મહિમાય. ૮૧
જેના બધુ સૂવે સાથરે અહીં, તેનું પ્રેત સુખી થાયે તહીં;
જેના બધુ આપે અહીં દાન, તેણે પ્રેત જન્તુ થાય મહાન* ૮૨
મુઆ પછીના દિવસ બાર, જાતાં યમનગર થાય નિરધાર,
એટલી અવધિમાં આપે જેહ, સહુ પ્રાણી પામે તેહ. ૮૩
બાર દિવસ સુધીનું પુણ્ય મહાન, જુવે જીવ પોતાનું ઘર નિર્વાણ,
પછે યમપુર ભણી લઈ જાય, ત્યાં પ્રાણી ભય ઘણો મન ખાય. ૮૪
સોઢા સરખી વર્ણે શ્યામ, કઠોર ઘોર મૂર્તિ યમધામ;
જતાં જુએ રાતી આંખ્યોવાળા, જુએ કાળા કાજળ જેવા દુખાળા. ૮૫
મૃત્યુ કાળ અંતકની મધ્ય બેઠા, એવા જુવે યમનૃપ જોયા ન હેઠા,
નીકળી છે મુખની બાહેર દાઢ, ચઢી મહાભૃકુટિ કાળ કરાળ ૮૬
ભયાનક મુખ બિહામણું, તપ્યું ચારે પાસે વ્યાધિ તાપણું,
એવા ત્યાં નિરખે યમરાજ, જેના કરે શોભે પાશસમાજ. ૮૭
છે મોટા બાહુ જીવદડાસક્ત, જુએ પ્રાણી અકર્મી કે ભક્ત;
પછે મન આવી કરે આજ્ઞાય, તેવી ગતિ પામી પ્રાણી પીડાય ૮૮
છે પૂરે જૂઠી સાક્ષી સદાય, તે પ્રાણી રૈરવમાહી પચાય;
સુણો તે રૈરવકેરું સ્વરૂપ, જ્યાં ઘણા દશેં દુઃખના કૂપ. ૮૯
છે બે સહસ્ર યોજન વિસ્તાર, ત્યાં કેવું દુખ દે પ્રાણીને સાર;
એક ખોદ્યો ઉંડો મહાખાડો, તેમાં ભાર્યો અગ્નિ ઉજાડો. ૯૦

---

* દયાળુ.

તે તાપે તપી ભૂમિ સમસ્ત, નહિ *તહીં ટાઢી કોઈ વસ્ત,
નામ અંગારભૂમિ તેનું, છે રૂપ જાજ્વલ્યમાન જેનું. ૯૧
તેના મધ્ય ભાગે મૂકે જીવને યમદૂત, થાય પીડા પાપીને જ્યાં અદ્ભુત,
તીવ્ર તાપે બળે પગ તેના, કહીએ હાલ હવાલ કેનાકેના ૯૨
ડગલે ડગલે પડે ફોલ્લા પગમાં, તે ફાટે ફૂલે રગરગમાં;
ફાટે તે ફોલ્લાની ચામડી જ્યારે, ઘણો તાપ લાગે માહી ત્યારે. ૯૩
એવી રીતે, મૂકાવે પાગ, થાય રાત દાહડો એવી આગ;
જીવ નાસે ભાગે એવી ભોમ, જ્યાં નહિ દિવાકર ને સોમ. ૯૪
એમ નાસતાં પામે યોજન પાર, બીજું નરક ત્યાં છે તૈયાર;
પાપની થાવા શુદ્ધિ સોચી, જુએ નામ માત્ર નરકમાં પોહચી. ૯૫
જ્યારે તે ફરી આવે સહુ નરક, ત્યારે થાય તિર્યક્‌યોનિમાં ગરક,
શ્વાપદ† કૃમિ કીટ પતગ, મત્સર જૂ લીખ કે થાય અપંગ. ૯૬
કરિ બલિવર્દ શ્વાનની જાત, થઈ માર્જાર ભટકે રાતોરાત,
એમ અનેક યોનિ પામે તેહ, જેમાં પામે દુખ અતિશે દેહ ૯૭
પછે પામે મનુષ્યપણું જાણ, થાય તેમાં કાણો બેહેરો અજાણ,
વામન કુત્સિત રોગથી વ્યાપ્ત, જેનો દેહ જોઈ નિંદે આપ્ત. ૯૮
વળી પુષ્કસ શ્વપચ કેરી જાત, તેમાં અવતરી ભક્ષે જૂઠો ભાત,
એમ ભોગવે પાપ રહેલાં, જેણે દેહે દુખ સહેલાં. ૯૯
પછે આરોહિણી ‡ જાતિ થવા લાગે, હોય પુણ્ય પૂર્વનું તો અનુરાગે,
થાય શ્વપચનો શૂદ્ર જાણ, શૂદ્રકેરો વૈશ્ય પ્રમાણ. ૧૦૦
વૈશ્યનો ક્ષત્રી થાય સોય, ક્ષત્રીનો દ્વિજવર હોય,
દ્વિજનો થાયે દેવેંદ્ર, થાયે દેવેંદ્રનો મહેંદ્ર. ૧૦૧
એમ જન્મ થાયે ઉંચી જાત, કરે નીચ કર્મ તો ખાયે લાત,
કૂડે કર્મે પડે જાતિ નીચ, ચૂંથે તે મૂત્રાદિ ને કીચ. ૧૦૨
એ રીતે પાપકર્મી કેરી પેર, કહ્યુ તે કયમ જાયે, જમને ઘેર;
હવે જડ કહે સુણો તાત, કહું પુણ્ય કર્મી કેરી વાત ૧૦૩
પામે શુભ ગતિ બતાવી જેવી, જેણે પુણ્યકર્મની સેવા સેવી;
ધર્મરાય ઉત્તમ માર્ગે પડાવે, જ્યાં ગધર્વ ગણના રવ કાને આવે. ૧૦૪
જ્યાં કરે અપ્સરા ઉભી નાચ, થાય દિવ્ય દેહ કાંતિમત સાચ,
પેહેરે કુસુમમાળા તાજી, સુખભોગવે ગાજી ગાજી. ૧૦૫
જોઈ પુષ્પહાર ને નૂપુરશબ્દ, જેના રવમધુરે થાય મન લબ્ધ;
કરે એવા વિમાન માહે પ્રવેશ, જાય દુખીઆનો જોતા દેશ. ૧૦૬

* શિકારી પશુ † ચાડાજાની એક જાતિ-પાદરિયો ‡ ઉંચી સ્થિતિમા. ૧૦૪ પા. "યમભૂપ ભાખે માર્ગે જવા, જ્યા હોય ગધર્વ ગણ ગાવા."

થાય પુણ્યવિપાક તેમનો પૂરો, કે રહે ત્યાંનો લોક અધૂરો;
પડે પૃથ્વી ઉપર તે પ્રાણી, જાણે તેને મોટા રાયની રાણી. ૧૦૭
કે કોઈ મોટાના કુળમાંય, કે યોગી ધની અવતરે સોય;
ત્યાં પણ આચરણ રૂડાં રાખે, અન્યાય અસત્ય ન દષ્ટે દાખે. ૧૦૮
ભોગવી તે સ્થળના ભોગ, ટાળે વળી આ ભવરૂપી રોગ;
જઈ પાછો વસે સ્વર્ગમોઝાર, કદી થયો હોય દુષ્ટસંસ્કાર. ૧૦૯
તો અવરોહિણી* ગતિએ કરી, નીચી નીચી યોનિ જાય ફરી;
અહો વિપ્રવર્ય મહાભાગ, કહ્યો પ્રાણીમરણતણો આ ભાગ. ૧૧૦
હવે આવે ગર્ભમાં કેઈ પેર, તે અમો ભાખું માધવની મેહર;
ઇતિશ્રી માર્કંડેયપુરાણ મોઝાર, પિતાપુત્રસંવાદ કેરો સાર. ૧૧૧
નરકનિરુપણ આ કથાય, થાયે સંપૂર્ણ દશમોધ્યાય;
આ પાસા વ્યાસ વાંચે સસ્કૃત, આ પાસા છે મારું પ્રાકૃત. ૧૧૨
કવિયો કેહશે આ શો ગર્વ, નથી ગર્વ સાંભળો સર્વ;
થયા પુરાણી મોંઘા ડાટ, તેથી મને થયો ઉચ્ચાટ. ૧૧૩
હવે કોણ દેખાડે વસમી વાટ, થયા બંધ સ્વર્ગનર્દના ઘાટ;
ત્યારે કર્યું પ્રાકૃત રૂપી વિમાન, જાણવા ન જોઈએ મહાન. ૧૧૪
બમણું શ્રોતાથી વક્તાને પુણ્ય, એવું શાસ્ત્રમાં કહ્યું મહાપુન્ય;
વળી કરવા શ્રમ પુરાણીનો થોડો, મેં યથામતિ કથાભાગ જોડ્યો. ૧૧૫

વલણ.

કથાભાગ આ યથામતિએ, જોડ્યો જેવી ગત્ય રે;
હવે પુરાણી પાધરું થાશે, મોટી રાખો મત્ય રે! ૧૧૬



## કડવું ૩૩ મું.

રાગ મેવાડો.

પુત્ર કેહ સાંભળો હો, કહું કથા ગર્ભની;
પવિત્ર થાવા ધારો હો, આ એક શલાકા દર્ભની. ૧
જીવ નાકાં નરકથી છૂટે હો, કે જાય સ્ત્રીઆર્તવથકી;
પામે તેના ખીજને હો, સિંચાય નર રેતે ટકી. ૨

દેશીફેર.

નર રેતે ટકી રહી સિંચાયે, જીવ જાણો સર્વનો;
રેહ આધિવ્યાધિ ઉપદ્રવે, ગુણ ગર્ભકેરા ગર્વનો. ૩

* ઉતરતી સ્થિતિમાં. † સ્વર્ગ. ૨ પા૦ ઢાળની દેશી ફેર.

બીજ બંને કેઈ થયા બિંદુ, ઠરી રહેતાં ઠામમાં;
પછે એક રૂપે થાય તે, બને બુદબુદો* મુકામમાં. ૪
બંધાય પેશી ત્યાર પૂઠે, તેમાં શું કહેલું તે કહું;
જેમ લઘુ બીજમાં વૃક્ષાદિકના, રહે અંકુર આદિ બહુ. ૫
તેમ દેહકેરા અવયવો, રહે પેશીમાં† વશી;
તે માંયથી અંગ પંચની, યથા વિભાગ બાઝે દશી. ૬
એ વિધે ઉત્પન્ન થાયે, પંચ પહેલાં અંગ જે;
પછે નાક વદન ને કર્ણ થાતાં, વળી એવાં ઉપઅંગ જે. ૭
નખ ત્વચા ને રોમ નીકળે, તે વધે ગર્ભની સાથમાં;
જેમ નારિયેળની સાથ વાધે, તેનો કોશ લઈ જુઓ હાથમાં. ૮
તેમ ગર્ભકોશ વધે સદા, થાય જીવ મોટો જાણજો;
કેઈ પેર રેહ તે ઉદર માંહિ, તેહ મનમાં આણજો. ૯
બે ઘુંટણ ગમ બે હાથ કેરી, હથેળિયો રાખી રે;
ઘુંટણતણા વિભાગ પર, અંગુષ્ટકેરી સાખી રે. ૧૦
અંગુલિ ઘુંટણ અગ્રભાગે, ઘુંટણ પૃષ્ટભાગે નેત્ર છે;
છે બે ઘુંટણ મધ્યે નાસિકા, જે કફાદિકનું ક્ષેત્ર છે. ૧૧
બે પાદ પાની કટિ ભાગે, માંસમાં છૂપી રહે;
બાહુ જંઘા બાહર રેહતાં, વ્યાસમુનિ એવું કહે. ૧૨
એ પ્રકારે ઉદરે રહી, ગર્ભ મોટો થાય છે;
પશુ પ્રાણી ગર્ભ સ્થિતિ તે, રૂપ અનુસાર કે'વાય છે. ૧૩
ગર્ભાશયના અગ્નિએ, થાય કઠિન ગર્ભ અપાર રે;
જે ખાય માતા પીએ માતા, તેણે જીવે ગર્ભ તે વાર રે. ૧૪
તે ગર્ભાશય છે પિતા, પુણ્ય પાપ કેરી ગત્ય રે;
તે ગર્ભકેરી નાભિ ઉપર, છે એક નલિકા સત્ય રે. ૧૫
તેવડે પોષણ થાય તેનું, કહ્યું એવું આગમે;
ઓનું અન્ન પચે જે વડે, તે છિદ્રથી ઉદરે શમે. ૧૬
ખાય પીએ નારી જે જે, તે ગર્ભ ઉદરે જાય છે;
તેવડે તન તૃપ્ત થાયે, વૃદ્ધિ આગમ ગાય છે. ૧૭
તે ઠામ ગર્ભ છે બ્રહ્મરૂપે, જાણે ભૂતભવિષ્યવર્તમાન રે;
પછે પીડાતો નિર્વેદ પામે, મુખ વદે મહાજ્ઞાન રે. ૧૮
તે સ્મરણ કરતો એવું નિત્યે, આ કષ્ટથી છૂટું હુંય રે;
તો બીજી વાર ન આવું એમાં, વધુ ભાખું શુંય રે. ૧૯
હું પુરુષાર્થ એવો કરીશ નિશ્ચે, નવ આવવું પડે અહીં;

* તરગ–પરપોટા જળનો. † ગર્ભાશય.

અનુભવેલાં દુઃખ ગાયે, મહાકષ્ટ પામે ગર્ભમાં રહી. ૨૦
દૈવબળથી કષ્ટ પડિયાં, તે સંભારે હરઘડી;
પછી ગર્ભમાંથી બ્હાર નીસરે, જેને વાર નવ લાગે વડી. ૨૧
પણ પ્રાજાપત્ય પવનથી તે, પીડાયે છે અતિ ઘણો;
હૃદય દુ:ખથી રડવા લાગે, સુણે દીનસ્વર સહુ તે તણો. ૨૨
જ્યાં ઉદરમાંથી બ્હાર આવ્યો, કે થઈ મૂર્ચ્છના અવિચાર રે;
વળી વાયુ અડકયે બ્હારનો તે, થયો સચેતન સાર રે. ૨૩
તે પછે પુરુષની પ્રકૃતિ જે, વીંટી લે છે જાણિયે;
તેણે મોહિત થાયે જ્ઞાનભ્રમ થઈ, તેનું દુ:ખ મન શું આણિયે. ૨૪
ગયું જ્ઞાન જયારે ત્યારે, બાળ ભાવ પામ્યો માનિયે;
પછે કુમાર ને યુવા થાતો, વધ્યો મોહ પ્રમાણિયે. ૨૫
વળી વૃદ્ધ થાયે શિથિલ ઇંદ્રી, મરે પાછો મૂઢ તે;
એમ જન્મે મરે જન્મે, ઘટી યંત્રશો ઘટગૂઢ તે. ૨૬
કોઈ વાર સ્વર્ગે જાય પુણ્યે, કદી પડે પાપે નરકમાં;
કદી સ્વર્ગ નરક બેય ભોગે, કદી ફરફડે તે ફડકમાં. ૨૭
કદી જન્મ લઈ આ લોકમાં, કર્યાં કર્મો ભોગવે;
કદી ભોગવતાં મૃત્યુ આવે, જે રહ્યાં તે નવે જનમે જોગવે. ૨૮
તે શેષસહિતે સ્વર્ગમાંહિ, જાય ચાલી આપથી,

પછી વૃદ્ધતા એ ઠામ દુઃખનુ, મરણદુઃખ મોટાં ગાય છે. ૩૭
તે પછે ખેંચાવુ પડે છે, યમદૂતથી મહાનરકમાં,
વળી જન્મમરણને નરક જાગ્યે, ધ્રૂજતો જીવ ધરકમાં. ૩૮
ઘટીયંત્ર જેવી જીવગતિ છે, માયાજન્યબંધનમાં પડી,
દિવોરાત્રી ભટકાવતી તે, નહિ જપ માનો અધ ઘડી. ૩૯
બંધાય જાણ્યા છતા પાછો, મૂઢ મમતાને ધરી,
છે સસારસાગર દુઃખકારી, મેં સુખ નવ દીઠુ જરી ૪૦
માટે મોક્ષ અર્થે વેદત્રયીનું, કહો સાધન શે કરુ?
હે પિતા! ગતિ પુરાણીકેરી, કહો કેઈ વિધે આચરુ? ૪૧
કેહવુ જૂદું કરવુ જૂદુ, વળી ધરવુ જૂદુ મનમા,
હે પિતા વળી વળી હુંય મારુ,ન દઈશ જન્મ આ જનમાં. ૪૨
ઈતિશ્રીમાર્કંડેય પુરાણે, પિતા પુત્ર સંવાદે કરી,
એકાદશમો અધ્યાય પૂરો, ચયો બોલો શ્રીહરિ. ૪૩

વલણ.

શ્રીહરિ બોલો સર્વ કોઈ, ટળે ગર્ભવાસનુ કષ્ટ રે,
વિપ્ર પ્રેમાનન્દ નામ મિથ્યા, છે મિથ્યા પુરાણીસૃષ્ટ રે. ૪૪



## કડવું ૩૪ મું.

### રાગ સામેરીની ચાલ લેહેકણી.

પિતા કેહ સુણો સુત મારા રે, સુણ્યા જ્ઞાનદાનના શબ્દ સારા રે,
જ્ઞાનદાનનો આશ્રય કરતા રે, તેહ સંસારસાગર એજે તરતા રે. ૧
એહ વર્ણવ્યો મોટો તેં રસ્તો રે, થાશે અધિકારીને સસ્તો રે;
તેં રૈરવ નરકનું વર્ણન કીધુ રે, તેવા સાથે બીજાનુ નામ દીધુ રે ૨
તે સર્વ નરકનાં કેહ મુને નામ રે, કેવાં તેના કેહ વિસ્તારી ઠામ રે,
જેમાં જવું તે જાણવી વાત રે, જાણ્યાં પછી થાય તો કરવી મ્હાત રે ૩
પુત્ર કેહ સુણો પિતા મારા રે, કહ્યો નર્ક રૈરવ મેં અવિધારા રે,
હવાં મહારૈરવ નામા નર્ક અલ્પ રે, વર્ણવતાં કાંઈ ન રાખુ જલ્પ રે. ૪
મહારૈરવમાં બાર સહસ્ર યોજન રે, છે તામ્રપૃથ્વી હે મુનિજન રે,
તેની નીચે તાપ તપાવ્યો છે પૂરો રે, દર્શનસ્પર્શને થાય અગ ચૂરો રે. ૫
ભાસે મહાભયાનક ભોમ રે, જાતાં બળે શત યોજનથી રોમ રે,
તેવી પૃથ્વીમાં યમના દૂતો રે, મૂકે બાંધી રુંધી હુ પણ હુતો રે ૬
ગોળિમવાં ખાતો ગરબડે પ્રાણી રે, તેને આવી પડે પીડા અજાણી રે,
નીકળે ઓલામાથી જે વારે રે, પ્રકટ્યો પ્રજ્વલિત ચયો જાએ ત્યારે રે. ૭

પછી વૃદ્ધતા એ ઠામ દુઃખનું, મરણદુઃખ મોટાં ગાય છે.
તે પછે ખેંચાવું પડે છે, યમદૂતથી મહાનરકમાં;
વળી જન્મમરણને નરક જાણ્યે, મૂજતો જીવ ધરકમાં.
ઘટીયંત્ર જેવી જીવગતિ છે, માયાજન્યબંધનમાં પડી;
દિવારાત્રી ભટકાવતી તે, નહિ જંપ માનો અધ ઘડી.
બધાય જાણ્યા છતાં પાછો, મૂઢ મમતાને ધરી,
છે સંસારસાગર દુઃખકારી, મેં સુખ નવ દીઠું જરી.
માટે મોક્ષ અર્થે વેદત્રયીનું, કહો સાધન શે કરું ?
હે પિતા ! ગતિ પુરાણીકિરી, કહો કેઈ વિધિ આચરું ?
કેહવું જૂદું કરવું જૂદુ, વળી ધરવું જૂદુ મનમાં;
હે પિતા વળી વળી હુંય માગું, ન દઈશ જન્મ આ જનમાં.
ઈતિશ્રીમાર્કંડેય પુરાણે, પિતા પુત્ર સંવાદે કરી;
એકાદશમો અધ્યાય પૂરો, થયો બોલો શ્રીહરિ.

વલણ.

શ્રીહરિ બોલો સર્વ કોઈ, ટળે ગર્ભવાસનું કષ્ટ રે;
વિપ્ર પ્રેમાનન્દ નામ મિથ્યા, છે મિથ્યા પુરાણીસ્રષ્ટ રે.



## કડવું ૩૪ મું.

### રાગ સામેરીની ચાલ લેહેકણી.

પિતા કેહ સુણો સુત મારા રે, સુણવા જ્ઞાનદાનના શબ્દ સારા રે;
જ્ઞાનદાનનો આશ્રય કરતા રે, તેહ સંસારસાગર મેળે તરતા રે.
એહ વર્ણવ્યો મોટો તેં રસ્તો રે, થાશે અધિકારીને સસ્તો રે;
તેં રૈરવ નરકનું વર્ણન કીધું રે, તેવાં સાથે બીજાનું નામ દીધુ રે.
તે સર્વ નરકનાં કેહ મુને નામ રે, કેવાં તેનાં કેહ વિસ્તારી કામ રે;
જેમાં જવું તે જાણવી વાત રે, જાણ્યાં પછી થાય તો કરવી મ્હાત રે.
પુત્ર કેહ સુણો પિતા મારા રે, કહ્યો નર્ક રૈરવ મેં અવિધારા રે,
હવાં મહારૈરવ નામા નર્ક અલ્પ રે, વર્ણવતાં કાંઈ ન રાખુ જલ્પ રે.
મહારૈરવમાં બાર સહસ્ર યોજન રે, છે તામ્રપૃથ્વી હે મુનિજન રે;
તેની નીચે તાપ તપાવ્યો છે પૂરો રે, દર્શનસ્પર્શને થાય અંગ ચૂરો રે.
ભાસે મહાભયાનક ભોમ રે, જાતાં બળે શત યોજનથી રોમ રે,
તેવી પૃથ્વીમાં યમના દૂતો રે, મૂકે બાંધી રુધી હું પણ હુતો રે.
ગોઠિમક્ષાં ખાતો ગરબડે આણી રે, તેને આવી પડે પીડા અજાણી રે;
નીકળે ઓસામાંથી જે વારે રે, પ્રકટ્યો અજ્વલિત ચૂલો જુએ ત્યારે રે.

કાક બક ઉલુક વરુ વીંછી રે, કરડે મત્સર ઉરાડે કોણુ પીંછી રે?
કોયે ગીધ ચંચુવડે ત્યાંહી રે, તાણાતાણ કરે માંહોમાંહી રે. ૮
મહા રૌરવાગ્નિથી પીડાતો પ્રાણી રે, આકુળવ્યાકુળ થઈ રડે તાણી રે;
હા પિતા, હા માતા, હા ભાઈ રે, આવો આવો કહો કોઈ સાઇ રે. ૯
એમ ઉચ્ચરી શાંતિ ન પામે રે, દશ ક્રોડ વર્ષે એ દુઃખ વામે રે;
પાપાચારીની ગતિ એવી રે, કહી મહારૌરવમાં થાય જેવી રે. ૧૦
હવે તમ નામ નરક કહું હુંય રે, જે છે શીતળ કહું રૂપ શુંય રે;
તે મહારૌરવ જેટલુ જાણો રે, તેને અંધકારવાળું પ્રમાણો રે. ૧૧
દારણુ અંધકાર ને શીતથી દુ:ખી રે, દોડાદોડ કરતા થાય ન સુખી રે;
પરસ્પર ભેટી કરે સમાશ્રય રે, ટાઢે દાંત ભાગે લાગે મહા ભય રે. ૧૨
ત્યાં ભૂખ તૃષા ઉપજે બલિષ્ટ રે, મહા ઉપદ્રવે સાંભરે ન ઇષ્ટ રે;
વાયુવહને ઠરી જાય પાણી રે, ગળે હીમાળે ઘણા પ્રાણી રે. ૧૩
ત્યાંનો વાયુ વાયે મહા ઘોર રે, ભાગે હાડ પાંસળાં તોડે તોર રે;
તેમાથી નીકળે મજ્જા શોણિત રે, ખાય ક્ષુધારથી ધરી માહપ્રીત રે. ૧૪
છે નારકીશ કેરુ ભોજન એવું રે, ભમે તે અંધારે કેવું કેવું રે;
ચાટે પશુ જયમ એકમેક રે, તેવો અંધકાર ધરે વિવેક રે. ૧૫
હે દ્વિજસત્તમ, સુણો આપ રે, પાપક્ષય સુધી એવા તાપ રે;
હવે નિકૃન્તન નામ નરક રે, છે એથી મોટો ગુણનિધિ ગરક રે. ૧૬
તેમાં નિરતર વાગી રેદ હાક રે, ફર્યાં કરે કુલાલ જેવા ચાક રે;
તેના પર મૂકે પાપી નરને રે, કાળસૂત્રે કાપે તેના ધડને રે. ૧૭
યમદૂત કાળસૂત્રવડે કાપે કેમ રે, કાપે કુભાર કાપે તેમ રે;
મૃતિકાનો પિંડ મૂકી ચાક ઉપર રે, કાપી કાપી ભાજન લે નીડર રે. ૧૮
તેમ યમદૂત કાળસૂત્રવતી રે, કાપે નખશિખથી મૂઢમતી રે;
જેમ જેમ કાપે કરોડો વાર રે, તેમ તેમ થાય નિર્મો દેહ તૈયાર રે. ૧૯
દુ:ખી જીવિતનો હોય ન નાશ રે, કાં કે લાગ્યા કર્મતણા કૂડા પાશ રે;
એ નિકૃન્તનમાં દુઃખ પામે રે, પાપક્ષય સુધી દુઃખ ન શામે રે. ૨૦
એ પછી અપ્રતિષ્ઠ નામે નરક રે, ભાખું મારે મુખે ન રાખું ફરક રે.
તેમાં રહે નારકીશ મહાપાપી રે, લે દુઃખ અનુભવને મન આપી રે. ૨૧
જે ચક્ર નિકૃતનમાં હુતાં રે, તે ચક્ર આ નરકે વગુતાં રે;
તેમાં વિશેષ એ પિતા જાણો રે, ખાલુએ જળ રેંટ જેવો પ્રમાણો રે. ૨૨
એ છે પાપ કર્મીના અધ હેતુ રે, છે પુણ્યશાળીને પાંશરી શેતુ રે;
તે ચક્રમાં રાખી ભમાવે પાપી રે, જુએ વારે વારે જમડા કાપી રે. ૨૩
નવ અટકવા દે જેમ દૂત રે, શું કરે શાણો જગનો સુત રે;

---

૨૪ પા. "નવ અટકવા દે દૂતરે, શું કરે ત્યા હોય શાણો જગનો સૂતરે."

રેંટના લોટા પેઠે કોક બાંધ્યા રે, સાંધે સાંધા જોઇને સાંધ્યા રે. ૨૪
જેમ ભરાય ઠલવાય ઘડવાં રે, તેવાં થાય અંગ અકર્મીનાં અડવાં રે;
રુધિર વમન કરતા જાય હેઠળ રે, આવે ઉપર તળે કરે મહાબળ રે. ૨૫
એમ ફરતાં ફરતાં આંતરડાં રે, આવે મુખદ્વારા તૂટ્યાં તતરડ્યાં રે;
ચાલે અશ્રુના રેલા આંખે રે, સુખ સ્વપ્નું નવ તહીં ઝાંખે રે. ૨૬
એમ દુઃખ ભોગવે અવધિ સુધી રે, તોય નવ ચેતી ચાલે બુધી રે;
પછે નરક અસિપત્ર વન રે, છે તે સાંભળો ધરી મન રે. ૨૭
છે એક સહસ્ર યોજન આધી રે, રહે અંગારે ભૂમિ જાગી રે;
બાર તરણિનાં* પડે કિરણ રે, તે તીવ્રતાપે તપી ઉઠે માહ રણ રે. ૨૮
તેમાં પડે નારકીશ આવી આવી રે, હવાં મધ્યભાગે ભૂમિ કેવી કાહવી રે;
શીતળ સ્નિગ્ધપત્રવાળું એક વન રે, છે પત્ર ખડ્ગ જશાં મુનિજન રે. ૨૯
જ્યારે વાયે વાયુ મહાજોરે રે, ત્યારે પડી પત્ર તે તન તોડે રે;
ત્યાં વસે શ્વાન ભયાનક જાણુ રે, મોટાં મુખ વ્યાઘ્ર જશાં પ્રમાણુ રે. ૩૦
લાંબી દાઢ ને પોહળાં મુખ રે, થાયે ફરતાં જોઈ જનને દુઃખ રે;
બળે દવ પૃથ્વી ઉપર પૂર રે, દાઝી ઉડે જીવ શું આકનું તૂર રે. ૩૧
કરે પગ ઉંચા નીચા મહાદુઃખે રે, પીડિત થઈ તૃષાએ પોકારે મુખે રે;
સંભારે માબાપ કરી આક્રન્દ રે, જેણે અહીં જાણ્યા નહિ ગોવિંદ રે. ૩૨
ખોળે ત્યાં છાંયડો બેસવા માટે રે, આવે અસિપત્ર કેરા ધાટે રે;
ત્યાં અસિપત્ર પાડવાવાળો રે, વાયે માહવાયુ કરાળો રે. ૩૩
તેથી લઈ વિશ્રાંતિ બેઠા જેહ રે, પડે પત્ર તેનાપર તેહ રે;
તેણે કપાય અંગ ઉપાંગ રે, નાસે જંતુ થઈ મહારાંક રે. ૩૪
તે નરકે નથી બીજી જાગ રે, તપી પૃથ્વી સળગી આગ રે;
સળકે ચક્ષુઃશ્રવાની† જિવ્હા જેવી રે, અગ્નિ જ્વાળની જિવ્હા તેવી રે. ૩૫
એવી જીભ માંહે પડે જઈ પ્રાણી રે, તેને ફાડી ખાયે કૂતરા તાણી રે;
ત્યારે રડે પોકે પોકે તેહ રે, એવાં કષ્ટે કષ્ટાયે દેહ રે. ૩૬
હે પિતા અસિપત્ર વન ભાખ્યું રે, એમાં અપૂરું કંઈ નથી રાખ્યું રે;
હવે એથી મહાભયંકર જેહ રે, તપ્તકુંભ નામે નરક કહું તેહ રે. ૩૭
તેની આસેપાસે વીંટાયો અગ્નિ રે, લોહરજ ઉકળે જયા જધ્ની‡ રે;
તે રજ ઉકાળવાને ગોળે રે, તૈલ તપાવી રાખ્યું પોલે રે. ૩૮
તેમાં નાખે પાપિને યમદાસ રે, ટાંગે ઉંધે માથે આપે ત્રાસ રે;
માંહી ઉકાળી ઉછાળે લાવે રે, થાય ફોલ્લા તે દુઃખ ઉપજાવે રે. ૩૯
પછે ફાટે ફોલ્લા એકી વારે રે, વહે જળ મજ્જા એકી ધારે રે;
તેથી થાય વ્યાપ્ત અંગ અનેરાં રે, ત્યાં ગીધ ટોળાં ઉડતાં હેર્યાં રે. ૪૦

* સૂર્ય. † સર્પ. સર્પને કાન નથી, તે આંખે સાંભળે છે. ‡ શસ્ત્ર વિશેષ.

તે ચીરી ખાવા લઈ જાય પ્રાણી રે, નાંખે પાછા અગ્નિમાં આણી રે;
તેથી તૂટે નેત્ર કપાળ ને હાડ રે, પછે પીલે ઘાણી ચઢાવી તાડ રે. ૪૧
થાય ઘાણીમાં એકાકાર રે, શિર સ્નાયુ માંસ ત્વચા નિરધાર રે;
એવું અંગ થાય પ્રવાહી જ્યારે રે, કરે ઘટ્ટ તેને યમદુત ત્યારે રે. ૪૨
પછે કરી તૈલપરીક્ષા જૂવે રે, જુદજુદાએ સંશય ખૂવે રે;
પછે તેમાં તળે પાપાચારી રે, એ તપ્તકુમ્ભની કથા વિસ્તારી રે. ૪૩
વળી કહું મારી કેહવી કાહણી રે, લેજો પિતાશ્રી તમે જાણી રે;
થઈ મનસા પુરાણીની પૂરી રે, તોય કહી ન કથા મધૂરી રે. ૪૪
શું છે આપણે તેથી કામ રે, ભજવા એક ચિત્તે શ્રીરામ રે;
ઇતિશ્રી માર્કણ્ડેયપુરાણે રે, પિતાપુત્ર સંવાદ પ્રમાણે રે. ૪૫
મહારૌરવાદિક નરકાખ્યાન રે, સુણે ભણે તે થાય મહાન રે;

### વલણ.

મહાન થાયે સર્વ જાણી, ચેતી ચાલે ચિત્ત રે;
ભટ્ટ પ્રેમાનન્દ નામ મિથ્યા, છે મિથ્યા પુરાણી વિત્ત રે. ૪૬

---

## કડવું ૩૫ મું.

### રાગ ગોડી.

પુત્ર કેહ સુણો મારા તાત, ગયા મારા સાત જન્મ પશ્ચાત;
હું થયો વૈશ્યકુળે ઉત્પન્ન, કર્યું ત્યાં મેં સુરભિરોધનું મન. ૧

### ઢાળ.

સુરભિરોધનું મન કર્યું મેં, પિતા કહું સુણો તેની વાત;
મેં ચારો ચરતી ગાયો વાળી, કર્મવિપાકે થઈ દુઃખરાત. ૨
દારુણ નરકે જઈ પડ્યો હું, જ્યાં અગ્નિજ્વાળ ભયંકર હોય;
વળી લોહની ચંચુવાળા દ્વીજથી,† સમાકુલ‡ તે ભૂમિ સોય. ૩
જ્યાં ઘાલી ઘાણી માંહી શરીરને, પીલે ચાલે રક્તપ્રવાહ;
તેના કર્દમ§ બેસાડે મુનિ, કુકર્મી કેરો જાણી રાહ. ૪
થાય કુલાહલ નાંખે આણી, નરક વિષે જેવે મહાશુન્ય;
તે સર્વ સહી સો વર્ષ રહ્યો હું, કાંઈ ન અવધિ ધારો ન્યૂન. ૫
સંતપ્ત મહાતાપની પીડા, દાહસહિત તૃષાણુ દેહ;

---

૨ પા. "જળપાન કરંતી૦" * ગાયને ચરતાં અટકાવવી તે. † પક્ષી. ‡ ભરપૂર.
§ પોતાના રક્તમાંસના કાદવમાં.

તપ્તપુલિન* તરવેણી તટમાં, નાંખ્યો કુમ્ભે નિઃસંદેહ: ૬
એવે દુઃખે આવી પડેલો, એવો વાયો શીત પવન;
વળી એકાએક રત્નરૂપ નર, આવી ઉભો મોટમ મન. ૭
તે નરકેરા આગમથી મુનિ, નારકીશની ગઈ પીડાય;
હું પણ સ્વર્ગસમા સુખ માંહે, આવી પડિયો મુનિરાય. ૮
યાતનાકષ્ટે કૂટાયલાને, એકાએક આ શું સુખ;
એમ વિચારી ઉંચું જોયું, થયું અવનનું ગયું ક્યાં દુઃખ ! ૯
એવે નિકટે નરવર જોયો, રત્ન સમાન જેનું રૂપ;
તેની પાસે વજ્રકાયનો, ઉભો દૂત માહરૂપ. ૧૦
દંડ હસ્તમાં ઝાલી કેહતો, આ મગ, આ મગ આવો દેવ;
એ સર્વે મેં જાતે જોયું, કરી સુકર્મની સારી સેવ. ૧૧
નરક પડેલા નરઆદિક કેહ, ક્ષણુ ઊભા રોહ ભારે ભૂપ;
આપ અંગના સ્પર્શ વાયુથી, સહુ થઇએ સુખમાં તદ્રૂપ. ૧૨
દયા કરી તે વેણુ સુણીને, બેઠા ત્યાં તે મતિમાન;
સહસ્રધા સયુક્ત યાતના, કેરા કષ્ટનું સુણવા ગાન. ૧૩
પછે તેણે મહાકૃપા કરીને, પૂછ્યું યમદૂતોને આમ;
મેં શું પાપ કર્યું કે આવ્યો, નરક નિકટે નોખે નામ. ૧૪
ફળ દુષ્કર્મ કર્મ કર્યાનું, કહો તેહ મુજને સહુ વાત;
હું વિદેહ જનપદ જનકકુળનો, વિપશ્ચિત નૃપ છું પ્રખ્યાત. ૧૫
રુડે પ્રકારે પુરુષો પાળ્યા, પદ્મિનીકેરી કરી મેં વાહર;
ધર્મનૃપશા મનુએ કર્યું જેમ, તેમ કર્યું મેં રક્ષણુ સાર. ૧૬
કરી સુખી મેં સર્વ પ્રજાને, કરી યજ્ઞ સંતોષ્યા દેવ;
ધર્મવડે ધરણી મેં પાળી, નથી રણુ મૂકી નાઠો એવ. ૧૭
અતિથિ નિર્મુખ નવ વાળ્યો કોઈ, મારે ઘેરથી જાણો દૂત;
પિતૃ, દેવ, ઋષિ પરિજન પોષ્યા, કરી પૂજા ન લૈશ ભૂત. ૧૮
પરસ્ત્રી પરધન મેં નવ વાંચ્છયાં, વળી કહું સુણ્વ મારી વાત;
સુરભિ જળને સ્થાનક જાયે, જળ પીવા થાય પરભાત. ૧૯
તેમ પર્વણુ તિથિકાળમાં, સુર પિતૃ આવે નરગેહ;
તેહ વિમુખ થઈ પાછાં જાયે, તો થાયે નિર્બળ નરદેહ. ૨૦
યજ્ઞ-કરેલા થાય અફળ સહુ, વાપી કૂપ કર્યાં જાય વ્યર્થ;
એમ સર્વ ધર્મનો હ્રાસ થાય છે, જાયે ગાંઠે હોયે ગર્થ. ૨૧
નિઃશ્વાસ નાંખી જો જાય પિતૃ તો, સાત જન્મનાં જાયે પુણ્ય;
સુરનિઃશ્વાસે ત્રણ જન્મનાં, થાયે પુણ્ય કર્યાં જો શૂન્ય. ૨૨

---

* ધગધગતી

એવું જાણી હું દેવકાર્યમાં, રહ્યો સદા સાવધ મતિમાન;
પિતૃકાર્યમાં તત્પર આ તન, રહ્યું નિરંતર કરી સન્માન ૨૩
તો કયી પેરે દારુણ નરકે, થયો પ્રાપ્ત હું હે યમદૂત;
નથી કવિરવિશા નિંદા કદીએ, આ શું મિથ્યા ટીખળ ઘૂત. ૨૪
જૂઠા બોલા જોઈ પુરાણી, કે વેદાંતી શાસ્ત્રી અજાણ;
સ્વભાવાવર્ધક નિંદકનો, કાઢ્યો છે મેં કચરઘાણ. ૨૫
શીખ્યા થોડું કરી કેહ મોટું, એવાનાં મેં કાપ્યાં નાક;
નાસ્તિક જનનું નામ ન રાખ્યું, વજાડી નિગમધર્મની હાક. ૨૬
પિતા કહે તવ દૂત શું બોલ્યો, તે સુણવા ઇચ્છા થાય;
ઇતિશ્રી માર્કંડેયપુરાણે, પૂર્ણ થયો તેરમો અધ્યાય. ૨૭

વલણ.

તેરમો અધ્યાય પૂરો થયો, રીઝો પુરાણી રાજ રે;
પ્રાકૃત કથા કરો માની દીજનું, સુધરે સઘળાં કાજ રે. ૨૮



## કડવું ૩૬ મું.

### રાગ ધનાશ્રી ચાલફેર.

પુત્ર કેહ તે મોટા પુરુષે પૂછ્યું, સર્વ સુણતાં આત્ર જી;
તે ભયંકર યમદૂત ત્યાં બોલ્યો, મધુર વેણ મન ભાવ્યું જી. ૧
યમસેવક કેહ રાજ માહરાજ, તમે સર્વ ભાખ્યું સત્ય જી,
સંશય નહિ તિલમાત્ર એ માહે, તમે પૂણ્ય કીધા અત્ય જી. ૨
પણ કિંચિત્માત્ર કંઈ પાપ કર્યું તે, હું સભારી આપું જી;
વિદર્ભનૃપ પુત્રી પીવરી નામે, (તે) તમ પત્નીનું આપ્યું ન માપું જી ૩
ઋતુમતી અતિશાલી હતી તેનો, ઋતુકાળ મિથ્યા કીધો જી;
વરાંગી કૈકેયીની આસક્તિથી, ઋતુવાળીને ભોગ ન દીધો જી. ૪
તે પાપે આ ભયાનક નરકે, આવી પહોંચ્યા તમે રાજ જી,
સ્વસ્ત્રી સમીપ ઋતુસ્નાન લહી, જે ન કરે સમાગમ કાજ જી. ૫
તે માહગર્ભ હત્યારો થાયે, તૂટે તેના પુણ્યની પાજ જી,
હું કહું તે સત્ય સહુ માનો, રખે સંશય કરતા આજ જી. ૬
હોમ સમયે હોમાગ્નિ રાખે, આજ્યાહુતિની આશ જી,
તેમ ઋતુકાળે બીજપાત પ્રજાપતિ, ન થાયે થાય નિરાશ જી. ૭
એ મર્યાદા જેહ ઉલ્લંઘે, થઈ ધર્માત્મા કામાસક્ત જી,
તે પિતૃઋણનું પાપ લે પાપી, પડી નરકમાં વ્યક્ત જી. ૮

અહો પૃથ્વીપતિ એટલુ દુષ્કૃત, પાંપેકરું પિછાનો જી;
હવાં પુણ્ય ભોગવવા અર્થે, ચાલો સાચું માનો જી. ૯
તે સાંભળી જનકનૃપ બોલ્યો, અનુકંપાએ આમ જી;
ઇચ્છિત સ્થળે આવું અનુચર હું, તું કરય કઈ મારું કામ જી. ૧૦
કેટલાક પ્રશ્ન હું તુંને પૂછું, તેના ઉત્તર દીજે જી;
કઠિન ચંચુએ નેત્ર વણુસાડી, આ કાક ઉભા કાં રીઝે જી! ૧૧
જેમ જેમ ચક્ષુ ફોડી નાંખે, તેમ તેમ થાયે નવાં જી;
તેવી રસના ખેંચી નવી થાતી, તેના નિંદિત પાપ શાં હવાં જી. ૧૨
વેહરી વેહરી આ નરને દુઃખ દે, તે ક્યા કારણુ માટે જી;
તપ્તકુંભમાં તેલ પૂરી પચવે, તપવે રેતીએ શાસાટે જી. ૧૩
લોહવદન આ દ્વિજ પુરષને, ચચુપ્રહારે ખેંચે જી;
ક્યાં પાપ કર્યાં એ પ્રાણી, પક્ષી માંહોમાય વેંહચે જી. ૧૪
વિહંગમવર અગ અગ ત્રોડે, રે રે, સાંધે સાંધા જી;
ધંધમા ધાયે અંધ બની દ્વિજ, ત્રોડવા સ્નાયુ બાંધા જી. ૧૫
રીર નાંખે મહાપીડ શરીરથી, તોય પક્ષી ચંચુએ ચીરે જી;
રાતદિવસ એવી રઢ લાગી, નવ પ્રહાર કરે કદા ધીરે જી. ૧૬
શાં કુકર્મ કર્યા એ પ્રાણી, વળી ભોગવે યાતના બીજી જી;
તે સર્વનાં પાપ કહી હુંને દાખો, હે યમના દૂત રીઝી જી. ૧૭
યમકિંકર કેહ હેનૃપ મોટા, (જે) પૂછ્યો પાપકર્મ વિપાક જી;
તે જેમ છે તેમ હું ભાખું, ક્યમ નર વિમુખ થાય નાક જી. ૧૮
ભોગવે પાપપુણ્ય અનુક્રમ, પછે થાય ઉભયનો નાશ જી;
પુણ્યપાપ એ ભોગવે છૂટકો, ધરે હર્ષ કે રેહ ઉદાસ જી. ૧૯
કર્મક્ષય છે ભોગવે નિશ્ચે, પાપપુણ્ય ભોગ ક્ષય કેમ જી;
તે હું કહું તે સાંભળો રાજા, તજી અંતર્ગત વેહમ જી. ૨૦
દુષ્કાળ ભોગ કર્યાથી થાયે, દુષ્કાળફળદા કર્મ ક્ષય જી;
જેમ ભય અનુભવથી ભય ફળદાયી, થાય છે કર્મનો વ્યય જી. ૨૧
ક્લેશતણી રીત એ વિધિ જાણો, હવે કર્મની વિધિ ભાખું જી;
કર્મબંધને જીવ નાના પ્રકારની, પામે ગતિ તે દાખું જી. ૨૨
મૃત્યુ પમાડવા રૂપી ગતિ કર્મ, તે થકી મૃત્યુ થાયે જી;
પાપી જન અકર્મીગતિને, અહોરાત્ર ઊભો ગાયે જી. ૨૩
શ્રદ્ધાળુ શાંત ઉદાર સુકર્મી, આમોદ ફળદાયી કર્મ કરતા જી;
તેવડે તે તેહજ પામે, વળી સ્વર્ગી સ્વર્ગને ધરતા જી. ૨૪
સુખ ફળદાતા સુખને પામે, હવે કહું પાપની પેર જી;
વિકટ માર્ગમાં અજગર હાથી, પામે દુષ્કર્મે કેરી મે'ર જી. ૨૫

ચક્ષુશ્રવા ને ચૌરનો ભય જ્યાં, એવાં પાપી સ્થાનક પામે જી;*
આનંદ ઉત્સવે જાય પુંણ્યશાળી, સુખી વને સુખ કામે જી.
સુગંધિક સુમનની માળા, હોંસે હૈડે નાખી જી;
વારુ વસન ધારી સર્વાંગે, વર વાહનની સોઈ દાખી જી.
મુખ માગ્યાં ભોજન તે પામે, કરે સ્તુતિ બંદી ભાટ જી;
પુરષનાં પુણ્યપાપ પિછાનો, સંચાયલા માહ ઘાટજી.
તે કોટિ માહકોટિ જન્મ સુધી, છે સુખદુઃખ અંકુર જી;
જેમ બીજ અંકુર ફૂટી દ્રુમ થવાને, છે જળકેરી જરૂર જી.
તેમ પુણ્યપાપ રૂપી અંકુર ફૂટે, સુખદુઃખરૂપ દ્રુમને માટે જી;
દેશકાલાદિક અક્રિય તદપિ, કામ તેનું શિર સાટે જી.
દુષ્કર્મે કર્મ કર્યું રજ કોઈએ, તેથી દેશકાળાદિએ પડે પગ જી;
રહ્યો પાપકર્મે કંટક કર્દમે લપાઈ, તે વીંધે પગની રગ જી.
જો બૃહત્ પાપ હોયે તો માનો, લાગે શૂલ કે શંકુ અંગે જી;
તે પીડા જેવી થાય માહપીડા, આવી પડે કષ્ટ ઉમંગે જી.
વળી શિરશૂલ દુસ્સહ દુઃખદાયી, દુષ્ટ કર્મેથી થાય જી;
સચિત ફળ દેવાને યોગે, કાંહ સુધી તે જાય જી.
અરુચિ ભોજન શીત ઉષ્ણ શ્રમ, તાપ હેતુ લઈ સાથે જી;
પાપ સંતાપકારી સ્વયસાથે, નાંખે એકમેકની ઇચ્છા માથે જી.
એ રીતે માહ પાપ ધરે છે, મોટા રોગાદિકની અવક્રિયા જી;
વળી બૃહત્ પાપ શસ્ત્રઘાતમાં, ભાખું પ્રવર્તે ક્રિયા જી.
વહ્નિકષ્ટની પીડા દે વળી, દે બન્ધનાદિક માહદુઃખ જી;
હવાં થોડું પુણ્ય ત્યાં શું શું આપે, તેહ ઉચારું મુખ જી.
સુસ્પર્શ સુગંધ સુરવ* સુરસ, આપે સુરૂપ હેલામાં જી;
રજનું ગજ ન થાય કદાપિ, મૂર્ખ હોય તે દેહ મેળામાં જી.
માહપુણ્ય સુખકર ગધાદિ, વિષયનું સુખ આપે જી;
દેશકાળાદિક પ્રાપ્ત થયેલું તે, માહકાય માપને માપે જી.
એ પ્રકારે અસંખ્ય જન્મે કર્યાં, જે જે પુણ્ય ને પાપો જી;
તેણે ઉપજેલાં સુખાદિ ભોગવી, સહુ પ્રાણી સુખસંતાપો જી.
જાતિ વ્યક્તિ દેશ વિરુદ્ધ જ્ઞાને, કે અજ્ઞાને કર્યાં કર્મ જી;
તે ટેટામાં ટીશીવત રેહતાં, આત્મામાં અંકુર પર્મ જી.
કોઈ મનુષ્ય કોઈ કામમાં, કે કોઈ સ્થળમાં જાણો જી;
તન મન વાણી વડે કરે નિશ્ચે, પુણ્યપાપ કર્મ પ્રમાણો જી.
ખાદ્યથી ભોજ્ય પદાર્થનો ક્ષય, તેમ ચિત્તવિક્રિયા કરનારું જી;

---

* સુસારો. તથા સ્વરશબ્દ. અર્થાત્ સારો શબ્દ.

અતિ કે સૂક્ષ્મ દુઃખસુખ જે છે, તેહ પાણી ધરનારું જી. ૪૨
તેમાં પણ સુખ દુઃખ ઉપભોગે, પુણ્ય કે પાપ પિછાનો જી;
કે ઉભયથી એકનો ક્ષય છે, જનક જરૂરે જાણો જી. ૪૩
એ પ્રકારે આ નરકે પડ્યા નર, ભોગવે યાતના ભોગ જી;
દિવારાત દુઃખ સહી અપરિમિત, ટાળે છે કુકર્મ રોગ જી. ૪૪
તે રીતે હે નૃપાળ છે નાકનું,† આજ હું કંઈક વખાણું જી;
સુરવર સાથે વાસ કરે નર, મન ધારે સુખ આણું જી. ૪૫
સિદ્ધ ગધર્વ અપ્સરા ગાયે, ગીત વગાડે વાદ્ય જી;
એ પેરે પુણ્ય ભોગવે પ્રાણી, જાણી આદ્ય અનાદ્ય જી. ૪૬
પણ તેહ જરૂર જવાનું જાણો, ઓરસીએ ચંદન ગાઢું જી;
પુણ્ય પાપે ઉપજેલુ સુખદુઃખ, હોય સારું કે માઠું જી. ૪૭
કર્મે સુરનર તિર્યક્તાને પામી, ભોગવે ભલી પેર જી;
હવાં હે માહરાજ કહું સુણો, શા પાપે થાયે કેર જી. ૪૮
કયા પાપકર્મે કઈ યાતના, ભોગવે પ્રાણી માત્ર જી;
તે સર્વ બાકી રાખ્યાવિણ ભાખુ, શાથી કષ્ટ સૈહ કુપાત્ર જી. ૪૯
જે અધમોધમ કૂડી નજરે, પરસ્ત્રી સામુ ભાળે જી;
જે નીચી નજરે પરધન વાંચ્છે, તેનાં ચક્ષુ પક્ષી ટાળે જી. ૫૦
તે પક્ષીની ચાંચો જાણો, ઇંદ્રનું હોયે વજ્ર જી;
ફરી ફરી પાછી તે પ્રકટે, માની અણમૂલી વજ્ર જી. ૫૧
જેટલા અક્ષિનિમેષ સુધી, જને કીધાં કૂડાં કામ જી;
તેટલી પીડા તેની પામી, જાયે જમને ધામ જી. ૫૨
જે મનુષ્યે અરિદષ્ટિના, નાશકેરે માટે જી;
ખોટા શાસ્ત્રોપદેશ કર્યા કંઈ, ઘાલે તેને ઘાટે જી. ૫૩
અથવા તેવી સલાહ કીધી, કે ફેરવ્યો શાસ્ત્રનો અર્થ જી;
ખરાનું ખોટું સમજાવ્યું, વાંચ્છી ઘટમાં ગર્થ જી. ૫૪
કહીએ પુરાણી જેવું કારજ, લાગે નહિ સંદેહ જી;
અથવા અસત્ ઉચ્ચારણ કીધું, કે અનિંદ્ય નિંદ્ય જેહ જી. ૫૫
વેદ સુર વાડવ ગુરુ ગરવા, કેરી નિંદા કીધી જી;
વજ્રજિહ્વાળા પક્ષી તેની, રસનાને લે ચૂસી જી. ૫૬
કેતાં સહસ્ર વર્ષો સુધી, તોડે રસના તેની જી;
નવી થાય વળિ વળિ કાપે વેગે, દીનતા શી કહું તેની જી. ૫૭
બે મિત્રોમાં ભેદ પડાવે, પિતાપુત્રમાં તેમ જી;
એક કુટુંબમાં એવું કરતા, ભોગવે કેવુ ક્ષેમ જી. ૫૮

* હાથ. † સ્વર્ગનું ૫૬ પા. "રસનાની લે સિદ્ધિ જી.

આચાર્ય ને યજમાનની વચ્ચે, પાડે જે કો ભેદ જી;
માતાસુતમાં ટંટું* કરાવે, તેનો વેહરાય કરવતે મેદ જી. ૫૯
જે બીજાને તાપ પમાડે, કરે આનન્દવૃત્તિરોધ જી;
તેહની ગતિ હવાં હું ભાખું, કરી પુરાણનો શોધ જી. ૬૦
તાલપત્રના વ્યજન જેવા, વીરભાણુકેરા તેમ જી;
ચન્દનાદિકની ચોરી કરે તે, પામે નહીં જમની રહેમ જી. ૬૧
આકાશિકા કે બારી અટારી, વાયુનાં સ્થાનક નિરખી જી;
ઉઘાડાં જોઈ ચોરી કારણ, પેસે પરખી પરખી જી. ૬૨
તેને પ્રાણગત પીડા દેતી, જાણો સર્વે જન જી;
તે તપાવેલી રેતે બેઠા, જુઓ વિચારી મન જી. ૬૩
તેલ ઉકાળ્યું લોઢ ચૂર્ણમહીં, ઘડાવિષે જીવ નાંખે જી;
પાપનું ફળ તે ભોગવી છૂટે, પુણ્યવંત નવિ સાંખે જી. ૬૪
જે જન દેવપિતૃ સંબંધી, જોઈ આવેલું આમંત્રણ જી;
બીજાને ઘેર શ્રાદ્ધાન્ન જમે જે, તેને અંગે થાય વ્રણ જી. ૬૫
વળી વિહંગમ સામા સામી, ચચૂમાં ફેરવી ખેંચે જી;
નવાં નવાં અંગ થાયે તેને, વારવારે રેંશે જી. ૬૬
જે પુરુષો કુવેણુ કાઢી, સત્પુરુષોને પીડે જી;
મર્મસ્થળ છેદે વળી તેનાં, અંગ ભરાયાં કીડે જી. ૬૭
તેને તોડી ખાતાં નવ વારે, કોઈ ઊભો જન જી;
જે જનના મનમાં અન્ય વસતું, તાજું દેખાય તન જી. ૬૮
અન્ય વાત મુખેથી ઉચરે, કરે ચાડી ચુગલી સાર જી;
તેની રસના તીક્ષ્ણ અસ્ત્રે કાપે, પામો તેવા પાર જી. ૬૯
જે ઉદ્ધત થઈ માતા નિંદે, નિંદે પિતાને જેહ જી;
તિરસ્કાર ગુરુ જનનો કરતા, અહીં દૂખ્યા નિસંદેહ જી. ૭૦
વિષ્ટામૂત્રપરુથી ભર્યો, આ ખાડો જુઓ ખાંતે જી,
નીચે મસ્તક ડૂબકાં ખાયે, ઓ રહી એકાંતે જી. ૭૧
જે નર સુર અતિથિ જેવા, પોષ્યવર્ગને ન પોષે જી;
પિતૃ પાવક પક્ષી જનને, બલિદાનથી નવ તોષે જી. ૭૨
ભૂતવર્ગ અભ્યાગત મૂકી, ભોજન કરતા જાણ જી;
પરુનિર્યાસ પામે તે પ્રાણી, થઈ પ્રેત પ્રમાણ જી. ૭૩
અદ્રિ† જેવડાં અંગ તેમનાં, મુખ છિદ્ર સોયનું નાકું જી;
આહાર તેમનો વર્ણી ભાખું, ખાતા કાચું પાકું જી. ૭૪

* તકરાર-લડાઈ. ૬૪ પા. "ઘડાવિષે તે નાંખ્યું જી." અને "સાંખે સજ્જને ભખ્યું જી." એવો પાઠ છે. બન્ને પાઠ અસ્પષ્ટ છે. † પર્વત.

તે જન જોવા ઇચ્છા હોયે, તો જુઓ આ પડિયા જી;
અમારા જેવો નૃપ તેના, ઘાટ રુડેરા ઘડિયા જી. ૭૫
કોઈ પંક્તિમાં પંડિત બ્રાહ્મણ, કે ગમે તે જાત જી,
ભોજન કરવા બેઠા આવી, કે સાધે ઝટ વાત જી. ૭૬
વિષમ ભોજન કરાવે તેને, તે વિષ્ટા આહારી થાય જી,
જે સધાતે વિદેશ લીધો, હોયે રંક કે રાય જી. ૭૭
તેની પાસે જો ખાવા નોયે, તેને મૂકી જે ખાય જી,
અન્નાર્થીની આરત નવ પૂરે, શ્લેષ્મ વિષે તે ન્હાય જી. ૭૮
અહો નરેંદ્ર જે નર કરતા, ગાયદ્વીજઅગ્નિને સ્પર્શ જી;
ઉચ્છિષ્ટથકા અમથા અડકે, તે દુઃખ પામે બહુ વર્ષ જી. ૭૯
અગ્નિદેરા કુંભે ઘાલે, બે હસ્તો યમ તેના જી,
જે ઉચ્છિષ્ટ હોઈ બુદ્ધિપૂર્વક, કરે કૂડું કહું દોષ એના જી. ૮૦
તેમના નેત્રમાં યમના કિંકર, પ્રજાળે છે અગ્નિ જી;
તે ત્રાહિ ત્રાહિ કરિ કરી પોકારે, લાડમાં ખોઈલગ્નિ જી. ૮૧
જે જન ચરણે અગ્નિને, કે જનની દ્વીજને જાણ જી;
વડા ભ્રાત પિતા કે ભગિનીને, કરે સ્પર્શ પ્રમાણ જી ૮૨
કે ગુરુકુળકેરી કામિનિ, અથવા હોયે વૃદ્ધા જી;
સ્પર્શ કરે પગ તેમના, બાળે અગ્નિ મધ્યા જી ૮૩
તપી લોહની બેડીમાં બાંધી, જાનુસુધી પગ બાળે જી;
અગારા માહે ઊભો રાખે, પેરપેરે પ્રજાળે જી. ૮૪
જે નર પાયસાન્ન તિલ તાંદૂલ, અજ સુરનિવેદન જોગ જી;
સંસ્કારવિણ તે અન્ન ભક્ષે, તેને થાયે રૌરવ રોગ જી. ૮૫
પૃથ્વીપૃષ્ઠપર પાડી તેને, જાતે જુએ જેમ જી,
યમદૂતો આંતરડાં કાઢે, મુખદ્વારેથી એમ જી. ૮૬
પછે તે આંતરડા સ્થાનક, લોહ ચચે ખેંચે જી;
તેહ જુએ જગતીપતિ જાતે, લાવંતો શો લંચે જી. ૮૭
અધમોધમ નર ગુરુવરને, દ્વિજ-વેદને નિંદે જી;
પાપીજન સુણી હરખ્યો, તેવા તેને વંદે જી. ૮૮
તેમના કર્ણમૂળમાં ઘાલે, તપાવેલા ખીલા જી,
આર્તનાદ યમદૂત ન સુણે, જુઓ પડ્યા તે વીલા જી. ૮૯
ક્રોધ લોભમાં વશ થઈ જેણે, ધર્મશાળાઓ ભાગી જી;
દેવ ને દ્વિજમંદિર દેરા, ભાગી બેઠક ભય લાગી જી. ૯૦
તેહ વારંવાર વિલપે પાપી, તોય યમદૂત ત્વચા તોડે જી,
તીક્ષ્ણ શસ્ત્રે શરીરને છૂંદે દે, છો નહિ કર જોડે જી. ૯૧

માનવ દાનવ કે દ્વિજ જાતે, સુરભિ ભૂસુર સામે જી;
સવિતા સન્મુખ કે પથ મધ્યે, લાગે મૂત્રાદિ કામે જી. ૯૨
તેનાં આંતરડાં કાક કાઢે આ, ગુદાદ્વારથી ખેંચી જી;
જેંનર કન્યા આપવી ભાખી, બીજાને દે વેચી જી. ૯૩
તેને અનેક પ્રકારે કરવતે કાપી, ક્ષારનદીમાં નાખે જી;
તણાવા દે વેહતે પૂરે, દીન શબ્દ તે દાખે જી. ૯૪
ભય કાળે કે દુષ્કાળે, નિષ્કિંચન પત્નીપુત્ર જી;
પરિજન સજ્જન બન્ધુ ત્યાગે, સર્વ પોતાનું ઘરસૂત્ર જી. ૯૫
સર્વને મૂકી પિંડને પોષે, તેનું આમિષ કાઢે જોજો જી;
તે તેના મુખ માંહે મૂકે, સાંભળી સંશય ખોજો જી. ૯૬
તે પોતાનું આમિષ ખાયે, કાકાદિક જે ન ખાયે જી;
ભૂખ ન જુએ ભાવતું, છે એ પ્રત્યક્ષ ન્યાયે જી. ૯૭
લોભે કરી શરણાંગત ત્યાગે, કે તેવડે જીવણહારો જી;
તેને યંત્રમાં ઘાલી કિંકર કચરડે, દુષ્ટનો આવે વારો જી. ૯૮
આખા જન્મે કરેલું સુકૃત, બીજાને દે વેચી જી;
જાણે ભરી મેં મુખસુધી,* ધનવડે ખલેચી જી. ૯૯
સુવાડી શિલાતલપર તેને, પીસે પૂરેપૂરો જી;
આપ્યું ઓળવે તેને બાંધી, નાખી કરે ચકચૂરો જી. ૧૦૦
ત્યાં જીવજાતુ વૃશ્ચિક કાકોલ,† આદિક દિવારાત જી;
ફોલી ખાયે અંગરંગને, તે કેહુ કોને વાત જી. ૧૦૧
પરસ્ત્રી સંગમ જે સાધે, દિવસે કરે મૈથુન જી;
તે ક્ષુધાથી શુષ્ક થયા આ, ટળી ગઈ અણઉણુ જી. ૧૦૨
તરશે તાળવે જીભ ચોંટી ગઈ, કંઠે કાચકી બાઘી જી;
મહા મહા વેદનાએ પીડિત, યાતના આવી લાધી જી. ૧૦૩
તેમને વળી શિમળાવૃક્ષે, લઈ જઈ લટકાવે જી;
અંગ લોહમય કંટકે વીંધિ, તુએથી પટકાવે જી. ૧૦૪
રુધિરધાર અંગેથી ચાલે, ન્હાયે તેમાં ઊભો જી;
વારવારે તે વૃક્ષ ઉપર, ચડાવીને ડુબ્યો જી. ૧૦૫
વળી ઓ નૃપશાર્દૂલ ભાળો, પરસ્ત્રીના જે રગી જી;
તેમને યમના કિંકર બાળે, અતિ થઈ ઉમંગી જી. ૧૦૬
તપ્તફૂલડી માંહે તપાવી, નાશ કરવા ધારે જી,
ફેકું કર્યું ત્યાં નામનું સુખ ક્યાં, જીવાડે ને મારે જી. ૧૦૭
અવજ્ઞા ગુરુની કરી જડમતિ, શિલ્પાદિ વિદ્યા શીખે જી,

* કોથળી. † સર્પ.

કે બીજી વિદ્યાનો ભોગી, ભટકી ભટકી ભીખે જી. ૧૦૮
તેને માથે પાષાણની શિલા, મૂકી ભારે મારે જી;
માર્ગ મધ્યે બેસાડે તેને, દુઃખના દિન વધારે જી. ૧૦૯
વ્યથાતણી કથા કેહ કેને, ભૂખદુઃખે સુકાય જી;
ભોગવે ક્લેશ આપના બેઠા, કષ્ટ મેહ અતિકાય જી. ૧૧૦
જે જન જળમાં મૂત્રવિષ્ટા, શ્લેષ્મ અશુચિ નાખે જી;
શ્લેષ્મવિષ્ટામૂત્રે ભર્યા નરકે, કોલા કરે શું ભાખે જી. ૧૧૧
જેણે અન્યોન્યે આતિથ્ય રીતે, ભોજન કર્યું ન કરાવ્યું જી;
તેને નરકે ભૂખ્યા રેહવાપણુ, ભાગ્યે લખાઈ આવ્યું જી. ૧૧૨
તે પરસ્પર નરામિષને, તોડી ખાતા જુઓ જી;
દુઃખ કર્યું તેને દુઃખ પડતું, તેને કષ્ટે શે રૂઓ જી. ૧૧૩
જે વાડવે વેદને લાગ્યા, કે અગ્નિધારી લાગ્યો જી;
તેને ગિરિશિખરાગ્રેથી પાડે, પડ્યો જુઓ આ નાગો જી. ૧૧૪
જે જન જુવતી કાઢી જાએ, પેહલો પતિ છે જીવતો જી;
ધણી રણી તેનો થઈ બેસે, યમદુત સોયે શીવતો જી. ૧૧૫
પિપીલિકા ખાયે તેને, કૃમિનો દેહ ધારે જી,
તૂટે પણ છૂટે નહિ એવી, મંકોડી વળગિ મારે જી. ૧૧૬
પતિતનો પ્રતિગ્રહ કરતા, કે શૂદ્રને ભક્ષ કરાવે જી;
એવા સાથે તેવા કેરી, તેને કંઠ પાષાણ ભરાવે જી. ૧૧૭
ધીટ કરી વચ્ચોવચ્ચ રાખે, કષ્ટ આપે એ પેર જી;
પોષ્યવર્ગ સુહૃદય અતિથિ, આવી બેઠો ઘેર જી. ૧૧૮
મિષ્ટાન્ન આરોગે પોતે, જોઈ રેહ નિજ જન જી,
તેને બળતા અંગારા આપે, કરવાને ભોજન જી. ૧૧૯
હે ભૂપાળ આ ભૂંડાઈએ, કર્યો ઘણો કારભાર જી,
માલિકનું મન મનાવી પોતે, ચોર્યો બહુ ભંડાર જી. ૧૨૦
વિશ્વાસી રાયે તેણે નવ જાણ્યું, પણ જાણે ધર્મરાજ જી,
માટે વરુ તેનું વાન* ઉતરડે, પીએ શોણિત આજ જી. ૧૨૧
આ મનુષ્ય અંધ બધિર મૂગા, ભૂખ્યા ભૂખ્યા ભટકે જી;
તેને યમદૂતો ઊભા નવ રાખે, માર મારે જો અટકે જી. ૧૨૨
ઉપકાર કરેલો એ ભૂલ્યા, કૃતઘ્ન પાપી ભારી જી,
તેને સૂર્યસુનુકિંકર નૃપ, જમાડે સુખડી સારી જી! ૧૨૩
આ તમે નિહાળો જેને, તે મહાદુષ્ટ મહીપાળ જી;
ઉપકારકારી મિત્ર ઘાતી, તે કષ્ટ વેઠે કરાળ જી. ૧૨૪

૧૨૧ પા. "વિશ્વાસે રહી તેણે ન જાણ્યું. * શરીરપરની ચામડી.

તપ્તકુંભમાં કિંકર નાખે, પછે શીલશિલાએ વાટે જી,
તપાવેલી રેતે પછી બેસાડે, દુઃખ દે વારે ધારે જી. ૧૨૫
યંત્રમાંહિ ઘાલી ઘચરડે, પછે અસિપત્ર વન જાણી જી;
કરવતે વે'રાશે કાયા, ખત્તા એ વિધિ વિધ ખાશે જી. ૧૨૬
કાળસૂત્રનામા નરકે, કપાશે મહા પાપી જી;
યાતના એવી અનેક ભોગવી, તનથી જાશે તાપી જી. ૧૨૭
એ પ્રકારે પાપનિષ્કૃતિ કરી, પામે તેની ગતિ જી;
તે તો કહી શકાય ન કોઈથી, ન પો'ચે ત્યાં મમ મતિ જી. ૧૨૮
એકાદશા કેરા શ્રાદ્ધમાં, કે દ્વાદશાહકેરા જી;
બ્રાહ્મણભોજન કરવા જાયે, વર્ણવું તેના ફેરા જી. ૧૨૯
અથવા શ્રાદ્ધવૃત્તિપર જીવે, તે મળી એકઠા સર્વ જી;
સર્પશરીરથી ફેન ક્ષીણ* નીકળે, તે પીતા મૂકી ગર્વ જી. ૧૩૦
સુવર્ણચોરી બ્રાહ્મણહત્યા, મદ્યપાન કરે જેહ જી;
કૂડી દષ્ટિ ગુરુપત્નીપે કરતા, નર્કપડે નિઃસંદેહ જી. ૧૩૧
તેવા નરપર નીચે ઉપર, ચારે પાસે ચૂંટે જી;
પ્રજ્વલિત પાવક જ્વાળા માંહે, હેત કરતાં મૂકે જી. ૧૩૨
રાત દિવસ તે બળતા રે'તા, પાપ કર્મથી છૂટે જી;
ત્યાર પૂઠે ક્ષયરોગી જન્મે, બેઠા કપાળ ફૂટે જી. ૧૩૩
કર્મે ફૂટતાં એ વિધ પાછા, જાયે નરકમાંય જી;
આધિવ્યાધિવાળા પાછા, જન્મે જાયે જ્યાંય જી. ૧૩૪
એ રીતે એક કલ્પપરિમિત, આવન જાવન થાયે જી;
દુઃખાગ્નિમાં બળ્યા કરે તે, હોયે રંક કે રાય જી. ૧૩૫
ગોહત્યા કરનાર પણ, એ નરકાદિક પામે જી;
વધુ કષ્ટ ત્રણ જન્મ સુધી, તેનું તો નવ વામે જી. ૧૩૬
ઉપપાતકી જે નરક ભોગી, તેના ભોગી તેહ જી;
અહો રાજન સુણિયે હાવાં, નરકથી છૂટે જેહ જી. ૧૩૭
જે જે કરેલાં પાપવડે જન, જે જે યોનિ જન્મે જી;
તે સહુ હું ભાખું હમણાં, એકચિત્તે સુણો તમે જી. ૧૩૮
આ નરકદુઃખવક્તા કેવાં, નરકમાં પામે કષ્ટ જી;
રહી ગયું તે કેહવું મારે, આલોકના જે ભ્રષ્ટ જી. ૧૩૯
પુરાણની પોથી કર ધારી, શ્રોતાને સમજાવે જી;
આતતાયી જેવાં કર્મ કરતા, દંભ કરતાં ન લજાવે જી. ૧૪૦
મૃત્યુલોકે તે જનને નૃપ, જીવતાં જીવડાં પડતા જી;

* ઝેર.

આ લોક સહુ નરક ભોગવે, જન્મ લેતાં નવ અડતા જી. ૧૪૧
એવા જનનું દર્શન તમને, કરાવવા નવ ધારું જી;
અહીં શ્રોતાને સોંપ્યા એવા, ખૂડે ખડાડે લારું જી. ૧૪૨
રાજા કેહ મારા પુરાણી, મારા પેહલા મુઆ જી;
તેમને જોવા ઇચ્છા ઉપની, હાલ કેવા અહીં હુઆ જી. ૧૪૩
તેં અધુના જે લક્ષણ ભાખ્યાં, તેવાં તો નહિં તેમાં જી;
યમકિંકર કેહ ખોટી વાતો, સશય શાનો એમાં જી. ૧૪૪
અમો ફરછું મૃત્યુલોકે, તેમાં એવા અતિ આવે જી,
એવે ત્યાં યમરાજા આવી, પાનાં પુસ્તક લાવે જી. ૧૪૫
રાજાને દર્શાવી સઘળું, સશય નાખ્યા કાપી જી,
ત્રાહ ત્રાહ કહી એ વિધ ભાખે, મહતા મોટી માપી જી. ૧૪૬
એવા વક્તા કેરું માગે, હવે ન જોવું મોહુ જી;
ધન્ય પુરાણી ધન્ય કેહ રાજા, મુખ જોઈ આદર ઓહુ જી. ૧૪૭
ઇતિશ્રી માર્કણ્ડેય પુરાણે, જડોપાખ્યાનની માંય જી;
યમકિંકર સવાદ તણો આ, ચતુર્દશો અધ્યાય જી. ૧૪૮

વલણ.

ચતુર્દશો અધ્યાય ભાખ્યો, હરિકૃપાએ આજ રે;
વિપ્ર પ્રેમાનંદ ચાતુર્વિશી, પુરાણની બાંધે પાજ રે. ૧૪૯

---

## કડવું ૩૭ મું.

### રાગ મેવાડો–દેશીધિર.

ધર્મરાય આવી ગયા રે, ટાળી સંશય નૃપનો જાણ;
નિર્મળ નૃપ નવ થયા રે, તેણે યમ નવ બોલ્યા વાણ ૧
યાતના રહી ભોગના રે, દૂતે લીધા રાયને સાથ,
ધરણીધર દુખી હવા રે, પૂછે વિદેહકેરા નાથ. ૨

ઢાળ.

વિદેહપતિ કેહ યમકિંકરને, કવણપાપેગતિ કેવી;
યોનિ પામે તે તું ભાખે, જેવી જાણો તેવી. ૩
યમકિંકર કેહ સાભળ રાજા, એક ચિત્તેથી તુંય;
પતિત નિકટથી ધન પ્રતિગ્રહ, કરતા ભાખું હુંય. ૪

---

૩ પા "કેવે પાપે કેવી"

તેવાં દ્વીજ જે દાન ગ્રહે, તેહ નરકથી છૂટે જ્યારે;
ગર્દભયોનિ પામે પેહલી, દુઃખ મેહ અતિ ભારે. ૫
પતિતને ભણ જેહ કરાવે, તે કૃમિ થઈ જનમે;
અઘટિત દાન લેનારાની ગતિ, સાંભળી એવી અમે. ૬
માન ન રાખે ગુરવરકેરું, મન કરે ધન હરવા;
સ્ત્રી ઉપર કૂડું ચિત્ત કરતા, પામે નહિ તે તરવા. ૭
શ્વાન થઈ તે ભટકે ભવમાં, ન મળે સુખ સર્વત્ર;
ગુરુપ્રતિ જે કૂડું ધારે, તેહ વર્ણવું અત્ર, ૮
માતપિતાનું માન ન રાખે, તે જન રાસભ* થાય.
માતાપિતાની નિંદા કરતા કરતા, થાયે મહિષનો રાય. ૯
આતસ્ત્રીનું માન ન રાખે, તે જન્મે કપોત;
તેને દુઃખ દેનારો દુર્મજ, થાયે પ્રકટ પોત. ૧૦
પોષકજનનું અન્ન ખાઈને, ઈષ્ટ ન વાંચ્છે તેનું;
મૂઢતા પામી મર્કટ થાતો, સુખ નવ જોવું તેનું. ૧
પારકી થાપણ પોતાની કરી, જે રાખે જન જાણ;
કીડો થઈ નરકમાં પડતો, ચુથિ નરક મન આણ. ૧
પરઉત્કર્ષ સેહે નવ પોતે, છૂટે ન નરકથી તેહ;
રાક્ષસ થઈ નરઆમિષ ખાતો, જાણો નિ સંદેહ. ૧
વિશ્વાસઘાતી જન જે પાપી, ધરે મીનનું રૂપ;
માછી મારે જીવે પાછો, ભટકે ભવ કુરૂપ. ૧
માયાન્ન† જવ તલ ને કળથી, સરસવ ચણા કલાય;‡
શાલિ મગ ગોધૂમ ને અળસી, ધાન્ય જે અધમ મનાય. ૧
તૃણ આદિક જે પ્રાણી ચોરે, તે મૂઢતાથી સોયે;
નકુલ§ મુખશો ઉંદર થાતો, બિડાલ બેઠો જોયે. ૧
પરસ્ત્રી સંગી વરુ નર થાયે, ઉંચી ડોક જોતો;
વિકાળ વદન બિહામણું દીસે, વ્યાઘ્રને જોઈ ગેતો. ૧
ક્રમ અનુક્રમે કૂતરો થાયે, શૃગાલ ને થાય બગલો;
ગીધ વ્યાઘ્ર ને કંક થાય તે, ભક્ષે આમિષ ઢગલો. ૧
જે અધમોધમ પાપી માણસ, ભાઈની સ્ત્રીને ઇચ્છે;
પ્રતિષ્ઠા લેવા પાપ કરે તે, નરકની પીડા વાંચ્છે. ૧૯
નરક યાતના પૂરી થાતાં, કોયલ થાય પ્રમાણ;
એવાં અનેક દુઃખને પામે, જાણો જાણ સુજાણ. ૨૦
કામી થઈ મિત્ર ગુરુપત્ની, કે નૃપ ભાર્યાનો ભાગી;

* ગધેડો. † અડદ. ‡ વટાણા. § નોળિયો. ૧૯ પા "આબરૂ લેવા યત્ન કરે છે."

પાપી નર શૂકરયોનિ પડતા, રોમેં રોમનો રોગી. ૨૧
યજ્ઞ દાન વિવાહ વિષે જે, વિઘ્ન કરે જઈ હાથે,
નરકકૃમિ થાયે તે જાણો, આવે ન પુણ્ય તે સાથે. ૨૨
વાકદાન એકની સાથે કરી, કન્યા આપે બીજે,
તેની ગતિ પણ એના જેવી, " . * ૨૩
જે જન સુરપિતૃ બ્રાહ્મણને, જમાડ્યા વિણ જમતા;
નરકથી છૂટી વાયસ થાતા, કા કા કહીને ભમતા. ૨૪
પિતા સરખા મોટા ભાઈનું, જેહે કરે અપમાન,
નરકથી છૂટી ક્રૌંચ થાય તે, જાયે સર્વ ગુમાન. ૨૫
શૂદ્ર થઈને બ્રાહ્મણ બાળાનો, કરે સમાગમ જેહ;
કૃમિ થઈ તે કૂંડો જન્મે, જાણો નિ સંદેહ. ૨૬
વળી શૂદ્રનર બ્રાહ્મણીમાંથી, સંતતિને નિપજાવે,
કાષ્ટનો કીડો થઈ પડે તે, ભવો ભવ ભટકાવે. ૨૭
ધર્માધર્મ જે ભૂલી જાયે, કર્યા પર ઉપકાર;
નરકનિવૃત્ત થયા પૂંઠે તે, થાયે શૂકર સાર ૨૮
કૃમિમદ્‌ગુ* ચાંડાળની જાતિ, પામે વારાફરતી;
મૂઢ ન જાણે કે આ સુખની, ઉતરી જાશે ભરતી. ૨૯
કૃતઘ્ન કૂડો પુરુષ થાતો, કૃમિ કીટ પતંગ,
વૃશ્ચિક મીન ને વાયસ થાતો, કે ધરે કૂર્મનું અંગ. ૩૦
હાથે નવ હથિયાર જેહને, કે સાથે હોય જાણ;
તેવાને હણતા નર જાણો, રાસભ થાય પ્રમાણ. ૩૧
બાળ સ્ત્રીની હત્યા કર્તા, પામે કૃમિનો દેહ;
ભોજનચોરીકર્તા થાયે, મક્ષિકા દેહ તેહ. ૩૨
એ માંહે વળી ભેદ રહ્યા તે, સંભળાવું આ વાર,
એક ચિત્તે તું સાંભળ રાજા, પામીશ દુઃખનો પાર. ૩૩
ધાન્યની ચોરી જેહ કરે તે, નરક વિષેથી છૂટી,
મૃત્યુલોકમા બિડાલ થાયે, કૂતરાં નાખે કૂટી. ૩૪
ગુડ તિલથી મિશ્ર કરેલા, ચોરે ભોજ્ય પદાર્થ;
તલસાંકળી આદિકથી જાણો, સર્વે એવો સાર્થ. ૩૫
તેલ સમૂહને ચોરે જે જન, તેહ મૂષક થઈ જાતો,
†આજ્યચોર નકુલ બને છે, વિષદષ્ટ્રને‡ ખાતો. ૩૬
ચોરે અજનું આમિષ જે જન, તે મદ્‌ગુ વાયસ થાય;

---

*ય વિશેષ † આજ્ય ઘી. ‡ સર્પ ૨૩ વડોદરાની પ્રતમા—"થાયે રીઝે ખીજે"
ની પ્રતમાં એ લીટી ચેહેરાયલી છે

મત્સ્યમાંસનો હરણકાર તો, વાયસે થઈ પીડાય;
ચૌર કર્મ કરી હરિણુકેરું, લાવે આમિષ જેહ;
તે શકરો થઈ શિકાર કરતો, જાણો નિઃસંદેહ.
મીઠા બોલો મીઠું ચોરે, તે વૃશ્ચિક વાયસ થાય;
ચૌરકર્મ દધિનું કરતા, તે કૃમિ થઇ જગ અટવાય.
પયની ચોરી જેહ કરે તે, થાયે વાગોલ જાણ;
તેલ ચોરે તે તેલમાંયનો, જંતુ થાય નિર્વાણ.
મધ ચોરે તે મચ્છર થાયે, શાલિ ચોરે કીડી;
ચોરી નિષ્પાવની* કરતા, ધરોળી થઈ રેહ બીડી.
આસવ કેરી ચોરી કર્યેથી, તેતર થાય અજાણ;
લોહચોર તે વાયસ થાયે, કાંસે હરિત જાણ.
રૌપ્યપાત્ર ચોરે જે જન તે, હોલો હોઈ ભટકે;
યવનોનું ભક્ષણ થઈ તે, ઉંધે મસ્તક લટકે.
સુવર્ણપાત્રની ચોરી કરતાં, કૃમિની યોનિ આવે;
રેશમીવસ્ત્રની ચોરી કરતાં, કકર નામ કાહવે.
સોળા† કેરું ઓઢુ કરીને, ચોરી જાયે જેહ;
કોશિટામાંહે કિટ બંધાએ, જન્મોજન્મે તેહ.
જમવા જાતાં વસ્ત્ર ધરે જે, દ્વિજની નારી જાણ;
સારંગ દ્વિજ થાયે તે ચોરે, બોલે મીઠી વાણ.
બનાત કે ધાબળીઓ ચોરે, ક્ષૌમ જાતિનું વસ્ત્ર;
કીર થઈ તે તો બંધાએ, ઉતરી જાયે દસ્ત્ર.‡
સુનર કેરું વસ્ત્ર અહે તે, ચક્રવાક થઈ અટકે;
માહા મરતાં મરવું પડે વળી, ભાકામાંહે ભટકે.
ચોરી લેવા વલ્કલ વાંચ્છે, તે બગલો થઈ ખૂંદે;
રંગાદિના પદાર્થ ચોરે, તે આંઝું નવ ઊડે.
એટલે મયૂર જાતિમાંહે, અવતરી નાચે નિત્યે;
ચોરી શાક તણી જે કરતા, પીડાય એવી રીત્યે.
રક્ત વસ્ત્ર ચોરી લે જે જન, તે જીવજીવક થાય;
રાતા પરની નિશાન રેહતી, નિશદિન દુઃખી થાય.
સુગંધી કેરા પદાર્થ ચોરે, છછુંદર થાય તેહ;
સામાન્ય વસ્ત્ર જે ચોરી જાયે, શશલો થાયે એહ.
કામી બનીને ક્રીડા કરતો, નપુંસક થઈ જીવે;
કાષ્ટ હરનારો કીડો થાયે, હરિ કાષ્ટમાં શીવે.

* વાલ. † પવિત્ર ધોયેલુ વસ્ત્ર. ‡ ગર્વ. પડ્યાન "ફળ મૂળ ને કંદ ક

સુમન ચોરે દરિદ્રી થાતો, પંગુ યાનને ચોરે;
શાક ચોર તો હારિત હોયે, કાષ્ટ એહલું કોરે. ૫૪
જળ ચોરે તે ચાતક થાયે, ભૂમિ ચોરે જે જન;
દુઃખ દારણ પામે પૂરાં, સાંભળ થઈ ઈક મન. ૫૫
રૌરવાદિક નરક ભોગવી, તૃણ ગુલ્મ વેલી થાય;
વૃક્ષજાતિના અનુક્રમે તે, એ વિધિએ પળાય. ૫૬
એમ ફરતાં કિંચિત્ ક્ષય પાંપે, માનવ દેહે આવે;
વળી કૃમિ કીટ પતંગ પક્ષીનો, મરે ભટકે જનદાવે. ૫૭
જળચર પશુ ચાંડાળ જ થાયે, વળી બળદ થઈ ભટકે;
નાક ચઢાવી નીચું ભાળે, ભાર ભર્યાથી અટકે. ૫૮
ત્યાર પૂઠે તે પંગુ થાયે, કુષ્ટિ બાધર થાય અંધ;
ક્ષય રોગી તે અક્ષય થાયે, નેત્રરોગ સબંધ. ૫૯
મુખને રોગે માઠું લાગે, લાળ ગળે ચોપાસ;
ગુદ રોગે ગાંડાશો ભટકે, અર્શો હર્ષનિ ન આશ. ૬૦
એવા એવા રોગે રંગાઈ, જન્મે ભૂમિ માંય;
અપસ્માર થાયે વળી પાછો, મૂર્ચ્છા થાયે જ્યાંય. ૬૧
નરકકુંડ કે મૂત્રની માંહિ, પડ્યો તે નિરધાર;
શૂદ્ર થાય વળી તે જાતે, રાતે ખાયે માર. ૬૨
પૃથ્વી સુરભિ કનક હરે વળી, ચોરી લે વિદ્યાય;
લોપ કરે ગુરુ દક્ષિણાનો, દુઃખમાં તેહ પિલાય. ૬૩
પાણિ ગ્રહણ કરી પત્ની પોતે, તે બીજાની કહેય;
યુક્તિ પ્રયુક્તિ કરી પ્રસંગ દે, ઠરવી અન્યને દેય. ૬૪
યમયાતના સર્વે ભોગવી, થાય નપુંસક જાતે;
અગ્નિમાંહી સમિધ ન નાંખે, કરે હોમ પ્રખ્યાતે; ૬૫
અજીર્ણ વ્યાધિ તેને થાતો, મંદાગ્નિ મહામહા તે;
કૃતઘ્નતા પરનિંદા કરતા, દુઃખની એમે રાતે. ૬૬
વચન મર્મના ભેદ સરિખું, બીજાને કેહ જેહ;
નિષ્ઠુરતા નિર્દયતા વાહલી, પરસ્ત્રી સેવન દેહ; ૬૭
અપવિત્ર થાવા પરધન હરવા, વાંચ્છે જે મન માંય;
સુરનિંદા છેતરપિંડીના, કરતાને કહું આંય. ૬૮
અતિ કૃપણતા માનવહત્યા, કરતા જે જે જન;
શાસ્ત્ર વિષે નિષેધ કર્યાં તે, કરે થઈ પ્રસન્ન. ૬૯
તેહતણી હું કહું પરિક્ષા, જાણો ભૂપતિ આમ;

---

૫૭ પા. "દેહ ધરે મન ભાવે."

નરક વિષેથી નિકળી આવ્યો, કરતો કૂડાં કામ. ૭૦
નરકમાંય ભોગવતાં જે રહ્યું, તે કરવાને પૂરું;
દુર્બુદ્ધિ આવ્યો આ લોકે, સેહે કષ્ટ અધૂરું. ૭૧
પ્રાણી માત્ર પર દયા ક્ષમા જે, ધારે અહોનિશ;
સર્વનું સારું બોલે બેઠા, કોઈ ઉપર નહિ રીસ; ૭૨
પર ઉપકારી સદાચારી, વચન હિતનાં ભાખે;
આગમ નિગમે જેહ કહ્યું તે, શ્રોતાને પણ દાખે; ૭૩
તેને સિદ્ધાંતે જે ચાલે, દેવ દ્વીજ ગુરુ વંદે;
સિદ્ધ ઋષિનું પૂજન કરતાં, બીજાને નવ નિંદે. ૭૪
સમાગમ સારા જનકેરા, સારી ક્રિયા સાધે;
સુહૃદભાવ છે સર્વે સાથે, અણઘટતું નવ લાધે. ૭૫
પવિત્ર પુણ્યો દાની ન માની, મહાપુણ્યશાળી મોટો; *
સ્વર્ગ વિષેથી આવ્યો તે જન, જેનો નહિ કો જોટો. ૭૬
હે રાજન ! મેં સર્વે ભાખ્યું, સારુ માઠું કર્મ;
પાપીને ઉદ્દેશી ભાખ્યા, ધર્મીકેરા ધર્મ. ૭૭
એ સર્વે જોયું રાજાજી, હાવાં ચાલો બીજે,
નરક જોવાનું લખિતું કર્મે, જન જોઈ મન રીજે. ૭૮
પુત્ર કહે પિતાજી સુણિયે, યમકિંકર લઈ સાથ;
જાવાને જવ રાજા લાગ્યો, થયા સર્વ ઉદાસ. ૭૯
વિનતિ કરીને તે સ્થળકેરા, નારકીશ કેહ આમ;
અહો ભૂપતે થોભો થોભો, વાને થાય વિરામ. ૮૦
બે ઘટિકા જો રહો વધારે, તો સુખી સહુ થઇએ;
ઊભા રોહ ઊભા રોહ આંહી, ગુણગણ નૃપના ગાઇએ. ૮૧
આપ અંગનો સગી વાયુ, સૂક્ષ્મ દેહને અડકે;
આહ્લાદિત મન અમારું થાતું, સુખ થાયે દેહ નથડકે. ૮૨
સર્વે પીડા પરિતાપ ને, દુઃખડાં દૂર પળાય;
માટે દયા કરો દયાનિધિ, એ વિધ નૃપગણ ગાય. ૮૩
એવું વચન સાંભળી સર્વેનું, રાજા પૂછે આમ;
હે યમદૂત કેહો તમે આજે, શાથી થાય વિરામ. ૮૪
મારામાં એવું શું છે જે, સહુ પામે આહ્લાદ;
પ્રૌઢ પુણ્ય મેં સાધ્યું કેવું, વદો તજી પ્રમાદ. ૮૫
બીજાને સુખ થાયે મુજથી, કયા પુણ્યફળ યોગે;
તે સર્વે વિસ્તારી ભાખો, આ તન છે આરોગે. ૮૬

---

* વાન–શરીર.

યમકિંકર કેહ સાંભળ રાજા, તેં પિતૃ દેવને પોખ્યા;
અતિથિને વળી પોખગવર્ગને, ભૂપ ભલા સંતોખ્યા. ૮૭
તેમને આપતાં જે રહ્યું, તેવડે રાખ્યું તુજ તન;
ભૂખ્યો રહ્યો પણ ભારે ન ગણિયું, હે નૃપ તેં ભોજન. ૮૮
તે ત્રણ દેવે મન આરોપ્યું, તેણે તનવાયુ જાણ;
આહ્લાદ ઉપજાવે તેથી સહુને, પંચ કરે પરમાણ. ૮૯
એ કારણસર નારકીઓને, પીડા ન થાયે પંડ;
તેં અશ્વમેધ વિધિપૂર્વક કીધાં, દીધા દુષ્ટને દંડ. ૯૦
તે સુખ કારણ ધારણ ધારી, યમપુરીમાં યમરાય;
યંત્ર અસ્ત્ર અગ્નિથી પીડન, છેદન દાહ ન થાય. ૯૧
તારે તેજે કષ્ટ કારમા, કોમળ થઈને નાસે;
પુણ્યશાળી પાપીને જોતા, પુણ્યે યમ દેવ ત્રાસે. ૯૨
રાય કહે ભાઇ ઠીક કહ્યું તે, જાયે પીડાર્તોની પીડ;
એ દાનથી બીજું નવ દેખું, પીડની ભાગે ભીડ. ૯૩
મારાવડે દુઃખીઆનું દુઃખ, ક્ષણ અધક્ષણ રેહ દૂર;
તે સુખ સ્વર્ગે હું નવ દેખું, બ્રહ્મલોકમાં ભૂર. ૯૪
જો નિકટ હું વાસ વસું તો, નારકી પામે સુખ;
ભદ્રસુખ હું દ્રુમશો ઉભું, સત્ય વદુ મુજ મુખ. ૯૫
યમદૂત કેહ ચાલો ચાલો, ઊભા ન રહિયે આંય;
પાપીની યાતના મૂકી પડી, સાહો ઇંદ્રની બાંય. ૯૬
પુણ્યવડે તમે પ્રાપ્ત કર્યા તે, ભોગવો ભરપુર ભોગ;
પાપી જોયાથી પાપજ લાગે, ચેપીયાનો એ રોગ. ૯૭
રાજા કહે જ્યાં સુધી આ પ્રાણી, મુજથી પામે સુખ;
ત્યાં સુધી કોઈ સ્થળે ન આવું, પામું વરખ દુઃખ. ૯૮
અરિપક્ષનો હોય કદાપિ, આવ્યો સ્વયને શરણે;
જે જન તેને શરણ ન આપે, ધિઃકાર જન્મ્યો આ ધરણે. ૯૯
દુખિત દીનનું રક્ષણ કરવા, થાય ન જેનો વિચાર;
તે નરનાં તપ દાનજ મિથ્યા, મિથ્યા મખફળ સાર. ૧૦૦
મૃત્યુલોકે કે પરલોકે, થાય ન તેનું કલ્યાણ;
વળી બીજું યમદૂત તું સાંભળ, એના સાખી સારંગપાણ! ૧૦૧
જે નરનું મન બાળક આતુર, વૃદ્ધ ઉપર નવ લાગે;
તેને માણસ જેહ કેહ તે, આતુરતાને ત્યાગે! ૧૦૨
રાક્ષસ જેવો તેને જાણો, હે યમ દૂતો આજ;
નારકી પાસે ઊભા રહ્યાથી, કથળે ન મારું કાજ! ૧૦૩

તોત અગ્નિથી જેહ નિપજ્યું, ગંધથી ઉપન્યું જેહ;
ક્ષુધા તૃષાથી જેહ નિપન્યું, નરક નિઃસંદેહ. ૧૦૪
મૂર્છા ઉપજે એવું મોટું, તે પણ મારે માન્ય;
રક્ષણદાન આ લોકને દીધે, માનું સુખ હું મહાન. ૧૦૫
એકના દુઃખે બહુ જીવને, સુખ થાએ આ સ્થાન;
તો મુજને સો મળ્યું માનું, મારે એ સ્વર્ગ સમાન. ૧૦૬
એવો દૃઢ નિશ્ચે છે મારો, જા જા યમના દૂત;
યમકિંકર કેહ રાજા ભાળો, ધર્મ વાસવ અદ્ભુત. ૧૦૭
તમને તેડવા કારણ આવ્યા, માટે જાઓ જરૂર;
ચાલો ચટપટ ઝટપટ થાઓ, દાનેશ્વરી મહાશૂર. ૧૦૮
એવે અવધિ પાપતણો ત્યાં, આવી રહ્યો રાયકેરો;
ધર્મરાય આવી એમ બોલ્યો, સફળ મનખો તજ ફેરો. ૧૦૯
ભારી નૃપાળ ભૂપાળ ભૂમિમા, તેં કરી સેવા મારી;
તે કારણ તેડવા આવ્યો, છે અપવર્ગ સુખની વારી. ૧૧૦
આ વિમાનમાં બેશી જાઓ, વાર ન કરશો કાંઈ;
પાર્થિવ કેહ પરમેશ્વર સુણિયે, મારે રેહવું આંહી. ૧૧૧
રાંક જીવ નરકે પીડાયે, એ દુઃખ સહ્યું ન જાય;
તેનું દુઃખ હરતા મમ દેહે, સ્વર્ગ સમીર સમ થાય. ૧૧૨
આજીવ પોકારી હોકારી ભાખે, મૂકું તેને ક્યમ;
સ્વર્ગે ન આવું હું એ કાજે, રૂડા રાખો રેહમ! ૧૧૩
ઇંદ્ર કહે ધરણીપતિ મારું, સાચું સાંભળ્ય વેણ;
પાપી પાપ કરમને ભોગવે, તે શેનું દુઃખદેણ? ૧૧૪
પુણ્યકર્મ તેં કીધાં પૂર્વે, માટે ભોગવ સ્વર્ગ;
એ માંહે આનાકાની શી, વર્ણસંકર એ વર્ગ. ૧૧૫
પાર્થિવ કેહ હે ધર્મ પ્રભુ, અહો શચીપતિ શક્ર;
જો જાણો તો સંશય ટાળો, વસમુ વળગ્યું વક્ર. ૧૧૬
પરિમાણ કેહ પુણ્ય મારાનું, કૃપા કરીને દેવ;
એટલું સાંભળવા મન ઇચ્છા, સાચી સાધું સેવ. ૧૧૭
ધર્મરાય કેહ સાંભળ્ય રાજા, તારું પુણ્ય અમાપ;
અબ્ધિબિંદુ અસખ્ય ગણાયે, અસખ્ય તારા આપ. ૧૧૮
આકાશમાં રહી એક ચળકે, બીજા ઝાંખો થાય;
તેની સંખ્યા થાય ન કદિયે, વૃષ્ટિધાર ન ગણાય. ૧૧૯
સુરસરિતા તટપુલિન કણની, સંખ્યા ભાખે કોણ;

૧૧૨. પા૦ "નારકીસ આ નરકે પામે, પીડા પરમ નિધાન, આતે સ્વર્ગે રક્ષણ કરવા કે, એનું કવણ નિદાન?"

અપાર માંહે ગણતી એની, તેવાં તારાં પુણ્ય આણ ૧૨૦
કોઈથી સખ્યા ગણાય ન તેની, જાણો જાણ સુજાણ;
કરી દયા અધુના તમે રાજા, પુણ્યનું વાધ્યું પ્રમાણ. ૧૨૧
નારકી જીવ ઉપર નથી કોઈએ, દયા કરી દયાળ;
કોટ્યાવધિગણું વાધ્યું તેથી, પુણ્ય તારુ ભૂપાળ. ૧૨૨
પરવરો પાર્થિવ તે કારણ, સ્વર્ગ વિષે સુખ લેવા;
પીપના ભોક્તા પાપી થાએ, ક્રૂર કૃપાણ જ જેવા. ૧૨૩
પાપ કર્મે પાપ ફળ નીપજ્યાં, તે કરવા ઘો નાશ;
તવ રાજા ધર્મશું બોલ્યો, સ્મિત કરીને હાસ. ૧૨૪
હું નિકટે નારકી નવ પામે, સુખનું શમણું લેશ;
તો સમાગમ સત્પુરુષનો, કરશે કોણ દેવેશ ? ૧૨૫
દેવેશ્વર એ કારણ માટે, મારું જે સુકૃત અલ્પ;
સર્વ સમરપું નારકીને હું, કપાય કષ્ટના કલ્પ. ૧૨૬
પુણ્ય પ્રભાવ જો મારો હોયે, તો થાવ નારકી મુક્ત;
ઇંદ્ર કહે પુણ્ય વધ્યું પ્રથમથી, અર્પણ દાને યુક્ત. ૧૨૭
પ્રથમ કરતાં ઉંચા પદને, પામ્યા પાર્થિવ જાણ;
પાપ કર્મી નારકી છૂટ્યા, તેહ જુઓ સુજાણ. ૧૨૮
પુત્ર પિતાની પ્રત્યે ભાખે, એવો રાજા જોઈ,
વિયત માંથી* વૃષ્ટિ થાતી, પુષ્પની સાધી મોઈ. ૧૨૯
પુરન્દરે પૂર્ણ પ્રેમથી, રાય વિમાન બેસાડ્યો;
સ્વર્ગલોકમાં સાથે સાથે, સુરેંદ્રે તો તેડ્યો. ૧૩૦
એ યાતનામાંથી મુક્ત થયો હું, વળી બીજા અનેક;
કર્માનુસારે જાતિ વ્યક્તિ, પામ્યા એક એક. ૧૩૧
દ્વિજસત્તમ એ રીતથી સર્વે, નરકનું વર્ણન કીધું;
જે જે પાપે જે જાતિમાં, કર્યું તે સાથે લીધું. ૧૩૨
એ પ્રકારે ઉભય ભેદથી, સર્વે સંશય ખોઈ,
જ્ઞાન પૂર્વ અનુભવે પ્રકટ્યું, જોયું તે આજે જોઈ. ૧૩૩
જે મેં જોયું તે સંભળાવ્યું, વર્ણી વાણીએ આજ,
હે મહાભાગ હવાં શું ભાખું, આપીએ શુભ કાજ. ૧૩૪
પુરાણી બાવા પૂરે પૂરું, લક્ષ દઈ આ કહેજો,
સંસ્કૃતમાં જો શલ્ય વધે તો, પ્રાકૃત પાસે લેજો. ૧૩૫
કહેવાનું તે કાઢી નાખી, આચારવાનું રાખી;
ગૌરવ નરકે જાતાં અટકો, રીધી આખ્યો દાખી. ૧૩૬

* આકાશ

ઇતિશ્રી માર્કંડેય પુરાણે, પિતાપુત્ર સંવાદ;
પંચદશોધ્યાય પૂરણ થાતાં, પ્રગટ્યો અતિ આહ્લાદ. ૧૩૭

વલણ.

આહ્લાદ ઉર પ્રગટ્યો અતિ, ગુણગણ હરિના ગાઈ રે;
વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, પુરાણી રાઈ માહરાઈ રે. ૧૩૮

---

## કડવું ૩૮ મું.

### રાગ મલ્હારની દેશી.

પિતા કેહ સુણ પુત્ર તું, કહી હેય વાત સંસારની,
ઘટીયંત્ર જેવી સરખી રીતિ, સરસ શ્રીના સારની. ૧
સ્વરૂપ એવું તેં કહ્યું તે, યથારત સરવે ખરુ,
તે જાણિયુ મેં જુક્તિથી, કેહ માર્ગ કેવો હું ધરૂ. ૨
પુત્ર કેહ પિતા સુણો, શંકા તજી શ્રદ્ધા ધરો;
મારુ વચન હૃદયે ધરી, સંસાર સર્વે કરો પરો. ૩
આશ્રય કરો આશ્રમતણો, લો વાનપ્રસ્ત વિચારીને;
વિધિપૂર્વક વર્તો તેમાં, ત્યાગ તનમાં ધારીને. ૪
કરો પરિગ્રહ અગ્નિનો, નિજ મહા માનસ મારીને;
પરમાત્મમાંહે આત્મને, આરોપવો અવિધારીને, ૫
સુખદુઃખ ને ક્ષુધાતૃષાદિક, દ્વંદ્વ મૂકો નામથી;
વ્યવસાય વાણી પરિ કરી, નિવૃત્તિ પામો કામથી. ૬
એકાંતરે ભોજન કરી, ઇંદ્રિયથી ઇંદ્રિયમાં ભળો;
ગંગા નર્મદા ધર કરી, વિરાગ વિવેકને જઈ મળો. ૭
મન તનને લ્યો વશ કરી, સંસાર વમનરૂપ જાણશો;
સદ્‌ગુરુની સેવા કરી, અસતમાં સતન પ્રમાણશો. ૮
નિત પરમતત્ત્વ સેવો પ્રેમ ધરી, પોરવો પ્રભુમાં ચિત્તને;
શ્રીસાગી શ્રીપતિ સેવી, તજો જગના વિત્તને. ૯
અનાવતજી હરિભજો, રહો હરિના રંગમાં;
બાહ્ય વિષય તજો અંગથી, તજો ધૂતારાના ઢંગ આ. ૧૦
યોગકર્માસક્ત થાતાં, શું બને તે દાખવું;
પ્રતિકાર થાયે દુઃખ યોગે, નિઃસંગકેરું ભાખવું. ૧૧

---

૭ પાઠ "ઇન્દ્રિયો રાખો કાબુમાં, વાસ વસના મન ધરો, નિરનાર કે વળી આ ભુમાં"

ન વરણાય એવી અનુપમ સહુ, મુક્તિ માને લોક જે;
તે તણો હેતુ યોગ જાણ્યે, ટળે સર્વે શોક એ. ૧૨
આવવું જવું સર્વ થાશે, યોગમાંહી મળ્યે સદા;
પંચભૂતની ભૂતિ ટળશે, દુઃખ નહિ દેખો કદા. ૧૩
પિતા કેહ છે વત્સ મુજ, ફરી જન્મ જે ધરવો પડે;
દુઃખ ખમવા દેહ ધરી જે, તે મટે ભાઈ વડે શે? ૧૪
હેતુ મુક્તિતણો જે તેં, યોગ ભાખ્યો મુખથી;
તેહ કેહ વિસ્તારીને તું, સર્વ સુણુ સુખથી. ૧૫
યોગમાં આસક્તિ રાખે, સ્વભાવથી મમ આતમા;
નિઃસંગ માનું તેથી તેને, તોય રેહ મનમાં. ૧૬
સંસારબંધને નવ પડું હુ, એવી મારે આશ છે;
યોગ ભાખો યોગીસુત સહુ, જેહ તારી પાસ છે. ૧૭
સંસારરૂપી સૂર્યતાપે, ખેહ થાયે દેહ આ;
તે રૂપ માનસને જ* છાટો, તેહ ભાખું જેહ આ. ૧૮
બ્રહ્મજ્ઞાન રૂપી હિમ જળથી, ઠંડ હિમ બની ગયો;
તે તુજ વચનવારિએ સુત, તાપ તનકેરો વહ્યો. ૧૯
અવિદ્યા રૂપ અજગરે હું, ગળી કાઢ્યો બાહર છે;
પીડાયલો પિડે ઘણો હું, મૃતક દેહ અસાર છે. ૨૦
તેહ તારે વેણુ પીયૂષે, જીવશે ને જાગશે;
ક્ષેત્ર ઘર ને પુત્ર પત્ની, સુત આ જીવ લાગશે. ૨૧
ઇત્યાદિ સર્વે કષ્ટકારી, મૂકશે મમતા પરિ;
વિજ્ઞાનકૂંચી દે પ્રતાપી, જેહ તેં હૃદયે ધરી. ૨૨
દુઃખકેરી શૃંખલાને, તોડી મુજને મુક્ત કરો;
જ્ઞાનઘોડે ચઢાવી દઈ, પિતાકેરો હસ્ત ધરો. ૨૩
પિતા તારે પુત્રને કે, પુત્ર તારે બાપને;
ન્યાય એવો શાસ્ત્રમાહે, કથવું કેહવું આપને. ૨૪

વલણ.

આપ છો અમાપ મારા, સદાચારી સંત રે;
તદા ભાખે પૂત ત્યાં, મહામનહર સપૂત રે. ૨૫

* મનરૂપી હસ

## કડવું ૩૯ મું.

### રાગ ગોડી.

નમસ્કાર કરું ગુરરાય, નમું ગણપતિ માહકાય;
નમું શંકર યેગાચારી, નમું શુકમુનિ બ્રહ્મચારી.
નમું બ્રહ્મા વિષ્ણુદેવ, તજી તન મનનો અહમેવ;
હરિ પૂરો આશા આ મારી, યેગધર્મ કહું વિસ્તારી.
જેવી ભાષા પ્રાકૃત મારી, તેવી યેગની યુક્તિ સમારી;
નિર્વાણ ભાષા માહભારી, અતિ સરસ અને વળી સારી.
નવધા ભક્તિ માહમોટી, પણ નાસ્તિકને મન ખોટી;
તેવા સંસ્કૃતનાસ્તિક સર્વ, કેવા તેને ભાષાગર્વ !
માહમાયાને મૂકી વ્હેતી, ધારી સારી સુખ ન દેતી;
કરી ભાષા માર્ગ અનેક, શૂહ્યા વૈખરી કેરો વિવેક.
તેહ વિવેક લાવવા માટે, ગિરવાણ ગિરાને ઘાટે;
મહ મારા જેવા ઉતારુ, થયા તેણે આવું વિચાર્યું.
સારી ગિરાનો સ્વાદ લેવા, અજાણને કેવી રીતે કેહવા;
કિંચિત માર્ગના દર્શક થાવું, યેગ વેદાંતયુક્તિએ ગાવું.
હોય આકાશમાં સૂર્ય જેહ, કેઈ વિધિએ વર્ણાય તેહ;
તોય બાળકને ભરી પાણી, પિતા માતા આપે આણી.
તેટલું ન લવાય ગિરાથી, કંઇક લવાય વડ વીરાથી;
તે જોઈ શે થાવું નિરાશ, વધારવી વડપણ આશ.
એવા એવા કરીને તર્ક, કથા આરંભુ અલર્ક;
એક ચિત્તે સાંભળો સર્વ, મહા પવિત્રકારી પર્વ.
સુત પિતાનો સંવાદ, સુણો પરો કરી પ્રમાદ;
કહે તનુજ સુણો તાત, પૂછી અલર્કે ભાખું વાત.
બુદ્ધિશાળી દત્તાત્રેય મુનિ, તેવો અલર્ક પૃચ્છક ગુણી;
તેને કહ્યો યેગ જે રીતે, તેહ સુણાવું ધરી પ્રીતે.
થશે આત્મા માંહી ઉજેહ, તવ પિતા કરે સંદેહ;
દત્તાત્રેય તે કોનો સુત, કયી રીતે રહ્યો યેગ પૃત.
કેમ યેગ સંબંધી કર્યો પ્રશ્ન, તે હિ કેવી મનસા તૃષ્ણ;
માહભાગ અલર્ક તે કોણ, એ સાંભળિયું નામ ઓણ.
પુત્ર કહે સુણો મહાન, નગર નામે પ્રતિષ્ઠાન;
તેમાં કૌશિકકુળનો વિપ્ર, વાસ વસતો કહું ક્ષિપ્ર.
તેના પૂર્વજન્મને પાપે, કાયે કુષ્ટરોગ સંતાપે;
માહવ્યાધિગ્રસ્ત ભરતાર, જોઈ સેવા કરતી નાર.

પરમેશ્વરથી વધુ માને, વદે લોક શે ભજે કુષ્ઠિયાને;
તેનું સુણે ન શ્રવણે વેણ, માને પતિનિંદા દુઃખદેણ. ૧૭
પતિને અંગે ચોળે તેલ, રાખે રામા રુડો મેળ;
નવરાવે નારી નેહે, વાંચ્છે શે સુખ થાયે દેહે. ૧૮
હસ્ત પાય ચાંપે હેતે, વસ્ત્ર સજાવે વપુ વેતે;
જમાડે રમાડે જાણ, કફ વિષ્ટા ધુએ નિરવાણ. ૧૯
થતું મૂત્રાદિથી અંગ મલિન, કરે સ્વચ્છ મહિલા અનુદિન;
કુષ્ટ રોગથી રુધિરપ્રવાહ, ચાલે અંગથી ઉઘડ રાહ ૨૦
તેહ ધોઈ નાખે નારી, સુખકાજ દે શય્યા સમારી;
એવા એકાંતિક ઉપચાર, વદી વર વાણી નિરધાર. ૨૧
કરે વિનયે વરતી જાણ, સેવા સાધિ ધારી પ્રાણ;
તથાપિ તે બ્રાહ્મણ ક્રોધી, જોતો છીડાં છાંયડા શોધી! ૨૨
કઠોર વેણ વદે મહાક્રૂર, થાતો સતી ઉપર નિત શૂર;
મોર મોર*ની ગાળો આપે, તિરસ્કાર કરી તન તાપે. ૨૩
રંડા દુષ્ટાદિ મહા અપશબ્દ, વદે કુલટા વેશ્યાદિ જે ઉપલબ્ધ
તરડાય મારે કરી મરોડ, તરુણીને કરે તરછોડ. ૨૪
ક્રોધમાં ઉઠે આખડે પડે ભૂમિ, જાયે મારવા ઝુમી ઝઝુમી;
પડે પૃથ્વી જ્યારે નાથ, શ્યામા સાહે તેનો હાથ. ૨૫
વનિતાનો કેહ કોઈ વાંક, કહું હું તો તે મહારાંક;
કહે દોઢ વાંક હશે કોઈ, તેહ રહે ભવોભવ રોઈ. ૨૬
માત્ર વાંક જો કહે પ્રાણી, તો થાય પીડા અંગ પ્રમાણી;
કુષ્ટ રોગે કળતર થાય, ચતુરાપર ચીડિયાં ખાય. ૨૭
તે સર્વ સહી જાએ નારી, તેના પર જાઉં હું બલહારી;
ગણે પતિને દેવાધિદેવ, સાધે અહોનિશ તેની સેવ. ૨૮
મહામલિન અંગે મૂઢ, નારી માને ગરુડારૂઢ;
માને સર્વ પુરુષથી શ્રેષ્ઠ, એનાથી નર માને નેષ્ઠ. ૨૯
પગે ચલાય નહિ નિરવાણ, બોલ્યો તે નારીશું વાણ;
એક દિવસનો સમાજોગ, તેનો કંઈ થયો શાંત રોગ. ૩૦
પાપી બોલ્યો મુખેથી આમ, અહો ધર્મજ્ઞ મારી શ્યામ;
આપણા નગરની માંય, રાજ્યમાર્ગે વેશ્યા રહે જ્યાંય. ૩૧
તેને આજે દીઠી મેંય, ઘણી વાર દીઠી હતી તેય,
તેહ તરુણી કને જાવું, મારા મનમાં આવ્યું આવું. ૩૨
મારું ચિત્ત રમે તેનામાંય, આહા! સ્વરૂપ શું વર્ણાય;

* જાત જાતની ને વારે વારે ભુંડી ગાળો દેવી. એ શબ્દ ચરોતરી છે.

તે સ્ત્રી જોઈ મેં પ્રાતઃકાળે, હવાં રાત્રી થઈ હું બાળે. ૩૩
મેં જોઈ તેને જે વાર, ત્યારથી લાગી હૃદે નિરધાર;
મને સર્વાંગે તે નારી, નવ આલિંગે નિરધારી. ૩૪
તો થાયે આજે મૃત્યુ મારું, સ્વામિની હું સત્ય ઉચ્ચારું;
ગર્જેલા વદે આવું, નવ શંકામાં મન લઈ જાવું. ૩૫
કેહ મૂઢ તે મુખે તદા, કામવિકાર વસે સદા;
પ્રાણીમાત્રમાં વસે તે વઢ, મોહ્યા બ્રહ્મા મોહ્યા શઢ. ૩૬
જે મેં દીઠી વારાંગના, ઘણા મુવા તેના વના;
કરે પ્રાર્થના તેને માટે, કંઈ ન મળ્યે ઉચ્ચાટે. ૩૭
એવી વારતા સાંભળી આજ, રૂપે ચળે મોટા માહરાજ;
તું ગઈ લેવા ફુલ, ત્યારે પ્રકટ્યું હુંને શૂળ. ૩૮
મેં મુખ કર્યો પોકાર, આવ્યો એક જન સુણી હોકાર;
તેણે કહી હુંને સહુ વાત, મેં પૂછી દીધી પ્રભાત. ૩૯
મારી ઇચ્છાને તે કળિયો, શૂળ શમ્યે હવી વળિયો;
હવાં સાંભળનારી તુંય, આ દેહે અપગ છું હુંય. ૪૦
તેની પાસે કેમ જવાય, સિદ્ધિ મનોરથની કેમ થાય;
લાગે વિષમ વારતા એહ, હોયે દુકાળમાં કઇ મેહ? ૪૧
એમ વદી નાખ્યો નિઃશ્વાસ, રે રે પોહચશે ન મારી આશ;
આવી જોઈ પતિની દશા, ગુણ ગોરીને દિલ વસ્યા. ૪૨
સત્કુળમાં જન્મેલી જાણ, પતિધર્મ ધર્યો પ્રમાણ;
તેણે જોયો કામાતુર સ્વામી, સર્વ ધન લીધું માહનામી. ૪૩
જેથી રીઝે વેશ્યાનું મન, તેવું લીધું સર્વસ્વ ધન;
બાંધી કટિ પટકુળે કશી, જેને સ્વામીસેવા ઉર વશી. ૪૪
સ્કંધે બેસાડી લીધા નાથ, બે કર ઝુકાવ્યા સ્વમાથ;
ધીમે ધીમે ચાલે મહિલા, કહિયે ક્યવિધ રાત્રીએ વહિલા. ૪૫
કર્મના જોગ જુઓ ભાઈ, કેવી રણસંબંધ સગાઈ?
આવ્યો મેઘ ચઢી ચારે પાસ, ગયો ક્ષપાનોય* પ્રકાશ. ૪૬
દશ દિશામાં અંધકાર, તેવે સમે ચાલે કયમ નાર;
રાખવા સતી કેરું સત્ય, વિચારી વીજળીએ મસ. ૪૭
ક્ષણે ક્ષણે કરે ચમકાર, માર્ગ દેખાડવા નિરધાર;
તેને પ્રકાશે સાચવી ચાલે, ખાડા ટેકરા સતી સંભાળે. ૪૮
એ પ્રકારે સહી દુઃખ, ઇચ્છિ પતિને કરવા સુખ;
રાજમાર્ગમાં ચાલી જાય, થાક લાગે પણ ન બેસાય. ૪૯

---

* રાત્રીનો

એવે એક થયું અવનનું, યથામતિએ તેહ કનું;
તેહ માર્ગકેરે મોઝાર, પરોવ્યા માંડવ્ય શૂળીએ સાર. ૫૦
નહિ ચોર છતાં ઠર્યાં મુનિ ચોર, દીધા શૂળિયે મુનિકિશોર;
મૌનવ્રત ધર્યું મુનિ માટે, નવ વદ્યા મરવાં ઉચ્ચાટે. ૫૧
તેહ શૂળીકેરી પાસે, ગઈ નારી પતિ સુખ આશે;
ગઈ વીજળી આકાશમાંય, નારી અફળાતી ગઈ ત્યાંય. ૫૨
જ્યાં શૂળીએ ઋષિ ફરકે, અંધારે દ્વિજને પાગ અડકે;
પીડાયલા મહાદુઃખે જાણુ, તેનું કરે કોણ પ્રમાણુ. ૫૩
તેવા દુઃખીને અડ્યો પાગ, હાલ્યું અંગ હાલ્યા મહાભાગ;
તે સમે મુનિનો નીમ, થયો પૂરો આવી રહી સીમ. ૫૪
આવ્યો હવે બોલવાનો વારો, ગયો સમય મૌનનો સારો;
તેથી બોલ્યા મુખે એમ, કયા દુષ્ટે મૂક્યો મનુ નેમ ? ૫૫
જેણે દુઃખીઆને દુઃખ દીધું, તેને જોઈએ શાસન દીધું;
જેણે દુઃખ દીધું મને જાણુ, તેના સૂર્ય ઉગ્યે જાશે પ્રાણુ ! ૫૬
એમાં સંશય નહિ લગાર, સૂર્ય ઉગ્યે મરે નિરધાર;
સૂર્યનું દર્શન નવ દેખે, જેહ દુઃખી હુંને ઉવેખે. ૫૭
એવો દારુણુ બ્રાહ્મણુશાપ, સુણી પામી સ્ત્રી સંતાપ;
બોલી મુખથી એવું વેણુ, સૂર્ય ઉગશો નહિ દુઃખદેણુ. ૫૮
જેણે સૌભાગ જાય મારુ, તેહ સૂર્યનો ઉદય નિવારુ;
એમ શાપી ચાલી સતી, ગણિકાગેહ ગઈ મહામતિ. ૫૯
દ્વારે ઊભી રહી બોલી નાર, પુંશ્ચલિ ઉઘાડ્યને બાર;
સુખ માગ્યો લે તું દામ, નિવાર્ય સ્વામીનો કામ. ૬૦
ગણિકા નિકળી ઝરૂખે, એવે વાડવ આવ્યો દુઃખે;
એકાકી તે બોલ્યો બોલ, તરણીનો ધારી તોલ. ૬૧
થઈ મનસા પૂરી મારી, હવાં ગેહે ચાલ્ય તું નારી;
પાતિવ્રત્ય પાળે તુંય, શે પત્નીવ્રતને મૂકું હુંય. ૬૨
ચાલ્ય વેહલી વેહલી ઘેર, કંઈ સુણવી ન મારે પેર;
તુંથી હેડું વિશ્વ હું માનું, રાખજે વનિતા સહુ છાનું. ૬૩
એમ કહેતામાં વળી પાછી, થાય અબળા અતિશે આછી;
ઉભી ગણિકા મારે હાક, જેને યૌવન ધનનો છાક. ૬૪
આવી નારી ઘરમાં ધરી, નવ પ્રાણહરણની પીડા વરી;
હર વિધિ ને હારે વિષ્ણુ, સતીથી મોટા નહિ જિષ્ણુ. ૬૫
પછે શું ગજું સૂર્યકેરું, સતી દયાળકેરું દે'રું;
સવિતાભાવે રહી રાત, હયો નહિ કદી પરભાત. ૬૬

તે જોઈ પામ્યા ભય દેવ, તજી તન મનનો અહમેવ;
કેહવા લાગ્યા મુખથી આવું, સ્વાધ્યાયરહિતથઈ ક્યાં જાવું. ૬૭
વષટકાર સ્વધા ને સ્વાહા, એ વિહોણું વિશ્વ છે આહા;
એ નાશ ન પામે કેમ, રેહે કેમ ક્ષિતિજનું ક્ષેમ. ૬૮
દિવા રાત્રીની ગતિ વિના, સુર પણે ન થશએ ભીના;
થાય માસ ઋતુનો ક્ષય, જાયે ક્રય અને વિક્રય. ૬૯
થાય તેનો જ્યારે નાશ, દ્વય અયનનો થાયે હ્રાસ;
દક્ષિણાયન ઉત્તરાયન, રો જણાય વાડી કે વન. ૭૦
એમ અયન નવ લેહવાય, સવત્સર શી પેર કેહવાય;
સવત્સર વિના કાળ ગણુતી, રેહે પ્રવૃત્તિ તેની આફણની. ૭૧
પતિવ્રતાને વેણે બધાયો, સૂર્ય ઉદયમાં ન સધાયો;
નવ ઉગે સુરજ જ્યારે, ધર્મકર્મ ન થાયે સારે. ૭૨
અગ્નિમા આહુતિ નવ પડે, સ્નાનાદિક અભાવ તેવડે;
પાવકમાં હોમ કર્યા પાખે, આપણ પોષણ કો દાખે. ૭૩
તે પોષણ વિણ ન ધર્વ, જાયે આપણો ગળી ગર્વ;
મનુષ્યમખભાગે તૃપ્ત જ્યારે, વૃષ્ટિ કરીએ આપણસારે. ૭૪
તેણે તૃણ અન્નની થાય નિપજ, અનુમહની એહઉપજ;
વૃષ્ટિથી થાય ઔષધિ જાણ, તેવરે કરે યજ્ઞ પ્રમાણ. ૭૫
યજ્ઞ કરીને પૂજે દેવ, સાધે સાચી સર્વની સેવ;
ત્યારે મનોરથ પૂરું તેના, ગુણ કહુ એના કે તેના. ૭૬
અધોવૃષ્ટિ કરીએ દેવ, ઉર્ધ્વવૃષ્ટિ નર કરે તતખેવ;
આપણે વરસાવીએ જળ, હુતદ્રવ્ય નરવૃષ્ટિ વિમળ. ૭૭
જે દુરાત્મન દુષ્ટ નર જાણ, નૈમિત્તિક ભૂલે અજાણ;
કરે અર્પણ નહિ તેહ કર્મ, તેને અર્પિએ નહિ સુખ શર્મ. ૭૮
ન દે આપણુને મખભાગ, રાખે લોલુપતામાં રાગ;
મૂકી આપણુને જે ખાય, તેને મારીએ જો માહકાય. ૭૯
તેનું કરવા નાશ પ્રમાણ, વારિ વહ્નિ સવિતા જાણ;
વાયુ વસુધરાને દૂષિત, જોઇ કરીએ એવી રીત. ૮૦
તેવું દૂષિત જળ ને અન્ન, ઉપભોગ કરે જે જન;
તે દુરાત્મનને દારુણ દુ:ખ, માહામારીએ હરીએ સુખ. ૮૧
ઈત્યાદિ ઉપસર્ગોવતી, મરણ પામે તે મૂઢમતિ;
જે હવિર્દાને પમાડે સતોષ, ભક્ષે ગેયાન્નકેરો કોશ. ૮૨
તેવા માહાત્માને પુણ્યની પ્રાપ્તિ, કરીએ સ્વર્ગ લોક સમાપ્તિ
અધુના સમૃદ્ધિ ગઈ તેની, હવાં આશ કરીએ કેની. ૮૩

થાયે દિનની ઉત્પત્તિ કેમ, સુર સકળ વિચારે એમ;
એકમેક કહે સુર એવુ, અતિ કઠિણુ જોવા જેવું. ૮૪
યત્ન નાશ શંકા કરનાર, શંકાતુર દીઠા અપાર;
વળી વચન સાભળી દીન, જોયા વારિ વિહોણા મીન. ૮૫
બોલ્યા પ્રજાપતિ પાવન, અહો સુરવર મોટમ મન;
પરમ તેજનો જેહ પ્રભાવ, તેહ તેજે થાયે આવ. ૮૬
તપનો પ્રભાવ તપવડે, થઈ શાંત ને હેઠો પડે;
માટે વચન માનો મારું, સુખ થાવાનો માર્ગ દેખાડું. ૮૭
પતિવ્રતાના માહાત્મ્યને માટે, ઉદય થાવા સૂર્ય ઉચ્ચાટે;
નવ ઉગે સૂર્ય જો સદા, માનવ દાનવ દુખી તદા. ૮૮
તમો સુર સહુને કષ્ટ, મખવિણુ થાઓ સર્વે નષ્ટ;
એવું વિપરીત ધારો ચિત્ત, તો વેણુ માનો મારુ તમહિત. ૮૯
અત્રિ ઋષિની સતી નારી, તેજસ્વિ માહ અવતારી.
અનસૂયા એવુ અભિધાન, આરાધો સતીને નિરવાણુ. ૯૦
કરો પ્રસન્નતાના ઉપાય, સુખ થાયે તો મહાકાય;
પુત્ર કહે સુણો પિતા મારા, દેવ બનીયા જવ બિચારા ૯૧
જ્યારે કીધા તપ અપાર, ત્યારે રીઝી સતી નિર્ધાર;
સુરની પાસે જઈ બોલી, અનસૂયા તોલને તોલી ૯૨
કહો શી ઇચ્છા મનમાંય, ભાખો શુભ શુ કરું આંહ્ય,
ત્યારે યાચના કરતા દેવ, સતીની કરી સ્તુતિ પરમેવ. ૯૩
માગ્યું મુખેથી સહુ સુર, જો પ્રસન્ન થયાં મા ભરપૂર;
તો પ્રથમની પેઠે દિન, થાય ઉદય ટળે મન દીન ૯૪
એહ ઇચ્છા અમારી સતી, પૂર્ણ કરો તમે મહામતિ,
અનસૂયા કેહ સુણો સર્વ, માન્યું જેણે પતિ રૂપ માહ પર્વ ૯૫
તેના સત્યની હાનિ ન થાય, તેવો રચોની કાંઈ ઉપાય;
સાધવીનું મનાવો મન, સતી સ્ત્રીને કરો પ્રસન્ન. ૯૬
પૂર્વવત પ્રકટશે દિન, કષ્ટ આવ્યું થાશે હીન;
પુનરપિ દિવા રાત્રીની સ્થિતિ, કરી દેઈશ રુડી રીતિ. ૯૭
જેમ માને પતિવ્રતાનુ મન, તેના ધર્મને ન થાય વિધ્ન,
જડ કેહ સુણો જનક મારા, પતિવ્રતાના કેવા ધારા. ૯૮
કહી દેવને એવું સતી, ગઈ ગોરી મંદિર મહામતિ;
સતીએ સતીને પૂછ્યુ ક્ષેમ, પતિધર્મનો ધારો છે નેમ. ૯૯

---

૮૭ પા. "સુખ થાવાનુ ઉચ્ચારું" ૯૦ પા "તેજસ્વિની તરિયા મહાતાર"
* દિન=દિવસ. દીન=દીનતા.

તેણે કહ્યો પોતાનો ધર્મ, સ્વામીધર્મ કહ્યો સુકર્મ,
અનસૂયા દેહ સાંભળ વાત, પતિમુખદર્શને થાય શાંત. ૧૦૦
તેને જોઈ તું આનંદ પામે, તરવો ભવજળ જેને નામે,
માને દેવથી સ્વામી શ્રેષ્ઠ, પતિ પાખે નર સહુ નેષ્ટ. ૧૦૧
સ્વામીસેવા તેં સાધી ખરી, કથા એવી મેં કહેણું ધરી,
કર્યું પ્રાપ્ત એ મોટુ ફળ, વાધ્યુ એથી બ્રાહ્મણુ બળ ૧૦૨
પૂર્ણ થયા મનોરથ તારા, વિઘ્ન નાશ પામ્યા અવિધારા,
અહો સાધવી સાંભળ વાણુ, કહું પચઋણુતણું પ્રમાણુ ૧૦૩
તેહ પાળવા રુડી રીતે, સ્વધર્મ પાળવો પૂરી પ્રીતે,
ધર્મે રહી ધન મેળવવુ, હેતસ્ત્રીશુ મન હેળવવુ ૧૦૪
કર્યું ધર્મે રહી ધન પ્રાપ્ત, તેણે પોષવા સત્પાત્ર આપ્ત,
સત્ય નમ્રતા તપ ને દાન, દયાયુક્ત રેહેવુ મહાન ૧૦૫
શાસ્ત્રે દર્શાવી ક્રીયા જેહ, કરવી રાગદ્વેષરહિતે તેહ,
નિત્ય શ્રદ્ધા ધરવી તેમાં, મેહનુ માનસને સુખ એમાં ૧૦૬
અહો પતિવ્રતે ! ક્રમે કરી, સ્વજાતિની ધારણુ ધરી,
પામે બ્રહ્માદિલોક પ્રયાસે, જન્મત્રાસે, ન ધર્મથી નાસે ૧૦૭
મહાકષ્ટ એહે નર કાય, તેની વિભાગી નારી થાય,
પતિસેવા કરે જે સતી, વેણુ ઉથાપે ન અર્ધ રતિ ૧૦૮
તે પુણ્ય પુરુષનું જેહ, અર્ધભાગે પામે નિઃસંદેહ;
પતિસેવાથી એટલુ મળે, જેહ સપાણુ સતીને બળે ૧૦૯
સ્ત્રીને યાગ ન' કરવો પડે, સરલતાએ'સ્વર્ગે ચડે;
કરે પુરુષ પ્રયત્ને યાગ, મળે યોષિતાને તેનો ભાગ ૧૧૦
જૂદુ શ્રાદ્ધ ન કરવુ જોઈએ, નથી સશય તો શા ખોઈએ ?
ન કરવો જૂદો ઉપવાસ, માત્ર સ્વામીસેવાની આશ ૧૧૧
તેહ આશા રાખે સાચી, તેના પાતક જાને પચી,
અભિલષિત પામે લોક, સ્વામીસેવાથી ટળે શોક ૧૧૨
માટે મહાભાગ્યવતી નારી, સદા સ્વામીની સેવા વિચારી,
અહોરાત્ર તેમા રમવુ, નવ બીજી લઘુતાએ ભમવુ ૧૧૩
સતીની સ્વામી ઉત્તમ ગતિ, અનુત્તમ પોતાનો પતિ,
સારી ક્રિયાએ સેવવો સ્વામી, સુરપિતરાર્ચન મહાનામી ૧૧૪
અન્ન જળે અતિથિનું જાણુ, અભ્યર્ચન કરે પ્રમાણુ,
તેનું અર્ધફળ નારીને મળે, પુણ્ય સપાણુ મહાબળે ૧૧૫

---

૧૦૪ પ્ર. 'તેહ પાળવા રુડી રીત, સ્વધર્મે ધરવી પ્રીત "

જેહ કરે સ્વામીને પ્રસન્ન, સાંધે સેવા એક મન,
મળે તેહને પતિપુણ્ય ભાગ, કુલટાએ ન જોવા લાગ. ૧૧૬
બીજી વાર કહ્યું કરી સ્પષ્ટ, નવ ભૂલે નારીની સૃષ્ટ;
પુત્ર કેહ સુણો મારા તાત, ગમી સતીને સારી વાત. ૧૧૭
મહામાને કરી પૂજાય, સત્ય સત્ય કહો મહામાય;
વળી સતી બોલી મુખ આમ, સુણો અત્રિઋષિની વામ. ૧૧૮
અહો ધન્ય છે મારું ભાગ્ય, એમ વદીને લાગી પાગ્ય;
કર્યો અનુગ્રહ અતિ મોટો, જેનો જુગમાહે નહિ જોટો. ૧૧૯
કરી દેવે કૃપા અપાર, તમને મોકલિયાં આ વાર,
સ્વભાવસિદ્ધ જે મારો સ્વભાવ, તેનો દર્શાવ્યો રુડો ભાવ. ૧૨૦
કલ્યાણકારી ગુણ જે મારો, તેને સશ્રદ્ધા વધાર્યો,
સ્ત્રીને પતિના સરખી બીજી, ગતિ નવ જાણું હું રીઝી. ૧૨૧
સ્વામીની પ્રીતિ આ લોકે, તારે પત્નીને પરલોકે;
સ્ત્રીનો દેવતા સ્વામી એક, અન્ય જૂઠો સર્વ વિવેક. ૧૨૨
કિંતુ કહો કલ્યાણી દેવી, કૃપાદૃષ્ટિ કરી કેવી,
પધાર્યાં મારે મંદિર પોતે, ઋષિપત્નિ જોતે જોતે. ૧૨૩
આજ્ઞા કરો કરુ હું શુય, પતિપત્ની પરિજન છુય,
અનસૂયા કેહ સાંભળ સતી, પતિવ્રતા છે તુ મહામતિ ૧૨૪
તારે વચને સત્કર્મ જાણ, જેમાથી ગયા પ્રમાણ;
તેના દિનને રાત્રી રૂપે, જોતા દેવ ઊભા અનૂપે. ૧૨૫
મહાદુઃખિત શક્રસહિતા, તારા ગુણની ગાતા ગીતા;
આવ્યા મારી પાસે ચાલી, યાચે પૂર્વની સ્થિતિ હેબાળી. ૧૨૬
અવિખંડિત દિવારાત્રી, સુર સહુ ઇચ્છે વિધાત્રી;
તેમની પ્રેરી આવી હુંય, મારું વચન સાંભળ્ય તુય ૧૨૭
થયો દિનસનો અભાવ, યજ્ઞકર્મ સૂતાં સાવ;
યજ્ઞકર્મનો થાતાં છેદ, વારિમા વહી ચાલ્યા વેદ. ૧૨૮
તેથી દેવનું પોષણ અટક્યુ, સુરવૃન્દ ફરે છે ફટક્યુ,
સમુચ્છેદ દિવસનો થયો, સકળ કર્મનો મારગ ગયો. ૧૨૯
તેનો નાશ યત્નાથી નારી, નાશ વૃષ્ટિનો જો તુ વિચારી,
એમ જગતનો થાયે નાશ, ત્રિવિધિ પ્રકટ્યો ત્રાસ. ૧૩૦
એહ કારણ મન વિચારી, દુખિયારુ જગત જો ધારી;
તેને ઉગારવા જો ઇચ્છે, વિશ્વનું વારુ જો વાચ્છે. ૧૩૧
તો સતી મતિ કરો મોટી, મારી શીખ ન માનીશ ખોટી,
પૂર્ણ પ્રેમે થઈ પ્રસન્ન, કરચ રાત્રીકેરો દિન. ૧૩૨

થતો ઉદય ને વળી અસ્ત, જોઈ રીઝે સુર સમસ્ત;
પૂર્વવત વ્યવસ્થા થાયે, સુર ગુણગણ તારા ગાયે. ૧૩૩
સતી કેહ સુણો અનસૂયા માત,વિપરીત ભાખી એ વાત;
દીધો માંડવ્ય મુનિએ શાપ, સૂર્યોદયે પતિ મરણ સંતાપ. ૧૩૪
મુનિએ ક્રોધ કર્યો નિષ્કારણ, ક્યાં જાઉં સ્વામી વણ?
એવી રીતે શાપાગ્નિ સળગ્યો, અસ્તાચળે સવિતા વળગ્યો. ૧૩૫
એવી રીતે થયું છે માત, કહી વિસ્તારી સર્વે વાત;
જાણી પ્રમાણી કહો મુને, દેવદુઃખ રુચે નવ હુને. ૧૩૬
અનસૂયા કેહ સાંભળ સતી, અહો ભદ્રે મહાગુણવતી;
તારી ઈચ્છામાં એવું આવે, કાળ મહાકાળનું શું ફાવે. ૧૩૭
અસ્તાચળે સૂર્યને રાખે, તો દીનત્વ શે દાખે?
તથાપિ પડવા પ્રતીત, હું કરુ તારા પર પ્રીત. ૧૩૮
તારા સ્વામીને ઉત્વાડું હુંય, તાતો તરુણ કરુ જુવે તુય;
સુરનરે સ્તુતિ કરવા જોગ, તું મહાગુણાળી આરોગ. ૧૩૯
મારા પ્રાણથી તું મને વાહલી, મહાદેવી શી થાય શું કાલી?
પતિવ્રતા સ્ત્રીઓનું માહત્મ્ય,વૃદ્ધિગત કરવું મારે આત્મ્ય. ૧૪૦
પૂજવા યોગ્ય એ છે ધર્મ, એવું કરવું મારે પર્મ;
એવું ધરી મનમાં આજ, આવી તારુ કરવા કાજ. ૧૪૧
તારી મોટાઈ વધે જેમાં, સુખ શાંતિ હુને તેમાં;
પુત્ર કેહ સાંભળો મારા બાપ, એમ ટાળ્યો સતીસંતાપ. ૧૪૨
બોલી બ્રાહ્મણી મુખે એમ, રુચે એમ કરો થાયક્ષેમ;
સુણી અનસૂયા એવું વેણ, શકે સૂર્યને મોકલે કેહણ. ૧૪૩
તેવો ઉંચો કીધો હસ્ત, અર્ઘ્ય આપી દીધું સમસ્ત;
દશ દિવસનો વિયોગ, થયો ચક્રવાકતણો સંજોગ. ૧૪૪
ચકવા ચકવી મળિયાં ત્યાંય, જય જયકાર થયો નભ માંય;
વિપતે* સૂર્યનું નહિ કામ,તથાપિ રીઝયા સુરસ્વામ. ૧૪૫
તો ભૂમંડળનું કશું કેહવું, સમજે શાણા સર્વે એવું;
કર્યું આવાહન અનસૂયા, કે પ્રકટ પરમેશ્વર હુઆ. ૧૪૬
કમળ ખિલ્યાં ઝાંખી પોયણી, પ્રભાત પ્રભા સોયણી;
પ્રફુલ્લિતપદ્મ કાંતીશ, મહાનમંડળ પ્રકટ્યા ઈશ. ૧૪૭
ઉદયાચળ ઉપર જાણ, ચઢવા લાગ્યા પૂરણ ભાણ;
જેમ તીરથી છૂટે બાણ, તરણિપ્રભાએ લીધા પ્રાણ. ૧૪૮

---

*શામા.

લઘુ વૃક્ષ ને ઘોર પવન, જોત જોતામાં કરે નિધન;
તેમ સતીપતિ બેઠેલો જાણુ, પ્રાણરહિત કર્યો નિરવાણ. ૧૪૯
સમીર ઉડે અદ્રિ ક્ષુદ્ર, સાહે નાવ ને ભરસમુદ્ર;
તેમ સાહ્યો પત્નીએ પતિ, દીન થઈ અમુઝાઈ મતિ. ૧૫૦
અનસૂયા કેહ ભદ્રેથી શાંત, શોચ શે કરચ છું મહાંત;
ગતપ્રાણ પતિને જોઈ, શોક સમૂળો દેવું ખોઈ. ૧૫૧
સ્વામી સેવા સાધી સત્ય, તપે મમ તપનું બળ અસ;
તે તપબળ જો તારુણી, ટાળું મૃત્યુ રૂપી વારુણી. ૧૫૨
ન કરું વાર ઘડી પણ પોહર, તોડું તાપસકેરો તોર;.
સાંભળ્ય સતિ પ્રતિજ્ઞા મારી, થાયે પ્રસન્ન દેવમુરારિ. ૧૫૩
જો મેં કોઈ સ્થાનકર્મા જાણ, રૂપ શીલે બુદ્ધિએ પ્રમાણ;
વૈખરીમધુરતાએ કરી, ભલાં ભૂષણ જાણે ધરી. ૧૫૪
સર્વ રીતે સમાન પતિનો, કે ચઢતી હોયે ગતિનો;
તેને ન જોયો ચક્ષુ મારે, માનસધર્મે ન માન્યો ક્યારે. ૧૫૫
તે મારા સતવડે તારો સ્વામી, ઉઠો આ ઘડી જીવિત પામી;
થઈ વ્યાધિથી નિર્મુક્ત કાય, પામો યૌવનપણ સુખદાય. ૧૫૬
પોતાની પત્ની સમેત, ભોગવો અક્ષય મહામીનકેત;*
શતવર્ષ જીવો સુખ પૂરે, એવું બોલી વાણી મધુરે. ૧૫૭
વળી પાછી બોલી આમ, જડ કેહ સુણો મહાનામ;
જોયો દેવ સમાને નર, નવ જાણ્યો પતિપે વર. ૧૫૮
તે પુણ્યે પતિ જીવો એનો, માર્યો વિશ્વાસે મેં જેનો;
નિરોગી થઈ થાવ સોહાગી, જીવો જીવો મૃત્યુ ત્યાગી. ૧૫૯
મનવાણી કર્મે સદૈવ, ખોટા માન્યા એથી દૈવ;
કરી અરાધના અવિધારી, થાવ સોહાસણ આ નારી. ૧૬૦
પુત્ર કેહ સુણો પિતા તમે, ત્રણ વાર ભાખ્યું તે સમે;
અનસૂયાને ત્રીજે ઉચ્ચાર, વ્યાધિ નિર્મુક્ત સતીભરતાર. ૧૬૧
થયો, ગયો મરણનો રોગ, પામ્યો તરુણતા આરોગ;
સૂર્ય સમાને અંગનું તેજ, પ્રકાશ્યું મંદિર વાધ્યું હેજ. ૧૬૨
જેમ દેવને જરા જાય, પતિ સતી કૃપાએ થાય;
ઊઠી બેઠો થયો પળમાંય, ઉંઘી જાગ્યા શો દિસે ત્યાંય. ૧૬૩
સુરલોકે પ્રકટો આનંદ, કુસુમવૃષ્ટિ કરી મંદમંદ;
વાગ્યાં દુંદુભિ દેવનાં ત્યાંહી, જય ઘોષ થઈ રહ્યો વિશ્વમાંહી. ૧૬૪
દેવ આનંદી થવા લાગ્યા, અનસૂયાથી ગર્વને ત્યાગ્યા;

---

*મીનકેત-કામ.

ત્રિદશી* કેહ સુણ્ય તારુણી, રાગ શિરોમણિ વારણી.† ૧૬૫
સ્ત્રીઓમાં સિદ્ધિકા જાણ, તારુ કરે કોણ વિખાણ;
અહો તપસ્વિની તેં આજ, કર્યું કઠિન દેવનું કાજ. ૧૬૬
તેણે દેવ થઈ તુષ્ટમાન, વર દેવા ઊભા ભગવાન;
મનગમતું માગે સોય, નવ ના મુખથી કેહ કોય. ૧૬૭
અનસૂયા કેહ સર્વે દેવ, બ્રહ્માદિક ભારે ભેવ;
સહુ વરદાન આપવા કાજ, સજ્જ ઊભા રહ્યા મહારાજ. ૧૬૮
મને માનો વરદાન જોગ, ગયો મારા ભવનો રોગ;
અલ્પ માગવું મારે દેવ, સુર સાધો માનસ એવ. ૧૬૯
વિધિ વિષ્ણુ મહેશ્વર જેહ, મારા પુત્રો થાયે તેહ;
બીજું માગું હું વરદાન, અર્પો તેહ મુને મહાન. ૧૭૦
સ્વામી સહિત ક્લેશનિવૃત્તિ, થાય તે અર્થ યોગની પ્રાપ્તિ;
એવી ઇષણા‡ મારી દેવ, આપો રીઝ્યા તો તતખેવ. ૧૭૧
'તથાસ્તુ' કહી વળિયા બ્રહ્મા, વળ્યા વિષ્ણુ આદિ સુખશર્મા;
શિવ સધાર્યા કૈલાસ, લઈ આજ્ઞા અનસૂયા પાસ. ૧૭૨
આજ્ઞામાં પણ સન્માન જાણી, ગયા સ્વસ્થળ પ્રમાણી;
ઇતિશ્રીમાર્કંડેય પુરાણ, પુત્ર જાણ ને પિતા અજાણ. ૧૭૩
તેનો સંવાદ ષોડશોધ્યાય, અનસૂયા વર પ્રાપ્તિ મહિમાય;
પુરાણીનું કરવા કાજ, સતીગુણ ગાયા સમાજ. ૧૭૪
નથી સભા જેવું કીધું કહીં, શ્લોકાર્થ લીધો જહીં તહીં;
જે ગિરવાણના હો જ્ઞાત, લઈ પુસ્તક બેસો ભ્રાત. ૧૭૫
અનુષ્ટુપ નથી આ માંય, પ્રાકૃત છન્દે ન છળવું જ્યાંય;
રાગરાગણીકેરા ભેદ, જો જાણો શિખ્યા હો વેદ. ૧૭૬

વલણ.

વેદ શિખ્યા વાડવ થઈ, પામો રાગણી પાર રે;
વિપ્ર પ્રેમાનન્દ પુરાણી માટે, સાધે શ્રમ નિરધાર રે. ૧૭૭

## કડવું ૪૦ મું.

### રાગ દેશાખ–ચાલ છંદની.

ઉત્પત્તિ કેહવા દત્ત સેવા, કાજ હેવાઈ કારણી,
મિષ્ટાન્ન મેવા દેય દેવા, લાભ લેવા ધારણી;

---

* ચૌ. † હાથિણી ‡ ઇચ્છા § દેવ.

વિચાર એવા કરું કેવા, નહીં દેવાદારમી,
જગગુરુ જેવા અન્ય તેવા, ભાખું ભેવા સ્સાર મી. ૧
વરદાન પામી ગઈ ગોરી, મક્ષપની સ્વપ ગેહમાં,
અનસૂયા કેવી થઈ દેવી, સ્વામી સેવી દેહમાં;
વિધિસુતનુ બીજા અત્રિ રીઝ્યા, એકદા ઉજેહમાં,
વરમતિ સ્વામી દષ્ટિ કીધી, ભાવ પ્રકટ્યો તેહમાં. ૨
ઋતુસ્નાત ઋતુ સુરભિ સમી, સતી સુંદરાંગી સામટી,
કટિલંક જોઈ રહી રોઈ, સિંહિકા વનમાં વટી,*
લાવણ્યવતી† લક્ષનાં‡ અતિશે, અન્યની આશા ધટી,
અતિ લોભ ઉપજ્યો લાડીલીથી, તપતણી તૃષ્ણા મટી. ૩
મનવડે સ્વામી થયા કામી, દારૂ§ ધારી ધ્યાનમાં,
તેતણા ધ્યાને મુનિમાનસ, વિકૃતિ થઈ વાનમાં;
મારુત વિકૃતિ તેહ જોઈ, વહ્યો ત્રાંસો|| તાનમાં,
વળી ઉર્ધ્વ વાયો વહન કારણ, માનિનીના માનમાં. ૪
તે શુક્લ કાંતિ પ્રકાશરૂપે, ચાર બાજુ વિસ્તર્યો,
વર દશ દિશાએ તે વિકારજ, ધ્યાનથી ધારણ કર્યો;
એ રજોગુણ સંયુક્ત શશિએ, જન્મ સુખ કરવા ધર્યો,
વસંત વાયુ વિસ્તરીને, દર્પ મુનિનો ક્ષણમાં હર્યો. ૫
તવ ઉદર અનસૂયાથકી હરિ, પ્રકટિયા માનસપણે,
આધાર એ અનિકાર બૂનો, સોમ ભોમ સમા ગણે;
આયુષ્ય એથકી વૃદ્ધિ પામે, શાંતિ સહુ એણે બળે,
સહિ ચન્દ્રવિણ ચાલે નહીં તે, ચન્દ્રમા એમ ભણે. ૬
હે દ્વિજસત્તમ! સુણો દાવાં, મહામોટા દેવને,
સાક્ષાત કોહને વિષ્ણુ સ્વયને, સાધવી રહિ સેવને;
મુખ વચનથી બધાઈ બેઠા, જન્મવું પડ્યું એવ ને,
ભગવાનકેરું ભવિષ્ય કેહવા, ભટકવું શે ભેદને. ૭
પરસન્ન થઈ પૂરાણવક્તા, કહે જન્મ્યા શ્રીહરિ,
શંકરાચાર્યે‡ સત્ય માન્યું, નથી છાનું જો ફરી,
ઉદારકર્મા મહાધર્માત્મા કહું મુખ ઉચ્ચરી,
અણુ અંશ ભાગે ઉપન્યા તે, યોગ ભોગ પ્રરી કરી. ૮
તેહ દત્તાત્રેય સુરનામે, પ્રસિદ્ધ સિદ્ધ થયા બધી,
અનસુયા ઉરજપાન¶ કીધુ, યોગમાં કો ના વધી।

---

* ગઈ. † સુન્દર. ‡ ઓ. § સ્રી. || વાંકોચૂકો—અગમાં વિકાર કરીને. ¶ સ્તનપાન

મુનિ અત્રિકેરો સનુ બીજો, પાર પ્રભુનો ના લહે,
અવતાર ઈશ્વરતણો પોતે, સાધુજન કારજ સહે. ૯
તે અત્રિના ત્રીજા તનુજનું, નામ ભાખું હું હવે,
જે ક્રોધી દુર્વાસા કહે સહુ, કવી કીર્તિ તો કવે;
હાવાં કહું હું પાણુ જોડી, અલ્પ મારો અનુભવે,
સાક્ષાત વિધિ વિષ્ણુ પધાર્યા, તદા જન્મ લીધો ભવે.* ૧૦
અજન્મા ગર્ભે હતા તેવે, સપ્ત દિન થયા હતા,
હૈહયે† ઉદ્ધતપણું કીધું, તોડી આશ્રમની લતા;
અપરાધ-અલ્પ નૃપનો લહી મુનિ, થયા વિપળમાં છતા,
નૃપ રાજ્ય લેશે દુ:ખ દેશે, હરણુ કરશે સહુ મતા. ૧૧
મુનિરાજ કોપામર્ષ થાતાં, દુ:ખ વિસર્યો ગર્ભનું,
અતિ પરિશ્રમને કોણ લેખે, કહું પરાક્રમ શર્ભનું.‡
તે ક્ષણે ખેદે યુક્ત થઈ કરી, બળ બતાવ્યું અર્ભનું,§
છે લઘુ કિન્તુ પીડા કારી, અગ્ર માનો દર્ભનું. ૧૨
મુનિ કોપઅગ્નિ સહી શકયા નહિ, રુદ્રકેરો અંશ એ;
અતિ તમોગુણુ જેમાં અધિક છે, નથી હવ્યા દશ એ;
ત્યાં અવતર્યા ત્રણ દેવ એ વિધિ, અત્રિકેરે વશ એ,
વરદાન દેવોતણે પામ્યા, જન્મ સુર અવતંસ|| એ, ૧૩
છે શુદ્ધ બ્રહ્મા રજોગુણી, સત્વગુણી નાથ છે,
છે તમોગુણી તામસી અતિ, સદાશિવ સહુ માથ છે;
અજ ચન્દ્ર વિષ્ણુ દત્ત કાવે, શીત સદ્ગુરુ સાથ છે,
સહુ ક્રોધી દુર્વાસા ભણે ભવ, શાપ દે ભરી બાથ છે. ૧૪
¶ હિમરશ્મિકેરે હિમ કિરણે, વૃક્ષ વેલી વનસ્પતિ,
ઔષધી આવરદાજ પામે, માનવી પામે મતિ;
શુભ સ્વર્ગવાસવિશે વસે વિધુ. ઉષ્ણુ જેની નવ ગતિ,
વિધિ નિત્ય પોષણુ કરે સહુનું, કરે નિધિની ઉન્નતિ. ૧૫
ગુરુદત્ત દાનવ દાવ દાખે, પ્રજા પાળે સર્વદા,
સતપુરુષ ઊપર અનુગ્રહ કરી, મસ્ત મદિરા રેહ મુદા;
ધરી ભકિત ઉપર ભાવ પૂરણુ, થાય ક્રોધી નવ કદા,
એ વિષ્ણુકેરા અંશને નમુ, શિરસાષ્ટાંગે સદા. ૧૬
ઉદ્ધત અતિશે દેવ શંકર, મહર્ષિપણું પામિયા,

* ભવ—શિવ † હૈહયે—એ નામે રાજાએ ‡ શર્ભ—શરભ; એ નામનું મોટું બળવાન પ્રાણી. કહે છે એ સિંહનો શત્રુ છે § અર્ભક—બાળક. || અવતંસ-ઘરેણું. ¶ ચન્દ્ર.

સહુ ક્રોધિ દુર્વાસા કહે જન, સુર અસુરે નામિયા;
અપમાન કરતા ઇંદ્ર જેવા, ઇંદ્ર વૈભવ વામિયા,
મનવડે વાણીવડે બાળે, શત્રુ સર્વે શામિયા.* ૧૭
અશાવતારી દેવ શંકર, અજનમા અવનિ પરે,
અત્રિપુત્ર બ્રહ્મા થયા તે તો, ઔષધી પોષણ કરે;
અધિકાર સૌમતણો ધરી કરિ, શીત શાંત વિસ્તરે,
દત્તગુરુએ યોગ ધાર્યો, ઠામ કેવે તે ઠરે. ૧૮
ભવમાંહી† યોગાસક્ત સાચા, ભોગ્ય ભવ પૂરો ગણે,
શંકરે માતાપિતા મૂક્યાં, ફર્યા ભવ ઉનમતપણે;
ઉન્મત્તનામાં વ્રત ધાર્યું, દીન જોઈ સહુ ભણે,
મુનિ ક્રોધિ લોભી શોધી શોધી, શાપ દઈ તેને હણે. ૧૯
ઋષિમાળથી વીંટાયવા, ગુરુ દત્ત સંસારે ફરે,
વર ગુરુ અમારા છાત્ર ભાખે, પાગ જઈ પાગે ધરે;
જ્યાં જાય ત્યાં તે જાય પૂઠે, ઊઠતાં ઊઠે કરે,
જો બેસતા ગુરુ તોજ બેસે, સિદ્ધિ તેની ઝટ સરે. ૨૦
આસક્તિ એવી શિષ્યકેરી, જોઈ દત્તજી વારતા,
નવ માનતા મુનિબાળ ત્યારે, સગ ખોટો ધારતા;
મન અસમપણુ સિદ્ધ સાધી, જળે ડુબકી મારતા,
સતાઈ રહેતા કલ્પ સૂધી, ધરી મન ઉદારતા. ૨૧
તહિ તોય તે પણ શિષ્ય વર્ગે, ત્યાગિયા નહિ દેવને,
વરકાંતિવાળી આકૃતિ લખી, ધરી સાચી સેવને;
સરતીર બેઠા ધ્યાન ધારી, ત્યાગી તન અહમેવને,
જળઅંત ત્યારે લેઉં જ્યારે, જોઉં ગુરુવર દેવને. ૨૨
સો વર્ષ સુરનાં એમ વીત્યાં, સરતટે ગુરુ પ્રીતિમાં,
જન કોઈ જાના નવ કરે મન, રાચ્ય લાગી રીતિમાં,
દત્ત ગુરુએ ધ્યાન ધાર્યો, દઉં દોષ પ્રતીતિમાં,
સ્ત્રી સાથ ઝાલી હાથ આવું, લહે દૂષણ નીતિમાં. ૨૩
સહુ ત્યાગ ત્યારે કરે મારો, જાય જૂઠો જાણીને,
પછિ સગવર્જિત સિદ્ધ થાઉં, મોહ મારું માણીને;
મન એમ ધારી શ્યામ સારી, લઈ નિકળ્યા નાણીને,
માંસલનિતંબા જેવી અબા, માગલીકા માનીને. ૨૪
મુનિબાળ જોઈ દોષ એવો, અધિક શ્રદ્ધા લાવતા,

---

* નમ્ર બન્યા. † સસાર

નવ મૂકતા નવ ચૂંતા રતિ, ધ્યાન એવુ દઢાવતા,
તન દત્તગુરુ ત્યા દોષ*ને, મેશ પૂર્ણ બતાવતા,
અતિ મદ્ય પીતા માનિનીશુ, દોષ વળી ઉપજાવતા ૨૫
ગાયન કરે સ્ત્રી સહિત સ્વામી, વાદ્ય વાજે જોરમા,
વર ભામિનીશુ ભોગ ભારે, ભોગવે ભર ભોરમા,
સસર્ગ એવો કરે દેવા, દોષ દર્શે દોરમા,
આસક્ત મદિરાપાન માહે, તરુણી તેડે તોરમા ૨૬
મુનિ ત્યાગ તોપણ નવ કર્યો, નન ધર્યો ધ્યાને દોષને,
છે બાહ્ય વિધિ નિષેધ ક્રિયા, મહત જ્ઞાની કોશને,
સ્ત્રી સાથ છે તેમાય શુ થયુ, જોગન્યો ઇમ જોષને,
વળી દૃષ્ટાતથી સિદ્ધાત શોધી, રોનડાગ્યો ગોપને ૨૭
ચાંડાળગૃહમા વાસવસતો, વાયુ દૂષિત છે વહી?
જન જગતી પર સરવત્ર ચાલે, જગતી દૂષિત શુ થઈ?
સવિતા કિરણ સર્વત્ર પસરે, સૂર્ય દૂષિત છે સહી?
કવિતા કરે કવિ રવિ ગતિ સમ, કવિ દૂષિત છે કંઈ? ૨૮
તેમ ગુરૂ દત્તાત્રેય માનો, મદ્યપાનવડે કરી,
દૂષિત નથી કંઈ વાત માહિ, યોગયોગેશ્વર હરિ
જે ચક્ષુ દૂષણ દૃષ્ટિવાળા, તેહ ચક્ષુનો તો વાક છે,
મુનિ ધર્મધારી કર્મકારી, અન્ય બીજા રાક છે. ૨૮
શિષ્ય એમ નિર્ણય કરી ઊભા, જોઈ જોગી રૂપને,
મુક્તિકાંક્ષિત યોગીજન સહૂ, ધરે ધ્યાન સ્વરૂપને,
સ્ત્રી સહિત મદ્યનુ પાન કરતા, લહે યોગી ભૂપને,
યોગીશ્વરા તપ સમાસક્તા, નમુ યોગીભૂપને ૩૦
ઇતિ દત્ત ઉત્પત્તિ નામ અધ્યા, સપ્તદશમો જાણજો,
સુતપિતા સવાદમા ગુરુ, દત્તના જ વખાણ જો
જયશાન્તિ જોગી જગતમાહી, જગતગુરુ મન આણજો,
સહુ આગમે નિગમે પુરાણે, થયા જેહ પ્રમાણજો ૩૧
નર શબ્દ એવો એક લેવો જૂની થાયે અર્થ જ્યા,
શબ્દાદિક લેતા 'રાણી' થાયે, વર્ણ જાને વ્યર્થ જ્યાં,
તે શબ્દકેરુ મધ્ય લેતા, 'પુણી' થાય સમર્થ જ્યા,
પર 'ણી' જતા 'પુરા' રહે તે, ધાય દેખે ગર્થ જ્યા! ૩૨

---

* આ શ્લોકમા પ્રહેલિકા છે, એમ પ્રાચીન કાવ્યમાળામા લખ્યુ છે એનો અર્થ આ પ્રમાણે કર્યો છે;—જેનો અર્થ જૂની થાય એવો એક નરજાતિનો શબ્દ (પુરાણી) લેવો એમાથી આદિ અક્ષર 'પુ' કાઢી લેતા 'રાણી' શબ્દ રહેશે—અર્થાત બાયડીઓ જેવા મધ્ય અક્ષર 'રા' કાઢી લેતા 'પુણી' 'રુની' રહેશે

છે વર્ણસંકર વર્ણમાં વળી, સૂત સંકર છે મુખી,
હું નયન ઢાળી નમું તેને, વર્ણવું શેશે દુખી!
પૂરું કરું પુરાણ હાવાં, જોઈ પુરાણી સુખી।
કુસુમ જળ ચંદન વિના માનો, વાણીની સેવા લુખી. ૩૩

વલણ.

લુખી માનો સુખી સેવા, મુખી પુરાણી દેવરે;
રુખી મોટા દુખી નરકે, સુખી વર્ણવે ભૂદેવ રે. ૩૪



## કડવું ૪૧ મું.

### રાગ કેદારો.

સુણો પુત્ર કેહ પિતા પવિત્ર, ચારુ દત્તાત્રેય ચરિત્ર;
જેણે મિત્ર જગત આખું ગણ્યું રે. ૧
શિષ્યને થઇ પ્રસન્ન પોતે, મુક્તિ જુક્તિ આપી જોત જોતે;
સંશય ખોતે સ્વરૂપ સાચું બણ્યું રે. ૨

ઢાળ.

સ્વરૂપ સાચું બનિયું સહુનું, સાચી સાધ્યે સેવ;
અર્જુનને પ્રસન્ન થયા તે, વર્ણવું મોટા દેવ. ૩
હૈહય દેશવિષે વસતો ઈક, કૃતવીર્ય ભૂપાળ;
તે ભૂપતિ ભૂ પાળી પ્રીતે, સ્વર્ગે ગયો દયાળ. ૪
ત્યાર પૂઠે તેના મંત્રીએ, પુરહિતકારી લોકે;
સુત અર્જુનને રાજ્ય આપવું, ધાર્યું એમ અશોકે. ૫
રાજ્યાભિષેક કરવા કારણ, બોલાવ્યો તે બાળ;
તે સમયે તે આવું બોલ્યો, નૃપાળબાળ કૃપાળ. ૬
અહો મંત્રી જેને અંતે છે, નરકતણું મહાદુ:ખ;
તેવું રાજ્ય ન વાંચ્છું હું તો, ભલે જાઓ સહુસુખ. ૭
જે અર્થે કર આપે લોકો, તે રક્ષણને માટે;
સર્વ પ્રકારે રાજા ઊવે, રક્ષણ થાય ન વાટે. ૮
વ્યાપારી વ્યાપાર વિશેથી, દ્વાદશમો દે ભાગ;

---

અત્યાક્ષર 'સ્રી' લેતાં 'પુરા' રહેશે. અર્થાત્ કોમળ-અણસમજુ સ્રીઓને સમજાવવામા પુરા-પાવરધા, તે પૈસો લેવામાં પાવરધા છે, જ્ઞાનમાં નહિ એવા 'પુરાણી'-વ્યાસો, 'પુરાણી' જેવા વર્ણ સંકર છે; જ્ઞાનવિનાના છે.

વ્યર્થ જાય તે આપ્યું લીધુ, તેહ કહું મહાભાગ.
માર્ગે જાતાં રક્ષણ કારણ, રાખે જન વળાવા;
ધન મન માન્યું તેને આપે, તવ તે જાય વળાવા.
એહ પ્રકારે રક્ષણ કરતા, વ્યાપારી સહુ જાણ;
ભાગ દ્વાદશમો કયી વિધિ લેવો, તેહ કહે સુજાણ?
અજના પાળક એહ પ્રકારે, આહીર કરતા એમ;
આજ્ય દુગ્ધ દધિ તક્રેથી, દેતા વાંચ્છી ક્ષેમ;
પષ્ટમ ભાગ કૃષિકારો દે, બાકીનું લે પોતે;
જો વધ્યુ તો વેચી ખાતા, નીકર બેશ રોતે.
એહ પ્રકારે અનેક વિધિએ, લે રાજા ધન ધાન્ય;
રક્ષણ તેનું થાયે ન કોથી, શું કરું રાજમાન.
એવા નૃપને ચૌર કહો કે, જાણો તેના જેવો;
ઇષ્ટાપૂર્તાદિક ફળ તેનું, જાયે થાયે કેવો!
રાજાનું આપ્યું નવ ખાતા, તે ધન કારણ રક્ષે;
એવુ રક્ષણ જે નૃપ નગરે, લોક ધરે છે વક્ષે.*
તેહ નગરનો રાજા જાણો, નિશ્ચે નરકે જાય,
મન્વાદિકે એવું ભાખ્યું, તેનો કહું મહિમાય.
રક્ષણકેરું સાહુ કરીને, લેવો કાંઇક ભાગ,
તેહવડે ચોરી અટકાવી, હૃદયે ધરવો રાગ†
એવુ જે નવ કરતા રાજા, તે થાતા મહાપાપી;
તેવો પાપી હું નવ થાઉં, ધર્મ કર્મ ઉથાપી.
તાપસ થઇને તપને સાધુ, યોગી થાઉં યોગે;
ત્યાર પૂઠે પૃથ્વીનું પાલન, કરુ થઈ નીરોગે.
યોગબળે અન્ને થઉં પૂરો, ધાન્ય માન્ય સયુક્ત:
સાધ્ય કરુ સિદ્ધિ સર્વે હું, પૃથ્વીપતિ થઈ યુક્ત.
એકજ રાજા મારા જેવો, થાયે પૃથ્વીમાંય,
એવુ થાયે જે દિન મત્રી, રાજા થાવું ત્યાંય.
જો નવ થાયે એમ કદાપિ, તો રાજા નથી થાવુ;
પાપભાગી થઈ મત્રી મારે, નરક વિષે નથી જાવુ.
પુત્ર કહે પીતાજી સુણિયે, નિશ્ચય નૃપનો એવો;
મત્રીમંડળ સાંભળી શોચે, ઉપાય કરવો કેવો.
તે મડળમાંથી મતિશાળી, ગર્ગમુનિ કેહ આમ;
અહો નૃપાળ તુ જીમ ઇચ્છે, તે કરવ રુડું કામ.

* વૃક્ષ છાતીએ. † પ્રજા પાલન પ્રીતિ

રૂડી રીતે રાજ્ય ચલાવા, ઈચ્છા, જો તેં ધારી;
સહ્યાદ્રિકેરી ગુફા વિષે જા, વાસ વસે ભવપારી.* ૨૬
મહાભાગ દત્તાત્રેય દેવા, ત્રણલોક ત્રાણને માટે;
તેહ કંદરા વિષે વસે છે, આરાધો શિર સાટે. ૨૭
સર્વત્ર સમદૃષ્ટિવાળા, યોગયુક્ત છે દેવ;
ઐશ્વર્યવાન દત્તાત્રેય દેવા, વિષ્ણુ અંશી છે એવ. ૨૮
જગતીપર આવ્યા જગધરવા, યોગશાસ્ત્ર આચરવા;
વૃત્રારિ જેને આરાધે, દાનવ દુસ્તર તરવા. ૨૯
દૈત્યે પદવી પોતાકેરી, લઈ લીધીતી જાણ;
દિતિપુત્ર દાનવને જીતી, દત્તે લીધા પ્રાણ. ૩૦
પુરંદરને પાછી અપાવી, ઈંદ્રની પદવી આપે;
કૃતવીર્યનો કાર્તવીર્ય કેહ, મુનિ દાનવ કયમ શાપે? ૩૧
એ સર્વે વિસ્તારી ભાખો, ગર્ગગુરુજી આજ;
સુરે આરાધ્યા શી પેરે, દત્તગુરુ મહારાજ. ૩૨
ઈંદ્રપણાનો અધિકાર તો, અસુરે લીધો કેમ;
દત્તગુરુએ કયી રીતથી, વાંચ્છયું વાસવ ક્ષેમ. ૩૩

વલણ.

વાસવકેરું ક્ષેમ વાંચ્છયું, કાર્ય કર્યું કેઈ વિધ રે;
ગર્ગ મુનિ જણાવીએ તે, દત્તગુરુ ચરિત્ર મહાસિદ્ધ રે. ૩૪

---

## કડવું ૪૨ મું.

રાગ સામેરી.

તોયે ઉત્સાહ ધર્યો સુરે, એકી વાતે ત્યાં સત્ય રે;
મૂકીઓવાળી નાસવું નિશ્ચે, ધર્યો ઉત્સાહ અત્ય રે.
એવો ઉત્સાહ માની કરી, ગયા બૃહસ્પતિ પાસ રે;
દૈત્યવધ ઉપાય વિચારતા, ત્રિદશો પામ્યા ત્રાસ રે.
વાલખિલ્યાદિ સર્વે મળી, મંત્ર કરતા પ્રમાણ રે;
બૃહસ્પતિ મુખ એમ બોલિયા, સુણો સુર સુજાણ રે.
દૈત્ય વિનાશ જો મન ધરો, શાંતિ પામવી સદ્ય રે;
તપાર્થી મહાત્મા-મુનિ જે, આગમ નિગમે અવદ્ય રે.
આચરણ અવળાં જેમનાં, અત્રિપુત્ર ગુરુદત્ત દેવ રે;
પ્રસન્ન કરવા જોઈએ તેમને, સાચી સાધીને સેવ રે.
વરદાતા શંકર સમા, અધિકું વળી એહ રે;
શિવનું આપ્યું નાશકારણે, આ તો મોઘવારી મેહ રે.
જાચો વરદાન દેશે સહી, થાશે દાનવ નાશ રે;
વરદાને સહુ મળી એકઠા, પામશો જય આશ રે.
કાર્ત્તવીર્યને કહે ગર્ગજી, સુણી દેવગુરુ ઉપદેશ રે;
ચાલી આવ્યા દત્ત ગુરુકને, દીન દાખવા દેશ રે.
અવલોક્યું આવી આશ્રમે, દત્તાત્રેયનું રૂપ રે;
લક્ષ્મી સહિત આનંદમાં, સુરા પીએ સુરભૂપ રે.
ગંધર્વ ગુણગણ ગાય છે, એવા જોયા દત્ત સુન્ય રે;
સુર સમીપ ગયા સહુ, નમી કહે મહાપુણ્ય રે.
નમસ્કાર અંગીકાર તો, કરો જગ ગુરુરાઈ* રે;
સાધ્ય અર્થની સિદ્ધિ કારણે, સ્તવન કર્યું સુખદાઈ રે.
ભક્ષ્ય ભોજ્યાદિક અર્પિયાં, અર્પ્યા પુષ્પના હાર રે;
મુનિ કરે તે કરે દેવતા, ઊઠે તો ઊઠે સાર રે.
ચાલે તો ચાલે ત્રિદશો, બેસે તો બેસે ત્યાંય રે;.
એવા અનુગામી દત્તના, થયા સુરવર જ્યાંય રે.
ત્યારે દત્તગુરુ કહે દેવને, કીધા અભીષ્ટ માટ રે;
પરિચર્યા મૌઢપણે કરો, કાં દિસે મનમાં ઉચ્ચાટ રે.
મારી પાસે શું જોઈએ, વદો વાણી એ સત્ય રે;
સુર સમસ્ત બોલ્યા તદા, મુનિશાર્દૂલ મહામત્ય રે.
જંભાસુરે સુર હરાવિયા, લીધો ભૂલોક જાણ રે;
ભુવર્લોક સ્વર્ગલોક સર્વ, લીધા જીતી નિરવાણ રે.
ત્રયલોક ત્રિદશોતણા, ખુંચી લીધા કૃપાળ રે;

* ગુરુરાય.

વળી મખભાગ લઈ લીધા સહુ, કરો સાહે દયાળ રે. ૨૧
રક્ષણ કરો મુનિ અમતણું, હણો અસુર આજ રે;
તમ કૃપાએ સ્વર્ગ વાંચ્છતા, પુનરપિ મહારાજ રે. ૨૨
દત્તાત્રેય કહે તદા, હું છું મદ્યપાનાસક્ત રે;
છુ અજીતેંદ્રિય ઘણો, રમણ રામાનુરક્ત રે. ૨૩
તો અરિ પ્રભવું કઈ વિધિ, કરી શકુ શું હુંય રે;
આકાશ લેવા બાથમાં; આચ્યાવત્ કરો સ્હાય રે. ૨૪
સુર કહે એમ શું કહો, જગતનિપતા છો દેવ રે;
દોષ લેપે ન લાવણ્યને, નહિ કામ ક્રોધ અહમેવ રે. ૨૫
વિદ્યારૂપી વારિએ કરી, શુદ્ધ થયું અંતઃકર્ણ રે;
જ્ઞાનકિરણો તેમાં પ્રકટિયાં, થઇ રહ્યો શુદ્ધ વર્ણ રે. ૨૬
પાપરહિત પોતે સદા, જાણું જુક્તિ એ સર્વ રે;
ગર્વ ગળી ગયો સર્વનો, પામ્યુ ધરો મહાપર્વ રે. ૨૭
દત્તાત્રેય કેહ સહુ પ્રત્યે, સમદ્દષ્ટિ હું સત્ય રે;
બ્રહ્મજ્ઞાની ભરપૂર હું, નહિ ખોટી તમારી મત્ય રે. ૨૮
કિંતુ આ સ્રીસંગમ થકી, હું થયો છું ઉચ્છિષ્ટ રે;
સ્રીસંગત સતત કરે, ભ્રષ્ટ થાય મહાશિષ્ટ રે. ૨૯
એ પ્રકારે જ્ઞાનીપણું, ગયું અમારું જેહ રે;
એમ સુણી બોલ્યા દેવતા, આપ મહામોટા મેહ રે. ૩૦
વરસો ઇચ્છા જ્યાં મનતણી, તડિત તેહીને સાથ રે;
વળી સૂર્યકિરણની હાસ્ય જે, પડે દ્વીજચાંડાળ માથ રે. ૩૧
દોષ ન પામે તોય તે, દ્વીજસત્તમ સાર રે;
જગજનેતા છે સાથમાં; પાપરહિત આ વાર રે. ૩૨
*દયિતાને દોષ અડે નહિ, એણી પેરે ગુરુદત્ત રે;
ગર્ગ કહે અર્જુન પ્રતિ, એમ જાણ્યા મહત્ત રે. ૩૩
ત્યારે હાસ્ય કરી દત્તે તદા, જોયું સુર સનમુખ રે,
બોલ્યા બાળા કર સ્તન ધરી, પ્રકટ્યું મોંહું દુઃખ રે. ૩૪
તેની સુખેચ્છા મારાથકી, સર્વે ધારી જો દેવ રે;
તો દાનવ લાવો મારી કને, ઉતારું અહમેવ રે. ૩૫
જોયા વિના જીવ નવ લઉં, લાવો યુદ્ધને બાહને રે;
જાઓ ન વાર કરો વડી, શાને આવો અનુમાને રે. ૩૬
અવલોકામિ સુર માહરું, રેત તેજે પ્રજાળે રે;
દર્શન મારું દાનવ દમે, જોઇએ કોણ તેને પાળે રે. ૩૭

* સ્રી.

ગર્ગ કેહ અર્જુન સાંભળ, સુણી ગુરુ દત્તનું વેણુ રે;
સુરે અસુરને મોકલ્યું, પુનઃ લડવાનું કેણુ રે. ૩૮
વ્યાધને વળી વકારીઓ, તેને લાગે શી વાર રે;
શિકાર થાય જો સામટો, તોય મારે મારણહાર રે. ૩૯
તેણે પ્રકારે દિતિસુતુ, આવ્યા ધાઈ દેવ પર રે;
જણાતા હણાતા આવિયા, ભયભીત થઈ સુરવર રે. ૪૦
દત્તાત્રેય આશ્રમ પાસ જઈ, ઉભા કંપિતકાય રે;
ગાળો દેતા ગૂઢ વાતની, આવ્યા દાનવ ત્યાંય રે. ૪૧
દેવ ગયા જે આશ્રમે, તેમાં ગયા દૈત્ય સર્વ રે;
ત્યાં દત્તાત્રેયને દીઠા, જેને બળ રૂપી ગર્વ રે. ૪૨
વામાંગા વામ અગમાં, બેઠી કલ્યાણકારી રે;
તન્વંગી* તરુણ દિસે ઘણી, ચન્દ્રમુખી અવિધારી રે. ૪૩
ચન્દ્રનું તેજ શીતળ કહે, એના વદનને જોઈ રે;
તે મૂઢમતિ આનું માનવી, રહે ભવોભવ રોઈ રે. ૪૪
એવી પ્રિયપત્ની ગુરુ દત્તની, જઈ પાસ બેઠા અસુર રે;
તે વળી મન વિચારતા, મહામાનિની મધુર રે. ૪૫
આ †નીલાંબુજસમ નેત્રની, ‡માંસલશ્રોણીવાળી કોણ રે;
માંસલ કઠિન સ્તન ઓપતા, નિર્ખી મધુરવક્તા એણ રે. ૪૬
રમણિક ગુણ રામા વિશે, જે જે હોય અવિધાર રે;
તે સર્વ વસ્યા આવી સામટા, આ નારીમાંહી સાર રે. ૪૭
એવી નારી જોઈ ન અવનિમાં, છળ્યા સર્વે અસુર રે;
ઇચ્છા ઉપજી તેને વિષે, થયા અતિશે કામાતુર રે. ૪૮
ઉદ્ધત થયા ગુણ સહુ ગયા, તૂટી મનતુરીતંગ રે;§
મનવાજી વહ્યો પૂરમાં, કોથી અટક્યો ન વેગ રે. ૪૯
દેવ મૂકવા દૈત્યે પડ્યા, વીસર્યા વૈરની વાત રે;
હરિવદની હરણને કારણે, જુવે જાળવી જાત રે. ૫૦
તેહ પાપે મતિમોહ થયો, તેજ થયું સર્વ ક્ષણ રે;
તેણે કરી માંહોમાંય કેહ, હરિ જવી લોચના મિન રે. ૫૧
છે તત્વ રામા ત્રિલોકનું, રામારત્ન શિરોમણિ રે;
જો આવે હાથ આપણે, વિધિદેવી મહા ગણી રે. ૫૨
કેમ મળે તરુણી ભલી, જાણવા લાગ્યા તેનો મન્ત્ર રે;

* નાજુક અંગવાળી સ્ત્રી. † કાળા કમળ સરખાં ‡ માંસથી પુષ્ટ જાંઘ. § મનરૂપી અશ્વની લગામ.

ર અરિ ભૂલ્યા ગાજતા, લાગ્યું તારણી તન્ત્ર રે. ૫૩
સર્વે મળી એમ ભાખિયા, નાખો શિબિકામાં* એવ રે;
ઉંચકી ચાલો સ્થાન આપણે, ભાખ્યો ભવે એ ભેવ રે. ૫૪
ગર્ગ કહે નિશ્ચય કર્યો, દાનવે એણી પેર રે;
અતિ અનુરાગ્યા અબળાપરે, કામે કર્યો કૂડો કેર રે. ૫૫
પછે દત્તની દયિતા સાધવી, ઘાલી શિબિકા માંય રે;
મસ્તક ધરી ચાલ્યા ઘરભણી, મોદ મનમાં અતિ થાય રે. ૫૬
ત્યારે મન્દ હસી મુનિ ભણ્યા, સુર સિદ્ધ થયું તમ કાજ રે;
વારુ થયુ વૃદ્ધિ પામિયા સુર, ખોયું અસુરે રાજ રે. ૫૭
દાનવની શ્રી સાતે સ્થાનથી, ઓળગી ગઈ આજ રે;
મસ્તકમણિમાં વશી જઈ, હોલો લઈ ગયો બાજ રે. ૫૮
હવાં રહે નહિ લક્ષ્મી, યાતુધાનની પાસ રે;
પુણ્ય સકળ પરવારિયું, વાધી દેવ જયતણી આશ રે. ૫૯
દેવભણે સ્વામી જગ તણા, કહો લક્ષ્મીનાં સ્થાન રે;
ત્યારે મન માને અમતણું, રાઉયે વસું જઇ રાન રે. ૬૦
શ્રી વશી સ્થાન કયે કયે, આપે કયું કયુ ફળ રે;
કયા કયા સ્થાનકે વશી, થઈ નાશ કરે હરણ ખળ રે. ૬૧
કૃપા કરી કહો મુનિ મહા, તવ બોલ્યા ગુરુદત્ત ત્યાંય રે;
એક ચિત્તે સુણો સુર સહુ, કહું વસે લક્ષ્મી ક્યાંય રે. ૬૨
લક્ષ્મી વસે ચરણ નરતણે, તો પામે મંદિર મોટું રે;
જાનુમાં રહી જુગતે કરી, તેનું બળ નવ ખોટું રે. ૬૩
તે વસ્ત્રાભૂષણ આપે અવનવાં, દેતી ધનના ભંડાર રે;
ગુહ્ય સ્થળનો પામી વાસ રેહ, ત્યારે આપે સુંદર નાર રે. ૬૪
એકે વશી આપે સંતતિ, હ્રદે વશી પૂરે મન અર્થ રે;
કંઠે કંઠાભૂષણ દઈ વસે, પમાડે ઇષ્ટ જન ગર્થ રે. ૬૫
બંધુ બાળાને મેળવે વળી, અટતાં† અટવી‡ અપાર રે;
અબ્ધિજા‖ મુખ સ્થાનકે રહી, કરાવે મધુર ઉચ્ચાર રે. ૬૬
મીઠા બોલો જન સહુ કહે, લક્ષ્મી વશી જો મુખ રે;
વચનસિદ્ધિ તેને મળે, કવિ થઈ કાપે દુઃખ રે. ૬૭
બોલ્યું પાળે બીજા તેહનું, થાય લીલા લેર રે;
શિરસ્થાને લક્ષ્મી જઈ રહી, જાય ત્યારે બીજાને ઘેર રે. ૬૮
ત્યાગ કરે પળમાં સહી, એવી લક્ષ્મીની રીત રે;
એ પ્રકારે થયું દૈત્યને, કહું તેની પૂર્ણ પ્રતીત રે. ૬૯

* પાલખી. † અટતાં—ફરતાં. ‡ જંગલ. ‖ લક્ષ્મી. ૬૮ પા. "થાય લીલા લેર એ પેરરે."

શિબિકા મસ્તકપર ધરી, બેસાડી લક્ષ્મી માંય રે;
માટે તજરી અધુના જુઓ, તજો ભય થયો આંય રે.
અસ્ત્ર ધરો તમે હસ્તમાં, પડો તૂટી શત્રુ પર રે;
ભય ન પામો મારો સર્વને, મરડી અંત્રે મૂળથી ધર રે.
તેજવિહોણા કર્યા સર્વ મેં, વળગ્યું બીજું માહ પાપ રે;
પરસ્ત્રી હરણે પુણ્યદગ્ધ થઈ, પ્રકટ્યો નાશ સંતાપ રે.
ગર્ગ કેહ અર્જુન સાંભળો, પડયા તૂટી લઈ સુર શસ્ત્ર રે;
અસુરને મસ્તક શ્રી વસ્યે, લાગ્યાં અંગ માંહી અસ્ત્ર રે.
દેવે માર્યા કોઈ નાસતા, મર્યા જે થયા સનમુખ રે;
એમ જમ્ભાદિક મહાઅરિ, કર્યાં પળ વિપળે વિમુખ રે.
પૂરા કરી પૃથ્વી પાથર્યા, લીધા ત્રણ લોક દેવ રે;
ગર્ગ કેહ નૃપ એવી સાંભળી, દત્તગુરુપ્રભેવ રે.
પછે સ્તુતિ કરે લક્ષ્મીની, જોડી સુરવર હસ્ત રે;
એવે શ્રી આવી મુનિ કને, યૌવનઉન્મત્ત મસ્ત રે.
દેવ આવ્યા કર જોડીને, લક્ષ્મીકેરી પુંઠે જાણ રે;
પાગ લાગી દત્તદેવને, બોલ્યા મુખથકી વાણ રે.
તમારી કૃપાએ સહુ મળ્યું, ધન્ય ગુરદત્ત દેવ રે;
એમ નમી સ્વર્ગે ગયા, સાધી સિદ્ધ દત્તસેવ રે.
તેમ નૃપાળ જો તાહરી, અતુલ ઐશ્વર્યપ્રીતિ રે;
તો વેગે આરાધો મુનિ મહા, થાશે સંપૂર્ણ પ્રતીતિ રે.
ઇતિ માર્કંડેયપુરાણમાં, ગર્ગવાક્ય અષ્ટમોધ્યાય રે;
ગર્ગ જેવા ગુરુને નમી, વિપ્રજન ગુણ ગાય રે.
કરવા પુરાણીનું પાધરું, પુર આણી આ પ્રીત રે;
સંસ્કૃતનું પ્રાકૃત મેં કર્યું, નવ જોઈ જવ રુડી રીત રે.
સેહલાં પુરાણ સમજી મને, વેતરે આડનું ચોડ રે;
દ્રવ્ય કાજે ભટકે ભલા, જાણે વળગ્યું હોય ઓડ રે.
ભૂત વળગે મન ભમી ગયું, તેને સૂઝે ન સારુ રે;
બ્રહ્મઅક્ષર જાણે નહિ પણ, ધારે વ્યાસનામ વારું રે.
નમન કરુ તેવા સર્વને, કાહું કુશકેથી શુંય રે;
હાવાં કાર્ત્તવીર્ય વરણન કરું, અલ્પ મતિ યદિ હુંય રે.

વલણ.

અલ્પમતિ યદિ હુંય નિશ્ચય, નમું કવિ કવિભૂપ રે;
વિપ્રજન વર્ણન કરે શું, દત્ત દેવ સ્વરૂપ રે.

———

## કડવું ૪૩ મું.

### રાગ મેવાડાની દેશી ફેર.

ગુરુવેણ સાંભળ્યું હો, કે દત્ત ઇચ્છા પૂરે,
દુઃખ તેનું ટળ્યું હો, મળવા મન કર્યું શૂરે.
દત્તને આશ્રમે હો, ગયો અર્જુન સહી;
કરું વર્ણન ક્યમે હો, પૂજ્યા પ્રેમે સમીપ જઈ.
ભક્તિભાવ પૂરો હો, ધારી ચાંપે ચરણને;
સમજી ગયો શૂરો હો, જાણી છેલ્લી ધરણને.
વારણી આણી આપે હો, પુષ્પમાળ દે આણી;
આણે સુગંધી જળ અમાપે હો, ફળાદિ પાક પ્રમાણી.
એઠુંજૂઠું લેતો હો, સેવા કરવા કાજે;
સંતોષ સારો દેતો હો, રીઝ્યા તવ ગુરુ રાજે.
પેહલાં ભાખ્યું દેવને હો, તેવું કહ્યું છે તેને;
સાધે શીદ સેવને હો, કુકર્મી ભજે શેને.
મદિરાસક્ત હું તો હો, પાસે બેઠી પત્ની જુએ;
દૂષિત માન્ય તું તો હો, સારાકેરો સંશય ખુએ.
કુત્સિતકર્મી એવો હો, ભલું કરવા નથી શક્તિ:
લાભ લઇશ કેવો તો, ભૂલી કરે શે ભક્તિ ?
મનોરથ પૂરે તારો હો, તેવાને જઈ આરાધે,
મૂકી કેડો મારો હો, સાચો સિદ્ધ કો સાધે.
જડ કેહ શુણો જનકજી હો, વધ્યા દત્ત વચન એવું;
લાજ આવ્યો તો સજી હો, અભવિષ્ય હોયે કેવું.
ર્ગે કહ્યું સ્મરીને હો, પાગે નમ્યો યોગીને;
રંધ્યો પાદ ધરીને હો, રગડો નવ રોગીને.
આશ્રય કરી માયાનો હો, મોહ પમાડો શેણે;
હું કૂડી કાયાનો હો, જુવો અશ્રુ વેહ નેણે.
નેષ્પાપ આપ છો ગુરુ હો, જગદંબા લક્ષ્મી ઊભાં;
છે અમો શે ઝૂરું હો, કુકર્મ જડમૂળ ડૂબ્યાં.
વચન સુણી આવું હો, પ્રસન્ન થયા મુનિ પોતે;
તેને ભલું ભાવ્યું હો, દીધો વર જોત જોતે.
પૃથ્વી પૃષ્ઠ જેણે હો, વશ કરિયું પૂરું;
તેણે કહ્યું તેણે હો, કાંઈ ન રાખ્યું અધૂરું.
દત્ત કેહ વાર્તા છાની હો, જાણી કહી તે સુજને;

મારી પ્રિયા પીળાની હો, વરદાન દેઉ હું તુજને. ૧૬
તું માગ્ય મન ગમતું હો, સાંભળ વળી કહું સાચું;
છે મન મારું ભમતું હો, તોય કોને હું રાચું. ૧૭
જે નર લક્ષ્મી સાથે હો, ગધમાલ્યે પૂજે મને;
દે મદ્યમાંસ હાથે હો, રીઝું તેને કહું તને. ૧૮
આજ્યવાળા મિષ્ટાન્ન હો, અર્પી મને જે ભક્ષે;
વધારુ માન દઈ ધ્યાન હો, ગાયને રાખે જે વક્ષે. ૧૯
મારા જોતાં પૂજે હો, બ્રાહ્મણ ભલા યોગધારી;
તેનું સારું સૂઝે હો, કરવા મને નિરધારી. ૨૦
વાજિંત્ર રમ્ય લઈને હો, વીણાવશી શંખ વાયે;
ગાને ગુરુ કહીને હો, પૂજે અર્ચે દુઃખ જાયે. ૨૧
મન ઈચ્છા તેની હો, પૂરી તુષ્ટિને આપું;
પુત્રની ઈચ્છા એની હો, આપી કષ્ટ સઘળાં કાપું. ૨૨
ધન્યા કન્યા અરપું હો, ધનાદિક દેઉ તેને;
તનમન તરપુ હો, ન યાચવો પડે કેને. ૨૩
વિઘ્ન તેના ટાળુ હો, નિશ્ચે નૃપ તુ જાણજે;
કૃપાદષ્ટે ભાળું હો, પ્રિતિ પૂર્ણ પ્રમાણજે. ૨૪
ગુહ્યનામ મારું હો, કહ્યુ તેં જે આવારી;
લાગ્યું મને સારું હો, ઉતર્યો તું ભવપારી. ૨૫
મનની ઈચ્છા જેવી હો, તેવું માગી લે આજે;
કાર્તવીર્ય તને દેવી હો, અમૂલ્ય વસ્તુ સહુ સાજે; ૨૬
અર્જુન વદે જે આપો હો, તો પ્રજા પાલન માગું;
તેમનું કષ્ટ કાપો હો, પાપપૂર હુ ત્યાગું. ૨૭
પ્રજા પાળતાં મુનિ હો, અધર્મની ન થાય પ્રાપ્તિ;
એવું આપો ગુણી હો, ન થાય કુકર્મે વ્યાપ્તિ. ૨૮
અરિઅનુસરણુકેરું હો, જ્ઞાન આપો જે રીઝીયા;
રણે પાછા ન ફરું હો, શકર જાતે જે ખીજીયા. ૨૯
પ્રતિદ્વન્દ્વી કોઈ હો, ન રણમાં થાયે મારો;
રહે સર્વ રોઈ હો, જોઈ દત્ત શિષ્ય તારો. ૩૦
ચપળ ચતુર્ભુજ શા હો, આપો સહસ્ર બાહુ મને;
નમ નગ જળ વસ્યા હો, જાઉં ઝુકતે તેની કને. ૩૧
પૃથ્વી ને પાતાળે હો, ફરું દેવલોક કે અન્ય ઠામે;
ગતિ સર્વ કાળે હો, થાતાં નવ વિરામે. ૩૨
ઉન્માર્ગે કદી મુનિ હો, પ્રવર્તો પૂરેપૂરો;

નિવારવા જેવો ગુણી હો, મળે મને મહા શૂરો. ૩૩
અતિથિનો આદર હો, થાયે નિત્ય મમ ગેહે;
મળે દાનગ્રાહી વર હો, હું દાની બનું ઉજેહે. ૩૪
દાન દેતાં ધન મારુ હો, ખૂટે નહિ કોઈ કાળે;
કરે સર્વનું સારું હો, તરુણ વૃદ્ધ કે બાળે. ૩૫
સ્મરે મને જે સ્થળે હો, તે ઠામે જાવા મુજને;
આપો બળ દુ:ખ કળે હો, નમી કહું ગુરુજી તુજને. ૩૬
મારા દેશ માંહીથી હો, દ્રવ્યની નવ થાય નાસ્તિ,
અટકું હાવાં આંહીથી હો, માગ્યું મન ગમ્યુ જાસ્તી. ૩૭
અનન્ય ભક્તિ આપની હો, આપો એટલું જોઈએ;
મહેત્તા મહા માપની હો, જાણી સંશય ખોઇએ. ૩૮
દત્તાત્રેય બોલ્યા હો, જે જે માગ્યુ તેં મુખેથી;
તારા તોલ તોલ્યા હો, જા ભોગવ તુ સુખેથી ૩૯
ચક્રવર્તી તું થાશે હો, કૃપા મારી પૂર્ણ હવી;
મારી ભક્તિ ઉર રાખે હો, થઇશ જ્ઞાની અનુભવી. ૪૦
જડ કહે સુણો પિતા હે, અર્જુન નમ્યો દત્તને પાય,
મળ્યા મંત્રી શોભિતા હો, આવ્યા ઘણે દિને ઘેર રાય. ૪૧
ઘર ઘરથી તેડિયા હો, બ્રહ્મદેવને દીધાં માન;
દામ અતિ આપ્યા હો, રાજ્યાભિષેકમાં રાજન. ૪૨
અર્જુન રાજ્યાભિષેકમાં હો, આવ્યા સુરના ગાયક જાણ;
ગન્ધર્વ ગાય વિવેકમાં હો, અપ્સરા નાચે દેઇને તાન. ૪૩
સપ્ત ઋષિ આવિયા હો, માંહી વસિષ્ઠ આદિક મુન્ય,
મેરુ નગ સહુ લાવિયા હો, આવી ગંગા પવિત્ર પુણ્ય. ૪૪
નદીઓ વહી રહી હો, આવી ભૂપકેરે ભુવન;
રત્નાકર રત્ન લઈ હો, આવ્યો જોવાને રાજન. ૪૫
પીપ્પલ લઈ વૃક્ષને હો, આવ્યો શચીપતિ શચી સમેત;
આમન્ત્રણ ગયું દક્ષને હો, આવ્યાં ત્યાં તે ગાઝે હેત. ૪૬
વાસુકી લઈ નાગને હો, આવ્યો રાજ્યાભિષેકે જાણ;
આવ્યા દ્વીજ મહાભાગને હો, નમે નૃપમણિ સુજાણ. ૪૭
પ્રધાન જન પુરના હો, આવ્યા દેશતણા અનેક;
ગુણ ગાય શૂરના હો, ધાર્યો ધન્ય ધન્ય તેં ટેક. ૪૮
દત્તાત્રેય કૃપાવડે હો, થઈ સામગ્રી તૈયાર,
યોગી અનુગ્રહ શુ અડે હો, થઈ પ્રાસ સમૃદ્ધિ સાર. ૪૯
અંગ બળે વાધિયો હો, હૈહય જનપદકેરો ભૂપ,

જેને દત્તગુરુ સેવીયા હો, જેથી થયો શચિપતિરૂપ. ૫૦
રાજા થયા પૂરે હો, દાંડી દેવડાવી દેશ;
અરિ કોઈ નવ ઊઠે હો, નથી હુંથી મહેશ કે શેષ. ૫૧
કાર્તવીર્ય વિણ પૂરે હો, કોઈએ શસ્ત્ર ન ધરવાં પાણ;
જંતુ કોઈ નવ ચૂરે હો, જે વાંચ્છે સ્વપના પ્રાણ. ૫૨
અપરાધ એવો કરે હો, તેને મારું ચોરની પેર;
આણ એવી ફરે હો, થાયે હાહાકાર ઘેર ઘેર. ૫૩
નગરે એવું દિસે હો, શસ્ત્રપાણિ અર્જુન એક;
હોડે ઝટ દુખ મિષે હો, વપુમાંહે ધરી વિવેક. ૫૪
ગ્રામપાળ પોતે બન્યો હો, પશુપાળ રૂપ ભૂપાળ;
ક્ષેત્રપાળ તેને ગણ્યો હો, દ્વિજપાળ ભૂપ વિશાળ. ૫૫
તપસ્વીનુ રક્ષણ કરે હો, પાળે વણઝારાના સાર્થ;
તે હેત કેવુ ધરે હો, જેવો હરિએ રાખ્યો પાર્થ. ૫૬
ચોર ચક્ષુશ્રવા હો, વહ્નિ શસ્ત્રે લાગે બીક;
સમુદ્રમા દુખી હવા હો, તેને ઠામે રાખે ઠીક. ૫૭
બીજો ભય આવિયો હો, કે સ્મરે સહસ્ત્ર ભુજાળ,*
ત્યા સુખ સહુ લાવિયો હો, નિકટ આવી નૃપાળ. ૫૮
કાઢ્યો અરિગંજણો હો, સ્મરણ માત્રે ટાળે દુ:ખ;
નૃપ રૈયતરંજણો હો, દેતો પૂર્ણ પ્રજાને સુખ. ૫૯
રાય રાજ્યે વસે હો, ધનદ લઈ ધન જાણ;
લક્ષ્મી નવ ખસે હો, વરદાન દીધુ ધવ†પ્રાણ ૬૦
યજ્ઞ ઘણા કર્યા હો, જનના હર્યાં સર્વ શોક;
અરિપૂર જિત્યા હો, માટે નામ ધર્યું અશોક. ૬૧
તપ પણ આચર્યું હો, વિક્રમ વાતે કરી અપાર;
સમૃદ્ધિ જોઈ સાંતરી હો, અગિરા મુનિએ કર્યો વિચાર ૬૨
સહસ્રાર્જુન સમો હો, નહિ મહીતળની માંય,
મુનિ કેહુ વહિયે અમો હો, જેથી વાણી દેવી લજાય. ૬૩
ગમે તે ગોપતિ‡ હો, કરે મનગમતા મખ જાણ;
ગમે તે મહામતિ હો, પણ નહિ અર્જુન સમાન. ૬૪
દાનેશ્વરી ભલો બને હો, નહિ અર્જુન જેવો કોઈ;
તપસી તપ કર્યુ ગણે હો, પણ રેહ એનાથકી રોઈ. ૬૫
સંગ્રામ શૂર સાચો હો, ભલે પુરદર પૂર;

---

હાથવાળો † સ્વામી-ગુરુ દત્ત ૬૧ પા "આપી દક્ષિણા મહા મનિ, અરિ અતિ ધર્યા મે અધિક સમાન" ‡ પૃથ્વી પતિ-રાજા

ગર્વ અર્જુનથી ગયો હો, સાચોમાંચો શાણો શૂર. ૬૬
ગમે તે નૃપ અહો હો, નહિ કાર્તવીર્ય તોલ,
એ નૃપ નેત્રે લહ્યો હો, તે પામ્યો અમૂલિક મોલ ૬૭
જે દિનથી દત્તજી હો, થયા પુરપતિને પ્રસન્ન,
થયો જ્ઞાન મત્તજી હો, દત્તે યજ્ઞે વાળ્યુ મન, ૬૮
પ્રતિસવત્સરે હો, દત્તગુરુજીકેરો જાગ,
મનગમતો કરે હો, રાખી ગુરુ અભિધાને રાગ. ૬૯
યજ્ઞસ્થળ આગળે હો, તે નૃપની સર્વ પ્રજાય,
સપત્તિ જોઈ વળે હો, સમાધિયોગની માય. ૭૦
ચરાચર ભૂતના હો, ગુરુ ગરવા છે દત્ત દેવ,
સદા યૌવન નૂતના હો, સાધે સર્વ તેની સેવ. ૭૧
ગુરુ સર્વેતણા હો, જેનો નહિ આદિ કે અન્ત,
ગુણ જેના ઘણા હો, સ્વય શૌરિ મહામતિમન્ત. ૭૨
અર્જુન એથી થયો હો, ઋષિ મુનિ દે છે માન,
તાપ તપનો સાચો હો, ઉચર્યુ એહુ જૂહુ ધાન્ય ૭૩
દત્ત મહિમાએ કરી હો, થયો વિશ્વ વિષે વિખ્યાત,
અપ્રમેય એ શ્રીહરિ હો, છે અનન્ત ને સાક્ષાત ૭૪
શખ ચક્ર ગદાદિકે હો, ચારે આયુધવાળા હાથ,
શાર્ઙ્ગધનુએ રીખે* હો, છે મહામાયા સાથ. ૭૫
વેદ પણ વરણવે હો, કથા કહે પુરાણ પ્રમાણ,
યોગી પ્રણવે હો, યજે દાનવ માનવ જાણ ૭૬
જે જે જન પૂજતા હો, દત્ત ગુરુપે ધરિને પ્રેમ,
મોક્ષપથ સૂઝતા હો, સુખી થાતા સ્વરુપે એમ. ૭૭
ભગવાન મુખે ભણ્યા હો, હું છુ હરિભક્તની પાસ,
સર્વે મારા ગણ્યા હો, ટાળુ ત્રિવિધિ તેના ત્રાસ ૭૮
એવુ હરિ વદ્યા હો, તો કયમ વીસરવા દેવ,
મુઆ જે મદે મદ્યા હો, ભટકતા ભવાબ્ધિનાહે એવ. ૭૯
હરિભક્ત મોટો કહે હો, તો ભકતે ન જોવુ કેમ,
જઈ આશ્રમમા રહે હો, તેને કરે ક્ષાંતિ ને ક્ષેમ ૮૦
અધર્મને ટાળવા હો, ધર્મનુ કરવાને સ્થાપન,
આદિ અન્તને ભાળવા હો, તે હરિ થાય ઉત્પન્ન ૮૧
કરે પાલન જગતનુ હો, તેની કહીશ હવા હુ વાત,
માન મહાભક્તનું હો, રાખ્યુ દેવે કયમ સાક્ષાત ૮૨

* રિપ-રીખ-મારવુ—નાશ કરવુ

કહું તે કારણે હો, અલર્ક જન્મ પ્રખ્યાત;
ત્રણ પેઢી તારણે હો, સુણો પિતૃભક્તની ખ્યાત. ૮૩
રાજર્ષિ અલર્કને હો, મુનિ દત્તે શીખવ્યો યોગ;
દહો ફોકટ ફર્કને હો, સુણ્યે ભવનો ટળશે રોગ. ૮૪
પુત્ર પિતાને કહે હો, કહું મદાલસા આખ્યાન;
વિપ્ર પુરાણી લહે હો, કહે પ્રાકૃત કરી પુરાણ. ૮૫
પુરાણી શ્રોતા સહી હો, તેનો વક્તા પ્રેમાનન્દ;
કરે સપ્તાહ કરી હો, નહિ શ્રોતા સમજી મન્દ. ૮૬
સપ્ત અધ્યાતણી હો, હું કરીશ સપ્તાહ જાણ;
કારણ કહું ગણી હો, અર્પી યથામતિ પ્રમાણ. ૮૭
પુત્ર પુરાણીનો હો, હોયે મૂર્ખ અને અજાણ;
મુખ કહે આણીનો હો, લહી બીજો સુત સુજાણ ૮૮
પ્રીતિ પરપર* થતી હો, તોય તનુજ નવ તજાય.
કોઈ મારે રતિ હો, ત્યાં પુરાણી લઢવા જાય. ૮૯
વિનાશી વખાણીને હો, પુરાણી એવું કરે;
અવિનાશી જાણીને હો, શે પ્રેમાનંદ પરહરે. ૯૦
પુરાણી પુત્ર લાખો હો, શાખો† કરી મુઆ લહ્યા;
ગ્રન્થનાશ દાખો હો, અવિનાશી વેદ કહ્યા. ૯૧
સુત કાણો કૂબડો હો, ન નાખી દે કોઈ;
ગ્રન્થ રુડો ભૂંડો હો, નાંખ્યો એવી સોઈ જોઈ. ૯૨
ઠકમેક કરી ઠેલે હો, કુરૂપો વિવાહ કાજે;
વિપ્ર ગ્રન્થ મેળે હો, ન્યાય એ છે તો આજે. ૯૩
આ લખવાનું કારણ હો, છે તો પુરાણી માટે,
માર્જાર શુકમારણ હો, જોઈ કો ન ઉચ્ચારે? ૯૪
ઇતિશ્રી માર્કંડેય હો, પુરાણ પ્રાકૃત કીધું,
પિતા પુત્ર સંવાદેય હો, દત્તાત્રેયે દાન દીધું. ૯૫
એકોનવિંશતિતમે હો, અધ્યાય અહીં પૂરો હવો;
મદાલસા સુણો તમો હો, પછે યોગ અવનવો ૯૬

વલણ.

અવનવો યોગ આગે, કહું કરજોડી શ્રીહરિ રે;
પ્રેમાનંદ પર પુરાણી રીઝે, જેમ કરિ પર કેસરી રે. ૯૭

* પર ઉપર—બીજા. † ગન્ળ

## કડવું ૪૪ મું.



### રાગ કેદારો.

પ્રથમે પ્રણમુ ગણપતિ, જેમ ટાળે મારી દુર્મતિ;
જપતા મનોરથ સરે અતિ ઘણો રે. ૧
સાર કરો મુજને સરસ્વતી, હું બાળક કાંઈ લેહતો નથી;
બ્રહ્મસુતા સતી સદા, સેવક છુ તુજતણો રે. ૨

ઢાળ.

સેવક જાણી તુજતણો, કલ્યાણી કરો કૃપાય;
કમલભૂકુંવરી આરાધું, જે ઇશ્વરી વરદાય. ૩
દાસ જાણી દયા આણી, થાઓ દેવી તુષમાન;
ગતિ આપો પદબંધ કરવા, મદાલસાઆખ્યાન. ૪
જડે ભાખ્યું જનકને, યોગ કારણ જાણ;
સૂતે શૌનકને કહ્યું, પૂરું કરી પ્રમાણ. ૫
બ્રહ્માએ બ્રહ્મલોકમાં, કહ્યુ નારદને જેહ;
નારદે યુધિષ્ઠિરનો, ભાંગ્યો સંદેહ. ૬
વૈશંપાયને જનમેજયપ્રતિ, કહ્યું કેઈ પેર;
તેહનું વર્ણન કરું, મુનિ ગયા નૃપને ઘેર. ૭
મુનિ જોઈ મન મગ્ન રાજા, ઊઠી બેઠો થાય;
પાદ્ય અર્ઘ્યે પૂજિયા, નમી નમી ઊભો રાય. ૮
ભૂત ભવિષ્ય વર્ત્તમાન જાણે, મનોગત મહાકાય;
ચિંતાતુર નૃપને લખી, બોલિયા મુનિ ત્યાંય. ૯
રાય સન્મન્યા સમો દિસે, તેનું કારણ શુય;
પ્રજા સુખી સર્વ તારી, મહાજ્ઞાની તુય. ૧૦
રાય કેહ મહારાજ સુણિયે, પિતા પુત્ર પામ્યા મરણ;
તે દુઃખ મનમાં અતિ સાલે, તન તપે અશર્ણ્ય શરણ. ૧૧
કઈ યાગભાગે દેવ તરપે, મુઆ જીવે બાપ;
જો જાણતા હો તો કહો મુનિ, ટળે તનના તાપ. ૧૨
મુનિ કહે મુઆં ન જીવ્યાં, મદાલસા વિણ કોઈ;
એવું સુણ્યું અજાતશત્રુ, રહ્યો બેઠો રોઈ. ૧૩
જનમેજય તવ પૂછતો, શું પૂછિયું નૃપ ધર્મ;
મોઈ જીવી મદાલસા તે, કવણ હતા તેનાં કર્મ. ૧૪

વૈશંપાયન વાણી વદે, સુણ જનમેજય રાય;
યુધિષ્ઠિર નૃપ રાજ્ય કરતો, હસ્તિનાપુર માંય. ૧૫
તેને ભુવન સઘળું શૂન્ય ભાસ્યું, કૌરવ ગયા યમલોક;
તેથી રાજા ધર્મને, અંતર ગત ઉપન્યો શોક. ૧૬
અરે પાપી પેટ માટે, બંધુ પમાડ્યા મર્ણ;
એ સુખને માથે શલ પડો, એ રાજ્ય છે લોહીવર્ણ. ૧૭
કલ્પના કૌતિય કરતા, એવે આવ્યા નારદ મુન્ય;
આસન આપી બેસાડિયા, પૂજ્યા મુનિ મહપુન્ય. ૧૮
તવ વિસ્મય થઇને દેવઋષિ, પાંડવ પ્રત્યે પૂછે;
સુભટ ભાસોછો સન્મન્યા, કહોની કારણ શું છે. ૧૯
શાખા ટાળી શત્રુની, છો હસ્તિનાપુરના રાય;
પાંચે બાંધવ ક્ષેમકુશળ, જેને હરિની સાય. ૨૦
નિઃકંટક પદવી પામિયા, દીઠું સ્વર્ગનું સુખ;
તો તમો શેને સન્મન્યા, કોણ પ્રગટ્યું દુઃખ. ૨૧
ધર્મ કહે સ્વામીજી મારા, મેં મારીયા બન્ધુ સર્વ;
જન તે કોઇને દીઠું નહિ, ન જોયું પુણ્યનું પર્વ ૨૨
પિત્રાઈ પિતુમય ને ગુરુજી, આ પાપીએ પમાડ્યા મર્ણ;
અભિમન્યુ સરખો પુત્ર પડિયો, ને સહોદર મમ કર્ણ. ૨૩
મુને અશ્વમેધ યજ્ઞાવિયો, મહામુનિ વેદવ્યાસ;
બાંધવ કોઇ મળ્યો નહિ, નવ ફળી સ્વપ્ને આશ. ૨૪
ગહનગતિ સંસારની છે, માયાનું આવરણ;
કહો નારદ પૂછું તમને, કોણ જીવ્યું પામ્યું મરણ. ૨૫
મરણ પામીને દહન દીધુ, ફરી જીવે બીજી વાર;
યમલોકથી પાછું ફર્યું કોણ, તે કહો બ્રહ્મકુમાર. ૨૬
ત્યારે દેવઋષિ એમ બોલ્યા, સાંભળો ધર્મ રાય;
એક મદાલસા મરી જીવી છે, કહુ તેની સર્વ કથાય. ૨૭
એ કથા ઇતિહાસની, લખી માર્કંડેય પુરાણ;
તવ અજાતશત્રુ કહે સ્વામી, કહો કથા વીણાપાણ. ૨૮

## વલણ.

કહો વીણાપાણ મુજને જે, કથા હોય ઇતિહાસ રે;
પુનરપિ જીવી પ્રેમદા, તે ક્યમ પામી શ્વાસ રે. ૨૯



## કડવું ૪૫ મું.

### રાગ આશાવરી.

મુનિ નારદ ઉચરે, સાભળો પાડુકુમાર,
ઋષિ માર્કંડેય તપ કરે છે, જાહ્નવીતટ મોઝાર. ૧
ઇંદ્રને મન ચિંતા હવી, રખે લેતો ઇંદ્રાસન,
મેનકા મોકલી છળવાને, કરવા તપમા વિઘન ૨
તે સચરી સાતરી થઇને, સજી સોળ શણગાર,
મુનિમુખ આગળ આવી, કરવા લાગી થઇકાર ૩
વસન્ત કામસગે થયા, ઉતારે મુનિના માન,
માર્કંડને છળવા માટે, ધર્યું અગ અભિમાન ૪
કોકિલા કંઠે કરીને, ગીત ગાતી મુખ,
મોહબાણ માર્યાં સુંદરીએ, ત્યારે જાગી ઊઠ્યા રુખ ૫
આકુળ વ્યાકુળ થયા રુખિજી, દેખી નાટારભ,
અનગ વ્યાપો અગ માહે, થયો તપનો ભગ ૬
ઉડી મેનકા અતરિક્ષ મારગ, ઋષિ હવા વિહ્વળ ત્યાય,
કામપૂરણ કાંઇ ન સૂઝે, આસનથી પડ્યા ત્યાય. ૭
ઘટિકા બેએ શુદ્ધ આવી, થયુ અશુદ્ધ અગ,
વીર્ય પડિયુ વાટ માહે, હવો તપનો ભગ ૮
એવે સમે એક બગલી આવી, મીન કરવા ભોજન,
મુનિવીર્ય અતિ ઉજ્વલ દેખી, તે કીધૂ પ્રાશન ૯
ગર્ભ રહ્યો તે પક્ષિણીને, પ્રસવ્યા શત કુમાર
પાખ તેહની પરમ મનોહર, પુરપનો અવતાર ૧૦
બગલી મન આનન્દ પામી, પ્રેમ ધરીને પાળે,
પક્ષી ઉડીને બેસવા લાગ્યાં, ભાર ન ઝીલ્યો માળે ૧૧
ભક્ષ લાવે પોતાની મેળે, વહેંચી આપે માત
એવે સમે તપશ્ચર્યા કરતા, આવ્યા તેના તાત ૧૨
તપસ્વીને આવતા દેખી, આવ્યા તેની પાસ
પૂજા તેની કરી પખીએ, મુનિ થયા રલીઆત ૧૩
માર્કંડે મનમા વિમાસ્યુ છે ભૂત ભવિષ્યના જ્ઞાતા,
પક્ષિણીથી પ્રગટ થયા પણ છે મમ તે જ તાતા,* ૧૪
સગાઈ જાણી સુતને, આનદ પામ્યા ચિત્ત,
આશ્રમ લઈ ગયા પોતે પછે આપ્યુ ઉપવીત ૧૫

* તેજસ્વી

નિગમ શાસ્ત્ર ભણાવ્યાં તેને, આપ્યું ઉત્તમ જ્ઞાન;
સંસાર સુખ, દુઃખ કરી જણાવ્યું, ઓળખાવ્યા ભગવાન. ૧૬

વલણ.

ઓળખાવ્યા ભગવાન તેને, બ્રહ્મજ્ઞાની સાચા થયા રે;
પછે પુત્રને નિજ જ્ઞાન આપી, પિતાજી અદર્શ થયા રે. ૧૭

## કડવું ૪૬ મું.

### રાગ કેદારો.

નારદજી એમ ઉચરે, ધર્મરાય શ્રવણે ધરે;
શું કરે તે પક્ષી મહાવન વિષે રે.
એક શુભાચારી મુનિ મહાન, તેણે જોયા પક્ષી ગુણવાન;
તે સ્થાનક આવી બોલ્યા મુખે રે.

ઢાળ.

મુખે બોલ્યા મુનિ શુભાચારી, કરી પંખીને પ્રણામ;
સ્વામી ગુરુ થઈને જ્ઞાન આપો, પમાડો નિજધામ.
તેને શિષ્ય કરીને પાસ રાખ્યો, આપ્યો બ્રહ્મોપદેશ;
મોહજાળથી મુકાવિયો, ને ટાળ્યો કર્મ ક્લેશ.
પક્ષી ગુરુએ ઉપદેશ કરતાં, કહ્યું મરજીવા થાવું;
ગોવિંદકેરું સ્વરૂપ નિત્યે, સમજી સારું ગાવું.
શુભાચારી સાંભળો, છે ભક્તિથી ભવ તરવું;
એવું જાણી ભજો હરિહર, હોય જો ઉદ્ધરવું.
શુભાચારી ભાખીઓ, એ શું વદો દ્વિજરાજ;
મરી નવ જીવાએ કદી, અવનવું સુણ્યું આજ.
મુનિ કેહ સાંભળિયે પક્ષી, કો સ્મશાને બળિયું;
ભસ્મ થઇ યમલોકથી, કોઈ એક પાછું વળિયું.
પક્ષીસત્તમ સમજ્યા, છે મહામતિમંદ;
જ્ઞાનગતિ સમજે નહિ, કયમ મળે ગરુડારૂઢ.
એહ સમજે એવું કેહવું, જો આવ્યો આશ્રય કરવા;
સંગ મહાત્માતણો થાતાં, રહે નહિ ભવ તરવા.
પક્ષી કેહ ઈતિહાસકેરી, કથા કહું વિસ્તારી;
પૂર્વે મૃત્યુ પામી જીવી, મદાલસા એક નારી.
ગાલવ નામે ઋષીશ્વર, તેણે આરંભિયો જગન;

ગંગાતટમાં મંડપ કીધો, પધરાવ્યા મુનિજન. ૧૨
ગૃહસ્થ વાનપ્રસ્થ બ્રહ્મચારી, શ્રીપાત ને સંન્યાસી;
યજ્ઞપુરુષ આદિ સહુ આવ્યા, ઋષિ સહસ્ર ઇક્યાશી. ૧૩
વેદિયાની વરણી કીધી, કીધાં કળશ સ્થાપન;
હુતદ્રવ્ય, હેમાય વિધવિધ, ધૂમ્ર છાયો ગગન. ૧૪
વજ્રકેતુ દાનવકુંવર, બે માયાવી મહાપાપી;
તાલકેતુ પાતાલકેતુ, પ્રજા સર્વ સંતાપી. ૧૫
તે પાંચમે પાતાળ વસતા, નાગને કાઢ્યા મારી;
તેને ઘેર ગયા તે વેળા, વેગે વીણાધારી. ૧૬
માલા કંઠ વિષે આરોપી, અતિ પૂજ્યા મુનિરાય;
દૈત્ય કહે તમો કયાંથી આવ્યા, કોણે કીધી પૂજાય. ૧૭
નારદ કહે તમો ટાળી મૂકયા, છે ગાલવને ઘેર યાગ;
દેવ આત્રે પરહો પરઠી,* કાઢ્યો તમારો પાગ. ૧૮
શક્તિ હોય તો જાઓ લેવા, પડો યજ્ઞમાં તૂટી;
સામગ્રી અનન્ત પડી છે, સર્વે લ્યોની લૂંટી. ૧૯

વલણ.

લૂંટો નારદ કહી વળ્યા, અસુર સામગ્રી કરે રે;
જન પ્રેમાનન્દ કહે કથા, શું પુણ્ય વળતું પરહરે રે. ૨૦



## કડવું ૪૭ મું.

### રાગ કાલેરો.

દાનવ બન્નેએ માયા પ્રગટી, યજ્ઞનો કરવા ભંગ જી;
પૃથ્વી ભેદી બાહેર નીસર્યા, પ્રગટ્યું મોટું અંગ. દાનવ૦ ૧
ગાલવે નારદ મન દૂભવ્યું, રીસ અન્તરમાં આણી જી;
યજ્ઞ ભાંજવા બ્રહ્માસુતે, અસુર આણ્યા તાણી. દાનવ૦ ૨
ગંગાતટમાં ગર્જના કરતા, મુખે પાડતા સોર જી;
બે વેરી ગગને અન્તરિક્ષ ઊભા, કરી અંધારું ઘોર. દાનવ૦ ૩
ઊભા કરે હોરણ કાટકા, વરસાવે માંસ રુધિર જી;
દશે દિશા લીધી આવરી, પાપિયા પાડે રીર. દાનવ૦ ૪
પરજન્ય વરસે ગિરિતરુવરનો, ઊઠી નાઠા દ્વિજ માત્ર જી;
જે જેમ તે તેમ પડયું રહ્યું, વસ્ત્ર પુસ્તક પાણીપાત્ર; દાનવ૦ ૫

* શરત કરી–પ્રતિજ્ઞા કરી—

ગૌતમજી ને ગર્ગાચારજ, વસિષ્ઠ ને વામદેવ જી;
અત્રિ અગસ્ત્ય ને દુર્વાસા, નાઠા ઉઠી તતખેવ. દાનવ૦ ૬
મૈત્રાવરણુ વિશ્વામિત્ર વાલ્મીકિ, દોડે બે ખાકળા બકદાલભ્ય જી;
સહસ્રઅઠ્યાશી ગયા નાશી, ત્રાસ્યા મુનિ ગાલવ. દાનવ૦ ૭
ઋષિ દુઃખી થઈ દેદિશ નાઠા, પાપિય પડિયા તૂટી જી;
યજ્ઞસામગ્રી નાનાવિધની, અસુરે લીધી લૂંટી. દાનવ૦ ૮
પાકશાળાનાં પાત્રજ મોટાં, જેમાં ભરિયું સર્વે અન્ન જી;
તે સર્વે પાતાળે નાંખ્યું, ખોળી લીધું દક્ષિણાધન. દાનવ૦ ૯
મંડપને ઉજાડી મૂક્યો, પછે ગયા પાતાળજી;
ગાલવ મનમાં શોક ધરે છે, ચાલ્યું નહિ તે કાળ. દાનવ૦ ૧૦

વલણ.

તે કાળે કો નહિ સમરથ, જે આવી અસુરને હણે રે;
પછે ઋષિએ અશ્રુપાત માંડ્યો, તે જન ચાતુર્વિંશી ભણે રે.

---

## કડવું ૪૮ મું.

### રાગ દેશની દેશી.

બ્રાહ્મણ નાશી ગયા રે, જે ત્યમ તે ત્યમ દેદશવાટ;
થયો અતિ ગરગળો રે, ગાલવ મને થાય ઉચ્ચાટ.
સામગ્રી માહરી રે, રાક્ષસ લઈ ગયા પાતાળ;
મેહેણું મોટું થયું રે, ઋષિ નાઠા અંતરિયાળ.
પુસ્તક પડ્યાં રહ્યાં રે, વળી ફૂટયાં યજ્ઞપાત્ર;
ભાઈઓ ભૂખ્યા ગયા રે, આશ્રમથી મુનિ માત્ર
જન્મ શાને ધર્યો રે, તો કાં હું પ્રસવ કીધો માત;
જો હું ઉછર્યો રે, તો દૈત્યે કીધો ઉત્પાત.
જે કાંઇ નીપનું રે, તે તો મારા કર્મનો વાંક;
યજ્ઞ આરંભિયો રે, તે કયમ કરી શકું હું રાંક.
પ્રાણ તજું માહરો રે, અવર નથી બીજો વિચાર;
કાષ્ઠ ભળાં કર્યાં રે, ગાલવે ગંગાતટ મોઝાર.
પાવક પ્રજાળિયો રે, ઊઠી આકાશે જ્વાળ;
જઈ ઊભો રહ્યો રે, ગાલવ ભજતો શ્રીગોપાળ.
સાર કરજ્ય શ્યામળા રે, તુજ વિણુ નથી બીજો કોય;
હૃદય ફાટતે રે, ઋષિ નેત્ર ભરી ભરી રોય.

પડવા તત્પર થયા રે, કાષ્ઠ ઉપર ધરિગે પાય,
એવે સમે આવિયા રે, અતરિક્ષથી વૈકુઠરાય ૯
ક્યમ બળે મહામુનિ રે, બોલ્યા શ્રીભગવાન,
કૃપા થઇ તુજને રે, માગે તે આપુ વરદાન ૧૦
પછે ગાલવ બોલિયા રે, સ્વામી આપો અગણિત ધન,
મારો ભાગે ખરખગે રે, ફરી આરભુ જગ્ન ૧૧
જો ધન આપિયુ રે, એણીપેર બોલ્યા શ્રીજગદીશ,
રળિયાત ઋષિ થયો રે, નામ્યુ નરહરિને શીશ. ૧૨
પૃથ્વી માહેથી રે, ઋષિને જડિયુ અગણિત ધન
યજ્ઞ આરભીયો રે, ફરીને તેડાવ્યા મુનિજન ૧૩
દ્રવ્ય બહુ ખરચિયુ રે, તેણે વાધ્યો ગાલવગર્વ,
છે વાડવ જેટલા રે, તે હુથી હેઠા સર્વ ૧૪

વલણ.

હુથી હેઠા સર્વ છે, એવો વિચાર કીધો મુને રે,
પાતાળકેતુ ને તાલકેતુ, અતરિક્ષથી પડ્યા રણે રે ૧૫

---

## કડવું ૪૯ મું.

### રાગ સામેરી.

પક્ષી ગુરુ કહે કથા, સાભળો મુનિરાય,
પછે ગાલવે મખ* કરવા માંડ્યો, સાભળો મહિમાય ૧
બીજી વાર યજ્ઞ આરભિયો, ચોદશ થયુ અધારુ ઘોર,
મુનિમાત્ર સર્વે આવિયા, આવ્યા પાપી કરતા શોર ૨
અધકાર ઉપજ્યો અતરિક્ષ મારગ, અસુર બને આવિયા,
ગિરિ તરવર માસ શોણિત, માયા કરીને લાવિયા ૩
કરે કારણ કાટકા, રેણુ ઉડાડે અતિ ઘણી,
વ્યાપી લીધી દશે દિશા, માયા પ્રગટાવી પોતાતણી ૪
જે જ્યમ તે ત્યમ નાઠા, સાથ તો સઘળો ગયો,
દોટદેતા, પગ ન હેઠા, મુનિસાથ ના ઉભો રહ્યો ૫
પડે ને વળી આખડે, ગાલવ કાં લાવે અમ અત,
મખ કરતા મરવાની, છે તારા મનમા ખાંત ૬

---

* યજ્ઞ.

ઓ ગાલવિયા હીન કર્મો, તુજ કર્મે થાય ઉત્પાત;
આ રાક્ષસો જો હણુશે હમને, તે તુજ શીરે પાપ. ૭
એમ જાય નાઠા પડે હેઠા, રાક્ષસો રંજાડે;
ભયથી સૌ જતા મુનિ, ગાલવને બહુ ભાંડે. ૮
અસુરના માહ તાપથી, થાય શોણિતની ધાર;
દિક્ષા મુકી ગાલવ નાઠા, તેના સતાપનો નવપાર. ૯
સામગ્રી સર્વે યજ્ઞની તે, અસુર બન્ને હરિ ગયા;
આપાપણે મારગ લાગ્યા, ગાલવજી અમથા રહ્યા. ૧૦
માગી ત્રાગી ધન લાવ્યા, બ્રાહ્મણ તેડ્યા ત્રિજી વાર;
મુનિ માત્ર મળીને બેઠા, કીધો એક વિચાર. ૧૧
દિક્ષિત કહે તમો સાભળો, કોઈ કરી બેમો થાય;
આણીવાર આવે અધર્મી તો, આપણુ દેજો શાપ. ૧૨
વસિષ્ઠ વળતા બોલિયા, એણે ઇશ્વર આરાધ્યા સહી;
વરદાન છે મહાદેવનુ, માટે શાપ તો લાગે નહિ. ૧૩
પછે વેદ અધ્યયન છાનું માંડ્યુ, ચાલનો કીધો જાગન;
દેવતા સર્વે હર્ષ પામ્યા, આવ્યો ધુમ્ર ગગન. ૧૪
તવ તાલકેતુ ને પાતાલકેતુ, આવ્યા અધારું કરી;
ત્યારે બ્રાહ્મણ મૂઠીવાળી નાઠા, યજ્ઞભંગ હવો ફરી. ૧૫
સર્વ વસ્તુ લુટી ગયા પાપી, ગાલવ અતિશે કળકળ્યો;
એક વાર પાધરુ નવ સર્યું, હુ ત્રિવારકો આફળ્યો. ૧૬
મેં દેવ અર્થે યજ્ઞ માંડ્યો, જાણું જે સુર સન્તોષાય;
હું ત્રણ વાર નિષ્ફળ થયો, અમરે ન કીધી સાય. ૧૭
ઉદક અંજલિ લીધી કરમાં, ચઢી ઋષિને રીસ;
ઊંધ ટાળું અમરગણુની, શાપું કોટિ તેત્રીશ. ૧૮
આકાશભણી અવલોકિયુ, ક્રોધ ધરી મુનિજન;
દેવતા માત્રજ દુઃખ પામ્યા, ડોલ્યો ઇંદ્ર ઇંદ્રાસન. ૧૯
અમરગણુ અન્તરિક્ષ આવ્યા, ઋષિ અમારો શોવાંક?
દૈત્ય દમે તો તેને શાપો, અમર શું કરે રાંક. ૨૦
ગાલવ કેહ દેવ સર્વે સાંભળો, મને યજ્ઞ ઇચ્છાય;
ભગ થાશે તો સુર શાપીશ, આવી કરજો સાય. ૨૧
તે સાંભળીને સુરરાજા, અન્તરે દુખિયા થાય;
એક અશ્વ આપી પોતાનો, મોકલ્યા નારદ ઋષિરાય. ૨૨
કેહવું ધરે તે કાહવિયુ, નારદ અન્તરિક્ષથી ઉતર્યા;
દિક્ષિત દુઃખ મૂક્ય મનનું, વીણાપાણિ ઉચ્ચર્યાં. ૨૩

(આ) અશ્વ મોકલ્યો છે મધવાએ, લઇ આવ્યો અયોધ્યા વિષે;
એક શત્રુજિત્ નામે રાય છે, તે રાજ્ય કરે છે સુખે. ૨૪
તેને ઋતુધ્વજ નામે દીકરો, મહાપરાક્રમી યોધો ઘણો;
તેને તુરી આ આપજો, એ યજ્ઞ રાખશે તમતણો. ૨૫

વલણ.

એ રાજા યજ્ઞને રાખશે, તે અશ્વ આપી નારદ વળ્યા રે;
ગાલવ અતિ રળિયાત થયા, તે અયોધ્યા ભણી પળ્યા રે. ૨૬



## કડવું ૫૦ મું.

રાગ રામગ્રી.

ગાલવ આવ્યો અયોધ્યા ગામ જી, શીઘ્રે પહોંચ્યો રાયને ધામ જી;
શત્રુજિતે દીધાં માન જી, આપ્યું આસન પરમ નિધાન જી. ૧

ઢાળ.

આપી આસન પૂજા કીધી, પછે પૂછ્યો સમાચાર;
કહો સ્વામી કયમ પધાર્યા, સાથે શો તોખાર? ૨
મુનિ કહે હો મહીપતિ, છે તુજ સાથે કાજ,
માટે અશ્વ લેઈ આવીયો, દેવે મોકલ્યો મહારાજ. ૩
મેં ભિક્ષા માગી યજ્ઞ માંડ્યો, મુનિ સર્વ તેડ્યા મંદિર;
એવે તાલકેતુ ને પાતાલકેતુ, છે રાક્ષસ બન્ને વીર. ૪
તે માયા કરીને આવિયા, મારો યજ્ઞ કીધો ભંગ;
પછે મુજને ઇચ્છા થઈ, દહન કરું મુજ અંગ. ૫

ક્ષેમકુશળી આણી આપીશ, પાછો તારે ઘેર;
ના નવ કહેશો નરપતિ, થાય ચાલતી પુણ્યસેર. ૧૧
વચન સુણી વિપ્રકેરાં, રાજાને લાગી ઝાળ;
કયમ કુવરને કાઢી આપું, આ ગાલવ આવ્યો કાળ! ૧૨
પછે સુત સામુ નિહાળિયું, ને બોલિયા મહારાજ;
આ ઋષિ તુજને શું કહે છે, કાંઈ કરી શકશો કાજ? ૧૩
સારે ઋતુધ્વજ થઈ બેઠો, પિતાને શિર નામી;
ભાગ્ય હોય તો શરીર મારુ, પૂર્ણ થાય કામના કામી. ૧૪
ચિંતા ન કરશો તાતજી, હુંમાં પૂર્ણ છે યૌવન;
અસુરને ઉડાડી મૂકું, કરું ચાલતો જગન. ૧૫
પાગ લાગી આન માગી, પુત્રે કીધા પ્રણામ;
મહીપતિ કહે હો મુનિ મારા, લેઈ જાઓ છો મમપ્રાણ. ૧૬
રક્ષા કરજો એહની, તમો યજ્ઞમાં મહારાજ;
કાં જે વિવાહકર્મ કીધું નથી, મારે મને મોટી દાઝ. ૧૭
અનંત માગાં આવિયાં, નવ લીધુ કન્યાદાન;
પુત્ર કહે પરણું પ્રેમદા, જો હોય મુજ સમાન. ૧૮
એવી તો કોઈ મળી નહિ, રૂપ કળા ગુણસંપન્ન;
તમે શીખામણ દેજો એને, જે કરે વિવાહસું મન. ૧૯
વળાવીને વળ્યો ભૂપતિ, નયને નીરજ ઢાળી;
ઊભો રહીને રાજા નિરખે, પુત્રને પાછું વાળી. ૨૦
ગાલવ પથે પરવર્યા, ચાલે પૂઠળ રાજકુમાર;
સ્વસ્થાન પોતાને લાવિયા, ઋતુધ્વજ અસવાર. ૨૧
યજ્ઞ ફરી આરંભિયો, ને હરખ્યું અંતઃકર્ણ;
ત્યાં દશે દિશાએ મોકલ્યાં, ફરી ઋષિને નિમંત્રણ. ૨૨
બ્રાહ્મણ સર્વે આવિયા, નૃપપુત્રે કર્યો નમસ્કાર;
આનંદ ઉપનો ઋષિ મનમાં, વર્ત્યો જયજયકાર. ૨૩

વલણ.

વર્ત્યો જયજયકાર ત્યાં, ઋષિસાથ વેદ રુડા ભણે રે;
સાદ સાંભળી અધર્મી આવ્યા, ઋતુધ્વજ બેહુને હણે રે. ૨૪

———ꕤꕤꕤ———

## કડવું ૫૧ મું.

### રાગ રામગ્રી.

વેદધ્વનિનો શબ્દ અગાધ જી, મદે* બ્રાહ્મણનો વાધ્યો અસાધ્ય જી;
દુષ્ટે જાણ્યો તે સમાચાર જી, આવ્યા પાપી કીધું અંધકાર જી. ૧

ઢાળ.

અંધકાર ઉપનો અંતરિક્ષમારગ, તવ ખળભળ્યા મુનિજન;
જે જેમ તે તેમ સર્વ નાઠા, રહ્યાં રાંધ્યાં અન્ન: ૨
સાદ કરી સર્વેને રાખે, રાય ઋતુધ્વજ;
મુકુટ મસ્તક બેસાડિયો, ને ધનુષ્ય કીધું સજ. ૩
ગાલવ કહે તમો પોહચી શકશો, મને થાય ઉચ્ચાટ;
મિથ્યા બ્રાહ્મણને શીદ રાખો, શું ઘડાવવાને ઘાટ? ૪
ત્યારે ઋતુધ્વજ કહે હો સ્વામીજી, જો રાક્ષસ આવે લક્ષ;
તો એકલો મારું સર્વને, નવ માગું કોની પક્ષ. ૫
એ બે તણા શા આશરા, કંપે સુરેંદ્ર મારી ધાક;
ઉડાડું અંતરિક્ષમારગ ઇંદ્રને, ને અવનિ ચઢાવું ચાક. ૬
એવું કહીને ગર્જના કીધી, અશ્વે થયો અસવાર;
હાથ માંહે ચાપ લીધું, કીધું મંડળાકાર. ૭
વાસવે વાજી મોકલ્યો, તે અંગ અતિ ઉજ્વળ;
તે ઉપર આરૂઢ થાતાં, આવ્યું વિષ્ણુનું બળ. ૮
થયો ઋતુધ્વજ રક્તવરણો, ભ્રકુટિ ચઢાવી ભાળ;
પછે બાણની મઢી કીધી, કરવા ઋષિ પ્રતિપાળ.
ગિરિ તરુવર માંસ શોણિત, વરસાવે કરી માયાય;
જે નાંખે ક્રોધ કરી તે, હેઠાં ગરબડી જાય.
ચોફેર ફરી ચોકી કરે ને, રાય પાડે ધાક;
વાજ† આવ્યા પાષાણ નાખી, રાક્ષસ બેઉને લાગ્યો થાક.
આનંદ આણી ભણે બ્રાહ્મણ, પણ ભાટકામાં‡ મન;
શિલા વાગશે શરીરમાં, તેથી ઉધડકે મુનિજન.
સામગ્રી ગ્રહી હાથમાં, મુનિ કરે નાસાનાસ;
ટોળે ટોળાં રહે ઊભાં, થાય ભડભડાટના આભાસ.
પાષાણ મંડપમાં પડે, જ્યાં હોય આછાં બાણ;
બરફાઈ પાડી ઊઠે બ્રાહ્મણ, થરથર ધ્રુજે વાન.||

મદ—અહંકાર.— † કંટાળી-થયા.— ‡ માર પડશે એ
|| અંગ.—

પર્વતનો વરસાદ વરસે, જેમ સરવરડીની ડોટાડોટ,
પછે થયું અંધારું ઘણું, હવા ધુમ્ર ગોટાગોટ. ૧૫
બ્રાહ્મણ સર્વે પડ્યા ભૂલા, માંહોમાંહે મારે હાક;
સાદ સાંભળી નવ શકે, પડે કાને અસુરનો ધાક. ૧૬
કોઇએક કહેછે શિષ્યને, સંભાળજે તું તુમડું;
કાંકરો વાગે કાણું થાશે, પાણી નહિ રેહ પૂમડું. ૧૭
શિષ્ય કેહ એવું શું રાખે, રક્ષે રાય ઋતુધ્વજ;
રે! છાપરામાંથી છીંડું દીસે, પડી મારી આંખે રજ. ૧૮
પાષાણપ્રહારે બાણ ભાગ્યાં, નીસર્યાં માંય ગરકા;
તે મુનિને શિર વાગે, પંપાળે ને પાડે બરકા. ૧૯
તું રાખ ઋતુધ્વજ અમને, નહિતર દેઈશું શાપ;
અધર્મી પ્રત્યે ચાલે નહિ, દેખાડે રાંકને તાપ! ૨૦

વલણ.

તાપ દેખાડે ઋષિ તેહને, ક્રોધ ચઢ્યો અપારરે;
બકપક્ષી ગુરુ એમ ઉચરે, ત્યાંશું વરત્યું નિરધાર રે. ૨૧

---

## કડવું ૫૨ મું.

### રાગ સામેરી.

ઋતુધ્વજ તે રણમાં ગાજ્યો, વાસવની પેરે વિરાજ્યો;
ધનષ્યં લેઇને આકર્ષ્યું, તે તો સર્વ ઋષિયે દર્શ્યું.

ઢાળ.

દેખી રૂપ જ રાજકુંવર, પાપિષ્ટ મુખે ગડગડ્યા;
માયાવી મંડપ મધ્યે, આકાશથી તૂટી પડ્યા.
શરજાળ સર્વે શિથિલ કીધી, કડકડ્યા મંડપથંભ;
તવ દશે દિશા પળાયા, સોરાસોર કરતા બ્રહ્મ.
રાજકુંવરે ક્રોધ કરીને, લીધું તે મોટું બાણ;
જાનો ભાઇ જે તાલકેતુ, તે ઉપર કીધું સંધાણ.
અસુર આવ્યો રાય સામો, ચઢાવીને ચક્ષ;
સ્થૂલ શરીર પોતાનું કીધું, હાથમાં લીધું વૃક્ષ.
તેણે બળ કરીને વૃક્ષ નાખ્યું, પછે તે પાડી ચીસ;
ત્યારે ઋતુધ્વજે બાણ મૂકી, કીધું વૃક્ષ કટકા વીશ.
વળતી અધર્મી ઉછળ્યો, તે લાવ્યો એક શિલાય;
તેના તિલતિલ કટકા કીધા, તે દેખી ગાલવ મલકાય.

ઓસર્યો અસુર પાછો જ્યારે, બાણે વેધ્યું રાયે ગાત્ર;
હોકારા તે હર્ષે કીધા, બ્રાહ્મણે વજાડી તુંબીપાત્ર. ૮
એવે કડેડાટ સાંભળ્યો યજ્ઞમાં, મુનિ સર્વે ઉઠ્યા ત્રાડી;
નાસો નાસો માંહોમાંય કેહ, પાપી નાંખશે હમણા મારી! ૯
એ યજ્ઞને રાખી શું શકે, ગાલવે આણ્યું નાનું છૈયું;
સામગ્રી લેવાને આવ્યા ઋષિ, ગાલવ કૂટે હાથ હૈયું. ૧૦
રાખ્ય રાખ્ય રે રાજાજી, શું ચઢાવી રહ્યો છે ચાપ;
જો જાન થાશે કોઇનું તો, તુંને દેઇશું શાપ. ૧૧
રીસે ઋતુધ્વજ રાતડો, ભ્રૂકુટિ ચઢાવી ભાળ;
સાત સહસ્ર બાણ મૂકયાં, ત્યારે પૂર્ણ ભરાયો કાળ. ૧૨
અર્ધચંદ્ર તે મૃત્યુ સરખું, મૂકિયું એક બાણ;
તે તાલકેતુને હ્રદે વાગ્યું, તત્ક્ષણ નીસર્યા પ્રાણ. ૧૩
તે પડયો પૃથ્વી પ્રાણવિહોણો, બાણે કરી અકળાયો;
પાતાલકેતુ ત્રાસ પામી, યુદ્ધ મૂકી દૂર પળાયો. ૧૪
જ્યમ રણ મૂકી શિયાળ નાસે, રાક્ષસ નાઠો, જ્યમ અંધકાર;
પછે ઋતુધ્વજે પૂઠ લીધી, પ્રેરિયો અસુર પુઠે તોખાર. ૧૫
આગળ જાતાં અસુર થાકયો, પામ્યો તે અંતરધાન;
રાજકુંવર ફરીને આવ્યો, મળ્યા તે મુનિ ભગવાન. ૧૬
મુનિ કહે બીજાને મારી, ઋતુધ્વજ આવે અહીં;
કુંવર કહે હું ઘણું ધાયો, પણ જાતો તે દીઠો નહિ. ૧૭
ગાલવ વળતી બોલિયા, તારે દીઠાનું શું કામ;
આફણીએ એ અશ્વ એનો, ખોળી કાઢશે ઠામ. ૧૮
ચૌદલોક વિષે જાવાને, સમર્થ છે તોખાર;
કુંવર કહે હું પૂઠજ લેઉં, જો આવે બીજી વાર. ૧૯
એવું કહીને યજ્ઞ માંડયો, એ કથા એટલે રહી;
પાતાળકેતુ ગયો નાશી, ત્યાં તેની શી વલે થઈ. ૨૦
ત્રાસ પામ્યો ને શ્વાસ જ ચઢિયો, નયને નીરની ધાર;
વિલાપ કરતો વીરના, ગયો આગળ યુદ્ધ કરનાર. ૨૧
હિમાચળપે આવી ઉભો, આરત કરતો નાદ;
એવે એક અશોક વનમાં, સાંભળ્યો સુંદરી સાદ. ૨૨

## કડવું ૫૩ મું.

### રાગ કલ્યાણ.

વિશ્વાવસુબાળા મોહશાળા, મદાલસા વર નામમાં;
રૂપ કળા ગુણ ન લક્ષણ ઉણ, માનિની જોબન દામમાં. ૧
છે સાહેલી સાથે અલબેલી, ઝાલી તેનો હાથ રે;
અશોક વનમાં શોક હરવા, આવી દહાડો રાત રેહ. ૨
શોભિત મન મહાપવન શીતળ, વાયુ વાયે સુખનો;
દ્રુમવેલી રહી ઝઝૂમી, દુઃખી ખુએ દિન દુઃખનો. ૩
છોડ ક્રોડ છે દ્રાક્ષના તહી, નીચા નમ્ય ચંપાતણા;
મોગરા વર ને મલિયાગર છે, વૃક્ષ ભક્ષ છોડ જ ઘણા. ૪
છે ચમેલી કદલીસ્તંભ આંબા, કરેણી ને માલતી;
નાગરવેલડી ને શેલડી, પવન ભમર નિહાળતી. ૫
છે લવિંગણી ને સોરંગણી, સબળ સુમન જાયનાં;
સુખડ સોહાગ વળગ્યા નાગ, મણિધારી આહરી વાયના. ૬
નાળિકેરી ઉગી ચોફેરી, વંત્યાક શાક સ્વાદનાં;
ત્યાં કોકીલડી ને કેત્તલડી, છે પંખી સુસ્વર નાદનાં. ૭
થાય થેકાર ને ઘુમકાર, અપ્સરા ઘૂઘરા વજાડતી;
ગાયે ગીત ગરડી અંગ મરડી, અનંગ અંગે જગાડતી. ૮
છે મધુર વાણી વીણાપાણી, તાન માન ધ્યાન જણાવતી;
કો કાયા કારમી કામ ધારમી, હાવભાવ ગણાવતી. ૯
મૃદંગ ને ઉપંગ વાયે, અંગરંગ જમાવતી;
રાણી રીઝે ભાવ બીજે, નારી નૌતમ ભાવતી. ૧૦
કોઈ ગુંથે હારે ઝીણે તારે, કંઠ મૌક્તિક આરોપતી;
કો બાળ વેશે છૂટે કેશે, કટિમેખલા કટિ શોભતી. ૧૧
કો અમૃતનયણી મૃગનયણી, અંજન રંજન માનિની;
ચતુરા ચાલતી વિરાજતી, વિદ્યુતજ્યોત શી ભામિની. ૧૨
કરે સંધાન કટાક્ષનાં બાણ, અમર અંતરિક્ષ મોહતા;
વદન ઇંદુ ગુણગણ સિંધુ, શણગાર હાર સોહતા. ૧૩
ચપળ ચરણ માંડે ધરણ, બરછી ફળ ચળકાવતી;
બાંધી હથિયાર હાજરી હજાર, અરિને ત્રાસ ઉપજાવતી. ૧૪
યશ બોલે વાયુ ઢોલે હો, મદાલસા એમ સાદે ભણે;
હાથમાં ખાંડાં કરતી બાંડાં, ચોફેર ફરતી ગણગણે. ૧૫

વલણ.

ચોફેર ફરતી ગણુગણે, સુંદર વનમાં સુંદરી રે;
એવી સુંદરી અસુરે જોઈતિવ, ભાઈ ગયો મનથી વીસરી રે. ૧૬

---

## કડવું ૫૪ મું.

### રાગ મારુ.

મોહ્યો મોહ્યો તે અદભૂત રંગે, ત્યારે અનંગ વાધ્યો અંગે;
મોહ્યો મોહ્યો તે નૌતમ નાદે, દીઠી નાર તે ફરતિ વાદે. ૧
ઊભી અંગ મોડે અલમેલી, તે સંગે ઉભી સોએક સાહેલી,
ગયો દાનવ પ્રેમદાની પાસે, પછે જોવા લાગ્યો ઉલ્લાસે. ૨
જ્યારે યૂથ યુવતીનું જોયું, તેના મોહબાણે મન મોહ્યું;
તે દ્રુમવેલી પૂઠળ છુપાઇ રેહતો, દેખી દેખીને દાનવ દાટે દેહતો. ૩
દીઠી મદાલસા ભરી મદની, અલૌકિક છે શશિવદની;
ઇંદુ આદિત્ય વસ્ય બે ઝાલે, અડકી રહ્યા છે ગોરે ગાલે. ૪
તેમાં જડ્યાં માણુકને મોતી, નાકે મોર વિદ્યુતશી દ્યોતી;
સોહે અધરબિંબ પરવાળી, સોહે ઉપર વેસર ને વાળી. ૫
એના દાંત દાડમની કળી, કાળે રંગે તે રંગ્યા છે વળી;
જેવો ચોથતણો ચદ્રમાય, એવી કપોળતણી શોભાય. ૬
હાર છે હૈડે મોતીનો, કાંહવે નૌતમ નારી નગીનો;
સેંથે ફુલી રહી છે ભમર, સોનાની કોરનું પેહર્યું અમ્બર. ૭
કાળા કેશતણો અંબોડો, જાણે ધુધટ તેજ ઘોડો;
આંખ ઉપર અલકાવલિ લટકે, યુગ્મ સ્તન હાલે મટકે. ૮
અતિ અણિયાળી આંખડલી, જાણે પંકજની પાંખડલી;
આરશીએ જોઈ કીધું અંજન, એ જાણે ખંજન. ૯
રાતી રેખા ને કીકી કાળી, જુએ મૃગલી જેવી બાળી;
ભૃકુટિ બે ભમરા સરખી, રહી નેત્ર અંબુજને નરખી. ૧૦
કંઠ કપોતનો આકાર, તેણે શોભી રહ્યો શણગાર;
સોહે ઉરમંડળમાં હાર, તેના મૂલ્યતણો નહિ પાર. ૧૧
કૂખ કનકકળશને સમાન, પેટ જાણે પીંપળપાન;
જંઘા બે કદલીના છોડ, સૂક્ષ્મ અતિ કટિનો મરોડ. ૧૨
કટિએ કટિમેખળા શોભે, જોતાં મહામુનિનાં મન લોભે;
વાજે કંકણી કરમાં પેહરી, દીસે શ્યામા સર્વ સોનેરી. ૧૩
બાજુબન્ધ ફુમતડી લળકે, રત્નજડિત સુંદડલી ચળકે;

---

૯ પાઠ "ચપળતાએ જાણે અંજન."

ચીટિયાની રડી માંહી ઝાંપ, માંહે પાણીયાળી છે ખાપ. ૧૪
છે હથેળી અંબુજવરણી, ફેરવે તનપર હાથ તારુણી;
ચરણે આંઝરીયાનો ઝમકો, નુપૂર અણવટિયાનો ઠમકો. ૧૫
તેની છે પંકજ વરણી પાની, રાતી રેખા છે નાની નાની;
જેવી હોયે મગની ફળી, એવી અબળાની આંગળી. ૧૬
વાત કરે છે મીઠી મીઠી, એવી દૈત્યે દારા દીઠી;
સ્વય હસ્ત અરાડ્યો ગાલે, હસતાં મોરનું મોતી હાલે. ૧૭
પેર્યું પચરંગીનું ચીર, દીસે માંહીથી ગોરું શરીર;
ઓઢણી ઓઢીછે એવી આછી, તે તો પવન કરે આઘી પાછી. ૧૮
જેને પૂરણ મદ જોબન, નમે કલ્પલતા જેવું તન;
શોભે રામા પૂર્ણ શશિ, વદન રહ્યું છે હશી હશી. ૧૯
બેઠી આસન તે બહુરંગી, તણીએ રહી રામા અઢંગી;
દૈત્ય ચિત્રામણ જયમ લખિયો, સામુ જોઈ તે નવ શકિયો. ૨૦
અસુર આભ્યતર વિચારે, બ્રહ્મા આવાંને અવતારે?
જેણે પૂજ્યા શારંગપાણિ, તેને આવી હશે ધણીઆણી. ૨૧
હું હોઈશ પૂર્વનો પાપી, તો ઈશ્વરે મુને ન આપી;
રૂપ શેષે નવ જાય વરણી, પૂછું છે કુવારી કે પરણી. ૨૨
હોય જો પરણી કે કુંવારી, પણ એ અબળાને કરું મારી;
હાવાં પ્રપંચ કરીને જાવું, પરણીને ગૃહસ્થ થાવું. ૨૩
એવી દુષ્ટને દુર્મતિ ધાઈ, મૂઓ વીસરી ગયો તે ભાઈ;
ધરિયો ભમરાફેરો વેષ, ધરિયો રજક નાંનડો વેષ. ૨૪
અબળાને કુસુમનો હાર, જઈ માંડ્યો તે પર ગુંજાર;
તેના ઊરપર આવી બેસે, કુંચુકીમાં આવીને પેસે. ૨૫
ગણગણે ને મન મકલાય, મદાલસા આઘી પાછી થાય;
સખીઓને કેહ કૌતુક જુઓ, ખ્યાસે ભમરો પડ્યોછે મૂઓ! ૨૬
મુખ જંઘારથળ પર ભમતો, દૈત્ય રાજકુંવરીને ઈમ દમતો;
પંચ પંચસે આયુધધારી, રક્ષા કરે હજારી નારી. ૨૭
નહિ છોડી તે રાજકુમારી, ના પામે લાગ જુગારી;
આસન હેઠળ રાક્ષસ પેઠો, સ્થૂલ શરીરે થયો બેઠો. ૨૮
મહાસાહસ કર્મ ત્યાં કીધું, અબળા સોતું આસન ઉંચલી લીધું;
શરીર પોતાનું વિસ્તારી, આસન સહિત ઉંચલી નારી. ૨૯
પછે લઈ ઉડ્યો વ્યોમ, પડ્યા પાંચશે રક્ષક ભોમ;
દાસી મારો મારો મુખે બકતી, પણ પાપીને પોહચી ન શકતી. ૩૦
કાઢી ચળકતી તરવાર, રક્ષક કેહ છે મારોમાર;

કો ધનુષ્ય કરે સંધાણ, કો મૂકે અન્યોઅન્ય બાણું. ૩૧
અન્યોઅન્ય કરતી તેડાં, હથિયાર ને હાથે ખેડયાં;
મહારોધ શબ્દ ઓચરતી, રામા ચક્રની પેરે ફરતી. ૩૨
હો રાજકુંવરી કોણે લીધ, હરિહરની કોણે હરણકીધ;
ચાલો ગંધર્વલોકમાં જઇએ, એનાં માતપિતાને કહીએ. ૩૩
ન દીસે કહીં તેનું સ્થાન, દેખતાં પામી અંતર્ધાન;
ખોવાઈ કન્યા રે કાલી, ઘેર કેહવાને સઘળી ચાલી. ૩૪
અબળા તે થઈ ઓશિયાળી, આપણને આપી હુતી સંભાળી;
હાવાં ઉત્તર શો રે દેવાશે, સમાચાર તે કયમ કહેવાશે. ૩૫
આવી ઉચાટે રાજભોવન, મુખ મોઠાં ને ધ્રુજે તન;
પછે માતપિતા એમ પુછે, તમો સન્મન્યાં છે તે શું છે? ૩૬
કયાં ગઈ કુંવરી મારી, જે પર ચંદ્ર નાંખું ઉવારી;
દીવી આગળથી જે આવે, મારુ આંગણિયું સોહાવે. ૩૭
મારા પ્રાણતણો આધાર, તેને શે લાગી આવડી વાર;
કે કોણે કુંવરી મારી હરી, અન્યથા કયાં ગઈ સુંદરી? ૩૮
પછે બોલ્યો સખીનો સાથ, ભેયે પડિયા ચારે હાથ;
અમથી તો કાંઈ ન થયું, કોઈ હરણ કરી ઉડી ગયું. ૩૯
સખીવચન એવાં સાંભળી, માતપિતાને મૂર્ચ્છા વળી;
પછે રોતાં નર ને નારી, દીકરીના ગુણ સંભારી. ૪૦
વિશ્વાવસુ શોધને કરતો, પિતા ઠામ ઠામ સચરતો;
તે પુત્રી ખોળી નવ જડે, માતપિતા ઘણું રડવડે. ૪૧

વલણ.

સચરતો ને શોધ કરતો, પણ પુત્રી ખોળી નવ જડેરે,
એ કથા એટલેથી રહી, કન્યાને કષ્ટ કેવું પડે રે. ૪૨

---

## કડવું ૫૫ મું.

### રાગ સોરઠની કાફી.

આસન લીધું ઉંચથી રે, દૈત્ય મોટો વિકાળ;
ઉપડકી મદાલસા રે, પડી પેટડિયામાં ફાળ.
સહીઓ જઇને કેહજો વાત રે, ન કરે ચિંતા મા ને તાતરે. ટેક. ૧
મૂકય મૂકય મુને ભાઈડા રે, હું લાગું તારે પાય;
પિતા જોશે વાટડી રે, ટટળી મરશે મારી માય. સહીઓ૦ ૨

હું તો તમારી બાળકી રે, કાંઇ ત્રેવડજો મુને વ્હાલ;
આ પાપીને હાથે ચઢી રે, કાંઇ કર્મે કીધુ આળ. સહીઓ૦ ૩
મારાં માબાપને જઇ કેહજો રે, તમે દુઃખ ન ધરશો રેય;
એ તો સો વાતે મટશે નહિ રે, ભાગ કર્મની દોરાણી રેખ! સહીઓ૦ ૪
ટળવતી ઝાલી તારુણીરે, દુષ્ટ હદે નહી દયાય;
વિકળ વદન કેશ મોકળા રે, નયને નીરપ્રવાય. સહીઓ૦ ૫
જેમ અપ્રસુતા પોપટી રે, ગ્રહીને ચાલે માંઝાર;
તેમ લીધી મદાલસા રે, નવ પહોંચી ખુમ ને વ્હાર. સહીઓ૦ ૬
જેમ મૃગલી મુખ વાઘને રે, ઝાલીને ચાલે વન;
ઉચલી લીધી તેમ મદાલસા રે, આરત નાદે કરતી રુદન. સહીઓ૦ ૭
અન્તરિક્ષ ચાલ્યો અધર્મી રે, દયા નહિ મન એવ,
એવે વાટ વિષે સામાં મળ્યાં રે, ઉમિયા ને મહાદેવ. સહીઓ૦
તે પાર્વતીએ સાંભળ્યું રે, જે બાળકી પડી છે બંધ;
તમો મૂકાવો મહાદેવજી રે, જેમ પુત્રી પામે આનંદ. સહીઓ૦
વળતી બોલ્યા શિવજી રે, નારીને નારીની વ્હાર,
કેહ તુ હું શુ કરુ રે, જો નવ આપે દાનવ નાર. સહીઓ૦ ૧૦
ન આપે તો મારજો રે, થઇ અબળાના આધાર;
રસ્તે જતાં શે લેઉ રે, અમથો ઉંચલી ભૂમિભાર. સહીઓ૦ ૧૧
તવ ઉમિયાજી બોલિયાં રે, એ કન્યાનો હરનાર;
તે પાપીને મારશે રે, એ કન્યાનો વરનાર. સહીઓ૦ ૧૨
રોઇશ મા મદાલસા રે, એમ ઉમિયા બોલ્યાં વાણ;
વર રાજકુંવર આવી સહી રે, ગ્રહેશે તારો પાણ. સહીઓ૦ ૧૩
તે કામિની ગ્રીછી ગઇ રે, પાપી ન ગ્રીછ્યો પેર;
પાંચમે પાતાળે આવિયો રે, તે તો પોતાને ઘેર. સહીઓ૦ ૧૪

વલણ.

પોતાકેરે ઘેર આવ્યો, કન્યા લાવ્યો રતન રે;
અન્ય કોઇ મળે નહિ, કયમ ઉગરે સ્રીજન રે ૧૫

---

## કડવું ૫૬ મું.

### રાગ રામગ્રી.

વૈશંપાયન બોલ્યા વાણી જી, હરણ કરીને અબળા આણી જી;
મંદિર મોટાં છે શૂન્યકાર જી, ન મળે ત્રીજું જન તે ઠાર જી. ૧

ઢાળ.

તે ઠાર ત્રીજું નવ મળે જન, જે કરે એવી વાત,
મદાલસા મેહે વ્યાકુળી, તેની આંખે આંસુપાત. ૨
મેં રે કયાં કર્તવ્ય કીધાં, કયાં કીધાં મોટાં પાપ;
આણે સ્થાનક આવી પડી, મૂકી મા ને બાપ. ૩
દૈત્ય વળતો બોલિયો, તમો કાં કરો રુદન;
સુખ નાના વિધનાં ભોગવો, ભાવતાં કરો ભોજન. ૪
પટકૂળ પેહેરો પદ્મિની, ને ધરો શોભિત શણગાર;
તારે પૂર્વને પુણ્યે કરી, હું સાંપડ્યો ભરતાર. ૫
તમો શોક મૂકો સુંદરી, શૃંગાર સારો સોલ;
તર્ત હાથ ઝાલી માહરો, કરો આકમકોળ. ૬
સ્વર્ગના સુખથી અધિક છે, જો કરી જાણશો વિવેક;
તો ભોગ ભોગવશો નાના વિધના, આપણ સંગ અનેક. ૭
ગોરી જરા નાવે તુજને, નાગરસ કરાવું પાન,
તારું યૌવન રહે સદા લગી, વાધતું થાશે વાન. ૮
આ ભુવન જુઓ ભામિની, ભાસ્કરકેરી ભાસ;
યહાં વસવું તો પડયું, જો પૂજ્યા હશે અવિનાશ. ૯
સુંદરી શામાટ સનમન્યાં, તમો બોલો મૂકી લાજ;
પરણો મુજને પ્રેમદા, જ્યમ સરે સઘળાં કાજ. ૧૦
મદાલસા એમ ઉચરે, મન કરી શુદ્ધ વિચાર;
એને પરણ્યાનો પ્રપંચ કરું, લગાડું કાંઈએક વાર. ૧૧
વચન પાળું પાર્વતીનું, જો આપ્યું છે વરદાન;
એ પાપીને મારણહારો, કો આવી ચઢે બળવાન. ૧૨
વ્યાકુળ નયને નિહાળિયું, મુખ જણાવ્યો આનન્દ;
જ્યારે હસતી દીઠી મદાલસા, તવ પાપી પડ્યો મોહફંદ. ૧૩
વિનય જુક્તિ કરીને બોલી, ન હોય ઉતાવળનું કાર્ય;
ઠામી ઠેકી વિવાહકર્મ કીજે, કોને કરીશું આચાર્ય! ૧૪
કુટુંબ તેડો તમતણું, કોઇએ હું નથી દીઠી;
ગીત ગાયે કામિની, આપણને ચોળે પીઠી. ૧૫
જ્યારે સ્વજનકેરું નામ લીધું, સાંભર્યો તવ ભાઈ.
દુખો જાગ્યો દૈત્યને, ત્યારે જળે આંખ ભરાઈ. ૧૬
ચક્ષે જોયું જુગતે કરીને, તેનું દુઃખ લાગ્યું કેર;
હવે તો ઋતુધ્વજ મારે મારવો, વાળવું ભાઈકેરું વેર. ૧૭

ગાલવિયાનો યજ્ઞ ભાંજું, શત્રુને નાખું મારી;
ત્યારે દાઝ હોલાયે મનતણી, પછે હું પરણું નારી.
કુંડળધાર દાનવની દીકરી, જેનું કુંડળા એવું નામ;
દૈત્યે ધ્યાન ધર્યું તેહનું, તે આવી રહી તેણે ઠામ.
કરજોડીને વિનવિયા રે, કન્યાએ અસુરરાજ;
આ વેળા મુજને કયમ સ્મરી, શું છે સ્વામી કાજ.
અસુર કહે તું મદાલસાને, સાચવજે રહી પાસ;
એટલે જઈ કરી . હું આવું, ઋતુધ્વજનો નાશ.
મારો ભાઈ પડિયો ભૂમિ પર, તેને નથી દીધું દેહેન;
તો હું કયમ પરણું પ્રેમદા, તું સાંભળ મારી બેન,
ત્યારે મદાલસા એમ ઉચરી, જાઓ પધારો બળવંત;
હું તો કહું છું વેગે કરી, જઈ શત્રુનો આણો અંત.

વલણ.

અંત આણો શત્રુનો જઈ, યહાંથકી સધ પરવરો રે;
વિપ્ર પ્રેમાનન્દ* કહે કથા, ગાલવે યજ્ઞ કયી પેરે કર્યો રે.

---

## કડવું ૫૭ મું.

### રાગ સારંગ ધન્યાશ્રી.

નારદજી એમ ઉચ્ચરે, સુણો યુધિષ્ઠિર રાજન જી;
ત્યાં ઋતુધ્વજ ઊભો રહ્યો છે, ચાલતો થાય જગન જી.
ધનુષ્ય ટંકાવર કરેછે, નિગમતણો પ્રગોષ જી;
બ્રાહ્મણ ભણે, અસુર પડ્યો દીઠો, પાપીને ચઢિયો ક્રોધ જી.
ત્યાં ભોજન કરવા વિપ્ર આવે છે, ગંગામાં અઘોળી જી;
ત્યાં તેમનું તેમજ દીઠું, દૈત્યને લાગી હોળી જી.
ઋતુધ્વજે તાલકેતુ માર્યો, વિપ્ર કરે વખાણ જી;
કુંવર કેવો બીજાને મારવા, ચઢાવી રહ્યો છે બાણ જી.
વચન સુણીને દાનવ બોલ્યો, મુખે કરીને સોર જી;
પછે યજ્ઞ વિષે આવીને પડિયો, તે કરી અંધારું ઘોર જી.
ઊઠ્યા બ્રાહ્મણ ભોજન કરતા, ભર્યાં મૂક્યાં ભાજન જી;

* રા. હરગોવિંદદાસે છપાવેલા પ્રાચીન કાવ્ય માળામાં પ્રેમાનન્દ નામ છે. મેં પણ રાખ્યું છે. પણ મારી પાસની પ્રતમાં કેટલેક સ્થળે "પ્રેમાનન્દને" સ્થાને "પરમાનન્દ" નામ

ત્યાં તે દૈત્યને શું જ વીત્યું, તે સાંભળ કહું રાજન જી. ૬
વિદ્યુતાસ્ત્ર બાણ મૂકી, કાલપ કુંવરે સર્વળી કાપી જી;
ત્યાં તેણે અજવાળું કીધું; નિરાળો કીધો પાપી જી. ૭
તવ શીલા સરખો વૃક્ષ મોટો, તે દૈત્ય લાવ્યો ઉપાડી જી;
તે ઋતુધ્વજની ઉપર નાંખ્યો, માયા ઉપર ભમાડી જી. ૮
રાજકુંવરે બાણ મૂકી, તરુવર કીધો તિલ માત્ર જી;
પછે શિર શર તાણીને માર્યો, વેધ્યું દૈત્યનું ગાત્ર જી. ૯
કાપ્યાં ટોપ કવચ ને ભાથાં, કાપ્યાં સર્વે આયુધ જી,
નાઠો દાનવ રણ મૂકીને, તેણે સેહવાયું નહિ યુદ્ધ જી. ૧૦
કુંવરે ચઢાવ્યો ધનુષ્ય ઉપરે, મારવા એકી મૂઠે જી;
પળાયો વન પાપી દેખી, અશ્વને મૂક્યો પૂઠે જી. ૧૧
પાખરિયો જે પવનવેગી, દેવતણો આપેલો જી;
પાતાળકેતુની પૂઠે ચાલ્યો, જાણે જળનો રેલો જી. ૧૨
માયાવી મરડાતો ચાલે, જ્યાં હોય અઘોર પથ જી,
જ્યાં અસુર ત્યાં અશ્વ જ ચાલ્યો, આખડે અહીંતહીં અગ જી. ૧૩
થરથર ધ્રુજે કાંઈ નવ સૂઝે, મુખે શ્વાસ ન માય જી;
જુએ વળી પડે ઢળી, ઉઝરડાય ઊભો થાય જી. ૧૪
એ માર્યો વનમાં વિમાસે, બાણ દેખી કાયા કાપે જી;
શરીર શિથિલ તે થયો, રખે ઘોડો મુજને ચાંપે જી. ૧૫
પછે માયા કીધી દાનવે, ધર્યું સૂકર સ્વરૂપ જી;
અશ્વ પળિયો તોય પૂઠે, નિરખે આવ્યો ભૂપ જી. ૧૬
ઋતુધ્વજ હોકારા કરતો, થયો અશ્વ ઉપરથી બેઠો જી;
એવે પૃથ્વી ભેદી પગપ્રહારે, પાપી પાતાળે પેઠો જી. ૧૭
અગાધ જળ ત્યાં આગળ આવ્યું, માંહે માયાવી પરવરિયો જી;
ત્યાં ઝમ્પાપાત ઘોડે કીધું, રાયને લઈને તરિયો જી. ૧૮
પાણી પૂઠળ ગુફા ગહવર, અનન્ત નદી ને નાળાં જી;
તેમાં તુરિ ધાયો હેઠે, જ્યાં મનુષ્ય ન હીંડે પાળાં જી. ૧૯
અતળ વિતળ ને તળાતળ, જ્યાં ચોથુ પાતાળ જી;
દૈત્યે જાણ્યું ઘેર જઈશ તો, કન્યા લેશે ભૂપાળ જી. ૨૦

વલણ.

ભૂપાળ લેશે ભામની, તે ચિંતા ચિત્તમાં થઈ રે;
અંતરધાન ત્યાંથી થયો, તે રસાતળ પેઠો જઈ રે. ૨૧



## કડવું ૫૮ મું.

### રાગ નટની દેશી.

અંતરધાન દાનવને દેખી, અશ્વ પેઠો પાતાળ;
ત્યારે ઋતુધ્વજ મનમાં વિમાસે, અશ્વને પાછો વાળ.
ભૂલ્યો વાટ ઉચ્ચાટ જ થાયે, જૂઠામણુ પડી ભ્રમ;
જળ મધ્યે કાંઈ વાટ ન સૂઝે, છે ઘોડાને નિજગમ્ય.
ચોદશ જુએ બેબાકળો, અશ્વ ખેડે ઘણું ઉકળિયો;
અશ્વને તો જ્ઞાન ઘણું છે, તે મદાલસા ભણી વળિયો.
રાય ઘોડાને ઘણુંએ ખેંચે, પણ મંદિર ભણી મરડાયે;
રીસ કરીને ચાબખો મારે, લોચન રાતાં તરડાયે.
તેણે કહ્યુ ન કરે કુંવરનું, મન જાવા દૈત્યને ઘેર;
ત્યારે રાય કહે હવે જાવા દેઉં, થાય છે શી પેર.
મન પોતાનું દ્રઢ કરીને, મૂકી વાળની વાગ;
અશ્વ ચાલ્યો દાનવને મંદિર, ચપળ ચલાવી પાગ.
એવે જળ રહિત સ્થળ આવ્યું, છે દેખીતું અતિ રમ્ય;
તે મધ્યે પાધરો પેઠો, ઘોડાને નિજગમ્ય.
દ્રુમ વેલી અશોકવનમાં, તેની શોભા છે અતિ ઘણી;
ઠામ ઠામ અજવાળા અર્થે, મૂક્યા છે નાગમણિ.
અતિ તેમાં સુંદર સરોવર, નિર્મળ જળ ત્યાં લેહેકે;
પાળે પાળે તરુવર રોપ્યાં, બાવના ચન્દન બેહેકે.
ફૂલ ફળને ભારે કરીને, દ્રુમ રહ્યાં છે લચી;
ગુલાબ ઉપર લતા વીંટાઈ, બ્રહ્માએ રમ્ય રચના રચી.
રાજકુવર રળિયાત થયો, પછે પીધુ શીતળ જળ;
વળી તે મૂકી આઘેરો ચાલ્યો, એક આવ્યું દારણ સ્થળ.
તે દેખી ભૂપતિ ભય પામ્યો, પડ્યા દીઠાં કબન્ધ;
કીરિટ કુંડળ ને માંસ શોણિત, તેનો વાયુ વાય દુર્ગંધ.
ત્વચા ચર્મ કર પદ મસ્તક, અર્ધ કરડેલાં પડ્યાં;
ઋતુધ્વજ મનમાં વિમાસે, શું પ્રલેકાળ કૃત જ અડ્યાં!
એ દારુણ વનની વાટ દીસે, હશે દૈત્યનો ઇંહાં વાસ;
ઈહાં અશ્વ શત્રુ થઈ લાવ્યો, હવે જીવ્યાની શી આશ.
અરે જીવ શીવ રક્ષણહારો, તેને અંતર આવ્યું જ્ઞાન;
એવું કહી અશ્વ આગે ખેડ્યો, ને સમર્યા શ્રીભગવાન.
એવે પાતાળનાં મંદિર આવ્યું, ત્યાં કનકતણો છે કોટ;

તે મહામનોહર દેખી રાજા, અશ્વ હાંકિયો સાંસે.ર.* ૧૬
મંદિર માળિયાં ગોખ જાળિયાં, ત્યાં અતિ અટારી શોભતી;
ગોખ ચોક પરસાળ પૂરી, મન મુનિનું લોભતી. ૧૭

વલણ.

મુનિ મન હીસે અવલોકતાં, ભુવનની શોભા ઘણી રે;
રાજકુંવર ત્યાં સાંચરે, જ્યાં કન્યા વિશ્વાવસુતણી રે. ૧૮

કડવું ૫૯ મું.

રાગ કેદારો.

જ્યારે રાજા આવ્યો દ્વાર, બારણે બાંધ્યો તોખાર;
મન કરે ભય જોઇને લાગ, બીતો બીતો માંડે છે પાગ. ૧
તેને અંતર આવ્યું જ્ઞાન, તેણે સમર્યા શ્રીભગવાન;
રાજકુંવર ત્યાં પરવર્યો, ખાંતે ખડ્ગ તે કરમાં ધર્યો. ૨

ઢાળ.

ધરી ખડ્ગ મન દૃઢ કરીને, આદર્યો પ્રાણ ખોવા;
થનાર હોય તે થાજો વેહલું, જાઉં અંતઃપુરમાં જોવા. ૩
એ તો માયાવીએ માયા કીધી, મુજને મોહવા માટ;
એ પ્રપંચ કીધો પાપીએ, જે મંદિર માંડ્યુ આ વાટ. ૪
આ છે સુરપતિના સદન સરખા, શામાટે છે શૂન્ય;
કનકેહલ બન્ધ કામજ કીધું, નથી નાણાની કંઈ ન્યૂન. ૫
અહીં નરનારી નપુંસક દીસે છે, પણ નથી પંખી ને પશુ;
કરનારે ખપ ઘણો કીધો છે, પણ શામાટે નથી વસ્યુ? ૬
કે ઇંદ્રાસન આણી મૂક્યુ છે, કોઈ અસુરનો ભય જાણી;
એવું વિચારી આઘેરો ચાલ્યો, તેને વિખાણી વિખાણી. ૭
ઘર માંહે ઘર ચઢતું આવે, પણ દીસે ઉદ્વસ્ત;
આસન આભ્રણ તકીઆ દેખી, જોઈ કુંવર ઘસતો હસ્ત. ૮
એમ કરતાં આઘેરો ચાલ્યો, રાય શત્રુજિતનો તન;
ત્યારે ત્યાં કુડલા દાસી દીઠી, આવી બારણે કરે મજ્જન.
રૂપ સુંદર મદન પૂરણ, ત્યાં દીઠો આવતો રાય;
મજ્જન કરતી સુંદરી પેઠી, તે અંતઃપુરમાં જાય. ૧૦

* શ્વાસ ભેર.

તે તો મદાલસા પાસ આવી, હશી બોલી કરજોડ;
રાણીજી કો રાજા આવેછે, જેપર કામ વારુ કોડ. ૧૧
સાંભળીને શ્યામા હશી, વચન ઉમિયાનું થયું સાચૂં;
પાપીનો વધ કરે મુજને વરે, એવું એ પાસે જાચૂં. ૧૨
આગળ અંતરપટ કીધું, લજ્જા અંતર આણી;
સૈરંધ્રી સામી મોકલી, પાત્ર ભરીને પાણી. ૧૩
હાવભાવ કરી અંગના, પછે બોલી કુંડલા વાણી;
આશંકા મૂકી રાય પધારો, તમને તેડે છે રાણી. ૧૪
વાકય સાંભળી શ્યામાકેરાં, વિસ્મય હવો ભૂપ;
દાસી જેની આવી છે તો, રાણીનું શું રૂપ. ૧૫

વલણ.

રૂપ જોવા ગયો ગુણનિધિ, આપ હૈયું દ્રઢ કરી રે;
વિપ્ર પ્રેમાનંદ એમ ભણે, પછે ક્યમ મળી તે સુંદરી રે. ૧૬

## કડવું ૬૦ મું.

### રાગ કેદારો.

ગયો રાજા અતિઉલ્લાસે, દાસી આવી મદાલસા પાસે;
રાણીની આજ્ઞા ત્યાં લીધી, આસન આપીને પૂજા કીધી. ૧
જોયું પાતાળકેતુનું ઘર, જાણે વાસે વસે શ્રીવર;
બારસાખો તે હારે હારે, લીપી ભીંત કનકની ગારે. ૨
મધ્યે સ્ફટિક મણિના સ્તમ્ભ, સામા સામી દીસે પ્રતિબિંબ;
ચિત્રામણ ચોદિશા છળકે, મુકતાફળનાં તોરણ લળકે. ૩
એવું સદન મૂક્યું છે સમારી, ઋતુધ્વજ રહ્યો છે વિચારી;
પછે બોલ્યો તે રાજકુમાર, દાસીને પૂછ્યો સમાચાર. ૪
તમો જાતે દીસોછો એક, આ તો ઓરડા દીસે અનેક;
આ કોણે સમાર્યું છે ધામ, ઈહાં વસનારનું શું નામ. ૫
સૂનું શાસ્માટે છે સદન, કહો વાત મૂકીને મન;
ત્યારે કહે કુંડલા નારી, સમાચાર કહું વિસ્તારી. ૬
ઘડનારો વિશ્વકર્મા અવશ્યમેવ, વાસો વસતા મઘવા દેવ;
એક દૈત્ય જે કુંડલધાર, ઈંદ્રે તેને સોંપ્યું ઘરબાર. ૭
ઈહાંથી ઈંદ્ર થયો રે વિદાય, કુંડલધર મૂકયો ઘરમાંય;
તે રાજાની હું છું કુમારી, નાનપણે હું અંગે સારી. ૮

એક વજ્રકેતુના બે બાળ, તેનાં રૂપ મહા વિકરાળ;
તાલ પાતાલ એવું નામ, તેણે પિતા મારો માર્યો આ ઠામ. ૯
ઘરની રિદ્ધિ લુંટીને લીધી, મુને બે ભાઈએ દાસી કીધી;
દુષ્ટે દમિયાં ત્રિભુવન, ઉસરડી ભર્યું ઇહાં ધન, ૧૦
ભરાવે, કરાવે છે, વતુ ને વારી, કોણ જાણે પીડા મારી;
એક ગાલવ નામે મુનિજન, તેનો ત્રણ વાર ભાગ્યો જગન. ૧૧
કો રાજા ઋતુધ્વજ બળવંત, તેણે એકનો આણ્યો અંત;
પાતાળકેતુ ગયો છે નાશી, ઋતુધ્વજને નામે ત્રાશી. ૧૨
એક મદાલસા નામે નારી, વિશ્વાવસુતણી રે કુમારી;
તેનું રૂપ મનોહર નિરખી, પાપી લઈ આવ્યો તેને હરખી. ૧૩
કન્યા હરણ કરી છે કાલે, પાપી લેઇ આવ્યો છે પાતાળે;
પરણ્યાની કીધી છે સજાઈ, ત્યારે સાંભર્યો તેનો ભાઈ. ૧૪
મુને મૂકી સાચવવા ઘેર, તે ગયો છે વાળવા વેર;
શુ જાણીએ મૂઆ કે માર્યો, પણ ભાગ્યે તમો રે પધાર્યા. ૧૫
આ તો કન્યા તમોને ફાવી, કંઈ વાત દીસે છે ભાવિ;
પ્રેમે પ્રેમદા રાયજી પરણો, આ તો મેળ છે બ્રહ્માએ વર્ણો. ૧૬
એ તો ઇશ્વરે તમને આપી, વેહલા થાઓને આવશે પાપી;
ત્યારે ઋતુધ્વજ બોલ્યો વાણી, દેખાડ મદાલસા ક્યાંછે રાણી ૧૭
હું છું અયોધ્યાનો રાજન, તાલકેતુ કીધો મેં નિધન;
પાતાળકેતુની પૂઠળ ધાયો, ઇહાં આવ્યો તે ક્યાં સંતાયો? ૧૮
જ્યારે જાણ્યું માર્યો સુભટ, આપણીએ ફાટયું અંતરપટ;
આભમાંથી ચદ્ર નીસરે બહાર, એવી નયને નિરખી નાર. ૧૯
મિટેમિટ બન્નેની મળી, દુ:ખની વાત હૃદય ગઈ ગળી;
ત્યારે રાજા બોલી નવ શકિયો, જેવો ચિત્રામણમાં લખિયો. ૨૦

વલણ.

ત્યાં ચિત્રામણ રાજા થયો, મદાલસા નારી શુ કરે રે;
વિપ્ર-પ્રેમાનંદ એમ ભણે, જે શ્રોતાજન હૃદયે ધરે રે. ૨૧

---

## કડવું ૬૧ મું.

### રાગ કેદારાની ચાલ ટુંકડી.

બોલો બોલો રઢિયાળા રાય જી, મુખને મરકલડે;
હું તો લાગું તમારે પાય જી, મુખને મરકલડે.

તમો જાગીને આપ સંભાળો જી, મુખને મરકલડે;
તમો ફેરો પાઘડીનો વાળો જી, મુખને મરકલડે. ૨
હૈડું ખર્ડું પડે છે ગળી જી, મુખને મરકલડે;
વાગરો તો બેસશો રળી જી, મુખને મરકલડે. ૩
આંખ કરો શું અધપડિયાળી જી, મુખને મરકલડે;
રુડી પાઘ ધરી રઢિયાળી જી, મુખને મરકલડે. ૪
સ્વામી દૃષ્ટિ રાખીએ સાદી જી, મુખને મરકલડે;
એમ નવ કીજે છોકરવાદી જી, મુખને મરકલડે. ૫
મીઠ્યા મીઠ્યા બોલો માહારાજ જી, મુખને મરકલડે;
સજો વિવાહકેરો સાજ જી, મુખને મરકલડે. ૬
મુને કહ્યું છે ઉમયા ને હરે જી, મુખને મરકલડે;
માટે લાજ ના કીજે વરે જી, મુખને મરકલડે. ૭
અહીં નથી બીજું ત્રીજું કોય જી, મુખને મરકલડે;
એમ વિહ્વળ થયે શું હોય જી, મુખને મરકલડે ૮
એમ શું જણાવો પ્રીત જી, મુખને મરકલડે;
અમો પ્રીછું પુરુષની રીત જી, મુખને મરકલડે. ૯

વલણ.

અમો રીત જાણું પુરુષની, તવ કુવર બોલ્યો પાસે જઈ,
ત્યાં ચાલ દેખી ચતુર નરની, મદાલસા ઘેલી થઈ. ૧૦

## કડવું ૬૨ મું.

### રાગ કેદારો.

દેખી ચાલ તે ચતુર નરની, માયા લાગી તે રાજકુંવરની,
કાંઈ મોંઘેરી તે થાતી, મ્હોંકળા દીસે ચઢિયાતી. ૧
પછે મૌન ધરાવ્યું મોઢે, આઘી ઓસરે આઘૂ ઓઢે,
તેમ તેમ રાજા આઘેરો આવે, પ્રીતે પ્રેમ કરીને બોલાવે. ૨
તમો લજ્જા તે કોની ધરો, શામાટે ઘુંઘટડો કરો;
મુને વદનકળા રે દેખાડો, સુખ સ્વર્ગનુ રે પમાડો. ૩
મોહો મોહો રે તારે લટકે, શે ના બોલો મોહને મટકે;
કાં મૌન ધર્યું છે રે નારી, ન બોલો તો નાખો મને મારી. ૪
તમે અબર પેર્યું અતિ આછું, મુખ પરથી કરોની પાછું;
મોહો મોહો તે અદ્ભુત તેજે, હરિવદની તારે હેજે. ૫

તમો જાગીને આપ સંભાળો જી, મુખને મરકલડે;
તમો ફેંટો પાઘડીનો વાળો જી, મુખને મરકલડે. ૨
હેડું ખર્જ્યું પડે છે ગળી જી, મુખને મરકલડે;
વાગશે તો બેસશો રળી જી, મુખને મરકલડે. ૩
આંખ કરો શું અધપડિયાળી જી, મુખને મરકલડે;
રુડી પાઘ ધરી રઢિયાળી જી, મુખને મરકલડે. ૪
સ્વામી દૃષ્ટિ રાખીએ સાદી જી, મુખને મરકલડે;
એમ નવ કીજે છોકરવાદી જી, મુખને મરકલડે. ૫
પ્રીછ્યા પ્રીછ્યા બોલો માહારાજ જી, મુખને મરકલડે;
સજો વિવાહકેરો સાજ જી, મુખને મરકલડે. ૬
મુને કર્યું છે ઉમયા ને હરે જી, મુખને મરકલડે;
માટે લાજ ના કીજે વરે જી, મુખને મરકલડે. ૭
અહીં નથી બીજું ત્રીજુ હોય જી, મુખને મરકલડે;
એમ વિહ્વળ થયે શું હોય જી, મુખને મરકલડે. ૮
એમ શું જણાવો પ્રીત જી, મુખને મરકલડે;
અમો પ્રીછું પુરુષની રીત જી, મુખને મરકલડે. ૯

વલણ.

અમો રીત જાણું પુરુષની, તવ કુંવર બોલ્યો પામે જઈ;
ત્યાં ચાલ દેખી ચતુર નરની, મદાલસા ઘેલી થઈ. ૧૦

## કડવું ૬૨ મું.

### રાગ કેદારો.

દેખી ચાલ તે ચતુર નરની, માયા લાગી તે રાજકુંવરની;
કાંઈ બોધેરી તે થાતી, મ્હોંકળા દીસે ચઢિયાતી. ૧
પછે મૌન ધરાવ્યું મોઢે, આઘી ઓસરે આધૂ ઓઢે;
તેમ તેમ રાજા આઘેરો આવે, પ્રીતે પ્રેમ કરીને બોલાવે. ૨
તમો લજ્જા તે કોની ધરો, શામાટે ઘુંઘટડો કરો;
મુને વદનકળા રે દેખાડો, સુખ સ્વર્ગનું રે પમાડો. ૩
મોહ્યો મોહ્યો રે તારે લટકે, શે ના બોલો મોહને મટકે;
કાં મૌન ધર્યું છે રે નારી, ન બોલો તો નાખો મને મારી. ૪
તમે અંબર પેર્યું અતિ આછું, મુખ પરથી કરોની પાછું;
મોહ્યો મોહ્યો તે અદ્ભુત તેજે, હરિવદની તારે હેજે. ૫

મુખ દેખું છુ હું ઘુંઘટમાં, લાજ મૂકી બોલો ઉલટમાં;
ત્યારે ઘુંઘટ પરો રે કીધો, ઋતુધ્વજને દ્રષ્ટિમાં લીધો. ૬
શાં માન હાવભાવ છે સબળા, મુખ જાણે ચન્દ્રની કળા;
રહ્યો રાજા તે પાસે આવી, ન બોલે તે અબળા બોલાવી. ૭
ભરાયો માયાને પાશે, જ્યમ ભમરો અબુજને વાસે;
તેને રૂપે મેરુ ડોલે, તો મનુષ્ય તે કેઇ તોલે. ૮
રહ્યો પાસે આવીને રાય, પામરીએ ઢોળે વાય;
કચરો વળગ્યો દે છે નાંખી, મદાલસાની ઉરાડે માંખી. ૯
ત્યાં મુખ જુએ ફરી ફરી, મેં તો તમને મૂક્યાં છે વરી;
મારા સમ જો ન બોલો સુંદરી, લાજ શાને ધરો ઓસરી. ૧૦
અહીં તો એકજ છે કિંકરી, જુઓ તમે પ્રેમ નયન ભરી,
આવો સાથે કરુણા કરી, ઈશ્વર આપશે સુષ્ટિ બાજરી. ૧૧
કોમળ ગંધર્વની રે કુંવરી, પાપી લાવ્યો છે તમને હરી,
વિપત્તિમાં જાણી છે ખરી, માટે કહુછુ હેતજ ધરી. ૧૨
પ્રણિપત શી કરું એ ઉપરી, ના બોલો તો હું જાઉં મરી,
વામાએ પરો કીધો છે ઘુંઘટ, બોલે જે પાગે ધરું મૂગટ. ૧૩
પાલવ પાથરું પામરીનો પટ, વદો વાણી આણી રે ઉલટ;
મિથ્યા શી કરવી એ ચટ, અમો ઓછું છુ નથી કાંઈ જટ. ૧૪
દાનવથી બીતા હશો અધગ્વટ, પાપીને હું કરું દેહવટ;
વેરીનું મસ્તક છેદીશ કટ, કરું પૃથ્વી પાધર પટ. ૧૫
મૂકો હૈયાની ખટપટ, ત્યારે મળ્યાં રાણી આવી ઝટ;
એમ કહે પ્રેમાનંદ ભટ, હૈયામાં આણી ઉત્કટ. ૧૬

વલણ.

ઉલટ આણી અતિ ઘણો, હેત શું મળ્યાં નર નાર રે;
દુ:ખ ગયાં ને સુખ થયાં, શિર સાટે થયો ભરતાર રે. ૧૭



## કડવું ૬૩ મું.

### રાગ દેશીખ.

નારદ કહે સાંભળ ધર્મ, કયમ કીધુ વિવાહનું કર્મ,
મદાલસા રાજાને મળી, જ્યમ વીજળી આકાશે ભળી. ૧
દુ:ખ કહ્યું માંડીને નાર, હર્ષશું ભરી નયનધાર;
ત્યારે રાજાએ વાણી ઉચરી, આવો અમે બેસો સુંદરી. ૨

એવે દાસી થાય વિદાય, તેવે આવ્યા નારદ ઋષિરાય;
ત્યાં ઋષિનું કીધું પૂજન, સમાચાર કહ્યો રાજન. ૩
નારદ કહે શીધ્યું શીઘ્રે કાર્ય, હું તો થવા આવ્યો આચાર્ય.
પછે ચોરી કીધી બ્રહ્મકુમાર, કેહ પરણી થા અશ્વ અસવાર. ૪
વળતા બોલ્યા મુનિ ભગવાન, કુંડલા તું દે કન્યાદાન,
આરોપી કંઠે વરમાળ, વરકન્યા પરણ્યાં તતકાળ. ૫
અંતર્ધાન નારદ ત્યાં હવા, તત્પર નરનારી થયાં જવા;
(ત્યારે) દાસી ઇમ બોલી વાણ, નરનારીને હજો કલ્યાણ. ૬
અશ્વેરાય બેઠો વેગે કરી, ઉછંગ ઉપર બેઠી સુંદરી;
દેવનો આપેલો જે તુરી, જેમ આવ્યો ત્યમ ચાલ્યો ફરી. ૭
યજ્ઞે ગાલવ ઋષિ જુએ છે વાટ, ન આવ્યો કુંવર થાય ઉચાટ;
ગાલવ અશ્વને પગલે પળ્યો, કન્યા સંગ કુંવર સામે મળ્યો. ૮
ઉતર્યો હેઠો કેહવા સમાચાર, અથ ઇતિ સર્વે કહ્યો વિસ્તાર;
ઋષિ ગાલવ હરખ્યા ઘણું, કાંજે માન વાધ્યું પોતાતણું. ૯
એના પિતાને લગાડું પાય, રત્ન સરખી લઈ કન્યા જાય;
અયોધ્યા આવ્યા ઋષિરાય, આવ્યા વધામણિયા પુરમાંય. ૧૦
સેવક આવ્યા શત્રુજિત ભણી, એક સ્વામી સાંભળો વધામણી;
પુત્ર પરણી આવ્યો પ્રેમદા, ઉઠયો રાજા મન મહામુદા. ૧૧
રાજા ઋષિને પાય જઈ પડ્યો, આજ પુત્ર પડયો મુને જડ્યો;
વળી સાથે કીધી શ્યામાની જોડ, મુનિ કાર્ય કીધાં તમે કોડ. ૧૨
નગર મળવાને આવીયું, ભેટામણું ઘણું લાવીયું;
પ્રાઘૂર્ણ પાંચ દિવસ મુનિ રહ્યા, પછે પોતાને સ્થાનક ગયા. ૧૩
રાજાએ અતિ હર્ષ ધરી, પુત્રનો વિવાહ માંડ્યો ફરી;
મદાલસાને પૂછી વાત, કોણ તમારાં માત ને તાત. ૧૪
કુટુંબ સર્વેનું લીધું નામ, સસરે ઓળખ્યો સારો ઠામ;
પછે ત્યાં લખ્યો સમાચાર, ગંધર્વ લોકે લઈ ચાલ્યો અનુચર. ૧૫
ત્યાં સેવક આવ્યો સુખસુ, આપ્યો કાગળ વિશ્વાવસુ;
સ્વસ્તિશ્રી ગંધર્વનો દેશ, વિશ્વાવસુ નામે નરેશ. ૧૬
લખિતગ શત્રુજિત્ મહીપતિ, તમો પુણ્યે છું કુશળ અતિ;
બીજી એક છે વધામણી, ખોવાઈ દીકરી જે તમતણી. ૧૭
પાતાળકેતુ ગયો તો હરી, તે કન્યા મજ પુત્ર વરી;
નારદે કર્યો ગંધર્વવિવાય, ફરી મુજને પરણાવવાની ઇચ્છાય. ૧૮
તમ પુત્રીને મળવા આવજો, રીત ધરે તે લેતા આવજો;
સેવકને શિવનું વરદાન, માટે તે. નહીં આવ્યો રાજન. ૧૯

બાકી અમો આવત તહીં, શું કીજે જો ગતિ નહિ;
વાચ્યું પત્રજ વેગે કરી, બોલ્યો રાજા નયને જળ ભરી. ૨૦
એ શું સાચું હશે કે સ્વપન, જીવે છે દીકરી રૂપ રતન;
ચાલો સર્વે વેગે કરી, વિધિએ પરણાવું દીકરી. ૨૧
ગંધર્વ સર્વ થયા સાવધાન, લીધાં ધન ભરી વિમાન;
નગરીમાં વરત્યો જેજેકાર, અયોધ્યા આવ્યો સૌપરિવાર. ૨૨
જઇ ભેટ્યા સહુ વેગે કરી, માત તાતને મળી દીકરી;
કહ્યા માબાપને સમાચાર, માતાપિતા હરખ્યાં અતિ સાર. ૨૩
કન્યા દાન દેઈ પડ્યો પાય, વિશ્વાવસુ પછી થયો વિદાય;
પુત્રી કેહ પિતા પરવરો, છે ઇંદ્રપે મોટો સસરો. ૨૪

વલણ.

સસરાનું સુખ છે ઘણું, પછે કુટુંબ સર્વે પાછું ફર્યું રે,
નારદ કહે સુણો ધર્મ રાજા, પછે મદાલસાએ શું કર્યું રે. ૨૫



## કડવું ૬૪ મું.

રાગ ગોડી ટુકડી.

પક્ષી ગુરુ એમ ઉચરે, સુણો શુભાચારી મુન્ય,
સુખ પામી તે પ્રેમદા, સસરાકેરે ભુવન. ૧
પ્રીત વાધી નવી નવી, શ્યામાને સ્વામી સાથ;
મદાલસાએ મણિ હાથનો, તે બાંધ્યો પિયુને હાથ ૨
સતી વળતી ઉચરે, સાંભળો મારા સ્વામ;
મણિ આવશે તમથી એકલો, તો નિશ્ચે મરું આ ઠામ. ૩
કોને ધીરશો નવ નાથ જી, આપણે માથે દુશમન,
પાતાળકેતુ હશે ખોળતો, તે તો તજે ઉદક ને અન્ન. ૪
કો જૂઠી વાત ઉરાડશે, જ્યારે તમો જાશો ગામ;
પણ મણિ આવશે એકલો, ત્યારે જાણજો હું મોઈ ઠામ. ૫
જે વેળાથી બાંધ્યો મણિ, ટળ્યો તે વેળાથી ઉચ્ચાટ;
પછે મૃગયા રમવા નીસર્યો, તે રાજા વનની વાટ. ૬
એક મોટું સરોવર આવિયું, ત્યાં ઉતર્યો રાજકુમાર;
તે શીતળ જળ પીવા પરવર્યો, વૃક્ષે બાંધી તોખાર. ૭
જવ પોશ ભરી પાણીતણી, જળમાં ધરીને પાગ;
તવ મણિનું તેજ તેમાં પડ્યું, તવ નિસર્યો બે નાગ. ૮

તવ ઋતુધ્વજ પાછો ઓસરી, ધનુષ્ય લીધું તાણી;
મારવાને જાયે જેવે, સર્પ બોલ્યા વાણી. ૯
અમો આવ્યા છું હર્ષ માંહિ, તારો મણિ દેખી ઝાતકાર;
તું મનુષ્યપે અધિક છે, માટે કીજે તે મિત્રાચાર. ૧૦
(ત્યારે) અન્યોઅન્ય આવીને મળિયા, અધરા ખાધા સમ;
રૂપે ગુણે ત્રણે અધિક શોભે, બ્રહ્માવિષ્ણુરુદ્ર છે જયમ. ૧૧
ઋતુધ્વજે માંડી કહ્યો, અથઇતિ સમાચાર;
કહોની તમો તે કોના દિકરા, બોલ્યા તે નાગકુમાર. ૧૨
નાત અમારી નાગની, પાતાળે અમારો ઠામ;
અશ્વતર નાગના દીકરા, ચંદ્રચૂડામણિ છે નામ. ૧૩
અમો પુરુષ નરને દેહે મળ્યા, આપણે થયો મિત્રાચાર;
રાજા તમો અહીં આવજો, નિત્યે તે આણે ઠાર. ૧૪
તુને સુખ દેખાડીશ સ્વર્ગનું, તેં રાખ્યો ગાલવજાગ;
જાગ વિધેથી પામિયા, ભુવન વિધેથી ભાગ. ૧૫
તું વાહલો છું દેવનો, તે માટે મિત્રને યોગ્ય;
ભાઈહવે રહી નહિ શકીએ, જારે થાય તમ વિજોગ. ૧૬
તમો જે દહાડે આવશો નહિ, મિત્ર તે દહાડે ઉપવાસ;
પછે તે પાછા વળ્યા, પામી અંતર ઉલ્હાસ. ૧૭
ત્રણે નિત સાં આવી મળે, લાવે મેવા અમૂલ્ય;
ખાયે પીએ સાં અતિઘણું, સુખ ભોગવે સ્વર્ગને તુલ્ય. ૧૮
અયોધ્યામાં આવતા થયા, તે નાગતણા કુમાર;
વળાવે પીલાપંજરા સાં, કરીને પ્રાહુણાચાર. ૧૯
ત્યારે પિતા પૂછે પુત્રને, તમો કયાં જઈ મળો છો તન;
ઉત્તર પાધરો અપાય નહિ, કયમ કહે મનુષ્યમિલન. ૨૦

વલણ.

કયમ કહે મિલન મનુષ્યનું, એ કથાએટલેથી રહી રે;
વિપ્ર પ્રેમાનંદએમ કહે, પાતાળકેતુની શી વલે થઈ રે. ૨૧

---

## કડવું ૬૫ મું.

### રાગ ધવળ ધનાશ્રી.

બકપક્ષી એમ ઉચરે, સુણો શુભાચારી મુનિરાય;
પાતાળકેતુ ફરીને આવ્યો, તેની કહું કથાય. ૧

રસાતળથી પાછો ફરિયો, તે આવ્યો નિજભુવન;
દુષ્ટ દીઠો આવતો ત્યારે, દાસીએ માંડયું રુદન. ૨
દાનવ તો વિસ્મય થયો, તું શાને રૂએછે દાસી;
ઉન્ચાટ અતિશે દીસે છે, રખે સ્ત્રી જાય નાસી. ૩
ધાઇને પેઠો મંદિરમાંહે, તે મદાલસાને જોવા;
આસન તો ત્યાં સુનું દીઠું, ત્યારે પાપિષ્ટ બેઠો રોવા. ૪
કેહરે દાસી તે કયાં ગઈ, મારા પ્રાણતણો આધાર;
કુંડલા કહે કોઈ એક આવ્યો, અહીં સુભટ શુભ અસવાર. ૫
તેણે મદાલસાનો કર ગ્રહીને, કાંઈ છાની વિનતી દાખી;
મારું બળ તો કાંઈ ન ચાલ્યું, મુને પડાક ઢોળી નાખી. ૬
પવનવેગી દેવતણે તુરિએ, બેસી ગયાં નરનારી;
એવી વાત સાંભળી પાપી પડિયો, તેને સ્નેહબાણે નાખ્યો મારી. ૭
થરથર ધ્રુજે કાંઈ નવ સૂઝે, તેણે ખોળાખોળ અતિશે માંડી;
મુને વણ વાંકે મદાલસા, કયમ ગઈ ગોરી છાંડી. ૮
અન્નપાન હું કરું ત્યારે, જ્યારે જડે મદાલસા નારી;
લઈ જનારે નહિ રખાએ, તેને સદ્ય નાખું મારી. ૯
રખે ઋતુધ્વજને હાથ ચડી હોય, તેને નહિ જીતાય;
એવું કહીને આવ્યો પૃથ્વીપર, ધરી જોગીની કાય. ૧૦
ગુફા ગહ્વર નદી નાળાં ખોળી, ઉત્તર દિશાભણી પળિયો;
સમાચાર કહેવા દૈત્યને, જઈ નારદ ઋષિને મળિયો. ૧૧
દુખીઓ થઇને દાનવ બોલ્યો, કહો ઋષિ કરુણાળ;
મારી મદાલસા ખોવાઇ છે, કહો ઋષિ તેની કઈ ભાળ ૧૨
નારદ કહે તુંથી કોણજ વાહલું, તુને સાચી દઉં છું ખબર;
ગંધર્વકન્યા, દેશ અયોધ્યા, વસે શત્રુજિતને ઘર. ૧૩
એવા સમાચાર કહીને વળિયા, તે તો હવા અંતર્ધાન;
ત્યાંથી દાનવ આવ્યો અયોધ્યા, જ્યાં ઋતુધ્વજ રાજાન. ૧૪
ભિક્ષુકરૂપે ભિક્ષા માગે, તેને પુછે તે બીજી વાત;
એક દિવસ ઘેર મદાલસાને, આવ્યો વિવિધ કરતો વાત. ૧૫
પાછી છબીલી બેઠી દીઠી, તેને પેઠો ખરખરો મન;
ત્યારે અસુર જઈ ઝરૂખા સામો, ધૂણી ઘાલી બેઠો આસન. ૧૬
હવે અન્ન ઉદક હું લઉં ત્યારે, જ્યારે અબળા દર્શન આપે;
તેને ભજન મુખ ભામિનીનું, તે તો હરણ કરવાને તાકે. ૧૭
હરિવદની તો હાથ ન આવે, તે તો સત્ય પોતાનું પાળે;
અસુર કહે જો બળ કરું તો, સતી શાપ દેઇ બાળે. ૧૮

હું ન ભોગવું રાજ નં ભોગવે, મદાલસા પામે મર્ણ;
તો દાઝ ઓલાયે મનતણી, મારું ઠરે અંતસકર્ણ. ૧૯
એક દિવસ જોગી આડો ઉતર્યો, ઋતુધ્વજ પ્રત્યે બોલ્યો વાણી;
કહો રાજકુંવર આ મોંઘો મણિ, તમો કયમ હાથ બાંધ્યો તાણી. ૨૦
એ બાધવો તમને નવ ઘટે, એ તો નારીનો શણગાર;
રાજા કેહ એંધાણ બાંધ્યું મદાલસા, મહન્ત સુણો વિચાર. ૨૧
શત્રુ છે હુછ મારે મસ્તક, મુને મૂઓ કહેશે ફોક;
આ મણિ વિના નારી નવ માને, દેખતાં જાય જમલોક. ૨૨

વલણ.

જમલોક જાયે દેખતાં, હું તો મૂએ મણિ મૂકું નહિ રે;
ત્યારે જોગી કહે તમો જાઓ રાજા, છો ચતુર નર મોટા સહી રે. ૨૩

---

## કડવું ૬૬ મું.

રાગ મેવાડો.

એવું કહીને કુંવર વળાવ્યો, દૈત્ય વિચારે અંતસકર્ણ જી;
મણિ લેઉં કપટ કરી તો, મદાલસા પામે મર્ણ જી. ૧
મદાલસા મરે કે જીવે, બેમાં એકજ વાતું થાય જી;
પછે તે ઋતુધ્વજ પૂંઠે પાપી, છાનો છાનો જાય જી. ૨
પેલા સરોવરમાંથી કુવર આવ્યા, મળ્યા તે પેલા નાગ જી;
પાતાળકેતુએ આવી જોયું ત્યાં, અહીં છે મારો લાગ જી. ૩
તે દિવસ સાથ જાવા દેઈ, આવ્યો વૃદ્ધ વિપ્રનું લઈ રૂપ જી;
પેલા નાગને તો અસુર થયું છે, ત્યાં સવારો આવ્યો ભૂપ જી. ૪
જ્યારે ઋતુધ્વજ નાવાને પેઠા, ત્યારે બાહેર બેઠા રૂખા જી;
વૃદ્ધવય પ્રગટાવ્યું પોતાનું, ને જણાયે તે બહુ દુઃખી જી. ૫
ત્યારે રાય પૂછે પ્રેમ ધરીને, તમો કયમ બેઠા ઋષિજન જી;
નિઃશ્વાસ મૂકે પુનઃ પુનઃ, જળપૂરણ લોચન જી. ૬
કર કપાળે દઈ જુએ કતરાતું, બોલ્યો પાતાળકેતુ જી;
કહું એક મારા કર્મતણી ગતિ, જો પૂછો છો કરી હેત જી. ૭
વરુણલોકમાં હું વસું છું, અતિ તેજ મારું નામ જી;
એક બ્રાહ્મણને ઘેર છે કન્યા, રૂપે રુડી ને જોબનવાન જી. ૮
હું સાથે વિવાહ મેળવવા તેના, માત તાતને ઇચ્છા ઘણી જી;

તે કન્યા કેહ છે હું તો પરણું, જો લાવે મદાલસાનો મણિ જી. ૯
તે અયોધ્યામાં પરણી છે, ઋતુધ્વજ તેનો કંથ જી;
તે માટે મણિ લેવા જાઉં છું, દેખાડો ગામનો પથ જી. ૧૦
છે સત્યવાદી શત્રુજિત્ રાજા, સત્ય પાળે તેનો કુમાર જી;
હું રાંક ઋષિનું કારજ કરતાં, નવ કરે નકાર જી. ૧૧
કહો તમે કિયે દેશ વસોછો, ક્યમ આવ્યા સરોવર ઘાટે જી;
જાણતા હો તો તમો દેખાડો, જાઉં અયોધ્યાની વાટે જી. ૧૨
વાક્ય સાંભળી વિપ્રકેરાં, કુંવરે કીધા દંડ પ્રણામ જી;
હે પ્રભુ જેને યાચવા જાઓછો, તે તો મારુ નામ જી. ૧૩
તે મણિ મારી પાસે છે, પણ કોને નવ અપાય જી;
મદાલસા જાણે જો એવું, તો વાત વિપરીત થાય જી. ૧૪
ત્યારે દૈત્ય કહે તું સાંભળ રાજા, જો અર્થ સારે મારો જી;
તો પાછો મણિ એકજ દિવસે, આણી આપીશ તારો જી. ૧૫
ત્યાં સત્ય વચન આપ્યું પાપીએ, વળતી ઇમ બોલ્યો વચન જી;
મને ત્યાંથી આવતાં વાટે મળિયા, નાગતણા બેઉ તન જી. ૧૬
તેણે કાહવિયું છે જે જઇ કેહજો, અમને થાશે સધ્યાકાળ જી;
અમારે વસ્તુ અનુપમ લાવવીછે, માટે જાશો મા ભૂપાળ જી. ૧૭
પછે રાયે મણિ છોડીને આપ્યો, ત્યારે પાપી તે પાછો વળિયો જી;
પાતાળમાં પાધરો ત્યાં આવ્યો, જઈ નાગકુંવરને મળિયો જી. ૧૮
કહ્યું ઋતુધ્વજે કાહવ્યું છે, આજ મારે છે કામ જી;
માટે મૃગયા રમવા રખે આવતા, રહેજો તમારે ધામ જી. ૧૯
તવ સર્પ બન્યો આવી મળિયા, જાણ્યું મિત્રે આજ્ઞા આપી જી;
પછે ત્યાં વિપ્ર રૂપે અયોધ્યામાં, રોતો આવ્યો પાપી જી. ૨૦

વલણ.

તે પાપી પ્રપંચ કરતો આવ્યો, પછે પાલવ દીધો મુખ રે;
તે તો રાજસભામાં આવી મળિયો, સાંભળો શુભાચારી રૂખ રે. ૨૧

---

## કડવું ૬૭ મું.

### રાગ વેરાડી.

હરિ દૈત્ય આવ્યો અયોધ્યા ગામ, તે રુએ ઋતુધ્વજનું લઈ નામ;
પ્રજા સર્વે વિસ્મય હોય, આ બ્રાહ્મણ કોણ કારણથી રોય.

સભા માંહે આવીને પડ્યો, ત્રાહે ત્રાહે કરી મુખે રડ્યો;
તેણે ચેષ્ટા માંડી દૂબો ફોક, હૈયે ઠીક મારી મૂકે પોક. ૨
તવ રાય શત્રુજિત્ વિસ્મય હવો, સમાચાર તે પૂછવા ગયો;
કહો ઋષિજી ક્યાંથી આવિયા, શું સમાચાર અશુભ લાવિયા. ૩
બ્રાહ્મણુકે હ સાંભળ રાજન, સુણુ નિશ્ચે નાશ પામ્યો તુજ તન;
સરોવર માંહેથી મગરે ગ્રહ્યો, હું પાસે હતો તે લહ્યો. ૪
એવું કહીને બેઠો ઋષિ ત્યાંય, રાજા પડિયો પૃથ્વી માંય;
તે પુત્રનું સંભારી હેત, અયોધ્યાપતિ થયો અચેત. ૫
બેઠો થઇને માંડ્યો ટટળાટ, હે રાજ્યકુંવર કાં જોવરાવો વાટ;
કનકાવતી નામે તેની માય, પડી પૃથ્વી પછાડે કાય. ૬
મારા કુંવર ક્યાં ગયા પરહરી, વિધવા વહુ શામાટે કરી!
આખું નગર કરે રુદન, ન રુએ મદાલસા સ્ત્રીજન. ૭
જો મર્ણ પામ્યો હોય મમ પત્ય, એવું હોય તો મુને આવે સત્ય;
સ્વજન સર્વેને વારે સુંદરી, નિશ્ચે વાત એ નથી ખરી. ૮
જૂઠાબોલો કો બ્રાહ્મણ હશે, એને કહે શું વિઘ્નજ થશે?
મદાલસાએ તેડ્યા ઋષિદેવ, પાતાળકેતુ આવ્યો તતખેવ. ૯
મુને જૂઠો શું જાણે પાપિણી, મારા કરતાં તું સાધવી ઘણી;
મદાલસાએ વાણી ભણી, શું દેખાડો મોટમ આપણી. ૧૦
ન શકે સ્વામીને કો હણી, તેને એંધાણી બાંધી આપણી;
ઋષિએ છોડી આપ્યો મણિ, જાણ્યું મરણ પામ્યો મુજ ધણી. ૧૧
તેનું તાળવું ફાટ્યું આફણી, જોઈ થઈ સર્વને ચિંતા ઘણી;
સર્વકો મળી કરે રુદન, ઋતુધ્વજ વિના સૂનું ભુવન. ૧૨
જીવ ચાલ્યો યમપુર ભણી, દૈત્ય મન રીઝ પામ્યા ઘણી;
મેં મારી નારી તે શત્રુતણી, જો મુને મૂકી ગઈ પાપણી. ૧૩
તો મેં મારી ખોટી ખણી, મુજથી વાહલો કીધો શત્રુ ધણી;
જેણે મુજને નવ ગણ્યો આફણી, તો વલે થઈ એ તણી. ૧૪
સ્ત્રી ભરતારનો કરી વિયોગ, પાપી ચાલ્યો થઇ નીરોગ;
માત પિતાને લગાડી ભોગ, ઋતુધ્વજ મરશે કે લેશે જોગ. ૧૫
એવા હર્ષ હૃદેમાં ધરી, પાતાળકેતુ ઘેર આવ્યો ફરી;
એ તો મેં હરી ન એણે વરી, તે માટે મેં મારી સુંદરી. ૧૬
મરશે ઋતુધ્વજ આવશે ઘેર, વળશે ભાઈ મારાનું વેર;
હું જઈ કરી આવ્યો છું કેર, હવે તેની શી થાશે પેર. ૧૭
એવું કહીને પામ્યો અંતર્ધાન, પછે ગયો પોતાને સ્થાન;
તેને કુંડલાએ કરી વિવેક, સંતોષ્યો વાનાં કરી અનેક. ૧૮

શત્રુજિત્ મંદિરમાં સચર્યો, કુલાહલ મંદિરમાં કર્યો;
ત્યાં મોઈ દીઠી જ્યારે વધૂ, તવ રોવા લાગ્યું નગર બધું. ૧૯
ઊઠયો શત્રુજિત રોતો રાજન, મદાલસાને લીધી સ્મશાન;
સર્વે મળીને દહનજ કરી, રોતો રાજા આવ્યો ઘેર ફરી. ૨૦
વહુ દીકરો ત્યાં બન્ને ગયાં, માતાપિતા અડવાં રહ્યાં;
એમ રુદન કરે આંસુ ભરે, બન્નેનાં દુઃખ હૃદે ધરે. ૨૧
ઋતુધ્વજ તવ આવ્યો ઘેર, ત્યાં તો થઈ ગઈ એવી પેર;
થાય માનશુકન ચિંતા ઘણી ચિત્ત, અયોધ્યામાં દીઠું વિપરીત. ૨૨
હેર શબ્દ તો શ્રવણે પડયો, ત્રાહે ત્રાહે કરીને રડયો;
કુંવરે મન વિમાસી વાત, શું નગરમાં વરત્યું ઉતપાત. ૨૩
તે ઉચાટે પેઠો પુરમાંય, પ્રજા સર્વે ત્યાં વિસ્મય થાય;
લોક દોડ્યા ભૂપતિ ભણી, આપો આપો રાજ વધામણી. ૨૪
દુઃખ મન નવ ધરશો તમો રજ, કુશળ ક્ષેમે આવે ઋતુધ્વજ;
એવી પ્રજાની સુણી વાણી, ધાયો રાય ધાઈ તેની રાણી. ૨૫
એ શું સાચું કે સ્વપનું હશે, મૂઓ પુત્ર કયમ જીવતો થશે;
હર્ષઆંસુ ભરી પથે પળ્યો, તે પુત્રને જઈ પ્રેમે મળ્યો. ૨૬
ગળે લપટાયો જઈને તાત, કોણે જીવાડયો કેહની વાત;
અહીં અકસ્માત ઋષિ એક આવ્યો, સમાચાર અશુભ તે લાવ્યો. ૨૭
તેણે આવી કહ્યું પુત્ર મૂઓ, તુ ફરીને જીવતો કયમ હુઓ?
તાતજી મુને કઈ થયું નથી, એ જૂઠો બોલો બ્રાહ્મણ સર્વથી. ૨૮
તેણે મદાલસાની પૂછી વાત, પછે કરતો તે અશ્રુપાત;
મારું મરણ ન માને પ્રેમદા, સાધવી સત્ય પાળે છે સદા. ૨૯
તવ પિતાએ વાણી ભણી, બ્રાહ્મણ લાવ્યો હતો એક મણિ;
તે મણિનું વહુને દર્શન થયુ, તતક્ષણે તાળવું ફાટી ગયું. ૩૦

વલણ.

તાળવું ફાટી પ્રાણ ગયો, એવી વાત કુંવરે સાંભળી રે;
પછે મદાલસાના નામથી, પડયો ધરણ ને મૂરછા વળી રે. ૩૧

---

## કડવું ૬૮ મું.

### રાગ પરજીઓ.

પિતાકેરાં વચન સુણીને, પુત્રજ પડિયો ભોમ રે;
તે રાજા પાસે અશ્વ હતો, તે ઉડીને ચાલ્યો વ્યોમ રે.

અચેત ઋતુધ્વજ થયો, તેને શરીર વાપ્યું શીત રે;
તેની કાષ્ઠવત કાયા થઇને, ભ્રમે ચઢિયું ચિત્ત રે. ૨

ઢાળ.

ચિત્તભ્રમણ કરે કુંવરનું, તેને અભ્યંતર જ્વાળા લાગી;
હા હા નારી કરતો ઉઠયો, મૂર્ચ્છાથકી તે જાગી. ૩
મસ્તક બન્યુ મુકુટ વિહોણું, રેણુએ ત્યાં ભરાયે;
કામિની કામિની કરતો રાજા, મંદિર ભણી પળાયે. ૪
મેડી અટારી ખોળવા લાગ્યો, તેની સૂની દીઠી સેજ;
શું નાશીને સતાયાં નારી, તમો ભોગો આણી હેજ. ૫
એમ ના કીજે રાણીજી રે, મદાલસા મારા સમ;
જેમ ચલાવો તે રીત ચાલું, રાણી ગમે તમને જ્યમ. ૬
આટલા દિવસ કહિનથી ચૂકયો, શામાટે નથી બોલતાં;
તમો હદેનો રોક વિસારો, આવો જમીએ એકઠાં. ૭
તમો કથને ક્યમ કળકળાવો, કામિની હતાં વાહલાં;
ઓરડા ગોખલા ઘણું જોતો, વળી કોઠીનાં વચાળાં. ૮
દાસી કહે સ્વામી શું બોલો, રુઠિયા શ્રીભગવાન;
આપણું ઘર ઉત્વસ્ત કરીને, રાણીએ સેવ્યુ સ્મશાન. ૯
તે પૂતળી ફરીને ન આવે, જો ઉપાય કીજે લાખ;
કનકજ વરણી કાયા એની, બાળી કીધી ખાખ. ૧૦
બોલ સાંભળી સૈરંધ્રીનો, સ્વામીએ નવ ખમાય;
તેમનો તેમ ઉઘાડે મસ્તક, તે સ્મશાન ભણી ધાય. ૧૧
તે આવીને ઊભો રહ્યો ત્યાં, જ્યાં સ્યામાની રાખોડી;
પ્રદક્ષિણા તે પૂઠળ ફરતો, પોતાના કર જોડી. ૧૨
શુંતમો ભામિની ભસ્મ થયાં છો, શયન સુખ આનંદી;
મારા સમ જો બોલો નહિ, તમો રસાળ વાયક વંદી. ૧૩
દાહડી સાદડા કરતાં તે, શે ન બોલો કોકિલાનાદી;
તમારે હસવું મારે ખસવું, ઇમ કરો શી છોકરવાદી. ૧૪
તમે પાણી પાઓ પ્રેમદા, ઉઠોની વેહવાં વેહલાં;
મુનેમેહે વ્યાકુળ કાંઈ ન સૂઝે, ઇમ કાઢે ઘેહલાં ઘેહલાં. ૧૫
બંને હાથે ત્યાં ઉસરડી, ભસ્મનો ઢગ કીધો;
તે પામરીએ ગાંઠડે બાંધી, મસ્તક ઉપર લીધો. ૧૬
વાટે ઘાટે ચાલવા લાગ્યો, રખડે બારે વાટ;
રખે શત્રુ એને મારે, માત તાતને થયો ઉચ્ચાટ. ૧૭

માત પિતા તેની પૂઠળ પળ્યાં, કુવરને ફેરવવા;
તે દારણ વનમાં પરવર્યાં, જ્યાં હતા પર્વત નવ નવા. ૧૮
ત્યાં વાઘને વણીઅર ઘણા, વરુ મહાવિક્રાળ,
ગુફા ગહ્વર ખોમાં ઘો ને વાયુ ભક્ષક વ્યાળ. ૧૯
સસલાં શિયાળ સિંચાણા પખી, વાઘ સિંહ ઘણું બરાડે;
ભીલ પિશાચ વાઘરી તે તો, બોલે ને શીત વજાડે. ૨૦
સાગ શીશમ ને સાદડિયા, તેમાં આવી મળિયા;
પીપળી ને બોરડી દીસે, બીહામણા બાવળિયા, ૨૧
અલુઆ આંબા ને આમલીઓ, હેરામણીનાં ઝાડ;
કો કજ્જ ઉપર કાચકી ચઢી, મોટા વડે વીંટાયા તાડ. ૨૨
એવા દારણ વન વિષે, ધાયાં રાજા રાણી;
ઋતુધ્વજ તો કાંઈ ન પ્રીછે, પ્રેમદામાં વીંટાયો પ્રાણી. ૨૩
એવે તટ આવ્યું યમુનાનું, જઈ બેઠો રાજકુમાર;
તેને ભજન મુખ ભામિનીનું, નયને જળની ધાર. ૨૪

વલણ.

નયને તે આસું અતિ ઘણાં, ધ્યાન નારીનું ધરે રે,
માત પિતા આવી મળ્યાં તે, કાલાવાલા કેવા કરે રે. ૨૫

---

## કડવું ૬૯ મું

### રાગ ગોડી.

માતપિતા એમ ઉચ્ચરે, હો કાલા રે, મૂકો તે મનનો શોક, મારા વાહલા રે;
પાછુ કો ફર્યું નથી, હો કાલા રે, જે ગયુ જમલોક, મારા વાહલા રે. ૧
કાલે કન્યા બીજી આણીશુ, હો કા૦ રે, કેહ તો એથી રૂપ રતન, મારા વા૦ રે;
તે માટે મંદિર અવીયે, હો કા૦ રે, રખે લોપો અમારાં વચન, મારા વા૦ રે. ૨
વન સેવવુ છે દોહલું, હો કા૦ રે, કાં જે વિઘ્ન મોટેરાં થાય મારા, વા૦ રે;
આ તો પ્રજેતી છે લોકમા, હો કા૦ રે, કે'શે સ્ત્રી માટે વસ્યો વન માંય, મારા વા૦ રે. ૩
આપણા કુળમા નથી થયુ, હો કા૦ રે, તે માટે મૂકો તમે તપ, મારા વા૦* રે;
માગાં પરણ્યાના બહુ આવશે, હો કા૦ રે, તેનો ન કરવો પડે ખપ,* મારા વા૦ રે. ૪
ત્યાં ઉષ્ણ જળ અંઘોળવા, હો કા૦ રે, તારા દાસીઓ ચાપશે પાય, મારા વા૦ રે;
અહીં તો પોતાની મેળે અઘોળવુ, હો કા૦ રે, ટાઢે નીરે ટાઢજ વાય, મારા વા૦ રે. ૫
ત્યા ચૂઆ ચંદન અરગજા, હો કા૦ રે, કસ્તુરી નિત્ય ચોળાય, મારા વા૦ રે;
અંગોઅંગ અનુપમ વાસ, હો કા૦ રે, અહીં ભસ્મ ચોળવી કાય, મારા વા૦ રે. ૬

* શોધ

ઘેર શાકપાક પકવાન્નશું, હો કા૦ રે, સુંદર સોનાની ધરે થાળ, મારા વા૦ રે;
અહીં તો કોહાં બીલાં રાંધવા, હો કા૦ રે, જમવું પત્રને પડિયે બાળ, મારા વા૦ રે. ૭
ત્યાં તો પેહરણુ પટકૂળ પામરી, હો કા૦ રે, મોંઘા મૂલતણાં પટકૂળ, મારા વા૦ રે;
અહીં મૃગચર્મ ને ભૂમિ મળે, હો કા૦ રે, કાયા ઢાંકવા વનફુળ, મારા વા૦ રે. ૮
ત્યાં મસ્તકે મુકુટ બાંધવા, હો કા૦ રે, જેનાં મૂલ કહીએ લાખ, મારા વા૦ રે;
અહીં તો જટા મસ્તકે બાંધવા, હો કા૦ રે, તે માંહે ભરવી રાખ, મારા વા૦ રે. ૯
ત્યાં મેડી અટારીએ બેસવું, હો કા૦ રે, પોઢવું પલંગ તળાઈ, મારા વા૦ રે;
અહીં તો સુવું શિલા ઉપરે, હો કા૦ રે, ખૂંચે કાંકરડા તને ભાઈ, મારા વા૦ રે. ૧૦
ત્યાં તે કળાવંત કીર્તન કરે, હો કા૦ રે, તુને જગાડે તતકાળ, મારા વા૦ રે;
અહીં ઉલૂક બોલે અતિઘણાં, હો કા૦ રે, અહીં જગાડે શિયાળ, મારા વા૦ રે. ૧૧
ચાતુર્માસું ચેકવું છે દોહલું, હો કા૦ રે, શીતકાળ તો ટાઢની ખાણ, મારા વા૦ રે;
તાપ ઘણો ઉષ્ણકાળનો, હો કા૦ રે, તે તો નાખે કાઢી પ્રાણ, મારા વા૦ રે. ૧૨
આજ્ઞા પાળીએ માબાપની, હો કા૦ રે, એમ બોલે શાસ્ત્રને ન્યાય, મારા વા૦ રે;
માબાપ વિના તપ જેટલું, હો કા૦ રે, તે તો ભસ્મવત કહેવાય, મારા વા૦ રે. ૧૩

વલણ.

તે તો ભસ્મવત્ નિરર્થ છે, જો જનકજનની અસમર્થા રહે રે;
વિપ્ર પ્રેમાનંદ ઉચ્ચરે, પછે કુંવર ઉત્તર શો કહે રે. ૧૪



## કડવું ૭૦ મું.

### રાગ મારૂ સોરઠી.

પછે ઋતુધ્વજ બોલ્યો વાણી, આંખડીએ ભરીને પાણી;
શું રે ઘેર આવું સુખ જાણી, જ્યારે ગઈ મદાલસા રાણી. ૧
નવ કહેશો સગાઈ વખાણી, કેહશો સુર સુંદરી આપું આણી;
જો ઘડી હોય પુસ્તક પાણી, તોય ન મળે મદાલસા રાણી. ૨
જેનું મુખના કેવાય પ્રમાણી, જીંહાએ શું વખાણું ઘણીઆણી;
માયા કયમ જાયે મેલાણી, પીડાયે દુઃખે પરહર્યો પાણી. ૩
માટે તમો આશા મૂકો મારી, ન રેશો સગાઈ સંભારી;
ત્યારે અહીંથી ઊઠીશ નિરધારી, જ્યારે બોલાશે મદાલસા નારી. ૪
મેં પૂજ્યા નથી રે મુરારી, નથી કીધા જાગ વિચારી;
નથી સેવ્યા ઉમીયાધારી, મુઈ પ્યારી ગાંધર્વકુમારી. ૫
તમો માતપિતા ન રાખો વારી, અમો જોગી તમો સંસારી;
જો ઉઠાડવા આવે ત્રિપુરારિ, તોય હું નવ જાઉં હારી. ૬

મનમાને તે કરજો તમે, ગૃહસ્થાશ્રમ વરજ્યો છે અમે;
અભાગિયો સરજ્યોતે દુઃખ ખમે, એવું જાણી પાછા ફરો તમે. ૭
તમો વેરભાવ મનમાં ધરજો, ભુંડો જાણીને ઓસરજો;
તમે મન આવે તે કરજો, સાધન પોતાને અનુસરજો. ૮
મેં તો વાત વિચારી જોઈ, હવે હું થાક્યો રોઈ રોઈ;
સંસારમાં જીવતું નથી જોતો કોઈ, જ્યારે મદાલસા સમી મોઈ. ૯
નિશ્ચે હું તો હવો રે જોગટો, ખપ શાને કરો હવે ફોગટો;
જ્યારે જેણે માર્ગે લુંટાયાં, તે વાટે કેમ જઈએ ધાયાં. ૧૦
તમો કરો પિતા આનંદ, હું તો છું રે ભાગ્યનો મંદ;
મેં તો સગાઈ તમારી તોડી, અંગે ચોળી મેં રાખોડી. ૧૧
પછે બોલ્યાં સાં માવડી, મુને શેકે કયાં આવડી;
વહુવર સહુકોની મરે, તારા સરખું કોઈએ ન કરે. ૧૨
તું જોગી તો અમો જોગી થાશું, તું ખાઈશ તો અમો ખાશું;
તું તપ કરીશ તે અમો તપશું, તું મરીશ તો અમો મરશું. ૧૩
મારું કહ્યું કુવરજી કરો, મારા સમ તમે પાછા ફરો;
ભાવ સગાઈનો કાંઈ રાખો, એમ તરછોડી નવ નાખો. ૧૪
હું તો નહીં મૂકું તારી પૂઠ, એવું જાણી મંદિર ઊઠ;
નહિ તો રાખ્યની વનમાં સાથ, હીંડો વલગાડીને હાથ. ૧૫
તુને રાંધી રાંધીને પીરસું, મારા ઉછંગનું આપું ઉશીસું;
એવો બોલ માબાપે કહ્યો, ત્યાંથી કુંવર નાશી ગયો. ૧૬
બન્નો અયોધ્યા ભણી પળિયા, વૃદ્ધ રાજા રાણી કળકળિયા;
વહુદિકરાનું સુખ છાંડયું, શત્રુજિતે રાજ્યાસન માંડ્યું. ૧૭
એ કથા એટલેથી રહી, ઋતુધ્વજની શી વલે થઈ;
માબાપની માયા છાંડી, બેઠો ગંગાતટે તપ માંડી. ૧૮
નારીની ભસ્મ હેઠળ પાથરી, જપે મદાલસા સુંદરી;
માથે જટા ને તડકે બળતો, નાથ નારીને માટે ટવળતો. ૧૯
મુખ વિકાશી કરે બહુ નાદ, કરે રાણી મદાલસાને સાદ;
રોઈરોઈ થયાં રાતાં ચક્ષ, થયો દુર્બળ વિના ભક્ષ. ૨૦
મુખે મોટું દાઢું વાધ્યું, એવું તપ તે દારુણ સાધ્યું;
મનમાં મદાલસાનો સાંસો, કાયા થઈ જાણે ઘોનો વાંસો. ૨૧
હાવાં તો મદાલસા રાણી મોઈ, તે તો વાત ચોદિશ ગવાઈ;
આણી આપનારો નહિ કોઈ, આરાધી બેઠો ગંગાતટ સોઈ. ૨૨
નાખ્યું રૂપ રસીલું ધોઈ, છત છેલાઈની ખોઈ;
રહ્યો નારી નયને જોઈ, રહ્યો મદાલસા મરણે મોહી. ૨૩

વલણ.

મદાલસાનું મરણ હતું, એ કથા એટલેથી રહીરે;
ત્યાં તો વાર લાગી વીરને, નાગબાળને ચિંતા થઈ રે. ૨૪



## કડવું ૭૧ મું.

### રાગ વેરાડી.

ઋષિનારદ વળતું એમ વદે, સાંભળો યુધિષ્ઠિર રાય;
પેલા નાગ પ્રાત કાળે આવ્યા, અતિ શોચના મન થાય. ૧
મેવા તે સુંદર સાથ લીધા, તે બાળક બને મોતા;
સરોવરની પાસે આવી બેઠા, ઋતુધ્વજની વાટ જોતા ૨
વાર લાગી વીર ન આવ્યો, પછે આવ્યા અયોધ્યામાંય;
પૂછી વાતજ ભ્રાત માગે, ગયો છે કહો કયાય. ૩
પ્રજા સર્વે ગેતી કહે છે, રોતો શત્રુજિત રાજાન;
તમારો વાહલો અમારો કાલો, તે જઈવસ્યો સ્મશાન. ૪
કો બ્રાહ્મણ મણિ એક લાવીયો, મરણ ઋતુધ્વજનું કહ્યું;
તે મદાલસાએ સાંભળ્યું, સદ્ય તાળવું ફાટી ગયું. ૫
પછે ઋતુધ્વજે સાંભળ્યું, મોઈ મદાલસા નારી,
તેથી તે ગયો વનમાં, અમો થાકયાં તે વારી વારી. ૬
ત્યારે બને પડયા ભૂમિપરે, વૃદ્ધ વાકય સાંભળી;
થર થર ધ્રુજે કાંઈ ન સુઝે, ધરણીએ પડતા ઢળી. ૭
બેઘડીએ ઊઠયા બને, શરીરે આવી જ્યારે સાન;
રોતા રોતા બને ચાલ્યા, જ્યાં હતું સ્મશાન. ૮
જઈ જુએ તો બધું નહિ, વળી ત્યા અમ લઇ પડતા;
હા હા બાંધવ કહીને તે, આરત નાદે રડતા. ૯
ઊઠે આખડે બેહુ રોતા, અરાપરાં જોતા જાળાં;
ગુફા ગહ્વર ખોહણ માહે, જોયા નદી ને નાળાં. ૧૦
પર્વત જોયા દેશ સહુ જોયા, પછે થાકયા તે બને ધાઈ;
એવે અઘોર વનમાં બેઠા દીઠા, રાય ઋતુધ્વજ ભાઈ. ૧૧
ધાતા ધાતા પાસે આવ્યા, નયને ભરતા પાણી;
રાજકુંવરે ઊઠી આલિંગન દીધું, ગદ્ગદ્ કંઠે બોલ્યો વાણી. ૧૨
ઓ ભાઇ તમે ભલે પધાર્યા, વનમા જોવા આવ્યા;
હર્ષે આસુ થાય છે, કાં શું મદાલસાને લાવ્યા ? ૧૩

ત્યારે નાગ કહે તે ક્યાંથી આવે, જેણીએ સ્મશાન વાસ્યું;
માતપિતા રાજ્ય મૂકીને, તુજને ઘટે વીર આ શું. ૧૪

વલણ.

વીર આ શી વિપત તુજને, ઊઠ રાજકુમાર રે;
મદાલસા સરખી માનિની, વળી લાવું સુંદર નાર રે. ૧૫

---

## કડવું ૭૨ મું.

### રાગ મેવાડો.

નારદજી એમ ઉચરે, સુણો યુધિષ્ઠિર રાજન જી;
સ્નેહવચન સુણી નાગનાં, બોલ્યો શત્રુજીતનો તન જી. ૧
ખોટી વાત, જાત ના મળે, મદાલસા સરખી કોય જી;
હરિ હર બ્રહ્મા ત્રણે મળી ઘડે, તો એવી નાર નવ હોય જી. ૨
તમો પધારો મંદિરે, ભોગવો નાનાવિધ ભોગ જી;
જ્યારે મદાલસા કેહેશે પધારો, તો ઉતરે મારો જોગ જી. ૩
એવું કહીને આસન વાળ્યું, ભસ્મ ગાંઠડી ખોળે જી;
ઊહો મદાલસા ઘેર જઈએ, એમ ઘેલાં ઘેલાં બોલે જી. ૪
સર્વે ઉપાય અનેક કીધા, પણ એકે ધર્યો નવ મન જી;
મદાલસાની શોધને અર્થે, ભમિયા ત્રણ ભુવન જી. ૫
યમસભા ને ઇંદ્રસભા, બ્રહ્મસભા ને જોયું વૈકુંઠ જી;
શિવલોક તે જોઈ વળિયા, ફરી વળિયા પૃથ્વી પૂંઠ જી. ૬
ચપળ રૂપે જાયે ને આવે, વળી ઋતુધ્વજ પાસે રેહ જી;
નિશાએ જાયે મંદિર વિષે, પણ તાતને વાત ન કેહ જી. ૭
અન્ન નહિ ને ઉદક નહિ, રેહ દહાડો રાત ઉદાસ જી;
શરીરે સુખ ન થાયે બન્નેને, એમ વહી ગયા ખટમાસ જી. ૮
એક દિન નાગેન્દ્ર પૂછે, દુબળા કાં ગ્રસ તન જી;
શોકસાગરમાં બૂડ્યા દીસો કાં, નથી સોહાવતું ભુવન જી. ૯
વચન સાંભળી પિતાકેરાં, બોલ્યા ભરીને ચક્ષ જી;
મૈત્રી કરશે આજ પૂઠે તેને, માથે દુઃખનું વૃક્ષ જી. ૧૦
પૂર્વકથા સાંભળો પિતાજી, છે અયોધ્યાનો ભૂપાળ જી;
તેશું મૈત્રી થઈ અમારે, પ્રાણપે અતિ વહાલ જી. ૧૧
મદાલસા નામે એક નારી, અમો ભાભી કહી બોલાવી જી;
તે પ્રેમદા તો મરણ પામી, વાત કોઈએક ભાવી જી. ૧૨

ઓ વિયોગે વૈરાગ્ય ઉપન્યો, સંન્યાસ તેણે સાધ્યો જી;
ફરી કોઈને નવ પરણે, ઉપાય અમે ઘણો લાધ્યો* જી. ૧૩
મદાલસા આવે તો ઊઠે, બીજો નહિ ઉપાય જી,
તે યોગી તો અમો યોગી, દુર્બળ તેથી કાય જી. ૧૪
તાત કહે તમો આજ કોહછો, એટલું છે કામ જી!
મદાલસાને આણી આપું, ખરચ્યા પાખે દામ જી. ૧૫
આવો જઈએ ઈશ્વર પાસે, જઈ સેવીએ ત્રિપુરારી જી,
ભક્તિ કીજે ભોળાનાથની, આપશે મદાલસા નારી જી. ૧૬

વલણ.

નારીને ઉઠવાડવી સુણી, પુત્ર મન પ્રસન્ન થયા રે;
અપ્સરા અનત સાથે લઈને, ત્રણે જણ કૈલાસે ગયા રે. ૧૭

---

## કડવું ૭૩ મું

### રાગ સામેરી.

એ પુત્ર પિતા સાથે જાતાં, શંકરતણે કૈલાસ;
રમ્ય મનહર ગિરિ નિરખી, પહોચી ગઈ સહુ આશ. ૧
જોઈ વૃક્ષવેલી ચક્ષ ચોદિશ, થયો મન આનંદ;
એવે શંકરતણુ સ્થાનક આવ્યુ, દીઠા ભૂત ભૈરવ દ્રન્દ્ર. ૨
સાંતરો સહુ સાથ કરીને, ઉભો અશ્વતર એક પાગ,
સ્તુતિ કરવા માંડી પછે, પૂરો આશ હે મહાભાગ! ૩
કલ્યાણ કરતા જગત્ ધરતા, વેદના આચાર્ય;
આરાધવા અવિધાર ઊભો, કરો શંકર કાર્ય ૪
મસ્તકવડે નમી આપને, હું સ્તવુ વારવાર,
આશ પૂરો આજ મારી, હો દાનેશ્વરી દાતાર. ૫
જગત્ સત્ કારણવડે છે, અસત્ કાર્યે જાણુ;
મુક્તિએ મળી રહ્યુ માન્યું, અર્થવત્ વેદાદિ પ્રમાણ ૬
એ સર્વ વાસ વશી રહે પ્રભુ, આપ ત્યાં અવિધાર,
અસયુક્ત તોય આપ છો હર, વળી છો સર્વાધાર. ૭
સર્વ જોઈએ સામટું પણ, ન લેપાઓ પ્રભુ આપ;
અક્ષરબ્રહ્મ હર આપ પોતે, ટાળો ભક્તના તાપ. ૮
પરમાણુ રૂપે રહ્યુ તુંમાં, અક્ષરબ્રહ્મ (જે) કેહવાય;

* લીધો.

અક્ષરબ્રહ્મ માને સહુ કોઈ, ક્ષર વિશ્વ નામ ગવાય. ૯
એ બેય વશિયાં સદાશિવમાં, તે માટ છે દૃષ્ટાંત;
કાષ્ઠે વહ્નિ પરમાણુ વસ્યાં, તેવાં આપમાં મહાંત. ૧૦
અગ્નિ રૂપે બ્રહ્મ વશિયો, પરમાણુ રૂપે જક્ત;
એમ બંને આપમાં હર, લેહવાય સમાસક્ત. ૧૧
ૐકારકેરું સ્થાન સ્થાવર, અને જંગમ માત્ર;
જે ત્રણ માત્રા તેહમાં તે, છે તવ વિષે સતપાત્ર. ૧૨
સત્ અસત્ પણ તુજ માંહે, વશ્યું તજી અહમેવ;
અકાર બ્રહ્મા ઉકાર* વિષ્ણુ, મકાર તુ મહાદેવ! ૧૩
સ્વર્ગ મૃત્યુ પાતાળ ત્રણ છે, તુજ વિષે પ્રભુ પૂર;
છો વિધિ વિષ્ણુ રુદ્ર જાતે, મહામોટા શૂર. ૧૪
સાંખ્ય વિદ્યા યોગવિદ્યા, તર્કવિદ્યા ત્રણ;
આગ્ન તેવા વસ્યા ત્રણે, શું સદાશિવ તુજ વણ? ૧૫
ગાર્હસ્પત્ય લૌકિક આહવનીય, નામ એવા જેહ;
આપમાં અવિધાર વસતા, પ્રભુ પૂરા તેહ. ૧૬
સૂર્ય ચંદ્ર ને અગ્નિ એ ત્રણ, ધર્મ અર્થ ને કામ;
સત્વ રજ ને તમઃ ત્રિવિધિ, તુજ અંગે આઠે જામ. ૧૭
છે વાત પિત્ત ને શ્લેષ્મ તુમાં, છે ઋગયજુર્ ને સામ;
બ્રહ્મચર્ય ગાર્હસ્થ્ય ને વળી, વાનપ્રસ્થ મહા નામ. ૧૮
ભૂત ભવિષ્ય વર્તમાન એ ત્રણ, કાળ કૃત ઉદ્દામ;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ ત્રણે, અવસ્થા અભિરામ. ૧૯
પિતા પિતામહ પ્રપિતામહ, એ પિતૃદેવો જેહ;
વાસ વશી તુજમાં રહ્યા, એ પિતૃકેરા દેહ. ૨૦
દિવા રાત્રી અને સંધ્યા, સમય સાચા ત્રણ;
અહો મહેશ્વર મહાપ્રભુ, એ સર્વ નહિ તુજ વણ. ૨૧
એ ત્રણ માત્રાની ત્રિપુટી, વશી રહી તુજ માંય;
હર દીન જાણી દયા આણી, ગ્રહો મારી બાંય. ૨૨
મહાદેવ મારી ભેદદષ્ટિ, તેથી માનું આદિ આપ;
આદ્યંત રહિત અનાદિ માને, વેદ મોટે માપ. ૨૩
સોમસંસ્થા સપ્તવિધિની, હવિષ સંસ્થા સાત;
પાકસસ્થા સપ્ત કેહ જે, તું વિષે સાક્ષાત. ૨૪
ૐકાર ઉચ્ચારણે તારું, ધરે ધ્યાની ધ્યાન;
એ માત્રા ત્રણ વિણ રૂપ ત્યારે, કો કરે અનુમાન. ૨૫

"અકાર ને ઉકાર તુમાં"

જે અનિર્દેશ્ય અવિકારી અક્ષય, છે દિવ્ય ને અણુમાપ;
અર્ધમાત્રા રૂપ તારે, જપે નહિ કોઇ જાપ. ૨૬
અરીને સમજ ના પડે, હર ભૂલે બ્રહ્માદેવ;
તો અલ્પમતિ અજ્ઞાન હું છું, ભર્યો તન અહમેવ. ૨૭
તદા કોઇ પેર રૂપ એવું, વસે મારે ઉર;
સમરથ નહિ તે વદન વદવા, રૂપ તારું શૂર. ૨૮
સરસ્વતી મુખે કરી, જીભે કરીને જાણ;
હર, તાલુ ઓષ્ઠ નવ કરે, એ રૂપકેરું પ્રમાણ. ૨૯
વિધિ વાસવ વસુ વિધુ, નક્ષત્ર નભ ને ભોમ;
સદાશિવ છે અંગ તારે, અનેક એવાં રોમ. ૩૦
વિશ્વ દર્શે જેહમાં, વિશ્વરૂપ રૂપે જેહ;
વિશ્વનો જે ઇશ છે તે, બ્રહ્મ રૂપે રેહ તેહ. ૩૧
સાંખ્ય ને વેદાંત જેના-વિષે કરતાં વાદ;
પ્રતિશાખાવડે જે, પ્રભુ અસ્થિર કરિયું આદ ! ૩૨
નથી આદિ, મધ્ય નથી ને, અંત નથી નિરવાણ;
સત્ અસત્ સદસત્ નથી, તવ કરું શું અનુમાન. ૩૩
અનિર્વચનીય છો સદા, એક અનેક એકાનેક;
લખી વિલક્ષણ સહુ વાતમાં, થાયે કવણ વિવેક. ૩૪
સંસારકેરી વિવિધતાએ, કર્યો આશ્રય જેહ;
જેનું નામ કો પાડી શકે નહિ, છે નામવાળું તેહ. ૩૫
ઐશ્વર્યાદિ ષટ ગુણવાળું, નામ કેહ મુનિદેવ;
ધર્મ અર્થ ને કામ મોક્ષ, વર્ણવાયે એવ. ૩૬
સત્વ રજ ને તમોગુણે, કર્યો અંગે વાસ;
શક્તિવાનની શક્તિ થાયે, જેહ માંહે હ્રાસ. ૩૭
એમ વૈભવ સર્વ વરી રેહ, દુઃખ સુખ મહાસુખ;
એવું બ્રહ્મ ભવમાં વસ્યું, એમ મુનિ ભાખે મુખ. ૩૮
સચેતનમાં જે રહ્યું વળી, અચેતનમાં જેહ;
અદ્વૈતમાં ને દ્વૈતમાં છે, બ્રહ્મ નિઃસંદેહ. ૩૯
તે સર્વમાં તું વસ્યું વાહલા, જ્ઞાનીને પ્રત્યક્ષ;
અજ્ઞાનીને દેખાય શે જો, નહિ જ્ઞાનની ચક્ષ. ૪૦
પદાર્થ નિત્ય અવિનાશી જે છે, જે નાશંવત અનિત્ય;
સ્થૂલ ને જે સૂક્ષ્મ છે, અતિ સૂક્ષ્મ નામ પ્રતીત. ૪૧
અંતરિક્ષમાં કે પૃથ્વીપર છે, વળી દિશા બીજી માંય;
તે સહુ તું થકી મળે શંકર, આવી ઊભો આંય. ૪૨

અમૂર્તિમત છે સમીરાદિ, મૂર્તિમંત પૃથ્વી આદિ;
પ્રાણીમાં નહિ કોઈ તદપિ, હોય આદિ અનાદિ ૪૩
દિવ્યમાં કે દેવમાં, આકાશ કે અવનિ પરે;
સ્વર વિષે વ્યંજન વિષે કે, વાસ વસમો જે કરે: ૪૪
તે સર્વ ઉપનું આપથી હર, નહિ બાકી કાંઈ;
ગુણાબ્ધિમાંથી ગ્રહણ કરવા, માલ શો મુજ માંહી. ૪૫
કરી વિનતિ એમ તે પછી, નૃત્યને આરંભતો;
કામ તજતો ક્રોધ તજતો, મોહ ને વળી દંભ તો, ૪૬
તાન માને ગાય ગાને, મૂર્ચ્છના ધરી આપથી;
હર રીઝીઆ તે હવાં ભાખ્યું, નિવાર્યો તપતાપથી. ૪૭

વલણ.

નિવાર્યો તપતાપથી પ્રભુ, અશ્વતર ભૂપાળ રે;
વિપ્રજન વર્ણન કરે શું, માહાદેવ દીન દયાળ રે. ૪૮

---

## કડવુ ૭૪ મું.

### રાગ વસંત.

હરકને ત્રણે નૃત્ય માંડયું, સાથે અપ્સરા અનંત;
કમલકુસુમે સર ખીલ્યું, જાણે ફૂલ્યો માસ વસંત. હરકને. ૧
તાલ મૃદંગ ઉપંગ વેણા, બોલે ઘૂઘરા ધમકાર;
અશ્વતર ચરિત્ર ગાય હરનાં, બન્યા ત્રણે તદાકાર. હરકને. ૨
તદા તાલ મેળ ચૂકે નહિ, નાચે કટિને મરડી;
ફરે ફુદડી ત્યાં પ્રેમદા, અન્યોઅન્યે ભુજ ભચરડી. હરકને. ૩
એમ નૃત્ય સર્વે માંડિયું, ત્યાં થઈ રહ્યો થેઈકાર;
છે આભરણ અનુપમ અંગમાં, કંઠે પુષ્પ પાટલહાર. હરકને. ૪
હાવભાવ દેખીને શંકર, મંદિરમાંથી ડોલ્યા;
તે બાહર નીસર્યા નાચવા લાગ્યા, થેઈ થેઈ મુખથી બોલ્યા. હરકને. ૫
શૃંગી તુરિના શબ્દ અતિશે, વિખેરાઈ શિવની જટા;
નાગ તો અબિલ ગુલાલ ઉરાડે, ઇશ્વરને ભસ્મની ઘટા. હરકને. ૬
કંઠે હારડા સર્પના સળકે, વાગે ડમરુ ને ડાક;
આવો ઉમિયાવર એમ કહે છે, તે પ્રેમે મારે હાક. હરકને. ૭
નીલકંઠજી જ્યમ જ્યમ નાચે, ત્યમ સર્પે માડ્યું સંગીત;

---

૨ પા. પૂરે પુત્ર પૂરેસ્વર પરા.

નાગનું નૃત્ય અતિ સુંદર નિરખી, હરખ્યું હરનું ચિત્ત હરકને. ૮
માગો રે માગો જે જોઇએ તે, હવે હું તુષ્માન;
સ્વામી મદાલસા નારી જીવાડો, માગિયું તવ વરદાન. હરકને. ૯
શત્રુજિતનો કુંવર ઋતુધ્વજ, તેની મોઇ છે નારી,
તે ફરીને જીવતી થાયે, રહે મૈત્રી અમારી હરકને. ૧૦
પરને અર્થે તમો યાચિયા, હર આપો વરદાન,
હર હરખ્યા કેહ મુઈ જીવજો, બોલ્યા શ્રીભગવાન હરકને. ૧૧
યમુનાની તીરે કહું છુ તમો, કરો એનું અનુપાન,
શ્રાદ્ધ કરજો એહનું, આપો ત્રણ પિંડનું દાન હરકને. ૧૨
મધ્યનો પિંડ વિડારી જોજો, નીસરે ત્રણફણી વિષધારી,
તે મધ્યની ફણી વિડારી જો જો, તેમા મદાલસા નારી. હરકને ૧૩

વલણ.

નારી નીસરશે ફણીમાથી, એવુ કહી હર વળ્યા રે,
વર પામી પન્નગ ત્રણે, યમુના તીરે પરવર્યા રે. ૧૪

## કડવું ૭૫ મું.

### રાગ ગોડીની દેશી.

વ્યાળ ત્રણે મોહિત થયા, કાલિંદીને કાંઠે ગયા,
પિતાજીએ વળાવ્યા તન, જાઓ જહીં ઋતુધ્વજ રાજન ૧
કેહશો મા વર પામ્યાની પેર, પ્રાધૂર્ણ તેડી લાવજો ઘેર,
હું આવુ છુ શ્રાદ્ધને કરી, જોઉં જડે છે સુદરી ૨
જો તમને લાગે અહીં વાર, તો તે સા મરે નિરધાર,
એવુ કહી વળાવ્યા બાળ, શ્રાદ્ધ કરવાને લાગ્યો વ્યાળ ૩
કુશશલાકા પૃથ્વીપર માંડ, જવપિષ્ટના કીધા પિંડ,
મધ્યનો પિંડ વિડારણ કર્યો, કે ત્રણફણી સર્પ નીસર્યો ૪
મધ્યની ફણી વિડારણ કરી, તેમાથી નીસરી સુદરી,
વિશ્વાવસુતણી એ કુવરી, તે ફરી નાગ ફણે અવતરી. ૫
મુખે જપતી પતિનુ નામ, કેહછે કયા આવી છુ આમ,
અશ્વતરે તેડી કૂમાર, અથઇતિ કહ્યો સમાચાર. ૬
તવ પાગ પડી મદાલસા, તમો છો મારે પિતા જશા,
તમો દેખાડો વનનો પથ, કયા બેઠા યોગી થઈ કથ. ૭
નાગ કેહ આવો પાતાળ, મળશે સ્વામી સદેહ ટાળ,

પછે આવ્યા પોતાને ઘેર, પ્રાહૂણાચાર કીધો રુડિ પેર. ૮
એકાંત હતી એક ઓરડી, રાખી ત્યાં મદાલસા ગોરડી;
સકળ વસ્તુ તે માંહે ભરી, દ્વાર ભીડી રાખી સુંદરી. ૯
એ વાત એટલેથી રહી, કુંવર ગયા મિત્ર છે જહીં;
આવતા દીઠા બન્ને વીર, ઋતુધ્વજે નેણે ભરિયું નીર. ૧૦
ભલા ભાઈ લીધા સમાચાર, શું કહીએ ત્રિયા વારોવાર;
મદાલસાએ હું પરહર્યો, તો તમો પ્રેમ શાને ધરો? ૧૧
દૈવે હું કીધો દૂબળો, મન મૂકીને શાને મળો;
સર્પ કહે મહીપતિ સુણો, અશ્વતર પિતા જે અમતણો. ૧૨
તેને સમાચાર અમોએ કહ્યો, પિતા અમારો દુખિયો થયો;
તે બીએ મોકલ્યા છું આમ, કહ્યું પ્રાહુણા તેડી લાવો ધામ. ૧૩
તે આવે તો હું જમું અન્ન, તે માટે આવ્યા રાજન;
ઋતુધ્વજ કેહ મેં સાધ્યો જોગ, હવે પ્રાહુણાનો શો ભોગ? ૧૪
મદાલસા જો પીરસે અન્ન, તો આ મુખ કરે ભોજન;
તે ભૂખી તો હું કયમ જમું, એમને એમ ક્ષુધાએ શમુ. ૧૫
હા મિત્ર! રુડું થાય દૈવવાત, શકે મદાલસાને આપે તાત;
એવો બોલ બંધવે કહ્યો, ઋતુધ્વજ તવ બેઠો થયો. ૧૬
નારીને નામે થયો વિહ્વળ, ચાલો જઈએ થાય ઉતાવળ;
તે તો પાતાળે ત્રણે પરવર્યા, અગાધ જળમાંહે સૌ ઊતર્યા. ૧૭
તેને નાગની વિદ્યા શીખવી, રાજાને જળની ગતિ હવી;
અશ્વતર આગળ આવ્યા સાપ, કાં જે પૂર્વનો છે પ્રતાપ. ૧૮
વિવિધપેર કીધો પ્રાહુણાચાર, પહેલાંનો કહ્યો સમાચાર;
સ્વાગત કીધી સર્વે મળી, રાજકુંવર ઘણું જોયો કળી ૧૯
મુખે નામ નારીનું વદે, રાત દિવસ ત્યાં જપે એ હદે;
જેણે નવ ઈચ્છ્યો ત્યાં સ્વાદ, કો સાથે નવ કરે સંવાદ. ૨૦

વલણ.

નૃપ સંવાદ ન કરે સુખે, ચિત્તે મદાલસા નામ રે;
પછે વિદાય માંગી રાજકુવરે, કાકાને કરી પ્રણામ રે. ૨૧

## કડવું ૭૬ મું.

### રાગ રામગ્રી.

કર જોડીને કુંવર ઉચ્ચરે, મુને વિદાય કીજિયે જી,
યોગીને ભોગ ઘટે નહિ, માટે આજ્ઞા દીજિયે જી. ૧
પછે અશ્વતર એણીપેર બોલ્યો, મન ગમે તે માગો જી,
જે વસ્તુ વાહલી હોય તે, લજ્જા તજી માગો, હું કાકો જી ૨
અધો મુખે ઋતુધ્વજ બોલ્યો, સાભળો માહરાય જી,
માગે જે માગવુ તે, ઈદ્રિ નવ અપાય જી ૩
દ્રવ્ય હસ્તિના દાનરા, અત્યંત ભરિયુ ધન જી,
તમારે પ્રતાપે કરીને, મારે નથી કાંઈ ન્યૂન જી ૪
મેં તો રાજસુખને પરહરી, યોગીભિક્ષા યાચવી જી,
સર્વે ત્યાગીને થયો વેરાગી, તેને લક્ષ્મી શી માગવી જી ૫
નાગ કેહ પુત્ર એમ ન કીજે, કયમ અમથા જાઓ જી,
ગુહ્ય વારતા માગીએ, જેથી સુખિયા થાઓ જી ૬
કુંવરની તવ આંખ ભરાઈ, નયને ભરિયા પાણી જી,
મુજને શુ આણી આપશો, મદાલસા મુજ રાણી જી ૭
બાળ કહે બોલ પાછો, ગળે ગદગદ ખરે આંસુ જી,
ઝારી સુવર્ણની પાણીમાહે, નાખવી તે ફાંસુ જી ૮
મારે જે માગવુ તે, કર્તારે ન અપાય જી,
કોણે સાભળ્યુ કોણે ન સાભળ્યુ, વળી ગળગળો થાય જી ૯
ઘટે નહિ તે માગુ છુ, કેહ છો સર્વ કોઈ જી,
જીવતી કરીને આપો પિતાજી, મમ મદાલસા મોઈ જી ૧૦
નાગ કહે તેં એ શુ માગ્યુ, એક મદાલસા નારી જી,
નવી નવી કેહ તો કન્યા, આણી આપુ હજારી જી ૧૧
આ પેસી ઓરડી વિષે, તેડો હાકજ મારી જી,
પ્રેમ હશે તો આવશે, વિશ્વા વસુરાજ કુમારી જી ૧૨
રાય આવ્યો ડગમગતો, તે ઓરડી ભણી ચાલી જી,
હાંક મારી ઓ પ્રેમદા, બેઉ ટોડલા ઝાલી જી. ૧૩
ધણિયાણીની ધખના, તે બોલ્યો કરીને લાડ જી,
અન્યોઅન્યની પ્રીતિ જોતા, ફાટી ગયા કમાડ જી ૧૪
ઓરડી ઉઘડી ગઈ ધડાકે, મળ્યા ચાર લોચન જી,
સામ સામા તેહ ધશિયા, દીધા આલિંગન જી ૧૫

તે તો વળગ્યાં વછૂટે નહિ, રડતાં તે હૈયું ફાટે જી;
નાગ માત્ર મળ્યા ટોળે, જાતા આપ આપણી વાટે જી. ૧૬

વલણ.

વાટે જાતા વ્યાળ થંભ્યા, પણ લાજે નહિ નરનાર રે;
સુખ પામી સંસારનું તે, પછે ગયાં અયોધ્યા મોઝાર રે. ૧૭



## કડવું ૭૭ મું.

### રાગ દેશાખ.

મળ્યાં મહીપતિ મદાલસા, ચાલ્યાં સ્નેહાશ્રુ નદીપૂર રે;
નેત્ર તુરી કટાક્ષ કરીને, ચઢ્યાં તે બન્ને શૂર રે. ૧
વ્યોમ મારગે વીજળી ઝબૂકી, ત્યમ કંચનને મળી કામિની રે;
સંતોખ્યા સ્વામી પોતાતણા, પછે તે બોલ્યાં ભામિની રે. ૨
તમે મંદિર પધારો મહિપતિ, સર્વને દેવા સુખ રે;
તાપ ટળે તમ માબાપનો, જોતાં તમારું મુખ રે. ૩
વચન સુંદરીનાં સુણીને, ગયો નાગ સભાય રે;
સુખ હૃદય હર્ષ અતિ ઘણો, આનંદ અંગ ન માય રે. ૪
જેની કમળ સરખી હથેલી, અને નેત્ર બે અંબુજ રે;
ગંભીરતાએ સમુદ્ર સરખો, કરિ શુંડ સરખા ભુજ રે. ૫
ત્યાં સર્પ માત્રે માન દીધું, ને આપિયું આસન રે;
પાંચ દિવસ પ્રાઘૂર્ણ રાખ્યાં, તે તો સ્યામા ને રાજન રે. ૬
પછે મુહૂર્ત જોષીએ જોયું, શુભ તિથિ શુભ વાર રે;
સામગ્રી ઘણી સંઘાતે દેઈ, વળાવ્યાં નરનાર રે. ૭
સર્પ સહસ્ર સંઘાતે થયા, તે તો સજ્જને શણગાર રે;
વાજિત્ર નાના વિધતણાં, ત્યાં થઈ રહ્યો થેઈકાર રે. ૮
સહસ્ર સર્પ સંઘાતે આવ્યા, વળાવા અયોધ્યા ગામ રે;
નરનારી બંને શોભતાં, રતિનો રાજવી કામ રે. ૯
વસ્ત્ર વાહન વ્યાળતણાં, તેણે શોભી રહી છે કાંતિ રે;
શકે લક્ષ્મીસહિત ભગવાન આવ્યા, એવી પ્રજાને થઈ ભ્રાંતિ રે. ૧૦
રણતૂર ને નફેરી વાજે, બહુ ગાજતાં નિશાણ રે;
શત્રુજીતની સભામાંહી સેવકે, કુંવર આવ્યાનું કીધું જાણ રે. ૧૧
નગર સઘળું ઉલટયું, ત્યાં ઉલટ અંગ ન માય રે;
સ્વપ્ન સરખું સાંભળીને, ત્યાં ધ્રીઝ્યાં માતપિતાય રે. ૧૨

દરબારે અસવાર અલબેલડા, શોભિતા નાગકુમાર રે;
છાંટણાં છાંટ્યાં ચોક ચૌટે, અતિ પટકુળ બાંધ્યા દ્વાર રે. ૧૩
માતપિતા તો આવી મળિયાં, ટળિયાં તે મનનાં દુઃખ રે;
સૌએ મુક્તાફળે વધાવિયાં, તવ સર્વ કો પામ્યાં સુખ રે. ૧૪
નહોતું સાંભળ્યું તે સાંભળ્યું, પામી મરણ જીવે ન કોઈ રે;
ગાજતે વાજતે આવિયાં, સર્વ પ્રજા સુખણી હોઈ રે. ૧૫
પછે નાગનંદન આવિ મળ્યા; શત્રુજીતને લાગ્યા પાય રે;
જે ઓશિકળ અમો થયા, તે શિવજીની કૃપાય રે. ૧૬
અથ ઇતિ માંડી તેનો, કહ્યો તે સમાચાર રે;
વાત ચાલી ચૌદ લોકમાં, જે મોઈ જીવી નાર રે. ૧૭
ત્યાં માન વાધ્યું માનનીનું, સર્વ પૂછે મૃત્યુની વાત રે;
સમાચાર સુણી મળવા આવ્યાં, નારીનાં માત ને તાત રે. ૧૮

વલણ.

મળી ગયાં માત ને તાત નારીનાં, આનંદ અતિ થયો હૃદે રે;
મદાલસાએ શું કર્યું, તે જન પ્રેમાનંદ વાણી વદે રે. ૧૯

## કડવું ૭૮ મું.

### રાગ ધનાશ્રી.

નારદજી વાણી વદે, સુણ યુધિષ્ઠિર રાય જી;
નર નારીના દિવસ સેહજે, હાસ્ય વિનોદે જાય જી. ૧
પાતાળકેતુ ફરીને આવ્યો, અતીતનું લેઈ રૂપ જી;
તેની માયા નાગે ઓળખી, શીખવ્યો ઋતુધ્વજ ભૂપજી. ૨
મદાલસાનો પ્રાણ હરનારો, આવ્યો બીજી વાર જી;
પણ રાજાએ તેને ઓળખી મૂક્યો, ન લાગ્યો દાનવભાર જી ૩
નૃપે એક દિવસ અતીતને તેડ્યો, ભોજન કરવા ભવન જી;
તેમાં અતીત રૂપે તે આવ્યો, ખાધું સઘળું અન્ન જી. ૪
દૈત્યે માયા પ્રકટ કીધી, તે જાણી ઋતુધ્વજ ધીશ જી;
ખડ્ગ ગ્રહી કેશ ઝાલી ઝટ, છેદ્યું દૈત્યનું શીશ જી. ૫
જયજયકાર અયોધ્યામાં વર્ત્યો, અસુર નાંખ્યો મારી જી;
પછે સુખે દંપતિ રેહવા લાગ્યાં, ભોગવે ભોગ નરનારી જી. ૬
શત્રુજિત ગયો તપશ્ચર્યા કરવા, રાજ્ય પુત્રને સોંપી જી;
સત્કીર્તિ સાં ઋધ્વજકેરી, રહી ચોદિશાએ વ્યાપી જી. ૭
પછે ઋતુધ્વજે રાણી સાથે, કરવા માંડ્યો વિહાર જી;

પર્વતનાં ઝરણામાં વિહરે, નદીતટમાં નરનાર જી. ૮
રમણિક વન ઉપવનમાં બંને, કરે કામની કેલિ જી;
કામની ઉપમા કયી પેર આપું, અધિક અલબેલો અલબેલી જી. ૯
મદાલસાએ વિષયથી નિવારી, સ્વામી આણ્યો પુરમાં જી;
મહાધાર્મિક ઋતુધ્વજે પણ, પ્રજા પાળી શહેરમાં જી. ૧૦
ઔરસપુત્રની પેઠે પ્રજાને, રાજા પાળે પ્રીતે જી;
જન કહે પિતા કરતાં પુત્ર સવાયો, પ્રીતે રીતે નીતે જી. ૧૧
કાળક્રમે ઋતુધ્વજથકી, મદાલસા થઈ પુત્રવતી જી;
ઋતુધ્વજે મહા આનંદે તેનું, નામ પડાવાની કરી મતિ જી. ૧૨
ક્ષત્રિયઘટિત 'વિક્રાંત' નામથી, રાયે સુત બોલાવ્યો જી;
તે આપ્ત વર્ગને રુડું લાગ્યું, ભાવ મદાલસાને ન ભાવ્યો જી. ૧૩
તે કારણ હસી હરિવદની, કોઇએ ન આપ્યું લક્ષ જી;
મહોત્સવ મેહરાણમાં ડૂબ્યાં, પણ વનિતાએ રાખ્યું વક્ષ* જી. ૧૪
કેટલીક કાળ વીત્યા પછે તે, બાળક રોવા લાગ્યો જી;
મૂઠીઓ વાળી પગ ઉંચા કરી, ઉંઆ ઉંઆ અનુરાગ્યો જી. ૧૫
રામા તેને રમાડતાં બોલી, રખે સમજે ઉંઆ ઉંઆ જી;
ભૂલો પડી ભવમાં ભટકયો તો, ખંડાશે તારા પુંઆ જી. ૧૬
તું શુદ્ધ સ્વરૂપ છે નામ વિનાનો, હમણા પાડ્યું નામ જી;
એ કાલ્પનિક નામે મોહ ન કરતો, મોહ ભૂલાવે રુડો રામ જી. ૧૭
આ પંચભૂતાત્મક દેહે જે ઠરશે, તે નથી તારો મારો જી;
તેમ નથી તું તેનો નિશ્ચે, સત્ય સુત અવિધારો જી. ૧૮
એમ છે તો પછી કોને રડવું, ઉંઆ ઉંઆ શામાટે જી;
આત્માથકી ઉપજેલો તું પોતે, ઉચ્ચારે શાસાટે જી? ૧૯
હું જાણુંછું નિશ્ચે વાહલા, તું નથી રડવાવાળો જી;
પણ નૃપતિનો સુત મનાયો, તે થૈ પડ્યો તું કાલો જી. ૨૦
વિચારી જો તું ઇંદ્રીમાં ભર્યા, ભાતિક ગુણ અવગુણ જી;
તે કાલ્પનિક વિણ કાં છે તું, એ તો રાડ્યે લાગ્યું ઋણ જી. ૨૧
જેમ દુર્બળ જનનાં પંચભૂત તે, અન્ન પાણીએ વાધે જી;
તેમ તારાં અલ્પા વધશે તેમાં, સિદ્ધાઈ કેઈ સાધે જી. ૨૨
વૃદ્ધિ થાયે વપુની એ પેરે, પણ તું છું આત્મારામ જી;
તેને વૃદ્ધિહાનિ હોય ન બીયા, જે અભેદ્યાછેદ્ય અભિરામ જી. ૨૩
કભાય એક હતો આ પૂર્વે, જરકશીનો ઝાતકાર જી;
મલિન થયો પીંખાઈ ગયો તે, ગયા તૂટી પંચ તાર જી. ૨૪

* છાની.

સંધર્યો નહિ પછી તેને કોઇએ, બળી જઇ રહ્યો બીજે જી;
તે પેરે તું આ દેહમાં આવ્યો, રાજા માની શે રીત્રે જી. ૨૫
મોહવડે તું પ્રથમ બંધાયો, ત્યાં કર્યાં રૂડાં કર્મ જી;
તેથકી અધિક બંધાવા અહિયાં, આવ્યો તું પૂરો પર્મ જી. ૨૬
કંઈ તાતભાવે કંઈ પુત્ર ભાવે કરી, કંઈ માતૃભાવે દેહ ધાર્યો જી;
કંઈ સ્વામીભાવ કંઈ મારું કહીને, કંઈ મારું નહિ ઉચ્ચાર્યો જી. ૨૭
એ પ્રકારે ભૂતસમૂહને, માન્યો મારો મારો જી;
પણ ન વિચારી જાણ્યું તેં રતિ, આવે એક દિન વારો જી. ૨૮
સુખ આવ્યે સહુ જેમ વિચારે, તે રેહગે અંતસુધી જી;
દુઃખતણું પણ એવું ધારે, હોય અકર્મી ન સુધી જી. ૨૯
સુધી સવે એહ જાણે છે, જે ફરતા ફરતી છાંયડી જી;
મૂઢમતિ ગૂઢગતિ ન જાણે, લખે સરખાં માંડ ને માંયડી* જી. ૩૦
સંસાર મોહે જેહ મોહવાયા કેહ, દુઃખને જાણે સુખ જી;
અશુભને શુભ જાણે નિશ્ચે, માને નહિ કહે રૂખ જી. ૩૧
ખોટાને ખરું એ વિધ માને, અશુચિને શુચિ જી;
એ વાત તુને જણાવું આજે, રુચિ તેહ અરુચિ જી. ૩૨
હરિવદની કહે હાસ્ય કરે છે, પણ નથી કરતી હાસ્ય જી;
અસ્થિનું દરશન તેહ કરવે, કોણ રીઝ એવે લાસ્ય† જી. ૩૩
હરિણનયની હરણસમાં બે, નેત્ર દેખાડે જેહ જી;
શરીરાંતર્ગત વસામલિન એ, કર્દમ‡ લોચા બેહ જી. ૩૪
કનકકુંભ કે કમલકોશ કહી, કવિઓ વર્ણે સ્તન જી;
નારી વક્ર નયનથી નિરખી, હરી લે હરનું મન જી. ૩૫
પણ એ તો ઘટ્ટ બાઝી ગયેલું, આમિષ છે તું જાણ જી;
રતિનું સ્થાનક રામા છે શું, નથી નર્કનું નિરવાણ જી. ૩૬
આ પૃથ્વી પર એક વાહન છે વર, તે વાહને બેઠો દેહ જી;
તે દેહમાં કોઇ અવનવો બેઠો, માંનો નિઃસંદેહ જી. ૩૭
હવાં તું વિચારી જોજે, જેવું મારાપણું સ્વય અંગે જી;
તેવું મારાપણું પૃથ્વી ઉપર નહી, કે રથકેરે રંગે જી ૩૮
હવાં એ પરથી શુંયે જણાયે, મૂઢપણું કે બીજું જી;
અજ્ઞાન એવો રાખી તને હું, કેયી પેરે પુત્ર રીઝુ જી. ૩૯
એમ નિશદિન મદાલસાએ, વધતા બાળને વધતું જી;
મહાજ્ઞાનદાન દેવા માંડયું, કારજ ચાલ્યું સધતુ જી. ૪૦
રમાડવા કે જમાડવામાં, માતા અર્પે જ્ઞાન જી;

* માંયડી=બળદનો મુખબન્ધ. † નૃત્યનો એક ભેદ. ‡ કાદવ.

તે પણ મમત્વ રહિત રૂપનું, પછે કો નવ હોય મહાન જી. ૪૧
જેમ જેમ મોટો થાવા લાગ્યો, તેમ તેમ પામ્યો બળ જી;
પિતાવડે સારી મતિ પામ્યો, માવડે વિજ્ઞાન ફળ જી. ૪૨
આત્મા કવણ ને દેહ કવણ છે, પામ્યો રૂડું જ્ઞાન જી;
તે પણ વળી જન્મારંભથી, માતામુખનું દાન જી. ૪૩
પછે નિર્મમત્વ થાય તેમાં શું, આશ્ચર્ય માને કોઈ જી;
નિર્મમત્વ થયે સંસાર ન સેવે, હોય સગાં રેહ રોઈ જી. ૪૪
તે પ્રકારે કર્યું વિક્રાંતે, ગયો વન તજી માબાપ જી;
ઋતુધ્વજને મહાદુઃખ મન, પ્રકટ્યો તનમાં તાપ જી. ૪૫
પણ ભવબંધન છે જ અનુપમ, તેણે બાંધ્યો રાય જી;
મદાલસા ફરી ગર્ભવતી થઈ, રાય રીઝયો મહાકાય જી. ૪૬
એક પછી એક પાથરી મૂકયા, આશનિરાશના ફંદ જી;
જો પરિયાં* કરું પુણ્ય હોય તો, લહે ગોવિંદ બાળમુકુંદ જી. ૪૭

વલણ.

સેહ ગોવિંદ બાળમુકુંદ જે, તે તરે ભવાબ્ધિ જાણ રે;
વળી મદાલસાએ પ્રસવિયો, એક બીજો સુત નિવારણ રે. ૪૮

## કડવું ૭૯ મું.

રાગ ધનાશ્રી–ઢુંકડી.

પ્રસવ્યો બીજો પુત્ર મદાલસાએ, જાણી ઋતુધ્વજે વાત;
વન ગયાનો શોક તે વીસર્યો, થઈ પ્રફુલિત જાત. આશ બંધાણીજી. ટેક. ૧
કેટલાક દિન વીત્યા પછી તેણે, પુત્રનું પાડયું નામ;
રમ્ય બાહુવાળો બાળ રમે અતિ, હરિ રૂપે કોટિક કામ. આશ૦ ૨
રૂડા બાહુ માટે નામ સુબાહુ, પાડયું નૃપે નિરવાણ;
તવ મદાલસાએ હાસ્ય કર્યું વળી, પણ સમજ્યો નહિ સુજાણ. આશ૦ ૩
વળી નારીએ નિશ્ચય કીધો, કરવો એને જોગી;
પછે હુલાવવા ફુલાવવા મિષે, નારે કર્યો નીરોગી. આશ૦ ૪
વિક્રાંતને આત્મતત્ત્વ જણાવ્યું, તેવું ભણાવ્યું આને;
બ્રહ્મજ્ઞાની સુબાહુ હવો તે, સંગ રંગ નવ માને. આશ૦ ૫
માતપિતા નહિ બ્રહ્મજ્ઞાનીને, થાય એમનાએમ;
તેવો સુબાહુ થઈ ગયો જ્ઞાની, વન વશી ધાર્યો નેમ. આશ તવ તોડીજી ૬
બોધ ઋતુધ્વજનો નવ માન્યો, તે રહ્યો કર ધરી;

* બાલક્નું

મહાદીન મનથી થયો રાજા, નાર ઉર ઉતરી આશ તવ૦
પ્રફુલિત પદ્મમાં બિંદુ પડતાં, વાર ન થાયે જેમ;
મદાલસાએ વળી ગર્ભ ધર્યો છે, તે વેગાએ તેમ. આશ બંધાણીજી.
કંઇક રાજાનું વળી મન માન્યું, જુઓ ભૂલવણી કેવી;
જતા કે મરતા જુએ છે જાતે, તોય આશા ડુંગર જેવી. આશ૦
પૂરે માસે પ્રસવ થાતાં, જણિયો રાણીએ સુત;
રાજા રીઝી મોદ પામી નિરખે, માની મોટું અદ્ભુત! આશ૦
જોષી કેહ મહાપરાક્રમી થાશે, તેથી પાડ્યું પિતાએ નામ;
શત્રુમર્દન શોભિતું સારુ, નામે અરિ નમે ઉદ્દામ. આશ૦
તે સાંભળી મદાલસા નારી, અટ્ટહાસ્ય કરી હસતી,
પણ નગારખાને પીપુડી સ્વની, ગણના કોને ન વસતી. આશ૦
એમ ખરાકેરી અવગણના લેખી, પ્રબોધ્યો પત્નીએ પુત્ર;
નિષ્કામ નર તે નૌતમ નીવડયો, ભાળ્યું ભૂપધરસુત્ર. આશ તવ તોડીજી ૧
લૌકિક કાર્યે કે પરલોકે, ભોગયોગ્ય નહિ તેહ;
તેવુ કાંઈ તે સુતે સાધ્યું, થઇ મતિ નિ:સંદેહ. આશ તવ૦ ૧
વને જઈ વપુ દમવા લાગ્યો, ગયો પૂઠે ઋતુધ્વજ રાજ;
કવણુ માત ને તાત કવણુ છે, બોલ્યો સુત તજી લાજ. આશ તવ૦ ૧
ઘણા ઉપાય કર્યા નૃપતિએ, પણ તે નવ ફર્યો પાછો;
જેના જન્મોજન્મનો રોગ ગયો, તેને લેવા શે પડે લાછો.* આશ તવ૦ ૧
હારી થાકી પિતા ઘેર આવ્યો, નિશ્વાસ નાંખી બેઠો;
મદાલસા મન મગ્ન અતિશે, તેણે દેહમાં અતનુ† પેઠો. આશ તન બાંધિજી. ૧
વળી સગર્ભા થઈ તે નારી, તવ રાયે વિચારી મસ,
ચોથો ચોક પૂરે હવા નિશ્ચે, એવી વાધી આશા અસ. આશ નવી બાંધીજી. ૧
જેનું મુએલુ માણુસ જીવ્યુ, તેની આશા હોય કેવી;
અનુપમ અવિધારી કેહવી, નહિ ડુંગર જેવી તે દેવી. આશ૦ ૧
તે આશાને વધારે એવો, સાંભળિયો વળી શબ્દ;
મદાલસાએ પુત્ર જ જણિયો, સુણી મન થયું લબ્ધ. આશ૦ ૨૦
વધામણિયો વેંચાઈ પુરમાં, ચોથો પૂરશે ચોક;
આનંદોત્સવ ઘરઘર થાતા, નૃપમન શોકાશોક. આશ૦ ૨૧
એ રેહ તો વધામણી વારુ, નહિ તો વધાઈ દુ:ખની,
જંગલમાં જોગી થઈ જાયે, તો આશા શી સુખની. આશ૦ ૨૨
એમ તર્કતુરીએ ચઢી નૃપ આવ્યો, સુતને જોવા હેજે;
રૂપે રઢ લાગી રાજાને, [નામ રુડું પાડે તે. ૨૩

---

* અગ્નિનો શેક † કામદેવ

વલણ.

હું નામ પાડું નિશ્ચે હવાં, એવે મદાલસા હસતી લહી રે;
તે કારણ કૌતક નૃપને લાગ્યું, જે વિપ્રજન વરણે સહી રે. ૨૪

---

## કડવું ૮૦ મું.

### રાગ ગોડી.

હસતી પ્રિયાને જોઈ રાજા, બોલ્યો મન ધરી મરજાદા;
નારી જ્યારે પાડું હું પુત્રનું નામ, ત્યારે તું હાસ્ય કરે વરવામ. ૧
તેનું કારણ કેહ કામિની, તને રુચે ન શું ભામિની?
વિક્રાન્ત પાડ્યું મેં એકનું નામ, સુબાહુ બીજાનું અભિરામ. ૨
ધર્યું શત્રુમર્દન તૃતિયાભિધાન, તેને આપે ન તુ શે માન;
અભિરામ નામ ક્ષત્રી યોગ્ય, શું તે લાગ્યાં તને અયોગ્ય? ૩
અહો ભદ્રે જો તે નામ, લાગે અસત્ કે ઉદ્દામ;
તો આ ચોથા તનુજ કેરું, ધરજ નામ તું કાંઈ અનેરું.* ૪
તારા હસવાનું કારણ જેહ, મુને લાગેછે કંઈ સંદેહ;
મદાલસા કેહ હે મહારાજ, તમ ઇચ્છિત કરવું કાજ. ૫
એહ ધર્મ મારો નિરવાણ, પાળું આજ્ઞા આજ સુજાણ;
આપનો જે ચોથો સુત, થશે મતિમાન અદ્‌ભુત. ૬
થશે ધર્મજ્ઞ મોટો જ્ઞાની, કહું કર્મની વાત હું છાની;
એવો ગુણીયલ જોઇને રાય 'અલર્ક†' નામ ધરુ સુખદાય. ૭
એહ નામની વ્યાપ્તિ થાશે, ગુણ અલર્ક નામે ગાશે;
એવું અર્થવિહોણું નામ, બોલી એકાએક વામ. ૮
અસબદ્ધ ને કર્ણકઠોર, લાગ્યો નૃપને નામનો સોર;
તે સુણી હસ્યો ભૂપાળ, પછે બોલ્યો તે તતકાળ. ૯
ભામિની મારા સુતનું નામ, શું પાડ્યું 'અલર્ક' એવું આમ?
એનો અર્થ શો ને એ શુંય, તે તો કેહ ન સમજ્યો હુય. ૧૦
મદાલસા કેહ કાલ્પનિક એહ, નામ પાડ્યું આવ્યું ઉર જેહ;
માત્ર વ્યવહારઅર્થે નામ, જગત ઓળખે એને સ્વામ. ૧૧
નામશબ્દે ચાલે વ્યવહાર, બીજે નામ વિષે નવ સાર;
નથી પાડેલા નામમાં અર્થ, એમ આપ કહો સમર્થ. ૧૨
તો તમારાં પાડેલાં અવિધાન, નથી અર્થવાળાં મહાન;

* અવનવું † હડખાયો કુતરો

તે સર્વ સમજાવી ભાખું, તમે પાડ્યાં તે ખોટાં દાખું ૧૩
સુધી સમજણવાળા જેહ, કેવો માને આત્માને તેહ,
સમજાવું તેહ હું આજ, એકે ચિત્તે સુણો મહારાજ. ૧૪
સર્વ વ્યાપી આત્મા નિરવાણ, જેના શાસ્ત્ર પૂરે પ્રમાણ,
'ક્રાંતિ' શબ્દના અર્થ કહિયે, 'જવું એક સ્થળથી બીજે લહિયે' ૧૫
તેની આગળ 'વિ' મૂકી જ્યારે, વિશેષ એવો અર્થ થયો ત્યારે,
એવું મળી થયું વિક્રાંત, તેનો અર્થ કહું મહાંત. ૧૬
એક દેશથી બીજે જનાર, એવો અર્થ એ નામનો સાર,
કિંતુ દેહનો ઈશ્વર આત્મા, સર્વત્રગામી તે પરમાત્મા ૧૭
વ્યાપી રહ્યો તે વિશ્વમાંય, તે એકથી બીજે ક્યાં જાય?
એમ એક સ્થળેથી બીજે સ્થળ, ગતિ કરવાનું ન હોય બળ ૧૮
અસંભવ દોષ દર્શે ધવ એમાં, વિક્રાંત સંજ્ઞા માની તેમાં,
મારું તો માનવું એવું છે સ્વામ, વિક્રાંત અર્થ વિનાનું નામ. ૧૯
પાડ્યું બીજા પુત્રનું તમે નામ, જોઈ બાહુ તેના અભિરામ,
તેને સુબાહુ સંજ્ઞા આપી, તેને શકો ન સ્વામી થાપી ૨૦
આત્મા અમૂર્ત કહે વેદ, તેણે થાય શબ્દી સંજ્ઞા છેદ,
નિરાકારને શાના હાથ, નામ ધરતાં ન સૂઝ્યું નાથ? ૨૧
તમારા ત્રીજા પુત્રનું અભિધાન, પાડ્યું શત્રુમર્દન માહ માન,
તે પણ અર્થસંબંધે વિહીન, એવા રુચે નામ તો દીન ૨૨
એનો અર્થ કરી હું ભાખું, ખોટું પાડેલું નામ આખું, ૦
સર્વ દેહમાં આત્મા છે એક, દર્શે દેહપણે વ્યતિરેક ૨૩
પછે શત્રુ ને મિત્ર કોણ, હાવી ભૂલવણી જોઈ ઓણ,
મળી ભૂત ને ભૂતનો જથો, અક થાય કે નહિ તે કથો? ૨૪
એકત્ર થાય મોહની એવું, સયોગ વિયોગનું પદ લેવું,
ઉપજે ને મરે પચભૂત. નથી એ માંહી અદ્ભુત ૨૫

ત્યારે મારું અલર્ક નામ શું ખોટું, વ્યર્થ દૂષણ દ્યો કાં મોટું ૩૦
જોઈ રાણીનું જ્ઞાન, રાયે તેના વદવાને આપ્યું માન;
તારું પાડેલું પૂરું નામ, અને માનીશું મોટું વામ! ૩૧
અલર્ક મારા કુળનો એક, જોઇએ રાખે છે કેવો ટેક;
એમ રાજા ઉઠી ગયો, રાણી જ્ઞાને ખુશી બહુ થયો. ૩૨
રાણી પુત્રને દે શિક્ષાય, કહી આત્મબોધ કથાય;
તે એકદા સુણિયું રાય, સ્ત્રીને કેહ આ શું કેહવાય! ૩૩
છું મૂઢમતિ તું મહિલાય, આવું કૃત્ય તારાથી ના થાય;
મારા ત્રણ પુત્ર કાઢ્યા વનમાંય, મોકલવો આને પણ ત્યાંય? ૩૪
દુષ્ટ પ્રબોધ દે તું કયાંય, નસંતાન કરવા બેઠી આ'ય!
જોતું મારું ઇચ્છે સારું, તો છોડય જ્ઞાનપદ જે તારું. ૩૫
ગણે વેણ માનવા યોગ્ય મારું, તો એક વિનતિ હું ઉચ્ચારું;
આને પ્રવૃત્તિપથનો દે બોધ, આત્મજ્ઞાનનો કરી રોધ. ૩૬
કર્મમાર્ગનો લાગ્યે પ્રબોધ, ભૂલશે આત્માનો શોધ;
એથી કર્મસમુચ્છેદ અટકશે, ત્રણ જેવો નહિ ફટકશે. ૩૭
પ્રિયા પિતૃ નહિ ભટકશે, ઉંધે શિરે નહિ લટકશે;
કેટલાક પિતૃઓ પિતૃલોક, કેટલાક સુરલોકે અશોક. ૩૮
કેટલાને તિર્યક્ભાવ રોકે, એમ વસે દુઃખી સુખી ઓકે,*
સુરલોકે રહ્યા પિતૃ જેહ, આહુતિએ તરપે તેહ. ૩૯
પિતૃતર્પણ પિતૃલોકે, તૃપ્ત થાયે આવી અશોકે;
નરકે પડિયા પિતૃદેવ, ત્રિપિંડપ્રદાને સુખી એવ. ૪૦
જે પિતૃ પામ્યા મનુષ્યપણું, કે ભૂત થઈ ભટકે ઘણું;
પુણ્ય કે પાપે હોય યુક્ત, ભૂખ્યા કે દીનતા સંયુક્ત. ૪૧
વા પડી કંઠે કાચકી તરસે, જીહ્વા તાળવે તેણે સ્પરશે;
એવાં એવાં અનેક દુઃખ, પિતૃ પામતા હોય પ્રમુખ. ૪૨
તેવાને કર્મમાર્ગાસક્ત, પિંડપ્રદાને કરતા રક્ત;
ઉદકપ્રદાને પણ તરપે, સુત કર્મી હોય તે અરપે. ૪૩
અહો અભિરામ ભૃકુટિવાળી, મદાલસા વાહલી રસાળી;
વળી કર્મ આચરનારથી શુંય, થાય તે કહી દાખું હુંય. ૪૪
થાયે દેવની સેવા સારી, અતિથિ પૂજા અવિધારી;
એ કેવાં મોટાં બે કાર્ય, જે ભૂલે તે હોય અનાર્ય. ૪૫
નર ધારી ન શકે ઉત્સાહ, કરતા સ્વયં બળે નિરવાહ;

૩૨ પા 'એમ કહી રાજા ઉઠી જાય, મદાલસા મન મકલાય.' ૩૫ પા. 'તો છોડય કુટિલપણું તારું.' * સ્થાનકે.

સુર નર પિતૃ ને પ્રેત, ભૂત ગુહ્યક પક્ષી સમેત. ૪૬
કૃમિકીટ સર્વે સાહ્ય, જીવનવૃત્તિ ચલવે મહાકાય;
માટે માનિની મૃગાનયણી, થઈ ક્ષત્રી સમૃદ્ધસુખદયણી. ૪૭
કુળસુતને શિખવ શુભ કામા, શીખવ્ય નીતી મમ અભિરામા;
ક્ષત્રાણીએ કરવા જોગ, તે મારા સુતને શીખવ ભોગ. ૪૮
જે આ લોકે ને પરલોકે, વળી ફળ આપે સર્વે એકે;
તેવું સુતને શીખવ્ય નારી, માની આ વારકી વિનતિ મારી. ૪૯
જોઈ સ્વામીની એવી ગતિ, બોલી મદાલસા મહામતિ;
સ્વામી સૂઓ જઈ નિરાંતે, ભમશો નહિ ભૂલી ભ્રાંતે. ૫૦
જેવી ઇચ્છા મનમાં આવી, તેવું થાશે સુતનું ભાવિ;
સુણી એવું વેણ ભૂપાળ, આનંદી વળ્યો તતકાળ. ૫૧
સ્વામી ગયા પૂઠે તેણે, સુત સમજાવા માંડ્યો વેણે;
પછે ઉલ્લાપન (?) વિષે મહિલા, બ્રહ્મબધ કરવા લાગી ઢીલા. ૫૨
નારી કેહ પુત્રનું લઈ નામ, તારી પૂર્ણ થાઓ જયકામ;
કરવા સુહૃદપર ઉપકાર, વૃદ્ધિ પામો રાજકુમાર. ૫૩
અરિગણનો કરવા નાશ, બાલુડા થાઓ પ્રકાશ;
મારો સ્વામી ને તારો પિતા, કસ્ય રંજન હે શોભિતા. ૫૪
ક્ષાત્ર કર્મ કરી થા ધર્મી, રખે કોઈ કેહ અકર્મી;
ધન્ય સુત તને છે ધન્ય, શુભ કર્મકેરો થા જન્ય. ૫૫
શત્રુ માત્રનો કરી ક્ષય, ધનસંગ્રહનો શીખ્ય નય;
થા તું પૃથ્વી પાલનહાર, તેણે સુખ ભોગ મળે નિરધાર. ૫૬
મહીપ થઈ પૃથ્વી જે પાળે, સુત સુરપણું તે ભાળે;
પર્વે પર્વે ભૂદેવો તરપી, ઇષ્ટ બંધને અન્નનું અરપી. ૫૭
થાજે સુખી પર કલ્યાણે, દીનનું હિત નિતે મનમાં આણે;
પરસ્ત્રી પાળી સમી જાણી, કરજે નિવૃત્તિ મનસા વાણી. ૫૮
અનેક યજ્ઞો યજી સંતુષ્ટ, કરજે દેવસમૂહને પુષ્ટ;
પંડિત દ્વિજને દેજે ધન, રાજ આશ્રે રહ્યા પાવન. ૫૯
સ્વસ્ત્રીશું કરી કામકેલી, સેજે મન તેનું મેળવી;
કરીશ શત્રુસમૂહપર જય, થાશે સર્વત્ર તારો ઉદય. ૬૦
બાલ્યવયમાં રીઝવ્ય બન્ધુ, મારી કૃપાએ પામીશ સંધુ;
કુમારાવસ્થામાં થઈશ ન કામી, ગુરુઆજ્ઞા ગ્રેહજે શિરનામી. ૬૧
ભણી ગુરુને કરજે રાજી, ગાયે ગુણ તારા પ્રજા ગાજી;
યુવાવસ્થા પામી તું પૂરી, માણજે મોજ મહિલા મધુરી. ૬૨
સત્કુળમાં જન્મેલી શુદ્ધ, ન થઇશ તેવી નારી પર ક્રુદ્ધ;

તેના મનને આનંદ દેજે, વૃદ્ધ પણે વૈરાગ્ય ગ્રહેજે. ૬૩
વરી વનમાં મુનિ રીઝવજે, કહ્યું એવુ મને ઋતુધ્વજે;
રાજ્યકાજ કરતાં સગા સહુને, આપજે આનંદ જન બહુને. ૬૪
બાળ લાડકા સન્ત રક્ષણુ, નવ ચૂકીશ આધીક્ષણુ;
પૂજજે યજ્ઞે સુર સર્વે, રણે અરિનો ટાળજે ગર્વ. ૬૫
દુષ્ટ પુરુષને તુ દમજે, દ્વિજ સુરભિ રક્ષણે ભમજે;
તેનુ રક્ષણુ કરતાં આવે મોત, કયાં ન બાજ સાહે કપોત? ૬૬

વલણ.

બાજ ન સાહ્ય કપોત કયાં, એમ જમડા લે જીવ રે;
જન પ્રેમાનંદ વર્ણવે, થઈ ગૃહસ્થ ભજવા શિવ રે. ૬૭



## કડવું ૮૧ મું.

### રાગ ધનાશ્રી.

જડ કેહ સુણો જનક ભૂદેવ જી, ધર્મને કેહ નારદ એવ જી,
એમ નિત્ય પ્રતિ કરે નારી જી, હુલાવવા મિષે કર્માધિકારી જી. ૧

ઢાળ.

અવિધારી એવું નારી, શાખવે સુતને વિદ્યાય;
તે ઉપદેશ દે નિત્યે એવો, 'અલર્ક' વધતો જાય. ૨
બળ બુદ્ધિ વય વાધે તેનાં, મોટો દિન દિન થાય;
બુદ્ધિમત થયો તે બાળક, રીઝયો જોઈ રાય. ૩
એમ દિન જતાં નૃપકુવર પામ્યો, કુમારપણું જાણુ;
ઉપવીતાદિ સંસ્કાર કર્યા પાછે, થયો 'અલર્ક' સુજાણુ. ૪
ત્રણ ભાઈ કરી વારતા જાણી, જાણ્યુ માએ પમાડ્યો મોક્ષ;
તવ હેત ધરીને પૂછવા લાગ્યો, શુ જનની અધોક્ષ. ૫
પાગે લાગીને બોલ્યો આવું, માતા કરું નમસ્કાર;
કૃપા કરી કેહ માતા મારી, ઇહપરલોકનો સાર. ૬
કયી વિધે અહીં ને તહીં પામુ, સુખ શાંતિ આરોગ;
આ લોકે કર્તવ્ય કેહ મારુ, જયમ ટળે ભવનો રોગ. ૭
ઋતુધ્વજ સંતાઈ સાંભળે, અબળા આજ્ઞા માને મારી;
ચાતક જેવી જળની તૃષ્ણા, તેવિ વાણી નારીની ધારી. ૮
હે પ્રભુ સન્મતિ નારીને દે, ન સુતને કરે જોગી;
હવાં ન આશા સુત જન્માની, થાશે પિતૃ મમ વિયોગી. ૯

પિતૃઓ પણ પિંડને કાજે, ટગમગ જોતા ઊભા;
વરાંગી વેણ રુચતું ભાખો, વદો વદો હે શુભા. ૧૦
પુનઃપ્રણમી માતને બોલ્યો, આઈ કરો ઉપકાર;
મદાલસા કેહ સાંભળ શાણા, સુખ શાંતિ કહું આ વાર. ૧૧
જે નૃપકુંવરનો રાજ્ય ગાદી, પર થયો હોય અભિષેક;
તેણે ધર્મને બાધ ન આવે, તેવો ધરવો વિવેક. ૧૨
પ્રથમ પ્રજાની પ્રીતિ પામી, પછે વ્યસન સપ્તક તજવું;
રાજ્યમંત્ર ગુપ્ત રાખવા શીખી, ભજતા નરને ભજવું. ૧૩
શત્રુથકી રક્ષણ કરવુ સુત, મંત્ર ન જાણવા દેવો;
મંત્ર પ્રસર્યો તે નહિ રાજા, જાણો બીજા જન જેવો. ૧૪
(જેમ) દોષવાળે વાકે રથ બેડે, પામી ભગ્ન પણ દોષ,
નાશ થાયે તે નરનો નિશ્ચે, પામે અરિ સંતોષ. ૧૫
તેમ રાજ્ય મંત્રભેદ બાહર પડતાં, ભાંજે રાજાનાં અષ્ટાંગ;
સ્વામી અમાત્ય સુહૃત કોશે, રાષ્ટ્ર ન દર્શે સાંગ. ૧૬
દુર્ગે સૈન્યે પ્રજાએ પુરવતે, નિશ્ચે થાયે નાશ;
ભેદ કર્યે શત્રુ થયો દોષિત, કે નહિ દૂષણ આશ. ૧૭
તે અમાત્યનો ચારને મોકલી, કરવો ગુપ્ત તપાસ;
તેમ શત્રુના ચાર ફરે ક્યાં, જોવો તેનો નાશ. ૧૮
ક્યો વિધિ તે જાણવા આવ્યો, શોધી કાઢવું બૌ યત્ને;
નૃપે ન મિત્ર મારો ગણવો, પ્રમાણિક ન પૂર્ણ પ્રયત્ને. ૧૯
કુટુંબી બધુજન ઉપર, કદી ન કરવો વિશ્વાસ;
કિંતુ કાર્ય પ્રસગે શત્રુનો પણ, વિશ્વાસ ધરવી આશ. ૨૦
તે પણ ક્યારે કાર્યની સિદ્ધિ, થાવાનો નિશ્ચે હોય;
ત્યારે એ સહુ કરવાને કહું, શાણા સમજ સોય. ૨૧
નીતિજ્ઞ નૃપે જાણવા ત્રણે, ક્ષય, સ્થાન, વૃદ્ધિ ત્રિવર્ગ;
તેહ ક્રિયા તે ગણી બતાવું, સમજ શાણા સર્ગ. ૨૨
આટલી લક્ષ્મી મૂળ હતી તે, વાધી આટલી આજ;
ક્ષય થઈ ગઈ આટી (?) શાથી, વિચારવું કુળરાજ. ૨૩
આટલી પ્રજા મારી પોતાની, ઘટી આટી તેમાંથી કીમ;
આટી વાધી હવા વધે શે, જાણવો નિત્યે નિમ. ૨૪
પાડગુણ્ય વળી રાજાએ શીખી, જાણવું તેનું સ્વરૂપ;
કામાસક્ત ન થાવું કદાપિ, વિષયી ન થાવું ભૂપ. ૨૫
અવનિપતિએ અરિની સાથે, કરવો પછે વિરોધ;
સ્વમાનસ જીતાયુ જાણી, વળ દુષ્ટ ઇંદ્રી કર રોધ. ૨૬

પછીથી મંત્રી સ્વાધીન કરવા, સેવક કરવા તેવા;
પ્રીતે પાળી પ્રજા વશ કરવી, ન રકવી શત્રુ સેવા. ૨૭
જો એટલું કર્યાં વિણ રાજા, અરિશું લડવા જાય;
નીતિશાસ્ત્રમાં એમ કહે છે, તે નૃપ ખત્તા ખાય. ૨૮
માનસ ઉપર જય મેળવતા, પેલોવેલો સુત જેહ;
અરિગણુથી સદાય તે રેહ, થઈ સુત નિઃસંદેહ. ૨૯
આત્માના શત્રુ કામાદિક જે, તે જીવતા દૃઢ મન;
જેણે તે જીતી વશ કીધા, પામ્યો તે જય ધન. ૩૦
જે નૃપે એ અરિનો જીત્યો, થાવાનો નિશ્ચે નાશ;
તે ષડ અરિ હું ગણી બતાવું, જે વસે સર્વાંવાસ. ૩૧
કામ ક્રોધ લોભ મદ માનો, માન મોહ ષડ એહ;
અંતરઅરિ એ વીનાશકારી, જાણો નિઃસંદેહ. ૩૨
આસક્ત માદ્રીમાં પાંડુનૃપ, થાતો જાગ્યો કામ;
અતનુંઅરિએ જીવ લીધો ઝટ, રમી ગયા કટ રામ ! ૩૩
અનુહ્રાદે ક્રોધ કરી અતિ, હણિયો વાહલો સૂત;
છે એ અરિ કાંઈ જેવો તેવો, ક્રૂર અને અદ્‌ભુત. ૩૪
લોભે લક્ષણુ સર્વે ખોયાં, ઐલ ભૂપાળે મહાન;
અંતે જાતે મરવું પડિયું, સઉએ સુણ્યું કાન. ૩૫
મદે મદમત્ત થયો વેન જોઈ, વિપ્રે માર્યો ભૂપ;
જેમ હસ્તિઓએ સિંહને માર્યો, શંક કરીને રૂપ. ૩૬
માનથી અનાયુષાસુનુ બલી, મહાદુઃખ પામી મરિયો;
વશી રહી ઇમ અરિ પ્રત્યેકે, છાની છપની છરિયો. ૩૭
પુરંજયે હર્ષાવેશે પડી, ખોયો પ્રૌઢો પ્રાણુ;
એમ એકેકે છ જણુ માર્યાં, હોય ઘણા ત્યાં શી હાણુ? ૩૮
ખસ્યો ન વેગળો એ વેરથી, નરકે ગયો નિરવાણુ;
ઇહ પરલોકમાં દુઃખી થઈને, જાણુ થયો અજાણુ. ૩૯
મોહમોટે મરૂતે જીત્યા, ષટ–અરિ આત્મવિરોધી;
જગત સકળ વશ વર્ત્યું તેને, ષટરિપુ માર્યા શોધી. ૪૦
એવી વાતો વિચારી વીર, જીતવા છ રીપુ જાણુ;
એમ કર્યે વર નરવર થાશો, થાશો પૂર્ણ પ્રમાણુ. ૪૧
રાજાએ કયા પ્રાણી સમ, આચરણુ રાખવાં સાર;
તે તુજને હું કહી સંભળાવું, કરવાની વીર વિચાર. ૪૨
કાક કોકિલા મૃગ ભૃંગ ને, સર્પ મયૂર કુકૂટ;
હંસ અજનાં લક્ષણુ શીખવાં, વળી ભરવાં કર્ણપૂટ. ૪૩

એ પશુ પખીથી ગુણ કેવા, લેવા તે કહું સુત,
વિશ્વાસવિહીન કાકની પેરે, થાવુ પૂરા સપૂત! ૪૪
સાવચેત રહેવુ સર્વ કાળે, જેવો કાક તું ભાળે,
સમય પરત્વે મધુર વદિતા, કોકિલા સભાળે ૪૫
તેવા મીઠા બોલા થાવુ, (વળી) સાધજે પરથી અર્થ,
કોકિલા માળે કાગડી પાળે, સમજ્ય એવો સમર્થ. ૪૬
વિવિધ વિષયોકેરા સ્વાદી, ભૃગના જેવા થાવુ,
ત્યાગ કરવો કાર્ય સરેથી, જ્યા તે હોય ત્યા જાવુ ૪૭
પણ ન સલગ્ન તેમા થાવુ, વળી સારગ્રાહી થાવુ કેવા;
મધુકર જ્યમ મકરદગ્રાહી, વીરા થાજો તેવા. ૪૮
મૃગગણ જેમ સમૂહે રહેતો, સત્ય સમુદાયે વસવુ,
સ્વતત્રપણે ન એકલા ફરવુ, બને હસવાકેરું ખસવુ. ૪૯
દોષકારજ વિણ સર્પ ન કરડે, રાખે પણ ફુફવાડો,
તે ગુણ તેના માહીથી લેવો, આચરવો જોઈ આડો ૫૦
ઉંદિર ખોદી ભગે અવનિને, ભોરગ થાયે ભોગી,
ઈમ વર્તવુ રાયે નિશ્ચે, જો રહેવુ આરોગી ૫૧
પરભાત પચાવી પડિયો, ધણી થઈને રીઝ્યો,
જો સત્તા હોય તો તે લેવો, છો અરિજાયે સીઝ્યો ૫૨
હવા કળાધર કળાકેરો, કરે સંકોચ વિકાશ,
રણમા રાજાએ સૈન્યકેરો, કરવો એમ પ્રકાશ ૫૩
માહમનોહર પીંછને, સતાડી રાખે મોર,
માદાને સ્વાર્થે દેખાડે, સુખ કર્યા વિણ મોર. ૫૪
સૈન્યનું સારાપણુ તેવુ, રાયે રક્ષવુ સદા સુજાણુ,
સમય પડયે શત્રુઓને, તે જણાવવુ નિરવાણુ ૫૫
નિરાળા નીર દુગ્ધને કરતો, રાજહસ જે પેર,
ગુણ દોષના ગ્રાહી તેવા, થઈ નૃપે લેવુ વેર ૫૬
કુકકૂટની પેર જાગ્રત થાવુ, વળી જગાડવા અન્ય;
દૈન્ય દાખવે દાનવ જો અરિ, કેવાય તે નીધન ૫૭
અજની પેરે હિમ્મત ધરવી, લડવા આવે કોઈ,
શુ જાને શીંગડા માંડ્યામાં, પછે વર્તવુ જોઈ ૫૮
એહ પ્રકારે પશુ પખીથી, ગ્રેહવા ગુણ રાજન,
ઉલૂકની રીતે શત્રુસમૂહમાં, વર્તવુ હે મહાન ૫૯
ઉંઘતા કાક હણે ધૂડપક્ષી, ત્યમ અસાવધ અરિ જોઈ,
સમય મળિયો તે સાધી લેવો, ન પૂછવા જાવુ કોઈ ૬૦

હવાં પિપીલિકાકેરા ગુણ બહુ, એહવા જેવા રાજ;
તારાપર ઉપકાર કરી તે, સમ્ભાળનું. સહુ આજ. ૬૧
નૃપે આવતો સમય વિચારી, અન્નાદિ સંઘરવાં;
ઝાઝી કીડીઓ સર્પને તાણે, એમ અરિવારિ હરવાં. ૬૨
બળવાન અરિ લખી એકઠાં થાવું, સો પચાસ ભૂપાળ;
મેળવવો જય જન ઘણે એમ, જોવો ન કાળ કુકાળ. ૬૩
લશ્કર આજ અહીં જો પડિયું, કાલે લકા જાય;
સાત ઘરથી જેમ કીડી કણ, શોધી શોધી ખાય. ૬૪
તેમાં પણ નિયમને પાળી, બચવુ ને બચાવવું;
સેન થોડાનું ઘણું દેખાયે, બચવું એવું રચાવવું. ૬૫
સમયે આવે આળસ મૂકી, કરે કીડીઓ જેમ;
પિપીલિકાથી એ ગુણ લેવા, જે નૃપ વાંચ્છે ક્ષેમ. ૬૬
પ્રભાકર જેવા પ્રતાપી, અસહ્ય થાવું અવનીશ;
શીતળ દૃષ્ટિ ચન્દ્ર સમાને, રાખવી અહરનીશ. ૬૭
નીતિ અર્થે લઘુઅગ્નિચેષ્ટા, કરવી નૃપે સદાય;
શીમળાના બીજ જેવી, નીતિ ધરવી મા'રાય. ૬૮
જેમ લઘુ અગ્નિ ઘાસમાં પડી, થાયે દીરઘ કાય;
ઘાસ સમૂહનો નાશ કરે ત્યમ, વર્તાએ વિધ રાય. ૬૯
નમ્રતાદિક સૂક્ષ્મ ગુણો ધરી, થઈ હલકા કરે પ્રવેશ;
ત્યાર પૂઠે અરિ સમર્થને હરિ, જીતવો તેનો દેશ. ૧૭૦
શીમળાનું બીજ જ્યાં જ્યાં પડતું, ત્યાં ત્યાં ઉગી નીકળે;

ટીટોડી નિર્બળ જન જાણે, પણ મૂકે જ્યાં ઈંડાં;
તે સ્થળે બીજા પ્રાણીએ, જવા મૂકતાં મીંડાં ! ૭૮
છળ કરે કંઈ ભેદ કરે કદી, ઇંડા પાસે આવે;
નિર્બળ થઈ બળિયાને ઠગતી, ટિટોડિ નીતિ જણાવે. ૭૯
એમ રાજા નિર્બળ કદાપિ, હોયે તેના જેવો;
ટીટોડીનો દાખલો લેઇ, થાયે પોતે તેવો. ૮૦
અરિ બળિયાને યુક્તિ પ્રયુક્તિ, કરી કરે અતિ શાંત;
દક્ષતા તેની દૈવી ગણાયે, મનાય મોટો મહાંત. ૮૧
નિર્બળ નારી કર ભલ્લધારી, ઊભી હોયે જ્યાંય;
મહાબળિયાથી જવાય ન પાસે, એમ કહ્યુ નીતિમાંય. ૮૨
સાહસ ગુરુ નાગનો છે એ, તે ન અબળા બળા;
શસ્ત્રપાણિ લખીને નાસે. શૂરા કે હોય સબળા. ૮૩
અથવા નિર્બળ નારી ઉપર, શૂર ન કરે ઘાત;
એ રીતે નૃપ મતિશસ્ત્રથી, કરે વિચારશસ્ત્રથી વાત. ૮૪
કે અર્થશસ્ત્રથી અન્ય વસ્તુથી, કે પડે જેનો ભાર;
મોખરે તેને ઊભા કરીને, રાયે કરે કારભાર. ૮૫
ગર્ભવતીના સ્તનની લાવાં, લેવી શિક્ષા કેવી;
અલર્ક તુજને જણાવી દેઉં, છે બહુ જાણવા જેવી. ૮૬
ઉદર માંહે ગર્ભજ વાધે, ગર્ભવતી સ્તન દુગ્ધ;
બાળક બાહર આવે કે પોષે, મહિમા હોયે મુગ્ધ. ૮૭
એ પ્રકારે રાયે જ્યાં જાતું, વિજય કેરે માટ;
વિજય સાથે પોષણ સાહિત્ય, સંગ્રહી લેવાં વાટ. ૮૮
એમ કર્યાથી જયશાલીને, સ્વસ્થાન આવ્યે સુખ;
નિર્વાહ માટે તે નવ દેખે, કોઈ કાળે દુઃખ. ૮૯
આહીર નારી ગાયને રાખી, દુગ્ધ દધિ ઘૃત કરતી;
દ્રવ્ય ઉપાવી તેમાંથી વળી, બેનાં ઉદર ભરતી. ૯૦
પોતાકેરુ ને પશુકેરું, જો સમજો તો ચેતો;
રાજાએ એ પેર આચરવું, શાણો શિક્ષા એહતો. ૯૧
પ્રજા પાસેથી કર ઇમ લેવો, જિમ જીવીકા રેહ;
કરદ્રવ્યે પ્રજાનું પોતાનું, પાલન લાલન લેહ. ૯૨
માતાસ્તનનું બાળક પીતો, દુગ્ધ ઘણી ઘણી પ્રીતે;
નિર્બળ માતા થાતી ન દીઠી, રૂડી બાળક રીતે. ૯૩
બાળક કૃષ્ણ ચમુ પય પીતા, લે પૂતનાના પ્રાણ;
શ્વની ભટોળિયાં* ધાવતાં ભક્ષે, મા કરે એવું જાણ. ૯૪

* શ્વની કુતરી, ભટોળિયાં-બચ્ચા.

એ દર્ષ્ટાંતનું મનન કરીને, પાળે પ્રજા ભૂપાળ;
કર ન લે એવી પેર કદાપિ, જનક ન નૃપ કરાળ. ૯૫
વળી પૃથ્વી જે પાળવી ધારે, રાજા સારે સોજ,
તો પંચદેવનાં રૂપ ધરી રેહ, પાર પડે તે તોજ. ૯૬
પુરંદર પ્રભાકર ને યમ, વિધુ* વાયૂ રૂપે;
રાજાએ એણી રીતે રેહવું, અનુપે સ્વરૂપે. ૯૭
મેઘરાજ જ્યમ ચાર માસમાં, વર્ષે મૂશળધાર,
જગતિના જન તૃપ્ત કરે છે, દેખ સહુ સંસાર. ૯૮
તે પેરે પુરપતિએ કરવું, પ્રસગ પ્રસંગ દેખી;
દ્રવ્યદાન દઈ પ્રજા પોષવી, કલ્યાણુ થાતું પેખી ૯૯
સૂર્ય પોતાનાં તપ્ત કિરણે, અષ્ટ માસ લગી પ્રમાણુ,
પૃથ્વીપરનું જળ લઈ જાય ઉંચે, થાય ન કોઈ જાણુ. ૧૦૦
તે પ્રમાણે રાજાએ લેવા, કર ન નિંદે મુખે;
રંજન થઈ રૈયત સહુ આપે, રેહ પાછી તે સુખે. ૧૦૧
ત્યમ ન ગણે વ્હાલો પોતાનો, કે અળખામણો કોઈ,
સમવિષમનો ભાવ ન રાખે, કરે પારિપત્ય ન્યાઈ. ૧૦૨
મારો તારો રાયે ન ગણવો, પ્રિય કે અપ્રિય જાણુ,
મોટે નાને પક્ષ ન કરવો, જન નિંદે ભારે હાણુ ૧૦૩
જેમ પૂર્ણિમાના પૂર્ણ ચન્દ્રથી, લોક આલ્હાદિત થાય,
રાય નિરખી હરખે જનજન, દેવાશી તે રાય. ૧૦૪
ચરાચરમાં સમીર વિચરે, ગુપ્તપણે અવિચાર;
કોઈ ન દેખે ને સુખ પેખે, એ રાજનીતિનો સાર. ૧૦૫
ચરાદિક સાધને કે પોતે, નગર ચર્યા કરતો,
રાય આવ્યો એમ કોઈ ન જાણે, વેશ કેશ પાલટતો. ૧૦૬
નગર નિવાસી પુરપરધાને, કે બધુને વેશે,
છાનાં ફરી સ્વકાર્ય કરેલા, સુણવા દેશ વિદેશે. ૧૦૭
પોતા વિષે મત કેવો છે, બધુ પ્રધાન ને લોક,
સારૂં નરસુ સુધારી લે તે, ભલુ ભૂંડુ કેહ કોક ૧૦૮
મદાલસા કેહ સુત તું સાંભળ, વળી બીજી વાત,
લોભ કામ કે દ્રવ્યવડે કદી, થાય ન નૃપ પ્રખ્યાત ૧૦૯
એ ત્રણેની લાલચ આપી, પ્રજાને જે સતાપે;
જારી વિજારી રમતો રાજા, યમ નિશ્ચે નરકે નાખે. ૧૧૦
અસત અધર્મથી વેગળો રેહ, તે જો સુર લોક;

* ચન્દ્ર

ત્યાં પણ સુખ ઘણું તે પામે, સદા રહે અરોગ. ૧૧૧
આડે માર્ગ ચઢેલાને, સ્વધર્મ ભૂલ્યા ભૂર;
તેને સ્વધર્મ જે ચઢાવે, તે પૃથ્વીપતિ શૂર. ૧૧૨
સુરશતસવત્સરં સુધી, તે વશી રેહતો નાક,*
નાના વિધનાં વસ્ત્રાભૂષણ, આપે પતિ પિનાક† ૧૧૩
જે રાજાને રાજ્યે વર્ણાશ્રમ શિથિલ નવ થાય;
તે રાજા આ લોકે કે, પરલોકે બહુ પૂજાય. ૧૧૪
દુષ્ટમતિવાળાએ ભમાવ્યા, સ્વધર્મથી બહુ લોક;
તેને પોતાનો ધર્મ મનાવે, કરી દુરાગ્રહ ફોક. ૧૧૫
રાજાનું ઉત્કૃષ્ટ ફલ એ, વળી પ્રસિદ્ધ કરતા તેહ;
સર્વ જીવોનું પાલન પોષણ, કરે રાજા નિ:સંદેહ. ૧૧૬
યથાર્થપણે પ્રજાપાલન પ્રીતિ, કર્યાં સમ સહુ યાગ;
યત્ને કરી પ્રજા રક્ષે તે, પામે પ્રજા પુણ્યભાગ ૧૧૭
જે જે આચરણ કહી દેખાડ્યાં, તે પાળે પુરપત્ય;
ચારે વર્ણનું રક્ષણ કરતાં, માને મોટું સત્ય. ૧૧૮
એ રાજા સુખ શાંતિ પામે, આ લોકે નિરવાણ;
મુઆ પછે પુરંદર સરખો, થાયે તે ગુણવાન. ૧૧૯
વૃત્રઅરિના લોકને પામે, વામે દુ:ખના દિન;
દેવ માત્ર વશ વર્તે તેને, થઇ રહે આધીન. ૧૨૦
રાજ્યનીતિનો લેશ એ, પૂગે પુરાણી જાણે;
શીખવા માંહે તેને યોજી, સાધુજન વખાણે. ૧૨૧
ઇતિશ્રીમાર્કંડયપુરાણે, પુત્રાનુશાસન નામ;
સપ્તવિંશોધ્યાય પૂરણ કીધો, પૂરાણીકેરે કામ. ૧૨૨

વલણ.

પુરાણીકેરે કામ આ, અધ્યાય તો પૂરો હવો રે;
જન ચાતુર્વિશી કાંઈ ન જાણે, હવા આગ કહું નવો રે. ૧૨૩

---

## કડવું ૮૨ સું.

### રાગ મલ્હાર.

જડ કેહ જનક સાંભળો, પૂછે માતાને બાળ રે;
નમન કરી કેહ માતાને, કોહ થઈ દયાળ રે. ૧
ચાર વર્ણના ધર્મ જે, ધર્મ આશ્રમના જેહ રે.

---

* સ્વર્ગ. † પિનાકપતિ-શંકર.

તે સર્વ સુણવો માતા, નથી જાણતો એહ રે. ૨
હે ભાગ્યવતી અંબા માહરી, કહ્યા રાજાના ધર્મ રે;
વળી વર્ણાશ્રમ કોઇ તે વિધ, મહાપાવન પર્મ રે. ૩
એ સુણવા ઇચ્છા ઉરે, ઉલ્લાદ ઉપજી આજ રે;
છાનો બેઠો સાંભળે, ઋતુધ્વજ મહારાજ રે. ૪
કરે વખાણ પત્ની તણાં, શી છે શાસ્ત્રની જાણ રે;
છે ધન્ય ગંધર્વકન્યકા, કરુ શાં શાં વિખાણ રે. ૫
અલર્ક કેહ કોઇ જગદમ્બા, શેણે લગાડો વાર રે;
તવ મદાલસા ઉચ્ચરે, સાંભળ્ય સુત નિરધાર રે. ૬
છે ત્રણ પ્રકારે દ્વીજકેરો, ધર્મ તે કહું આજ રે;
દાનાધ્યયન કે મખ કરે, નહિ બીજાનુ કાજ રે. ૭
આપત્કાળ વિના નથી, અન્ય ધર્મનો નવ સ્વિકાર રે;
જીવિકા તેવી બ્રાહ્મણતણી, રાખી કરી નિરધાર રે. ૮
શુચિ શુદ્ધ યજમાનને, કરાવાય મખ જાણ રે;
ભણાવાયે તેવા શિષ્યને, પવિત્ર ગુણ પ્રમાણ રે. ૯
દાતાર શુદ્ધ જોઈ કરી, પ્રતિગ્રહ કરાય રે;
છે બ્રાહ્મણની એ જીવિકા, બીજી નવ કેહવાય રે. ૧૦
દાનાધ્યન ને મખ સહી, કરવાં ક્ષત્રીએ કર્મ રે;
ક્ષત્રિયતણો ધર્મ એ, બીજે મોક્ષ નહિ એ વણ રે. ૧૧
અસ્ત્ર અંગે બાંધી કરી, રક્ષે ગૌ બ્રહ્મ નિજ દેહ રે;
રામા સુરભિ પૃથ્વીતણું, કરવું રક્ષણ નેહ રે. ૧૨
વૈશ્યને દાનાધ્યયન કહ્યું, યજ્ઞ યજવા પ્રમાણ રે;
વ્યાપાર પશુપાલન સહી, કરવી કૃષિ જાણ રે. ૧૩
એહ જીવિકા છે તેહની, કહી શાસ્ત્રની માંય રે;
હવાં શૂદ્રોના કહું તને, જોજે ધર્મ તુ આંય રે. ૧૪
તેના પણ ત્રણ પ્રકાર છે, તે માંહે પેહલું દાન રે;
બીજું વેદોક્ત મંત્ર વિના, યજ્ઞ યજવું તું માન રે. ૧૫
વા નામ મંત્રવડે કરી, યજવો યજ્ઞદેવ રે;
અહોનિશ શૂદ્રે સહી, કરવી દ્વીજની સેવ રે. ૧૬
એ ત્રણ પ્રકારે છે શૂદ્રનો, ધર્મ તું અવિધાર રે;
ધાન્ય વેચી ધન મેળવે, ઉદ્યોગ શૂદ્રનો સાર રે. ૧૭
અવનવું દરો કાર્યમાં, એવું કરે સર્વ તેહ રે;
વળી દ્વીજસેવને અર્પવો, પોતાકેરો જે દેહ રે. ૧૮
શૂદ્રે જીવિકા એ વિધિ, પાળવી નિરધાર રે;

અરણ્ય વસવું તે આશ્રમે, દેહને નવ રંગ દેવો રે. ૫૩
ઇંદ્રિયાકર્ષણ કરવું અતિ, સુવું પૃથ્વી મોઝાર રે;
બ્રહ્મચર્ય તો પાળવું, રહેવુ મતયુક્ત સાર રે. ૫૪
પિતર સુર અતિથિની, ક્રિયા કરવી સમસ્ત રે;
સાય પ્રાતર હોમ કરી, જોવુ જડસમ જક્ત રે. ૫૫
ત્રિકાળ સ્નાન સંધ્યા કરી, જટા ધરવી જનેશ રે;
વપુએ વલ્કલ પેરવા, રેવુ યોગીને વેશ રે. ૫૬
આસક્ત યોગાભ્યાસમા, ખાવાં વનફળ સમીપ રે;
નીકર પુષ્પ ને પત્રથી, ધારવુ વપુ મહીપ રે. ૫૭
ઉપકારક આત્માતણો, પાપશુદ્ધઅર્થે એહ રે;
વાનપ્રસ્થ ધર્મ મેં કહ્યો, સુણયો તેં સુત જેહ રે. ૫૮
એ પછી સન્યસ્તનો, ચોથો આશ્રમ ભાખુ રે,
એક ચિત્તે સુણય સર્વ તું, ધર્મ તેનો દાખુ રે. ૫૯
વત્સ એ આશ્રમતણા, જેહ જાણનહારા રે;
તે મહાત્માઓએ સ્વધર્મ, એ માન્યો અવિધારા રે. ૬૦
છે એવો ધર્મ એનો સહી, સગ સર્વનો ત્યાજ રે,
બ્રહ્મચર્યને પાળવુ, ન ક્રોધવૃત્તિનુ કાજ રે. ૬૧
વિજયી થાવુ ઇંદ્રીપરે, વસવુ નવ એક જાગ રે,
કાર્યારંભ તો કોયનો, કરવો નહિ મહાભાગ રે. ૬૨
એક વાર દિવસ વિષે, ભિક્ષા માગીને જમવુ રે;
આત્માવબોધની ઇંછણા, રાખી સઉને નમવુ રે. ૬૩
કરવુ અવલોકન આત્માનુ, સદા આત્માનું ધ્યાન રે;
ચતુર્થાશ્રમ ધર્મ મેં, કહ્યો મોટમ માન રે. ૬૪
સુણ પુત્ર વર્ણાશ્રમ વિષે, પુણ્યપ્રદ સામાન્ય ધર્મ રે;
તેહ નિરૂપણ હું કરુ, સમજ પુરો મર્મ રે. ૬૫
અહિંસા સત્ય પવિત્રતા, નવ ધરવી અસૂયા રે;
ક્ષમા અનિષ્ઠુરતા અદીનતા, અષ્ટ સંતોષ કહ્યા રે. ૬૬
એ અષ્ટમાહન ધર્મ સદા, સર્વમાન્ય શાસ્ત્ર ભણે રે;
સક્ષેપે કહ્યા એ ધર્મ મેં, સત સર્વોત્તમ ગણે રે. ૬૭
એ વર્ણાશ્રમથકી જેહનો, જે જે હોય વર્ણ જાણ રે,
અને આશ્રમ હોય તે વિધિ, આચરવુ નિરવાણ રે. ૬૮
જે નરનારી વર્ણાશ્રમ તજી, ઉલ્લંઘે સ્વધર્મ રે;
તેને દંડ કરવો ભૂમિપતિ, કરે જે ઉનટાં કર્મ રે. ૬૯

૬૯ પા૦ "સર્વે માન્ય સેએરે" અને "જેને કાંઈ નવ ઉવેખેરે"

પુરુષ વર્ણાશ્રમ ધર્મને, તજી અમર્યાદ થાય રે,
તે પાપ નૃપ નવ જુએ, તો પાપભાગી કેહવાય રે ૭૦
એવાને શિક્ષા નવ કરે, કે કરે ઉપેક્ષાય રે,
તેના ઇષ્ટાપૂર્તાદિક પુણ્ય સહુ, વિનાશી જ મનાય રે ૭૧
એ વિધિ રાયે સર્વને, પળાવવો સ્વધર્મ રે,
સ્વવર્ણાશ્રમ જેણે તજ્યો, શિક્ષાદેવી પર્મ રે. ૭૨
સ્વધર્મ યત્ને પળાવવો, પ્રયત્ને પરનો તજાવી રે,
સ્વધર્મ કર્મે સ્થાપન કરી, દેવા સદ્ગુણ સજાવી રે ૭૩
જો હોય પુરાણી ધર્મે પૂરો, તો કરવુ તેને જાણ રે,
મનુ શિક્ષા ભણે વિપ્રને, તેવી થાશે પ્રમાણ રે. ૭૪
એમ સૌમ્યપણે સમજાવતા, ન માને ગર્વ આણી રે,
તો દેશવટો દઇ તેહને, નાખવા તાણી તાણી રે ૭૫
આ વિશ્વને વગોવતા, અર્ધ દગ્ધ પુરાણી રે,
એક બે નહિ સર્વે લહ્યા, પ્રેમાનંદે પ્રમાણી રે. ૭૬

વલણ.

પ્રેમાનંદે પ્રમાણિયા, માકડેય પુરાણની માય રે,
કર્યું પુત્રશાસન મદાલસા, અષ્ટાવિંશમે અધ્યાય રે ૭૭



## કડવું ૮૩ મું.

### રાગ સારંગ.

અલર્ક કહે સુણો માત, નિગમ આગમમા પ્રખ્યાત
કોહ ગૃહસ્થાનુસરના જોગવાત, કરુ પવિત્ર મારી જાત. ૧
ગૃહસ્થધર્મકર્મની ક્રિયા, ત્યાગ કરવા કીયા કીયા,
તે તજવાથી થાય શુ પાપ, કોહ આચરવે પુણ્ય અતાપ ૨
ગૃહસ્થે ઘરમા રહી શુ તજવુ, કોહ મા તેણે શુ ભજવુ,
એ સર્વ પુછુ હુ પ્રીતે, કોહ યથાવિધિ રુડી રીતે ૩
કેહ મદાલહા વત્સ મારા, આચાર રુચે મને તારા,
યથાસાંગ કહુ તે માટે, રખે મનમા તું ઉચ્ચાટે. ૪
જેહ ગૃહસ્થધર્મને ધારે, આખા વિશ્વને પાળે જ્યારે,
તે ઇચ્છીત પામે લોક, વસે સ્વર્ગે જઈ અશોક ૫
પિતૃ ઋષિ સુર ને ભૂત, નર કીટ પતગ ને સૂત,
કૃમિ પક્ષી પશુ ને અસુર, ગૃહસ્થાધારે જીવે શુર ૬
ગૃહસ્થવડે સર્વની વ્યાપ્તિ, ગૃહસ્થમા સહુની સમાપતિ

આપશે ગૃહસ્થ અમને કાંઇ, એવું જોઇ રહે સહુ તાંહી. ૭
હે સુત સમજ એક સત્ય, મોટી ઋષિ મુનિની મસ; ૦
છે પ્રતિપાદિત વેદત્રથી, ગૃહસ્થ-સુરભિ ધર્મમયી. ૮
એ ગૃહસ્થાશ્રમ રૂપી ગાયમાં, વિશ્વ વસ્યું મહામાયમાં;
જગતઉત્પત્તિ કારણ ગાય, જેનું ઋગ્વેદ પૃષ્ઠ મનાય. ૯
યજુર્વેદ તે મધ્યમ ભાગ, છે સામવેદ શિર સુહાગ;
મુખને અધરોષ્ટજ તેહ, ઇષ્ટાપૂર્તાદિ કાર્ય જેહ. ૧૦
શૃંગ તે રૂપી દેહ સર્વ, હવાં સૂક્ત ગણવું ગતગર્વ;
રુવાં ધેનુઅંગનાં સહુ, સૂક્ત માને બુદ્ધિ જન બહુ. ૧૧
શાંતિ ગોમય ગાયનું જાણ, પુષ્ટિ ગોમૂત્ર કર્યું પ્રમાણ;
દ્વીજાતિ ચતુર્વર્ણ તે પાગ, તેના પર ઊભી મહાભાગ. ૧૨
છે જગત જીવાડણ ધેનૂ, ક્ષય ન પામે રૂપ એનૂ;
સુત સ્વાહાકાર ને સ્વધાકાર, વષટ્કાર અને હંતકાર. ૧૩
એહ ચાર પયોધર પૂર, સ્વાહા સ્તન પીએ સૂર;
સ્વધાકાર સ્તનનું પાન, પિતૃલોક કરે મહાન. ૧૪
મુનિ વષટકાર સ્તને પીએ, સહુ માનવ જીવે એ ક્રિયે;
દેવ ભૂત મુનિ જેને તજે, હંતકાર ઉરજ નર ભજે. ૧૫
કરે હંતકાર સ્તનનું પાન, માનવ માત્ર હે મતિ માન;
ગૃહસ્થાશ્રમી વેદમયી ગાય, સર્વને પોષે સુખદાય. ૧૬
ગૃહસ્થાશ્રમનો ધર્મ એવો, જીભે વર્ણાંએ નહિ એવો;
કરે એ ધર્મનો કો ઉચ્છેદ, તેને મહાપાપી કેહતા વેદ. ૧૭
ગૃહસ્થધર્મને ભાંગે જેહ, જાયે તમ નામા નરકે તેહ;
અંધતામિસ્ર તામિસ્ર નામે, નરકે પડી દુઃખ પામે. ૧૮
જે નર યોગ્યકાળે કરે કામ, ધેનુ ગૃહસ્થાશ્રમ વિશ્રામ;
સુરાદિ વત્સ કરાવે પાન, તે નર પામે નાક મહાન. ૧૯
એમ છે માટે હે પુત્ર, જોઇએ સાચવવું ઘરસૂત્ર;
ડાહ્યે દેવ ઋષિનું જાણ, પિતૃ માનવનું કરવું પ્રમાણ. ૨૦
ભૂત માત્રનું નિત્ય અંત, કરવું પોષણ હે મહામતિ;
કરી સ્નાન પવિત્ર થઈ, પ્રજાપતિથી આરંભી સહી. ૨૧
તેનું તથા દેવ મુનિનું, કરવું તર્પણ પિતૃ ગુણીનું;
તે પણ સમય સમય પ્રતિ, જળે આદરે કરવું અતિ. ૨૨
પછે ગંધ કુસુમને ધૂપ, દીપ નૈવેદ્યે સુરભૂપ;
તર્પવા નરે નિરવાણ, વૈશ્વદેવથી અગ્નિ પ્રમાણ. ૨૩
તેને અરપવાં બલિદાન, વળી કહું સુણ્ય મહાન;

મદિરકેરે મધ્ય ભાગ, અર્પવો બલિ યજ્ઞ યોગ. ૨૪
તેવો વિશ્વદેવને દેવો, કહ્યું ધન્વંતરીને જેવો;
બલિ દેવનો ઉદ્દેશી, નિવેદવો ઉત્તર દેશી. ૨૫
ગૃહપૂર્વભાગે દેવેશ, દક્ષિણ દિશાએ યમેશ;
બલિ લેવા આવી રેહ, પશ્ચિમે વરુણજી કેહ. ૨૬
ઉત્તર દિશાએ વસે બલિ, અર્પવો સોમને વળી વળી;
ઘરના દ્વાર આગળ ધાતાને, સાંજ આપવો વિધાતાને. ૨૭
ઘરની ચાર દિશાએ જાણ, અર્યમાપર્ણકેરુ પ્રમાણ;
ઘરની બાહર જઈ સુત, અર્પવો રાત્રીચર જે ભૂત. ૨૮
ઉર્ધ્વ આકાશમાં નાંખી, રાખવા સુરને તેના સાખી;
પિતૃને દેવાં બલિદાન, દક્ષિણાભિમુખે મહાન. ૨૯
પછે બલિકર્મના આસક્તે, મહામાનસ અનુરક્તે;
થાવું લક્ષ્યપૂર્વક પૂર, બલિ અર્પ્યાં જેને શૂર. ૩૦
તેના આચમનને અર્થે, યત્ન કરવો નર સમર્થે;
બલિદાન એ વિધિ જાણે, જળ અર્પવું શાસ્ત્ર પ્રમાણે. ૩૧
જ્યાં જ્યાં મૂક્યું હોય બલિદાન, ત્યાં ત્યાં અર્પવુ જળપાન;
શુચિ ગેહપતિએ એમ, ગૃહબલિનો ધરવો નેમ. ૩૨
પ્રાણીમાત્રની તૃપ્તિ કાજે, ઉત્સર્ગ આદરે કરવો રાજે;
શ્વાન શ્વપચ પક્ષીને માટે, મૂકવો બલિ વાટે ઘાટે. ૩૩
નામ એ સર્વનુ વૈશ્વદેવ, સાયપ્રાતર કરવો એવ;
વૈશ્વદેવ કરી રહ્યા પૂઠે, આચમન કરી જ્ઞાની ઊઠે. ૩૪
અવલોકે ઘરને બાર, આવે અતિથિકો નિરધાર;
થાય મુહૂર્તનો આઠમો ભાગ, ત્યાં સુધી ઊભા રેવું તે જાગ. ૩૫
આવે અતિથિ એવું મનમાં, તાતુંમાતું* ધરવુ તનમાં;
જો અતિથિ આવી ચઢે, તેને પૂજવો અન્નાદિવડે. ૩૬
જળ ગધ કુસુમ લેઈ, યથાશક્તિ માનને દેઈ;
પૂજવો પ્રીતે પરણો, સ્વચ્છ કરવો ઘરખૂણો. ૩૭
ત્યાં બેસાડવો પ્રેમે તેને, હવે અતિથિ ન કરવો કેને;
તે કહું સુણ્ય તુ સુત, મહાઆખ્યાન મોટુ પૂત. ૩૮
નવ થાય અતિથિ મિત્ર, વસનારો ગામ અપવિત્ર;
તેને અતિથિ ન કરાય, કહુ કેવો અતિથિ પૂજાય. ૩૯
જેનુ ન જાણીએ કુળ નામ, જેનુ ન જાણીએ કયુ ગામ;

* તાતુંમાતું=લાંબા વખત સુધી ઈચ્છા.

એવા આવી ઊભો અતિથિ પ્રેમે, પોગી કરવો સત્કાર તેને. ૪૦
પથશ્રમ થયેલો પૂર, ચાલી આવેલો ઘણે દૂર;
નથી પાસે અર્થાદિ નામના, ક્ષુધા દેવીની એક કામના. ૪૧
યાચે અન્ન એવો આવી, જાતિ બ્રાહ્મણની કહાવી;
કરવો એવા અતિથિનો આદર, શુભ મતિ જ્ઞાની ને સુંદર, ૪૨
અથવા કરવો જ્ઞાની સંત એવો, જોઇ વર્ણવ્યો પછી મેવવો;
પંડિત પૂજા યથાશક્તિ કરવી, તેવા અતિથિની ભક્તિ. ૪૩
અતિથિનું ગોત્ર અને પ્રવર, પૂછતા અધ્યન નહિ વર;
ન જુએ રૂપવાન કુરૂપ, ન જુએ આકાર કે અનપ. ૪૪
બ્રહ્મરૂપ માને ઘેર આવ્યો, નર ને ઇશ્વરને ભાવ્યો;
એવા અતિથિકેરી સ્થિતિ, ગૃહસ્થાશ્રમીની નિત્ય એ રીતિ. ૪૫
તેણે અતિથિ કહેવાયા, ગુણ વેદપુરાણે ગાયા;
અતિથિ થાયે તૃપ્ત જ્યાંહી, ગૃહસ્થ નરગણથી તૃપ્ત ત્યાંહી. ૪૬
એવું જાણી અતિથિકેરુ, ઉલ્લંઘન ન કરવું અનેરું;
કિંતુ સાવધપણાથી સર્વદા, સન્માન કરવુ મન કરી મુદા. ૪૭
જે પાપ ભોક્તા અતિથિને મૂકી, કરે ભોજન તેને ચૂકી;
તે કરે પાપનું ભોજન ભાઈ, અન્ય જન્મ રેહ પુરીષ* ખાઈ. ૪૮
જેહ ગેહથી અતિથિ પાછો, ફરે કે થાયે રજ આછો;
તેને અતિથિ આપી જાય, જે જે પાપ કર્યાં કેહવાય. ૪૯
કર્યાં ગૃહસ્થે જે જે પુણ્ય, તે લે અતિથિ રાખે ન ન્યૂન;
ગમે તો આળી પાણી શાક, અથવા કાચો પાકો પાક. ૫૦
કે જે જમે ઘરબારી, તેહ આપવું અવિચારી.
એહ રીતે¹ અતિથિપૂજાય, કરવી ગૃહસ્થાશ્રમીએ સાહય. ૫૧
ગૃહપતિએ પિતૃને અન્ન, જળ આપવું મહાજન;
નિત્ય શ્રાદ્ધ કરવું તેણે, જોઈ પિતૃ રીઝે જેણે. ૫૨
જમાડવા વાડવ ઘેર, વાએક દ્વિજની કરવી પેર;
અન્નાગ્રસમ દઈ ભૂદેવ, નિત્ય કરવી શુચિ સેવ. ૫૩
બ્રહ્મચારી ભિક્ષાએ આવ્યો, સંન્યાસી વેશ ભજાવ્યો;
તેને ભિક્ષા આપે સિદ્ધ, પામે ગેહપતિ નવનિધ. ૫૪
ભિક્ષાનો અર્થ કહું આજ, એક ગ્રાસ પ્રમાણે રાજ;
ચાર ગ્રાસનો અગ્ર કેવાય, ચતુર્ગુણી અગ્રથી થાય ૫૫
તેને દ્વિજ કેહ હતકાર, ઘરબારીનો જેવો ભાર;

---

૧–મળ.

અથવા વૈભવ હોય જેવો, થાયે દાનેશ્વરી તે તેવો. ૫૬
તેમાં પાપ ન થાયે પૂર, માન્ય 'અલર્ક' મહાશૂર;
જો હોય નર શક્તિમાન, તો આપવું પૂર્ણ ધાન્ય. ૫૭
જેથી અતિથિ સંતોખાય, પેટ ભરીને તે ખાય;
શક્તિ હંતકારની હોય, આપે તેટલું ચાલે તોય. ૫૮
અગ્ર પરિમિત કે ભિક્ષાય, આપ્યા વિના નવ ખવાય;
પેહલાં અતિથિને આપી, ઇષ્ટની ક્ષુધા કાપી. ૫૯
જ્ઞાતિ બાંધવ યાચક મુગ્ધ, હોય બાળ તો આપવું દુગ્ધ;
વૃદ્ધ રોગીને અનુકૂળ, આપી ક્ષુધાનુ ટાળવુ શૂળ. ૬૦
ક્ષુધાથી હોય પ્રાણી દુખી, અકિંચન પામે સુખી;
તેને યથાશક્તિએ જાણુ, કુટુંબીપે અદકો માન. ૬૧
અર્થાદિકે થયો શ્રીમાન, રહ્યો આશરે દીન માન;
એક આધાર તેને તેનો, જ્ઞાતિજન શ્રીમાન જેનો. ૬૨
તેહ પામે કષ્ટ જો કદી, શ્રીમાન મદે જાય મદી;
તો દીને આચર્યો જે ધર્મ, મહાપાપિષ્ટ ને પર્મ. ૬૩
તેનો ભોક્તા થાય શ્રીમાન, કો ન પાપી તેહ સમાન;
સાયંકાળે અતિથિ આવે, તેને સૂર્ય સમો મન લાવે. ૬૪
સ્વય યથાશક્તિ શયન, આપવું આસન ને ભોજન;
પછે કરી પૂજા એની, ઉદ્ધરી સાત પેઢી તેની. ૬૫
ગૃહસ્થાશ્રમરૂપી બલિવર્દ,* શત ચર્યો† એવી શર્દ;
તેને સ્કંધે વર્ણવ્યો તેવો, મૂકયો ભાર કહું ફરી કેવો. ૬૬
તેને વહન કરે નર જેહ, તેનો ધન્ય માને જે આ દેહ;
થાય પ્રસન્ન તે પર વિધાતા, દેવ પિતૃ ને મુનિ ધાતા. ૬૭
અતિથિ બધુ કરી મહાનાદ, વરસાવે કુસુમવરસાદ;
તિમ તૃપ્તી થયેલાં પશુ જેહ, પક્ષીસમૂહ જંતુ દેહ. ૬૮
અંતરથી આપે આશિષ, સુખ ભોગવો કોડ વરિષ; §
હવાં અત્રિ મુનિકેરી ગાથા, કહી સંભળાવુ તુને આતા ☋ ૬૯
ગૃહસ્થાશ્રમના ધર્મ એહ, સુણી તુ થા નિ:સદેહ;
એક ચિત્તે સાભળ્ય પુત્ર મારા, પુણ્યે પ્રાપ્ત થાય લોક સારા. ૭૦
ગૃહસ્થાશ્રમી નરને ને સુરને, પૂજવા બંધુ પૂરને;
કુળ સ્રીને પૂજવી પ્રીતે, પૂજવા ગુરુ પૂર પ્રતીતે. ૭૧
યથા વૈભવ શ્વાનને દેવુ, દઇ શ્વપચને સુખી રેવુ;

---

* બલિવર્દ=બળદ. † ચર્યો=ચરવું=આચરવું § વરિષ=વર્ષ. ☋ આતા=આત્મજ.

સાથે એક અર્ધ્ય ને પવિત્રી જી, રાખવી દેહ સદા પવિત્રી જી;
અગ્નૌકરણ ન એમાં થાય જી, આવાહન જનેન કરાય જી. ૨૩
અપસવ્ય તો કરવું જોઇએ જી, શ્રાદ્ધ કર્યેથી દુષ્કૃત ધોઇએ જી;
એક સંખ્યા દ્વિજની એમાં જી, કહી જમાડવાની જેમાં જી. ૨૪
સપિંડીના છે વિધિ બીજા જી, તે સંભળાવું સુત રીઝો જી;
હે વત્સ તે શ્રાદ્ધમાં ચાર જી, પાત્ર મૂકવાં અવિધાર જી. ૨૫
એકમાં ભરવા તલ જાણ જી, બીજે ચંદન ચર્ચવા પ્રમાણ જી;
ત્રીજામાં જળ ભરી પૂર્ણ જી, ચારે બાજુ અન્નનું ચૂર્ણ જી. ૨૬
વેરીને* ભર્યાં ત્રણ પાત્ર જી, પિતૃ નામે કલ્પવા માત્ર જી;
એક પાત્ર રેહલું જેહ જી, કલ્પવું ભૂત નામે તેહ જી. ૨૭
પછે તે ત્રણ પાત્રકેરી માંય જી, અર્ધ્યજળ રેડવું ત્યાંય જી;
પ્રેતપાત્રનું વળી જળ જી, તેમાં રેડવું ધરી બળ જી. ૨૮
"યેસમાના" ઇત્યાદિ મંત્ર જી, ભણવો તાજો કરી તત્ર જી;
બાકી રેહલું શુદ્ધ શ્રાદ્ધે જી, કરવું પૂર્વ પેઠે વિણ બાધે જી. ૨૯
એકોદ્દિષ્ટ શ્રાદ્ધ નારીનું જી, કરવું જોઇએ સંસારીનું જી;
જો ન હોય નારીને તન જી, કરવું સપિંડીકોએ અનુદિન જી. ૩૦
એકોદ્દિષ્ટ શ્રાદ્ધ નારીકેરું જી, કરવું સંવત્સરના થઈ હેરુ જી;
તેમ જે દિવસે મરે નારી જી, તેની કરવી ક્રિયા અવિધારી જી. ૩૧
એકોદ્દિષ્ટ પુરુષનું જેવું જી, કરવું નારીમરણે તેવું જી;
જો ન હોય નરને સંતતિ જી, તો તેના સપિંડ પુરુષે અતિ જી. ૩૨
શ્રાદ્ધ કરવાની શ્રદ્ધા ધરવી જી, વૈતરણી જીવને તરવી જી;
જો ન હોય તેવો કોઈ નર જી, તવ માન્યો સહોદર વર જી. ૩૩
જો ન તે હોયે કદાપિ જી, માતા સપિંડ ચાલે તથાપિ જી;
કે ચાલે સહોદર તેનો જી, લે પિતૃઓ પિંડ એનો જી. ૩૪
અપુત્રનું સારવા શ્રાદ્ધ જી, નથી દૌહિત્રને બાધ જી;
સમ્યક પ્રકારે તેનાથી થાય જી, એમાં અણુકતુ ન ગણાય જી. ૩૫
માતામહનું શ્રાદ્ધ સારે જી, પુત્રી સુતને પુત્ર ધારે જી;
જે નર સંબંધી માતામહના જી, હોયે તેવા પિતામહના જી. ૩૬
એમ ઉભય સબધી જેહ જી, નૈમિત્તિકે પૂજી શકે તેહ જી;
જો ન હોય વંશમાં કોઈ જી, તદા કામિનીએ કરવું શ્રાદ્ધ જોઈ જી. ૩૭
પોતાના પતિનું સારી રીતે જી, શ્રાદ્ધ સારી શકે નારી નીતે જી;
મરનારાને ન હોય નારી જી, નવ સગા સંબધિ સારાસારી જી. ૩૮

---

* અન્નનું ચૂરણ

એવાનું ન કરે જન શ્રાદ્ધ જી, તેમાં આવે નૃપતિને બાધ જી;
માટે રાજાએ મરનાર જનના જી, કુટુંબી કરવા એક મનના જી. ૩૯
પછે તેની પાસે શ્રાવવું શ્રાદ્ધ જી, તો તે નૃપ મનાયે સાધ જી;
મુએલાની દાહાદિક ક્રિયા જી, કરતાં ખોળવા સગા સમિપીયા જી. ૪૦
તેને ખોળી શ્રાદ્ધનાં કર્મ જી, કરાવવાં એ નૃપધર્મ જી;
જાણવો રાજા બાંધવ સહુનો જી, જેનાપર છવારો બહુનો જી. ૪૧
અહો સુત ક્રિયાએ બેય જી, નિત્ય નૈમિત્તિક નામ જેહ જી;
મેં સંભળાવી તને સત્ય જી, એમ આચરજે મહામત્ય જી. ૪૨
હવાં નિત્ય નૈમિત્તિક કહું તુને જી, એવી ઇચ્છા ઉપની હુને જી;
એકચિત્તે તું સાંભળ્ય તેહ જી, જેથી થવાશે નિઃસંદેહ જી. ૪૩
એ ક્રિયાધર્મમાં વિધુક્ષય જી, એવા કાળનો કરવો વિક્રય જી;
તેમાં જે દર્શ તે નિમિત્ત જી, હવાં નિત્યને ધર ચિત્ત જી. ૪૪
તેનો નિયમિત સમય જેહ જી, નિત્યતાદર્શક તેહ જી;
એ બે નિત્ય નૈમિત્તિક કેવાય જી, અહીં થયો ત્રિશોધ્યાય જી. ૪૫
બોલો બોલો પુરાણીબાવા જી, જોઇએ શ્રાદ્ધાન્નના લાડુ ખાવા જી;
એમાં શો અધિકાર તમારો જી, કેટલોક પાપનોભાર વધારો જી; ૪૬
અથવા કેહલું શાસ્ત્રે સારો જી, શ્રાદ્ધાન્ન મનમાં ન વિચારો જી;
વ્યર્થ અણસમજુને મારો જી, પેહલે ઉદ્ધાર કરો તમારો જી. ૪૭
હવાં તો નમસ્કાર છે મારા જી, માથે પડી બન્યા બીચારા જી;
વિપ્રદ્વેષને અવિધારો જી, નથી ઉગરવાનો આરો જી. ૪૮
અર્થ કૂડી રીતે સારો જી, ન જુઓ કનક તુલસી ક્યારો જી;
છે દ્વેષનો સાગર ખારો જી, મારે જાગતાં આવી મારો જી. ૪૯

વલણ.

આવી માગો મારે જાગતાં, લાગતાં ઉર લાહ રે;
જન પ્રેમાનંદ સત્ય ભાખે, કરો તરવાનો ઉપાય રે. ૫૦

---

## કડવું ૮૫ મું.

### રાગ કેદારો.

મદાલસા કેહ સુણ્ય મારા મન, કર્યું સપિંડીશ્રાદ્ધ પાવન;
મોટમ મન કહું સર્વે તને રે. ૧
એ શ્રાદ્ધ થયે નિરવાણ, પિતા પ્રપિતામહ પ્રમાણ;
તેની જાણ ગતિ સઝી મને રે. ૨

ઢાળ. ૨

મને સૂઝી ગતિ પ્રપિતામહની, તે પિંડદાન થયા પછે,
હસ્તે વળગ્યુ અન્ન ખાયે, તેવા પિતૃથી પર તે ગછે. ૩
હાથે વળગેલું અન્ન જે, રહી ખાય પિતૃલોક,
તેના પછીના ત્રણુની ગતિને, પામી થાય અશોક ૪
પિતૃમાથી પિંડ તેનો, નાશ થાયે જાણુ,
સપિંડીએ ભાઈ પ્રેતકેરી પિતૃદશા પ્રમાણુ. ૫
એ ત્રણુ પિતૃમા એક વાધ્યે, થાય છેવટની ગતિ,
તેનું પિતૃનાદીમુખ કરતા, થાય સર્વે સદ્‌ગતિ ૬
પુત્રે દીધેના પિંડનું, જે લેપ ભક્ષ કરનાર,
એ ત્રણુથી છે'લો શ્રાદ્ધકારજ, યજમાન સહિત સાર ૭
એમ ગણુતા આઠમો નર, તેહ સમયે જાણુ,
પિંડલેપના ભોગથી, થાય સબધ વિણુ નિર્વાણુ ૮
હે સુત સપિંડી સાર્યા પછી, પિતાપિતામહ જેહ,
વળી પ્રપિતામહ થાય જાણો, સબધી પિંડી એહ ૯
છે વૃદ્ધ પિતામહથકી, જે ત્રણુ પુરુષો સાર,
તે લેપના સબધવાળા, જાણ તું અવિધાર ૧૦
એ માંહીનો છે'લો ગણી, નર સમજ સુત સુજાણુ,
તું સપ્તમો યજમાન લે, થાય તે નિરવાણુ ૧૧
યજમાનથી આરભી એવો, સપ્ત પેઢી સબધ,
મુનિ માત્ર ગણી ગયા સુત, ધાર્ઇ ધર્મને ધધ ૧૨
એહ પછીની જેહ પેઢી, રહી પુત્ર પ્રમાણુ
તે અનુલેપભક્ષક જાણુવા, માની સત્ય મારી વાણુ ૧૩
હે સુત એ નર સપ્તથી, તે રહ્યા ઉપર અન્ય,
તે પિતૃમાથી કોઇ સ્વર્ગે, સુખ પામે ધન્ય ૧૪
રે સુત કોઇ પડિયા નરકમા, વળી કોઇ તિર્યક જાત,
કોઇ પૃથ્વી આદિક ભૂત માહે, વમ્યા થઈ વિખ્યાત ૧૫
તે સર્વને યજમાન જે રીત, શ્રાદ્ધે કરે સતુષ્ટ,
તેહ વિસ્તારી વદુ હું, સુણી થા તુ પુષ્ટ. ૧૬
શ્રાદ્ધકર્તા જેહ જન, જગતિ પર નાખે અન્ન,
તે અન્ન પિતૃ પિશાચ પામે, થાય તૃપ્ત તેનું તન ૧૭
જે શ્રાદ્ધ કરવા માટે નાહે ધારી શ્રાદ્ધનું ધ્યાન,
તેના વસ્ત્રથી જે જળ પડે, તેણે વાધે પિતૃવાન ૧૮

વૃક્ષાદિરૂપે જે થયા તે, એ વિધે સંતોખાય;
વળી સ્નાન કરતાં વારિબિંદુ, જે પડે ભૂમિ માંય. ૧૯
તેણે કરી સ્વર્ગે રહ્યા સહુ, પિતૃ સંતોખાય;
શ્રાદ્ધ કારણ પિંડ કીધા, તે ઊચલી લેવાય. ૨૦
વેરાયલા કણ જે રહ્યા, તિર્યક તેણે સંતોખાયે;
શ્રાદ્ધ કર્ત્તાતણા કુળમાં, પૂર્વે કદી કોઇ રાયે— ૨૧
કે રંક હોયે જાતનો, પામ્યો ન દાહક્રિયાય;
તેહતણો વિધિ સહુ ભાખું, મરે જે જ્ઞાન વિનાય. ૨૨
અથવા બાળક મુઆં, કે ક્રિયા કરવા યોગ્ય;
તેહની ક્રિયા ન કીધી, પછે હોય ના આરોગ્ય. ૨૩
એવા સર્વ જે જે મુઆ જાણો, મળે તેને શુંય;
શ્રાદ્ધ કરી અન્ન લઇ સઘળું, સુણ્ય પાણી રેડે તુંય. ૨૪
તેહ પાણીવતી ત્યાંહી, કરે નારી અંઘોટ;
તેવડે તેવા પિતૃકેરી, ખાધાની ભાગે ખોટ. ૨૫
શ્રાદ્ધના શ્રાદ્ધી દ્વિજ બેઠા, ભોજન કરવા પાટે;
તે આચમન કરે જમી રહ્યા પછી, તે જળ તેને માટે. ૨૬
વા પાદપ્રક્ષાલનનું જળ, તેવડે સંતોખાય;
પિશાચકે કૃમિ કીટ થયા મરી, તે જળ વહેંચી ખાય. ૨૭
હે સૂત એ વિધિ શ્રાદ્ધનો, વળી સારવાનો એમાં;
યજમાન શ્રાદ્ધ કરવા બેઠો, કે દ્વિજ જમે તેમાં. ૨૮
પિતૃનો સંતોષ માનિયો, શ્રાદ્ધ વિધે સુણ્ય સૂત;
અન્ન જળ પડેલું ખાતા, પિતૃ પૂત અપૂત. ૨૯
આ દેહે જન શ્રાદ્ધ કરે તે, પિતૃ સહુ દેહે પામે;
તે જળ અન્ન જો શુદ્ધ હોય તો, આવે સારે કામે. ૩૦
વા અશુદ્ધ કે ઉચ્છિષ્ટજ, તે પણ પિતૃને ભાવે;
તૃપ્ત થાય તન તેમનાં, સાંભળ્ય સૂત તું હાવે. ૩૧
અન્યાય માર્ગે કરી ધન જોડ્યું, તેવડે કરતા શ્રાદ્ધ;
તેવાના કુળ માંહે માનો, ચાંડાલાદિક બદ્ધ. ૩૨
તેવી અનેક નીચ યોનિ-માંહે પડિયા સાર;
તેવે શ્રાદ્ધે તૃપ્ત થાય તે, શ્રાદ્ધ કર્યે નિરધાર. ૩૩
એહ પ્રકારે શ્રાદ્ધકારના, બંધુ આદિકે નાખ્યું;
અન્ન જળ કે બિંદુ તેનાં, દેહ પુષ્ટપણ દાખ્યું. ૩૪
એ કારણની ધારણ ધારી, સર્વે મનુષ્યો જાણ;
શાક પત્રાદિકવડે પણ, શ્રાદ્ધ કરવું પ્રમાણ. ૩૫

યથાવિધિ શ્રાદ્ધજ કરતાં, શ્રદ્ધા સારી જોઇએ;
શ્રાદ્ધ તે સર્વેએ કરવું નિશ્ચે, નવ તજવું ગૃહસ્થ કોઇએ. ૩૬
એ વિધિકેરો લોપ નહિ જ્યાં, ત્યાં સુખ શાંતિ સર્વ;
સ્વયંનો કુટુંબી કોઇ નહિ દુખિયો, છે શ્રાદ્ધ મોટું પર્વ. ૩૭

વલણ.

છે શ્રાદ્ધ મોટું પર્વ સહુમાં, નહિ અધિક કો એથકી રે;
ચાતુર્વિંશી ચતુર્ભુજની, સેવામાં રહેતો ટકી રે. ૩૮



## કડવું ૮૬ મું.

### રાગ સારંગની દેશી.

મદાલસા કેહ સુણય વાહલા રે, શું સમજાવું કુંવર કાલા રે;
શ્રાદ્ધ નિત્ય નૈમિત્તિક જેહ રે, તેના કાળરૂપ કહું શું એહ રે. મદાલસા૦ ૧
કહું જે દ્રવ્યે સરાય શ્રાદ્ધ રે, વળી આવે તેમા કયા બાધ રે;
તે તું સાંભળ એકે મને રે, ઇચ્છા ઉપની કેવા મને રે. મદાલસા૦ ૨
પ્રત્યેક માસે દર્શને દિને રે, જ્યારે થાય વિધુક્ષય* મીને રે;
દિવસ અષ્ટમીનો તેવો રે, શ્રાદ્ધ માટે જોવા જેવો રે. મદાલસા૦ ૩
હવાં સ્વેચ્છાએ કરવાં શ્રાદ્ધ રે, તે માટે કેહ શું સાધ રે;
શ્રોત્રિયાદિ બ્રાહ્મણ વિશિષ્ટ રે, નહિ પુરાધી જેવો શિષ્ટ રે. મદાલસા૦ ૪
તે આવી મળે જ્યારે રે, શ્રાદ્ધ કરવાનો કાળ ત્યારે રે;
સૂર્ય ચંદ્રગ્રહણનો યોગ રે, દક્ષિણાયનનો સંયોગ રે. મદાલસા૦ ૫
તેવો ઉત્તરાયણનો જોઈ રે, મકર કર્કની સાધી સોઈ રે,
સૂર્ય મેષ તુલા રાશિનો થાય રે, વ્યતિપાતયોગ કહેવાય રે. મદાલસા૦ ૬
શ્રાદ્ધ કરવા જેટલું ધન રે, પ્રાપ્ત થયું હોય મહામન રે;
દુસ્વપ્ન જોયામાં આવે રે, જન્મ નક્ષત્ર કાળ લાવે રે. મદાલસા૦ ૭
ગ્રહ સંબંધી થાય પીડાય રે, ત્યારે સ્વેચ્છાએ શ્રાદ્ધ પ્રેમ થાય રે,
શ્રાદ્ધમાં શ્રાદ્ધી જોઇએ રે, તે ભાખું સંશય ખોઇયે રે. મદાલસા૦ ૮
વિશિષ્ટ શ્રોત્રિય યોગયુક્ત રે, હોય વેદાધ્યયને યુક્ત રે;
સામવેદ ભણેલો સારો રે, ભણે ત્રિનાચિકેતનો ધારો રે. મદાલસા૦ ૯

---

* ચન્દ્રનો ક્ષય.

ત્રિમધ્વાદિ ઋચા ભણતો રે, ત્રિસુપર્ણને શુભ ગણતો રે;
ષટ્ વેદાંગ શીખ્યો જેહ રે, વળી હોયે દોહિત્ર તેહ રે. મદાલસા૦ ૧૦
ઋત્વિક અને જમાઈ રે, ભગિની સુતની સગાઈ રે,
શ્વશુર ને વળી મામો રે, મૂકી પચાગ્નિ બેસે સામો રે. મદાલસા૦ ૧૧
તપમાં નિષ્ઠાળુ જેહ રે, માતામહાદિ સહુ એહ રે;
શિષ્ય અથવા તેનો સ્નેહી રે, વા સબંધી ઉજેહી રે. મદાલસા૦ ૧૨
માની ભગિનીકેરો સૂત રે, બીજા બંધિવ કૃતિ પવિત્ર રે;
એ સર્વ ભૂદેવ શ્રાદ્ધને યોગ્ય રે, ભાણુ પીરશુ ભક્ષવા ભોગ્ય રે. મદાલસા૦ ૧૩
એ વિનાનો આવે ન કામ રે, હોય સૂતપુરાણી મસાન રે;
શ્રાદ્ધમાં તો કહ્યા તેવા રે, જમાડવા ન બીજા એવા રે. મદાલસા૦ ૧૪
હવાં સાંભળ સૂત તુ મારા રે, કહુ શ્રાદ્ધે કોને નિવાર્યા રે;
હોય બ્રહ્મચર્યાદિ વ્રતમંડિત રે, તેથી થયેલો જે ખંડિત રે. મદાલસા૦ ૧૫
હોયે રોગાસક્ત શરીર રે, અગ હીનતાવાળો વીર રે;
વા અંગ વધારે જેને રે, પુનર્વિવાહિત પુત્ર તેને રે. મદાલસા૦ ૧૬
હોય કાણો કે દૃષ્ટિહીન રે, કુંડકુંવર ન જોઈએ દીન રે;
ગોલક ને મિત્રનો દ્રોહી રે, ન જોઈએ નપુંસક કોઈ રે. મદાલસા૦ ૧૭
જેના નખ ખરી ગયા હોય રે, શ્યામદતાળો નવ કોય રે;
બ્રાહ્મકર્મનો કીધો ત્યાગ રે, જાતિભ્રષ્ટ થયો મહાભાગ રે. મદાલસા૦ ૧૮
પિતાએ મિથ્યાપવાદ કહાવ્યો રે, ઉદ્યમ ચાડી ચૂગલી ભાવ્યો રે;
સોમરસનો વેચણહાર રે, કન્યકા દૂષિત કરનાર રે. મદાલસા૦ ૧૯
વૈદ્યવિદ્યાકેરો જાણ રે, ગુરુ માત તાત તજ્યા નિરવાણ રે;
ગુરુ થઈ શિષ્યને કેહ આવું રે, ધન આટલુ દે તો ભણાવુ રે. મદાલસા૦ ૨૦
એવો ભણાવનાર ન જોઈએ રે, વિદ્યા વેચનારો કોઈએ રે;
મિત્રનું નહિ શ્રાદ્ધમા કામ રે, પરણેલીને પુનરપિ સ્વામ રે. મદાલસા૦ ૨૧
વેદત્યાગી અગ્નિહોત્રત્યાગી રે, જેણે પરની પત્ની રાખી રે;
બીજા એવા અનેક કુકર્મિ રે, જેણે તજ્યો સ્વધર્મ બનિ અધર્મિ રે. મદાલસા૦ ૨૨
એવો શ્રાદ્ધમાં નવ નોતરવો રે, હોયે ભવાબ્ધિ જેને તરવો રે;
કદા પાપનો ભાગ ભરવો રે, તો શ્રાદ્ધમા પુરાણી ધરવો રે. મદાલસા૦ ૨૩
વત્સ સાભળ્ય મારી વાત રે, પૂર્વ કહ્યા વિપ્ર પ્રખ્યાત રે;
શ્રાદ્ધકાર્યમા એહવા જોગ રે, તેનો સાધવો સુસજોગ રે. મદાલસા૦ ૨૪
જે દિવસ હોયે શ્રાદ્ધ રે, તેને પૂર્વ દિન નોતરવા સાધ રે;
પછે પિતૃનો દિવસ આવે રે, ત્યારે સુરના જે દ્વિજ કાવે રે. મદાલસા૦ ૨૫
અથવા પિતૃનિયોગમા તેની રે, કરી દેવી યોજના એની રે,
શ્રાદ્ધ કરનાર નરે તે દિન રે, નવ કરવા આચરણ હિન રે. મદાલસા૦ ૨૬

તેમ શ્રાદ્ધીએ ઇંદ્રીયશુદ્ધ રે, રેહવું વિષયવર્જિત વિશુદ્ધ રે;
જે શ્રાદ્ધ કરનારો નર રે, અને તે જમનારા વર રે. મદાલસા૦ ૨૭
તેમાંથી આચરે કોઇ મૈથુન રે, તેનું પાતક કેહ મહામુન રે;
ઉભયમાંથી કરે કંઇ કર્મ રે, તેનો જાંહે* જાએ ધર્મ રે. મદાલસા૦ ૨૮
તેના પિતૃ તેને રેતે રે, એક માસ પડી રેહ કૃમિ પેટે રે;
કરી નિમત્રણ શ્રાદ્ધકેરું રે, કે સ્વીકારી નિમંત્રણ અવેરું રે. મદાલસા૦ ૨૯
પછે ભોગવે જે ભામિની રે; શ્રાદ્ધ પૂર્વની યામિની રે;
તેના પિતૃને મહાદુઃખ થાય રે, વીર્યમૂત્ર તે બેઠા ખાય રે. મદાલસા૦ ૩૦
તેનો અવધિ છે એક માસ રે, એવો કુકર્મે થાયે ત્રાસ રે;
એવા પાતકને પિછાની રે, નવ જોવા છર્ણ પુરાણી રે. મદાલસા૦ ૩૧
શુદ્ધ દ્વિજને નોતરૂં દેવું રે, શ્રાદ્ધમાં જમવાનું કેવું રે;
શ્રાદ્ધી થવાનું જાણે જેહ રે, રેહ જિતેંદ્રિય તેહ રે. મદાલસા૦ ૩૨
શ્રાદ્ધને દિવસે કદી ભાઈ રે, ન મળે આગમ કે કહ્યા દ્વિજરાઈ રે;
તથાપિ તરુણીવાળા તજવા રે, યતિ જીતેંદ્રિયને નવ ભજવા રે. મદાલસા૦ ૩૩
જેમને કર્યાં નિમંત્રણ જમવા રે, તેને યજમાને દેવા ન ભમવા રે;
પોતે ઇંદ્રિયસંયમી રેહવું રે, તેવા રેહવા સામાને કેહવું રે. મદાલસા૦ ૩૪
પિતૃઓ શુક્લપક્ષ કરતાં રે, કૃષ્ણપક્ષમાં પ્રીતિ ધરતાં રે;
તેમ દિવસના પૂર્વ ભાગે રે, કરતાં ઉત્તરમાં અનુરાગે રે. મદાલસા૦ ૩૫
એવું છે માટે સુણ્ય સૂત રે, પિતૃ મધ્યાન્હોત્તર પૂત રે;
ગણે સર્વ મુનિને શૂર રે, માને મોટા મુનિ પૂર રે. મદાલસા૦ ૩૬
એવા મધ્યાન્હોત્તર કાળે રે, નિમંત્રેલા બ્રાહ્મણને ભાળે રે;
તપ યજમાને દેવું માન રે, ગણવા બ્રહ્મને ગોવિંદ સમાન રે. મદાલસા૦ ૩૭
પછે હાથમાં પવિત્રી ધારી રે, આચમન આપવું અવિધારી રે;
વળી નમ્ર થઇને કેહવું રે, બેસો આસને ઇમ માન દેવું રે. મદાલસા૦ ૩૮
પિતૃના બ્રાહ્મણ એકી કાહવે રે, સુરના બેકીમાં આવે રે;
તદપિ તેનો નિકાલ કરવો રે, યજમાન છે નૃપબાળ વહરવો રે. મદાલસા૦ ૩૯
વળી એ માટે કહ્યું આવું રે, યથાશક્તિ જેટલું ધાવું રે;
ઇક સુર ને પિતૃનો એક રે, કહ્યો શાસ્ત્રે એવો વિવેક રે. મદાલસા૦ ૪૦
માતામહ વૈશ્વદેવતણો રે, એકેકો દ્વિજ મુનિય ગણ્યો રે;
છે કેટલા મુનિનો વિવેક રે, માતામહ વૈશ્વદેવ છે એક રે. મદાલસા૦ ૪૧
ગણો બેના જુદા જુદા દ્વિજ રે, તો પિતૃ પામે રીઝ રે;
ધાર્યા દેવના બ્રાહ્મણ જેહ રે, પૂર્વાભિમુખે બેસાડવા તેહ રે. મદાલસા૦ ૪૨

* જાંહેજવું.—નાશ પામવું.

પિતૃના ઉત્તરમુખે જાણુ રે, એવો માતામહનો વિધિ પ્રમાણુ રે;
કહ્યો વિચક્ષણે સરખો રે, ધર્મ કઠિન જોઈ ન ધરખો રે. મદાલસા૦ ૪૩
નોતરેલા બ્રાહ્મણ કાજે રે, લેવું દર્ભાસન દ્વિજરાજે રે;
તેનાપર બેસાડી કરી રે, અર્ઘ્ય પ્રદાન રેહવું ધરી રે. મદાલસા૦ ૪૪
પછે પૂજા કરવી તેની રે, દર્ભને પવિત્રી આપવી કેહની રે;
વળતી તેવા દ્વિજની આજ્ઞા લેવી રે, શ્રાદ્ધકાર્યની સિદ્ધિ સેવી રે. મદાલસા૦ ૪૫
બુદ્ધિમાન દ્વિજે ભણી મંત્ર રે, ત્રિદિશોનો સાધવો તંત્ર રે;
આવાહન કરી તેડવા સર્વ રે, યજમાને ગલિત બની ગર્વ રે. મદાલસા૦ ૪૬
વૈશ્વદેવોના જે વિપ્ર રે, જવ જળાર્ઘ્યે દેવું ક્ષિપ્ર રે,
પછે ગંધમાલ્ય ધૂપ દીપ જળ રે, અર્પણ કરવું સહુ નિર્મળ રે, મદાલસા૦ ૪૭
વળી પૂજા તેમની કરવી રે, ધ્યાન મૂર્ત્તિ પિતૃની ધરવી રે;
એ વિના પૂજાના ઉપહાર રે, શ્રદ્ધાપૂર્વક દેવા સાર રે. મદાલસા૦ ૪૮
પિતૃકેરું સર્વ જે કાર્ય રે, અપસવ્યે કરાવવું આચાર્ય રે;
તેની પૂજાનાં જે સાહિત્ય રે, એ પ્રકારે દેવાં સિદ્ધ રે. મદાલસા૦ ૪૯
શ્રાદ્ધીને દ્વિગુણિત દઈ દર્ભ રે, કરીએ મુનિ મોટા શર્ભ રે;
લઇ આજ્ઞા તેમની જ્ઞાની રે, કરવું પિતૃ આવાહાન પિછાની રે. મદાલસા૦ ૫૦
જેહ અર્ઘ્ય કર્યો હોય સિદ્ધ રે, જવ કેરો જેહ પ્રસિદ્ધ રે;
તેને સાટે નાખવા તલ રે, ધરવું અપસવ્યે કલ્પના બળ રે. મદાલસા૦ ૫૧
પછે બ્રાહ્મણ બોલે આવું રે, અગ્નિ કાર્ય કર મન ભાવ્યું રે;
એવું સુણી યજમાને વેણ રે, કરવું અગ્નિ પ્રભુને કેણ રે. મદાલસા૦ ૫૨
પ્રસન્ન કરવા જો પિતૃને હોય રે, કરવું અગ્નિનું કાર્ય તેરય રે;
અગ્નિમાં આહુતિ નાંખવી કેવી રે, તેહ જણાવું જાણું જેવી રે. મદાલસા૦ ૫૩
ક્ષાર વ્યંજનવર્જિત અન્ન રે, તેહ વિધિપૂર્વક નાંખવું તન રે;
કવ્યવાહક* વન્હિને માટે રે, સ્વાહા મંત્ર જપી શિરસાટે રે. મદાલસા૦ ૫૪
હોમે આહુતિ જે જન રે, થાય પિતૃનું મન પ્રસન્ન રે;
ત્યમ સોમ પિતૃમાન માટે રે, સ્વાહાકરે રેહવું ધાટે રે. મદાલસા૦ ૫૫
એનાએ મંત્રે આહુતી રે, આપવી કરી પિતૃ નુતિ† રે;
પ્રેતપતિ યમને કાજે રે, સ્વાહા ઉચરવો શ્રાદ્ધ સાજે રે. મદાલસા૦ ૫૬
ઇમ ત્રણવરાં આહુતિ આપી રે, કષ્ટ પિતરનું નાંખવું કાપી રે;
હોમ કરતાં વધેલું જે અન્ન રે, અર્પવું દ્વિજભોજને તન રે. મદાલસા૦ ૫૭
સર્વને યથાવિધિ દેવું વેંચી રે, કોઇનું પાત્ર ન લેવું ખેંચી રે;
પછે મધુરે વેણે કેવું રે, યથા રુચિ જમો સુખ દેવું રે. મદાલસા૦ ૫૮

---

* કવ્યવાહક—માસની આહુતિ લેનાર. † શાસ્ત્રની રીતીયે નૂતિ—નમસ્કાર.

એવું વદવું વિતસિ સાથ રે, જમો જમો ત્રિભુવનનાથ રે;
એવું યજમાનનું સુણી વેણુ રે, કરવો ભોજનારંભ સુખદેણુ રે. મદાલસા૦ ૫૯
જમતાં ચિત્તને ચળવા ન દેવું રે, મૌનવ્રત ધરી અન્ન લેવું રે;
આ તો ખારું ને આ છે ખાટું રે, વદે તેનું ડાહપણુ નાઠું રે. મદાલસા૦ ૬૦
કરવું નિવૃત્તિએ ભોજન રે, થાય પિતૃ એથી પ્રસન્ન રે;
કરવું યજમાને વળી આમ રે, અર્પવું દ્વિજપ્રિય તમામ રે. મદાલસા૦ ૬૧
પીરસું હળવે હળવે હલકે રે, નવ પીરસવું કંઈ છલકે રે;
પીરસતાં ન કરવી ત્વરાય રે, કે ક્રોધ ન કરવો જરાય રે. મદાલસા૦ ૬૨
કર્યા પદાર્થ જમવા કાજે રે, તે માંહેના સમ્યક રાજે રે;
તે રહે સર્વને માટે રે, પીરસવા તેવે ઘાટે રે. મદાલસા૦ ૬૩
આગ્રહ કરી જમાડવા જાણુ રે, એનું શાસ્ત્ર પુરાણે પ્રમાણુ રે;
શ્રાદ્ધાન્ન જમતા બેઠા દ્વિજરાય રે, તવ અસુરસત મંત્ર જપાય રે. મદાલસા૦ ૬૪
તિલના દાણા પૃથ્વી ઉપર રે, વેરવી વારંવારે સાકર રે;
કાં કે દાનવ ભૂતાદિ કેરાં રે, આવી વિઘ્ન પડે અનેરાં રે. મદાલસા૦ ૬૫
કાં કે જુએ તે વિધિમાં ભૂલ રે, કે આવે ઝાલી શૂળ રે;
સહુ જમી જાયે શ્રાદ્ધાન્ન રે, તેણે રેવું જોઈએ નિર્ભોજન રે. મદાલસા૦ ૬૬
એ કારણુ માટે તલના રે, દાણા નાંખવા મંત્ર બળના રે;
એ વિધિ વાડવ જમ્યા જાણી રે, પછે તેમને પૂછવું પ્રણામી રે. મદાલસા૦ ૬૭
કાં ભૂદેવ તૃપ્ત થયા રે, ક્ષુધાના સંશય ગયા રે;
એવું પૂછ્યાથી બોલે દ્વિજ રે, થયા તૃપ્ત મળી મેઘ વીજ રે. મદાલસા૦ ૬૮
એવા સંતોષના સુણી શબ્દ રે, મન અન્નમાં કરવું લુબ્ધ રે;
પછે પૃથ્વીપર નાંખવું તેહ રે, ચારે દિશાએ વેરવું એહ રે. મદાલસા૦ ૬૯
વળતી બ્રાહ્મણને દે આચમન રે, દેવું યજમાને કરી શુદ્ધ મન રે;
ત્યાર પૂંઠે યજમાને શુંય રે, કરવું તે ભાખું હુંય રે. મદાલસા૦ ૭૦
મનસા વાચા ને શરીર રે, રાખવું નિયમે ધરી ધીર રે;
શ્રાદ્ધીની આજ્ઞા લઈ સત્ય રે, અન્નમાં મેળવવા તિલ અત્ય રે. મદાલસા૦ ૭૧
પછે પિંડ કરી ઘણા તેના રે, સુત વિધિ કહું હવાં એના રે;
પિંડ ઉચ્છિષ્ટ ભાગની પાસે રે, મૂકવા પિતૃ કેરી આશે રે. મદાલસા૦ ૭૨
દર્ભશલાકાપર જાણુ રે, પિતૃ ઉદ્દેશ કરું પ્રમાણુ રે;
પછે સાવધપણે પિંડઉપર રે, કરવું પિતૃતીર્થવડે* સિંચન વર રે. મદાલસા૦ ૭૩
એ વિધિ કરજે મારા સુત રે, વાત નથી એમાં અદ્ભુત રે;
માનો રખે કાંઈ ઈમા તૂત રે, જૂઠું કેહ તેને ઝાલે યમદૂત રે. મદાલસા૦ ૭૪

* પિતૃતીર્થ—અંગૂઠાનું મૂળ.

એમ શ્રદ્ધાપૂર્વક યજ્તાને રે, પોષવા પિતૃ પિંડ પ્રદાને રે;
માતામહને એણી રીત રે, પિંડ આપવા તે ધરી પ્રીત રે. મદાલસા૦ ૭૫
પછે ગંધમાલ્યાદિકે પૂજન રે, કરી આપવું પછે આચમન રે;
વળતી તેને શક્તિ પ્રમાણુ રે, દક્ષિણા આપવી તું શ્રદ્ધા સમાન રે. મદાલસા૦ ૭૬
કેવું સમ્યક પ્રકારે સહુને રે, થાઓ સ્વધા પ્રાપ્ત તો સહુને રે;
એવું આચરણુ જોઈ ભૂદેવ રે, તથાસ્તુ ભણે એવ રે. મદાલસા૦ ૭૭
પછે વિશ્વદેવોના જે વાડવ રે, તેમને કેવું કરી અહોદેવ રે;
થાવ પ્રસન્ન પૂરા પરમેશ્વર રે, તેમણે કેવું જોડી દ્વય કર રે. મદાલસા૦ ૭૮
ભણે ભુદેવ કલ્યાણુ કલ્યાણુ રે, થાઓ ભવોભવ પિતૃને નિરવાણુ રે;
એ પ્રકારે બોલે દ્વિજ રે, આશિર્વાદનું માગવું બીજ રે. મદાલસા૦ ૭૯
પ્રાર્થના શુભ થાવા કરી રે, પ્રદક્ષિણા કરવી ફરી ફરી રે;
બોલવું મધુરવેણુ ભાઈ રે, કરવો પ્રણામ પ્રેમ પાય સાઈ રે. મદાલસા૦ ૮૦
પછે ગમન કરવા કેવું રે, દ્વાર સુધી વળાવી રેવું રે;
તે રેવું તે કયારે પ્રાત રે, જોઈ મનમોદની વાત રે. મદાલસા૦ ૮૧
એમ પ્રસન્ન કરી વળવું રે, કો સાથે ન ખળભળવું રે;
આવી ઘરમાં ભૂતાદિક યજ્ઞ રે, સતોખવા સુત ને અજ્ઞ રે. મદાલસા૦ ૮૨
તેની ક્રિયા થઈ રહ્યા પછી રે, ભોજનના સાહિત્ય રચી રે;
જમાડવા અતિથિ જાણુ રે, પિતૃ તૃપ્ત થાયે એ પ્રમાણુ રે. મદાલસા૦ ૮૩
ઘણા આચાર્યનો મત આવો રે, નિત્યકર્મનો લેવો લાહવો રે;
કેટલા ગુરુ તેથી વિરુદ્ધ રે, શ્રાદ્ધ ભેગા સુર થાય શુદ્ધ રે. મદાલસા૦ ૮૪
માટે નિત્યશ્રાદ્ધ ન કરવું રે, શ્રાદ્ધદિવસે સંયમે વરજવું રે,
બીજી ક્રિયાઓ કરતા રોજ રે, તેની ખરી ખોળવી ખોજ રે. મદાલસા૦ ૮૫
વળી મત આચાર્યનો ભિન્ન રે, તેહ દાખવું દ્વિજ દીન રે,
અતિથિ માટે પાક કરવો પૃથક રે, અન્ય જન માટે અન્ય મથકરે.* મદાલસા૦ ૮૬
શ્રાદ્ધાજંકેરી માંહી રે, અતિથિ નવ પોષવો કયાહી રે,
કેહ બીજા બાધ ન તેમાં રે, નથી કાંઈ વિશેષ એમાં રે. મદાલસા૦ ૮૭
અતિથિનો કરી આદર રે, જમાડવું યજમાને સ્વઘર રે;
ભૂતાદિક લઈ સાથે રે, ખાવા બેસવું મદિરનાથે રે. મદાલસા૦ ૮૮
ધર્મજ્ઞે એહ પ્રકાર રે, શ્રાદ્ધ પિતૃનું કરવું સાર રે;
છે આ સર્વનો સાર આવો રે, દ્વિજ પ્રસન્નતાનો લાહવો રે. મદાલસા૦ ૮૯
નોંતર્યાં દ્વિજ સતોખાય રે, કરવા યજમાને તે તે ઉપાય રે;
શ્રાદ્ધ કાર્યમાં ત્રણ છે પવિત્ર રે, તેહ ગણાવું સુણ્ય ચિત્ર રે. મદાલસા૦ ૯૦

* સ્થાન

દૌહિત્ર* નેપાલકંબલ રે, તન જાણો ત્રીજો છે તલ રે;
હવા નેષ્ટ શું તે ભાખું રે, દીકરા બહુ દાખું રે. મદાલસા૦ ૯૧
કોપ વાડવનો એમાં કૂડો રે, માર્ગગમન માર્ગ ન રૂડો રે;
ઉતાવળ એ પણ ખોટી રે, એ છે ત્રણ ખાંપણ મોટી રે. મદાલસા૦ ૯૨
સુણ સુત એ શ્રાદ્ધની માંય રે, રજતપાત્ર ઘણું વખણાય રે;
છે રજતનું દર્શન તેવું રે, શકિતવાળાએ દાન દેવું રે. મદાલસા૦ ૯૩
એમ મુનિ મુખે સાંભળિયું રે, પૃથ્વીરૂપી સુરભિનું દળિયું રે;
એ ધેનુમાંથી રૂપાને પાત્રે રે, સ્વધા દૂહે પિતૃ માત્રે રે મદાલસા૦ ૯૪
એમ દોહન કરિયું માટે રે, રૌપ્ય પાત્ર પિતૃને શાંતે રે;
જોઈ રજતકેરુ પાત્ર રે, આનંદે પિતૃનું ગાત્ર રે. મદાલસા૦ ૯૫
ઇતિ શ્રી માર્કંડેય પુરાણ રે, અલર્કાનુશાસને જાણ રે;
પાર્વણશ્રાદ્ધકલ્પો નામ રે, એકત્રિંશોધ્યાય આ ઠામ રે. મદાલસા૦૯૬†

વલણ.

એક ત્રિંશોઅધ્યા પૂરણ હવો, સુણો પુરાણી દેવ રે
વળી એક મને દ્વિજ સાધશે, જેથી સુધારો આ દેહ રે.

## કડવું ૮૭ મું.

### રાગ મારુ.

હવાં સાંભળ્ય સુત મારા, કહું વસ્તુ ગ્રાહ્ય ને ત્યાજ્ય;
પ્રસન્ન થાયે પિતૃઓ શાથી, શાથી દુઃખનું શારે કાજ.
તે સુણ્ય તું એક ચિત્તે, અહો મારા પુત્ર;
આ લોકે પિતૃને તરપ્યે, સારું થાયે ઘરસૂત્ર.
પિતૃની તૃપ્તિ હવિષ્યાન્નને, કહી એક માસ પર્યંત;
મીનના માસે શ્રાદ્ધ કરે તો, દ્વય માસ તૃપ્ત થાય જંત.
સારગામિષે ત્રણ માસ તે, સંતોષ પામી જાયે;
સસલાની માટીએ માનો, જાય ચાર માસ ક્ષુધાય.

---

* દીકરીનો દીકરો, નેપાલનો કાંબલો=કતવસ્ત્ર. † નીચેની ત્રણ કડી પ્રાચીન કાવ્યમાળામાં વધારે છે.—

કર્યું શ્રાદ્ધ પુરાણીએ પૂરું રે, બીજો ભાખું જેહ અપૂરું રે;
પુરાણી જીવતાં પિંડનું દાન રે, થાય જાઓ મહાન રે. મદાલસા૦
જો જો ભૂલશો તો ભટકાશો રે, આવો દાની ન જો અટકાશો રે;
આ વાંચી શ્રાદ્ધનું અન્ન ન ખાશો રે, એમ કરતાં શું અંગ સુકાશો રે. મદાલસા૦
રેંગણ પોથીમાંનાં ન કહેશો રે, કહેશો તો યમ પાસે ક્યાં રહેશો રે,
ઉપદેશ વિપ્રનો લેશો રે, તો ભવોભવ દુઃખ દેશો રે ? મદાલસા૦

શકુનિ* માંસે પંચ માસ લગી, શૂકર† માંસ ષટ્ માસ;
અજને‡ માંસે સપ્ત મહિના, ખુએ પિતૃ ક્ષુધાત્રાસ. ૫
એણુ§ હરિણને માંસે જો સુત, પિતૃનું થાય શ્રાદ્ધ;
આઠ મહિના સંતોષાય પિતૃ, કહી ગયા એવું સાધ. ૬
રૂરૂ‖ મૃગને માંસે જાણો, પિતૃનો સંતોષ;
નવ માસ નિર્માણ કર્યા છે, મહત જ્ઞાની કોશ. ૭
વરાહ¶ મિષ દશ માસ લગી, પિતૃની ક્ષુધા ટાળે;
ઘેટાને આમિ શ્રાદ્ધ કર્યું તો, અગિયાર માસ લગી ચાલે. ૮
ગાયના દુગ્ધ દધિવડે કરી, પિતૃ પૂજે જેહ;
દૂધપાકાદિકે તૃપ્ત કરે તો, સંવત્સર તૃપ્ત રેહ દેહ. ૯
હે વત્સ વાધ્રીણસ નામે, થાયે પક્ષી એક;
તેનું માંસ જો પિતૃને અરપે, તો વાધે તન અનેક. ૧૦
રક્તઅજમાંસ અર્પ્યે તેવું, વળી ઋતુ ઋતુકેરું શાક;
મધથી મન માને પિતૃનું, વળી રુચે દૂધપાક. ૧૧
પુત્રીકેરા પુત્રે કે વળી, સ્વય કુળમાં ઉત્પન્ન;
તે પિતૃને માંસ જ અર્પે, કે વળી પવિત્ર અન્ન. ૧૨
દશ વર્ષની કન્યકા કે વળી, તેટલી વયનો તન;
ગયાશ્રાદ્ધ સરાય તો ભાઈ, થાયે પિતૃ પ્રસન્ન. ૧૩
અનત કાળ લગી સુખ તેમને, ભજે પિતૃ લોક;
સુતને જોઈ ત્યાં રહી રીઝે, થઈ તન મને અશોક. ૧૪
વળી શું રુચે પિતૃઓને તે, કહી દાખું હે સૂત;
સર્વ સાચું માનજે ભાઈ, ન સમજીશ શાસ્ત્રનું તૂત. ૧૫
સામો, રાજસામો, વટાણા, નમાર પૌષ્કલ ધાન્ય;
યવ શાલી ગોધૂમ તિલ વા'હલા, કહ્યા મગ શાસ્ત્રે માન્ય. ૧૬
સરસવ કાંગ કોવિદાર નામે, નિષ્પાવાદિક અન્ન;
અતિ અનુપમ પિતૃએ માન્યાં, થાય જોઈ પ્રસન્ન. ૧૭
મઠ ચોળા ને અન્ન અણુ જે, વિપ્રાવિક મસૂર;
છે શ્રાદ્ધમાં એ તજવા જેવાં, રીઝે ન પિતૃ કે સૂર. ૧૮
લસુણ ગાજર ડુંગળીની ગંધ, ગુડ મૂળાનો સ્વાદ;
દધિ સાથે જો સાથવો ચોળ્યો, તો થાય પિતૃને પ્રમાદ. ૧૯
વળી બીજા રસ વિહોણાં, વર્ણ વિહોણાં જાણ;

* એક પક્ષી. † ડુક્કર. ‡ બકરો. § બાર્ય મૃગ. ‖ ગિબેટમાં થતા એક જાતના ઘેટા.

ગાંધારિકા અલાબૂ નામે, એવાં અનેક પ્રમાણ. ૨૦
મહીપર જે મિઠું નિપજ્યું, શુંવાર રાતે રંગ;
અપ્રત્યક્ષ લવણાદિક તજવાં, ઉરથી મૂકી ઉમંગ. ૨૧
વળી જેનાં વખાણ ન થાયે, વાણીવડે નિરધાર;
તે સર્વે ભાઈ શ્રાદ્ધમાં તજવાં, જાણી અતિ અસાર. ૨૨
અન્યાયે ધન જે ઘર આવ્યું, કે પતિત કનેથી મળિયું;
કન્યાવિક્રયને અન્યાયે, કદી હળિયું ના હળિયું. ૨૩
એવું ધન શ્રાદ્ધકામમાં, નિંદ્ય ગણે મુનિ સર્વ;
જે પય દુર્ગંધીવાળું દિસે, ફેનવાળું પીતાં ન ધર્વે. ૨૪
વા એટલું તે થોડું હોયે, જેણે એક ગાય ન સંતોષાય;
તેવું જળ ન શ્રાદ્ધ લેવું, નિંદિત તે કેહવાય. ૨૫
જે રાત્રે આણી ઘેર મૂક્યું, ચાંડાળ લેતાં રહ્યું જેહ;
ભોજન કરવા ભોગ્ય નર નહિ, બંધાવેલું તેહ. ૨૬
તેવા કૂપાદિકની સામે, કરેલું જળપાન;
તે માંહેથી જે જળ લીધું, તે નહિ શ્રાદ્ધને માન્ય. ૨૭
મૃગ અજા કે ઉષ્ટ્રાદિકનું, વા એક ખરીધર પ્રાણી;
શ્રાદ્ધમાં દૂધ તેહનું કદી, વાપરવું નવ આણી. ૨૮
મહિષી વળી વનચર ધેનુ, પ્રસૂતા થઈ ગાય;
દશ દિવસ સુધી નવ તેનું, પય શ્રાદ્ધે લેવાય. ૨૯
કોઈને ઘેરથી શ્રાદ્ધને કાજે, માગી લાવેલું જેહ;
એવું દૂધ ન વાપરતા કદી, ધર્મપૂરા જન તેહ. ૩૦
જે જગતીમાં જંતુ ઘણા છે વળી લૂખી વેણુવાળી;
અગ્નિથી થઈ દગ્ધ જે પૃથ્વી, જે અપ્રિય શબ્દાળી. ૩૧
એવી અવનિ શ્રાદ્ધ વિષે નહિ, આવે ભાઈ કામ;
વળી જ્યાં ઘણી દુર્ગંધી આવે, એવો તજવો જગતીઠામ. ૩૨
અપમાન કુલપુરુષનું કરતા, કે પાડે કુળમાં ભ્રમ;
એમ કરી કુળ નાશ કરે જે, તજવો શ્રાદ્ધે પ્રધમ. ૩૩
નગ્ન પાપકર્મીને તજવો, ભજવો નહિ ભલી ભાત;
તેની નજરે શ્રાદ્ધ ક્રિયાનો, નાશ થાય છે ભ્રાત. ૩૪
એ કારણનું ધારણ ધારી, શ્રાદ્ધ ન કરવું જ્યાંહી;
એવા પુરુષ જોઈ શકે જહીં, આચરવું નહિ ત્યાંહી. ૩૫
નપુંસક જન અસ્ત્રે કપાયો, કુક્કુટ ને વળી ભૂંડ;
શ્વાન રાક્ષસી આદિક જાણો, શ્રાદ્ધનું તોડે તુંડ. ૩૬
એવું છે માટે સુત મારા, સાવધ રેહજે શ્રાદ્ધે;

ભોજન કે તિલના કણ નાંખી, રક્ષણ કરવું આપે. ૩૭
એ બેનું સાવધપણું રાખ્યે, શ્રાદ્ધનું રક્ષણ થાય;
નપુંસક ભૂત રાક્ષસીકિરી, દૃષ્ટિ વ્યર્થ પળાય. ૩૮
શબ્દદાહથી સૂતક લાગ્યું, એ જન આવી અડકે;
મહારોગી કે મલિન માણસ, પતિતથી પિતૃ ભડકે. ૩૯
એવું શ્રાદ્ધ કર્યાથી ઉલટું, પિતૃ થાયે દુ:ખ;
વર્જવું દર્શન રજસ્વળાનું, જો કરવું પિતૃને સુખ. ૪૦
મુંડી કે મદ્યપને ભાઇ, ઊભા ન રેહવા દેવાં;
જાય નહિ તો જોરે કરીને, કાઢી મૂકવા કેહવા. ૪૧
શ્રાદ્ધાન્નમાંહિ કેશ કે જંતુ, નવ પડેલાં જોઇએ;
શ્વાને નજર નાંખેલું ન જોઇએ, ભ્રષ્ટ બીજા કોઇએ. ૪૨
અન્ન અપવિત્ર કે બીભત્સ જ, હોવું ન જોઇએ ભાઈ;
રાત્રીએ રહેલું ન જોઇએ, રેહ વંત્યાકે પિતૃ રાઈ. ૪૩
સોમવલ્લીના રસને જાણો, વળી શ્રાદ્ધે મંગળ સ્નાન;
વિદ્વાને વર્જવા ભાખ્યું, દેવું તેને માન. ૪૪
શ્રાદ્ધાન્ન જે તૈયાર થયેલું, લાગ્યો વસ્ત્રાદિનો વાય;
વિદ્વાને વર્જવું તે ભાખ્યું, કરવું તેનું મહાકાય. ૪૫
પરમ શ્રદ્ધાએ નામ ઉચ્ચાર્યાં, સ્વપિતૃનાં સાર;
અન્ન તેમને આપવું એ વિધ, પામ્યા તે જન પાર. ૪૬
એવું શ્રાદ્ધ કર્યું આ લોકે, તેના પિતૃ પામે મોખ;
બહુકાળ તે જીવ જપે, દેવલોકને દેખે દોખ. ૪૭
સર્વસુખ પિતૃલોકે ભાઈ, પ્રાપ્ત થાય પ્રમાણ;
એવું છે માટે સુત મારા, પિતૃઇચ્છા પૂરવી જાણ. ૪૮
વિચક્ષણ પુરુષે યત્ને કરી, શ્રાદ્ધમાં યોગીજન;
જમાડવા આગ્રહ કરી તેને, શુદ્ધ કરી ભોજન. ૪૯
યોગાધાર છે પિતૃઓને, માટે પૂજવા યોગી સદૈવ;
સહસ્ર દ્વિજમાં એક જો યોગી, તો માનો વર દૈવ. ૫૦
યજમાનને યોગીજન તારે, જમી કરી શી પેર;
યથા જળમાં નૌકા તારે, તેવી યોગી કરે મેહર. ૫૧
તે સંબંધે છે એક ગાથા, કહી ઐલને પિતૃદેવ;
તે ગાથા બ્રહ્મવાદીએ ભાખી, અત્ર કહું હું એવ. ૫૨
એક વારાં પિતૃદેવે મળી, કહ્યું ઐલને એમ;
એક ગાથા કહી સંભળાવું, સુણે તેનું થાય ખેમ. ૫૩
કેહ પિતૃ પવિત્ર નરને, પુત્ર થાયે ક્યારે;

તે વંશને વિસ્તારે વાધે, સર્વ શિરોમણિ જ્યારે. ૫૪
જે યોગીજનને ભોજન આપી, તેનું રેહલું શેષ;
પિંડપ્રદાન તે અન્નનું, કરશે તેહ મહેશ. ૫૫
વળી પિંડપ્રદાન ગયા વિષે, વા મહાહવિમાંસ;
કાલશાક વા તિલ તાંદૂળ, તણો વર કુસરાંશ ૫૬
એથી અમને એક માસની, થાયે તૃપ્તિ સાર;
વૈશ્વદેવ સબંધી કે વળી, જે દેવ તેની હાર. ૫૭
તે દેવ સોમ સંબંધી જાણો, વિસ્તારું વિસ્તાર;
પરમ હવિષ્ય માનિયું, ગેંડાતણું આમિષ ધાર. ૫૮
જો શૃંગવિહોણો હોય ગેંડો, તેનું મળે આમિષ;
તે સૂર્ય રેહ ત્યાં સુધી તૃપ્ત રહિયે, ભલું થાય ભવિષ્ય. ૫૯
જો દક્ષિણાયન સૂર્ય હોયે, વળી ત્રયોદશી દિન;
યોગ માઘ નક્ષત્રકેરો, સહુ શુભ દિન એ વિણ. ૬૦
તે દિવસે ઘૃત મધુ સાથે, પાયસાન્ન સંયુક્ત;
શ્રાદ્ધ સારી યથાવિધિએ, કરે અર્પણ યુક્ત. ૬૧
તો પિતૃદેવ અમો સહુ, અંતિ પામીએ સંતોષ;
પિતૃએ કહ્યું ઐલને એમ, ટાળી માનસદોષ; ૬૨
હે વત્સ મારા એ જ કારણ, જે ઇચ્છતો નર શુભ;
દુષ્કર્મથી વા મુક્તિ વાંચ્છે, તેણે તજી સર્વ અશુભ. ૬૩
તેણે પિતૃકેરી ભક્તિ કરીને, અર્પવું શ્રાદ્ધાન્ન;
કરી પૂજન તેનું પૂરું, દેવું દ્વિજને માન. ૬૪
તૃપ્ત કરિયા શ્રાદ્ધથી જે, પિતૃ કરતા શુંય;
તે સંભળાવું તને, સુપ્રય એક ચિત્તે હુંય. ૬૫
વસુ રુદ્ર આદિત્ય ને વળી, નક્ષત્રગ્રહને જાણ;
પ્રસન્ન કરતા તારિકાને, પુત્ર કાજ પ્રમાણ. ૬૬
તૃપ્ત શ્રાદ્ધથી જેહ પિતૃ, હુઆ હોયે સાર;
આયુષ્ય બુદ્ધિ દ્રવ્ય દે તે, વિદ્યા સ્વર્ગ ને ઉદ્ધાર. ૬૭
જે મોક્ષ મોંઘો મુનિ ભાખે, તે પિતર દે સાક્ષાત;
સુખ શાંતિ સર્વ આપે, વળી રાજ્ય રૂપ વિખ્યાત. ૬૮
હે વત્સ મારા એ વિધિએ, મેં શ્રાદ્ધ કથ્યું સર્વત્ર;
હવાં કામ્ય શ્રાદ્ધની તીથિ ભાખું, ચિત્ત રાખ્ય તું અત્ર. ૬૯
ઇતિશ્રી માર્કંડેય પુરાણે, શ્રાદ્ધકલ્પો નામ;
દ્વાત્રિંશોધ્યાય પૂરણ હવો, કૃપા કીધી રામ. ૭૦

તે વંશને વિસ્તારે વાધે, સર્વ શિરોમણિ જ્યારે. ૫૪
જે યોગીજનને ભોજન આપી, તેનું રેહલું શેષ;
પિંડપ્રદાન તે અન્નનું, કરશે તેહ મહેશ. ૫૫
વળી પિંડપ્રદાન ગયા વિષે, વા મહાહવિમાંસ;
કાલશાક વા તિલ તાંદૂળ, તણો વર કૃસરાંશ ૫૬
એથી અમને એક માસની, થાયે તૃપ્તિ સાર;
વૈશ્વદેવ સંબંધી કે વળી, જે દેવ તેની હાર. ૫૭
તે દેવ સોમ સંબંધી જાણો, વિસ્તારું વિસ્તાર;
પરમ હવિષ્ય માનિયું, ગેંડાતણું આમિષ ધાર. ૫૮
જો શૃંગવિહોણો હોય ગેંડો, તેનું મળે આમિષ;
તે સૂર્ય રેહ ત્યાં સુધી તૃપ્ત રહિયે, ભલું થાય ભવિષ્ય. ૫૯
જો દક્ષિણાયન સૂર્ય હોયે, વળી ત્રયોદશી દિન;
યોગ મઘ નક્ષત્રકેરો, સહુ શુભ દિન એ વિણ. ૬૦
તે દિવસે ઘૃત મધુ સાથે, પાયસાન્ન સંયુક્ત;
શ્રાદ્ધ સારી યથાવિધિએ, કરે અર્પણ યુક્ત. ૬૧
તો પિતૃદેવ અમો સહુ, અંતિ પામીએ સંતોષ;
પિતૃએ કહ્યું ઐલને એમ, ટાળી માનસદોષ; ૬૨
હે વત્સ મારા એ જ કારણ, જે ઇચ્છતો નર શુભ;
દુષ્કર્મથી વા મુક્તિ વાંચ્છે, તેણે તજી સર્વ અશુભ. ૬૩
તેણે પિતૃકેરી ભક્તિ કરીને, અર્પવું શ્રાદ્ધાન્ન;
કરી પૂજન તેનું પૂરું, દેવું દ્વિજને માન. ૬૪
તૃપ્ત કરિયા શ્રાદ્ધથી જે, પિતૃ કરતા શુંય;
તે સંભળાવું તને, સુણ્ય એક ચિત્તે હુંય. ૬૫
વસુ રુદ્ર આદિત્ય ને વળી, નક્ષત્રગ્રહને જાણ;
પ્રસન્ન કરતા તારિકાને, પુત્ર કાજ પ્રમાણ. ૬૬
તૃપ્ત શ્રાદ્ધથી જેહ પિતૃ, હુઆ હોયે સાર;
આયુષ્ય બુદ્ધિ દ્રવ્ય દે તે, વિદ્યા સ્વર્ગ ને ઉદ્ધાર. ૬૭
જે મોક્ષ મોંઘો મુનિ ભાખે, તે પિતર દે સાક્ષાત;
સુખ શાંતિ સર્વ આપે, વળી રાજ્ય રૂપ વિખ્યાત. ૬૮
હે વત્સ મારા એ વિધિએ, મેં શ્રાદ્ધ કથ્યું સર્વત્ર;
હવાં કામ્ય શ્રાદ્ધની તીથિ ભાખું, ચિત્ત રાખ્ય તું અત્ર. ૬૯
ઇતિશ્રી માર્કંડેય પુરાણે, શ્રાદ્ધકલ્પો નામ;
દ્વાત્રિંશોધ્યાય પૂરણ હવો, કૃપા કીધી રામ. ૭૦

પુરાણીએ પુરાણ કથવા, કર્યો જવ મહાયત્ન;
તવ પુરાણી પ્રેમાનંદ યાતો, નહીં સોધિા રત્ન. ૭૧

વલણ.

રત્ન કંઈ સોધિા નહિ, રીત સુણો પુરાણી સાર રે;
પુરાણી કાજ પુરાણ લખ્યું જવ, તરું ભવ તવ પાર રે. ૭૨



## કડવું ૮૮ મું.

### રાગ સામેરી.

મદાલસા કેહે સુત મારા, સાંભળ્ય સાચી વાત રે;
કામ્ય શ્રાદ્ધની તિથિયો ભાખું, પુરાણુમાં પ્રખ્યાત રે.
પ્રતિપદાએ શ્રાદ્ધ કર્યાંથી, દ્રવ્યની પ્રાપ્તિ થાય રે;
બીજે શ્રાદ્ધતણું બીજ વાવ્યે, કુળવૃદ્ધિ કેહવાય રે.
તૃતીયા કેરું શ્રાદ્ધનું તેડું, પિતૃઓને જો જાય રે;
અર્થની પ્રાપ્તિ તેની અતિશે, થાયે મન મકલાય રે.
ચોથનું શ્રાદ્ધ શત્રુને હંતા, પંચમીએ લક્ષ્મી મેળ રે;
ષષ્ટિશ્રાદ્ધથી પૂજ્ય પુરુષ થઈ, ભવનો નીસરે ભેળ રે.
સપ્તમીકેરું શ્રાદ્ધ જે સારે, તે થાય નાયક નીતમ રે;
સેવા ઘણા જણ તેની સાધે, કહી ઉત્તમ અનુત્તમ રે.
અષ્ટમી શ્રાદ્ધ કરતાં વૃદ્ધિ, પામે ઉત્તમ પેર રે;
નવમી શ્રાદ્ધે નીતમ નારી, ચાલી આવે ઘેર રે.
દશમીકેરું શ્રાદ્ધ સારતાં, થાય મનોરથ પૂર્ણ રે;
એકાદશીનું શ્રાદ્ધ કરે સહુ, અઘના ઓઘ થાય ચૂર્ણ રે.
વળી વગર શીખ્યે વેદને જાણે, થાય પુરો વેદાંતી રે;
દ્વાદશીએ પિતૃને પૂજે, તેને મળે સુખ શાંતિ રે.
જયશાળી તે જગતમાં થાયે, લાભની ટળે ભ્રાંતિ રે;
ત્રયોદશીએ શ્રાદ્ધ સારતાં, કનકશી મળે કાંતિ રે.
અજા અજ્ઞા ને પશુ વૃદ્ધિ, શુદ્ધ સ્વતંત્ર થાય રે;
પુષ્ટિકારી અંગ બને વર, દીર્ઘાયુષી મહિ માય રે.
અવનિમાં ઐશ્વર્ય જેટલાં, મળે તેટલાં તેને રે;
સંદેહ કાંઈ ન એમાં સુત, પિતૃતૃપ્યા જેને રે.
જે ઉગતી જવાનીમાં ઊઠી, ચાલ્યા યમને ધામ રે;
અન્નને લાગ્યે મૃત્યુ પામ્યા તે, કહું તને ઉદ્દામ રે.

તેવા મૃતક રીઝવા માટે, શકત્યનુસારે અન્ન રે;
યથા શ્રાદ્ધસંપત્તિ પ્રમાણે, રાખી મોટું મન રે. ૧૩
ચતુર્દશીને દિને તેમનું, શ્રાદ્ધ સારવું ભાઈ રે;
મૃતક માને તે જનકેરી, સાચે સાચી સગાઈ રે. ૧૪
શુદ્ધ નર યત્ને કરી જો કદી, કરે અમાસે શ્રાદ્ધ રે;
મનવાંચ્છિત તે સર્વે પામે, ખૂટે બાધા બાધ રે. ૧૫
સંચરે તે સ્વર્ગ માંહિ, રહે અનંતકાળ રે;
કૃતિકા નક્ષત્ર માંહિ, શ્રાદ્ધ કરતા તત્કાળ રે. ૧૬
સ્વર્ગ વિષે સંચરે તે જાણો, પામી ભવનો પાર રે;
પુત્રેચ્છા જે નરને હોયે, શ્રાદ્ધ કરવું રોહિણી સાર રે. ૧૭
મૃગશર નક્ષત્રમાં શ્રાદ્ધ સારયે, થાય તેજસ્વી બળવાન રે;
આર્દ્રામાં શ્રાદ્ધ કરે તે, થાય શૂરો ગુણવાન રે. ૧૮
પુનર્વસુમાં શ્રાદ્ધ કર્યેથી, પામે ખેતર જાગીર રે;
પુષ્યમાં પિતૃ સતોષે, પામે પદ બને તે ધીર રે. ૧૯
આશ્લેષામાં પિતૃકાર્યથી, પામે ઉત્તમ પુત્ર રે,
મઘામાં પિતરને પોષ્યે, શ્રેઠ મળે ઘરસૂત્ર રે. ૨૦
પૂર્વાફાલ્ગુનીમાં તેમ કરતાં, ભાગ્યસિદ્ધિ થાય રે;
યોગ ઉત્તરાફાલ્ગુની સાધ્યે, નર દાનશીલ કેહવાય રે. ૨૧
હસ્ત નક્ષત્રમા શ્રાદ્ધ સારે, પામે શ્રેષ્ઠતા પૂરી રે;
ચિત્રામાં ચિત્ત રાખી કરે તો, સંતતિ રેહ ન અધૂરી રે. ૨૨
સ્વાતિ નક્ષત્રમાં શ્રાદ્ધ કરે તે, પામે વ્યાપાર સારો રે;
વિશાખામાં શ્રાદ્ધ કરંતા, પુત્ર કેહ પિતા માહરો રે. ૨૩
અનુરાધામાં પિતૃઆરાધન, કરે જે નૃપ જાણ રે;
ચક્રવર્તી થઈ ચોદિશ માહલે, પૃથ્વીપતિ પ્રમાણ રે. ૨૪
અધિકારની ઇચ્છા જેને, તેણે જ્યેષ્ઠામાં કરવુ શ્રાદ્ધ રે;
મૂળમા શ્રાદ્ધ કરતાં નાંહવે, આરોગતામા બાધ રે. ૨૫
પૂર્વાષાઢામાં પૂર્ણ પ્રેમે, શ્રાદ્ધ સારે જેહ રે;
યશની પ્રાપ્તિ થાયે તેને, હે વત્સ નિસ્સંદેહ રે. ૨૬
પિતૃ તૃપ્ત કરે જે કોઈ, ઉત્તરાષાઢા માય રે;
શોક રહિત તે થાયે જાણો, સાથ અશોકની બાંહ્ય રે. ૨૭
શ્રવણમાં શ્રાદ્ધ જે સારે, તે પામે ઉત્તર લોક રે;
ધનિષ્ઠામાં શ્રાદ્ધ કર્યાથી, પામે ધનના થોક રે. ૨૮
અભિજિતમાં અભીપ્સિત મનનું, પામે શ્રાદ્ધને કરતાં રે;
વેદ વિદ્યાનો જાણ થાય તે, સકળ કષ્ટને હરતાં રે. ૨૯

શતભિષામાં પિતૃકાર્યથી, પામે - વદ્યવિદ્યાય રે;
પૂર્વાભાદ્રપદે પિતૃ પૂજ્યે, અજાદિ સંપત્તિ થાય રે. ૩૦
શ્રાદ્ધ કરે ઉત્તરાભાદ્રપદમાં, તે પામે ગોધન રે;
રેવતીમાં શ્રાદ્ધે રતિ રેહતા, પામે કનક પાવન રે. ૩૧
અશ્વિનીમાં શ્રાદ્ધ કરે તે, અશ્વિનીજા પામે રે;
ભરણીમાં શ્રાદ્ધભરણી કરતાં, મૃત્યુની બીક વામે રે. ૩૨
એવું પુણ્ય તિથિ નક્ષત્રે, શ્રાદ્ધ સારતાં મળતું રે;
શ્રાદ્ધ કામ્ય નરે કરવું તેણે, ભવિષ્ય આવી બળતું રે. ૩૩
આમાનું કાંઈ ન કરે પુરાણી, તે ઘર ઘર અફળાય રે,
જઈ શેર કોદરે ભાગવત વાંચે, યજમાનના ગુણ ગાય રે. ૩૪
જો યજમાનને શ્રાદ્ધ કરવું હોય, તો શ્રાદ્ધી થઈ બેસે રે;
વિપ્ર જનનો દ્વેષ કરતાં, વાહવા મનમાં પેસે રે. ૩૫
પણ ઉત્કર્ષ થયો કેઇ પેરે, પ્રેમાનંદનો પૂરો રે;
નૃસિંહપિતાનું શ્રાદ્ધ સારિયું, રાખ્યો ન વિધિ અધૂરો રે. ૩૬
તેહ પ્રકારે પુરાણીકરું, જીવતાં સારું શ્રાદ્ધ રે;
એ પુણ્યે કવિ કેવાઉં કો દિન, ટળે ઉપાય ને બાધ રે. ૩૭

વલણ.

બાધ ટળે થઉ સાધ થશો, શ્રાદ્ધ પુરાણીનું કર્યે રે;
છે વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, અમિથ્યા થાય ગર્વ ધર્યે રે.

---

## કડવું ૮૯ મું.

### રાગ ધનાશ્રી.

દેહ મદાલસા મહાજ્ઞાની જી, સુત વાત કહું સહુ છાની જી;
પેર લેજે તું પિછાની જી, તજી અંગથકી ગુમાની, મારા વાહલા જી. ૧
ઘરબારીએ ગમે તે પેર જી, હવ્યે સુરની મેળવવી મેહર જી,
કવ્યે પિતૃ તેડવા ઘેર જી, વાળવી અન્ને અતિથિ સેર, મારા વાહલા જી. ૨
તેણે પોષ્યવર્ગ ન વીસરવો જી, ગૃહમેધીએ ધર્મ આચરવો જી,
સદાચારી સાધુનો કર ધરવો જી, પોષ્ય વર્ગ પરો નવ કરવો, મારા વાહલા જી. ૩
ઠાસો બરડો ભુતનો ભરવો જી, પશુ પખીને ભાર હરવો જી,
જતુ યાચક ગણુવો ગરવો જી, જો ભવાબ્ધિ પારે તરવો; મારા વાહલા જી. ૪
નિત્ય નૈમિત્તિક ક્રિયાય જી, ન કરતા પાપને ખાય જી,
અલર્ક કહે સુણ્ય હે માય જી, તું ત્રણ કર્મના ગુણ ગાય, મારી આઈ જી. ૫
નિત્ય ને વળી નૈમિત્તિક જી, વળતી ત્રીજું નિત્યનૈમિત્તિક જી,

એ નર સંબંધી કરવા ઠીક જી, પણ મને લાગે દુરાચારે બીક; મારી માડી જી. ૬
માટે સદાચાર સંભળાવો જી, તો જનની અતિરો ભાવો જી;
મારાં કષ્ટ સર્વ તજાવો જી, ધન્ય માતા મોટાં કાવો; મારી માડી જી. ૭
કહે મદાલસા સુણ્ય ભાઈ જી, સદાચાર કહું સુખદાઈ જી;
ઘરબારીની ન સાચી સગાઇ જી, રાખી આચાર રક્ષણે જતું ધાઇ; મારા વાહલા જી. ૮
જેહ આચાર વિહોણો નર જી, ન સુખી થાય વન કે ઘર જી;
આ લોકે પામે ન વર જી, પરલોકથી રહે પર; મારા વાહલા જી. ૯
સદાચારને જે ત્યાગે જી, તેના યત્ન કર્યો સહુ ભાગે જી;
તપ દાન તે દામણાં લાગે જી, ન વૈભવ તે પર અનુરાગે; મારા વાહલા જી. ૧૦
કુકર્મીની આયુષ્યદોરી જી, જાણો છત વિનાની છોરી જી;
નવ નમે તેની જંજીરી જી, સગી થાય ન સ્વયની ગોરી; મારા વાહલા જી. ૧૧
છે એવું માટે સદાચાર જી, પાળવો કરી વિચાર જી;
સદાચારથી દુરાચાર જી, થાય શાંતને વળે સંહાર; મારા વાહલા જી. ૧૨
ના કહું સદાચાર લક્ષણ જી, ચિત્ત વ્યગ્ર કરીશ ન અદક્ષણ જી;
અચારે વર્તતાં થાશે રક્ષણ જી, દુરાચારે સ્વરૂપનું ભક્ષણ; મારા વાહલા જી. ૧૩
ગૃહસ્થ પુરુષે ધર્માર્થ કામ જી, તે ત્રિવર્ગનું પામવું ધામ જી;
યત્નશીલ થવું તે ઠામ જી, શુભ સિદ્ધિનો એ વિશ્રામ; મારા વાહલા જી. ૧૪
છે આ લોકની સિદ્ધિ એહ જી, વળી પરલોકની તેહ જી;
આત્મજ્ઞ નરે જેહ જી, ઉપાર્જ્યું હોય નિ સંદેહ; મારા વાહલા જી. ૧૫
તે દ્રવ્યમાંથી ચતુર્થ અંશ જી, પરલોક કરવો પ્રશસ જી,
તેણે થાય ધન્ય તેનો વંશ જી, એ સંચયે થાય સૂર્યાવતંસ; મારા વાહલા જી. ૧૬
ઉપાર્જેલા ધનનો અર્ધ ભાગ જી, નિત્ય નૈમિત્તિકમાં કરવો ત્યાગ જી;
કરવું પોષણ હે મહાભાગ જી, ચતુર્થાંશપર ધરવો રાગ, મારા વાહલા જી. ૧૭
તેની વૃદ્ધિ કરતા જપી જી, અન્ય રીતિ ન રાખી નવી જી;
જેની વૃત્તિ એવી હવી જી, તેના ગુણગણ ગાયે કવિ; મારા વાહલા જી. ૧૮
પાપ નાશ થવાને કરવો ધર્મ જી, એ ફળદા છે કામ્યકર્મ જી,
બીજો પરલોકનો છે ધર્મ જી, મળે સુખશાંતિ ને શર્મ; મારા વાહલા જી ૧૯
ધર્માદિ ત્રિવર્ગનો અવિરોધી જી, કહું કામ બે પ્રકારનો શોધી જી;
અત્યવાયભયથી રાખ રોધી જી, બીજો ધર્માદિકનો અવિરોધી; મારા વાહલા જી. ૨૦
એ સર્વ ધર્માદિકનું ધ્યાન જી, પરસ્પર સબધવાળું માન જી;
વળી વિપરીત સબંધી અનુમાન જી, કરતા ઋષિ મુનિ મહાન; મારા વાહલા જી. ૨૧
છે ધર્મમાં અર્થ ને કામ જી, અર્થે ધર્મ કામ અભિરામ જી,
કામે ધર્મ અર્થ વિશ્રામ જી, એમ દર્શે ઠામેઠામ; મારા વાહલા જી. ૨૨
હવાં વિપરીત સંબધ ભાખું જી, ધર્માધર્મ તુંને દાખું જી;

અર્થાનર્થે કાર્યને રાખું જી, પ્રયોજનનું મોટું પાખું; મારા વાહલા જી. ૨૩
એમ થાય પ્રયોજન સિદ્ધ જી, શાસ્ત્રપુરાણમાં પ્રસિદ્ધ જી;
ધર્માર્થે કામની જાયે રિદ્ધ જી, નાસે કામે ધર્માર્થ નિધ; મારા વાહલા જી. ૨૪
એવો વિપરીત એ સંબંધ જી, બાંધ્યો અવળાસવળી બંધ જી;
તેમાં પડે ચક્ષુવાળો થઇ અંધ જી, ખોટે ધંધે અંધાધંધ. મારા વાહલા જી. ૨૫
હવાં સાંભળ્ય સુત તું આગે જી, નિત્યે બ્રાહ્મમુહૂર્તે જાગે જી;
જે ધર્માર્થે અનુરાગે જી, જે કૂડું સર્વે ત્યાગે; મારા વાહલા જી. ૨૬
એવું ચિંતવન કરી ભાઈ જી, પછે કરવી સ્નાન સજાઈ જી;
દેવ પાસે બેસવું નાહી જી, પૂર્વાભિમુખે સુણ્ય રાઈ; મારા વાહલા જી. ૨૭
મનાદિ ઇંદ્રિયને મારવી જી, સંયમે ઇંદ્રિયો વાળવી જી;
ઉગ્રમુખ ઇંદ્રિયને ગાળવી જી, શાંતિએ દિન રેણી વૃત્ત પાળવું જી; મારા વાહલા જી. ૨૮
પ્રાતઃસંધ્યા કરવી ત્યારે જી, દેખાતાં હોય નક્ષત્ર જ્યારે જી;
મધ્યાહ્નસંધ્યા સૂર્યોદય ત્યારે જી, જોઇ નક્ષત્ર સાયંસંધ્યા ધારે; મારા વાહલા જી. ૨૯
મહાઆપત્કાળ આવ્યા વિના જી, કાઢી ખોટા ખરા કીના જી;
તજે સંધ્યા પરઆધીના જી, નવ તેનાથી કો હીના; મારા વાહલા જી. ૩૦
હે સુત અસત્ લવારો જી, વેણ અસતને વળી વારો જી;
કઠોર વાણીને નિવારો જી, ખોટાં શાસ્ત્ર ન ઉરમાં ધારો; મારા વાહલા જી. ૩૧
ખોટો વાદ ન કરવો ભ્રાત જી, ન કરવી અસજ્જનશું વાર્ત જી;
કરવી એટલાં વાનાંની ઘાત જી, જો થાવું હોય પ્રખ્યાત; મારા વાહલા જી. ૩૨
થઇ જીતેંદ્રિય તારે જી, કરવો હોમ સાયંપ્રાતર્ ભારે જી;
થાય ઉદય સૂર્ય ત્યારે જી, અસ્ત થતો ન જોવો ક્યારે; મારા વાહલા જી.*૩૩
સામગૃહ કે તીર્થની માંય જી, કે ક્ષેત્ર મારગ હોય જ્યાંય જી;
જોઈ ખેડેલું ખેતર ત્યાંય જી, ગાયની કોઆદિક ક્યાંય; મારા વાહલા જી. ૩૪
ન કરવી દીર્ઘ કે લઘુશંકા જી, કરે તેના દિન જાણજે વંકા જી;
આ વિષે ન ધરવી શંકા જી, અરે આશંકા થાય રંકા; મારા વાહલા જી. ૩૫
ન જોવી પરસ્ત્રી નગ્ન જી, સ્વમળ ન જોવો ભગ્ન જી;
થઇ રજસ્વળા શું મગ્ન જી, નવ વાણીનું કરવું લગ્ન; મારા વાહલા જી. ૩૬

---

૨૮ પા. "કરવી માનસાદિ ઇંદ્રિય વશજી, કરવું આચમન ધસમસજી;
ઈમ વશ થાએ ઇંદ્રિય દશજી, પછે સંધ્યા વંદન કરવું મસજી,"

* નીચેની ચાર લીટી પ્રા. કા. માં જોવામાં આવે છે.

નિત્ય સમારવા કેશ જી, જોવો અરીસે સ્વય વેશ જી;
કરવું દંતધાવન ઉગે દિનેશ જી, પુજ્વા તર્પણ કરી દેવેશ; મારા વાહલા જી.
એ સર્વે દિવસને પૂર્વભાગે જી, કરવા આવતું અનુરાગે જી;
હવાં મતિશાલી શું ત્યાગે જી, તે કહી સંભાળવું આગે; મારા વાહલા જી.

તેના સામું ન જોવું સાર જી, દીર્ઘશંકા ન પાણી મોઝાર જી;
ન કરવી લઘુશંકા અવિધાર જી; તેવો મૈથુનનો પ્રકાર; મારા વાહલા જી. ૩૭
માર્ગમાં કે પૃથ્વી ઉપર જી, વિષ્ટા મૂત્ર પડયું હોયે ખર જી;
હોય વાળ કે રક્ષા પર જી, ભગ્ન મૃતિકાભાજન થર; મારા વાહલા જી. ૩૮
વળી શાલીના કુશકા સહી જી, પડ્યો હોય અગ્નિ જહીં જી;
અસ્થિ પત્ર પડ્યાં હોય તહીં જી, દોરડી કે વસ્ત્રાદિ કંઈ; મારા વાહલા જી. ૩૯
એવા જોઈ પદાર્થ પડેલા જી, નવ ડાહ્યા નર અડેલા જી;
રહે મૂર્ખ એ માંહી મઢેલા જી, જેહ ભવોભવ રડેલા; મારા વાહલા જી. ૪૦
ઘરબારીએ પૂજવા દેવ જી, ભૂતાદિ તજવા અવશ્ય મેવ જી;
યથા શક્તિ અતિથિ દેવ જી, કરવી ઉત્તમ જનની સેવ; મારા વાહલા જી. ૪૧
બાર પૂઠે જમવું જાતે જી, ન બેસવું પૂર્વોત્તરાભણી રાતે જી;
દેહ કેટલા રાતે પ્રભાતે જી, બીજે દેવ જમતાં એ વાતે; મારા વાહલા જી. ૪૨
જમતાં પેહલાં કરવું આચમન જી, અતિ પવિત્ર કરવુ મન જી;
મૌન ધરવું કરતાં ભોજન જી, એમ આચરવું અનુદિન; મારા વાહલા જી. ૪૩
જમતાં ઘૂટણ વચ્ચે બે હાથ જી, રાખી જમવું હે ભ્રાત જી,
ચિત્ત રાખવું જમ્યાની સાથ જી, ધ્યાન ધરવું ત્રિભુવનનાથ; મારા વાહલા જી. ૪૪
યથો સ્નાનાદિનો સ્પર્શ જી, વિવઆદિ થયું હોય દર્શ જી;
કેવળ સ્વાદને ઉત્કર્ષ જી, અન્ન નિંદી ન પામવો હર્ષ, મારા વાહલા જી. ૪૫
કહ્યાં એટલાં કારણ વર્જ્ય જી, ધાન્યદોષ ન કેવો ગર્જ્ય જી;
ઉષ્ણ અન્ન દેવું અર્પજી જી, કરવી ન પ્રત્યક્ષલવણ મર્જ્ય; મારા વાહલા જી. ૪૬
ઉભાં રહી કે હીંડતાં સુત જી, લઘુશંકાનું કરવું ન તુત જી;
એમ દીર્ઘશંકાનું ભૂત જી, જેને વળગ્યું તેહ અપૂત; મારા વાહલા જી. ૪૭
માર્ગે ચાલતાં નવ ખાવું જી, કે પાણી પણ નવ પીવું જી;
અશુચિ અંગે કાંઈ ન જાવું જી, ભણવા માટે ન ધાવું; મારા વાહલા જી. ૪૮
એમ આ અંગે ભાઈ જી, સ્પર્શવુ નહિ દ્વિજ ગાયી જી;
વહ્નિ ને સ્વમસ્તક સાઈ જી, કદા રેવું નહિ મકલાઈ, મારા વાહલા જી. ૪૯
વળી અશૌચ અંગે કદી જી, સવિતા ચંદ્ર ન જોવી નદી જી;
નિહાળવાં ન નક્ષત્ર દિરદી જી, કોઈએ મહામદમાંહે મદી; મારા વાહલા જી. ૫૦
હોય ભાંગ્યું તૂટયું આસન જી, વા કરવાનું શયન જી,
તજવું પાનપાત્ર અનુદિન જી, એમ કહે વેદ પાવન; મારા વાહલા જી. ૫૧
આવે ગુરુ જો સ્વય ગેહ જી, ધન્ય ભાગ્ય માનવું તેહ જી;
સમર્પવી ગુરુને દેહ જી, ઊઠી સામાં જાવું નિ સંદેહ; મારા વાહલા જી. ૫૨
કરવો એ પ્રકારે સત્કાર જી, જેથી રીઝે ગુરુ દાતાર જી;
કરવો પ્રથમ નમસ્કાર જી, કરવો મધુરો ઉચ્ચાર; મારા વાહલા જી. ૫૩

જ્યારે જાયે પાછા ઘેર જી, કરવી ઊડી વળાવવાની પેર જી;
માગવી તેમની મેહર જી, નવ જણાવવું કાંઇ વેર; મારા વાહલા જી. ૫૪
એક વસ્ત્ર પેહરી નવ ખાવું જી, કે નવઆં નવ નાહવું જી;
દેવ મંદિરમાં નવ જાવું જી, દેવવિન અન્ય ન ગાવું; મારા વાહલા જી. ૫૫
મતિમાને અગ્નિમાં મૂત્ર જી, કરવું નહિ હે પુત્ર જી;
નગ્ન સૂવું નહિ કુત્ર જી, ભલે હોય પોતાનું ઘરસૂત્ર; મારા વાહલા જી. ૫૬
વલુરવું ન બે હસ્તે શિર જી, કારણ વિના—સાંભળ્ય ધીર જી;
નરે શિર પલાળવું નહિ વીર જી, તેમ નામવું ન ઉષ્ણ નીર; મારા વાહલા જી. ૫૭
શિર પલાળી ના'યા પછે જી, તેલ ચોળવા નવ લછે જી;
તેના સ્પર્શમાં જે નવ ગછે જી, તે જમ કિંકરથી બચે; મારા વાહલા જી. ૫૮
માન્યો અનાધ્યાય જેમે જી, વેદાધ્યયન ન કરવું તેમે જી;
વિપ્ર રવિ વહ્નિમાં આવી વેમે જી, ન લઘુ શંકા કરવી કેમે; મારા વાહલા જી. ૫૯
દીર્ઘ લઘુ શંકા વાસરે જી, ઉત્તરાભિમુખે જે કરે જી;
દક્ષિણાભિમુખે ચિત્ત ધરે જી, તે આ ભવાબ્ધિ તરે; મારા વાહલા જી. ૬૦
કદા સંકટ આવી પડિયું જી, તેમ ધર્મનું કાંઇ ન અડિયું જી;
ગમે તેમ ન કરવું ઉઘડિયું જી, જે કર્મ નિત્યનું જડિયું; મારા વાહલા જી. ૬૧
હોયે ગુરુનું કુકર્મ જી, શિષ્યે ન મુખ બોલ્યાનો ધર્મ જી;
થયા હોય ક્રોધી ગુરુ પર્મ જી, વિજ્ઞપ્તિએ કરવું શર્મ; મારા વાહલા જી. ૬૨
નિંદા કરે તેમની કોઇ જી, તે જાતે ન રેવું જોઇ જી;
ભલે રેહ સગાં તેનાં રોઇ જી, શક્તિ હોય તો નાખવો ધોઈ; મારા વાહલા જી. ૬૩
માર્ગે જાતાં બ્રાહ્મણ રાજા જી, સુધી કટીમાટે શી માઝા જી;
ગર્ભવતી સારા સાજા જી, ભારવાળા તનના તાજા; મારા વાહલા જી. ૬૪
નાનો મૂંગો આંધળો જન જી, મુગ્ધ બધિર શત્રુ સન જી;
મદિરામત્ત ને અપાવન જી, વ્યભિચારિણીનો તન; મારા વાહલા જી. ૬૫
ઇત્યાદિ અને પતિત જી, આવે સામા તેની રીત જી;
માર્ગ આપવો ખચીત જી, એવી ન્યાયશાસ્ત્રે નીત; મારા વાહલા જી. ૬૬
દેવ મંદિર કે સુર આલય જી, દ્રુમ કે ચતુષ્પથ ઉદય જી;
મહાવિદ્વાન જાણે નય જી, ગુરુ કે હોયે વૃદ્ધવય; મારા વાહલા જી. ૬૭
સુરાદિ મારગ જાય જી, તેમને જમણી ગમ તજાય જી;
એમ સમજણે જવાય જી, નીકર પાપી થવાય; મારા વાહલા જી. ૬૮
કોનાં ઉપાન કે દુકૂલ જી, માળા માંહે પરાસેવ્યાં ફૂલ જી;
ઇત્યાદિ જો અણમૂલ જી, બીજો પેહરે તો પરલોકે શૂલ; મારા વાહલા જી. ૬૯
વાગે નિશ્ચે જાણો ખચીત જી, તજવું બીજે ધર્યું ઉપવીત જી;
છે એવી અલંકારની રીત જી, મૃત્તિકા પાત્રકેરી નીત; મારા વાહલા જી. ૭૦

બીજે કર્યો જ્યાં ઉપયોગ જી, નવ એ વાપરવા જોગ જી;
દર્વા થાય ન તેને રોગ જી, કાર્ય પ્રશંસા સાધે યોગ; મારા વાહલા જી. ૭૧
ચતુર્દશી અષ્ટમી જાણુ જી, પંચદશી કરી પ્રમાણુ જી;
એ વિણુ પર્વના દિન આણુ જી, જેના વેદ પુરાણે વખાણ; મારા વાહલા જી. ૭૨
તે દિને અંગે ન ચોળવું તેલ જી, કામિની કેલિનો કરવો ન ખેલ જી;
પગ ઉપર પગનો મેળ જી, જધા પગનો કરવો ન ભેળ; મારા વાહલા જી. ૭૩
બેસવું નવ પગ પસારી જી, પગ આંટી ને અકારી જી;
ડાહ્યા દોષ કહે લલકારી જી, પૂર્ણ ચક્ષુને પલકારી; મારા વાહલા જી. ૭૪
મર્મવેધક વેણુને તજવું જી, પિશુનપણું ના ભણવું જી;
નવ દંભાભિમાન યજવું જી, ટોળમાંહિ કટુ વેણુ તજવું; મારા વાહલા જી. ૭૫
મૂર્ખ ઉન્મત્ત વ્યસની કુરૂપ જી, છળકાર ન્યૂનાધિક રૂપ જી,
હોયે ડાહ્યો જો કે ભૂપ જી, તોયે હાસ્યને નાખવું કૂપ; મારા વાહલા જી. ૭૬
પુત્ર અથવા છાત્રને કાજે જી, ન દંડ લેવો અન્યનો ગુરુરાજે જી;
તે લઈ શિક્ષાને સાજે જી, આવંતાં ગુરુદેવ ન રાજે; મારા વાહલા જી. ૭૭
વિચક્ષણ જને આસન જી, પગે દાબવું ન પાવન જી;
સંયાવ* ક્ષીરા કો દિન જી, સ્વાર્થે માંસનું કરવું ન મન; મારા વાહલા જી. ૭૮
પૂજી અતિથિ સાંજ સવાર જી, નરે ભોજન કરવું નિરધાર જી;
દંતધાવનનો કહું પાર જી, પૂર્વોત્તરાભિમુખે સાર; મારા વાહલા જી. ૭૯
બીજી ગમ ન બેશી કરવું જી, એવું દંતધાવનનું ઉર ધરવું જી;
બોલવું નવ જોણે તરવું જી, શાસ્ત્રનિષિદ્ધ દાતણ પરહરવું; મારા વાહલા જી. ૮૦
ઉત્તર કે પશ્ચિમ દિશ જી, જોઈ ન સૂવું કરી શીશ જી;
સૂવું દક્ષિણ પૂર્વે વશા વીશ જી, એથી ન કો સુરને રીસ; મારા વાહલા જી. ૮૧
નાહવું ન દુર્ગંધીવાળે પાણી જી, નવ નાહવું રાતે જાણી જી;
યોગ ગ્રહણનો પિછાણી જી, નાહવું રાત્રે આરત આણી; મારા વાહલા જી. ૮૨
તે સ્નાન કર્યો પૂઠે જી, વસ્ત્રે વપુ લોહતાં દેવ રૂઠે જી;
કેશ પંખેરતાં નવ ત્રૂઠે જી, લુંને કરે કે કોધી ઊઠે; મારા વાહલા જી. ૮૩
વિચક્ષણ નરે નિરવાણ જી, સ્નાન કર્યો વિણ જાણ જી,
ચંદન લેપ ન કરવો પ્રમાણ જી, રક્ત વસ્ત્ર ન ધરવું સુજાણ; મારા વાહલા જી. ૮૪
અનેક રંગવાળુ મહામાન જી, કાળું વસ્ત્ર ન ધરવું ધ્યાન જી;
કરવા વસ્ત્રાલંકાર પરિધાન જી, હોયે જ્યાંના ત્યાં સમાન; મારા વાહલા જી. ૮૫
હોય વસન દશી વિનાનું જી, હોયે મેલું કે અતિ નાનું જી;
કે જૂ ચાંચડનું ઘર છાનું જી, માન્યું જંતુએ મનમાન્યું; મારા વાહલા જી. ૮૬

* માંસ ભરેલા પુડલા.

શ્વાને ચાટેલું દેખેલું જી, કાંઠી દોરા ઉવેખેલું જી;
જર કાઢી વ્યર્થ લેખેલું જી, જને દૂષણવાળું પેખેલું; મારા વાહલા જી. ૮૭
છે તે તજવા યોગ્ય વસન જી, સુત સાંભળ્ય કહું એકે મન જી;
રેહવું નિર્મળ અનુદિન જી, તજવું વળી કેવું અન્ન; મારા વાહલા જી. ૮૮
જે દેવતણે ન આવ્યું કાજ જી, પવિત્ર ને શુદ્ધ જે પાક જી;
જેવું ભક્ષણ એ વાજ જી, જો બાંધવી પુણ્યની પાજ; મારા વાહલા જી. ૮૯
જે અન્ન રાંધ્યા પછી થયું ટાઢું જી, રહ્યું રાત વાશી ઉઘાડું જી;
તે દેહનું છે ભિજાડું જી, ભલે હોયે પોળી કે લાડુ; મારા વાહલા જી. ૯૦
પણ ન તે ભક્ષવા ભોગ્ય જી, જો તન જોવું આરોગ્ય જી;
આટો શાક શેરડી યોગ્ય જી, દૂધ માંસ વિકારે ભોગ્ય; મારા વાહલા જી. ૯૧
એ પદાર્થ દેહ સારા જી, બગડે નહિ સવારા જી;
તેથી લાગના ત્યાગ્યા ધારા જી, રાખ્યે કદોઇ રડે બિચારા; મારા વાહલા જી. ૯૨
સૂર્ય ઉગતાં પામતાં અસ્ત જી, નવ નિદ્રા જોવી સમસ્ત જી;
જુવે ખાવાની કોઈ વસ્ત જી, મુકી જેને અસ્તોવ્યસ્ત; મારા વાહલા જી. ૯૩
તે ન આપી બીજાને ખાવું જી, તેણે જમપુરમાં જાવું જી;
સુપ્તસ્થાનમાં બેશી ખાવું જી, ગુપ્ત પૃથ્વીમાં સમાવું; મારા વાહલા જી. ૯૪
એમ કરી ન છાનું જમવું જી, ધર્મ કર્મને નવ ધમવું જી;
સાંજ સવાર નાહી શમવું જી, જો રાજિવલોચનને રમવું; મારા વાહલા જી. ૯૫
મતિમાને પર તરણી તજવી જી, વિષયેચ્છાયે તેને ન ભજવી જી;
ભજતાં નરકની સજાઇ સજવી જી, એવું જાણી મૂકો યજવી; મારા વાહલા જી. ૯૬
પરપત્નીગમન જેવું નરને જી, ક્ષય આયુષ્ય કરતા વરને જી;
તેવું દુઃખ નથી અવરને જી, ઘાલે ધરાખોળ તે ધરને; મારા વાહલા જી. ૯૭
દેવપૂજન ને વહ્નિકાર્ય જી, અભિવંદન કરવું આચાર્ય જી;
ભાવે ભોજન કરતાં આર્ય જી, આચમન કરે ન તે અનાર્ય; મારા વાહલા જી. ૯૮
આચમન કરતાં તે પુત્ર જી, કહું બેસવું તારે કુત્ર જી;
પૂર્વોત્તરાભિમુખે સત્ર જી, બેસવું સાધી સૂત્ર; મારા વાહલા જી. ૯૯
જળ આચમનનું જેહ જી, જોઈ ફેનગંધવિહોણું તેહ જી;
નિર્મળ પવિત્ર જોઇએ એહ જી, આચમને વાધે ઉજેહ; મારા વાહલા જી. ૧૦૦
જળની ધરની રાફડામાંની જી, મૂષિકબિલની પિછાની જી;
શૌચ કરતાં રેહલી ત્યાંની જી, અપવિત્ર પચ મૃત્તિકા માની; મારા વાહલા જી. ૧૦૧
ધોઇ હાથ પગ સાવધપણે જી, અભ્યુક્ષણ કરવો યત્ન ઘણે જી;
જાનુ હાથની વચ્ચે ગણે જી, ત્રણ આચમન કરવાં ભણે; મારા વાહલા જી. ૧૦૨
પછે મુખાંતભાગ ને કર્ણ જી, નાસાદિકેરી ઘર્ણ જી;
મસ્તકાદિકેરી વર્ણ જી, ધરવું શુચિતું શર્ણ; મારા વાહલા જી. ૧૦૩

પછે આચમન કરવું જળે જી, જેથી પવિત્રપણું બળે જી;
સુર મુનિ પિતૃને બળે જી, આધારવા કળે કળે; મારા વાહલા જી. ૧૦૪
છીંક આવ્યા પછી આચમન જી, થૂંકી ઓખારી અનુદિન જી;
વસ્ત્ર પેહરી કરી પાવન જી, કરવું આચમનનું મન; મારા વાહલા જી. ૧૦૫
વળી ચૂરયા પછી નિરવાણુ જી, છીંક્યા પછી પ્રમાણુ જી;
પાછું નાંખ્યા પછી જાણુ જી, આચમન કરવું સુજાણુ; મારા વાહલા જી. ૧૦૬
ભૂમિનો કરવો સ્પર્શ જી, એ ક્રિયા પછી સવિતા દર્શ જી;
વા મૃત્તિકા લઈ એક કર્ષ જી, કાને કર અરાડવો સહર્ષ; મારા વાહલા જી. ૧૦૭
છે એ સર્વ માટે એવો નેમ જી, પૂર્વાભાવે પછીનું ક્ષેમ જી;
પેહલા કર્મની હોયે રેહમ જી, તો ન પછીનો ધરવો વેહમ; મારા વાહલા જી. ૧૦૮
દાંત કકરાવવા તે કૂડા જી, ધારા દેહ કૂટવાના ભૂંડા જી,
બન્ને સંધ્યાએ ઊંઘે ન રુડા જી, તે સમે ભણતા ભક્ષતા બૂડયા; મારા વાહલા જી. ૧૦૯
સંધ્યાકાળે ન બીજે ગામ જી, જાવા નીકળવુ હોયે કામ જી;
તે સમે કરવી ન મૈથુન મામ જી, કામ કયળે ન માને આમ; મારા વાહલા જી. ૧૧૦
જડ દેહ સુણો હો તાત જી, ધર્મને નારદ કેહ આ વાત જી,
સુતને શીખવે છે માત જી, જે અલર્ક નામ પ્રખ્યાત; મારા વાહલા જી. ૧૧૧
કરવું પૂર્વભાગે દેવપૂજન જી, દિન મધ્ય ભાગે અતિથિ મન જી;
પિતૃપૂજન કરવું હે તન જી, દિનોત્તર ભાગે અનુદિન; મારા વાહલા જી. ૧૧૨
કરવી સુરપિતૃકેરી સેવ જી, પલાળી શિર અવશ્યમેવ જી;
ક્ષૌરનો પૂર્વોત્તર ભેવ જી, એમ કર્યાથી રીઝે દેવ; મારા વાહલા જી. ૧૧૩
સારાકુળમાં થઈ ઉત્પન્ન જી, કન્યા સાથ મળવું હોય અન જી;
અથવા અતિશે ધન જી, મન કરે જનક પ્રસન્ન; મારા વાહલા જી. ૧૧૪
તથાપિ ખોડીલી ન વરવી જી, રોગીષ્ટ ન ધ્યાને ધરવી જી;
કુરૂપી પત્ની નવ કરવી જી, નિંદિતા રાખવી નરવી; મારા વાહલા જી. ૧૧૫
બહુભાષી કે માંજરી જી, કઠિન કર્કેશિતા કિંકર જી;
નવ કરવી વાહલી વરી જી, પાણિગ્રહણથી રાખવી પરી; મારા વાહલા જી. ૧૧૬
હવાં વરવી કેરી નારી જી, તે સુત કહું આ વારી જી;
તું ધ્યાને રાખજે ધારી જી, શીખામણ જે જે મારી; મારા વાહલા જી. ૧૧૭
એકું અંગ ન હોયે હીન જી, ફીર નાસા ચક્ષુ મીન જી,
જોવા પયોધર પીન જી, કટી ગુરુતાએ દીન, મારા વાહલા જી. ૧૧૮
ઇત્યાદિ અંગ અનૂપ જી, જોવું નિહાળી નિહાળી રૂપ જી;
વર હોયે રંક કે ભૂપ જી, કિંતુ કન્યાનું જોવું સ્વરૂપ; મારા વાહલા જી. ૧૧૯
ઇદ્રિવારણું ન જોવું એક જી, જોવો ધરબારનો વિવેક જી,
ન પિતા માતાથી વતરેક જી, વળી છીંડાં ન જોવાં છેક; મારા વાહલા જી. ૧૨૦

સુંદરપણે જોવી રક્ત જી, વિચારે જોવી પુક્ત જી;
જોવી જાળવણી એ જુક્ત જી, જોવી સુલક્ષણે સુક્ત; મારા વાહલા જી. ૧૨૧
વરવી જુવતી એવું જોઈ જી, ન માનવું કહે કોઈ જી;
સુખની ઇચ્છે જે સોઇ જી, જોવું જનકે મન પોઇ; મારા વાહલા જી. ૧૨૨
જોવી પિતાથી સાતમી પેઢી જી, માતાથી પચમી એઢી જી;
એ કાળગતે કન્યા તેડી જી, પરણીને રાખવી મેડી; મારા વાહલા જી. ૧૨૩
તેવી સ્ત્રીનું રક્ષણ કરવું શૂર જી, માનવી મહીલા ભરપૂર જી;
પછે ઇર્ષ્યા કરવી ચૂર જી, દિને મૈથુન ધરવું ન ઉર; મારા વાહલા જી. ૧૨૪
થાય અન્યને જેણે તાપ જી, તેવું આચરવું નવ આપ જી;
જંતુ પીડાનો સંતાપ જી, બીવું બ્રાહ્મણ કેરે શાપ; મારા વાહલા જી. ૧૨૫
જોઈ સર્વ વર્ણની નારી જી, ચાર દિવસ કરવી અકારી જી;
રામા રજસ્વળા ધારી જી, પંચ રાત્રી ન જોવી વિચારી; મારા વાહલા જી. ૧૨૬
સ્ત્રીના પરિહાર અર્થે જી, ક્ષપા પંચમી તજવી સમર્થે જી;
આ વાણી ન માનવી વ્યર્થેજી, લોભાવું નહિ કામ ગર્થે; મારા વાહલા જી. ૧૨૭
છઠી રાત્રે છેલડી ભજવી જી, એકી સખ્યા રાત્રી તજવી જી;
બેકીમાં યુવતી યજવી જી, કામકેલિની સામગ્રી સજવી; મારા વાહલા જી. ૧૨૮
બેકી રાત્રીમાં સ્ત્રીનો સંગ જી, કરતાં આવે પુત્ર પ્રસંગ જી;
એકી માંહિ કરે ઉમંગ જી, થાયે કન્યા આરત ભગ; મારા વાહલા જી. ૧૨૯
એવું છે માટે વાહલા જી, પુત્રેચ્છા હોયે કાલા જી;
વધુ શું ભાખું બાળા જી, બેકીમાં ભજવી બાળા; મારા વાહલા જી. ૧૩૦
સ્ત્રીસમાગમ દિવસે થાય જી, કે પર્વે તેવું કરાય જી;
થાય ધર્મરહિત પુત્રની કાય જી, સધ્યા સગે નપુસક કેવાય; મારા વાહલા જી. ૧૩૧
ભામિનીભોગ ક્ષૌર ને વાંતિ જી, થયા પછી શેણે શાંતિ જી;
તે ભાખું ત્યજ સુત ભ્રાંતિ જી, સ્મશાન ભૂમિની તેવી કાંતિ; મારા વાહલા જી. ૧૩૨
એ દોષ સચૈલસ્નાને નાસે જી, ધર્મથી અધર્મ ત્રાસે જી;
સુર નિગમ વાડવ આશે જી, અવગુણ સતી પ્રકાશે જી; મારા વાહલા જી. ૧૩૩
સાધુ સાચ્ચોડેરી કુચલી જી, મહાત્મા નર યાજ્ઞિક વળી જી;
તપસ્વી આદિની નિંદા કળી જી, કે હાસ્ય તેનું સાંભળી; મારા વાહલા જી. ૧૩૪
નવ ઊભા રે'વું ભાઈ જી, કે જાતે ન કરવું કાંઈ જી;
સ્વયથી ઊંચા જોઈ રંક રાઈ જી, કે નીચા શું સગાઈ; મારા વાહલા જી. ૧૩૫
હોયે સાચી તદપિ હે ભ્રાંત જી, કરવી ગણી ગાંડી વાંત જી;
તેનું આસન જોઈ સાક્ષાત જી, બેસવું ન થાવું પ્રખ્યાત; મારા વાહલા જી. ૧૩૬
અશુભ વેષ ન ધરવો કદા જી, અશુભ વેણ ન વદવું સદા જી;
શોભિતા થવું હોય તદા જી, (કરવું) શ્વેત વસ્ત્ર પુષ્પે મન મુદ; મારા વાહલા જી. ૧૩૭

કરવી મિત્રાચારી કોની સાથ જી, તેહ જણાવું નરનાથ જી;
જબ ઝાલ્યો તે માતનો હાથજી, તવ દુ:ખ આવવું ન જોઇએ માથ; મારા વાહલા જી. ૧૩૮
ઉન્મત્ત ઉદ્ધત અશઠજી, અમર્યાદ ન જાણે પશ જી;
દુરાચારી આચારભગ્ન જી, હોયે સુરકર્મે મન મગ્ન; મારા વાહલા જી. ૧૩૯
વ્યર્થ ધન ખરચણહારો જી, લોભી પણ નહિ સારો જી;
વ્યભિચારિણી જોઇ મન વારો જી, અરિમિત્રતાએ અકારો; મારા વાહલા જી. ૧૪૦
જુગાર રમનાર તેવો જી, કુલટાનો પતિ એવો જી;
અસંતોષી એના જેવો જી, વળી ક્રૂરને કેવો કહેવો; મારા વાહલા જી. ૧૪૧
અપૂર્ણાંગ કે અગુણી જી, સાખ ખોટીવાળો સુણી જી;
સદા વેહમની આંખમાં ધુણી જી, ભવિષ્ય ખરું કેહનારો ગુણી; મારા વાહલા જી. ૧૪૨
તજવો વિશ્વાસનો ઘાતી જી, જેની કોઇમાં નહિ ખ્યાતિ જી;
તેની કરવી ન મૈત્રી માતી જી, કરતાં કો દિન બળશે છાતી; મારા વાહલા જી. ૧૪૩
હવાં સ્નેહ કરવો કોનાથી જી, તેનું ભવિષ્ય ભાખું ભાતી જી;
હોયે સાધુ સ્વભાવનો હાથી જી, વળી સદાચાર તે સાથી; મારા વાહલા જી. ૧૪૪
મહાજ્ઞાની દુર્ગુણ હીન જી, હોયે ખળતા વિહીન જી;
પ્રસંશાપાત્ર પીન જી, રેહ સ્વઉદ્યોગે અનુદિન; મારા વાહલા જી. ૧૪૫
વિશ્વાસ જેનો અચળ અનિત્ય જી, તેવા મિત્રશું કરવી પ્રીત જી;
સુહૃદ દિક્ષિત નૃપ ! નીત જી, સ્નાતકવ્રત ધારીની રીત; મારા વાહલા જી. ૧૪૬
શ્વશુર ઋત્વિકાદિ પટ જી, અર્ધ્યવડે પૂજવા પટ જી;
તે કાર્ય ન કરવી ઘટ જી, તો મટે કુકર્મની ખટપટ; મારા વાહલા જી. ૧૪૭
જે એક વર્ષ લગી રહ્યો વાડવ જી, તેને માનવો મોટો ધવ જી;
વળી જાયે તે દ્વિજવર જવ જી, યથાશક્તિ દક્ષિણા દેવી તવ, મારા વાહલા જી. ૧૪૮
પછે મધુપર્કે પૂજવો દ્વિજ જી, જેમ પામે તે મન રીઝ જી;
જેણે વાવવાં ધર્મબીજ જી, તેણે સાધવી સેવા યથા વીજ; મારા વાહલા જી. ૧૪૯
કદા તેવે દ્વિજે કર્યું અપમાન જી, સુણવા તિરસ્કાર મહાન જી;
ન વાદી થવાનું તેશું માન જી, મારું વાયક સત્ય પિછાન; મારા વાહલા જી. ૧૫૦
ગ્રહાર્ચન કરી રૂડી પેર જી, માગવી અગ્નિની મેહર જી;
આપવી આહુતિ અવેર જી, જેથી વાધે ધર્મની સેર; મારા વાહલા જી. ૧૫૧
પેહલી બ્રહ્માને આહુતિ જી, પછે કરી પ્રજાપ્રતિસ્તુતિ જી;
ત્રીજી ગુહ્યક માટે ખુતિ જી, ચોથી કશ્યપકેરી હુતી; મારા વાહલા જી. ૧૫૨
એવી આહુતિ આપવાની મતિ જી, કરે તેની ગહન ગતિ જી;
પેહલાં કરી ગૃહબલિદાનરતિ જી, નિત્ય આપવો ગૃહવતી; મારા વાહલા જી. ૧૫૩
તેનો વિધિ કહ્યો નિત્યકર્મ જી, તેહ અવલોકો સુત પર્મ જી;
ગૃહપતિકેરું એ વર્મ જી, કરય વૈશ્વદેવાદિક ધર્મ; મારા વાહલા જી. ૧૫૪

તેમાંકાને દેવાં બલિદાન જી, ભિન્ન ભિન્ન કહું ધરજ્ય તું કાન જી;
કુંભ મૃત્તિકાને માન્ય જી, ત્રણ બલિ દેવા પ્રમાણ્ય; મારા વાહલા જી. ૧૫૫
મેઘ મહી જળને જાણ્ય જી, ગેહદ્વારે દૂપને આણ્ય જી;
ધાતા વિધાતાને સુજાણ જી, છે બધ્યેકરું પ્રમાણ; મારા વાહલા જી. ૧૫૬
સુત પૂર્વ દિશાથી માંડી જી, અનુક્રમે નકો દિશા છાંડી જી;
મતિ કરવી નવ રજ ગાંડી જી, કરે તો રેહ નારી ગાંડી; મારા વાહલા જી. ૧૫૭
અતરિક્ષ વાયુ ને વિધિ જી, સવિતા અને જળનિધિ જી;
તેને ક્રમે બલિ આપ્યાની વિધિ જી, છે શાસ્ત્ર વિષે પ્રસિદ્ધિ; મારા વાહલા જી. ૧૫૮
વિશ્વેદેવા ને સહુ પ્રેત જી, ઉત્તરમાં ઉષાને હેત જી;
ભૂતપતિ ને મીનકેત* જી, તેના બલિનો કરવો ભેત; મારા વાહલા જી. ૧૫૯
પછે અપસવ્ય કરી ભ્રાત જી, સ્વધા પિતૃને કરવા શાંત જી;
કરી તેના અભિધાનની વાત જી, દક્ષિણે બલિ દેવો સાક્ષાત; મારા વાહલા જી. ૧૬૦
પછે પાત્રે ચોંટયુ અન્ન જી, તેણે કરવા યક્ષ્મ - પ્રસન્ન જી;
પાત્ર ધોઈ વાયવ્ય જન જી, અર્પણ કરવું જળ મહામન; મારા વાહલા જી. ૧૬૧
પછે અન્નનો લઇ અગ્રભાગ જી, વિધિ પુરસ્સર કરવો યાગ જી;
હંતકાર મત્રે અનુરાગ જી, કરી દેવો દ્વિજ લખી મહાભાગ; મારા વાહલા જી. ૧૬૨
દેવાદિકનાં જે જે કર્મ જી, તે તેને તીર્થે કરવાં પર્મ જી;
તો તે થાયે દાતા શર્મ જી, એવા એવા ગૃહપતિના ધર્મ; મારા વાહલા જી. ૧૬૩
બ્રાહ્મતીર્થથી કરવુ આચમન જી, દક્ષિણ અંગુષ્ઠરેખા પાવન જી;
કહે બ્રાહ્મતીર્થ તેને સનજન જી, હવાં પિતૃતીર્થ કહું ધરજ્ય મન; મારા વાહલા જી. ૧૬૪
તર્જની અંગુષ્ઠ મધ્યેનું જળ જી, પિતૃતીર્થ માન્યુ વિમળ જી;
એવડે પિતૃનાંદીમુખ ફળ જી, બીજાને અર્પવું જળ; મારા વાહલા જી. ૧૬૫
છે અંગુષ્ઠાગ્રે દૈવતીરથ જી, તે વડે દેવવિધિનો સારવો અરથ જી;
કરવો એમ કેહ શાસ્ત્ર સમરથ જી, સુર પૂજ્યા ન જાયે વ્યરથ; મારા વાહલા જી. ૧૬૬
કનિષ્ઠિકા મૂળે તીર્થ કાયા જી, તેણે યજવા જેણે જાયા જી;
એ વિધિ નિત્યતીર્થે નાહ્યા જી, દેવ પૂજ્યા તે તત્ત્વ કમાયા; મારા વાહલા જી. ૧૬૭
દેવાર્ચન બીજી રીતે જી, થાયે ન કાંઈ પ્રતીતે જી;
આચમન બ્રાહ્મતીર્થે પ્રીતે જી, શ્રેષ્ઠ કહ્યુ ન્યાય નીતે, મારા વાહલા જી. ૧૬૮
પિતૃતીર્થે પિતૃની સેવ જી, કરવી દૈવતીર્થે દેવની એવ જી;
કાયાતીર્થે તજી અહમેવ જી, કરવી પ્રજાપતિની સેવ; મારા વાહલા જી. ૧૬૯
પિતૃ પિંડોદક નાંદીમુખ જી, ક્રિયા કરવી થઈ સન્મુખ જી;
ક્રિયા પ્રજાપતિની મુખ્ય જી, પ્રજાપતિતીર્થે થાયે સુખ; મારા વાહલા જી. ૧૭૦

* એક દેવતા

ગુણી નરે એક કાળે જી, વારિ વહ્નિ ન ધરવાં બાળે જી;
ગુરુ દેવ સન્મુખ ભાળે જી, કદા કર ન દેવો કપાળે; મારા વાહલા જી. ૧૭૧
ન બેસવું સાંબા ધાલી પગ જી, વિચારવી કર્મની રગ જી;
કરવી વાછરડાની વગ જી, કેંદવું ન ધાવે ગાયની *શગ; મારા વાહલા જી. ૧૭૨
પોશે પાણી ન પીવું કયારે જી, શૌચ પ્રસગ પડે જ્યારે જી;
વધુ વાર ન કરવી ત્યારે જી, અલ્પ બૃહત્ એક વિચારે; મારા વાહલા જી. ૧૭૩
વક્ત્રે વહ્નિ નવ ફુંકવો જી, ન માનો તો પીડા અનુભવો જી;
પૂછો રોગ જેને હવો જી, કે બળી મૂઓ અવનવો; મારા વાહલા જી. ૧૭૪
જ્યાં નહિ ઋણધી રણહાર જી, જ્યાં નહિ વૈદ્યવિદ્યા જાણનાર જી;
શ્રોત્રિય દ્વિજ જ્યાં નિરધાર જી, નવ હોયે જળાશય સાર; મારા વાહલા જી. ૧૭૫
ત્યાં વાસ ન વસવો જ્ઞાની જી, શાસ્ત્ર સમ્યક્ પિછાની જી;
રેહવું રાય અરિપર લહી માની જી, ધારે ધર્મની ધોરણ છાની; મારા વાહલા જી. ૧૭૬
હોય અંગે મહાબળવાન જી, રેહવું તેવા નૃપનગ્રે ગુણવાન જી;
કુનૃપ રાજ્યે દુઃખ મહાન જી, માટે માનવું તે સ્મશાન; મારા વાહલા જી. ૧૭૭
જેનું માન ખંડન ન કરે કોઈ જી, જેના રહે અરિગણ રોઈ જી;
એવા નરવરને જોઈ જી, રેહવાની કરવી સોઈ; મારા વાહલા જી. ૧૭૮
અતિતૃણ જે મહીની માંય જી, અન્ન ઉપજે લેખું ન કાંય જી;
હોય ન્યાયીનો વાસ જ્યાંય જી, સ્વગ્રામ માની રેવું ત્યાંય; મારા વાહલા જી. ૧૭૯
જ્યાં ઓછો ઇર્ષા દ્વેષ જી, ત્યાં વશે થાય મહેશ જી;
જ્યાં ન કૃષિકાર વરવેશ જી, રાખે વરણાગીમાં ન કેશ; મારા વાહલા જી. ૧૮૦
મન માને ન મોટાઈ રેપ જી, માને સરખાં ડોટી ખેસ જી;
ત્યાં વસતાં સુખ ન શેષ જી, રહે કોઈ દિન નરેશ; મારા વાહલા જી. ૧૮૧
જ્યાં પાકે વનસ્પતિ સર્વ જી, ત્યાં વસવું માની અગર્વ જી;
જ્યાં અરિવિજયનું છે પર્વ જી, જ્યાં ન ધન મિત્રનનો ધર્વ; મારા વાહલા જી. ૧૮૨
એવે આચરણે અરિ અત્ય જી, રોજ મોકલી જેની મત્ય જી;
એ દુર્ગુણની ગણી ગત્ય જી, વાસ વસવો નહિ સત્ય; મારા વાહલા જી. ૧૮૩
જે જગતીપતિ ન જીતાય અન્યે જી, ઉપજે તૃણાન્ન જે વન્યે જી;
તેમાં સુધીએ વસવું ધન્યે જી, સહપાઠી સદાચારી જન્યે; મારા વાહલા જી. ૧૮૪
કહ્યું સુત મારા સર્વત્રજી, કથે સુણે ફરે કર્મપત્ર જી;
જે પુણ્ય થાયે મહાસત્ર જી, છે સુણ્યે પુણ્ય તે અત્ર; મારા વાહલા જી. ૧૮૫
આથી વિરોધાચારી પુરાણી જી, કે નૃપકેરી રાણી જી;
જાયે દુરાચારી નરકખાણી જી, વિપ્ર જણવે છે નય જાણી; મારા વાહલા જી. ૧૮૬

---

* આંચળ.

પુરાણીની દયા આણી જી, રાયની રાણી પુર આણી જી;
તેની કથવી શી રાણી જી, નમવું નર નીચ નાણી; મારા વાહેલા જી. ૧૮૭
કેહ કથા શાણી શાણી જી, અતિ રાગડો મોરો તાણી જી;
ગુણ ગાઉં શું તેનાં વખાણી જી, પુર આણી પુર પ્રમાણી; મારા વાહલા જી. ૧૮૮
ઇતિ માર્કંડેયમાં માણી જી, અલર્કાનુશાસન તાણી જી;
સદાચારની વદી વાણી જી, ચતુસ્ત્રિંશોધ્યાય ભણ્યું ગુણ જાણી; મારા વાહલા જી. ૧૮૯

વલણ.

ચતુસ્ત્રિંશોધ્યાય ભણ્યું ભાવે, ધર્યો પૂરો પ્રેમ રે;
માધવ ઉમાધવ મેહરથી, પાસ્ય ન ઉતરીશ કેમ રે. ૧૯૦

---

## કડવું ૯૦ મું.

### રાગ મેવાડો.

મદાલસા કેહ સુણ્ય સુત, કહું તને વાતડી રે;
વર્જ્યાવર્જ્ય વિધિ અદ્ભુત, જણાવું તે જાતડી રે. ૧
તેની શુદ્ધિતણા ઉપાય, સુણ્ય તું આ ઘડી રે;
તેલ ધૃતઆદિ સુખદાય, વાત તેની વડી રે. ૨

ઢાળ.

વડી આ ઘડી વાત તેની, કહું સુણ્ય મારા સુત;
તેલ આજ્યતણા પદાર્થો, બને મહાઅદ્ભુત. ૩
એ ઉભય મિશ્રણથકી જે, નીપજાવ્યું અન્ન;
ગોધૂમકૃતિ સ્નેહાજ્યવિણ, પયકૃતિ અતિ પાવન. ૪
યવતણું એમ માનવું, ગોરસતણું નિરવાણ;
જો ઘણા કાળનું કરેલું પણ, ભક્ષવું પરમાણ. ૫
શશ કૂર્મ ઘો શાહુડી વળી, ગેંડો ગેંડો *જેહ;
ભક્ષવાને યોગ્ય તેનું, આમિષ નિ:સંદેહ. ૬
ગ્રામસૂકર અને કુક્કુટ, કેરું માંસ અભક્ષ્ય;
જે ખાય તે અશુદ્ધ થાયે, જો હોય મોટો દક્ષ. ૭
શ્રાદ્ધકર્મે દ્વિજેચ્છાએ, કર્યું પ્રોક્ષણ જેહ;
સુરપિતૃકેરું શેષ જે વળી, ઔષધાર્થે આણ્યું જેહ. ૮
માંસ આપ્યું ભક્ષવા, નવ દોષ લેતો રજ,
મદાલસા કેહ વત્સ મારા, સુણ્ય તું થઈ સજ† ૯

---

* શશ-સસનો, કૂર્મ-કાચબો, ગેંડો-વગર ખાસી કરેલો ગોધો. † આ ધર્મ ક્ષત્રિયને લાગુ પડેલા છે

કનક કંબુ* રજત રજ્જુ, પાષાણ ને વળી વસ્ત્ર;
શાક મૂળ ફળ વંશ આદિક, શૂરવીરનું શસ્ત્ર. ૧૦
પદાર્થ જે જે પત્રકેરા, ચર્મ મણિ પ્રવાળ;
વજ્ર મૌક્તિક નરતનુ એ, શુદ્ધ થાયે બાળ. ૧૧
ધોઈ મૂકે વારિએ તો, થાય શુચિ તે સાર;
દોષ સહુ દૂર પળી જાયે, માન્ય તું નિરધાર. ૧૨
લોહપાત્રકેરી શુદ્ધિ, જળે ધોયે જાણ;
પાષાણપાત્રની ઘર્ષણે, શુદ્ધિ કહી પરમાણ. ૧૩
ચીકણું સ્નેહાન્યથી જે, હવું ભાજન† પૂર;
ઉષ્ણ ઉદકે શુદ્ધ થાયે, સુત શિરોમણિ શૂર. ૧૪
ધાન્ય સૂપડું ચર્મ મૃગનું, ઉલૂખલ અને મૂશળ;
વસનનો વધતો જતો વીર, મહાસંચય બળ. ૧૫
તેની શુદ્ધિ છે જળ છાંટેથી, વલ્કની‡ પાણીથીજ;
માટીવડે મુનિ કોક કેહતા, નહિ બીજ કે રીઝ. ૧૬
તૃણ કાષ્ઠ ઔષધીકેરી શુદ્ધિ, પયઃપ્રોક્ષણ થાયે;
અજાકેશની એમ શુદ્ધિ, વળી સહુ વાળની કેહવાય. ૧૭
પવિત્રતા પરમાસ્ત્રની ને, અસ્ત્રની વળી આમ;
સ્નેહ સરસવ કલ્કથી કે, વારિથી મહાનામ. ૧૮
પીતળ કાંસાતણા પાત્રની, શુદ્ધિ કેહ સહુ કોઈ;
પાણીથી કે રાખથી શુચિ, માની સર્વે સોઈ. ૧૯
કાષ્ઠની કે કલ્કની|| ચૂડી, કાષ્ઠ કે હોય કલ્ક;
અસ્થિ શૃંગ પદાર્થ શુદ્ધિ, છોલતામાં પલ્ક. ૨૦
માટીના ભાજનતણી ભાઈ, અગ્નિમાં મુકયે જાણ;
હવાં શુદ્ધ શું તે વર્ણવું, શાસ્ત્રે કર્યું પ્રમાણ. ૨૧
ભીખ માગીનેજ આણી, વ્યાપારીકેરા હાથ;
વ્યાપાર કારણ વસ્ત કાઢી, સ્ત્રી મુખનો સધાત. ૨૨
માર્ગમાંહે જે પડ્યું કે, અજાણ્યું હોય જેહ;
મંગાવિયું જે દાસ પાસે, અશંસિયું¶ હોયે તેહ. ૨૩
અપવિત્રતાનો કાળ ગત અતિ, થયો હોયે જ્યાંય;
અંતરિત અશુચિ વસ્ત વળી, અતિ ગુરુ પણ નવ ત્યાંય. ૨૪
સમુદાય બાળક વૃદ્ધ રોગી, કારીગરની કોઇ;
ગાડી ચૂલો સર્વ એવાં, તોડ જોજે જોડય: ૨૫

* કંબુ-શંખ, રજત-રૂપું. † વાસણ. ‡ વલ્કલ. || હાથીદાંત ¶ અડકેલું.

બાળ ધાવણું કામિની, દુર્ગંધ ને સુગંધ;
બુદબુદાવિણુ વારિ વેહતું, પવન મંદ સુગંધ. ૨૬
એ આદ વાનાં શુદ્ધ છે, વળી કહું આગે અન્ય;
કાળગત અતિશે થયે, સહુ વસ્ત થાયે ધન્ય. ૨૭
ઉર્વી ઉપર 'ઉચેરા જે, ઓધ વાળ્યે જાણ્ય;
ગાય ફરી જવાથી ભાઈ, લીંપવે મન આણ્ય. ૨૮
ખણી કાઢવે કે પાણીથી, ગોમૂત્ર છાંટયે ભાઈ;
પવિત્ર થાયે પૃથ્વી સહુ, તજી પાપની સગાઈ. ૨૯
સ્વચ્છતાથકી શુચિ થાયે, પૂજનથકી પરમાણુ;
ગેહ આદિક જાણ્ય નિશ્ચે, સુત ચતુરસુજાણ. ૩૦
કેશ જંતુ પડયાં જેમાં, સુરભિ લીધ સુગંધ;
મક્ષિકા પડી જેહમાં વળી, તેહ શુદ્ધનો બંધ. ૩૧
માટી પાણી ભસ્મ પ્રોક્ષણ, વડે ભાખ્યો શાસ્ત્ર;
તામ્રપાત્રની શુદ્ધિ ભાખી, ખટાશથી મહાશાસ્ત્ર. ૩૨
જસત સીસું શુદ્ધ કરવા, ક્ષાર જોઇએ જાણ;
કાંસાની શુદ્ધિ ભસ્મ જળથી, થાય સુત નિરવાણ. ૩૩
પ્રવાહીકેરી વસ્ત શુચિ જો, કરે ધરવા ધ્યાન;
તું મૂકય વેહતી તેહને, શાહ્રતણે અનુમાન. ૩૪
અપવિત્ર કર્દમ થકી જે જે, હોય ખરડયુ સાર;
તે માટી જળથી શુદ્ધ થાશે, આણ્ય મન અવિધાર. ૩૫
તેમ તેના ગંધ આઘો, કર્યે થાયે શુદ્ધ;
અન્ય વળી એ રીતથી, થાય શુદ્ધ હે મહાબુદ્ધ. ૩૬
ઉર્વીપરતું હોય પાણી, વહું તેનું માપ;
એક સુરભિ તૃપ્ત થાયે, તે શુચિ ને અણપાપ. ૩૭
ચાંડાળકેરી ચાલથી, આમિષ આહરી પક્ષીથી;
અપવિત્ર જે જે થયું તેને, શુચિ સમીરઅક્ષિથી. ૩૮
વસ્ત્રાદિ પડિયું ભૂમિમાંહિ, તે પગે આવી જાય;
વાયુ વાયે થાય શુચિ, વેદ શાસ્ત્રે ગાય. ૩૯
અશ્વ રજ રોહિતાશ્વને વળી, ગાય છાય કિરણ;
પવન પૃથ્વી વારિબિંદુ, મક્ષીકેરું મરણ. ૪૦
વા હોય છવતી તોય તે છે, શુચિ સર્વે વાત;
દુષ્ટસગથી નહિ દૂષિત, એ શાસ્ત્ર વચન ખ્યાત. ૪૧
અજાશ્વ એ બે છે શુચિ, મુખ ભણીથી ભાઈ;

ઉચેરા—લીસોટા.

સુખ નહિ પૃછ ગાયનું છે, પવિત્ર ને સુખદાઈ. ૪૨
વળી ગાયકેરાં વત્સનું સુત, શુચિપણું વર્ણે વેદ,
છે દૂધ દેતી માતકેરું, શુદ્ધ મુખ નિર્વેદ ૪૩
વદન પક્ષીકેરું શુચિ, ફળ પાડતાં પ્રમાણ;
શુદ્ધ અગ્નિ સર્વ સ્થાનક, વેદાતી વદતા વાણ. ૪૪
આસન ચટાઈ નાવ વાહન, તૃણ પડિયા પંથ,
ચંદ્ર સવિતા કિરણ પડતા, શુદ્ધ ગણાયે ગ્રથ. ૪૫
વાયુ વાતા શુદ્ધ થાયે, જ્યમ વ્યાપારીકેરી વસ્ત;
ત્યમ એહકેરી શુદ્ધિ છે સુત, વદે શાસ્ત્ર સમસ્ત ૪૬
માર્ગમાથી ખશા આઘે, જઈ માર્ગ મલિન,
સ્નાન કરી છીંક્યા પછી, પાન કરી અનુદિન. ૪૭
સ્વત વિર્યનું સ્ખલન થાતા, વસ્ત્ર ધાર્યો પૂઠ,
વિધિપુરસ્સર આચમનથકી, વળે શુદ્ધિ મૂઠ. ૪૮
અસ્પર્શ્યકેરા સ્પર્શવાળો, માર્ગ જે નિરવાણ,
અશુચિ કર્દમ પડ્યો વારિ, મહાજળનું જાણ. ૪૯
પક્વ ઈંટનો ઓટલો, કે ગેહ બાંધ્યું જેહ,
વાયુ વાયે થાય શુચિ તે, સર્વ નિ સદેહ ૫૦
અન્નકેરો* ઓઘ મોટો, થયો અશુચિ સ્પર્શ,
ચાર ગ્રાસ ત્યાગ કરતા, શુચિ સર્વ દર્શ ૫૧
તે શુચિ કરવા વળી બાકી, તેહ ભાખુ આજ;
કર શુચિ માટીએ જળે વા, વળી કહું રહ્યું કાજ. ૫૨
કરવુ પ્રોક્ષણ આચમન કરી, એટલે અન્ન પવિત્ર,
છે શાસ્ત્રમાહે સાખ્ય એવી, નહિ વાણી વિચિત્ર ૫૩
અણજાણ્યે દૂષિત અન્નનુ, કરાયુ ભક્ષણ,
ત્રણ રાત્રી ઉપોષણથકી શુચિ, ઉપાય નવ એ વણ. ૫૪
કિંતુ જાણી જોઈ ખાધુ, દોષવાળું અન્ન,
તે દોષવિમોચને† થાય, તેહ જન પાવન. ૫૫
રજવતી સ્ત્રી શ્વાન આદિ, સૂતિકા હોય શામ,
ચાંડાળ અત્યાવસાયી ને વળી, થયો જેને ઘામ. ૫૬
મૃતક ઉંચકનાર આદિક, સ્પર્શિયા જો દેહ;
સહુ સ્નાન કરતાં શુચિ થાયે, જાણવ નિ સદેહ. ૫૭
અસ્થિ નરનું હોય લીલુ, થાય તેને સ્પર્શ,

* ઢગો † પ્રાયશ્ચિત્ત કરવે.

સ્નાન કરતાં શુદ્ધિ થાયે, ઇમ કર્યે ઉત્કર્ષ. ૫૮
શુષ્ક હોયે આચમન તવ, કર્યે શુદ્ધિ હોય;
પૃથ્વીસ્પર્શ કે સૂર્યદર્શન, પવિત્ર કરતા સોય. ૫૯
શોણિત શ્લેષ્મ ને અંગ ચોળ્યા, તૈલ આદિ પદાર્થ;
જોઈ, ઉપર થઇ ન જાવું, ક્ષુદ્ર પડિયા સાર્થ. ૬૦
સુજ્ઞ પુરુષે વાડી કે, ઉદ્યાન માહે વાસ;
કરવો નહિ એમ શાસ્ત્ર કેહ, પુરાણ ને ઇતિહાસ. ૬૧
લોકનિંદા જેહથી થાયે, તેહ બોલે મૂર્ખ;
પુત્રપતિવિણ પત્ની સાથે, વદે તે નહિ પુર્ખ. ૬૨
એહું મળમૂત્રાદિ કદીએ, ન નાખવું ઘરમાંય;
વળી પાદ ધોયાતણું પાણી, ઉકરડે નખાય. ૬૩
જળાશય લહી પારકુ, કરાય કયારે સ્નાન;
કાઢી પચ ગોળા મૃત્તિકાના, દેવું ઉદકદાન. ૬૪
પછે નાહવું તેહમાં, કહે છે શાસ્ત્ર એમ;
કારણ ન એનું પૂછવું, કે લાવવો નવ વહેમ. ૬૫
નારાયણનિર્મિત્ત જળાશય જે, સુરસરી વારિહદ;
નદી નિરખી સ્નાન કરવું, નહિ એની હદ. ૬૬
સુર પિતૃ સહિત શાસ્ત્રે, મંત્ર મખ* આદિક;
નિંદતો નર આવે અડકે, તેની મોટી બીક. ૬૭
બોલાયું એવા દુષ્ટ સાથે, પાપ લાગે અંગ;
સૂર્યદર્શને થાય છે તે, પાપકેરો ભંગ. ૬૮
શ્વપચ રજવતી પતિત શબ, પ્રસૂતિકા ધર્મવિહીન;
વળી અસજાતિ નગ્ન નર, નપુસક મન દીન. ૬૯
શબવાહક પરસ્ત્રીભોગી, કદી જો જોવાય;
સૂર્યદર્શને એહનું પાતિક, જડામૂળ ધોવાય. ૭૦
અભક્ષ્ય સૂતિકા નપુસક નર, બિડાલ ઉંદિર શ્વાન;
કુક્કુટ પતિત ને તજેલો જન, ધર્યું કર શબપાન. ૭૧
રજસ્વળા ચાંડાળ શૂકર, અડે અંગે જાણ;
સ્નાન કરી પવિત્ર થાવું, એ શુદ્ધિનું પરમાણ. ૭૨
સૂતિકાશૌચે દૂષિત નર, થાય સ્નાનથી પવિત્ર;
અલર્ક કેહ જનની મોહ, મુને સૂતિકાદિચરિત્ર. ૭૩
વિશેષ લક્ષણ નેમનાં સહુ, છે મને સુણવા મન;

* યજ્ઞ.

મદાલસા કેહે સૂત સાંભળ્ય, સુણે થઈશ તું પાવન. ૭૪
બ્રાહ્મણી બ્રાહ્મણ લગ્નવિણ જો, થાય નર ને નાર;
છે ઉભય સૂતકી જન્મ સુધી, તેનું અન્ન નિંદણહાર. ૭૫
જે ન યોગ્યકાળે હોમ કરતો, ઉદરે ન ખવાય;
જેની અન્યને ખવરાવતાં, થાય ક્રોધી કુટી કાય. ૭૬
પિતૃ સુરપૂજનતણી નહિ, પ્રીતિ જેને પૂર્ણ;
નપુંસક નર તેહ થાયે, વૈદ્યનાં ખાયે ચૂર્ણ. ૭૭
જે નર દર્ભ અર્થે યજ્ઞ સાધે, યજ્ઞાર્થે તપ જાણ્ય;
આ લોક કે પરલોકમાં તે, નવ સુખદા મન આણ્ય. ૭૮
સરે નહિ સૂત એટલેથી, તે જન્મે થઇ માર્જાર;
સંપત્તિ સ્વય ગેહ હોયે, ખાય નહિ નર નાર. ૭૯
ન આપી હોમી કાંઈ જાણે, તે મૂષક કેહવાય;
માટે યથાશકિત આપવું, ત્યમ ગૃણ બીજા ગાય. ૮૦
જે ન્યાયી થઈ ન્યાયાસને, કરવાને બેઠો ન્યાય;
સ્વજનકેરી પક્ષ કરે તો, કુકટ જન્મે થાય. ૮૧
જો અન્ન ઉદરે ગયું તેનું, કૃચ્છૂ કર્યે શુદ્ધ થવાય;
નિંદિત એવું અન્ન તેનું, કહે મહામુનિ રાય. ૮૨
આપત્તિ આવ્યા વિણ જે નર, સ્વધર્મ છોડી દેય;
વિજ્ઞાનવાદી પતિત કેહતે તેને, જન મૂઢ ન માને તેય. ૮૩
પુત્ર પત્ની દેવ ગુરુ, એને તજી રેહનાર;
ગાય દ્વિજ સ્ત્રીઘાતી જન જે, તજ્યયલો કેહ સાર. ૮૪
જેહ કુળમાં વેદ નહિ, નહિ શાસ્ત્ર વ્રત કે નેમ;
સુજ્ઞ જાણે નગ્ન તેને, સુરનર ન આણે રેહેમ. ૮૫
આશા ધરી નર રહ્યા ઉભા, નવ દેય તેને જેહ;
આપનારને વારવાને, ધરે વચ્ચે દેહ. ૮૬
તેમ શરણાગત તજે તે, માનવા ચાંડાળ;
ઉદ્ધાર તેનો નવ કદી, શત વર્ષનો જાય કાળ. ૮૭
જે ત્યાગ બંધુનો કરે, સત્પુરુષકેરો જાણ;
ત્યાગ બ્રાહ્મણનો કરે તે, જાણવો અજાણ. ૮૮
કે તજ્યયલો હોય તે તણું, કે જમે જારજાનું અન્ન;
ચાંદ્રાયણ કરે નર ખાય છૂટે, સુણો મારા તન. ૮૯
નિત્ય નૈમિત્તક જે નવ કરે, કરે કર્મ વિચાર;
ખવાય અન્ન જો તેહનું, ત્રિઉપોષણે જન ઉદ્ધાર. ૯૦
નિત્યકર્મનો લોપ જ્યાંહી, અહોરાત્રી થાય;

સર્વ દ્વિજે ત્યાગિયો તે, પાપીજન કેહવાય. ૯૧
પાપી થાયે જન તેહ, ત્યાગતો નિત્યકર્મ;
છે નિત્ય નૈમિત્તિક બેયને, વપુકેરું વર્મ. ૯૨
સગા કોઇમાં થાય જયારે, જન્મ કે વળી મરણ;
તવ દ્વિજે દસ દિન તજવા, કર્મ કરી હરિશરણ. ૯૩
ક્ષત્રીએ દ્વાદશ દિવસ, અર્ધમાસ વસ્યે જાણ;
એક માસ શૂદ્રે હોમ આદિક, ત્યાગવાં નિરવાણ. ૯૪
એમ કર્મથી રહિત રેહવું, શાસ્ત્રઆજ્ઞા માની;
પછે પૂર્વે કહ્યાં તેવાં, કર્મ કરવાં શુદ્ધ જાણી. ૯૫
મૂઆ શબના ગોત્રીઓએ, જઈ ગામથી બાહાર;
અગ્નિનો સસ્કાર કરી પછી, પેહલે ત્રીજે અવિધાર. ૯૬
સાતમે નવમે દીને સુત, જલાંજલિ દેવી પ્રેત;
ચોથે દિને ટાઢી વાળવી, પછે અસ્થિસચય હેત. ૯૭
અસ્થિસંચય કર્યાં પૂઠે, તે ગોત્રીકેરે દેહ;
સ્પર્શ કરી શકાય વળતી, કઇ શુચિ થાયે તેહ. ૯૮
અસ્થિસંચય કર્યાં પૂઠી, સહોદર વિણ સર્વ;
બ્રહ્મયજ્ઞાદિ કરીને, પજે નિત્યનું કર્મ. ૯૯.
સપિંડ નરને મરણવાસર, સપિંડ સોદર સ્પર્શ;
કરાય એટલું જાણ નિશ્ચે, તો થશે તવ ઉત્કર્ષ. ૧૦૦
દ્રુમ પય પશુ દાઢવાળાં, અસ્ત્ર વારિપ્રવાહ;
આંટી અગ્નિ વિષ ને વળી, ઊર્ધ્વપાતનો રાહ. ૧૦૧
જાણી જોઇ ધરે મરણઇચ્છા, કરે ઉપોષણ ઉર્ગ્રચિત;
જેહ જમલોકે ગયો જન, નવ તેની ઉદકક્રિયા રીત. ૧૦૨
વળી ઔર્ધ્વદૈહિક થાય નહિ, શાસ્ત્રે કહ્યુ છે એમ;
વચન શાસ્ત્રનું પાળવું, જો વાંચ્છવું સહુ ક્ષેમ. ૧૦૩
ગલિતગર્ભે એ વિધિ છે, કિંતુ તેમાં ભેદ;
શુદ્ધિ પૂરે સમય થાતી, જેમ સુધી* કરે નિર્વેદ. ૧૦૪
સમય એવો આવતાં, દ્વિજે એક અહોરાત્ર;
ક્ષત્રિયે ત્રણ દિન જાણો, ષટ દિન વૈશ્યને ગાત્ર. ૧૦૫
બાર દિન શૂદ્રે સહી, અશૌચ પાળવું સાર;
ગર્ભશ્રાવની શુદ્ધિ એવી, વેદને વિચાર. ૧૦૬
બાળ કે વિદેશે ગયો, કે સન્યસ્ત મરિયું જાણ;

* સુધી= સારી બુદ્ધિવાળો, ડાહ્યો.

શૌચ તેમનું થાય તે ઘડી, વળી કહું અન્ય પ્રમાણ. ૧૦૭
મતાંતર એ માંહી એવો, આશૌચે રેહ ત્રણ દિન;
સાપડમાંથી મરણ કોનું, થાય સુત સજ્જન. ૧૦૮
એવામાં અન્ય મરે એવો, કહું તેનું પ્રમાણ;
મટે પ્રથમ મરનારનું, આશૌચ જે દિન જાણ. ૧૦૯
કરવી નિવૃત્તિ તે દિને, અન્ય આશૌચની સાર;
પછે ક્રિયાકર્મ કરવું, એવો નિગમનો નિરધાર. ૧૧૦
એ જ વિધિ સપિંડનો, સોદકતણો કેહવાય;
જન્મ આશૌચે ફળો એ, સુણ્ય સુત મહાકાય. ૧૧૧
મહાભૃગુ મુનિ એમ ભાખે, સુણે પુત્ર પ્રસવ્યો જ્યારે;
પિતાએ સચૈલ કરવું, સ્નાન તો નિરધારે. ૧૧૨
મરણ થાયે તેહનું તો, નાહવું બધુ સર્વ;
ઉદ્‌ભવઆશૌચ તે માંય આવ્યું, રાખવો મન ગર્વ. ૧૧૩
પ્રથમ જન્મ્યાતણી સાથે, થાય અન્યની શુદ્ધિ;
નિયમ કેવા તેહ માટે, વદું સુણ્ય મહાબુદ્ધિ. ૧૧૪
દ્વિજે દશ દિન, બાર ક્ષત્રિય, વૈસ્ય ભોગવે પંદર;
કહ્યા ત્રીશ દિન શૂદ્રને, નહિ એ જ ઉપર. ૧૧૫
એ દિન વીત્યા પૂઠે કરવી, નિત્ય ક્રિયા જેહ;
પછે એકોદ્દિષ્ટ કરવું, શ્રાદ્ધ નિઃસંદેહ. ૧૧૬
મતિમાને તે સમે, દેવાં દ્વિજને દાન;
રાત્ર દિવસ અભીષ્ટ રેહવા, કરે જે અનુમાન. ૧૧૭
કે પુત્ર, પત્ની અમર કરવા, જેહને છે ઇચ્છાય;
વા ઘર મારુ આ સદા રેહ, ઈમ જો કદી મન થાય. ૧૧૮
તો જેહ વાંચ્છ્યું તેહ દેવું, દાનમાં નિરધાર;
ગુણી જોઈ દાન કરતાં, ફળે શુભ વિચાર. ૧૧૯.
આશૌચનિર્ણયવિષે ભાખ્યા, જેટલા દિન જાણ;
તે ગયા પૂઠે સ્પર્શનું, તેનું કહું પ્રમાણ. ૧૨૦
વારિ વાહન અસ્ત્ર ને વળી, ચાબખો ને દંડ;
પૂરે દિને સ્પર્શ તેનો, થાય હે મતિમંડ. ૧૨૧
મરણ ને વળી જન્મકેરી, કહી ક્રિયા જેહ;
સજ્જન હશે તે પાળશે, અધર્મી ઉર સંદેહ. ૧૨૨
વર્ણાશ્રમના ધર્મમાંહે, ક્રિયા વર્ણવી સર્વ;
તેહ રીતે આચરો સુત, ગાળી તનનો ગર્વ. ૧૨૩
આજ લોકે એજ ઉત્તમ, પરલોકનો વિશ્રામ;

કરો સુખદા ક્રિયા ભાખી, પૂજે મનની કાંમ. ૧૨૪
સાર એ સર્વેતણો કહું, સિદ્ધ થાવા કાર્ય;
નિત્ય વેદાભ્યાસ કરવો, જો થવું હોય આર્ય. ૧૨૫
વિચક્ષણ વિચારશાલી, થવું સુત સજ્જન;
ધર્મ ધારી ધન જોડવું, નવ નીચ કરવું મન. ૧૨૬
યજ્ઞ કરવા યત્નથી સુત, કવિ થાવું જાણ;
તો જીવતાં રવિની ગતિએ, મુએ મોક્ષ પ્રમાણ. ૧૨૭
હે વત્સ મારા જેહ કર્મે, નિંદા કરે નવ લોક;
જે વાત સિદ્ધ અસિદ્ધ કરતાં, થાય નહિ કંઈ શોક. ૧૨૮
નિઃશંક કરવું કર્મ એવું, જો ઇચ્છવું કલ્યાણ;
આચરે જન જે વિધિ આ, થાય તેહ સુજાન. ૧૨૯
ધર્મ અર્થ ને કામકેરી, પ્રાપ્તિ થાયે પૂર;
આ લોક ને પરલોક માંહિ, થાય સાચો શૂર. ૧૩૦
જો આચરે નહિ એ વિધિ તો, ભમે ઘેરે ઘેર;
દૃષ્ટાંતમાં પુરાણી જોતાં, પાધરી છે પેર. ૧૩૧
કેહનાર પણ કરનાર નહિ, તેતણી ગતિ મહા નીચ;
સંચરે તે સર્વ નરકે, પડે શોણિતકીચ. ૧૩૨
ઇતિ માર્કંડેયપુરાણે, અલર્કાનુશાસનં નામ;
પચત્રિંશોધ્યાય પૂરો હવો, વર્જ્યાવર્જ્યકેરાં કામ. ૧૩૩

વલણ.

ત્યાં ધર્મ વર્જ્યાવર્જ્યકેરાં, આજ અધ્યાયમાંય રે;
વિપ્ર ચાતુર્વિંશકેરી, ગ્રહો શ્રીહરિ બાંય રે. ૧૩૪



## કડવું ૯૧ મું.

### રાગ ધનાશ્રી.

જડ જનકને કહે કયાય જી, નારદ કહે સુણ ધર્મરાય જી;
શુભાચારીને કેહ પક્ષી જન જી, ભણાવે માતા મોયો તન જી. ૧

ઢાળ.

તન ભણાવે પ્રેમે માતા, પિતા સુણે સર્વ;
પુત્ર પૂરુ ભણી ઉતર્યો, ગૃહધર્મ વાધ્યો ગર્વ. ૨
રાજ્ય મારુ રિદ્ધ મારી, માત મારી સત્ય;
કદા આવે યુવા હુને, મહિલા વરું મહામત્ય. ૩

ઉપદેશ તો એને કહો, જે કૂળે જોતા માંય;
પેંગડે પગ પ્રદા ભાળે, ધરે આવી બાંય. ૪
જો દેખાય નહિ એવું કદી તો, ઉપદેશકારજ રાંક;
સિદ્ધ થાય ન વાત ધારી, તે ભષ્ય તેનો વાંક. ૫
માત સુત ઉપદેશતાં, થાય સાચો સિદ્ધ;
તો મહાત્તાની મદાલસા તે, ભણવે શાસ્ત્રમાં પ્રસિદ્ધ. ૬
નિપજે નવ તે થકી શુ, નિપજ્યું તે દાખું;
આવતાં યુવાપણું સુત, લગ્ન કરવા ભાખ્યું. ૭
લગ્ન કરી લલના શુ રમતો, પાળતો પ્રેમ ધર્મે;
કેટલોક ઇમ કાળ વીત્યો, સુખ ભોગવે સર્વ પર્મે. ૮
વૃદ્ધ ઋતુધ્વજ નૃપ થયો, તેણે કરી મન વિચાર;
રાજ્યાભિષેક કર્યો સુતને, તે હરખિયો અપાર. ૯
મદાલસાનું મન માન્યું, પછે કરતાં શુંપ,
મહાભાગ્ય પૃથ્વીપતિ રાજા, શુ કરે કહું હુંપ. ૧૦
સુતરકયે ભાર ભૂતો, ધર્યાં પૂંઠે રાય;
સ્રીસહિત વન ચાલિયો તે, તદા દુખી પ્રજા થાય. ૧૧
કામાસક્ત જોઈ પુત્રને, કંઇ બોલતી શુભ ભાય;
મદાલસા કેહ સુત મારા, થયો મોટો રાય. ૧૨
તું આવિયો વળાવવા, તે માટ કરું ઉપદેશ;
ગૃહ દારમાં મમત્વ રાખે, થશે ભુંડો વેશ. ૧૩
દુખનું મૂળ જાણવાની, તને જો હોય ઇચ્છાય;
છે ગૃહસ્થાશ્રમ મૂળ દુઃખનું, શુદ્ધ કરજે તારી કાય. ૧૪
ગૃહસ્થધર્મે ચાલતાં સુત, કે રાજ્ય કરતા સાર,
બધુ વિયોગનું દુખ થાયે, કે શત્રુથકી નિરધાર ૧૫
વા સકળ ધન તુજ નાશ પામે, તે સમયેરુ દુઃખ;
વર્ણવી હું નવ શકુ, ત્યમ વદી નવ શકુ સુખ. ૧૬
તોપણ કહું તુંને એટલું, તુ થજે ધર્મી ધીર;
આ મુદ્રિકા એક આપી જઉં હું, રાખી મૂકય તુ વીર. ૧૭
એ મુદ્રિકાની માંય છે સુત, સૂક્ષ્મ વસ્ત્ર લિખીત;
શિક્ષા શ્લોક મારો વાચતાં, તુને થશે પ્રતીત. ૧૮
પ્રતીત થાશે પુત્ર તે નવ, કહું તુજને આજ;
પણ શ્રદ્ધા હશે જો મનમાં તો, સિદ્ધ થાશે કાજ. ૧૯
જડ કહે જનક મારા, નારદ કહે હે ધર્મ;
એમ વદી મદાલસાએ, દીધુ સુતને શર્મ. ૨૦

સુવર્ણમુદ્રિકા હતી તે, પહેરાવી સુતને પાણ;
ઘરબારીને જે દેવું જોઇએ, પછે તેહ દીધું જાણ. ૨૧
આશિર્વચન દેવાનું આખર, પિતામાતા ભાઈ;
સંતોષિયાં તો આપી જાયે, સ્વર્ગમાં મકલાઈ. ૨૨
દુખિયાં તો શાપ દઇને, જાય છે માબાપ;
* ઘરબારી કીધો જનનીએ તે, શે ગ્રહે ભાઇ શાપ! ૨૩
રાજ્ય ત્યાગી ચાલિયાં ઇમ, મદાલસા ઋતુધ્વજ;
આચર્યું તપ જઇ વન માહે, જ્યાં ક્રૂર હરિ ને ગજ. ૨૪
મરજીવાં થઇને રહ્યાં, તેને કરે શું કોઈ;.
શુભાચારી સુણે ઉભય સહુ, રહે બેશી રોઈ. ૨૫
હવાં સમજ્યા કે નહિ, મરજીવાકેરો અર્થ;
અહીં મદાલસાઆખ્યાન પૂરું, હતું દ્વિજ સમર્થ. ૨૬
સંન્યાસ આદિક ધરમ તે તો, મહાદુર્ઘટ જાણ;
નીતિવાન્ થઇ ઘરબારી થાતાં, પ્રભુ મળે પ્રમાણ. ૨૭
જગદીશ પામે જટાધારી, વડ ન પામે કેમ?
જળમાં રહેતાં જો મળે તો, થાય મીનનું ક્ષેમ. ૨૮
ગૃહસ્થાશ્રમમાં રેહવું માટે, ફેડીને સંન્યાસ;
મન પોતાનું સ્થિર હોય તો, છે સમિપમાં અવિનાશ. ૨૯
પણ જાણવો જોઇએ સર્વથા, મન કલ્પિત આ સંસાર;
મનુષ્ય ત્યારે જાણીએ, જગતનો થાય વિસ્તાર. ૩૦
એ તો એકલે અલૌકિક રહ્યું, આનંદ પામી જાણવું;
ધર્મનંદન પ્રતિ નારદ, કેહ પૂર્ણ પ્રમાણવું. ૩૧
શુભાચારીને પક્ષી કેહ, આ કહી કથા ઇતિહાસ;
જડે ભાખ્યું જનકને તે, પામિયો ઉલ્લાસ. ૩૨
કથા માર્કંડેયતણી આ, વિસ્તારિયું આખ્યાન;
સકળ પદારથ પામશે જે, આ સુણે વ્યાખ્યાન. ૩૩
આ કથા છે અટપટી, જે મોઈ હવી પ્રેમદા;
કથા સાંભળે ભાવશું તે, સુખી હોયે સર્વદા. ૩૪
ગંધર્વકન્યા ક્ષત્રી સ્વામી, મુનિ ગાલવતણું ચરિત;
પ્રથમ લેખે પદ ખટ શત એવાં, વળી નેવું ઉપરિત. ૩૫
દેશી ઓગણી રાગ ષોડસ, પંચત્રિંશ કડવાં સિદ્ધાંત;
તે માંહી વધિયું જે હવાં તે, ગણી લ્યો થઈ શાંત. ૩૬
વિપ્રનો શો આશરો કે, ચઢયું સાગર પૂર;
ચાતુર્માસ તેહમાં વળી, ભળી નદી ભરપૂર. ૩૭

લેહર તેની ગણે એવો, હરો નવરો કોઈ,
કે ગણે પુરાણી બાવા, જેહ બેઠા ગોઈ. ૩૮
ઇતિ શ્રી માર્કંડેય પુરાણે, મહાલસોપાખ્યાન,
ષટત્રિંશો અધ્યાય જાણો, સ્વર્ગદ્વારે યાન. ૩૯
જે જીવ ભણે ને સાંભળે, કે ભાવ હ્રદેમાં ધરે,
મહાલસાનો સુણી મહિમા, ભવાબ્ધિ સેહજે તરે. ૪૦
સંવત સત્તર અઠ્ઠાવીશે, કર્યું પ્રથમ આખ્યાન,
અપૂર્ણતાતણી પૂર્ણતા કરી, વધાર્યું વ્યાખ્યાન. ૪૧
તે કાળ સંવત સત્તરો છે, પાસઠ પૂર પાવન,
શ્રોતાવક્તા સાહુ કહો, જય જય જગજીવન. ૪૨

વલણ.

જગજીવન કોહ જીવન જયા સુધી, વિપ્રવાણી સત્ય રે;
પ્રેમાનંદે પુરાણી માટે, ગરવી ગોની ગત્ય રે.

---

## કડવું ૯૨ સું.

### રાગ ધનાશ્રી.

શ્રી ગુરુ ગણપતિને લાગુ પાયજી, સરસ્વતી કરજો સાય જી,
કહું અલર્કની કથાય જી, થાય પ્રસન્ન સરસ્વતી માય જી. ૧

ઢાળ.

પ્રસન્ન થાય પરમેશ્વરી તો, અલર્કના ગુણ ગાઉં,
સાહ્ય કરતાં સરસ્વતી તો, સેહજે ગંગા નાઉં ૨
બ્રહ્મતનયા કુમારિકા, સકળ તારે વશ,
હું સદી સેવા કરીશ માતા, કરી ઇંદ્રી વશે દશ. ૩
મારે ધન ધાન્ય પુત્ર ન જોઇએ, કે બીજું શુભ જેહ,
એક કૃપા હોયે માતની, કરું કવિતા નિ:સંદેહ. ૪
અલર્કને જ્યમ માતે શીખવ્યા, ગૃહસ્થકેરા ધર્મ,
હે મહામાયા માત જી, મુને કેહ કવિતા મર્મ ૫
પિતાને ત્રુઠી માત મારી, તેણે કર્યા નિગમ ચાર,
પ્રસન્ન થઈ મા વ્યાસને, તેણે કર્યા પુરાણ અઢાર. ૬
એવા તેવા સર્વ માતા, થયા તારી કૃપાય,
શિર કર ધરો મા કૃપા કરી, દાનેશ્વરી વરદાતાય ૭
હવાં માત પિતા વનમાં ગયાં, થયો અલર્ક ભૂપાળ,
તેણે પ્રજા સ્વકર્મનિષ્ઠાણુ પાળી, થઈ મહાદયાળ. ૮

પ્રેમ જેવો પુત્રપર, તેવો પ્રજાપર ધાર્યો;
ન્યાય પુત્ર ને પ્રજાકેરો, એક તોલે અવિધાર્યો. ૯
તેણે દુષ્ટ જનને દંડ દીધા, સાધુ પાળ્યા સર્વ;
આનંદ આણી યજ્ઞ મોટા, કર્યા વર્જીત ગર્વ. ૧૦
તે મહાબલિષ્ઠ પરાક્રમી ને, મહાત્મા ધર્માત્મા;
સમ્યક્ પથે વિચરનાર સુત, ઉપજાવિયા નિજ આત્મા. ૧૧
તેણે ધર્મથકી ધન મેળવ્યું, અર્થવડે પાળ્યો ધર્મ;
મેળવી શુભ રીત વર્ત્યો, કરી રૂડાં કર્મ. ૧૨
ધર્માર્થને વિરોધ નચાવે, એમ કામકેલિ કરી;
મહિષી સંગે રંગ માણ્યો, વન ઉપવને ફરી. ૧૩
એ પ્રકારે ધર્મ અર્થ ને, કામ સેવ્યો સાર;
કર્યું પાલન પૃથ્વીનું વળી, થઈ નૃપ નીતિ નિરધાર. ૧૪
એ મહાસુખની કરી ગણના, મહામુનિ વેદવ્યાસ;
ગો વર્ષકેરા કાળને, એક દિન લખ્યો પ્રકાશ. ૧૫
એમ સર્વ સાધી વિષય માંહે, આસક્ત હુઓ રાય;
માતવચન વીસરી ગયો તે, વિષયકેરી માય. ૧૬
યયાતિકેરું યૌવન જાતાં, ગ્રહ્યું સુતનું સાર;
છે અજિત વિષય વિષ સમો, તેને કોણ છે જીતનાર. ૧૭
કામે અલર્ક નવ ધરાયો, નહિ તેનો તેમાં વાંક;
અજિત કામે કરી દીધા, મુનિ મોટાને ક્ષણમાં રાંક. ૧૮
અલર્કકેરી પેર એ વિધિ, થઈ પૂરેપૂરી;
તે ધરાયો નહિ કામ અર્થે, મનસા રહી અધૂરી. ૧૯
તે કામાસક્તિવાળો એ પ્રકારે, થઇ રહ્યો બેહબાકળો;
અજિતેંદ્રિય તે થતો ચાલ્યો, અતનુએ કર્યો આકળો. ૨૦
એવી દશા ભાઈની સાંભળી, સુબાહુ વશિયો વન;
તેણે તારવા નિજ ભ્રાતને, વિચારિયું ઘણું મન. ૨૧
જઈ શીખ દેવી તેહને, એટલે થાય કાજ;
વળી વિમાસણ થઈ, એથી તજે શું રાજ. ૨૨
જ્ઞાન બ્રહ્મનું દઉં બતાવી, કર્યો જ્ઞાની માએ પૂર;
તવ ગૃહસ્થધર્મનો વાદ કરશે, મહાશાણો શૂર. ૨૩
હું શ્લોક લખીને મોકલુ, એ સમજશે સિદ્ધાંત;
રાણી આદિક દે ન તેને, વિચારતો એમ દાંત. ૨૪
ન થાય નિર્ણય એક તેને, તર્કતુરિએ બેસતાં;
પણ મહાજ્ઞાનીને કરે શું, તર્કતુરિ મદમત્ત છતાં. ૨૫

તેણે કર્યો નિશ્ચય એક ત્યાં, ભાઈનું વિચારી હિત;
હું ભણું એના શત્રુને, મન લાગી રૂડી રીત. ૨૬
કોઈ નૃપ વિચાર્યો મનમાં, સુબાહુએ તે ઠાર;
ન દે ભાગ મારા રાજ્યનો, જણાવવો એ સાર. ૨૭
અલર્ક કરતાં મહાશૂરો, ચતરંગી સેનાવાન;
આ સમય છે કાશીરાજા, મનાય મહાબળવાન. ૨૮
એમ વિચારી ચાલિયો તે, ગયો કાશીપુર;
જઈ મળ્યો કાશીરાજને તે, સત્ય શિરમણિ શૂર. ૨૯
રાજ્ય રીતે નમી તેને, વદ્યો મુખે વેણ;
આમ રાજ્યભાગ ન આપતો, અલર્ક થઈ દુઃખ દેણ. ૩૦
સમજાવતાં સમજ્યો નહિ તે, તવ આવિયો તમ શર્ણ;
હે રાય રાજ્ય મારું અપાવિયે, નહિ તમ સમો કો ધર્ણ. ૩૧
રાયનો એ ધર્મ છે, તમો ધર્મના પ્રતિપાળ;
રાજ્ય મારું અપાવિયે, થઈ નૃપાળ દયાળ. ૩૨
બધુકારણ મહાયોગી, વદે કેવા બોલ;
જ્ઞાનીને નવ ઓળખ્યો, કરાય ન જ્ઞાની તોલ. ૩૩
કાશીરાજ સુણી વદ્યો, અરે એહના શા ભાર;
સૈન્ય સજ કરાવિયું, તપાશિયા ભંડાર. ૩૪
મોકલ્યો એક અલર્ક પાસે, પછે દાનો દૂત;
કેહવરાવ્યું આપ તું, રાજ્યાર્ધ થઈને પૂત. ૩૫
સુબાહુ નામે ભ્રાત તારો, આવિયો મમ શર્ણ;
શરણાગતનું કરવું રક્ષણ, તેં સુણ્યું હોશે કર્ણ. ૩૬
સંદેશ લઈને દૂત આવ્યો, મળ્યો જઈ અલર્ક;
અક્ષરશઃ સહુ કહી દાખ્યું, રાખિયો નહિ ફર્ક. ૩૭
પણ ધર્મ જાણે રાજ્યનો તે, ડરે ડરાવ્યો કેમ;
માનિયું નહિ વેણ તેણે, કહ્યું દૂતને એમ. ૩૮
જે વડભ્રાતા માહરો છે, તેહનો છે અપરાધ;
તેણે માગવો હતો મારી પાસે, રાજ્યકેરો ભાગ. ૩૯
પ્રીતિએ જો તેહ માગત, તો સરત સર્વે અર્થ;
પણ ભય બતાવ્યો મુજને, તેથી ગયું સહુ વ્યર્થ. ૪૦
કાશીરાજા હવાં સુણિયે, જે માહરો નિશ્ચય;
એક પાદ પૂર પૃથ્વી ન આપું, જો થાય સર્વે લય. ૪૧
આવી દૂતે કહ્યું સર્વે, અલર્ક ભાખ્યો જેહ;
તવ કાશીરાજા બોલિયો, મન ઉપજ્યો સંદેહ. ૪૨

સુબાહુ જઈને માગ્ય તું, અલર્ક પાસે ભોમ;
જો નવ આપે તેહ તો, હું વળાવી દઉં વ્યોમ. ૪૩
તવ સુબાહુ કેહ રાયજી, હું જાણું ક્ષત્રીધર્મ;
વાડવ વિના નવ કોઈ કરતા, યાચનાનાં કર્મ. ૪૪
ક્ષત્રીકેરા ધર્મ છે, ઝંઝવું પરાક્રમ પૂર;
હું ક્ષત્રી થઈને કયમ દ્વિજ થાઉં, કાં શર ફીટી અશર. ૪૫
નથી સેના મુજ કને, માટે આવિયો છું શર્ણ;
આશ્રય ન આપો તમે તો, હું લહી પામુ મર્ણ. ૪૬
ઋતુધ્વજનો હું કુંવર, સુબાહુ મારું નામ;
સ્વામી આવ્યો શરણ તારે, કેહ થાય ન મુજ કામ. ૪૭
તવ કાશીરાજે કહાવિયું, અલર્ક થા તૈયાર;
સેન સત્વર સોંઢિયું,* અલર્ક દેશ મોઝાર. ૪૮
કાશીરાજા સાથ જાતો, દેશ સેવા હાથ;
અલર્કકેરા ચાર† ફેરવ્યા, નીતિજ્ઞ કાશીનાથ. ૪૯
વળી સુહૃત્ ને પ્રધાનકેરી, રાખી મેળવી સાથ;
જ્યમ કેટકે વન ગહન વીંટ્યું, ત્યમ દેશ વીંટ્યો રાય. ૫૦
સ્વાધીન કરી કઈ પુર લીધાં, કઈ લીધા ગઢી ને ગઢ;
પછે સેન વિસ્તર્યું રાયકેરું, વિસ્તરે જટાવાળો વડ. ૫૧
વળી દુઃખ દેવા માંડિયું, સેનાપતિને તહીં;
કિલ્લાવાળા કંપીયા તે, નાસતા અહીં ને તહીં. ૫૨
કબજ કીધા તેહ નૃપ, પછે કરતો શું કાશીરાજ,
વનરક્ષકોને વશ કરી ગ્રહ્યા, જીમ શકરો ગ્રહે છે બાજ. ૫૩
ધનથી લુબ્ધ કરી ભોળવિયા, સર્વને કર્યા એવા મૂઢ;
કીર્તિવાળા કંઈકને ત્યાં, સામદામે રાખ્યા ન શુદ્ધ. ૫૪
પછે રાયકેરા ગુપ્ત જે જે, હતા સલાહકાર;
લાલચો દઈ કર્યાં તેને, વશવર્તી ઝટ સાર. ૫૫
આપિયું ધન કોઈને, વળી ભેદ રમિયો કોઈ સાથ;
સામ વિધિ કોથી કર્યો, અર્ધું રાજ્ય દેઈશ તવ હાથ. ૫૬
એ પ્રકારે પ્રપંચ પાથરો, નીતિ ધર્મે વર્તે રાજ;
અલર્ક કામાસક્ત તેણે, એકે આદર્યો નવ પાઠ. ૫૭
જદા એવું થાતું ત્યારે, થયું ઓછું સૈન;
પરરાજ્યની ચઢાઈ માથે, કષ્ટકેરાં ચેન. ૫૮

---

* ચાલ્યું † દૂત

સૈન જાતું રાખવાને, કરવા અરિને વશ;
ભંડાર સર્વે કર્યાં ખાલી, જે ભર્યાં કસોકસ. ૫૯
તવ ભાન આવ્યું રાયને, શું ખાલી થયા ભંડાર;
અત્યંત હડખાયોથકો તે, કરે ખેદ અપાર. ૬૦
ચિત્તવ્યાકુળ ચતુરનું, લહી ચોદિશ મારામાર;
શું કરવું તે ન સુઝે તેને, ભૂલ્યો રાજ્યધર્મ અવિધાર. ૬૧
કામ નાસે ભય દેખી, એહ ઉઘડ ન્યાય;
અર્થ અરિ સાટે ગયો, થઈ વૃદ્ધ રાયની કાય. ૬૨
તદા આપી સાંભરી, માતની મુદ્રિકાય;
મદાલસાએ કહ્યું મુજ તે, સંભારજે દુઃખ માંય. ૬૩
સમય આવ્યો આ સહી, ગયું મુદ્રિકામાં મન;
ઉપદેશ માતાતણો સ્મરીને, શુદ્ધ કીધું તન. ૬૪
નાહી ધોઈ મુહૂર્ત જોઈ, તેડિયા દ્વિજરાજ;
સ્વસ્તિવાચન કરાવ્યા પછી, જોઈ મુદ્રિકા મહારાજ. ૬૫
તેને તપાસી તોડતાં, એક પત્ર નીકળ્યો જાણ;
સ્પષ્ટ વર્ણે લખ્યું તેમાં, કરી પૂર્ણ પ્રમાણ. ૬૬
તે જોઈ નૃપનાં રોમ કંપ્યાં, હર્ષે વિકાસ્યાં લોચન;
પત્ર આપ્યો પછે દ્વિજને, વાંચ્યો મુનિ પાવન. ૬૭
લખ લખિયો તેહ મધ્યે, એક મનહર શ્લોક;
વાંચતામાં દ્વિજ થાતો, તન મને અશોક. ૬૮
પછે બોલ્યો રાયશું દ્વિજ, સુણો એક ચિત;
આ પત્ર માંહે ભર્યું જાણો, નવનિધિ નવનીત. ૬૯

શ્લોક.

आता संग तमे तजो सरवथा, जो ते न त्यागी शको,
तो ते सज्जननो करो समजीने, कष्टे न त्यारे टको;
कामेच्छा तजीने रहो सरवदा, जो ते तजाये नहि,
मुमुक्षाप्रति तो करो तरी जशो, छे औषधी ए सही. ७०

રાગ ચાલતો.

શ્લોક આવો સાંભળીને, રાય કરતો પ્રશ્ન;
વળી શનૈઃ શનૈઃ શ્લોક સમજી, કરી તાતી તૃષ્ણ. ૭૧
શ્રેય નરનું શા વિષે છે, પૂછતો એમ રાય;
મુમુક્ષાએ માનતાં મન, દૃઢ ગાંઠ તે બંધાય. ૭૨

મુમુક્ષાને માટ જોઇએ, સત્ પુરુષનો સંગ;
તેહ મુજને મળે ક્યાંથી, એમ થયો પ્રતિમંદ. ૭૩
હે માત! તેં સહુ સત્ય ભાખ્યું, પણ કરું ક્યાં સતસંગ;
એમ મહાપીડાવો થકો તે, પડ્યો થઇને દંગ. ૭૪
દ્વિજે તેને વારિ છાંટી, ઉઠાડિયો તતકાળ;
સત્સંગ એવો હું બતાવું, ગુરુદત્ત દયાળ. ૭૫
જેણે દુઃખ ભાગ્યાં દેવનાં, કાર્તવીર્ય કીધો શિષ્ય;
તું જે મળે જો તેહને તો, ભમી જાય ભવિષ્ય. ૭૬
ઠામ કેવે તે વસે છે, પૂછી લીધો પાર;
પછે નૃપવર ચાલિયો, ચમૂ* પડી ચોધાર. ૭૭
લઇ લેશે (તે) તણી ચિંતા, નાશી ગઈ નિરધાર;
પણ બાંધી મૂકી લાખની, ત્યમ રહ્યો ભારેભાર. ૭૮
પ્રધાને પુર રાખિયું, દાખિયું દૈન્ય ન જાણ;
કાશીરાજા નગર વીંટી, પાધર પડ્યો પ્રમાણ. ૭૯
પછે અલર્ક રાજા ગયો કરવા, સત્પુરુષનો સંગ;
અસંગ ને અપાપ માહાત્મા, અહો ગુરુદત્ત સુરંગ. ૮૦
એવા ગુરુને જોઇને, કર્યો નૃપે નમસ્કાર;
યથાયોગ્ય પૂજા કરીને, વદ્યો નૃપ તેવાર. ૮૧
અહો બ્રહ્મન્ શરણાગતના, શરણદાતા શૂર;
કૃપા કરો મમ ઉપર પ્રભુ, છું †મહાપાપી માયા પૂર. ૮૨
કામેચ્છાએ કંપિયો હું, સૂઝે ન કાંઈ પેર;
છતાયલો છું ૫ટ અરિથી, વાળ્યું તેણે વેર. ૮૩
તેવા દુઃખિયાકેરું દુઃખ, નિવારીએ ગુરુદેવ;
હું મૂઢમતિ અજ્ઞાન બાળક, સાધી ન જાણું સેવ. ૮૪
ગુરુ દત્ત તેની નમ્રતા જોઈ, ધરી વાણીમાં મીઠાશ;
એક તાળી લાગી જોઇને, વદ્યા વેણ ઉલ્લાસ. ૮૫
અહો રાજન્ કાપું અધુના, તર્જા કર્મબંધન ક્રૂર;
કિંતુ કારણ કહે સાચું, પૂછું કાં તજ કર્મ ક્રૂર? ૮૬
માત્ર કરું હું એક પ્રશ્ન જ, કરજ ઉત્તર તુંય;
કયે કારણ કષ્ટ નિપજ્યું, તેહનું મૂળ શુંય. ૮૭
જડ. કહેછે જનક પ્રત્યે, મતિમાન ભાખ્યા એમ;
તે પરથી રાજા મન વિચારે, ત્રિવિધિનાં દુઃખ કમ. ૮૮

* સેના. (સેના રડવા લાગી) † પુંજ

ત્રિવિધિનાં ,દુ:ખતણાં સ્થાનક, વિચારતો વર મત્યં;
આત્માતણો વિચાર કરતો, કરી ગરવી ગત્ય. ૮૯
તે , ઉદારકર્મી મહાધર્મી, ધીર વીર ધીમંત;
વિચારતો ઘણી વારથી, જેહ રાજ ગર્ભશ્રીમંત. ૯૦
તેણે, આત્માવડે આત્માતણું, ચિંતન કર્યું સુજાણ;
પછે હાસ્ય કરી વદ્યો તે, પ્રકટ દાખી પ્રમાણ. ૯૧
હું જગતી જળ કે તેજ નહિ, નહિ સમીર કે આકાશ;
પણ એ તત્ત્વ મળીને અંગ પ્રગટું, કરે સુખ દુઃખ પ્રકાશ ૯૨
હવાં પેહલુ તત્ત્વ પૃથ્વી, કે વળી અનેક;
તે માંહી વધઘટ થાય ત્યારે, વીસરાય જવ વિવેક. ૯૩
સુખ દુઃખની પ્રાપ્તિ એને, થવાથી । નિરવાણ;
જો મુને સુખ દુ:ખ નિપજે તો, કશી ભાખું વાણ. ૯૪
જયમ આ દેહમા બે આવી લાગ્યાં, લાગશે અન્ય દેહ;
એહ નિરણય માહરો ગુરુ, સત્ય નિ:સંદેહ. ૯૫
નિત્ય ને અણમાપ સત્તા, ધરે આત્માદેવ;
પચતત્ત્વ વધે ઘટે ત્યમ, નીચ ઊંચ દર્શે એવ. ૯૬
એમાં અને વળી દેહ આદિક-તણી મમતા વિન;
શુદ્ધ સ્વરૂપી આતમામાં, ફેર નથી, કો દિન. ૯૭
પૃથ્વી આદિક તત્ત્વની, આ તન્માત્રા જેહ;
તે થકી ∙ ઉદ્ભવ થયો મુનિ, શુદ્ધ સૂક્ષ્મદેહ. ૯૮
પણ તે માહ્ય પાચે ભૂતકેરી, ત્રિભાગ સત્તા આણ્ય;
એ અવલોકનાર જે આતમા, તેને સુખદુ:ખ ન જાણ્ય. ૯૯
તેહ આત્માને હવાં ગુરુ, મન સબધવાળાં બેય;
સુખ દુ:ખ શું બાધ કરતા, ગુરુ એવું કેહેય. ૧૦૦
તો તેહનો નિર્ણય કરું હું, સુણો ગુરુદેવ;
મનસુખદુ:ખ તે મનમાં વરત્યું, ધારી કરી અહમેવ. ૧૦૧
તેથી કરી નવ તેહ મુજને, કરી શકે ગુરુ બાધ;
કાં કે ચિત્ત નથી ગુરુદેવતા હું, સત્ય માનો સાધ. ૧૦૨
અહંકાર કે મન મતિ તેવો, નથી હુ મહામુન્ય;
તેથી અત:કરણે ઉપજેલું, મુજ દુ:ખ નહિ મુનિજન. ૧૦૩
તે અન્યનું એ રીત છે તો, મને બાધે કેમ ?
હું દેહે કે માનસ નથી ગુરુ, ટળ્યો મનનો વેહેમ. ૧૦૪
ભિન્ન છું હું દેહ મનથી, ભલે થાઓ તેને દુ:ખ;
અથવા તે મહામુનિ, ભલે ભોગવે સુખ. ૧૦૫

એમ થાતાં નવ મારું, કાંઈ જાયે સત્ય;
સમજિયો ગુરુસંગથી હુ, દીધી માતે મત્ય. ૧૦૬
આ અગનો વડ ભ્રાત તે, ગુણ પ્રવૃત્તિએ કરી;
રાજ્યની ઇચ્છા કરે છે, દુઃખ તેમાં શું જરી? ૧૦૭
એ દેહ પંચભૂત સમૂહે, મળીને ઉદ્ભવ હવો;
સુખ દુઃખ શું મને સ્વામી, ગુણ અવગુણ શો ગયો? ૧૦૮
આ દેહમાં જે વાસ વશિયો, તેહ સ્વામી હું જ છું;
આ દેહ જૂદો જાણિયો મેં, હું જ તે ગુરુ તુજ છું. ૧૦૯
નરને નથી હસ્તાદિ અવયવ, માંસ શોણિત કાંઈ નથી;
નાસા કે અસ્થિ નથી ગુરુ, મારું મારું કરે મથી. ૧૧૦
હાથી ભાથી રેવત ને રથ, ભંડાર ભર્યાં ભૂમિમાં;
તે નથી કોઈ કોઈનું, મરવું ભલે ઝઝૂમીમાં. ૧૧૧
એમ છે તો ગુરુ મારે, કહો શત્રુ કોણ છે;
દુઃખ આવી જે પડશે તે, સુખરૂપી ઓણ છે. ૧૧૨
વા સુખ શેહર ભંડાર મારા વાજી વાહન કંઈ નથી;
સેન નથી ગુરુ માહરું જયમ, તેહની કોણે થતી કથી? ૧૧૩
જેમ નથી મારે નથી એને, તેમ કોઇને નહિ;
સારી રીતે સમજિયો હું, દૃષ્ટાંત તો આપું સહી. ૧૧૪
જયમ કમંડળ કે ઘટિયંત્રે, નભ રહ્યું દેખાય છે;
એક પણું અનેક રૂપે, એવું સહુ લેખાય છે. ૧૧૫
તે રીતે સુબાહુ અને હું, કાશીરાય સમેત;
વળી અન્ય દેહે વાસ કરતાં, દેખાય નાના ભેદ. ૧૧૬
એ શરીરને ભેદે કરી ગુરુ, અમે સર્વે જાણ;
દર્શાએ અનેક ભાવે, સત્ય ગુરુ સુજાણ. ૧૧૭
ઇતિ માર્કંડેય પુરાણે, પિતા પુત્રનો સંવાદ;
સપ્તિત્રિશોધ્યાય જેમાં, આત્માનાત્માનો વિવાદ.* ૧૧૮

વલણ.

આત્માનાત્માનો વિવેક જાણો, પુરાણી શે પરજળો રે;
પ્રેમાનંદ પુરાણ જોઇને, કહે પુરાણી સાંભળો રે. ૧૧૯

---

* પછીની નીચેની કડી પ્રાચીન કાવ્ય માળામાં છેઃ—

"આ દેહ તે પુરાણી છે, પુરાણી છે આ દેહરે;
માટે હું કહું મને સર્વે, પુરાણી નિઃસંદેહરે."

## કડવું ૯૩ મું.

### રાગ નટની દેશી.

જડ કેહ સુણો જનક જ્ઞાની, કહું વાત વિજ્ઞાનની છાની;
તે મહાત્મા એવું પિછાની, નમ્યો દત્તગુરુને અલર્ક માની. ૧
કરી વિનયવડે પ્રણામ, નમ્ર થઈ બોલ્યો આમ;
હે બ્રહ્મન્ નહિ મને દુ:ખ, યથાર્થ જોતાં કહું સુખ. ૨
પણ જેને જોતા ઘટિત રીતે, તેહ આવે સુખદુ:ખ પ્રીતે;
ડૂબી રહે તે દુ:ખાબ્ધિમાં, સુખ દુ:ખ કેરી લબ્ધિમાં. ૩
જે તે પદાર્થે જાણ થાય, મમત્વબુદ્ધિ પ્રમાણ;
એ તે પદાર્થો સહુ, દુ:ખકારી નીવડે બહુ. ૪
એવું થાય નરને નિરવાણ, પણ સંશે એક સુજાણ;
ઘેર એક કુક્કુટ પ્રતિપાળ્યો, તેને માર્જારે ગુરુ માન્યો. ૫
તેથી નીપજે જેવું દુ:ખ, તેવુ દુ:ખ ન થાયે રૂખ;
મરે મારા પણ રહિત કોઈ પક્ષી, કલવિંક મૂષકને જાય ભક્ષી. ૬
એ બેને મારે માર્જાર, નહિ દુ:ખ કુક્કુટ સમુ સાર;
જો કે હું નથી દુ:ખી કે સુખી, કાં કે પ્રકૃતિથી છું રુખી. ૭
હું જે ભૂતવડે ઉત્પન્ન, તેહ કરે પ્રસન્નાપ્રસન્ન;
સુખ દુ:ખ પમાયે તેણે, તવ આવું શે મોહને મેણે. ૮
ગુરુદત્ત કેહ હે નરવ્યાઘ્ર, સત્ય વદે તું સુત સાગ્ર;*
છે એહ પ્રમાણે પૂર, નહિ કાંઈ મિથ્યા શૂર. ૯
મારું મારું ઘલાવે ધૂળ, ગુરુદેવ કેહ એ દુ:ખનું મૂળ;
નહિ મારું એ નિર્વૃત્તિ મૂળ, એવાને લાગે ન કષ્ટનું શૂળ. ૧૦
મારા એક પ્રશ્નથી તુને, જ્ઞાન ઉપજ્યું આનંદ હુને;
મમ પ્રશ્ન મનન કરી બાળ, તેં ટાળી મમતારૂપી જાળ. ૧૧
મમતા રૂપીયું અર્કનું તૂલ, તેનુ છેદી ઉપાડયું તેં મૂળ;
હું પણ અંકુરે દ્રુમ નીપન્યો, તેમાં સંસાર સારો પચ્યો. ૧૨
મમતારૂપી વૃક્ષનાં મોટાં ડાળ, લઘુશાખા ગૃહક્ષેત્ર વિશાળ;
જેહ વૃદ્ધિ પામી અપાર, પત્નીપુત્ર પલ્લવ નિરધાર. ૧૩
ધન ધાન્યરૂપી મહાપત્ર, વધે અનેક કાળથી અત્ર;
પુણ્ય પાપરૂપી આવ્યાં ફૂલ, પુણ્ય તારે-કરે-પાપ ફૂલ. ૧૪
સુખ દુ:ખરૂપી જેનાં ફળ, જેથી વાધે બળાબળ;
એમ વાધી-વિસ્તરી તેણે, મુકિતમાર્ગ રોક્યો છે જેણે. ૧૫

---

* સર્વે

તેનું મૂર્ખ સંપર્કથી સિંચન, થાયે અલર્ક અનુદિન;
તે કર્મેચ્છાકૃત ભૃંગે પૂર, વીંટાઇ રહ્યો હે શૂર. ૧૬
એવો કર્મજ્ઞાનરૂપી મહાવૃક્ષ, જુવે જન ઉઘાડી ચક્ષ;
થાકયા ભવાબ્ધિમાં ફરી જેહ, લેતા આશ્રય તેનો તેહ. ૧૭
કાયા છાયાએ રાખે બળતી, તેને નિવૃત્તિ કયાંહી મળતી;
મહાજ્ઞાન અંતરનું કયાંથી, લાગ્યો કર્મેચ્છાએ જ્યાંથી. ૧૮
કિંતુ વિજ્ઞાની થાય તેહ, કહું સાંભળ્ય નિઃસંદેહ;
ધરી સત્સંગપાષાણે સાર, તીક્ષ્ણ કરી વિજ્ઞાનકુઠાર. ૧૯
તેવડે કાપ્યો મમતા વૃક્ષ, તેને આવે વિજ્ઞાનચક્ષ;
એવા જ્ઞાનીની ગતિ ભાખું, તેવાનું રેહઠાણ દાખું. ૨૦
હિમરશ્મિ સમું શીતળ, રજથકી જોઈ વિમળ;
ષટ્ અરિકંટક રહિત, વસે બ્રહ્મવને આણી હિત. ૨૧
પામી વૃત્તિઓ જેમની નાશ, થયો નિવૃત્તિનો પ્રકાશ;
અહો રાજન્ તુ વિચારે, પંચ ભૂતાત્મક દેહ ધારે. ૨૨
ઇંદ્રી સર્વ મળી રહી જેમાં, સૂક્ષ્મ શરીર ભળે છે તેમાં;
તે નથી તું કે હુંય, પછે કેહવું વધુ શુંય? ૨૩
ઇંદ્રી તન્માત્રાદિરું જાણ, નથી સૂક્ષ્મ શરીર પ્રમાણ;
નથી અંતઃકર્ણરૂપી એહ, તમે જાણો નિઃસંદેહ. ૨૪
પણ હે નૃપ તું ને હુંમાં, મુખ્યત્વ માન્યું શુંમાં;
તે તું કેમ ન જાણે બાળ, તુને દાખું થઈ દયાળ. ૨૫
છે સર્વ સમૂહ ગુણાત્મક વર, ભાઈ ક્ષેત્રજ્ઞ તેથકી પર;
મચ્છર ને ઉમ્બર ફળ, શરકટ દાંડી મુજ તું કળ. ૨૬
મત્સ્ય ને જળ એક જણાય, તોય ભિન્નત્વે ભણાય;
તેહ રીતે હે નરપતિ, દેહ આત્માની જુદિ જુદિ ગતિ. ૨૭
અલર્ક કહે અહો ભગવાન, તમારી કૃપાએ આવ્યું જ્ઞાન;
મુખ્ય ચિચ્છક્તિનો વિવેક, તેવો જાણ્યો જ્ઞાનનો ટેક. ૨૮
ઉત્તમ જ્ઞાનદાને મમ ગુરુ, થયું નિર્મળ હદે ઉરુ;
કિંતુ ભરાયા વિષય જેમાં, જ્ઞાન સ્થિર ન થાયે તેમાં. ૨૯
તેમ સ્વભાવ સંબંધે જાતે, નવ જાણું ગુરુ કશી વાતે;
કયમ પુનર્જન્મ ન થાય મારો, અગુણ થાવા થાય વિચારો. ૩૦
થાય પરબ્રહ્મ સાથે એકપણું, વિચારું એવું ઘણું ઘણું;
અહો બ્રહ્મન્ કરું પ્રેમે પ્રણામ, સ્વીકારો વિનતિ મારી સ્વામ. ૩૧
મેં વાંચ્છયાં તે સહુ આપો, અણુમાપ તેમે ગુરુ માપો;
વધુમાં સમજાવો યોગ, સમ્યક્ પ્રકારે નથી હું જોગ. ૩૨

વ્યવહારે ગણે જન બુદ્ધિશાલી, પ્રપંચે બુદ્ધિ રહી છે માડલી;
નથી જન્મમેં મારો, દયા કરીને પાર ઉતારો. ૩૩
કહ્યો આત્મજ્ઞાન ગુરુ સમજને, સાર ગ્રહે પાપી તારો પતિતને;
કરે ગુરુ સતસમાગમ શુંય, તેહ વર્ણી ન દાખું હુંય. ૩૪
નિશ્ચે નરને કરે ઉપકાર, જાણું એટલું હું મુરાર;
ઇતિશ્રીમાર્કંડેયપુરાણે, પિતાપુત્રસંવાદે પ્રશ્ન પ્રમાણે. ૩૫
અષ્ટત્રિંશોધ્યાય થયો પૂરો, નથી ભાવ રાખ્યો અધૂરો;
કર્યો ગુરદેવે ઉપકાર, જરો મારું તારું નિરધાર. ૩૬
ગાગડું તો નવ બફાય, સારું અન્ન સર્વ રંધાય,
તેમ અલર્કને દત્ત પ્રતાપ, ઓળખીશું આપને આપ. ૩૭
ગુરુ પ્રતાપે ભવ જશે પૂરા, ટળે હોય ભવોભવ અધૂરા;
થશે દત્તની કૃપા અલર્કને, મોહ ટળશે કૂડકપટને. ૩૮
એહ જેવો તેવો ઉપકાર, માને હોયે જેહ ગમાર;
ધન્ય પુરાણી પ્રેમાનદ, વૈરે સંભાર્યા બાળમુકંદ. ૩૯
એવું વેર રહો ભવોભવ, બળો પુરાણી પૂરે દવ.

વલણ.

બળો પૂરે દવે પુરાણી, વા વૈર વડવાનળે રે;
પ્રેમાનંદને પ્રેમ વાહલો, નર નામાર્થે કળે રે. ૪૦

## કડવું ૯૪ મું.

### રાગ કેદારો.

ગુરુ દત્તાત્રેય કેહ સુણ્ય ભૂપાળ, મુક્તિ રૂપ સભળાવું આ કાળ;
ટળે તારી જાળ તે, ભવ બાધાતણી રે. ૧
નવ ઉપજે ફરી સશય, વૃદ્ધિ પામે કે ઘટે વય;
થાય ઉદય મળે મુક્તિમણિ રે. ૨

ઢાળ.

મુક્તિમણિ મહીપાળ તુજને, મળે જેવી રીત;
તે પ્રીતથી હું દાખવું, કરી પૂર્ણ પ્રતીત. ૩
યોગીજનનો જ્ઞાનપૂર્વક, અજ્ઞાન સાથ વિયોગ;
પ્રકૃતિના ગુણ નિકટની, એકતા શિવ જોગ. ૪
એમ બ્રહ્મ સાથે માયા ગુણની, એકતા જો થાય;
તો સ્વરૂપ એને મુક્તિનું, શીઘ્ર સંસારીથી સધાય. ૫

કલ્યાણ કેરી પરમ પ્રાપ્તિ, જ્યા લગી નૃપ થાય,
ત્યા લગી યોગાસક્તિ ધરવી, એમ નિગમ ગાય ૬
પૃથ્વીપતિ! મળે મુક્તિ યોગે, મળે જ્ઞાને વિરાગયોગ,
મહાકષ્ટે કરીને જ્ઞાન આવે, નિવર્તે ભવરોગ ૭
જેનું મમત્વમા આસક્ત છે, ચિત્ત અહો રાત્ર,
તે દુખ દુખ ને દુખ દેખે, થઈ દુખ કેરુ પાત્ર ૮
એમ છે માટે સુણો નૃપ, મુમુક્ષુકેરી રીત,
તે પ્રયત્ને રાય પરહરે જન, સગકેરી પ્રીત ૯
સગ ત્યાગે નાશ થાતો, ભાતિ ને વિભાતિ*,
મારુ મગી જાતુ સહી, ટળી જાતિ કહેતા ખ્યાતિ ૧૦
તે ટળ્યે નિર્મમત્વ ઉપજે, સુખ ને વૈરાગ,
તે વડે મમતા મધ્ય દર્શે, દોષકોશ મહાભાગ ૧૧
તે વૈરાગ્ય ઉપજે જ્ઞાનથી, વૈરાગ્ય પૂર્વક વિજ્ઞાન,
એમ પરસ્પર સગે રહે છે, સુણ્ય મહીપ મહાન ૧૨
જ્યા રહ્યા ત્યા જાણવુ આજ મારુ ઘર,
ચાલે છવિકા જેવડે તે જ ભોજન વર ૧૩
ત્યમ થાય મુક્તિ જે થકી, તે જ્ઞાન તો કથાય,
અન્યને અજ્ઞાન કેહવુ, જાણવુ દુખદાય ૧૪
પુણ્ય ભોગવવા તે વડે ને, પાપ તે વિધ જાણ
ભોગવતા એ બે થકી, મેળવી જ્ઞાન કેરી ખાણ ૧૫
કરવા જોગ એવા નિત્ય ને વળી, નિષ્કામ કર્મ સાર
તેહ આચરવાથી મળતી, મુક્તિ તે નિરધાર ૧૬
ક્રિયમાણ કર્મ જો નવ, ફરી ભેગા થાય,
તો મળે મુકિત મહામણિ, નિગમ એવુ ગાય ૧૭
સચિત કર્મનો ક્ષય થાતા મળે મુક્તિ પૂર,
કામ્યકર્મે થાય બધન, સત્ય ભાખુ શૂર ૧૮
જ્ઞાન જેમાં થાય એવુ આ શરીર વારેવાર
નથી મળતુ માન નિશ્ચે, તેથી કર વિચાર ૧૯
અહો રાજા એહ ભાખ્યુ, મે તુને વિજ્ઞાન,
હવા યોગ સભળાવુ તુંને, જોઈ પાત્ર દેઉં દાન ૨૦
જે યોગ પામી યોગીજન પામે સનાતન બ્રહ્મને,
બીજી ગતિ પામે નહિ કો શુદ્ધ જાણે મર્મને ૨૧

* ભાતિ—ભાસ અને વિભાતિ—પ્રકાશ

યોગીએ સ્વય ઉપરે નૃપ, પેહલી વેહલી જીત—
મેળવી લેવી મહામતિ, કરી સંયમ પ્રીત. ૨૨
એહનો પ્રકાર ભાખું, સુણ્ય તું ભૂપાળ;
પ્રાણાયામે દોષ માત્રે, દેવી દહન જ્વાળ. ૨૩
ધ્યાન ધારી ધારણાને, પાપ દહવું પૂર;
પ્રત્યાહારે વિષય દહવા, કહું ધ્યાને શૂર. ૨૪
અનિશ્વર ગુણ નાશ કરવા, અલર્ક સાંભળ્ય તુંય;
યોગ જેને જાણવો તે, કરે સાધન શૂંય. ૨૫
પ્રાણાયામનું પ્રથમ સાધન, પ્રાણાપાનવાયુ રોધ;
અર્થ પ્રાણાયામનો એ, કહ્યો કરીને શોધ. ૨૬
એહના પ્રકાર ત્રણ છે, સુણ ઋતુધ્વજકુમાર;
તેહ હાવાં વર્ણવું હું, સુણ્ય તું આ વાર. ૨૭
લઘુ મધ્ય ને ઉત્તરીયજ, કહુ તેનું પ્રમાણ;
પ્રાણાયામ માત્રા બાર કાળે, લઘુનામ સુજાણ. ૨૮
દ્વિગુણિત માત્રા એથકી તે, મધ્ય કેહ યોગીંદ્ર;
ત્રિગુણિત માત્રા મળે ત્યારે, ઉત્તરીય થાય મહીંદ્ર. ૨૯
નેત્ર મીંચાઈ ઉઘડતાં જે, જાય છે નૃપ કાળ;
માત્રાતણું એ માપ માપ્યું, વા લઘ્વક્ષર ભૂપાળ. ૩૦
પ્રાણાયામ સખ્યા માટ ભાખ્યો, બાર માત્રા કાળ;
પ્રથમ પ્રાણાયામે જીતવો, પ્રસ્વેદ હે નૃપાળ. ૩૧
દ્વિતીય પ્રાણાયામ કરીને, જીતવી કંજારી;
તૃતીય પ્રાણાયામે જીતવો, ખેદને અવિધારી. ૩૨
એ પ્રકારે અનુક્રમથી, જીતવા સહુ દોષ;
જેમ સિંહ વ્યાઘ્ર ને હસ્તી, તજતાં સેવનાથી રોષ. ૩૩
રોષ તજી સંતોષ પામે, હણી જાય કવશ;
યોગીજનને તે વિધિ નૃપ, પ્રાણ થાયે વશ. ૩૪
જ્યમ મદોન્મત્ત માતગને, કરે વશ માવત;
ત્યમ યોગીજન સ્વેચ્છિત વર્ત્તી, કરે પ્રાણ વશની ગત. ૩૫
જ્યમ વ્યાઘ્ર વશ હરિણ મારે, નવ મારે માનવ;
ત્યમ પ્રાણવાયુ વશ કર્યો તે, મૂકે અઘ પર દવ. ૩૬
પણ નર અંગને નવ હણે, પ્રાણવાયુ સાર;
યોગશાસ્ત્રે અતિ ભાખ્યો, એહનો વિસ્તાર. ૩૭
એવું છે માટે સદાયે, યોગી પુરુષે જાણ;

કરવું યોગ યુક્તે રહી, પ્રાણાયામનું પ્રમાણ. ૩૮
હવાં મુક્તિફળદા કહું, એની અવસ્થા ચાર;
એક ચિત્તે સુણ્ય રાજા, પામવો જ્ને પાર. ૩૯
ધ્વસ્તિ પ્રાપ્તિ સંવિત છે, અને ચોથી પ્રસાદ;
છે નામ એવાં એહનાં, સુણ તજી રાય પ્રમાદ. ૪૦
સ્વરૂપ એ ચારેતણાં, અનુક્રમે કહું જાણ;
યોગશાસ્ત્રે કહ્યું તે તે, કહું સર્વ સુજાણ. ૪૧
જે સ્થિતિમાં શુભ અશુભ, કામ્યકર્મફળનો નાશ;
ચિત્ત રાગ દ્વેષ મળથી, રહિત થાય પ્રકાશ. ૪૨
ધ્વસ્તિ સ્થિતિ યોગી કહે તે, સ્વરૂપ સાચું જાણ;
હવાં પ્રાપ્તિકેરું ભાખું, સ્વરૂપ સમ્યક્ વાણ. ૪૩
જે સ્થિતિમાં યોગી જન, લોભ મોહાત્મક;
આ લોક ને પરલોક કેરી, ટાળતા ટકટક. ૪૪
ઉભય લોક સંબંધી એ વિધ, કામ અટકાવી રેહ;
તોપણ વળી પોતાની મેળે, પ્રાપ્તિ યોગી એ કેહ. ૪૫
હવાં સંવિતતણું ભાખું, સ્વરૂપ હે નરદેવ;
શુદ્ધ મને શ્રવણ કરચ તું, તજી તન અહમેવ. ૪૬
જદા વિધુ સૂર્ય નક્ષત્રકેરી, ગ્રહોકેરી જાણ;
જ્ઞાનસંપત્તિ ગ્રહે નર, થઈ તુલ્ય શક્તિવાન. ૪૭
એટલે સંપત્તિ તેવી, સર્વ પામે જાત;
વળી તે તે ભવિષ્ય જાણે, યોગી થઈ પ્રખ્યાત. ૪૮
ગુપ્ત અંતર્ધાન જાણે, જદા અર્થ સમર્થ;
પ્રાણાયામની સંવિત્ નામે, સ્થિતિરૂપ તદર્થ. ૪૯
અલર્ક હવાં કહું તુને, પ્રસાદ સ્થિતિ રૂપ;
યોગી અવસ્થા કહે ચોથી, જાણ્ય માણ્ય તું ભૂપ. ૫૦
જેથકી મન યોગીકેરું, પંચ વાયુ પ્રસન્ન—
ઇંદ્રી ઇંદ્રિય અર્થ થાયે, પ્રસન્ન પણ પાવન. ૫૧
મોદદાતા એ પ્રકારે, પ્રસાદ નામ પ્રમાણ;
એ ચાર સ્થિતિ સ્વરૂપ ભાખ્યાં, જાણ્ય તું સુજાણ. ૫૨
હવાં પ્રાણાયામકેરું, કહું લક્ષણ જેહ;
યોગધારણ સમે કેવું, કરવું આસન કહું તેહ. ૫૩
વિસ્તારીને વર્ણન કરું હું, સુણ્ય તું સુજાણ;
માતવચને સંગ કીધો, જ્ઞાન પૂર્ણ કરય પ્રમાણ. ૫૪
પદ્માસન કે અર્ધાસન, સ્વસ્તિકાસન વાળી;

પ્રણવ રાખી હૃદે યોગજ, ધારવો સંભાળી. ૫૫
સીધા સમાનાસને બેશી, કરવી ઉભય પગપલાંઠી;
વદન બીડયુ રાખવું, મનમાં ન રાખવી આંટી. ૫૬
ઉભય જંઘા સમ્યક્ પ્રકારે, સ્થિર કરવી આગલી પાસ;
નવ સ્પર્શ કરવો પેનીઓથી, ગુહ્યભાગાભાસ. ૫૭
નિયમિતપણે એ રીતથી, બેસવું એકાંતે શાંત;
રાખવું મસ્તક ઉર્ધ્વ કાંઇક, દાંતે ન અડકે દાંત. ૫૮
સ્વનાસાગ્રભાગે દૃષ્ટિ રાખી, આસપાસ ન દૃષ્ટિ હોય;
રજોગુણની વૃત્તિએ કરી, તમો વૃત્તિનું તપ જોય. ૫૯
સત્વગુણ વૃત્તિવડે, રજો વૃત્તિને આચ્છાદવી;
યોગજ્ઞાને વિમળ સત્વે, રહી સમાધિ સાધવી. ૬૦
ઇંદ્રીઅર્થે ઇંદ્રિયોનો, પ્રાણાદિ મનનો જાણ;
નિગ્રહ કરી સમ્યક્ પ્રકારે, સમજવુ નિરવાણ. ૬૧
એમ પ્રત્યાહારને, આરભવો અવિધાર;
સમજ પડવા વળી ભાખ્યું, એનું એ આ વાર. ૬૨
સંકેલી લે છે કૂર્મ જે વિધ, અગ સર્વે આપણાં;
વિષયાકર્ષણ કરે એ રીત, વખાણ કરવાં તેતણાં. ૬૩
આત્મામાહે પ્રીતિ રાખી, એક સ્થળમાં જે રહ્યો;
આત્મા વિષે અવલોકતાં તે, સ્વય રૂપે તો થઈ ગયો. ૬૪
વળી તે નરે નાભિથી માંડી, ગ્રીવા લગીનું બાહ્ય—
અને અંતર શૌચનું, સંપાદી લેવું સાહ્ય. ૬૫
પછે વાયુવડે પૂરી વપુ, આરંભવો પ્રત્યાહાર;
બાર પ્રાણાયામને કેહ, ધારણા અવિધાર. ૬૬
તત્ત્વજ્ઞ યોગીએ કહી, એ ધારણાઓ જાણ;
યોગ માંહિ ગણી તે, પૂરી કરી પરમાણ. ૬૭
જેણે આતમા નિયમ વિષે, રાખિયો નિરવાણ;
એવા યોગવાળા યોગીકેરા, દલ્યા દોષ રહ્યા અજાણ. ૬૮
એવો દોષનાશી અવિનાશી, યોગી યોગે સ્વસ્થ;
યોગજ્ઞાને દિસતો તે, મહામોટો પ્રસ્ત. ૬૯
તે પુરુષ પ્રકૃતિતણા ગુણ ને, નભતણા પરમાણ;
આદિ સ્પષ્ટપણે જુએ છે, પૃથક્ માનું ભાન. ૭૦
તે પ્રકારે શિવને તે, લેહ દોષરહિત;
યોગી એવા પર ન આવે, કવણને અતિ હિત. ૭૧
યોગીએ વળી આમ કરવું, કહું તુજને આજ;

તે યોગી કેવા જોઇએ તે, જણાવું મહારાજ. ૭૨
પ્રાણાયામમાં તત્પર અતિ, વળી મિતાહારી હોય;
તેણે મંદિરકેરા માળ પેરે, ચઢવાની કરવી સોય. ૭૩
ધીમે ધીમે જીતી ઇન્દ્રિ, ભૂમિકાએ ચઢતાં જાવું;
વગર જીતેથીએ ચેઢવા જાય તો, પતન નિશ્ચય થાવું. ૭૪
દોષ દર્શે વ્યાધિ વાધે, મોહ ઉપજે માન;
તજવી ભૂમિ તેથકી, જીત્યા વગરની અજાણ. ૭૫
પ્રાણવાયુકેરું રોધન, થાય છે જે માંય;
તે માટ પ્રાણાયામ તેને, કેહવાયે જનમાંય. ૭૬
સ્થિર મન કરાયે ધારણ, જે વડે કરી જાણ;
ધારણા તેને કેહ છે, જાણ્ય તું સુજાણ. ૭૭
ઇંદ્રિયો શબ્દાદિ વિષયે, થઈ પ્રવૃત પ્રમાણ;
યોગથી જીતેંદ્રી તેને, પાછી ખેંચતાં સુજાણ. ૭૮
નામ પ્રત્યાહાર તેનું, યોગમાં પ્રસિદ્ધ;
જેહને તે આવડે તે, જાણ્ય પરો સિદ્ધ. ૭૯
નવ યોગ કરતા યોગીને, વ્યાધિ આદિ લાગે દોષ;
તેવા અનુત્તમ ઉપાય ભાખ્યા, કપિલમુનિયે ગુણકોશ. ૮૦
જેમ જળ નર પીએ ઝારી, ધારી હસ્તે ધીર;
ધીરજ રાખી નાળચાથી, પીએ હળવે નીર. ૮૧
તે પ્રકારે શ્રમજયી જે, વાયુ પીતા યોગી;
ભવોભવના તે થયા છે, રોગથી નીરોગી. ૮૨
પેહલવેહલી ધારણા તો, નાભિમાંય કરાય;
બીજી હૃદયે ત્રીજી છાતી, ચોથી કંઠની માંય. ૮૩
વદનમાં નાસાગ્રમાં ને નેત્રમાં નિરધાર;
ભ્રમર વચ્ચે શિર વિષે તો, ધારણા અવિધાર. ૮૪
કહ્યાં તે સૌ સ્થાનષધે, નૃપ ધારણાને ધારવી;
એ વગરનાં સ્થાનકતણી, ધારણાને અવિધારવી. ૮૫
પરમધારણા નામ તેનું, કેહ યોગી ને મહામુનિ;
એ દશ ધારણા જેને મળી તે, અક્ષરતુલ્ય થયો ગુણી. ૮૬
વયુવડે જો પેટ ચઢિયું, ક્ષુધા લાગી અત્ય;
થાક લાગ્યો હોય અતિશે, પડી હોય વિપત્ય. ૮૭
ચિત્ત વ્યાકુળ હોય તો, સિદ્ધચર્થીએ નૃપ જાણ;
યોગ આચરવો નહિ, એમ કેહ છે વેદ પુરાણ. ૮૮
અતિ ટાઢ કે તડકા વિષે, વા હોય ભેય સમાન;

અતિ સમીર વાતો જોઇને, કરવું કાળનું અનુમાન. ૮૯
વિપરત ગણાતા કાળમાં, નવ યોગ કરવા જોગ;
ધ્યાનાસક્તે ધારવું જે, થાય એથી રોગ. ૯૦
જ્યાં શાંતિ નવ જાની જણાયે, થાય ગરબડ અસ;
અગ્નિજ્વાળ સમીપમાં, નવ કરવી યોગની મસ. ૯૧
જૂની ગાયની કોઢમાં નવ, નવ ચતુષ્પથ જ્યાં હોય;
શુષ્કપત્ર સમૂહમાં નવ, નવ નદી તીરે સોય. ૯૨
સ્મશાનમાં નવ ઉદર ગતિના, સર્પ આદિક જંત;
આવ જા કરે ઘણી ત્યાં, ચોદવું નવ ચત. ૯૩
ભાળી ભયવાળી જગામાં, કૂવાકાંઠે જાણ;
બૌદ્ધમતપ્રાસાદમાં નવ, થાય યોગ સુજાણ. ૯૪
રાફડા માંહેથી કાઢી, માટી મોરે સાપ;
જંતુએ કે કોઇએ જ્યાં, જવું નવ ત્યાં આપ. ૯૫
એટલાં સ્થળ જોઈ જાણી, ત્યાગવાં નરદેવ;
યોગજ્ઞાતે યોગકેરી, સાધવી નવ સેવ. ૯૬
જે દેશ કાળ વિષે ન ઉપને, સત્વગુણ નૃપાળ;
તે દેશ કાળનો ત્યાગ કરવો, યોગી યોગને કાળ. ૯૭
યોગાભ્યાસ વિષે ન ભ્રાતા, અસતદર્શન ઠીક;
ત્યાગ કરવો તેહનો નૃપ, ધારી યોગની બીક. ૯૮
જેહ નર એ દોષકેરા, કરી અનાદર જાણ;
મૂઢપણથી યોગ સાધે, થાય ન સિદ્ધ પ્રમાણ. ૯૯
દોષ લાગે ઉલટો ને, વિઘ્નકર્ત્તા થાય;
તેહનું વર્ણન કરું હું, સુણ્ય શાણા રાય. ૧૦૦
જે અયોગ્ય સ્થાને યોગ સાધે, તેહ થાય બધિર;
જડપણું સ્મૃતિનો ભ્રંશ પામે, બોબડાપણું વીર. ૧૦૧
આંધળો તે થાય કે, તાવેથી અતિ પીડાય;
કાનમાંહે કહ્યુ જાણો, દોષ પીડે કાય. ૧૦૨
જો યોગીના આળસથકી, દોષ થાય ઉત્પન્ન;
તો તે દોષનાશક સાધન કરવા, ઉપાય યોગી જન. ૧૦૩
તેહ તુજને યથારથ હું, કહી દાખું રાય;
દોષ શાંત્યર્થે કહ્યું તે, ભક્ષી ધ્યાન ધરાય. ૧૦૪
સ્નિગ્ધ ને અતિ ઉષ્ણ જે, યવાગૂ* કેહવાય;

* ખીચડી.

તે ભક્ષી દોષ સ્થળે કરવી, ધારણા મહાકાય. ૧૦૫
વાત ગુલ્મની* શાંતિ અર્થે, ગુદાવર્તે જાણ;
તેજ રીતે યવાગૂ ઉદરે, ધારવો પ્રમાણ. ૧૦૬
યવાગૂ નહિ તો સમીરને, ધારી ધ્યાને પૂર;
સમીરગ્રંથિ પ્રતિ તેને, નાખવો ભરપૂર. ૧૦૭
કંપ જો કાયે થયો તો, નગ કરે મન સ્થિર;
તેથી ધારણા અદ્રિતણી કહી, ધ્યાન ધારવ્ય તું વીર. ૧૦૮
અંધાઈ વાચા હોય કે, બધિરત્વ પ્રગટ્યું હોય;
તવ ધારણ શ્રવણેન્દ્રિયનું, કહ્યું કરવા સોય. ૧૦૯
તૃષા લાગી હોય ત્યારે, રસનેંદ્રીકેરી માંય;
આમ્રફળ ધારણ કરેથી, સુખ થાયે સાંય. ૧૧૦
એ પ્રકારે અંગ અવયવ, મધ્ય થાય પીડાય;
ધારણા તે તે વિભાગે, કરવી કહી છે રાય. ૧૧૧
તે જુક્તિએથી જાણ નૃપતિ, યોમ દોષનાશક સાર;
પછે તેવી ધારણા કરી, તરવા દોષને તત્કાલ. ૧૧૨
ગ્રીષ્મ માંહે શીતકેરી, શીત માંહે ગ્રીષ્મ;
ધારણા ધરવા કહી છે, યોગ કારજ ભીષ્મ. ૧૧૩
કીલ† મસ્તકપર ધરીને, કાષ્ઠવડે કાષ્ઠ;
મારવાનું કહ્યું મુનિએ, યોગભૂમિ રાષ્ટ. ૧૧૪
એમ કર્યેથી યોગીકેરા, ટળે છે સ્મૃતિભ્રંશ;
તાત્કાલિક સ્મૃતિ ઉપજે જ્યમ, ઊઠે ટળતાં દંશ. ૧૧૫
આકાશ અવનિ વાયુ વહ્નિ, વ્યાપ્તમાન મનાય;
ધારણા તેની ધર્યેથી, પ્રાણી નવ પીડાય. ૧૧૬
અમાનુષથી પીડા પ્રકટી, થાય તેહનો પ્રતીકાર;
સમ પેસે યોગીમાંય તેવું, તે ઘડી સમીરસ્વીકાર— ૧૧૭
કરવો એવું કહ્યું યોગે, વળી વહ્નિકેરા કેહય;
ધારણા એ બળી ભ્રાર્યે સ્રાવી તેને દેહ્ય. ૧૧૮
અહો રાજન એ પ્રકારે, યોગ શાતે જાણ;
સ્વાત્માએ કરી કરવું રક્ષણ, અંગકેરું પ્રમાણ. ૧૧૯
ધર્માર્થ કામ ને મોક્ષકેરી, થવા પ્રવૃત્તિ પૂર;
શરીર સાધન છે સદા, તું સત્ય સમજજે શૂર. ૧૨૦
યોગીને અવનવું ભાસે, કે જાય છે વિજ્ઞાન;

---

* ગાંઠ. † ખીલો.

તેથી રક્ષવા પ્રવૃત્તિ પૂરણ, વદે વેદ પુરાણ. ૧૨૧
ચાપલ્યતાનો નાશ ને, આરોગતા અવિધાર;
અનિષ્ઠુરતા સુગંધિકને, લઘુદીર્ઘશંકા સાર. ૧૨૨
એ ઉભય અલ્પજ માનવાં, પ્રસન્નતાને કાંતિ;
સ્વચ્છતાદિક યોગીકેરી, દેહ સર્વે શાંતિ. ૧૨૩
એ ગણાવ્યાં તે પ્રવૃત્તિનાં, પ્રથમ ચિહ્ન જણાય;
યોગી વિષે એ સિદ્ધ હો તવ, યોગી પૂર્ણ ગણાય. ૧૨૪
પ્રાણી માત્ર પ્રીતિ કરે ને, પરોક્ષે ગુણગાન;
કોઈ પ્રાણી ભય ન પામે, જોઈ યોગી મહાન. ૧૨૫
એ સિદ્ધિકેરી પ્રાપ્તિકેરું, છે અનુત્તમ લક્ષણ;
અન્યને નવ યોગી કેહવો, હે નૃપતિ અધક્ષણ. ૧૨૬
અતિ ઉગ્ર ટાઢે તાપ તેવે, ઉપદ્રવ નવ થાય;
અન્યથી ભય નીપજે નહિ, તે સિદ્ધિપ્રાપ્ત કેહવાય. ૧૨૭
ધનનિધિનો સંગ્રહ કરતા, યોગી નવ કેહવાય;
મધુકટુવકતા નવ મનાયે, યોગી ગણના માંય. ૧૨૮
યોગી એવા જેહ તે, માનવા ભ્રષ્ટાચારી;
જ્યમ ભ્રષ્ટ દ્વિજથી પુરાણી, જન્મે અવિચારી દુરાચારી. ૧૨૯
વ્યભિચારી વિચારી નહિ, ધર્મ ધારણધારી;
ધર્મજ્ઞાનાને સમારી નહિ, ધારી ધ્યાને નારી. ૧૩૦
જ્ઞાનાદિ ધનની ધાર સારી, પુરાણી પરમારિ;
કરી વિદ્યા અકારી લાકુ મારી, ગુમાવ્યું દ્વિજનું વારી! ૧૩૧
અવિધારી પ્રેમાનંદ નારી, ધનહારક નિરધારી;
પુરાણી તારી કીર્તિ કારી, સાખ્ય આ વિચારી. ૧૩૨

વલણ.

વિચારી વિઠ્ઠલ કૃપાએ, સાખ્ય શુદ્ધ ઉચારી રે;
વારી વારે ધ્યાનમાં નવ, જેહ સદાચારી રે. ૧૩૩



## કડવું ૯૫ મું.

### રાગ સામેરીની દેશી.

દત્તગુરુ કેહ સાંભળ્ય રાય રે, આત્મદર્શને શું શું થાય રે;
જે યોગી આત્મદર્શન કરતા રે, તેહ અડચણ કેવી ધરતા રે.
તેહ અડચણોની પ્રવૃત્તિ રે, કહું ટુંકામાં વરતી વૃત્તિ રે;
તે સમયે યોગી જન રે, કામ્ય ક્રિયા વાંચ્છે મન રે.

વા કામના માનવ યોગ્ય રે, ઇચ્છે છે ભોગ્યાભોગ્ય રે;
માગે કામિની કારમી જાતે રે, વિદ્યા વાંચ્છે દર્શન થાતે રે. ૩
દાન ફળની ધારણા ધારે રે, રજત સુવર્ણ ધાતુ વિચારે રે;
ધનનો ધણી થાવા માગે રે, સ્વર્ગના સુખમાં જીવ અનુરાગે રે. ૪
ધારે મનમાં સુરપણું સુરેંદ્રપણું રે, લાગે વાહલું મનમાં ઘણું રે;
રસાયન માગે, માગે કિમિયા રે, ઇચ્છે ચિરાયુ કરવા ભિયા રે. ૫
વાયુના જેવી ગતિ કરવા રે, વારિ વહ્નિ સ્તંભાવી ધરવા રે;
શ્રાદ્ધ દાનનાં ફળ માગે રે, મનસા એ વિધિ જાગે રે. ૬
પૂર્ત્ત કર્મ ઉપોષણ નેમ રે, દેવાર્ચન ફળપર ધારે પ્રેમ રે;
એવા એવા ઉપદ્રવને પ્રમાણે રે, યોગી ચિત્તે વળગે અજાણે રે. ૭
તેને યત્નથી નિવૃત્ત કરવા રે, ધ્યાન માને બ્રહ્મને ધરવા રે;
એમ મનમાં શિવાસક્તિ રે, કરતામાં થાશે ભક્તિ રે. ૮
એહ જણાવી સમ્યક્ જુક્તિ રે, મુક્ત પુરષ મેળવે મુક્તિ રે;
એ કહેલા જીત્યો ઉપસર્ગ રે, પછે બાધ કરે ત્રિવર્ગ રે. ૯
સત્વ રજ તમોગુણ જાણ રે, નાંખે અડચણ મોટી સુજાણ રે;
તેનાં નામ ગણાવું હુંય રે, એક ચિત્તે સાંભળ્ય તુંય રે. ૧૦
પ્રાતિભ* શ્રાવણ નામે દૈવ રે, ભ્રમ આવર્ત† પીડે સદૈવ રે;
યોગીજનને એ પાંચ રે, કટુ ફળ દઈ આણે આંચ રે. ૧૧
કરે યોગમાંહે વિધન રે, માટે સભાળવું અનુદિન રે;
હવાં એ પંચથકી શું થાય રે, તેહ વર્ણવી ભાખુ રાય રે. ૧૨
વેદના ભેદે કરી અર્થ રે, જાણે કાવ્યશાસ્ત્ર સમર્થ રે;
શિલ્પાદિ કળા જાણે સઘળી રે, જે પ્રાતિભે રહી મળી રે. ૧૩
એટલા શાસ્ત્રનો જ્ઞાત રે, થાય પ્રાતિભથી હે ભ્રાત રે;
સર્વ શબ્દાર્થ જાણે જેહ રે, કરે શબ્દગ્રહણ નિસ્સંદેહ રે. ૧૪
ભલે દૂર સહસ્ર યોજન રે, પણ ગ્રહણ કરે જે જન રે;
એવી શક્તિ પ્રગટે જ્યારે રે, બીજો શ્રાવણ‡ મળ્યો વિચારે રે. ૧૫
હવાં ત્રીજો ભાખું દૈવ રે, થાય દેવ સરખો સદૈવ રે;
જ્યમ સુર દેખે સિદ્ધિ રે, વચને વશી નવ નિધિ રે. ૧૬
તેના જેવો થાયે જાતે રે, મળ્યો દૈવી સઘળી વાતે રે;
યોગીનું માનસ દોષાદિક રે, સર્વાચારથી ઠીકાઠીક રે. ૧૭
થઈ ભ્રષ્ટ અવલંબન વિણ રે, ભમ્યા કરે એમ હીણ રે;
તેને ભ્રમનામા કેહ ઉપસર્ગ રે, ઋષિમુનિ દેવનો વર્ગ રે. ૧૮
વારિના વમળ પેઠ રે, વિજ્ઞાન આવર્ત કરાવે વેર રે;

* પ્રતિભા–બુદ્ધિનું તેજ. † વમળ. ‡ દૂર શ્રવણનુ સામર્થ્ય.

એમ થવાથી ચિત્તનો નાશ રે, તેને આવર્ત કેહ પ્રકાશ રે. ૧૯
એ ઉપસર્ગ આવર્ત નામ રે, વળી જાણ્યું બીજું આમ રે;
ગયો ઉપસર્ગે જેનો યોગ રે, એની સુરજાતિનો જોગ રે. ૨૦
મહા ઘોર ઉપસર્ગ કરી રે, આવાગમન કરે ફરીફરી રે;
એવું છે માટે યોગીરાજ રે, મનોગય કંબળનો ધરે સાજ રે. ૨૧
તે જોઈએ રંગે શ્વેત રે, એ ધારણ કરવો હેત રે;
પછે ચિત્ત પરબ્રહ્મે ધરવું રે, નિશદિન તેનું ચિંતન કરવું રે. ૨૨
યોગ આસક્ત મિતાહારી રે, જિતેંદ્રિય યોગાચારી રે;
તેણે કરવી ધારણા રોજ રે, સપ્ત મહાદિની* કરી ખોજ રે. ૨૩
એ સાત ઝીણી ધારણા ધારો રે, શિરોભાગ વિષે વિચારો રે;
માને આત્માને પૃથ્વી જ્ઞાની રે, ગંધ તેનો તજે તેમાં જાણી રે. ૨૪
માન્યો આત્મામા જળ વિભાગ રે, તેના સૂક્ષ્મરસનો તેમાં ત્યાગ રે;
એમ જળમાં લાગ્યા પૂઠે રે, સ્વરૂપનો તેજમાં કરવા ઊઠે રે. ૨૫
સમીર સૂક્ષ્મ સ્પર્શની ધારણ રે, ધારી કરવી વાયુમાં વિડારણ રે;
ધારણા આકાશકેરી ધારી રે, દેવી તેને સૂક્ષ્મ શબ્દે મારી રે. ૨૬
હવાં યોગી જોગી વાર રે, પેસે મનવડે મન મોઝાર રે;
ગમે તે ભૂત પ્રાણીના મનમાં રે, તેમ પેશી શકે અન્ય તનમાં રે. ૨૭
તે સમે મન ધારણને ધરવું રે, થાયે સૂક્ષ્મ મન ઓસરવું રે;
એ પ્રકારે પામી મતિ સહુકેરી રે, મારી યોગજ્ઞાને અનુત્તમ કેરી રે. ૨૮
તેથી તેની બુદ્ધિ થાયે ઝીણી રે, લાગે એ કૃતિ મોહે મીણી† રે;
તેણે કરે યોગી તેનો ત્યાગ રે, જેને નહિ કશા પર અનુરાગ રે. ૨૯
કેવી રીતે તજે છે તેહ રે, દત્તગુરુ કેહ વર્ણવું એહ રે;
સૂક્ષ્મ એવો મન વિભાગ રે, કરે પ્રાણી માત્રના મનથી ત્યાગ રે. ૩૦
એમ કરતો મતિનો મતિમાં રે, કહ્યું એવું યોગગતિમાં રે;
જે યોગજ્ઞાત યોગીજન રે, એ સાત સમજી તજે મહામન રે. ૩૧
તેનું આવાગમન ટળતું રે, ભગવાનમાં ભાગ્ય ભળતું રે;
વળી કરવું આત્મદર્શીએ કેમ રે, તેહ જણાવું સર્વે જેમ રે. ૩૨
સપ્ત સૂક્ષ્મ ધારણાએ જાણી રે, તેને તજવી મન કર્મ વાણી રે;
જેહ તજે જાણી જોગી રે, થાય તે જન્મ મરણ વિયોગી રે. ૩૩
આત્મદર્શી યોગીએ જાણ રે, ધારણા સાત ધારવી પ્રમાણ રે;
જેવો સૂક્ષ્મ તેનો ભાવ રે, ટાળવો તેની સિદ્ધિનો દાવ રે. ૩૪
પછે બીજી સિદ્ધિ મેળવવી રે, તેને યત્ને મતિ ભેળવવી રે;
અહો રાય તું સુણ્ય આજ રે, કહું યોગીકેરાં કાજ રે. ૩૫

* ૧રી પૃથ્વી † મીણ જેવી પોચી

તે જે ભૂતમાં પ્રીતિ ધારે રે, થઈ તેમાં આસક્ત તેને મારે રે;
થાય તેનો તેની મેળે નાશ રે, તવ જાણવો જોગી પ્રકાશ રે. ૩૬
ન ભૂતાનુરાગ તજાય ક્યારે રે, એકમેક ભેળાં થાયે ત્યારે રે;
કિંતુ તેવાં સૂક્ષ્મને જાણી રે, જોગી નાંખે તંતથી તાણી રે. ૩૭
તદ્દા પરમ પદ તે પામે રે, જન આવી મસ્તક નામે રે;
નૃપ એ ભૂતાદિક ભાવ રે, યોગી માને સૂક્ષ્મ સાવ રે. ૩૮
તે છે બંધનકર્ત્તા પૂર રે, તેનો સદ્‌ભાવ જાણે શૂર રે;
પછે તેમાં કરે વિરાગ રે, પામે મુક્તિ તે મહાભાગ રે. ૩૯
ગંધ આદિક સૂક્ષ્મભાવ રે, તેમાં કરે આસક્તિ સાવ રે;
તે યોગી હોય કે ભોગી રે, થાય વિનાશી તે વિયોગી રે. ૪૦
એટલેથી નં છૂટકો તેનો રે, હાલહવાલ કહું એનો રે;
વિધિ સુર કે માનવ લોકે રે, કરે પુનરાવર્ત્તન શોકે રે. ૪૧
જે યોગીજન એ સાત રે, જાય ધારણા પાર સાક્ષાત રે;
પછે ઇચ્છે જે જે તેહ રે, તેને વરસે મૌક્તિક મેહ રે. ૪૨
કિંતુ તે યોગીજન જાણ રે, થાયે તેનામાં પ્રમાણ રે;
રેહ સૂક્ષ્મ ભૂતની આણે રે, લીન થઈ શકે તું ન જાણે રે. ૪૩
સુર અસુર ગંધર્વ નાગ રે, હોયે યાતુધાન મહાભાગ રે;
પરંતુ તેના અંગની માંય રે, થાય આફણી લીન ત્યાંય રે. ૪૪
એમ થાયે તોપણ તેને રે, સંગ બાધ ન કરે જેને રે;
હે નરશાર્દૂલ સાંભળ રે, પછે વાધે તેનું મહાબળ રે. ૪૫
અણિમા લઘિમા ને મહિમા રે, પ્રાપ્તિ પ્રાકામ્યનો જાણે મહિમા રે;
રહી ઇશત્વ ને વશિત્વ રે, વળી યત્ર કામાવસાયિત્વ રે. ૪૬
એ અષ્ટ મુક્તિ આપણહારા રે, પામે ઐશ્વર્યગુણ અવિધારા રે;
હવાં એ અષ્ટના ગુણ કેવાય રે, કરું સ્પષ્ટાર્થ સુણ્ય રાંય રે. ૪૭
અણિમાએ ઝીણામાં ઝીણું થવાય રે, શીઘ્રત્વ ગુણ લઘિમા માંય રે;
પૂજે સકળ જન જેમાં રે, એવો ગુણ છે મહીમામાં રે. ૪૮
વાચ્છેલી વસ્તુ મળી આવે રે, ગુણ તે પ્રાપ્તિનો કહાવે રે;
થાય સર્વમાં જેથી વ્યાપ્તિ રે, એ ગુણપ્રાકામ્યની સમાપ્તિ રે. ૪૯
સાક્ષાત ઈશ્વરતાનો ગુણ રે, છે ઈશત્વમાં મહાપુણ્ય રે;
વશિત્વથી વશ થાય સવ રે, માટે ગુણાબ્ધિનું એ પર્વ રે. ૫૦
થાય સ્વેચ્છા જવાય ત્યાંહી રે, યત્રકામાવસાયિત્વ માંહીરે;
એણી રીતે યોગીનું ઐશ્વર્ય રે, વાધે યોગ સાધ્યે ધૈર્ય રે. ૫૧
અહો નૃપ એ ઐશ્વર્ય જાણરે, મુક્તિસૂચક તું પ્રમાણ રે;
વળી કરે આત્માનું કલ્યાણ રે, ઓળખાવે શિવ ને પ્રાણ રે. ૫૨

એમ થવાથી ચિત્તનો નાશ રે, તેને આવર્ત કેહ પ્રકાશ રે. ૧૯
એ ઉપસર્ગ આવર્ત નામ રે, વળી જાણવું બીજું આમ રે;
ગયો ઉપસર્ગ જેનો યોગ રે, એવી સુરજાતિનો જોગ રે. ૨૦
મહા ઘોર ઉપસર્ગ કરી રે, આવાગમન કરે ફરીફરી રે;
એવું છે માટે યોગીરાજ રે, મનોમય કંબળનો ધરે સાજ રે. ૨૧
તે જોઇએ રંગે શ્વેત રે, એ ધારણ કરવો હેત રે;
પછે ચિત્ત પરબ્રહ્મે ધરવું રે, નિશદિન તેનું ચિંતન કરવું રે. ૨૨
યોગ આસક્ત મિતાહારી રે, જિતેંદ્રિય યોગાચારી રે;
તેણે કરવી ધારણા રોજ રે, સપ્ત મહ્યાદિની* કરી ખોજ રે. ૨૩
એ સાત ઝીણી ધારણા ધારો રે, શિરોભાગ વિષે વિચારો રે;
માને આત્માને પૃથ્વી જ્ઞાનીરે, ગંધ તેનો તજે તેમાં જાણી રે. ૨૪
માન્યો આત્મામાં જળ વિભાગ રે, તેના સૂક્ષ્મ રસનો તેમાં ત્યાગ રે;
એમ જળમાં લાગ્યા પૂઠે રે, સ્વરૂપનો તેજમાં કરવા ઊઠે રે. ૨૫
સમીર સૂક્ષ્મ સ્પર્શની ધારણ રે, ધારી કરવી વાયુમાં વિડારણ રે;
ધારણા આકાશકેરી ધારી રે, દેવી તેને સૂક્ષ્મ શબ્દે મારી રે. ૨૬
હવાં યોગી જોણી વાર રે, પેસે મનવડે મન મોઝાર રે;
ગમે તે ભૂત પ્રાણીના મનમાં રે, તેમ પેશી શકે અન્ય તનમાં રે. ૨૭
તે સમે મન ધારણાને ધરવું રે, થાયે સૂક્ષ્મ મન ઓસરવું રે;
એ પ્રકારે પામી મતિ સહુકેરી રે, મારી યોગજ્ઞાને અનુત્તમ ફેરી રે. ૨૮
તથી તેની બુદ્ધિ થાયે ઝીણી રે, લાગે એ કૃતિ મોહે ભીણી† રે;
તેણે કરે યોગી તેનો ત્યાગ રે, જેને નહિ કશા પર અનુરાગ રે. ૨૯
કેવી રીતે તજે છે તેહ રે, દત્તગુરુ કેહ વર્ણવું એહ રે;
સૂક્ષ્મ એવો મન વિભાગ રે, કરે પ્રાણી માત્રના મનથી ત્યાગ રે. ૩૦
એમ કરતો મતિનો મતિમાં રે, કહ્યું એવું યોગગતિમાં રે;
જે યોગજ્ઞાત યોગીજન રે, એ સાત સમજી તજે મહામન રે. ૩૧
તેનું આવાગમન ટળતું રે, ભગવાનમાં ભાગ્ય ભળતું રે;
વળી કરવું આત્મદર્શીએ કેમ રે, તેહ જણાવું સર્વે જેમ રે. ૩૨
સપ્ત સૂક્ષ્મ ધારણાએ જાણી રે, તેને તજવી મન કર્મ વાણી રે;
જેહ તજે જાણી જોગી રે, થાય તે જન્મ મરણ વિયોગી રે. ૩૩
આત્મદર્શી યોગીએ જાણ રે, ધારણા સાત ધારવી પ્રમાણ રે;
જોવો સૂક્ષ્મ તેનો ભાવ રે, ટાળવો તેની સિદ્ધિનો દાવ રે. ૩૪
પછે બીજી સિદ્ધિ મેળવવી રે, તેને યત્ને મતિ ભેળવવી રે;
અહો રાય તું સુણ્ય આજ રે, કહું યોગીકેરાં કાજ રે. ૩૫

* રહી-પૃથ્વી. † ભીણું જેવી પોચી.

તે જે ભૂતમાં પ્રીતિ ધારે રે, થઈ તેમાં આસક્ત તેને મારે રે;
થાય તેનો તેની મેળે નાશ રે, તવ જાણવો જોગી પ્રકાશ રે. ૩૬
ન ભૂતાનુરાગ તજાય ક્યારે રે, એકમેક ભેળાં થાયે જ્યારે રે;
કિંતુ તેવાં સૂક્ષ્મને જાણી રે, જોગી નાંખે તંતથી તાણી રે. ૩૭
તદા પરમ પદ તે પામે રે, જન આવી મસ્તક નામે રે;
નૃપ એ ભૂતાદિક ભાવ રે, યોગી માને સૂક્ષ્મ સાવ રે ૩૮
તે છે બંધનકર્તા પૂર રે, તેનો સદ્ભાવ જાણે શૂર રે;
પછે તેમા કરે વિરાગ રે, પામે મુક્તિ તે મહાભાગ રે. ૩૯
ગંધ આદિક સૂક્ષ્મભાવ રે, તેમાં કરે આસક્તિ સાવ રે;
તે યોગી હોય કે ભોગી રે, થાય વિનાશી તે વિયોગી રે. ૪૦
એટલેથી ન છૂટકો તેનો રે, હાલહવાલ કહું એનો રે;
વિધિ સુર કે માનવ લોકે રે, કરે પુનરાવર્તન શોકે રે. ૪૧
જે યોગીજન એ સાત રે, જાય ધારણા પાર સાક્ષાત રે;
પછે ઇચ્છે જે જે તેહ રે, તેને વરસે મૌક્તિક મેહ રે. ૪૨
કિંતુ તે યોગીજન જાણુ રે, થાયે તેનામાં પ્રમાણુ રે;
દેહ સૂક્ષ્મ ભૂતની આણે રે, લીન થઈ શકે તુ ન જાણે રે. ૪૩
સુર અસુર ગંધર્વ નાગ રે, હોયે યાતુધાન મહાભાગ રે;
પરંતુ તેના અંગની માય રે, થાય આફણી લીન ત્યાંય રે. ૪૪
એમ થાયે તોપણુ તેને રે, સંગ બાધ ન કરે જેને રે;
હે નરશાર્દૂલ સાંભળ રે, પછે વાધે તેનું મહાબળ રે. ૪૫
અણિમા લઘિમા ને મહિમા રે, પ્રાપ્તિ પ્રાકામ્યનો જાણે મહિમા રે,
રહી ઇશત્વ ને વશિત્વ રે, વળી યત્ર કામાવસાયિત્વ રે. ૪૬
એ અષ્ટ મુક્તિ આપણહારા રે, પામે ઐશ્વર્યગુણ અવિધારા રે;
હવા એ અષ્ટના ગુણ કેવાય રે, કરુ સ્પષ્ટાર્થ સુણ્ય રાય રે. ૪૭
અણિમાએ ઝીણામાં ઝીણુ થવાય રે, શીઘ્રત્વ ગુણ લઘિમા માય રે;
પૂજે સકળ જન જેમા રે, એવો ગુણ છે મહીમામાં રે. ૪૮
વાચ્છેલી વસ્તુ મળી આવે રે, ગુણ તે પ્રાપ્તિનો કહાવે રે,
થાય સર્વમાં જેથી વ્યાપ્તિ રે, એ ગુણપ્રાકામ્યની સમાપ્તિ રે. ૪૯
સાક્ષાત ઇશ્વરતાનો ગુણ રે, છે ઇશત્વમાં મહાપુણ્ય રે;
વશિત્વથી વશ થાય સવ રે, માટે ગુણાખ્યિતું એ પર્વ રે. ૫૦
થાય સ્વેચ્છા જવાય ત્યાંહી રે, યત્રકામાવસાયિત્વ માંહીરે;
એણી રીતે યોગીનું ઐશ્વર્ય રે, વાધે યોગ સાધ્યે ધૈર્ય રે. ૫૧
અહો નૃપ એ ઐશ્વર્ય જાણુરે, મુક્તિસૂચક તું પ્રમાણુ રે;
વળી કરે આત્માનું કલ્યાણ રે, ઓળખાવે શિવ ને પ્રાણુ રે. ૫૨

પછે *નીપજ ટળે તેની રે, જાય વૃદ્ધિ જડામૂળ જેની રે;
અવિનાશી થાય પોતે રે, તેનું ક્ષય પરિણામ ન હોતે રે. ૫૩
પૃથ્વી આદિ ભૂતે તે ન છેદાય રે, જળ વહ્નિ રોગે ન ભેદાય રે;
કોહવરાવે ન જળ શત વર્ષ રે, અગ્નિ બાળવા નવ કરે સ્પર્શ રે. ૫૪
સુકાયે ન રોગે અગ તેનું રે, શબ્દાદિ ખેંચે નવ મન જેનું રે;
શબ્દાદિ તેને નહિ કાંઈ રે, કિંતુ ભોક્તા તેનો ન સાંઈ રે. ૫૫
તોયે એકપણું નવ પામે રે, એસું તેવા યોગી સામે રે;
આપું સમજવા દ્રષ્ટાંત રે, ત્યારે જણાશે સિદ્ધાંત રે. ૫૬
લઘુ સુવર્ણકેરા કટકા રે, નીચી ધાતુ માંહે અટક્યા રે;
ગમે તેમ મળી ગયો જાણે રે, તેને સોની કરે પ્રમાણે રે. ૫૭
રોહિતાશ્વમાં† નાંખી તેના રે, સર્વે દોષ બાળે એના રે;
એટલે તે વિમળ થાય રે, કે શુદ્ધ સોને જોડાય રે. ૫૮
એ પ્રકારે હે ભૂપ રે, યોગરૂપ અગ્નિ સ્વરૂપ રે;
તેમાં ગયેથી નિરવાણ રે, થાય દોષનો કચ્ચરઘાણ રે. ૫૯
એમ ગયા જેના દોષ રે, એવો યોગી શુદ્ધ સંતોષ રે;
પૃથ્વી આદિ વિશેષપણું ન પામે રે, કિંતુ સુવર્ણ શૌરિમાં‡ શામે રે. ૬૦
જેમ અગ્નિમાં અગ્નિ નાંખ્યે રે, ભિન્ન રૂપ જણાય ન દાખ્યે રે;
એકતા પામી તે જાય રે, વિશેષપણું ન લેહવાય રે. ૬૧
તે પ્રકારે હે ભૂપ રે, દગ્ધપાપ યોગી સ્વરૂપ રે;
બ્રહ્મને રૂપે ભળી જાય રે, જૂદાપણું નવ જણાય રે. ૬૨
જેમ વારિમાં નાંખેલું વારિ રે, એક રૂપી થાય અવિધારી રે;
તે રીતે યોગી આત્મા રે, પામે સમત્વ લહી પરમાત્મા રે. ૬૩
ઘણા ભુંડા બ્રહ્મજ્ઞાની રે, કથા કરતા જોઈ પુરાણી રે;
થઈ જાતે સાંખ્યાચારી રે, કે યોગની માત વિચારી રે. ૬૪
ભાખે અષ્ટ મહાસિદ્ધિ ખોટી રે, વદે મૂકી અમે ખોટી¶ રે;
તેનાં આપી અજ્ઞાની પ્રમાણ રે, પકડે પુરાણીના કાન રે. ૬૫
ત્યારે ભૂલે પુરાણી ભાન રે, જેહ પુરાણથી અજાણ રે;
આવે પૂછવા મને પુરાણી રે, એવા બ્રહ્મવેત્તા ઘાલું ઘાણી રે. ૬૬
પીશી કાઢું પાણી પાણી રે, પણ કરે શું જૂના પુરાણી રે;
અરિપણું રહ્યા મુજ પર આણી રે, તોય બતાવું વદવા વાણી રે. ૬૭
કેવું બ્રહ્મજ્ઞાની ભુંડા રે, ઉતરો આગમે ઊંડા રે;
શીખી શું યોગનો કક્કો રે, થાવ પટલ આપી ટક્કો રે. ૬૮
સાંખ્યશાસ્ત્રમાં સિદ્ધિ કયાંહી રે, નિંદો તેહ બતાવો આંહી રે;

* જરાએ નહિ. † અગ્નિમાં. ‡ બ્રહ્મ. ¶ ભાગી.

કોઈ મત્સર એણે વાધે રે, ગુણુ ઐશ્વર્ય વ્યાસ કેહ સાધે રે. ૬૯
તદા નીચા બ્રહ્મજ્ઞાની રે, કેહશે વ્યાસ હતો અજ્ઞાની રે;
ત્યારે કેહજો કહી મારા પુત્ર રે, રચિયું વ્યાસે વ્યાસસૂત્ર રે. ૭૦
કર્યા એકના ચાર વેદ રે, શાંતિપર્વ જુઓ નિર્વેદ રે;
અહં બ્રહ્મારિમ કહો જાતે રે, નામ વ્યાસનારાયણ પ્રખ્યાતે રે. ૭૧
કહે લોકના થોકેથોક રે, તેમ બ્રહ્મની મૂકે ન પોક રે;
વ્યાસવાક્યં ચિતૂસત્યમ્ રે, કયમ યમ મારે ન તેનાં અપત્યમ્ રે. ૭૨
એવું કેહતાં ન શે પડે ધાય રે, હાય કર્યાં ગયા રુડા રાય રે;
કેહજો પુરાણી તમે એમ રે, ત્રણ વેદ સાચા કેમ રે? ૭૩
વ્યાસસૂત્ર વેદ કયમ સાચા રે, બળો બોલનારની વાચા રે;
આથી કવચિતનો જાશે દોષ રે, વાચા બંધે કરશે રોષ રે. ૭૪
તેને મોકલજો મારી પાસે રે, સમજાવીશ સારો આશે રે;
નહિ માને તો મરડી મારીશ રે, ગાયત્રીપુરશ્ચરણ ધારીશ રે. ૭૫
વ્યાસનિંદકને પરજાળીશ રે, છો કેહતા શ્રોતા બાળિશ રે;
હશે વિનયગુણ તો ન બાળીશ રે, પણ વ્યાસના નિંદક ટાળીશ રે. ૭૬
જેને નામે જમો લાડુ રે, કવચિત્ સત્ય ન આવે આડું રે;
તેવા પુરાણી મારા વાહલા રે, જે છૂટે કર્મના કાળા રે. ૭૭
હવા મન મારું વારું રે, સર્વે થોડામાં સારું રે;
ઈતિશ્રીમાર્કંડેયપુરાણે રે, યોગસિદ્ધિ દત્ત વખાણે રે. ૭૮
ચત્વારિંશોધ્યાય પૂરો રે, નથી ભાવ મૂક્યો અધૂરો રે;
જોઈ સંસ્કૃતનો આમ શ્લોક રે, લખ્યો રાગ રાગણી ચોક રે;
કયાં ભૂલ્યો તે જુઓ પુરાણી રે, નથી મારી ગર્વની વાણી રે. ૭૯

વલણ.

ગર્વની વાણી નથી મારી, વૈરભાવે જોતાં ન દોષ રે;
પ્રેમાનંદ પુરાણી કાહવે, એ શું અલ્પ સંતોષ રે. ૮૦



## કડવું ૯૬ મું.

રાગ વેરાડી-(વણજારાનો).

અલર્ક વળતું પૂછતો, ભવભ્રાત છૂ રે;
કોહ બ્રહ્મમાર્ગની ચાલ, વારુ વાત છૂ રે. ૧
જાતાં તે પથમાં જોગીને, ભવ૦ કયમ ખેદ ન થાય દયાળ, વારુ વા૦ ૨
તેની ગતિ કહો મુજને, ભવ૦ યથાર્થ વર્ણવી આજ, વારુ વા૦ ૩
સુણવા ઇચ્છા ઉપજી, ભવ૦ વદી કરુણાળું કરો કાજ, વારુ વા૦ ૪

વળતા ગુરૂજી બોલિયા, મહા કાય જી રે;
કહું અલર્ક સુણ્ય સર્વ, રુડા રાય જી રે. ૫
સાંભળજે દક્ષતા ધરી, મહા૦ ગુણનિધિ મૂકી ગર્વ, રુડા રા૦ ૬
માન અને અપમાન જે, મહા૦ કરે નરને પ્રતિ ઉદ્વેગ, રુડા રા૦ ૭
તેજ ઉલટ અર્થે યોગીને, મહા૦ સપડાવે સિદ્ધિનો વેગ, રુડા રા૦ ૮
જે માન અને અપમાન છે, મહા૦ તેજ વિષામૃત કેહવાય, રુડા રા૦ ૯
અપમાન અમૃત યોગીને, મહા૦ માન તેને વિષ મનાય, રુડા રા૦ ૧૦
જે યોગીનું લક્ષણ જાણવું, મહા૦ તો કહું સાંભળ્ય વાત, રુડા રા૦ ૧૧
પગલુ ભરવુ તપાશીને, મહા૦ ચાલતાં ચક્ષુએ જોઇ ભ્રાત, રુડા રા૦ ૧૨
અણગળ જળ પીવુ નહિ, મહા૦ વદવી સત્યે શુચિ કરેલી વાણ, રુડા રા૦ ૧૩
જે વદવું તે વિવેકથી, મહા૦ ચિંતવન કરી ચતુરસુજાણ, રુડા રા૦ ૧૪
જીવન રાખવા જોગીએ, મહા૦ તે માટ આતિથ્ય શ્રેહવાય, રુડા રા૦ ૧૫
પિતૃકાર્યે કે મખને વિષે, મહા૦ દેવયાત્રાએ નવ જવાય, રુડા રા૦ ૧૬
ઉત્સવ હોયે અવનવો, મહા૦ જ્યાં મળ્યા માનવ અપાર, રુડા રા૦ ૧૭
સા ન જવાએ જોગીએ, મહા૦ જાતો થાતો ભ્રષ્ટ તે વાર, રુડા રા૦ ૧૮
જો જોગી ખાવા ધારતો, મહા૦ તો તેનાથી કેમ ખવાય, રુડા રા૦ ૧૯
વેરાઈ જાય સહુ મળ્યા, મહા૦ પછે યોગીએ અન્ન જોવાય, રુડા રા૦ ૨૦
રસોડામાં ધૂમ્ર ન જોઇએ, મહા૦ જ્યારે પડે પાવક શાંત, રુડા રા૦ ૨૧
એવું આલય અવલોકવું, મહા૦ પછે ભોજન કરવું મહાંત, રુડા રા૦ ૨૨
સર્વે જમી ઊઠે પછી, મહા૦ જોગીએ જમવા જવાય, રુડા રા૦ ૨૩
નિત્ય પ્રતિ એક સ્થાનકે, મહા૦ નવ જોગીથી જઇ ખવાય, રુડા રા૦ ૨૪
એક મંદિર જમતાં સદા, મહા૦ તે યોગીનુ થાય અપમાન, રુડા રા૦ ૨૫
અભાવ પરાભવ આવતાં, મહા૦ થાય છેવટ સર્વે સમાન, રુડા રા૦ ૨૬
સત્પુરુષો જે માર્ગે ગયા, મહા૦ ન તે દોષિત પથ કેહવાય, રુડા રા૦ ૨૭
તેહ પ્રકારે યોગીએ ચાલવું, મહા૦ તેના ગુણગણ ગવાય, રુડા રા૦ ૨૮
મંદિર જાવું ગૃહસ્થને, મહા૦ કે શિલોચ્છવૃત્તિ* જ્યાંય, રુડા રા૦ ૨૯
એકાંતે ભિક્ષા આરોગવી, મહા૦ એમાં પેહલી શ્રેષ્ઠ મનાય, રુડા રા૦ ૩૦
સદાચારી શ્રદ્ધાળુ જોઇએ, મહા૦ થવું શ્રોત્રિય તથા ઉદાર, રુડા રા૦ ૩૧
એવા ગુણવાળો હોય ત્યાં, મહા૦ કરવો યોગીએ જમવા વિચાર, રુડા રા૦ ૩૨
એવા મહાત્માને ત્યાં સદા, મહા૦ નિત્ય જમવું જોગીરાજ, રુડા રા૦ ૩૩
એ વિહીન દોષરહિત વળી, મહા૦ કરે નવ પતિતનાં કાજ, રુડા રા૦ ૩૪
તેવા જનને ત્યાં જવાય છે, મહા૦ જમવાને જોગીએ જાણ, રુડા રા૦ ૩૫

* માર્ગમા પડેલા અન્નકણ લેઈ તેપર નિર્વાહ કરવો તે

પણ નીચી વૃત્તિ કહી એ સહી, મહા૦ જુઓ વેદ શાસ્ત્ર પુરાણ, રુડા રા૦ ૩૬
ઢીલા ચોખા રાધિયા, મહા૦ કે મેળવ્યાં તાંદૂળ દાળ, રુડા રા૦ ૩૭
તક્ર દુગ્ધ શુદ્ધ તાંદળા, મહા૦ ફળ મૂળ હે દયાળ, રુડા રા૦ ૩૮
કાંગ કે કણુ સાથવો, મહા૦ તે તૈયે મેળવિયો હોય, રુડા રા૦ ૩૯
એ ભિક્ષા અરથે શુભ છે, મહા૦ આહર એ સિદ્ધિપ્રાપ્ય છે સોય, રુડા રા૦ ૪૦
તે આહર પરમ સમાધિએ, મહા૦ કરવો યોગીએ ભક્ષણ, રુડા રા૦ ૪૧
તત્ર કેવો વિધિ કરવો જોઈએ, મહા૦ યોગનું કરવા રક્ષણ, રુડા રા૦ ૪૨
કરી આચમન પૂરવે, મહા૦ એક ચિત્ત થઈ નિરવાણ, રુડા રા૦ ૪૩
મૌનવ્રતને ધારવું, મહા૦ પછે આપવી આહુતિ જાણ, રુડા રા૦ ૪૪
'પ્રાણાય' એમ વદી કરી, મહા૦ કેહવું બીજીએ 'અપાનાય', રુડા રા૦ ૪૫
'સમાનાય' ત્રીજીમાં બોલવું, મહા૦ કેહવું ચોથી આપતાં 'ઉદાનાય' રુડા રા૦ ૪૬
હવાં પાંચમી જેહ બાકી રહી, મહા૦ અભિધાન તેનું 'વ્યાનાય' રુડા રા૦ ૪૭
એમ પાંચ આહુતિ આપવી, મહા૦ પછે પ્રાણાયામ ને ન્યાય, રુડા રા૦ ૪૮
એ પંચ આહુતિ પૃથક્ કરી, મહા૦ સ્વેચ્છાએ યોગી ખાય, રુડા રા૦ ૪૯
પાનીયપાન એક વાર ત્યાં, મહા૦ યોગીજનથી કરાવ, રુડા રા૦ ૫૦
પછે આચમન કરી કારવી, મહા૦ હૃદે સ્પર્શ કરવો સત, રુડા રા૦ ૫૧
એ ભોજનવિધિ સાધુનો, મહા૦ આચરે તે કેહવાય મહંત, રુડા રા૦ ૫૨
હવાં ભિક્ષુકનાં વ્રત ભાખું હું, મહા૦ ગણના જેની છે પચ, રુડા રા૦ ૫૩
બ્રહ્મચર્ય, ત્યાગ, અચોરિકા, મહા૦ અહિંસા અલોભનો સંચ, રુડા રા૦ ૫૪
હવાં યોગીને પાચવાતણાં, મહા૦ ભાખુંછું નિયમ પાંચ, રુડા રા૦ ૫૫
ગુરુસેવા, અકોપ, પવિત્રતા, મહા૦ નિત્યાહારીને આવે ન આંચ, રુડા રા૦ ૫૬
નિત્યપ્રતિ છે પાંચમો, મહા૦ નામે તો વેદાભ્યાસ, રુડા રા૦ ૫૭
હોય તત્ત્વભૂત કાર્યસિદ્ધિનું, મહા૦ એહવું તે યોગીએ કરી અભ્યાસ, રુડા રા૦ ૫૮
છે વિજ્ઞાનબાહુલ્ય યોગને, મહા૦ વિઘ્ન કરનારું સદાય, રુડા રા૦ ૫૯
આ તો જાણવા જેવું છે, મહા૦ એમ ઝંખી તૃપ્ત ન થાય, રુડા રા૦ ૬૦
કલ્પ સહસ્ર સુધી તેહ તો, મહા૦ ઇચ્છિત વસ્તુમાં અટવાય, રુડા રા૦ ૬૧
એવું છે માટે યોગીએ, મહા૦ અધીરા નવ થાવું જરાય, રુડા રા૦ ૬૨
યોગીએ સંગને ત્યાગવો, મહા૦ જીતી લેવો ક્રોધને જાણ, રુડા રા૦ ૬૩
મિતાહાર કરી સદા સર્વદા, મહા૦ ઇંદ્રિયો રાખવી વશ સુજાણ, રુડા રા૦ ૬૪
નેત્રાદિ દ્વાર મતિવતી, મહા૦ બંધ રાખીને ધરવો ટેક, રુડા રા૦ ૬૫
પ્રવેશ સ્વમાનસતણો, મહા૦ કરવો ધ્યાનમાં ધરી વિવેક, રુડા રા૦ ૬૬
શૂન્યસ્થળે કે ગુફા વિષે, મહા૦ કે એકાંતે વન માંય, રુડા રા૦ ૬૭
નિત્ય યોગયુક્ત રેહવું યોગીએ, મહા૦ ધ્યાન ધરી એકાંત જ જ્યાંય, રુડા રા૦ ૬૮
વાણીદંડ કર્મદંડ ને, મહા૦ ત્રીજો માનસદંડ કેવાય, રુડા રા૦ ૬૯

એ ત્રણદંડ ક્રમજો જે કને, મહા૦ મહાત્રિદંડી યતિ પૂજાય, રુડા રા૦ ૭૦
ગુણમય અવગુણમય જેહને, મહા૦ સદસત્ જગત શિવરૂપ, રુડા રા૦ ૭૧
જેને મન એવું વર્સ્યું, મહા૦ તેને કયા રંક ને ભૂપ, રુડા રા૦ ૭૨
પ્રિય અપ્રિય સમાન છે, મહા૦ સમાન મૃત્તિકા સુવર્ણ, રુડા રા૦ ૭૩
એવી નિર્મળ મતિ થઈ ગયે, મહા૦ જાયે અશરણકેરે શર્ણ, રુડા રા૦ ૭૪
એમ સર્વ ભૂતમાં સમાનતા, મહા૦ જે જોગીજનની થાય, રુડા રા૦ ૭૫
તે નિર્વિકાર સનાતન બ્રહ્મના, મહા૦ મહામનહર ધામમાં જાય, રુડા રા૦ ૭૬
પછે આવાગમન ન તેહને, મહા૦ જીવનમુક્ત તે મહાભાગ, રુડા રા૦ ૭૭
કિંતુ એવા યોગી વિરલા, મહા૦ જણાયે તેને લાગતું પાગ, રુડા રા૦ ૭૮
વેદ કરતાં સર્વે યજ્ઞની, મહા૦ ક્રિયાઓ શ્રેષ્ઠ મનાય, રુડા રા૦ ૭૯
વરમખ કરતાં જપ જાણજો, મહા૦ જ્ઞાનપથજપથી વર ગણાય, રુડા રા૦ ૮૦
જ્ઞાનમાર્ગ કરતાં પણ શ્રેષ્ઠ જે, મહા૦ પ્રીત્યાસકિતવિહીન ધ્યાન, રુડા રા૦ ૮૧
તેનું ધ્યાન હાથ લાગી ગયું, મહા૦ તે મહાબ્રહ્મથી પામ્યો માન, રુડા રા૦ ૮૨
જે સમ્યક્ ધારણા ધરી શકે, મહા૦ બ્રહ્માસક્ત ને સાવધાન, રુડા રા૦ ૮૩
શુચિ એકાંતવાસી સદા, મહા૦ જિતેંદ્રિય એવો મહાન, રુડા રા૦ ૮૪
આ યોગને તે પામી શકે, મહા૦ પછે સ્વયોગ મેળવે ધરી ધ્યાન, રુડા રા૦ ૮૫
મુક્તિને મેળવે સત્વરે, મહા૦ થઈ મુકત થાયે દેદીપ્યમાન, રુડા રા૦ ૮૬
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણમાં, મહા૦ પિતાપુત્રસંવાદે આત્મવિવેક, રુડા રા૦ ૮૭
એકચત્વારિંશોધ્યાય આ, મહા૦ ન અન્ય યોગચર્યા વ્યતિરેક, રુડા રા૦ ૮૮

વલણ.

યોગચર્યા વ્યતિરેક નથી કાંઈ, આ અધ્યાયની માંય રે;
પુરાણીઆવા સમજે નહિ ત્યાં, દ્વિજજન પૂછે ક્યાંય રે. ૮૯

---

## કડવું ૯૭ મું.

### રાગ મારુ.

દત્તગુરુ કેહ અલર્ક સાંભળય, એક ચિત્તે તુંય;
સંશય તારા સર્વ છેદીશ, જાણય જરૂરે હુંય.
એકતાળીશમા અધ્યા વિષે, કહ્યાં લક્ષણ જેહ;
યોગી એવો યોગધારી, શુદ્ધનિઃસંદેહ.
સમ્યક્ પ્રકારે યોગમાં તે, સ્થિર થાય પ્રમાણ;
તે સહસ્રજન્મે કરીને પણ, નવ ચળે નિરવાણ.
યોગમાં અવિચળ થઈ રેહ, જાણય તેવો જોગી;
ઇશ્વિરથકી નવ થાય કદીએ, તેહ જન વિયોગી.

હવાં વિશ્વસ્વરૂપ તુજને, કહું કિંચિત આજ;
જેના સર્વ બાજુ પાદ ઉભય, ગ્રીવા મસ્તક સાજ. ૫
તેહ આ છે જગતકેરા, નીપજાવણહાર;
એવા પ્રતીક પરમાત્મા નિહાળી, પ્રાપ્તિ અર્થે સાર. ૬
જેહ શ્રમ કરશે સહી તે, ઉતરશે ભવપાર;
તેહ પ્રભુની ભક્તિ કરવા, કહું મંત્રવિચાર. ૭
પાર ઉતર્યા એ થકી જીવ, જાણ્યો જીવ શિવનો પાર;
કલ્યાણકારી છે સદા, ૐતણો ઉચ્ચાર. ૮
એ વિધિ એકાક્ષરમંત્રનો જપ, યોગી કરે અહો કાળ;
એ જ ધ્યાન એમનું, ને એને જગત વિશાળ. ૯
હવાં એ ૐકાર કેરું, સ્વરૂપ ભાખું સત્ય;
અકાર ઉકાર મકાર અક્ષર, ત્રણ સ્વરૂપ સુગત્ય. ૧૦
માત્રા કહે વળી એહ ત્રણ ને, ભાખું તેનાં નામ;
સાત્વિકી રાજસી તામસી છે, નામથી અભિરામ. ૧૧
એ વિણ રહી જે અર્ધમાત્રા, નિર્ગુણાભિધાન;
ઉર્ધ્વસ્થાનક તે વશી રહી, અર્ધમાત્રા માન. ૧૨
તેહને ગાંધારી કેહતા, કહું તેહનો આશ્રય;
તેજ ગાંધારી* સ્વરતણો, રહી કરી સમાશ્રય. ૧૩
પ્રયોગ એ માત્રાતણો જો, કરે યોગીજન;
તેહની ગતિ હવાં ભાખું, સુણ્ય તું રાજન. ૧૪
પિપીલીકાશી† મૂર્ધાસ્થાને, ગતિ કરે નિરવાણ;
સ્પર્શ તેનો તેટલો કેહ, જેહ જાણ સુજાણ. ૧૫
જયમ ૐકાર પ્રયોગથી, સ્થાન મૂર્ધા પામે;
ત્યમ ૐકારમય યોગીપુરુષ, અક્ષર પામી અક્ષર કામે. ૧૬
આવતો કે રૂપ થાતો, નહિ સંશય તેમાં;
અક્ષરરૂપ યોગી થઈ જાયે, ન હોય શંકા જેમાં. ૧૭
પ્રાણ ધનુ‡ ને બાણ આત્મા, છે બ્રહ્મ વેધ્ય નિશાન;
જેમ ધનુથી બાણ છૂટી, ચોટી નિશાન સમાન. ૧૮
રૂપ થાય નિશાનકેરું, વદે એમ મહાન;
તેમ આત્મા બ્રહ્મ પામી, તન્મય બને તે સ્થાન. ૧૯
તેણે કરી સાવધપણે નૃપ, નિશાન પાડવું જાણ;
ૐકાર અક્ષર નિગમ ત્રણ, છે ત્રણલોક સુજાણ. ૨૦

* યોગ માર્ગમાં સાત સ્વરમાંનો ત્રીજો. † કીડી જેવી. ‡ ધનુષ.

ત્રણ અગ્નિનાં ત્રણુ રૂપ એ, છે વિધિ વિષ્ણુ શિવ;
ઋગ્વેદ ને યજુર્ એ છે, સામવેદ સત્ત્વ. ૨૧
પરમાર્થ રૂપે કરી તેની, જાણવી માત્રાય;
સાડા ત્રણકેરું માપ કેહછે, એહ મોટી મહામાત્રાય. ૨૨
જેહ યોગાસક્ત એમાં, થાય જેણી વાર;
તેહમાં તે લીન થઇને, જાય ભવની પાર. ૨૩
અકાર પૃથ્વીલોક છે, ઉકાર ભુવર્લોક;
અર્ધમાત્રા સહિત જાણો, છે મકાર સ્વર્ગલોક. ૨૪
કલ્પના એવી કરી છે, શાસ્ત્ર ને પુરાણ;
પ્રશંસાએ મંત્રકેરી, વદું હું વાણ. ૨૫
એની પૂર્વ માત્રા વ્યક્ત કેહછે, અવ્યક્ત કેહછે બીજી;
ચિચ્છક્તિ ત્રીજીને કહે નૃપ, અર્ધ પરમ પદ રીઝી. ૨૬
એમ અર્ધી માત્રા પરમપદમાં, યોજતા યોગીંદ;
તે તેમ છે તું જાણ્ય નિશ્ચે, મહતરૂપ મહીંદ. ૨૭
એ અનુક્રમ રાખી જાણવી, ભૂમિકા સહુ યોગની;
ૐતણા ઉચ્ચારથી, સદસત્ માત્રે થોકની. ૨૮
આવી જાયે ગણતરી નૃપ, વદુ વેદે સત્ય;
સ્પષ્ટિકરણ પુરાણ કરતાં, નિગમની ગૂઢ ગત્ય. ૨૯
પ્રથમ માત્રાહ્રસ્વ છે, અન્ય દીર્ઘ પ્રમાણ;
તૃતીયને જન પ્લુત કેહતા, અર્ધીતણું અનુમાન. ૩૦
કરી શકયા નથી કોઈ જન, સુણ્યું નથી કંઈ કાન;
મહાત્મ્ય હોવાં એવું ભાખ્યુ, સુણ્ય હે રાજાન ૩૧
એ વિધે ૐકાર નામે, પરમ અક્ષર બ્રહ્મ,
જે જન સારી પેર જાણે, તે સુખ પામે પરમ. ૩૨
એહ મંત્રનું ધ્યાન ધરતાં, ત્રણ બંધનથકી મૂકાય;
સંસારચક્રને પડતું મૂકી, પરબ્રહ્મમાં લીન થાય. ૩૩
જો યોગિકેરાં કર્મબંધન, ક્ષીણ થયાં નવ હોય;
અરિષ્ટલક્ષણે તો તે યોગી, મૃત્યુ જાણે સોય. ૩૪
મૃત્યુ જાણી મૃત્યુકાળે, સભારીને અરિષ્ટ;
યોગીત્વને યોગીંદ્ર પામે, ફરે પાછો શિષ્ટ. ૩૫
એમ છે માટે યોગ જેનો, નવ થયો હોય સિદ્ધ;
વા દશ દિશાએ થઈ ગયો, સિદ્ધ યોગ પ્રસિદ્ધ. ૩૬
સદા તેવા યોગીએ, અરિષ્ટ જાણી છોડવાં;
જેથી મરણકાળે ભય જતો રેહ, જાય સર્વ વખોડવાં. ૩૭

પુરાણીને આ યોગ કેવો, યોગ ધનનો ધન્ય;
કિંતુ તે નવ સાથ આવે, સુત દારા અન્ય. ૩૮
સર્વને ઉપદેશ દ્યો, પુરાણીબાવા જાણુ;
તદા મારો વસે ક્યાંહી, ઉપદેશ પ્રમાણુ. ૩૯

વલણ.

પ્રમાણભૂત ઉપદેશ મારો, ન માને પુરાણી દેવ રે,
સમજાથી સમજાવી કહું હું, કરો વિપ્ર વિપ્રની સેવ રે. ૪૦

---

## કડવું ૯૮ મું.

### રાગ વસંત.

જગગુરુ કહે સુણ્ય રાય જી, કહું અરિષ્ટની વાત;
જે જોયાથકી જોગીને, જણાય મૃત્યુ પ્રખ્યાત. ટેક.
યોગજ્ઞાન યોગી સદા, મૃત્યુ પારખે પૂર;
પોતાને મરવું કયાહરે, જાણે તેહ જરૂર. જગગુરુ૦
તે જોગી અરિષ્ટથી જાણતા, કહું તેહ અરિષ્ટ;
નભગંગા ધ્રુવ તારિકા, શુક્ર તારો વરિષ્ટ. જગગુરુ૦
ચંદ્રપ્રતિબિંબ અરુધતી, જેને નવ જણાય;
તે એક સંવત્સર નવ જીવે, સુણ્ય અલર્કરાય. જગગુરુ૦
જુએ સૂર્યબિંબ કિરણુવોનું, વહ્નિ કિરણવાળો દેખાય;
એકાદસ માસ તે સહી, ધરે નરવર કાય. જગગુરુ૦
જે નર વાંતિપદાર્થમાં, મૂત્ર કે પુરીષમાંય;
પ્રત્યક્ષ સોનું રૂપું જુએ, કે આવે સ્વપ્ન જ્યાંય જગગુરુ૦
તે દશ માસ જીવી શકે, સુણ્ય અલર્ક ભૂપ;
પ્રેત પિશાચાદિક સહી, ગંધર્વનગર અનૂપ. જગગુરુ૦
વા સુવર્ણમય દ્રુમ દેખતો, તે જીવે નવ માસ;
નિશ્ચે મરે સંશય નહિ, ન કરવી કોઇએ આશ. જગગુરુ૦
પુષ્ટ સૂકાઇ જાય જે, શુષ્ક થાયે પુષ્ટ;
જે સ્વપ્રકૃતિથી નિવૃત્ત થયો, રેહ અષ્ટ માસ સંતુષ્ટ. જગગુરુ૦ ૯
જેહ ધૂલિકા કે કર્દમે, મૂકે પગ નિરવાણ;
તે આગલ્યા ભાગથી ભાગલું, જોતાં થાયે જાણ. જગગુરુ૦ ૧૦
એમ ખંડિત પગલું જોઇને, કરવો મન વિચાર;
સપ્ત માસ એ જીવશે, કરવો એહ નિરધાર. જગગુરુ૦ ૧૧

જે માનવ મસ્તક ઉપરે, બેસે ગૃધ્ર કપોત;
કાદોલ કે વળી કાગડો, અન્ય પંખી શોણિત સોત. જગગુરુ૦ ૧૨
આવી અદર્શ થઈ જાય તે, જોત જોતાની માંય;
તે ચિહ્ન જોઈ જોગી કથે, મરે થાય ખટ માસ જ્યાંય. જગગુરુ૦ ૧૩
કાગડાની હાર્યો અંગ પરે, આવી કરે ચંચુ પ્રહાર;
વા જે નરપર વૃષ્ટિધૂળની, થતી દેખાય સાર. જગગુરુ૦ ૧૪
તેમ સ્વછાયા જુએ બીજે રૂપે, તે જીવે પંચ માસ;
વળી ચાર માસ કહ્યું, તેહનું જીવતર પ્રકાશ જગગુરુ૦ ૧૫
વાદળ ચડી આવ્યા વિના, દક્ષિણ દિશાએ વીજ;
થતી જણાએ દૃષ્ટિએ, અન્ન ઉગે વણબીજ. જગગુરુ૦ ૧૬
વા રાત્રિએ ઈંદ્રિધનુષ જુએ, તેનું આયુષ્ય જાણ;
બે કે ત્રણ માસમાં સહી, આવી રહ્યું નિરવાણ. જગગુરુ૦ ૧૭
ઉષ્ણ ધૃત કે તેલમાં, આદર્શે અવિધાર;
જોયા છતાં દેખાય નહિ, અંગ રંગ અપાર. જગગુરુ૦ ૧૮
વા મસ્તકવિહોણું ધડ જુએ, જે જન જાતોજાત;
તે એક માસ જીવે સહી, કહી યોગશાસ્ત્રે વાત. જગગુરુ૦ ૧૯
જે યોગીના અંગનો, ગંધ અજ સમાન;
વા શબ સમાન આવે સહી, તેના આયુષ્યનું અનુમાન. જગગુરુ૦ ૨૦
કરી લેવું અર્ધમાસનું, ફરે નવ રતિ તેહ;
દુકાળ ત્યારે જાણવો, ન ગર્જે અષાઢે મેહ. જગગુરુ૦ ૨૧
જે નરને નાહતાં સહી, લાગી નવ વાર;
તોય હૃદય પાદ સૂકાઈ ગયાં, કંઠે સોષ અપાર. જગગુરુ૦ ૨૨
તે દશ દિવસનો પરૂણલો, જાણવો જરૂર;
ફેર નહિ એ વાતમાં, સાચું માન્ય તું શૂર. જગગુરુ૦ ૨૩
ભેદાયલો વાયુ જેહનાં, મર્મસ્થળ છેદે જાણ;
રોમાંચ થાય ન જળ અડચે, તેના જાય નક્કી પ્રાણ. જગગુરુ૦ ૨૪
સમય ન નિશ્ચે એહનો, પણ જાણવું સત્ય;
અત્યય† પાસે આવિયું, મળી લેવું અપત્ય. જગગુરુ૦ ૨૫
જે નર મર્કટ ભલ્લુક વાહને, બેશી જાય સ્વપન;
ગીત ગાઈ દક્ષિણ દિશે વહે, તેનું જાણ નિધન. જગગુરુ૦ ૨૬
એવાં ચિહ્ન જુએ જદા, તદા થાય શું ત્યાંય;
કાળની વાટ જુએ નહિ, લઈ જતાં જીવ જ્યાંય. જગગુરુ૦ ૨૭

---

* બકરા. † મૃત્યુ.

જે નર સ્વપ્નામાં જુએ, રક્તકૃષ્ણ વસ્ત્રવતી નાર;
હસતી રમતી ગાતી જાય તે, દક્ષિણ દિશ મોઝાર. જગગુરુ૦ ૨૮
તે નર જીવે નહિ નકી, ઘડી પલક કે પોર;
યોગે નિર્ણય કરી કહ્યું, સુણ્ય ઋતુધ્વજ કિશોર. જગગુરુ૦ ૨૯
જે જન સ્વપ્ને નગ્ન થઈ, હસતો રમતો જણાય;
બલિષ્ટ બૌદ્ધમાર્ગી યતિ, જતો એકલો દેખાય. જગગુરુ૦ ૩૦
તે નરને નિધન* નિકટ વસ્યું, જાણ હે મહાકાય;
જે નર પગથી તે શિર લગી, કર્દમે ગરકાય. જગગુરુ૦ ૩૧
કર્દમનિધિમાં બુડતો, જન જાતે જે જોવાય;
તેનુ મૃત્યુ આવે ઉતાવળુ, ઝાઝી વાર ન થાય. જગગુરુ૦ ૩૨
કેશ, લાળા, રક્ષા, સર્પ, ને નદી જળવિહીન;
સ્વપ્નામાં દેખે સહી, થાય તે નર દીન. જગગુરુ૦ ૩૩
દશ દિવસ ભાગ્યે બચે, કદા જીવ્યો જાણ;
તો એકાદશમે દિવસે મરે, એવો નર નિરવાણ. જગગુરુ૦ ૩૪
ક્રૂર કાળા બિહામણા, ઉગામી રાખ્યાં આયુધ;
એવા નર સ્વપ્ને દીસે, પાણે ધર્યાં પાષાણ શુદ્ધ. જગગુરુ૦ ૩૫
તેવડે મારે જેહને, તેહનો જો જોનાર;
તત્કાળે મૃત્યુ પામશે, નૃપવર નિરધાર. જગગુરુ૦ ૩૬
સમયસૂર્યોદય જોઈને, અથવા નરની ચોપાસ;
પ્રાણ રડે ગરજી ઘણી, તજવી તેણે જીવિતઆશ. જગગુરુ૦ ૩૭
જે નરે ખાધુ અબઘડી, લાગે વળી પાછી ભૂખ,
તેવડે હૃદય સુકાય છે, ખાલી થઈ જાણે કૂખ. જગગુરુ૦ ૩૮
દાંત કકડે શિતવિણ સદા, તે નવ જીવે જાણ;
હતો નહોતો થઈ જાય તે, જાણ સત્ય સુજાણ. જગગુરુ૦ ૩૯
દીપક ગંધ ન આવતો, ઊઠે ઉધડકી જેહ;
ભલે દિવસ કે રાત્રિ હો, ઉપજે અતિ સંદેહ. જગગુરુ૦ ૪૦
વળી પ્રતિબિંબ પોતાતણું, અન્ય નેત્રે નવ દેખાય;
તે નર ઝાઝુ જીવે નહિ, સુણ્ય શાણા તુ રાય. જગગુરુ૦ ૪૧
ઇંદ્રધનુષ જોઈ રાત્રીએ, દિવસે તારાગણ દૃષ્ટ;
આત્મદર્શીએ જાણવું નકી, આવ્યુ આયુષ્યે કષ્ટ. જગગુરુ૦ ૪૨
નાસિકા વાંકી થઈ રેહ, કર્ણ નમી નમી જાય;
કે ઉર્ધ્વ થઈ તે રેહ, નેત્રે વેહે વારિ રાય. જગગુરુ૦ ૪૩

* મૃત્યુ

તેણે જીવતર આશા મૂકવી, યોગી ભોગીએ ભૂપાળ;
નીરાગીએ મરણ જાણવું, જોવા આવ્યો કાળકરાળ જગગુરુ૦ ૪૪
વદન કાંતિ રકત થઈ, કાળપ રસનાએ સાર;
ચતુર ચિહ્ન એવાં લહી, કરે નિધનવિચાર જગગુરુ૦ ૪૫
સ્વપ્ન વિષે બેશી કરી, ઉષ્ટ્ર ઉપર જેહ;
કે રાસભવાહને બેશીને જાય, દક્ષિણ દેશ ઉજેહ*. જગગુરુ૦ ૪૬
તેનું મૃત્યુ ઢુકડું, આવી લાગ્યું હાથ,
ફેર રતિ પડે નહિ, જાણ હે નરનાથ જગગુરુ૦ ૪૭
કર્ણબંધ કરતા જેને, ન સભળાય અગ અવાજ,
કીકીનું રત્ન જતું રહ્યું, કથવ્યું તેનું જીવિતકાજ. જગગુરુ૦ ૪૮
સ્વપ્ને પડયો નર ગર્તમાં†, પછે તેનુ દ્વાર દેવાય,
તેમ ઉઠાય ન તેમાંથકી, તેણે ઘડી ઇક ન લેહવાય. જગગુરુ૦ ૪૯
ઘડીઓ ગણાઇ જાય જીવની, છેલ્લી પળ ન જણાય,
દ્રવ્ય દાટયું રહે ભૂમિમાં, ભલપણે ન ભણાય જગગુરુ૦ ૫૦
ચક્ષુ ચઢી જાય ઉર્ધ્વમાં, રહે નવ સ્થિર તેહ;
અધોગતિ કરે રક્ત થઇ, ચક્ષુમાંની તેહ જગગુરુ૦ ૫૧
વદનશ્વાસ નાભિ ખીજી, શીતળ અતિ જણાય,
તે ચિહ્ન જોઈ જાણવું, અલ્પકાળ ગણાય જગગુરુ૦ ૫૨
અગ્નિ કે જળમાં પેશીને, નવ નીકળે જે બહાર;
સ્વપ્નામાં એવું દેખતો, તે મરે સદ્ય નિરધાર. જગગુરુ૦ ૫૩
ભૂતથકી દિવારાત્રિએ, જેહ હણાએ રોજ,
તે સાત રાત્રિ જીવે સહી, જોઈ ચત્ય ખોજ. જગગુરુ૦ ૫૪
જેહ પુરુષ જુએ સહી, સ્વનિર્મળ શ્વેત વસ્ત્ર,
કે રાતું હોય તેહને, કાળું જુએ જેનું શસ્ત્ર જગગુરુ૦ ૫૫
તેણે નિધન નિકટ જાણવું, કરી લેવું કાંઈ પુણ્ય,
દેહ ગયા પછે તાહરે, નવ ખંડ નભ છે શૂન્ય જગગુરુ૦ ૫૬
સ્વભાવ અથવા પ્રકૃતિ, બદલાય જે દિન,
તે દિવસે જાણવું નિશ્ચે થકી, માછીએ સાહ્યું મીન. જગગુરુ૦ ૫૭
એટલે યમકિંકર આવી ઊભા, તેને લઈ જવા જાણ;
વાર કરે નહિ અધ ઘડી, વધુ યોગશાસ્ત્રે પ્રમાણ. જગગુરુ૦ ૫૮
વિનય ગુણ નિરતર રહ્યો, વશી વપુ મોઝાર;
પૂજ્યા તેને પૂજતો નથી, કરી અપમાન અપાર. જગગુરુ૦ ૫૯

* ઉમગથી. † ખાડામાં

વંધ્યા તેને નિંદ રહ્યો, માત તાત જામાત્ર;
કરે કુથલી એમની, થઈ જઈ કુપાત્ર. જગગુરુ૦ ૬૦
તેણે જાણવું કે દાહડો ફર્યો, થઈ પુલ્ય ફિતુર;
જોત જોતાં ફાટી જતે, ઉડી ગયું અંકુર. જગગુરુ૦ ૬૧
એમ ભણ્યા ગણ્યા અવગણ્યા, તેહ પામે નિધન;
વિચક્ષણ જન જાણી લે, આવ્યો હવાં મરણનો દન. જગગુરુ૦ ૬૨
અહો નરપતિ સુણ્ય તું, મન કરી વિવેક;
એ અરિષ્ટ સવત્સર અંતમાં, આપે ફળ અનેક. જગગુરુ૦ ૬૩
તે યોગીએ જાણવાં, યત્ને કરી દિન રાત;
તે યોગી યોગે થઈ છતો, થાય પુર પ્રખ્યાત જગગુરુ૦ ૬૪
એની ભયકર ફળહાસ્ય છે, તેને જોવી જઈ સ્પષ્ટ;
સમયાનુકુળ કારજ કરી, રાખવી રુડી દ્રષ્ટ. જગગુરુ૦ ૬૫
તે સમયને સિદ્ધે જાણીને, કરવો નિર્ભય સ્થળે વાસ;
તે સુખ શાંતિ પામતા, ટળે ભવનો ત્રાસ. જગગુરુ૦ ૬૬
તે ફળદાયી કાળ ન જાય, જ્યમ નિષ્ફળ હે નરેશ;
તેવી ધારણા યોગીએ ધારવી, હારે જેથી શેષ મહેશ. જગગુરુ૦ ૬૭
અરિષ્ટને જોઈ જોગીએ, તજવી અત્યય બીક;
અરિષ્ટ સ્વભાવને જાણવો, કાળવિભાગ ઠીક ઠીક. જગગુરુ૦ ૬૮
એમ નિશ્ચય કરી કાળનો, પછે કરવું કેમ;
તેહ વર્ણવી દાખવુ, યોગીજનનું ક્ષેમ. જગગુરુ૦ ૬૯
જ્યાં એ કાળ અવધિ આવિયો, કે યોગજ્ઞાતે જાણ;
ધારણા ધરવી યોગની, શુદ્ધ મને સુજાણ. જગગુરુ૦ ૭૦
દિવસના પૂર્વ ભાગમાં, કે ઉત્તર ભાગે સાર;
મધ્યાહ્ને વા રાત્રિએ, દીઠું હોય અરિષ્ટ જે વાર. જગગુર૦ ૭૧
તે સમય સુધી યોગીએ, યોગ ધરવો શુદ્ધ;
અરિષ્ટનો દિન આવે ત્યાંલગી, ન તજવો યોગ જન જે બુધ. જગગુરુ૦ ૭૨
આત્મજ્ઞ યોગીએ પછે, કરવો ભયકેરો ત્યાગ,
અરિષ્ટ કાળને જીતવો, સ્થિર થવું મહાભાગ. જગગુરુ૦ ૭૩
જ્યાં ગયે માનસ સ્થિર રેહ, ત્યા જઈ ધરવો યોગ;
તજવા નાના પ્રકારના, ભોગ્ય સમ્યક્ ભોગ. જગગુર૦ ૭૪
સત્વ રજ તમ જીતવા, પોતાની મેળે જાણ;
આત્મામાં તદ્રૂપ હતું સદા, યોગી નરે નિરવાણ. જગગુરુ૦ ૭૫
ચતુરે ચિદ્દવૃત્તિને ત્યાગવી, બીજા બાધ તમામ;
એવું થયે સુખ ભોગવે, યોગી જન નિષ્કામ. જગગુરુ૦ ૭૬

એવું થયા પછી ભોગવે, યોગેંદ્ર જે સુખ;
તેનું કિંચિત્ વર્ણન કરું, તારું ટાળવા દુઃખ. જગગુરુ૦ ૭૭
પરમપદ યોગી પામતો, ઈંદ્રિઅગમ્ય જેહ;
વાણીથી વર્ણાઈ નવ શકે, ઉદ્યોત ઉજેહ. જગગુરુ૦ ૭૮
એવું મુક્તિધામ મુનિ પામતો, જ્યાં સુખ વસ્તુ સર્વ;
મોક્ષનિધિમાં નાવા કરે, જેનો ઉતર્યો તનગર્વ. જગગુરુ૦ ૭૯
અહો અલર્ક આ મેં કહ્યું, જ્ઞાન શુદ્ધ સ્વરૂપ;
યોગવિદ્યા કહી દાખવી, જેનું રૂપ અનૂપ. જગગુરુ૦ ૮૦
હવાં વળી રહ્યું એક છે, કહી દાખવું તેહ;
એકચિત્તે સુણ્ય સર્વ તું, થઈ નિઃસંદેહ. જગગુરુ૦ ૮૧
હવાં બ્રહ્મ કહ્યો મેં જે તુંને, તે મળે કેઈ રીત;
સંક્ષેપમાં કહી દાખવું, કરાવું પૂર્ણ પ્રતીત. જગગુરુ૦ ૮૨
નથી મન હવું તારુ નિર્મળું, માટે દેઉં દષ્ટાંત;
તેવડે તું સમઝય સહુ, જોઈ સત્ય સિદ્ધાંત. જગગુરુ૦ ૮૩
જે વિધિ ચંદ્રકાંત મણિ, ચંદ્રકિરણનો સંયોગ—
થવાથી અમૃત ઉપજાવનો, જન જાણીતો છે વિયોગ. જગગુરુ૦ ૮૪
એહ દષ્ટાંતે યોગીએ, પરમાત્માનો ધરી યોગ;
વિજ્ઞાન મેળવવું જોઇએ, અને તનયોગ નીરોગ. જગગુરુ૦ ૮૫
બીજું દષ્ટાંત કહું હવાં, અહો તેનું સિદ્ધાંત;
સૂર્યકાંતમણિ જે રીતે, સૂર્યકિરણયોગથી શાંત. જગગુરુ૦ ૮૬
મણિ જૂદો છે સદા, તોય કરે અગ્નિ પ્રકટ;
તે રીતે પરમાત્માના યોગથી, જ્ઞાન એહવું નિકટ. જગગુરુ૦ ૮૭
વળી બીજું દષ્ટાંત કહું, સમજ તે સિદ્ધાંત;
મન ન ચલાવીશ યોગમે, સુણ્ય થઈ મહા શાંત. જગગુરુ૦ ૮૮
નર ઘર બાંધે ભૂમિમાં, સમજી પોતાનું જાણ;
પિપીલિકા જાણે માહરું, નકુલ નિરવાણ. જગગુરુ૦ ૮૯
મૂષક જાણે પોતાતણું, ઉર્ણનાભને એમ;
ગલ નાંખી ગરોળી કેહ, કંઈ સાચવ ક્ષેમ. જગગુરુ૦ ૯૦
મરાય સહી તેણેથકી, તોય જંત નવ તજાય;
ત્યારે સ્વામિત્વ ખરું તેમનું, વેદ પુરાણ બહુ ગાય. જગગુરુ૦ ૯૧
પણ તેહ મંદિર પડી ગયું, એટલે પ્રાણી સર્વ;
બીજા ગૃહે જઈ ધણી બણે, માની મોટું પર્વ. જગગુરુ૦ ૯૨
હવાં દુઃખ થાય જે દીલમાં, ગૃહ પડવાથી જાણ;
તે તો તેના બાંધનારને, ન જંતુને મન આણ. જગગુરુ૦ ૯૩

જંતુને દુઃખ ન થાય કંઈ, જેહ આવી રેહનાર;
દુઃખ તે બાંધણુહારને, કરી જો ચિત્ત વિચાર. જગગુરુ૦ ૯૪
એ રીતે યોગીજને સદા, કરવું સિદ્ધિ માટ;
અનાસક્તિ ધરી દેહમાં, વરતવું ચારે વાટ. જગગુરુ૦ ૯૫
વળી દૃષ્ટાંત કહું અવનવું, સમજી લેજે સદ્ય;
સમય ન આવો સાંપડે, કરય ચિત્ત પરમને પદ. જગગુરુ૦ ૯૬
જેમ ભૃંગી* નાની અતિઘણી, તેનું તુડ† નાનું તેમ;
તેમ તેણેકરી લાવતી, મૃત્તિકા મહા કેમ? જગગુરુ૦ ૯૭
તે જોઈ જીવને શોચના, કે થાય અતિ વિચાર;
આવડું મોટું ઘર કર્યું, કયમ કરી નિરધાર. જગગુરુ૦ ૯૮
તેહ પ્રકારે યોગીએ, ધીમે ધીમે કરી શોધ;
સાધન સંપાદવાં સહી, લઈ બ્રહ્મપ્રાપ્તિને બોધ. જગગુરુ૦ ૯૯
વળી દૃષ્ટાંત આપું અવનવું, સમજી જા સિદ્ધાંત,
વાર ન થાયે એવડી, હવાં થયો મહાંત. જગગુરુ૦ ૧૦૦
પુષ્પ પર્ણ ફળયુક્ત છે, વૃક્ષ જેમો વિશાળ;
તે પશુ પંખી માનવવડે, ક્ષય થાય ભૂપાળ. જગગુરુ૦ ૧૦૧
દિનપરદિન ક્ષય થાય છે, તેહ વૃક્ષનાં મૂળ;
તેથી ઘટે ધીમે ધીમે, તેનાં ફળ અને ફૂલ. જગગુરુ૦ ૧૦૨
તે રીત વિતનુ વિકારથી, થતો દેહનો નાશ;
તે જાણી યોગાભ્યાસી થવું, પ્રીતિ કરી પ્રકાશ. જગગુરુ૦
વળી દૃષ્ટાંત આગે કહું, સમજી જા તું શિષ્યહ;
આકૃતિએ અવલોકું હું, થયો નૃપ તું નિગ્રહ. જગગુરુ૦ ૧૦૪
મૃગબાલનું શૃંગ અગ્ર જે, અતિ લઘુ જણાય;
તેમ તિલક તેના ભાળનું, સૂક્ષ્મતર લેહવાય. જગગુરુ૦ ૧૦૫
કિંતુ દિવસે વૃદ્ધિ પામતાં, જયમ જાણે ન કોઈ;
શૃંગ તિલક વધે જ્યાં સુધી, વધે હરિણુ સોઇ. જગગુરુ૦ ૧૦૬
તેહ પ્રકારે યોગીયે, દરઘડીએ જાણ;
સાધન વિષે કુશળ રહી, કરવું સિદ્ધિ પ્રમાણ. જગગુરુ૦ ૧૦૭
કોઈ ન જાણે એ રીતથી, સિદ્ધિ મેળવવી સત્ય;
યોગસિદ્ધિયકી આતમા, જાણે કો મહાસત્ય. જગગુરુ૦ ૧૦૮
હવાં શિખામણ યોગિયે સહી, લેવી કેની પેર;
તેહ તને હું દાખવું, કરી મોટી મ્હેર. જગગુરુ૦ ૧૦૯

* ભમરો. † મોડું.

પાણીના કુંભ માથે ધરી, ચડતી ઉચેરી નાર;
તે જોઇ જોગીજને સદા, કરવો મનમાં વિચાર. જગગુરુ૦ ૧૧૦
શિરપર કુંભ ભર્યો ધર્યો, જુએ ચારે પાસ;
પણ જળ ન હાલે ઘડાતણું, કે થાય નવ તેનો નાશ. જગગુરુ૦ ૧૧૧
એ ચતુરાની ચિત્તવૃત્તિ, છે ઘટમાં નિરધાર;
કારવ્યવહાર કરે જતી, પણ ઉર ઘટ વિચાર. જગગુરુ૦ ૧૧૨
ત્યમ યોગી હોયે જો કદી, બહિર વ્યવહારે જાણ;
કિંતુ અંતઃકર્ણની વૃત્તિને, સ્થિર કરવી સુજાણ. જગગુરુ૦ ૧૧૩
તેને પરમાત્મામાં પરોવવી, કરવી અચળ અપાર;
પછે આવી લાગ્યા કરવા સહી, કર્મે જેહ વ્યાપાર. જગગુરુ૦ ૧૧૪
જયમ જળાશય ભર્યું પૂર્ણ જોઇ, જન જાય ધરી આશ;
જળગ્રહે જોઇએ જેટલું, નવ કરે સર્વની આશ. જગગુરુ૦ ૧૧૫
મન ગમતુ પાણી મળે, થાએ તેહ કૃતકૃત્ય;
એહ દ્દષ્ટાંતે યોગિયે, ધરવી મહામત્ય. જગગુરુ૦ ૧૧૬
યોગિયે લોક નિગમ થકી, લેવું અર્થ જેટલું જાણ;
બીજાને પડ્યું મૂકવું, થઈ કૃતકૃત્ય પ્રમાણ. જગગુરુ૦ ૧૧૭
જ્યહાં નિવાસ ત્યાં ગેહ છે, જીવાય તે ભોજન;
જેથી કાર્ય થાયે આપણું, તેહ પોતાનું સજ્જન. જગગુરુ૦ ૧૧૮
એમાં મમતા કેઈ વિધિ, રાખતા મનુષ્ય;
અચળ ન રેહવું કોઇએ, બાંધ્યું બધ આયુષ્ય. જગગુરુ૦ ૧૧૯
જયમ પદાર્થ ન પાસ તે, જોઇએ જનને જાણ;
બીજા પાસેથી લાવીને, કાર્ય કરે સુજાણ. જગગુરુ૦ ૧૨૦
એમ કારજ કરી લે સહી, પરની લઈ વસ્ત;
નવ હોયે પોતાતણી, સારે અર્થ સમસ્ત. જગગુરુ૦ ૧૨૧
તેહ પ્રમાણે યોગીએ, કરવું નિરવાણ;
મૃત્યાદિક છે પારકાં, જ્ઞાને કરવું પ્રમાણ. જગગુરુ૦ ૧૨૨
પરપુરપનુ સાધન સહી, કરી લેવું પૂર;
એમ કરતા તે જાણવા, સંત શિરોમણિ શૂર. જગગુરુ૦ ૧૨૩
જડ કહે જનક સાંભળો, અલર્ક સુણે કથાય;
એમ ઉપદેશ કર્યો ગુરુ, પ્રણામ્યો મહારાય. જગગુરુ૦ ૧૨૪
અલર્ક નમિઓ ગુરુ પાગમાં, ઉચ્ચર્યો મુખથી આમ;
અત્રિસુતદત્ત દેવજી, કરુ લળી લળી પ્રણામ;

નમન કરુ હું નરહરિ. ૧૨૫

હવાં કહું ભાગ્ય મહારૂં, સુણો સત સુજાણ;
દુઃખાબ્ધિમાં હું ડૂબતો, તેને આપ્યાં વિજ્ઞાન આણ. નમન૦ ૧૨૬
શત્રુથિ હારી હું આવિયો, ભયકંપિત કાય;
દૈવે કોપ કર્યો મારા પરે, એમ કયમ મુખ કેહવાય. નમન૦ ૧૨૭
દૈવનો ગુણ માનું કઈ વિધિ, કયમ વખાણું મારુ ભાગ્ય;
જો મરણ ન દૈવ લેઈ જાય તો, કયાં મળો મહાભાગ. નમન૦ ૧૨૮
કાશીરાજે પણ ઠીક કર્યું, ધન્ય છે સંપત્તિ સાજ;
ધન્ય પરાક્રમ એહનું, જેણે મારું સુધાર્યું કાજ. નમન૦ ૧૨૯
કાશીરાજા નવ આવતો, લડવાને મુજ સંગ;
તો કામાદિકની સેવના, રાચત નાચત નારી રંગ. નમન૦ ૧૩૦
પણ આવિ પડયું ગુરુ માહરે, કાશીરાજરૂપ દુઃખ;
તેણે સમાગમ થયો આપનો, મળ્યું મને મહાસુખ. નમન૦ ૧૩૧
સતસમાગમ આપનો, કરાવ્યો કાશીરાજ;
ઠીક થયું કે બળ માહરુ, થયું મંદ મહારાજ. નમન૦ ૧૩૨
સેવક હણાયા એ ઠીક થયું, ઠીક થયા ખાલી ભડાર;
ભયમાં આવ્યો એ ઠીક થયું, જેથી મળિયા મુરાર. નમન૦ ૧૩૩
ભાગ્ય કેવું ગુરુ માહરું, થયો ચરણનો સ્પર્શ;
તેણે કરી ગુરુદેવ જી, હવો મારો અતિઉત્કર્ષ. નમન૦ ૧૩૪
અજ્ઞાનીને ગુરુજી સદા, જ્ઞાન કાચા પારા રૂપ;
તે ઉદરે જતાં ફુટી નીકળે, નવ રેહ ઉદરે ભૂપ. નમન૦ ૧૩૫
તેમ જ્ઞાન ન રહેત મારે હદે, પણ મળ્યા વૈદ દયાળ;
કાચો પારો પાકો થઈ, ઠર્યો ઠીક કૃપાળ. નમન૦ ૧૩૬
ગુરુ સમાગમે મુજને, થયું પરમ પદ જ્ઞાન;
આપે કરુણા કરી ઘણી, ટાળ્યો મોહ અજ્ઞાન. નમન૦ ૧૩૭
સારું થવાનું હોય જ્યાં, કરે તેહ જો અનર્થ;
તોયે તેનો તે થઇ પડે, શુભ અર્થ સમર્થ. નમન૦ ૧૩૮
ઇમ સંકટ મારે આવિયું, તેમાં થયો શુભ સંગ;
કલ્યાણકારક તે થયો, એ નવ મુનિ ઓછ ઉમંગ! નમન૦ ૧૩૯
મારા ઉપકારી ગુરુદત્ત બે, એક છે કાશીરાજ;
બીજો ખરો ઉપકારી જે, સુબાહુ ગુરુ આજ. નમન૦ ૧૪૦
તે આવી નવ જીતે મુને, કે નવ હરે ધનધાન્ય;
તો હું તમને કયમ મળું, કયમ ધરે મારું ગુમાન. નમન૦ ૧૪૧
જો નિકટ ન આવું નરહરિ, તો થાયે કયાંથી જ્ઞાન;
સંતસમાગમ કયાંથી મળે, તારે કયાંથી સાધુ મહાન. નમન૦ ૧૪૨

હવાં સુધર્યું સર્વ માહરું, થયા ગુરુદેવ કૃપાળ;
આપના કૃપારૂપ અગ્નિએ, થયાં દગ્ધ પાપ દયાળ. નમન૦ ૧૪૩
અજ્ઞાન મમ મરશે થયું, તેણે કરી સમજિયો હુંય;
હવાં હું યત્ન રુડો કરું, સુણ્ય નરવર તુંય. નમન૦ ૧૪૪
વિષયવ્યાધિકેરા સુખમાં, હવે નહિ આવી ભરાઉં;
સમજ્યા પૂઠે ગુરુદેવજી, ફરી પાત્ર તેનું ન થાઉં. નમન૦ ૧૪૫
હવે આજ્ઞા આપો જો તમો, તો તજી દેઉં સંસાર;
કષ્ટ રૂપી વૃક્ષે ભર્યો, અટવી રૂપ એ સાર. નમન૦ ૧૪૬
જ્ઞાનાગ્નિ નાંખ્યો તમે, તેણે બાળ્યાં વૃક્ષ તમામ;
માર્ગ થયો જાવાતણો, પથે પણું જગવિશ્રામ. નમન૦ ૧૪૭
ગૃહસ્થાશ્રમ તજી દઉં હવાં, કરું વન જઈ ગુરસેવ;
એમ વદી નમ્યો નાથને, દત્તે જાણ્યું ટળ્યો અહમેવ. નમન૦ ૧૪૮
દત્ત કહે સુણ્ય દીકરા, અહો નરમણિ નરભૂપ;
જા તારું કલ્યાણ થાશે સહી,સમજ્યો તું નિજ રૂપ અનૂપ. જગગુરુ૦ ૧૪૯
જેવી રીતે વદ્યો તુ અહીં, તેવું કરજે નૃપાળ;
મમતાને મૂકી પરિ, આણ્ય અંહતાકેરો કાળ. જગગુરુ૦ ૧૫૦
મુક્તિ બોધીને માટે સદા, મેળવજે જ્ઞાનધન;
શુદ્ધવર્તન હશે તાહરું, તો મળશે મોક્ષરતન. જગગુરુ૦ ૧૫૧
જડ કેહ જનકજી સાંભળો, એમ વદ્યા ગુરુદેવ;
તવ અલર્ક ઊભો થયો, જઇ સાધી વર ગુરુસેવ. જગગુરુ૦ ૧૫૨
હસ્ત જોડી જવાતણી, આજ્ઞા માગી નૃપાળ;
આજ્ઞા આપી ગુરુદેવતા, ત્યાં ચાલ્યો ઋતુધ્વજ બાળ. જગગુરુ૦ ૧૫૩
જેને ભય ટળ્યો મરણનો, સાધ્યે ગુરુચરણ સેવ;
નિર્ભય થઇ તે ચાલિયો, વાટેઘાટે તજી અહમેવ;

શુદ્ધ સ્વરૂપને ઓળખ્યું. ૧૫૪

હવાં કાશીરાજાએ મહાયત્નથી, તોડ્યો નગરનો કોટ;
પરિખા પૂરી શૂર મારિયા, સામદ કરે દોટાદોટ. શુદ્ધ૦ ૧૫૫
એવે અલર્ક ત્યાં આવિયો, જે ગયો વિવરેથી જાણ;
તે શત્રુ વચ્ચે થઈ શેહેરમાં, આવ્યો થઇ નીડર નિરવાણ. શુદ્ધ૦ ૧૫૬
મરજીવાને મારવાતણી, શક્તિ ક્યાંથી શૂરની જાણ;
વળી સર્વે સમાન જેણે ગણ્યા, કહો તેના લે કોણ પ્રાણ. શુદ્ધ૦ ૧૫૭
નિર્ભય નગર વિચે ગયો, અલર્કનૃપ ગુણવાન;
જઇ સામદ શૂરને મળ્યો, જે ઊભા આપવા પ્રાણ. શુદ્ધ૦ ૧૫૮

એવે ગલણું* સુણ્યું ગરજતું, કાશીરાયે પાડી છે વાટ;
ચાર આવી એક ત્યાં વદ્યો, તજો સર્વ શર ઉચ્ચાટ. શુદ્ધ૦ ૧૫૯
કાશીરાજા કંપે ઘણો, પુરમાંહિ કરતાં પ્રવેશ;
અલર્કની ધાક ધ્યાને ધરે, જાણે મોટો શર નરેશ. શુદ્ધ૦ ૧૬૦
જ્યાં સુધી મન મંદ એહનું, ત્યાંસુધી કરી લ્યો કામ;
રાજરાણીને કંઇ મોકલો, સંકેલો શુભ રાજ્યનો દ્રામ. શુદ્ધ૦ ૧૬૧
તેણે અલર્ક ઊભો દીઠો, ઊભા શર સામદ પાસ;
તવ અલર્ક મુખ બોલિયો, મારી ફીટી રાજ્યની આશ. શુદ્ધ૦ ૧૬૨
કાશીરાજા ઉપકારી છે, જેવડે મને મળિયું જ્ઞાન;
માટે નમન કરું જઈ તેહને, ધન્ય ભ્રાત સુબાહુ મહાન. શુદ્ધ૦ ૧૬૩
એમ વદી ચાલ્યો ચતુર તે, વારે ઘણું સામદ શર;
રાણી રંગમેહેલે રડે, રડે પુરવાસી પૂર. શુદ્ધ૦ ૧૬૪
જ્ઞાનધ્યાને સર્વ તે લહે, નૃપ વ્યર્થ સંયોગ;
તે જઇ મળ્યો કાશીરાજને, થયો જેને સિદ્ધ જ્ઞાનયોગ. શુદ્ધ૦ ૧૬૫
સુબાહુ ભ્રાત સાંભળે, ઊભો કાશીરાજાની પાસ;
અલર્ક બોલે આનંદશું, થયો જેને જ્ઞાનપ્રકાશ. શુદ્ધ૦ ૧૬૬
હો કાશીરાજા સાંભળ સહી, આ લે તું મારુ રાજ્ય;
તેં શ્રમ કરિયો ઝાઝો સહી, હવાં વ્યર્થ આવીશ ન વાજ. શુદ્ધ૦ ૧૬૭
મહાશ્રમે આ રાજ્ય મેળવ્યું, તે તું ભોગવ્ય ભૂપ;
વા આપ્ય તે તુ સુબાહુને, એમ વદ્યો જ્ઞાનસ્વરૂપ. શુદ્ધ૦ ૧૬૮
કાશીરાય તવ બોલિયો, કરે કાંઈ ભેદ કપટ;
સામદ કેહ મળી સામટા, ન જાતું રાય નિકટ. શુદ્ધ૦ ૧૬૯.
અલર્ક નહિ અન્ય કો હશે, સમજો નીતિજ્ઞ નૃપાળ;
જેણે પૃથ્વી વશ કરી પાંશરી, તે આવી નમે શું દયાળ? શુદ્ધ૦ ૧૭૦
માટે રાજ્યભેદ કંઈ આ રચ્યો, તેને કાશીરાય કેહ સત્ય;
પણ પૂછવા દ્યો મને શર સહુ, જોઉં ચલાવી મારી મત્ય. શુદ્ધ૦ ૧૭૧
પછે પ્રશ્ન કરે તે અલર્કને, કેહ ઉત્તર દે તું આવાર;
તો શરણે હું રાખું તને, નીકર નગર લેઉં નિરધાર. શુદ્ધ૦ ૧૭૨
કેહ તારુ રાજ્ય તું કયમ અલ્યા, યુદ્ધ વિણ આપી દે આજ;
એ ક્ષત્રી ધર્મ તેં શે તજ્યો, કરે શાથી એવું તું કાજ. શુદ્ધ૦ ૧૭૩
તું રાજ્યધર્મ જાણે રુડા, શીખવિયા તારી માય;
તું હાસ્ય થવાથી હઠે નહિ, નવ નમે નૃપ સક્ષાત! શુદ્ધ૦ ૧૭૪
ક્ષત્રિયે પ્રથમ કરવું કસ્યું, તે કહી દાખું હું સત્ય;

---

* ગપાટો.

અમાત્યવર્ગ તેણે જીતવો, કરી મહામોટી પ્રત્ય. શુદ્ધ૦ ૧૭૫
પછે મૃત્યુનો ભય ત્યાગવો, શત્રુ જોઈ સમક્ષ;
બાણુ તાણી તેને મારવો, એ રાજ્યનીતિનું દક્ષ. શુદ્ધ૦ ૧૭૬
એમ જીતી લેઈ શત્રુને, ભોગવવા ભોગ અનૂપ;
કલ્યાણાર્થે યત્ન આચરી, યજવો સર્વનો ભૂપ. શુદ્ધ૦ ૧૭૭
એહ રીતે તેં ઘણું કર્યું, ઘણા જીત્યા નૃપાળ;
તો આજ કેમ શર્ણ માહરે, આવી ઉભો વિકાળ. શુદ્ધ૦ ૧૭૮
નોય અલર્ક તું કોણ છે, કહી દે સત્ય આજ;
રાજ્યચિહ્ન ધરી આવિયો, નમે ન અલર્કમહારાજ. શુદ્ધ૦ ૧૭૯
જો પ્રશ્નના ઉત્તર નવ કરે, વળી વદે જૂઠું તું જાણ;
તો આ ઘડીએ તારા ગયા, જાણ દેહથી પ્રાણ. શુદ્ધ૦ ૧૮૦
તદા અલર્ક મુખે વધો, સુણય કાશીરાજ દયાળ;
તેં સર્વે સાચુ કહ્યું, મારુ મન એવું જ નૃપાળ શુદ્ધ૦ ૧૮૧
મેં અરિગણ ઘણા જીતિયા, હું રાજ્ય નીતિજ્ઞ શૂર;
પણ હગણાં મન મારું ઘર્યું, તેણે તુને અરપુ પૂર. શુદ્ધ૦ ૧૮૨
કારણ તેનું સાંભળ્ય હવાં, શ્રદ્ધા ધારી તુ ઉર;
હું ઋતુધ્વજનો પુત્ર છુ, અલર્ક શિરોમણિ શૂર. શુદ્ધ૦ ૧૮૩
સરાય નવ કરીશ જરી, સાંભળ્ય મજ મનની વાત;
પચભૂતનો સમુદાય આ, છે નૃપ વિશ્વે વિખ્યાત. શુદ્ધ૦ ૧૮૪
વળી અંત કરણ ગુણ આપણા, તજ મજ કાશીરાજ;
તેમ પ્રાણીમાત્રમા, એવું વસ્યું મમ ઉર આજ. શુદ્ધ૦ ૧૮૫
તેમ ચિન્છક્તિ જે સહી, તે પણ સર્વમાં સમાન;
એમ સર્વત્ર વિચારતાં, નથી કોઈ નીચ મહાન. શુદ્ધ૦ ૧૮૬
જ્યારે નીચ ઉચ્ચ નથી કોઇએ, ત્યારે કોણ શત્રુ ને મિત્ર;
સ્વામી સેવક કોહ કયાંથકી, કયાં અપવિત્ર પવિત્ર. શુદ્ધ૦ ૧૮૭
એ ભેદ દર્શે જે ભૂપતિ, તે છે અજ્ઞાનિનું કાર્ય;
તે મેં કયમ કરી જાણિયું, સર્વ સભળાવું આર્ય શુદ્ધ૦ ૧૮૮
હે જનેશ્વર સુણય તુ, એક ચિત્તે આ વાર;
ભય થયો મુને તજથકી, ત્ર્યો જ્યારે તેજ અપાર. શુદ્ધ૦ ૧૮૯
ત્યારે તને જીતવાતણા, શોધ્યા અનેકાનેક ઉપાય;
એવે મુને રાય સાંભર્યું, માતવેણ સુખદાય. શુદ્ધ૦ ૧૯૦
તેણે કરી ગયો હું સહી, લેવા દત્તગુરુની સાય;
તેમની કૃપાએ મુને જ્ઞાન તો, મળ્યું હે કાશીરાય! શુદ્ધ૦ ૧૯૧
તેમણે મને જય દાખવ્યો, તે કહી બતાવું આજ;

સાંભળી શૂર તું શાંત થા, કરી લે મન વાંચ્છિત કાજ. શુદ્દ૦ ૧૯૨
દત્તગુરુ કેહ સંગ લાગવો, જડામૂળથકીજાણ;
છતવો ઇંદ્રિયવર્ગને, પરોવી ખરો પ્રાણ. શુદ્દ૦ ૧૯૩
માનસ છતી એ રીતે તેને, આરોપવું બ્રહ્મમાંય;
મનને છતવું એ મોટું કહ્યું, મળ્યો ગુરુદત્તને જ્યાંય. શુદ્દ૦ ૧૯૪
એ વિના સિદ્ધિકર નથી, કશું આ ભૂમિ મધ્ય;
વનિતા વિત્ત નૃપાળ છે, વપુ આદિક વધ્ય. શુદ્દ૦ ૧૯૫
અષ્ટ મહાસિદ્ધિને ઓળખી, કરવો તેને મેળવવા યત્ન;
દશે ઇંદ્રિયો ધરિ નિયમમાં, કરવો અતિ પુરુષપ્રયત્ન. શુદ્દ૦ ૧૯૬
એમ કર્યાંથી સિદ્ધિ સર્વ તો, વશ વર્તે નરપાળ;
એ જ કર્તવ્ય મને વસ્યું, તેથી અહીં આવ્યો ભૂપાળ. શુદ્દ૦ ૧૯૭
વળી મારુ મન નિર્મળ થયું, તેણે મને લાગે છે આમ;
હું અલર્ક તારો શત્રુ નથી, તું મારો શત્રુ ન સ્વામ. શુદ્દ૦ ૧૯૮
સુબાહુએ નથી માહરું, કાંઇ બગાડયું શૂર;
આ સર્વ જગત જોયું મેં સહી, આત્મરૂપે ભરપૂર. શુદ્દ૦ ૧૯૯
એવું છે માટે હે નરપતિ, તારે કરવું જોઇએ હવે એમ;
જે બીજા શત્રુને જઇ શોધવો, આ રાજ્ય છત્યો તું ક્ષેમ. શુદ્દ૦ ૨૦૦
આ રીતે નમ્ર વાણીવડે, કહી ઊભો અલર્ક પાસ;
તે સુણી સુબાહુ રિઝિયો, ધન્ય પુણ્ય થયું પ્રકાશ. શુદ્દ૦ ૨૦૧
માતાએ જ્ઞાન અર્પ્યું સહી, તેમાં હોય ક્યાંથકી ફેર;
સમય આવે સાધુ થયો, ટાળી અંગનું અંધેર. શુદ્દ૦ ૨૦૨
પછે આહ્લનપણે તે બોલિયો, સુણ્ય અલર્ક ભ્રાત;
તેં અતિ ઉત્તમ કાર્ય સંપાદિયું, ધન્ય ધન્ય પ્રખ્યાત. શુદ્દ૦ ૨૦૩
એમ અભિનંદન આપી ભાઇને, પછે સુબાહુએ જાણ;
કાશીરાજને કહ્યું શું સહી, તેહ સર્વ કહું સુજાણ. શુદ્દ૦ ૨૦૪
ઇતિ શ્રી શ્રીમાર્કંડેયપુરાણમાં, અરિષ્ટકથન સર્વત્ર;
ત્રિચત્વારિંશોધ્યાય તો, હવો પૂર્ણ પિતા અત્ર. શુદ્દ૦ ૨૦૫
આમાં પુરાણીને નહિ કામનું, અધ્યાયતણું ઉત્તરાર્ધ;
ધન મેળવવા છે કામનું, અધ્યાયકેરુ પૂર્વાર્ધ. શુદ્દ૦ ૨૦૬
અરિષ્ટ વાંચે શિષ્ટ થઇ, મળે જેથી માન વિશેષ;
શત્રુ સ્નેહી નહિ જેહને, કરવો તેણે શામાટ ક્લેશ! શુદ્દ૦ ૨૦૭
એમનાં લાગ્યાં એ ભોગવે, સોંપી દીધું ભિક્ષાનું રાજ;
ધણી થઇ ફેરો ધાવતા, કરો ભવોભવ એહ કાજ. શુદ્દ૦ ૨૦૮

કિંતુ શિખામણ માહરી, માનો પુરાણી સર્વ;
ભીખનાં હાંલ્લાં શીંકે ન ચઢે, ન કરો ગુમાન ને ગર્વ. શુદ૰ ૨૦૯

વલણ.

ગર્વ ગુમાન ન કરો પુરાણી, આણી યમની બીક રે;
વિપ્ર પ્રેમાનંદ પાંશરું ભાખે, દાખે સહુ ઠીકાઠીક રે. ૨૧૦



## કડવું ૯૯ મું.

### રાગ ગોડી.

સુબાહુ કેહ નૃપ શાર્દૂલ રે, છો ધર્મધ્યાન અનુકૂલ રે;
થયો અર્થ મારો સર્વો સહુ રે, જે અર્થે આવ્યો તે કહું રે. ૧
તારું શરણ વાંચ્છયું જે માટે રે, તે સર્વ પામ્યો ઘાટઘાટે રે;
હવે હું જઈશ મારે સ્થાન રે, થાઓ કલ્યાણ તારું મહાન રે. ૨
કાશીરાજ કેહ હે સુબાહુ રે, ઊર્ધ્વરેતામાંહી ઉજ્જાહુ* રે;
શા અર્થે મારી પાસ રે, આવ્યા હતા શી ધારી આશ રે. ૩
તેમાં શો અર્થ થયો સિદ્ધ રે, તેહ કરો આજ પ્રસિદ્ધ રે;
મારો સંશય નિવારો સ્વામી રે, હું પૂછું મસ્તક નામી રે. ૪
મને અવનવું લાગે એમાં રે, તમે શ્રમ સધાવ્યો જેમાં રે;
મને આવી કહ્યું તમે એવું રે, કાય થયે વચન કહો કેવું રે. ૫
તમે આવી કહ્યું મને એમ રે, બાપીકું રાજ્ય લીધું ક્ષેમ રે;
અલર્ક પચાવી પડ્યો રાજ્ય રે, મને કરી બેઠો છે ત્યાજ્ય રે. ૬
મને આપતો નથી તે કાંઈ રે, છતી આપો માલ જો માંહી રે;
એવું કહ્યું જ્યારે તમે સાધુ રે, ત્યારે મેં રાજ્ય છતી આપ્યું બાધું રે. ૭
દેતાં તે આપું તમને હુંય રે, વદો વધુ જોઇએ શુંય રે;
રાજ્ય કરવું એ સ્વધર્મ રે, તમારા કુળનાં છે કર્મ રે. ૮
સુબાહુ કેહ કાશીરાજ રે, કહું ઉદ્યોગ મારો આજ રે;
તને આપ્યો શ્રમ જે માટ રે, તેનો જણાવું તને ઘાટ રે. ૯
એક ચિત્તે સાંભળ તુંય રે, સર્વ વિસ્તારી ભાખું હુંય રે;
આ અલર્ક મારો બધુ રે, તત્ત્વજ્ઞાન ભૂલી બેઠો સંધુ રે. ૧૦
આમ્યગોરી ભોગાસક્ત રે, થઈ રહ્યો વ્યક્તાવ્યક્ત રે;
બીજા મારા મોટા બંધુ રે, તે જ્ઞાનીપણું પામ્યા સંધુ રે. ૧૧

* ઉજ્જો, મોટો.

તેથી મૂઢ થઈ ગયા જાણુ રે, તેનું વર્ણન થાય ન વાણુ રે;
તે જ્ઞાની બે મારા ભ્રાત રે, અને મારા મુખમાં માત રે. ૧૨
જ્યારે જન્મ્યા ત્યારે દુગ્ધ રે, પાયું હતું અમે હતા મુગ્ધ રે;
તે સ્તનદુગ્ધ નાંખ્યું મુખમાંય રે, જ્ઞાનામૃત નાંખ્યું કર્ણ જ્યાંય રે. ૧૩
એમ ઉભય સાથે દીધાં રે, અમારાં કાર્ય સિદ્ધ કીધાં રે;
હે કાશીરાજ સુણય સાર રે, જે નરે જાણવા જેવા વિચાર રે. ૧૪
કે જે વસ્તુ જાણવા જેવી રે, તે સર્વ અમને કહી તેવી રે;
ત્યાગભાગ કરાવ્યો ત્યાગ રે, વિજ્ઞાનમાં આણ્યો રાગ રે. ૧૫
તેમાંનું અલર્કને નવ કાંઈ રે, આપ્યું હતું હે નૃપરાઈ રે;
તે માટે દેઉં દૃષ્ટાંત રે, વળી સમજવું સિદ્ધાંત રે. ૧૬
જ્યમ કોઈ અર્થની પ્રાપ્તિ માટે રે, ઘણા જન ગયા વાટે ઘાટે રે;
આવ્યું તેમાંના એકને વિઘન રે, જે જોઈ દુઃખી થયા સજ્જન રે. ૧૭
તેનું દુઃખ લાગ્યું દિલમાંય રે, ઉભા સંતાપ કરતા સાંય રે;
તે રીતે હે નરમણિ રે, થઈ ગતિ અમતણી રે. ૧૮
તેનું કારણ કહું જનેશ રે, તું સાંભળય કાશી નરેશ રે;
આ દેહ કેરો સંબંધી એહ રે, ભ્રાતૃભાવને ધારે જેહ રે. ૧૯
એટલે કલ્પાવલો ભાઈપણે રે, તેહ ઘરબારે ઘુંચાયો ઘણે રે;
થયો શિથિલવિથિલ દેહે રે, તેથી આવ્યો હું સંદેહે રે. ૨૦
એનું દુઃખ થયું મુને રાય રે, તવ મેં વિચારિયું મહાકાય રે;
અલર્કને વૈરાગ્ય કયમ થાય રે, એનો મોહ મટી કયમ જાય રે. ૨૧
કષ્ટ જો એની કાય સાહે રે, તો વૈરાગ્યના ગુણ ગાએ રે;
એમ ધારી કર્યો મેં ઉદ્યોગ રે, તમારા આશ્રયનો સાધ્યો યોગ રે. ૨૨
હે રાજા તે થયું સિદ્ધ રે, કષ્ટે વૈરાગ્ય ઉપન્યો પ્રસિદ્ધ રે;
વળી વિજ્ઞાન આવ્યું તેને રે, હવે બાકી ન કાંઈ એને રે. ૨૩
મારું ધારેલું કારજ થયું રે, એમાં તારું કાંઇ ન ગયું રે;
તારી કીર્તિ વાધી અપાર રે, જીત્યો તેં અલર્કશો ભૂપાળ રે. ૨૪
કરી બે ઉપર ઉપકાર રે, હવાં જાઉં હું નિરધાર રે;
રહ્યો મદાલસાના ગર્ભે એહ રે, પોષ્યો તેના સ્તનપાને દેહ રે. ૨૫
વળી ભાઇ કેવાયો અમારો રે, માટે એને આસક્તિમાંથી તાર્યો રે;
જ્યમ બીજી નારીનાં સંતાન રે, જાયે કુમાર્ગે મહાન રે. ૨૬
તેમાં એ નવ જાયે જાણ્યું રે, એનું દુઃખ એ દીલમાં આણ્યું રે;
લીધો તમારો આશ્રય એથી રે, સિદ્ધ થયું કારજ તમેથી રે. ૨૭
હવે અમો સિદ્ધિ સાધવા જાશું રે, યોગધર્મે સુખિયા થાશું રે;
વળી નૃપ મારા જણુ વિચાર રે, તેહ સંઘરજે ધરી સાર રે. ૨૮

જે જન જોઈ પોતાનો ભાઈ રે, મિત્રાચારી કે અન્ય સગાઇ રે;
વા સજ્જન દુઃખી થાતો રે, જોઈ જે દુખમાં નવ જાતો રે.
એટલે ન થાતું જેને દુઃખ રે, તેનું જોવું ન જોઇએ મુખ રે;
તેને હોયે હસ્ત ને પાદ રે, નાસા ચક્ષુ સરવો સાદ રે. ૩૦
હોય કર્ણ તો શૂન્ય તેના રે, દુઃખી સ્વજન ન જુવે જેના રે;
સ્વમિત્ર સ્વજન કે બાંધવ રે, હોય સમર્થ સતીનો ધવ રે. ૩૧
એમ છતાં ધર્માર્થ કામ રે, મોક્ષ ન મેળવે મહાનામ રે;
તો તે સમર્થ આવે શે કામ રે, થાયે સ્નેહીને દુઃખ સ્વામ રે. ૩૨
માટે આપદા ટાળવી જોઈ રે, દુખિયાને કેહ નવ કોઈ રે;
જે કષ્ટ માંહિ કૂટાયો રે, તે મૂર્ખત્વે વેવાયો રે. ૩૩
તેને વારે ન સમર્થ શૂર રે, તેહ તણાયા દુઃખને પૂર રે;
અહો નૃપ એ તારે લીધે રે, કૃતકૃત્ય થયો ભાઈ બીધે રે. ૩૪
જો તારો આશ્રય ન મળ્યો હોત રે, તો હું અલર્કને યોગિ ન જોત રે;
મારો અર્થ સાર્યો તેંય રે, તેણે તારું શુભ વાંચ્છ્યું મેંય રે. ૩૫
જ્ઞાન પ્રાપ્ત થાઓ તને રે, તેં સંતોષ્યો અતિ મને રે;
હવાં આજ્ઞા માગી અમો જાશું રે, પર્વત શૃંગે વસી વિલાસું રે. ૩૬
કાશીરાજ કેહ સુણો સાધુ રે, ભ્રાતકાર્યે ભલે સાધ્યું રે;
કર્યો તેના ઉપર ઉપકાર રે, તેવો કયમ મારે વિષે ન વિચાર રે. ૩૭
કયમ મને જ્ઞાની કરવા નવ ધારો રે, સત્સમાગમ ન આપો સારો રે;
થાય જેને સત્સમાગમ રજરે, વ્યર્થ જાય ન સુતઋતુધ્વજ રે. ૩૮
તો સમાગમ થયો તમારો રે, કયમ અફળ મુનિ અવિધારો રે;
મ કીધો તહપર ઉપકાર રે, ગુણી થઈ કર પ્રતિ ઉપકાર રે. ૩૯
કેમ મારો કયમ હવે ઓધાર રે, કહે મારો ઉત્કર્ષ નિરધાર રે;
ન જાય સત્સમાગમ નિષ્ફળ રે, એવું સાંભળ્યું અમે મહાબળ રે. ૪૦
સુબાહુ કેહ ધન સત્સંગ રે, વાત ખટકી પ્રભુ તુજ અંગ રે;
આપ્યું અલર્કને જ્ઞાન રે, તને આપી કીર્તિ મહાન રે. ૪૧
એમ જે કહ્યું પૂર્વે જાહ રે, તે તેં રહસ્ય જાણ્યું પ્રમાણ રે;
તેં સફળ કરી મારી સર્વ આશરે, ભાઈ કીધો મેં પુણ્ય પ્રકાશ રે. ૪૨
પાડવાળું સત્સમાગમ દેઉ ફળ રે, એક ચિત્તે રાજા સાંભળ રે;
ધર્માર્થ કામ ને મોક્ષજ રે, તે ચાર પુરુષાર્થ માને અધોક્ષજ રે. ૪૩
એ ચારમાંથી ત્રણ તારા રે, કર્યા સ્વાધીન તે નૃપ સારા રે;
ચોથો પુરુષાર્થ નાંખી દીધો રે, જેને અળખામણો તેં કીધો રે. ૪૪
તે સંક્ષેપમાં કહી દાખું રે, તારે સમજી જાવું આખું રે;
સાંભળી સંક્ષેપે કથાય રે, કરજે તારા કલ્યાણનો ઉપાય રે. ૪૫

સુણ્ય કાશીરાજ મહાભાગ રે, 'હું–મારું'નો કરજે ત્યાગ રે;
ધર્મી અભાવે ધર્મ જેહ રે, થાયે આશ્રય વિનાનો નિઃસંદેહ રે. ૪૬
હું સંજ્ઞા જે પડી જાણ રે, તેનું કર બાહ્યઅંતર પ્રમાણ રે;
તારી મેળે તું વિચારી જોજે રે, સંશય જડામૂળથી ખોજે રે. ૪૭
રાત્રિ એક પહોર રેહ જ્યારે રે, એહ વિચારજે ઊઠી ત્યારે રે;
અવ્યક્ત આદિમાં છે જેને રે, પરિણામ અનેક છે એને રે. ૪૮
એવું સવિકાર ને અચેતન રે, વ્યક્તાવ્યક્ત જક્ત અનુદિન રે;
તારુ જ્ઞેય એ તો છે ભાઈ રે, તું છે જ્ઞાતા જોની સગાઈ રે. ૪૯
તેને કરીને તું વિચાર રે, નૃપમણિ જોજે નિરધાર રે;
एकને જાણીશ તું જ્યારે રે, સર્વ જણાશે તુંને ત્યારે રે. ૫૦
અનાત્મ વસ્તુને આત્મારૂપે રે, જાણવી એ ડહાપણ કૂપે રે;
જે નથી પોતાનો જાણ રે, તેને કહી પોતાનું કરવું વખાણ રે. ૫૧
તે મૂઢતા મોટી માણ રે, તારા જેવા ઘણા અજાણ રે;
હું સર્વવ્યાપી એવું કેહવાય રે, લોકોક્તિએ એવું બોલાય રે. ૫૨
તારા પૂછ્વાથી કહ્યું સર્વ રે, સમજે તો જાયે તનગર્વ રે;
હવાં હું જાઉં છું કાશીરાજ રે, તારુ થાશે સહુ સિદ્ધ કાજ રે. ૫૩
એમ સુબાહુ ચાલ્યો રે, નિઃસદેહ કાશીરાયને પાછો વાળ્યો રે;
અલર્કે ભાઇને નવ ખાળ્યો રે, તેનો હાથ જઈ નવ ઝાલ્યો રે. ૫૪
જાણ્યું કાર્ય કરી જાય એહ રે, થયો એનાવડે નિઃસદેહ રે;
એમ વિચાર કરતો તે મન રે, એવે બોલ્યો કાશીરાજન રે. ૫૫
કરી અલર્કનું સનમાન રે, સર્વ રાજ્ય આપ્યું મહાન રે;
કાંઇ જીતેલું રાયે ન લીધું રે, કૃત્ય સુબાહુનું જોઈ ગ્રહી લીધું રે. ૫૬
ગયો સ્વપુર કાશીરાજ રે, કરતો અલર્ક શું કાજ રે;
ગયા ઉભય જ્યારે જાણ રે, તેનાં થયાં પુરમાં વખાણ રે. ૫૭
સર્વ લોક સુખી થયા ત્યાંય રે, જ્ઞાની આનંદ્યા મનમાંય રે;
અલર્કે તેડ્યા પુરપ્રધાન રે, તેમને દીધાં ઝાઝાં માન રે. ૫૮
કર્યાં મહાજનનાં સનમાન રે, તેશું બોલ્યો અલર્ક રાજાન રે;
હવાં-વય થયું મારું વૃદ્ધ રે, હવાં મારે થવું જોઇએ અબદ્ધ રે. ૫૯
માટે રાજ પુત્રને અભિષેક રે, કરવાનો કરુ વિવેક રે;
સર્વ લોકે કહી હાય રે, જયઘોષ અતિ ત્યાં થાય રે. ૬૦
લાવ્યા મહાજન ભારી ભેટ રે, કરવા લાગ્યા શુદ્રો વેઠ રે;
નવા રાજા ને નવી પ્રજા રે, નવી થઈ માઝા કાજા રે.* ૬૧
તે જોયું અલર્કે કંઈ દિન રે, પણ ન થયો તેને આધીન રે;

---

* માઝા–મર્યાદા, કાજા–કાય.

આલર્ક મુક્ત થયો મહાકાય રે, ચતુશ્ચત્વારિંશોધ્યાય રે;
પુરાણીનું પાધરું થાય રે, જો પ્રાકૃત કથા ગાય રે. ૯૩
અણસમજ્યું સંસ્કૃત વાંચે રે, વળગે પ્રાયશ્ચિત્ત પાંચે રે;
ન ઘટે પ્રાકૃતે કાંઈ રે, માલ હોય જો વાંચ્યા માંહી રે. ૯૪
સુણી શ્રોતાજન હરખાય રે, નવ આંખે ધૂળ નખાય રે;
સંસ્કૃત જેવું ન સમજાવાય રે, રાગ આવડે તો ગવાય રે. ૯૫
નહિ તો પૂરી ફજેતી થાય રે, ગમે તેમ અનુષ્ટુપ્ બોલાય રે;
ખરું ખોટું તેમાં વંચાય રે, કયમ પ્રાકૃત ચાલ્યું જાય રે. ૯૬
એક માત્ર ન વધારાય રે, કે કાંઈ ન ઘટાડાય રે;
એવું જાણી પુરાણી બાવા રે, નવ પ્રાકૃત બેસે ગાવા રે. ૯૭
સમજે સજ્જન મર્મ આવા રે, કરે પુરાણી તો દાવા રે;
પ્રાકૃત સુણે ન મળે ખાવા રે, જમુના જવું પડે નાહવા રે. ૯૮

વલણ.

જમુના નાહવા જવું જોઇએ, જો પ્રાકૃત કથા સુણાય રે;
વિપ્ર પ્રેમાનંદ પ્રશ્ન કરતો, તત્ર ગદ્ય શેનું કરાય રે. ૯૯



## કડવું ૧૦૦ મું.

રાગ મારુ.

જૈમિનિ કેહ પક્ષી દેવા, કરુ તમારી ત્રિવિધ સેવા;
નમું પક્ષીસત્તમ ભાવે, વાહલ અતિશે તમ પર આવે. ૧
પ્રવૃત્તિ માર્ગનું સહુ વ્યાખ્યાન, કહ્યું તમે દ્વિજરાજાન;
તેવું નિવૃત્તિ માર્ગ કેરું, સર્વ ભાખ્યું દ્વિજ સવેરું. ૨
ઉભય પ્રકારનું વૈદિક કર્મ, કહ્યું સમ્યક્ પ્રકારે સુને શર્મ;
થયા પક્ષીજાતિમાં ઉત્પન્ન, ટાળ્યો બાધ થઈ બાપ પ્રસન્ન. ૩
મોહ માર્યો તમે મહાશૂર, જેને પિતા કૃપા ભરપૂર;
મને અચરતું લાગે અપાર, જોઈ તિર્યક્ યોનિ અવતાર. ૪
સસિદ્ધિને માટે છે ધન્ય, પૂર્વ અવસ્થા પાવન જન્ય;
વિષયાદિક કેરા મોહે, તાથી લટકો નહિ અવરોહે. ૫
સ્થિર જોઈ માનસ તમારું, ઋષિ મુનિનું એ પર ઓવારું;
કર્યો માર્કંડેય મુનિએ ઉપકાર, મને બતાવ્યો જગઆધાર. ૬

ભમતા ભવાબ્ધિકેરી માંય, તેને તમ જેવા મળે ક્યાંય;
સમાગમ તમારા જેવાનો, અધિકાર હોય ક્યાં સેવાનો. ૭
મારે મોટે ભાગ્યે પક્ષીદેવ, મને મળ્યા પ્રત્યક્ષ મહાદેવ;
હવાં જો દેહ ઉણમ પરે, તો કોણ બીજો ઉદ્ધારે. ૮
જો ન ઉધરું તમારે હાથે, તો કાંઈ થાય ન ત્રિભુવનનાથે;
કરવા પ્રવૃત્તિકેરું જ્ઞાન, તેનું નિવૃત્તિકેરું મહાન. ૯
તમારી મતિ નિર્મળ છે અતિ, ન જાણું એવી બીજાની ગતિ;
કર્યો મારાપર અતિઉપકાર, તો વળી પ્રશ્ન પૂછું નિરધાર. ૧૦
કર્યું કરણાવલોકન તમે, તેથી તાપ મારા સહુ શમે;
હવાં નિવારો સંદેહ પડિયા, જેહ જુના થઈ થઈ હદે જડિયા. ૧૧
તેનું નિવારણ કરો સ્વામી, પૂછું તમને હું મસ્તક નામી;
અહો દ્વિજસત્તમ કહો સત્ય, સ્થાવર જંગમ નિપજ ગત્ય. ૧૨
કેવી રીતે ઉપજે થાય નાશ, કરો નાશનો કાળ પ્રકાશ;
સુર મુનિ પિતૃ ને ભૂત, કેમ ઉપન્યું એ અદ્ભુત. ૧૩
કેમ થયો સહુનો વિસ્તાર, કોહ મન્વંતર સુસાર;
તેના વંશના ચરિત્ર ભાખો, સર્વે સમ્યક્ રીતે દાખો. ૧૪
થઇ આવી રચના કેટલી વાર, પ્રલયતણો પમાડો પાર;
થયા કલ્પના વિભાગ કેમ, કહો મન્વંતર સ્થિતિ હોય જેમ. ૧૫
જગતી* ઉત્પન્ન સ્થિતિ રીતિ, વદો જેમ થાયે પ્રતીતિ;
એનું માપ માપો મહાજ્ઞાની. નિધિ મર્યાદા કયાં સુધી માની. ૧૬
વદો સરિતા કેટલી વેહતી, અટવી સ્થિતિ કયી રીત રેહતી;
એ સર્વ કહો પક્ષીરાજ, કરો મારું એટલું કાજ. ૧૭
રહે પાતાળમાં મુનિ કોણ, પૃથ્વીલોકે વસે કોણ એણ;
ગ્રહ નક્ષત્રના કહો ભેદ, કહો સવિતા ગતિ નિર્વેદ. ૧૮
ચતુર ચંદ્રની ગતિ ભાખો, તારા સારા નિશ્ચેનો દાખો;
જગત નિપન્યું ભાખો સાંથી, આવી લાગ્યો પ્રલયકાળ જ્યાંથી. ૧૯
પ્રલય પછી શું રહે અવશેષ, તેહ સર્વ સુણાવો મહેશ;
એ સર્વ સુણવા ઇચ્છાય, કોહ વિસ્તારી દ્વિજરાય. ૨૦
પક્ષી કેહ સુણ્ય પંડિત મુનિ, પ્રશ્ન ભાર ભારે ધર્યો ગુણી;
તદપિ કહું શક્તિઅનુસાર, મુનિસત્તમ સુણ્ય આ વાર. ૨૧
કહી સંભાળાવું એક ઇતિહાસ, તારા પ્રશ્નનો તેમાં સમાસ;
થઈ જાશે રુડીપેર, જાજો નિસ્સંદેહે નિજ ઘેર. ૨૨

* પૃથ્વી.

પૂર્વે કૌષ્ટુકી નામે મુનિ, વ્રતસ્નાત ને મોટો ગુણી;
શુદ્ધ બ્રાહ્મણકુળમાં ઉત્પન્ન, થાતાં પિતા થયો પ્રસન્ન. ૨૩
શાસ્ત્રરીતિ પ્રમાણે સર્વ, શીખ્યો વિદ્યા તજી મન ગર્વ;
થયા સંશય તેને તારા જેવા, તેથી તેણે કરી ઋષિની સેવા. ૨૪
તે ગયો માર્કંડેય પાસ ચાલી, સેવા આચરી મુનિ મન માહલી;
જ્યારે કરી સેવા અપાર, રીઝયા મુનિ તેને કોઈ વાર. ૨૫
મુનિ બોલ્યા મુખથી આમ, કૌષ્ટુકી સેવા કરે શે કામ;
ત્યારે જોડી તેણે બે હાથ, કર્યું ભાષણ માર્કંડેય સાથ. ૨૬
જેવી શંકા પડી તને સાર, જેવા પ્રશ્ન કર્યા આ વાર;
તેવા તેણે કર્યા સર્વ ત્યાંહી, બેઠા માર્કંડેય મુનિ જ્યાંહી. ૨૭
વદ્યો નમ્રતાએ બ્રહ્મ તેહ, મારા નિવારો મુનિ સંદેહ;
ત્યારે બોલ્યા માર્કંડેય ઋષિ, જે સર્વ દ્વિજસત્તમમાં સુખી. ૨૮
ભૃગુપુત્ર માર્કંડેય દેવ, રીઝયા શિષ્યની જોઈ સેવ;
કહ્યું સાંભળ્ય કૌષ્ટુકી તુંય, પ્રશ્ન ઉત્તર ભાખું હુંય. ૨૯
ચિત્ત વ્યગ્ર કરીશ નવ જરા, નહિ તો ઉત્તર થાશે અરાંપરાં.*
સૃષ્ટિકાળમાં વિધિ† દેવ, સ્થિતિકાળમા વિષ્ણુ એવ. ૩૦
પ્રલયકાળમાં શ્રીમહાદેવ, કરી જગસ્વામીની સેવ;
કરી કમળભૂને નમસ્કાર, કહીએ મન્વંતરાદિ આ વાર. ૩૧
માર્કંડેય કેહ સુણ્ય બ્રાહ્મણ, કરું કથા કેહતાં પેહલું પણ;
સાત દિવસમાં આ સર્વ, થાશે કથા સમાપ્તનું પર્વ. ૩૨
સૌથી પેહલા બ્રહ્માદેવ, અવ્યક્ત જન્મા ઉપન્યા એવ;
તેના મુખ મધ્યેથી જાણ, ચાર વેદ થયા નિરવાણ. ૩૩
પછે અષ્ટાદશ પુરાણ, થયાં જાણ તું દ્વિજ સુજાણ;
માર્કંડેયમાં કહ્યું છે આવું, પેહલાં માર્કંડેય ઉપજાવ્યું. ૩૪
એ તો વાત છે વિવાદવાળી, માટે તેને લીધી સંભાળી;
થયાં પુરાણ પ્રગટ જ્યારે, તેને વિસ્તાર્યાં મુનિએ ત્યારે. ૩૫
કર્યો વેદનો પણ વિભાગ, વ્યાસ મુનિ હવા મહાભાગ;
કર્યું. સુર અસુરે સર્વ, પણ વિધિમુખનું મોહું પર્વ. ૩૬
એવું એવું કર્યું સર્વત્ર, પણ નવ પસર્યાં ચારે અત્ર;
ધર્મ જ્ઞાન અને વૈરાગ, નવ પસર્યું ઐશ્વર્ય મહાભાગ. ૩૭
એ સિદ્ધ થાય ન માહત્મા વિના, થાયે ઉપચાર હીના કે દીના;
એવું જોયું બ્રહ્માએ જ્યારે, માનસપુત્ર ઉપજાવ્યા સારે. ૩૮

---

* સંદેહવાળા. † બ્રહ્મા.

થયા સપ્ત ઋષિ ઉત્પન્ન, તેણે નિગમ ચાર પ્રહ્યા મહા મન;
બીજા માનસપુત્ર થયા તેહ, તેમણે પુરાણ લીધાં જેહ. ૩૯
એમ વિસ્તાર કરવા જાણુ, બ્રહ્મદેવે કર્યું પ્રમાણ;
ભૃગુએ ચ્યવનને ભણાવ્યું, ચ્યવને બ્રાહ્મણોને ગણાવ્યું. ૪૦
સર્વ બ્રાહ્મણોએ અવિધાર, કહ્યો દક્ષને લક્ષી સાર;
દક્ષે કહ્યો મુને સુણ્ય શિષ્ય, કહું તેનો ભેદ હું વશા વીશ. ૪૧
કલિમલનું હંતા જેહ, તેનું પુરાણ કહું એહ,
સાંભળ્ય પૂરેપૂરું તું પુરાણ, સંશય ટળતાં થઇશ સુજાણ. ૪૨
દક્ષ પાસેથી સાંભળ્યું મેંય, પૂરેપૂરું કહુંછું હું તેય;
વિશ્વ ઉત્પન્ન કરતા વિધિ, અજન્મા અને સાતે નિધિ. ૪૩
નિર્વિકારી છે બ્રહ્મદેવ, ચરાચરનું સ્થાનક એવ;
જગકર્ત્તા યોગીના વિશ્રામ, મહાપરમપદ વિધિ નામ ૪૪
જગ્ત ઉત્પત્તિ સ્થિતિ ને લય, તેનુ કારણ અસ્ત ઉદય;
જેના અંગમાં સર્વે વસિ રહ્યુ, જેણે પુરાણ પૂરું, કહ્યુ. ૪૫
તેવા આદિ બ્રહ્માને હુંય, નમસ્કાર કરું શિષ્ય શુંય;
તદપિ કરી વિનય પ્રણામ, ભૂતવર્ગને વર્ણવુ આમ. ૪૬
હિરણ્યગર્ભ આદિકારણ, મતિમાન જગ્તધારણ;
તે દેવ કરો મને સાય, તવ કાર્ય મોટું હુંથી થાય. ૪૭
નેત્રાદિ ગમ્ય જે પાંચ પ્રમાણ, ષટ્ સૃષ્ટિ સંયુતે જાણ;
છે નરનાં બ્રહ્મ અધિષ્ઠાન, નિત્યરૂપ એ મહાભગવાન. ૪૮
દર્શે અનિત્ય તોય સ્વરૂપ, તેવાં ભાખુ બ્રહ્મ સૃષ્ટિ ભૂપ;
મહદારભથી જગતી સુધી, ભૂત વર્ગમાં જેની પ્રવૃતિ. ૪૯
તેના વિકારે વસતા જેહ, કહું વર્ણન કરી હું તેહ;
તે તુ સાંભળ્ય એક ચિત્તે, મન વાળીશ નહિ તુ વિત્તે. ૫૦
જેહ જગ્તનું આદિ કારણ, અવ્યક્તરૂપ જગ્ત ઉદ્ધારણ;
જેને મહામુનિ કેહે છે નિત્ય, સદસત સ્વરૂપ એ ખચીત. ૫૧
સૂક્ષ્મ પ્રકૃતિ કેહે છે જેને, અચળ માને મુનિઓ તેને;
અક્ષર અજર ને અમાપ, રહ્યા સ્વાશ્રયે જે આપ. ૫૨
શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ, તેનો નહિં તીલ સબંધ;
મનાય અનાદિ અને અનંત, જગ્તમૂળ રૂપે વસે મહંત. ૫૩
ત્રિગુણ ઉત્પત્તિકરુ છે થાન, તેનું નાશ કારણ એ માન;
અવિજ્ઞેય પ્રાચીન અવ્યક્ત, જાણે રૂપ જેઓ મોટા ભક્ત. ૫૪
એવા બ્રહ્મનું જેહ સ્વરૂપ, હતું પૂર્વે તેમાં તદ્રૂપ;
જગ્તનાશ પછી નિરવાણ, તેમાં જગ્ત રહ્યું સુજાણ. ૫૫

તેને ઇચ્છા થઈ એક વાર, સૃષ્ટિ નિપજાવવા નિરધાર;
તેનું રૂપ કહું સુણય સુત, તને લાગશે મહાઅદ્ભુત.
જે ક્ષેત્રજ્ઞાધિષ્ઠાન કહેવાય, ત્રિગુણ સમ જેમાં લેહવાય;
એવા અવ્યક્તે સૃષ્ટિ પ્રમાણ, રચવા માંડી મુનિ સુજાણ.
ત્યારે ત્રિગુણચેષ્ટાથકી, પ્રધાન મહત્તત્ત્વની સુણી વકી;
એટલે મહત્તત્વ થયુ સહુ ઉત્પન્ન, અવ્યક્તે ધર્યું તેને પેહલુ મન્ન.
જેમ બીઆ પાછળ છોતરું, દર્શે વીંટાયે ફળ પરુ;
તે પેરે સુણય તું શિષ્ય, કહું મહત્તત્ત્વનું ભવિષ્ય.
અવ્યક્તમાંહે વીંટાઈ તે રહ્યુ, તેથી ત્રિગુણ જેવુ તે થયું,
સાત્વિક રાજસ તામસ જાણ, અવ્યક્ત વીંટાયે થયું નિરવાણ.
ત્રણ પ્રકાર એવા થયા, મહત્તત્ત્વથી અહંકાર ઉત્પન્ન થયા;
તેના પણ થયા ત્રણ પ્રકાર, સાત્વિક રાજસ તામસ સાર.
અવ્યક્તે વીંટાયુ મહત્તત્ત્વ જેવું, અહંકારનુ માનવુ તેવું;
મહત્તત્ત્વથી રહ્યો છે છવાયો, ત્રણ પ્રકારનો જગે તે ગવાયો.
તેમાંથી તામસ જેનુ નામ, તેહ વિકારી જન્મો આ ઠામ;
તે વડે થયું જેહ ઉત્પન્ન, સૂક્ષ્મરૂપ શબ્દાત્મક ધન્ય.
શબ્દ તન્માત્રાએ જાણ, શબ્દગુણાણુ આકાશ માન,
શબ્દતન્માત્રાવાળુ આકાશ, તેને તામસ અહંકારનો આભાસ.
થઈ રહ્યો તે પૂરે પૂરો, રજ રહ્યો નહિ તે અધૂરો;
હવાં આકાશથી ઉત્પન્ન, થયો સ્પર્શવિષય પાવન.
તે માંહીથી બલિષ્ટ વાયું, નિપજિયો એવું વેદે ગાયુ;
સ્પર્શ ગુણ થયો તેમાથી, એવુ નિપજ્યું એમાંથી.
વાયુથકી થયું જે ઉત્પન્ન, તેહ સુણય તુ મન પ્રસન્ન;
રૂપ તન્માત્રા અને તેજ, એહ ઉપન્યાં સમ્યક્ હેજ.
એનો ગુણ તો રૂપ કહેવાય, ત્રૈણ રૂપે જે લેહવાય;
સ્પર્શ તન્માત્રાનું વાયુ, હરે રૂપ તન્માત્રાનું આયુ.
તેને આચ્છાદી રહે છે સદા, એવું મુનિ કહે મહામુદા;
તેહ વિકાર પામે જ્યારે, રસ તન્માત્રા થાયે ત્યારે.
તે મધ્યથી નિપજે જળ, રસગુણ તેનો વિમળ;
રસતન્માત્રાને આચ્છાદે, રૂપ તન્માત્રા મહામાદે.
પછે થાયે વારિનો વિકાર, તદા ગંધ તન્માત્રે થાય સાર;
તેહ પૃથ્વીને ઉપજાવે, તેહતણો ગંધ ગણ કાહવે.
હવાં તન્માત્રાનું કહું સ્વરૂપ, તેહ સાંભળ્ય થઈ તદ્રૂપ;
તે ભૂતમાં જાણય તું આજ, થાયે સૂક્ષ્મ વિષયનું કાજ.

તે તો તન્માત્રા કહેવાય, એવું કહી ગયા મુનિ રાય;
તન્માત્રાનું રૂપ રૂપાળું, કહ્યું દુઃખતણું પરજાળું. ૭૩
વાચાથી સામાન્ય એ કેહવાય, કોથી વિશેષત્વ ન લેહવાય;
એવું અલૌકિક રૂપ એનું, વર્ણન થાયે ન પૂરુ જેનું. ૭૪
માટે એને કેહવાય નહિ શાંત, મૂઢ ભયાનક તેમ દાંત;
આ જે કહ્યું તન્માત્રા સ્વરૂપ, તે છે તામસ અહંકાર રૂપ. ૭૫
તામસ અહંકારે તું જાણ, નિપજેલી ભૂત તન્માત્રા પરણામ;
તેની ઉપજ નિપજ ભાખી, હવાં દેઉં સાત્વિકકેરી દાખી. ૭૬
સાત્વિક અહંકારનો જે સર્ગ, સાત્વિક ગુણમયી જેહ વર્ગ;
તેહ ઉપજે કેવે ભાઈ, જુએ તેહ સત્વગુણની સગાઈ. ૭૭
પછે લેઈ તે અહંકાર, તેશું એક કાળે નિપજે સાર;
પાંચ જ્ઞાનેંદ્રિયો અવિધાર, પાંચ કર્મેંદ્રિયોકેરો પાર. ૭૮
જોવો હોય તારે આ વાર, જો તું રજોગુણાત્મક અહંકાર;
એ તો ઉપજે એનાથકી, તેમના વેદ પુરાણો છે સાખી. ૭૯
વળી એના જે દશ દેવતા, તે તો સાત્વિક ગુણ સેવતા;
જેહ ઈંદ્રિ છે અગિયારમી, તેના દેવ કહું છું નમી. ૮૦
તેહ વિકારીક કેહવાય, કરવી તેવા દેવતણી સેવાય;
કરણ ત્વચા ચક્ષુ રસના, એહ ખૂટે નાસા વના. ૮૧
એહ સર્વે ગણુતાં પંચ, છે શબ્દાદિ ગ્રાહ્યનો સંચ;
તેમાં કરવાને મતિયુક્ત, માની ગયા છે મોટા મુક્ત. ૮૨
પાદ ગુદા ઉપસ્થ ને હાથ, વાણી આદિ કર્મેંદ્રિય સાથ;
એની ગણના પંચની થાય, હવાં તેનાં કર્મ કહું સુણ્ય ભાય. ૮૩
થાયે પાદવડે તો ગમન, કરે મલોત્સર્ગ ગુદાએ જન્ય;
સેવાયે છે ઉપસ્થે આનંદ, કરે પૂજાયે બાળમુકુંદ. ૮૪
વાક્યે વાક્યની ઘટના થાય, એ કર્મ પચેનાં કહેવાય;
હવાં શબ્દમાત્રાણું જેહ, પેસે સ્પર્શ માત્રાવાળામાં તેહ. ૮૫
એમ આકાશથી સમીર, જાયે પુરાણ કહે ધીર;
હવાં કહું તે વાયુના ગુણ, ગણ્યા દ્વય પુરાણે તું સુણ્ય. ૮૬
નામ શબ્દ સ્પર્શ છે તેનાં, હવાં બીજાં રૂપ કહું વળી એનાં;
મળે રૂપમાં શબ્દ સ્પર્શ જ્યારે, થાયે ત્રણ તે રૂપે ત્યારે. ૮૭
મળે વહ્નિમાં શબ્દ અને સ્પર્શ, મળી રૂપ કરે ત્રિગુણ દર્શ;
રસવાળા જળમાં જાણ, શબ્દ સ્પર્શ રૂપ મળે નિરવાણ. ૮૮
તે મળે વારિમાં જ્યારે, રસસહિત ચાર ગુણ ધારે;
શબ્દ સ્પર્શ રૂપ ને રસ, મળી ગંધ થાયે રસબસ. ૮૯

પછી પૃથ્વીને આચ્છાદી લેછે, તેણે જગતી ગુણાળી જેહ;
જે સ્થૂળ પૃથ્વી ભૂતે દેખાય, તે પંચ ગુણવાળી લેખાય. ૯૦
વસ્યા પૃથ્વીમાં ગુણ જેહ, કહું શબ્દાદિ રૂપ તેહ;
એ મળી ગયાથી જાણ, મહી મૃદ શાંત ઘોર પરમાણ. ૯૧
એવી કેહવાય જગતી જનમાં, રૂપ વિશેષ ધારી રહી તનમાં;
કહ્યા ગુણ અમે જે સાર, એકમેકે વસિ રેહ અવિધાર. ૯૨
એકમેકમાં રહી પંચ, અન્યોઅન્યે ધારી રહે સ્વસચ;
વળી તે ગ્રહે પૃથ્વીનું સર્વ, પ્રકાશિતા જે પ્રૌઢું પર્વ. ૯૩
તેમાં અપ્રકાશિતા જાણ, ઘનવેષ્ટિત સર્વ પરમાણ;
રહે ગુણ એ સર્વને ધારી, તેની ગતિ કહું વિસ્તારી. ૯૪
તેઓ ઇંદ્રીથકી થાય ગ્રહણ, નિયમિતનું ધારે શરણ;
આવે કાર્યમાં કરવા ધારે, તેથી રૂપ વિશેષ ઉચ્ચારે. ૯૫
જે ગુણ પૂર્વ ભૂત મનાય, તે તો પશ્ચાત આવી સમાય;
એ તો મળી જાયે ભૂદેવ, કહું આગળ સાંભળ એવ. ૯૬
એ સર્વે હતા જ્યારે જૂદા, વિવિધ બલિષ્ટ ને મનમુદા;*
નવ થયલા એકત્ર તેહ, ત્યાં સુધી અસમર્થ દેહ. ૯૭
કશું કરી ન શકિયા જાણ, સૃષ્ટિ સર્જ્યાં કેરું પરમાણ;
કિંતુ પછે થયા એકમેક, ધાર્યો આશ્રયકેરો વિવેક. ૯૮
સર્વે રૂપ ટળી અદ્ભુત, તે તો થઈ ગયા એકીભૂત;
થયા સર્વ રીતે એકાકાર, પછે અવ્યક્ત અનુકંપાએ સાર. ૯૯
કર્યો તે મધ્યે નિવાસ, પછે થયું તે સર્વ પ્રકાશ;
તેહ ભાખ્યું સાંભળ્ય નૃપ, મહત્તત્ત્વથી નિપન્યું રૂપ. ૧૦૦
એ સર્વેથકી એક હતું, અંડ ઉપનિયું અવનનું;
તેનું પરમાણ પૃથ્વી સુધી, એવું કથી ગયા મહાબુદ્ધિ. ૧૦૧
પછે સુણ્ય તું ક્રૌષ્ટુકી મુનિ, તું છે પાવન ને મહાગુણી;
માટે કથા. કહું વિસ્તારી, તું સાંભળજે અવિધારી. ૧૦૨
પછે વધવા માંડયો તે અંડ, થયો જળ બુદબુદા રીત પ્રચંડ;
એમ ક્રમે ક્રમે તે વાધ્યો, જેણે જોગ તે જાળવી સાધ્યો. ૧૦૩
જે થયો હતો અંડ ઉત્પન, કરતો હતો તે જળે શયન;
એહ અંડની માતા કોણ, તેહ તને કહુંછું ઓણ. ૧૦૪
તેની માતા માયા જાણ, વાધ્યું ક્ષેત્રકેરુ પરમાણ;
થયો તેહ પ્રથમ સૃષ્ટિ ઉત્પન્ન, પછે વધવા લાગ્યો અનુદિન. ૧૦૫

* નવા નવા કર્મ કરવાવાળા ને સ્વતંત્ર-સ્વચ્છંદે વર્તનારા.

તે તો [illegible]નું પુરુષ એવું નામ, જેહ ભક્ત જન પૂરણ કામ;
[illegible] માયાને પ્રકૃતિ વદે, પુરુષ પ્રકૃતિ ભરાયાં મદે. ૧૦૬
ભૂતમાત્રનો આદિ તેહ, કર્તા હરતા નિઃસંદેહ;
તેણે વ્યાપ્યા ચરાચર લોક, ટાળ્યા જેણે સુર અસુરના શોક. ૧૦૭
અંડમાંથી થયા ઉત્પન્ન, મેરુ નગ મહાપાવન;
વેષ્ટનાદિ પર્વત સર્વ, ઉપજ્યા તેના પછી ગતગર્વ. ૧૦૮
તે અંડમધ્યકેરું જે જળ, સાગર નામે થયું મહાબળ;
હવાં તે અંડમાંહે શું શું હતું, તેહ તુંને કરી બતાવું છતું. ૧૦૯
હતા સુર અસુર ને નર, દ્વીપ પર્વત ચન્દ્ર સાગર;
સૂર્યાદિકની જ્યોતિ તેમાં હતી, સર્વ જન હતા મહામતિ. ૧૧૦
આખું વિશ્વ હતું તે માંહ્ય, રહ્યા પુરુષ પ્રકૃતિ જયાંય;
વારિ વાયુ ને અગ્નિ જાણ, વિયતાદિ* ભૂતો સુજાણ. ૧૧૧
તેણે કરી છવાયલું અંડ, જેની માંહે હતા નવ ખંડ;
દશગુણિત અંડના કરતા, મહી મોટી મુનિજન ધરતા. ૧૧૨
રહી તેની પાછળ તે વીંટાઈ, માની તેની સાથે તે સાચી સગાઈ;
તેથી દશગુણિત વારિ જેહ, તેણે વીંટી પૃથ્વી નિઃસંદેહ. ૧૧૩
તેથી દશગુણિત વાયુ જાણ, તેણે વીંટ્યું જળને હે સુજાણ;
એમ અનુક્રમથી હે મુનિ, ભૂત વીંટાઈ વળિયાં ગુણી. ૧૧૪
સહુનું દશદશગણું છે પરમાણ, એવું વદી ગયા વ્યાસ સુજાણ!
એ સર્વની પાછળ જેહ, છે અહંકાર વીંટાયલો તેહ. ૧૧૫
મહત્તત્ત્વ રહ્યું તે પૂઠે ફરતું, એમાં રંચ નથી કાંઈ અનરતું;
એમ એકમેકને ઢાંકી રહ્યાં, તે મેં સર્વે તુજને કહ્યાં. ૧૧૬
હવાં મહત્તત્ત્વ છવાયું શેણે, કહી સંભળાવું તે હું વેણે;
અવ્યક્તથી વીંટાયું મહત્તત્ત્વ, તેનું સમજાવું સર્વે સત્વ. ૧૧૭
મેં જે ગણાવિયાં મુનિદેવ, તે સપ્ત સંખ્યાએ સાધી મેવ;
એ સાત પ્રકૃતિએ છવાયું, અંડ વ્યાસ કેહે વીંટાયું; ૧૧૮
હવાં વધી પ્રકૃતિ જ્યારે, થઈ આઠની સંખ્યા ત્યારે;
તેહ વીંટાઈ રહ્યાં માંહોમાંહી, એકમેકના બળને સાહી. ૧૧૯
કહી પ્રકૃતિ મેં જેહ, તે છે નિત્ય ને નિસ્સંદેહ;
તેમાં રહેલો તે પરબ્રહ્મ, જેને ન સ્પર્શે ધર્મ કે કર્મ. ૧૨૦
હવાં કરું પુનરાવૃત્તિએ એની, સાર માત્ર કથા કહું તેની;
તે તું સાંભળ્ય એકે ચિત્તે, કથા કહું હું સમ્યક્ રીતે. ૧૨૧
જ્યમ કોઈ નર ડૂબે નિર્વાણ, પેઠો વારિમધ્યે તજવા પ્રાણ;

* વિયત—આકાશ.

કે તરવા પેઠો હોય તેહ, નિકળે બાહર જ્યારે એહ.
જળમાં કુંડાળાં થાય તેને ઉત્પન્ન, કર્તા જાણવો તેહ જન;
એહ રીતે નર તે બ્રહ્મ, વારિવ્યાસ પ્રકૃતિ ગાનો પર્મ. ૧૨૩
અવ્યક્ત માયાને ક્ષેત્ર પરમાણુ, ક્ષેત્રજ્ઞ બ્રહ્મ લહો સુજાણ;
આ મેં કહ્યું તને જે બાળ, લક્ષણ તે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ વિશાળ. ૧૨૪
એને જાણીને કરજે વિચાર, તો તું પામીશ ભવનો પાર;
વળી દેઉં તને દૃષ્ટાંત, જેથી થઈ જાયે સુલભ સિદ્ધાંત. ૧૨૫
જ્યમ થાયે મેઘતણો તે સંયોગ, તેથી લાધે વિદ્યુત્‌કેરો જોગ;
તેની પેઠે અમતિની રીતે, પૂર્વ પ્રાકૃત સર્ગશું પ્રીતે. ૧૨૬
સૃષ્ટિ થઈ એમ સુત ઉત્પન્ન, તેમાં વસ્યા ક્ષેત્રજ્ઞ જ પાવન;
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, બ્રહ્મોત્પત્તિ કહી સહુ જાણે. ૧૨૭
થયો પચચત્વારિંશો અધ્યાય, રીઝે પુરાણીજન મહાકાય;
ધારે ધ્યાન માને અપમાને, કાર્યની પૂર્ણતાને પિછાને. ૧૨૮
જાણે થાય છે આપણે સારુ, કિંતુ મરું તોય ન મુખ ઉચ્ચાર;
પ્રાકૃતકેરું પદ્યબંધ જેહ, ગણતુ શળી સમાને એહ. ૧૨૯
સંસ્કૃત શીખ્યા હોઇશું જો કાચું, તો છાનાછપના પ્રાકૃત વાંચું;
એવા થતા હશે વિચાર, કે નહિ તે જાણે જગદાધાર. ૧૩૦

વલણ.

જગદાધાર એ સર્વ જાણે, હું શો કરું અનુમાન રે;
વિપ્ર પ્રેમાનંદ નામ મિથ્યા, ભજું ભવોભવ ભગવાન રે. ૧૩૧



## કડવું ૧૦૧ મું.

### રાગ મેવાડો.

ક્રૌષ્ટુકિ પૂછે હો, મુનિ માર્કંડેયને;
પ્રેમે કરજોડી હો, નમે સુખદેયને. ૧
અહો મહામુનિ હો, તમે યથારથ ભાખી;
અંડની ઉત્પત્તિ હો, બાકી કાંઇ નવ રાખી. ૨
તેવો બ્રહ્મ જન્મ હો, કહ્યો મહાત્મા પૂરો;
કથાભાગ નથી હો, કાંઇ રાખ્યો અધૂરો. ૩
હવાં પૂછું જે જે હો, તે સંદેહ છેદો;
મનસા પૂરી મારી હો, છેદ ભેદ સહુ ભેદો. ૪
ભૃગુકુળમાંહી હો, ઉપજ્યા તમે મુનિ;

વિશ્વે વખણાયા હો, કીર્ત્તિ દશદિશ સુણી. ૫
કહો મુનિ મોટા હો, પ્રલય અંત સહુનો;
સંહાર થઇ જાયે હો, પશુ પંખી બહુનો. ૬
એ સહુ નાશ પૂઠે હો, ભૌતિક સૃષ્ટિ હુતી;
અથવા કહો નોહતી હો, પૂછું કરી હું નુતિ.* ૭
જ્યારે કાંઇ નોહતું હો, તે સમયે શું હતું;
જો કાંઇ હોયે હો, તો તે કરો મુનિ છતું. ૮
એહ સુણવા મારી હો, ઇચ્છા અતિ થઈ દેવા;
શી થાય મારાથી હો, કરું નમીને સેવા. ૯
માર્કંડેય કેહછે હો, સાંભળ્ય મુનિ મોટા;
સંશય તારા ભાંજુ હો, સંદેહ કરું સહુ ખોટા. ૧૦
જ્યારે સૃષ્ટિ સર્વે હો, પ્રકૃતિમાં લય પામે;
તેને પ્રાકૃતપ્રલય હો, જન જાણે એહ નામે. ૧૧
વ્યક્ત જે જે વસ્તુ હો, તેને લીન કરી સ્વયમાં;
વિકાર માત્ર ખેંચી હો, લેતાં સર્વ પ્રલયમાં. ૧૨
પછે પ્રકૃતિ પુરુષ હો, થાયે એક ધર્મધારી;
એકમેકને બળે હો, રેહ સેવા સિદ્ધ સારી. ૧૩
તે સમયે બે ગુણ હો, સમાનપણે રેહતા;
તમોગુણ ને સત્વ હો, એવું મુનિજન કેહતા. ૧૪
ન્યૂનાધિક કેરો હો, ત્યાગભાગ સર્વે કર્યો;
એકમેકનું મિશ્રણ હો, આશ્રય એકમેકે ધર્યો. ૧૫
દૃષ્ટાંત દેઉં તેનું હો, સિદ્ધાંત સમજી તું જાયે;
રજોગુણ માંહી મળતો હો, કેવી રીત કેહવાયે. ૧૬
જ્યમ તિલમાં તેલ જ હો, મળી રહે છે ભાઈ;
જ્યમ દુગ્ધમાં આજ્ય† હો, કેરી શુભ સગાઈ. ૧૭
તે રીતે તમોગુણ હો, તથા સત્વગુણ માંહી;
રજોગુણ મળી રેહતો હો, દીસે નવ તે કયાંહી. ૧૮
હવાં કાળ ગણી દાખું હો, તે બન્નેતણો જે જે;
સુણજે એક ચિત્તે હો, સત્ય કહુંછું એ તે. ૧૯
બ્રહ્માની નિપજ્યથકી હો, આરંભીને ભૂદેવા;
તેમનું બે પરાર્દ્ધ જીવતર હો, ટકી રેહ છે દેવા. ૨૦
એટલા કાળ માંહે હો, બ્રહ્માનો દિવસ થાયે;
જ્યારે વિધિનો લય હો, થાયે તેહ કહું આંહે. ૨૧

* નમસ્કાર, પ્રણામ † ઘી.

પૂર્વે કહ્યો જેટલો હો, તેટલો કાળ સહુ લેખો;
બ્રહ્માની રાત્રિ તેટલી હો, મુનિ મનથી પેખો. ૨૨
હવાં ઉત્પત્તિ વિધિની હો, કહું તુને આ વારી,
સૃષ્ટિ આદિ પુરુષ હો, તેને મન જો ધારી. ૨૩
જેને કાળ કોઇ દિન હો, કશું કરી નવ શકે;
જેના આગળ કોઈ હો, પલક એક નવ ટકે. ૨૪
જે છે વિશ્વનો વેહેતા હો, યોગી ધ્યાને નવ ચહડે;
જ્યાં મન મતિ ન પહોચે હો, અગમ્ય એવો હૃદે ન આવે. ૨૫
અગમ્ય તે અગોચર હો, એ વિશ્વે વ્યાપી રહ્યો,
ભક્તના હૃદેમાં હો, અન્યથી કળ્યો ન ગયો * ૨૬
એવો પુરાણ પુરુષ કોઈ હો, અગમ્ય અવિનાશી દિસે;
તે યોગ ધારીને હો, હૃદયા આવી વસે. ૨૭
પેશી તે ઉભયમાં હો, ક્ષોભ કરી દે પૂરો;
દૃષ્ટાંત દેઉ તેનું હો, સિદ્ધાંત સમજે શૂરો. ૨૮
જ્યમ તન્વગી તરુણીમાં હો, મદ વા માધવ વાયુ;
પેશી જાય પૂરો હો, ચઢે ચગડોળે આયુ. ૨૯
પમાડે ક્ષોભ એવો હો, મૂર્તિધર હરિ;
પ્રકૃતિ પુરષને હો, ભમાડે રમાડે ફરી. ૩૦
જ્યા પ્રધાન ક્ષોભ પામ્યુ હો, કે બ્રહ્મસત્તા થાયે;
દેવ તેજ માનો હો, જેને વેદ ચાર ગાયે. ૩૧
વિધિ સત્તા ધારી હો, અડકોશે ઉપજે હરિ;
મેં તુને કહ્યુ પૂર્વે હો, સર્વ વિસ્તાર કરી. ૩૨
તેજ પૂર્વે ક્ષોભક હો, પ્રકૃતિપતિ થાય જ્યારે;
ક્ષોભ પામે ત્યારે હો, સત્ય વ્રત તુ ધારે. ૩૩
સંકોચ વિકાશે હો, પ્રધાનમાહી તેહ વસ્યો,
જગતહેતુ નિર્ગુણ હો, કસણી† લેઈ અમે કસ્યો. ૩૪
તો તે આ પ્રકારે હો, ઉત્પન્ન થઈ જાતે,
રજોગુણ ભોગવી હો, વિધિ થાયે પ્રખ્યાતે ૩૫
બ્રહ્મભાવને આશરી હો, સૃષ્ટિ રચવા માંડે;
થઇ [પ્રવૃત્ત પૂરો હો, ધર્મધ્યાન નવ છાંડે. ૩૬

---

* ૨૬. પ્રાચીન કાવ્યમાળામા આવો પાઠ છે.
"જે છે સર્વથી ન્યારો હો, જેની ક્રિયા કાણુમાં,
મળે રસ્તે જાતો હો, મળે ન ગિર આણુમાં"

† કસોટી

પ્રજાપતિ થઇ જાતે હો, પ્રજા ઉપજાવે પૂરી;
તે કાર્ય સહુ સાધ્યે હો, તૃપ્ત તન થાય સુરી. ૩૭
સત્વગુણ તેમાં વધ્યો હો, પછે થાય તે વિષ્ણુ;
પરિપાલન કરે વિધિનું હો, ધર્મ ધ્યાને ધરી જિષ્ણુ.* ૩૮
તમો ગુણ વાધ્યે હો, પુરુષ રુદ્ર થાયે જાતે;
તે ત્રિભુવન સહરતા હો, થાય જક્ત પ્રખ્યાતે. ૩૯
સૃષ્ટિ સર્વ સંહારી હો, થાય ત્રણ ગુણવાળો;
નિર્ગુણ રૂપ ધારી હો, શયન કરે સુખાળો. ૪૦
તારે કાજે દૃષ્ટાંત હો, ખોળી કહું છું આજે;
સમજ શિષ્ય મારા હો, સિદ્ધાંત દ્રાંત તું આજે. ૪૧
જેમ કો ક્ષેત્રકેરો હો, સ્વામી થઇને જાયે;
વાવનારો તે થાયે હો, વળી પાળક તેનો કેવાયે. ૪૨
વાવેલું જે ક્ષેત્રે હો, ધાન્ય પરિપક્વ થાયે;
થાય કાપનારો પોતે હો, વેહલો ઉઠી જાયે. ૪૩
તેમ નિર્ગુણ નર હો, વિધિ વિષ્ણુ રુદ્ર થાયે;
સંજ્ઞા એવી પામે હો, જગતકેરો જે રાયે. ૪૪
હિરણ્યગર્ભ થઇને હો, સરજે સૃષ્ટિ સઘળી;
રુદ્ર રૂપ લેઇને હો, સંહાર કરે ખળભળી. ૪૫
રમાપતિ રૂપે હો, આનદ સહપુત્ર પાળે;
એ સ્વયંભૂકેરી હો, જે ત્રણ અવસ્થા ભાળે. ૪૬
તેના ટળે સર્વે હો, પાપ સંતાપ પૂરા;
ફેરા ટળે ભવના હો, ન અરથ રહે અધૂરા. ૪૭
રમાપતિકેરો હો, રજોગુણ જે ભાઈ;
બ્રહ્મારૂપે તે તો હો, થાયે આ જનમાંહી. ૪૮
તમોગુણે રુદ્ર જ હો, થાયે સૃષ્ટિ થાતાં;
સત્વગુણે વિષ્ણુ હો, થાયે ભજે દુ:ખ જાતાં. ૪૯
એ જ ત્રિદેવ છે હો, ત્રિગુણ છે એ ભ્રાતા;
એક રૂપે રહીને હો, નિરાળા પૂજાતા. ૫૦
કાર્ય કારણે જૂદા હો, ત્રૈણે એક રૂપ જાણો;
એકમેકાશ્રયે હો, રેહતા તેહ પરમાણો. ૫૧
અધક્ષણ તેમનો હો, વિયોગ નથી હે યોગી;
ન થાય અધક્ષણ હો, ત્રણથી કોઈ વિયોગી. ૫૨
એ રીતે જક્ત પૂર્વે હો, હતો દેવદેવ વિધિ;

* જિતનારો.

ચતુર્મુખ તેનાં હો, મહાગુણકેરો નિધિ. ૫૩
જકતોત્પત્તિ કાર્યે હો, લાગી રહ્યો તે જાણો;
અનાદિદેવ એ તો હો, શિષ્ય મારા પરમાણો. ૫૪
એવા આદિ દેવની હો, સેવા કરવી ભાવે;
હિરણ્યગર્ભ ભજતાં હો, પુનર્જન્મે નવ આવે. ૫૫
પૃથ્વી રૂપી પદ્મના હો, નાળમાં રહ્યા બ્રહ્મા;
એ પ્રથમ ઉપજ્યા હો, સૃષ્ટિકેરા સુખશર્મા. ૫૬
બ્રહ્મ ગણતરી રીતે હો, તેનું આયુષ્ય ભાખું;
શતવર્ષ બ્રહ્માનાં હો, જીવે તે હું દાખું. ૫૭
હવાં વિધિ વર્ષકેરા હો, દિવસ એક હું કહુંછું;
એક ચિત્તે સાંભળ્ય હો, કહું છું જેવું લહુછુ. ૫૮
પંચદશ નિમેષની હો, કાષ્ઠા એક કેવાયે;
ત્રીશ કાષ્ઠકેરી હો, કળા એક તો થાયે. ૫૯
ત્રીશ કળાકેરું હો, મુહૂર્ત એક મનાયે;
ત્રીશ મુહૂર્તકેરા હો, નર દિવારાત્રિ થાયે. ૬૦
ત્રીશ દિનરાત્રિનાં હો, પખવાડિયાં બે ભાઈ;
વા તે કાળને મહિનો હો, કહે માનવ ગાઈ. ૬૧
એવા ષડ્ માસનું હો, અયન એક તો થાયે;
અયન તેવાં દ્વય છે હો, કહુ સુણ્ય તું આયે. ૬૨
દક્ષિણાયન ઉતરાયન હો, એ દ્વય અયન મળી;
એક વર્ષ થાયે હો, તેની રીત સર્વ કળી. ૬૩
નર વર્ષ એકનો હો, દિવ્ય* રાત્રિદિન લેખે;
દક્ષિણાયન તો ક્ષપા† હો, ઉત્તરાયન દિવસ પેખે. ૬૪
એવા દ્વાદશ સહસ્ર હો, સુરસવત્સરવડે;
કૃતયુગાદિ ચાર યુગની હો, ચોકડી માપ એક ઘડે. ૬૫
હવાં વિભાગ તેહના હો, સાંભળ્ય કહું થાય કેવા;
ચાર સહસ્ર સવત્સરના હો, કૃતયુગ થાય એવા. ૬૬
ચાર સૈકાં કરી હો, સંધિ તેની કેવાયે;
તેટલી સંખ્યાકેરો હો, સંધ્યાંશ તો થાયે. ૬૭
દીવ્ય ત્રિસહસ્ર વર્ષે હો, ત્રેતાયુગ થાયે;
ત્રિ શત વર્ષની સંખ્યા હો, સંધ્યાંશ તેવો કેવાયે. ૬૮
દ્વય સહસ્ર સંવત્સરનો હો, દ્વાપરયુગ તો ભાખ્યો;
બે સૈકાની સંખ્યા હો, તેવો સંધ્યાંશ દાખ્યો. ૬૯

* દેવના. † રાત્રી.

દિવ્ય સહસ્ર વર્ષનો હો, કલિયુગ તો થાયે;
છે શત વર્ષની સંખ્યા. હો, તેવો સંધ્યાંશ કેવાયે. ૭૦
એવાં દિવ્ય દ્વાદશ સહસ્રની હો, પંડિતોએ સંજ્ઞા કહી;
યુગ નામે તે તો હો, અવનિ સ્વર્ગ વિષે રહી. ૭૧
સહસ્રગણા એને હો, કરીએ જ્યારે ભૂદેવા;
એક દિન બ્રહ્માનો હો, થાયે તેની કરીએ સેવા. ૭૨
અહો મુનિ સાંભળ્ય હો, તે બ્રહ્માના એક દિને;
થાય ચતુર્દશ મનુ હો, મરે દિન જોઈ બીહીને. ૭૩
એક સહસ્ર ચોકડીથી હો, ચૌદ વિભાગ કરવા;
તેનું આવે જે ફળ હો, તે કાળ મનુ નૃપ ધરવા. ૭૪
એટલે ચૌદમે ભાગે હો, જેહ ચોકડી આવે;
તે કાળનો ધણી તે મનુ હો, ભરી ભૂમિમાં કાહવે. ૭૫
જ્યારે મનુ થાયે હો, ત્યારે સુર સહુ નિપજે;
સપ્ત ઋષિ વાસવ હો, મનુ મનુસુત સજે. ૭૬
નાના મોટા રાજા હો, તેની સાથે પ્રગટે છે;
થાય મનુનો લય હો, ત્યારે તે સહુ ઘટે છે. ૭૭
એક મનુ એક સપ્તતિ હો, ચોકડી અને તે ઉપર–
ઘણાંક વર્ષ ભોગવે હો, કેહવાય તેહ મન્વંતર. ૭૮
હવાં તેની સંખ્યા હો, માનુષ્યવર્ષથકી ગણી;
કહું તને સર્વે હો, થા તું જાણકેરો મણિ. ૭૯
ત્રીશ કોટિ અડસઠ લક્ષ હો, વીશ સહસ્ર ઇકોતેર ઉપર;
જેહ રહ્યા સંવત્સર હો, મેળવ તેહ તું મુનિવર. ૮૦
એટલી સંખ્યા સુધી હો, એક મનુ રાજા રેહ;
કાળ જાય ગણિયો હો, મનુ જાય સુની કેહ. ૮૧
હવાં દિવ્યવર્ષની હો, સંખ્યા કહું તું સાંભળ;
ચિત રાખ્ય ચોકિ* હો, સંખ્યાબળ છે મહાબળ. ૮૨
અષ્ટલક્ષ દ્વિપંચાશ સહસ્ર હો, તેમાં મેળવ્ય બીજા;
જે જે કહ્યા પૂર્વે હો, ભવિષ્યમાં જે ભીન્યા. ૮૩
તે સહુ મેળવતાં હો, દિવ્ય સંવત્સર થાયે;
તે એક મન્વતર હો, પુરાણે પૂર કેહવાયે. ૮૪
જે કાળ પૂર્વ ભાખ્યા હો, ચતુર્દશગુણિત તે થાયે;
તેની સંખ્યા જે હોયે હો, તે વિધિદિન કેહવાયે. ૮૫
એ કાળની અંતે હો, થાય વિધિકેરી ક્ષપા;

પ્રલય થયા તેમાં હો, હરિની બને અકૃપા. ૮૬
તે પ્રલયનું ભાખે હો, સુધીજન નામ આવું;
નૈમિત્તિક પ્રલય હો, દુઃખ જેણે ઉપનાવ્યું. ૮૭
એ પ્રલય થાતાં હો, ભૂર્લોક નાશ થાએ;
ભુવર્લોક તેવો હો, સ્વર્ગલોક જાયે ક્ષાંએ. ૮૮
નાશ પામી જાયે હો, ત્રણ લોક એ રીતે;
મહર્લોક રેહ છે હો, બ્રહ્માકેરી તો પ્રીતે. ૮૯
વળી તે ઉપરના હો, રેહ લોક સર્વ સહી;
કિંતુ મહર્લોકવાસી હો, સ્વસ્થાનમાં રેહ નહિ. ૯૦
તપ્ત તાપ લાગે હો, જનલોકે જઈ વસતા;
દુઃખ દિન જાગે હો, ઉરે નવ ઉલ્લસતા. ૯૧
ત્રિલોક કેરું હો, સ્વરૂપ સાગરસમ થાયે;
ત્યારે વિધિ ઉંઘે હો, રાત્રિ તેની કેહવાયે. ૯૨
જેટલો મોટો દિવસ હો, બ્રહ્માકેરો ગણી ગયા;
તેટલી મોટી રાત્રિ હો, ચતુર્વદન સૂઈ રહ્યા. ૯૩
એહ રાત્રિ અંતે હો, વળી સૃષ્ટિ રચાયે;
એવું વર્ષ વિધિનું હો, જેમાં સર્વ પચાયે. ૯૪
એવાં શત વર્ષ હો, બ્રહ્મા જીવે ભાઈ,
કહ્યુ પર આયુષ્ય તેને હો, સાંભળ્ય મુનિરાઈ. ૯૫
એ પરઆયુષ્યાર્ધ હો, પરાર્ધ નામ કેહવાયે;
દ્વિજસત્તમ સાંભળ્ય હો, સમ્યક્પણે કથાએ. ૯૬
એવું વિધિ એક પરાર્ધ હો, અધુના નિવૃત્તિ પામ્યું;
તેહ પરાર્ધાંતે હો, મહાકલ્પકષ્ટ જામ્યું. ૯૭
પાદ્મનામ મહાકલ્પ હો, થઈ ગયો મુનિરાઈ;
અધુના વિધિકેરું હો, દ્વિતીય પરાર્ધ ચાલે ભાઈ. ૯૮
તે મધ્યેનો આ પેહલો હો, કલ્પ વારાહ કેહવાયે;
સંખ્યા કહી સર્વે હો, સુખી હાવાં તુ થાયે. ૯૯
વિધિશતસંવત્સર સુધી હો, પુરાણ પ્રાકૃત રેહશે;
પુરાણીજનકેરાં હો, ઉદર હૈડાં દેહશે. ૧૦૦
શ્રોતા થાશે સુખી હો, વક્તાની વૃદ્ધિ થાશે;
પ્રેમાનંદ ભવોભવ હો, પુરાણ પ્રાકૃત ગાશે. ૧૦૧
ઇતિ માર્કંડેય પુરાણે હો, વિધિઆયુષ્ય ભાખ્યું;
ષટચત્વારિંશ અધ્યાયે હો, દારિદ્રય કૂપે નાખ્યું. ૧૦૨

વલણ.

કૂપ નાખ્યું દારિદ્રય મારું, સુણતા પુરાણી દેવ રે;
પુર આણી પ્રેમાનંદ કરશે, સમ્યક્ મને તમ સેવ રે. ૧૦૩



## કડવું ૧૦૨મું.

### રાગ ધનાશ્રી.

ક્રૌષ્ટુકી કહે સુણો ભગવાન જી, કહો આદિકર્તા મહા મતિમાન જી;
પ્રજાપતિના પતિ બ્રહ્મદેવે જી, પ્રજા ઉપજાવી કેયે ભેવે જી. ૧

ઢાળ.

કેવે ભાવે પ્રજા સરજી તે, કહો મુનિ વિસ્તારી;
સમ્યક્ વાણી સુખકારી અતિ, લાગે મને રસાળી. ૨
માર્કંડેય કેહ સાંભળ મુનિજન, ભાવ ધરીને આજ,
જન કર્તા હર્તા શ્રીહરિએ, કયમ કરી કીધું કાજ.. ૩
નિત્યરૂપ નારાયણ કાહવે, સ્થાવર જગમ કરતા;
વિશ્વરવરૂપી શ્રીહરિ પોતે, વિશ્વસ્થાવર રૂપને હરતા. ૪
તેહ વર્ણવી મુનિવર ભાખ્યું, સાંભળ્ય ભાવ ધરીને;
પદ્મકલ્પના અંત વિષે પ્રભુ, જાગશે પ્રેમ કરીને. ૫
પ્રલયકાળમાં સૂતા હતા જે, કમળભૂ ભગવાન;
જાગી ઊઠી જોવા લાગ્યા, ચતુર્દિશે ગુણવાન. ૬
સત્વગુણાધિક્યસહિતે, શૂન્ય શૂન્ય લહ્યું સહુ જક્ત;
સ્તુતિ કરવા લાગ્યા શ્રીહરિની, જક્ત ઉત્પત્તિ વ્યક્ત. ૭
જક્તોત્પત્તિ કારણરૂપે, વિકાર રહિતે દેવ;
એવા બ્રહ્મ સ્વરૂપી હરિની, વિધિએ સાધી સેવ. ૮
વળી ઉદ્દેશ કરી તેને વિધિ, થકી તનમન અશોક;
નારાયણ નામનો અર્થ લહ્યો મન, વદી મુખથી એક સ્લોક. ૯

શ્લોક.

वारि अर्थ वदे नारा, ते वारि नर संततिः;
सूर्ये तेमां सदा पोते, नारायण महामति. १०

રાગ ચાલતો.

એ રીતે નારાયણકેરા, નામતણું છે જાણ;
નારાયણ કેહવાયે તેથી, વિશ્વમાંહે નિરવાણ. ૧૧

પછે બ્રહ્મા જાગૃત હવા, તેણે કરી જોયું અનુમાન;
જગતી જાણી જળમાં ડૂબી, સ્તબ્ધ થયા મહાન. ૧૨
તેને બાહર કાઢવા કારણ, વિધિએ કર્યો વિચાર;
પૂર્વ કલ્પનાદિકાળમાંહિ જ્યમ, મત્સ્ય કૂર્મ ધર્યો અવતાર. ૧૩
એ રીતે આ સમયે પણ, ધર્યું વારાહ સ્વરૂપ;
નિગમ મખ રૂપી બ્રહ્માએ, ધર્યું વેદમખવારાહ રૂપ. ૧૪
એવું સ્વરૂપ લેઇને જાતે, પેઠા જળની માંય;
સર્વ વિશ્વ ઉપન્યું જેમાંથી, વળી જેણે ગ્રહી વિશ્વની બાંય. ૧૫
સર્વેશ્વર સર્વગતિવાળા, જેનું જનલોકમાં વખાણ;
સિદ્ધ પુરુષો ચિંતવન કરી કરતા, જગકર્તા વદી વાણ. ૧૬
એવા વિધિએ વારાહ રૂપે, કાઢી પૃથ્વી પાતાળે પેઠી;
આણી જળ ઉપર તેને મૂકી, દાંત ઉપરથી હેઠી. ૧૭
જળ ઉપર તે તરવા લાગી, જળસમૂહે નૌકા જેવી;
સર્વ વિશ્વને તારવા લાગી, કેહવાય હોડી જેવી. ૧૮
વિસ્તાર ઘણો જગતનો તેણે, ડૂબી ગઈ નહિ જાણ;
પછે તેને સમાન કરીને, વિધિ બોલ્યા મુખ વાણ. ૧૯
હવાં આનાપર અદ્રિ થાઓ, કે થયા પર્વત પ્રૌઢ;
વિશ્વંભરની ગતિ વિલોકી, થાયે ન કો દિગ્મૂઢ. ૨૦
સંવર્તકાગ્નિએ કરી પેહલાં, સૃષ્ટિ બાળી રાખ;
તે સમે પર્વત નાશ પામ્યાતા, જેની શાસ્ત્રપુરાણે સાખ. ૨૧
એકાર્ણવરૂપ ત્રિલોકી થાતાં, કેટલા જળે ડૂબ્યા જાણ;
તે પર્વત બ્રહ્માએ કાઢ્યા, જળ આધું પાછું કરી પરમાણ. ૨૨
જળ આધું પાછું જ્વ થાતું, તવ અદ્રિ દીઠા દ્રષ્ટ;
જે જ્યાં હતા તેને ત્યાં કીધા, સ્થિર વિધિએ સ્પષ્ટ. ૨૩
પછે સપ્ત દ્વીપ સુશોભિત કીધા, કર્યા પૃથ્વીના વિભાગ;
પેહલાંની પેઠે જન નીપજાવ્યા, જ્ઞાનવાન બ્રહ્મા મહાભાગ. ૨૪
જેવી સૃષ્ટિ કલ્પાદિકાળે હતી, તેવી સૃષ્ટિ બ્રહ્માએ ધારી;
એની મેળે તે આવીને ઊભી, ચિંતવન કરતાં વારી. ૨૫
સૃષ્ટિ તમોમય જડ હુતી, પ્રકટ થઈ એક પળમાં;
આશ્ચર્ય હાવાં લાગે ન કોને, બ્રહ્માકેરા બળમાં. ૨૬
વળી તે વિધિની પાસ અવિદ્યા, પાંચ પ્રગટ થઈ પૂર;
તમ મોહ મહામોહ તામિસ્ર ને વળી, અંધનામ મહાશૂર. ૨૭
બ્રહ્મા વેદાધ્યયન કરેછે, ત્યાં થઈ સૃષ્ટિ એ પેર;
પાંચ પ્રકારે પ્રગટ થઈ રહી, ઊભી બ્રહ્મા ઘેર. ૨૮

બહિર્ અંતર અજ્ઞાને આચ્છાદિ, તે સૃષ્ટિ નગાત્મકરૂપ;
વિકૃત સર્ગમાં નગાત્મક કીધી, પેહલાં સૃષ્ટિ બ્રહ્માભૂપ. ૨૯
એવું છે માટે સહુ જાણો, વિકૃત સર્ગની માંય;
એ સૃષ્ટિનું મુખ્યપણું છે, કારણ ભાખું ક્યાંય. ૩૦
એ સૃષ્ટિ રચતાં બ્રહ્માને, થયો નહિ સંતોષ;
તવ અન્ય સૃષ્ટિ રચવાનું ધાર્યું, ધ્યાન ધરાધરકોશ. ૩૧
તદા ત્યાં વળી ઉત્પન્ન થાતી, સૃષ્ટિતિર્યક્ નામ;
તે સૃષ્ટિમાં નીપજિયાં જે, તેનું અક્રમ ગમન કામ. ૩૨
જોઈને વિધિ મુખ બોલ્યા, આ તો તિર્યક્સૃષ્ટિ;
મન મગ્ન ન થયું બ્રહ્માનું, કે રુચ્યું નવિ દૃષ્ટિ. ૩૩
એ સૃષ્ટિમાં નીપજ્યાં તે, હવાં કહી સહુ દાખું;
જ્ઞાન વિનાના તમોગુણી સહુ, ઉન્માર્ગી, થયા ભાખુ. ૩૪
અજ્ઞાન માંહે વિજ્ઞાન માને, મહાઅહંકારે ભરિયાં;
માનરહિત અપમાન ન જાણે, એવાં પશ્વાદિ પ્રભુએ કરિયાં. ૩૫
એ અષ્ટાવિંશતિવિધિનાં જાણે, અંતરમાં સુખ દુઃખ;
કિંતું એકમેકનો સંબધ ન જાણે, ન આણે જ્ઞાનની રૂખ. ૩૬
એવું જોઈ બ્રહ્માના મનમાં, થયો નહિ સંતોષ;
તદા વળી ધ્યાન ધારણધારી, ઉપજાવ્યો તૃતીયકોશ. ૩૭
તે ત્રીજા સર્ગને કેહ સુધી, ઉર્ધ્વસ્રોત વદી નામ;
સાત્વિક સૃષ્ટિ થઈ તે જાણો, જે સુખ પ્રીતિનું ઠામ. ૩૮
અંતર બાહીર્ આવર્ણવિહિન, ઉર્ધ્વ પ્રવાહે જે ઉપજિયા;
સુરવર સઘળા તેને કેહછે, જેહ ત્રીજી વાર નીપજિયા. ૩૯
બ્રહ્મા જોઈ પ્રસન્ન થયા અતિ, તેને દિવ્યસૃષ્ટિ કહી જાત;
પ્રીતિ પરબ્રહ્મની થઇ તે પે, સુખ શાંતિ વિખ્યાત. ૪૦
ત્યાર પૂંઠે જ્ઞાનપથકેરું, સાધન સાધે જેહ;
એવી સૃષ્ટિ ઉપજાવા કારણ, ધ્યાને દમી અતિ દેહ. ૪૧
ખરું ધ્યાન બ્રહ્માજી કેરું, ધારણા ધારે શુદ્ધ;
તે સાધને અર્વાક્સ્રોત નીપજિયો, પ્રકૃતિ પૂર્ણે રુદ્ધ. ૪૨
અધોમારગેવડે સૃષ્ટિ, પ્રગટ થઈ પરમાણ;
તેણે અર્વાક્સ્રોત કેહવાણુ, નામ તેનું નિર્વાણ. ૪૩
તે સૃષ્ટિના જંતુ માંહે, પ્રકાશ ભાગ પરિપૂર;
તમોગુણ રજોગુણ તેવા, તે તો કષ્ટકારી થયા શૂર. ૪૪
એ ઉભય ગુણની પ્રવૃત્તિ ભાળી, કરે વારંવાર કર્મ;
અંતર બાહિર પ્રકાશિત પૂરા, જાણે વિજ્ઞાનસાધન ધર્મ. ૪૫

એવા મનુષ્યો થયા તે સૃષ્ટિ, વળી બ્રહ્માએ ઇચ્છા કીધ;
પાંચમી સૃષ્ટિ રચવા કારણ, ધ્યાનમાં દૃષ્ટિ લીધ. ૪૬
એ પંચમી અનુગ્ર' સૃષ્ટિ, થઈ રહી નિરવાણ;
તે વિપર્યય સિદ્ધિ શાંતિ તુષ્ટિ, જાણે જાણ સુજાણ. ૪૭
તે સૃષ્ટિમાં જેહ નીપજિયા, તે જાણે ભૂતાર્થ વર્તમાન;
ભૂતઅંશનું આધિક્ય તેમાં, માટે ભૂતસૃષ્ટિ છટ્ટી જાણ. ૪૮
તે સર્વ બલિદાન ગ્રાહી બનિયા, આસક્ત વિભાગે જાણ;
જ્ઞાનવાન આત્માશીલ શૂરા, ભૂતાદિક મહાપ્રાણ. ૪૯
અહો મુનિસત્તમ એહ પ્રકારે, મેં કહ્યા તુને ષટ્સર્ગ;
મહત્તત્વનો જે સર્ગ થયો, તે બ્રહ્માકેરો વર્ગ. ૫૦
બીજો સર્ગ તન્માત્રા કેરો, તે ભૂતસર્ગ કેહવાય;
ત્રીજો વૈકારિક નામે, ઇંદ્રિસર્ગ વદાય. ૫૧
બુદ્ધિ રહિત તે પ્રકૃતિકેરો, સર્ગ મુનિજન ગાય;
ચોથા સર્ગને મુખ્ય માનિયો, જે પર્વતનો કેહવાય. ૫૨
તિર્યક્યોનિથી નીપજિયો તે, પચમ તિર્યક્સ્રોત વદાય;
હવાં કહું આગળ અવિધારી, સાંભળજો દ્વિજરાય. ૫૩
છટ્ટો ઉર્ધ્વસ્રોત કેહવાયે, દિવ્યસૃષ્ટિનો શિષ્ય;
સપ્તમો અર્વાક્સ્રોત સર્ગ છે, જ્યાં ભૂત વર્તમાન ભવિષ્ય. ૫૪
તે માનવની સૃષ્ટિકેરો, સર્ગ ભણે છે ભર્ગ,*
જ્યાં જ્ઞાન માન ને ધ્યાન ધરાયે, જાયે વર્ગ જ્યાં અપવર્ગ. ૫૫
અષ્ટમો અનુગ્રહ સર્ગ તે, સાત્વિક તામસ જાણ;
એ પચસર્ગ વૈકૃત કેહવાયે, પૂર્વના ત્રિપ્રાકૃત પ્રણામ. ૫૬
પ્રાકૃત વૈકૃત તથા નવમો, કૌમારસર્ગ કેહવાય;
એ રીતે મેં ક્રૌષ્ટુકી ભાખ્યા, નવ સર્ગ નામ મનાય. ૫૭
એ નવ સર્ગ પ્રજાપતિકેરા, વિશ્વ વિષે વિખ્યાત;
હવાં તે માહે વળી મુખ્ય કયા તે, કહું માંડીને વાત. ૫૮
સૃષ્ટિ કરતા શ્રીહરિકેરા, પ્રાકૃત વૈકૃત સર્ગ;
મૂળ હેતુ તે જગતતણા છે, ભાખી ગયા એવું ભર્ગ. ૫૯
હવાં અન્ય શ્રવણ કરવા તું, શું ઇચ્છે છે બાળ;
પૂછી જો તુ પ્રેમ આણી, પ્રીતિને સંભાળ.
પુરાણી જનતણી કૃપાએ, પૂરો થાશે ગ્રંથ;
અવકૃપા કરતાં સહુ જાણે, જાવું પડશે જમ પંથ. ૬૧

* પ્રાચીન કાવ્ય માળામા 'ભર્ગ' નો અર્થ મહાદેવ આપ્યો છે, પણ ભર્ગનો અર્થ તો ભૃગુ આદિ ઋષિ થાય, એમ એક શાસ્ત્રીનું કહેવું છે.

તે ભયથી કે મોટપણેથી, કૃપા કરે પુરાણી દેવ;
ત્યારે દ્વિજજન કરજોડી, સાધે સમ્યક્ સેવ. ૬૨

વલણ.

સમ્યક્ સેવા દ્વિજજન સાધે, જોઈ કૃપાળુ ભૂદેવ રે;
વિપ્ર પ્રેમાનંદ ચાતુર્વિંશી, ભજે પાર્વતી મહાદેવ રે. ૬૩

---

## કડવું ૧૦૩ મું.

### રાગ નટની દેશી.

ક્રૌષ્ટુકી કેહ સુણો ભૂદેવ રે, સૃષ્ટિ સંક્ષેપ કહ્યો જે એવ રે;
તે તમો રુડું મુનિ કીધું રે, મુને જ્ઞાનનું દાન દીધું રે. ૧
અહો માર્કંડેય મહામુનિ રે, દેવાદિક ઉત્પત્તિ કહો ગુણી રે;
જેહ સંક્ષેપે કહ્યો સાર રે, તેનો ફરી કહો વિસ્તાર રે. ૨
માર્કંડેય મુનિ કહે, સુણય તુંય રે, કહી સંભળાવું સર્વે હુંય રે;
બ્રહ્માએ આરંભી જ્યાંથી સૃષ્ટિ રે, સ્થાવર પર્યંત સૃષ્ટિ ચતુર્થિ રે. ૩
જેહ પ્રજા મનાઈ પૂર રે, તેનાં કર્મ હું ભાખું શૂર રે;
સ્વપને સારે માઠે પૂર્વ કર્મે રે, વાસનાથી વાસિત પર્મે રે. ૪
ધારે મનમાં એવું ધ્યાન રે, હું છું પુણ્યવાન મહાન રે;
કોઈ ધારે હું પાપી પૂરો રે, કોઈ જાણે હું નથી અધૂરો રે. ૫
એ વિધિની પ્યાતિ અનેક રે, તેથી નિર્મુક્ત થઈ વ્યતિરેક રે;
સર્વે પ્રલયજળમાં પૂરાયાં રે, સારાં માઠાં સર્વે સૂકાયાં રે. ૬
પુનઃ બ્રહ્માને ઇચ્છા ઉપની રે, તવ સૃષ્ટિ મનથી નીપની રે;
તે સૃષ્ટિ પેહલાં કરતાં શુંય રે, કર્યું બ્રહ્માએ તે કહું હુંય રે. ૭
સુર અસુર પિતૃને માટે રે, મનુષ્ય ઉત્પન્ન કરવા સાટે રે;
વિધિ પેઠે વારિમાંય રે, આત્માનો યોગ કર્યો રહી સાંય રે. ૮
જેણે કર્યોછે આત્માનો યોગ રે, જે ધારે છે સૃષ્ટિનો જોગ રે;
તેવા બ્રહ્માનો તમોભાગ રે, વૃદ્ધિ પામ્યો તેમાં અનુરાગ રે. ૯
તદા જધન ભાગ વતી રે, ઉપન્યા અસુર તામસમતિ રે;
એવું જોઈ બ્રહ્મદેવ રે, તમોભાગદેહ તજ્યો તતખેવ રે. ૧૦
કર્યો વિધિએ તે દેહ ત્યાગ રે, ત્યારે તે થઈ ગયો રાત્રિનો ભાગ રે;
પછે સૃષ્ટિ કરવાનો હેતુ ધારી રે, અન્ય દેહ ધર્યો વિચારી રે. ૧૧
અન્ય દેહ જોઈ આનંદ પામ્યા રે, તમો ગુણના કષ્ટ વિરામ્યા રે;
એટલે સત્વગુણની વૃદ્ધિ થાતી રે, બીજી વૃત્તિઓ નાસી જાતી રે. ૧૨

તદા મુખમાંહેથી દેવ રે, ત્યાં નીપનિયા તતખેવ રે;
પ્રજાપતિએ તે વાર રે, તે દેહ ત્યાગ્યો નિરધાર રે. ૧૩
તે દેહ ત્યાગ્યાનો થયો દિવસ રે, સત્વગુણ વસ્યો જેમાં મસ રે;
પછે કેવળ સત્વગુણ કેરો રે, બીજો દેહ ધર્યો સવેરો રે. ૧૪
પિતૃ હવા તે મધ્યેથી જાણ રે, પિતૃતુલ્ય કર્યાં પ્રમાણ રે;
થયા પિતૃ ઉત્પન્ન જ્યારે રે, તે દેહ ત્યાગ્યો વિધિએ ત્યારે રે. ૧૫
તે દેહ તજતાં સંધ્યા થાતી રે, રાત્રિ દિન મધ્ય જેહ મનાતી રે;
ત્યાર પૂઠે બ્રહ્માએ જાણ રે, રજોગુણ દેહ ધર્યો પ્રમાણ રે. ૧૬
તે રજો વિભાગી દેહથી ભાઈ રે, થઈ માનવકેરી નવાઈ રે;
એમ માનવ ઉપન્યા મુનિ રે, જેમાં દર્શે અગુણી ગુણી રે. ૧૭
સરજી માનવ વિધિએ દેહ રે, ત્યાગ કર્યો થઈ નિઃસંદેહ રે;
તે દેહ તજતાં થયો પ્રભાત રે, ક્ષપા અત દિવાપ્રકાશ જાત રે. ૧૮
સાંભળ દ્વિજસત્તમ તુ સાર રે, એ રીતે દિવારાત્રિનો* પ્રકાર રે;
સંધ્યા પ્રભાતની એવી વાત રે, થયાં બ્રહ્માદેહે તે પ્રખ્યાત રે. ૧૯
પ્રભાત સંધ્યા ને દિવસ જાણ રે, છે સત્વમાત્રાત્મક પ્રમાણ રે;
રાત્રિ તમો રૂપ છે સાર રે, માટે ત્રિયામા† કેહ નિરધાર રે. ૨૦
એવાં કારણ સર્વેતણાં રે, હવાં બળાબળ કહું ઘણાં રે;
દિવસે દેવનું વાધે બળ રે, રાત્રિએ અસુરકેરું કળ રે. ૨૧
પ્રભાતે મનુષ્ય બલિષ્ટ રે, સંધ્યાકાળે પિતૃ વરિષ્ટ રે;
એમ પોતપોતાને કાળે રે, મહાબલિષ્ટ સર્વ ભાળે રે. ૨૨
મોટા અરિને તે સમે મારે રે, બળ ચોગણું ચિત્તે ધારે રે;
એથી ઉન્મુખ સ્થિતિ હોય રે, તદા નિર્બળ થાયે સોય રે. ૨૩
બળ હોય તે બળી જાય રે, જયશાળી અરિગણ થાય રે;
પ્રકાશ પ્રભાતનો જેહ રે, રાત્રિદિવસકેરો દેહ રે. ૨૪
સંધ્યાકેરો કાળ પ્રમાણ રે, એહ બ્રહ્માનો દેહ જાણ રે;
ત્રણ ગુણમયી એ તંત્ર રે, ભવ તરે ભજ્યે એ મંત્ર રે. ૨૫
ચાર વિધિ સૃષ્ટિયે પામ્યા સુખ રે, રાત્રિ પડી કે લાગી (તેને) ભૂખ રે;
તૃષાથી તનવ્યાકુળ અતિ રે, સ્વરૂપ પાલટવાની કરી મતિ રે. ૨૬
ધર્યું રજ તમો ગણવાળુ શરીર રે, તેને વીટી વળ્યો અધકાર વીર રે;
ક્ષુધાથી શુષ્ક થયા વિધિ રે, દેહ કુરૂપાની કર્યું વિધિ રે. ૨૭
તેવે દેહે સર્જ્યા તેણે જંત રે, દાઢીવાળા વિકાળ અનત રે;
તે આવ્યા ખાઉં ખાઉં કરતા રે, ભક્ષણ મારે બ્રહ્માને ધરતા રે. ૨૮

* દિવસ અને રાત્રી. † ત્રણ પહોરની રાત્રિ
૨૮ પાઠ "તે નિપજ્યા ખાઉં ખાઉં."

તે મધ્યેથી બોલ્યા આમ રે, રક્ષાકેરું કરીએ અમે કામ રે;
તેહ રાક્ષસ નામે કેહવાયા રે, જેણે બચાવી બ્રહ્માની કાયા રે. ૨૯
બોલ્યા ભક્ષણ કરીએ છીએ જેહ રે, યક્ષ નામે કેવાયા તેહ રે;
જોઇ એવું બ્રહ્મા દેવ રે, અપ્રસન્ન થયા તતખેવ રે. ૩૦
અરુચિ બ્રહ્માની મોટી રે, તેણે ખરી ગઈ તેમની ચોટી રે;
વળી શિરપરના જે કેશ રે, તેહ ખરતાં ન રહ્યા લેશ રે. ૩૧
તેહ કરી શકયા નવ ઉપર રે, જેહ રહ્યા અધવચ્ચ અધર રે;
તેમાંથી સરી પડયા જેહ રે, સર્પ નામે કેવાયા તેહ રે. ૩૨
પુનઃ આરોહણ કરી નવ શકયા રે, અહિ નામે તેહ લટકિયા રે;
જોઈ સર્પને થયો ક્રોધ રે, ક્રોધનો કર્યો તેને બોધ રે. ૩૩
તેથી ક્રોધમય ઉપન્યાં નાગ રે, કપિલવર્ણાં ભયંકર મહાભાગ રે;
આમિષભક્ષક થયા સર્વ રે, જેહ પ્રાણહરણના પર્વ રે. ૩૪
એ થઈ રહ્યા પૂરું જાણ રે, ધ્યાન વાણીનું ધર્યું પ્રમાણ રે;
તેહ વિધિના ધ્યાન માને રે, નીપન્યા બંદી ગંધર્વ મહાને રે. ૩૫
વાણી સુણતાં નીપાનયા જેહ રે, જેણે ગંધર્વ કેવાયા તેહ રે;
દેવ અષ્ટયોનિનો એહ પ્રકાર રે, જેનો થયો બ્રહ્માથી અવતાર રે. ૩૬
તેમને સ્રજ્યા પછી નિરવાણ રે, પશુ પક્ષી સ્રજ્યા પ્રમાણ રે;
વદનથકી દાઢીવાળો અજ રે, હ્રદેથી અજા બીજી થઈસજ રે. ૩૭
પેટથકી ઔઢી ગાયો રે, ઉપજાવી બ્રહ્મા મકલાયો રે;
બે પાસોટાં ને બે પગ રે, તેથી વાજી ઉપજાવ્યા ધોળા બગ રે. ૩૮
વળી તેમાથી ઉપજાવ્યું શુંપ રે, તેહ વર્ણવી દાખું હુંપ રે;
હસ્તી ગર્દભ શશ હરિણ રે, ઉષ્ટ્ર ખચ્ચર અન્ય એ વિણ રે. ૩૯
એની ઉપજાવી જાતિ અનેક રે, કરી વિધિએ વર વિવેક રે;
તેના રોમ થકી ઔષધી રે, મૂળ કદવાળી થઈ બધી રે. ૪૦
એ પ્રકારે ઉપજાવી સૃષ્ટિ સર્વ રે, કલ્પાદ કાળે પામ્યા મન ધર્વ રે;
પછે યજ્ઞ પ્રજાપતિએ કીધા રે, જેનો મનોરથ સહુ સીઝ્યો રે. ૪૧
હવાં ભેદ પશુના કહું તુને રે, જેટલું જ્ઞાન હોયે હુને રે;
સુરભિ અજ નર ઘોડો રે, ઘેટા ખચ્ચર ગધેડા ખોડો રે. ૪૨
એ ગ્રામ્ય પશુ નિરવાણ રે, એવું કહી ગયા સુજાણ રે;
હવાં વન પશુ કહું સાંભળ રે, દ્વપ ખરીઓવાળાદિ મહાબળ રે. ૪૩
હસ્તી વાનર પક્ષી તમામ રે, વળી જળમાં કરી રહ્યાં વિશ્રામ રે;
ઉદરે ચાલનારાં જે પ્રાણી રે, લેજો સપ્તની સખ્યા જાણી રે. ૪૪

---

૩૪ પાઠ "તેથી ક્રોધમય થયા સહુ નાગરે,"

પેહલાં બ્રહ્માએ સ્વમુખથી રે, ગાયત્રીછંદ ગાયો મહાસુખથી રે;
પછે ઋગ્વેદ ત્રિવૃત્ સામ રે, રથંતર અગ્નિષ્ટોમ મખનામ રે. ૪૫
દક્ષિણમુખે અનુષ્ટુપ્ છંદ રે, વળી યજુર્વેદ આનંદકંદ રે;
સ્તોમ પચદશ્ બૃહત્ સામર, ઉકથે ઉપજાવ્યા મહાનામ રે. ૪૬
પછે પશ્ચિમ મુખે પામી આનદ રે, ઉપજાવિયો જગતિછદ રે;
સામવેદસપ્તદશ સ્તોમ રે, અતિરાત્ર ઉપજાવિયો મહાવ્યોમ* રે. ૪૭
ઉત્તરમુખથકી નિર્વાણ રે, વિધિએ ઉપજાવ્યો અથર્વાણ રે,
ઉપજાવ્યો આપ્તોર્યાં મહાયજ્ઞ રે, અનુષ્ટુપ્ ઉપજાવ્યો થઈ મગ્ન રે. ૪૮
પછે છેલ્લો તે વૈરાજ્ય રે, એવા એવા ઉપજાવ્યા મહારાજ રે;
કલ્પાદિકાળે બ્રહ્મદેવ રે, વિદ્યુત્ વજ્ર કર્યાં તતખેવ રે. ૪૯
મેઘ રોહિત ઇંદ્રધનુષ્ય રે, કહ્યાં સરજ્યાં પેહલાં મનુષ્ય રે;
પક્ષી પશુ સરજ્યાં જાતે રે, ભૂત અધમોત્તમ વિખ્યાતે રે. ૫૦
એ સહુ અગમાંથી ઉપન્યાં રે, કહ્યા જે રીતે મેં નિપન્યાં રે;
પ્રથમ ચાર કર્યાં ઉત્પન્ન રે, થઈ બ્રહ્મદેવે પ્રસન્ન રે. ૫૧
સુર અસુર પિતૃ ને નર રે, પેહલી ઉપજાવી જાણી વર રે;
પછે સ્થાવર જંગમ જાણ રે, ભૂત નીપજાવ્યાં અલ્પપણ ભાણ રે. ૫૨
પછે યક્ષપિશાચ ને ગંધર્વ રે, ઉપજાવી અપ્સરા નારી સર્વ રે,
નર કિન્નર રાક્ષસ પક્ષી રે, પશુ હરિણ સર્પ તન ભક્ષી રે. ૫૩
કર્યાં વિકારી કેટલા જત રે, નિપન્યા નિર્વિકારી મહંત રે;

વિધિએ વેદશબ્દ સર્વત્ર રે, કરી ગયા ન લખિયું પત્ર રે;
જેહ બોલ્યા બ્રહ્મા તે વેદ રે, એમાં માનવો નહિ કાંઈ ભેદ રે. ૬૧
કહ્યાં ઋષિ મુનિનાં સહુ નામ રે, સૃષ્ટિ દેવનાં ભાખ્યાં કામ રે;
વળી બ્રહ્મરાત્રિને અંતે જેહ રે, અન્ય પ્રગટ થયું સહુ તેહ રે. ૬૨
આપ્યાં તે સર્વનાં નામાદિક રે, બ્રહ્માએ વેદમાં ઠીકાઠીક રે;
જ્યમ ઋતુ ઋતિની રીત્યો જૂદી રે, જાણો ભેદે વદી ને સુદી રે. ૬૩
જ્યારે ઋતુ પલટાયે જાણ રે, બને પૂર્વની રીતે પ્રમાણ રે;
આવે વસંત વાધે કામ રે, ગ્રીષ્મ થાતાં પ્રગટે ઘામ રે. ૬૪
એવાં જે ચિહ્ન પૂર્વે હતા રે, તેહ સહુ ઋતુ આવે થાય છતાં રે;
તે પ્રકારે યુગાદિકે સુજાણ રે, સર્વ પદાર્થેકરું પ્રમાણ રે. ૬૫
એક રૂપ દર્શે નિર્વાણ રે, જાણપુરુષને થાય જાણ રે;
રાત્રિએ થયેલા પ્રબુદ્ધ રે, અવ્યક્તજન્મા બ્રહ્મા શુદ્ધ રે. ૬૬
તેના કલ્પે કલ્પે જાણ રે, ઉપજે નવી સૃષ્ટિ પ્રમાણ રે;
ઉપજે પુરાણીને વેગણ રે, ઉપજે તેના શ્રોતા વદે ભેમણ રે! ૬૭
એવા આપે પુરાણીને ખાવા રે, રીઝે મિષ્ટાન્ન મારી પુરાણીબાવા રે;
ઉવતાં જમી ખાય હેડકિયો રે, જ્યમ ડૅડૅ કરે દેડકિયો રે. ૬૮
ઓથરાયા* પાડાની પેરે હાંફે રે, આવે સ્વતાંકેરે ફાંફે રે;
એવા જોઈ હાલહવાલ રે, નમે વિપ્ર કૃષ્ણનો બાળ રે. ૬૯
ઈતિ શ્રીમાર્કંડેયપુરાણે રે, સૃષ્ટિપ્રકરણ મુનિ વખાણે રે;
અષ્ટચત્વારિંશોધ્યાય રે, વિપ્રનમી ગાયે વ્યાસને પાય રે. ૭૦

વલણ.

વ્યાસને પાયે નમી ગાય અગુણી, વિપ્ર પ્રેમાનંદ રે;
ભવોભવ મુને મેળાવો, પુરાણી બાળમુકુંદ રે. ૭૧

---

## કડવું ૧૦૪ મું.

### રાગ દેશાખ.

ક્રૌષ્ટુકી કહે માર્કંડેય મુનિ, વદો હવા પૃછુ કામનું,
અર્વાક્સ્રોત માનવતણો જે, વદો ધ્યાન ધરી સ્વામનું. ૧
શી રીતિ બ્રહ્માએ કર્યો, તે દાખવો દયાળ જી;
વિસ્તારી વાણી વડે ભાખો, છો મહાજ્ઞાન વિશાળ જી. ૨
જે પેર બ્રહ્માએ કર્યાં, સહુ દ્વિજ મુનિ દેવ જી;
તે દ્વિજકેરાં કર્મ ભાખો, કરે કોની સેવ જી. ૩

* ઓથારે દમાએલા. રાત્રીના છાતીપર હાથ રાખવાથી, રડવાદિ ક્રિયા થાય છે.

શુણ ગુણનિધિ દ્વિજકોગ, ટોહ મુજને આજ રે;
કર્મ કેવાં દ્વિજે કરવાં, સૌ કહો મહારાજ રે.
માર્કંડેય કહે તું સુણ્ય હાવાં, મુનિ મોટા ક્રૌષ્ટુકી;
પૂર્વે વિધિએ સૃષ્ટિકરી, રચનાતણી ધારી વકી.
તદા એક સહસ્ર નરનારીકેરાં, જોડળાં કીધાં હતાં;
વિધિકેરાં વદન માંહીથી, તેહ થયાંતાં છતાં.
તે નીપજેલાં નારી નર સહુ, સત્વગુણી શોભતાં;
સ્વયંપ્રકાશિત તે હતાં, જે ઉપર વિધિ મન થોભતાં.
પછી હૃદયમાંથી તેટલાં કરી, વિધિ પામ્યા હર્ષને;
તે રજોગુણપ્રધાન હુતાં, મહાપ્રતાપી દર્શને.
અમર્ષ અતિશે અગ તેને, નીપન્યાં નર કામિની;
કેઇક ખળા હર્ષ પામ્યા, જોઈ સ્વામી સ્વામિની.
પછે જંઘા માંહીથી વળી, તેટલાં નિપનાવિયાં;
રજ તમ ગુણવાળાં તે થયાં, અભિલાપ અંતર લાવિયાં.
પછે પદ્મનાભે પાદમાંથી, ઇક સહસ્ર પ્રગટાવિયાં;
તે તમોગુણપ્રધાન સર્વે, સૌભાગ્યહીણાં કાવિયાં.
માનસ* મલિન અતિ તેહનું, વળી ગુણ નીચત્વે ગયાં;
એમ નરનારી નીપન્યાં તે, ક્રૌષ્ટુકી તુને કહ્યાં.
મિથુન રૂપે ઉપન્યાં એમ, સર્વ પ્રાણી ત્યાંહી તો;
કામાતુર તે અતિશે થયાં, માંડ્યો સંયોગ માંહોમાંહી તો.
તે દિનથી આ કલ્પ માંહે, મિથુનસૃષ્ટિ થઈ સહુ;
વળી સુણ્ય આગે શિષ્ય મારા, સર્વ વિસ્તારી કહુ.
તે સમયમાં સ્વામિનીને, માસમાસે જાણ તું;
રજસ્વલાપણું આવતું નહિ, સત્ય શુદ્ધ પ્રમાણ તું.
તેણે સેવના સંભોગ કરતાં, પત્ની પ્રસૂતા નવ થતી;
તવ કરીશ શંકા તું કદી મન, સૃષ્ટિ નાશ કયમ થઈ નવ જતી.
કિંતુ આયુષ્ય અંત ભાગે," સ્ત્રી પ્રસૂતા તો થતી;
નરનારીકેરું યુગ્મ પ્રસવી, કર્માનુસારે ગતિ થતી.
તે દિવસથી આ કલ્પમાંહે, મિથુન એવું ચાલિયું;
અધિક તે માંહે હતું તે, કહું જેવું ભાળિયું.

પ્રત્યેક જન મનવડે ધારે, ધ્યાન પંચ વિષયતણું;
શબ્દાદિ નામે જેહ કાહવે, તે સુખ દે આવી ઘણું. ૧૯
પ્રજાપતિથકી જેહ પૂછે, તેહ ભાખી તુજને;
હવા ભાખું ક્યમ વધી તે, સમજ જેટલી મુજને. ૨૦
યુગ્મજોડાં અંતકાળે, પ્રગટ થાતાં જેહ તો;
આ વંશ જાણો તેમનો સહુ, અખિલ જક્ત દર્શે તેહ તો. ૨૧
તે યુગ્મમાંહે જેહ ઉપની, પ્રજા તે શું સેવતી.
તે સર્વ તુજને કહી દાખું, વળી કહું ઉવેખતી. ૨૨
સેવતી સરિતા સરોવર, સમુદ્ર પર્વત સર્વને;
શીતોષ્ણકેરો બાધ નવ અતિ, અલ્પ ધરતાં ગર્વને. ૨૩
યથાર્થ રીતે સુખ લેતાં, ફરી ચારે પાસમાં;
સ્વાભાવિક તૃપ્તિ વિષયમાંહે, હતી શાંતિ આશમાં. ૨૪
નવ મલિનતા કે દ્વેષ ઈર્ષ્યા, તેમના માંહે હતી;
ઈક ઠામ મંદિર બાંધી તે સહુ, કદા સુખી નવ થતી. ૨૫
નગ ખીણ કે સમુદ્રકાંઠે, વાસવસતી તે પ્રજા;
મનોર્થ નહિ મનમાંહી તેને, વદો શે જોઈએ સજા? ૨૬
આનંદ અંતરમાં અતિશે, ધારી ફરતી યોગમે;
એવી પ્રજા પુસ્તકમાંહી વાંચુ, શાંતિગુણ તેણે શમે. ૨૭
પિશાચ ચક્ષુઃશ્રવા રાક્ષસ, ઈર્ષ્યાળુ પશુ માછલાં;
મકર ઉદરે ગતિ કરતાં, કોક પ્રાણી નિર્મળાં. ૨૮
અંડજાદિક જાતિ એવી, તેહ સમયે જાણજો;
અધર્મી અકરમી વદાતી, પૂર્ણ મન પ્રમાણજો. ૨૯
તેહ સમયે ફુલ નોતાં, મૂળ નોતાં મહી વિષે;
ફળઋતુનાં ચિન્હ નોતાં, સૂર્ય ચંદ્ર સમા દિસે. ૩૦
ચંદ્ર સૂર્ય સમાન જાણો, શીત ઉષ્ણ સમા ગણો;
શાંતિકારી કાળ એવો, આનંદ સુખદા અતિ ઘણો. ૩૧
પછે કાળ જાતાં તેમને વળી, સિદ્ધિ રિદ્ધિ સાંપડી;
વિચિત્ર ગતિ તેની અતિશે, ઘડી અવળી સૌ અડી. ૩૨
દિવસકેરા પૂર્વ ભાગે, મધ્યાહ્ન ભાગે તેમને;
અતૃપ્તિ જાણની માંહી આવી, વળી તૃપ્તિ થાયે એમને. ૩૩
એની મેળે તૃપ્તિ થાતી, દિન એવા તો હતા;
આયાસસ્વયઇચ્છિતથાતો, મનમાની મળતી સહુ મતા. ૩૪
પછે તે સહુ પ્રજાને મુનિ, સૂક્ષ્મઅંગી રસોલ્લસ્યાં;
એવા નામકેરી સિદ્ધિ મળતી, ઉર અતિ જાણે ઉલ્લસ્યાં. ૩૫

વળી એવી સિદ્ધિ બીજી સર્વે, મળી પૂર્ણાનંદમાં;
કામના મન ધારી થાતી, મન વસે ગોવિંદમાં. ૩૬
ઔષધી તે પ્રજાકેરી, સંસ્કારવિણ થાતી સદા;
સ્થિર યૌવનતણી તે પ્રાપ્તિ કરતી, માનિની થાતી મુદા. ૩૭
સંકલ્પ વિણ પણ તેમને સુત, યુગ્મ સંતતિ તો થતી;
જન્મ સાથે થતો તેનો, તે દિન રીત એવી હતી. ૩૮
જોડલાંનું રૂપ જાણે, એક બીજામાં ઘડ્યું;
મૃત્યુ પણ તે ઉભયકેરું, એક કાળ વિષે અડ્યું. ૩૯
તે જોડલાંના જન્મમાંહે, નવ અભિલાષ કે કંઈ દ્વેષ'તો;
સમરૂપી ને સમગુણી તે, સમ વપુકેરો વેષ'તો. ૪૦
નવ અધમ ઉત્તમ તેહમાં રતિ, હવાં આયુષ્ય ભાખું તેમનું;
ચાર સહસ્ર વર્ષ નરતણું તો, આયુ હતું એમનું. ૪૧
કાળ એટલો જીવતાં પણ, કલેશથી દુઃખિ નવ બને;
વિપત્તિ તે થકી થાય જે, તે નવ તેમના તનુને હણે. ૪૨
વાદ એ માંહી નહિ જરી, કિંતુ અપવાદ જ હતો;
કાળ કરતો કાળનું કૃત્ય, સ્વરૂપ માંહી થઈ છતો. ૪૩
પ્રથમકેરી જે પ્રજા તે, સિદ્ધ તે માંહિ તણા;
તે નાશ સર્વે પામિયા વળી, સુખસાથી જે ઘણા. ૪૪
તે સર્વ પામ્યા નાશ જ્યારે, તદા કૃત્ય નવું હતું;
પડવા લાગિયો રસ વિયતમાંથી, નીપજ્યો એમ અવનવું. ૪૫
તે રસવડે ત્યાં કલ્પવૃક્ષ જ, વધારે વૃદ્ધિ પામિયાં;
ઘૂમટ થયો મંદિર જસો,* સુખ પૂર્વકેરાં શામિયાં. ૪૬
તે કલ્પવૃક્ષથી સર્વ સુખ, તે પ્રજાને આવી મળ્યું;
ત્રેતાયુગારંભે થયું એમ, નિરવાહનું તેથી કળ્યું. ૪૭
એમ કાળક્રમ ફરતાં સહુ ફર્યું, તેહ ભાખું આજ હું;
એકાએક પ્રીતિપૂર નીપજ્યું, દાખું તે દ્વિજરાજ હું. ૪૮
પ્રતિમાસે કામિની તો, રજવતી થતી ત્યાં હતી;
ગર્ભ ધરતી ગોરી અતિશે, સુત નીપજ થાતી છતી. ૪૯
રાગકેરી નીપજ એવી, થઈ જ્યારે જાણ રે;
ગૃહનિકટનાં કલ્પવૃક્ષ જ, નાશ પામ્યાં માન રે. ૫૦
તે કલ્પવૃક્ષ જ ગયાં જહીંથી, તહીં નવીન દ્રુમ જ થયાં;
ચાર સાખા તેહને થઈ, દુઃખ તેથકી સહુ ગયાં. ૫૧
તે દ્રુમને ફળ હવાં કેવાં, તે જ ભાખું તુજ કને;

*જેવો.

તે દ્રુમમાંથી વૃક્ષ નીકળ્યાં, ફળથકી અલંકારજ બને. ૫૨
વળી સુવર્ણવાળું ને રસાળું, મહાબળવાળું નીકળ્યું;
તે મક્ષિકાએ નવ કર્યું કંઈ, કે મધપૂડામાં નવ કળ્યું. ૫૩
તેવું મધ ઉત્પન્ન થાવા, લાગિયું તે વૃક્ષથકી;
તેવડે નિર્વાહ થાતો, યુગ ત્રેતા વિષે મહાદક્ષથકી. ૫૪
વળી પાછું કાળચક્ર જ, ફર્યું તેહની ઉપરે;
તે પ્રજા સર્વે નાશ પામી, અંતકઉલ્લઘન કો કરે ? ૫૫
વળી નવીન નીપની પ્રજા ત્યાં, તે સર્વ મધ્યે આવિયો;
લોભ લક્ષણવંત મોટો, સંગ મમત્વ મતિને લાવિયો. ૫૬
આ ચાર શાખાતણું દ્રુમ જે, 'મારુ' છે જાણજો;
જો હસ્ત કોઈ અરાડશો તો, દેહ ત્યાગ પ્રમાણજો. ૫૭
એમ મારાપણું આવી, વસ્તુ સર્વેમાં સહી,
તે દુરાચારીથી સદવિચાર જ, નાશ પામી ગયો વહી. ૫૮
જડામૂળે ગયાં જાહે, દ્રુમ જે ઉપન્યાં હતાં;
પછે શીતોષ્ણ ક્ષુધા તૃષાદિક ત્યાં, દ્વદ્વરૂપ થયાં છતાં. ૫૯
તેહથકી નવ દુ:ખ થાયે, એમ ધાર્યું તેમણે;
તે કાજ બાંધ્યાં નગર પૂર્વે, સુખ થાવા એમણે. ૬૦
રણપ્રદેશે દુર્ગમ નગે વળી, નદી વૃક્ષે પરવતે;
તે પ્રજા આશ્રય લઈ રહી, રક્ષણ વિચારી સર્વ તે. ૬૧
કિલ્લા કર્યા કઇ દુર્ગ બાંધ્યા, ભયકારણ ભાવથી;
અગુલવડે માપી કર્યાં કંઇ, દુર્ગ કૃત્રિમ દાવથી. ૬૨
દુર્ગ તેવા કરી અતિશે, તે કાળની હરતી પ્રજા;
અરિગણને કરું જાણો, એ કજાએ સમ્યક્ સજા. ૬૩
હવાં માપ કરવા તેમણે મળી, પહેલાં પ્રમાણ જ બાધિયાં;
તે સર્વ ભાખું તુજકને હું, સિદ્ધાંત કેવાં સાંધિયાં. ૬૪
અતિ સુક્ષ્માંશને પરમાણું કે છે, તે પરમાણુ ત્રસરેણુ અને;
કેશાગ્ર ને લિખ જૂ હવાં, યવમધ્ય ભાગ કહું તને. ૬૫
ઉત્તરોત્તર એહ ક્રમથી, અષ્ટ ગુણિત જાણવાં;
વળી માપ માપી કહું તુને, સત્ય હું પરમાણવાં. ૬૬
અષ્ટ યવનો એક અગુલ, ષડ્ અગુલતણુ પદ એક છે;
દ્વય પદતણી તો વેંત ગણતા, દ્વયવેંત કર વિવેક છે. ૬૭
તે બ્રાહ્માદિ તીર્થથી યુક્ત ત્યાંહે, જાણવો દ્વિજરાજ જી;
ચાર કરનું ધનુષ થાયે, વા દંડ નામ જ કાજ જી. ૬૮
વળી નાડિકા યુગ કેહે તેને, નામ એવાં જાણજો;

ધનુષ્ દ્રય સહસ્રકેરો, કોશ એક પ્રમાણજો. ૬૯
દ્રય કોશકેરી ગવ્યૂતિ ઇક, ચાર કોશ યોજન એકથી;
પરિમાણ સંખ્યા માટ પંડિત, વદે પરમ પરિમાણવિવેકથી. ૭૦
દુર્ગના પ્રકાર ચાર જ, તે મધ્ય ત્રણ સ્વભાવથી;
નીપજિયા એમ કેહે સુધી, ભણું તેના ભાવથી. ૭૧
પણ જેહ ચોથો દુર્ગ જાણો, તેહ કૃત્રિમ તો થયો;
તે યત્નથી નિર્માણ કીધો, ત્રણ મધ્ય તેહ મળી ગયો. ૭૨
વળી પછે દ્વિજવર તેમણે મળી, કર્યાં જે જે કાર્ય તે;
તે એક ચિત્તે સુણ્ય સર્વે, કયમ હવા આર્ય અનાર્ય તે. ૭૩
કોઈ જને ત્યાં પ્રેમ આણી, રચ્યાં પુર પાધર વિષે;
ખેટકને દ્રોણીમુખ વળી ત્યાં, શાખાનગર સમ્યક્ દીસે. ૭૪
ખર્વટ ક્રમી ને ગ્રામ રચિયાં, ઘોષવિન્યાસ જ જે વળી;
ભિન્ન ભિન્ને ગેહ બાંધ્યાં, રહ્યાં તે સહુમાં મળી. ૭૫
હવાં નામ ભાખ્યાં જેહનાં મેં, તેહ સમજાવું તને;
ચોપાસ જેને કોટ હોયે, વળી પરિખા* પૂરી બને. ૭૬
બાહ્ય તેહની ભીંત આવી, રહી ઊભી દૃઢ થઈ;
એકેક કોશ પર બુરજ કીધા, વિભાગ અષ્ટ એવા ગ્રહી. ૭૭
વળી તે પૂર્વ કે ઉત્તર વિષે અતિ, નમી રહેલું હોય તો;
બાહેર જવાને કાજ જોઇએ, વંશજ પ્રદેશ જ સોય તો. ૭૮
એવી રચનાએ રચ્યું તે, પુર કેવાયે સહી;
તે પુરથકી જ્યાં અર્ધ રચના, નામ ખેટક તો તહીં. ૭૯
ચતુર્થાંશિ તે પુરનો લખો ત્યાં, વદો ખર્વટ તો લહી;
અષ્ટમ વિભાગે તેથકી જે, સૂક્ષ્મ દર્શે જો સહી. ૮૦
તો દ્રોણી મુખ જ કેવું તેને, એ માંહી સંશય કંઈ નહિ;
વળી ભેદ બીજો દેઉં બતાવી, તેહ સાંભળ તું અહીં. ૮૧
કોટ કે પરિખા ન હોયે, જેહને જુક્તિથકી;
ખર્વટ કહે ખાંતિથી સરવે, એ જાણવું રક્તિથકી. ૮૨
જ્યાં મંત્રી કે સામંત વસતા, તે શાખાનગર કેહેવાય છે;
જ્યાં શદ્રવસ્તી અતિ ઘણી, કૃષિકાર ધનપતિ થાય છે. ૮૩
ખેડ કરવા જોગ જેમાં, હોય જગતી સર્વ તો;
ગ્રામ ગુણ નિધિ વદે તેને, માની મોટું પર્વ તો. ૮૪
રાયકેરા દુઃખથી કે, વાસની વડવાડથી;
શત્રુકેરા દુઃખથી કે, અરિગણની આડથી. ૮૫

* ખાઈ.

નગરાદિ મૂકી વસતી જઈ પડી, નગરકેરી બા'ર તો;
વસતિ એવું નામ તેનું, જાણ તુ નિર્ધાર તો. ૮૬
જ્યાં દુષ્ટ જનનો વાસ અતિશે, નહિ ક્ષેત્ર કે ઉદ્યાન જ્યાં;
અરિક્ષમાની મર્યાદ ઉપર, સેન વસતું મહાન જ્યાં. ૮૭
નૃપપ્રિય નર જ્યાં વાસ વસતા, દ્રમી નામ જ તેહનું;
જન રહી ત્યાં કૃષિ કરતા, જોર ધરતા મેહનું. ૮૮
ભાજનાદિ ગ્રામ મૂકી, સ્વેચ્છિત વસતા વાસ જે;
આહિર કહે જન જેમને તે, ત્યાં વસે ધારી આશ તે. ૮૯
ઘોષવિન્યાસ જ ભણે જન, નામ તેનું જાણજે,
ત્યાં હાટ કે નવ ઠાઠ હોયે, ઘોષ એવું પ્રમાણજે. ૯૦
એ પ્રમાણે પ્રજા સર્વે, નગર નૌતમ બાંધિયાં;
શીતોષ્ણાદિક દ્વંદ્વ અરથે, સિદ્ધ થૈ ઘર સાંધિયાં. ૯૧
એમ બાંધી ગેહ તેહજ, વસ્યાં શાંતિ પામવા;
પૂર્વ કલ્પે ગેહ જેવાં, કર્યાં તેવા કામ વા. ૯૨
તે મધ્ય વધઘટ કઈ કરી, કે સ્મરી પ્રથમનાં રચ્યાં;
વળી દ્રુમડાળી મન વિચારી, પૂર્ણ તે માહે પચ્યાં ૯૩
પ્રથમ ડાળી દ્રુમકેરી, આવી રહી હતી આ રીતે;
નીચી ઉંચી આ રીતે હતી, કરી પુર તેવી પ્રીતે. ૯૪
હે દ્વિજસત્તમ પ્રથમ શાખા, કલ્પવૃક્ષે જે હતી;
તે ગૃહ વિષે નિર્માણ કરતાં, ગૃહરૂપે બની જતી. ૯૫
કઈ ઓરડા પરસાળ થાતી, દ્રુમડાળી એ અતિ,
વિભાગને કઇ ભાગ કરતા, માની માનવી માહમતિ. ૯૬
શીતોષ્ણકેરુ નીરવાણ કરી, વૃત્તિધારી ધ્યાનમાં,
કલ્પવૃક્ષનો નાશ થાતાં, મધ ગયુ અનુમાનમાં. ૯૭
એમ અટક્યું મળતું મધ ત્યાં, કે અતિ દુઃખ ઉપનું;
શું નગર ગૃહને ભરે બચકાં, જ્યાં ક્ષુધા તૃષા દુખ નીપનું. ૯૮
તે યુગ વિષે વળી સિદ્ધિકેરી, થઈ પ્રાપ્તિ સામટી,
સ્વભાવ સિદ્ધથી ઔષધી થઈ, દુખની આશા ઘટી. ૯૯
વળી થઈ વૃષ્ટિ અતિ ઘણી ત્યાં, તે જળ ગયુ નીચે ખામણે;
વૃષ્ટિવારિ તે મધ્યે ભરાયું, ભવિષ્યને જઉં ભામણે. ૧૦૦
નત્રિન વૃષ્ટિ થઈ તે થકી, પડયું જળ તે મધ્ય તો,
તે જળમધ્યેપ્રવાહ ચાલ્યો, અવનિ ખોદાઇ જે અવધ્ય તો. ૧૦૧

૯૩. પા " કે ' સ્મરી પે'લેનાં રચ્યા. "

તે માંહીથી પૂર પાણીકેરુ, ચાલિયું ચોદિશ ભણી;
તેને નદીકેરું નામ આપ્યું, એ વિધ સરિતા બણી. ૧૦૨
જે વૃષ્ટિબિંદુ પૃથ્વીપીઠ પર, પડયા આવી પાધરા;
સયોગ તેનો જગતી સાથે થતાં, થયા નગ તે પરા.* ૧૦૩
તેવડે ઔષધી સર્વ ઉગી, નીકળી મહાજોરમાં;
ખેડ્યા વગર વાવ્યા વગર તે, તર્તડી ઉઠી તોરમાં. ૧૦૪
ભેદ તેના બે વદાયા, ગ્રામ્ય આરણ્યક જસા;
ચતુર્દશ પ્રકાર તેના, રે વર્ણવું નવ ઉરવસ્યા. ૧૦૫
(કપગ) ઋતુ ઋતુ પ્રાપ્તિ પ્રતિ પુષ્પ મનહર, થવા લાગ્યાં તે ઘડી;
ફૂલિત દ્રુમ અપાર ઉપન્યાં, ભૂમિ ભોયાંએ મડી. ૧૦૬
એ ઔષધીગણતણી નીપજ, પ્રથમ ત્રેતાયુગ વિષે;
થઈ એવું જાણવું જન, અંહુના જેવી દિસે ૧૦૭
હે મુનિસત્તમ તે યુગે એમ, પ્રજા પ્રેમે તો રહી;
નિર્વાહ તે ઉપર કરે સહુ, ક્ષુધા તૃષા નાસી ગઈ. ૧૦૮
વળી આકસ્માત તેમાં, થઈ આવ્યો મહાસુરી;
લોભ ને વળી રાગ વાધ્યો, ઉપની તૃષ્ણા પુરી. ૧૦૯
તેણે સરિતા ક્ષેત્ર પર્વત, વૃક્ષ ગુલ્મ ને ઔષધી;
પોતાતણી કરી લીધી સર્વે, બલિષ્ટે લીધી બધી. ૧૧૦
એમ લોભીજન થયા બહુ, લડ્યા માહોમાંહી તે;
દોષ ઉપન્યો તે થકી જે, વદુ સર્વે આંહી તે. ૧૧૧
દોષિત સર્વે જોઈ જગતી, ઔષધી ગળી ગઈ બધી;
દોષ કેરી વૃદ્ધિ થાતાં, સિદ્ધિ એ રીતે વધી. ૧૧૨
હે દ્વિજસત્તમ એ રીતે ત્યાં, નાશ પામી સહુ ગયુ;
તવ દુ:ખ ઉપનું સર્વને અતિ, કંઈ ક્ષુધાભજન નવ રહ્યું ૧૧૩
ભ્રાંતિએ કાંતિ ઘડી ગઈ, દુઃખ પામી સહુ પ્રજા,
તે ગઈ સર્વોત્તમ વિધિ પાસે, શરણુ કેરી ધરી ધ્વજા. ૧૧૪
હસ્ત જોડી વિધિને સહુ, નમી બોલ્યા મુખથી,
બ્રહ્માજી આશા પૂરીએ, નિવારીએ ભૂખ દુઃખથી. ૧૧૫
તવ ધ્યાન ધાર્યું પદ્મનાભે, અરે સર્વે ક્યાં ગયુ;
પૃથ્વી ગળી ગઈ ઔષધી સહુ, એવુ નિશ્ચય મન થયું. ૧૧૬
તવ શોધી ઉપાય તેનો, કર્યો વિધિએ તે ઘડી,
મેરુરૂપી વત્સ કરીને, દોહી પૃથ્વી જે વડી ૧૧૭
દોહી પૃથ્વી જદા બ્રહ્મા, તદા અવનવુ નીપનું;

* બહુ

આમ્યારણ્યે પૃથ્વીમાં પડી, ઔષધી બીજ ઉપનું. ૧૧૮
જે લીન જગતીમાં થયાંતાં, તે તેને પૃષ્ઠે નીકળ્યાં;
ઉગિયાં અંકુરવતાં થઈ, તે સર્વ સૃષ્ટિએ કળ્યાં. ૧૧૯
હવાં ઔષધી શેને કહે તે, કહું સાંભળ્ય તુંય રે;
પકવફળ સુકાઈ જાયે, તે ઔષધી કહું હુંય રે. ૧૨૦
ભેદ તેના માનિયા, સત્તરતણી ગણતી ગણી;
શાલી યવ ગોધૂમ અણુ ને, તિલ જાતિ દ્વય ભણી.* ૧૨૧
ઉદાર ને વળી કોદરા કંઈ, કાંગ માષાન્નજ વળી;
મગ વટાણા મસુર, કળથી, નિષ્પાવ તુવર સાંભળી.† ૧૨૨
ચણા આદિક ગ્રામ્ય ઔષધી, તિલના પ્રકાર બે;
એમ ગણતાં થાય સત્તર, ભેદ વેદ વિષે કહે. ૧૨૩
યજ્ઞિય ઔષધી ચૌદ છે, ગ્રામ્યારણ્ય મળી કરી;
તેહનાં હું નામ ભાખું, સુણ્ય શાણા મહાબળી. ૧૨૪
શાલી યવ ગોધૂમ અણુ ને, તિલ કળથી કાંગ જે;
સામો નમાર યત્તિલ તૃણ છે, ગવેધુ મર્કટ સાંગ જે. ૧૨૫
વંશીતાંદૂલ કુરવિંદને, ગણી જુઓ મહામુનિ;
થાશે ચતુર્દશ યજ્ઞઔષધી, ગ્રામ્યારણ્યતણી ગુણી. ૧૨૬
યજ્ઞે કરી જે ઉપજાવી, ઔષધી ઘણી જાતની;
તે પુનરપિ ઊગી નહિ તવ, કરી ક્રિયા કૃષિભાતની. ૧૨૭
જવ યજ્ઞથી નવ નીપની કંઈ, ઔષધી મન માનતી;
તવકૃષિ વિદ્યાએ નીપાવી, ઉદ્યોગકેરા ગાનથી. ૧૨૮
વળી સ્વયભૂ ભગવાન બ્રહ્મે, કર્મથકી જે ઉપની;
તે હસ્તસિદ્ધિ યોજી એમાં, તે વડે કંઈ નીપની. ૧૨૯
તેહ દિવસારંભથી મુનિ, ખેડીને ઔષધી કરી;
એ પ્રસિદ્ધ સિદ્ધ કળા થઈ તવ, સીમા વિધિએ તો ધરી. ૧૩૦
સ્વય મતિ અનુસાર વિધિએ, સીમાનુ સ્થાપન કર્યું;
(અહો)ધર્મજ્ઞ સાંભળ્ય વળી ભાખુ, મન વિધિ ગુણનિધિએ શું ધર્યું ૧૩૧
સમ્યક્ પ્રકારે ધર્મ અર્થનું, પૂર પાલન ધારીને;
લોક વર્ણાશ્રમ કર્યાં વિધિ, ધર્મ પથ વિચારીને. ૧૩૨
ક્રિયા કરતા દ્વિજ માટે, પ્રજાપતિએ સ્થાન તો;
પોતાતણું નિર્માણ કરયુ, જાણી દ્વિજ મહાન તો. ૧૩૩

* શાલી-ડાંગર, ગોધૂમ-ઘઉં. અણુ એક જાતનું ધાન્ય † ઉદાર-એક જાતનું ધાન્ય (સામો), માષાન્ન-અડદ, નિષ્પાવ-વાલ.

નાસે નહીં જે સમરથી તે, ક્ષત્રી અર્થે બ્રહ્મ જી;
પુરંદરપદ કર્યું સ્થાપિત, લહી રુડાં કર્મ જી. ૧૩૪
સ્વધર્મમાં નિપુણ વૈસ્યો, જોઈ બ્રહ્માદેવ જી;
નિર્માણ સુરનું સ્થાન કીધું, જે કરે અહોનિશ સેવ જી. ૧૩૫
ચહે ચાકરી કરી ભાખરી, શૂદ્ર એવા જોઈને;
ગંધર્વકેરું સ્થાન નિર્મ્યું, શુદ્ધ મતિએ હોઇને. ૧૩૬
ઉર્ધ્વરેતા ઇઠયાશી સહસ્રનું, કર્યું સ્થાનક જેહ રે;
તે ગુરુકુળમાં વાસ કરતો, બ્રહ્મચારી રહેતો એહ રે. ૧૩૭
સપ્તમહર્ષિકેરું સ્થાનક, વાનપ્રસ્થ ગ્રહે સદા;
પ્રજાપતિનું ગૃહસ્થને, સંન્યાસીને બ્રહ્મનું મુદા. ૧૩૮
એમ સ્થાનક પ્રાપ્ત થાયે, ગૃહસ્થ ને સંન્યાસીને;
યોગીને અક્ષય મળે સ્થળ, જે ધરી રહે ઉદાસીને. ૧૩૯
એ વિધે વિધિરાજ કલ્પ્યાં, સ્થાન સર્વે માટ ત્યાં;
પુરાણીનું નવ સ્થાન તેમાં, માટ છે ઉચ્ચાટ જ્યાં. ૧૪૦
નવસ્થાન કલ્પ્યું તેનું કારણ, યથામતિએ ઉચ્ચરું;
ધર્મ ભ્રષ્ટ ને શ્રદ્ધાજ ખોધે, રણ્ય અગ્રોળ ઉદરભરું. ૧૪૧
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, સૃષ્ટપ્રકરણે તુજ કારણે;
એકોનપંચાશદધ્યાયે, ગાયા ગુણ વિધિતારણે. ૧૪૨

વલણ.

વિધિતારણે બારણે રહી, ગુણ ગાયા વિધિતણા રે;
ચાતુર્વિંશિ દ્વિજજનને, હર્ષ ઉમંગ અતિ ઘણા રે. ૧૪૩

## કડવું ૧૦૫ મું.

### રાગ ગોડી.

માર્કંડેય કહે સુણ્ય મુનિરાજ, કહું સારું કરવા કાજ;
પછે ધ્યાન ધરતા બ્રહ્માયકી, માનસી પ્રજાની સુણી વકી. ૧
તેના અગમાંથી ઉપનયાં, કારણસહિત કાર્ય નીપનયાં;
થઇ માનસી પ્રજા તેણે, બ્રહ્મભાવ ધર્યો ભવ્ય જેણે. ૨
તે મતિસાગરના અગમાંથી, થયા જંતુ પ્રગટ જ્યાંથી;
મેં પેહલાં સુરારંભથી કહ્યા જેહ, સ્થાવર પર્યંત ત્રણ ગુણ તેહ. ૩
ગ્રહણ કરનારા કેહવાય, તેહ સૃષ્ટિમધ્યે હતા મહાકાય;
રચ્યું પે'લે બ્રહ્માએ સ્થાવર, પછે જંગમભૂત કર્યા મહાવર. ૪
તોયે તે મતિમાનકેરી, પ્રજા વૃદ્ધિ ન પામી અનેરી;

તદા વિધિએ નિરવાણ, માનસ પુત્ર કર્યા પરમાણ. ૫
તેહ પોતા જેવા જાણ, મતિમહિમાએ સુજાણ;
તેનાં નામ ગણાવું આજ, તુ સાંભળ્ય સરવા કાજ. ૬
ભૃગુ પુલસ્ત્ય પુલહ નામ, ક્રતુ અંગિરા મહા ધામ;
મરીચિ ને પ્રજાપતિ દક્ષ, અત્રિ વસિષ્ઠ પૂરણ પક્ષ. ૭
એ માનસ પુત્ર થયા ઉત્પન્ન, જોઈ વિધિ થયા પ્રસન્ન;
એ સંખ્યામાં નવ નિરવાણ, માન્યા પુરાણે બ્રહ્મા ભાણ. ૮
નિશ્ચે પુરાણમાં કહ્યા બ્રહ્મા, જેહ શાંતિ સુખકર ધર્મા;
પછે થયો બ્રહ્માને અતિ ક્રોધ, થયો તેમાંથી રુદ્રનો શોધ. ૯
એમ રુદ્ર થયા ઉત્પન્ન, જોઈ બ્રહ્મા થયા પ્રસન્ન;
તથા જૂના પૂર્વજ જેહ, ધર્મ સંકલ્પ ઉપજાવ્યા તેહ. ૧૦
વિધિએ પેહલા સર્જ્યાં'તા સનંદન, તેનાં અપેક્ષા વિહીન મન;
ધ્યાનનિષ્ઠ ને ભવિષ્યજ્ઞાત, પ્રીતિકરી ન જાણે વાત. ૧૧
મત્સરને મારી કાઢ્યો, કામ જડામૂળથી વાઢ્યો;
તેને હોય લોકમાં આસક્તિ ક્યાંથી, ગયા દુર્ગુણ સર્વે નાસી. ૧૨
સૃષ્ટિ ઉત્પત્તિ કરવામાં એવા, જોઈ ક્રોધી થયા બ્રહ્મા કેવા;
તેહ વર્ણવી દાખું હુંય, એક ચિત્તે સાંભળ્ય તુંય. ૧૩
બ્રહ્માને ક્રોધ થયો અપાર, તેહ વર્ણવી કહું આ વાર;
તે ક્રોધમાંથી એક ઉપન્યો, દીર્ઘશરીરવાળો નીપન્યો. ૧૪
તેનું અર્ધું શરીર પ્રમાણ, પદ્મિનીરૂપ હતું નિર્વાણ;
સૂર્ય સરખો તેજસ્વી તેહ, બ્રહ્મા ક્રોધે ઉપન્યો જેહ. ૧૫
તેને જોઈ બ્રહ્માદેવ, મુખથકી બોલ્યા તતખેવ;
તું કરી લે તારા વિભાગ, વદી અંતર્ધાન હવા મહાભાગ. ૧૬
પછે તે પુરુષે કરિયું કેમ, તેહ વર્ણવી દાખું જેમ;
તે પુરુષે ભિન્ન કર્યા દેહ ભાગ, નારીનરતણા તે જાગ. ૧૭
નર રૂપના કર્યા વિભાગ, એકાદશ ભાગે કરી ત્યાગ;
વળી કર્યા બીજા વિભાગ અપાર, તેનો હવે કહું વિસ્તાર. ૧૮
સૌમ્યાસૌમ્ય અને વળી શાંત, શ્વેત શ્યામ વધાર્યા દાંત;
એવા ભાગ કર્યા અનેક પ્રકારે, આગે કથા હું ચિત્તે ધારે. ૧૯
પછે પ્રજાપતિ બ્રહ્માએ ભૂર, જે નીપજાવ્યા સ્વયસમ શૂર;
તેમ સ્વાયંભૂ મનુ જેહ, કર્યા સર્વ પોતા જેવા તેહ. ૨૦
તે સમર્થ સ્વાયંભૂ મનુ ધાર્યું, જેનાં અઘનું સર્વ ઉતાર્યું;
તેવી પુણ્યશાળી પવિત્ર, ઊભી જોઈ શતરૂપા વિચિત્ર. ૨૧
તેનો પાણિગ્રહણ કર્યો સાર, એમ સ્ત્રી પુરુષ હવાં તે વાર;

તે પુરુષથકી શતરૂપા વિષે, નર રૂપ પુત્રરત્ન બે દિસે ૨૨.
છે એકનું પ્રિયવ્રત્ નામ, ઉત્તાનપાદ બીજો મેહાધામ;
ઋદ્ધિપ્રસુતિ કન્યા જેય, એમ ચાર સતાન ઉપન્યાં તેય. ૨૩
તે મધ્યેની કન્યાઓ જેહ, ઋદ્ધિ પ્રસુતિ નામે એહ;
તેમાંની પ્રસૂતિને પરણાવી, દક્ષના મનમાં તે ભાવી. ૨૪
ઋદ્ધિને ઋચિની સાથ, પરણાવી સ્વાયમ્ભૂવ નાથ;
તે બે કન્યાઓને જાણ, બે પ્રજાપતિએ કરી પ્રમાણ. ૨૫
ઋચિ પ્રજાપતિ અને ઋદ્ધિ, તેણે નીપજાવ્યો સુત સિદ્ધિ;
સહવર્તમાન દક્ષિણાએ, મખપુત્ર નીપનિયો ત્યાંયે. ૨૬
એમ સ્રી પુરુષનું જોડલુ જાણ, મખ દક્ષિણા નામ પ્રમાણ;
તે દક્ષિણા ને મખથકી, બાર સુતની સાંભળી વકી. ૨૭
તે સ્વાયભૂવ મન્વતરમાં ભાઈ, યામદેવની ધરતા મોટાઈ;
થયા દક્ષિણા વિષેથી ઉત્પન્ન, તે મહાતેજસ્વી અને પ્રસન્ન ૨૮
એમ ઋદ્ધિવંશ વિસ્તાર, થયો મુનિ ગુણી તું ધાર;
હવાં પ્રસૂતિ વિષે પ્રસૂતિ, ચોવીશ કન્યાઓ થાતી હુતી. ૨૯
તે તો દક્ષથકી નિર્વાણ, થઈ ઉત્પન્ન જાણસુજાણ;
તેનાં વિસ્તારી કહું નામ, જેને જોઈ હારી રહે કામ ૩૦
શ્રદ્ધા, લક્ષ્મી, ધૃતિ ને તુષ્ટિ, મેધા, ક્રિયા, બુદ્ધિ ને પુષ્ટિ;
વળી લજ્જા તથા વપુ નામે, શાંતિ, સિદ્ધિ, કીર્ત્તિ કામે. ૩૧
એ સર્વ દક્ષની સુતાને સાર, કરી ધર્મદેવે ગ્રહણ તે વાર;
પત્ની રૂપે તે પદ્મિની રાખી, જેના દક્ષ પ્રજાપતિ સાખી. ૩૨
બીજી એકાદશ હતી રૂપાળી, તેનાં નામ કહુ સંભાળી;
તેહ તે કન્યાઓથી નાની, કિંતુ રૂપગુણમાં મહામાની. ૩૩
ખ્યાતિ, સતી, સભૂતિ, સ્મૃતિ, પ્રીતિ, ક્ષમા અને સંતતિ;
અનસૂયા, ઉર્જા, સ્વાહા, સ્વધા, તેના સ્વામી ગણી કહું બધા. ૩૪
તેહ મોટા મુનિસું પરણી, જેના ગુણ ન જાયે વરણી;
ભૃગુ, શિવ, મરીચિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ ધીરા. ૩૫
વસિષ્ઠ, અત્રિ, અગ્નિ જાણ, પિતૃઓ કર એમાં પ્રમાણ;
તે સાડુ અનુક્રેમે વર્યાં કન્યા, થયાં ભાગ્ય જેનાં મહાધન્યા. ૩૬
થયો શ્રદ્ધાને જે ઉત્પન્ન, તેનું કામ નામ પ્રસન્ન,
થયો લક્ષ્મીને સુત દર્પ, ધૃતિને નિયમ થયો તન તર્પ ૩૭
તુષ્ટિને તન થયો સંતોષ, પુષ્ટિને લોભ થયો જોઈ જોષ;
મેધાનો શ્રુત નામે કુમાર, ક્રિયાને દંડ આદિ ત્રણ સુત સાર. ૩૮

નય વિનય રહેલા જાણ, બુદ્ધિને બોધ સુત પ્રમાણ;
લજ્જાને વિનય વળી હવો, વપુ વ્યવસાય જાણી અવનવો. ૩૯
હોય શાંતિનો ક્ષમા સુત, એમાં કાંઈ નહિ અદ્દભુત;
સિદ્ધિને સુખ નામે બાળ, કીર્તિને યશ મૃણાલ. ૪૦
એ સર્વ ધર્મતણા કુમાર, જાણવા સર્વે નિરધાર;
કામે નંદીકરા પુત્ર, અને ધર્મરાયપૌત્ર ઘરસૂત્ર. ૪૧
તેણે હર્ષને આપ્યો જન્મ, માને જેને ઘણા અજન્મ;
વળી અધર્મની હિંસા નાર, તેને અનૃત સુત હવો નિરધાર. ૪૨
વળી તેને નિર્ઋતિ કન્યા જન્મી, તેના બે પુત્ર કહું મહાઅનમી;*
છે એકનું નામ તો નર્ક, ભય નામ બીજાનું ભર્ક.† ૪૩
વળી તે બેનાં થયાં બે જાણ, જોડાં માયા પીડા પ્રમાણ;
તે ઉભયમાંથી માયાએ સાર, પ્રાણી માત્રનો કરવા સંહાર. ૪૪
આપ્યો મૃત્યુને જન્મ તે કાળ, જેણે જનમે વર્પી રહી ઝાળ;
વેદનાએ રૌરવથકી નિરવાણ, પુત્ર દુઃખ પ્રસવ્યો પ્રમાણ. ૪૫
મૃત્યુથકી વ્યાધિ ને જરા, શોક તૃષ્ણી ઉપજી ધરા;
ક્રોધ કૂડો થયો ઉત્પન્ન, જોઈ થાયે ન કોઈ પ્રસન્ન. ૪૬
એ સર્વે દુઃખનું ઉત્પત્તિસ્થાન, અધર્મ લક્ષણ કેહ પુરુષ પુરાણ;
નથી તેમને નારી કે પુત્ર, તેમ વસવા નથી ઘરસૂત્ર. ૪૭
કિંતુ સર્વ છે ઉર્ધ્વરેતા તેહ, વળી ભાંજું તારો સંદેહ;
સાંભળ્ય મુનિ શાર્દૂલ તુંય, ભાખું મૃત્યુની સ્ત્રી હુંય. ૪૮
બે બે નારી તેને નિર્વાણ, નિર્ઋતિ અલક્ષ્મી પ્રમાણ;
અલક્ષ્મી વિષેથી ભાઈ, મૃત્યુને ચૌદ સુત થયા મકલાઈ. ૪૯
અલક્ષ્મીના તે સર્વ પુત્ર, માંડી બેઠા મૃત્યુનું ઘરસૂત્ર;
તેના આજ્ઞાપાળક તે તન, કરે માનવને નિધન. ૫૦
મનુષ્યમૃત્યુ સમયે જાણ, સારી સેવા કરે પ્રમાણ;
તેહ વિસ્તારી કહું આજ, સુણ્ય તારા શુભને કાજ. ૫૧
તેવો દશ ઇંદ્રિયોમાં વશી રહે વળી તેનો વાસ મનમાં કહે;
રહી એ રીતે નિરવાણ, નર નારીને સુજાણ. ૫૨
યોજે પોતાના વિષય માંહી, દ્વિજસત્તમ સુણજે આંહી;
ચેશી ઇંદ્રિયો માંહે પૂર, કરે વશ સમર્થ કે શૂર. ૫૩
રાગ કોપશું મેળવે જનને, ઘણું ભમાવે ભ્રમિત મનને;
તેથી કરે અધર્મની ક્રિયા, ભૂલે ભટકે ચતુર જે બિયા. ૫૪

* કોઇને નમતું ન આપે તેવા ગર્વિષ્ટ. † ભડકાવનારૂં.
૪૭ પાઠ "જે લક્ષણ કહે મહાન."

વળી અહંકારની મતિમાં પેસે, તે મોહાશ્રય કરીને બેસે;
નારનારીકેરા તે પ્રાણ, હણવા યત્ન કરે સુજાણ. ૫૫
વળી નરઘરમાં દુઃસહ એક, વિખ્યાત અલક્ષ્મીપુત્ર વિવેક;
વાસ વશી રહે દિનરાત, તેની સમજાવું જાત ને ભાત. ૫૬
ભૂખે નનળો પડી ગયેલો, નીચા વક્ત્રવાળો રહેલો;
ઘણો કાળ રેહનારો નગ્ન, કવચિત વલ્કલે મન મગ્ન. ૫૭
જેનો સ્વર છે કાક સમાન, તમોગુણ કઠોર મહાન;
એવા સ્વરૂપીને બ્રહ્મદેવ, કર્યો સર્વ ભક્ષવા તતખેવ. ૫૮
તેથી રૂપ તેનું વિકાળ, લાંબી દાઢવાળો તે કરાળ;
મુખ પોહળું રેહ અહોરાત, મહાભયાનક જેની જાત. ૫૯
જેને સર્વ ખાવા ઇચ્છાય, એવો દુ:સહ નામ કેહવાય;
સર્વ જનના જનકશ્રીએ તેને, વળી બ્રહ્મરૂપ ભાસ્યો ભવ જેને. ૬૦
શુદ્ધ સ્વરૂપી જક્તકારણ, જેને નવ માયાનું આવરણ;
નિર્વિકારી બ્રહ્મદેવ, જેની કરે સનકાદિક સેવ. ૬૧
તે બોલ્યા દુ:સહશું આમ, વદે બ્રહ્મ તું સુણ્ય ઉદ્દામ;
તારે આ વિશ્વને ભક્ષી ન જાવું, ક્રોધ ત્યાગ કર કહ્યું આવું. ૬૨
ધરય શાંતિ સારી તુય, રજોગુણુકળા પરહરય કહું હુંય;
છોડય તામસી વૃત્તિને તું તો, એવી શાખામણ દેઉં હું તો. ૬૩
કેહ દુ:સહ સાભળો તાત, અહો જક્તસ્વામી પ્રખ્યાત;
હું ભૂખથી સુકાયો તનમાં, તૃષા લાગી મુઝાઉં છું મનમાં. ૬૪
ગઇ દુર્બળ ઇંદ્રિય સર્વ, સુણો વિધિરાજ સુણ્યના પર્વ;
મને થાય તૃપ્તિ કેઈ પેર, થાઉં બલિષ્ઠ કરોને મેહર. ૬૫
તેમ મારે વસવું કયે વાસ, જ્યાં નિવૃત્તિ થાય પ્રકાશ;
બ્રહ્મદેવ કહે સુણ્ય ભૂર, નરગેહે રેહવુ ભરપૂર. ૬૬
તારુ બળ અધર્મમાં જાણ, નિત્યકર્મહાનિ પુષ્ટિ પ્રમાણ;
વિષજંતુ સોળ જાતિના, તેના દંશે રોક્ષા અનેક ભાતિના. ૬૭
થાયે માનવને જેહ, તારાં વસન તે ભાઈ એહ;
હવાં બતાવું તારો આહાર, તેહ સાંભળ્ય તું નિરધાર. ૬૮
શબ્દે કરી નિંદેલું જેહ, જંતુ પડેલું નિ:સદેહ.
શ્વાને નિરખ્યાનો સંદેહ, ફૂટ્યે ભાજન રાખ્યુ જેહ. ૬૯
મુખે ફુકી કર્યું ટાઢું સાર, થએલું ઉચ્છિષ્ટ અવિધાર,
કાચું પાકુ રહેલું જેહ, નહિ સીઝેલા જેવું તેહ. ૭૦
રાંધતાં ચાખેલું જાણ, સરકાર વિનાનું પ્રમાણ;

૬૧ પાઠ "જેને નવ માયાનુ મારણ."

ભગ્ન આસન બેઠેલા નરે, ત્યાં બેશી નિરખણ કરે. ૭૧
મૃત્યુદિશાભણી રાખી મુખ, જેહ ભક્ષેલું માની સુખ;
દશ દિશાઓને વરજી, સધ્યાકાળે ખાધું હોય ગરજી. ૭૨
નૃત્યવાદિત્રકેરો નાદ, સુણી જમતાં પૂર્યો હોય સાદ;
અડકેલું રજસ્વળાને હોય, કે તેની દૃષ્ટિએ જોયું સોય. ૭૩
વા તેનું ખાધેલુ ખવાયું, મલિન અન્નમાં તારું આયુ;
તેવા પાનમાં તારુ જીવતિ, પુષ્ટિ કરતાં ધરજે પ્રીતિ, ૭૪
બીજું પણ હું આપું છુ તને, તેહ સાંભળ્ય એક મને;
હે યક્ષ્મ શ્રદ્ધારહિત જાણ,[ત્રિ] હોમેલું વા આપેલું પ્રમાણ. ૭૫
ત્યમ સ્નાન કર્યા વગરનું સાર, અવજ્ઞા પૂર્વકનું નિરધાર;
જળ મૂક્યા વગરનું જેહ, વળી નાખેલું હોય તેહ. ૭૬
નવ ઇશ્વરાર્પણ જે કીધું, જે નાખી દેવાને અર્થે દીધું;
મહાગર્વથકી વળી ભાઈ, દોષ પામેલું દ્વિજરાઈ. ૭૭
ક્રોધે કરી આપ્યું જે અન્ન, આપ્યું પીડા પામી મને અપ્રસન્ન;
વા એવે ભાવે હોમ્યું જેહ, તેનો ફળભોગતા તુ નિ સદેહ. ૭૮
હે યક્ષ્મ વિધવાએ પુનર્લગ્ન, કર્યું હોય થઈ મન મગ્ન;
તેથી ઉપન્યો સુત જેહ, કરે સ્વર્ગ સંબંધી કર્મ તેહ. ૭૯
અથવા ફરી પરણેલી નારી, કરે તેવાં કર્મ વિચારી,
તેમાં તૃપ્તિ તારી થાય, એવું બોલ્યા વિધિ મહાકાય. ૮૦
યક્ષ્મ નિર્ધન નર નિરવાણ, કન્યાવિક્રય કરે અજાણ,
વેચી કન્યા લેઈ તેનું મૂલ્ય, કરે ધર્મક્રિયા અમૂલ્ય. ૮૧
વા ખોટા શાસ્ત્રની ક્રિયાઓ કરે, તે તારી પુષ્ટિ કરી તન ભરે;
જે કર્યું અધ્યયન અર્થરહિતા, સત્યપણે શીખ્યો નવ ગીતા. ૮૨
તે સર્વે તારી તૃપ્તિ માટ, તજ્ય તનથી તું ઉચ્ચાટ;
હવે તારી સિદ્ધિ કાજે જાણ, કાળ નિર્ણય કહી આપુ પ્રમાણ. ૮૩
ગર્ભવતી સ્રીશુ કરે સભોગ, સધ્યા સમે નિત્યકર્મ વિયોગ;
અસચ્છાસ્ત્રની* ક્રિયા કરે, ગમે તેમ વદી ધર્મ રહે. ૮૪
અહો દુરાસદ એવા જેહ, સર્ન નર તારે સ્વાધીન તેહ;
તેને મારતાં તારે ભાઈ, કદા નવ ધરવી ભલાઈ. ૮૫
પક્તિભેદ થાયે જે ગેહ, દેવાદિક નૈવેદ્યમાટે ન જેહ;
કરે રસોઇકરી સોઈ, રસોઈમાં ભેદ કરે જન કોઈ. ૮૬
જે ગૃહ નિત્યપ્રતિ કંકાસ, ત્યાં તારે વાસની કરવી આશ;
સેવક સુરભિ બલિવર્દ, વાહનાદિક પોષણકેરી ગર્દ. ૮૭

* અ-સત્-શાસ્ત્ર.

જે ગેહ ન થાય સાર, જ્યાં સંધ્યાસમે ન શુચિવિચાર;
તે કાળે જળવડે કરી જાણ, નવ ગૃહ શુચિ કરે નિરવાણ. ૮૮
ત્યાં તારાથકી થાય ભય, ત્યાં અહોરાત્ર તારો ઉદય;
હે યક્ષ્મ નક્ષત્રકેરી ન શાંતિ, ગૃહપીડાની નહિ જ્યાં ભ્રાંતિ. ૮૯
ત્રિઉત્પાતકેરો ન ભેદ, થાયે સર્વતણો જ્યાં છેદ;
વા તેની શાંતિકાજે કાંઈ, નવ ઉપાય થાયે જ્યાંઈ. ૯૦
ત્યાં તારો વાસ સદાય, તું કરજે નિત્ય પરાભવ ત્યાંય;
પતિસાથ રીસાઈ લંઘન કરે, કે પુરુષ પશુવૃત્તિ આચરે. ૯૧
કે કરે પર્વણીવિણ ઉપવાસ, વા મદ્ય પીવામાં લાવે હુલ્લાસ;
દ્યુત રમી જુગારી કહાવે, સદૈવ સ્ત્રીઆસક્તિ મન લાવે. ૯૨
જે માર્જારની પેઠે જાણ, દાંભિક ગુપ્ત પાપ કરે પ્રમાણ;
તે સર્વ તારે લેવા સ્વાધીન, જેમ માછી સાહે મીન. ૯૩
કર્યું બ્રહ્મચર્યવિણ અધ્યયન, મૂર્ખે મખ કર્યો પાવન;
જઈ તપોવને થઈ તપસી, ગ્રામ્યભોગમાં પડ્યા જે લપસી. ૯૪
તેમ જેણે ઈંદ્રીઆત્માપર જય, નથી મેળવ્યો કે જાણ્યો નય;
એવા ઇચ્છે પરલોક મૂઢ, દ્વિજ રાખે નીચી ગતિ ગૂઢ. ૯૫
ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર જાણ, સ્વધર્મભ્રષ્ટ થાય પ્રમાણ;
જે ન ભ્રષ્ટ થયેલા હોય, તેની ચેષ્ટા કરે મળી સોય. ૯૬
અહો યક્ષ્મ તે તારે સ્વાધીન, અહોરાત્ર કરવા કરી દીન;
વળી તારી પુષ્ટી કરવા કાજે, આપું અન્ન હું જેથકી આજે. ૯૭
ધરય ધ્યાન માને સર્વ તુંય, જેહ વિસ્તારી ભાખું હુંય;
કરી વૈશ્વદેવ નર સર્વ, માની તુજને મોટું પર્વ. ૯૮
કરી તારા નામતણો ઉચ્ચાર, 'આ તારું' નિત્ય વદશે અવિધાર;
દેશે બલિષ્ટ બલિ રોજ, તારે પણ કરવી તેની ખોજ. ૯૯
હવાં તારે ત્યાગ કરવાં કિયાં ગેહ, તેહ જણાવી દેઉં જેહ;
ત્યાં જાવું ન કદીએ તારે, જો તારું તું શુભ વિચારે. ૧૦૦
જ્યાં થાય સંસ્કારી અન્નનું ભોજન, જે અંતર બહિરથી રેહ પાવન;
જેને લાલચ નહિ લવલેશ, જે સ્ત્રીએ જ્યેષ્ઠ નવ વરવેષ. ૧૦૧
એટલે પોબાર પત્નિના નહિ, એવું તેવું જોવું સહી;
તે ઘર ત્યાગ કરી તારે રેવું, તેનું સુખ તારે નવ લેવું. ૧૦૨
હે યક્ષ્મ જે ઘરમાં સુજાણ, ભગિનીપુત્રીકેરું પ્રમાણ;
વળી કુળસ્ત્રીઓકેરું રક્ષણ, અતિથિસત્કારવિણ ન અધક્ષણ. ૧૦૩

૯૧ પાઠ. "જે નારી રીસાઈ લંઘન કરે, અથવા નર એવું ઉર ધરે."
૯૨ પાઠ. "વા મદ્ય પીવામાં થાય પ્રકાશ."

જાયે જેમની તારે જોવી, ત્યાંથી રૂડી આશા ખોવી;
હવ્યે દેવતણું પૂજન, કવ્યે પિતૃનું અનુદિન. ૧૦૪
થાયે જે ઘરમાં યક્ષ્મદેવ, તે ઘર તજવું તારે તતખેવ;
જે ઘેર બાળક વૃદ્ધ ને નારી, નર સ્વજનમાં સંપ ભારી. ૧૦૫
એવું જોઈ તારે તે તજવું, તે ગેહ ન દેહે ભજવું;
જ્યાં કામિની સ્વગેહ માંય, સદા પ્રીતિવતી રેહે જ્યાંય. ૧૦૬
નવ અન્ય ઘેર ફરવા સંચરે, રખડપણું મન નવ ધરે;
તેમ લજ્જાયુક્ત રહે સદૈવ, તેનું જાણવું મોટુ દૈવ. ૧૦૭
તેવા નારીના જોઈ આચાર, તે ઘર તજવું તારે નિરધાર;
જે ગૃહ શયનાસન સ્વચ્છ અપાર, તેવાં ભોજનકેરા ભાર. ૧૦૮
યથા ઘટિત વય પ્રમાણ, કે હોય સંબંધકેરા જાણ;
એટલે જેને ઘટે તેવું, મળતુ હોય ઉભય એવું. ૧૦૯
ત્યાં તારે ન જવું નિરવાણ, માની મારું વચન પ્રમાણ;
જે ગેહસાધારણ સાહિત્યયુકત, જ્યાં સમ્યક કર્મકર્ત્તા વસે યુકત. ૧૧૦
જ્યાં હોયે દયાળુકેરા વાસ, ત્યાં તારે વસવાની કરવી ન આશ;
જે ઘર દ્વાર ન ઝાડે રુધાયું, કે ઔષધિમોથે ન તેનું મનાયું ૧૧૧
જ્યાં નરવરનાં કર્મ ન ભિન્ન, ત્યાં વસવું ન તારે થઇ દીન;
બહુધા તો તજવો તે દેશ, કરવો નહિ તે ગેહ પ્રવેશ. ૧૧૨
જેનું પોષણ થાય પ્રમાણ, સુર પિતૃ આવી રહેતાં જાણ;
પોષ્યવર્ગ અતિથિને જમતાં, રહેલે શેષાન્ને મન જેનાં ભમતાં. ૧૧૩
એટલે તેવા શેષાન્નથી ધરે દેહ, તજવું ગેહ તારે યક્ષ્મ તેહ;
જેહ સાચાબોલા સદાય, ક્ષમાશીલ અહિંસક કાય. ૧૧૪
કોને પરિતાપ ન થાય જેનાથી, કોનું ખાદું ખમાય નવ તેનાથી;
જે અન્ય ઉત્કર્ષે રાજી થાય, એવા તજવા તારે સદાય. ૧૧૫
સ્વામીસેવામાં જે સમાસકત, દુષ્ટ સ્રીસંગમાં નહિ રકત;
સ્વામી જમતાંવધ્યું હોય જેહ, કે ખાતાં કુટુંબી બચેલું તેહ. ૧૧૬
તે અન્ને પોષણ કરે નારી, તેવી સ્રીને ન જોવી ધારી;
તેનું ઘર જોઈ કરવા પ્રણામ, કરવું નમન વદી મહાનામ. ૧૧૭
જે દ્વિજ યજ્ઞ કરવામાં કુશળ, વેદાભ્યાસે ધરે મહાબળ;
નિત્ય દાન દેવામાં પ્રીતિમાન, વા યજ્ઞ કરાવે જોઇ યજમાન. ૧૧૮
શિષ્ય ભણાવી એક મન, અથવા દાન લેઇ અનુદિન;
જે નિર્વાહ કરતો હોય સત્પાત્ર, તેનું જોવું ન તારે ગાત્ર. ૧૧૯
ગમે તે સ્થિતિમાં તેને, તજી રેહવું તારે એને;
હવાં તારે ક્ષત્રી જોઈ આવો, તેનો સેવો ન રૂડો લહાવો. ૧૨૦

૧૧૦ પાઠ. "થઈ મારે વચન અજાણ"

જે નૃપ કરતો હોય નિસ યાગ, જે દાન દેતો હોય મહાભાગ;
જે અધ્યયન વિષે તત્પર સદા, અંગથી અસ્ત્ર ન છોડે કદા. ૧૨
સમ્યક્ પ્રકારે કર લેઈ જાણ, રૈયત રાજી રાખે નિર્વાણ;
તેને જોવો ન તારે ભાઈ, તજ જે રુડો એવો રાઈ. ૧૨
હવાં કેવા વૈસ્યને તજવો તારે, તેહ કે'વું જોઇશે મારે;
જે કરતો હોય યજ્ઞ ને દાન, અધ્યયન કરતો હોય મહાન. ૧૨
પશુ પાળવામાં પ્રીતિ જેની,ખૂંતી ખેતીમાં બુદ્ધિ તેની;
વ્યાપારવૃત્તિએ મેળવે અન્ન, કમાઈ થોડું થાય પ્રસન્ન. ૧૨૪
તેવા વૈસ્યને તજવો સાર, તેનો જોવું ન તારે ધાર;
હે યક્ષ્મ શુદ્ર તજવો કેવો, તેહ વર્ણવી દાખું જેવો. ૧૨૫
દાનયજ્ઞ કરતો જેહ, કરે દ્વિજસેવન વળી તેહ;
સદા તત્પર તેવે કાર્યે, સેવા સિદ્ધિ ન ધારે અનાર્યે. ૧૨૬
દ્વિજસેવાથી થઈ સંતોષ, જુવે દ્વિજના નહિ કદી દોષ;
દ્વિજઅન્નવડે પામે સુખ, તેવા શુદ્રકેરું ન જોવું મુખ. ૧૨૭
શિક્ષા માનવી મારી સસ, નીકર વસમી થાશે ગત્ય;
જે ગેહે ગૃહસ્થનર નિરવાણ, શ્રુતિ સ્મૃતિનો હોય જાણ. ૧૨૮
તે ઉભયમાં કહ્યું જેવું, સ્વય જીવિત ચલાવે તેવું;
એવા સુધી જાય જે ઠામ, જાયે તેની પૂંઠે તેની વામ. ૧૨૯
જ્યાં હોય સત્પુત્ર પાવન, ગુરુ સુર પિતૃ પૂજે અનુદિન;
જ્યાં પત્ની પૂજન પતિનું કરે, ત્યાં અલક્ષ્મી જઈ કિમ ઠરે. ૧૩૦
વા યક્ષ્મ તારાથકી શું થાય, જાય તેવે ઠામે તો કંપે કાય;
જે ગૃહ નિત્ય સંધ્યા સમે લીંપાયે, વા જળ છાંટી શુદ્ધ જ થાય. ૧૩૧
તેમ જ્યાં પુષ્પનાં બલિ અર્પાય, એવી શુચિતા જ્યાંહી સંધાય;
હે યક્ષ્મ તેવા ઘર સામે તારે, કદા જોવું નવ નિરધારે. ૧૩૨
જે ઘરમાં સૂવાકેરી શય્યા, ભલે હોય નાના મોટા છૈયા;
પણ તે શય્યાને નિર્વાણ, નવ સૂર્ય નિરખે જાણ. ૧૩૩
જે ગૃહમાં વહ્નિ ને વારિ, કદા નાશ નવ પામે અવિધારી;
જે ગૃહમાં સૂર્યદર્શન સુધી, દીપ શાણો કરવાની થાય ન બુદ્ધિ. ૧૩૪
તેહ [ગેહ લક્ષ્મીકેરાં પાત્ર, એવું આચરતા સત્પાત્ર;
બલિવર્દ ચંદન અને વીણા, આદર્શ મધ આજ્યે ભીના. ૧૩૫
રેહતાં હોય તામ્રનાં પાત્ર સદાય, વા ઘૃત વારિ ભરાય તે માંય;
તે મંદિર તારો ન ઠામ, એમ બોલ્યા ત્રિભુવનસ્વામ. ૧૩૬
હે યક્ષ્મ હાવાં તારું રે'ઠાણ, તેહ દર્શાવું નિર્વાણ;
જ્યાં હોયે કંટકવૃક્ષ, નિષ્પાવની વેલી પ્રસક્ષ. ૧૩૭

જ્યાં પુનર્વિવાહિત હોય નારી, જ્યાં સર્પ ઉધેના રાફડા ભારી;
ત્યાં તારો સમજવો ઠામ, તે ગેહ કરવો જઈ વિશ્રામ. ૧૩૮
હે સુત સાંભળ્ય વળી તુંય, એવું જોવું બીજું શુંય શુંય;
હે યક્ષ્મ બેસવું મુશળપર, બેશી ખયિણીએ* માનવું વર. ૧૩૯
જ્યા બેસે કામિની ઉમરા ઉપર, જ્યાં નારી દર્શે છે નીડર;
ત્યમ બહિરદિશાએ જાતાં જાણ, વાતો કરવી ગમે નિર્વાણ. ૧૪૦
એ સર્વસ્થાનક તારા સત્ય, મારવાં તેનાં તારે અપત્ય;
હે સુત જ્યાં રંધાય ધાન્ય અમાપ, વળી તે વેડફાએ વિણમાપ. ૧૪૧
જ્યાં રહે રાંધતાં કાચું ધાન્ય, જ્યાં થાય આગમકેરું અમાન્ય;
ત્યાં તારે સ્વેચ્છાએ કરવું ગમન, કરવું તેવા મંદિરમાંહે શયન. ૧૪૨
જે ગેહમાં કડછીવતી, થાયે વહ્નિ નાંખવાકેરી મતિ;
તપેલીકેરી ઢાંકેલી તાસકમાં, ત્યાં શુચિ માનવો વાસ નાશકમાં. ૧૪૩
એટલે રેહેવું તારે ત્યાંય, નવ બીજે જાવું કયાંય;
ત્યાં સહુ ખોટું આવી વસે, તેમાં તારો સમાવેશ થશે. ૧૪૪
જ્યાં અસ્થિ પડયાં અહોનિશ રેહે, તેવું મૃતક બીજુ લેહે;
ત્યાં તારે રેહવું નિરંતર, વળી ત્યાં અન્ય અસુરે કરવું ઘર. ૧૪૫
જે નર બધુજનને ન આપે પિંડ, વા ઉદક આપ્યા વિણ પોષે પિંડ;
તેવા સપિંડી સોદકમાં જાણ, તારે વસવું જઈ નિરવાણ. ૧૪૬
વળી કહું તજવા જેવાં અન્ય ઠામ, ત્યાં ન કરવો તારે વિશ્રામ;
જ્યાં મોદકભક્ષક સુરભિ દેખાય, જ્યાં પદ્મ મહાપદ્મ કલ્પના થાય. ૧૪૭
વૃષભારૂઢનો વૃષભ છે અહીં, ઇંદ્ર ઐરાવત રેહતો સહીં;
એવી કરે કલ્પના નર નિર્વાણ, નવ તેહ ગેહ જાવું અજાણ. ૧૦

---

૧૩૮ પાઠ. પ્રાચીન કાવ્ય માળામા નાચેના પાચ કડા વધાર છે.—

જે પ્રસાદમાં નર હોય પંચ, વળી ત્રણ ત્રિયાકેરો સંચ;
ત્રણ સુરભિ હોય તેમાં, તારે વસવું જઇ એમાં.
વળી તેમાં જોવો અતિ અંધકાર, પ્રકાશમાટે કાષ્ટ સળગે અપાર;
એવાં કાષ્ટનો જ્યાંહી પ્રકાશ, ત્યાં ત્યારે રેહવું થઈ પ્રકાશ.
અહો 'યક્ષ્મ એક અજા જે ગેહ. હોયે બે રાસભ નિઃસંદેહ;
હોયે ત્રણ સુરભિ ને પંચ મહીષી, જ્યાં ષટ્ અશ્વ રેહતા હોય ટીસી.
હોયે સપ્ત હસ્તિ જે ઘરમાંય, વસવું તારે તો જઈ ત્યાંય;
અથવા તેનું રુધિર શોષણ કરવું, કદા ઠામ ન તે પરહરવું.
જ્યાં કોઠી કોદાળી દાતરડી, વાંશી પાળી તપેલી ચરી;
એ વિના રખડતાં એવાં બીજાં, ત્યાં તારે રહેવું દર્ષે ભીજ્યાં.

* મૂળ શબ્દ ખાંયણી છે. પ્રા. કા. માં "ખાંયણીએ" છે.

જે નૃપ કરતો હોય નિત્ય યાગ, જે દાન દેતો હોય મહાભાગ;
જે અધ્યયન વિષે તત્પર સદા, અંગથી અસ્ત્ર ન છોડે કદા. ૧૨૧
સમ્યક્ પ્રકારે કર લેઈ જાણ, રૈયત રાજ્ય રાખે નિર્વાણ;
તેને જોવા ન તારે ભાઈ, તજ જે રુડો એવો રાઈ. ૧૨૨
હવાં દેવા વૈશ્યને તજવો તારે, તેહ કે'વું જોઇશે મારે;
જે કરતો હોય યજ્ઞ ને દાન, અધ્યયન કરતો હોય મહાન. ૧૨૩
પશુ પાળવામાં પ્રીતિ જેની,ખૂંતી ખેતીમાં બુદ્ધિ તેની;
વ્યાપારવૃત્તિએ મેળવે અન્ન, કમાઈ થોડું થાય પ્રસન્ન. ૧૨૪
તેવા વૈશ્યને તજવો સાર, તેનો જોવું ન તારે ધાર;
હે યક્ષ્મ શુદ્ર તજવો કેવો, તેહ વર્ણવી દાખું જેવો. ૧૨૫
દાનયજ્ઞ કરતો જેહ, કરે દ્વિજસેવન વળી તેહ;
સદા તત્પર તેવે કાર્યે, સેવા સિદ્ધિ ન ધારે અનાર્યે. ૧૨૬
દ્વિજસેવાથી થઈ સંતોષ, જુવે દ્વિજના નહિ કદી દોષ;
દ્વિજઅન્નવડે પામે સુખ, તેવા શુદ્રકેરું ન જોવું મુખ. ૧૨૭
શિક્ષા માનવી મારી સત્ય, નીકર વસમી થાશે ગત્ય;
જે ગેહે ગૃહસ્થનર નિરવાણ, શ્રુતિ સ્મૃતિનો હોય જાણ. ૧૨૮
તે ઉભયમાં કહ્યું જેવું, સ્વય જીવિત ચલાવે તેવું;
એવા સુધી જાય જે ઠામ, જાયે તેની પૂંઠ તેની વામ. ૧૨૯
જ્યાં હોય સત્પુત્ર પાવન, ગુરુ સુર પિતૃ પૂજે અનુદિન;
જ્યાં પત્ની પૂજન પતિનું કરે, ત્યાં અલક્ષ્મી જઈ કિમ ઠરે. ૧૩૦
વા યક્ષ્મ તારાથકી શું થાય, જાય તેવે ઠામે તો કંપે કાય;
જે ગૃહ નિત્ય સંધ્યા સમે લીંપાયે, વા જળ છાંટી શુદ્ધ જ થાય. ૧૩૧
તેમ જ્યાં પુષ્પનાં બલિ અર્પાય, એવી શુચિતા જ્યાંહી સંધાય;
હે યક્ષ્મ તેવા ઘર સામે તારે, કદા જોવું નવ નિરધારે. ૧૩૨
જે ઘરમાં સૂવાકેરી શય્યા, ભલે હોય નાના મોટા છૈયા;
પણ તે શય્યાને નિર્વાણ, નવ સૂર્ય નિરખે જાણ. ૧૩૩
જે ગૃહમાં વહ્નિ ને વારિ, કદા નાશ નવ પામે અવિધારી;
જે ગૃહમાં સૂર્યદર્શન સુધી, દીપ રાણો કરવાની થાય ન બુદ્ધિ. ૧૩૪
તેહ [ગેહ લક્ષ્મીકેરાં પાત્ર, એવું આચરતા સત્પાત્ર;
બલિવર્દ ચંદન અને વીણા, આદર્શ મધ આજ્યે ભીના. ૧૩૫
રેહતાં હોય તામ્રનાં પાત્ર સદાય, વા ધૃત વારિ ભરાય તે માંય;
તે મંદિર તારો ન ઠામ, એમ બોલ્યા ત્રિભુવનસ્વામ. ૧૩૬
હે યક્ષ્મ હાવાં તારું રે'ઠાણ, તેહ દર્શાવું નિર્વાણ;
જ્યાં હોયે કંટકવૃક્ષ, નિષ્પાવની વેલી પ્રત્યક્ષ. ૧૩૭

જ્યાં પુનર્વિવાહિત હોય નારી, જ્યાં સર્પ ઉંદરના રાફડા ભારી;
ત્યાં તારો સમજવો ઠામ, તે ગેહ કરવો જઈ વિશ્રામ. ૧૩૮
હે સુત સાંભળ્ય વળી તુંય, એવું જોવું બીજું શુંય શુંય;
હે યક્ષ્મ બેસવું મુશળપર, બેશી ખણિણીએ* માનવુ વર.  ૧૩૯
જ્યાં બેસે કામિની ઉંબરા ઉપર, જ્યાં નારી દર્શે છે નીડર;
ત્યમ બહિરદિશાએ જાતાં જાણુ, વાતો કરવી ગમે નિર્વાણુ. ૧૪૦
એ સર્વસ્થાનક તારા સત્ય, મારવાં તેનાં તારે અપત્ય;
હે સુત જ્યાં રધાય ધાન્ય અમાપ, વળી તે વેડફાએ વિણુમાપ. ૧૪૧
જ્યાં રહે રાંધતાં કાચું ધાન્ય, જ્યાં થાય આગમકેરું અમાન્ય;
ત્યાં તારે સ્વેચ્છાએ કરવું ગમન, કરવુ તેવા મંદિરમાંહે શયન. ૧૪૨
જે ગેહમાં કડછીવતી, થાયે વહ્નિ નાંખવાકેરી મતિ;
તપેલીકરી ઢાંકેલી તાસકમાં, ત્યાં શુચિ માનવો વાસ નાશકમાં. ૧૪૩
એટલે રેહેવું તારે ત્યાંય, નવ બીજે જાવું કયાંય;
ત્યાં સહુ ખોટું આવી વસે, તેમાં તારો સમાવેશ થશે. ૧૪૪
જ્યાં અસ્થિ પડયાં અહોનિશ રેહે, તેવું મૃતક બીજુ સેહે;
ત્યાં તારે રેહવું નિરંતર, વળી ત્યાં અન્ય અસુરે કરવું ઘર. ૧૪૫
જે નર બંધુજનને ન આપે પિંડ, વા ઉદક આપ્યા વિણ પોષે પિંડ;
તેવા સપિંડી સોદકમાં જાણુ, તારે વસવું જઈ નિરવાણુ. ૧૪૬
વળી કહું તજવા જેવાં અન્ય ઠામ, ત્યાં ન કરવો તારે વિશ્રામ;
જ્યાં મોદકભક્ષક સુરભિ દેખાય, જ્યાં પદ્મ મહાપદ્મ કલ્પના થાય. ૧૪૭
વૃષભારૂઢનો વૃષભ છે અહીં, ઇંદ્ર ઐરાવત રેહતો સહીં;
એવી કરે કલ્પના નર નિર્વાણુ, નવ તેહ ગેહ જાવું અજાણુ. ૧૪૮

---

૧૩૮ પાઠ. પ્રાચીન કાવ્ય માળામા નાચેના પાચ કડી વધાર છે.–

જે પ્રસાદમાં નર હોય પંચ, વળી ત્રણ ત્રિયાકેરો સંચ;
ત્રણ સુરભિ હોય તેમાં, તારે વસવું જઇ એમાં. ૧
વળી તેમા જોવો અતિ અંધકાર, પ્રકાશમાટે કાષ્ટ સળગે અપાર,
એવાં કાષ્ટનો જ્યાંહી પ્રકાશ, ત્યાં ત્યારે રેહવું થઈ પ્રકાશ. ૨.
અહો ચર્મ એક અજ જે ગેહ. હોયે બે રાસભ નિઃસંદેહ;
હોયે ત્રણ સુરભિ ને પચ મહીષી, જ્યાં ષટ્ અશ્વ રેહતા હોય દીસી. ૩
હોયે સપ્ત હસ્તિ જે ઘરમાંય, વસવું તારે તો જઈ ત્યાંય;
અથવા તેનું રુધિર શોષણ કરવું, કદા ઠામ ન તે પરહરવું. ૪
જ્યાં કાઠી કોદાળી દાતરડી, વારી પાણી તપેલી ચડી,
એ વિના રખડતાં એવાં બીજાં ત્યાં તારે રહેવું હર્ષે ભીન્યાં. ૫

* મૂળ શબ્દ ખાંચણી છે. પ્રા. કા. માં "ખાંચણીએ" છે.

જ્યાં થાય પૂજવા અર્થે રોજ, મૃદુતાએ જોતું સરોજ;
તેવું જોવાય પૂજનપાત્ર, ન હોય નામ તેનું આગમ માત્ર. ૧૪૯
વા સર્વ આગમે સુર પ્રમાણ, પણ નવ સંગ્રામકેરા સુજાણ;
કદી હોય સમર માંહે શૂર, પણ નવ અંતર ઇચ્છા પૂર. ૧૫૦
થાય તેવા દેવની કલ્પના જ્યાંય, અથવા તેવો નિરંતર પૂજાય;
તે ગેહ તજવું તારે ભાઈ, ન કરવી તેવા નરસુ સગાઈ. ૧૫૧
પરાપૂર્વથી જેહ પ્રસિદ્ધ, મહોત્સવ માની ગયા સિદ્ધ;
તે થાય મહોત્સવ જે દેશ, વા જે નગરમાં રેહ નવ શેષ. ૧૫૨
વા જૂની રીત પ્રમાણે જેહ, કરે ગેહ તેવા મહોત્સવ તેહ;
ત્યાં ન કરવો તારે વાસ, ત્યાં જાવાની કરવી ન આશ. ૧૫૩
વળી કયાં જાવું તે દાખવી દેઉં, કહ્યા તેનું તો નામ ન ઉલે;
જ્યાં સૂપડાનો વાયુ સદાય, અન્ય નરને આવી વાય. ૧૫૪
સેઈ જતાં ઘડાનું પાણી, છટાઈ બેહેલાને પ્રમાણી;
નાહેલા વસ્ત્રના છાંટા ઉડે, કે નખાગ્રનું પાણી અન્યને અડે. ૧૫૫
એવો થાય આચાર જ્યાંહી ભ્રષ્ટ, તે ઘર કરવા તારે નષ્ટ;
તેના અંગમાં વશી રેહવું, દુઃખ દેવાય તેટલું દેવું. ૧૫૬
વળી નવ વસવું તારે રે કયાંહી, તેહ હું જણાવી દેઉં છું આંહી;
જે જાણે દેશાચાર વિચાર, જે શુદ્ધ સમય જાણે સાર. ૧૫૭
જે જાણે જ્ઞાતિકેરા સર્વ ધર્મ, કરે જપાદિકના જે શુદ્ધ કર્મ;
જે કરે હોમ નિરંતર જાણ, જ્યાં થાય મંગળકાર્ય પ્રમાણ. ૧૫૮
જે ન વીસરે સુરમખ સાર, જે જાણે શૌચાશૌચ વિચાર;
જે પંથ આગમમાંહે પ્રમાણ, વળી જેણે ગાયા સુર લોક સુજાણ. ૧૫૯
તેવા માર્ગે ચાલે જન જેહ, તારે તજી દેવા સર્વ તેહ;
તેમને ગેહ ન વસવું તારે, જો તારું ભલું તું ધારે. ૧૬૦
માર્કંડેય કહે સુણય મુનિ, એમ વદતા બ્રહ્મા ગુણી;
દેઈ દુઃસહને શિખ સારી, અંતર્ધાન હવા વેદધારી. ૧૬૧
દુઃસહ વર્તવા લાગ્યો તેમાં, વિધિએ જુકતે જણાવ્યું જેમાં;
હવાં તે દુઃસહનો વાસ કયાંહી, સમજે શ્રોતા જો મનમાંહી. ૧૬૨
આપણા પુરાણીઆવા જેહ, આચાર દેખાડો કરવા પાળે તેહ;
રેહશે દુઃસહ તેમને ઘેર, જેને થયું શુદ્ધ સ્વભાવથી વેર. ૧૬૩
કહું વિનવી સર્વને હુંય, જોજો આચરે પુરાણી શુંય;
જો મારું કેહવું ઠરે ખરું, ખોટું હોય તો હું પરહરું. ૧૬૪
જો સત્ય જણાયે જોતાં, તો નવ પુરાણીને કોઈ રોતાં,
સર્વ ઠામથી સારું લેવાય, તો કયમ વિપ્રનું આશ ન થાય. ૧૬૫

ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, યક્ષ્માનુશાસન પ્રમાણે;
ચાશીઅધ્યાય થયો પૂરો, નથી ભાવાર્થ રાખ્યો અધૂરો. ૧૬૬

વલણ.

ભાવાર્થ નથી રાખ્યો અધૂરો, સુણો પુરાણી દેવ રે;
વિપ્રજનથી બને તેવી, કરશે તમારી સેવ રે. ૧૬૭



## કડવું ૧૦૬ હું.

### રાગ મારુ.

ગુરુગણપતિ નમુ પાય, મુજને આશા છે;
ઘણા ભક્તહ્રદેની માંય, ઉભય પ્રકાશ્યા છે. ૧
એવું જાણ્યું જોયું જાત, પૂર્ણ પ્રતીતિ છે;
ધરયો ધ્યાનમાને વિશ્વાસ, પ્રાચીન રીતિ છે. ૨
કરી સર્વ દેવને નમસ્કાર, કથા કરવી છે;
દેવી પુરાણુમાં શિક્ષાય, પીડા હરવી છે. ૩
યથામતિએ થાશે સવ, આરત મોટી છે;
હુંપદ ધરવી વ્યર્થ, માયા ખોટી છે. ૪
સર્વ શ્રોતા સાંભળો આજ, સાચી સિદ્ધિ છે;
જેહ સમજી આચરે જાણ, તેની પ્રસિદ્ધિ છે. ૫
કેહે માર્કંડેય ક્રૌષ્ટુકી ( ને ), કથા હવાં કેવી છે;
તેહ જણાવું તુજને સર્વ, જાણવા જેવી છે. ૬
કલિકેરી કામની માહી, ઋતુકાળે ઉપજી છે;
શ્વપચદર્શનથકી પ્રમાણ, નિર્માષ્ટિ નીપજી છે. ૭
તે તો દુસહકેરી નાર, પુરાણે ભાખી છે,
જેનું જન્મકાળવૃત્તાંત, સાચી સાખી છે. ૮
યક્ષ્મે તે યુવતી સાથ, ઘર તો માંડયુ છે;
જેણે સારાપણાનું ચિહ્ન, સર્વે છાંડયું છે. ૯
તે પ્રિય પત્ની સયોગ, ભવિષ્યે સાખ્યો છે;
તેણે વેલો તેમનો સુન્ય, અતિશે વાધ્યો છે. ૧૦
તેહ જણાવું તુજને આજ, શ્રદ્ધા સાચી છે;
જેનું પુરાણે પૂર પાવન, જોયું વાંચી છે. ૧૧
દુ:સહ નારીને નિર્વાણ, સતતિ ઉપજી છે;
સખ્યામાં છે તે સોળ, વદું કેવી નીપજી છે. ૧૨

એવા પક્ષાદિના અંગ માય, ભર્યું ભુંડું બોલે છે;
તેની શાંતિ અર્થે સોય, સુધી તોલ તોલે છે. ૪૭
જો વાયસ દુષ્ટ કરે ઉચ્ચાર, તો કારજ ટળશે છે;
કે આરંભથી અથડાય, બોલ્યું બળે છે. ૪૮
જો તે પક્ષી પશુ બોલે શુભ, તો સારું થાયે છે;
જો આગમે વિધિ તેહ, પ્રજાપતિ ગાયે છે. ૪૯
ગંડપ્રાંતરતિ છઠ્ઠો સુત, ગાલાતિ વસે છે;
અર્ધું મૂહુર્ત માપ્યું માપ, રહી ત્યાં હસે છે. ૫૦
તે સમય કાર્યારંભ, જે જે થાયે છે;
તે સિદ્ધ ન થાયે સાજ, નાશમાં જાયે છે. ૫૧
તેની શાંતિ સાંભળ્ય તુંય, મારે કેવી છે;
બ્રહ્મવાણી થકી પરમાણ, શિક્ષા દેવી છે. ૫૨
બ્રહ્મદેવ સ્તુતિએ સત્ય, શાંતિ ભાખી છે;
શાંતિ પ્રકરણે મુલખનન, વિધિ દાખી છે. ૫૩
ગોમૂત્ર સરસવકેરે સ્નાન, પ્રતિકૂળ તારે છે;
તેવા ગ્રહ પૂજતાં અવિધાર, શાંતિ ધારે છે. ૫૪
પુનરપિ ધર્મમાં સ્થિતિ થાય, શાસ્ત્રને જોવે છે;
જન્માવગ્રાએ નિર્વાણ, ગડપ્રાંતરતિ ગોવે છે. ૫૫
એમ એની શાંતિ થાય, સતમો કેવો છે;
સ્ત્રીના ગર્ભ ગળી જાય, જોવા જેવો છે. ૫૬
તેનો વાસ સ્ત્રીગર્ભની માંય, વિધિ ભાખે છે;
તે મહાહારણ છે દુષ્ટ, સર્વ પાખે* છે. ૫૭
તેની શાંતિ શૌચે થાય, ને મંત્રલેખ પ્રસિદ્ધ છે;
અનુતમ હાર જો પેરાવાય, સત્વગુણી જે સિદ્ધ છે. ૫૮
એવા સાધુને અર્પે હાર, શાતિ તેની થાયે છે,
શુદ્ધ ઘરમાં કરતાં વાસ, નાશી તે જાયે છે. ૫૯
ગર્ભહા તેનું છે નામ, શ્રમવિણ રક્ષણ છે;
જો એમ નવ કરાય, તો તેહ વિલક્ષણ છે. ૬૦
દે અસંખ્યાત તે દુઃખ, ભુંડો ભારે છે;
હવાં અષ્ટમાના ગુણ ગાઉં, જે હ્રદયે મારે છે. ૬૧
સસ્યહા એવું છે નામ, જે તૃણધાન્ય ટાળે છે;
તેની સુધી શાંતિ કેહ આમ, જે ભવિષ્ય ભાળે છે. ૬૨
જૂનાં ઉપાન જો પેહરાય, તો શાંતિ થાયે છે;

*પાખવું-પેખવું-જોવું

વામગમને નિર્વાણ, ભુંડું જાયે છે. ૬૩
ચંડાલપ્રવેશ કરાવાય, જે અતિ હલકું છે;
પણ સુધી કરે સહુ તેમ, ભુંડું ભલકું છે. ૬૪
મુકવાથી બલિદાન બાહર, તે શાંતિ પામે છે;
ભગવદ્ભક્તિએ નિર્વાણ, સસ્પહા શામે છે. ૬૫
હવાં તેની પુત્રીના આચાર, કેવા મારે છે;
જો તું મુજ પાસેથી સર્વ, સુણવા ધારે છે. ૬૬

વલણ.

સુણવા ધારે મુજકને તો, મારે કેહવું સર્વ રે;
દુઃસહ સુતની શાંતિ કરતાં, પમાય ઊંડું પર્વ રે. ૬૭

## કડવું ૧૦૮ મું.

### રાગ ધનાશ્રી.

તે દુઃસહની સુતા જેહ જી, સહુ વર્ણવી દાખું તેહ જી;
કરુ તુજને નિઃસંદેહ જી, પેહલી નિયોજિકા કહું જેહ જી. ૧

ઢાળ.

જેહ નિયોજિકા નામ કન્યા, તેનું કહું લક્ષણ;
ચિત્ત વ્યગ્ર કે અસ્વસ્થ તારે, ન કરવું અદક્ષણ. ૨
દુસહકેરી નિયોજિકા, છે કન્યા નામે;
તે નરને પરદ્રવ્ય હરવા, નિત્ય યોજે કામે. ૩
પરસ્ત્રી હરણ પણ તે કરાવે, હું વદું તેની શાંતિ;
પવિત્ર પાઠ કરી રેહે તે, હરે તેની કાંતિ. ૪
ક્રોધ લોભાદિક ષટ્ રિપુને, જેહ ત્યાગે જાણ;
તે દુઃસહસુતાથી શાંતિ પામે, ઉગારે નિજ પ્રાણ. ૫
નિયોજિકા સુને ક્રોધ લોભે, પ્રયોજતી પ્રમાણ;
સમજી એવું ત્યાગતા તે, જેહ નર સુજાણ. ૬
કરી નિંદા કોઈ એક, માર માર્યો હોય;
તવ જાણવું સુજને મને, (એ) કૃત્ય નિયોજિકાનું સોય. ૭
વિદ્વાન કે મહાન યોગી, નવ થાયે તેને વશ;
એ નૌતમ જોબનવતી નારી, કરી દે રસબસ. ૮

પાઠ. "રસબસ."

જે અન્નમાં તે, હરી જાયે તેહ;
વામુષ્ટિ અન્નનું ભક્ષ તેને, સદા વાહલું દેહ. ૨૫
ચાંડાલી ક્ષેત્રમાંથી ધાન્ય હરતા, પાકશાળાથકી પ્રમાણ;
પક્વ અન્નને લેઈ જાયે, નીચ એ નિર્વાણ. ૨૬
સુરભિ સ્યામાતણા સ્તનથી, દુગ્ધ હરતી એહ;
દધિમાંથી ઘૃત હરે એ, તિલથી તૈલ નિઃસંદેહ. ૨૭
મદ્યમંદિરમાંથી લેતી, મદ્ય એ નિર્વાણ;
રંગાટીકેરી વસ્તમાંથી, રંગ લેતી પ્રમાણ. ૨૮
કપાસમાંથી સૂત્ર લેતી, એમ સર્વ હરતી નાર;
સંહારિકાનું કૃત્ય એ, કિંચિત કર્યું નિર્ધાર. ૨૯
હવાં શાંતિ એહની કહું, સુણજે ભૂદેવ;
સદા સાચે મને એની, શુચિ સાધવી સેવ. ૩૦
મયૂરપક્ષીકેરું જોડું, રાખવું ઘરમાંય,
કૃત્રિમ કામિની કરી મૂકવી, સદા મંદિર જયાંય. ૩૧
ચિત્ર તો ચિતરાવવાં, જેથી રક્ષણ થાય;
ઉચ્છિષ્ટ અન્નનો ત્યાગ કરવો, સદા જે દુઃખદાય. ૩૨
દુગ્ધાદિભાજનતણાં પાત્રાં, ઉભય જે કેવાય;
હોમાગ્નિએ તે સદા સર્વે, રક્ષવાં સુખદાય. ૩૩
સુર વર્ગને ધૂપ કરીને, સંતોષવા તે જાણ;
પવિત્ર થઇ રક્ષણ એ રીતે, નિત્ય કરવું નિર્વાણ. ૩૪
હવાં ભ્રામણીનું કૃત્ય ભાખું, સુણ્ય તું ભૂસુર;
એકઠાં રહેનાર સહુને, ઉદ્વેગ કરતી પૂર. ૩૫
એનાથી રક્ષણ જેહ કરવા, ધારતો મનમાંય;
તેણે નિયમ શા શા ધારવા તે, કહી દાખું આંય. ૩૬
કોઈ નરનું હોય આસન, બેસવાનું જેહ;
તેહ પર નવ બેશી જાવું, પ્રિય જેહ નરને તેહ. ૩૭
શયન સ્થાનક માટ એવો, ધારવો નિશ્ચય;
સ્મૃતિમાં જે એવું રાખે, થાય તેહનો ઉદય. ૩૮
ગ્રંથાંતરે વળી એમ છે કઈ, આસન શયન પૃથ્વી પર;
શ્વેત સરસવ વેરી દેવા, તો જ થાયે વર. ૩૯
વિચક્ષણે વિચાર કરવો, અહોરાત્રિ જાણ;
એ દુષ્ટા મુજને ભમાવે, કરી દેઈ અજાણ. ૪૦
શાંતિ તેની થાય કેઇ રીત, તેહ ભાખુ સર્વ;
શિવસૂક્તકેરો જાપ જપવો, રહિત તનમન ગર્વ. ૪૧

તોય તેનો ત્યાગ કરવા, મંત્ર શુદ્ધ લેઉં છું;
પરસ્ત્રી ઉપરની ફૂડી દૃષ્ટિ, એથકી તો જાય. ૯
એ દુષ્ટાદુષ્ટ કર્મે, યોજવાને આજ;
પૂર્ણ પ્રેમે પ્રેરવાને, આપી ઊમે સમાજ. ૧૦
જે રૂપ એહવું એવું જાણતા તે, સદા પામે સુખ;
જન્મોજન્મતણાં તો જાયે, તેહ નરનાં દુઃખ. ૧૧
વિરોધિની દુઃસહસુતા, કરે ફૂડાં કર્મ;
અન્યોન્ય પ્રિતિ પાળતાં, તજાવી દે સાં ધર્મ. ૧૨
દંપતી અતિ પ્રીતિવાળાં, જોઈ જાતોજાત;
વિરોધિની વચમાં ધરે તે, આવી જાતે વાત. ૧૩
બંધુઓને એ લડાવે, વળી મિત્રમાંહી વિરોધ;
માબાપનું એ માપ લેવા, કરે ફરતી ફ્રોજ. ૧૪
સમાન વયની શોકય બેમાં, નરે નીપજાવિયા સુત જેહ;
તે ઉભયને અતિશે લડાવે, નામે વિરોધિની એહ. ૧૫
હવાં શાંતિ તેની સર્વ ભાખું, સુણ્ય તું ભૂદેવ;
બલિદાન આપી બલિષ્ટ તેને, રીઝવી લે તતખેવ. ૧૬
તોજ તેની શાંતિ થાયે, કે નરમ ગરમ થાય;
કટુ મધુ જન બોલ્યું ન લેખે, એકરૂપ રેહ સદાય. ૧૭
શાંતિ એની એ પ્રકારે, ગાય ગુણનિધિ સર્વ;
શાસ્ત્રાચાર સેવન કર્યેથી, થાય વિરોધિનો ધર્વ. ૧૮
હવાં સ્વયહારિકાકેરાં, કહું લક્ષણ આજ;
એક ચિત્તે સર્વ સુણજે, શુદ્ધ થાશે કાજ. ૧૯
અન્ન ખળી કે ઘરમાંથી, હરી જાયે એહ;
સુરભિમાંથી પય હરે એ; ધૃત ગોરસથી તેહ. ૨૦
સંપત્તિવાળી વસ્તુ જે જે, જુએ એ નિર્ધાર;
હરી લે ગુપ્તપણેથી, કરે ન કાંઈ વિચાર. ૨૧
એ સદા છાની છપની રેહતી, દુઃસહસુતા મહાદુષ્ટ;
અપક્વ અન્નથી એહ થાતી, અંગ માંહે પુષ્ટ. ૨૨
પાકશાળા વિષેથી એ, પક્વ અન્ન લઈ જાય;
તે માંહી મૂકયું હોય જે તે, છાનીમાની ખાય. ૨૩
પીરસવા અન્ન માંડિયું કે, આવી બેસે સાથ;
જમી જાયે કોઈ ન જાણે, પછે ગ્રહે કોનો હાથ? ૨૪

૧૪ પાઠ. "ફરે ફરતી શોધ"

જે અન્નમાં તે, હરી જાયે તેહ;
વામુષ્ટ અન્નનું ભક્ષ તેને, સદા વાહલું દેહ. ૨૫
ક્ષેત્રમાંથી ધાન્ય હરતા, પાકશાળાથકી પ્રમાણ;
પક્વ અન્નને લેઈ જાયે, નીચ એ નિર્વાણ. ૨૬
સુરભિ શ્યામાતણા સ્તનથી, દુગ્ધ હરતી એહ;
દધિમાંથી ઘૃત હરે એ, તિલથી તૈલ નિઃસંદેહ. ૨૭
મદ્યમંદિરમાંથી લેતી, મદ્ય એ નિર્વાણ;
રંગાટીકેરી વસ્તમાંથી, રંગ લેતી પ્રમાણ. ૨૮
કપાસમાંથી સૂત્ર લેતી, એમ સર્વ હરતી 'નાર;
સંહારિકાનું કૃત્ય એ, કિંચિત કહ્યું નિર્ધાર. ૨૯
હવાં શાંતિ એહની કહું, સુણજે ભૂદેવ;
સદા સાચે મને એની, શુચિ સાધવી સેવ. ૩૦
મયૂરપક્ષીકેરું જોડું, રાખવું ઘરમાંય,
કૃત્રિમ કામિની કરી મૂકવી, સદા મંદિર જ્યાંય. ૩૧
ચિત્ર તો ચિતરાવવાં, જેથી રક્ષણ થાય;
ઉચ્છિષ્ઠ અન્નનો ત્યાગ કરવો, સદા જે દુઃખદાય. ૩૨
દુગ્ધાદિભાજનતણાં પાસાં, ઉભય જે કેવાય;
હોમાગ્નિએ તે સદા સર્વે, રક્ષવાં સુખદાય. ૩૩
સુર વર્ગને ધૂપ કરીને, સતોષવા તે જાણ;
પવિત્ર થઇ રક્ષણ એ રીતે, નિત્ય કરવું નિર્વાણ. ૩૪
હવાં ભ્રામણીનું કૃત્ય ભાખ્યું, સુણ્ય તું ભૂસુર;
એકઠાં રહેનાર સહુને, ઉદ્વેગ કરતી પૂર. ૩૫
એનાથી રક્ષણ જેહ કરવા, ધારતો મનમાંય;
તેણે નિયમ શા શા ધારવા તે, કહી દાખું આંય. ૩૬
કોઈ નરનું હોય આસન, બેસવાનું જેહ;
તેહ પર નવ બેશી જાવું, પ્રિય જેહ નરને તેહ. ૩૭
શયન સ્થાનક માટે એવો, ધારવો નિશ્ચય;
સ્મૃતિમાં જે એવું રાખે, થાય તેહનો ઉદય. ૩૮
ગ્રંથાંતરે વળી એમ છે કઈ, આસન શયન પૃથ્વી પર;
શ્વેત સરશવ વેરી દેવા, તો જ થાયે વર. ૩૯
વિચક્ષણે વિચાર કરવો, અહોરાત્રિ જાણ;
એ દુષ્ટા સુજને ભમાવે, કરી દેઈ અજાણ. ૪૦
શાંતિ તેની થાય કેઇ રીત, તેહ ભાખુ સર્વ;
શિવસૂક્તકેરો જાપ જપવો, રહિત તનમન ગર્વ. ૪૧

એટલાએ શાંતિ તેની, થઈ જાએ સિદ્ધ;
મનવાંચ્છિત સર્વ મળતી, નવનિધિ અષ્ટમહાસિદ્ધ. ૪૨
હવાં દુઃસહસુતા ઋતુહારિકા, નામે કરતી શુંય;
યથાર્થ તે વર્ણવી દાખું, એક ચિત્તે સાંભળ્ય તુંય. ૪૩
કન્યા કામિનીનું પ્રવૃત્તાપ્રવૃત્ત, જે થયેલું ઋતુજાણ;
તેહને એ હરણ કરતા, કરી પુરાણે પ્રમાણ. ૪૪
તેની શાંતિ થાયે કેઈ વિધ, તેહ સાંભળ્ય સર્વ;
તીર્થયાત્રા કરવાવડે કે, તેમાં નાહે પર્વેપર્વ. ૪૫
દેવમંદિર યજ્ઞભૂમિમાં, વા પર્વતશિખરે જાણ;
અખાતે નદીસંગમે, સ્નાન કહ્યું નિરવાણ. ૪૬
મંત્રશાસ્ત્રી જે મંત્ર જાણે, વા વૈદ્યશાસ્ત્રી હોય;
તે પ્રયોગ પૂર્ણ રીતે કરીને, ચિકિત્સા કરવી સોય. ૪૭
પૂર્વકાળે કે પ્રાતઃકાળે, કરવા ઔષધી પ્રયોગ;
એવડે એની શાંતિ થાયે, ટળે ભવભવના રોગ.
હવાં નિર્ણુદ્ધ ને હઠિલી રામા, જણાય ઠામોઠામ;
તે સ્મૃતિહરતા સ્મૃતિહારિકાનું, જાણવું તારે કામ.
તેની શાંતિ એકાંતવાસે, વદી ગયા મહાબુદ્ધ;
પવિત્ર પત્ની કરવી તેણે, કરવું હરિસ્મરણ શુદ્ધ. ૫૦
નરનારી કેરું બીજ હરતા, તે બીજહરા કેવાય;
મહાભયાનક રૂપ તેનું, જોઈ કંપે તેને કાય. ૫૧
પવિત્રાન્ન ભોજનવડે તેની, થાયે શાંતિ પૂર;
વળી શુચિસ્નાને શાંતિ તેની, વર્ણવી ગયા ભૂસુર. ૫૨
તે મહાદારણ ને દુરાચારિણી,'દારુણ ભય કર્તા જાણ;
તેની શાંત્યર્થે બ્રહ્મ ભોજન કહ્યું,'પુરાણ'માંહી પ્રમાણ. ૫૩
અષ્ટમી કન્યા વિદ્વેષિણી નામે, ભય કર્તા ભરપૂર;
નરનારીને દ્વેષપાત્ર એ, કરતી ડરતી નવ ક્રૂર. ૫૪
તેની શાંતિ અર્થે કહ્યું તે, સર્વ સમજવું આજ;
મધ દુગ્ધ આજ્યે કરીને, હોમ કરવો દ્વિજરાજ. ૫૫
તિલસંયુક્તે એ વિધિ ભાખ્યો, પુરાણમાં પવિત્ર;
મિત્રવિંદા ઇષ્ટિ કહી વળી, અષ્ટમ કન્યકાકેરે ચિત્ર. ૫૬
એ સર્વે વિસ્તારી કહ્યાં મેં, તનુજ તનુજાનાં નામ;
(વળી) વિધિપુરઃસર તેમનાં ભાખ્યાં, જાણવાં જેવાં તેવાં કામ. ૫૭
વળી આગળ હું કહીશ તુજને, તેનાં સર્વ સંતાન;
એક ચિત્તે જો શ્રવણ કરીશ તો, થઈશ મુનિ મહાન. ૫૮

વલણ.

યદુઇશ મુનિ મહાન તું, સુણય ક્રૌષ્ટુકિ ભૂદેવ રે;
વળી વિપ્ર પ્રેમાનંદ વર્ણવે, ગુરુજનતણી કરી સેવ રે. ૫૯

## કડવું ૧૦૮ મું.

### રાગ નટની દેશી.

દ્વિજસત્તમ સાંભળ્ય તુંય રે, કહું તેના સંતાનનાં નામ હુંય રે;
દુઃસહ નારતણાં નિર્ધાર રે, પુત્ર પુત્રી સોળે સાર રે. ૧
તેનાં સંતાન આડત્રીશ રે, થયાં તે વર્ણું આ દિશ રે;
નામ તેનાં કહું નિરધાર રે, સર્વે સાંભળ તું આ વાર રે. ૨
દંતાકૃષ્ટિની કન્યા બેય રે, વિજલ્પા કલહા નામે જેહ રે;
હવા તેનાં કૃત્ય કહું જેહ રે, તેમા લાવીશ નવ સદેહ રે. ૩
વિજલ્પાકેરું જે છે કૃત્ય રે, તિરસ્કાર દુષ્ટવેણ અસત્ય રે,
તેની શાંતિ થાયે કેયી પેર રે, સહુ જણાવું કરી મેહર રે. ૪
સુધી જને વિચારવું એહ રે, રેહવું તેને વિચારે નિ સદેહ રે;
થાય શાંતિ તેની એથી રે, બળ ઘટે સર્વનું જેથી રે. ૫
હવાં કલહાકેરું જે કૃત્ય રે, તે દાખવું તુજને સત્ય રે;
સર્વે જનના ઘરમોઝાર રે, કરે કલહ તે નિરધાર રે. ૬
કુટુંબનાશ કર્તા એ જાણ્ય રે, વદુ તેની શાંતિનું પ્રમાણ રે;
મધ દુગ્ધ આજ્ય તાંદૂલ રે, દૂર્વાંકુર વીંટી દુકૂલ રે. ૭
તેના બલિને અર્થે દેવું રે, હોમ કરવાનુ ચિત્તમાં લેવું રે;
પાવક પ્રભાકર નામોચ્ચાર રે, કરવાથી શાંતિ થાયે સાર રે. ૮
વળી કરવી પ્રાર્થના આવી રે, તેહ દેઉં હુ સર્વ બતાવી રે;
હે કુષ્માંડ યાતુધાન રે, સર્વે દેવગણ મહાન રે. ૯
ભૂત માત્રની શાંતિ કરો રે, માતા બાળની મનમાં ધરો રે;
વિદ્યા તપ સંયમ ને યમની રે, શાંતિ ઇચ્છી નિત્ય નિયમની રે. ૧૦
કૃષિ વ્યાપાર લાભને અર્થે રે, નિરતર વૃદ્ધિ થાવા ગથ રે;
કહ્યા તે દેવનું પૂજન કરવું રે, વિધિપૂર્વક વેણ ઉચરવું રે. ૧૧
સર્વે સતુષ્ટ થાઓ દેવ રે, હું અહોરાત્ર સાધીશ સેવ રે;
મહાદેવની પૂર્ણ કૃપાએ રે, શુભ તેમના મતે થાયે રે. ૧૨
સર્વ નરથકી તુષ્ટિ પામો રે, મારાં અરિષ્ટ સઘળાં વામો રે;
સર્વ દેવ થાઓ તુષ્ટમાન રે, ભાંજો દુષ્કૃત જેહ મહાન રે. ૧૩
દુરાચાર મહાપાતક જેહ રે, હણો દેવ જે કરાવે તેહ રે;

વિઘ્નકર્ત્તાને વીણી કાઢો રે, સુરને કૃપા કરી ઉગ્તડો રે.
દેવ કૃપાએ વિવાહ માંહી રે, વૃદ્ધિકર્મ થાતું હોય જ્યાંહી રે;
પુણ્ય કર્મને યોગે જાણુ રે, ગુરુસુર પૂજનમાં પ્રમાણુ રે.
જપ મખ વિધાનમાં સાર રે, ચતુર્દશ યાત્રામાં નિર્ધાર રે;
શરીરારોગ્ય ભોગ્ય પદાર્થે રે, સુખ દાન વળી ધન સાર્થે રે.
બાળક વૃદ્ધ ને રોગી માંહી રે, જે જે વિઘ્ન હોયે તે સંહરો આહી રે,
ચંદ્ર ઇંદ્ર વરુણ ને સૂર્ય રે, વાયુ વહ્નિ આદિક તુર્ય રે.
એ સર્વ દેવ કરો મારી શાંતિ રે, મુજ અગની વધારો કાંતિ રે;
હવાં ઉક્તિનો એક પુત્ર રે, જેણે કર્યું તાલવૃક્ષે ગૃહસૂત્ર રે.
કલિજીહ્વા નામ છે તેનું રે, હવાં કૃત્ય કહું સહુ એનું રે;
તેનું સ્થાનક અસાધુની જીભે રે, ગ્રંથાંતરમાં ભાખ્યુ ઇમે રે.
તેને હોય વાસ જેની માંહી રે, તેણે નવ બોલવું કે કેહવું કાંઈ રે;
તેવડે છે તેની શાંતિ રે, એમ કરતા થાય વિશ્રાંતિ રે.
દ્વિજસત્તમ સાંભળ્ય તુંય રે, પરિવર્તના સુત કહું હુંય રે;
વિરૂપ વિકૃત નામે બેય રે, વદુ તે તો કયાંહી રેહય રે.
દ્રુમ નગ પરિખા જ્યાંહી રે, કિલ્લા સમુદ્ર હોયે ત્યાંહી રે;
વળી બીજે એવે સ્થાને રે, તેનું રેહણુ દ્વિજ તું માને રે.
ગર્ભવતી સતી કોઈ રે, બેસે વૃક્ષની જોઈ ગોઈ રે,
વા ગણાવિયા જે સ્થળ રે, ત્યાં બેસે થઈ નિર્મળ રે.
તોય પરિવર્ત્તના પુત્ર રે, ભાંજે તેના ગર્ભતણુ ધરસૂત્ર રે,
વા તેને ભમાવી દે ભાઈ રે, મૂકાવે માતતણી સગાઈ રે.
મેં ગણાવિયા સ્થળ જેહ રે, ત્યાં ઉદરગર્ભભ્રમણ થાય એહ રે,
માટે ગર્ભવતીએ ભાઈ રે, નવ વૃક્ષ ઓળગવુ દુ:ખદાઈ રે.
પર્વત કિલ્લાનું કરવુ તેમ રે, સાગર પરિખાનું ધારવું એમ રે;
જો પાળે એવો નેમ રે, તો તે ઉભયની શાંતિ એમ રે
થઈ જાયે જાણવું ભ્રાત રે, નવ માનવી ખોટી વાત રે;
હવા અંગધ્રુકનો એક તન રે, પિશુન વૃદ્ધિ પામ્યો અનુદિન રે.
તેનું કૃત્ય અતિ છે કુડું રે, તેનુ આચરણ તેનું ભુડું રે,
નરમજ્જાનામક ધાતુ જેહ રે, તેમાં પેશી રેહતો તેહ રે.
અજિતેંદ્રિયનું બળ હરતો રે, રોજ ભક્ષણ વીર્યનું કરતો રે,
હવાં થયા શકુનિને સુત પાંચ રે, જેણે આણી મોટી આચ રે
તેનાં નામ ગણાવી ભાખું રે, જેવુ પુરાણમાં તેવુ દાખુ રે;
શ્યેન કાક ને કપોત રે, ગૃધ્ર ઉલૂક રાત્રે રોત રે.
તે પાંચેને ગૃહણુ કીધા રે, દેવ દાનવે પાસે લીધા રે;

મૃત્યુએ નિકટ રાખ્યો બાજ રે, સોંપ્યું કાળે કાકને કાજ રે. ૩૧
મહાભયંકર ઉલૂક જેહ રે, લીધો નિર્ઋતિએ તેહ રે;
ગૃધ્રે વ્યાધિ ગ્રહણ કીધો રે, વ્યાધિસ્વામીએ કપોત લીધો રે. ૩૨
પાપ પ્રાકટ્ય અર્થે જાણ રે, એ થયા સાધનભૂત પ્રમાણ રે;
તેણે કરી હે ભૂદેવ રે, જાણી જાવું તારે તતખેવ રે. ૩૩
શ્યેનાદિ પક્ષી જે નર શીર રે, બેસે વા ઉડી જાય વીર રે;
વા ત્યમ કરી થાય અંતર્ધાન રે, તે નરે શાંતિ કરવી જાણ રે. ૩૪
ઈંડાં મૂકે પોતાને ગેહ રે, કે માળો બાંધે તેહ રે;
એ ઠીક નથી કોઈ વાતે રે, વળી બીજો ભેદ વદું સાક્ષાતે રે. ૩૫
નરનાં ઘર ઉપર હાલે ડોલે રે, બેશી મોઆરે મન ગમ્યું બોલે રે;
તો કરવો તેવા ઘરનો ત્યાગ રે, એમ વદી ગયા મહાભાગ રે. ૩૬
હે દ્વિજ જે ઘરકેરી માંય રે, શ્યેન કપોત પેશી જાય રે;
ગૃધ્ર કાક કે ઉલૂક જાણ રે, પેસે ઘરમાંહી પ્રમાણ રે. ૩૭
તદા ઘરધણીએ જાણવું સત્ય રે, આવી લાગ્યું પાસે મૃત્ય રે;
તેવા ઘરને પંડિત તજતા રે, શાંતિકાજે યજ્ઞાદિ યજતા રે. ૩૮
કપોતદર્શન સ્વપ્ને ન સારું રે, જેને થયું તે થાય બિચારું રે;
માટે કરવી તેની શાંતિ રે, તેહ કરતાં ટળશે ભ્રાંતિ રે. ૩૯
ગંડપ્રાંતરતિના બાળક શત રે, જેહ કરી રહ્યા ખટપટ રે;
આવ્યા કરવા પાધર ઝટ રે, વર્ણવે શું પ્રેમાનંદ ભટ રે. ૪૦
તે રેહ સ્ત્રીઓના આર્તવમાંહી રે, રેહવાનો કાળ કહું સહુ આંહી રે;
સ્ત્રી રજસ્વળા થાયે જ્યારે રે, પૂર્વના ચાર દિવસે તું ધારે રે. ૪૧
ત્રયોદશમે એકાદશમે રે, એ દિવસે તેમાં ભમે રે;
દ્વિરાગમને વસે તેમાં રે, શ્રાદ્ધ કરવાના દિવસો જેમાં રે. ૪૨
પર્વણીના દિવસો સર્વ રે, તે વાસ વશી રેહ ધરી ગર્વ રે;
માટે સુધીએ દિવસો તેહ રે, ત્યાગ કરવા નિઃસંદેહ રે. ૪૩
થાયે તેથી તેની શાંતિ રે, વધે નરવરકેરી કાંતિ રે;
હવાં ગર્ભદાને બે સંતાન રે, થઈ એક પુત્રી ને પુત્ર મહાન રે. ૪૪
વિઘ્ન નામ પુત્રનું જાણ રે, મોહિની નામ પુત્રીનું પ્રમાણ રે;
પુત્ર પેશી ગર્ભમાં સાર રે, તેનું ભક્ષણ કરે નિર્ધાર રે. ૪૫
કન્યા ભોજન કરાવી કરે મૂત્ર રે, તેથી બનતું કેવું સૂત્ર રે;
મૂત્ર કરવાથી નીકળે સર્પ રે, દાદુર ફૂમાંદિ કરતા દર્પ રે. ૪૬
એવાં ઉદરચવનપ્રાણી કરતી રે, વા અતિ પુરિષ ઉદરે ભરતી રે;
હવાં ચાલે જોર તેમનું એમાં રે, તેહ સર્વ બતાવું જેમાં રે. ૪૭
ગર્ભવતી સ્ત્રીનો ગર્ભ રે, થાય પટ માસની અર્ભકી અર્ભ રે;

તે સ્ત્રી તે સમયે આમિષ રે, ભક્ષે સ્વાદતણું કરી મિષ રે. ૪૮
વા નિયમિત રેહે નવ નારી રે, રેહે રાત્રિએ દ્રુમછાયે અવિધારી રે;
ઉપવસ્ત્ર ધર્યો વિણુ એહ રે, *ત્રણુ પથમાં ઊભી રહે જેહ રે. ૪૯
વા સ્મશાન ભૂમિ માંહી રે, રેહે ઊભી જુવતી જ્યાંહી રે;
અથવા મધ્યરાત્રે રડે સાર રે, તેમાં એ બે પેમે નિર્ધાર રે. ૫૦
કરી પ્રવેશ દે અતિ દુઃખ રે, થાયે તેની શાંતિ કરતાં સુખ રે;
સરયહાને થયો એક સુત રે, ક્ષુદ્રક નામ જેનું અદ્ભુત રે. ૫૧
જે જોઈ છિદ્ર અનાજને છોડે રે, તેની શાંતિનાં બીજ તોડે રે;
કરે એટલે તેનો નાશ રે, હવાં કરું છિદ્રના ગુણુ પ્રકાશ રે. ૫૨
જે નર અમાંગલિક દિવાએ રે, અતિ તૃપ્તિ ધરીને કાયે રે;
વાવે બીજ થઈ સળિયાત રે, છિદ્ર જોતો રહે તેની વાત રે. ૫૩
જ્યાં પરિપક્વ થાયે પાક રે, કે તેમાં પેસે મારી હાક રે;
એ છિદ્ર એને પેસવાઠેરુ રે, જે અતિ દુષ્ટજનનું દેરું રે. ૫૪
એવું છે માટે કુવિકાર રે, કરવો મુહૂર્તનો વિચાર રે;
સમ્યક્ દિવસ જોવો સાર રે, કરવુ ચંદ્રપૂજન અવિધાર રે. ૫૫
મોદ મનમાં થાયે જ્યારે રે, કરવુ વાવેતર તો ત્યારે રે;
સારે મુહૂર્તે કાર્યારંભ રે, કરવો છોડી પ્રપચ દભ રે. ૫૬
એથી થાયે શાંતિ એની રે, નાસે બળ સંપત્તિ તેની રે;
મેં કહી દુસહકેરી સુતા રે, તેના આચાર કૂડા હુતા રે. ૫૭
તેને પુત્રીઓ અગ્રી ચાર રે, અણોદિકા નામે સાર રે;
તે મસ્ત મનુષ્યમાં પેસે રે, ગાંડાના ઉરમાં બેસે રે. ૫૮
સાવચેત નહિ જે નારી રે, તે જુએ તેનો નાશ વિચારી રે;
એમ કરીને પ્રવેશ રે, કરી દેતી વરવો વેશ રે. ૫૯
દારુણ કર્મ કરાવે બેશી રે, સહુ અગોઅગમાં પેશી રે;
જો ન ધારે નીતિ તેહ રે, પવિત્રતાએ પુરે ન દેહ રે. ૬૦
તો આચરાવે ધર્મ ને અધર્મ રે, કરાવે અકામનું કામ કર્મ રે;
અનર્થને અર્થરૂપે દાખે રે, અમોક્ષને મોક્ષ તે ભાખે રે. ૬૧
થાય પ્રવેશ તેમનો જ્યાંહી રે, કે થાય પુરુષાર્થ ભ્રષ્ટ ત્યાંહી રે;
જે ગેહના ઉંબર સંધ્યાકાળે રે, નવ ધોવાતા કોઈ ભાળે રે. ૬૨
જ્યાં સમયપરત્વે બલિદાન રે, ધાતા વિધાતા પામે ન જાણુ રે;
ત્યાં કરે ચાર જણી પ્રવેશ રે, કરી દે ઉજડ બૃહત્ દેશ રે. ૬૩
ખાતાં કે પાણી પીતાં ભ્રાત રે, નિકટ બેઠેલાં જોઈ સાક્ષાત રે;
ઉરાડે જળના છાંટા જેહ રે, હોયે નરનારીકેરી દેહ રે. ૬૪

* ત્રણુ માર્ગવાળા ચકલાની વચ્ચે.

તાયે પેસે તેમાં તેહ રે, પછે વરસાવે મરણનો મેહ રે;
ત્રણ પુત્ર વિરોધિનીના સાર રે, તેનાં નામ કહું નિર્ધાર રે. ૬૫
નામે નોદક આહક જાણ રે, વળી તમઃપ્રચ્છાદક પ્રમાણ રે;
તેનાં સ્વરૂપ ભાખું હુંય રે, એક ચિત્તે સાંભળ્ય તુંય રે. ૬૬
દીપસ્નેહથી દૂષિત થાય રે, ઉલ્લધેલામાં તે જાય રે;
ખલ મૂશલમાં કરે વાસ રે, ખાંડણીએ થાય ઉજાસ રે. ૬૭
પાદુકા આસન સ્થાન રે, સૂપડે દાતરડે ધરે કાન રે;
જોઈ આસનને જે નારી રે, ખેંચે કે ઠોકર મારે ભારી રે. ૬૮
લીંપી શુચિ કરેલી ભૂમિમધ્યે રે, એવે સ્થળ અર્ચન કર્યાવિણ બધે રે;
ભોજનાદિક કરવા જે ધારે રે, ત્યાં વસવા તે નિર્ધારે રે. ૬૯
કડછીના ચાડામાં અગ્નિ લાવે રે, તેથી પાક પત્ની નીપજાવે રે;
ત્યાં વિરોધિનીના સુત સર્વ રે, થાય બલિષ્ટ પામી ગર્વ રે. ૭૦
વાસ વશી રહે સદા ત્યાંહી રે, એવું જોવામાં આવે જ્યાંહી રે;
પુત્ર પત્ની પુરુષ જીહ્વાયે રે, સાચું જૂઠું બોલાવા જાયે રે. ૭૧
તે તો નોદકનાં છે કામ રે, જેહ અસત્યતાનું ધામ રે;
કરાવે ચાડિયાનું કૃત્ય તેહ રે, કરાવે ઘડીઘડી સંદેહ રે. ૭૨
બીજો જે મહાદુર્મતિ સુત રે, તે તો કાર્ય કરે અદ્ભુત રે;
નરના કર્ણદ્વારમાં વસતો રે, ધ્યાન ધારણામાં ઉલ્લસતો રે. ૭૩
દુર્વચન વદાતાં હોય જ્યારે રે, સત્વર ગ્રહણ કરી લે ત્યારે રે;
આહક નામ તેનું પ્રસિદ્ધ રે, જેણે ચળાવિયા મહાસિદ્ધ રે. ૭૪
જે માનવનું માનસ જીતે રે, તમોગુણાચ્છાદે આવે પ્રતીતે રે;
ત્યમ થાતાં ઉપજે જે ક્રોધ રે, તે તો એ દુર્મતિનો બોધ રે. ૭૫
તમઃપ્રચ્છાદક નામ તેનું રે, કૃત્ય વર્ણેલુ જોયું જેનું રે;
સંહારિકાને ચોરીથકી રે, ત્રણ પુત્રની સાંભળી વકી રે. ૭૬
તેનાં નામ કહું નિર્વાણ રે, જેવાં પુરાણમાં પ્રમાણ રે;
પેહલાનું નામ છે સર્વહારી રે, બીજાનું નામ તો અર્ધહારી રે. ૭૭
વીર્યહારી ત્રીજાનું નામ રે, હવાં કહી દાખુ તેમનાં કામ રે;
જે ઘર આચમન થાય ન ક્યારે રે, આચારમંદને તે ન વિચારે રે. ૭૮
પાદપ્રક્ષાલનવિણ રસોડે રે, જેહ જાવાને ચિત્ત જોડે રે;
ખળી કે ગોધનમાં જાણ રે, જેહ ગેહ દ્રોહ થાય નિર્વાણ રે. ૭૯
ત્યાં રમે ભમે તે નિત્ય રે, કરે વિહાર વસમી રીત રે;
તેની શાંતિ કરવી સારી રે, શુભ થાવા ન રેહ વિચારી રે. ૮૦
ભામણીકરો એક સુત રે, કાકજંઘ નામે અદ્ભુત રે;
તે જઈ પેસે જેમાં રે, જાણનું દુઃખ પેઠું તેમાં રે. ૮૧

નવ પ્રીતિ પુરુષને થાય રે, જ્યાં આવી પેઠા તે કાય રે;
તે પેસે કેવી રીત રે, તેહ કરું સર્વ પ્રતીત રે. ૮૨
જમતાં જમતાં સમાધિ સાધે રે, સંધ્યાવંદને ગાનમાં વાધે રે;
વા હાસ્ય કરે તે સ્થાને રે, સંધ્યામૈથુનને વર માને રે. ૮૩
ત્યાં પ્રવેશ કરે તે પૂર રે, હોય શૂર તો કરે અશૂર રે;
ઋતુહારિણીને ત્રણ પુત્રી રે, તેહ હોયે કયાંથી સૂત્રી રે. ૮૪
તેનાં નામ ગણાવું આજ રે, તું સાંભળજે દ્વિજરાજ રે;
નામ એકનું છે કુચહરી રે, બીજીનું નામ તો વ્યંજનહરી રે. ૮૫
જાતહરી ત્રીજીનું નામ રે, જેનાં થયાં ન વિવાહ કામ રે;
વિવાહકાળ વીતીગયા પછી જાણ રે, જેનો વિવાહ થયો પ્રમાણરે. ૮૬
તેવી સ્ત્રીના સ્તનનું હરણ રે, કરે કુચહરી પૂછયા વણ રે;
નહિ એક સ્તનનું જાણ રે, રુધિરભક્ષે એનું પ્રમાણ રે. ૮૭
સમ્યક્પ્રકારે અર્ઘ્યા વિણ શ્રાદ્ધે રે, નવ માતૃકાપૂજન આરાધે રે;
એ ઉભય વિણ કન્યા પરણાવે રે, વ્યંજનહરી દુઃખે તેને લાવે રે. ૮૮
તેવી સ્ત્રીની યોનિ હરતી રે, પૂરી પાવઈ જેવી કરતી રે;
સૂતિકાગ્રહ હોય જે ઠામ રે, જોઇએ પાવક પૂરણકામ રે. ૮૯
જળ ધૂપ ને દીપ જોઇએ રે, અસ્ત્ર ત્યાં નવ ભૂલવું કોઇએ રે;
મૂશળ રક્ષા સરશવ સાર રે, જોઇએ એવા એવા ઉપચાર રે. ૯૦
જ્યાં ન હોયે એટલાં વાનાં રે, ત્યાં જાતહારિકા પેસે છાનાં રે.
લેઈ જાય હરણ કરીને બાળ રે, પૂર્વસ્થાને મૂકે તતકાળ રે. ૯૧
છે તેનું મહાભયાનક રૂપ રે, છે માંસહારિણી અતિ કુરૂપ રે;
એવું છે માટે સાવધપણે રે, સૂતિકાગૃહ યત્ને રક્ષવું ઘણે રે. ૯૨
હવાં સ્મૃતિહરાનો સુત પ્રચંડ રે, જેહ ભમતો હીંડે નવખંડ રે;
શૂન્યગૃહમાં વસતો જેહ રે, અજીતેંદ્રિયને દુઃખ દે તેહ રે. ૯૩
સ્મૃતિનાશનું કરતો કાજ રે, વળી તેનો પૌત્ર કહું દ્વિજરાજ રે;
તેના પૌત્રથકી સહસ્ર જાતિ રે, ઉપની જેની ખોટી ખ્યાતિ રે. ૯૪
ધરી લીકાઓ હસ્તમાં દંડ રે, પાશ ઝાલ્યા જેણે પ્રચંડ રે;
એવી અષ્ટ ભયાનક જાત રે, થઈ ચાંડાલની પ્રખ્યાત રે. ૯૫
પછે તે લીકાઓ ને ચાંડાળ રે, ક્ષુધાએ વગાડવા લાગ્યાં ગાલ રે;
થઈ વપુએ વ્યાકુળ અતિ રે, કરી એકમેકને ખાવાની મતિ રે, ૯૬
પ્રચંડ ચાંડાલજાતિ વારી રે, કરી નિયમિત તેમને મારી રે;
કરી આપ્યા નિયમ જેહ રે, સર્વે જણાવું તુજને તેહ રે. ૯૭
આજથકી આરંભી જાણ રે, લીકાનો વાસ કરશે પ્રમાણ રે;
જ્યાં તેને વસતી જેઇશ રે, પ્રચંડ કેહે દડે સર્વસ ખોઇશ રે. ૯૮

એમાં સંશય નહિ તલભાર રે, લીક્ષા જોઈ ગેહ કરું સહાર રે;
જે લીક્ષા ચાંડાલના ઘરમાંય રે, સંતાન જણુંશે જઈ જ્યાંય રે. ૯૯
તેની પૂર્વ સંતતિ સર્વ રે, નાશ કરે છે ધારી ગર્વ રે;
દુઃસહ કન્યા બીજહરા રે, તેની સંતતિ દાખું ધરા રે. ૧૦૦
કરી ઉત્પન્ન કન્યા બેય રે, નામે વાતરૂપા અરૂપા જેહ રે;
તે બન્ને બીજહરાનાં શસ્ત્ર રે, ઝાલી ઝઝૂમે કરધરી ,અસ્ત્ર રે. ૧૦૧
ગર્ભાધાનના અંત માંહી રે, વાત રૂપાને પ્રેરે જ્યાંહી રે;
તે નર હો કે નારી ભલે રે, વાત વીર્યપણામાં મળે રે. ૧૦૨
તેમ જો અરૂપાને પ્રેરે સાંહી રે, તો નિર્વીર્ય કરે જઈ જ્યાંહી રે;
હોયે પુરુષ કે ભલે નારી રે, રેત હરી દુઃખ દે ભારી રે. ૧૦૩
જે નર સ્નાનકર્યા વિણ જાણું રે, પંચ મહામખ કર્યા વિણ પ્રમાણુ રે;
જે સ્ત્રી શુચિ સાચવ્યા પાખે રે, ભોજન કરે કે પતિને દાખે રે. ૧૦૪
તે નિર્બીજપણાને પામે રે, નવ સંશય એણે કામે રે;
જેના વક્ત્રપર વક્ર ભ્રુકુટિ રે, તે તો નાખે નરને કૂટી રે. ૧૦૫
દુઃસહ સુતા વિદ્વેષણી નામ રે, તેને બે પુત્ર થયા ઉદ્દામ રે;
નરે અપકાર કરવાનું ધાર્યું કામ રે, રાખ્યું માતાકેરું નામ રે. ૧૦૬
તેઓ પિશુનતાસક્તમાં પેસે રે, અદ્દઢ મન જોઈ માંહે બેસે રે;
કરે દુષ્ટ નરની સેવા જેહ રે, નવ સર્વનો દ્વેષ કર્તા હોય તેહ રે. ૧૦૭
કરી તે માંહી પ્રવેશ રે, નવ રેહવા દે કાંઈ શેષ રે;
પેઠા બન્ને જણુ તે જ્યારે રે, માતા ભ્રાતા ન ઈચ્છે ત્યારે રે. ૧૦૮
મિત્ર ઇષ્ટજન કરે દ્વેષ રે, વખોડે સર્વ સજ્જન વેષ રે;
ધર્માર્થકેરો કરે નાશ રે, જદા થાયે તે તનમાં પ્રકાશ રે. ૧૦૯
એ ઉભય માનો એક રે, તેણે ધર્યો કેવો વિવેક રે;
તેહ અધમ જાતે જાણ રે, સ્વગુણ જન્મ કરે પ્રમાણ રે. ૧૧૦
હવાં કહું બીજાકેરું કાર્ય રે, જેવું ભાખ્યું વ્યાસાચાર્ય રે;
અન્યમાં જે તેના ગુણ સાર રે, હોય મિત્રમાં જે અવિધાર રે. ૧૧૧
તેહ ખેંચી લે તો ખાંતે રે, કંઈક ચાવી ખાતો દાંતે રે;
એ સર્વની શાંતિ કરવી રે, જો ધર્મની ધારણ ધરવી રે. ૧૧૨
વૈતરણી પાર ઉતરવી રે, તો શાંતિની કરણી કરવી રે;
એ વિધે યક્ષ્મની સંતતિ જેહ રે, કહી સર્વ મેં નિઃસંદેહ રે.. ૧૧૩
યક્ષ્મના પાપાચરણી પુત્ર રે, વસ્યા વિશ્વે કરી ઘરસૂત્ર રે;
તે મેં યથારથ કહી દાખ્યા રે, જેવા હતા તેવા ભાખ્યા રે. ૧૧૪
સુણી યક્ષ્મસંતતિ નર જેહ રે, કરે શાંતિકારજ તેહ રે;
વા સુણે કથા એક વાર રે, યક્ષ્મસંતતિકેરી સાર રે. ૧૧૫

તેને કષ્ટ દે ન તેની સતતિ રે, એવું વદી ગયા મહામતિ રે;
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણ રે, દૌઃસહોત્પત્તિસમાપન જાણ રે. ૧૧૬
થયો એકપંચાશીધ્યાય રે, વિપ્ર પુરાણી કાજે ગાય રે;
ભટ પ્રેમાનંદને સાહ્ય રે, થાજો પુરાણીના રાય રે. ૧૧૭

વલણ.

પુરાણીના રાય જે જે, તે તે સાહ્ય થાજો સાર રે;
ભટ પ્રેમાનદ પુરાણ ગાયે, ભજી વિઠ્ઠલદેવ મુરાર રે. ૧૧૮



## કડવું ૧૦૯ મું.

### રાગ કેદારો. *

માર્કંડેય કેહે સુણ્ય મુનિ, કહું કરી વિસ્તાર;
અવ્યક્તજન્મા વિધિતણો, સર્ગ તામસ કહ્યો સાર. ૧
હવાં રુદ્રનો સર્ગ કહું તને, તે સાંભળ્ય એક ચિત્ત;
અષ્ટ અગ વદુ રુદ્રના, સુણ્યે મળે જ્ઞાનવિત્ત. ૨
વળી પત્નિઓ ને પુત્ર કહું તેના, સાભળ્ય સર્વ આચાર;
કલ્પાદિકાળે બલિષ્ટ વિધિ, કરતા એમ વિચાર. ૩
હું સરખો પુત્ર ઉત્પન્ન કરું, એમ ધ્યાન ધર્યું વિધિદેવ;
તે સમે વિધિઉત્સંગમાં, પ્રગટ્યા નીલલોહિત *રુદ્ર દેવ. ૪
એ સુત તો બ્રહ્માતણો, તે કરવા લાગ્યો રુદન;
સૂક્ષ્મ ને કોમળ સ્વરવડે, રડવા લાગ્યો તે દન. ૫
એમ રડતો જોઈ બાળને, વિધિએ પૂછ્યું આમ;
કોણ કારણ રડે તું અલ્યા, શું કથળ્યુ તારુ કામ. ૬
તવ તે જગતપિતાશું વદે, મારું શું વિધિનામ;
નામ વિના નર સુર નથી, તેણે અમુઝાઉં મહાકામ. ૭
તવ પદ્મનાભ કેહ નામ તારું, રુદ્ર એવું પ્રકાશ;
ધૈર્ય રાખી રહે તું અહીં, હવાં મુકી રોદન આશ. ૮
તોય તે રડતો નવ રહ્યો, રડ્યો સાત જ વાર;
તેને રડતો જોઈ વિધિએ, ટાઢો પાડ્યો અપાર. ૯
જેટલી વાર રડ્યો તે સહી, પાડ્યાં તેનાં તેટલાં નામ;
વળી સ્થાનક આપ્યાં તેટલાં, તેની સંખ્યા સપ્ત તમામ. ૧૦
વળી અષ્ટ અગ તેનાંથકી, કર્યાં પત્ની પુત્ર ઉત્પન્ન;

* પ્રાચીન કાવ્યમાળાના આ કડવામાં 'ટેક' અને પ્રત્યેક કડીએ "માર્કંડેય કહે સુણ્ય મુનિ' એવો પાઠ છે

હવાં નામ ગણાવું સપ્ત તેહનાં, સુણ્ય તું થઈ પ્રસન્ન. ૧૧
ભવ શર્વ ઈશાન પશુપતિ, ભીમ ઉગ્ર મહાદેવ,
વળી કલ્પી આપ્યાં સ્થાનક સહો, તેહ વદુ તતખેવ. ૧૨
સવિતા વારિ જગતિ અને, વહ્નિ વાયુ આકાશ;
દીક્ષિતદ્વિજ ને ચંદ્રમા, એ અંગ અષ્ટ પ્રકાશ. ૧૩
અનુક્રમે એહ જાણવાં, રુદ્રરૂપનાં અંગ;
હવા સ્ત્રીઓ વદુ તેહની, સુણ્ય તું ધારી ઉમંગ. ૧૪
સુવર્ચલા ઉમા વિકેશા, સ્વધા સ્વાહા પ્રમાણ;
દિશા દિક્ષા ને રોહિણી, વળી રુદ્રાદિક નામે જાણ ૧૫
સહિત સૂર્યાદિની સ્ત્રીઓએ, અનુક્રમવડે માન્ય,
શનૈશ્ચર અને શુક્ર જે, વળી લોહિતાગ* મહાન. ૧૬
મનોજવ સ્કંદ ને સર્ગ છે, સંતાન ને બુધ જાણ;
છે અનુક્રમે પુત્ર એમના, શાસ્ત્ર પુરાણે પ્રમાણ. ૧૭
એ વિધિનું રૂપ રુદ્રનું, તેની નારી પ્રથમ કોણ,
તેહ તુંને સર્વ દાખવુ, કરુ પૂર્ણ પ્રશ્ન ઓણ. ૧૮
ભાર્યા રૂપે સતી નામની, નારી પ્રાપ્ત થઈ પ્રથમ;
તે સતીએ દક્ષકોપથી, ત્યાગ્યુ અંગ મહારમ્ય. ૧૯
પછે હિમાલયની સ્ત્રી મેનકા, થઈ તે તેમાંથી ઉત્પન્ન;
થયો મૈનાક ભ્રાત તેહનો, જેનું મન સાગરપર પ્રસન્ન. ૨૦
મૈનાક સાગર મિત્ર બે, થયા વિશ્વમાં જાણ;
મર્યાદા સરખી બેતણી, ઉભય ગુણકરી ખાણ. ૨૧
મૈત્રી રહી તેણે ટકી, નવ તીતાલી તેમાં કોય;
મૈત્રી કરો તો એવી કરો, સુખ સિદ્ધ જ હોય. ૨૨
હવાં સતી અવતરી જે ત્યાં સહી, તેનું શિવપર મન;
જોઈ અનન્ય પ્રીતિ તેહની, થયા શિવજી પ્રસન્ન. ૨૩
પૂર્ણ પ્રેમે વર્યાં સતી, માડયું પછે ઘરસૂત્ર;
ઉમાશંકરની કૃપાવડે, ભૃગુના ** વર્ણું પુત્ર. ૨૪
હવાં ભૃગુતણી કથા કહું, એક ચિત્ત કર તુય;
ભૃગુની પત્ની ખ્યાતિથકી, ઉપન્યું શુંય શુય. ૨૫
તે સર્વ કહી તુંને દાખવું, ખ્યાતિને થયો ધાતા પ્રથમ;
વળી સુત વિધાતા બીજો થયો, ઉભય દેવ મહારમ્ય. ૨૬
નારાયણપત્ની લક્ષ્મી જે, થઈ તે ત્યાં ઉત્પન્ન;

* લોહીત-અંગ-લોહીના જેવા અંગવાળો મંગળ.

ખ્યાતિતણી સુતા શ્રી થઈ, હવા હરિ જેણે પ્રસન્ન.
આયતિ નિયતિ નામે બે હતી, મેરુને કન્યાય;
તે ધાતા વિધાતાને વરી, સુત દ્વય તેના કેહવાય.
પ્રાણ છે નામ પેહલાતણું, બીજા મહામુનિ મુજ બાપ;
મૃકંડ નામ તેમનું હતું, વાધ્યો જેનો વિશ્વે પ્રતાપ. ૨૯
તે મૃકંડ મનસ્વિનીને વર્યાં, જેહ મારી માતા પ્રમાણ;
મનસ્વિની માતાનો પુત્ર હું, માર્કંડેય થયો જાણ. ૩૦
હું ધૂમ્રવતી નારી વર્યો, તેથી થયો પુત્ર ઉત્પન્ન;
વેદશિરા નામ તેહનું, મૃકંડવંશ એ પાવન. ૩૧
હવાં પ્રાણની સંતતિ વર્ણવું, તેનો પુત્ર દ્યુતિમાન;
દ્યુતિનો અજરા સુત થયો, તેના બે પુત્ર પૌત્ર મહાન. ૩૨
વિસ્તાર તેમનો વાધ્યો ઘણો, હવાં મરીચિનો કહું વંશ;
સંભૂતિ નારી સતી લખી, કરી મરિચિએ અવતંસ. ૩૩
એમ લગ્ન ઉભયનાં થયે, થયો પૌર્ણમાસ નામે પુત્ર;
તેને વિરજા પર્વત બે સુત થયા, જદા માંડયું ઘરસૂત્ર. ૩૪
હે દ્વિજસત્તમ જ્યારે હું, વદીશ વંશાવળી વિસ્તાર;
તદા તેના તનુનાં અભિધાન જે, કહીશ તુજને સાર. ૩૫
અંગિરાએ અબળા કરી, જેનું સ્મૃતિ એવું નામ;
તે થકી પુત્રીઓ નીપની, મહાગુણકેરાં ધામ. ૩૬
સીનીવાલી કુહુ નામની, રાકા અનુમતિ નામ;
એમ ચ.ર કન્યાઓ સ્મૃતિ વિષે, પ્રકટી સ્વરૂપે જેવી કામ. ૩૭
અત્રિએ અનસૂયા વરી, તેથી પુત્ર થયા ઉત્પન્ન;
સોમ દુર્વાસા દત્તાત્રેય, જેને જોઈ થઈએ પ્રસન્ન. ૩૮
પુલસ્ત્યપત્ની પ્રીતિથકી, અન્ય દત્ત નામે પુત્ર;
ઉત્પન્ન થયો શુભ્રિયત્વ અતિ, જદા માંડયુ ઘરસૂત્ર. ૩૯
તે સ્વયંભુવ મન્વંતરે, પૂર્વ જન્મની માંય;
અગસ્ત્ય નામે જાણીતો હતો, જેણે સાહી સુરની બાંય. ૪૦
હવાં પુલહ પ્રજાપતિએ કરી, ક્ષમા નામે પત્ની સાર;
ત્રણ પુત્ર તેણે ઉત્પન્ન કર્યાં, તેનાં ગણાવું નામ આ વાર. ૪૧
કર્દમ અર્વવીર સહિષ્ણુ છે, પુલહપુત્ર પાવન;
એ કર્દમવંશ વર્ણન કર્યો, હવાં આગળ સુણ્ય મહામન. ૪૨
ઋતુથકી સન્નતિને વિષે, સાઠ સહસ્ર થયા સુત;
ઉર્ધ્વરેતા વાલખિલ્ય તે, જન્મ્યા ઋષિ અદભુત. ૪૩
વળી વસિષ્ઠને ઉર્જાથકી, થયા પુત્ર ઉત્પન્ન;

નામ ગણાવું હું તેહનાં, સુણય તું થઈને પ્રસન્ન. ૪૪
રાજ ગાત્ર ઉર્ધ્વબાહુ ને, સબલ અનઘ સુજાણ;
સુતપા શુક્લ એ સાત છે, ઉર્જાપુત્ર પ્રમાણ. ૪૫
તે સર્વે સપ્ત ઋષિ થયા, વિશ્વમાં વિખ્યાત;
વિધિનો પુત્ર વહ્નિ સહી, તેની કહું હવે વાત. ૪૬
સર્વથી મોટો એ હતો, તે વર્યો સ્વાહા નાર;
તેને મહાબલિષ્ટ પુત્ર ત્રણ થયા, કહું તેનો વિસ્તાર. ૪૭
નામ પ્રથમનું પાવક હતું, બીજાનું નામ પવમાન;
જળભક્ષક નામ ત્રીજાતણું, સઉ પવિત્ર ને મહાન. ૪૮
વળી તેહની સંતતિ જે થઈ, છે તેનો અતિ વિસ્તાર;
પંચચત્વારિંશ વહ્નિ વદે, પામે કોણ તેહનો પાર. ૪૯
પચચત્વારિશ એ સહી, વળી ત્રણ પુત્ર પાવન;
પિના ભેગો ગણાય છે, રોહિતાશ્વ ભગવન. ૫૦
એકોનપંચાશત થાય સહી, એમ ગણતાં સંખ્યાય;
એ દુર્જય અગ્નિની ગણતરી, પુરાણમાંહે ગણાય. ૫૧
વળી પિતામહે પિતૃ કર્યાં, એવું પૂર્વે કહ્યું મેં સાર;
તેમનો વંશ વર્ણન કરૂં, સાંભળજે તું આ વાર. ૫૨
તેમાં જે અનગ્નિક અને, સાગ્નિક કેહેવાય;
તેને અગ્નિષ્વાત્તા બર્હિષદ કેહે, મહામોટા મુનિરાય. ૫૩
તેમણે સ્ત્રી સ્વધા કરી, માંડિયું ઘરબાર;
સ્વધાથી મેના વધારિણી, થઈ ઉભય સુતા સાર. ૫૪
તે ઉભય ગુણવતી મહામતિ, કરે બ્રહ્મવારતા રોજ;
વળી યોગજ્ઞાત તેવી હતી, કરતી શુદ્ધ વિજ્ઞાન ખોજ. ૫૫
એમ સકળ ગુણ સંપન્ન તે, પ્રકાશિત થઈ પૂરઃ
એ વિધે દક્ષકન્યાતણો, વેલો વિસ્તર્યો શૂર. ૫૬
જે શ્રદ્ધાયકી કથા આ સુણે, થાય નર તે પ્રજાવાન;
ધન ધાન્ય ભળી માન્ય થાય તે, વિશ્વ વિષે મહાન. ૫૭
આમાં કેથી કન્યાતણા, પુરાણી તમો છો પુત્ર;
બાપ પ્રજાપતિવંશનો, પણ માંડયું કો શું ઘરસૂત્ર. ૫૮
સૂતપુરાણી શૂદ્રણીતણા, જેહ પૂર્વજ પુરાણી દેવ;
તેણે કર્મે લાગી રહી, સાધી શૂદ્રજનકેરી સેવ. ૫૯

વલણ.

શૂદ્રજનની સેવ સાધી, કારણ તેહનું એહ રે;
ભટ પ્રેમાનંદ ભૂત જાણે, છે ભવિષ્ય નિઃસંદેહ રે. ૬૦

## કડવું ૧૧૦ મું.
### રાગ ગોડીની ચોપાઇ.

ક્રૌષ્ટુકિ કેહે મહામુનિ, મુને સર્વ સુણાવ્યું ગુણી;
સ્વાયભુવ મન્વતર મુનિ ભાખ્યો, તેમાં ભાગ બાકી જે રાખ્યો.
કહો તે મન્વતરનું પ્રમાણ, તેમાના દેવ દેવર્ષિ સુજાણ;
થયા કવણ રાજા તેમાં, ભાખો ઇંદ્ર જે ઉપન્યા એમાં. ૨
સર્વ સમ્યક્ પ્રકારે સિદ્ધ, કરો મુનિ જેહ પ્રસિદ્ધ;
મારી સુણવા ઇચ્છા અપાર, સર્વ સુણાવો આ વાર. ૩
માર્કંડેય કેહે સુણ તુંય, સર્વ વિસ્તારી ભાખું હુંય;
કહું મન્વંતર સંખ્યા પેહેલી, કરય દૃઢ મતિ તું વેહલી વેહલી. ૪
ઇકોતેર યુગ ઉપર કઇ વર્ષ, છે મન્વતર સખ્યાનો ઉત્કર્ષ;
તે કહું માનવ ગણતરી રીતે, તે તું સાંભળ્ય પૂરણ પ્રીતે. ૫
જેહ અધિક સખ્યા જાણ, અધુના તેનું કરીએ નહિ પ્રમાણ;
ત્રીશકોટિ સડસઠ લક્ષ, વીશ સહસ્ત્ર વર્ષ કેહ દક્ષ. ૬
એક મન્વંતરનું પ્રમાણ, એવું ગણી ગયા સુજાણ;
દેવસખ્યા રીતે અષ્ટ લક્ષ, બાવન સહસ્ર રાખ્ય તું વક્ષ. ૭
વળી અધિક સખ્યા સમાં વર્ષ, માન્યા એક મન્વંતરનાં સહર્ષ;
પેહલા સ્વાયભુવ મનુ થયા, પછે સ્વારોચિષ મનુ કહ્યા. ૮
પછે ઔતમ મનુ જાણ, વળી તામસ રૈવત પ્રમાણ;
છઠ્ઠા ચાક્ષુષ મનુ નામે, એમ ષટ્ મનુ કહ્યા આ ઠામે. ૯
અધુના વૈવસ્વત મનુ જાણ, વળી વદુ ભવિષ્યના સુજાણ;
પચ સાવર્ણિકને નામે, થાશે રૌચ્ય ભૌત્ય મનુ આ ધામે. ૧૦
જદા કરીશું મન્વતરનું કથન, કહીશું તદા દેવ ઋષિ પાવન;
તેના ઇંદ્ર પિતૃઓ સર્વ, કરશું વિસ્તાર થાય ન્યમ ધર્વ. ૧૧
હે દ્વિજ આ મન્વંતર કેરી, અધુના મારી લે તું ફેરી;
વદું ઉત્પત્તિ લય વિસ્તાર, તે તું સાંભળજે આ વાર. ૧૨
ક્ષેત્ર કહું તેમનું જેહ, વળી સુત તેમનાનું તેહ;
તે તું સાભળ્ય એકે મને, ઇચ્છા ઉપની કેહેવા તને. ૧૩
સ્વાયભુવ મનુને જાણ, દશ પુત્ર હતા પ્રમાણ,
તે હતા સ્વય સમાન, જેહ થઇ ગયા મોટા મહાન. ૧૪
જેઓએ સપ્ત દ્વીપવતી મહી, પર્વત સમુદ્રાકારવાળી સહી;
સર્વ પૃથ્વી પ્રતિવર્ષે, વ્યાપ્તમાન કરી ભોગવી હર્ષે. ૧૫
સ્વાયંભુવ મન્વંતરમાં તે પેર, ત્રેતાયુગારંભે આણી મેર;
સ્વાયભુવના પુત્રો સાર, પ્રિયવ્રતપુત્રો એ નિરધાર. ૧૬

જગતી કરી વ્યાપ્તમાન, થઇ ગયા નૃપ તે મહાન;
પ્રિયવ્રતથી પ્રજાવતીમાં, કન્યા ઉપની તે મહામતિમાં. ૧૭
પ્રજાપતિ કર્દમને કન્યા તે આપી, મહામહતા મુનિની માપી;
થયા પ્રિયવ્રતને દશ પુત્ર, થઈ બે કન્યા કરતાં ધરસૂત્ર. ૧૮
બે થઈ પ્રિયવ્રતકેરી કન્યા, તેના દશ ભ્રાત ઉપન્યા ધન્યા;
થયા તેહ પ્રજાપતિ સમાન, સ્વરૂપે ને ગુણે મહાન. ૧૯
સુણ્ય નામ તેમનાં તુંય, સર્વ વિસ્તારી ભાખું હુંય;
આગ્નીધ્ર ને મેધાતિથિ, વપુષ્માન્ જન્મ્યો શુભ તિથિ. ૨૦
જ્યોતિષ્માન ને દ્યુતિમાન, ભવ્ય સવન સપ્ત મહાન;
મેધા, અગ્નિ ને બાહુમિત્ર, ત્રણ એ મળી દશ તન પવિત્ર. ૨૧
દશમાંથી ત્રણ જે છેલ્લા, થયા ભાગ્યશાળી જાતિસ્મર વેહલા;
યોગપરાયણ થયા પૂર, તેમને રુચ્યો નવ* ધર્મ શૂર. ૨૨
રાજ્ય ત્યાગી ગયા વનમાંય, જઇ હરિ આરાધ્યા ત્યાંય;
પ્રિયવ્રત નૃપ નિર્વાણ, તેણે સપ્ત પુત્ર જાણ્યા સુજાણ. ૨૩
તેમને ધર્મવડે વેંચી આપ્યું રાજ્ય, સોંપ્યું સપ્તને સપ્ત દ્વીપકાજ;
સપ્ત દ્વીપનો રાજ્યાભિષેક, કરી વેંચી આપ્યો વિભાગ વિવેક. ૨૪
તે કોને આપ્યો કેવો, તેહ જણાવું જાણું જેવો;
જે જે દ્વિપનો જે નૃપાળ, તેને કહ્યું તું તારો સભાળ. ૨૫
આગ્નીધ્રને કહ્યું બાપે, જંબુદ્વીપ તું પાળ પ્રતાપે;
મેધાતિથિને વદી વાણ, પ્લક્ષદ્વીપ નૃપ કર્યો પ્રમાણ. ૨૬
વપુષ્માનને શાલમલિ દ્વીપ, આપી આનંદ્યો મહીપ;
જ્યોતિષ્માનને કુશદ્વીપકેરો, નૃપવર કર્યો અનેરો. ૨૭
ક્રૌંચદ્વીપનો દ્યુતિમાન, કરી દીધો રાય મહાન;
ભવ્યને શાકદ્વીપ ભૂપાળ, કર્યો પ્રિયવ્રતે થઈ કૃપાળ. ૨૮
સવનને પુષ્કરદ્વીપ સોંપ્યો, અધીપતિ તેને કરી ત્યાં થાપ્યો;
હવાં કહું સવનનાં સંતાન, તેના બે સુત થયા અધવાન. ૨૯
મહાઘાતકી પાતકી પૂરા, એકે વાતે જે ન અધૂરા;
તેમને સર્વને નિર્વાણ, પુષ્કરદ્વીપ વેંચી આપ્યો જાણ. ૩૦
બે વિભાગે આપ્યા વેંચી, લેતા એકમેકકેરું તે ખેંચી;
હવાં ભવ્યના સુત જે સાત, તેનાં નામ કરું વિખ્યાત. ૩૧
જલદકુમાર ને સુકુમાર, મનીવક ને કુશોત્તર સાર;
મેધાવી ને મહાદ્રુમ જાણ, થયા તે પિતા મને પ્રમાણ. ૩૨
શાકદ્વીપના કરી વિભાગ, વેંચી આપ્યા ભવ્યે ધરી અનુરાગ;

* (નવો).

તે સુત પ્રતાપવાન મહાન, તેણે પડયાં ભાગનાં શાં અભિ...ન. ૩૩
જેહ કુંવરકેરાં નામ, તેવાં નામ ભાગનાં પડિયાં આમ;
જલદખંડ કુમારાદિક, એવાં નામ પડયાં ઠીકા ઠીક. ૩૪
ઘુતિમાનકેરા સાત સુત, તેનાં નામ પડયાં મહાપૂત;
કુશલ મનુગ ઉષ્ણ ને પ્રાકર, અર્થકારક મહામુનિ દિવાકર. ૩૫
સપ્તમો પુત્ર દુદુભિ નામ, હતા સર્વે જાણુ મહાધામ;
તે સમને ઘુતિમાને, ક્રૌંચદ્વીપ દીધો માહ માને. ૩૬
તેથી ખંડ થયા તેના જેહ, સુત નામે ઓળખાયા તેહ,
કુશદ્વીપમાં જ્યોતિષ્માન, હતો જેહ રાજા મહાન. ૩૭
તેના પુત્રના નામથી ખડ, વેહચી દેતાં પ્રસિદ્ધ પ્રચડ;
થયા અવનિમાં વિખ્યાત, કહું તેના સુતના નામની વાત. ૩૮
ઉદ્‌ભિદ વૈષ્ણવ સુરથ લંબન, ધૃતિમત પ્રાકર કપિલ પાવન;
શાલ્મલિપતિ વપુષ્માન, તેના સાત પુત્ર થયા મહાન. ૩૯
તેનાં નામ ગણાવું આજ, એ તો સર્વે તારે કાજ;
શ્વેત હરિત જીમૂત રોહિત, વિદ્યુત માનસ નામ પ્રતીત. ૪૦
નામ સાતમાનું કેતુમાન, થયા ખડ તેને નામે ગુણવાન;
પ્લક્ષદ્વીપપતિ મેધાતિથિ જેહ, તેના સુત સાત સુણ્ય તેહ. ૪૧
તે સુતનાં નામપરથી નિર્વાણ, પ્લક્ષદ્વીપ સપ્તખડ પ્રમાણ;
નામ ખંડ પેહલાનું શાકભવ, શાકભવ હતો તેનો ધ્રુવ. ૪૨
ખડ શિશિર સુખોદય ભીજો, આનદ શિવને નામે રીઝો;
ક્ષેમધ્રુવ મળીને સાત, કહી માંડી સર્વે મેં વાત. ૪૩
પ્લક્ષદ્વીપથી માંડી કરી, શાકદ્વીપાંત જોવો ફરી;
એમ ફરતાં થાશે દ્વીપ પંચ, તેમાં કરવ સામાન્ય નીમનો સચ. ૪૪
અહિંસક વિધિ વદતો જણાશે, નિત્ય સ્વાભાવિકતા ભણાશે;
વર્ણાશ્રમ વિભાગના જેહ ધર્મ, તેનાં જણાશે સમ્યક્ કર્મ. ૪૫
અહો દ્વિજસત્તમ સાંભળ્ય તુંય, આગ્નિધ્રની કથા કહું હુંય;
પ્રિયવ્રતે જમ્બુદ્વીપ તેને આપ્યો, ત્યાંનો ધણી કરી તેને થાપ્યો. ૪૬
તેને નવ પુત્ર થયા ઉત્પન્ન, પ્રજાપતિ જોઈ થયા પ્રસન્ન;
કાં કે પોતા જેવા હતા તેહ, ગુણરૂપ જગમાં નહિ સંદેહ ૪૭
તેમાં સર્વથી મોટો જેહ, તેનું નામ નાભિ નિ:સંદેહ;
કિંપુરુષ તેનાથી નાનો, ત્રીજો સુત હરિવર્ષ માનો. ૪૮
ચોથો ઇલાવૃત્ત પ્રમાણ, પાંચમો રમ્ય હતો સુજાણ;
છઠ્ઠો હિરણ્ય નામે હતો, સાતમો કુરુ નામે થયો છતો. ૪૯
અષ્ટમાનું ભદ્રા એવું નામ, નવમો કેતુમાલ મહાધામ;

[illegible]ામપરથા નિર્વાણ, પર્યા ખંડકેરાં નામ સુજાણ. ૫૦
અખંડ વિનાના જે ખંડ, કિંપુરુષાદિક નામ પ્રચંડ;
ત્યાં સુખસિદ્ધિ મળે વિણ યત્ને, સ્વાભાવિક જોઈ આપે કો પ્રયત્ને. ૫૧
ત્યાં વિપર્યય નહિ કોઈ વાતે, નહિ જરા મૃત્યુ ભય પ્રખ્યાતે;
નથી તેમાં ધર્માધર્મ વિચાર, ઉત્તમ મધ્યમ અધમ અપાર. ૫૨
એવા ભેદ નથી તે માંહી, ગ્રસસુખિ દર્શો જ્યાંહી ત્યાંહી;
ભિન્નભિન્નિ ચાર યુગસ્થિતિ, નથી ઋતુ બદલાયાની પ્રતીતિ. ૫૩
મૂળે નવ ઋતુ તેણે ઠામ, તદા ફેરફાર વસે કોણ કામ;
હે દ્વિજત્તમ સાંભળ્ય હવાં, ચરિત્ર વર્ણવું નવાં નવાં. ૫૪
આગ્નીધ્રના સુતને જાણ, સુત ઋષભ થયો પ્રમાણ;
નાભિકેરો ઋષભ સુત, તેને સો પુત્ર થયા મહાપૂત. ૫૫
તેમાં શ્રેષ્ઠ ભરત ભૂપાળ, મહાપરાક્રમી ને દયાળ;
ઋષભે કરી ભરતને રાજ્યાભિષેક, સંસાર ત્યાગનો કર્યો વિવેક. ૫૬
પછે તે ગયો પુલહાશ્રમ જાણ, ત્યાં જઈ તપ કર્યું નિર્વાણ;
હિમાભિધાન દક્ષિણનો ખંડ, આપ્યો હતો ભરતને પિતાએ પ્રચંડ. ૫૭
તે પરથી ભરતખંડ નામે, થયો પ્રખ્યાત ખંડ વિરામે;
તે ભરતને સુમતિ અભિધાને, ધાર્મિક પુત્ર થયો મતિમાને. ૫૮
કરી તેને રાજ્યાભિષેક, ગયો ભરત વને ધરી ટેક;
તેમના પુત્રપૌત્રોએ જાણ, વળી પ્રિયવ્રતપુત્રોએ પ્રમાણ. ૫૯
જેના છે સાત દ્વીપ મહાન, તેવી પૃથ્વી ભોગવી ગુણવાન;
તે સમે સ્વાયંભુવમન્વંતર, તે તો હતો સર્વથી મહાવર. ૬૦
હે દ્વિજસત્તમ સાંભળ્ય તું, વળી સાંભળવું બીજું છે શું;
પૂર્વે મન્વંતરકેરી જાણ, સ્વાયંભુની સૃષ્ટિ કહી નિર્વાણ. ૬૧
સમ્યક પ્રકારે ભાખ્યું સર્વ, હવાં થાય શેણે તારો ધર્વ;
જે જે પૂછવાની ઇચ્છાય, તે તું પૂછ્ય કહું મહાકાય. ૬૨
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, મન્વંતરકથન પ્રાકૃત વાણે;
ત્રિપંચાશોધ્યાય થયો પૂરો, ભાવાર્થ રાખ્યો નથી અધૂરો;
જોઇએ ખબર પુરાણીકેરી, જે પુરાણી વેળાની ખખળી ડેરી. ૬૩
તેમાં પેશી પાવન કેમ થઇએ, તેના કર્તુકના ગુણ ગાઇએ;
નવ પુરાણીઓની પેઠે કરું, ભાગવત ખોટું ખરું ઉચરું. ૬૪
નહિ ઘણા શ્રોતાનું મારે કામ, જ્યાં ત્યાં ગાવા મારે સુંદરશ્યામ;
જન રીઝે તો ઉદર ભરાય, એવી અધમને આશ થાય. ૬૫

વલણ.

અધમને થાય આશ એવી, જે જન રીઝે પેટ ભરાય રે;
પ્રેમાનંદ કાંઇ ન જાણે, ગુણ હરિ હર વિધિના ગાય રે. ૬૬

## કડવું ૧૧૧ મું.

### રાગ ધનાશ્રી.

ક્રૌષ્ટુકી પ્રશ્ન કરે દ્વિજરાજ જી, દ્વીપ સમુદ્ર ભાખો આજ જી;
કહો કેટલા નગ દેશ ને નદી જી, તે સમજાવો મુને વદી જી.

ઢાળ.

વદી સર્વે વિપ્ર મુજને, કરો કૃતારથ દેવ;
મહાભૂતનું પ્રમાણ ભાખો, લોકાલોક ઘેર* તતખેવ.
પરિમાણ ને ગતિ ચંદ્ર ભાનુની, એ સર્વે કહો વિસ્તારી;
માર્કંડેય મુનિ ઉચ્ચર્યા તવ, તું સુણ્ય દ્વિજ આ વારી.
પૃથ્વીનો વિસ્તાર છે, પંચાશ કોટી જાણ;
સ્થિતિ રીતિ તેની ભાખું, સહુ તુજને સુજાણ.
દ્વીજ જંબુદ્વીપથી કહ્યો મેં, પુષ્કરદ્વીપકેરો અંત;
તે દ્વીપનો વિસ્તાર સાંભળ્ય, દઢ ચંતથી મહંત.
જંબુદ્વીપ કરતાં પ્લક્ષદ્વીપજ, તેનાથી શાલ્મલકુશ;
તે થકી ક્રૌંચ ને શાક પુષ્કર, ગણી દ્વિગુણી થા સંતુષ્ટ.
ઉત્તરોત્તર વૃદ્ધ એવી, દ્વિગુણિત નિર્ધાર;
તે દ્વીપની આસપાસે, તેના સમો વિસ્તાર.
તે દ્વીપ જેટલા સપ્ત સાગર, અનુક્રમે મોટા જાણ;
ગણાવું હું નામ તેનાં, એક ક્ષાર સમુદ્ર પ્રમાણ.
વળી ઇક્ષુ, સુરા, ઘૃતતણો, દધિ દુગ્ધનો નિર્વાણ;
વારિનો વારિધિ ભરિયો, જે આ જન લહે સુજાણ.
જંબુદ્વીપની સ્થિતિ સાંભળ્ય, છે તેનો ઘેર લક્ષ યોજન;
હિમવાન હેમકૂટ ઋષભ મેરુ, નીલ શ્વેત શૃંગી પાવન.
સપ્ત એવા એહમાં છે, મહાપર્વત જાણ;
તે દ્વીપકેરા મદમાં વળી, દ્વય નગ પ્રમાણ.
તે લક્ષ યોજન વિસ્તારવાળા, માનિયા મુનિદેવ;
તે બે નગની ઉત્તર દક્ષિણે, દ્વય નગ રહ્યા મહાભેવ.
તે મધ્યના પર્વતથકી છે, દશ દશ વિભાગે જાણ;
ઉત્તરોત્તર લઘુ રૂપી, એમ પુરાણમાં પ્રમાણ.
તે સર્વ દ્વય દ્વય સહસ્ર યોજન, ઉંચા અને વિશાળ;
મેરુ વિના ષટ નગ માનો, દ્વીપ દ્વય પડખે બાળ.

---

* ઘેરાવો.

જ્યાં માહ્ય સંચર્યા છે, વળી પૃથ્વી પૃષ્ઠે તેહ;
દક્ષિણોત્તર નીચા નમ્યા છે, મધ્યેથી ઉપજ્યા એહ. ૧૫
મધ્ય વિભાગ દક્ષિણોત્તરે, ત્રણ ત્રણ વદ્યા છે ખંડ;
તે ઉત્તર દક્ષિણ ખંડ મધ્યે, ઇલાવર્ત ખડ પ્રચંડ. ૧૬
છે અર્ધચંદ્રાકૃતિ તેની, ઇલાવર્ત પૂર્વ ભદ્રાશ્વ;
આવી રહ્યો છે અવિચળ થઈ, જ્યમ જગતી શેષને પાર્શ્વ. ૧૭
તેની પશ્ચિમ દિશાએ કેતુમાલજ, ખંડ છે પરચંડ;
ઇલાવર્તની આજુબાજુ, એમ છે અનંતજ ખડ. ૧૮
ઇલાવર્તની મધ્યમાં, સુવર્ણ મેરુ સિદ્ધ;
છે ચોરાશી સહસ્ર યોજનતણો, ઉંચો અને પ્રસિદ્ધ. ૧૯
સોળ સહસ્ર યોજન સમાયો, પૃથ્વીમાં તે સાર;
સોળ સહસ્ર યોજન છે પોહળો, તેહ તો નિરધાર. ૨૦
સૂર્યમંડળ સમીપમાં રહે, સોવણ સમ ઝાટકાર;
દીપવત તે મેરુ છે, સકુચિતમૂળ મોઝાર. ૨૧
ઉપરથી પોહળો છે અતિશે, તેણે શિખર વિસ્તાર;
બત્રીશ સહસ્ર યોજન લગી છે, ઉપરથકી અવિધાર. ૨૨
એ નગ પૂર્વાદિક દિશાએ, અનુક્રમથી જોતા જેહ;
શ્વેત પીત ને શ્યામ દર્શે, વળી રક્ત નિસંદેહ. ૨૩
તે સ્વવર્ણપરથી સર્વ રૂપે, જણાએ છે સાર;
દ્વિજક્ષત્રી વૈસ્ય જેવો દર્શે, શદ્રરૂપ નિરધાર. ૨૪
અષ્ટ દિશાએ તેહ ઉપર, અનુક્રમથી નિર્વાણ;
છે ઇંદ્રાદિદેવની અષ્ટ નગરી, મહાભવ્ય જેવો ભાણ. ૨૫
તેની મધ્યે બ્રહ્મસભા છે, ચૌદ સહસ્ર યોજન વિસ્તાર;
છે નીચે દશ સહસ્ર યોજન ઉંચા, આધાર નગ નિરધાર. ૨૬
નામ તેનાં સુણ્ય ગણાવું, છે મંદર ગંધમાદન;
વિપુલ સુપાર્શ્વ નગ આવ્યા, અનુક્રમે અનુદિન. ૨૭
પૂર્વ દિશામાં પૂર્ણ રૂપે તે, વશી રહ્યા નિરવાણ;
પ્રાસાદપર જેવા ધ્વજ શોભે, તેવા વૃક્ષ શોભે સુજાણ. ૨૮
મંદરાચળમાં કદંબ શોભે, ગંધમાદને જાંબુવૃક્ષ;
વિપુલાચળમાં પિપ્પલ તેવો, સુપાર્શ્વમાં વટ કેહ દક્ષ. ૨૯
કેતુ રૂપે એ ચાર વૃક્ષ તો, જણાય ચારે પાસ;
એ નગ અગિયાર સહસ્ર યોજન, વિસ્તાર્યો થઈ પ્રકાશ. ૩૦
પૂર્વ ભાગે જઠર અને, દેવકૂટ નગ જેહ;
છે પશ્ચિમે નિષધ પારિયાત્રાભિધાને, નીલ નિષધ પર્વત તેહ. ૩૧

વિસ્તાર એ સર્વેકેરા છે, નિષધ પર્વત સુધી જાણું,
દક્ષિણે કૈલાસ ને હિમવાન આવ્યા, બે પર્વત ગુણખાણું. ૩૨
તે પૂર્વથી પશ્ચિમે લાંબા વધ્યા, પછે ગયા અબ્ધિની માંય;
તે રીતે ઉત્તરે શૃંગવાન જારૂધી; નગ બે આવ્યા ત્યાંય. ૩૩
તે પણ દક્ષિણ પર્વતની પેરે, ગયા સમુદ્ર મોઝાર;
હે દ્વિજ એ અષ્ટ સીમા પર્વત, નામે થયા નિરધાર. ૩૪
હિમવાન હિમકૂટાદિકનું, પૂર્વ પશ્ચિમ અંતર ભાખ્યું;
ઉત્તર દક્ષિણ કેહવું સર્વે, બાકી કાંઇ ન રાખ્યું. ૩૫
પરસ્પર ગણુતી કરતાં તેની, નવ સહસ્ર યોજન થાય;
મેરુ ચોપાસે ઇલાવર્ત આવ્યો, તે તેટલે અંતર કેહવાય. ૩૬
ગંધમાદને જંબૂવૃક્ષફળ, થાય હસ્તિદેહ સમાન;
તે પર્વતશિખરપર પડે અહોરાત્રિ, તેના રસે નદી વહે મહાન. ૩૭
જંબૂનદી એવું નામ છે તેનું, જાંબૂનદ સુવર્ણ થાય ઉત્પન્ન;
અહો દ્વિજશાર્દૂલ સર્વ તું સાંભળ્ય, એકે ચિત્તે થઈ પ્રસન્ન. ૩૮
તે જંબૂનદી મેરુ ચોપાસે ફરી, પાછી પેસે જંબૂવૃક્ષ માંય;
તેના કાંઠા પર જે જન વસતા, તે તેનું જળ પીતા ત્યાંય. ૩૯
ભદ્રાશ્વખંડ માંહે વસે છે, હયગ્રીવ વિષ્ણુ નામ;
ભરતખંડમાં કૂર્મ રૂપે છે, કેતુમાલે વારાહરૂપ અભિરામ. ૪૦
ઉત્તરકુરુમાં મત્સ્ય રૂપે છે, વિષ્ણુ દેવાધિદેવ;
એ ચાર સ્વરૂપનું સ્મરણ કરતાં, મુક્તિ મળે તતખેવ. ૪૧
એ ચારે ખંડમાં ગ્રહશાંત્યર્થે, પઠન પાઠન કરનાર;
સમ્યક્પ્રકારના વ્યવહારથી યુક્ત, છે નક્ષત્રયોજન અવિધાર. ૪૨
એવી સર્વ સ્થિતિ છે જ્યાંહી, ત્યાં દેશ અનેક;
પુરાણી શબ્દનો પ્રચાર ન ત્યાંહી, જ્યાં જ્ઞાનીનો વર વિવેક. ૪૩
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, જંબૂદ્વીપ વર્ણન જે માંય;
થયો ચતુઃપંચાશોધ્યાય પૂરણ, નગ ભૂ વિસ્તાર જ્યાંય. ૪૪

વલણ.

છે નગ ભૂમિ વિસ્તાર જેમાં, માર્કંડેય ક્રૌષ્ટુકિ કથાય રે;
ચાતુર્વિધી દ્વિજ સૂક્ષ્મમતિ, સહુ યથાશક્તિએ ગાય રે. ૪૫

## કડવું ૧૧૨ મું.

### રાગ રામગ્રી.

કહે માર્કંડેય દ્વિજ સુણો, કહું વનકેરો વિસ્તાર;
મંદરને આદિ લેઇને, જેહ ચાર પર્વત સાર. ૧
તે ચારનાં વન ચાર છે, બીજાં સરોવર જેહ;
તે સર્વ તુને કહી દાખવું, થા આજ તું નિ:સંદેહ. ૨
પૂર્વે ચૈત્રરથ, દક્ષિણે નંદનવન પાવન;
પશ્ચિમે વૈભ્રાજ છે મુનિ, ઉત્તર સાવિત્ર વન. ૩
તેવી રીતે પૂર્વમાં છે સહી, સર અરુણોદને નામ;
દક્ષિણે માનસસર રહ્યું, મેરુ પશ્ચિમે સીતોદ ઉદ્દામ. ૪
ઉત્તરે મહાભદ્ર નામનું, સરોવર છે વિશાળ;
હવાં પર્વત જે જે આવિયા, કહુ થઈ તેહ દયાળ. ૫
શીતાંત ચક્રમુજ નામનો, કુલિર ને સુકંકવાન;
મણિશૈલ ને મહાનીલ વળી, ભવાચળ સબિંદુ વૃષવાન. ૬
મંદરના નામે મોહગિરિ, મંદરવેણુ તામસ,
નિષધ દેવશૈલ પૂર્વમા, મહાચળકેરે વશ. ૭
ત્રિકૂટ શિખરાદ્રિ કલિંગ ને, પતગરુચક નામ;
સાનુમાન તામ્રક આવી રહ્યા, વિશાખવાન શ્વેતોદર શ્યામ ૮
સમૂલ વસુધાર રત્નવાન જે, એકશૃંગ મહાશૈલ,
રાજશૈલ પિપાઠક નામના, આવી રહ્યા કૈલાસ પંચશૈલ. ૯
વળી ઉત્તરે હિમવાન આવિયો, બૃહદ્ નગ મેરુ દક્ષિણ;
સુરક્ષ શિશિરાક્ષ વૈડૂર્ય, કપિલપીંજર કેરી મહાખીણ. ૧૦
મહાભદ્ર સુરસ કપિલ બીજો, મધુ અજન કુક્કુટ કૃષ્ણ;
પાંડુર ને સહસ્રશિખર વળી, પારિયાત્ર જોઈ તૂટે તૃષ્ણ ૧૧
છે શૃંગવાન્ આદિક એટલા, નગ મેરુ પશ્ચિમ પાસ,
પશ્ચિમાધાર ન બાહર એ, આવી રહ્યા કરી પ્રકાશ. ૧૨
હવાં ઉત્તર પર્વત અવનવા, જેમાંથી વહે નિર્મળ સલિલ;
શંખકૂટ વૃષભ હંસનાભ ને, કપિલેંદ્ર ને નીલ. ૧૩
સ્વર્ણશૃંગી શતશૃંગી છે, પુષ્પક મેઘે બાંધી છે ભીલ,
વિરજાક્ષ વરાહાદ્રિ આવિયા, મયૂરે મયૂર શોધિ સર્પ બીલ. ૧૪
હે દ્વિજ જારુધિ નગ મેરુ ઉત્તરે, આવી રહ્યો નિર્વાણ;
એ નગની ગુફા અતિ અવનવી, ઘણી મનોહર છે મહાન. ૧૫
નિર્મળ જળવાળાં સર ઘણાં, વન ઉપવન છે વિશાળ;
જન્મ થાયે પુણ્યશાળીનો, તે પ્રદેશે પ્રભુ જો કૃપાળ. ૧૬

હે દ્વિજસત્તમ પૃથ્વીપર રહ્યા, એવા પર્વત જેહ
જે સ્વર્ગના ગુણે અધિક છે, સહુ સ્વર્ગના જાણવા તેહ
સ્વર્ગભૂમિમાં નવાં પુણ્યનું, કે પાપનું નિર્વાણ;
ઉપાર્જન થઈ શકતું નથી, દેવાદિકે પ્રમાણ. ૧૮
પુણ્ય ભોગ ભોગવાય ત્યાં, સર્વે જનથી સુજાણ;
આ નગ સેવ્યે મોક્ષ મળે સહી, જેનાં આગમ નિગમ વખાણ. ૧૯
શીતાંતાદિક નગ જે કહ્યા, ત્યાં વસે વિદ્યાધર યક્ષ;
કિંનિર ઉરગ રાક્ષસ વસે, જઈ સુર ગંધર્વ પ્રત્યક્ષ. ૨૦
તેના પ્રાસાદ પૂર્ણ વૈભવ ભર્યાં, દીસે શોભાયમાન;
મહાપુણ્યશાળી નરની ધણી, બેઠકો આવી રહી ગુણવાન. ૨૧
વન ઉપવને યુક્ત છે ઘણાં, પુર પુરી ગ્રામ વિશાળ;
છે રમણિક સરોવર અતિ ઘણાં, જ્યાં વાયે વાયુ થઈ કૃપાળ. ૨૨
ઋતુ ઋતુ પ્રતિ સુખ દેયણો, વાય શીત મંદ સુગંધ;
સુખનાં સાધન વસ્યાં સામટાં, જ્યાં નહિ પુણ્યશાળી પ્રતિબંધ. ૨૩
ત્યાં કોઈ સ્થળે શ્રમ પીડા નથી, નથી ઉદાસીપણું જાણ;
એ રીતે જગતી કમળ કહ્યું, ચાર પાંખડીનું પ્રમાણ. ૨૪
ભદ્રાશ્વ ભારત આદિ જે, ખંડ આવ્યા ચોપાસ;
તે ચાર પાંખડિયો છે તેહની, જેમાં અતિ સુખ વિલાસ. ૨૫
એમાં ભરતાભિધાન જે દક્ષિણતણો, ખંડ કહ્યો મુનિ જેહ;
તે કર્મભૂમિકા પુરાણ કે, જે બીજાં સ્થળથી ઉજેહ. ૨૬
બીજા સ્થળે પાપપુણ્યની, પ્રાપ્તિ નવ થાય જાણ;
તેણે કરી સર્વે ખંડથી છે, એ ખંડ શ્રેષ્ઠ પ્રમાણ. ૨૭
તેનું કારણ એમ કેહ સહુ, કયમ કે વસ્યું સર્વત્ર આંય;
એથકી નર સ્વર્ગ પામતો, મોક્ષ અધોક્ષજ જ્યાંય. ૨૮
નરપણું નારકી ગતિ મળે, તિર્યકતા મળે નિર્વાણ;
સર્વ અવસ્થા ને સહુ ગતિ, મળે ભરતખંડે સુજાણ. ૨૯
પુરાણીપણું અહીંઆં મળે, ઠગાય અહીંઆં લોક સમસ્ત;
તેને જમપુરમાં જમવા મળે, મળે મુખમાંગી જે વસ્ત. ૩૦
ઈતિ શ્રીમાર્કંડેયપુરાણમાં, ભુવનકોશકેરો વિસ્તાર;
પંચપંચાશોધ્યાય તો, થયો માર્કંડેય મોઝાર. ૩૧

## વલણ.

માર્કંડેય મોઝાર અધ્યાય, પંચાવનમો પૂરો થયો રે;
યથામતિ દ્વિજ કથા કેહે, શ્રીહરિએ કર જેનો ગ્રહ્યો રે. ૩૨

## કડવું ૧૧૩ મું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કહેસુણયમુનિસત્તમ સારજી, કહું ગંગાઉત્પત્તિ તુંને આ વારજી;
જેહ વસુંધરા આધારભૂત જાણુ જી, જેનું થાય ન કોથી પ્રમાણુ જી. ૧
જકતોત્પત્તિકર્ત્તા નારાયણનું પાદ જી, તેણે કરી ત્રિલોકગામિની આલ્હાદજી;
એવી મહાદેવી ગંગા થઈ જેહ જી, તે સહુ વર્ણવું નિઃસંદેહ જી. ૨
ચંદ્ર જળમયની અમૃત ધારી જી, આવી ગંગા ત્યાં પ્રથમ વિચારી જી;
ત્યાંથી સવિતાકિરણસમુદાયે ગઈ જી, તે સહુની પાવનકારી થઈ જી. ૩
પછે પડી મેરુપૃષ્ઠની ઉપર જી, એમ વદી ગયા સુધી મહાવર જી;
મેરુ શિખર તટ કોરણપરથી જી, પડી ચતુષ્પથે ચાલી ધરથી જી. ૪
જે અવલંબ વિનાની દેવી જી, જેનું વારિ વેહતું એવી સેવી જી;
મંદરાદિ ચારે આધાર નગ જી, તેના પર પડી સમાન રહિત વગ જી. ૫
પડવાને વેગે ભાગ્યા પાષાણુ જી, એવી વેહવા લાગી ગંગા પ્રમાણુ જી;
એના પૂર્વનો જેહ પ્રવાહ જી, તે સીતા નામે કેહવાયો ઉત્સાહ જી. ૬
ગયો ચૈત્રરથ વન પ્રત્યે જાણુ જી, જેનું છે પુરાણુ વિષે પ્રમાણુ જી;
ચૈત્રરથવન ખુરાડી દીધું જી, પછે સીતાગંગાએ શું કીધું જી. ૭
જઈ વશી અરુણોદ સરે જી, ત્યાંથી વશી શીતાંત નગધરે જી;
જ્યાંથી બીજા પર્વતે ગઈ જાણુ જી, ત્યાંથી આવી પૃથ્વીપર પ્રમાણુ જી. ૮
ભદ્રાશ્વ દેશમાં કરી વહન જી, પોંહચી ગઈ સમુદ્રમાં પાવન જી;
તે રીતે અલકનંદા ગંગા જી, પડી ગંધમાદનપર થઈ ચંગા જી. ૯
ત્યાંથી સુર સર્વને આપી આનંદ જી, નંદનવનમાંથી વહી ચાલી મંદ જી;
પછે ઉર્દ્ધગત કરીને વેગ જી, માનસસર ભર્યું ટાળી ઉદ્વેગ જી. ૧૦
પછે રમણિક ત્રિશિખરનગ જાણુ જી, ત્યાં સુધી જઈ પોંહચી પ્રમાણુ જી;
ત્યાંથી કહ્યા દક્ષિણના નગ જે જે જી, એ સર્વ ક્રમે જોયા તેણે તે તે જી. ૧૧
એમ વહન કરી ગઈ હિમવાને જી, એવું ઋષિમુનિ સર્વ માને જી;
ત્યાં જેની ધ્વજામાં વૃષચિહ્ન જી, તેણે ધરી જટામાં કરી લીન જી. ૧૨
એમ ગંગા પ્રવાહ શંભુએ રોકયો જી, કર્યાં મુક્ત ભગીરથ અવલોકયો જી;
કરી ભગીરથે સ્તુતિ અપાર જી, આરાધ્યા શંકર દેવ તેણી વાર જી. ૧૩
પ્રસન્ન થઈ સદાશિવ પૂર જી, કરી ગંગા જતી મહાશૂર જી;
તે સાત પ્રકારે કરી જાણુ જી, ગઈ દક્ષિણુ સાગરમાં નિર્વાણુ જી. ૧૪
એહ મહાનદી ભગીરથ પૂંઠે જી, ચાલી પૂર્વ દેશમાં તેને ત્રૂઠે જી;
તે દેશને ત્રણુ ભાગે કરી જળમય જી, ત્યાંથી ચાલી આગળ મહાબળ જી. ૧૫
તે પ્રવાહ રાખ્યો દક્ષિણુ સમુદ્રે જી, એવું વ્યાસ મુનિ વદ્યા મહામુદે જી;
તે રીતે મેરુ પશ્ચિમ પાદ વિપુલે જી, પડી ગંગા કરી પ્રવાહ વિપુલે જી. ૧૬

પછે ત્યાંથી વહન કરવા લાગી જી, જે સુચક્ષુ નામે અનુરાગી હે
ત્યાંથી ગઈ વૈભ્રાજ પર્વત ઉપર જી, વળી શીતોદ સરોવરે કરી ઘર જી
ત્યાં થકી ત્રિશિખર નગની ઉપર જી, થઇ ક્રમે કરી ગઇ પશ્ચિમ પર જી;
બીજા પર્વત ઉલ્લંઘી તેહ જી, કેતુમાલ દેશે ગઈ નિસંદેહ જી. ૧૮
ત્યાંથી પેઠી ક્ષાર સમુદ્ર મોઝાર જી, હવાં તેનો ઉત્તરે કહું વિસ્તાર જી;
દિવ્યનદી ગંગા ગઈ ઉત્તર દિશાય જી, ઋષભાદિ ઉત્તર નગપર પડી ત્યાંય જી. ૧૯
મેરુપાદ સુપાર્શ્વ પર્વત જેહ જી, તેના પર પ્રથમ પડી તેહ જી;
ત્યાં ધાર્યું ભદ્રસોમાભિધાન જી, ચાલી ગઈ સવિતા વનમાં મહાન જી. ૨૦
ત્યાંથી મહાભદ્ર સરોવરે પેઠી જી, ત્યાંથી શખ્ખકૂટ નગે જઈ બેઠી જી;
ત્યાંથી ક્રમેકરી ગઇ વૃષભાદિકે જી, તે પર્વતપર પડી મહાત્રીકે જી ૨૧
ત્યાંથી ઉત્તર કુરુમાં થઈ જી, જઈ મહાસાગરમાં મળી ગઈ જી,
હે દ્વિજશર્દ્ધ, એ પેરે સર્વ જી, મેં કહ્યું *ગંગામાહાત્મ્યનું પર્વ જી. ૨૨
કહ્યુ જંબુદ્વીપસ્થાન પાવન જી, વળી કહ્યુ યથાર્થ ખંડ વર્ણન જી,
તે મધ્યે કિંપુરુષાદિક જે દેશ જી, તેમાં જન વસે આનંદવેશ જી. ૨૩
અપરાધરહિત ઉત્કર્ષ હાનિ વિના જી, વસે જન જ્ઞાનામૃત ભીના જી;
એ વસ્તીના નવખંડમાંહિ જી, છે સપ્તસપ્ત મુખ્ય કુલાચલ ત્યાંહે જી. ૨૪
તેવી રીતે પ્રત્યેક દેશ મોઝાર જી, નગથી નીકળી નદી વહે સાર જી;
હે દ્વિજશર્દ્ધ, કિંપુરુષાદિક જી, આઠ ખંડમાં ઠીકાઠીક જી. ૨૫
ત્યાં જળ જમીનમાંથી નીકળે જી, મેઘજળ બળ કોઇ ન કળે જી;
માત્ર મેઘનું જળ ભરતખંડે જી, અત્ર વારિદ મૂશળધાર મંડે જી. ૨૬
એ અષ્ટ દેશમાં સિદ્ધિઓ સાધે જી, વાર્ક્ષી સ્વાભાવિકીએ મન બાંધે જી;
દેશ્યા ને *તોયોત્થા નામ જી, માનસી કર્મજા કરતી કામ જી. ૨૭
એવી અષ્ટસિદ્ધિઓ મળે નરને જી, તદા પામે તે જ્ઞાનના ઘરને જી,
હવે તેના અર્થ કરી કહુ સ્પષ્ટ જી, સર્વ જાણી જોઈ લે દૃષ્ટ જી. ૨૮
વાંચ્છેલુ ફળ મળે વૃક્ષથકી જી, તે વાર્ક્ષી સિદ્ધિની જાણવી વકી જી;
તૃપ્તિ થાય સ્વાભાવિક રીતે જી, સ્વાભાવિક સિદ્ધિ પ્રતીતે જી. ૨૯
દેશમાંથી મળે મહાસિદ્ધિ જી, તે દેશ્યા સિદ્ધિ નામે પ્રસિદ્ધિ જી,
જળાભિમાની દેવતાથી મળે જેહ જી, તે તોયોત્થા સિદ્ધિ નિ સંદેહ જી. ૩૦
ધ્યાને પ્રાપ્ત કરી જે સિદ્ધિ જી, તે માનસી નામે સર્વ પ્રસિદ્ધિ જી;
પ્રાપ્ત કરી ઉપાસનાદિક જાણ જી, તે કર્મજા સિદ્ધિ નામ પ્રમાણ જી. ૩૧
રે દ્વિજસત્તમ તે દેશમોઝાર જી, નથી યુગસ્થિતિ નિર્ધાર જી;
નથી આધિવ્યાધિ પુણ્ય પાપ જી, ન તેના સંપાદનનો સંતાપ જી. ૩૨
નથી કોઈ પુરાણી દેહતા પુરાણ જી, ન પુરાણી જેવી વદે કો વાણ જી;

* જળસંબંધી

[illegible] આચાર પૂરા જી, કોઇ રેહતા જાતે ન અધૂરા જી. ૩૩
મે તો ભવિષ્ય ભરતખંડને લાગ્યાં જી, જેને સર્વસારે સુરજને ત્યાગ્યાં જી;
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે જી, ગંગાવતાર પ્રશંસા પ્રમાણે જી. ૩૪
દ્પંચાશોધ્યાય પૂરણ કાહવે જી, તરે સુણે ભણે જે ભાવે જી;
ગંગાઉત્પત્તિ સુખ ઉપજાવે જી, પાપી પુરઆણી પૂર ડબાવે જી. ૩૫

વલણ.

પુર આણી પૂરમાંહી ડાબે, ગંગા ચંગા અતિ ઘણી રે;
ભટ પ્રેમાનંદ હરિગુણ ગાયે, કરે સેવા ગંગા ઉમયાતણી રે. ૩૬

---

## કડવું ૧૧૪ મું.

### રાગ કેદારો.

ક્રૌષ્ટુકિ કહે અહો ભગવન, તમો મુને કથા કહી પાવન;
તેણે પવિત્ર મન થયું મારું ઘણું રે. ૧
કહ્યો સંક્ષેપે જમ્બુદ્વીપ જેહ, તે સુણી થયો હું નિ સંદેહ;
વળી કહો વર્ણન ભરતખંડતણું રે. ૨

ઢાળ.

ભરતખંડનું વર્ણન ભાખો, મુનિ મુખ બોલ્યા આમ;
ભરતખંડ વિના ન થાયે, અન્યસ્થળ પુણ્ય પાપનું કામ. ૩
ભરતખંડે સ્વર્ગ મોક્ષને, મધ્ય અત પમાય;
કોઈ અન્ય સ્થળે મનુષ્યને, નવ કર્મ અડકે કાય. ૪
એવું કહ્યું મુનિ તમે મુજને, અહો બ્રહ્મન્ સુખદાય;
તેણે ભરતખંડ વિસ્તાર સુણવા, મુને ઇચ્છા બહુ થાય. ૫
આ ખંડના જે ભેદ છે તે, વળી સ્થિતિ જેવી હોય;
હોય પર્વત જેટલા તે, કહો વર્ણવી સોય. ૬
માર્કંડેય મુનિ તવ ઉચરે, સુણ્ય ક્રૌષ્ટુકિ મુનિ આજ;
આ ભરતખંડને દ્વીપ નવ છે, નુતન તેનાં કાજ. ૭
તે સર્વ સાગરથી વીંટાયા, તેણે પરસ્પર અગમ્ય એહ;
હું નામ તેમનાં દેઉં ગણાવી, તું થાજે નિઃસંદેહ. ૮
ઇંદ્રદ્વીપ કશેરુમાન નામે, તામ્રપર્ણ અગસ્તિમાન;
નાગદ્વિપ ને સૌમ્યદ્વીપ છે, ગંધર્વ વરુણ મહાન. ૯
અને સાગરે આ વીંટાઈ રહ્યો છે, તે નવમો દ્વીપ સુજાણ;
આ દ્વીપ ઉત્તર દક્ષિણે છે, સહસ્ર યોજન વિસ્તૃત પ્રમાણ. ૧૦

એની પૂર્વે વાસ વસતા, ભિલ્લલોક અજાણ
પશ્ચિમે સહુ યવન વસતા, જેહ દુરાચારી મહાન
વળી દ્વિજ ક્ષત્રિય વૈસ્યને, શુદ્રો વસે જે સાર,
તે દેશ મધ્ય વિભાગમાં સહુ, વસે છે નિરધાર. ૧૨
તેઓ યજ્ઞ વેદાધ્યયન કરતા, વ્યાપાર કરતા કોઈ,
એવાં કર્મો સચિવ ધીએ સાધે, તેણે અરિ રે'તા રોઈ ૧૩
તેમનો પરસ્પર વ્યવહાર ને, સ્વર્ગ મોક્ષ વળી જેહ,
પુણ્ય પ્રાયશ્ચિત પ્રાપ્ત, થાય કર્મે કરી નિ સદેહ ૧૪
હવાં કુલપર્વત આવિયા જે, તે કહું છુ આજ,
એક ચિત્તે શ્રવણ કરજે, તો થઈશ દ્વિજરાજ ૧૫
મહેન્દ્ર મલય ને સહ્યાદ્રિ, શુક્તિમાન ઋક્ષ નગ જાણ,
વિંધ્ય પારિયાત્ર નામે, સપ્ત છે પ્રમાણ ૧૬
એહ નગ સમીપથી, ઉપજ્યા અનેક નગ જેહ,
તે વિસ્તારવાળા ઉંચા અતિશે, છે વિશાળ રમણિક તેહ ૧૭
તેના ચિત્ર વિચિત્ર શિખર શોભે, તેનું વર્ણન નવ થાય,
મુખ્ય મુખ્યનાં નામ ગણાવુ, સુણ્ય તુ દ્વિજરાય ૧૮
કોલાહલ, વૈભ્રાજ, મદર, દુર્ગાચળ વાતસ્વન,
છે વિદ્યત્ ને મૈનાક સ્વરસ, તુગપ્રસ્થ મહાપાવન ૧૯
નાગગિરિ રોચન પાડુગચન, છે પુષ્પ દુર્જયત,
રૈવત અર્બુદ ઋષ્યમૂક છે, કૂટશૈલ ને ગોમત ૨૦
છે કૃતસ્મર ને શ્રીનગ નામે, એકોરાદિક જાણ,
એવા સહસ્ત્રાનધિ નગવસે જ્યાં, તે છે ભરતખડ પ્રમાણ ૨૧
એહ પર્વતથકી ક્રૌષ્ટુકિ, પડ્યો મ્લેચ્છદેશ વિભાગ,
એણે ભિન્ન આર્યાવર્ત્ત દીસે, જે જોઈ ઉપને અનુરાગ ૨૨
હવા ભરતખડના જન પીએછે, શ્રેષ્ઠ નદીનાં વારિ,
તે એક ચિત્ત શ્રવણ કરજે, કહુ તુને અવિધારી ૨૩
ગગા સરસ્વતી અને સિંધુ, ચદ્રભાગા, યમુના જાણ
શતદ્રુ, વિતસ્તા, ઈરાવતી, કુહૂ ગોમતી પ્રમાણ ૨૪
ધૃતપાપા બાહુદા છે, દ્દષદ્વતી ને વિપાશા,
દેવિકા ચક્ષુ નિ ચીરા છે, છે ગડકી કૌશિકી પ્રકાશા ૨૫
એ સર્વ નદીઓ નીકળેછે, હિમાલય મૂળથી પ્રમાણ,
વળી અન્ય નદીઓ વર્ણવુ છું, સુણી થા તુ જાણ સુજાણ ૨૬
વેદસ્મૃતિ વેદવતી નામે, વૃત્રઘ્ની સિંધુ સાર,
વેણ્યા ને સાનાદની, સદાનીરા મહી અવિધાર ૨૭

વ્રત્રા ચર્મણ્વતી નૂપી, વિદિશા વેત્રવતી;
ક્ષિપ્રા અવર્ણી નીકળે છે, પારિયાત્રથી મહામતિ. ૨૮
શોણા મહાનદી નર્મદા, સુરથા અદ્રિજા નિર્વાણ;
મંદાકિની દાશાર્ણા, વળી, ચિત્રકૂટા શુચિ પ્રમાણ. ૨૯
ચિત્રોત્પલા, તમસા, કરમોદા, પિશાચિકા, પિપ્પલિ જાણ;
શ્રોણી વિપાશા વંજુલા, એ નદીઓ પ્રમાણ. ૩૦
મેરુજા ને શક્તિમતી, શકુલી ત્રિદિવા નામ;
ક્રમુ રકંધપાદપ્રસૂતા, વેગવાહિની મહાધામ. ૩૧
ક્ષિપ્રા પયોષ્ણી નિર્વિંધ્યા ને તાપી નિષધાવતી;
વેણ્યા વૈતરણી સિનીવાલી, કરતોયા ને કુમુદ્વતી. ૩૨
મહાગૌરી અને દુર્ગા, અંતઃશિવા શુચિ જાણ;
એ પવિત્ર જળવતી નદી નીકળે, વિંધ્યાચળથકી પ્રમાણ. ૩૩
ગોદાવરી, ભીમરથા, કૃષ્ણા, વેણ્યા, તુંગભદ્રા નામ;
સુપ્રયોગા, વાહ્યા, કાવેરી, આદિ નદી મહાધામ. ૩૪
સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળે, જેનું પવિત્ર ઉત્તમ વાર;
વળી આગળ હું વિસ્તારી ભાખું, કરીયથામતિ વિસ્તાર. ૩૫
કૃતમાલા ને તામ્રપર્ણી, પુષ્પજા ને ઉત્પલાવતી;
એ શીતોદકા નદી નીકળે છે, મલયાચળેથી મહામતિ. ૩૬
પિતૃકુલ્યા ને સોમકલ્યા, ઋષિકુલ્યા, ઇક્ષુકા નામ;
ત્રિદિવા, લાંગૂલિની જાણો, વંશકરા સંત વિશ્રામ. ૩૭
એ મહેંદ્રાચળમાંથી નીકળે છે, સરિતા સર્વત્ર;
વળી નિર્મળ વર્ણવું નદી, સુણ્ય સર્વે અત્ર. ૩૮
ઋષિકુલ્યા કુમારી મંદગા, મંદવાહિની કૃપા જેહ;
પલાશિની નદી નીકળે છે, શક્તિમત નગથી એહ. ૩૯
છે સરસ્વતી સર્વ નદી એ, પુણ્ય ફળદા પૂર;
સમુદ્રસંગમ સર્વ કરતી, ગંગારૂપ કાશીપુર. ૪૦
વિશ્વમાતા સર્વ એ છે, પાપહારિણી મહાપર્વ;
દ્વિજશર્મ અનેક બીજી લઘુ નદી, જાય ગણતાં ગર્વ. ૪૧
કેટલીક વર્ષાકાળમાંહે, વહે થઈ ભરપૂર;
કેટલીક સદાય વેહતી, જેનું માપી શકાય ન ઉર. ૪૨
મત્સ્યકૂટ કુલ્ય કુંતલ, કાશી કોસલ દેશ;
અથર્વ અર્કલિંગ મલક ને વૃક, એ છે મધ્યદેશ વિશેષ. ૪૩
સહ્યાદ્રિકેરી ઉત્તરે છે, ગોદાવરી નદી જાણ;
મનોરંજક દેશ છે તે, પૃથ્વીતળે પ્રમાણ. ૪૪

ત્યાં મહાત્મા ભાર્ગવતણું છે, ગોવર્ધન નામે
તે અતિ રમણિક છે, જ્યહાં વસે તપનાં સૂર.
બાલ્હિક આભીર વાટધાના, કાલતોય અપરાંત;
શુદ્ર પલ્લવ ચર્મખંડિક, ગાંધાર નામે દાંત. ૪૬
યવન સિંધુ મદ્ર સૌવીર, શતમુજ કલિંગ પારદ;
હારભૂષિક બહુભદ્ર માઠર, કેકય કેહ શારદ. ૪૭
દશમાલિકક્ષત્રિયવાસ જ્યાં છે, છે વળી વૈશ્ય શુદ્રનાં કુળ;
જ્યાં વસે આનંદમાં તે, છે સહુ રીતે અનુકૂલ. ૪૮
કામ્બોજ બર્બર દરદ નામે, હર્ષવર્ધન ચીન;
તુષાર બહુલ બાહ્યતોનર, આત્રેય ભરદ્વાજ ભિન્ન. ૪૯
પુષ્કલ કશેરુક લંપક, શૂલકાર ચુલિક;
જાગુડ ઔપધ અનિમદ્ર નામે, કિરાતદેશ ને શૂલિક. ૫૦
તામસ કાસ્મીર તુરંગન છે, હંસમાર્ગે ને ઉર્ણ;
કુહુક દર્વ એ દેશ ઉત્તર, આવિયા ધન પૂર્ણ. ૫૧
હવાં પૂર્વ મગના દેશ ભાખું, સુણ્ય સર્વે આજ;
અધારક મુદકર અતર્ગિર, બહિર્ગિર છે વરરાજ. ૫૨
પ્રવગ રંગેય માનદ, માનવર્તિક બ્રહ્મોત્તર;
પ્રવિજય ભાર્ગવ ગ્રેય મલ્લક, પ્રાગૂ, જ્યોતિષપુર વર. ૫૩
છે મદ્ર વિદેહ તામ્રલિપ્તક, મલ્લ મગધ ગોમંત;
એ પૂર્વકેરા દેશ મનહર, લઘુ ગણતાં ન આવે અંત. ૫૪
હવાં દક્ષિણ દિશાએ આવિયા જે, તે દેશ કહું મુનિરાય;
પુણ્ડ્ર કેવલ ગોલાંગુલ ને, શૈલુષ મૂષિક મહાકાય. ૫૫
કુસુમ નામવાસક મહારાષ્ટ્ર છે, માહિષક કલિંગ અભીર;
વૈશિકય આઢકય શબર પુલિંદ, વિંધ્ય મૌલેય દંડક વીર. ૫૬
વૈદર્ભ અશ્મક ભોગવર્ધન, નૈષિક કુંતલ પૌરિક;
અંધ્ર ઉદ્ભિદ વનદારક વર, છે દક્ષિણ દિશાએ મૌલિક. ૫૭
હવાં પશ્ચિમતણા સહુ દેશ ભાખું, સુણજે દ્વીજ સાર;
સૂર્પારક કાલિબલ અનીકટ, દુર્ગ પુલિંદ કહું આ વાર. ૫૮
સુમીન રૂપપ કુરુમિન સ્વાપદ, કઠાક્ષર દેશ રસાળ;
નાસિકય નર્મદાતણી ઉત્તર, જે દેશ છે હે બાળ. ૫૯
ભૃગુકચ્છ માહેય સારસ્વત, સૌરાષ્ટ્ર ને કાસ્મીર;
અવંત્ય અર્બુદ એ પશ્ચિમતણા છે, દેશ સાંભળ્ય વીર. ૬૦
હવાં વિંધ્યાચળના દેશ ભાખું, સુણજે તું સર્વ;
સરજ કરૂપ કેરલ ઉત્કલ, ઉત્તમર્ણ દેશ માન્યો પર્વ. ૬૧

દાશાણ ભોજ્ય કિષ્કિંધક છે, ત્રૈપુર વૈદિશા કોશલ;
તુંબુરુ તુંબુલ પટુ નૈષધ, અન્નજ તુષ્ટિકાર તોશલ. ૬૨
વીરહોત્ર ને અવંતીપુરી, એ સૌ વિંધ્યપૃષ્ઠના દેશ;
હવાં જે દેશ પર્વત વિષે છે, તે વદું રાખું ન શેષ. ૬૩
નીહાર હસમાર્ગ ને કુરુ, ગુર્ગણ મહારસખસ;
કુંત પ્રાવરણ ઉર્ણ નામે, દાર્વ કુત્રક ખસ. ૬૪
ત્રિગર્ત ગાલવ કિરાત તામસ, એ સર્વ દેશ મોઝાર;
ત્રેતાદિ યુગનો વિધિ પ્રવર્તે, એક સરખો સાર. ૬૫
એ રીતે ચારે દિશા દેશે, છે યુક્ત ભરતખંડ;
દક્ષિણ પૂર્વ ને પશ્ચિમે, સાગર આવી રહ્યો પ્રચંડ. ૬૬
ઉત્તરે હિમવાન્ નગ છે, ધનુપણછ પ્રમાણ;
હે દ્વીજસત્તમ માહાત્મ્ય એનું, સહુ જાણતા સુજાણ. ૬૭
સર્વદેશનો બીજ રૂપ એ છે, ભારતવર્ષ ભારેભાર;
બ્રહ્મત્વ છે ઇંદ્રત્વ છે, દેવત્વ છે નિરધાર. ૬૮
મનુષત્વ છે મૃગ પશુ છે, વળી વશી રહી અપ્સરા નાર;
છે ઉદરચલન પ્રાણી પૂરાં, છે સ્થાવર જાતિ અવિધાર. ૬૯
હે દ્વીજશાર્દૂલ સુણ્ય સર્વે, અહીં જન્મનું દુર્લભ;
શુભાશુભ કર્મે ખંડ આ, થાય પ્રાપ્ત નહિ સુલભ. ૭૦
હે દ્વિજસત્તમ આ વિના નથી, કર્મભૂમિ ક્યાંહી;
હે વિપ્ર ઋષિ સુર ધારતા એમ, સદા મનોરથ મન માંહી. ૭૧
દેવત્વ જાતાં પડું પૃથ્વી, માનત્વ પામુ આંહી;
એવી ઇચ્છાનું કારણ કહું તે, સૌ સુર વાંચ્છે ત્યાંહી. ૭૨
જે સુર અસુરથી નવ બને તે, મનુષ્ય કરતા સર્વ;
સ્વકર્મશૃંખલામાં પડ્યા, બંધને ગયો સહુ ગર્વ. ૭૩
સ્વ કર્મ ભોગવી છૂટવામાં, અતિ આરતવાન;
સુખલેશે વૃદ્ધિ પામિયા તે, સુરકર્મ કરી શકે ન મહાન. ૭૪
એમ કિંચિત્ કર્મ ન થાય તેથી, ઇચ્છતાં ભરતખંડે વાસ;
તે ખંડે રહી અધમાચારી, જુઓ ગુણ પુરાણી પ્રકાશ. ૭૫
સુકર્મ તજી કુકર્મ કરતા, ભરી ભાજન મૂકતા શીશ;
નરકમાંથી કેમ છૂટશે, જેનું ભણાય નવ ભવિષ્ય. ૭૬
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, નવાદિવર્ણન નામ;
સપ્તપંચાશોધ્યાય પૂરણ, હવો રાજિવલોચન રામ. ૭૭

વલણ.

રાજિવલોચન રામ મારા, આશા પૂરો આ વાર રે;
જન પ્રેમાનંદ દીન દીન છે, કરો સહાય દેવ મોરાર રે. ૭૮

## કડવું ૧૧૫ મું.

રાગ મારુ.

ક્રૌષ્ટુકિ કહે ભગવન મુજને, કહ્યો ભરતખંડ પાવન;
તે માંહ્યની સરિતા કહી, કહ્યા પર્વત ને મહાવન. ૧
જે જે દેશ એ ખંડમાં તે, કહ્યા સમ્યક્ પ્રકાર;
કિંતુ કહ્યું ન પૂર્વે જે કહ્યું હતું, તે કહો આ વાર. ૨
મુનિ મુખ તમે એમ વદ્યા હતા, જે નારાયણ કૂર્મરૂપધારી;
ભરતખંડે વશી રહ્યા છે, તે કોહ અવિધારી. ૩
સ્થિતિ રીતિ તેમની હું, સહુ રીતે સુણવા ઇચ્છું;
જનાર્દન કૂર્મ રૂપી રહ્યા કયમ, તે સુણવા વપુએ વાંચ્છું. ૪
એ ઉપરથી મનુષ્યકેરાં, કયમ શુભાશુભ જણાય;
ત્યમ તે કૂર્મકેરુ મુખ ક્યાં છે, કયે સ્થળ ચરણુ સેવાય. ૫
તે યથારથ મુનિ સર્વ ભાખો, થઈ દયાળ કૃપાળ;
જે મારો કહ્યો તો તારો ત્રિકમ, ટાળો મોહ જંજાળ. ૬
માર્કંડેય કહે સુણ્ય મહામુન તું, નારાયણ વસ્યા ભરતખંડે;
આક્રમણ કરી નવ વિભાગને, રહ્યા માની આ બ્રહ્માંડે. ૭
પૂર્વદિશાભગ મુખ કરીને, રહ્યા દેવાધિદેવ;
હે દ્વિજશર્મ સાધવી તારે, તેની સમ્યક્ સેવ. ૮
તે કૂર્મની ચોપાસ વશિયાં, નક્ષત્ર જે કેહવાય;
દેશ વિદેશ તે નવ વિભાગે, વશી રહ્યા મહાકાય. ૯
તે મુજથકી તું શ્રવણ કરને, એક ચિત્તે આજ;
મનોરથ તારા પૂર્ણ થઇ, થાશે મનવાંચ્છિત કાજ. ૧૦
વેદમંત્ર ને વિમાંડવ્ય, શાલ્વ નીપ ને શક;
ઉજ્જિહાન ઘોષસંખ્ય ખસ છે, કૂર્મ મધ્યભાગ ટેકાટક. ૧૧
તે રીતે સારસ્વત મત્સ્ય છે, શૂરસેન માથુર જેહ;
ધર્મારણ્ય જ્યોતિષિક ગૌરગ્રીવ, ગુડાશ્મક નિઃસંદેહ. ૧૨
પાંચાલ સંકેત વૈદેહક, કકમારુત કાલકોટિ;
પાખંડ પારિયાત્ર વાસક, કાપિંગલની વસ્તી મોટી. ૧૩

* ૭૮ પા૦ કરો સેવા દેવ મોરારરે.

કુરૂજંગલ ઉડુંબર ગજાહ્વય, એ જન કૂર્મમધ્યે વસતા;
લોક ત્યાંના કયે પ્રકારે, શુભાશુભ કર્મમાં ઉલ્લસતા. ૧૪
હે દ્વિજ કૃત્તિકા રોહિણી ને, મૃગશિર નામ નક્ષત્ર;
એ મધ્યાવાસીને શુભાશુભદે, કર્મફળ સર્વત્ર. ૧૫
વૃષભધ્વજ જંબુ અંજન, શૂર્પકર્ણ માનસાચળ;
વ્યાઘ્રમુખ ખર્મક કર્વટાશન, ખસ ચંદ્રેશ્વર નિર્મળ. ૧૬
મગધ ગિરિ શુભ્ર મૈથિલ, વદનદંતુર પ્રમાણ;
પ્રાગજ્યોતિષ સામુદ્ર લૌહિત, પુરૂષાદક દેશ સુજાણ. ૧૭
પૂર્ણોત્કટ ભદ્રગૌર ઉદયગિરિ, કાશી મેખલા પાવન;
મુષ્ટ તામ્રલિપ્ત એકપાદપ, વર્ધમાન કોશલજન. ૧૮
એ દેશ કૂર્મના મુખ વિષે છે, ક્રૌષ્ટુકી સાંભળ્ય તું;
હવાં કયા દેશો પાદમાં તે, વર્ણવી કહું છું હું. ૧૯
દક્ષિણપાદમાં જે દેશ આવ્યા, તે પ્રથમ ભાખું સત્ય;
દૃઢ મન કરી તે સર્વ સુણજે, કરી નિર્મળ મત્ય. ૨૦
કલિંગ વંગ જઠર કોશલ, મૃષિક ચેદિ જાણ;
ઉર્ધ્વકર્ણ મત્સ્યાદિક જે જે, વસ્યા વિંધ્યમાં પ્રમાણ. ૨૧
વિદર્ભ નારીકેલ ચૈલિક, ધર્મદ્વીપ ધીમાન;
વ્યાઘ્રગ્રીવ મહાગ્રીવ ત્રૈપુર, શ્મશ્રુધારી ગુણવાન. ૨૨
કૈષ્કિંધ હૈમકૂટ નિષધ, કટકસ્થલ હારિક;
દાશાર્ણ નગ્ન નિવાદ નામે, કાકુલાલક બુદ્ધિ બારીક. ૨૩
પર્ણશબર એ દેશ પૂર્વના, દક્ષિણ પદે નિર્વાણ;
તેમજ તે પદે નક્ષત્ર આવ્યાં, તે વદું સુજાણ. ૨૪
આશ્લેષા મઘા નામે, પૂર્વાફાલ્ગુની નક્ષત્ર;
આનંદ આણી વશી રહેતાં, ધારી નરહરિ છત્ર. ૨૫
લંકા કાલાજિન શૈલિક, નિકટ ને મહેંદ્ર;
મલય દુર્ગાચળે વસતા, લોકસમ મહેંદ્ર. ૨૬
કર્કોટકવન વસનાર સર્વે, ભૃગુકચ્છ કોકણ માંય;
વેણી સરિતટતણા આહિર, વસે દેશ વસાવી જ્યાંય. ૨૭
દાસપુર અવંતી આકણી, મહારાષ્ટ્ર કર્નાટક;
ગોનર્દ ચોલ કોલગિરિ ને ક્રૌંચદ્વીપ ચિત્રકૂટક. ૨૮
જટાધર કાવેરી કાહવે, ઋષ્યમૂક સમીપે દેશ;
નાશકી ને આશકી વળી, છે શંખનો વર વેશ. ૨૯
મૌક્તિક વૈડુર્યાદિક નગે, ફરનાર જે જે લોક;
વારિવાસી કોલા કાહવે, છે ચર્મપટ્ટ જેનું ઓક. ૩૦

ગણનાથ કૃષ્ણ પરદ્વીપ વસતા, રહ્યા સૂર્યાદિમાં જ
કુમુદાદિમાં વસનાર સર્વે, ઔખાવન પિશિક તે.
કર્મનાયક દક્ષિણ વસતા, કૌરુષ ઋષિક જાણ;
તપસ્વી તપોરણ્ય રેહતા, ઋષભસિંહલી પ્રમાણ. ૩૨
કાંચીપુરીમાં વાસ વસતા, તૈલંગા ને તામ્રપર્ણી;
પાહડકેરી ખોલ્લ ખોળી, જે વસતા વર્ણું સવર્ણી. ૩૩
પાણુપળ પ્રદેશમાં જે, વાસ કરતા સાર;
તે જન કૂર્મે દક્ષિણ કુક્ષિમાં છે, માન તું નિરધાર. ૩૪
ઉત્તરાફાલ્ગુની હસ્ત ચિત્રા, એ ત્રણ નક્ષત્ર મહાન;
દક્ષિણ કુક્ષિ મધ્યે વાસ કરતાં, તે ક્રૌષ્ટુકિ મતિમાન. ૩૫
હવાં પાદ બીજો વર્ણવું હું, સુણજે એક ચિત્ત;
કાંબોજ પહ્લવ વડવામુખ છે, સિંધુ સૌવીર ભરિયા વિત્ત. ૩૬
આનર્ત વનિતામુખ દ્રાવણ, માર્ગીગ શૂદ્ર સુજાણ;
કર્ણપ્રાધેય બર્બર કિરાત છે, પારદ પાંડ્ય પ્રમાણ. ૩૭
પારશવ કલધૂર્તક હૈમગિરિક, સિંધુક અલક વૈરત;
સૌરાષ્ટ્ર દરદ દ્રાવિડ નામે, છે મહાર્ણવમાં ખટ રત. ૩૮
દેશ એટલા દક્ષિણ પાસે, રહ્યા પૃષ્ઠ મોઝાર;
સ્વાતિ વિશાખા અનુરાધા, રહ્યાં એ ત્રણ નક્ષત્ર નિર્ધાર. ૩૯
મણિમેઘ ક્ષરાદ્રિ ખંજન, અસ્તગિરિ અપરાંતિક;
હૈહય વિપ્રશસ્તક કોકણુ, પચનદક ને શાંતિક. ૪૦
વમન તારક્ષુર અંગતકને, કર્કર તથા ગુરુસ્વર;
શાલ્મવેશ્મક ફાલ્ગુનક ને, ફલ્ગુલુક ઘોર અનર. ૪૧
વેણુમતીમાં વાસ કરતા, ગુરુહા કલ એકેક્ષણુ;
વાજિકેશ દીર્ઘગ્રીવ ચલિક, અશ્વકેશ દેશ રક્ષણુ. ૪૨
કૂર્મપુચ્છે તે રહે છે, સુણ્ય દ્વિજસુત્તમ;
જ્યેષ્ઠા મૂળ ને પૂર્વાષાઢા, એ નક્ષત્ર રેહ અનુત્તમ. ૪૩
માંડવ્ય ચડખાર કુન્યતા, લડહ નૃસિંહ બાલ્હિક;
અશ્વકાલનતા સ્ત્રીવાહ્ય નામે, વસતા વેણુમતી તજી બીક. ૪૪
બલાવસ્થા ધર્મબદ્ધ ને લુક, ઉરુકર્મમાં વસનાર;
ઉત્તરાષાઢા શ્રવણુ ધનિષ્ઠા, એ નક્ષત્રો નિરધાર. ૪૫
એ કૂર્મોત્તર પાસ છે સહુ, જાણ્ય ક્રૌષ્ટુકિ તું;
વળી આગળ વર્ણન કરું છું, તું સુણ્ય સર્વે કહું હું. ૪૬
કૈલાસ ક્રૌંચ કુરુબક નામે, ક્ષુદ્રવીણ ને હિમવાન;
રસાલય કૈકેય યામુન, ભોગપ્રસ્થ વસુમાન. ૪૭

જંબુદ્વીપ ત્રિગર્ત સાર્દન, અગ્નીજ્ય ધનુષ્યમાન;
અશ્વમુખ ચિવિડ કેશધારી, દાસેરક ને વાટધાન. ૪૮
પુષ્કલ અધમ કિરાત નામે, અંબાલ ને શવધાન;
તક્ષ શિલાશ્રય કરનાર સહુ, માલવ મદ્ર હે ગુણવાન. ૪૯
વેણુક પિંગળ ને વદતિક, માનકલહ વિપ્રેંદ્ર;
દૃષ્ણુ કોહલક માંડવ્ય નામે, ભૂતિ યુવક મહામહેંદ્ર. ૫૦
ચાતક હેમતારક યશોમત્યજ, ખરરાશી ને ગાધાર;
સાગર રાશિ યૌધેય, નામે, દાસમેય અતિ વિસ્તાર. ૫૧
રાજન્ય સ્યામક ક્ષેમધૂર્તક, એ શોભતા નિરધાર;
શતભીષા પૂર્વાભાદ્રપદ ને, ઉત્તરાભાદ્રપદ મોઝાર. ૫૨
એ નક્ષત્ર કૂર્મની વામ કુક્ષિ, આવી રહ્યાં નિર્વાણ;
વળી આગળ વિસ્તાર ભાખું, તું સુણય હે સુજાણ. ૫૩
કિન્નરરાજ્ય પશુપાલ કીચક, કાશ્મીરક મહાધામ;
અભિસાર લોક દવદ કુલટા, જે અંગના વરનામ. ૫૪
વનરાષ્ટ્ર સૈરિષ્ટ નામે, બ્રહ્મપૂરક જેહ;
વનવાહ્યક કિરાત કૌશિક, નામ નિઃસંદેહ. ૫૫
નંદ દાર્વાદ લોલન નામે, પહ્લવ અમરક કુરટ;
અન્નદારક એકપાદ ખસ, ઘોષ સ્વર્ગભૌમ હે ભટ. ૫૬
અનવદ્યક યવન ને હિંગ, ચીરપ્રાવરણ ને ત્રિનેત્ર,
પૌરવ ગંધર્વ આદિક માનો, મહામોટાં ક્ષેત્ર. ૫૭
હે દ્વિજશર્મ એ લોક વસતા, કૂર્મોત્તર આગલે પાગ;
હવાં તે પગે નક્ષત્ર વસતાં તે તુંને કહું મહાભાગ. ૫૮
રેવતી અશ્વિની ભરણી, એ ત્રણ નક્ષત્ર પ્રમાણ;
તે પાદદેશે તેહ છે, તે નક્ષત્ર તો સુજાણ. ૫૯
હે દ્વિજ એ ક્રમવડે ભાખ્યા, દેશ જે જે સાર;
તેમાં શુભસ્થાને ગ્રહ હોય તો, થાય ઉત્કર્ષ ત્યાં નિરધાર. ૬૦
જો અવળી ગતિ ધરી ગ્રહ રહ્યા તો, પીડાય લોક અનંત;
ભરણીએ ભરાયા ભુંડ જેવા, મૂર્ખને મહામતિ મંદ. ૬૧
હે મુનિશર્મ જે નક્ષત્ર સ્વામી, જે ગ્રહતણો સુજાણ;
તેના બાધથી બાધા વધે છે, ભય ઉપજે પ્રમાણ. ૬૨
ઉત્કર્ષ થાયે તેહનો તો, થાય શુભ સર્વત્ર;
હે દ્વિજશાર્દૂલ પ્રતિ દેશે, અનુરૂપ જે ગ્રહ અત્ર. ૬૩
ભુંડું ભલું તેવડે થાયે, મળે સુખ દુઃખ સુજાણ;
સ્વપ નક્ષત્ર શુભ હોય સર્વે, પણ નીચ ગ્રહ વક્ર પ્રમાણ. ૬૪

તો જનમાત્રને ભયકારી તે છે, અશુભ ફળ દેનં.
ગ્રહ શુભ ને નક્ષત્ર નીચું, હોય જેણી વાર
અનિષ્ટ અલ્પ શ્રમ દેનાર થાયે, દુઃખકારી ફળ દે જાણ;
તે રીતે દેશ ગ્રહ કુસ્થાનકે જો, આવી વસ્યો પ્રમાણ. ૬૬
તો શુભ વિપાક હોયે છતાં પણ, તે અલ્પફળ દે સાર;
એવું દેશજ્ઞાની સુધી વદે, સૌ શાસ્ત્ર જોઇ અવિધાર. ૬૭
દ્રવ્ય પશુ રેઠાણ માંહે, પોષ્યવર્ગ મિત્રની માંય;
પુત્ર કે પત્ની વિષે પડ્યો કદી, પાપગ્રહ જન જ્યાંય. ૬૮
જો પુણ્યશાળી પૂર્ણ હોયે, તોય ઉપજે ભય તેને;
હવાં અલ્પ પુણ્યવાળો વર્ણવું, શું દુઃખ થાયે એને. ૬૯
એવા વિષે ગ્રહ પડ્યો માઠો, કે અતિ પાપી માંહે પૂર;
નિષ્પાપીને નવ કોઈ સ્થાનક, પાપગ્રહ નડે દ્વિજ શૂર. ૭૦
નવ ભય તેનાથકી થાયે, એમ વદ્યું વેદ પુરાણ;
અતિ પાપીને તો પાપ શું? હોય નિષ્પાપીને સુજાણ. ૭૧
જે દેશ દિશા શુભાશુભ, તે જન સર્વને સામાન્ય;
સ્વરાષ્ટ્રને સામાન્ય છે, તેવું નક્ષત્ર ગ્રહને માન્ય. ૭૨
ભોગ કર્મે જે લખ્યા તે, ભોગવે નરદેહ;
ન થાય કશી વાતે છૂટકો, હું જાણુ નિઃસંદેહ. ૭૩
હે મુનિશાર્દૂલ નેષ્ટ સ્થળથી, કરે ગ્રહ રક્ષણ;
પદવી એવી પામી પરસ્પર, તે નવ પીડે અધક્ષણ. ૭૪
કિંતુ તેહ ગ્રહ અશુભ હોય, તો કરે શુભનો નાશ;
મેં કૂર્મ સ્થિતિ જે કહી તુજને, કરુ તે વિષે સર્વ પ્રકાશ. ૭૫
જે શુભાશુભ ફળ તેહનું, છે દેશને નિર્વાણ;
કિંતુ સામાન્ય સુધી ભાખે, દેઈ કરી પ્રમાણ. ૭૬
એ રીત જોઈ મતિમાને, દેશ નક્ષત્ર ને ગ્રહપીડા;
લોકવાદને જાણી જ્યને, કરવી શાંતિકરી ક્રીડા. ૭૭
આકાશથી સુરાદિકેરા, વળી ગર્ભ દાનવ જેહ;
પૃથ્વીપર જે પડે તેને, લોકવાદ જન કેહ તેહ. ૭૮
સુધી જને કરવી શાંતિ તેની, વિધિ પુરસ્સર પ્રાત;
લોકવાદાવગણના ન કરવી, કરતાં થાય વસમી વાત. ૭૯
શાંતિકરતા જેહ નર તે, દુષ્ટ ફળ નવ પામે;
રોધ થાયે કષ્ટનો વળી, શુભોદય સહુ જામે. ૮૦
પાપનાશક એ જ હેતુ, ન કરવાથી નિર્વાણ;
હાનિ મતિધનકેરી થાયે, એમ ભાખી ગયા સુજાણ. ૮૧

એવું છે માટે સુધી પુરુષે, રેહવું શાંતિકર્મે વિષે તૈયાર;
લોકવાદે તત્પર તેવા, અહોનિશ રેહવું સાર. ૮૨
જો ગ્રહપીડા થતી હોય તો, લોકવાદ શાંતિ કરવી;
તે સમે મનસા તાહરે મુનિ, કેઈ પેરે ધરવી. ૮૩
દ્રોહ તજવો ઉપોષણ ધારવું, કરવું સુરાદિક વંદન;
જપદાન હોમ ને સ્નાન કરવું, તજવા કોપાદિક દુર્જન. ૮૪
હવાં આચરણ કેવું પાળવું, તે કહી દાખું આજ;
તું એક ચિત્તે સર્વ સુણજે, હે દ્વીજજન મહારાજ. ૮૫
સર્વજન ઉપરથકી, દ્રોહમતિ કરવી ત્યાગ;
મિત્રભાવ રાખી સર્વશું, વર્તવું ધરી અનુરાગ. ૮૬
જલ્પવું નવ જૂઠું કહિયે, અસત મૂકવું વેહતું;
પરનિંદાનો ત્યાગ કરવો, એ લક્ષણ અનિષ્ટજ દેહતુ. ૮૭
પ્રાણી માત્રે સહુ પીડામાં, ગ્રહ પૂજન કરવું જાણ;
ગ્રહનક્ષત્રથી નીપજિયાં જે, વિઘ્ન ભયકારી પ્રમાણ. ૮૮
તે વિઘ્ન જીતેંદ્રિય વારે, કરે શમાવી શાંત;
એ રીતે વ્યાસાદિક મોટા, કથી ગયા મહા દાંત ૮૯
ભરતખંડે સર્વ વ્યાપી, એ પેરં વસ્યા ભગવાન;
કુર્મરૂપે રહ્યા તેથી, છે કૂર્મ દેવ મહાન. ૯૦
એ સર્વ વિસ્તારી કહ્યું મેં, જે સાંભળ્યું તેં સાર;
અચિંત્યાત્મા નરહરિ એ, જેમાં રહ્યું સર્વ નિરધાર. ૯૧
પ્રત્યેક નક્ષત્ર વિષે જે જે, રહ્યા દેવાદિદેવ;
તે નરહરિ વિષે વશી રેહે, સહુ કરે તેની સેવ. ૯૨
હરિના મધ્ય ભાગે અગ્નિ છે, વસુંધરા ને વિધુ;
મેશાદિ ત્રણ છે મધ્યમાં, એમ વધુ વેદે સીધુ. ૯૩
મિથુનાદિ દ્વય મૂળમાં વસે છે, વળી કર્ક સિંહ પ્રમાણ;
પાદપૃષ્ઠના પૂર્વમાં છે, એમ કહી ગયા સુજાણ. ૯૪
સિંહ કન્યા તથા તુલા, એ ત્રણ રાશિ જેહ;
તે કુક્ષિમાંહે વાસ કરતી, એવી હરિવર દેહ. ૯૫
પાદ દક્ષિણ પાસ પાછળ, રહે તુલા વૃશ્ચિક સાર;
વૃશ્ચિક અને ધન પૃષ્ઠ ઉપર, વસે વાસ નિરધાર. ૯૬
વાયવ્ય કોણતણે પદે છે, ધન મકરાદિ રાશિ ત્રણ;
જેની ઉત્તરાદિ કુક્ષિ વિષે છે, કુંભ મીન રાશી પણ. ૯૭
ઇશાન કોણતણે પદે છે, મીન મેષ રાશિ જેહ;
દ્વિજશર્મ વળી હરિમાં વસ્યું શું, તે દાખવું નિ:સંદેહ. ૯૮

કૂર્મ રૂપમાં દેશ સઘળા, તે દેશે રહ્યાં નક્ષત્ર;
નક્ષત્ર મધ્યે રાશિ રહી છે, રાશિ વિષે ગ્રહ સર્વત્ર.
એમ છે માટે જાણવું, ગ્રહથકી પીડા થાય;
વા નક્ષત્રથી તે ઉપજે તો, દેશને પીડા સદાય. ૧૦૦
તત્ શાંતિ અર્થે સ્નાન કરીને, નરે આપવાં મહાદાન;
હોમાદિ વિધિ સર્વત્ર કરવો, એમ કથી ગયા ગુણવાન. ૧૦૧
હે વિપ્રેંદ્ર ગ્રહના મધ્યમાં જે, વસી રહ્યો વિષ્ણુ દેવ;
તેના ચરણ તે જગત કારણ, છે અચિંત્ય સ્વરૂપ એવ. ૧૦૨
એવા સામર્થ્યવાળા મહાપ્રભુ છે, નારાયણ નિર્વાણ;
તેને મંદમતિ શું ઓળખે, જે અંધજન પાષાણ. ૧૦૩
પ્રેમ આણી પુરાણી આ, વાંચો પ્રાકૃત પુરાણ;
આ થકી સંસ્કૃતતણા થાશો, તમે જાણ સુજાણ. ૧૦૪
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, કૂર્મનિવેશ વિસ્તાર;
અષ્ટપંચાશીધ્યાય પૂરણ, ભજો માધવ મુરાર. ૧૦૫

વલણ.

ભજો માધવ મુરાર સર્વે, તજો તનથી દ્વેષ રે;
જન પ્રેમાનંદ નામ મિથ્યા, તવ કરો કાં પુરાણી કલેશ રે. ૧૦૬

---

## કડવું ૧૧૬ મું.

### રાગ ગોડી.

માર્કંડેય કહે સુણ દ્વિજરાજ, વર્ણી કહ્યો ભરતખંડ મેં આજ,
એ ખંડમાં યુગ છે ચાર, સત્ય ત્રેતા દ્વાપર કલિ નિરધાર. ૧
તેવી વર્ણો ચાર જે એમાં, છે દ્વિજ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર જેમાં,
હે દ્વિજશાર્દૂલ આ ખંડ વિષે, માનવ આયુષ્ય કેટલું દીસે. ૨
તેનું કરી કહું પ્રમાણ, તે સર્વ સાંભળ્ય જાણ સુજાણ;
સત્યાદિક યુગ વિષે જે હતું, તે સહુ અનુક્રમે કરું છતું. ૩
ચારસો ત્રણસો અને બસો, માન્ય કલિમાં વર્ષ સો;
હવાં પૂર્વ દિશાભણી દેવકૂટ, કરું તેનું વર્ણન સાંભળ્ય સ્ફુટ. ૪
તે મહાગિરિરાજની પૂર્વે, છે ભદ્રાશ્વખંડાભિધાન અપૂર્વે;
તેનું વર્ણન સાંભળ્ય તુંય, કહું યથાર્થ સર્વે હુંય. ૫
એમાં શ્વેતપર્ણ નીલ શૈવાલ, પર્ણશાલાગ્ર કૌરંજ વિશાળ;
એવા પંચકુલપર્વત સહી, અનુત્તમ આવી રહ્યા છે તહીં. ૬

એ વિણુ અનેક લઘુ નગ* જાણુ, ઉપજ્યા તે પર્વતમાંથી પ્રમાણ,
તેણે કરી થયા નાના પ્રકારના દેશ, જેની સંખ્યા ગણાય ન લેશ. ૭
કુમુદ સમ શુદ્ધ શિખરવાળા, મંગળકારી બીજા નગ છે કાળા;
એવા કોટયાવધિ નગ નિર્વાણ, જેનું થાય ન કોથી પ્રમાણ. ૮
સીતા શંખાવતી ભદ્રા નામ, ચક્રાવર્તા નદી છે તેણે ઠામ;
અન્ય શીતજળવાહિની અપાર, જેનો જન પામી શકે ન પાર. ૯
એ ખંડના પુરુષો જેહ, શંખવર્ણો દીસે છે તેહ;
શુદ્ધ સુવર્ણ સમી છે કાંતિ, થાયે જેની દેવ સમાગમે શાંતિ. ૧૦
પુણ્યશાળી પૂરે પૂરા તેહ, સહસ્રવર્ષ આયુષ્યવાળા એહ:
નથી અધમોત્તમ તેમાં કોઈ, જ્યાં સર્વ સમાનાકૃતિ જોઈ. ૧૧
તિતિક્ષાદિ અષ્ટ ગુણેકરી યુક્ત, સ્વભાવે સિદ્ધાચરણે સયુક્ત;
ત્યાં ચતુર્બાહુ જનાર્દનનું સ્વરૂપ, અશ્વશિરા છે નર ભૂપ. ૧૨
તેને હૃદય લિંગ ને છે પાદ, છે હસ્ત ત્રિનેત્ર સરવો સાદ;
જગત સ્વામી અશ્વશિરા જેહ, એમના એવા વિષય નિ સદેહ. ૧૩
હવાં પશ્ચિમ મધ્યે કેતુમાલખંડ, તેહ વર્ણવી દાખું પ્રચંડ;
જ્યાં વિશાળ કમ્બલ કૃષ્ણ જયત, છે હરિ પર્વત દીર્ઘ અનંત. ૧૪
છે વિશોક ને વર્ધમાન, એવા સપ્ત કુલાચળ પ્રમાણ;
અન્યસહસ્રાવધિ પર્વત ત્યાંય, તેમાં ઘણા દેશ વશી રહ્યા જ્યાંય. ૧૫
મૌલય મહાકાય શાકપોત, કરભક જાતિની પ્રગટે જ્યોત;
એવા અભિધાનવાળા નર ઘણા, વસે તે ખંડે માણી મણા. ૧૬
તેઓ દસ્યુ શ્યામા કંબલા નામા, અમોઘા કામિની ને શ્યામા;
એવી બીજી સરિતા અનેક, તેનું જળ પીતા કરી વિવેક. ૧૭
પૂર્વખંડના જન જેટલો જાણુ, કર્યો તેનો આવરદા નિર્વાણ;
એ ખંડે પાદ સુખ હૃદયવાળા, પૃષ્ઠ પાસાએ શોભાળા. ૧૮
શ્રીહરિ વસેછે જાણુ, વારાહ રૂપથકી જન્મા પ્રમાણ;
એ વિષ્ણુ રૂપને ત્રણ નક્ષત્ર, યુક્ત થઇ રહ્યા દેશ સર્વત્ર. ૧૯
જ્યાં છે અન્ય શુભ નક્ષત્ર મહાન, ત્યાં થયા શ્રીહરી વિરાજમાન;
હે મુનિશાર્દૂલ એ રીતે, મેં કેતુમાલ દેશ કહ્યો પૂરણ પ્રીતે. ૨૦
હવાં ઉત્તરકુરુનું કરું વર્ણન, તે તુ સાંભળ્ય થઈ એકમન;
છે તે દેશે મિષ્ટ ફળનાળાં વૃક્ષ, જેનાં નિત્ય અતિ પુષ્પફળ લેતા દક્ષ. ૨૧
તે વૃક્ષના ફળથકી નિર્વાણ, વસ્ત્રાલકાર મળે પરમાણ;
તે વૃક્ષ સર્વ સમયે સર્વ, અભીષ્ટ ફળ આપે રહિત ગર્વ. ૨૨
ત્યાંની મહી છે મણિ સરખી, સુખશાંતિ સરખી સિદ્ધે પરખી;
સર્વદા સુગધિક વાયુ વાય, તેથી ત્યાં સર્વાંગે સુખ થાય ૨૩

* પર્વત

જે પડે દેવલોક થકી મનુષ્ય, જેને આવી રહ્યું પુણ્યતણું આયુષ્ય;
તે પડી સ્વર્ગથી જન્મે તહીં, છે એવી વાત પુરાણો મહીં.
તે દેશે ચક્રવાક પક્ષીની પેઠે, અન્યોન્યાસક્ત નરનારી ભેટે;.
તે નરનારીનાં નિર્વાણ, એક કાળે જોડકાં ઉપજે પ્રમાણ. ૨૫
સાડાચૌદ સહસ્ર વર્ષ પર્યંત, ન આવે તેના આયુષ્યકેરો અંત;
ત્યાં કુલ પર્વત છે ચંદ્રકાંત, તેવો બીજો નામે છે સૂર્યકાંત. ૨૬
તે બે નગમધ્યે નિર્વાણ, શુચિ સ્વચ્છ નદી વહે મહાન;
છે જળ ઓઘવતી નદી તેનું નામ, ભદ્રસોમા છે ભદ્રનું ધામ. ૨૭
તે વહે પૃથ્વી ઉપર તમામ, તેનાં કરે તે કુણ વખાણ;
વળી અન્ય બીજી નદી અનેક, કરે સહસ્રાવધિનો કુણ વિવેક. ૨૮
કેટલીક સરિતા બીજી જેહ, દુગ્ધ ઘૃત વહે છે તે મધ્યે;
દધિકેરા હ્રદ છે ત્યાંહી, દર્શો અન્નકેરા પર્વત માંહી. ૨૯
તે દેશકેરા વન મોઝાર, સહસ્રાવધિ સ્વાદિષ્ટ ફળ છે સાર;
છે જેનો પીયૂષ સરખો સ્વાદ, જે જોઈ ઉપજે અતિ આલ્હાદ. ૩૦
ત્યાં મહાસ્વરૂપી વસે વિષ્ણુ, વિશ્વરૂપધારી સંગે જિષ્ણુ;
પૂર્વ રૂપે રહ્યા અપૂર્વ દેહ, જેમાં ન જાણે કોઈ સંદેહ. ૩૧
હે વિપ્ર તે ત્રણ ત્રણ નક્ષત્રકેરી, નવ પ્રકારે વેંચાયા ચિત્તધરી;
હે મુનિ શાર્દૂલ ત્યાંના દેશ, વેંચાના નવ પ્રકારે વરવેશ. ૩૨
છે તેનો ચંદ્રદ્વીપ સમુદ્ર મોઝાર, છે ભદ્રદ્વીપ સાગર મધ્યે સાર;
અહો બ્રહ્મન્ એહ પ્રકાર, મેં તુંને ઉત્તરકુરુનો કહ્યો વિસ્તાર. ૩૩
કર્યું તેનું વર્ણન યથામતિ, હવાં કિંપુરુષાદિ ખંડની કહું ગતિ;
તે સહુ સાંભળ્ય એકાગ્ર થઈ, પૂરે પ્રભુ આશા તારી સહી. ૩૪
જેમ પૂરી પુરાણી કેરી આશ, યથાશક્તિ ગ્રંથ કરી પ્રકાશ,
ભલે હોય માનસે તેમને વેર, કરાય તો કરે ભવે કેર. ૩૫
આપણે ગાવી કથા ઘેર ઘેર, થાશે એથી માધવ કેરી મ્હેર;
થાશે પુરાણીની પૂરી પેર, હળાહળ જામી જાશે ઝેર. ૩૬
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, ઉત્તરકુરુકથન પ્રમાણે;
થયો એકોનષષ્ઠીતમોઽધ્યાય, યથામતિ કથા દ્વિજ ગાય. ૩૭

વલણ.

યથામતિ કથા ગાય દ્વિજજન, વૃથા ન વાણી વિવેક રે;
પુર આણી પ્રીત મનમાં, તવ નવ કાંઈ એ વતરેક રે. ૩૮

પા૦ "વિશ્વરૂપ ધારી જાતે વિષ્ણુ" મૂળ પુરાણથી સ્વીકારેલો પાઠ ભૂલ ભર્યો છે.

## કડવું ૧૧૭ મું.

### રાગ કેદારો.

નાર્કંડેય કેહ દ્વિજ મહામતિ, કિંપુરુષ ખંડતણી કહું અતિ;
અતિ રતિવતી સુખ પામતું રે. ૧
જ્યાં ગભીરવીર દેહ ધારી, નર દશ સહસ્ર વર્ષ જીવે અવિધારી;
નરનારી જાણે ન કોઈ શામતું રે. ૨
જ્યાં સ્ત્રી પુરુષ ન જાણે શોક, વસે વ્યાધિ રહિત થઈ અશોક;
એવા લોક થોકે થોક જ્યાં વસે ઘણું રે. ૩
નદનવન સરખો, વિશાળ, છે એક વનખંડ મુનિબાળ;
થઈ કૃપાળ દયાળ તે હું ભણું રે. ૪
તે વનફળનો રસ જેહ, સ્થિર યૌવનવાળા પીએ નર તેહ;
થાય ઉજેકાર ઉજેહ અંગમાં રે. ૫
ત્યાં પદ્મ સમ સુગંધી વાળી, છે શ્વેત આંખ ને કીકી કાળી;
જ્યાં ક્ષીણ થાય ન બાળી ઉમંગમાં રે. ૬
તે પણ કરતી અમૃતરસપાન, મહામત્ત ને યૌવનવાન;
ગુણવાન બુદ્ધિવાન તે ઘણી રે. ૭
નરથકી નમતી નાસિકા જેની, કટિકૃશ અતિશે તેની;
એની વેણી ફેણીપર સોહે મણિ રે. ૮
એવો કિંપુરુષ વર્ણવ્યો આજ, હવાં હરિવર્ષ કહુ તારે કાજ;
સુણ દ્વિજરાજ વર્ણન કારસુ રે. ૯
જ્યાં સુવર્ણ રગાકૃતિ છે નર, પડ્યા સુર લોકથી ક્ષીણપુણ્ય વર;
તેનું ઘરબાર વર્ણું આ વારસુ રે. ૧૦
છે તેનાં દેવ સમાને રૂપ, દર્શે એક એક ભુમિનો ભૂપ;
અનુપમને ઉપમા શી ઘટે રે. ૧૧
એ ખડે સર્વ નર નિર્વાણ, પીએ રમ્ય ઇક્ષુરસ પ્રમાણ;
તે જાણ સુજાણુની ક્ષુધા મટે રે. ૧૨
તેમને વૃદ્ધ વય કરે નવ બાધ, નવ અંગવર્ધણનો અપરાધ;
એવા સાધ શિરોમણિ ત્યાં વસે રે. ૧૩
તે જીવે કિંપુરુષ જેટલું જાણ, જેનું રોગ રહિત અંગ પ્રમાણ;
કરે કોણ વખાણ તેનાં નવે રસે રે. ૧૪
કહ્યો મેરુખડે ઇલાવર્ત એવ, તે સર્વ સાંભળી લીધો તેવ;
તે સુખદેયણો છે શાંતિકારકો રે. ૧૫
જ્યાં તપનતાપ ન લાગે રજ, જ્યાં આપ્યું રજ તો થાપે ગજ;
તું સજ થઈ સાંભળ્ય આવારકો રે. ૧૬

ત્યાંના નર વૃદ્ધ ન થાયે કોય, ત્યાં ચંદ્ર સૂર્ય ન ઊગે સોય;
હોય નક્ષત્ર ગ્રહ નવ કો લહે રે.
તેના કિરણતણો પ્રકાશ, નથી કરતો તે દેશ ઉજાશ;
તેની આગમ આશ ન કો કહે રે. ૧૮
પ્રગટે ત્યાં મેરુ પ્રકાશ સદાય, ત્યાંના જન રીઝે તદાય;
કદાપસાહ્ય ન અન્યની તે ધરે રે. ૧૯
તે જનની કાંતિ છે કમળ જેવી, ગંધ કમળ જેવી સેવી;
દેવ દેવી તે પણ તેવી વરે રે. ૨૦
કરે તે જંબૂરસનું પાન, તેથી પોસાય તેમનાં વાન;
ભાનુ સમાન કાંતિ પ્રગટે ઘણી રે. ૨૧
છે કમળપત્ર સમાન તેનાં લોચન, ભાળ વિશાળ જન પાવન;
મહામન સ્વરૂપી ચિંતમણિ રે. ૨૨
ત્યાં વસે પદ્મિની ને પુરુષ, તેનું તેર સહસ્ર વર્ષ આયુષ્ય;
તુલ્યતરુણી તેજે તરણિ સમી રે. ૨૩
ઇલાવર્ત મધ્યે નિર્વાણ, શંખાકાર મેરુ રહ્યો પ્રમાણ;
જાણ વખાણમાં જાયે વમી રે. ૨૪
ત્યાં છે મેરુ પર્વત એક, કરવો ન બીજા તણો વિવેક;
ટેક છેક જાય બીજો ગણે રે. ૨૫
એ ઇલાવર્ત ખંડ કહ્યો ભૂદેવ, હવાં રમ્યકખંડ કહું તતખેવ;
ભવ્ય ભેવ દેવ જેનો ભણે રે. ૨૬
ત્યાં લીલાં પર્ણવાળો એક વૃક્ષ, જોતાં ઉંચાં ચઢી જાય ચક્ષ;
દક્ષ ભૂલે તે સોઈ જોઈ વૃક્ષની રે. ૨૭
તે વૃક્ષ વટતણો નિર્વાણ, તેનો રસ પી કરે સર્વ વખાણ;
છે જાણ સુજાણ સાક્ષી એ ભક્ષની રે. ૨૮
તે વટફળરસ પીએ મહંત, તેણે જીવે તે ખંડના જંત;
અંત ચતુરશિરોમણિ શાં ભણે રે. ૨૯
તે ફળ ભક્ષક નરનાર, જીવે છે વર્ષ દશ હજાર;
પાર તેહનો સુધી* એવો ગણે રે. ૩૦
તે છે રત્યાદિક કર્મે નિર્મળ, ત્યમ વૃદ્ધવયી છતાં મહાબળ;
વિમળ સુગંધી વાયુ જ્યાં વહે રે. ૩૧
એ રમ્યખંડ કહ્યો રમણિક, કહું હિરણ્યખંડ હું ઠીકાઠીક;
જે અધિક એક એકથી મુનિ કહે રે. ૩૨

* બુદ્ધિમાન્

જ્યાં પુષ્પ પત્રવડે ઉજ્જ્વળ, હિરણ્યવતી નદી વહે નિર્મળ;
છે જળ ખળજેતું ગહન અતિ રે. ૩૩
ત્યાં બલિષ્ટ તેજસ્વી સાર, શરીર સંપત્તિ જેને અપાર;
એવાં નરનાર વસે મહામતિ રે. ૩૪
વળી ધનવાન ને બળવાન, ગુણવાન ને રૂપવાન;
મતિમાન મહાન નર નીપજે રે. ૩૫
જ્ઞાનવાન ને સત્ત્વવાન, ધૃતિવાન ને લજ્જાવાન;
દાન માન વધારકનર ઉપજે રે. ૩૬
નહિ પાપી પુરાણી જેવા કોઈ, અદ્યાપિ સુણી જાણી સોઈ;
જે ઘોઈ પુણ્યની ધારણ ધસમસે રે. ૩૭
દિસે કનકફુલ સમાન, ફૂલે તેવો ફૂલકો મહાન;
તેવા ગુણવાનનાગંધ મસમસે રે. ૩૮
સ્વાયંભુવ મન્વંતર થયો પૂરો, નથી કથા ભાગ રાખ્યો અધૂરો;
ચરેચૂરો પ્રાયશ્ચિત થાય સુણે ભણે રે. ૩૯
સત્તરસેં પાંસઠયે કથા કથી, કર્યું સંસ્કૃત કેરું પ્રાકૃત મથી;
નથી ગુણ પુરાણી અરી ખણે રે. ૪૦
થાય તેવા જો થઇએ સહી, તો ગ્રામ મધ્યે જઇએ રહી;
કહી કેહવત એવી જને સહી રે. ૪૧
તવ વેરીના વેરી થાશું, પ્રભુકૃપાએ પુરાણ ગાશું;
આ શું, કેહશે પુરાણી જહીં તહીં રે. ૪૨
પુરાણી પ્રેમાનંદ કેરો, સુણે ઝઘડો તેનો ટળે ફેરો;
ફેરો વૈરભાવ નથી કંઇ નાશમો રે. ૪૩
જેને કજિયાનું નવ કામ, તેહ જપો પુરાણપુરુષ સ્વામ;
રામ મળશે પૂરણ પ્રકાશનો રે. ૪૪
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણનીમાંય, ભુવનકોશસમાપ્તિ વર્ણી આંય;
જ્યાંય ત્યાંય હરિ નામ દેખશો રે. ૪૫
અહીં થયો પચીતમોધ્યાય, વિપ્ર યથામતિએ ગાય;
ઉપાય મળતાં પુરાણી ઉવેખશો રે. ૪૬
ઉવેખો અઉવેખો કોઇ, મારે જોવી ન તેની સોઈ;
રોઇ રેહશે અરિગણ દાસણો રે. ૪૭
હવાં આરંભ કર્યો તે ઉતરું પાર, જો દયા કરો દેવમોરાર;
આ વાર ઇષ્ટદેવ કર્યો મેં વામણો રે. ૪૮

વલણ.

છે વામણો ઇષ્ટદેવ મારો, ડરો સવ બામણો રે;
દયામણો નથી દેવ એ તો, છે અરિ સમ્યક્ થામણો રે. ૪૯

## કડવું ૧૧૮ મું.

### રાગ કેદારો.

શ્રીગુરુ ગણપતિને શિર નામી, વંદું વામન વૈરાટ સ્વામી;
બહુનામી ઇચ્છા પૂરો મનતણી રે.

ઢાળ.

મનતણી ઇચ્છા પૂરીએ, ગુરુદેવ કૃપાળ;
સાગરસમો શિર ભાર ધરવા, હું વાંચ્છું નાનો બાળ.
ક્યાં મન્વતર ને માનવી, ક્યાં દેવ દાનવી જોડ;
મૂઢમતિએ મનુઅંતર તેવો, કેહવા ઉપનો કોડ.
સરસ્વતી આઇ સાહય કરજે, જ્યમ હાસ્ય મારુ ન થાય,
હસારત મારી થતાં આઈ, તવ ગુણગણ કો નવ ગાય.
ભક્તજન કેહ ભવ મધ્યે, ન હસ્ત દ્વિજનો સાહયો;
આઇ પ્રતાપે આરંભ કીધો, અંતને તે ન કમાયો.
એ વિધિ મહામાયા મુને, લાગશે લાંચ્છન,
ભક્ત આઇને ભેળાં ગણશે, એ થાય દુ:ખ મુને અનુદિન.
માટે માત મારી કૃપા કીજે, હંસવાહનિ આજ;
જેણે કીર્ત્તિ વાધે આપની, ને થાય મારું કાજ.
યથાશક્તિ આરાધિયાં મેં, તે તે સ્થળે કરી સાહય,
આ સમે અનુષ્ઠાન કરીને, પુરાણી જન એમ ગાય.
સરસ્વતીને સાધી લઇશુ, જેણે વિઘ્ન અમુઆશે;
માર્કંડેય રેહશે અધરું, પ્રેમાનંદ પૂર વહવાશે.
આઇ સુણી સોઇ એવી, જોઇ વૈરી પુરાણી સર્વ;
અનુષ્ઠાન આવું આચર્યું મેં, તજી ગાત્રથી ગર્વ
હવાં કથા આરંભ કરું છું, આઇને કરી પ્રણામ;
સમ્યક્ પ્રકારે સાહય કરજો, ભારતી પૂરણ કામ.
ક્રૌષ્ટુકિ કહે મહામુને, અહો માર્કંડેય ભૂદેવ;
મેં જે જે પ્રશ્ન કર્યાં મુનિ તે, નિવારિયા તતખેવ.
કહી અવનિઅબ્ધિતણી સ્થિતિ, વળી તે તણાં પ્રમાણ;
નક્ષત્ર કેરી સ્થિતિ ભાખી, ગ્રહપ્રમાણ સુજાણ.
પૃથ્વ્યાદિ લઇને લોક સઘળાં, વળી કહ્યાં સપ્ત પાતાળ;
સ્વાયંભુવ મન્વતર ભણ્યા મુનિ, થઈ મારા ઉપર કૃપાળ.
નાના વિધિ નદી નામ ભાખ્યાં, નગ કહ્યા નૌતમ જાણ;
ગંગોત્પત્તિ કહી સર્વે, કર્યાં અજ્ઞાન સુજાણ.

તે રીતે કૃપા કરી કહો, જે કથા સુણવા ચિત્ત,
આ કાળ માન્યું મેં મુનિ એ, ધાન્ય માન ને વિત્ત ૧૬
સ્વાયભુવ પછી જે થયા તે, કહો મન્વંતર મુન્ય,
એ સાંભળવા ઇચ્છા અતિશે, છે હૃદય મારું શૂન્ય. ૧૭
તે મન્વતરાધિપતિ ભાખો, દાખો દેવ ઋષિ તેના,
તેતણા પુત્રો નૃપો આજે, વદો ગુણ ગણ એના. ૧૮
એક ચિત્તે સર્વ સુણું હું, ધ્યાન ધારી ભૂદેવ;
પાદપદ્મ પર ષટપદ થઇ ભમી, સિદ્ધ સાધુ સેવ. ૧૯

વલણ.

સિદ્ધ સાધુ સેવ, સેવક થઈ સમ્યક્ પેર રે;
ભટ પ્રેમાનદ વિનવે મુનિ, કરો મહી મળતી મુજને મેહર રે. ૨૦

---

## કડવું ૧૧૯ મું.

### રાગ વેરાડી.

વળતું માર્કંડેય બોલિયા, સ્વર સમ્યક્ સુણી,
સ્વાયંભુવની વદી મેં વાત, ગુણભુજ હે ગુણી.
હવાં કહુ સ્વારોચિષને, સ્વર સમ્યક્ સુણી,
તે મન્વતર વદુ વિખ્યાત, ગુણભુજ હે ગુણી. ૧
વારિધિ સમી વરુણા નદી, સ્વર૦ તેના તટપટપર એક ગ્રામ; ગુણ૦
અરુણાસ્પદ નામ નગરનું, સ્વર૦ તે નગરે ચાર વર્ણ વિશ્રામ. ગુણ૦ ૨
ત્યાંનો રાજા ભગીરથ સારખો, સ્વર૦ પાળે પ્રજાને પૂરી પ્રીત, ગુણ૦
તે નગરે ગુરુકુળ તો ઘણાં, સ્વર૦ તેમાં દ્વિજ દાનેશ્વરીની વર રીત. ગુણ૦ ૩
કરે સધ્યાવદન સવારમાં, સ્વર૦ પાળે ગૃહસ્થાશ્રમની પેર, ગુણ૦
તેને ઘેર સુરેશ્વર સારખો, સ્વર૦ સુત પ્રકટ્યો માધવ મેહર. ગુણ૦ ૪
જેની ક્રાંતિ તેની કનક સમી, સ્વર૦ ધર્યું કાંતિમાન તો નામ, ગુણ૦
છે અધિક અશ્વિનીકુમારથી, સ્વર૦ રૂપમાં હારે બીજો કામ. ગુણ૦ ૫
સ્વભાવે કોમળ સુત તે, સ્વર૦ છે સદાચારી વિચારી તેહ; ગુણ૦
જેમ વિધુ વૃદ્ધિ પામે દિનદિને, સ્વર૦ તેમ તે વાધતો નિ સંદેહ. ગુણ૦ ૬
એમ વિત્યા અષ્ટ વર્ષ તેહને, સ્વર૦ ઉપવીત દીધું ભૂદેવ; ગુણ૦
પછે ગુરુકુળ ભણવા ગયો, સ્વર૦ ગુરુસેવકરી તજી અહમેવ. ગુણ૦ ૭
તે વેદ વેદાંગ પૂરે પૂરાં, સ્વર૦ ભણીગણી ઉતર્યો નિરવાણ, ગુણ૦
તેની કર્મકાડે પ્રીતિ વધી, સ્વર૦ થયો કર્મઠ તેહ સુજાણ ગુણ૦ ૮

પછે ગેહ આવી ગૃહસ્થજ થયો, સ્વર૦ મીમાંસાનો જુએ મહિમાય; ગુણ૦
તેને સાંખ્ય વેદાંત ન રૂચિયું, સ્વર૦ કરી કર્મ ઉપાસક કાય. ગુણ૦
કરે પવિત્ર કર્મ પૂરેપૂરાં, સ્વર૦ પાળે ગૃહસ્થના રુડા ધર્મ; ગુણ૦
જો રાત્રિએ અતિથિ આવિયો, સ્વર૦ તેને આશ્રમ આપી કરતો શર્મ. ગુણ૦ ૧૦
પ્રાતઃકાળે ઉઠી સેવતો, સ્વર૦ અતિથિકેરા ચરણ રોજ; ગુણ૦
જો અતિથિ નવ સાંપડયો, સ્વર૦ તો કરમાતું વદન સરોજ. ગુણ૦ ૧૧
તેના ઇષ્ટ અગ્નિ ત્રણ હતા, સ્વર૦ તેને પૂજતો એક મન; ગુણ૦
એક ગાર્હપત્ય નામે સહી, સ્વર૦ અન્ય આહવનીય દુઃખમોચન. ગુણ૦ ૧૨
છે ત્રીજો દક્ષિણાગ્નિ નામનો, સ્વર૦ એવા ઇષ્ટ વહ્નિ ત્રણ જાણ; ગુણ૦
ભજન કરતો તેનું ભાવથી, સ્વર૦ માનતો તેને પૂરા પ્રમાણ. ગુણ૦ ૧૩
હવાં કર્મકાંડીને ઇચ્છા ઘણી, સ્વર૦ હોય સુખ તો માગે મહાસુખ; ગુણ૦
કર્મ કરવાં સુખ કારણે, સ્વર૦ માગે એટલે જાય મમ દુઃખ. ગુણ૦ ૧૪
તેવી ઇચ્છા આને નવ હતી, સ્વર૦ કિંતુ કર્મફળનો લાગ્યો પાશ, ગુણ૦
તેણે ઇચ્છા એવી ઉપની, સ્વર૦ જોવાં વન રમણિક વાધી આશ. ગુણ૦ ૧૫
ઉપવન ઉદ્યાન કેવાં હશે, સ્વર૦ ત્યાં હશે અપ્સરા કેવે રૂપ; ગુણ૦
નાના પ્રકારનાં નગર જે, સ્વર૦ તે જોવા ને નિરખવા ત્યાંના ભૂપ. ગુણ૦ ૧૬
આખી પૃથ્વી અટન કરવી સહી, સ્વર૦ એવી ઇચ્છા મનમાં અપાર; ગુણ૦
પૂરાય મનોરથ કયી વિધે, સ્વર૦ તે કરતો અહોરાત્ર વિચાર. ગુણ૦ ૧૭
બહુ દેવને મસ્તક નામતો, સ્વર૦ પણ કોઇએ ન કીધું કામ; ગુણ૦
પછે લાગ્યો ઇષ્ટ આરાધવા, સ્વર૦ લઈ વારાફરતિ ત્રિવહ્નિ નામ. ગુણ૦ ૧૮
કામ એ ઉપચારે નવ થયું, સ્વર૦ તવ ઉંધે મસ્તક લટક્યો તેહ; ગુણ૦
એમ કેટલાં વર્ષ વીતી ગયાં, સ્વર૦ કષ્ટી કૂટી કરી નાખી દેહ. ગુણ૦ ૧૯
ગાર્હપત્યાગ્નિ પ્રસન્ન તવ થયા, સ્વર૦ પણ તેણે આવી દીધું દર્શન; ગુણ૦
એક ચોપડવાનું ચૂર્ણ આપિયું, સ્વર૦ તે વધા જા થયો છું પ્રસન્ન. ગુણ૦ ૨૦
આ ચૂર્ણ ચરણતળીએ ધસ્યે, સ્વર૦ અર્ધે દિવસે જવાશે સહસ્ર યોજન; ગુણ૦
વારુ કહી નમન તેણે કર્યું, સ્વર૦ સ્તુતિ કરી અતિ મુનિજન. ગુણ૦ ૨૧
ગ્રંથાંતરે કથા એમ છે, સ્વર૦ કે કોઇ સિદ્ધ થયો પ્રસન્ન; ગુણ૦
કિંતુ અસંબદ્ધ કથા તેહ છે, સ્વર૦ તેનું કારણ જાણશે શ્રોતાજન. ગુણ૦ ૨૨
પણ ગ્રંથે હતું તે દાખવ્યું, સ્વર૦ કર્યું બધ પુરાણીનું વદન; ગુણ૦
તે ચૂર્ણ મળ્યે ચતુર થયો, સ્વર૦ હૃષ્ટપુષ્ટ ને વાધ્યું તન. ગુણ૦ ૨૩
ગર્વ વધ્યો ગુણિયલ થતાં, સ્વર૦ કિંતુ સ્વધર્મ પાળે શુદ્ધ; ગુણ૦
નિત્ય ઇષ્ટને અતિ આરાધતો, સ્વર૦ જેણે વૃદ્ધિગત કર્યાં બળબુદ્ધ. ગુણ૦ ૨૪
પછે થઈ ઇચ્છા વન જોવાતણી, સ્વર૦ તે ગયો ચૂર્ણ ચરણે લગાડી સાર; ગુણ૦
વન ઉપવન જોઈ આવિયો, સ્વર૦ ઘેર પામી હરીમાં અવધિ પાર. ગુણ૦ ૨૫

વલણ.

અવધિ પાર પામી આવિયો, આનંદ મન અતિશે થયો રે;
જે અન્ય વારે હિમવાન જાતો, તાં તે શું થઈ રહ્યો રે. ૨૬

## કડવું ૧૨૦ મું.

### રાગ સામેરી.

ક્રૌષ્ટુકિ સાંભળ્ય કથા સાર રે, તે દ્વિજ પામ્યો પૃથ્વી પાર રે;
જઈ આવ્યો તે એક વાર રે, ઇચ્છેલી મહીમોઝાર રે. ૧
પછે હિમવાને જાવા કર્યું મન રે, પાદે ચૂર્ણ ચોપડીયું પાવન રે;
કે આવી પક્ષી જેવી પાંખો રે, થયો જોનાર સમહ ઝાંખો રે. ૨
જોતાં જોતાંમાં ચઢિયો ગગન રે, તે થાતો મનમાં અતિ મગન રે;
એમ જાણતો જાતે તેહ રે, હું સમો ઇંદ્ર તેહ સંદેહ રે. ૩
એવે જાતાં જાતાં જોયો પાગ રે, તેણે મન ભ્રમ થયો મહાભાગ રે;
પૂર્વે જેટલું ચૂર્ણ ન ચોપડયું રે, વળી આવ્યો વિચારે શે રેહશે અડયું રે. ૪
એક સહસ્ર જોજન જવાય સાર રે, આજ તેથી અર્ધ જાતું નિરધાર રે;
જો અર્ધ ચૂર્ણ ચોપડયું પાગ્યે, તો સમજી એમ પામું ઉલ્હાદ રે. ૫
વળી વિચાર કરતો તેહ રે, શા કારણ પામું સંદેહ રે;
ન રહ્યું પગે ચોપડવાનું પ્રમાણ રે, તો મારે થાવું શેને અજાણ રે. ૬
એવા વિચાર કરતો જેવે રે, હિમગિરિ આવી પહોંચ્યો તેવે રે;
ન લાગ્યો થાક ઇષ્ટ પ્રતાપે રે, ન ક્ષુધા દેવીએ પીડયો આપે રે. ૭
ઉતર્યો હિમગિરિમાં જ્યારે રે, અધિક તન પ્રફુલ્લિત થયું ત્યારે રે;
મહામદ ઉન્મત ગર્વે ભરિયો રે, જે પાણીથી અધિક નભમાં તરિયો રે. ૮
મહાઆનંદ આણી મનમાંરે, ધુમરી ધુમરાવી સહુ તનમાં રે;
હિમપૃષ્ઠે ફરવા લાગ્યો જાણ રે, કરે તેના ગર્વનું કોણ પ્રમાણ રે. ૯
શીતળ મંદ સુગંધીક વાય રે, તેની લેહરો ખાતો જાય રે;
કંઈક હિમ પડયું મારે ઠેસે રે, કંઈક હિમ ઉપર જઈને બેસે રે. ૧૦
કંઈ પગથી દાબે હિમ પડિયું રે, કંઈ જુએ એ આંગળું ચઢિયું રે;
એમ રમણ કર્યું હિમ સાથે રે, ઝાલ્યું કેટલું હિંડતાં હાથે રે. ૧૧
પછે પામ્યો એ કૃત્યે સંતોષ રે, કે ગર્વે કર્યો તેના પર રોષ રે;
વળતી ત્યાંથી એક જ કોશ રે, જોયો ઝળહળતો સંતોષ રે. ૧૨
ત્યાં જાવાને યત્ન કીધું રે, ન ઉડાયું કે અંગ બીધું રે;
હા શું થયું! શે ન જવાય રે, એમ થતામાં કંપી કાય રે. ૧૩

વળી વિચાર મનમાં આવ્યો રે, શું જઇશ દીનતાએ હું ફાવ્યો રે;
ધૈર્ય રાખી શોધવું કારણ રે, ઇષ્ટદેવ દેશે સહુ તારણ રે.
આપ્યું ચૂર્ણ શું મુને મારણ રે, ના એ તો હતું ઉદ્ધારણ રે;
એમ તર્ક વિતર્ક તે કરતો રે, એવે પાદ સામી દષ્ટિ ધરતો રે.
દષ્ટિ જોતાં જણાયું તેને રે, ચૂર્ણ ધોવાઇ ગયલું જેને રે;
હા હા કરી પડ્યો પૃથ્વી પર રે, શે પગ મૂક્યા મેં હિમ ઉપર રે. ૧૬
હવાં નવ એક ડગલું ચલાય રે, તો પછે શે મનથી મહલાય રે;
ગયું ગયું, કહી તે પડતો રે, બોર બોર અશ્રુએ રડતો રે. ૧૭
કોણ રાખે તેને ત્યાં છાનો રે, ઉઠ્યાં દુઃખે પાપે છાનો માનો રે;
પછે હિમગિરિ ઉપર તેહ રે, ચાલ્યો દુર્બળ ઉચલી દેહ રે. ૧૮
દુઃખાર્ણવમાં બુડ્યો જાતે રે, આવી પડ્યો અંધારી રાતે રે;
પણ દુખિયાનુ દુઃખ જાતું રે, સહુને હિમનગે સુખ થાતું રે. ૧૯
તો પછે કયમ રેહ તેનું દુઃખ રે, જેણે અવલોકવા માંડ્યાં સુખ રે;
જોતો હિમાચળનાંસુંદર શિખરરે, નાચે કોક શિખરપર અપ્સરાવર રે. ૨૦
જોતો કોઈ સિદ્ધ સાધે છે યોગ રે, જોતો કોઈ ટાળતા ભવના રોગ રે;
જોતો કંઈ ગંધર્વ ગાયન કરતા રે, જોતો કંઈ કિન્નર વીણા ધરતા રે. ૨૧
કોક શિખરપર નિરવાણ રે, દેવાદિક ક્રીડા કરતા જાણ રે;
જોતો કંઇક તેના વિહારનાં સ્થાન [illegible] રમતા દેવ મહાન રે. ૨૨
અહો મુનિશાર્દૂલ સાંભળ રે, ત્યાં [illegible] દિસે નિર્મળ રે;
સહસ્રાવધિ વૃંદ તેનાં રે, ફરતાં શૃંગપર થાયે દર્શન તેનાં રે. [illegible]
ચારે પાસે ફરે છે ચતુરા રે, દર્શે મોહશાળા બાળા મધુરા રે;
કોઈ કામિની નૃત્યને કરતી રે, કોઈ વાદ્ય તો હસ્તમાં ધરતી રે. ૨૪
કોઇ સ્વર આલાપે ઝીણા રે, કોઇ વાય મૃદંગ ને વીણા રે;
સુણી કોઇ કોકિલાનો સાદ રે, કરતી તેશું નાદ વિષે વિવાદ રે. ૨૫
કો ભમરાની પેરે ભણભણતી રે, મક્ષિકા પેરે કો ગણગણતી રે;
કો હરિવદની હરિણને ધરતી રે, કો મયૂર સામા ટૅંકારવ કરતી રે. ૨૬
કો સારિકા લેઈ સાથ રે, ચુંબતી રૂબતી બેસાડી હાથ રે;
કો મેળવી આપતી તેનો નાથ રે, કો તેને ધરી ભરાવતી બાથ રે. ૨૭
કો આલિંગન દેતી અબળા રે, રંભા ખંભા કરતી નબળા રે;
કો અશોકે ચઢી વહેલી રે, તોડે ઇર્ષાએ મળી અલબેલી રે. ૨૮
કોઇ બકુલને બૈકાવે રે, કો લલના સ્વર લૌકાવે રે;
કો લાગે પુરુષને પાગે રે, કો યુવતી યાચે અતિ અનુરાગે રે. ૨૯
કોને કામશર લાગ્યા ઝેરી રે, કો ફરે ફુદડી ને મારે ફેરી રે;
કો ત્રાહી ત્રાહી કહી ત્રાડે રે, કુચ ઉન્નત નીચા પાડે રે. ૩૦

કેલિ અલબેલી કરતી જાતી રે, કો નરાગમ જોઈ લજાતી રે;
જોતો જોતો જાણુ રે, કાંતિમાન આગળ ચાલ્યો પ્રમાણુ રે. ૩૧
ગિરિ ગહવર જોતો સાર રે, કઈક જાતાં કરતો વિચાર રે;
પડે ઝરણાં મળી જળ ધોધ રે, ક્યમ વાધ્યું જોર તે કરતો શોધ રે. ૩૨
કઇ જડતાં કારમા કારણુ રે, કંઇથી પુષ્પ ચૂંટી કરતો ધારણુ રે;
જોતો નાચતા મયૂર જાતાં રે, કંઈ સુણતો સારિકા ગાતાં રે. ૩૩
કંઇ કેકિન્ કેકાએ શબ્દાયમાન રે, એમ જોતો જોતો તે મહાન રે;
કંઇ ચક્રવાક ને ચક્રવાકી રે, મળતાં મનહર હાકી થાકી રે. ૩૪
કોયષ્ટિક કોકિલા કેરા રવ રે, તે કરતા દહન દુઃખના દવ રે;
દર્શે તેના આલાપ સંલાપ તેવા રે, પુષ્પ પ્રફુલ્લિત દ્રુમ જોવા જેવા રે. ૩૫
તેના સુવાસે વાસિત થયું વન રે, શીત મંદ સુગધ કરતો પ્રસન્ન રે;
એવો પર્વતરાજ ચાલતાં જોયો રે, તેથી ઘડી ભર દુઃખદિન ખોયો રે. ૩૬
જ્યાં સુખ સૌમ્ય પછે આવી વશિયું રે, કે દૂર દુઃખ ત્યાંથી ખશિયું રે;
એટલે ભૂલ્યો ધોવાયું ચૂર્ણ રે, માનવા લાગ્યો પોતાને પૂર્ણ રે. ૩૭
કર્યો વિચાર તદા એવો રે, બાકી રહ્યો ગિરિ હશે કેવો રે;
તે તો આવી જોશું કાલે રે, કોણુ નિત્યકર્મ મોહથી ટાળે રે. ૩૮
એમ વિચાર મતિ કીધી રે, અગને ગેહ જાવા આજ્ઞા દીધી રે;
પણ જડ સરખા ઉપડતા પાગ રે, જોઇ મનસાનો થાતો ત્યાગ રે. ૩૯
અરે મેં અજ્ઞાને આ શું કીધું રે, ધોઈ પાદચૂર્ણ સંકટ માગી લીધું રે;
શો અટન કર્યું હિમ માંહી રે, હવાં જાવું મારે કયાંહી રે. ૪૦
હું આ દુર્ગમ પર્વતે આવ્યો રે, ગેહથી અતિ દૂર હુ કાહવ્યો રે;
હવાં નિત્યકર્મ હું સાધીશ કેમ રે, તે ન કરતાં થાશે અક્ષેમ રે. ૪૧
અગ્નિ સેવા સાધીશ કેઇ રીત રે, કયમ ગાર્હપત્ય કરશે અતિ પ્રીત રે;
હુ અહીં થઇ ગયો ક્રિયાભ્રષ્ટ રે, અહા નર શિરોમણિ થયો નષ્ટ રે. ૪૨
અહીં ધ્યાન ધરવાનું મન થાય રે, કિંતુ કર્યાં સ્વહોમ ને તેની આય રે;
કર્યાં આસન ને પયપાત્ર રે, શે સંકટ સાધ્યે થયું સર્વ ગાત્ર રે. ૪૩
પેલા બ્રહ્મયોગી બેઠા એમ રે, ધારી ધ્યાન ને વાંચ્છવા ક્ષેમ રે;
પણ થાયે ક્ષેમ તે કયે નેમ રે, માન્યાં જેણે નિત્યકર્મને વેહમ રે. ૪૪
અહા અહા કર્મ શુદ્ધ સેવા ગઈ મારી રે, આ શું કૃત્ય કર્યું અવિચારી રે;
આ પર્વત રમ્ય સુજને લાગે રે, વર વસ્તુ જોવા ચિત્ત અનુરાગે રે. ૪૫
છે પેલો પદાર્થ અતિ સુંદર રે, વારુ દર્શે પેલું મદિર રે;
પેલી મહિલા દિસે મદમાતિ રે, ભોલી અબળા અતિ લજાતી રે. ૪૬
એમ જોયા કરું શત વર્ષ રે, જાય વધતો ત્યમ ત્યમ હર્ષ રે;
તેણે થાયે શો ઉત્કર્ષ રે, શ્રાદ્ધ સરાપ કેઈ પેર દર્શે રે. ૪૭

જાયે પૂર્ણિમાની પર્વણી રે, અહા અફળ સરે સર્વણી રે;
સુણી શ્રુત્યાકર્પણ હરિણનાદ રે, વાધે મધુર કિન્નરરવે પ્રમાદ રે.
એ તો કર્મ વિસરાવાના ચાળા રે, કાં વિસરી આવ્યો ગોમુખી માળા રે;
ખીલ્યાં સુમને ભરાયાં વૃક્ષ રે, સુંધે સુગંધ નાસા દક્ષ રે.
ઘ્રાણેંદ્રિય આકર્ષાએ એથી રે, પંચગવ્ય ભૂલી જવાયે જેથી રે;
સમીર શરીરે કરી સ્પર્શ રે, અહીં ઉપજાવે અતિ હર્ષ રે.
સુખ સામટું જાણે આવ્યું રે, પણ હોમધર્મનું ધ્યાન તજાવ્યું રે;
રસવાળા રસ અપાર રે, કે અત્ર પત્ર ફળ તેવાં સાર રે.
રસનેંદ્રિયને લલચાવે રે, કિંતુ મૃત્તિકા ગોમય સ્વાદ કર્યાં આવે રે;
મનોહર સર ભરિયાં નિર્મળ રે, કરે તે ચિત્તાકર્ષણ મહાબળ રે.
કિંતુ નહિ હોમ વિભૂતિ સમાન રે, થાયે નિર્મળ શ્વેત જળે અનુમાન રે;
આવે સ્થળે ગાર્હપત્યાગ્નિ આવે રે, મુને દઈ દર્શન સુખ ઉપજાવે રે.
મુખથી વદે એવી વાણી રે, તારી પીડા સર્વ પીછાણી રે;
તેં સુખ સંપત્તિ મોટી ન માણી રે, તેં મારી ભક્તિને વખાણી રે.
જા ગૃહમાર્ગદર્શક થાઉં હુંય રે, તું નિત્યકર્મને શોચે શુંય રે;
હે હોમાગ્નિ કરજો એવું રે, કરજો ફળગ્રહણ સેવા સેવું રે.
માર્કંડેય કહે સુણય મહામુનિ રે, ઇમ ઘણું ગભરાતો કર્મગુણી રે;
કરતો નિત્યકર્મતણા વિચાર રે, ફરતો હિમગિરિમાં પામવા પાર રે.
પગનું ચૂર્ણ ઘોવાયું જાણી રે, થતો વ્યાકુળ રડતો તાણી રે;
તેની પિતૃ સુણે નવ પોક રે, પિંડપ્રદાને ચપલા અશોક રે.
મારે ઊભો અતિથિને હાક રે, જેના ગયા વપુથી વાક્ રે;
પૂરે સદાચારી અતિથિ સાદ રે, કરેશું મેળવ્યા પુરાણી જેવા પ્રમાદ રે.
જમી રમી મનમાં એવું રે, ભલે થાય યજમાનનું જોવા જેવું રે;
તેવા અતિથિ અતિ નોતરિયા રે, તેવી ત્રેવડે તે નવ તરિયા રે.
એમ થાક્યો હાર્યો મારી હાકો રે, કો શાણી સુંદરી જોતી શાખો રે;
એવે અવનવું એક થાતું રે, શું તેણે કર્મઠનું દુઃખ જાતું રે;
સુખ મળી આવતું માતું રે, કિંતુ નિત્ય કર્મ તેને સોહાતું રે.

વલણ.

નિત્યકર્મ સોહાતું તેને, જાતું જ્યહિં તેહ રે;
ભટ પ્રેમાનંદ વર્ણવે, કર્મઠ મોટો જેહ રે.

## કડવું ૧૨૧ મું.

### છંદ.

ફરે છે અહીં ને તહીં કર્મકાંડી, બધી ઘેર જાવા તણી આશ છાંડી;
નિસાસા મૂકે સુખ આશા ધરે છે, તદા દેવ આનંદ કેવો કરે છે. ૧
મહામત્ત રામા દીઠી એક એવે, તદા નીસ્યું ભાળે મહામુનિ તેવે;
ઘણી વેહલી વેહલી વધી આવતી તે, મહામેઘ સન્મુખ વિદ્યુત પ્રીતે. ૨
વરાંગી વરુથિની નામે હતી તે, મહા અપ્સરાકુળ જેવું હતી તે;
થયો હતો મહામોહ મુનિ નિહાળી, ઘણી કામદેવે પ્રજાળી જ બાળી. ૩
ન વાટે પડયાં પુષ્પ કે પાહણ દેખે, પડી લાડિલી આડી શિલા ન પેખે;
મહાવ્યાઘ્રના સાગ્ર ત્રાસેજ નાશી. ક્યાગ્રે વિ[illegible]

જદા એવી આવી મુનિ પાસ ઊભે, મહાદેવ જો હોય તોયે જ લુભે
ન કર્મા અકર્મી બને જોઇ,એવી, મહા ભાગ્યશાલી ખરી સિદ્ધિ સેવી.
હતો કાંત્યભિધાનવાળો સુકર્મી, વરાંગી કને ઉભી જ્યાં તે સુધર્મી;
બહુબાકળો આકળો આવી બોલે, જ્યહાં મત્ત માતંગી ઊભી જ.ડોલે. ૧૮
મહાબ્રહ્મબંધુ નમી હસ્ત જોડે, પછે પૂછતો અંગ થઈ થોડથોડે;
અહો પદ્મગર્ભા તમો કોણ જાતે, વર્યા કોણ સાથે પૂછું સૌમ્ય વાતે. ૧૯

શ્લોક

*કાંતિમાનુવાચ–પેહલાં મારું તને હું સર્વ વદીને દેખાડી દેઉં બધું,
રેહવું મેં અરુણાસ્પદે વક ગણ્યું, જ્યાં ઉપજે મ્હા મધુ;
જાતે બ્રાહ્મણ છું મહામતિવતી, આવ્યો અહીં કેમ તે,
સર્વે ભાખુ ન રાખુ બાકી રજ હું, જાયે તદા વેહમ જે. ૨૦
અર્હિદેવ તણી સુસેવ કરી મેં, કાયા ઘણી કષ્ટિને,
ત્યારે તે રીઝયા ઘણા મમ પરે, દાખી રુડી દૃષ્ટિને;
ભાખ્યા માગ્ય તું જે ગુમે મન તને, બોલ્યો હું દુખી થવા,
આપો ચૂર્ણ ન ઉર્ણું મુજ મને, દેશે વિદેશે જવા. ૨૧
વહ્નિ દેહ વર આગિયો તો ચુર્ણ તું આ ગ્રહે,
પાદે લેપ કર્યાથકી જઇશ તું, જ્યાં ચિત્ત તારું કહે;
તે રીતે કરી આવિયો અહીં લગી, ધોવાઈ તે તો ગયું,
કાયે કષ્ટ અપાર એજ વિધિએ, દેવાંગના આ થયું.
બાળા બોલ્ય તું આજ કેમ અહિયાં, આવી મળી મુજને,
વહ્નિએ મમ કષ્ટ જોઇ જુવતી, શું મોકલી તુજને?
હા છે એમ, ન વહેમ કાંઈ કરવો, શાસ્ત્રે વધું સર્વદા,
સાષ્ટાંગે નવ યૌવના! નમુ અમો, હે દેવિ રીઝો સદા!!

રાગ દેશાખ.

વરુથિન્યુવાચ–દ્વિજરાજ હું છું દેવકેરી, અપ્સરા અતિ ઓપતી,
ગુણવાન કાંતિવાન જોઇ, લલિત લક્ષણ લોપતી;
રમણીય પર્વત આ વિષે હું, સદા સ્વામી શોધમાં,
ફરતી ફરું છું આચરું છું, નિયમ નાથ પ્રબોધમાં.
જો સ્વામી મુજને મુજ જેવો, મળી આવે તો વરું,
જો ના મળે તો તપ કરીને, વિપ્ર યૌવન પરહરું;

*મૂળ પ્રતમાં અપ્સરા કે કાંતિમાન બોલ્યા તે દર્શાવવા કંઈ નથી; તેથી એ વ્યવ કાવ્યમાળાની કાયમ રાખી છે

મુનિ નેમ એવો કેમ નાપે, ક્ષેમ કુશળ, વ્હેમ શો ?
હે ચતુર ચાલી આપ આવ્યા, જે નિયમ પૂરો વર્યો. ૨૫
પતિ કામ ઉપજ્યો જોઇ તમને, તેહ તો પૂરણ કરો,
આ વરુથિની એમ ભાખે, આજ તો હુને વરો;
સુર નાગ મુજ પર રાગ વ્હાલા, વાર વારે લાવતા,
ગંધર્વ ધર્વ ધરે નહિ દ્વિજ, મુજ મંદિર આવતા. ૨૬
સાહિત્ય શાસ્ત્રે મેં સુણી મુનિ, નાયિકા મુખ દાયિકા,
સ્વાધીન પતિકા સાયિકા અતિ, લલિત લક્ષણ લાયિકા;
થઉં તેવી એવી કેવી કે'વી, વદન વાણી વાલમાં ?
સ્વાધીન દયિતા દીન હું છું, વરો કરું શું વ્હાલમાં. ૨૭

શ્લોક.

મુનિ સ્વર્ગ લોક ન  સુખકારી, લાગતો મન આ થકી,
તે નગેશ્વર છે આજ સ્વામી, થાવ  કામી રોહ ટકી;
હિમવાનમાંહિ  રમણ  કરતાં,  સ્વર્ગ જો નવ  સાંભરે,
તો કોણ  બંધુ  કોણ  દારા,  ધ્યાન માન વિષે ધરે.
વશ  આપને હું અતનુઇચ્છા,  વાધતાં  થઈ હે મુને,
આશા  તમારી  સર્વ પૂરુ,  જો  રીઝાવી  લ્યો મુને;
આહાર લ્યો વિહાર ઘો, આ વસ્ત્ર લ્યો કામાસ્ત્ર લ્યો,
ભૂષણ દઈ ભૂષિત બનો, લઈ ભક્ષ્ય યૌવન  મસ્ત ઘો. ૩૪
જે ભોજ્યકેરા ભોગ  નીતમ,  લેપ  ચંદન  ચોપડું,
આમાંનું સ્વામી ઘેર છે કંઇ, છે ભક્ષ્ય ચોખ્ખુ ચોપડું;
મન રમણ કરવા વીણા વાતા. વેણ ગાતા નવ રવે.

"હે દુષ્ટે રતિ સ્પર્શ દર્ભધરને, તુંથી ન જોયે કર્યો,
જે હોયે તુજ શો વસ્યો મનધને, તેને જ જોયે વર્યો. ૪૦
મેં તારી કરી યાચના કઈ વિધે, તુ સાધતી કે વિધે,
સાયં પ્રાતર નાહી ધોઈ વરતે, તારાથી તે શું બીયે;
ત્રિકાળે મખ મધ્ય હુતધન મેં, હોમેલું હેતે કરી,
ત્રેણુ લોક મને મળે અતિ ઘણી, તારા સમી સુંદરી. ૪૧
ત્રેણુ લોક રહ્યા કહ્યા હુતધને, એવું જદા જાણિયે,
તો શેણુ તજી ધર્મ કર્મ કરવાં, મોંઘામૂલી માણિયે;
જો જાણો પથ માહરા ઘરતણો, તો તો દયા આણિયે,
દેખાડી મુજને રહો સુખી યહાં, નાકે લીટી તાણિયે." ૪૨

રાગ દેશાખ.

ઉપકાર તો ક્યમ નથી ધરતા, નથી ધરતા ધ્યાનમાં,
તજશો તમે કદી આજ મુજને, વાક્* નહિ રેહ વાનમાં.
અતિ રતિ એવી પૂર્ણ છે પતિ, ગતિ મારી તો કળો,
મિથ્યા ન બોલતી આપ સાથે, પતિ પાછા તો વળો;
પરસન્ન થાઓ ઘેર જાઓ, હું ઉપાય સદ્ય જ દાખવું,
શોભિત સારા પતિ મારા, આ ન જૂઠું ભાખું હું.

શ્લોક.

કાંતિમાનુવાચ–જો તું આ મન મધ્ય કેરુ, વદતી દેખાડવાનું નહિ,
તો ઉપાય કહે કયી વિધિથકી, મેં ઘેર જાવું સહી;
સાચે સાચી મચી રતિ રહી, તો ધર્મ ધારે મને,
નૈમિત્તિક સુનિત્ય કર્મ કરવા, જાવા ન દેશે મને.

માર્કંડેય વદે સુણે મુનિ મહા, જે ક્રૌષ્ટુકિ નામનો,
જાણ્યો જે નવ એ રહ્યો કદી હવે, એ નારના કામનો;
તો તેણે પછી શું કર્યું સહુ કહો, ઇચ્છા થઈ સુણવા,
તે ભુજંગપ્રયાતશી ગતિ કરી, લાગ્યો ઘણો ધૂણવા. ૫૪

## ચાલ છંદની.

ત્યહાં બોલતાં શું જ બોલી ગયો તે, ઘણો કંપ કાયા વિષે તો થયો જે;
બધા અંગ માંહે ધ્રુજારી વરીને, પડ્યો હા મહાઅગ્નિ એવું કરીને. ૫૫
વરુથિની સુધા સમા ત્યાં સલિલે, સહુ અંગ છાંટે ઘણો વક્ત્ર વીલે;
શરીરે ધરે હસ્ત જોતી ન ડુમે, ઘણી લાડિલી લાલ મધ્યે જ લુમે. ૫૬
તદા શુદ્ધિ અંગે મહાકર્મી પામે, રીસે રક્ત નેણે જુએ નારી સામે;
જદા જુવતી જાતી કાંઈક આઘી, દ્વિજાંગે રહી જે અનુરાગી જાગી. ૫૭

હવે ગર્થ અર્થે લજાળુ સમાન, ધણી ગેહસ્વામી ભલે જાય રાન,
સુમુગ્ધા સમા મુગ્ધ દીસે પુરાણી, મળે ગર્થ અર્થે ન બોલે જ તાણી
શુ મધ્યા સમા એ સદા છે જ જાતે, નથી લેશ સરો વદુ એ જ વાતે
કદી અટ્ટહાસ્યે કદી સ્મિત હાસ્યે, હરે અર્થ ને ગર્થ છો બેય ત્રાસે ૭૦

વલણ.

ત્રામે કે નાસે ન મૂકે, મધ્યા પુરાણી દેવ રે,
અર્થ ગર્થ ઉભય હરે, સાચી સાધી સેવ રે ૭૧



## કડવું ૧૨૨ સું.

### રાગ સામેરીની દશી ફેર.

માર્કંડેય કેહ સુણ્યો ગુરુદેવ રે, સાચી સાધીતી દ્વિજે સેવ રે,
તેણે પુણ્યે

હે મહાપ્રભુ દુષ્ટ[illegible] મૂકી, ભલો ભક્ત રીઝાવ્યો;
હું પ્રાણ તજું પરમેશ્વર અહિંયા, સારો સાજ સજાવ્યો ૧૧
એકને પાળી અન્યને મારી, રીઝી જાજો ઘેર;
વહ્નિ પ્રભુએ સારી કીધી, મારા ઉપર મેહર. ૧૨
કોટિ ઉપાયે એનાથી કદી, જવાત નહિ નિરવાણ;
હું કન્યકાકેરા સિદ્ધ મનોરથ, પાવક થાત પ્રમાણ. ૧૩
એમ વિલપતી અગ્નિ પાસે, તે જાતો જોતો દ્વિજ,
નિશ્ચે વરશે વહ્નિ એને, એમ ઉગાડતો મન બીજ. ૧૪
મારા સમ અગ્નિમાં ક્યાથી, જિતેંદ્રિયપણું હોય;
ત્રણ ભુવનમાં તને ન આવી, તરિયા મળતાં કોય. ૧૫
વારુ જોઇએ એ શું જાણે, ઊભા રહી આ જાગ;
વનિતાની વિનતિ સુણી વહ્નિ, મુખ બોલ્યા મહાભાગ ૧૬

પણ સારું માઠું કે ફેરવીયું; સર્જન [illegible] થાય જાણ.
યથા મતિએ સર્વે કરતા, વૃદ્ધિ કે થાય હાણ.
કર્મકૂટ અહીં કરવા લાગ્યા, કરી મોટું પુરાણ;
કિંતુ રસજ્ઞના ને વરુથિનીના, તલપાપડ થાશે પ્રાણ.
અલોપ થાતો જીવન જ્યારે, ત્યારે તરુણી થાતી નિરાશ;
જેનું તન મન ધન સહુ જાતું, કાંતિમાનની પાસ.
બાકી રહેલો દિવસ નિર્ગમ્યો, રાત્રિએ દુઃખ થાતું;
હા હા શબ્દ કરી તે વિલપે, સુખ શમણાથી જાતું.
વારંવાર નિસાસા નાંખે, દુઃખ ધરતી અતિકાય;
મદિરાસમ વિમળ દૃષ્ટિવાળી, ગુણગણ તેના ગાય.
અભાગિણી હું જાતે પૂરી, એમ નિંદતી આપ;
એવું ન હોયે તો ક્યમ જાયે, નાથ કરી સંતાપ.
વિહારે કે [illegible] તેની, પ્રીતિ નવ પૂરાય;
રમણિક વન [illegible]વર ગુફામાં, ચતુરચિત્ત ચૂરાય.

તેને [illegible]ામ, તે આવી જોતો જાણ;
જેને અવગણ્યો તો વરુથિનીએ, તે કરતો નારી પ્રણામ. ૪૫
તે કલિએ જોઇ કામિની, અતિ અવસ્થાએ દીન;
વિચારવા લાગ્યો વરુથિની, શે દર્શે મુને મલિન. ૪૬
ગજગામિની વરુથિની આ, નિઃશ્વાસ નાંખે કેમ;
કમળકળી સમ ગઇ કરમાઈ, થયું હશે કેમ એમ. ૪૭
અહીં કયમ બેઠી હશે એ, નગશિખરે નિર્વાણ;
શું કોઇ મુનિના શાપાગ્નિથી, એ દગ્ધ થઈ પ્રમાણ. ૪૮
કે કોઇએ અપમાન કીધું, એનું આણી વાર;
અશ્રુએ મુખ પલળ્યું એનું, એ શું હશે કિર્તાર. ૪૯
પછે તેનું જાણવા કારણ, કરતો ઘણો વિચાર;
અર્થ સિદ્ધિમાં અથડાતો અતિ, અમુઝાતો મન મોઝાર. ૫૦
પછે તેણે ધ્યાન ધાર્યું, સમાધિ

જ્યાં વરૂથિની વિલપતી હતી, ત્યાં [illegible]:
જોઇ તેને નારીહરી, ફુલી • આંખ અવિધારી.
ગઇ તન્વંગી તરુણી તે પાસે, મુખ વદી વારંવાર;
કૃપા કીજે નાથ મારા, શે કરો ન મુજ સ્વીકાર.
જો ત્યાગ કરશો તમે મારો, તો ન ઉગું નિર્વાણ;
દ્વિજ છો તો લેઇ જાઓ, દાનમાં મમ પ્રાણ.
ક્રિયા લોપનો અધર્મ રજ મુનિ, થશે નિઃસંદેહ;
પણ હિમાલયે મુજ રક્ષણ કરતાં, ઘણો ધર્મ વધશે દેહ.
આ રમણિક ગુફા ગહ્વર જુઓ, અહીં કીજે સમાગમ શૂર;
મુજ કન્યાનં મન પ્રસન્ન થાતાં. રીઝશે પાવક પૂર.

રૂક્મિની સહ્ય એવું, થાઓ વાહલા સર્વ;
મનઈચ્છા તમારી મુનિ, પાળુ પરહરી ગર્વ. ૭૯
કલ્યાણ થાઓ તમારૂં, અધુના ધરૂં મન એમ;
તૌ પ્રકારે સ્વાધીન રેહવા, મેં નાથ ધાર્યો નેમ. ૮૦
કલિ પુરાણી એક છે, ઘટાવી દાખુ તેહ;
ધાડી આંખે ધૂળ નાંખે, પુરાણી નિસદેહ. ૮૧
ામ ભમતીને ભમાવી, કલિ કરી લે કામ;
ામ ઠામે પુરાણી બાવા, એવાં ઘણાં બાંધે ધામ. ૮૨
માંખો મીંચાવે કોકને, રૂપે બદલી જાયે કંઈ;
રૂપમાં રઢ લાગી કે, પુર આણી પ્રગટે તહીં. ૮૩
કલિ કરતાં કૂડા છે, અતિ, કલિપુરાણીકામ;
કલિ એક તો પુરાણી કાઢે. અનેક એવાં નામ. ૮૪

સારે ગર્જે અસ્ત્ર સકળની એહ, જે ઉતાવળે એ
પછે તે વિદ્યાથકી સુજાણ, દુરાત્મા રાક્ષસના લેવા પ્રાણ ૪૧
માર્કંડેય કેહ સુણ્ય મુનિ, સ્વરોચિષ હતો મહાગુણી,
કરી તેણે માન્ય તે વાત જ્યારે, જળ સ્પર્શ કરતી જુવતી ત્યારે ૪૨
રમ્ય રહસ્ય સહિત પ્રતિસહાર, તે અસ્ત્રનું હૃદય આપ્યું તે વાર,
એમ શોભ્યો વિદ્યા સુભટ, એવે ધાઈ આવ્યો દાનવ ત્યા ઝટ. ૪૩
જેની આકૃતિ ભયાનક ભારી, ઉભો આવી ઘોર શબ્દે બરાડ જ પાડી,
મારા થકી પરાજય પામી તુય, રક્ષણ કાજે ભટકે શુંય. ૪૪
કોણ રક્ષક થાયે તારો, જોઉં અરિ ઉપને પ્રાણ મારો!
એમ બોલતો રાક્ષસ મૂઢ, જેની દુષ્ટ ગતિ અતિ છે ગૂઢ ૪૫
વળી વદ્યો લગાડે શે વાર, એમ બોલતો જોયો ગંધર્વકુમાર;

... મારૂ નામ, મુને તે વિદ્યા લાગી અભિરામ,
હિબધુની પ્રાર્થના કીધી, કહ્યુ મુનિને વિદ્યા જોઇએ મને દીધી. ૫૮
વેદ શીખવો જાણો તેહ, તો થાય સફળ મારી દેહ,
ર મેં નમ્રતાએ કર્યો પ્રણામ, ત્યારે તે મુનિ બોલ્યા મુખ આમ ૫૯
એ વિદ્યા નવ અપાય, તારી ઇચ્છા તો ખોટી થાય,
આયુર્વેદાત્મક વિદ્યા ન મળી, ત્યારે મેં વિચાર્યું આવું વળી. ૬૦
ઘ્પાપ કહું સુણો સર્વ, તે વિદ્યા ન મળવે થયો અધર્વ,
એક વિચારી મેં મત્ય, તે મુનિ શિષ્ય શીખવતા સત્ય ૬૧
તેમા હું સતાઇ પેઠો સહી, એ રીતે આયુર્વેદાત્મક વિદ્યા ગ્રહી,
અષ્ટમાસમાં સમગ્ર વિદ્યાય, મેં શીખી લીધી સર્વ કળાય. ૬૨
તેથી મુને હર્ષ થયો અપાર, તેણે વારવાર હાસ્ય કર્યું નિર્ધાર,
હું જ્યારે અટ્ટહાસ્ય કરી હરિખ્યો, ત્યારે મુનિ ધ્યાનમાં હું વશિયો. ૬૩
ઓળખ્યો હું ઇન્દિવરાક્ષ વિદ્યાધર, કોપ્યા મુનિ ને ફરકયા અધર,
રકધ કપવા લાગ્યા અતિ, પછે રુક્ષ વાણી બોલ્યા મહામતિ ૬૪
હે દુર્મતે રાક્ષસની પેઠે, શીખ્યો છાની માની વિદ્યા રહી હેઠે;

હું તે સર્વ શીખવું તમને, ઓર્ડ...
કરો માન્ય મારી બે વાત, થાશો વિશ્વ વિ... વિ
માર્કંડેય કહે સુણ્ય મુનિ, એમ કેહતો ઉભો ગંધર્વ ગુણ
થયું પૂર્વ સ્વરૂપ તેને પ્રાપ્ત, થયો જેનો દુઃખદિન સમાપ્ત.
દિવ્ય વસ્ત્ર પેહર્યાં સહુ અંગ, શ્વેતકાંતિ હાર ધર્યો ઉમંગ
થયું અલંકારે અલંકૃત અંગ, જોઇ દિવ્ય સ્વરૂપ થયો સુત દંગ.
તે દિવ્ય સ્વરૂપી વિદ્યાધર, વિદ્યાર્પણ કરતો દેતો વર;
વિદ્યા આપ્યા પછી થયો તૈયાર, કહ્યું થાઓ પુત્રીતણા ભરતાર.
તદા ઓળખી પિતાને વદી કન્યા, હે પિતા પતિ મેળવી આપ્યો ધન્યા;
આ મહાત્મા ઉપર દર્શન કરતાં, પ્રીતિ થાયે તો કયમ ન ઉચરતાં.
વળી વિશેષ કર્યો મારા પર ઉપકાર, તેણે વાધ્યો અનુરાગ હુંને અપાર;
તોય એક કારણ, એમાં રહ્યું, તે મારે જોઇશું આજે કહ્યું.
જે મારી બે સખિયો મારે લીધે, દુઃખીઆરી કરી છે સિદ્ધે;
તેથી પીડા પામે તેહ. માટે હું વાંચ્છું ન નરની દેહ.

માધવ ને માધવનો મિત્ર,* તે
વસંતે વાસિત કીધું સર્વ, જુકિત તેની કોણે કળ.
શુકસારિકા કરતા કલોલ, કોયલડી ટહુકતી;
ચક્રચક્રવાકી કરે કલોલ, અપ્સરા મુનિ ઢુકતી.† ૧૧
ધીમે ધીમે ગઇ મુનિપાસ, હાવ ભાવ ભાવે કરી;
કરી કામાતુર મુનિની કાય, આલિંગી ભુજદ્વય ભરી. ૧૩
મુનિ ચળિયા જે મારા બાપ, સંયોગ ગિરિરાજે થયો;
તપ ભગ્ન થયો તેનો જાણ, મહિમા સર્વે ગયો. ૧૪
ગિરિરાજ ઉપર સંયોગ, થાતાં જન્મ મારો હવો;
કે ગઈ નાસી અપ્સરા તેહ, અર્થ સાધી અવનવો. ૧૫
પૃથ્વે જ્યાં ઝેરી વ્યાળ, વાઘ વરુ આવે ઘણાં;
કરે હિંસક પશુ દોટાદોટ, કહે ભયમાં કશી મણા. ૧૬
જ્યાં નવ માનવનું નામ, જંગલ અતિ બીહામણું;
ત્યાં ગઈ મૂકી માત મારી, ન ગણ્યું બાળ દામણું. ૧૭
પૃથ્વીપર મૂકી નિર્વાણ, ચાલી ગઈ સ્વર્ગમાં;
કાર્ય સિદ્ધ કરી ભળી ગઈ તેહ, અન્ય અપ્સરા વર્ગમાં. ૧૮

થાય, તદા સુખ તને થશે;
તારો સુત મનુ કેહેવાશે સાર, દુ:ખ દિન દૂર જશે. ૨૮
અહો ભદ્રે કરી કૃપા તુજપર, નિધિઓ વશ સર્વે થશે;
તારી આજ્ઞા માનશે તેહ, વર્તશે વાણી વશે. ૨૯
હે વત્સે જે વિદ્યા કેરે પ્રતાપ, વિધિઓ વશ થાય તુને;
તે વિદ્યા શીખવી દેઉં આજ, ઈચ્છા ઉપની એવી હુને. ૩૦
તે પદ્મિની નામે મહાપદ્મ જાણુ, છે પૂજેલી વિદ્યા સહી;
હું તે તને અર્પણુ કરું નિર્વાણુ, સત્વર લેને તે તું ગ્રહી." ૩૧
પછે મેં ગ્રહી વિદ્યા માતની પાસ, વિશ્વાસી થઈ વેણુમાં;
સત્ય પરાયણુ દક્ષસુતાય, મુને ઉગારી એક કેહેણુમાં. ૩૨
જે કહ્યા સ્વરોચિ ભર્તાર, તે પતિ તમે ખરા;
નિશ્ચય સતીવચને પડે નવ ફેર, હવાં કરુ કેમ તમને પરા. ૩૩
વળી કર્યો અથાગ ઉપકાર દેવ, મુને રોગ મુક્ત કરી;
આપી પ્રાણનું દાન પરમેશ, ધ્યાન માને મુને ધરી. ૩૪
જેણે કર્યો એવા ઉપકાર, અગ તેને અર્પુ સહી;
અર્પું વિદ્યા જે શીખી સાર, હાતું સ્થલ બીજું કહીં. ૩૫
સ્વીકાર કરો મજનો સ્વામિ, પ્રસન્ન થઈ મારા પરે;
તની દેહે સુણ્ય શિષ્ય, નારી એવું ઉચ્ચરે. ૩૬
વિભાવર્ય્ને કળાવતી બે નાર, સ્વરોચિ સ્નેહે જુએ;
તે પણ જોતી તેવી રીત, અન્યો અન્ય સદેહ ખુએ. ૩૭
પછે બોલ્યો સ્વરોચિ એમ, એ રીતે થાઓ સહી;
તમારી ઇચ્છામાં આવ્યુ જેમ, તે માનતું અહીં રહી. ૩૮

વલણ.

સુણે ભણે તે તરે નિશ્ચે, નર નારી પાવન થાય રે
ભટ્ટ પ્રેમાનદ પ્રેમ આણી, હરિના ગુણ ગરવા ગાય રે.

## કડવું ૧૨૫ મું.

### રાગ સારંગની દેશી.

કેહે કથા મુનિ માર્કંડેય રે, સુણે ક્રૌષ્ટુકિ સર્વે તેય રે,
આવી માતને મળિયો સુત રે, કહી દાખી કથા અદ્ભુત રે.
વરૂથિની રીઝી અપાર રે, વદી ધન્ય મારા કુમાર રે;
ત્રણ નારી પામ્યો તુંય રે, તેણે રીઝી અતિશે હુંય રે.
વિદ્યા સર્વ સપાદી તેંય રે, તારુ સારુ સાંભળ્યું સર્વે મેંય રે;
હવે હું સ્વર્ગલોકે જઉં સુત રે, હવાં મારું નાઠું બ્રમણ ભૂત રે.
મુને ચિંતા અતિ મન થાતી રે, સુત કરી તેં માતી તાતી રે;
એમ વદી સ્વર્ગલોકે તે જાતી રે, મન મધ્યે અતિ મલકાતી રે.
પછે માંડ્યો સ્વરોચિએ સંસાર રે, જેની સુરસમી કાંતિ અપાર રે;
તે એકદા સ્ત્રીઓને લેઇ સાથ રે, ગયો મનોરમ ઉદ્યાન ઝાલી હાથ રે.
જ્યાં ઝીણાં ઝીણાં ઝરણાં વેહતાં રે, કંઇક માહજળ થયાં રે;
કંઇક વાય સુગંધી વાય રે, કંઇક ઔષધિ અનમેંડાય રે.
એવા નગ પર ત્રણ સ્ત્રી લેઇ રે, કરતો ક્રીડા આલિંગન દેઇ રે;
પદ્મિની વિદ્યા વશમાં વર્તે રે, તેનું ચિત્ત ચોટે શે નરતે રે?
નિધિઓએ સર્વ ઉપભોગ આણ્યા રે, રત્નમય શિબિર ત્યાં તાણ્યા રે;
ઉદ્યાને વારુ મંદિર થાતાં રે, દુઃખ દયિતાપતિનાં જાતાં રે.
નિધિએ મિષ્ટ મધુ ત્યાં આણ્યું રે, જે પતિપત્નીએ માણી જાણ્યું રે;
હાર વસ્ત્રાલંકાર આણ્યા રે, સુગંધી લેપ અંગે સમાણા રે.
અતિ ઉજ્વળ રજત આસન રે, આણ્યાં સુવર્ણનાં સિંહાસન રે;
ઇચ્છિત સુવર્ણ વાસણ સર્વ રે, ગડવા (?) કરવડાનો થાય ધર્વ રે.
આણ્યા દિવ્ય ગાલીચા ને તકિયા રે, સુખ શય્યાએ સ્વામી ટકિયા રે;
એમ નિધિએ આણી સહુ દીધુ રે, કહ્યું તેનાથી બમણું કીધુ રે.
એ રીતે દિવ્ય સુગંધથી નિવાંણુ રે, થયાં સુવાસિત સર્વ પ્રમાણુ રે;
પ્રકાશિત પર્વત કર્યો સ્વકાંતિરે, ત્યાં સ્વરોચિએ ભોગવી શાંતિ રે.
કરવા લાગ્યો તે દારવિહાર રે, છે એક એકથી નૌતમ નાર રે;
તે સ્ત્રીઓ માની મન સ્વર્ગ રે, ક્રિયા કરવા લાગી મળી સગર્વ રે.

રમાનંદ સંક્ષેપ તેને જી સ્વરોચિ સ્વામી મળ્યો જેને રે;
વહી ગયા કેટલા માસ રે, કામ તૃપ્તિ ભણી ન નિરાશ રે. ૧૪
અવનવા જલ વિહારરે, કરે મન વાંચ્છિત મળી આહાર રે;
દા ત્યાં એક કૌતુક થાતું રે, સુખ જોઇ રાજહંસીનું મન મલકાતું રે. ૧૫
નેઈ નરનારીમાં પ્રીતિ અપાર રે, જળે રહી ચક્રવાકીને કેહતી સાર રે;
હેની આ નરનારીને છે ધન્ય રે, કયાં પુન્ય એમનાં જન્મ્યાં રે. ૧૬
તન યૌવન પામી જાતે રે, સ્વેચ્છિત નારી ભોગવે રાતે રે;
રે દિવસે વિવિધ વિહાર રે, ભોગ ભોગવે અપરમપાર રે. ૧૭
ાપે સૃષ્ટિમાં નવ યૌવન નર રે, હોય ચતુર શિરોમણિ વર રે;
ારે તેની તારુણીઓ નવ તેવી રે, આ તો જોડી છે જોવા જેવી રે. ૧૮
ડી રામાઓ ને તેવા પતિ રે, એવાં યુગલ હોયે ન અતિ રે;
ાઇ નર ને નારી ઉપર હોય પ્રેમ રે, કોઇ નારી નરનું વાંચ્છિત ક્ષેમ રે. ૧૯
યુ પરસ્પર સમાન પ્રીતિવાળું રે, નવદંપતી યુગલ મેં નિહાળ્યું રે;
ા પુરુષ પ્રિયાઓનો છે વાહલો રે, તેવો એનો સ્નેહ નારીપર ભાળ્યો રે. ૨૦
ાટે ચક્રવાકી ધન્ય એનું સુખ રે, એ યુગલ જોઈ ગયાં મારાં દુઃખ રે;

## કડવું ૧૨૬ મું.

### રાગ મારુ.

માર્કંડેય કહે એ રીત, મૃગ હરિણી કાઢે;
સ્વરોચિ સાંભળી તેહ, વિષય વસમો વાઢે. ૧
માને સ્વવને પતિત સમાન, મુનિસત્તમ તે તો;
ચક્રવાકી મૃગે નિંદી જાત, હરિણ્યાચાર સહ એ તો. ૨
નિંદિતા નારી છે સર્વ, એમ વિચાર કરે;
પણ ફરી યુવતી રચીને પાશ, સ્વરોચી બાંહે ધરે. ૩
જદા વાધ્યો અંગો અંગ કામ, તદા વૈરાગ્ય ભૂલ્યો;
રામાશું કરવા લાગ્યો રમણ, તર્ત ત્રય દયિતે ફૂલ્યો. ૪
એમ રમણ કરતાં સાર, ષટ્ સહસ્ર વર્ષ વહ્યાં;
ઉદાર બુદ્ધિ સ્વરોચિને મન, તે અલ્પ જેવાં થયાં. ૫
કિંતુ ન આવે ધર્મને બાધ, તે રીતે રમણ કર્યાં;
સાધી ધર્મની ક્રિયાઓ સર્વ, વિષય સુખ ધ્યાને ધર્યાં. ૬
તેણે કર્યાં ત્રણ સુત ઉત્પન્ન, વિજય નામ પેહેલાતણું;
મેરનંદ બીજાનું નામ, ત્રિજો બળશાલી ગણું. ૭
તેનું નામ પાડ્યું પ્રભાવ, એમ ત્રણ પુત્ર હવા;
કોના કોના તે સુત સાર, માનિનીના માનવા. ૮
ઈંદીવરસુતા મનોરમા જેહ, વિજય પુત્ર તેને થયો;
વિભાવરીનો મેરુનંદ, આનંદ આપી રહ્યો. ૯
કલાવતીને પ્રભાવ પુત્ર, પ્રગટ્યો પૂરે સમે;
તે સુતને દેવા સુખ, તેનો પિતા યુક્તિ રમે. ૧૦
સર્વ ભોગ આપનારી જેહ, પદ્મિની વિદ્યા હતી;
તેના સામર્થ્યે નિર્વાણ, નગરી ત્રણ કરી છતી. ૧૧
કર્યાં નગર ત્રણ નિર્વાણ, ત્રણ પુત્ર કારણે;
તે વેહેંચી આપ્યાં કરી વિવેક, ધ્યાન ધરી ધારણે. ૧૨
પૂર્વ દિશામાં કામરૂપ અદ્રિ જેહ, તે પર વિજયનગર કર્યું;
રાખ્યું સુત નામે નગરનું નામ, સમ્યક્ ધ્યાન માને ધર્યું. ૧૩
વિજય પુત્રને આપ્યું તેહ, આનંદી સ્વરોચિએ;
ઉત્તર દિશા મધ્યે બાંધ્યું અન્ય, મકરાકૃતિ સ્વરુચિએ. ૧૪
ઉર્ધ્વ દુર્ગને ગુરુ જ મહાન, માંહી માળવાળાં મંદિર કર્યાં;
તે નગરી મેરુનંદને આપી જાણ, નદવતી નામ ધર્યાં. ૧૫

પછે કરવા લાગ્યો તે વિચાર રે, ચક્ર[illegible] નિર્ધાર રે
એમાં રંચ નથી કાંઈ જૂઠું રે, ચાલ્યું હું વનમાં [illegible] ઉંડું રે
એવે કલાવતીએ આરંભ્યું ગાન રે, તેણે સર્વ ભૂલી ગયો તે જ્ઞાન રે
એમ રમણ કરતાં રામા સાથ રે, શત વર્ષ વીતી ગયાં દ્વિજનાથ રે
વળી એક સમય અવનવું થાતું રે, તેનું મન સ્ત્રીઓ સાથે રમતાં લજાતું રે
સ્ત્રીઓ સાથે રમણ કરતો તે જ્યારે રે, હરિણ ટોળું તેણે દીઠું તેવારે રે
જે હતું સ્નિગ્ધ ને માંસલ અવયવવાળું રે, હું તેનું દુઃખસુખ સર્વે ભાળું રે
હરિણીઓના ટોળામાં કરતો વિહાર રે, જોયો એક હરિણ ત્યાં નિર્ધાર રે
(તે) વિહાર કરતો હરિણીઓ સયુક્ત રે, કાળિયાર તેવે પ્રયત્ને યુક્ત રે
તેવું ટોળું જોયું સ્વરોચિ રે, જોઈ તેને કરતો નૃપ મન શુચિ રે
તે સમે નાસાગ્રને ઍંચીઍંચી રે, હરિણીઓ કુસુમવાસ લેતી વેહેંચી વેહેંચી રે
તેમને કેહેવા લાગ્યો તે મૃગ રે, જેનાં અતિ સ્નેહે બંધાયાં છે દૃગ રે
નારીઓ તમારા લજ્જા ત્યાગથી સાર રે, હવાં બહુ થયું ચાલી જાઓ નારરે
અહો સુંદર નેત્રવતી નોય હુંય રે, સ્વરોચિ જેવો સર્વ જાણો શુંયરે
હું શું છું તેના જેવો અબૂધ રે, નથી ગઈ મારી કંઈ શુધરે
એના જેવા નિર્લજ ઘણા છે લોક રે, તમે તે સ્થળે જઈ થાઓ અશોક રે.
એક સ્ત્રી પૂંઠે લાગ્યા જ્યમ જન રે, તે જ્યમ જને હાસ્ય પાત્ર થાય પાવનરે;
તે રીતે અનેક સ્ત્રીઓએ જોયો નર રે, હાસ્યપાત્ર તે થાતો વર રે.
તેને પ્રતિદિન ધર્મક્રિયાની હાનિ થાય રે, જેના ગુણગણ ગોરી ગાય રે;
એક સ્ત્રી સાથે કરતો સંભોગ રે

## કડવું ૧૨૬ મું.

### રાગ મારુ.

માર્કંડેય કહે એ રીત, મૃગ હરિણી કાઢે;
સ્વરોચિ સાંભળી તેહ, વિષય વસમો વાઢે. ૧
માને સ્વયને પતિત સમાન, મુનિસત્તમ તે તો;
ચક્રવાકી મૃગે નિંદી જાત, હરિણાચાર સત્ય એ તો. ૨
નિંદિતા નારી છે સર્વ, એમ વિચાર કરે;
પણ ફરી યુવતી સ્ત્રીને પાશ, સ્વરોચી બાંહે ધરે. ૩
જદા વાધ્યો અંગો અંગ કામ, તદા વૈરાગ્ય ભૂલ્યો;
રામાશું કરવા લાગ્યો રમણ, તર્ત નૃપ દયિતે ફૂલ્યો. ૪
એમ રમણ કરતાં સાર, ષટ્ સહસ્ર વર્ષ વહ્યાં;
ઉદાર બુદ્ધિ સ્વરોચિને મન, તે અલ્પ જેવાં થયાં. ૫
કિંતુ ન આવે ધર્મને બાધ, તે રીતે રમણ કર્યાં;
સાધી ધર્મની ક્રિયાઓ સર્વ, વિષય સુખ ધ્યાને ધર્યાં. ૬
તેણે કર્યા ત્રણ સુત ઉત્પન્ન, વિજય નામ પેહેલાતણું;
મેરુનંદ બીજાનું નામ, ત્રિજો બળશાળી ગણું. ૭
તેનું નામ પાડ્યું પ્રભાવ, એમ ત્રણ પુત્ર હવા;
કોના કોના તે સુત સાર, માનિનીના માનવા. ૮
ઈંદીવરસુતા મનોરમા જેહ, વિજય પુત્ર તેને થયો;
વિભાવરીનો મેરુનંદ, આનંદ આપી રહ્યો. ૯

—※※※※—

## કડવું ૧૨૭ મું.

### રાગ ધનાશ્રી.

એક સમે સ્વરોચિ લઇ ધનુબાણ જી, ગયો મૃગયા રમવા પ્રમાણ જી;
માર્યાં મૃગ ને ઘણા વરાહ જી, જોઇ સુરનર કેહેતા વાહ જી.
એવે એક આઘે વરાહ દીઠો જી, તે લાગ્યો સ્વરોચિષને મનમીઠો જી;
તેને મારવાપે ધર્યું મન જી, ધનુષ્ય ખેંચ્યું કરવા દહન જી.
એવામાં અવનવું થાતું એક જી, તેથી ધરતો સ્વરોચિષ વિવેક જી;
એક હરણિ આવી બોલે એમ જી, મુને મારો જો વાંચ્છો ક્ષેમ જી.
પુનઃ પુનઃ કરે એવા ઉચ્ચાર જી, મુજ પર કૃપા કરો આ વાર જી;
જેહ ધનુષ્યે ચઢાવ્યું બાણ જી, તેવડે લ્યો લ્યો મારા પ્રાણ જી.
એ વરાહ હણવાથી શું આજ જી, તમારું સરશે સ્વરોચિષ કાજ જી;
મારો સત્વર આણો અંત જી, તમારો બાણ કષ્ટ મુક્ત કરશે મહંત જી.
મારું સહુ દુઃખ એથી જાશે જી, મુને સુખ સ્વર્ગ સમાને થાશે જી;
સ્વરોચિષ કેહે સાંભળ્ય હરિણી જી, તું તો દીસે વરાંગી વરિણી જી.
તારે અંગે ઉપદ્રવ ન કાંઇ જી, કે ન પીડા દર્શે તે માંહી જી;
તદા તું પ્રાણત્યાગ કયમ ઇચ્છે જી, મર્ણ વેહેલું વેહેલું કાં વાંચ્છે જી.
તેનું કારણ કેહ તું આજ જી, પછે કરાય તો કરું કાજ જી;
હરિણી કેહ સાંભળ્ય રાય જી, ગર્વ વાધ્યો આ ગંદી કાય જી.
અન્ય અબળામાં જેનું ચિત્ત જી, આસક્ત હોયે સર્વદા ખચીત જી;
એવા નરપર મારું મન જી, આસક્ત થઇ રહ્યું અતિશે તન જી.

એવું છે મુજ નિર્વાણુ જી, ન મૃત્યુ વિણ અન્ય ઔષધ જાણુ જી;
સ્વરોચિષ કહે સાંભળ્ય ભીરુ જી, એમ કામ ન સરે અધૂરું જી. ૧૦
...રાપર કોણ પ્રીતિ નહિ કરે જી, વળી તું આસક્તિ કોના પર ધરે જી;
જેની પ્રાપ્તિ તને નવ થાય જી, કે જેણે તું ત્યાગવા બેઠી છું કાય જી. ૧૧
એવી વસ્તુ કયી છે અલભ્ય જી, તે સર્વ સુણાવ્ય મુને સભ્ય જી;
મૃગી કેહ તમારું કલ્યાણુ જી, થાઓ ભવોભવ સુજાણુ જી. ૧૨
હું ઇચ્છુંછું તમને જાતે જી, નવ રીઝું બીજી કશી વાતે જી;
તમે જ મન હરી લીધું મારુ જી, માટે મરવાનું હું વિચારું જી. ૧૩
વેહલા થાઓ હરો પ્રાણુ બાણે જી, હરિણી કહે આણો હાણ્યે જી;
સ્વરોચિષ કેહ ચંચળનેત્રા જી, હે મૃગી મોહતણાં છો ક્ષેત્રા જી. ૧૪
તમો મૃગ જાતિ છો જાણુ જી, અમો તો નર જાતિ છું નિર્વાણુ જી;
તેણે કરી તમારી સાથે જી, કેમ સુખ લેવાયે આ હાથે જી. ૧૫
કેમ યોગ સંભવે મારો જી, એ વિષે ન કાંઈ મન વિચારો જી;
મૃગી કહે નરમણિ સુણો જી, જો ન પ્રેમ ધર્યો હોય ઉણો જી. ૧૬
હોય અમપર અપેક્ષા સાર જી, તો તમે આલિંગો આ વાર જી,
પણ જો કદાપિ તમારું ચિત્ત જી, શીલાચારે વસે ખચીત જી ૧૭
તો અમો કરં મન માન્યું જી, તમો દેખાડશો નવ બાનું જી;
કરો આલિંગન એક તમે જી, આનંદીએ એટલાવડે અમે જી. ૧૮
જાણીએ આપ્યું તમે મહામાન જી, કરો કરો મારું કાર્ય મમ પ્રાણુ જી;
માર્કંડેય કેહ મુનિસત્તમ જી, સ્વરોચિષ વિચારે ઉત્તમ જી. ૧૯
તે હરિણીનું દુઃખ જાણી જી, તેને પડાક પકડી તાણી જી;
હરિણીને આપ્યું આલિંગન દાન જી, કે તતકાળ થઈ તે મહાન જી. ૨૦
દિવ્ય સ્વરૂપા નારી થાતી જી, આલિંગન આપ્યે પાપ લટી જાતી જી;
એથી વિસ્મય આણી મન જી, તુ કોણ પૂછે સ્વરોચિષ પાવન જી. ૨૧
તારી કથા કહે વિસ્તારી જી, કિમ થઇ રહી અલૌકિક નારી જી;
તેથી તે પ્રેમને લજ્જાવડે જી, ભાંગ્યાતૂટયા અક્ષરો ધડે જી ૨૨
કેહવા લાગી સર્વ વૃત્તાંત જી, હું તો વનદેવ્યા છું મહાંત જી;
સુર સકળે મારી પાસે જી, પ્રાર્થના કરી આવી આશે જી. ૨૩
માગી લીધું છે નિર્વાણુ જી, તે સર્વ કરું તુને જાણુ જી;
તારા સગમથકી સાર જી, મુજ વિષે મનુ લેશે અવતાર જી. ૨૪
તમારે મનુ કરવો ઉત્પન્ન જી, હું પ્રીતિવતી છુ પ્રસન્ન જી;
મારે વિષે પૃથ્વીનું પાલનકર્ત્તા જી, મનુ સુત ઉપજાવો હે ભર્તા જી. ૨૫
હું કહું દેવ વચનથી સત્ય જી, સાચુ માનો તમે મહામત્ય જી;
માર્કંડેય કેહ સુણ્ય શિષ્ય જી, ભાખ્યું મનુતણું ભવિષ્ય જી. ૨૬

પછે સ્વરોચિષે સર્વ ગુણવાન જી, લક્ષણ લાવણ્યતાએ મહાન જી
એક સુત સ્વ જેવો સત્ય જી, તત્કાળ ઉપજાવિયો જ્હામત્ય જી
તે સ્ત્રીરત્નથી પુત્ર પ્રગટયો જી, કે અધર્મ ભાર ભૂમિનો ઘટયો જી
જન્મ થતાં વાગ્યાં દેવવાજિંત્ર જી, ગંધર્વ ગાયન કરતા વિચિત્ર જી
અપ્સરા નાચવા લાગી ત્યાંય જી, મેઘ જળબિંદુએ સિંચે જ્યાંય જી;
તપરૂપી ધનવાળા જે મુનિ જી, હરખ્યા વનદેવીથી મનુજન્મ સુણી જી.
કરે સાહી કુસુમ અપાર જી, સુરમુનિ વૃષ્ટિ કરતા તે વાર જી;
તનનું તેજ જોઈ તેને તાતે જી, દ્યુતિમાન નામ પાડ્યું પ્રખ્યાતે જી.
કાં કે તેના તેજથી દિશાઓ પ્રકાશી જી, જેણે વાધી સવિતાને ઉદાસી જી;
તે દ્યુતિમાન નામે બળવાન જી, મહાપરાક્રમી ને ગુણવાન જી.
સ્વરોચિષનો પુત્ર સુજાણ જી, કેહવાયો સ્વારોચિષ નામે નિર્વાણ જી;
જન્મ સ્વારોચિષનો થયો એમ જી, સૌ સ્થળે વર્ત્યો. ક્ષાંતિ ક્ષેમ જી.

વલણ.

ક્ષાંતિ ક્ષેમ વર્ત્યાં બધે, આનંદ વાધ્યો અત્ય રે;
મનુ જન્મ જે સાંભળે, તેની ટળે મહાદુર્મત્ય રે.



## કડવું ૧૨૮ મું.

રાગ દેશાખ.

મનુ- જન્મ એવી રીત થાતો, મહામાતો વિશ્વમાં,
વનદેવી તેને પાળતી અતિ, ભલું ભાળી ભવિષ્યમાં;
તે સુત દેવી પાસ સોંપી, ગયો ઘેર સ્વરોચિષ તો,
રમણિક નગરમાં રમણ કરતાં, ગયો નિકળી ઓચિંતો.
જળ ઝરણ આગળ ફરે સાથે, ત્રિયા ત્રઇણે અવનવી,
કંઈ હાવ કરતી ભાવ ધરતી, દાવ ધરતી અનુભવી;
વિષ વિષય, સુધા સમ ગણીને, રમણ રામાસુ કરે,
સુખી જોઇ તેને હંસહંસિ, અતિ ઇમજ ઉચ્ચરે.

શ્લોક.

હંસ ઉવાચ-મહા પ્રિયા ક્રિયા હવે સુભોગ કેરી ત્યાગવી,
વિરામ પામ વામ, કામકેલિ મેલ માગવી;
ઘણા દિવા સુધી રમ્યો હું, તારી સાથ સાધવી!
સદા કરી શું ભોગ રોગસિદ્ધિ હંસિ સાધવી?

તું કહેલીએ વિચાર તેહનો કરો,
ભવાબ્ધિ ત્યાગવાતણો વિચાર કેમ ન આદરો;
કુકામ બાણ સાધી સાધી, બાંધી બાંધી મારશે,
તને મને નં તારણી કદાચ તેજ તારશે. ૪

શ્લોક.

સ્ત્રુવાચ–શું ભોગી ભોગ્ય સ્વામી, સમય નવ વદો, આજ કામી ન થાવું,
ભાખા ત્યારે પતિ હું, સમય સહુ કહ્યો, ના વદો નાથ આવું;
આખા વિશ્વે વસ્યો છે, ભરપૂર સઘળે, ભોગ ભોગી વખાણે,
વિપ્રો ઇંદ્રિય જીતી, તન મન ધનથી, ભોગ યથાર્થ માને. ૫
જાણેલા વા ન જાણ્યા, જન વન વસતા, ભોગ ભોગી ભણાયા,
ભોગેચ્છાને વિવેકી, ગ્રહણ કરી વરી, દાન દાતા ગણાયા;
પૂર્તાદિ ધર્મ સાધે, ભરપૂર ભવમાં, ભોગનો જોગ ધારી,
શું સ્વામી તે ન ઇચ્છો, ભ્રમિત મન થયું, વૃદ્ધ કાયા નઠારી. ૬
ભોગેચ્છાએ વિવેકી, જન તિરિયકની, ભૂતિ વિભૂતિ ભારે,
કામેચ્છા ઇષ્ટ દેતી, ફળ તન મનનું, સ્તુતિ નુતિ વધારે;
સોભાવે જો અશાને, તવ શિવ વિણનો, અર્થ કેવોજ સારે,
તેમાં તો હું પતિશું સમજ દઈ કહુ, આપ જાણો વિચારે. ૭

શ્લોક.

સ ઉવાચ–કુભોગમાં સદા સુચિત્ત જો ખચીત લાગિયું,
હદે ગુચાયું બંધુમાં રહે તદા તિ લાગિયું;
ન શિવ સગ તેહ પ્રાણી યોગ મેળવે કદા,
મતિ શુચિ ન તેમની વણુધી રહેતી સર્વદા. ૮
સરોકુકર્દમાબ્ધિમાં* કરિ પડયો જ જંગલી,
ડૂબી ગયો અતિવધી તશી† ગતિ અમે કળી,
ઘણા પુરુષ પદ્મિની સુપુત્ર મિત્ર ચિત્રમાં,
ભમી રહ્યા શમી રહ્યા નમી રહ્યા વિચિત્રમાં. ૯
વરે, સ્વરોચિ આ જુઓ મહાન રંગ રાગમાં,
લંધુપણાથી કામ અગ્નિ લગી લાગી લાગમાં;
સનેહ દેહ એહનો કુકર્દમે જઈ ધરે,
વરાગી! સાહે શિવ તેની કેઈ પેર તો કરે. ૧૦
સ્વરોચિને મને જુવાની જુવતી વધી રહી,
સુપુત્ર પૌત્ર આદિકે ડૂબી ગયો લહે સહી;
વદો ન કેમ નીકળે, સદા સુભોગ ભોગવ્યા,

---

* સર–સરોવર, કુકર્દમ–નઠારો કાદવ, અબ્ધિ–સાગર. † તેમ.

કુરોગ જાણવા જુવતી, જેહ જેમ હેમજ્યા
નથી હું નાર! આધીન સ્વરોચિ પેઠ સર્વદા
સુભોગનો, વિવેકી છું હવાં ન ભોગવું કદા;
નિવૃત્તિ માની, ખોટી જાણી ભોગ સિદ્ધિ ભાવતી,
સ્વરોચિ મૂઢને સદા કુસંગતિ ભમાવતી ૧૨

રાગ દેશાખ.

એ પ્રકારે સુણી પક્ષીવાણી, કષ્ટકારી સ્વરોચિષે,
ઉદ્વેગ વ્યાપ્યો અંગમાં અતિ, ગયો વનમાં શોચી એ,
સ્ત્રી સાથ તાપસ તે થયો, ત્યાં રહ્યો આરાધન કરી,
ત્રિ સ્વામીની સહ સાધિયુ તપ, પાપ નાશ કર્યાં ધરી. ૧૩
એવો ઉદારજ બુદ્ધિશાળી, વિમળ લોક તે ગયો,
ઈતિ માર્કંડેય પુરાણ મધ્યે, મન્તર અધ્યા કહ્યો;
છાસઠમો અધ્યા થયો છે, જન્મ જ્યાં સ્વારોચિષે,
સુર આણી ઘાલી ઘાણી તાણી, તર્કડી અહિંયા દિસે. ૧૪

વલણ.

દિસે અહિંયા હરિગુણગણ, કે દ્વિજકેરી સેવ રે;
જન પ્રેમાનંદ કાંઇ ન જાણે, મહામોટા દેવ રે. ૧૫

---

## કડવું ૧૨૯ મું.

રાગ મેવાડો.

માર્કંડેય કેહ હો, મુનિ ક્રૌષ્ટુકિ સાંભળે,
સ્વરોચિષ સ્વર્ગે રહે હો, તપ સાધી મહાબળે. ૧
જે સ્વરોનો સુત હો, દ્યુતિમાન મહામતિ;
તેને માની અદ્ભુત હો, મનુ કરવા પ્રજાપતિ. ૨
મન્વતર તેનો વર હો, સાંભળ મહામુનિ આજે,
તેના સમયના સુરવર હો, કહુ તારે કાજે. ૩
મુનિ મુનિપુત્ર હો, રાજા થયા તે ભાખુ;
વળી તેમનાં ઘરસૂત્ર હો, બાકી કાંઈ નવ રાખુ. ૪
હે દ્વિજ પારાવત નામે હો, તુષિતાભિધાન દેવ હતા;
સિદ્ધ સાધ્ય કામે હો, થયા સુર ઉભય છતા. ૫
વિપશ્ચિતાભિધાને હો, વિખ્યાત વાસવ હતો,
સુસ્વર્ગ રાજ્યધાને હો, મતિમાન ગુણવતો ૬

હવાં સપ્તર્ષિ ભાખું હો, નામ કહું તેનાં સહી;
બાકી કાંઈ ન રાખું હો, સાંભળજે તું મન દઈ. ૭
ઉર્જસ્તભ, પ્રાણદત્ત હો, અલિ, ઋષભ, નિશ્વર નામે;
અર્વવીર મહામત્ત હો, 'વિજ્ઞાન માનને કામે: ૮
તે મહાત્માના પુત્રો હો, સાત હતા મતિશાળી;
તેણે સાધ્યાં ધરસૂત્રો હો, પરાક્રમે પૃથ્વી પાળી. ૯
ચૈત્ર કિંપુરુષ આદિ હો, નામ સંજ્ઞા હતી તેની;
હતા સુખસ્વાદી હો, જુગે જોડી નલ જેની. ૧૦
જ્યાં સુધી તેનો મન્વંતર હો, ચાલ્યો ત્યાં સુધી જાણો;
તેના વશજો થયા વર* હો, જે પૃથ્વીપતિ પરમાણો. ૧૧
રાજ્યરિદ્ધિ ભોગવી હો, એ મન્વંતર બીજો કહ્યો;
ભુક્તિ રૂડી ભોગવી હો, તાપ તન મનનો ગયો. ૧૨
શ્રદ્ધા ધરી સાંભળો હો, શ્રોતા વક્તા સર્વે;
મનમાગ્યું તેને મળે હો, નાહે પુણ્યવંત પર્વે. ૧૩
સ્વરોચિષકેરું ચરિત્ર હો, સુણતાં પરિયાં પૂજાયે;
સાત પેઢી પવિત્ર હો, સુણનાર કેરી પવિત્ર થાયે. ૧૪
સ્વરોચિષનો જન્મ હો, ભાવ ધરી જે ભણતા;
થાય તે અજન્મા હો, પછે પાપભાર નિત્ત તજતા. ૧૫
એ મન્વંતરે હો, નોહતા પુરાણી પુરા;
માન્ય એવા કો કરે હો, લોભી લોભી અધૂરા. ૧૬
સંવત સત્તરસેં પાંસેઠ હો, માઘ માસ વ્યતિપાતે;
સ્વરોચિષ ગુણ ગાઈ ઠેઠ હો, ગયો વિપ્ર સહુ વાતે. ૧૭
શ્રીમાર્કંડેયપુરાણે હો, ઇતિ આખ્યાન હવું;
સપ્તષષ્ઠિતમો ધ્યાય જાણો હો, શ્રોતા વક્તા નામ નવું. ૧૮
સ્વારોચિષ મન્વંતર હો, સમાપ્ત થયો અહિયાં;
થાય સુણ્યે ભણ્યે મતિવર હો, ત્રિદશો સુખ દે તહિયાં. ૧૯
યથામતિ કથા કથી હો, વૃથા વિપ્ર નામ ધારી;
ગુણ મતિ રતિ નથી હો, છે માયાપતિ ગતિ મારી. ૨૦

વલણ.

માયાપતિ છે ગતિ મારી, હું છું દીન હીન અજ્ઞાન રે;
છે જન પ્રેમાનંદ નામ મિથ્યા, છે પુરાણી ગુણવાન રે. ૨૧

## કડવું ૧૩૦ મું.

### રાગ કેદારો.

ક્રોષ્ટુકિ કેહ અહો ભગવાન, સ્વારોચિષચરિત્ર કહ્યું ગુણવાન;
મહાજ્ઞાન અર્પ્યું મને તમે રે.
સ્વરોચિષ જન્મ કહો સુખદાય, જે સુણતાં ભણતાં પાતક પલાય;
કાય થાય પવિત્ર રામ હૃદે રમે રે. ૨

ઢાળ.

હૃદય રમે ચરિત્ર ઉભય તો, થાય મુનિ કલ્યાણ;
વિસ્તારી સર્વે ભાખિયું મુનિ, મુને કર્યો જાણ સુજાણ. ૩
હવાં અભીષ્ટ ભોગ જેથી પ્રાપ્ત થાયે, નામે પદ્મિની વિદ્યાય;
તેનો આશ્રય કરી નિધિ જે રહ્યા તે વર્ણવો સુખદાય. ૪
વિસ્તારથી વર્ણન કરી કહો, હે ગુરો નિધિ જે આઠ;
વળી સ્વરૂપ સાચું કહો તેનું, જયમ કરું હું મુખપાઠ. ૫
તે નિધિકેરા દ્રવ્યની સ્થિતિ, રીતિ રમણિક સર્વ,
સમ્યક પ્રકારે કહો મુનીશ્વર, જયમ થાય મનનો ધર્વ. ૬
માર્કંડેય કેહ તું સર્વ સાંભળ્ય, ધરી ધ્યાને આજ;
પદ્મિની અભિધાનકેરી, છે લક્ષ્મી દેવતા દ્વિજરાજ. ૭
તેને નિધિ રહ્યા છે આશરી, તે સર્વ ભાખું હુંય;
નામ ઠામ ગણાવી સર્વે, આજ રીઝવું મુનિ તુંય.
પદ્મ મહાપદ્મ મકર કચ્છપ, મુકુંદ નંદક નીલ;
અષ્ટમો નિધિ શંખ નામે, દાનેશ્વરી ધર દીલ. ૯
પુણ્યવાન પુરુષને એ નિધિઓ મળી જાય;
તેણે તેની સિદ્ધિ ઉપજે, પછે સુખી તે જન થાય. ૧૦
હે ક્રોષ્ટુકિ એ અષ્ટનિધિ, કહ્યા તુજને મેંય;
હવાં સુર કૃપા કે સાધુ સેવા, કહું કરવાવડે થાય તેહ. ૧૧
નિહાળિયું એ નિધિઓએ, મનુષ્યવિત્ત કેવું સ્વરૂપ;
નિહાળતામાં રૂપ કેવું, થાય છે મુનિભૂપ. ૧૨
તે સર્વ તુજને યથાવિધિએ, કહી દાખું આજ;
એક ચિત્તે સુણય સર્વે, કહું તારે કાજ. ૧૩
પ્રથમ પદ્મ નામે નિધિ છે, તે મળે જેને જાણ;
તે તેને તેના પુત્રને, મળે પૌત્રને પરમાણ. ૧૪
વળી એ નિધિ જેને પ્રાપ્ત થાયે, તે થાય ડાહપણવાન;
સદ્ગુણવાળો તે શુચિ, વળી મહાભોગ્યવાન મહાન. ૧૫

એ નિધિ સાત્વિક છે સદા, માટે સર્વ સારું થાય;
કનક રજત ને તામ્રઆદી, કે તેનો સંગ્રહી કેહેવાય. ૧૬
વા ક્રયવિક્રય તેહનો કરનાર કેહતા લોક;
વળી તે મખ કરીને સદા રેહતો, દઈ દક્ષિણા અશોક. ૧૭
તે સત્વવૃત્તિવાળો બને છે, ધરે ધર્મમાં અતિ પ્રીતઃ
ધર્મશાળા દેવમંદિર, બધાવતો તે નિત્ય. ૧૮
બીજો નિધિ મહાપદ્મ નામે, તે સત્વગુણ ધારણ કરે;
તેણે તે નિધિ પ્રાપ્તિવાળો, સત્વગુણયુક્ત થઈ સંચરે. ૧૯
પદ્મરાગાદિક રત્નો, તથા મૌક્તિક પ્રવાળ;
સંગ્રહી રાખે સદા તે, ક્રયવિક્રય કરે વર કાળ. ૨૦
વળતી રત્નાદિક યોગવાળો, જોઈ જન તેને આપે;
સાત્વિકાચરણ ધારી તે, મઠ મંદિર બાંધી દુઃખ કાપે. ૨૧
સંતતિ પણ તેની તેવી, થાય છે ઉત્પન્ન;
પુત્રપૌત્રાદિક સાત પેઢી સુધી, થાય તે પાવન ૨૨
મકર નામે અન્ય નિધિ જે, છે તમોગુણી તેહ;
જે એ નિધિને નિરખે તે, દંભી થાયે દેહ. ૨૩
આચારવાળો હોય તોયે, તમોગુણી થાય;
બાણ ઋષ્ટિ ખડ્ગ ધારે, ધનુષ્ય ઢાલ આદિ કેહેવાય. ૨૪
સગ્રહે તે અસ્ત્ર સર્વે, કરે રાજસી જનશું સ્નેહ;
શૌર્ય વૃત્તિવાળા કે મહારાજા, વા પ્રિયજન હોયે જેહ. ૨૫
તેમને તે આપતો. કરે શસ્ત્રાસ્ત્રાયવિક્રય;
અન્યમાં નવ ચિત્ત તેનું, કદી પામતુ ઉદય. ૨૬
એ નિધિ એક નરને, પ્રાપ્ત થાય પ્રમાણ;
પેઢી પરપેઢી ન પોહચે, કેહ એવું સુજાણ. ૨૭
એ નરકેરો નાશ દ્રવ્યે, વળી ચોરથી કે સગ્રામમાં;
એ વિધિ તેનો નાશ થાયે, જેનું ચિત્ત નવ રેહ શ્યામમાં. ૨૮
કચ્છપનિધિની દ્દષ્ટિ જે પર, થાયે તેહ તમોગુણી;
એ નિધિ પણ છે તામસી, તું જાણ કૌષ્ટુકિ મહાગુણી. ૨૯
પ્રાપ્ત જેને થાય એ નિધિ, તે શિલ્પનાં કારજ કરે;
તૈયાર કરી વર વસ્તને, વ્યાપાર કારણ દ્વિપે ફરે. ૩૦
નવ ધરતો તેહ જન, કોઈ ઉપર વિશ્વાસ;
જ્યમ કૂર્મ અંગ સંકોચતો, તમ કરે તે તજી ત્રાસ. ૩૧

---

૧૮ "કહું રાજકીય જન."

મંદિર વાડી ધાન્ય ધનને, રાખતો ઠીકઠાક;
જેને કોઈ દેખી નવ શકે, કાંઇ કરતાં ન લાગે થાક.
આ દ્રવ્ય મારું જતું રેહશે, ભય ધારી એવો જાત;
ખાય નહિ ખરચે નહિ, નવ કરે પુણ્યની વાત. ૩૩
ભંડારી* મૂકે ભૂમિમાં ધન, મુઆ પછી થાય સર્વ;
સુખ એ નિધિતણું તો, મેળવનાર લેતો અલ્પ. ૩૪
હે દ્વિજ મુકુંદ નામ નિધિ, છે રજોગુણી જાણ;
જેને મળ્યો તે રજોગુણી, થાય નર પરમાણ. ૩૫
તે નર વીણાવેણુ મૃદંગાદિક, વાદિત્ર સંગ્રહી રાખે;
તે નૃત્યક ગાયક જોઇને, ધન ખરચી થેઈ થેઈ નાચે. ૩૬
ભાટ ભાંડ ને ચારણાદિક, વળી ભવાઇ કરતા જેહ;
નિરંતર આપે તેહને ધન, ભોગ વૈભવે નિઃસંદેહ. ૩૭
બેશી તેની સાથ તે જન, ભોગ ભોગવે જાણ;
વ્યભિચારિણી શું પ્રીતિ કરતો, એવો જન કરે પ્રમાણ. ૩૮
એ નિધિ પણ અંત સુધી, રહે નરને સાહી;
સુખ શમણે શાંત થાતું, એ નિધિના ગુણ ગાઈ. ૩૯
નંદક નિધિ છે રજોતમથી, યુક્ત ને મહાન;
તે જુએ જન જેહ ઉપર, તે થાય ગર્વિષ્ઠ ને અજ્ઞાન. ૪૦
સર્વ ધાતુ રત્ન સર્વે, વેચતો સદાય;
ધાન્ય સંગ્રહ કરી રાખી, ક્રયવિક્રય કરી મકલાય.
સ્વજન કે આવ્યા ગયાને, આધાર આપે તેહ;
રજ અપમાન સહે નહિ તે, મહામાની હોયે દેહ. ૪૨
વખાણ તેનાં જો કર્યાં તો, અતિ રાજી થાય;
મનવાંછિત સર્વ આપે, કરે પ્રસન્ન તે પરકાય. ૪૩
એ નિધિ મળતાં રતિવતી અતિ, સુંદરી થાયે પ્રાપ્ત;
પ્રસવ કરતી પુત્ર તે બહુ, સારા મળે સહુ આપ્ત. ૪૪
એ નંદક નિધિ છે પેઢીગતા, અષ્ટમે વિભાગ;
વૃદ્ધિ પામી રહે છે તે, સપ્ત જન સુધી મહાભાગ. ૪૫
હે દ્વિજસત્તમ તેહ આપે, આયુષ્ય અતિશે સાર;
ગામ પરગામેથી આવ્યો, કરે તેનો આદરસત્કાર. ૪૬
એ નિધિ મળિયો જેહને, તેનાં કરે અન્ય લોક વખાણ;
સ્વસાથ વસતા જન પરે, નવ ધરે સ્નેહ નિર્વાણ. ૪૭

* કડી ૩૬ પાઠ "ધન ખરચી વાક્, ભાખે."

પૂર્વેકરી મિત્રતા જે, શિથિલ થાતી તેને;
નવીન નવીન સ્નેહી થાતા, એ નિધિ મળિયો જેને. ૪૮
હવાં નીલ નામે મહાનિધિ તે, સત્વ રજોગુણ ધારે;
તે નિધિ મળિયો જેહને તે, તેવા ગુણ વિચારે. ૪૯
કપાસ વસન ધાન્ય ફળ ફૂલ, ઇત્યાદિ રાખે તેહ;
અવાળ મૌક્તિક શંખ ને છીપ, વળી કાષ્ઠાદિ હવે રાખે તેહ. ૫૦
એવું તેવું થાય જળમાં, કરે ક્રયવિક્રય તેનો;
નવ અન્ય વેપાર કે સ્થળ, જીવ જડાયે જેનો. ૫૧
તે નર સરોવર સમ, તડાગ ને તલાવડી બંધાવે;
ઉદ્યાન નદીના ઘાટ કરી, દુદુંભિ નાદ વગડાવે. ૫૨
વૃક્ષને રોપાવતો તે, સુગંધી લેપ વાલો અત્ય;
પુષ્પાદિ ભોગને ભોગવે, તે મહામોટી મત્ય. ૫૩
એ નીલ નામે નિધિ રેહછે, ત્રણ પુરુષ પર્યંત;
હવાં આગળ અન્ય ભાખું, તું તે ચિત્ત ધરચ મહંત. ૫૪
શંખનિધિ છે અષ્ટમો, તે રજો તમમિશ્રિત;
તે નિધિ મળતાં ગુણ તેવા, થાય પુરુષમાં પ્રતીત. ૫૫
એ નિધિ જન એકને, થાય પ્રાપ્ત પ્રમાણ;
નવ અન્ય પેઢીને મળે તે, તું જાણ મુનિ સુજાણ. ૫૬
હવાં શંખનિધિ જે પાસ છે, તેનું સુણ્ય લક્ષણ આજ;
તે એકલો મિષ્ટાન્ન ખાયે, સાધી સ્વયનું કાજ. ૫૭
શોભિત વસન અંગ ધારે, નિત્ય જમે સારુ અન્ન;
ગેહ જન કદન્ન ખાયે, મલિન ફાટ્યાં ધરે વસન. ૫૮
શંખનિધિ જેને મળ્યો તે, નવ ગણે સ્નેહી નાર;
ભ્રાતા પુત્ર સ્નુષા તેને, નવ કંઇ આપતો નિર્ધાર. ૫૯
પોષણ કરે સદૈવ સ્વયનું, મૂઢમતિ નર તેહ;
નરદ્રવ્યકેરી દેવતા એ, અષ્ટનિધિ નામ નિઃસંદેહ. ૬૦
તે નિધિમાંથી એક વા, બેતણું મિશ્રણ હોય;
તો તે તેના ગુણ પ્રમાણે, મિશ્રસ્વભાવફળ દે સોય. ૬૧
જો દૃષ્ટિ હોયે એકની તો, પૂર્વે કહ્યા પેરે સ્વભાવ;
સર્વ જનનો હોય નિશ્ચે, અધિક ન્યૂન ન ભાવ. ૬૨
હે દ્વિજસત્તમ એ નિધિ સહુની, છે અધિષ્ઠાતા દેવી;
પદ્મિની નામે જાણજો, જેને શ્રીહરિએ સેવી. ૬૩
સપોડશંખને શંખનિધિ, મળ્યો વારે વારે;
તેણે કરી મન મગ્ન થઇ, તે વિચરે વર વારે. ૬૪

પુરાણમાં એ નિધિકેરા, ગુણ ગાયા સાર;
તો મળે કયમ નવ પુરાણીને, કરવો કશો વિચાર.
એ નિધિ લક્ષ્મીતણો ભ્રાતા, રહો પુરાણીને ઘેર;
પુરાણી કામદુધાસુત જેવા, માટે કરે માધવ મેહેર.
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, નિધિનિર્ણયો નામ;
અષ્ટષષ્ટિતમોધ્યાય પૂરણ, હવો આણે ઠામ. ૬૭
નિધિ આરાધન કરે જે, તે થાય સ્વારોચિ સમાન;
જો ઉપદેશનાર મળે ન કોઈ, તો રહે ભવોભવ અજ્ઞાન. ૬૮

વલણ.

અજ્ઞાન ભવોભવ તો રહે, ગુણ માધવના નવ ગાય રે;
વિપ્ર પ્રેમાનંદ નિધિ ન વાંચ્છે, જે જોઇ પુરાણી મલકાય રે. ૬૯

---

## કડવું ૧૩૧ મું.

### રાગ કેદારો.

શ્રીગુરુ ગણપતિને લાગુ પાય જી, સાયકરો સરસ્વતી માય જી;
ગાય ગુણ વિપ્ર તદા મનુતણા રે. ૧

ઢાળ.

મનુકેરા ગુણ ગાઉં, જો કરો સરસ્વતી સાય;
ગુરુકેરી કૃપાએ, પુરાણ પૂરુ થાય.
છ મન્વંતર ભાખિયા, એ ગણેશની કૃપાય;
એકરદ મહા મુષક વાહન, જે સર્વમાં પૂજાય. ૩
તે ગજાનન દેવને કરું, નમન પ્રથમે હુંય;
શુદ્ધિ બુદ્ધિ રિદ્ધિ સિદ્ધિ, લક્ષલાભ દે તુય. ૪
સરસ્વતીને સાષ્ટાંગ કરીને, નમુ વારંવાર;
હંસવાહિનિ વીણાપાણિ, કરો શારદા સાર. ૫
કહું ઔતમમન્વંતર હવાં, યથામતીએ વિપ્ર;
મનસા એવી મહામતે છે, કરુ પુરાણ પૂરું ક્ષિપ્ર. ૬
સુખ સારુ સહુને લાગે, દુઃખસ્વપ્ન માગે ન કોઈ;
તેમ આઈ મારી મનસા, વિચારતી શુદ્ધ સોઈ. ૭
અજ્ઞાન અર્ણવમાં બૂડ્યા જન, તે માંયલો હું એક;
તો આઈ કહો ક્યાંથકી હોય, સુખદુખનો વિવેક, ૮

જાણ્યું અણજાણ્યું કરી હું, મારી લેઉં માત;
કવિતાકેરી સેવા કરતાં, થાઉં યથાગતિ વિખ્યાત. ૯
મહામોટા કવિ આગે, થઈ ગયા અપાર;
તે સર્વને હું નમન કરીને, માગું માતા સાર. ૧૦
જ્યમ વિનવું હું માતને, ત્યમ ક્રૌષ્ટુકિ મુનિ નામ;
માર્કંડેયને વિનવે છે, કરી વારંવાર પ્રણામ. ૧૧
પૂછતો કહી દેવ મોટા, તમો સ્વરોચિષ મન્વંતર કહ્યો;
મેં વિધિ પૂછ્યા અષ્ટ તે, કહ્યા સંશય નવ રહ્યો. ૧૨
સ્વાયંભુવ ને સ્વારોચિષ ઉભય, મન્વંતર કહ્યા મુનિદેવ;
તે પેર ઔત્તમ મન્વંતર કોહ, સાધું સાચી સેવ. ૧૩
માર્કંડેય કેહ સુણ્ય મહામુનિ, ઉત્તાનપાદ એક નરદેવ;
સુરુચિ નામે નારી તેની, કરતી નિશદિન સેવ. ૧૪
એક દિનના સમાજોગે, તે ગોરી ધરતી ગર્ભ;
તેને પૂરે કાળે પ્રગટિયો, ઉત્તમ બાળ બાળકશર્ભ. ૧૫
મહાપરાક્રમી તે પુત્ર હુતો, મહાબલિષ્ટ તેવો જાણ;
ધર્માત્મા ઉદાર મનનો, પરાક્રમ ધની પ્રમાણ. ૧૬
શ્રેષ્ઠ સર્વ પ્રાણીથકી તે, જેનો સૂર્ય સમ પ્રતાપ;
તે ધર્મજ્ઞ રાજા મિત્રઅરિનં. સમાન માપતો માપ. ૧૭

તિરસ્કાર કરતી તારણી તો, રાય વદે તે દે માન;
એમ માની લેતો મનથી તે, ઉત્તમ નામ નર મહાન.
તે ઝંઝોરુને રાય દેતો, વિહાર કારણુ હાર;
અભિરામ અલકાર આપે, તવ તે નાંખી દેતી નાર.
અપમાન એ વિધિ ઘણું કરતી, રાય કરે જઈ ચુબન;
તે જુવતી જાણે પીડા વળગી, એમ કહી ઊભી થતી અનુદિન.
હે દ્વિજવર્ય ભોજન સમયે, તેને ક્ષણુ વાર રાયે ઝાલી;
તવ રામા ઉદાસી રહી, લવ ભક્ષતી સભાળી.
તે પણુ તેના હસ્તથી તે, ઘણું થોડું ખાતો,
એ રીતે અનુકૂળ રાયને, અનનુકૂળ નારી વિખ્યાતિ.
એમ છતાં પણુ અવનિપતિ, ધરતો ગાઢો સ્નેહ;
નારી નૌત્તમ વિના કંઇ તે, નવ માનતો ઉજેહ.

વલણુ.

નવ માનતો ઉજેહ તે કંઈ, નારી ધારી ચિત્ત રે;
તરણીનું મન મનાવું, એ માનિયું મહાવિત્ત રે.

---

## કડવું ૧૩૨ મું.

### રાગ સામેરી.

એવી રીતે ઉત્તમ પરણ્યો નારી રે, જે અનનુકૂળ થઇ પડી ભારી રે;
તેના પર પ્રીતિ તે ધારે રે, તદા તરુણી અપ્રીતિ વધારે રે.
ન એ વાતનું કોઇને જાણુ રે, નરનારી કરતાં ઉભયનાં વખાણુ રે;
જોઈ સુત ઉત્તમકેરા ગુણુ રે, ઉત્તાનપાદે માન્યુ મહાપુણ્ય રે.
સુરુચિ કેહ સારુ થયું સર્વ રે, સુણુ પુત્રગુણુ રૂપિયું પર્વ રે;
એમ આનંદ્યાં નરનારી રે, પછે વાત તે એક વિચારી રે.
કરવો સુતને રાજ્યાભિષેક રે, તે પૂછ્યા વિવેકીને વિવેક રે;
એમ ધારી પ્રધાન તેડયા ત્યાંય રે, તેડ્યા મોટા મહાજનવસતા જ્યાંય રે.
રાજ્યઅંગ તેડી સર્વત્ર રે, ઉત્તાનપાદ બોલ્યો પછે તત્ર રે;
હવાં અમો જાશુ વનવાસ રે, થઇ શાંત સુખ વિલાસની આશ રે.
તૂટ્યા મનના માયાપાશ રે, તદા કરવુ જ્ઞાન પ્રકાશ રે;
માટે ઇચ્છા થઇ મન એવી રે, રાજ્યગાદી આ સુતને દેવી રે.
સર્વે સજ્જને કહ્યુ ઠીક રે, પુત્ર વધારશે પુણ્ય નીક રે;
સારો વિચાર ધાર્યો તમે રે, અતિ આનંદ્યા સહુ અમે રે.

પછે રાજાએ કર્યો રાજ્યાભિષેક રે, સુતને સમજાવ્યો સર્વ વિવેક રે;
પછે રાજા વનમાં જાતો રે, તે જોઈ ઊત્તમ દુ:ખી થાતો રે. ૮
માતતાતતણો વિયોગ રે, પુનઃ થાવાનો નવ સંયોગ રે;
એમ ધારી વિલખ્યો તેહ રે, માતપિતાએ આલિંગ્યો દેહ રે. ૯
માતા શિખામણ દે આવી રે, સુત નારી કરીશ મા અભાવી રે;
ધર્મશાસ્ત્રનું વચન ધરજે રે, નારી સર્વમાં શ્રેષ્ઠ કરજે રે. ૧૦
તો તું સદા સુખી થઇશ સુત રે, ગ્રેહજે આ શીખામણ સુપુત રે;
અનુમોદન આપી તેને રે, પિતા પ્રબોધતો સુત જેને રે. ૧૧
તદા સુત કરી સાષ્ટાંગ રે, નમતો માત પિતાને સાંગ રે;
તદા બહુલા ન આવી મળવા રે, સારું જોઈ તે લાગી બળવા રે. ૧૨
પણ ઉત્સવમાં તેની વાત રે, કાંઈ થઈ નહિ વિખ્યાત રે;
શોક અશોક સાથે જ્યાંય રે, ત્યાં ચાલે કલહકેરું ક્યાંય રે. ૧૩
તેના વિના ચલવી લેવા રે, જેવા પડે ત્યારે તેવા દેવા રે;
એમ ન્યાય વિચારી લીધા રે, પછે પ્રયાણ પુરપતે કીધા રે. ૧૪
તે જઈ વનમાં વશિયા વાસ રે, મુક્તિપુરીની ધારી આશ રે;
નિર્મળ મન થાતાં મન માન્યું રે, ઊભયને સ્વર્ગ મળ્યું સહુ જાણ્યું રે. ૧૫
હવાં ઉત્તમની કહું કથા રે, જેથી ટળે તન મન વ્યથા રે;
તેને રાજ્યપદ થયું જવ પ્રાપ્ત રે, તવ પોષ્યા સંતોષ્યા આપ્ત રે. ૧૬
કરી દીન જનપર અતિ દયા રે, ભિક્ષુકના શોક નાસી ગયા રે;
અતિ સુખી પુરવાસી થયા રે, ઊતાનપાદને વીસરી રહ્યા રે. ૧૭
વીરે વિજય કર્યો સર્વત્ર રે, જ્યાં ત્યાં ફરતું તેનું જિતપત્ર રે;
થઈ સુખશાંતિ સર્વ જાગ રે, તદા પ્રગટ્યો પત્નીપર અનુરાગ રે. ૧૮
તેનું મન મનાવા કાજ રે, ઘણા ઉપાય યોજતો રાજ રે;
રાજનીતિના જે જે ભેદ રે, તેહ વાપરતાં વધ્યો છેદ રે. ૧૯
સામદાન ઉપાય ન સાધ્યા રે, નારી અનુકૂળ ઉપાય ન લાધ્યા રે;
રહે પ્રતિકૂળ પત્ની સદાય રે, સંભોગ સુખ ન દેતી કદાય રે. ૨૦
વેહલી વેહલી કડવા ધાતી રે, પતિપ્રેમ ન સમજે મદ માતી રે;
છીંડાં ખોળી લડવા ધારે રે, પતિ કેવો તે નવ વિચારે રે. ૨૧
ધારે તો નારી કરે અનેક રે, તેનો નવ વનિતાને વિવેક રે;
મનમસ્ત વદે મનમાન્યું રે, વિવેક ખોટું બોલે નવ છાનું રે. ૨૨
હા રાજાને હોય જેની રે, ના સાફ નારીને તેની રે;
રાય મન થાતું ઘણું દુઃખ રે, સ્વપ્ને નારીતણું નવ સુખ રે. ૨૩
સુણતો પુરાણ ને ઇતિહાસ રે, તેમાં જોતો નરનારીના વિલાસ રે;
સેવા સુખની તજતો આશ રે, ફરી લગ્ન વિચારી થાતો નિરાશ રે. ૨૪

જોઇ ક્રોધી નારી કરતો હાસ્ય રે, તદા લક્ષણવંતી કરતી લાસ્ય રે;
અણુમાપની ગાળો માપે રે, નરમણિનું કાળજ કાપે રે. [illegible]
કો શંકા કરશે એવી રે, કેમ પૂજા કરે એવી દેવી રે;
સામાન્ય જન ન વેઠે દુઃખ રે, કરે બુધ નારીની પાંશરી રૂખ રે. ૨૬
સામાન્ય નરથી એ સહુ થાય રે, વિશેષથી કાંઈ નવ કરાય રે;
વિશેષમાં વિશેષપણું એહ રે, શું થાય સામાન્ય નરશો તેહ રે. ૨૭
સેહવાય તેટલું સહે જાતે રે, વળી જાતાં શીખામણ દીધી માતે રે;
સુપુત્ર તે વીસરે કેમ રે, હવાં કયું પુરાણમાં છે જેમ રે. ૨૮
એક ચિત્તે સાંભળો સર્વ રે, આ છે કુભારજા રૂપિયું પર્વ રે.
જેનાથી ધણી ન પામે ધર્વ રે, રહે નાચી નારી જ્યમ ગંધર્વ રે. ૨૯
તેના જાણો પૂરેપૂરા ભોગ રે, આવી વળગ્યા સોપચાશેક રોગ રે
નારી પુરાણીની સર્વ આવી રે, પૂછો ન માનો તો સમજાવી રે. ૩૦

વલણ.

સમજાવી પૂછો પુરાણીને, તે કેહશે પડતું દુઃખ રે;
ના કેહ તો જુઓ સંતાઈ, કેહ વિપ્ર તેમનું સુખ રે. ૩૧



## કડવું ૧૩૩ મું.

### રાગ રામગ્રી.

દુઃખ રાજાને અતિ ઘણું, પત્ની ઘણી પ્રતિકૂળ;
તે ઉપાય લાખ કરી ગયો, તોય થઈ નવ અનુકૂળ. ટેક. ૧
દાસ દાસી નિંદે નારીને, સમજાવે સખી સાર;
નવ માને કોઇનું કામિની, લઢે આવ્યો જોઇ ભર્ત્તાર. દુઃખ૦ ૨
પ્રધાનાદિક સહુ જાણતા, નારી નીચ સ્વભાવ;
નારીને જોઈ ચઢે સહી, સજ્જનને તાઢીઆ તાવ. દુઃખ૦ ૩
એમ અપ્રીતિ સર્વેતણી, પણ ન નૃપની નિર્વાણ;
એકદા કૌતક અન્નનું, થાતું જાણ સુજાણ. દુઃખ૦ ૪
રાત્રિએ નૃપ સાથે લઢી, બાહુલા બાળા અપાર;
તેણે શય્યાપરથી રાય પાડિયો, હડશેલી કાઢ્યા બાર. દુઃખ૦ ૫
તોય રાજા બોલે નહિ, જઈ ઊભો રહ્યો પરસાળ;
તેણે આચાર્યને બોલાવિયા, પૂછે તેને નમી ભૂપાળ. દુઃખ૦ ૬
આવી નારીને કહો શું કરું, જણવો શુદ્ધ વિચાર;
વિચારી આચાર્ય બોલિયા, એક શ્લોક તે વાર. દુઃખ૦ ૭

શ્લોક.

કાલી ઘેલી અપાર મેલી મનની, વેલી વઢવામાં વધે;
કાણી કૂબડી કે કુવેડ ફરતી, વક્રાંગી હોયે બધે;
બોલે બોલે અતોલ રોળ રમતી, છૈયાં જણે ના જણે;
કામેચ્છા પૂરી જો ચહે તુ કરવા, તો ગોરી તારી ગણે. ૮

રાગ ચાલતો.

આચાર્ય કેહ ધર્મશાસ્ત્રમાં, એવા અનેક નેમ;
પાળવા તેહ પ્રીતે કરી, જેણે વાંચ્છવું ક્ષેમ. દુઃખ૦ ૯
ધર્મશાસ્ત્રની આજ્ઞા નવ નૃપે, ઉલ્લઘવી નિર્વાણ;
ઉત્તમ મન શોચે ઘણો, આચાર્યની સુણી વાણ દુઃખ૦ ૧૦
પ્રશ્ન પૃથ્વીપતિને ઘણા, ઉપજિયા તેહ કાળ;
કિંતુ ક્રોધ વ્યાપ્ત કાયા હતી, માટે કાંઈ બોલ્યો ન ભૂપાળ. દુઃખ૦ ૧૧
આજ્ઞા આપી આચાર્યને કહ્યું, ક્ષમા કરજો ભૂદેવ;
એમ કરી દ્વિજ વળાવિયા, રાય ચિંતવતો અતિ એવ. દુઃખ૦ ૧૨
અન્ય સ્થળે જઈ શયન કર્યું, તેનું નવ સ્ત્રીને દુઃખ;
પ્રભાત થયે રાય ઊઠિયો, માનો જેમ તેમ મનમાં સુખ. દુઃખ૦ ૧૩
કરવા લાગ્યો રાજ્યકાર્ય તે, ધર્માસને બેશી ધીર;
એવે સમાચાર સાંભળ્યા, આવે નૃપ મળવા કુરવીર. દુઃખ૦ ૧૪
ઉદુંબર દેશનો અધિપતિ, રાયનો મહામિત્ર;
સ્ત્રીસહવર્તમાન આવીયો, કરવા પુણ્યતીર્થ પવિત્ર. દુઃખ૦ ૧૫
નૃપ ઉઠી મળવા ગયો, તેને જોજન એક.
સન્માન કરી મંદિર આણિયો, ધરી વપુ ભવ્ય વિવેક દુઃખ૦ ૧૬
તેની આગતા સ્વાગતા અતિ કરી, આપ્યો વસવા શુભ ઠામ;
તેની રાણીને મળવા નવ ગઈ, બહુલા પોતાની વામ. દુઃખ૦ ૧૭
તે માનવતી મહિલા પળપળે, પૂછતી તેના સમાચાર;
રાય ઉત્તર કંઇ આપે નહિ, ફેરવી વાળે વાત સાર. દુઃખ૦ ૧૮
વળી બીજે દીને રાયે રાખિયું, ગાનતાન સભામાંય;
મિત્રને મિત્ર પત્ની સહી, આવ્યા બિરાજ્યાં નૃપ જ્યાંય. દુઃખ૦ ૧૯
ત્યાં બહુલા પણ આવી હતી, અતિ નૃપાગ્રહે નિર્વાણ;
તે માનવતીશું નવ બોલતી, બેઠી મુખ મરડી પ્રમાણ. દુઃખ૦ ૨૦
તેનું કારણ કુરવીરકામિની, કંઇ નવ કળી શકી સુજાણ;
એવે ત્યાં વારાંગના આવતી, ને ત્યાં કરતી નૃત્ય નિર્વાણ. દુઃખ૦ ૨૧
ગાયક ગાયન કરે ઘણુ, રીઝવવા ભૂપાળ;
એમ નાટારંગ થઈ રહ્યો, સહુને આનંદ તે કાળ. દુઃખ૦ ૨૨

એવે મદ્યવાદિની કલાવતી, મદ્ય ભરી પાત્રમાંય;
તે પ્રત્યેકને પાત્ર આપતી, ગઈ બહુલા બેઠી હતી જ્યાંય. દુ:ખ૦ ૨૩
તેણે પાત્ર કે મદ્ય લીધું નહિ, કહ્યું આનન્તીએ અપાર;
તદા લડવા લાગી તેની સાથ તે, બોલ્યો તવ ઉત્તમ નૃપાળ. દુ:ખ૦ ૨૪
ઘેલછા વ્યાપી છે એહને, તેણે દીસે સદા વિકાળ;
એટલું કેહતામાં રહીશ ક્યાં ? દીધી મુખ અનેક ગાળ. દુ:ખ૦ ૨૫
રાજા બેઠા હસ્યા કરે, ત્યમ ત્યમ થાતી કરાળ;
શું હસે છે કહી ભાંડતી, ગાળ બોલી તતકાળ બાળ. દુ:ખ૦ ૨૬
તે જોઈ નિંદે નૃપને તહીં, પરિજન મળ્યા જેહ;
કુરવીર મન સંશય કરે, શકે મિત્ર અજિત એહ. દુ:ખ૦ ૨૭
કુરવીર કેહ આંખ ફેરવી, મિત્રપત્નીને આમ;
બહુલા બકબક શું કરો અતિ, કંઇ વિચારો મન વામ. દુ:ખ૦ ૨૮
બહુલા કેહ સમજાવે શું મને, હું નથી લેતી તારું નામ;
આ ધામ નથી કંઇ તાહરાં, એમ વદી થાતી ઉદ્દામ. દુ:ખ૦ ૨૯
નિવૃત્તિ ન પામી એટલું કરી, સુરાપાત્ર નાંખતી તેહ;
તે નૃપના પાત્રે આવી વાગતું, તે પડતું ઢળતું નિ:સંદેહ. દુ:ખ૦ ૩૦
તોય રાજા કંઈ નવ વદ્યો, પણ સળગ્યો ક્રોધાગ્નિ પૂર;
આનંદ દુ:ખદાયક થયો, અમુઝાયો અતિ શૂર. દુ:ખ૦ ૩૧
જે નિર્માણ કરેલી આનંદક્રિયા, તે તો નવ ફેરવી શકાય;
જેમ તેમ કરીને પૂરી કરી, સળગી ક્રોધે રાયની કાય. દુ:ખ૦ ૩૨
મિત્ર વારે શાંત્વન કરે, આપે દૃષ્ટાંત અનેક;
કેહ મારી ઘરણી પણ એવી છે, ન હોય વનિતાને વિવેક. દુ:ખ૦ ૩૩
વિવેકી રાજા સમજે સહુ, નવ ઉત્તર મુખથી દે તેહ;
હા હા ખરું ખરું એમ કહે, સળગે ક્રોધાગ્નિએ અતિ દેહ. દુ:ખ૦ ૩૪
જે ઘણા રાજાના સમક્ષમાં, રામાએ કર્યો મહાઅપરાધ;
તે સહન રાજા કરી નવ શક્યો, જો કે હતો સમ્યક્ સાધ. દુ:ખ૦ ૩૫
જેને પ્રિયા ગણી પટરાણી કરી, તે અપ્રિય ગણતી અપાર;
તરછોડતી વારંવાર સહી, તે કોપ વ્યાપ્યો મન મોઝાર. દુ:ખ૦ ૩૬
ચક્ષુ:શ્રવા સમ રાય તે, નાંખતો વારંવાર નિ:શ્વાસ;
એવે સભા વિસર્જન થઇ, જાતા સહુ સહુને અવાસ. દુ:ખ૦ ૩૭
કોઇ રાજાને નિંદતા, કોઈ વંદતા વદી વેણ;
એમ વાતો કરતા ઘેર ગયા, તે ઘડી લાગી નૃપને દુ:ખ દેણ. દુ:ખ૦ ૩૮

---

૨૯ ઉદ્દામ—પ્રચંડ.

તેણે દ્વારપાળને તર્ત તેડિયો, કહ્યું બોલાવી મુખ આમ;
આ દુષ્ટ ભાર્યા મારી અતિ ઘણી, દુષ્ટ અંતઃકરણવાળી વામ. દુ:ખ૦ ૩૯
તેને લેઈ જાઓ અહીંઆંથકી, મૂકો જઇ વને વિશાળ;
જ્યાં મનુષ્ય પ્રાણી નામ નવ મળે, જ્યાં કંપે લેઈ કાળકરાળ.' દુ:ખ૦ ૪૦
ત્યાં સત્વર લેઈ જાઓ - એને સહી, નવ કરશો કંઈ વાર;
અતિ થયું અતિ મેં સહ્યું, કરવો ન કોઇએ વિચાર. દુ:ખ૦ ૪૧
એમ ક્રોધી મહાનૃપ બોલિયો, કરી નિર્ણય નિરધાર;
માર્કંડેય કેહ સુણય મહામુનિ, સમજ્યો દ્વારપાળ તે વાર. દુ:ખ૦ ૪૨
આ સમય હા ના કર્યાનો નથી, સમ દુષ્ટાનું કહું શુંય;
એણે દુઃખ દીધાં મુજને ઘણાં, કેટક વાવી રાખું શે હુંય. દુ:ખ૦ ૪૩
ક્રોધાનળ પ્રગટ્યો એની મેળે, તેમાં ભલે બળતો કંટક;
એમ વિચારી સુંદરભૃકુટિવતી, નાંખી રથે સુણે કોણ ટકટક. દુ:ખ૦ ૪૪
રથમાં બેસાડી વન લેઇ ગયો, મૂકી દેતાં કર્યો ન વિચાર;
વિલાપ સુણ્યા ન વનિતા તણા, મૂકી વન ઘોર મોઝાર. દુ:ખ૦ ૪૫
પુર ભણી જાવા તે નીકળ્યો, એકલી પડી નારી નિર્વાણ;
ત્યાં પણરીસ પતિ પર પૂરણ કરે, કરીએ તેનાં કેટલાં વખાણ. દુ:ખ૦ ૪૬
હવાં નામ દેવું નવ એહનુ, કે બીજી હોય એવી નાર;
તે ઉત્તમને વન મૂકી કરી, ન કરવો વિચક્ષણે વિચાર. દુ:ખ૦ ૪૭
દ્વારપાળ મૂકી આવિયો, ભેટ્યો બેઠો જ્યાંહી ભૂપાળ;
આજ આજ્ઞા પાળી અહીં આવિયો, વામા મૂકી વન વિશાળ. દુ:ખ૦ ૪૮
ક્રોધમાં રાયે વારું કહ્યું, નમી ગયો દ્વારપાળ;
તે વાત વાટે ઘાટે વિસ્તરી, કોઇ કેહ સારુ કર્યું ભૂપાળ. દુ:ખ૦ ૪૯
મિત્ર ઠપકો અતિ આપતા, આ તો થયું કૃત્ય કરાળ;
તે કુરવીરે જાણી વારતા, જાણ્યું માનવતીએ તે કાળ. દુ:ખ૦ ૫૦
તે રાયને કેહવા ઘણું લાગિયાં, કર્યો આગ્રહ તેડાવો નાર;
ઉત્તમ ઉત્તર આપે નહિ, સહુને ગમે મન મોઝાર. દુ:ખ૦ ૫૧
એમ વાત વીસારે થઇ પડી, ગયાં મિત્ર મિત્રપત્ની સાર;
ક્રોધ કારણ જે આવ્યાં હતાં, તે કાર્ય કરી ગયાં નિર્ધાર. દુ:ખ૦ ૫૨
એ પુરાણી કાજે કેહવું પડે, સમજે શાણા સહુ ગુણવાન;
હવાં રાજા ચિંતા કરતો મનમાં, તજી ગોરી મહારૂપવાન. દુ:ખ૦ ૫૩
વળી મનને રાય વારતો, ગુણવિણ રૂપ ન શોભાય;
દિવારાત્રિ રાજ્ય કરતાં છતાં, નિવૃત્ત ન પામે મહાકાય. દુ:ખ૦ ૫૪
સુંદરાંગીને સંભાર્યા કરે, કુટેવ વીસરાવે તે વાર;
એમ હિંડોળે મન હીંચતું, તદપિ કર્યો એક નિર્ધાર. દુ:ખ૦ ૫૫

જો એવી રૂપાળી ને ગુણવતી મળે, તો મારે કરવો વિહવાય;
એવી બીજી રૂપવતી મળનાર નહિ, તદા પરણું નવ દુઃખદાય. દુઃખ૦ ૫૬
એમ અહોરાત્ર તેહ વિચારતો, ઉત્તમ અનુત્તમ ભૂપાળ;
સ્રીના અવગુણ આવી જાલતા, સાંભરી રૂપવડે વળી બાળ. દુઃખ૦ ૫૭
જો ગુણ હોયે એકલા સહી, તો ન રૂપ સંભારે કોઇ;
કુરૂપી સાથ ઘણાએ કર્યાં, ઘરબાર સાધી સહુ સોઇ. દુઃખ૦ ૫૮

વલણ.

સોઇ સાધી સ્વામી રહ્યા, ઘણા કુરૂપી નારી જોઈ રે;
કો છાંયે ન બેઠા રૂપને, જુઓ બહુલા વન રોઇ રે. ૫૯



## કડવું ૧૩૪ મું.

### રાગ મેવાડો.

પત્ની ત્યાગ પછે તે રાય રે, પાળે પ્રજા પૂરણ પ્રીતઃ
ઔરસપુત્ર સમ મહાકાય રે, પ્રજાપર રાખે રુડી રીત.
ત્યાં એક અવનવું થાતું રે, સહુ કહી સંભળાવું આજ;
એક દ્વિજનું દુઃખ વદાતુ રે, સુણ્ય ક્રોષ્ટુકિ દ્વિજરાજ.

ઢાળ.

ક્રોષ્ટુકિ દ્વિજરાજ સાંભળ્ય, તે રાય કને એક દ્વિજ;
પોકાર કરતો પૂરણ આવ્યો, કરી પીડાકરી પ્રતિજ.
દ્વિજ કે'વા લાગ્યો રાયને, હું મહાદુઃખી છું દેવ;
મારું દુઃખ સર્વે સાંભળો, હું ભાખું છું તતખેવ.
રાજા વગર નવ દુખીનું, કોઇ કરે રક્ષણ જાણ.
દુઃખિયાનું દુઃખ હરણકરતા, એક પૃથ્વીપતિ પ્રમાણ.
ઘેર મારે હું રાત્રિયે, ઉંઘી ગયો'તો સાર;
તે સમય ગ્રહદ્વાર મારું, નવ ઉઘડ્યું નરધાર.
છતાં ઘરણી માહરી, કોઇ હરી ગયુ સુજાણ;
તે અવનિપતિ આણી આપ્ય તુ, અહો નૃપ ગુણખાણ.
રાજા કહે હો દ્વિજસત્તમ, લઇ ગયું કામિની કોણ;
ક્યાં ગઇ તે તું ન જાણે, તે કયમ શોધી શકું ઓણ.
પકડુ કોને લાવું કયાંથી, તારી સ્રી નિરધાર;
તે સમે દ્વિજવર બોલિયો, તું સુણ્ય ઉત્તાનપાદકુમાર.

મારું ગૃહદ્વાર અડકાવિયું, તે હતું તેમને તેમ;
હું નિદ્રાવશ અતિશે થયો, તે સૂઈ રહ્યો એમને એમ. ૧૦
એ રીતે થયુ તે કહ્યું, ભૂપાળ સર્વે જાણ;
હવે કોઈ રીતે હું દેખાડું તુંને, પૃથ્વીપતિ પ્રમાણ. ૧૧
રક્ષણ અમારું તમે કરતા, તો નરપતિ શે દુઃખ,–
ભોગવીએ કઇ પેર રાજા, હવાં કરો સત્વર સુખ. ૧૨
તમે રક્ષણ કરો અમારું, તે વેતન ગણી સુજાણ;
ધર્મમાંથી છઠ્ઠો ભાગ આપું, પૃથ્વીપતિ પ્રમાણ. ૧૩
પછે રાત્રિએ ક્યમ નહિ, નિશ્ચિત સૂઇએ નરદેવ.
ઇત્યાદિ કારણ સમજી સર્વે, મમ દુઃખ દૂર કરો તતખેવ. ૧૪
રાજા કહે તારી કામિની મેં, નથી જોઇ ભૂદેવ;
તેથી આકૃતિ કહે તેહની, વળી કેવી દેહ કે' તતખેવ. ૧૫
વનિતાની વય કહે તેનાં, આચરણ કહે તું આજ;
ત્યાર પૂઠે શોધ કરું હું, એમ બોલિયો મહારાજ. ૧૬
દ્વિજ કહે નરનાથ સુણીએ, કહુ પુછેયું સર્વે;
જેનાં નેત્ર અતિ કઠોર છે, જેના મન મધ્ય અતિ ગર્વ. ૧૭
ઉંચી ઘણી છે કામિની, ટુંકા ઘણા છે હાથ;
છે સૂક્ષ્મ વદન શ્યામાતણું, છે સતી કુરૂપી આને માથ. ૧૮
આકૃતિ એવી છતાં હું, નિંદું નહિ મમ નાર;
હે ભૂપ વાણી કઠોર તેની, છે દુરાચારી નિર્ધાર. ૧૯
એ મારી સ્ત્રીનાં કહ્યાં લક્ષણ, કહું બાકી જેહ;
તેનુ રૂપ જોઈ સુજન કંટાળે, વસે દુર્ગંધ તેને દેહ. ૨૦
તેની વય પેલી વીતી ગઈ, એવી રૂપવતી મમ નાર;
એ સાચે સાચા મેં બતાવ્યા, મુજ નારીના ગુણસાર. ૨૧
રાજા કહે હો દ્વિજસત્તમ, હવાં તે ચતુરાની ચિંતા માટ;
વિરામ પામ્ય૦ માહનામ તું, મ કરે અતિ ઉચ્ચાટ. ૨૨
હું અન્ય સ્ત્રી આપુ તને, છે કલ્યાણી કામિની સુખ માટ;
તજ ભાર્યાનો દુઃખહેતુ, કરે ઉચ્ચાટ શે તે સાટ? ૨૩
હે વિપ્રર્ષિ સ્ત્રીની સુંદરતા, એ સુખાલ્પ હેતુ જાણ;
છે ઉત્તમ હેતુ શીલ તેનું, કર પૃથ્વીદેવ મન પ્રમાણ. ૨૪
એ કારણે રૂપ શીલ વિહોણી, તજવી વનિતા સર્વ;
મારી મતિ દ્વિજ એમ કેહ છે, તું ધારય ધ્યાને ધર્વ. ૨૫
દ્વિજ કહે મહીપાળ સાંભળ્યુ, અમે ઉત્તમ નરથી આમ;
સ્વભાર્યાને રક્ષવી એમે તે ભૂલાય ક્યમ મહાનામ. ૨૬

રામાતણું રક્ષણ કર્યોથી, પ્રજાનું રક્ષણ થાય;
હે નરેશ્વર પુરુષ પત્ની વિષે, ધરે પુત્ર રૂપે કાય.
એવી શ્રુતિ મેં સાંભળી છે, માટે કરવું સ્રીરક્ષણ;
પ્રજાનું રક્ષણ કર્યોથી, દુખ ઉપજે ન અદક્ષણ. ૨૮
સ્રીથી પ્રજા રક્ષાય રહે છે, પ્રજાથી રક્ષણ થાયે કાય;
કાય રક્ષણ ધર્મ છે, ન તો વર્ણશંકર પ્રજા પ્રકટે હોય ૨૯
તે પ્રજા પૂર્વે થઇ ગયા જે, પિતૃઓ નિર્વાણ;
વસ્યા સ્વર્ગે વાસ કરીને, તને અર્પે અધોગતિ સુજાણ ૩૦
કામિની વિણ નિત્યક્રિયા, થાય લોપ મારી રાય,
ધર્મહાનિ થાય તેણે, અનુદિન હે મહાકાય. ૩૧
ક્રિયાલોપે હું સતી, બ્રહ્મત્વથી થાઉં ભ્રષ્ટ;
હે પૃથ્વીપતે એમ દેહ આ, થઈ જાય વેહલો નષ્ટ. ૩૨
હે રાય તે સ્રીથકી મુજને, પ્રજા થાશે જેહ;
તે ધર્મનો ષડભાગ તુજને, અર્પશે નિઃસદેહ ૩૩
વળી ધર્મ સાધશે ધરણીપતિ તે, કરશે રાજ્યનું કલ્યાણ;
તે રાય તુંને કહ્યુ સર્વ, સ્રીચૌર્યકાર્યે પ્રમાણ. ૩૪
હવા સ્રી આણી આપો મારી, હું વિનવુ ભૂપાળ,
રક્ષણાર્થે સ્થાપન કર્યાં નૃપ, તો રક્ષણ કરો હે દયાળ. ૩૫
માર્કંડેય કહે એ રીતનું, રાયે સાંભળ્યુ દ્વિજવેણ;
વિવેકીએ વિચાર કીધો, ઢાળી નીચા દૃષ નેણ.
પછે સાહિત્ય સપૂરણ રથે, બેસતો નૃપાળ,
તે અહીં તહીં ફરી જોતો, દ્વિજનારીને તે કાળ. ૩૭
લક્ષણવતી નવ લાધતી, રાય ધરે ચિંતા મન;
એવે અરણ્યમા એક તપસી આશ્રમ, જુએ જઈ રાજન ૩૮
મહામનોહર નિરખી આશ્રમ, શાત રાજા થાય,
પછે હળવે હળવે ચાલી નૃપ, તે આશ્રમ મધ્યે જાય. ૩૯
ત્યા જઇ જુએ તો દર્ભાસને, બેઠા દીઠા દેદીપ્યમાન,
હરિસ્મરણ કરતા હતા તેણે, નૃપ નિરખિયો મહાન. ૪૦
મુનિ ઉઠી સામા ગયા, કહ્યુ પધારો મહારાજ,
સન્માન કરી કહ્યુ શિષ્યને, લાવ્ય અર્ધ્ય સદ્ય તુ આજ. ૪૧
તદા શિષ્યે ધીમેથી કહ્યુ, એને અર્ધ્ય શે દેવાય;
વિચારી આજ્ઞા કરો મુનિ, જયમ અનઘટતું કેહવાય ૪૨
હું આજ્ઞાપાળક અહીં ઊભો, કઇ કરી જુઓ વિચાર;
તદા આત્મજ્ઞ મુનિએ ધારી, રાયવૃત્તાંત જોયુ સાર. ૪૩

પછે આસન આપી રાયને, નિકટ બેશી ગોષ્ટિ કીધિ;
સન્માન શાંતપણે કીધુ, પ્રથમ પાર પામી લીધિ. ૪૪
ઋષીશ્વર કેહ હો રાજા, ' ક્યમ પધાર્યા અત્ર;
શી ધારણા ધ્યાને ધરો છો, નૃપ સુખી છે સર્વત્ર. ૪૫
આપ ઉત્તાનપાદનાં પુત્ર ઉતમ, એમ અમો જાણીએ ભૂપાળ;
વારુ થયું અહિં પધાર્યા, કઈ કાર્ય કોહ આ કાળ. ૪૬
રાજા કહે હે મુનિસત્તમ, એક દ્વિજકેરી નાર;
તેને ઘેરથી કોઇ હરી ગયું છે, હું નિકળ્યો શોધવા નિર્ધાર. ૪૭
કોણ તેને હરિ ગયું, તે હું જાણતો નથી કાંઈ;
શોધવાને ફરુ ચોદિશ, કંઇ ભાળ છે મુનિ આંહીં? ૪૮
અહો ભગવન્ તમારે આશ્રમ, હું આવિયો છું આજ;
નમસ્કાર કરી પૂછું તમને, ઋષિ કરો મારું કાજ. ૪૯
ઋષિ કેહે પૃથ્વીપતે મુજને, જે પૂછવું તે પૂછો;
નિશંક થઇને સર્વ સંશય, હૃદય માંહીથી લૂછો. ૫૦
જો હશે કેહેવા જેવું તો હું, કહીશ સર્વે આજ;
તવ રાજા કહે હું નમન કરી, પૂછુછું હે દ્વિજરાજ. ૫૧
તમારે આશ્રમ આવિયો હું, તે કાળે તતખેવ;
મુને અર્ઘ્ય આપવા તૈયાર કીધો, કર્યો વિસર્જન ક્યમ એવ? ૫૨
ઋષીશ્વર કેહ રાય સુણય તું, મેં તુંને લહ્યો આવતો સાર;
તદા સત્વર અર્ઘ્ય તૈયાર કીધો, છાત્રે આજ્ઞા ગ્રહી અવિચાર. ૫૩
પછે તે છાત્રે મુજને, કર્યો બોધ પ્રમાણ;
મારી કૃપાએ શિષ્ય મારો, જાણે ભૂત ભવિષ્ય ને વર્તમાન. ૫૪
એ ત્રણ કાળની સર્વ વાતો, એ જાણી શકે છે સાર;
એણે કહ્યુ વિચારી આજ્ઞા, મુનિ કરો આ વાર. ૫૫
તદા ધ્યાન મેં ધારિયું, જોયું ચરિત તારુ સર્વ;
પછે અર્ઘ્ય આપ્યો ન તુજને, નવ નિરખી મોટુ પર્વ. ૫૬
હે રાય સ્વાયભૂકુળે છો, તમો અર્ઘ્ય યોગ્ય આ વાર;
એ વારતા સહુ સત્ય છે, તો ક્યમ ન આપિયે નિરધાર. ૫૭
ઉત્તાનપાદના પુત્ર ઉત્તમ, તમો અધુના નથી અર્ઘ્ય યોગ્ય;
કાળાંતરે નૃપ થશો પાછા, ભોગ સમજી ભોગ્ય. ૫૮
રાજા કેહે છે અહો બ્રહ્મન, મેં જાણે અજાણે થાય;
પ્રાયશ્ચિત્ત કહું તેજ ભાખો, જે ન જાણું હુંય. ૫૯
હું અભ્યાગત થઇ આવીયો, ઘણે દિને આશ્રમ માંય;
તો અર્ઘ્યયોગ્ય ક્યમ નવ ઠર્યો, તે જણાવિયે મુનિ આંય. ૬૦

ઋષીશ્વર કેહ રાય સુણીએ, શું ભૂલી ગયા છો વાત;
વનમાંહી કાઢી મૂકી સ્ત્રીને, જે વિષે થયું વિખ્યાત. ૬૧
તે ત્યાગતામાં નૃપ તમારો, કર્યો ધર્મ ત્યાગ;
વિશેષપણે સમજાવું તે હું, તું સુણજે મહાભાગ. ૬૨
એક પક્ષ જો નિત્યકર્મ રાજા, થાય નવ નિર્વાણ;
તો તે મનુષ્યનો સ્પર્શ કરવા, કરે શ્રુતિ બાધ સુજાણ. ૬૩
તો રાય તારે એક વર્ષથી, નિત્યકર્મહાનિ થાય;
તો તારી સાથે કેઇ પેર, વર્તવુ હે મહાકાય. ૬૪
હે નરેશ્વર ! હોય દુરાચારી, સ્વામી સ્ત્રીનો જાણ;
તોયે સ્ત્રીએ તેની ઇચ્છા પ્રમાણે, વર્તવું નિર્વાણ. ૬૫
તે રીત દુરાચારવાળી, કે દુષ્ટ હોયે નાર;
પણ કરવુ પોષણ તેહનું, ઉત્તમપુરૂષે સાર. ૬૬
હે. જનેશ્વર જે દ્વિજકેરી, તું ખોળવા નિકળ્યો નાર;
તે તેના થકી અવળી અહોનિશ, છે ચાલનારી નિર્ધાર. ૬૭
તોયે તેને કોઇ હરી ગયુ, તદા દ્વિજદુખી તો થયો;
તે ધર્મકર્મના અતરાયથી, ગળી તનમનમાં ગયો. ૬૮
પછે તારી પાસ આવિયો, નારીકારણ તેહ;
જેને શોધવા તું નિકળ્યો છુ, નૃપ જાણય નિ સદેહ. ૬૯
હે મહીપતે જો અન્ય જન, ચાલે ધર્મથી વિરુદ્ધ;
તો સ્વધર્મમાં યોજો તમે, થઇ તેના ઉપર ક્રુદ્ધ. [illegible]
કિંતુ તમે જ્યારે ધર્મથી, થાશો ભ્રષ્ટ ભૂપાળ;
તદા ધર્મસ્થાને કોણ તેમને, સ્થાપશે દયાળ. ૭૧
માર્કંડેય કેહે રાયે સાંભળ્યાં, તે મુનિદેરાં વેણ;
લક્ષપૂર્વક વિચાર કરીને, પછે વદ્યો સુખદેણ ૭૨
મુનિ મોટા કહો મુજને, દ્વિજસ્ત્રી ગયાની ભાળ;
કહો કોણ તેને હરી ગયુ, તે ક્યાં ગઈ આ કાળ. ૭૩
તમો ભૂત ભવિષ્ય વર્તમાન જાણો, જાણો જગ સર્વ સારી પેર;
તદા કીજે મુનિ મુજપર, આજ આટલી તો મેહેર. ૭૪
ઋષિ કહે છે અદ્રિસુતુ, બલાક રાક્ષસ નામ;
તે દ્વિજસ્ત્રીને હરી ગયો છે, સુણય નૃપ માહધામ. ૭૫
તે આજ તુજને જાણશે, ઉત્પલાવત વન માંય;
રથવેગે જાઓ વેહલા, જઇ જીતો દાનવ ત્યાંય. ૭૬
તે ઉત્તમ દ્વિજની પત્નીને, વેહલી મેળવી દે રાય.
જેણે અધર્મ કર્મથી બચી તે, નવ તુજ સમો પાપી થાય. ૭૭

પુરાણી આનુ પુરાણ વાંચી, ધરણીના ટપથા ખાય,
ધર્મ ત્યારે તો સધાએ, ન અધર્મ પીડે કાય. ૭૮
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, ઔતમમન્વતરે પ્રમાણ.
એકોન સપ્તતિતમોધ્યાય પૂરણ, હવો અહીં નિર્વાણ ૭૯

વલણ.

હવો અહીં નિર્વાણ અધ્યા, સુણો શ્રોતાજનરે,
ભટ પ્રેમાનન્દ કાંઈ ન જાણે, સહુ જાણે પુરાણી પાવન રે. ૮૦



## કડવું ૧૩૫ મું.

### રાગ સામેરી.

માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ પ્રતિ, પછે નૃપ મુનિને કરી નમસ્કાર રે,
સ્વરથમા બેશી સચર્યો, ઉત્પલાવત વન મોઝાર રે. ૧
ગુફા ગહ્વર મધ્ય જોતો, તે દ્વિજકેરી નાર રે,
એવે એક મંદિર મધ્ય દીઠી, કુરૂપી નારી સાર રે. ૨
બ્રાહ્મણે વર્ણવી હતી, એવી જોઈ નારી ત્યાય રે,
બાધા કરતી બેરી બીલાં, દાનવના ધરમાય રે. ૩
રાયે પૂછચ્યુ તેહને, અહો ભદ્રે ભામિની રે,
વિશાળસુત સુશર્માકેરી, તુ છુ ગૈતમ કામિની રે. ૪
એમ છતા આ વનમધ્યે, ક્યમ વશી રહી બાળ રે,
તે સમજાય તે રીતે કહે તુ, જ્યમ હુ સાંભળુ તત્કાળ રે. ૫
બ્રાહ્મણી કેહ ભૂપતિ સુણ્ય, અતિરાત્ર નામે દ્વિજ રે,
વનવાસી રહે સદા ઉદાસી, છુ તેની સુતા કરેચ પ્રતીજ રે. ૬
તમે વિશાળસુત હમણા કહ્યો તે, સ્વામી મારો થાય રે,
એવી હુને હરી લાવ્યો, દુષ્ટ બલાક અસુર રાય રે. ૭
સુતી હુતી હું ગેહમાંહિ, ત્યાથી ઉચની લાવ્યો એહ રે
મારા ભ્રાત તાતનો એણે, કરાવિયો વિયોગ નિસંદેહ રે. ૮
માતા મારી દુખી હશે, ન જાણુ સ્વામીની વાત રે,
જેણે વિજોગ પાડયો એહ પેરે, તે બળી મરો દાનવ જાત રે ૯
મારી માતભ્રાતતણે વિયોગે, હું પામુ અહિંયાં દુખ રે,
વિજોગ બીજાનો થયો નૃપ, ગયું મારુ સર્વે સુખ રે. ૧૦
આ વિકટવનમા આણી મુજને, મૂકી એણે કેમ રે,
તેનુ કારણ હુ નથી જાણતી, પણ નહિ થાય એનું ક્ષેમ રે. ૧૧

ભક્ષતો નથી મુને એ કે, નથી ભોગવતો નિર્વાણ રે;
અહીં આણી મુજને મૂકીછાંડી, શે જાય નવ મુજ પ્રાણ રે. ૧૨
રાજા કહે હે દ્વિજપુત્રી, મુને મોકલ્યો તારે સ્વામ રે;
તારી ખોળ કરવા આવિયો હું, મારે તે અસુરનું છે કામ રે. ૧૩
તુ જાણતી હોયે તો કહે, તે વસે દાનવ કયાંય રે;
હું મણું જઈ તેહને, પછે તુને લેઇ જાઉં નગર જ્યાંય રે. ૧૪
બ્રાહ્મણી કેહ અનૃત બોલો, તમે રાજા આજ રે;
મારો સ્વામી મુને કદી નવ, સ્મરે હે મહારાજ રે. ૧૫
મારી માતે મોકલિયા હશે વારુ, ગમે તેમ હોય ભૂપ રે;
જે દાનવ મુને હરી લાવિયો તે, આ વનમાં વસે છે કુરૂપ રે. ૧૬
જો ભય ન લાગે ભૂપ તમને, તો જઈ જુઓ અસુર રે;
એમ વદી તે રડવા લાગી, તેનું સાંત્વન કરતો શૂર રે. ૧૭
માર્કંડેય કહે સુણ્ય ક્રૌષ્ટુકિ, સ્ત્રીએ બતલાવિયો જે પંથ રે;
તે માર્ગે નૃપ પરવર્યો, નિંદે નારી બેઠી કંથ રે. ૧૮
મારી શોધ સ્વામિ ના કરે, છે ધન્ય મારી માતા રે;
જેણે રાયને અહીં મોકલ્યો, જનેતાની થાય ન વાતા રે. ૧૯
હવાં રાય વિકટ વન મધ્યે, જોતો જોતો જાય રે;
તેને પરિવાર સહિત દાનવ, બેઠો દૂરથી દેખાય રે. ૨૦

તે મહાકુરૂપી કામિની છે, તારે સ્ત્રીરત્ન છે અનેક રે,
ભક્ષવા જો આણી તેને, તો કયમ ધરિયો વિવેક રે ૨૯
ભક્ષી ગયો નહિ ભામિની કયમ, મૂકી એકલી વન રે;
તેનું કારણ કહે મુજને, મુને અચરતુ લાગે મન રે. ૩૦
રાક્ષસ કહે રે રાય સુણિયે, અમો કરું ન માનવ આહાર રે;
તેવા રાક્ષસ અન્ય છે, જે કરે જનતણો સહાર રે. ૩૧
અમે સુકૃતકેરુ ફળ ભક્ષી, નિર્વાહ કરિયે દેવ રે;
મનુષ્યકેરા માનીનીના, વળી હોય અણુમાનીતી એવ રે. ૩૨
તેવી સ્ત્રીઓના સ્વભાવ બદલી, થઈએ અમે તૃપ્ત પ્રમાણ રે;
અમે પ્રાણીઆહાર કરું નહિ, તું જાણ સર્વ સુજાણ રે. ૩૩
અમે માનવતણો જ્યારે, ક્ષમાગુણ ભક્ષીએ સાર રે,
ત્યારે નર તે ક્રોધ કરતો, તજી સારાસાર વિચાર રે. ૩૪
જદા દુષ્ટ સ્વભાવને ભક્ષીએ નૃપ, અમે તો મતિમાન રે,
ત્યારે તે નર થાય છે અતિ, મતિમાન ને ગુણવાન રે. ૩૫
હે ભૂપતે! અતિ રમ્ય રામા, છે અમારે ગેહ રે;
અતિ અપ્સરાને હરાવી દે, રૂપ ગુણે નિસંદેહ રે. ૩૬
તો પછે માનવતણી સ્ત્રી, કેમ વાચ્છુ દેહ રે;
સ્વપ્ને ન ધરિયે માનવીની, નારીકેરી સેવ રે. ૩૭
રાજા કહે હે નિશાચર સુણ્ય, જો તું કરેછે આમ રે;
ઉપભોગ અર્થે નથી આણી, ત્યમ ભક્ષવાને નકામ રે. ૩૮
તો તેં દ્વિજગૃહમાં કેમ પેશી, હરી તેની નારી રે;

વળી ઉત્તમ મુનિએ ગણ્યો મુજને, અર્ઘ્યમાટ અયોગ્ય રે;
આ દાનવવિકળતા દ્વિજની કે, ક્યમ રહું નારીવિણુ આરોગ્ય રે.
હું સ્ત્રી વિનાનો તેથી મુજને, થયું સંકટ આમ રે;
વળી હવાં મુજને નિંદશે, બાકી રહ્યાં જે આમ રે. ૪૭
માર્કંડેય કેહ મુનિ પછે દાનવ, કેહ વિચાર કરતા નૃપને ત્યાંય રે;
નમ્ર થઇ પ્રણામ કરી તે, નવ વધો મનમાંય રે. ૪૮
મોઢેથી બોલ્યો રાય શું તે, કરો આજ્ઞા નરદેવ રે;
દેશે તમારે વશી રહો હું, પાળુ આજ્ઞા તતખેવ રે. ૪૯
રાજા કહે કહ્યું નિશાચર તેં, અમો બદલી નાંખું સ્વભાવ રે;
તો કરવું પડયું છે જેહ માટે, કૃત્ય અમારે સાવ રે. ૫૦
તે સાંભળી કરય સાય તેમાં, કહું તુજને સર્વ રે;
આ બ્રાહ્મણીનો અતિ દુષ્ટ છે, સ્વભાવ ને વળી ગર્વ રે. ૫૧
અસુર ભક્ષવા જા તું તેને,એટલે એ થશે વિનયવાળા રે;
દુષ્ટ સ્વભાવ ટળતાં નારીએ, સદ્ગુણ ગ્રેહશે સંભાળી રે. ૫૨
વળી કૃત્ય બીજું એક કરજે, એ નારી જેની છે સહી રે;
તેને ઘેર એને મૂકી આવ તુ, એ વિણ નથી સુખ બીજું કંઈ રે. ૫૩
એ ઉભય કાર્ય કરે જો તું, તો તેં કર્યું મારું કામ રે;
હું માની લઉં અર્ઘ્યપાદ્ય એથી, મનવાંચ્છિત સહુ મહાનામ રે. ૫૪
માર્કંડેય કહે પછી રાય આજ્ઞા, સુણી એવી અસુર રે;
સ્વમાયાએ કરી સચર્યો તે, નારી શરીરે ભરપૂર રે. ૫૫
અંગ માંહે ઉમંગથી રહી, સ્વશક્તિ કરી પ્રકાશ રે;
દુષ્ટસ્વભાવાને ભક્ષવા તે, લાગિયો જઇ પાસ રે. ૫૬
એ રીતે તે દ્વિજસ્ત્રીનું, અતિ ક્રૂર દુષ્ટાચરણ રે;
સ્ફુટિયું દાનવ ભક્ષ્યાથકી જવ, તવ તે વદવા લાગી વર્ણ રે. ૫૭
બ્રાહ્મણી કેહ અહો મહાત્મા, મારા સ્વામીકરી સાથ રે;
મારા દુર્દૈવે વિયોગ કરિયો, છે તેનું કારણ દાનવનાથ રે. ૫૮
કિંતુ તેમાં દૈત્યનો નથી, દોષ કંઈ નિર્વાણ રે;
ત્યમ મારા મહાત્મા સ્વામીકેરો, કંઇ દોષ નથી પ્રમાણ રે. ૫૯
એ અપરાધ મારો છે સહી, તેનું કારણ કહું રાજન રે;
કર્યાં કર્મ તો ભોગવ્યે છૂટે, છે એવું શાસ્ત્રનું વચન રે. ૬૦
કોઈ જનમે કોઇને મેં, પાડયો હશે વિયોગ રે;
તેનું ફળ મને મળ્યું અહિંયાં, જદા સાંપડો આ જોગ રે. ૬૧
એમ છે તો મહાત્મા સ્વામીનો, નથી કાંઈ વાંક રે;
નિર્મ્યું કરે સુરઅસુર સર્વે, બાકી બિચારા તે રાંક રે. ૬૨

રાક્ષસ કહે હે ભૂપતે, આપની આજ્ઞા માની રે;
આ સ્ત્રીને એના સ્વામી સાથે, હું મેળવું આ વારી રે. ૬૩
હું દ્વિજને ઘેર જઈ મૂકીશ, વળી કંઈ આજ્ઞા કરો નૃપાળ રે;
અમો રાંક રૈયત છું તમારી, અહિં પધાર્યા દયા કરી દયાળ રે. ૬૪
રાજા કહે હે વીર તેં, જે, કર્યું મારું કામ રે;
તેણે સર્વ કારજ સર્યા સમજું, છું ધન્ય અસુર તું મહાનામ રે. ૬૫
કદા મુજને પડે કારજ, તદા તું આવજે મુજ પાસ રે;
એટલું પ્રિય મારું જો કરે તો, તેં પૂરી મારી આશ રે. ૬૬
ઠીક મહાનૃપ, એમ કહી તે, રાક્ષસ કરતો શુંય રે;
દુષ્ટસ્વભાવ જાતાં શુદ્ધ સતિ, તેને દ્વિજગૃહ લેઈ ગયો કહું હુંય રે. ૬૭
જઈ સોંપી સ્વામીને સતી, વળી કર્યા દંડ પ્રણામ રે;
ઘરધણિયાણી હોયે કર્કશા તો, કરો પુરાણીજન આમ રે. ૬૮
તમારી દયિતા દૈત્યને દઈ, સુધરાવી લેજો સાર રે;
તો સુશર્માસમ સુખી થાશો, હું શપથ લઈ કહું આ વાર રે. ૬૯
દુઃખાતણો દુસ્વભાવ જે રીત, દાનવ કાઢ્યો જાણું રે;
કોઈ અસુર મળે પુરાણીને તો, કરે સદ્‌ગુણી સુજાણુ રે. ૭૦
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, ઔત્તમ મન્વંતર નિર્વાણ રે;
અહીં સપ્તતિમોધ્યાય પૂરણ, હવો પ્રયાસે પ્રમાણ રે. ૭૧

વલણ.

હવો પ્રયાસે પ્રમાણ અધ્યા, કરવી ઉતાવળ પુરાણી કાજ રે;
હરિગુણગણ ગાતાં શ્રમ નવ લાગે, વળી સેવતાં દ્વિજરાજ રે. ૭૨



## કડવું ૧૩૬ મું.

### રાગ નટની દેશી.

માર્કંડેય કહે સુણ દ્વિજરાજ, કહું કથા હું તારે કાજ;
તે સ્ત્રીને તેના ધણીને ઘેર, મોકલાવી કરી રાજાએ મહેર. ૧
નિઃશ્વાસ નાંખી વિચારવા લાગ્યો, રે નારી વીણ મેં સુપથ ત્યાગ્યો;
શું કરવાથી કેવાય રુડું, ભવિષ્ય ભાખ્યું જાય કયમ ન કુડું ? ૨
અરે પેલા ઉદારમતિના મુનિએ, અવગણ્યો અર્ઘ્ય આપવા ગુણીએ;
તેમ પેલા દ્વિજને ઉદ્દેશી દાનવે, વૈકલ્ય દોષ મૂક્યો મારામાં હવે. ૩
રે રે મારે કરવું હવે શુંય, રે પત્ની ત્યાગીને બેઠો છું હુંય;
એમ અમુઝાયો ઘણો મનમાંય, એવે એક વિચાર પ્રીછીયો ત્યાંય. ૪

પૂછું જ્ઞાનચક્ષુવાળાને જઈ, જે મુને મળિયા મહામુનિ સહી;
એમ વિચારી ભૂપાળ, રથારૂઢ થયો તતકાળ. ૫
ગયો તે ત્રિકાળદર્શી પાસે, ધારે રખે મહર્ષિ દુઃખી ત્રાસે;
એમ વિચાર કરતો તેહ, ઉતર્યો રથમાંથી કરી સંદેહ. ૬
ગયો તેમની પાસે ચાલી, કરી નમસ્કાર ને પીડા ટાળી;
પછે તે કેહવા લાગ્યો ત્યાંય, તેને થયો રાક્ષસસમાગમ જ્યાંય. ૭
બ્રાહ્મણીને શોધી કાઢી જેહ, દુષ્ટ સ્વભાવ નાશ કેહતો ત્યાં તેહ;
મોકલી તેને તેના સ્વામીગેહ, વળી સ્વાગમનું પ્રયોજન જેહ. ૮
તે સર્વ કહ્યું યથાવિધિ, વળી નમ્યો નૃપ જોઈ મહાનિધિ;
મહર્ષી કેહ અહો નરપતે, તમે કહ્યું તે જાણ્યું જ્ઞાનવતે. ૯
તમ આગમ જાણ્યું મેં પેહલું, સૌ ઈષ્ટકૃપાએ સમજીએ વેહલું;
હે નૃપ ઉદ્વેગ કરો છો તમે, મારે શું કરવું કહી મન ભમે. ૧૦
તમારે શું કરવું તે કહું હુંય, જો સમજી બેઠા છો શુંયનું શુંય;
નરને ધર્માર્થ અને કામ, તેનું પ્રબળ કારણ છે નૃપ વામ. ૧૧
જેણે કર્યો રામા કેરો ત્યાગ, તેણે બહુધા ધર્મ ત્યાગ્યો મહાભાગ;
એમ જાણવું નિઃસંદેહ, વળી કહું બીજું સાંભળ્ય જેહ. ૧૨
હોય સ્ત્રીવિહિન નર જેહ, દ્વિજ ક્ષત્રી વૈશ્ય કે શૂદ્રની દેહ;
વા હોય ગમે તે જાણ, તે સ્વકર્મ કરવા ન થાય પ્રમાણ. ૧૩
તમે કર્યો સ્ત્રીનો ત્યાગ, તમે વારુ કર્યું નહિ મહાભાગ;
જ્યમ સ્ત્રીઓને પોતાનો સ્વામી, તજવા યોગ્ય નથી મહાનામી. ૧૪
ત્યમ નરને નારી નિર્વાણ, તજવા યોગ્ય નથી સુજાણ;
રાજા કહે અહો મહારાજ, શું કરું કથવ્યું મારું કાજ. ૧૫
એ મારા કર્મનું ફળ થયું ઉદે, ક્રોધે કૂડું કર્મ કરાવ્યું આહસુદે;
હું હતો મારી પત્નીને અનુકુળ, મહામુનિ તે હતી મુને પ્રતિકૂળ. ૧૬
તદા મારે કરવો પડયો તેનો ત્યાગ, એ સર્વ સત્ય કહું મહાભાગ;
હે ભગવન્ તેના વિયોગથકી જાણ, કરી મહાપીડાનું અનુમાન. ૧૭
મનમાં ભય પામી મુનિદેવ, તેણે જે કહ્યું તે તતખેવ;
મેં અતર બળતા છતાં પાળ્યું સર્વ, મુનિ ગોરી કાજે ગાળ્યો મેં ગર્વ. ૧૮
જ્યારે સહન થયું નવ જાતે, ગોરી થઈ વાંઝી સર્વે વાતે;
ત્યારે મેં કાઢી વનમાં તેને, કયાં ગઈ હશે તે જાણું ન જેને. ૧૯
સિંહ વ્યાઘ્ર કે રાક્ષસ કોઈ, ભક્ષી ગયો હશે વરાંગી જોઈ;
કે કોઇ હરી ગયો હશે જાણ, તો તે સુખી થાશે નવ પ્રમાણ. ૨૦
મુનિ કહે અહો મહામતિ, સિંહ વ્યાઘ્ર રાક્ષસની કોણ ગતિ;
કે તારી નારીને ભક્ષે જેહ, નથી કોઇએ ભક્ષી નિઃસંદેહ. ૨૧

કિંતુ કલંક વિહોણી તે નાર, અધુના છે રસાતળે નિરધાર;
રાજા કહે અહો ભૂદેવ, કથા માંડી કહો તતખેવ. ૨૨
એને કોણ રસતાળે લેઈ ગયું, અંગ નિષ્કલંક એનું કયમ રહ્યું;
આશ્ચર્યકર્તા વાત છે એહ, મારો સત્વર ટાળો મુન સંદેહ. ૨૩
ઋષિ કહે પાતાળ મોઝાર, કપોતક નામે નાગ વસે નિર્ધાર;
તે મહાપ્રખ્યાત નાગનો રાજા, જેની માને નાગલોક સહુ આજ્ઞા. ૨૪
તેણે ગાઢ જંગલમાં તારી નારી, ભમતી જોઈ સ્વરૂપા ભારી;
તે અતિરૂપવતી હતી તેથી, નાગ અનુરાગ પામ્યો નૃપ જેથી. ૨૫
જાણી લીધી બીના તેની પૂછી, કરી શાંત આંખનાં આંસુ લૂછી;
પછે તેને લેઈ ગયો રસાતળમાં, એમ ગઈ વનિતા ઉતરી વળમાં. ૨૬
તે કપોતકને નંદા નામે પુત્રી, જે ગુણવતી હતી અતિ સૂત્રી;
તેની માતા હતી મતિવતી, કપોતક સ્ત્રી મનોરમા સતી. ૨૭
જદા જોઇ નંદાએ તારી નારી, તદા તેણે વિચારી મતિ ભારી;
અતિ રૂપવતી જોઈ તેને, કુતૂહલ પ્રગટ્યુ મન એને. ૨૮
આ થશે શોક્ય મારી માતાની, હશે પુત્રી કો પ્રખ્યાતાની;
તેણે તેને તેથી ઘરમાં સંતાડી, વાત વિસારે સર્વને પાડી. ૨૯
પણ નાગરાજને લાગ્યો મોહ, ત્યમ ખેંચે ચમકપાહણ તો લોહ;
તેણે નંદા પાસે માગી તે નારી, વારંવાર સંભારી સારી. ૩૦
પણ નંદા પ્રતિઉત્તર નવ આપે, તેથી કપોતકનું કાળજું કાપે;
જદા યત્ન કર્યે બોલી નવ સુતા, જેનાં મને વિચાર બીજા હુતા. ૩૧
એવું જોઈ કોપ્યો નાગરાજ, જેણે કથળ્યું કન્યાનું કાજ;
બાપે સુતાને દીધો શાપ, તું મૂગી થઇ ભોગવ્ય સંતાપ. ૩૨
એ રીતે નાગકન્યા તેહ, તારી નારી નાગ લેઈ ગયો જેહ;
તે સર્વ રસાતળે રહ્યાં, કૃત્ય જેવાં થયાં તેવાં કહ્યાં. ૩૩
માર્કંડેય કહે સુણી નૃપ તેહ, પરમ હર્ષ પામ્યો સ્વદેહ;
પછે પૂછવા લાગ્યો જાને, મુનિ કહો સહુ રીતેઆતે. ૩૪
ઓપ્રતિ સ્વદુર્ભાગ્યનું કારણ, વદો હે મુનિ ભવતારણ;
નૃપ કેહ સાંભળો ભૂદેવ, કરે સર્વજન પ્રીતિએ મારી સેવ. ૩૫
તેમ છતાં મારી પોતાની નારી, કયમ રહી અપ્રીતિ મુજપર ધારી;
હે મહામુને નારી મુને વાહલી, હતી પ્રાણપ્રિય અતિશે બાળી.' ૩૬
એમ છતાં કહો મુનિદેવ, કયમ દુષ્ટ સ્વભાવવાળી એવ;
તેનું કારણ હશે કાંઈ, જે ન આવે મારા મન માંહી.' ૩૭

---

૨૩ પાઠ. "માટ મુને યથાર્થ કહો તેહ"

ઋષિ કહે સાંભળ્ય નરદેવ, કર્યું શ્રીપાણિગ્રહણ તેં એવ;
તદા સૂર્ય મંગળ શનિની જાણ, તારાપર દષ્ટિ હતી પ્રમાણ. ૩૮
વળી શુક્ર બૃહસ્પતિકેરી દષ્ટિ, તારી પત્ની ઉપર હતી કષ્ટી;
નારી મૂર્ત્તિ મધ્યે હતો ચંદ્ર, હતો તેની મુર્ત્તિએ બુધ મહામંદ્ર. ૩૯
એ ઉભય પરસ્પર પ્રતિપક્ષી, તેથી તુને એ ફળ આપ્યું લક્ષી;
એવું છે માટે જા તું નૃપાળ, તું ધર્મેં પૃથ્વી પાળ ભૂપાળ. ૪૦
તું કરચ ધર્મ ક્રિયાઓ સ્ત્રીસહિત, કામિનીવિણ થાયે કર્મ રહિત;
માર્કંડેય કેહ સુણી મુનિ વેણ, ઉત્તમ રથારૂઢ થયો સુખદેણ. ૪૧
પછે તેણે કર્યો મુનિને પ્રણામ, ત્યાંથી સ્વનગરે ગયો સુજાણ;
સૂર્ય મંગળ ને બૃહસ્પતિ, શુક્ર વક્રગતિનો અતિ. ૪૨
મૂર્તિમાન્ ચંદ્ર ને બુધ, સર્વે લેતા પુરાણીપત્નીની શુદ્ધ;
તેથી કર્કશા થાતી તેહ. ગોમુખવ્યાઘ્ર થાય પુરાણી જેહ. ૪૩
અજિત જાણી થાય સર્વ, જેણે વાંચ્યાં માન્યાં પુરાણનાં પર્વ;
ન હોય તેને સ્વગોરીવણે ગર્વ, વસે સદા ધણીઆણીવચને ધર્વ. ૪૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણ, ઔત્તમ મન્વંતર પ્રમાણ;
થયો એકસપ્તતિમોધ્યાય, યથામતિએ દ્વિજજન ગાય. ૪૫

વલણ.

યથામતિએ ગાય દ્વિજજન, હર્વે ઉત્કર્ષ આણી મને રે;
પુર આણી પુરાણી જાણી, વૃદ્ધ દ્વિજ જાયે કને રે. ૪૬

---

## કડવું ૧૩૭ મું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કેહ સુણ્ય ક્રૌષ્ટુકિ તુંય જી, કહું ઉત્તમ કથા વિસ્તારી હુંય જી;
રાજા આવ્યો સ્વનગર મોઝારજી, દીઠી સમ્યકાચારવતી દ્વિજનાર જી. ૧

ઢાળ.

દ્વિજનાર દીઠી પતિવ્રતા, નૃપ હર્ષયુક્ત દીઠો વિપ્ર;
રાય આગમ સાંભળી દ્વિજ, મળવા આવ્યો ક્ષિપ્ર. ૨
બ્રાહ્મણ કેહ હો ભૂપતિ, છો તમે મહાશ્રેષ્ઠ નૃપાળ;
છો ધર્મજ્ઞ ધરણીપતિ તમે, મમ ગઈ પત્ની આણી તતકાળ. ૩
તે કાર્ય મારું કરી કૃતારથ કર્યો મુજને ભૂપ;
રક્ષણ થયું એથી ધર્મનું, ધન્ય મહારૂપ અનૂપ. ૪
રાજા કહે વિપ્ર તું તો, સ્વધર્મ પાળે પૂર;
કરી તેં તેવડે કૃતાર્થ કાયા, પણ મુને દુઃખ અતિ ભૂસુર. ૫

મારે ધરુણી ગેહમાં નથી, જે ત્યાગી વન મોઝાર;
છે એ દુ:ખ મુજને અતિ ઘણું, વળી અધર્મ થાય અપાર. ૬
દ્વિજ કહે નરેંદ્ર તેને, હિંસ્ર પશુએ હણી હોય;
તો હવે આશા શે કરે તું, વા જંગલમાં જઇ જોય. ૭
કયા કારણ માટે તમે નૃપ, નવ કરો બીજી કામિની;
ક્રોધવશ થઇ ધર્મરક્ષણ, તજ્યું ત્યાગી ભામિની. ૮
રાજા કહે મારી પત્નીને, હિંસકપશુએ નથી હણી;
પણ નિષ્કલંક ચરિત્રવાળી તે, હજી જીવે છે દ્વિજમણિ. ૯
પણ તે કયી પેરે મળે મુજને, તેહ શોચ્યા હું કરું,
બ્રાહ્મણ કહે નૃપ સાંભળો, હું વેણ વારુ ઉચરું. ૧૦
જો વામા વ્યભિચારવિહીન જીવે, તો દુ:ખ ધરો કયમ આવડું;
પત્નિની પાખે જીવતર તમારું, કાઢવું એ શું વડું. ૧૧
રાજા કેહ હે વિપ્ર તેને, કદા આણીશ હું;
તોય નિરંતર આડી ચાલશે તે, વળી હું કષ્ટ પામીશ બહુ. ૧૨
એ દુ:ખ ઉપજે મને દીલમાં, તેથી ડરું છું અપાર;
જો સ્વામિનીથી સુખ ન થાયે, તો ભલે નષ્ટ થાઉં આ વાર. ૧૩
તેનો પ્રેમ નથી મુજ ઉપર, માટે તમો કરો કાંઈ ઉપાય;
જેથી વનિતા વશ થાય મુજને, મુજપર ધરે પ્રેમ દ્વિજરાય. ૧૪
દ્વિજ કહે રાજા સુણો, તમ અસન્નતા માટ;
વળી ફળ મળવા તેહને નૃપ, વળી મિત્ર ઇચ્છનાર કરતા ઘાટ. ૧૫
તે મિત્રવિંદા માટે કરો, જે ઇષ્ટ કરે એવા સર્વ;
તે હું કરી જાણું છું સહી, તે છે મહામોટું પર્વ. ૧૬
જેમનાં મન એકમેકમાં, નૃપ થયાં હોય ઉદાસ;
તેમને પુન: પ્રીતિ સંપાદનારી, છે એ ઇષ્ટિ મોટી પ્રકાશ. ૧૭
સ્ત્રી પુરુષ વચ્ચે સ્નેહ એ, ઉપજાવનારી જાણ;
તે તમારે અર્થે કરું હું, આજ નૃપ સધપ્રમાણ ૧૮
સમ્યક્ ભ્રૂકુટિવાળી કામિની, જે તમારી કેહવાય;
તે જ્યાં હોય ત્યાંથી તેડી લાવો, સહુ રુડું થશે હે રાય. ૧૯
અહો મહીપતિ તે માનિની, ત્યેરો પૂરણ પ્રેમે આપ;
અધુના પ્રગટચો મનમાં તે, નૃપ ટળશે સંતાપ. ૨૦
માર્કંડેય કેહ એમ સાંભળીને, રાયે યત્નસાહિત્ય મંગાવ્યું;
તે આવ્યા પૂઠે તે દ્વિજને મન, ઇષ્ટિ કરવાનું અતિ ભાવ્યું. ૨૧
રાયને રામા પ્રાપ્ત કરવા, તેણે પુન: મખ તો કર્યા;
એમ સપ્ત વાર એનું એ કર્યું, તેના નિયમ રતિ નવ પરહર્યા. ૨૨

પછે જ્યારે દ્વિજને મન, આવ્યું એમ નિર્વાણ;
કે હવે રાજપત્ની સ્વામી પ્રતિ, થઈ પ્રેમાળ અતિ પ્રમાણ. ૨૩
તદા તેણે રાયને કહ્યું, અહો શ્રેષ્ઠ નરદેવ;
જે તમને અતિપ્રિય પત્ની છે, તેને અહીં તેડો તતખેવ. ૨૪
તમે ભોગ ભોગવો ભામિનીશું, કરો આદરેથી યત્ન;
સર્વ પ્રકારે હવાં રાજા, રહેશે મન તમારું મગ્ન. ૨૫
માર્કંડેય કેહ સુણી દ્વિજવચન, આશ્ચર્ય પામ્યો રાય;
પછે શ્રદ્ધા ધરી અતિ મનમાં, ત્યાં શું કરતો મહાકાય. ૨૬
સત્ય પ્રતિજ્ઞાવાળો અને, મહાપરાક્રમી દાનવ જેહ;
જેણે દ્વિજપત્ની ઠીક કરી તે, નૃપે તેડિયો નિઃસંદેહ. ૨૭
હે મહામુન સંભારતામાં, તત્કાળ આવ્યો ત્યાંયે;
પૃથ્વીપતિને પ્રણામ કરીને, વદ્યો મુને કેમ તેડ્યો હાંયે. ૨૮
અવનિપતિ આજ્ઞા કરો, મુને સોંપીએ કંઈ કામ;
તદા રાયે સર્વ વૃતાંત માંડી, કહ્યું વિસ્તારથી તે ઠામ. ૨૯
તે સુણી રાક્ષસ રસાતળ જઈ, રાજપત્ની લેઈ આવ્યો;
નાગલોકથી આવેલી તેને, પતિપ્રેમ મનમાં ભાવ્યો. ૩૦
પ્રેમદષ્ટિએ જોઈ પૂરણ, વારંવાર પામી હર્ષ;
બોલવા લાગી નારી નૃપશું, કરી પ્રિય શબ્દનો સ્પર્શ. ૩૧
હે પતિ થાઓ પ્રસન્ન મુજપર, હું સદા તમારી નાર;
તમ વિયોગે પતિ પ્રાણ મારા, જાતાં રહ્યા નિર્ધાર. ૩૨
એથી એકા એક તે નૃપ, ભુજ ભરી ભેટ્યો ભામિની;
અહો પ્રિયા હું પ્રસન્ન સદા છું, તું થા પ્રસન્ન મુજપર કામિની. ૩૩
તું શું ફરી સતી એમ વદે છે, તવ રાજપત્ની ઉચરી;
જો મન તમારું હોય મુજપર તો કે, પ્રસન્ન થયા હો દયા કરી. ૩૪
તો એક વસ્તુ માગું હું પતિ, તે આપિયે આ વાર;
તદા રાજા બોલિયો, હે ભીરુ ત્યાગ ભય નિર્ધાર. ૩૫
જે કંઈ મુજકને અભીષ્ટ હોયે, તે પદાર્થ માગય તું જાણ્ય;
નિઃશંક થઇ નારી રહે તું, હું મનવાંચ્છિત દેઉં પ્રમાણ. ૩૬
અપ્રાપ્ય વસ્તુ આણી આપું, હું છું સદા તુજ સ્વાધીન;
એમ નમ્રતાએ નૃપ વદ્યો, થઇ પત્નીપ્રેમે લીન. ૩૭
પત્ની કેહ મારે કાજે નૃપ, નાગરાજે નિર્ધાર;
પોતાની પુત્રી શાપી છે, જે મારી સખી છે અપાર. ૩૮
તું બોબડી થઇશ એવો, તેણે દીધો છે શાપ;
તેથી તે મૂગી થઇ રહી નૃપ, મુજકાજ વેઠે તાપ. ૩૯

પછે જ્યારે દ્વિજને મન, આવ્યું એમ નિર્વાણ;
કે હવે રાજપત્ની સ્વામી પ્રતિ, થઈ પ્રેમાળ અતિ પ્રમાણ. ૨૩
તદા તેણે રાયને કહ્યું, અહો શ્રેષ્ઠ નરદેવ;
જે તમને અતિપ્રિય પત્ની છે, તેને અહીં તેડો તતખેવ. ૨૪
તમે ભોગ ભોગવો ભામિનીશું, કરો આદરેથી યત્ન;
સર્વ પ્રકારે હવાં રાજા, રહેશે મન તમારું મગ્ન. ૨૫
માર્કંડેય કેહ સુણી દ્વિજવચન, આશ્ચર્ય પામ્યો રાય;
પછે શ્રદ્ધા ધરી અતિ મનમાં, ત્યાં શું કરતો મહાકાય. ૨૬
સત્ય પ્રતિજ્ઞાવાળો અને, મહાપરાક્રમી દાનવ જેહ;
જેણે દ્વિજપત્ની ઠીક કરી તે, નૃપે તેડિયો નિઃસંદેહ. ૨૭
હે મહામુને સંભારતામાં, તત્કાળ આવ્યો ત્યાંયે;
પૃથ્વીપતિને પ્રણામ કરીને, વદ્યો મુને કેમ તેડ્યો હાંયે. ૨૮
અવનિપતિ આજ્ઞા કરો, મુને સોંપીએ કંઈ કામ;
તદા રાયે સર્વ વૃતાંત માંડી, કહ્યું વિસ્તારથી તે ઠામ. ૨૯
તે સુણી રાક્ષસ રસાતળ જઈ, રાજપત્ની લેઈ આવ્યો;
નાગલોકથી આવેલી તેને, પતિપ્રેમ મનમાં ભાવ્યો. ૩૦
પ્રેમદ્રષ્ટિએ જોઈ પૂરણ, વારંવાર પામી હર્ષ;
બોલવા લાગી નારી નૃપશું, કરી પ્રિય શબ્દનો સ્પર્શ. ૩૧
હે પતિ થાઓ પ્રસન્ન મુજપર, હું સદા તમારી નાર;
તમ વિયોગે પતિ પ્રાણ મારા, જાતાં રહ્યા નિર્ધાર. ૩૨
એથી એકા એક તે નૃપ, ભુજ ભરી ભેટ્યો ભામિની;
અહો પ્રિયા હું પ્રસન્ન સદા છું, તું થા પ્રસન્ન મુજપર કામિની. ૩૩
તું શું ફરી સતી એમ વદે છે, તવ રાજપત્ની ઉચરી;
જો મનં તમારું હોય મુજપર તો કે, પ્રસન્ન થયા હો દયા કરી. ૩૪
તો એક વસ્તુ માગું હું પતિ, તે આપિયે આ વાર;
તદા રાજા બોલિયો, હે ભીરુ ત્યાગ ભય નિર્ધાર. ૩૫
જે કંઈ મુજકને અભીષ્ટ હોયે, તે પદાર્થ માગ્ય તું જાણ્ય;
નિઃશંક થઇ નારી રહે તું, હું મનવાંચ્છિત દેઉં પ્રમાણ. ૩૬
અપ્રાપ્ય વસ્તુ આણી આપું, હું છું સદા તુજ સ્વાધીન;
એમ નમ્રતાએ નૃપ વદ્યો, થઇ પત્નીપ્રેમે લીન. ૩૭
પત્ની કેહ મારે કાજે નૃપ, નાગરાજે નિર્ધાર;
પોતાની પુત્રી શાપી છે, જે મારી સખી છે અપાર. ૩૮
તું બોબડી થઇશ એવો, તેણે દીધો છે શાપ;
તેથી તે મૂગી થઇ રહી નૃપ, મુજકાજ વેઠે તાપ. ૩૯

મારા સ્નેહે કરી જો થાય તો, કંઈ કરો તેમાટ ઉપાય;
જો તેની બંધાયલી વાણી ઉઘડે તો, મુને અતિ સુખ થાય. ૪૦
નૃપ મમ મનોરથ સહુ પૂરિયા, હું એમ ધારું સત્ય;
એટલું કારજ કરો મારું, જો રીઝિયા પુરપત્ય. ૪૧
માર્કંડેય કેહ પછી તે રાજાએ, પુછ્યું પેલા દ્વિજને જાણ;
નાગકન્યાની મૂકતા ટાળવા, કંઈ શાસ્ત્રે છે પ્રમાણ. ૪૨
ત્યારે તે દ્વિજે કહ્યું રાજાને, હું તારા વચનથી આજ;
ભારતીમખ કરું છું ભૂપત, થવા નાગકન્યાનું કાજ. ૪૩
એ મખે તે નાગકન્યાની, વાણી થાશે પ્રકાશ;
અનૃણી અવનિપતિ અબળા, તારી થાશે જાશે ત્રાસ. ૪૪
માર્કંડેય કેહ પછે દ્વિજસત્તમેં, કરી ભારતી ઇષ્ટિ તેને કાજ;
વળી એકાગ્ર થઈ સરસ્વતી સૂક્ત જપિયો, એક મને દ્વિજરાજ. ૪૫
આથી કરી નાગકન્યાની વાણી, થઈ ચાલતી જ્યમ નદી પૂર;
તે બોલતી જેઠ ગર્ગે કહ્યું નંદાને, આ દુષ્કર ઉપકાર કર્યો નૃપ શૂર. ૪૬
તારી સખીનો ભર્ત્તા ઉત્તમ, નામે નૃપવર જાણ;
તેણે તારું મૂગાપણું ટાળ્યું, હે નંદા નારી પ્રમાણ. ૪૭
એમ સાંભળી તત્કાળ નાગકન્યા, નંદા નામે જેહ;
શીઘ્ર ગતિએ રાયનગર આવી, ભેટી સ્વસખીને તેહ. ૪૮
પછે વારંવાર મંગળ વચને કરી, નૃપ સ્તુતિ કરી અપાર;
પછે આસન પર બેશી એમ બોલી, મધુર વચને નિર્ધાર. ૪૯
હે વીર તમે અધુના જે કીધો, મારા ઉપર જે ઉપકાર;
તેણે કરી મારું હ્રદય ખેંચાયે, તેથી કરું હું મુખ ઉચ્ચાર. ૫૦
તે વેણુ પર તમે લક્ષ રાખજો, અહો નરપતિ ગુણવાન;
તેમને મહાપરાક્રમી પુત્ર થશે એક, જે મનાશે અવનિતળ બળવાન. ૫૧
આ અવનિપર આણ તેની, નહિ ઉથાપે નૃપ કોય;
એવો સુત સત્વર થશે તુંને, તું સત્ય શાણા સમજ સોય. ૫૨
અર્થશાસ્ત્રનો તત્વવેત્તા થશે, થશે ધર્મ કર્મે તત્પર;
મન્વંતરનો અધિપતિ થશે તે, વળી થશે મતિમાન મનુવર. ૫૩
માર્કંડેય કહે કૌષ્ટુકિ એ પેરે, વરદાન આપી નાગકન્યાય;
સ્વસખીને ભેટી ગઇ પાતાળે, વર સુણી મન રીઝ્યો અતિરાય. ૫૪
પછે સ્વસ્ત્રી સાથે વિલાસ કરતાં, પ્રજારક્ષણ કરતાં જાણ;
તે નૃપનો કાળ ગત થયો ઘણો, અહોનિશ સ્મરતો નંદા વાણ. ૫૫
કેટલેક કાળે તે મહાત્માથકી, બહુલાએ ધરિયો ગર્ભ;
પૂર્ણિમાના પૂર્ણ ચંદ્ર સમ પ્રગટ્યો, તેને સુત મહાનર શર્ભ. ૫૬

તે મહાત્માના પુત્ર જન્મથી, સહુ પ્રજા પામી આનંદ;
દેવનાં દુંદુભિ ગડગડ્યાં ત્યાં, થઈ પુષ્પવૃષ્ટિ મંદમંદ. ૫૭
તન તનુજનું તેજ અતિઘે, અતિ ઉત્તમ ભાવી આચરણ;
જોઇ મળ્યા મુનિએ નામ પાડયું, ઔત્તમ નામ અશરણશરણ. ૫૮
એ પુત્ર ઉત્તમવંશે ઉત્તમ સમયે, ઉત્તમઅવયવે જન્મ્યો જાણ;
માટે નામ તેનું ઔત્તમ પાડયું, જોઇ શાસ્ત્રપુરાણનાં પરમાણ. ૫૯
માર્કંડેય મુનિ કેહે ક્રૌષ્ટુકને, ઉત્તમનો પુત્ર ઔત્તમ જેહ;
મહાપ્રખ્યાત મનુ થયો પૃથ્વીમાં, કહું પ્રભાવ તેનો જેહ. ૬૦
એક ચિત્તે તું સર્વ સુણજે, કહું ફળશ્રુતિ નિર્વાણ;
જે નર ઉત્તમનું આખ્યાન સુણે તે, પામે મધુરી વાણ. ૬૧
ઔત્તમકેરા જન્મ સુણ્યાથી, કોઈ દૂષી ન થાએ સાર;
આ આખ્યાન ભણે કે સુણે તે, ભવજળ પામે પાર. ૬૨
તેને ઇષ્ટજન કે સ્ત્રી પુત્રસાથે, વળી બંધુસાથે ભૂદેવ;
વિયોગ કોઇ કાળે નવ થાયે, તેની સાધે સહુ જન સેવ. ૬૩
અહો દ્વિજસત્તમ તેનો મન્વતર, તથા તેમાં થયા જે દેવ;
વળી ઇંદ્ર અને ઋષિ થયા જે જે, તે હું કહું તુજને તતખેવ. ૬૪
પુરાણીમુખની કથા સુણે તેને, આથી દ્વિગુણિત ફળ થાય સાર;
પણ જોવો તે જ્ઞાત સંસ્કૃતનો,નીકર શ્રોતાવક્તા જાય નરક મોઝાર. ૬૫
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, ઔત્તમ મન્વતરે નિર્વાણ;
દ્વિસપ્તતિતમોધ્યાય થયો પરિપુરણ, નહિ દ્વિજ કંઈ જાણ સુજાણ. ૬૬

વલણ.

જાણ સુજાણ નહિ દ્વિજજન કાંઈ, નહિ શાસ્ત્રી પુરાણી વેદાંતી રે;
પ્રુ ચાતુર્વિંશી ભટ પ્રેમાનંદ, જોઇ કવિતા થઈ મનશાંતિ રે. ૬૭



## કડવું ૧૩૮ મું.

### રાગ રામગ્રી.

માર્કંડેય કહે સુણ્ય મહામુનિ, કહું કથા સુણ્ય ધરી ભાવ,
આ સમય તને આવી મળ્યો, શોધ્યે મળે નવ આવો દાવ. મા૦ ૧
આ ઔત્તમ પ્રજાપતિના ત્રીજા, મન્વતરમાં જે દેવ;
ઇંદ્ર મુનિમહીપતિ થયા તે કહું, સુણ્ય તજી અહમેવ. મા૦ ૨
હતા નામના જેવા ગુણવાળા, સ્વધામાનાભિધાન દેવ;
દેવાનો દ્વિતીય ગણ જે, હતો સત્સાભિધાન એવ. મા૦ ૩

હે મુનિસત્તમ ત્રીજા ગણ વિષે, શિવ નામે દેવ શિવરૂપ;
તે પાપનાશક કેહવાય છે, સુણ્ય કૌષ્ટુકિ મુનિભૂપ મા૦ ૪
ચતુર્થ ગણ પ્રતર્દન નામે, પંચમ ગણ વશવર્તી સુર;
હે મહામુનિ એ સર્વ નામ સમા, સરૂપવાળા હતા ભરપૂર. મા૦ ૫
એ શ્રેષ્ઠમનુ ને મન્વતરે, યજ્ઞભાગ લેનાર જેહ;
એહ દેવોના પચ ગણ હતા, સહુ બાર બાર સખ્યા તેહ. મા૦ ૬
તેમનો ઇંદ્ર સુશાંતિ નામે હતો, કર્યાતા શતક્રતુ સાર,
તે તેણે ત્રૈલોક્યનો અધિપતિ થયો, વાસવ વજ્ર ધરનાર. મા૦ ૭
તેણે ભૂતાદિ ઉપસર્ગ મટાડિયા, તેણે કરી નામાક્ષરથી જાણ,
અલકૃત ગાથા પૃથ્વી લોકમાં, અહોરાત્ર ગવાય પ્રમાણ મા૦ ૮
સુશાતિ નામે સુરરાય જે, શિવ સત્ય ને વશવર્તી દેવ;
તેની સાથે રહી સારી શાતિ દે, ભજનારને તતખેવ. મા૦ ૯
તે મનુને દેવ સરખા હતા, સુત વિખ્યાત ને બળવાન;
તે પરાક્રમી પુત્રતણાં હવે, ગણાવુ નામ હુ ગુણવાન. મા૦ ૧૦
અજ, પરશુચિ, દિવ્ય નામ તો, હતાં નિર્મળ મુનિ સુજાણ;
તેની સતતિએ અધિકસહિત તો કૃત ત્રેતાદિકનું પ્રમાણ. મા૦ ૧૧
મેં ઇકોતેર ચોકડી કહી પૂરવે, સમય તેટલો અવિધાર;
ત્યાં સુધી તેના મન્વતરે, પાળી પૃથ્વી હુસે સાર. મા૦ ૧૨
તે મન્વતરે તપ તેજે કરી, શ્રેષ્ઠ વસિષ્ઠ મહામુન્ય,
તેના સાતે સુત સપ્તઋષિ થયા, પ્રગટયા જેનાં મહાપુણ્ય. મા૦ ૧૩
એ મેં ત્રીજો મન્વતર તુને કહ્યો, હવાં ચોથો કહું નિર્ધાર;
નામ તામસ મન્વતર તેહનું, તેની કથા સુણ તુ આ વાર. મા૦ ૧૪
જન્મેલા પશુજાતિથકી, જે મનુયશવડે સુજાણ;
આ જગત પ્રકાશમાન થઇ રહ્યું, તે સુણી કર મનુજન્મ પ્રમાણ. મા૦ ૧૫
સર્વ મનુચરિત્ર છે સહી, જયમ અતીદ્રિય અમાપ
તેમ તે મહાત્માઓના જન્મ પણ, હતા તેવા પુણ્ય પ્રતાપ. મા૦ ૧૬*
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણમાં, ઔત્તમ મન્વતરે જાણ;
ત્રિસપ્તતિતમોધ્યાય પૂરણ થયો, જેમાં સુરવરનાં વખાણ મા૦ ૧૭

---

* નીચેની ચાર કડી, પ્રાચીન કાવ્યના માર્કંડેય પુરાણમા જોવામા આવે છે
જન્મ પુરાણી જેવા નવ હતા, શુદ્ધ દ્વિજકુળ ઉત્પન્ન,
ચદ્રથી કુળ હલકા કરે, જે જોઇ થાય કોઈ ન પ્રસન્ન મા૦ ૧૭
આ ઔત્તમમન્વતરની કથા, અને ઉત્તમમનુ ચરિત્ર,
બહુધાનો ત્યાગ નારી સુણે, થાય તે પરમ પવિત્ર. મા૦ ૧૮

વલણ.

છે ગુરુવરનાં વખાણ જેમાં, એવો આખ્યા તોતેરમો થયો રે;
વિપ્ર પ્રેમાનંદ કાંઇ ન જાણે, કેવળ હરિ હીરો હાથે ગ્રહ્યો રે. ૧૮

—:o:—

## કડવું ૧૩૯ મું.

### રાગ કેદારો.

શ્રીગુરુ ગણપતિ લાગું પાય, આઇ સરસ્વતી કરો સાહે;
દ્વિજ ગુણ ગાય આઇ તમતણા રે. ૧

ઢાળ.

તમતણા આઇ ગુણ ગાઉં, યથામતિએ હુંય;
કૃપા કરી લેખામાં લાવે, આઇ પામર પશુ હું શુંય. ૨
કાળિદાસ તારી કૃપાએ, કવિ રવિ સમાને ઝળકયા;
અનેક એવા કવિવર કીધા, જેના યશ અભ્રે અડકયા ૩
જેવી તેમણે સેવા કીધી, તેવી મતિહીણથી કંઈ નવ થાય;
ગુરુપ્રતાપે વિપ્ર તારા, આઇ ગુણગણ ગાય. ૪
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિને, તામસ મન્વંતર આખ્યાન;
એકચિત્તે સાંભળે તે, થાવા મુનિ મહાન. ૫
પૂર્વે સ્વરાષ્ટ્ર નામે એક શૂરો, પરાક્રમી ગુણવાન
યજ્ઞકર્તા નિપુણ જાતે, સદા યુદ્ધવિજયી મહાન. ૬
વિખ્યાત એવો વસુંધરામાં, રાય હુઓ મહાભાગ;
તેણે મંત્રે કરી આરાધિયા, તેણે કર્યો સૂર્યે રાગ. ૭
સૂર્ય રીઝી શુંય આપે, તેનું કોને અનુમાન;
દીર્ઘાયુષીપણું તેને આપ્યું, કરી સ્વપ સમાન. ૮
દીર્ઘાયુષી તે રાજાએ, વિચારી મન મત્ય;
શત સ્ત્રી પરણું હું સહી તો, રહે દીર્ઘાયુષીની પત્ય. ૯
એમ ધારી પરણી નારી, શત શૂરવીર જાણ;
દીર્ઘાયુષી નારી કઈ નવ, તે દીર્ઘાયુષી પ્રમાણ. ૧૦

---

વળી શાંતિમએ કાંતિ વધે, રૂપ થાય દેવ સમાન,
ઘરની નારીથી ક્લેશ નવ વધે, એવું શુચિ ઔત્તમાખ્યાન. મા૦ ૧૯
સંવત સત્તરસેં પાસેઠમા, કર્યું આખ્યાન શુદ્ધમતિ પ્રેમાનંદ;
ધ્યાન કરી એક ચિત્તે, ભજો મુખે બાળમુકુંદ. મા૦ ૨૦

તેથી કાળે કરી સહુ કામિની, પરિજન મંત્રી જેહ;
શરણુ વિહોણાં મરણુ પામ્યાં, રાય રહ્યો જાતે તેનો તેહ. ૧૧
એ પ્રકારે પત્ની સેવક, અને સ્વસાથ જન્મ્યા જન;
મરણુ સહુ કો પામિયા, તદા દુ:ખી થયો રાજન. ૧૨
તે લોકકેરો શોક તેને, વધતો ગયો દિનદિન;
બળ ઘટયું ઘટયું વીર્ય તેણે, થયો નૃપ જેવું જળવિન મિન. ૧૩
વીર્યહીન મહાદીન રાજા, ગયા સ્વસેવક પોષ્યા જેહ;
અતિ દુખી દીન તે થયો તેણે, તદા સુણ્યુ અવનનુ દેહ. ૧૪
વિમર્દ નામે કોક રાજા, આવે યુદ્ધ કરવા જાણુ;
એમ ભાળ સુણીને રાય આવ્યો, જેણે કરી રાજે હાણુ. ૧૫
વૃદ્ધવયીને ઉઠાડી કાઢયો, રાજ્યાસનેથી સાર;
તેણે ચતુરના ચિત્ત વિષે, જાગ્યો ઉદ્દેગ અપરમપાર. ૧૬
કાંઇ અન્ય ઉપાય રહ્યો નહિ તવ, તે મહાભાગ જાતો વન;
વિતસ્તા સરિતા તટે વશી, તપ આરંભિયું પવિત્ર મન. ૧૭
ઉષ્ણુકાળના વાસરે તે, પચાગ્નિ તાપે દેહ;
વૃષાકાળે નભ સામુ નિહાળી, રહે ઉઘાડી આંખે તેહ. ૧૮
શીતકાળે સલિલે વશી, તે રેહતો દિન ને રાત;
વિહાર ગયોતો વેગળો પણ, તજ્યાં આહાર તેણે ભાત. ૧૯
આરંભિયું દૃઢ વ્રત એવું, તેણે કરી દૃઢ મન;
એવામાં એક સમાજોગે, હતા વર્ષાઋતુના દન ૨૦
મૂશળ ધારે મેઘ પડિયો, સરખી રીતે દિવારાત્ર;
હેલીવડે કરી ઘેલી નદીને, જેણે તજ્યુ પૂરણતાનું પાત્ર. ૨૧
પૂર વેગે નદી આવી, જન કરે હાહાકાર;
કંઇ અભ્ર ચઢી સર્વત્ર આવે, કઈ થઈ રેહે અંધકાર. ૨૨
પૂર્વ દક્ષિણ અને પશ્ચિમ, ઉત્તર દિશા એકાકાર;
વિતસ્તા સરિતા તટે તે નર, ઊભો નવ કરતો તે વાર. ૨૩
મર્યાદ મૂકી નદીએ, વળી જાતની જે નાર;
તેણે યત્નશીળ છતાં તેને, ઘસરડી લીધો નિર્ધાર. ૨૪
ઉવારો કે કિનારો, યત્ન કરતાં જાણુ;
તે લપસી પડિયા તપસીને, નવ કર લાધ્યો નિર્વાણુ ૨૫
તણાયો તે તણાયો, કોણુ કરે તેને સાય;
પ્રવાહમાં ઘણે દૂર ગયો તે, હતી જેની દીર્ઘાયુષી કાય ૨૬

૧૩ પાઠ. "નૃપવર થયો દિન મન."
૧૭ પાઠ. "તપ કરતો પાવન."

નવ મરણુનો ભય તેહને, ખાય ડૂબકાં ને અથડાય;
એવે એક હરણી એમ તણાતી, તે નિરખતો મહાકાય. ૨૭
જન જળવિષે ડૂબતો હોય તે, તૃણ ગ્રહણ કરી મકલાય;
તેમ આવી હરિણીતણું તેણે, ગ્રહ્યું પૂચ્છ રક્ષવા કાય. ૨૮
ભાગ્યશાળીને રળી આપે, ભૂત તુચ્છ કેહેવાય;
ત્યમ જળ વિષે હરણીતણી તેને, થઈ પડી મોટી સાય. ૨૯
અથડાતો કૂટાતો હરણી સહ તે, પામિયો કંઈ પાર;
કિનારો સાધી ગયો તેને, ત્યાં કર્દમ અપરંપાર. ૩૦
તે કિનારાની પાર ઉતરવું, અતિ કઠિન દ્વિજરાજ;
કિંતુ હરિણીપૂચ્છ ગ્રહી ખેંચાતો, તે ઉતરી જાતો પાજ. ૩૧
તે હરિણી ગઈ રમણિક વન મધ્યે, ગયો પૂઠે પૂચ્છ સાહી તેહ;
પુછડું નવ મૂક્યું તેણે, રમ્ય વને આવ્યું જેહ. ૩૨
જર્જર વયી અતિ હાંફતો, ધમણ લોહકારની જેમ;
તે ધમણ ખેંચે લોહકાનારી, મૃગલી ખેંચતી નૃપ તેમ. ૩૩
તે હરિણી પૂઠે અતિ અંધારે, અથડાતાં કૂટાતાં તેને;
હરિણીસ્પર્શે આનંદ ઉપન્યો, કે પ્રકટ્યો કામ તે ક્ષણ એને. ૩૪
અતનુએ આકર્ષિયું મન, તપસી પડ્યા ત્યાં લપસી;
ધીમે ધીમે પંપાળવા લાગ્યો, વળી સાહી મૃગી તેણે ચપસી.* ૩૫
તે જોઇ તરુણ હરિણીને, એકાએક પ્રગટ્યો કામ;
ન મૂક્યો વૃદ્ધ જર્જર મૃઢ જેણે, કયમ તજે હરિણી અભિરામ.
પંચ શર પણ માર્યાં તેને, કામે કેલિ માટ;
પછે દૂર ઉભો રહી જોવા લાગ્યો, હરિણી વૃદ્ધકેરા ઠાઠ. ૩૭
સાભિલાષ તેને સારંગીએ, જાણીઓ વન મધ્ય;
પછી તેને તે કેહવા લાગી, હા ધન્ય અતનુ અવધ્ય. ૩૮
અહો રાજન અતિ ધ્રુજતા, કયમ કરધડે કરતા સ્પર્શ;
મમ પૃષ્ઠ સુકોમળ થાય મર્દન, તેણે ઉપજે મને હર્ષ. ૩૯
તેમ તમારી એ કાર્ય કરતાં, ગતિ થઈ ભિન્ન ભૂપાળ;
હજી આ દશા આવી તોયે, નવ મૂકે વિતનુ વિશાળ. ૪૦
ધન્ય મનસિજ નહિ કોઈ, તું સમાનો દેવ;
સર્વ કાળમાં સરખી રીતે થાય, તારાથકી જન સેવ. ૪૧
રાગમાં કે ક્રોધમાં, જે તજે તુજને જાણ;
તે પુરુષ પદ્મિની પ્રાણી નવ, પણ છે ખરેખર પાષાણ. ૪૨

* જોરથી, ચાંપીને.

હરિણી બોલી તે વૃદ્ધ નૃપશું, અહો મારા સ્વામ;
તમ મન અયોગ્ય કામ ગયું નહીં, કેહું અગમ્ય નથી વરનામ. ૪૩
પણ તમારા સમમધ્ય આવ્યો, આ લોલ લક્ષણવંત;
તે હું વિધુપ્રિયને વિઘ્ન કરતો, કહ્યું સત્ય મેં ગુણવંત. ૪૪
માર્કંડેય કેહે મૃગી વેણ એવું, સુણ્યું જ્યારે રાય;
તવ આશ્ચર્ય તેને લાગિયું અતિ, પણ તે વધો પ્રફુલ્લિત કાય. ૪૫
અહો મૃણાલે મૃગલી બાળે, તુ કોણ છે કેહ ઓણ;
કયમ મનુષ્ય પેર બોલી શકે તું, કેહે તું ઓણ નારી કોણ. ૪૬
મૃગલી કહે ઓહ ભૂપતે, હું પૂર્વે દૃઢધન્વાતણી કુમાર;
તમારી શત સ્ત્રીમાં પટરાણી હું, ઉત્પલાવતી નિર્ધાર. ૪૭
રાજા કેહે રે તું હતી, પતિવ્રતા સતી મહાભાગ;
ધર્મિષ્ઠ ને કર્મિષ્ઠ તેવી, કયમ આ દેહે રહ્યો અનુરાગ. ૪૮
શું કર્મે એવુ કર્યું તેં, હે પ્રિયા મારી પૂર;
મૃગીયોનિ મધ્ય આવી કીમ, મહિલા વેણ વદો મધુર. ૪૯
મૃગી કહે હું નાની હતી, તવ એક સમે નિર્ધાર;
સહીઅર કેરા સાથમાં ગઈ, ચાલી વન મોઝાર. ૫૦
ત્યાં રામા સાથે રમણ કરવા, લાગી હું જે વાર;
તે સમે એક મૃગી સાથે, મેં જોયો મૃગ નિર્ધાર. ૫૧
પછે તે હરિણી આવી કને, તદા મેં કંઇક માર્યું નાથ,
ત્રાસીને ગઈ નાશી તેણે, તજી હરિણી પતિ સાથ. ૫૨
તેણે સારગને અતિ ક્રોધ ઉપનો, તે વદવા લાગ્યો આમ;
હે મુઢે કયમ આમ ઉન્મત્ત, તું થઇ રહી છું વામ. ૫૩
દુરાચરણ આવા તારાને, ધિક્કાર છે ધિક્કાર,
મમ આધાનકાળ નિષ્ફલ કર્યો તેં, થઈ ઉન્મત્ત નાર. ૫૪
મનુષ્યની પેરે મૃગલો બોલ્યો, સાંભળ્યો તે વાર;
હું અતિ ઘણો ભય પામી મનમાં, લાગી તેને પૂછવા નિર્ધાર. ૫૫
તમો મૃગયોનિ મધ્યે કોણ છો, મુજને કહો થઈ કૃપાળ;
તદા બોલ્યો તેહ આવું, હું છુ નિર્વૃત્તચક્ષુ મુનિનો બાળ. ૫૬
છે સુતપા અભિધાન મારું, હરિણી જોઈ પ્રગટ્યો કામ;
કામાતુર હું હરિ રૂપે, ધાયો પૂઠે આવ્યો આમ. ૫૭
મહાભાગ અતિ અનુરાગથી, પૂઠે પૂઠે ચાલ્યું;
અરવિંદમુખી કેહ ચાલ્ય ઉદાને, ત્યમ સમ મનમાં માહલ્યુ. ૫૮
ઠેકતો ને કૂદતો કંઈ, ગહવર ગુફા અનેક;
ગિરિ ગિરિનાં ઝરણ જોવતી, મેં ઓળધ્યા વિનુ વિવેક. ૫૯

ધરી મુખે તરણું થયો હરણું, વરણું શું દુઃખની વાત;
ધીમંત તુજને ધન્ય છે, અહો વિતનુ વિખ્યાત. ૬૦
એ કામદેવે કરી મારી, દુર્દશા આવી બાળ;
તેવે તેં મૃગી ખીવરાવી કાઢી, આ સ્થળેથી તતકાળ. ૬૧
મૃઢમતી માટે દેઉં હું, આજ તુજને શાપ;
મૃગી કહે નૃપ મેં કહ્યું તવ, તનમાં ધરી અતિ તાપ. ૬૨
હે મુને મેં અજ્ઞાનથી, કર્યો છે તમારો અપરાધ;
માટે અનુકંપા ધરી મુજપર, શાપ દેવો ઘટે નવ સાધ. ૬૩
અહો રાજન તે સુણીને, મુનિ બોલ્યા આમ;
જો તારો દેહ અર્પણુ કરે તું તો, નવ શાપ દેઉં ઉદ્દામ. ૬૪
મેં ઉત્તર આપ્યો તે ઘડી, હું વન મૃગી નથી ભૂસુર;
જો હોઉં વનમૃગી કેરુ રૂપ ધરતી, તો હું પ્રીતી પાળતી પૂર. ૬૫
જાઓ વનમાં મુનિ તમને, બીજી હરિણી લાગશે હાથ,
મુનિ કામવાસના મારા પરથી તજો, ભજો મૃગીનો સાથ. ૬૬
એમ સાભળી તેને ક્રોધ વ્યાપ્યો, રાતા થયાં ઝટ નેત્ર;
અધર ફરકવા લાગ્યો અતિશે, છે તું શું મહામોહનું ક્ષેત્ર. ૬૭
હું મૃગી નથી એવું કહી, તેં અવગણ્યો મુને આજ;
માટે મૃગી થઇશ મૃગાક્ષી તું, એમ ક્રોધે વધો દ્વિજરાજ. ૬૮
તે સુણી અતિ મુને ખેદ થાતો, મુનિ હરણરૂપ ફીટી જાતો;
થયો દેદિપ્યમાન તે મુનિ માતો, શકે ક્રોધ નિગમ ગાતો. ૬૯
જોઈ એવા મુનિને હું, નમી પદે નરદેવ,
હુ કાલાવાલા કરવા લાગી, થઈ દીન હીન તતખેવ. ૭૦
દયા કરો રજ દયા મુજપર, હું બાળક છુ મુનિદેવ.
કેમ વદવું તે ન જાણું, મેં નથી કરી વૃદ્ધની સેવ. ૭૧
તેણે કરી હું બોલી ગઈ ઈમ, મુનિ ક્ષમા કરો અપરાધ;
આ અનુપમ રૂપ વ્યર્થ જાશે, કંઈ દયા ધરો દિલ સાથ. ૭૨
અહો મુનિસત્તમ જેને નથી હોતો, પિતા માથે જાણુ;

આ રીતે કળકળતી કામિની જોઈ, પીગળ્યું મુનિ મન કઠોર;
કામ ક્રોધનો કરુણ મધ્યે, કરતા અંતરભાવ મુનિકિશોર. ૭૭
પછે ગદગદ કંઠે વદ્યા મુનિવર, મારુ વચન વૃથા નવ જાય;
કિંતુ મૃગી થઇશ તું મૂઆ પૂઠે, જા આ જન્મમાં નહિ થાય. ૭૮
તે મૃગયોનિ મધ્યે ઉદર તારે, સિદ્ધવીર્ય નામ મુનિસૂત,
લોલાભિધાને તુજ ગર્ભે, રેહશે વશી મહાનૂત. ૭૯
જદા ગર્ભે આવશે તે, તદા તુંને પૂર્વ જન્મનું સ્મરણ;
થાશે જાશે દુઃખ તારાં, કરશે દયા અશરણશરણ. ૮૦
મનુષ્યવાણી વદીશ જાણી, વળી જન્મશે ધરિયો ગર્ભ;
તદા પતિપૂજિતા તું મૃગયોનિથી, થઈશ મુક્ત તજી સુતશર્ભ. ૮૧
પછે દુષ્કર્મ કર્મે કરનારને જે, નથી મળતા લોક;
તે તુંને જા પ્રાપ્ત થાશે, જ્યાં થઈ રહીશ તું અશોક. ૮૨
વળી જે ઉદર તારે વશી રહેલો, લોલ નામ કુમાર,
તે મહાપરાક્રમી થશે નારી, કરશે પિતા અરિ સંહાર. ૮૩
અખિલ ધરણીતણો ધણી તે, થશે શાણી સ્વામ;
વળી મનુ નામે ગવાશે તે, થઇ અતિ મતિ અભિરામ. ૮૪
એ રીતે શાપ પામ્યા પછી હું, અવધીએ મૃત્યુ પામી;
મેં મૃગયોનિમાં જન્મ લીધો, થયો સ્પર્શ તમારો સ્વામી. ૮૫
મારે ઉદરે ગર્ભ ઉપન્યો છે, તેથી મેં કહ્યુ તમને આમ;
કે તમારુ મન મારાપર થયુ જે, સાભિલાષ મારા સ્વામ. ૮૬
તે અયોગ્ય ઠામે થયું નથી, હું નથી અગમ્યા તમને;
કિંતુ ગર્ભે રહેલો લોલ વિઘ્નકર્ત્તા છે, સ્વામી તમને અમને. ૮૭
માર્કંડેય કેહ આ સાંભળીને, રાજા પામ્યો સુખ,
શું પુત્ર મારો અરિ જીતીને, મનુ મહીમાં થઇ હરશે દુઃખ. ૮૮
પછે તે હરિણીથકી, ચક્રવર્તીના લક્ષણ યુક્ત;
પૂરે કાળે પુત્ર પ્રસવ્યો, સકળ ગુણ સયુક્ત. ૮૯
જદા જન્મ થયો તેનો, તદા સર્વ ભૂત પામ્યાં હર્ષ,
વિશેષે વૃદ્ધ નૃપ આનંદ્યો, જોઈ બળશાળી પુત્રકેરો ઉત્કર્ષ. ૯૦
હરિણી પણ શાપનિર્મુક્ત થયે, પામી ઉત્તમ લોક;
હે મુનિસત્તમ પછે તહીં આવ્યા, મહામુનિજન અશોક. ૯૧
તેમણે તેમના ભવિષ્યકાળની, સમૃદ્ધિ જોઈ જાણ;
તેણે તેનુ નામ પાડવા, પછે યત્ન કર્યો પ્રમાણ. ૯૨
તે બોલ્યા કે તામસી યોનિમાં, ઉપજેલી એની માત;
તે થકી વળી જન્મ પામ્યો એ, થઇ જન્મતાં કાળી રાત. ૯૩

તમ-વ્યાપ્ત સર્વ લોક થયાતા, તેણે એ તામસ કેહવાશે;
હે મુનિસત્તમ! પછે તે તામસને, કહ્યું પિતાએ અહીં રેહવાને. ૯૪
અહો પુત્ર ભાગ્ય એવું તારું, તું જન્મ્યો મૃગીને પેટ;
તો આ વનમાં વશી કંદમુળ ખાઇને, જીવો મુનિવરની કરી વેઠ. ૯૫
એમ વૃદ્ધ સુતને નિત્ય કહે, વળી ગણાવે અરિ સમસ્ત;
એમ કરતાં સમજણ આવી તેને, તેણે પારખી પૂરી વસ્ત. ૯૬
તે સ્વપિતાને ઈમ કેહવા લાગ્યો, તમે કોણ છો હે તાત;
હું શી રીતે પુત્ર તમારો થયો તે, મને કોહ માંડી વાત. ૯૭
કોણ છે મારી માત તે, તમે આવી વસ્યા કયમ વન;
એ સર્વે સાચે સાચુ કોહ મુજને, અહો વૃદ્ધ પિતા પાવન. ૯૮
માર્કંડેય કેહ પછે તે રાજાએ, કહી માંડી સર્વે વાત;
જે પેરે રાજ્ય ગયું હતું તે, પુત્ર આગળ કર્યું પ્રખ્યાત. ૯૯
તે સર્વ સુણી તેણે સૂર્ય ઉપાસ્યા, તે થયા તેને પ્રસન્ન;
પ્રતિસદાર સાથે સર્વ દિવ્યાસ્ત્ર દીધાં, પૂષાએ તેણે દન. ૧૦૦
અસ્ત્ર પ્રાપ્ત કરી અરિ જીતી, લાવ્યો પિતાની પાસે તેહ;
હવાં આજ્ઞા પ્રમાણે કોહ તે કરું હું, આ સર્વને શિક્ષા નિ સંદેહ. ૧૦૧
સ્વધર્મમાં વર્તનાર તે પુત્રે, પાળી પિતાની આજ્ઞા પ્રમાણ;
તેણે કહ્યુ તેને છોડી મૂક્યા ઝટ, એવો સુત આજ્ઞાવર્તી સુજાણ. ૧૦૨
એ સુખ જોઈ વૃદ્ધ પિતા આનંદ્યો, નિરખ્યુ નિહાળી પુત્રનું મુખ;
ઘણે દાહાડે ગયલું અનુભવ્યું, તેણે પુત્ર પ્રતાપે સુખ. ૧૦૩
પછે સ્વતપ યજ્ઞવડે મુનિ પામે, તે પામી ગયો તે લોક;
સ્વર્ગે વશી પત્નીની સાથે, તે વૃદ્ધ થઇ રહ્યો અશોક. ૧૦૪
તે તામસ નામે તરુણ નૃપ, જીત્યો અખિલ પૃથ્વી જાણ;
તામસ નામે મનુ થયો તે, સર્વ પુરાણ શાસ્ત્રે પ્રમાણ. ૧૦૫
હવાં તેનો મન્વંતર કહું તે સાંભળ્ય, તેના મન્વંતરમાં જે દેવ,
ઈંદ્ર ઋષિ પૃથ્વીપાળક સુત તેના, હું આજ કહું સહુ એવ. ૧૦૬
હે મુનિ, સત્ય સુધી સુરવને, હરિ એવા સત્તાવીશ;
સખ્યાવાળા દેવગણ હતા તેમાં, એ મન્વંતરમાં વશાવીશ. ૧૦૭
મહાબળવાન તે દેવોનો રાજા, મહાવીર્યવાન શતક્રતુ જેહ;
પ્રસિદ્ધ થયેલો શિખરીંદ નામે, ઈંદ્ર હતો નિ:સંદેહ. ૧૦૮
અહો બ્રહ્મન્, જ્યોતિર્ધર્મા, પૃથુ, કાવ્ય, ચૈત્ર, અગ્નિ નામ;
બાળક, પીવર મળીને સાતે, સપ્તઋષિ હતા મહાધામ. ૧૦૯
નર, સરતિ, શાંત, દાંત, જાનુ, જઘ ઇત્યાદિ મહાબળવાન;
તામસ રાજાના પુત્ર હતા તે, મતિમાન ને મહાગુણવાન. ૧૧૦

એમ મૃગીથી ઉત્પન્ન મનુ મોટા, તો પુરાણી થયા હશે શેણે;
કેહવાતા મોટા આચાર્ય જે, જન્મ્યા પશુ ઉદર વેણે. ૧૧૧
એ પ્રકારે પુરાણી થયા હશે, નીકર મોટા કેમ મનાય;
પશ્વાદિયકી જન્મે ત્યારે, થઇ ગુણનિધિ મોટા ગણાય. ૧૧૨
તામસમન્વંતર જેહ સુણે જન, તે હોય પાપી તો પાવન થાય;
શ્રોતાવક્તાને સુખ થાયે, સ્વર્ગે રહ્યા પિતૃ મકલાય. ૧૧૩
કાશી, ગયા, ગોદાવરી, સરયૂ ને યમુના સ્નાન;
જન આખ્યાન સુણવાથી પામે, થાય દાનેશ્વરી ને ગુણવાન. ૧૧૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, તામસમન્વંતરે નિર્વાણ;
ચતુસપ્તતિતમોધ્યાય પરિપૂરણ, થયો ચતુર્થ મન્વતર પ્રમાણ. ૧૧૫

વલણ.

ચતુર્થ મન્વતર થયો અહીં, સુણો પુરાણી દેવ રે;
દ્વિજ ચાતુર્વિશી જન પ્રેમાનદ, કરે સતરસેં પાંસઠે સેવ રે. ૧૧૬



## કડવું ૧૪૦ મું.

### રાગ દેશાખ.

શ્રી ગુરુ ગણપતિ સરસ્વતીને, નમુ હું ભાવે સદા;
મનતણી ઇચ્છા પૂર્ણ કરજો, વક્રતુંડ ભારતી માહ મુદા. ૧
ગુરુચરણ રજ પ્રસાદથી હુ, આભ ઉડળમાં ભરું;
છે હાથ માથે નાથકેરો, પાર તે થકી ઉતરું. ૨
મતિમૂઢ ગતિનો મૂઢ દીન હીન, છું દ્વિજ જાતિ લોભિયો;
ગુરુ પ્રતાપથી સંતાપ સર્વે, લોભકેરો ક્ષોભિયો. ૩
શ્રીભારતીએ દેઇ દર્શન, થઇ પ્રસન્ન કહ્યું મુખે;
કવિતા સવિતા સમગણી સુત, અહોનિશ રેહ તું સુખે. ૪
તે વેણ સુખનું દેણ દ્વિજજન, યથામતિએ પાળતો;
સાષ્ટાંગ કરી કવિ સર્વને, ગુરુ વિનયવચન સભાળતો. ૫
ગુરુચરણ ધરી મગલાચરણ કરી, શરણ સરસ્વતીનું અહીં;
રૈવતમનુ મતિમૂઢ ભાખુ, શરણ લંબોદર સહી. ૬
માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ સુણ તું, પંચમ મન્વંતર સહી,
પ્રખ્યાત રૈવત નામ મનુ જે, કથા તે ભાખું અહીં. ૭
વિસ્તારથી ઉત્પત્તિ તેની, આજ સર્વે દાખું હું;
તું એક ચિત્તે સર્વ સાંભળ, બાકી કાંઇ ન રાખુ હું. ૮

ઋતવાક કરીને એક હુતો, સિદ્ધ પ્રસિદ્ધ મહાભાગ રે;
પુત્રવિહોણો તે હતો મુનિ, કર્યો પુત્ર કારણ યાગ રે. ૯
થઇ પ્રસન્ન પૂરણ યજ્ઞદેવે, સુત આપ્યો શોભતો;
રેવતી નક્ષત્ર માંહી જન્મ્યો, રૂપ જોઇ હરિ મન લોભતો. ૧૦
જાતકર્માદિક ક્રિયા સર્વે, કરી પુત્રની દ્વિજરાજ રે;
ઉપવિત આપ્યું કષ્ટ કાપ્યુ, સહુ શ્રષ્ટતાનું કાજ રે. ૧૧
તોય તે પણ દુરાચરણી, નીકળ્યો દ્વિજબાળકો;
જે દિનથી તે સુત જન્મ્યો, થયો તે દિનથી સુખટાળકો. ૧૨
પુર પીડાએ બાપ તેનો, દુઃખથી રાત્રી દિને;
દુર્બુદ્ધિએ એવે સમે એક, નારી પકડી જઇ હીણે. ૧૩
સંમુખી નામે મુનિપુત્રની તે, હતી શામા શોભતી;
બળાત્કારે પકડી તેને, તે નારી અતિ મન ક્ષોભતી ૧૪
એ કથાસુણી ઋતવાકને, અતિ દુ:ખ દિલમાં ઉપન્યું;
સુત બોધ કઇ માને નહિ, રત્ન રેવતીમાં નીપન્યું. ૧૫
ઋતવાક મહાદુ:ખમાં પડીને, બોલિયો તે કાળ રે;
નરને સુત ન હોયે તે ભલુ, પણ કુપુત્ર પાવકજ્વાળ રે. ૧૬
કુપુત્ર તે માતાપિતાને, દુ:ખ દેતો સર્વદા,
વળી બળતરા અતરમાં કરાવે, સુખ તેથી હોયે નવ કદા. ૧૭
સ્વર્ગ રહેતા પિતૃને તે, અધોગતિએ પાડતો;
કરી શકે નવ ઉપકાર કોઇને, સ્નેહી સગાને તે રજાડતો. ૧૮
માતાપિતાને પ્રસન્ન કદી, કુપુત્ર કરી શકતો નથી;
માત્ર દુ:ખ દેવા સર્જિયો તે, અવનિમાંથી ટળતો નથી. ૧૯
દુષ્કર્મ કર્મી મહાઅધર્મી, કુપુત્ર જન્મેલો સહી;
આલોક કે પરલોકમાં નહિ, સુખ તેનાથી કહીં. ૨૦

સમય આવ્યા પૂર્વે તે સુત, માતપિતાને વૃદ્ધજ કરે;
તરુણતા કુપુત્ર હરતો, ધિક જનની ઉદર એવો ધરે.
માર્કંડેય કેહ એ રીત બળતા, તે મુનિ દુરાચારી પુત્રથી;
તેણે ગર્ગને પૂછયું નમી, દુઃખ અતિ કુપુત્રના ઘરસૂત્રથી.
ઋતવાક કેહ પૂર્વે મુનિ મેં, શુભ વૃત્ત પાળી કરી;
વિધિપૂર્વક નિગમ ગ્રહણ કીધું, એમ સમાપ્તિ મનમાં ધરી.
પછે પત્ની પરણ્યો હું મુનિ, કરી ક્રિયા આગમમાં વદી;
મુનિ શ્રૌત સ્માર્ત ક્રિયા કીધી, સ્ત્રીસહિત ભૂલ્યો નવ કદી.
વષટકાર યુક્ત ક્રિયા જે જે, તે કરી છે સર્વ મેં;
ભૂલો પડયો નથી કદી મુનિ હું, ધાર્યો નથી કદી ગર્વ મેં.
કેવળ કામકેરી વાસનાથી, મેં કામિની સેવી નથી;
પુન્નામે નરકથી રક્ષવા મુનિ મેં, યથારથ કથા કથી.
ગર્ભાધાનવિધિને અનુસરી, આ પુત્ર તો ઉપજાવિયો;
તે પુત્ર શું સ્વદોષથી મુનિ, કેહ પુત્ર મારો કાહવિયો.

તે દિનથી પૃથ્વી વિષે આ, કુમુદાદ્રિ શ્રેષ્ઠ ગણાય છે,
વળી અભિધાન તેનું અન્ય પડતું, રૈવતક રૂડો ભણાય છે. ૪૩
એ નક્ષત્રની કાંતિથકી, કમળનાળયુક્તે નીપન્યુ,
એક સર મનોહર વરમતિ કેહ, વળી તે માંહીથી શુ ઉપન્યું ૪૪
એક રૂપવતી કન્યા અતિ સુંદર, તે સરોવરથી પ્રગટી ત્યાં,
રેવતીકેરી કાંતિથકી તે, તેના જેવી પ્રગટી જયાં ૪૫
પ્રમુચમુનિએ નીરખી તેને, આનંદ મન અતિ પામીયા,
તે સુતા કેરુ નામ રેવતી, પાડી મુનિવર શામીયા ૪૬
તે પુત્રી જોઇ રીઝિયા મુનિ, અતિશે તન મનમાં,
સુતા લેઈ સાથ ચાલ્યા, જઇ મુકી આશ્રમ વનમાં. ૪૭

વલણ.

વનમાં આશ્રમ હતો ત્યાં, મૂકી કન્યા લઇ કરી રે,
પછે તેનું ત્યાં કેમ થાતું, તે વર્ણવુ ભજી શ્રીહરિ રે. ૪૮



## કડવું ૧૪૧ સું.

### રાગ ગોડી.

માર્કંડેય કેહ સુણ મહામુનિ, હતા પ્રમુચઋષિ મહાગુણી,
જોઈ જન્મી આશ્રમ સમીપે બાળ, લેઈ ગયા ઉચલી મુનિ તતકાળ. ૧
કરી પોષણ પાળી તેને, ગણી સ્વપુત્રીસમાન એને,
એમ કરતા વીત્યો કેટલો કાળ, તે કન્યા થીગી થઇ યૌવના બાળ ૨
ત્યારે મુનિ કરતા મન વિચાર, આ મહાસ્વરૂપા થઈ કુમાર,
એને પરણાવીશુ કયી જાગે, કયો વર ખોળીશુ મહાભાગે. ૩
એમ વિચાર કરતા ગયા ઘણા દિન, નવયૌવના વાધી સ્તન પીન,
તોયે તેના જેવો મળ્યો નવ સ્વામી, પડી વિધાતાને ત્યા મોટી ખામી ૪
ન નજર આવે કોઈ નાથ, કોણ શોભે આ કન્યા સાથ,
કોણ ઝાલે આનો નર હાથ, પૃછુ અગ્નિને એની વાત. ૫
ધરી ધ્યાન પૂછે મુનિદેવ, કરી સમ્યક અગ્નિની સેવ,
તદા બોલ્યો અગ્નિ થઇ પ્રસન્ન, થશે એને કાજે વર ઉત્પન્ન ૬
મહાબળવાન ને વીર્યવાન, પ્રિયવચનવક્તા ને બુદ્ધિમાન,
ધર્મરક્ષક નર નિર્વાણ, છે દુર્ગમ નામે રાય સુજાણ ૭
તે આ નારીનો સ્વામી થાશે, જેથી મુનિ દુખ તમારૂં જાશે,
માર્કંડેય કેહ સુણ શિષ્ય, કહું રેવતી વિવાહ ભવિષ્ય ૮

અગ્નિયે દુર્ગમ કહ્યો નૃપ જેહ, નીકળ્યો મૃગયા રમવા તેહ;
તે આવી ચઢ્યો મુનિઆશ્રમ, દુર્ગમ રાજા અતિ ઉત્તમ. ૯
જન્મ્યો પ્રિયવ્રતકેરે વંશ, વિક્રમશીળ કાલિંદી અવતંસ;
તેનો પુત્ર એ મહાબળવાન, પરાક્રમી અને ગુણવાન. ૧૦
પેઠો મુનિઆશ્રમમાં તેહ, પણ ત્યાં દીઠા નહિ મુનિ જેહ;
તેથી તેણે તન્વગીને પૂછ્યું, પથશ્રમદુ:ખ નરપતે લૂછ્યું. ૧૧
'હે પ્રિયે' એમ સંબોધન કરી, પૂછવા માંડયું વિનય ધરી;
રાજા કેહ, પ્રિયે કહો તમે, કયાં ગયા મુનિવર્ય પૂછું અમે. ૧૨
કંઈ ગયા અશ્રમમાંથી દૂર, કે પાસે ગયા છે ભૂસુર?
હે સુંદરાંગી મુનિને જોવા, આવ્યોછું અપ્રસન્નતા મારી ખોવા. ૧૩
માટે મધુર મહિલા દે તું બતાવી,કોમળ વાણે તે કેહતો આવી;
માર્કંડેય કેહ, મુનિદેવ, કરતા અગ્નિશાળમાં અગ્નિસેવ. ૧૪
તેમણે ભૂપભાષણ સુણ્યું સાર, વળી 'પ્રિયે' એવો ઉચ્ચાર;
'પ્રિય' સંબોધન સુણી મુનિ, બાહર આવ્યા પ્રમુચ માહ ગુણી. ૧૫
તો દીઠો રાજ્ય ચિહ્નયુક્તરાજન, દુર્ગમ નામે જેહ મહાન;
આગળ ઊભો વિનય સહિત તેહ, જેની મહામનોહર દેહ. ૧૬
તેને જોઇ છાત્રને મુનિ કેહતાં, અર્ધ્ય લાવ સદ્ય ઓ બેટા;
શિષ્ય ગૌતમ નામે જેહ, અર્ધ્ય લાવી કેહતો તેહ. ૧૭
મહામુનિ આ અર્ધ્ય મેં આણ્યું, પ્રમુચ કેહેતાં મેં તે પ્રમાણ્યું;
સુણો ગૌતમ મારી વાણુ, અર્ધ્ય આપ્ય કરી વખાણ. ૧૮
રાયજી એકલા આવ્યા છે અહીં, ઘણે દિવસે જાણ તું સહી;
એ તો થાવા આવ્યા છે જામાત્ર, અર્ધ્ય આપ્ય જોઈને તું પાત્ર. ૧૯
માર્કંડેય કેહ સાંભળી એવું, રાજા વિચારતો વચન આ કેવું;
કેમ જામાત્ર કેહછે મુનિ, કરે વારંવાર વિચાર તે વેણ સુણી. ૨૦
પણ નવ આવ્યું સમજ્યામાં કારણ,નવ કાંઈ ધ્યાને બેઠી ધારણ;
વગર બોલ્યો અર્ધ્ય ગ્રહણ કર્યો તેણે,પ્રિય શબ્દ ઉચાર્યો તો જેણે. ૨૧
પછે મુનિએ આસન બેસવા આપ્યું,કરી આદરસત્કાર ને કષ્ટ કાપ્યું;
પછે પૂછવા લાગ્યા મુનિદેવ, બેઠેલા નૃપને તત્તખેવ. ૨૨
ઘેર કુશળ છે સર્વ કોઈ, છે તારા ભંડારની સારી સોઈ;
સેના, મિત્ર ને સેવક જન, પ્રધાન સુખી છે રાજન. ૨૩
અથવા એ સર્વ રહ્યું છે જેમાં, સુખ શાંતિ વશી રહ્યાં તેમાં;
એવા સ્વયં પોતે ભૂપાળ, કોહ સુખી છોને નૃપાળ. ૨૪
સર્વેનું કોહ કુશળ રાય, સુખી છે પટરાણીની કાય;
બીજી સ્ત્રીઓ તમારી જેહ, તે તેની પાછળ સુખી નિસંદેહ ૨૫

માટે હું ખબર પૂછું છું તેની, કેહ સુખશાંતિ છે સર્વેની;
પટરાણીમાં થાય સહુનો સમાવેશ,તેથી કેહ સુખશાંતિ તેની નરેશ. ૨૬
રાજા કેહ સુવૃત્ત ભૂદેવ, કરું નિત મહાત્મા સાધુની સેવ;
તેણે કરી મુનિ સુજાણ, છે સર્વની કુશળતા પ્રમાણ. ૨૭
મુને વિસ્મય થાયે આજ,આ સ્થળે મારી સ્ત્રી કયી છે દ્વિજરાજ;
ઋષિ કેહ અહો મહાભાગ, ત્રિલોક સુંદરી રેવતીપર અનુરાગ. ૨૮
તમે ધ્યાને ધાર્યો નરદેવ, તો તે ઉત્તમાંગી સાધશે સેવ;
હે રાજન, તેને શું તમે, નથી ઓળખતા જાણુ અમે. ૨૯
રાજા કેહ સુણો ભરપૂર, શાંતપુત્રી સુભદ્રા મધુર;
કાવેરીસુતા, સુરાષ્ટ્રજા જેહ, સુજાતા, કદમ્બા નામે એહ. ૩૦
વરુથજા, વિપાહા નામ, છે નદિની નારી મારે ધામ;
તેને હું ઓળખુ છુ મુનિ, મેં રેવતી નારી કાને નવ સુણી. ૩૧
ઋષિ કેહ એહ વર રાજા,તમે 'પ્રિય' શબ્દની જાણો છો માત્રા;
હમણાં સુન્દરાંગીને કહ્યુ તમે, 'પ્રિય' એવુ વચન સાંભળ્યું અમે. ૩૨
તે શુ ભૂલી ગયા ભૂપાળ, એ પ્રશસનીય અતિ છે બાળ;
તે થઈ ભાર્યા તમારી જાણ, છે 'પ્રિયે' શબ્દનું એહ પ્રમાણ. ૩૩
રાજા કેહ અહો મહારાજ, મેં એવુ કહ્યુ સત્ય આજ;
કિંતુ મારો દુષ્ટભાવ નહિ જરી, હું પૂછુ આપને વિનતિ કરી. ૩૪
નવ કરશો મારાપર કોપ,પણ એ તો આવી પડેલો આરોપ;
ઋષિ કેહ ઓહ રાજન, યથાર્થ કેહ છો મહાપાવન. ૩૫
તમારો ભાવ તો દૂષિત નથી, બોલ્યા અગ્નિપ્રેરણાએ સર્વથી;
અધુના અગ્નિશાળામા પૂછયું મેંય, તે નહિ સાંભળ્યું હશે તેંય. ૩૬
કિંતુ મેં પૂછીયું છે હે સુજાણ,આ સ્ત્રીનો કોણ પતિ નિર્માણ;
ત્યારે અગ્નિએ કહ્યુ તમ નામ,એવામાં સુણ્યું 'પ્રિય' શબ્દ મેં આમ. ૩૭
માટે ઓહ નરેંદ્ર આજ, આ કન્યા ગ્રહણ કરો મહારાજ,
તમે એને 'પ્રિયે' કહી બોલાવી,સંબોધનપૂર્વક મનસા ડોલાવી. ૩૮
તો હવે શો કરો છો વિચાર, માર્કંડેય કેહ તે વાર;
નૃપ મૌન ધરીને રહ્યો, સામો ઉત્તર તેણે ન કહ્યો. ૩૯
એટલે તે કન્યાનો વિવાહ વિધિ, કરી તૈયારી મુનિ ગુણનિધિ,
તે સમયે નમ્રતાએ કન્યા તેહ, બોલી વિવાહસામગ્રી જોઈ એહ. ૪૦
કહ્યુ પિતાને તેણે જાતે, તાત વિચારો એક વાતે;
જો હોય પ્રીતિ તમારી પૂર, મારા ઉપર હે ભૂસુર. ૪૧
તો કૃપા કરી કરો ઇક કાજ, ધરો રેવતીનક્ષત્ર મન દ્વિજરાજ;
કરો તે સમયે મારુ લગન, તાત થાય તવ મન મારુ મગન. ૪૨

ઋષિ કેહ કન્યા કલ્યાણી, અધુના રેવતી, દીપવાળી પ્રમાણી;
રેવતી નક્ષત્ર હમણાં જાણ, નથી ચંદ્રના યોગવાળું પ્રમાણ. ૪૩
ઓહ સુણ એ વિના અન્ય, છે નક્ષત્ર વિવાહ કાર્યે ધન્ય;
તેમાં થાય જો વિવાહ આજ, તો સિદ્ધ થાયે તારું કાજ. ૪૪
કન્યા કેહછે ઓ તાત, તે નક્ષત્ર વિના સર્વે ખોટી વાત;
બીજે કાળ નિષ્ફળ દેખાય સહી, વળી એક વેળ કહી તે રહી. ૪૫
મારા સરખીનો વિવાહ જેય, કેમ નિષ્ફળ કાળે થાયે તેય;
ઋષિ કેહછે સાંભળ્ય વાત, ઋતવાકે કર્યો રેવતી પાત. ૪૬
માહ ક્રોધી કરી તેણે કાપ, રેવતી નક્ષત્ર પાડયું ભૂમાય;
મેં મદિરા સરખાં નેત્રવાળી, કરી આપવા પ્રતિજ્ઞા હે બાળી. ૪૭
આ રાજા જુએ બેઠો વાટ, તું તોયડે કંઇના કંઈ ઘાટ;
નથી કરતી વિવાહની ઇચ્છા તુંય, નથી અમને આવ્યું સંકટ જોતી શુંય. ૪૮
કન્યા કેહ છે ઓ તાત, તે ઋતવાક મુનિની મૂકો વાત;
તેણે શું કર્યું છે એવું તપ, મુનિ તેણે કેટલા જપિયા જપ. ૪૯
મારા પિતા એવા તમો જેહ, તેણે નથી તપ કર્યું શું તેહ!
હું શું છું અધમ દ્વિજકુમારી, મુનિ એવું શકે કોણ ધારી. ૫૦
મુનિ બોલ્યા સુણ તું બાળે, નથી દ્વિજપુત્રી કહું કિમ આ કાળે;
તું અતપસ્વિની કન્યા નથી, એ સિદ્ધ જાણ તું સર્વથી. ૫૧
હું છું બીજા દેવ કરવાને શક્ત, તેની પુત્રી તું છે માહરક્ત;
કન્યા કેહ છે મારા એવા પિતા, સર્વ તપસ્વીમાં શોભિતા. ૫૨
તો તે નક્ષત્રને પાડ્યું કેમ, નથી નભે સ્થાપતા હતું જેમ;
પછે તે નક્ષત્રમાં નિર્વાણ, કયમ મારો વિવા નથી કરતા પ્રમાણ. ૫૩
ઋષિ કેહછે ભદ્રે તારું, ચાઓ કલ્યાણ હું ઉચ્ચારું;
તારી ઇચ્છાનુસારે આજ, હું કરીશ સર્વ કાજ. ૫૪
તું રાજી થા કન્યા મારી, એમ મુનિ બોલ્યા ખુંખારી;
હું તારે કાજે કરું સ્થાપન, આજ વિધુમાર્ગે રેવતી પાવન. ૫૫
માર્કંડેય કેહ પછે તે દ્વિજ, શું કરતો કન્યા કેરી રીઝ;
તપકેરા પ્રભાવે તેણે, રેવતી સ્થાપ્યું નભે ઈકવેણે. ૫૬
કર્યું પૂર્વવત ચંદ્રના યોગવાળું, તે રેવતી નક્ષત્ર સર્વે ભાળ્યું;
પછે પોતાની પુત્રી કેરા, કર્યાં મંત્ર યોગવાળા સફળ ફેરા. ૫૭
કર્યો વિવાહ વિધિને સંપાદન, વળી પ્રસન્ન થઈ વદ્યા દ્વિજજન;
પુનઃ જામાત્રને કેહવા લાગ્યા, અતિ સુતા ઉપર અનુરાગ્યા. ૫૮
રાજન તમને આપું શુંય, આજ પેરામણીમાં તે હુંય;
કયો દુર્લભ માગો પદાર્થ, ગમે તેવો આણી દેઇશ સાર્થ. ૫૯

છે મારા તપનો પ્રભાવ બલિષ્ઠ, સત્ય માનજો નરપતિ શિષ્ઠ;
રાજા કેહ અહો, મુનિદેવ, સ્વાયંભુવ કુળની સાધી મેં સેવ. ૬૦
થયો તે મહામનુ કુળે ઉત્પન્ન, માટે કરવા ધારો જો મુને પ્રસન્ન;
તો કરો કૃપા પૂરે પૂરી, પદવી રેહ ન અધૂરી. ૬૧
થાય મન્વંતરાધિપતિ મને સુત, હું માગું એટલું મુનિ અદ્ભૂત;
ઋષિ કેહ અહો ભૂપાળ, તારો મનોરથ પૂર્ણ થશે આ કાળ. ૬૨
તારો સુત મનુ થશે નિર્વાણ, તે આ સર્વ પૃથ્વી ભોગવશે પ્રમાણ;
વળી થાશે ધર્મજ્ઞ તે જાતે, નહિ કશી કમી રેહ કોઈ વાતે ૬૩
માર્કંડેય કેહ પછી તે રાય, સ્ત્રીને લેઈ પુરભણી જાય;
ગયો નગરમાં ભૂપાળ, પછે રેવતીએ પ્રસવ્યો બાળ. ૬૪
રૈવત નામે મનુ થયો તેહ, જેનો હતો મહાધર્મજ્ઞ દેહ;
તે મનુ સર્વ માનવધર્મથી યુક્ત, હતો અપરાજિત ને પૂરો પુખ્ત ૬૫
અખિલ શાસ્ત્રાર્થ જાણતો તેહ, હતો વેદવિદ્યામાં નિપુણ એહ;
જાણતો અર્થશાસ્ત્ર તે જાતે, એમ હતો કુશળ સર્વે વાતે. ૬૬
તે મન્વતરમાં થયા જે દેવ, ઋષિ ઈંદ્ર રાજા કહું તતખેવ;
તે તું સાભળ્ય એકચિત્ત, સુણે ભણે પાર પામીશ ખચીત. ૬૭
સુમેધા, ભૂપતિ, વૈકુંઠ નામ, અમિતાભ દેવ હતા તે ઠામ;
તેના જેવા ચૌદ ચૌદ નિર્વાણ, ગણી ગણી ભાખ્યા સુજાણ. ૬૮
તે દેવના ચાર ગણ સહી, તેનો ઈંદ્ર કહું હાવાં અહીં;
શતક્રતુ, વિભુ એવું નામ, વાસવનું હતું તે ઠામ. ૬૯
હિરણ્યલોમા, વેદશ્રી જાણ, ઉર્ધ્વબાહુ, વેદબાહુ પ્રમાણ,
સુધામા, પરજન્ય અને વેદ, તથા વેદાંત પારંગત નિર્વેદ. ૭૦
એવા વસિષ્ઠ મહામુનિદેવ, એવા સપ્તર્ષિની કરતા સહુ સેવ;
બલબધુ મહાવીર્ય નામે, સુવષ્ટવ્ય, સત્યક સારે કામે. ૭૧
એ આદિ રૈવતમનુના પુત્રો હતા, જે વિશ્વ મધ્યે થઈ પડ્યા છતા;
મેં રૈવતસુધી મનુઓ કહ્યા જેહ, તેમાં સ્વારોચિષ વિનાના તેહ ૭૨
જેહ બાકી રહ્યા નિર્વાણ, તેહ સ્વાયભુવ સબધના પ્રમાણ;
આ રૈવતક મન્વંતરની કથા, સુણતાં ભણતાં જાયે વ્યથા. ૭૩
સર્વ તીર્થનું થાયે ફળ, વાધે વક્તાને આર્જુ બળ;
શ્રોતાને સર્વ સિદ્ધિ મળે, સુણે ભણે તેનાં દુખ ટળે ૭૪
સવત સત્તરસેં પાંસઠય માંય, આવી શ્રીહરિએ મમ બાંય,
તેની કૃપાએ પૂરું થયુ આખ્યાન, ધન્ય ધન્ય પુરાણી મહાન. ૭૫
સારુ લગ્ન જોઈ કરિયુ વેર, કરી રેવતી સંજોગે મોટી મ્હેર;
વાંચો સસ્કૃત બેઠા ઘેર, જાણો વાધી પ્રાકૃતકેરી પેર. ૭૬

આ મહાસાગરે મીઠી લેહેર, છે સર્વ જનને સમજ્યાની સેર;
કરતા પુરાણી કૂડા ફેર, થઇ પડતા મોટા મેર. ૭૭
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણ, રૈવત મન્વંતરે નિર્વાણ;
પંચસપ્તતિતમો અધ્યાય, દ્વિજ યથામતિએ ગાય. ૭૮

વલણ.

ગાય ગુણગણ હરિકેરા, નમી સહુને જાણ રે;
એમ સિદ્ધ માનું સર્વ ત્યારે, કરે પુરાણી પુરાણ પ્રમાણ રે. ૭૯

---

## કડવું ૧૪૨ મું.

### રાગ સામેરી.

શ્રીગુરુ ગણપતિ શારદા, નમુ બેઉ કરજોડ;
આઇ અંબા ભવાની પૂરં તું, મારા મનના કોડ.
મારે ધન ધાન્ય આઈ નથી જોઇતું, જોઇએ હરિગુણગાન;
જો પરમાર્થ બુદ્ધિ હોય તો, દેજો માત મન માગ્યું દાન.
હવાં ચાક્ષુપમન્વંતર વર્ણવું, કરી કવિ ગુરુ પ્રણામ;
કરું યથામતિએ યત્ન હું, હંસવાહની દે વર વાણ.
માર્કંડેય કેહ સુણ્ય મહામુનિ, કહ્યા પંચ મન્વંતર જેહ;
હવાં છઠ્ઠો ચાક્ષુપ મનુ કહું, સુણ તેનો મન્વંતર તેહ.
તે દ્વિજ અન્ય જન્મે તે સહી, ઉપન્યો વિધિચક્ષુએ સાર;
તેણે આ જન્મે તેનું પડ્યું, ચાક્ષુપ નામ નિરધાર.
જન્મ્યો જ્યારે તે સહી, ત્યારે તેની માત લેતી ઉત્સંગ;
હૈયા સરસો ચાંપી હુલાવે, તે જોઇ રીઝે સુતનું અંગ.
કિંતુ જાતિસ્મર આ કુંવર, ઉત્પન્ન થયો હતો પ્રમાણ;
તે માતઉત્સંગ રહ્યો રહ્યો, અતિ હસવા લાગ્યો નિરવાણ.
જોઇ હસતો બાળને, થાય માત સર્વ પ્રસન્ન;
પણ આનું હસવું અવલોકીને, થયો માતને ક્રોધ ઉત્પન્ન.
એવી વિરોધતા થાય છે, જે જણાય છે કોઈ વાર;
તેવો સમય અહીં સમજવો, ન કરવો સંશય લગાર.
તે ક્રોધી બોલી આ બાળશું, તારા મુખમાં વશી રહ્યું હાસ્ય;
મુને ભય લાગે છે એ જોઇને, કરે અટ્ટહાસ્ય શું શિવ અલાસ્ય.
તુને અકાળે બોધ ઉપનો, કે કાંઈ જોઈ તેં શુભ વસ્ત;
કે તારે મન સર્વ વશી રહ્યું, હાસ્યરૂપ જગ્ત સમસ્ત.

પુત્ર કેહે હો માત મારી, આ તારા મુખની પાસ;
માંજારી ઊભી મુને ભક્ષવા, અતિ ધરી અંતરમાં ઉલ્લાસ. ૧૨
વળી અંતરધાન થઈ રહી, અન્ય જાતહારિણી નામ;
તેને શું તું નથી દેખતી, છે જેનું મહાભયાનક કામ. ૧૩
પુત્રપ્રીતિએ તું પ્રેમયુક્ત થઈ, મુને જુએ છે વારંવાર;
વળી કરી હુલામણાં ફુલામણાં, તું દે આલિંગન અપાર. ૧૪
તારાં રોમાંચ થાયે છે હેતથી, ટપકે હર્ષાશ્રુ અવિચાર;
એ નિરખી મુને હાસ્ય આવીયું, કહું તેનું કારણ હું આ વાર. ૧૫
તું કરે જેનાપર પ્રીતિ ઘણી, એવા મુને સ્વાર્થાસક્ત માર્જાર;
એ વારંવાર વાંચ્છે સહિ, વળી એવી બીજી બતાવું સાર. ૧૬
ત્યમ વળી બીજી આ જાતહારિણી, જે થઈરહી છે અંતરધાન;
તે નિરખી ઉભી મને લેઈ જાવા, જેનું થાતું નથી સમાધાન. ૧૭
જેમ એ ઉભય સ્વાર્થને અર્થે, થયાં પ્રવૃત્ત સ્નેહ અતરે જાણ;
તેના જેવી પણ માત થઇ તું, એક સ્વાર્થને લીધે પ્રમાણ. ૧૮
એ માંહે જે ફેર છે તે, તુને બતાવી દેઉં માત;
એ માર્જારી ને જાતહારિણી, થઈ રહી ઉતાવળી વીખ્યાત. ૧૯
તાત્કાલીક ઉપભોગ તો, એ કરવા વાંચ્છે મારી માત;
ને તું અનુક્રમે કરી મારાથકી, પ્રાપ્ત થયેલા ફળની વાંચ્છે વાત. ૨૦
હું કોણ તું નથી જાણતી, નવ મેં કર્યો કાંઇ ઉપકાર;
તેની ખબર તુને કંઇ નથી, તેમ નથી ઘાડો સમાગમ સાર. ૨૧
જ્યાં ત્યાં પંચ સપ્ત દિવસ થયા, એમ છતાં મારી માય;
તું નેત્રમાં હર્ષાશ્રુ લાવીને, દે પ્રેમે આલિંગન સુખદાય. ૨૨
વળી અનેકવાર તું વદે છે, હે વત્સ, હે તાત, પ્રેમે સાર;
તારું ભદ્ર થાઓ કલ્યાણ કે, કાંઈ એવું કેહછે તું નિરધાર. ૨૩
જે એવું બોલે છે તું સહી, તેમાં છે શુદ્ધ અંતઃકરણ અપાર;
જનની એવું હું જોઈ રહ્યો, જેમાં ફેર નથી તલભાર. ૨૪
માતા કેહ હો વત્સ મારા, મુને ઉપકાર કેરી નથી આશ;
હું એવા આશે તુંને નથી ભેટતી, એ કરું શુદ્ધ મને પ્રકાશ. ૨૫
કિંતુ એ વેણ જો તુંને નવ રુચે, તો તારાથકી હું સૂત;
અહોરાત્રિ તજાયલી જાણજે, એમાં કાંઈ નથી અદ્‌ભૂત. ૨૬
હશે તારાથી મારો સ્વાર્થ જે, તે પણ મૂકી દીધો મેં સાર;
એમ વદી તેની માત ત્યાં, નીકળી સુતિકાગેહથી બાહાર. ૨૭
સપ્તપંચ, વાસાનો તું સુત સહી, સમજે સારાસાર વિચાર;
તો તુજને પાળી હું શું શકું, ઇમ માતા કુમાત જણાઈ તે વાર. ૨૮

તેણે તજ્યો સુત દયા તજી, છે જેની બાહ્યેંદ્રિયો જડ જાણ;
જેનું અંતર અતિ શુદ્ધ તે, બાળક તજ્યો નિર્વાણ. ૨૯
માતા તજી ગઈ બાળને, કે આવી જાતહારિણી* ત્યાંય;
જેણે કરી ગ્રહણ લીધો બાળને, તે ગઈ વિક્રાંત હુતો જ્યાંય. ૩૦
વિક્રાંતકેરી રાણીએ, પ્રસવ્યો હતો જે પુત્ર;
તેને સ્થળે એને ધરીને, તે બાળ લીધો સૂત્ર. ૩૧
વિક્રાંતકેરા બાળને, લઈ મૂક્યો ત્રીજે ઘેર;
તે ત્રીજા બાળને ક્રમે ભક્ષ્યો, કરી અધમ એવી પેર. ૩૨
એ અતિ નિર્દય રાક્ષસી, એ રીતે કરે છે રોજ;
ઉભય સ્થળના બાળક બદલી, કરે ત્રીજાની ખાવા શોધ. ૩૩
એ નિત્યકર્મ એવું સહી, હવાં કહું વિક્રાંતકેરી વાત;
તેણે સુતને ક્ષત્રિય ઘટિત જે, વિદ્યા ભણાવી વિખ્યાત. ૩૪
ક્ષત્રિય ઘટિત સંસ્કાર સર્વે, કરાવ્યા પામી આનંદ;
પછે વિધિપૂર્વક તે બાળનું, અભિધાન પાડિયું આનંદ. ૩૫
પછે તે કુમારને ઉપવીત આપ્યું, તદા કેહ ગુરુવર આમ;
હે ભ્રાત, માત પાસે જઈ, કર તું અભિવંદન મહાધામ. ૩૬
એવું વચન ગુરુનું સાંભળી, તે હસી બોલ્યો બાળ;
મારી કઇ માતાને નમું, તે મુને દાખવો આ કાળ. ૩૭
નમું જન્મદેનારીને કે, નમું ઉછેરનારીને મુન્ય;
ગુરુ કેહ મહાભાગ તારી, આ માત રહી મહાપુણ્ય. ૩૮
જારુજકેરી પુત્રી છે એ, પટરાણી વિક્રાંતની સહી;
અભિધાન એનું હૈમિની એવું, જે જનયિત્રી† તારી આ રહી. ૩૯
આનંદ કેહ એ છે સહી, વિશાળ ગ્રામવાસી બોધ;
એ નામના દ્વિજકેરી પત્ની, કરો ગુરુ કઈ શોધ. ૪૦
જનયિત્રી છે ચૈત્રની એ, આને વિષે જે ઉપન્યો,
તે તણો વિધિ કોણ પૂછે, વળી હું કઈ રીતે નીપન્યો. ૪૧
ઉત્પત્તિસ્થાન છે માહરું, અન્યસ્થળે નિર્વાણ;
ગુરુ પૂછે આનંદને વળી, તું ક્યાંથકી આવિયો સુજાણ. ૪૨
ચૈત્ર જનની કરી તું વદે મુખથી, કેહ તે છે કોણ;
વિડંબનાની વાત અમને, આ તો જણાય છે ઓણ. ૪૩
રે કેહ કેહ તું ક્યાં ઉપન્યો, આ શું જણાએ સાર;
અવનવું લાગે અતિશે સુત, જે તું કરે શા ઉચ્ચાર. ૪૪

---

* બાળ હરણ કરનારી કૃત્યા † જન્મ દેનારી માતા.

આનંદ કેહ હે દ્વિજસત્તમ, અનમિત્ર ક્ષત્રી નામ;
તેને ઘેર ગિરિભદ્રા ભામિની, તેથી હું ઉપન્યો મહાનામ. ૪૫
ત્યાંથકી લેઇ મુજને, જાતહારિણીએ જાણ;
હૈમિની પાસે મૂકિયો મુનિ, જેવું પૂરૂં કહું પ્રમાણ. ૪૬
તે હૈમિનીકેરા સુતને, દ્વિજવર્ય નામે બોધ;
તેને ઘેર લેઇ તે મૂકતી, એમ કરી રાખતી રોધ. ૪૭
એ બોધકેરા સુતને તે, ભખી ગઈ નિર્વાણ;
તે બોધને ઘેર હૈમિની કેરો, સુત રહ્યો સુજાણ. ૪૮
બ્રાહ્મણસંસ્કાર થયા સહી, એમ અકળાણું અણજાણ;
એવું થાય છે ને થતું આવ્યું, નથી મારી મિથ્યા વાણ. ૪૯
હે મહાભાગ મારા ગુરુ થઇને, તમો કર્યા મુને સંસ્કાર;
તો વેણ તમારૂં માહરે, કેમ ઉથાપવું નિર્ધાર. ૫૦
તેણે કરી હું પ્રશ્ન પૂછું, કોહ નમુ કેઇ માતને ભૂદેવ;
મારે સમ્યક પ્રકારે સાધવી, ગુરુદેવકેરી સેવ. ૫૧
ગુરુ કેહ હે વત્સ આ તો, અત્યંત સંકટ આવિયું;
અમે દુઃખમાં આવી પડ્યા, દુઃખદેણ વેણ જ કાહવિયું. ૫૨
આ સ્થળે હાવાં કેમ કરવું, તે મુજને સુઝે નહિ;
થઈ ભ્રમિત બુદ્ધિ માહરી, એમ કહી ગુરુ રહ્યા સહી. ૫૩
આનંદ કેહછે દ્વિજસત્તમ, એમ જગતમાં ચાલે સદા;
તો કારણ કશું છે મોહનું, છે પુત્ર બંધવ કો કદા. ૫૪
જન્મ ધારણ કરીને તે, સગા થાયે અન્યના;
પૂર્વકેરા સગા સર્વે, શીદી જાયે ધન્યના. ૫૫
મૃત્યુ થયા પછી એમ થાયે, સર્વ મુનિ દેવતા;
આ દેહ જન્મ્યા પછી મુનિ, સગા સહોદર જે સેવતા. ૫૬
તે દેહકેરો નાશ થાતાં, નાશ થાય નિર્વાણ;
અનુક્રમ એ રીત ચાલે, પછે કશો મોહ સુજાણ. ૫૭
એમ છે માટે કહું છું હું, આ સસારમાં પ્રમાણ;
નથી ભ્રાતા કોઈ કોઇનો, કે નથી સુત સુજાણ. ૫૮
શા કારણે મતિ તમારી, ભ્રમિત થાય ભૂસુર;
આ દેહે કરી મુને બે પિતા, બે માતા થઈ ભરપૂર. ૫૯
વળી અન્ય દેહે અન્ય થાશે, માતાપિતા મુનિરાઈ;
ભૂસુર તેમાં કોહ શેની, કોઇએ માનવી નવાઈ. ૬૦
એવુ સર્વ સમજી ગુરુ મોટા, હું તો તપ કરવા સાર;
આજથકી જાઇશ નિશ્ચે, મુનિ માનજો, નિર્ધાર. ૬૧

આ રાયકેરો પુત્ર છે જે, ચૈત્રાભિધાની જેહ;
તે વિશાળ ગ્રામે છે સહી, અહીં તમો આણુજો તેહ. ૬૨
માર્કંડેય કેહ આ સુણીને, પરિજન બંધુ સહિત;
તે રાય વિસ્મય પામીઓ, તજી સુતપરથી પ્રીત. ૬૩
પરિ કરી મમતા જવા દીધો, તેને વન વિષે પ્રચીત;
પછે દ્વિજે પુત્ર બુદ્ધિ કરી જે, વળી ધરી સમ્યક રીત. ૬૪
માટે કર્યો હતો સુતને તે, રાયે લીધો તતકાળ;
તે દ્વિજ કેરું મન મનાવ્યું, લીધો ચૈત્ર નામે બાળ. ૬૫
સ્વસુતને આણી કરી, કર્યો રાજ્યકારણ યોગ્ય;
આનંદે વનમાં વસી અતિ, તજી વસ્તુ જાણી અયોગ્ય. ૬૬
જે મુક્તિકેરાં બાધકારી, કર્મ હુતાં જાણ;
તેણે નાશ કરવા તેહને, તપ આરંભિયું નિર્વાણ. ૬૭
પછે તે તપ કરતા બાળને જોઈ, ત્યાં આવીયા બ્રહ્મભૂપ;
પૂછયું બાળને તું કોણ કારણ, તપ કરેછે અનૂપ. ૬૮
આનંદ કેહ બ્રહ્મા સુણો, જે બંધનકારી છે કર્મ;
તેનો નાશ કરવા તપ કરું હું, ધરુ ધ્યાન ધારણા ધર્મ. ૬૯
શુદ્ધ કરવો આતમાને, એ હેતુ છે મનમાંય;
બ્રહ્મા કેહ હે ભ્રાત તું, સડે કર્મવાસનાની માંય. ૭૦
એવી વાસનાએ યુક્ત છું, માટે મુક્તિકેરો જાણ;
અધિકારી તો તું નથી, મારું વચન સત્ય પ્રમાણ. ૭૧
કિંતુ અધિકાર પામી મનુતણો, પછે મુકિત પામીશ બાળ;
સુત પદ ધારવું છે તાહરે, છઠ્ઠા મનુનું આ કાળ. ૭૨
માટે તું જા અને કરય તેમ, જેથી શુભ થાશે સર્વ;
ત્યાર પૂઠે તુજને મળશે, મુક્તિરૂપી પર્વ. ૭૩
તું તપ કરવું ત્યાગી દે, એમ વદ્યા બ્રહ્માદેવ;
માર્કંડેય કેહ તેણે વિધિકેરું, વચન માન્યું તતખેવ. ૭૪
વારુ કરીશ હું તેમ વિધિ, એમ વદી ચાલ્યો તેહ;
તપથકી વિરામ પામ્યો, ચાલ્યો કર્મ કરવા એહ. ૭૫
નિવૃત્ત કરતાં તપથી તેને, બ્રહ્મા વદ્યા ત્યાં આમ;
તારુ નામ ચાક્ષુષ વદાશે, મનુ થઇશ તું મારુધામ. ૭૬
એ પૂર્વકેરા નામથી, પ્રસિધ્ધ થયો પૂર;
ચાક્ષુષમનુ એવું નામ તેનું, પડયું ભૂમિમાં ભરપૂર. ૭૭
તેણે ઉગ્ર રાજાકેરી કન્યા, વિદર્ભા એવું નામ;
તેહ સાથે લગ્ન કીધું, કરી વિધિને પ્રણામ. ૭૮

પછે તે નારી વિષે, તેણે કર્યો સુત ઉત્પન્ન;
તે થયા પ્રસિદ્ધ ને પરાક્રમી, જોઇ જન થયા પ્રસન્ન. ૭૯
તેના મન્વતર વિષે, જે દેવ ઋષિ ને ઇંદ્ર;
થયા તે સર્વે કહું હું, તું સુણ ક્રોષ્ટુકિચંદ્ર. ૮૦
તે પુત્રકેરાં નામ ભાખુ, તું સુણજે એકચિત્ત;
શુદ્ધ મન જોઇ તાહરુ મુનિ, થાય કથા કેહવા પ્રીત. ૮૧
હે વિપ્ર યજ્ઞમાં હવ્યકેરુ, ભક્ષણ કરનાર વિખ્યાત;
પ્રખ્યાત પુર પૃથ્વી વિષે, અષ્ટ દેવ ગણ સાક્ષાત. ૮૨
આર્ય નામે તે હતા, સુણ તું ભૂદેવ;
હતો પ્રસિદ્ધ બળી ને પરાક્રમી, તે ગણ કહું તતખેવ. ૮૩
તે ગણમંડળકેરું દર્શન, દુઃખે કરી કરાય;
પ્રસૂત નામે આઠ તે પણ, અવનિતળે ગણાય. ૮૪
ત્રીજો ભાવ નામે આઠ સુરનો, ગણ હતો નિર્વાણ;
ચોથો સુયગ નામે આઠ સુરનો, ગણ હતો સુજાણ. ૮૫
હે દ્વિજસત્તમ તે મન્વંતરે, પાંચમો લેખ નામે જાણ;
દેવકેરો ગણ હતો તે, અમૃતભક્ષક હતો પ્રમાણ. ૮૬
શતક્રતુ કરી તેમનો જે, સ્વામી થયો તો સાર;
તે યજ્ઞભાગનો ભોગવનારો, હતો ઇંદ્ર નિર્ધાર. ૮૭
મનોજવ એવું નામ તેનું, હવાં વદું ઋષિ જે સાત;
સુમેધા, વિરજા અને હતા, વિષ્યમાન પ્રખ્યાત. ૮૮
ઉન્નત, મધુ, અતિનામ ને સહિષ્ણુ નામે જાણ,
ઉરુ, પૂરુ, શતદ્યુમાન આદિ, મહાબળિષ્ટ પ્રમાણ. ૮૯
ચાક્ષુષકેરા સુત તે, થયા પૃથ્વીપતિ નિર્વાણ,
હે દ્વિજસત્તમ એ રીતે મેં, કર્યાં ચાક્ષુષમનુ વિખાણ. ૯૦
ચાક્ષુષમનુનો જન્મ ભાખ્યો, વળી છઠ્ઠો મનુ નિર્વાણ;
અધુના જે સપ્તમો, વૈવસ્વતમનુ અભિધાન. ૯૧
ચાલેછે તે કહું તુજને, સુણ એક ચિત્ત કરી તુંય;
તે મન્વતરના દેવાદિ કહું, કંઇ બાકી ન રાખું હુંય. ૯૨
આ કથા જે કો સાંભળે, વા ગાય ગીતે જેહ;
તે આ લોકે યશ પામશે, થશે પરલોકમાં સુખી દેહ. ૯૩
આ આખ્યાન લખાવી આપે, દ્વિજને કો દાન;
થાય શત યજ્ઞકેરુ ફળ તેને, મળે સુખ સંપત્તિ મહાન. ૯૪
ગંગા, ગયા ને ગોમતી, ભાગીરથી ને યમુનાય;
સ્નાન કરતાં જેહ ફળ તે, આ આખ્યાન સુણતાં થાય. ૯૫

સવત સત્તર પાંસઠમાં, કર્યું યથામતિ મનુ ગાન;
પુરાણીનો ઉપકાર એ છે, જે જાણે ભૂત ભવિષ્ય વર્તમાન. ૯૬
પુરાણી સુત જન્મતા, હતી કોણ તેમની માત;
જાતહારિણીયે લેઈ મૂક્યા, અન્ય સ્થળે વિખ્યાત. ૯૭
તે ઉચ્ચ કે અતિ નીચને ગૃહ, સહુ પુરાણી જાણે પેર;
ત્રિકાળજ્ઞાની શું ન જાણે, જેને સુત પુરાણીકેરી મેર. ૯૮
જે ન જાણે તે કયમ કરે, કંઇ સારાં માઠાં કામ;
ભવિષ્યવેત્તા પુરાણી જાણે, જન્મ્યા હતા નીચે ઠામ. ૯૯
માટે કરતાં નીચ કારજ, કશી ન હોયે લાજ;
એ આપણા કુળનું કર્મ છે, તે કયમ વીસરાયે મહારાજ. ૧૦૦
એમ નીચ જાણી નીચ કારજ, જો કરે પુરાણીદેવ;
તો સાષ્ટાંગ નમવું તેમને, સહુ સજ્જને તતખેવ. ૧૦૧
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, ચાક્ષુષમન્વંતરે નિર્વાણ;
પટ્સપ્તતિતમોધ્યાય પૂરણ, અહીં થયો પ્રમાણ. ૧૦૨

વલણ.

પ્રમાણ પૂરુ અહીં થયુ, ચાક્ષુષમન્વંતરનું સાર રે;
વૈવસ્વતમનુ હું વર્ણવુ, યથામતિએ નિર્ધાર રે. ૧૦૩

---

## કડવું ૧૪૩ મું.

### રાગ ધનાશ્રી.

શ્રીગુરુ ગણપતિને લાગુ પાય જી, નમુ હરિહર વિધિ સુખદાય જી,
કરો હંસવાહિની શારદા સાર જી, યથામતિએ દ્વિજગુણ ગાય જી ૧

ઢાળ.

ગુણ ગાય દ્વિજજન યથામતિએ, માત મયા જો કરો;
કૃપાકટાક્ષે કાર્ય થાયે, બાંય મારી કહી ધરો ૨
એવા સેવક શું કરે, નહિ સેવક સંખ્યા જાણ;
અનન્ય ભક્ત તે થઇ ગયા, જેનાં કરી શકાય નવ વખાણ. ૩
દૃઢ ભક્તિ નહિ તેમના જેવી, તો કયમ કહું કરજો સહાય;
દયા કરી દ્વિજ ઉપરે, કરજો મયા મહામાય. ૪
સ્વલ્પ સેવક મન જાણી, થોડી ભક્તિ આણી ઉર;
આઇ દ્વિજ ઉપર રીઝજો, સમ સહુ રીઝજો ભૂસુર. ૫

કવિ કરણા કરી કિંચિત, તારજો મતિ મૂઢ;
છંદ પ્રબંધ મતિમંદ ન જાણું, ન જાણું કવિતા ગતિ ગૂઢ. ૬
જેમ માર્કંડેયે ક્રોષ્ટુકિને, કહી કથા કર્યો પ્રવીણ;
તેમ મહાકવિ અનુગ્રહ કરી, કરાવજો કવિતા નવીન. ૭
માર્કંડેય કેહ સુણ ક્રૌષ્ટુકિ તું, કહું વૈવસ્વતતણું આખ્યાન;
સંપૂર્ણ સર્વે આજ તુજને, એનું સુણાવું વ્યાખ્યાન. ૮
માર્તંડ નામે સૂર્યની, મહાભાગ્યવતી નારી જેહ;
હતી વિશ્વકર્માની સુતા તે, સંજ્ઞા નામ નિઃસદેહ. ૯
તેને વિષે સવિતાથકી, થયો પ્રખ્યાત યશવાન;
સંપૂર્ણ વિવિધ વિજ્ઞાને તે, મનુ જન્મિયો મહાન. ૧૦
વિવસ્વાનનો પુત્ર એ, માટે વૈવસ્વત કેહવાય;
જદા સંજ્ઞા સામુ સૂર્ય જોતાં, તદા તે ઘણી લજવાય. ૧૧
આંખો મીંચી દે અતિ, જાણે તેને દુઃખ થાય અપાર;
ચક્ષુ ન મીંચવા વિષે ભાખ્યું, પૂષાએ બહુ વાર. ૧૨
પણ તે અવગણ્યું ઘણી વાર જ્યારે, નારીએ નિર્ધાર;
ત્યારે સૂર્યને અતિ કોપ ચઢિયો, તેણે દયા કરી ન લગાર. ૧૩
કઠોર વચન તેણે કહ્યું, કરે મૂઢ નેત્રસયમ તુંય;
મેં ના કહ્યુ તોય નિત્ય કરતી, તો હવા શાપ દેઉં હુંય. ૧૪
સયમ કરનાર પ્રજાતણો, તુને થાશે સુત;
યમનામે તે સહી એમ, વાણી કહી અદ્ભુત. ૧૫
કેહ માર્કંડેય એથી ભામિની, પામી ભય અતિ મન;
તે ચતુરાએ સ્વદૃષ્ટિ ત્યાં, કરી ચપળ તે દિન. ૧૬
ચતુરાને જોઇ ચંચળ, દૃષ્ટિવાળી ભાનુ;
પેખી પ્રભાકર પુન. બોલ્યા, જેને નથી કાંઇ છાનું. ૧૭
મુને નિરખી નજર ચચળ કરી, માટે દેઉં તુજને શાપ;
ચંચળસુતા નદી તુજને, અવતરશે અણમાપ. ૧૮
માર્કંડેય કેહ પછી સ્વામીશાપે, તે નારી વિષે નિર્વાણ;
યમ યમી ઉત્પન્ન થાતાં, કરય ક્રૌષ્ટુકિ પ્રમાણ. ૧૯
તે સંજ્ઞાનામે સ્ત્રી સૂર્યની, સૂર્યકેરું તેજ;
મહાકષ્ટે સહન કરતી, ચક્ષ મીંચ્યાનું કારણ એજ. ૨૦
ચક્ષ મીંચતાં શાપ દેતા, સ્વામીએ કરી અતિ ક્રોધ;
ચંચળ થતાં પણ તેમ થાતું, તદા કરવું કયમ દુઃખરોધ. ૨૧
સૂર્યકેરું તેજ તો, સેવાય નહિ નિર્વાણ;
તદા વનિતા વિચાર કરવા, લાગી રહી સુજાણ. ૨૨

હું શું કરું ને ક્યાં જઉં, કે થાય જેથી નિરાંત;
કયમ કાંતને નવ ક્રોધ ઉપજે, એમ વિચારતી મહાંત. ૨૩
વિશ્વકર્મા પ્રજાપતિકેરી, કુંવરી સંજ્ઞા જેહ;
એ પ્રમાણે વિચાર કરતી, નિરંતર કરે સંદેહ. ૨૪
પછે નિશ્ચય કર્યો મન નારીએ, જાવું પિતાને ઘેર;
પણ મુજ પાખે પ્રભાકર રેહ નહિ, તેની કરવી કંઇ પેર. ૨૫
પિતાને ગૃહ જાવાતણો, નિશ્ચય કર્યો જે વાર;
સ્વશરીરથી છાયારૂપ કરિયું, તે કરી મૂકી સૂર્યની નાર. ૨૬
તેને કહ્યું આ સૂર્યગેહે, હું જે રીતે વર્તતી પ્રમાણ;
સૂર્યને સંતાન સાથે, ત્યમ તું કરજે નિર્વાણ. ૨૭
કદા પૂછે તુંને તોપણ, ન વદીશ તું કંઇ વાણ;
હું ગઇ છું તે નવ જણાવીશ, કરજે વેણ મારું પ્રમાણ. ૨૮
હું સંજ્ઞાછું સહી, એમ વદવું તારે બાળ;
સુણી છાયાસંજ્ઞા વદે ત્યારે, તું સુણજે દેવી વિશાળ. ૨૯
જ્યાં સુધી મારા કેશ સૂરજ, ખેંચશે નહિ સાર;
વળી શાપ નહિ દે ત્યાંસુધી, હું પાળીશ વચન નિર્ધાર. ૩૦
કિંતુ શાપ કેશાકર્ષણે, વા ઉભયમાંથી એક;
થાતાં કહીશ હું સર્વ જે, નહિ રાખુ તારો ટેક. ૩૧
વારુ એમ કહી ગઇ દેવી, સ્વપિતાકેરે ઘેર;
થયું પાપદગ્ધ તપવડે જેનું, એવા લહ્યા પિતા મહામેહેર. ૩૨
આ અનિંદિત સુતાને લહી, વિશ્વકર્માએ આપિયું માન;
વળી કર્યો આદરસત્કાર અતિશે. એમ તે ત્યાં રહી મહાન. ૩૩

સ્વલ્પકાળ માટે આવવું, એ તો ઉચિત છે સર્વત્ર;
કિંતુ તુને સંજ્ઞા થયા ઘણા, દિન આવે અત્ર. ૪૦
માટે અઘટારત એહ થાયે, તેણે કરી નિર્વાણ;
સંજ્ઞા સ્વામીગેહ જા તું, વિશ્વકર્મા વદ્યા એવી વાણ. ૪૧
હું પ્રસન્ન છું તારાપર અતિ, ત્યમ મારો પુરો આદર ભાવ,
સત્વર જાઓ સ્વામી ગેહે, કદી ત્યાંનો કરવો ન અભાવ. ૪૨
અહો શુભે તું આવજે, મુને મળવા બીજી વાર;
વળી સ્વલ્પકાળ રહી અહીંઆં, તુ જઈ જોજે ભર્તાર. ૪૩
માર્કંડેય કેહ એ રીતનું, તેણે સુણું પિતાવેણ;
પછે પૂજન કરી પિતાતણું, ત્યાંથી ચાલી ગઇ સુખદેણ. ૪૪
તે ઉત્તરકુરુભણી ગઇ ચાલી, જે ઇચ્છતી સવિતા તેજ;
મહાભય મનમાં એહનો, દર્શે તેજ એને એજ. ૪૫
અશ્વિનીનું રૂપ ધારી, લાગી તપ કરવા ત્યાંય;
હવાં છાયાસંજ્ઞા વિષે ભાખુ, જે રહી સૂરજ જ્યાંય. ૪૬
આ જ સંજ્ઞા છે સહી, એમ માનતા સૂરજદેવ;
તે સ્ત્રીતણી સુશ્રૂષા કરીને, માણતા અતનુસેવ. ૪૭
તેને વિષે બે પુત્ર ને, એક કન્યા કરી ઉત્પન્ન;
છાયાસંજ્ઞા જેવું રાખતી, સ્વપુત્ર મન પ્રસન્ન. ૪૮
તેવુ સંજ્ઞાસુતકેરું, નવ રાખતી નિર્વાણ;
હેત પણ નવ રાખતી તે, સ્વસતતિ સમુ પ્રમાણ. ૪૯
લાડમાં નવ આડ કરતો, જોઈ પક્ષપાત બીજી વસ્ત;
હતો મનુ મોટા મનનો તે, સરખી પ્રીતિ અપ્રીતિ જાણતો સમસ્ત. ૫૦
પણ યમથી તે નવ થયુ, સહન દુઃખ લગાર;
તેથી તેણે ક્રોધ કરીને, કર્યો લાત મારવા વિચાર. ૫૧
કર્યો પગ ઉંચો તે કારણે, પણ વળી ક્ષમા ધારી ધ્યાન;

પુત્ર પરના પુત્રપ્રેમને, તજી માતા દે શાપ;
એ વિષે કંઈ વિચાર કીજે, છો દીર્ઘદષ્ટિ આપ. ૫૭
મનુ મુને કેહતો હતો કે, એ નોય આપણી માત;
ગુણ રહિત સુતપર કદા માતા, નવ થાય આવી સાક્ષાત. ૫૮
માર્કંડેય કેહ યમનું વેણ સાંભળી, સૂર્યદેવે તે વાર;
ત્યાં સંજ્ઞાછાયાને બોલાવી, કર્યો ક્રોધ અપાર. ૫૯
કેહ સંજ્ઞા ક્યાં ગઈ છે, તદા ઉચ્ચરી તે નાર;
વિશ્વકર્માની સુતા તે, હું તમારી સ્ત્રી સંજ્ઞા અવિચાર. ૬૦
તમોએ આ સંતાન મુજમાં, કર્યાં ઉત્પન્ન દેવ;
મેં પતિસેવા પૂરી સાધી, તજી તન અહમેવ. ૬૧
વળી સૂર્યે પ્રશ્ન પૂછ્યા, તેના ઉત્તર એવા આપે;
નવ ખરું બોલે નારી તે, તેણે સૂર્યદેવ સંતાપે. ૬૨
ક્રોધ કરી કેહ શાપ તુજને, દેઉં આણી વાર;
એમ તૈયાર થયલા જોઈ પતિને, વદી સંજ્ઞાછાયા નાર. ૬૩
પતિ આ પ્રમાણે સર્વ થયું છે, એમ કહ્યું બનિયું જેહ;
એમ સર્વ વૃત્તાંત સાંભળીને, સવિતા હવા નિઃસદેહ. ૬૪
પછે વિશ્વકર્માકેરે મંદિર, ગયા સૂરજ દેવ;
વિશ્વકર્માએ સ્વગેહ સૂરજ, નિરખી સાધી સેવ. ૬૫
ત્રણ લોકે પૂજિયા જે, પ્રભાકર પ્રતાપી;
તેનું પૂજન પેરપેરનું કરી, અર્ઘ્યની અંજલિ આપી. ૬૬
પછે સંજ્ઞાકેરી ખબરઅંતર, પૂછી પૂષાએ સાર;
વિશ્વકર્મા કેહ અહીં આવી હતી, મહાસતી શુદ્ધ વિચાર. ૬૭
કિંતુ પુનઃ તેને તમારે મંદિર, મેં મોકલી દીધી દેવ;
સૂર્ય દેવે ધ્યાન ધરી જોયું, તે વેળાએ તતખેવ. ૬૮
તો ઉત્તરકુરુમાં વડવારૂપે, તપ કરતી જણાઈ નાર;
તપ કરવામાં મનોરથ તેનો, સમજ્યા સૂરજ તે વાર. ૬૯
તેના મનમાં ઇચ્છા એ હતી કે, મારો સ્વામી થાય શીતળ;
શીતળ મૂર્ત્ત થાય તેમની, થાય શુભાકૃતિ અતિ નિર્મળ. ૭૦
હે દ્વિજસત્તમ પછે સૂર્યદેવે, કહ્યું સંજ્ઞાપિતાને આમ;
અહો વિશ્વકર્મા કરો મારું, ઓછું તેજ મહાધામ. ૭૧
તે કાજ સુરગણ સ્તુતિ કરતો, લહી વિશ્વકર્માએ સાર;
સંવત્સરભ્રમણવિષે કીધું, ઓછું સૂર્ય તેજ તે વાર. ૭૨
આથી ઉલટું પુરાણીને, ઘેરે ઘેરે ભાઈ;
છે નારીઓનું તેજ અતિશે, જે સજ્જન લેહ દુઃખદાઈ. ૭૩

જેમ સૂર્યશ્વશુરે સર્યટેરું, હર્યું થોડું તેજ;
તેમ પુરાણીપિતા સ્તુપાંકરુ, હરો યૌવનહેજ. ૭૪
પછે ઉભયમાં શાંતિપ રેહને, છે પુરાણમાં પ્રમાણ;
હું વિનવુંછુ પુરાણીને, રોહ રખે આ દૃષ્ટાંતથી અજાણ. ૭૫
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, વૈવસ્વત મન્વંતરે નિર્વાણ;
સમસમતિતમોધ્યાય પૂરણ, જેમાં પુરાણીનાં વખાણ. ૭૬

વલણ.

વખાણ જેમાં પુરાણીનાં, કર્યાં યથામતિએ સહી રે;
કો મહાકવિ પૂરું વર્ણવે, કિંચિત કથા આ તો કહી રે. ૭૭



## કડવું ૧૪૪ મું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કેહે પછે ત્યાંયજી, આવેલા દેવ દેવર્ષિઓ જ્યાંય જી;
સહુ ત્રિલોકના સ્તુતિપાત્ર જી, કરવા લાગ્યા સૂર્યસ્તુતિ નમાવી ગાત્ર જી.
વિનય વાણિએ બોલ્યા તેહ જી, ઋગ્વેદ રૂપી દેવ નમસ્કાર એહ જી;
સામરૂપી દેવ તમને નમસ્કાર જી, કરુ યજુસ્વરૂપી જુહાર જી.
કરુ સામના ધામને નમસ્કાર જી, જ્ઞાન એકસ્થાન રૂપ નમુ આ વાર જી;
નમુ તમ નાશ કરતા નિર્ધાર જી, સવિતા પ્રભુ સહુ કરુ નમસ્કાર જી.
શુદ્ધ તેજોમય જેનુ સ્વરૂપ જી, વિશુદ્ધ નિર્મળ આત્મા મહાભૂપ જી;
શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વરદાન દાતા જી, જે પ્રભાકર પૂર્ણ પ્રખ્યાતા જી.
સર્વથી પર પરમાત્મા સાર જી, કરું તે સૂર્યદેવને નમસ્કાર જી;
સર્વ જગતમાં વ્યાપક અપાર જી, સ્વરૂપ જેનુ નિરખાએ નિર્ધાર જી.
આત્મમૂર્તિ સૂરજ અવિધાર જી, કરુ હરિતાશ્વ તમને નમસ્કાર જી;
આરમશિક ઉત્તમ સ્તોત્ર જેહ જી, શ્રદ્ધા રાખી નરે સાંભળવું એહ જી,
શીઘ્ર થઇ એકાગ્રચિત્તે સાર જી, ગુરુદક્ષિણા આપી ગ્રહણ કરવું અવિચાર જી,
શૂન્ય થઇ શ્રવણ કરે જેહ જી, તેને થાય અફળ તો એહ જી.
સર્વના કારણભૂત જ્ઞાનાત્માસ્થાન જી, જેનું પ્રકાશ આત્મસ્વરૂપ મહાન જી;
એવા સૂર્યદેવને છે નમસ્કાર જી, હે ભાસ્કર હે દિનકર્ત્તા અવિધાર જી.
હે રાત્રિના હેતુ સંધ્યાના કરનાર જી, ચક્રિકાર સૂર્યને છે નમસ્કાર જી;
તમ ભ્રમણચક્રથી પામેલુ વેધ જી, અખિલસચરાચર વિશ્વ અશ્વમેધ જી.
એ મેધનો અશ્વ કરે ગતિ જેમ જી, ભમે છે બ્રહ્માંડ પ્રભુ તેમ જી;
તમારા કિરણોરે સ્પર્શે જી, સર્વત્ર શુચિ પ્રભુ દર્શે જી.

તમારા કિરણના સ્પર્શથકી જી, જલાદિક શુચિતાની સુણીએ વકી જી;
જ્યાં લગી આ વિશ્વમાં તમારાં જી, કિરણ પ્રગટ થયાં નથી ચોધારાં જી. ૧૧
ત્યાં લગી હોમ દાનાદિક ધર્મ જી, ફળદાતા થતાં નથી શુભ કર્મ જી;
સર્વે ઋગ્વેદના મંત્રો જેહ જી, યજુઃસામવેદના મન્ત્રા એહ જી. ૧૨
તે તમારા અંગમાંથી નીકળિયા જી, એવું મુનિ વદી ગયા બળિયા જી;
અહો જગનિયંતા દેવ જી, તમો ઋગ્વેદમય છો સાધુ એવ જી. ૧૩
તમે યજુર્વેદમય છો સિદ્ધ જી, સામવેદમય છો પ્રભુ પ્રસિદ્ધ જી;
તેણે તમે ત્રયીમય કેહવાઓ જી, માટે નમુ સર્વે ધરીને ભાવો જી. ૧૪
તમે છો બ્રહ્મનું પર અને અપર જી, છો અમૂર્તિ ને મૂર્તિમાન વર જી;
છો સ્થુળ સૂક્ષ્મ રૂપે દેવ જી, નિમેષ કાષ્ઠાદિ કાળ રૂપ સાધુ સેવ જી. ૧૫
છો અક્ષય રૂપ સવિતા ભૂપ જી, તે ભગવન પ્રસન્ન થાઓ અનૂપ જી;
સ્વેચ્છાએ શમાવો તમારુ તેજ જી, કરી ઋષિ મુનિ ઉપર અતિ હેજ જી. ૧૬
માર્કંડેય કેહ એ રીતે દેવે જી, રહિત દેવ ઋષિઓએ અહમેવે જી;
સ્તુતિ કરવા પરથી સૂરજે સાર જી, તેજના રાશિ રૂપે અવિધાર જી. ૧૭
નિર્વિકાર દેવે મૂક્યું તેજ જી, કરી ઋષિ મુનિ ઉપર અતિ હેજ જી;
તેના ઋગ્વેદરૂપ તેજે પૃથ્વી થાશે જી, યજુર્મયથી નભ કેવાશે જી. ૧૮
સામમયથી સ્વર્ગ રૂપ જી, એમ થાશે ત્રેણે અનૂપ જી;
તેજના જે પંદર અંશ જી, વિશ્વકર્માએ ઓછા કર્યા અવતંસ જી. ૧૯
તેવડે મહાત્માએ જાણુ જી, શિવત્રિશળ કર્યું નિર્માણ જી;
વિષ્ણુચક્ર વસુ શકરેકેરી જી, વળી વહ્નિની ભયંકર શક્તિ અનેરી જી. ૨૦
કુબેરકેરી શિબીકા જાણુ જી, બીજા દેવનાં દારુણ અસ્ત્ર પ્રમાણ જી;
યક્ષ વિદ્યાધરનાં જે શસ્ત્ર જી, કર્યાં વિશ્વકર્માએ તે તેજથી અસ્ત્ર જી. ૨૧
પછે રહ્યો સોળમો બાકી જે ભાગ જી, તે હજી સૂર્ય ધારણ કરે મહાભાગ જી;
એ રીતે તેમનું તેજ પંદર ભાગે જી, વિશ્વકર્માએ ઓછું કર્યું અનુરાગે જી. ૨૨
પછે સૂર્ય લેઈ અશ્વનું રૂપ જી, ઉત્તરકુરુભણી ગયા અનૂપ જી;
ત્યાં વડવા રૂપવતિ જોઈ સંજ્ઞા જી, તે તરુણી રૂપ હતી મહા પ્રજ્ઞા જી. ૨૩
તેણે આવતા જોઇ સૂર્યદેવ જી, કરી પરનરની શંકા તતખેવ જી;
કરવા સ્વપૃષ્ઠનું રક્ષણ નારી જી, કરી સામુ મુખ ગઈ સામી ખંખારી જી. ૨૪
તે બે એકઠાં મળ્યાં જે વાર જી, તદા થયો નાસિકાયોગ નિર્ધાર જી;
એટલે વડવામુખથકી સાર જી, ત્યાં પ્રગટ થયા અશ્વિનીકુમાર જી. ૨૫
તથા વીર્યે મધ્યેથી લે ઢાલ જી, ખડ્ગ કવચધારી વિશાળ જી;
અશ્વારૂઢ ધર્યાં પાણ બાણ જી, વળી અખૂટ ભાથા સહિત નિર્વાણ જી. ૨૬
એવો રેવંત નામે પુત્ર થયો ઉત્પન્ન જી, જેને જેતામાં થઇએ પ્રસન્ન જી;
પછે સૂર્યદેવે અતુલ સ્વરૂપ દાખ્યું જી, તે જોઇ સજ્ઞાએ વેણ ભાખ્યું જી. ૨૭

આહ્લાદ સ્વામી આનંદ કું પામી જી, સ્વસ્વરૂપ ધારી પતિને નામી જી;
જળ હરનાર હરિએ તદા જી, સ્વપ્રીતિવતી સંજ્ઞા સદા જી. ૨૮
ઘેર આણી આનંદ પામ્યા જી. એમ સકટના દિન વામ્યા જી;
હવાં સંજ્ઞાનો પેહલા હતો જે પુત્ર જી, તે વૈવસ્વત મનુ થયો સૂત્ર જી. ૨૯
બીજો પુત્ર શાપથકીનિર્વાણ જી, દીર્ઘદષ્ટિ યમ થયો સુજાણ જી;
કૃમી માત્ર એના પગતતી જી, માંસ લેઇ પૃથ્વી પડશે વક્રગતિ જી. ૩૦
એવા એવા શાપનો અનુગ્રહ કીધો જી, એમ પિતાશ્રીએ બચાવી લીધો જી;
એ પુત્ર ધર્મદષ્ટિ હતો સાર જી, સમાન મિત્ર શત્રુને જોનાર જી. ૩૧
સૂર્યે યોજના કરી તેની જી, યમરાજ્યાધિકારે જેની જી;
યમુના કલિંદદેશે વેહનારી થઈ જી, સરિતા રૂપે રહી તે વહી જી. ૩૨
અશ્વનીકુમારને મહાત્મા પિતાએ જી, કર્યા સુરવૈદ્ય તેને સવિતાએ જી;
યક્ષોના સ્વામીપણા વિષે જી, રેવત કેરી યોજના દીસે જી. ૩૩
હવાં છાયાસંજ્ઞાકેરા સુત જી, તેની યોજના કહું અદ્ભુત જી;
છાયાસંજ્ઞાનો મોટો જે પુત્ર જી, તેનું વૈવસ્વતવત કર્યું ધરસૂત્ર જી. ૩૪
સાવર્ણિક એ સૂર્યના પુત્રનું નામ જી, જ્યારે બલિઈંદ્ર થશે મહાનામ જી;
ત્યારે તેમનું થાશે પ્રમાણ જી, એવી યોજના કરી એની સુજાણ જી. ૩૫
શનૈશ્ચરને ગ્રહમાં યોજ્યો જી, પિતાએ પૂર્ણ તેમાં પ્રયોજ્યો જી;
તેની ત્રીજી કન્યા જે તપની જી, તે તો સંવરણકેરી થઈ પત્ની જી. ૩૬
તે રાજાથકી થયો તેને સુત જી, કુરુ નામે પૃથ્વીપતિ અદ્ભુત જી;
તે વૈવસ્વતમનુકેરો જાણ જી, સમજ સાતમો મન્વંતર પ્રમાણ જી. ૩૭
તેના પુત્ર રાજાઓ કહું હુંય જી, ઋષિ સુર ઇંદ્ર સાંભળ્ય તુંય જી;
ગુરુજીપર કૃપા પુરાણીની પૂર જી, તેણે રચ્યું માર્કંડેયનું સ્વલ્પ પૂર જી. ૩૮
રેહવું કરજોડીને મારે સદા જી, જયમ ત્યમ કરવા પુરાણી મન મુદા જી;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણ જી, સાવર્ણિક મન્વંતરે પ્રમાણ જી. ૩૯
વૈવસ્વતોત્પત્તિર્નામ જી, અષ્ટસપ્તતિતમોધ્યાયે મહાકામ જી;
ભજતાં હરિ હર સુંદરશ્યામ જી, મળશે વૈકુંઠે સુજને ઠામ જી. ૪૦

વલણ.

મળશે વૈકુંઠે ઠામ સુજને, જો હશે શુદ્ધ અંતઃકર્ણ રે;
જન પ્રેમાનંદ વર્ણવે, શ્રીગુરુના સાહી ચર્ણ રે. ૪૧



## કડવું ૧૪૫ મું.

### રાગ મારુ.

માર્કંડેય કેહછે જેમાં, આદિત્ય વસુઓ જાણ;
રુદ્ર સાધ્યા દેવ વિશ્વેદેવા, મરુત ગણ ભૃગુ પ્રમાણ. ૧
અગિરા એ અષ્ટ દેવગણ, વળી આદિત્ય વસુઓ જેહ;
ને રુદ્ર એ સુત કશ્યપતણા, તું જાણ નિ:સંદેહ. ૨
સાધ્યા વસુઓ ને વિશ્વદેવા, એ ત્રણ ગણ ધર્મના પુત્ર;
ભૃગુના પુત્ર ભૃગુઓ દેવાએ, અગિરાના અગિરસ દેવ સુત્ર. ૩
એ સૃષ્ટિ મરીચિની જાણવી, હમણાં તેમનો અધિપતિ જેહ;
યજ્ઞ ભાગનો લેનારો મહાત્મા, ઉર્જસ્વી નામે ઇંદ્ર છે એહ. ૪
જે દેવો સહુ થઇ ગયા, જે થશે હવે નિર્વાણ;
જે અંહુના થવાના સહી, તે સહુ સમાન લક્ષણવાળા જાણ. ૫
સર્વ ઇંદ્ર સહસ નેત્રવાળા, વળી વજ્રવાળા સાર,
અગ્નિગરના નાશ કરતા, રાજ્યપ્રપંચી પ્રવીણ અપાર. ૬
બલિષ્ઠ શૃંગ નામે વાદ્યવાળા, ગજારૂઢ થનારા મહાશૂર;
તે સર્વે શતક્રતુ જાણવાં, મહાતેજસ્વી ભરપૂર. ૭
સર્વ ભૂતને પરાજય કરે એવું, જેમનામાં છે તેજ;
ધર્માદિક શુદ્ધ કારણોથકી, આવે જેમના પર હેજ. ૮
અધિપતિ સર્વ વિશ્વના, થાવા જેહ ગુણે શક્તિમાન;
ભૂત ભવિષ્ય વર્તમાન કેરા, જેહ સ્વામી મહાન. ૯
હે દ્વિજ લોક ત્રણ કહું છું, સાંભળજે તું સાર;
આ પૃથ્વી ભૂર્લોક કેહવાયે, અતરિક્ષ દિવ નામ નિર્ધાર. ૧૦
સ્વર્ગકેરું નામ દિવ્ય છે, એ ત્રણ કેહવાય લોક;
જન શુભાશુભ કર્મેથકી, પામે ભલું ભુંડું ઓક.* ૧૧
અત્રિ વસિષ્ઠ, કશ્યપ ને ગૌતમ, ભરદ્વાજ, વિશ્વામિત્ર નામ;
ઋચિકપુત્ર જમદગ્નિ મહાત્મા, આ મન્વંતરે કરે સપ્તર્ષિ કામ. ૧૨
ઇક્ષ્વાકુ, નાભાગ, ધૃષ્ટ શર્યાતિ, નરિષ્યત, નાભગોદિષ્ટ,
કરુષ, પૃષધ્ન અને લોકે, વિખ્યાત વસુમાન શ્રિષ્ટ. ૧૩
એ વૈવસ્વત મનુ કેરા નવ પુત્રો, મેં કહ્યા તુને જાણ;
વૈવસ્વત મન્વંતર કહ્યો, હે દ્વિજસત્તમ નિર્વાણ. ૧૪
આ મન્વંતરની કથા સુણવાથી, પામે મોક્ષ પાપી જન;
પઠન કરતા મહાપુણ્ય પામે, અઘઓઘ વળી થાય દહન ૧૫

* સ્થળ-સ્થાન

ધન ધાન્ય પુત્ર પરિવાર મળે, મળે મિત્ર વધે સ્વજન;
દુર્જનતા હોયે તે ટળી, થાય નરવર તે સજ્જન. ૧૬
પણ પુરાણી જેવું મન રાખીને, જો વાંચે જન કોઈ;
તો તે જન તારે ન કદાપિ, રહે ભવોભવ રોઈ. ૧૭
સંવતસત્તરસેં પાંસઠમાં, કહ્યું મન્વંતર આખ્યાન;
વૈવસ્વત મનુ કેરું કર્યું, યથામતિ વ્યાખ્યાન. ૧૮
શ્રોતા વક્તા સર્વને થાય, કથા સુણે ભણે કલ્યાણ;
કાંઇ ચાતુર્વિંશી દ્વિજ ન જાણે, કરો સાહે કવિ સુજાણ. ૧૯
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, સાવર્ણિકે મન્વંતરે સાર;
છે વૈવસ્વત કીર્તન જે મધ્યે,થયો ઊનાશીતિતમોધ્યાય આ વાર. ૨૦

વલણ.

આ વાર મનુના ગુણ ગાતાં, થયો અધ્યાય પૂર્ણ રે;
હવાં થોડા દિનમાં પુરાણીકેરી, થાશે ચિંતા ચૂર્ણ રે. ૨૧

—※※※—

## કડવું ૧૪૬ મું.

રાગ સામેરી.

સોમ, વિત્ત આદિક જેહ રે, વીશનો ગણુ ગણાશે તેહ રે;
એહ મુખ્ય દેવતણો ગણુ સાર રે, વળી તુંને આગળ કહું નિર્ધાર રે. ૯
એ દેવો મન્વંતરના અધિપતિ મોટા રે, તેઓ થશે મન્વંતર જે નહિ ખોટા રે;
હે મુનિ જે અદ્યાપિ પ્રતિજ્ઞાથકી રે, રહે બંધાયલો દૈત્ય પાતાળમાં ટકી રે. ૧૦
તે વિરોચનનો પુત્ર જેહ રે, તેમાંનો બલિ ઇંદ્ર થશે કહું એહ રે;
વીરજા, અર્વવીર, નિર્મોહ રે, સત્યવાક્, કૃતિ, વિષ્ણુ સોહ રે. ૧૧
ઇત્યાદિક રાજાઓ જેહ રે, સાવર્ણિક મનુના પુત્ર થાશે તેહ રે;
જેમાં પુરાણી પીંખાઇ જાશે રે, રાખશે દુષ્ટતા તો માર ખાશે રે. ૧૨
જો સમજશે તો સારું રે, નહિ તો થાશે વરવી ગતિ એમ ધારું રે;
શખ ફુંકી કહું કાનમાંય રે, મૂઢમતિ ન સમજે કયાંય રે. ૧૩
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણ રે, સાવર્ણિકમન્વંતરે પ્રમાણ રે;
થયો અશીતિતમોઅધ્યાસાર રે, હવાં પુરાણી દેવીનો લઇએ પાર રે. ૧૪

વલણ.

પાર લઇએ આ વાર નિશ્ચે, હરિ હર વિધિના ગુણ ગાઇ રે;
ભટ પ્રેમાનંદે ખરી માની, ઉમાશંકરકેરી સગાઇ રે. ૧૫

---

## કડવું ૧૬૪ મું. *

### રાગ કેદારો.

શ્રીગુરુ ગણપતિને શિર નામી, કરુ સ્તવન ગિરિજાસ્વામી;
મહાનામી પૂરે આશા સહી રે. ૧

ઢાળ.

આશા પૂરે મહાનામી, મહાદેવ મહિમાવાન;
અષ્ટ મનુ મેં વર્ણવ્યા, મહાત્મા તથા ગુણવાન. ૨
આ અધ્યાય વિષે હવાં, વર્ણવું મનુ પાંચ;
કૃપા હોયે ઉમાપતિની, આવે ન ઉની આંચ. ૩
નવ અરિગણનું કાંઈ ચાલે, ત્રિશૂળે હણે ભોળોનાથ;
શુદ્ધ મન જોઇ ગિરિજાપતિ, ધરે સેવક મસ્તક હાથ. ૪

---

* કડવા ૧૪૭ થી તે કડવાં ૧૬૩ સુધીનો વિભાગ અર્થાત્ અધ્યાય ૮૧ માંથી અધ્યાય ૯૩ મા સુધીનો માર્કંડેય પુરાણનો ભાગ બૃહત્કાવ્યદોહનના ભાગ ૫ મામાં, પૃષ્ઠ ૩૦૫ થી તે ૩૬૯ સુધીમાં "દેવી ચરિત્ર" ને નામે પ્રસિદ્ધ થયો છે. ભાગ ૫ માનો "દેવી ચરિત્ર" નો એ ભાગ અહીંયાં, બેવડાવાને લીધે નથી આપ્યો. પ્રાચીન કાવ્યમાળામાં એ ચંડીપાઠ, "દેવી માહાત્મ્ય" ને નામે છપાવ્યો છે. અસલ પ્રતમાં કોઈપણ કડવાં પર વિષય નિર્દેશ નથી. એ પ્રાચીન કાવ્યમાળાના સંશોધકે પોતાની તરફથી દાખલ કરેલુ હોય તેમ ધારું છું.

માર્કંડેય કહે સુણય ક્રૌષ્ટુકિ, મેં સાવર્ણિ મન્વતર કહ્યો;
દેવી ચરિત્ર કહ્યુ તુજને, ને મહિષાસુરને ક્યમ હણ્યો. ૫
ચંડિકા ને માતૃગણ કહી, ચામુંડા નામની પેર;
સંગ્રામમાં સહુ કેમ નીપની, વળી શિવદૂતિકેરી મેહર. ૬
એમ માહાત્મ્ય દેવી સર્વનું, શુંભનિશુંભવધ નિર્ધાર;
રક્તબીજ ક્યમ ગળિયો, તે મેં કહ્યું આ વાર. ૭
હે મુનિસત્તમ સુણ હવાં કહુ, અન્ય સાવર્ણિ મન્વંતર;
દક્ષપુત્ર સાવર્ણિક જે થશે, મનુ નવમો વર. ૮
તેના સમયમાં જે દેવઋષિ, અને થશે રાજા જેહ;
તે સર્વ તુજને કહુ વિસ્તારી, તું સાંભળજે નિ સંદેહ. ૯
પારામરીચિ ભર્ગ ને, સુધર્માદિક બાર;
ગણ થાશે દેવકેરા, માન તુ નિર્ધાર. ૧૦
તેમનો મઘવા મહાબળી, સહસ્ર ચક્ષુવાળો;
વજ્રાયુધ ધરનાર પોતે, ગજ ચઢનાર વળી સુખાળો. ૧૧
એવો અદ્દભુત નામે ઇંદ્ર તે, થશે કોણ તે વાર;
ષડાનન વહ્નિપુત્ર જે, સ્વામીકાર્તિક નામે સાર. ૧૨
તે મન્વતરમાં તે થાશે, અદ્દભુત નામે ઇંદ્ર;
હવાં સપ્ત ઋષિઓ વર્ણુ હું, પછે વર્ણુ મહીંદ્ર. ૧૩
મેધાતિથિ, વસુ, સત્ય નામે, જ્યોતિષ્માન, દ્યુતિમાન,
સવન, હવ્યવાહન સહી, એ સપ્ત ઋષિ ગુણવાન. ૧૪
દક્ષપુત્ર નવમા મનુના, ધૃષ્ટકેતુ, બર્હકેતુ;
પંચહસ્ત, નિરામય, પૃથુશ્રવા, અર્ચિષ્માન રાજ્યના હેતુ. ૧૫
ભૂરિદ્યુમ્ન ને બૃહદ્રથ, થશે રાજપુત્રો જાણ;
મહીંદ્ર થઈ તે માણશે સુખ, સુણ ભૂદેવ સુજાણ. ૧૬
હવાં દશમા મનુકેરા મન્વતર, સાંભળિયે દ્વિજરાજ;
બ્રહ્મપુત્ર મતિમાન જે, દશમો મનુ મહારાજ. ૧૭
તેના મન્વતર મધ્યે, સુખાસન અને નિરુદ્ધ;
એમ બે પ્રકારના સુર થશે, સમજ ક્રૌષ્ટુકિ શુદ્ધ. ૧૮
ભવિષ્યકેરા મનુ મધ્યે, એ દેવો થાશે જાણ;
જે પ્રાણીમાં શત થનાર છે, તે સમે સુરમાં થશે નિર્વાણ. ૧૯
ઇંદ્રકેરા સર્વ ગુણથી, સયુક્ત થશે સુરેંદ્ર;
શાંતિ એવુ નામ તેનું, સમ્યક્ થશે દ્વિજેંદ્ર. ૨૦
તે સમયે સપ્ત ઋષિ જે, થશે ક્રૌષ્ટુકિ જાણ;
નામ તેનાં દેઉ ગણાવી, કરય તું પ્રેમેથી પ્રમાણ. ૨૧

આપોમુર્તિ, હવિષ્માન નામે, સુકૃતિ, સત્ય, નાભાગ;
અપ્રતિમ ને વસિષ્ઠ જાણો, સપ્ત ઋષિ મહાભાગ. ૨૨
સુક્ષેત્ર, ઉત્તમૌજા અને, વીર્યવાન ભૂરિષેણ;
શતાનિક, વૃષભ, અનમિત્ર નામે, થશે જયદ્રથ વરષેણ. ૨૩
ભૂરિદ્યુમ્ન, સુપર્વા નામે, થશે તે મનુના પુત્ર;
તે ભોગવશે રાજ્ય રિદ્ધિ, માંડીને ધરસૂત્ર. ૨૪
હવાં ધર્મકેરા સુનુ સાચા, સાવર્ણિ મન્વંતર નામ;
તે સુણ ક્રૌષ્ટુકિ એક ચિત્તે, કહું તેતણાં સહુ કામ. ૨૫
વિહંગમ કામગ નિર્માણરતિ એવા, થશે ત્રણ પ્રકારના દેવ;
તે પ્રત્યેક ગણ ત્રીશ ત્રીશકેરા, થશે જાણ તું એવ. ૨૬
નિર્માણરતિ તે માસ ને ઋતુ, દિવસ થાશે જાણ;
વિહંગમ એ ક્ષપા જાણો, કામગ મુહૂર્ત્ત પ્રમાણ. ૨૭
તેમનો પુરંદર પરાક્રમી, થાશે વૃષ એવે નામ;
હવિષ્માન, વરિષ્ટ, આરુણિ, નિશ્ચર, અનઘ, વિષ્ટિ મહાધામ. ૨૮
સપ્તમો અગ્નિતેજા થાશે, એ સપ્ત ઋષિ સુજાણ;
સર્વત્રગ, સુશર્મા અને, પુરુદ્વહ, દેવાનીક પ્રમાણ. ૨૯
હેમધન્વા, દઢાયુ ને, વિભાનુ નામ પ્રખ્યાત;
એ મનુકેરા પુત્ર થાશે, વિશ્વમાં વિખ્યાત. ૩૦
રુદ્રસુત સાવર્ણિ નામે, બારમો મનુ જેહ;
તેના સમયકેરા દેવ ઋષિ સહુ, સુણ થઈ નિ સદેહ. ૩૧
સુકર્માણ, સુમનસ ને હરિત, રોહિત, સુવર્ણ સાર;
એ દશ દશ ગણવાળા દેવ થાશે, જેહના પંચ પ્રકાર. ૩૨
મહાબલિષ્ટ ઇંદ્ર જે તેમનો, વાસવ ગુણસયુક્ત;
ઋતુધામા નામે થાશે, મહાસુરવર પુક્ત. ૩૩
દ્યુતિ તપસ્વી તપોમૂર્તિ, સુતપા તમોનિધિ નામ;
તપોરતિ તપોધૃતિ નામે, થશે સમર્ષિ મહાધામ. ૩૪
દેવવાન, દેવશ્રેષ્ઠ, વિદૂરથ, મિત્રવાન ને ઉપદેવ;
મિત્રવિદ આદિક પુત્ર થાશે, ભવિષ્ય મનુકેરા એવ. ૩૫
હવાં રૌચ્ય મનુ તેરમો, તેના સુણ રાજા ઋષિ;
દેવ સુરેંદ્ર સંભાળવું તુને, થા સુણી સમ્યક્ સુખી. ૩૬
સુધામાન ને સુકર્માણ નામે, સુશર્માણ એવા દેવ;
જે થશે તેના ઇંદ્ર ભાખું, સુણ તજી અહંમેવ. ૩૭
દેવસ્પતિ નામે મહાબળી, મહાવીર્યવાન વાસવ થાશે;
હવાં મુનિસત્તમ સુણજે તુ, જે સપ્તર્ષિ વદાશે. ૩૮

ધૃતિમાન, અન્યય, તત્વદર્શી, નિરુત્સક ને નિર્મોહ;
સુતપા, નિષ્પ્રકંપ નામે, થશે સમર્પિ આરોહ. ૩૯
ચિત્રસેન, વિચિત્ર, નયતિ, નિર્ભય, દ૬, સુનેત્ર;
ક્ષત્રબુદ્ધિ, સુવ્રત નામે, થશે પુત્ર પૃથ્વીનેત્ર. ૪૦
એ સર્વ મનુ વળી માગી લેશે, જોઈ સાંપ્રત મનુનું દુ:ખ,
પાપિષ્ટ પુરાણી નવ રાજ્ય અમારે, જોઈએ ધર્મ પ્રમુખ. ૪૧
આચરણ જોઇ પુરાણીનાં, ઈશ્વર અર્પશે તેહ;
જ્યારે દ્વિજજન પર દ્વેષ તજશે, ત્યારે વર્ષશે માહમેહ ૪૨
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, રૌચ્યાદિમન્વતર માંય;
ચતુર્નવતિતમોધ્યાય પૂરણ, થયો હરિકૃપાય. ૪૩
ઋષિકેરી કહું કથા, ઉત્પત્તિ રૌચ્યની જાણ;
દેવાદિક સહુ કહ્યા છે અહીં, પછે કેટલા મનુ પ્રમાણ. ૪૪
જે ભણે સુણે પાઠ કરે, તે તરે નર ને નાર;
હવાં ભાવિકેરો ભાવતો મનુ, રહ્યો એક નિર્ધાર. ૪૫
તે શ્રદ્ધા રાખી શ્રોતા વક્તા, સુણજો સર્વત્ર,
ભાવ હશે તો સ્વર્ગે જાશો, નીકર રેહશો અત્ર. ૪૬

વલણ.

અત્ર રેહશો પત્રવત થઇ, કોહશો સળશો રોજ રે;
પૂર આણી પવન તમને, ઉરાડશે રોજે રોજ રે. ૪૭



## કડવું ૧૯૫ મું.

### રાગ સામેરી.

નમુ ગુરુ ગુણનાયક દેવ, સાધુ ઉભયની સમ્યક્ સેવ;
તજી તનમનથી અહમેવ, પ્રસન્ન થાઓ ઉભય તતખેવ. ૧
શારદા માતાને કરુ પ્રણામ, કરો કૃપા મુને મહાધામ,
કામના માર્કંડેય કરવા પૂર્ણ, આઈ કરો વિઘન મમ ચૂર્ણ. ૨
અમ્બિકા દલિકાને સહાર, ભક્તિ વિપ્રની ધ્યાને ધાર;
નથી અર્થકાજે ઉદ્યોગ, કરવો પ્રાકૃત સસ્કૃતનો સજોગ. ૩
મોટુ કામ લીધુ મેં, માથે, જાણી મૂઢમતિ સાહો હાથે,
પૂર્ણ પ્રતિજ્ઞા માત કરાવે, આઈ તારો તો આ દ્વિજ કાહાવે. ૪
લોક લાડીલો કેહેતા આવે, સરસ્વતી ઉપાસક દ્વિજ કાહાવે,
એવું વેણ કરાવો સત્ય, માગુ અલ્પમતિ મહામત્ય. ૫

હવાં કરું કથાનો આરંભ, કરજે નાશ અરિકેરો દંભ;
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ સુણ, રૌચ્ય મન્વંતર મહાપુણ્ય. ૬
ઉંચુ મન કરે રખે તુંપ, આ મન્વંતર કહું હુપ;
રુચિ નામે પ્રજાપતિ પૂર્વે, અહંમમતા તજી અપૂર્વે. ૭
જેણે તજ્યાં નિદ્રા ને ભય, કરતા અટન અવનિપર મહાવ્રય;
તેને અગ્નિહોત્ર વિનાના જોઈ, જેને ઘરબાર કેરી નવસોઈ. ૮
કરતા ભોજન મળતું તેહ, આશ્રમ બાંધી ન રેહતા જેહ;
સંગ રહિત રેહતા સદા, જોયા તેના પિતૃએ તેને કદા. ૯
પિતૃઓ મળી સર્વે ભાખ્યા, તેમણે ગૃહસ્થના ધર્મ દાખ્યા;
પિતૃઓ કેહ સુણ તું પુત્ર, કેમ તેં માંડયું નથી ઘરસુત્ર. ૧૦
પુણ્યકારી પત્નીગ્રહણ કેમ, કર્યો નથી ધરી શા વેહેમ;
સ્ત્રી પરણીને ગૃહસ્થ થાવું, છે એ હેતુ સ્વર્ગ મુક્તિએ જેને જાવું. ૧૧
નિરંતર સ્ત્રી રહિત રેહેતા જેહ, પડે તે બંધનમાં નિઃસંદેહ;
ગૃહસ્થાશ્રમી નર નિર્વાંણ, સમસ્ત સુર ઋષિ પૂજે જાણ. ૧૨
પિતૃ અતિથિ પૂજે તેહ, તેવડે પરલોકે સુખી કરે દેહ;
'સ્વાહા' ઉચ્ચારે કરી દેવ, કરે 'સ્વધા' ઉચ્ચારે પિતૃની સેવ. ૧૩
અતિથિ ભૂતાદિક જેહ, અન્ન અર્પે આનંદે તેહ;
તો કયમ તું રહ્યો આમ, ન સાધ્યું અમારા ઋણનું કામ. ૧૪
મનુષ્યઋણ જાળવી ન જાણ્યુ, દેવઋણ પુરું ન પિછાણ્યું;
ભૂતાદિકઋણ તુ ભૂલી ગયો, દિન દિન પ્રત્યે બંધાઈ ક્યાં રહ્યો. ૧૫
પુત્ર ઉત્પન્ન કર્યા પાખે, અલ્યા નાકે તુને કોણ રાખે;
દેવ પિતૃ ને ભૂતાદિક, તેં તૃપ્ત કર્યાં ન ઠીકાઠીક. ૧૬
તોય મૃઢપણાથી શુ, રુડી ગતિ વાંચ્છે છે તું;
હે પુત્ર માનકું અમારુ એવું, કહીએ સુણ તને છે જેવું. ૧૭
તારે આ જન્મે મૃત્યુલોકે, રેહેવું પડશે ભોગવી દુઃખ શોકે;
મૃત્યુ થયા પછી નિર્વાણ, થઈશ તુ નરક ભોક્તા પ્રમાણ. ૧૮
આવી મળશે અન્ય જન્મે દુઃખ, નહિ કોઈ જુએ તારું મુખ;
રુચિ કહે સુણો પિતૃદેવ, જે કરવો સંસાર ધરી અહમેવ. ૧૯
તે મહાદુઃખ ને પાપકેરો, સમજ્યો સાચેસાચો એ ફેરો;
છે અધોગતિનું કારણ એહ, થયો હું પૂર્વથી નિઃસંદેહ. ૨૦
એમ સમજી પાણિગ્રહણ નથી કર્યું, એમાં શું પુણ્ય મેં મારું હર્યું?
હું જે પ્રાણાયામ કરીને જાણ, કરું છું આત્માસંયમ પ્રમાણ. ૨૧
તે મુક્તિ આપનારું નિર્ધાર, નવ તારે કદાપિ નાર;
સ્ત્રીપાણિગ્રહણ કરવાથકી, આત્મસંયમ રેહ નવ ટકી. ૨૨

મમતા રૂપ કર્દમે ખરડાયો જેહ, થયો અજાણ આત્મા એહ;
તેને ત્યાગી પુરષો ચિત્તરૂપ જળે, નિસદિન ધૂએ મહાબળે. ૨૩
એહ માર્ગ ઉત્તમ મેં માન્યો, નથી વેદાદિકમાં કંઈ એ છાનો;
અનેક જન્મથી સિંચાયલો જેહ, કર્મરૂપ કર્દમે ગુંદાયલો એહ. ૨૪
આત્મા જેહ મોટો અપાર, તેને ઇંદ્રિજીત જાણે નિર્ધાર;
પછે સમ્યક વાસનાજળે તેને, જાણે ધોવો જોઇએ જેને. ૨૫
કેહ પિતૃ ઇંદ્રિયજીત નરે, જોઇએ આત્મા ધોવો એવું ધરે ઉરે;
એહ ખરી કથા કહી તેં સુત, પણ જે તુ પથે ચાલેછે તે છે વૃત, ૨૬
નથી ઘટિત મારગ એહ, તેનો ટાળ સાંભળ સંદેહ;
ફલેચ્છા કર્યાવિના ઋણ પાંચ, સ્વાધીન કરવાં તારે સાચમાચ. ૨૭
પૂર્વ કર્મથી ઉપજેલા જેહ, ભલા ભુંડાં ફળ તો તેહ;
ભોગવવાવડે નિર્વાણ, પાપનાશક થાય પ્રમાણ. ૨૮
એ પેર ફલેચ્છા વિહીન, અહેતુક કર્મ કર્યે થવાય ન દીન;
એમ ધાર્યે બધનમાં ન પડાય, ગૃહસ્થધર્મે ન કાંઈ અડાય. ૨૯
જે નરે પૂર્વજન્મે કરેલાં પાપ, પુણ્યફળ સુખદુ ખ અમાપ;
જે પ્રાપ્ત થાયે છે પ્રમાણ, તે ગેજ ભોગવ્યાથી નિર્વાણ ૩૦
થાય પૂર્વકેરાં કર્મનો ક્ષય, એમ માન્યો શાસ્ત્ર પુરાણે ઉદય;
વિવેકીજન તો એવી રીત, કરે આત્માશુદ્ધિકેરી પ્રતીત. ૩૧
વળી કરે રક્ષણ આત્માનું એમ, સદા સર્વદા ધારી ક્ષેમ;
કિંતુ અવિવેક ધરી સુત, પાપ રૂપ કર્દમે લેપાય ન નૂત. ૩૨
રુચિ કેહ સુણો પિતૃદેવ, વેદે કર્મમાર્ગ અવિદ્યા કહી છે એવ;
તો તમે કેમ કરો ઉપદેશ, કર્મ માર્ગે કરાવવા પ્રવેશ. ૩૩
પિતૃઓ કહે તારી જે વાત, સર્વ સાચી છે પ્રખ્યાત;
કર્મ એ અવિદ્યા પણ સત્ય, અસત્ય નથી હે અપત્ય. ૩૪
કિંતુ વિદ્યા પ્રાપ્તિ કરવાનો હેતુ, માન્ય નિશ્ચય કર્મ એ તુ;
વિહિત કર્મ ન કરવાવડે, અસત પુરુષો સયમે અડે. ૩૫
એ સયમ મુક્તિ ન આપે જાણ, નાખે અધોગતિએ નિર્વાણ;
હે સુત વિહિત કર્મનો કરી ત્યાગ, તુ માને થયો મનથી મહાભાગ ૩૬
તું કરું આત્માને શુદ્ધ સ્વરૂપી, પણ ખરુ જોતાં તુ કરે કુરૂપી;
તુ તેનો લોપ કરવાવડે, ઉપજેલા પાપે લેપાઈ પડે. ૩૭
મુક્તિપુર સર યોજ્યું વિષ, તેની પેરે કરી કહ્યું મિષ;
અવિદ્યા યોગ્ય જો હોય, તો નર ઉપકારકારી થાય સોય. ૩૮
કિંતુ અવિવેકે જો યોજાય, તો તો સત્ય બધને પડાય;
એમ છે માટે સુત સાક્ષાત, કર વિધિપૂર્વક પાણિગ્રહણની વાત. ૩૯

પરલોક સિદ્ધિ કર્યો વિના તારો, જન્મ અફળ જાએ સારો;
રુચિ કેહ હો પિતૃદેવ, હું વયવૃદ્ધ થયો છું એવ. ૪૦
તેની કરે કયી કન્યકા સેવ, કોહો કોણ દે કન્યા તતએવ;
પરણવી પત્ની દરિદ્રી નર, છે હે પિતૃઓ તે દુષ્કર. ૪૧
પિતૃઓ કેહ સુત તુંય, અમારું વચન માને ન શુંય;
કેહ તેથી પડવું પડશે અમારે, તું તેણે અધોગતિ નિશ્ચય ધારે. ૪૨
માર્કંડેય કેહ મુનિસત્તમ, એ રીતે વચન કહી ઉત્તમ;
તેના પિતૃઓ આવ્યા હતા જેહ, તે તેના દેખતાં નિઃસંદેહ. ૪૩
જેમ વાયુએથી દીવો ઓલાય, તેમ એકાએક અદર્શ ત્યાં થાય;
આવું આવું પુરાણી ગાય, કર્મપુચ્છ સાહી મકલાય. ૪૪
કરે ઘેર ઉતરવા દૃઢ ભાવ, સાધી લે સધાય તેટલો દાવ;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, રુચ્યુપાખ્યાને પ્રમાણે. ૪૫
થયો પંચ નવતિતમોધ્યાય, જે દ્વિજ પુરાણી કાજે ગાય.

વલણ.

દ્વિજ પુરાણી કાજે ગાય નિશ્ચે, પુરાણકેરી પેર રે;
માધવ ઉમાધવ દ્વિજ ઉપર, કરશે સમ્યક મેહર રે. ૪૬

## કડવું ૧૬૬ મું.
### રાગ ધનાશ્રી.

માર્કંડેય કેહ દ્વિજરાજ જી, કથા કહું હું તારે કાજ જી;
રુચિને પિતૃવેણે થયો ખેદ જી, સર્વાંગે થયો અતિ પ્રસ્વેદ જી. ૧

ઢાળ.

પ્રસ્વેદ ચાતો અંગ અતિશે, રુચિને નિર્વાણ;
તે દ્વિજકન્યા ઇચ્છતો, ફરતો સકળ પૃથ્વી પ્રમાણ. ૨
કિંતુ કન્યા તેહને, નવ મળી કંઇથી વિપ્ર;
પિતૃવચનરૂપી અગ્નિ જેને, ક્ષણ ક્ષણ લાગ્યો ક્ષિપ્ર. ૩
તેવડે બળતો નથી ઠરતો, ઉદ્વેગ ધરતો મન;
ચિંતા ચતુર કરતો ઘણી તે, હું શું કરુ કેહ અનુદિન. ૪
હું કયાં જાઉં ને કયાં રહું, કયમ મળે સત્વર નાર;
પાણિગ્રહણ કરું કેઇપેરે, જેણે પિતૃઉદય થાય નિર્ધાર. ૫
એ રીતે વિચાર કરતાં, તે મહાત્માને ત્યાંહી;
અતિ સૂઝી સટ લેઈ, જાવું કમળભૂ જ્યાંહી. ૬

આ દેહવડે કયમ ત્યાં જવાયે, એમ વળી આવતો વિચાર;
પછે બ્રહ્માકેરું આરાધન કરવા, કર્યો તેણે નિર્ધાર. ૭
આસન વાળી સુખ ટાળી, બેઠો વિધિ આરાધવા;
નિયમ પાળી યમ ધારી, બેઠો નારી માગવા. ૮
શત સંવત્સર સુરકેરા, તે કરતો તપ નિર્વાણ;
જોઈ દુઃખી તેને રીઝિયા, પછે પરમેષ્ટી પ્રમાણ. ૯
જે જગતપિતામહ બ્રહ્મ ભારે, તેણે આપિયું દર્શન;
માગ્યરે માગ્ય એમ કહ્યું મુખથી, હું થયો છું પ્રસન્ન. ૧૦
તવ જગતકેરી ગતિકર્તા, જોયા બ્રહ્માદેવ;
શિરસાષ્ટાંગ નમી તેને, કરતો રુચિ સમ્યક સેવ. ૧૧
પિતૃકેરા વેણથી જે, કરવાની ઇચ્છા હતી;
તે મનસા પોતાતણી, વિધિ પાસ કરતો છતી. ૧૨
તેનું ઇચ્છિત સર્વ સાંભળી, રુચિ દ્વિજને કેહતા દેવ;
વદ્યા બ્રહ્મા ભાવશું, તું પ્રજાપતિ થઈશ તતખેવ. ૧૩
તારે પ્રજા ઉપજાવવી, કરવા પુત્ર ઉત્પન્ન;
કર્મ કરતાં અધિકારવાળો, તું સિદ્ધિપ્રાપ્ત થઈશ પાવન. ૧૪
તારા પિતૃઓએ કહ્યું તુજને, તે પ્રમાણે કર નારી;
એ મનોરથનું ધ્યાન ધરીને, કર પિતૃપૂજા ભારી. ૧૫
એમ સંતોષાશે પિતૃ તારા, ત્યારે તુંને આપશે પત્ની પુત્ર;
પિતામહ સંતોષાયલા તે, મડાવી દે ઘરસત્ર. ૧૬
તે મનવાંચ્છિત સર્વ આપે, એમ વદે વેદ પુરાણ;
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ એવી, અવ્યક્તજન્મ ભાખે વાણ. ૧૭
એવું વચન બ્રહ્માનું સુણીને, તે દ્વિજ ગયો સરિતાતીર;
એકાંત સ્થળપર બેશી તેણે, પિતૃતર્પણ કર્યું ધરી ધીર. ૧૮
ભક્તિએ કરી નમાવ્યા છે, ઉભય જેણે સ્કંધ;
તેને અપૂર્વ આદરે કરી, તોડ્યા અન્ય ધર્મના બંધ. ૧૯
એકાગ્રચિત્ત કરી અહરનિશ, આ સ્તોત્ર વદતો મુખ;
તેને સ્તુતિ કરી જે પેર તે હું, સમ્યક જાણું સુખ. ૨૦
રુચિ કહે જે દેવથી પણ, ઉર્ધ્વ લોકે વસતા;
એવા પિતૃને હું ભક્તિભાવે, કરું નમસ્કાર ઉલ્લસતા. ૨૧
છે સ્વધા શબ્દ જેના અંતમાં, એવા મંત્રે કરી નિર્વાણ;
શ્રાદ્ધ સમયે શક્ર જેનું, તર્પણ કરે પ્રમાણ. ૨૨
ભોગવૈભવ વા મુક્તિઇચ્છક, જે મહર્ષિ કેહવાય;
મનોમય શ્રાદ્ધે કરી જેમનું તર્પણ, સ્વર્ગે કરે સુખદાય. ૨૩

નમસ્કાર તે પિતૃઓને, મારો સદા સર્વદા હોય;
સ્વર્ગે શ્રાદ્ધ સમયે સિદ્ધ લોકો, જેને વીસરે નવ સોય. ૨૪
સર્વ અનુત્તમ દિવ્ય બલિદાને, જેમણે તૃપ્ત કરતા સાર;
તેવા પવિત્ર પિતૃને સદા, હું કરું નમસ્કાર. ૨૫
આત્યંતિક સિદ્ધિને વાંચ્છતા, તે વળી સર્વ કરતાં શ્રેષ્ટ;
એવા ગુહ્યકો પિતૃભક્તિએ, સહુ ત્યાગતા દુઃખ નેષ્ટ. ૨૬
શુદ્ધ અંતઃકરણ કરીને, જેનું કરે પૂજન અપાર;
તેવા પિતૃને ભક્તિ સહિત, હું કરું નેહે નમસ્કાર. ૨૭
અભીષ્ટ જનને પુષ્ટિ દાતા, જે પિતૃ કેરું શ્રાદ્ધ;
તેસમયે શ્રદ્ધાપૂર્વક સહુ, જગતી પરના જન તજી બાધ. ૨૮
પૂજન કરે છે પ્રેમથી અતિ, સર્વથી શ્રેષ્ઠ માની નિર્ધાર;
તેવા પિતૃને ભાવેકરી હું, કરું નમી નમી નમસ્કાર. ૨૯
ઇચ્છિત અભીષ્ટ મનોરથ પૂરનારા, પ્રજાપતિપણું આપનારા જેહ;
જે પૃથ્વીપર પૂજાય છે અતિ, થઈ પિતૃદેવ નિઃસંદેહ. ૩૦
જન પ્રેમ અતિશે ધરે જે પર, તે પિતૃદેવને વારંવાર;
હું ક્ષેમ થાવા વેહમ તજીને, કરું નિરંતર નમસ્કાર. ૩૧
અરણ્યવાસી મિતાહારી, જેણે તપે પ્રક્ષાલ્યાં પાપ;
એવા ઋષિઓ વનમાં ઉપજેલાં, જે પુષ્પફળ અમાપ. ૩૨
તેવડે શ્રાદ્ધમાં શ્રદ્ધાપૂર્વક, કરે પૂજન જેનું અવિધાર;
તેવા પિતૃને નેહે કરી હું, કરું વારંવાર નમસ્કાર. ૩૩
નૈષ્ઠિકવ્રતને આચરનારા, મન સ્વાધીન કરતા જેહ;
એવા બ્રહ્મમુનિ પણ સદા જેનું, કરે શ્રાદ્ધ રહિત સંદેહ. ૩૪
તે સમાધિયેકરી શ્રાદ્ધ કરતા, નિત્ય પ્રતિપૂજી પામતા પાર;
તેવા પિતૃસત્તમને સદા હું, કરું નેહે નમસ્કાર. ૩૫
ત્રિલોકીમાં ફળ આપનાર, જે પિતૃઓને સહુ ક્ષત્રિય સાર;
કરે તૃપ્ત વિધિપુરઃસર કવ્યે, તેને હું કરું નમસ્કાર. ૩૬
સ્વકર્માસક્ત જે વૈશ્ય કાહવે, તે પુષ્પ ધૂપ અન્ન ને વાર;
ઇત્યાદિવડે કરે પૂજન જેનું, તેવા પિતૃને કરું નમસ્કાર. ૩૭
જે મહીપર કેવાય સુકાલિન નામે, શૂદ્રે શ્રાદ્ધે અર્ચિયા અપાર;
ભક્તિ ભાવેકરી અહોનિશ, તેવા પિતૃને કરું નમસ્કાર. ૩૮
પાતાલવાસી અસુરોએ, તજ્યો દંભ મદનો ભાર;
તે શ્રદ્ધાએ સ્વધાહારી પૂજે, કરું તેવાને નમસ્કાર. ૩૯
મનોરથ સિદ્ધિને ઇચ્છતા, નાગલોક રસાતળ માંય;
સર્વ ભોગવાળાં વિવિધ શ્રાદ્ધે, કરી પૂજે પિતૃ જ્યાંય. ૪૦

અર્ચન કરે અવિધાર તેનું, એક ધરી શ્રાદ્ધ મન મોઝાર;
તેવા પિતૃઓને સદા મારો, હો નેહે નમસ્કાર. ૪૧
તે લોકે ભોગ સંપત્તિયુક્ત, સર્વ લોક વિધિપુરઃસર સાર;
તૃપ્ત કરે મંત્રવાળાં શ્રાદ્ધોએ, કરું તેવા પિતૃને નમસ્કાર. ૪૨
સુરલોકમાં અંતરિક્ષમાં, જે મહીતળે વસે સાક્ષાત;
સુરાદિક પૂજન કરે જેનું, નમું તેવા પિતૃને વિખ્યાત. ૪૩
મેં અર્પેલું ભાવે અભાવે, તે ગ્રહણ કરજો સર્વ;
જે મૂર્તિરહિત ને સૂક્ષ્મરૂપી, તજી વનમાં વસતા ગર્વ. ૪૪
યોગીજન નિર્મળ ચિત્તે જેનું, પૂજન કરે પ્રમાણ;
દુઃખનાશક હેતુ ધારી, નમું તેવા પિતૃને નિર્વાણ. ૪૫
સ્વધાએ ભોગ કરનારા પિતૃ, જે સ્વર્ગે રહ્યા મૂર્તિમાન;
કામ્યક ફળની ઇચ્છા રાખી, કરે યજન તેમનું ગુણવાન. ૪૬
તેને અભીષ્ટ પદાર્થ સમર્થ આપે, એવા જે અતુલ બળવાન;
કરે નિરિચ્છાએ પૂજન ભોજન, તો તેને મુક્તિ આપે ગુણવાન. ૪૭
તેવા પિતૃને પ્રણામ કરું, હું નેહે વારંવાર;
સર્વ સંકષ્ટથી ઉદ્ધારજો, મુને આ સમે નિર્ધાર. ૪૮
આ મારા તર્પણ વિધિમાં, સહુ પિતૃ સંતોષાઓ;
જે અભિલાષીના અભિલાષ પૂરે, એવા કૃપાળુ થાઓ. ૪૯
સુરપણું ને ઇંદ્રપણું, એથી અધિક વૈભવ આપે;
જે પુત્ર પશુ બળ મંદિર આપે, કષ્ટ કૂડાં કાપે. ૫૦
જે ચંદ્રકેરા કિરણમાં, સૂર્યબિંબમાંહે જાણ;
ઉજ્વળ વિમાને વાસ વસતા, સદા સર્વદા પ્રમાણ. ૫૧
તે પિતૃઓ આ શ્રાદ્ધ મધ્યે, અર્પેલા અન્ન જળે આજ;
ગંધાદિકે કરી પુષ્ટી પામો, થાઓ તૃપ્ત પિતૃ મહારાજ. ૫૨
જે અગ્નિમાં હવિષ હોમે, તૃપ્તિ પામે પૂર;
જે દ્વિજશરિરમાં વાસ વસીને, ભોજન કરે મધૂર. ૫૩
જે પિંડદાને હર્ષ પામે, તે પિતૃ આજે સર્વ;
આ અર્પેલા શ્રાદ્ધે કરી, અન્નજળથી પામો ધર્વ. ૫૪
ગેંડાકેરા આમિષવડે, ઉત્તમ મહર્ષિઓ જાણ;
દિવ્ય મનોહર સુરપ્રિય જે, શ્યામ તિલ નિર્ધાર. ૫૫
ત્યમ સમયપર જે શાક મળતું, તેવડે જેને કરાય પ્રસન્ન;
તે પિતૃ આ સ્થળમાં સદા, મુજપર રીઝો મહામન. ૫૬
જે સુરે અર્ચેલા પિતૃને, અતિ પ્રિય કવ્ય નિર્ધાર;
તે સમાન મેં અર્પેલાં સહી, થાઓ કુસુમ ગંધ ને આહાર. ૫૭

સવ દર્શતિથિએ અષ્ટમીએ, સાંવત્સરિક શ્રાદ્ધ મોઝાર;
નાંદીશ્રાદ્ધે થાય જેનું, પરમ પૂજન અવિધાર. ૫૮
પૃથ્વીપર પ્રત્યેક દિવસે, જે ગ્રહણ કરે પૂજન;
તે મારા પિતૃ આ શ્રાદ્ધથી, થઇ તૃપ્ત થાઓ પ્રસન્ન. ૫૯
તે દ્વિજપૂજ્ય સમયે છે, ઉજ્વળ કમળ સમાન;
મૃગલાંછન વિણુ ચંદ્ર જેવા, કોઈ કેહે મહાન. ૬૦
ક્ષત્રિયજનને જેહ છે, પ્રગટતા પ્રભાકર જેવા;
જે વૈશ્યને સુવર્ણ સરખા, શુદ્ધ કેહેવા એવા. ૬૧
ગળી જેવા રંગના જે, શૂદ્રને નિર્વાણ;
તે પિતૃઓ મેં નિવેદેલાં, પુષ્પ ગંધ ધૂપ પ્રમાણ. ૬૨
અન્નજળ આદિક ને, અગ્નિ વિષે કરિયો હોમ;
તેવડે થઈ પ્રસન્ન મુજને, સંતોષાઓ પિતૃ સોમ. ૬૩
હું સદા સર્વદા તેમને, કરું પ્રેમ ધરી પ્રણામ;
જેઓ તૃપ્ત થવાને કારણે, સુરે પૂર્વે ગ્રહેલાં તમામ. ૬૪
પછી અર્પણ કરેલા કવ્યાન્નનું જે, ભોજન કરતા મહાન;
તૃપ્ત થયેલા જે તેવડે, આપી વૈભવ કરે સ્વસમાન. ૬૫
તે કરેલા આ શ્રાદ્ધમાં, થાઓ તૃપ્ત સમ્યક પેર;
હું પ્રણામ કરીને સદા વાંચ્છું, તે પિતૃદેવની મેહેર. ૬૬
જે યાતુધાન ભૂત ભયાનક અસુરનો, કરે પ્રજાઅશુભનો નાશ;
જે પ્રથમ મનાએ દેવમાં, જેને પુરંદર પૂજે પ્રકાશ. ૬૭
તે આ મારા શ્રાદ્ધે તૃપ્ત થાઓ, મારા માની લ્યો પ્રણામ;
મેં તૃપ્ત કરિયા જેહને, એવા અગ્નિષ્વાત્તા નામ. ૬૮
બર્હિષદ, આજ્યપા ને, સોમપા પિતૃ દેવ;
આ મારે શ્રાદ્ધે તુપ્તિ પામો, કર્યું મેં શ્રાદ્ધ તજી અહમેવ. ૬૯
અગ્નિષ્વાત્તા પિતૃગણ જે, રક્ષણ કરો પ્રાચી દિશા;
બર્હિષદ દક્ષિણ દિશામાં, પશ્ચિમે આજ્યપા રક્ષો નિશા. ૭૦
સોમપા ઉત્તર દિશામાં, રક્ષણ કરો નિર્ધાર;
અર્યમા ઉર્ધ્વ રક્ષણ કરજો, કવ્યવાડનલ અધોએ આ વાર. ૭૧
યાતુધાન ભૂત પિશાચથી, અસુર દોષથી સર્વ દિશાય;
રક્ષણ કરજો પિતૃઅધિપતિ, હે યમ વીરા વશાય. ૭૨
વિશ્વ, વિશ્વભુક આરાધ્ય ને, ધર્મ, ધન્ય, શુભાનન સાર;
ભૂતિદ, ભૂતિકૃત્ અને ભૂતિ, એ નવ ગણ પિતૃના નિર્ધાર. ૭૩
કલ્યાણ, કલ્પદ, કર્ત્તા અને કલ્પ, કલ્પાંતરાશ્રય નામ;
પાપરહિત કલ્પહેતુ, એ પદ્ ગણ, મહાઉદ્દામ. ૭૪

વર, વરેણ્ય, વરદ, પુષ્ટિદ, તુષ્ટિદ વિશ્વપાતા જેહ;
ધાતા સહિત છે સપ્ત ગણ એ, ક્રૌષ્ટુકિ નિઃસંદેહ. ૭૫
મહાન, મહાત્મા, મહિત ને, મહાબળ ને મહિમાવાન;
એ પાપ નાશક પિતૃકેરા, છે પંચ ગણ મહાન. ૭૬
તે પેર સુખદ, ધનદ, ધર્મદ, ભૂતિદ એવા ચાર;
પિતૃકેરા ગણ ગણાવ્યા, પુરાણમાં નિર્ધાર. ૭૭
એકત્રિંશ એવા પિતૃકેરા, ગણ નામથી ગણાય;
તે અખિલ વિશ્વમાં રહ્યા વ્યાપી, જે શ્રાદ્ધથી સતોષાય. ૭૮
તે સહુ તૃપ્ત થઈ સતોષ પામો, કરો સદા મજ કલ્યાણ;
જો જાણે પુરાણી સ્તુતિ આવી, તો લેવા ન રુચિ દેહ પ્રાણ. ૭૯
ન કરે તો પછે પિતૃ, કરજો ગમે તેમ દેવ;
તજો દ્વિજ પરનું વૈર તો, લેજો માની સમ્યક સેવ. ૮૦
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, રુચ્યુપાખ્યાને પ્રમાણ;
*પણ્ણવતિતમોધ્યાય થયો પૂરો, જેમાં પિતૃનાં વખાણ. ૮૧

વલણ.

વખાણ જેમાં પિતૃકેરાં, એવો અધ્યાય થયો પૂર્ણ રે;
ભટ પ્રેમાનંદ કાંઈ ન જાણે, અધ હરિકૃપાએ થયો ચૂર્ણ રે. ૮૨

## કડવું ૧૬૭ મું.

રાગ મેવાડો.

માર્કંડેય કેહ સુણ ક્રૌષ્ટુકિ રે, કરી સ્તુતિ એ પેર;
રુચિએ એક મને રે, ત્યારે પિતૃદેવે કરી મેહર. ૧
તે દ્વિજકેરી કને રે, વ્યોમે વ્યાપ્ત થયેલ જાણ;
સમુદાય મહાતેજનો રે, ત્યાં તો પ્રકટ થયો નિર્વાણ. ૨
અખિલ વિશ્વ આચ્છાદીને રે, જે મહાન રહેલું તેજ,
તે નીરખી ઘુટણથી નમી રે, પડિયો પૃથ્વી આણી હેજ. ૩
સ્તુતિ કરે રુચિ ઘણી રે, એક ભાવે જોડી હાથ;
રુચિ કહે પિતૃદેવતા રે, આવ્યા અચલા સહુ સાથ. ૪
મૂર્ત્તિ રહિત મહાત્મા રે, પ્રજ્વલિત તેજસ્વી ધ્યાનાસક્ત;
જેનાં દિવ્યચક્ષુ દીપતાં રે, હું નમી થઉં સદાનો ભક્ત. ૫

* છણ્ણમો

ઇંદ્રાદિક દેવતા રે, દક્ષ મારીચ સપ્તર્ષિ જાણ;
રહ્યા બીજાતણા રે, નેતા શોભિતા પ્રમાણ. ૬
મનોરથ પૂરણ કરો રે, સુરનરનો પિતૃદેવ;
નમન હું ભાવે કરું રે, તજી તન મનથી અહમેવ. ૭
મન્વાદિ મુનિ મહારે, સવિતા, શશિ સુજાણ;
અષ્ટવસુ દેવતા રે, યમ, અશ્વિનીકુમાર પ્રમાણ. ૮
પિતૃઓ તેતણા રે, જળ જલધિએ વ્યાપ્તમાન;
હું એવા દેવને નમું રે, જેને શાસ્ત્રે માન્યા મહાન. ૯
નક્ષત્ર, ગ્રહ અને રે, વાયુ, વહ્નિ ને વ્યોમ;
અંતરિક્ષ આદિતણા રે, પિતૃઓ પૂરા અખિલ ભોમ. ૧૦
કરજોડી તેમને રે, કરું નેહે નમસ્કાર;
દેવર્ષિઓતણા રે, જેહ ઉત્પન્નના કરનાર. ૧૧
સહુ જને વદિયારે, નિરંતર અક્ષય આપણહાર;
એવા પિતૃદેવને રે, કરું હું નેહે નમસ્કાર. ૧૨
પ્રજાપતિ કશ્યપ મુનિ રે, ચંદ્ર, વરુણ આદિક દેવ;
યોગીશ્વર સર્વની રે, કરું હું હસ્ત જોડીને સેવ. ૧૩
સપ્તલોકે રહ્યા રે, સપ્તગણ રૂપે મહાન;
છે જેને ચક્ષુ યોગના રે, એવા સ્વયંભૂ બ્રહ્મા ગુણવાન. ૧૪
નમુ હું તેમને રે, થાઓ પિતૃદેવ પ્રસન્ન;
ચતુર ચંદ્રતણા રે, જેહ આધારભૂત ઉત્પન્ન. ૧૫
યોગમૂર્ત્તિ મહા રે, એવા પિતૃગણને આજ;
જગતપિતા ચંદ્રને રે, નમુ થાવા મારું કાજ. ૧૬
અન્ય અગ્નિ રૂપી રે, જે જે પિતૃઓ કેહવાય;
નમન કરું તેમને રે, જેથી સુખ શાંતિ અતિ થાય. ૧૭
કારણ એમ કરવાતણું રે, હું આજ કરું વિખ્યાત;
છે સમગ્ર વિશ્વતણા રે, આધાર સોમ અગ્નિ પ્રખ્યાત. ૧૮
જે તેજ ને જળ વિષે રે, છે ચંદ્ર સૂર્ય મહાન;
મહાપાવકતણી રે, રહી મૂર્તિઓ દેદીપ્યમાન. ૧૯
જે જગત રૂપી મહા રે, ભણે બ્રહ્મરૂપી નિગમ જાણ;
એવા સહુ યોગીને રે, વળી કરી પિતૃઓને પ્રમાણ. ૨૦
હું સ્થિર ચિત્તે કરી રે, વારંવાર નમું નિર્ધાર;
સ્વધાભક્ષક સદા રે, થાઓ પ્રસન્ન મુજને આવાર. ૨૧
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ રે, એ પેરે સ્તવિયા જે દેવ;
દશે દિશાવ્યાપી રહ્યા રે, કરતા પ્રકાશ પૂરણ તતખેવ. ૨૨

એવા પિતૃઓ નીકળ્યા રે, એકાએક બાહર ત્યાંય;
રચિએ સુમન ઘણાં રે, ગંધાદિક નિવેદ્યાંતાં જ્યાંય. ૨૩
અલંકૃત તેવડે રે, ઊભા સ્વયં પાસે પિતૃદેવ;
રચિએ નેહે નિરખિયો રે,કે મહામુનિ રીઝયો તતખેવ. ૨૪
પુનઃ ભકિતવડે રે, કરતો હસ્ત જોડી પ્રણામ;
પ્રત્યેકને ઓળખી રે, વારંવાર ઉચરતો આમ. ૨૫
તમને નમન કરું રે, વળી કરું તમને નમસ્કાર;
એમ મહાભાવથી રે, કેહવા લાગ્યો વારંવાર. ૨૬
વરંબ્રૂહિ* બોલિયા રે, ત્યારે નેહે નમિયો તેહ;
શિરસાષ્ટાંગ કરી રે, તે બોલિયો તે કહું અહીંએ. ૨૭
હસ્ત જોડી રચિ કેહ રે, અધુના મુજને બ્રહ્માદેવ;
પ્રજા ઉપજાવવા રે, કહ્યું છે સત્વર તજી અહમેવ. ૨૮
આજ્ઞા પાળવી તેમની રે, માનવી પિતૃદેવો સાર;
માટે પ્રજા ઉપજે સહી રે, એવી અર્પો મુજને નાર. ૨૯
મહાભાગ્યવતી રે, ઇચ્છું દિવ્ય દારા હું;
પિતૃઓ કવે રે, શું સુત એવું ઇચ્છે તું. ૩૦
તો મન આનંદદા રે, મળો અહિયાં પત્ની આજ;
વાર થાઓ નહિ રે, એમ વદ્યા પિતૃ મહારાજ. ૩૧
તે નારી વિષે રે, જે થશે તુજથકી પુત્ર ઉત્પન્ન;
તે મહામનુ થશે રે, જે કરશે જગ પાવન.† ૩૨
તે મન્વંતરાધિપતિ રે, થશે બુદ્ધિવાન ને ગુણવાન;
તારા અભિધાનથી રે, તે તો ઓળખાશે મહાન. ૩૩
રૌચ્ય રુચિનો જશ વર્તાશે રે, ત્રણ લોકની માંય;
પ્રસિદ્ધ પૂરો થશે રે, બાકી નહિ રેહ તેમાં કાંય. ૩૪
તેના પુત્ર ઘણા થશે રે, તે પણ થશે મહાબળવાન;
પરાક્રમી પૂરા થઈ રે, પૃથ્વી પાલન કરશે મતિમાન. ૩૫
ધર્મજ્ઞ તું સદા રે, થઈશ પ્રજાપતિ પ્રમાણ;
ચાર પ્રકારની રે, પ્રજા ઉપજાવીશ સુખાણ. ૩૬
વળી કર્મને વિષે રે, સમાપ્ત કરી કારવી અધિકાર;
મેળવીશ સિદ્ધિ મહા રે, પછે આનંદીશ અપરમપાર. ૩૭
જેનર ભકિતએ કરી રે, સ્તુતિ આ સ્તોત્રે કરશે સાર;
તેના પર પિતૃ સહુ રે, અમો પ્રસન્ન થઈશું નિર્ધાર. ૩૮

---

* 'માંગ માંગ' અથવા વરદાન માંગ † પાઠ. "જે નિરખી થશે સર્વે પ્રસન્ન."

સંતુષ્ટ થઈ તેહને રે, અરપશું ભોગ યોગ પાવન;
આત્મજ્ઞાન ઉત્તમ સહી રે, આપીશું નિરોગિતા અનુદિન. ૩૯
ધન અતિ અર્પીશું રે, વળી પુત્રપૌત્રાદિક પ્રમાણ;
જેને ઈચ્છા જેતણી રે, તેણે આ સ્તોત્ર જપવો જાણ. ૪૦
પ્રસન્ન અમો થઉં રે, આ સ્તોત્રે કરી અપાર;
શ્રાદ્ધ જમતા દ્વિજકને રે, આ સ્તોત્ર ભણે જે સાર. ૪૧
પ્રીતિ અમને ઉપજે ઘણી રે, થઉં પ્રગટ તે શ્રાદ્ધ મોઝાર;
અનુરાગ આણીને રે, રહું વશી તે ઠાર. ૪૨
વળી આ સ્તોત્રથી રે, અમને અક્ષય મળશે શ્રાદ્ધ;
એમ પ્રાપ્ત પૂરું થશે રે, શ્રાદ્ધકર્મ રહિત અબાધ. ૪૩
આ સ્તોત્ર ભણવાથકી રે, જો શ્રાદ્ધ શ્રોત્રિયવિનાનું હોય;
હોય જો પાપિયુ રે, અઘટિત દ્રવ્ય ઉપાર્જેલુ સોય. ૪૪
વિપરીત રીતે કર્યું રે, શ્રાદ્ધે કામ ન આવે એવી;
દોષ પામી સહી રે, સહુ સામગ્રી તજવા જેવી. ૪૫
દેશ કાળતણા રે, દોષ સંયુક્ત થયા હોય જાણ;
વિધિવર્જિત કર્યું રે, વળી દંભથી શાસ્ત્ર અપ્રમાણ. ૪૬
તોપણ તૃપ્તિ થશે રે, અમને સ્તોત્રપાઠથકી સુજાણ;
અમને સુખદા રે, છે આ શ્રાદ્ધે સ્તોત્ર મહાન. ૪૭
દ્વાદશ વર્ષનીરે, તૃપ્તિ આ સ્તોત્રે નિર્ધાર;
આ શુભ સ્તોત્રથકી રે, હેમતઋતુ મોઝાર. ૪૮
દ્વાદશદશ વર્ષની રે, અમને થાય તૃપ્તિ મહાન,
દ્વિગુણી શિશિર વિષે રે, થાય પ્રાપ્તિ બુદ્ધિમાન. ૪૯
વસંત ઋતુ વિષે રે, સોળ સંવત્સરની જાણ;
ગ્રીષ્મે પણ તેટલી રે, સ્તોત્ર શ્રાદ્ધે ભણતાં નિર્વાણ. ૫૦
વિધિરહિત કર્યું રે, શ્રાદ્ધ જેણે જાણી જોઈ;
આ સ્તોત્રપાઠે કરી રે, અમો સમજી લેઉં સમ્યક સોઈ. ૫૧
વળી વર્ષા ઋતુ વિષે રે, અક્ષય તૃપ્તિ કરનારું થાય;
એવો મહિમા સ્તોત્રનો રે, અમ સર્વ પિતૃગણ ગાય. ૫૨
શરદઋતુ વિષે રે, જે નર શ્રાદ્ધકાળની માંય;
આ સ્તોત્ર પાઠ પૂરો કરે રે, તે કહું તૃપ્તિ કેવી થાય. ૫૩
પંદર વર્ષની રે, અમને તૃપ્તિ આપે તેહ;
જે ગેહ વિષે સદા રે, હોયે સ્તોત્ર લિખિત એહ. ૫૪
તે નિરંતર રેહ રે, તેને ત્યાં શ્રાદ્ધ સમયે સાર;
સદૈવ સન્નિધાનતા રે, અમો કરીને અર્પણ નિર્ધાર. ૫૫

એવું છે માટે રુચિરે, તારે નિત્ય કરવું મહાભાગ;
શ્રાદ્ધ વિધિએ કરી રે, ત્યારે કરનો ન એનો ત્યાગ. ૫૬
દ્વિજ જમતા લહી રે, અમને પુષ્ટિ કરનારું જાણ;
આ સ્તોત્ર તારે સહી રે, ભણવું તેમના સમીપ પ્રમાણ. ૫૭
જો હવે પુરાણી સભા રે, તેમાં કોઈ રુચિએ જમનાર;
તો નહિ અમે થશુ રે, તારાપર પ્રસન્ન નિર્ધાર. ૫૮
નહિ તો સદા રે, આ સ્તોત્રે થઇશું પ્રસન્ન;
કામ પુરાણીનાં રે, અમને અતિ ભય કરે ઉત્પન્ન. ૫૯
માર્કંડેય પુરાણમાં રે, ઇતિશ્રી હવો અધ્યાય;
રૌચ્યમન્વંતરે રે, પિતૃવરપ્રદાનની માંય ૬૦
સપ્તનવતિતમો રે, અહીં અધ્યાય પૂરો થાય.
દ્વિજ યથામતિ રે, ગુણ પિતૃઓના ભાવે કરી ગાય. ૬૧

વલણ.

ગુણ પિતૃઓના ગાયે ભાવથી, સુણો શ્રોતા વક્તા જન રે,
પ્રયાસ આ પુરાણી કાજે, સહુ માનો મહાસજ્જન રે. ૬૨

## કડવું ૧૯૮ મું.

### રાગ નટની દેશી.

માર્કંડેય કહે સુણ તુંય રે, કહું કથા વિસ્તારી હુય રે,
પછે તે સરિતા મધ્યમાંય રે, રુચિ આનંદ કરતા ત્યાંય રે. ૧
પ્રમ્લોચા અભિધાનવાળી રે, તન્વંગી તરુણી પ્રકટી તત્કાળીરે;
અનુત્તમ અપ્સરાકેરી જાતિ રે, એકાએક આવી ત્યાં પરાતી રે. ૨
આની રુચિ પાસે ઉભી રેહતી રે, જ્યાં સરિતા સમ્યક વેહતી રે;
શ્રેષ્ઠ ભ્રકુટિવાળી બાળી રે, પ્રમ્લોચા અપ્સરા બોલી સભાળી રે. ૩
નમીનમી રુચિને કેહેતી રે, મધુર વચને હરી ચિત્ત લેતી રે;
હે તપસ્વી મહાન ને શ્રેષ્ઠ રે, હું નારી નથી કઈ નેષ્ટ રે. ૪
વરણપુત્ર મહાત્મા પુષ્કર જેહ રે, તેનાથકી ઉપજી એ નિ સદેહ રે;
અત્યંત રૂપવતી એક કન્યા રે, મારે વિષે અવતરી ધન્યા રે. ૫
મુજને થયુ એક એ સંતાન રે, તે પ્રશંસનીય એ કન્યા મહાન રે;
તમને તે કન્યારૂપે હું અર્પું રે, તમ તન પિતૃવચને તર્પું રે. ૬
તેનો સ્વીકાર કરો ભૂદેવ રે, સાધશે સમ્યક તમારી સેવ રે;
તેને વિષે મહાબુદ્ધિશાળી રે, મનુપુત્ર થશે ભાગ્યશાળી રે. ૭

માર્કંડેય કેહે ભાવતું હતું રે, તે ઔષધ વૈદ્યે કીધું છતુ રે;
તેની મૂઢ કેહે નવ નાય રે, એ ન્યાયે રચિ કેહતો હાય રે. ૮
જ્યારે હા કહી તેણે જાણુ રે, અપ્સરા વચન કર્યું પ્રમાણુ રે;
અપ્સરાએ નદીમાંથી રે, કાંતિમતી માલિની તેડી ત્યાંથી રે. ૯
સ્વકન્યાને બાહિર આણી રે, જોઈ રીઝયો રચિનો પ્રાણી રે;
તે મુનિસત્તમ રચિએ ત્યાંહી રે, મહર્ષિ તેડાવ્યા જ્યાંહી રે. ૧૦
તેણે તે નદીના ઉપર રે, જ્યાં મળ્યા મહર્ષિ આદિક મહાવર રે;
તદા વિધિ પુરસર કન્યાનો જાણુ રે, પાણિગ્રહણ કર્યો પ્રમાણુ રે. ૧૧
પછે ગૃહસ્થાશ્રમી થયો તેહ રે, પિતૃવચનથી નિસ્સંદેહ રે;
રમણ કરતો રામા સાથે રે, રમ્ય વન ફરતો સતી ઝાલી હાથે રે. ૧૨
કેટલા દિન ગયા નિરવાણ રે, ઉપન્યો પુત્ર માલિનીથી પ્રમાણ રે;
મહાવીર્યવાન ને બુદ્ધિમાન રે, પકાયો પિતા નામથી મહાન રે. ૧૩
પૃથ્વીમાં પ્રસિદ્ધિ પામ્યો એહ રે, રૌચ્ય નામે નિ સંદેહ રે;
થયા તેના મન્વતરમાં જે રાય રે, સુર સપ્તર્ષિ મહાકાય રે. ૧૪
તે મેં કહ્યા છે પ્રથમ તુને રે, જેવુ અવગત હુતુ હુને રે;
આ મન્વતર સાંભળે જેહ રે, તે નર ધાર્મિષ્ટ થાય નિ સંદેહ રે. ૧૫
તેના ધર્મની વૃદ્ધિ પામે રે, આરોગ્યતા અહર્નિશ જામે રે;
ધન ધાન્ય મળે પુત્રાદિક રે, ટળે જન્મ મરણકેરી બીક રે. ૧૬
એમાં સંદેહ નહિ તલભાર રે, સહુ સાચે સાચુ અવિધાર રે;
હે મહામુનિ પિતૃઓના ગણ રે, પિતૃસ્તોત્ર સાંભળવાથી પણ રે. ૧૭
કૃપાવંત પિતૃઓનો થાય નર રે, અભીષ્ટ સર્વ પામે તે મહાવર રે;
શ્રોતા વક્તા વસે સ્વર્ગે રે, ઇચ્છા હોયે તે જાય અપવર્ગે રે. ૧૮
પણ એ મળે ક્યારે સર્વ રે, જદા ન જુએ પુરાણી ભરિયા ગર્વ રે;
જો કરે દર્શન તેનું કાંઈ રે, તો તો રેહ ભવોભવ શેઈ રે. ૧૯
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે રે, માલિનીપરિણય પ્રમાણે રે;
થયો રૌચ્યમન્વતર સમાપ્ત રે, સુણે ભણે તેને મળે આપ્ત રે. ૨૦
થયો અષ્ટનવતિતમોધ્યાય રે, જેમાં રૌચ્યમન્વતરની કથાય રે.

વલણ.

કથા સુણતા વ્યથા ટળે, રુચિરૌચ્યકેરી જાણ;
વિપ્ર પ્રેમાનંદ કીર્તન જાણે, છે પુરાણી જાણ સુજાણ રે. ૨૧

## કડવું ૧૯૯ મું.

### રાગ કેદારો.

કરું ગુરુ ગણપતિને પ્રણામ, ભજું હર હરિ વિધિ મહાનામ;
કરો કામ મારું કરણા કરી રે. ૧
શારદ નારદ નામું શિર, અર્પો ધણીરણી થઈ ધીંગી ધીર;
કરો વીર તરુ કવિતાસરી રે. ૨

ઢાળ.

સુરસરિતા કવિતા સહી, મેં માની સરસ્વતી માત;
પાવન થાવું હરિગુણ ગાવું, ધાવું કમાવું સાક્ષાત. ૩
એ સર્વ કવિતામાંહી મારે, કરવું અંતર્ધાન;
ધરી ઇચ્છા એવી મનમાં, તે કગે સફળ માત મહાન. ૪
હવાં નમન કરી સહુ દેવને, વદું ભૌત્યમન્વંતર આજ;
હરિચરણ જો સેવ્યાં હશે તો, થશે દ્વિજનું કાજ. ૫
માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ સુણજે, કહું ભૌત્યમન્વંતર જેહ;
તેની ઉત્પત્તિ જે પેરે થઇ, કોણ દેવ ઋષિ થયા તેહ. ૬
વળી તે મનુકેરા પુત્ર જે, થયા મહારાજાન;
તે એકચિત્તે સર્વ સુણ તું, હું કહું સર્વ મહાન. ૭
અંગિરાનો શિષ્ય હુતો, ભૂતિ નામે એક;
તે મહાક્રોધી શોધી જોતો, અપરાધ તજી વિવેક. ૮
અલ્પ અપરાધ કરે કોઈ તો, કઠોર ભાષણ મુખ કરી;
મહાઘોર શાપે શાપતો દ્વિજ, ક્રોધબોધ ધ્યાને ધરી. ૯
તેના આશ્રમ વિષે લહી ક્રોધી મુનિને, વળી પ્રતાપી ભરપૂર;
એવા મુનિભયથી નિષ્ઠુર વાયુ, નવ વાતો હતો મહાસૂર. ૧૦
અતિ સૂર્ય તપતો નહિ કદી ત્યાં, મેઘ કર્દમ નવ કરે;
કિરણોથકી સંપૂર્ણ શશિ ત્યાં, અતિ શીતળતા ધ્યાને નવ ધરે. ૧૧
મુનિઆજ્ઞા માનીને, ઋતુઓ ડરતી રેહતી આમ;
ક્રમ ત્યાગી વિધિકેરો, કરતી મનવાંચ્છિત મુનિનાં કામ. ૧૨
તેના આશ્રમકેરા વૃક્ષને, સર્વ કાળ અર્પતી ફુલ;
ફળ ઋતુ સર્વ મળીને અર્પતી, થઈ ઋષિવરને અનુકુળ. ૧૩
તેના આશ્રમ નિકટનું જળ, તેની ઇચ્છા પ્રમાણે વેહેવું;
તે મહામુનિના ભયથકી, જળ કમંડળુ ભરી ભરી દેવું. ૧૪
અત્યંત કોપાવિષ્ટ તે દ્વિજ, ક્લેશ શરીરે નવ સેહેતો;
તે અપુત્ર દ્વિજ હતો સહી, ચિંતાતુર તેથકી રેહેતો. ૧૫

તેણે તપ કરવાનો વિચાર કીધો, કરી પુત્રની અભિલાષા;
નિયમ પાળી ભોજન કરતો, સે'તો વાયુ શીત ધરી આશા. ૧૬
તપ કરીને તાપ સેહતો, પુત્ર પ્રાપ્તિકેરી આશે;
તદપિ તેને દુઃખ ન થાવું, તે સર્વ કરુ પ્રકાશે. ૧૭
તપન અધિક તાપ ન તેને, વાયુ અધિક સમીર નવ ઉપજાવે;
ચંદ્ર શીતળતા નવ કરે કદી, ધારે રખે આવીએ દાવે. ૧૮
જ્યારે એવું થયું ત્યારે મુનિને, શીતતાપાદિક દ્વંદ્વ;
એ કલેશ કાંઈ કરી શક્યાં નહિ, ફોગટ ગયા મનોરથ ફંદ. ૧૯
અનેક વર્ષ તપ કરિયુ તેણે, તોય થયું નહિ કંઈ કામ;
પછે તે મહામુનિ ત્યહાં, પામ્યા તપથી સદ્ય વિરામ. ૨૦
તે મુનિકેરો ભ્રાતા હુતો, સુવર્ચા એવે નામે;
તેણે યજ્ઞમાં નિમન્ત્રણ કરીને, આ મુનિ તેડિયો મહાકામે. ૨૧
તેણે જતાં જતાં બોલાવિયો, મહામતિમાન સ્વય શિષ્ય;
અભિધાન શાંતિ હતુ તેનું, જે જાણતો ભલું ભુંડું ભવિષ્ય. ૨૨
તે ઉદાર મનનો શાંત ગુણી, હતો વિનયસંયુક્ત;
ગુરુ કાર્યે તત્પર સદા, શુદ્ધ આચરણવાળો યુક્ત. ૨૩
ગભિર મનનો વીર મુનિ તે, હતો સમ્યક પેર;
તેને બોલાવતો ત્યાં મહામુનિ, વદતો ભૂતિ આણી મેહેર. ૨૪
મારા ભ્રાતા સુવર્ચાએ, મુનિ યજ્ઞમાં તેડાવ્યો;
ત્યાં હું જવાનો નિશ્ચય કરુ છુ, તુ અહીં રેહ હું ઝટ આવ્યો. ૨૫
હું આવું ત્યાં સુધી તારે, શું કરવુ તે ભાખું;
મમાશ્રમે તને સદા સર્વદા, અગ્નિ પ્રદિપ્ત રાખવા દાખુ. ૨૬
યત્ન કરવો ગમે તેવો, કિંતુ અગ્નિ થવા ન દેવો શાંત;
માર્કંડેય કેહ એમ આજ્ઞા કરતો, ભૂતિ જોઈ શિષ્ય મહાદાંત. ૨૭
આજ્ઞા સુણી શાંતિ શિષ્ય કેહતો, ઠીક એમ કરીશ મહારાજ;
તદા ગયો લઘુ ભ્રાતને ઘેર તે, શુભ યજ્ઞકેરે કાજ. ૨૮
તે શાંતિ વન મધ્યેથી લાવી, સમિધ પુષ્પ ફળ આદિક;
પોષણ કરતો મહાત્મા ગુરુનુ, અનુસરી ગુરુભક્તિએ ધરી બીક. ૨૯
વળી બીજા કારજ તેહ કરતો, ગુરુ આશ્રમનાં સર્વ;
એવામાં જે ભૂતિએ અગ્નિ ગ્રહ્યો તો, માની અગ્નિહોત્રકેરુ પર્વ. ૩૦
તે વહ્નિ હોલાઈ ગયો ત્યાં, જોઈ ભય શાંતિ પામ્યો ત્યાંય;
ગુરુ આવશે તેને કહીશ શું હુ, મતિમાન વિચારતો મનમાં. ૩૧
ચતુર ચિંતા કરતો કરતો, સૂઝતો ન એકે ઉપાય;
હવાં શું કરવું એમ અહર્નિશ, વિચારતો મનમાંય. ૩૨

ગુરુ આવશે તેને કયી રીત હું, દેખાડીશ મારૂં મુખ;
હું શું કરૂં કે દુઃખ જાયે, થાય મુને શાંતિસુખ. ૩૩
જો ગુરુ આ સ્થાનક આવી જોશે, અગ્નિરહિત નિર્વાણ;
તો આવી મુજને શાપ દેશે, નાંખશે મહાસંકટે પ્રમાણ. ૩૪
જો હું આ સ્થાને અન્ય અગ્નિ, લાવી મૂકું નિર્ધાર;
તો તે મહામુનિ સર્વ પ્રત્યક્ષ પેરે, છે સર્વ જાણનહાર. ૩૫
એવું કરતાં નિશ્ચય મુજને, કરે બાળી ભસ્મ મુનિ દેવ;
હવાં ઉગરવાનો ઉપાય મુજને, નથી સુઝી આવતો એવ. ૩૬
ગુરુ કોપ ને વળી શાપકેરો, હું છું હેતુ રૂપ મહાપાપી;
મારો અપરાધ મેં કંઇ કર્યો હોત તો, તે ગુરુ નાંખત ઉથાપી. ૩૭
કિંતુ ગુરુ અપરાધ કર્યો મહા, તે છે મહાશોકનું સ્થાન;
ઉપાય ઉગરવાતણો નથી કંઇ, એમ વિચારતો મુનિ ભગવાન. ૩૮
શાંત થયેલા અગ્નિને જોઇ, નિશ્ચે ગુરુ દેશે શાપ;
કોપેલા અગ્નિ સમા છે, મહાવિર્યવાન ગુરુ આપ. ૩૯
એમના પ્રભાવથી ભય પામી, વર્તે આજ્ઞામાં દેવ;
તે ગુરુકેરો મેં અપરાધ કીધો, મુને બાળી દેશે તતખેવ. ૪૦
એવી શી યુક્તિ પ્રયુક્તિ રચું, કે નવ ગુરુનો પામું શાપ;
એમ વિચારગ્રસ્ત થઇ સ્થિર થાતો, કેહ માર્કંડેય કરી સંતાપ. ૪૧
ઘણે પ્રકારે વિચાર કરતાં, નવ ટળ્યો ભય ગુરુકેરો;
પછે અગ્નિકેરે શરણ જાતાં, તેણે વિચારિયો સફળ ફેરો. ૪૨
અગ્નિને પ્રસન્ન કરવા, તેણે વિચારી મન્ન;
પૃથ્વીપર ઘૂંટણ મૂકી બેઠો, દ્વય કરજોડી સાધી સન્ન. ૪૩
મન સ્થિર કરી કારજ ધરી, લાગ્યો સ્તુતિ કરવા તેહ;
જાણ્યા તારનાર ઉદ્ધારનાર, અગ્નિદેવ નિ:સંદેહ. ૪૪
શાંતિ કેહ સર્વ ભૂત માત્રના, સાધનરૂપ ને વળી એક;
ત્રય પંચ એવાં સ્થાન જેનાં, કેહ માહમુનિ કરી વિવેક. ૪૫
રાજસૂયમાં જેહ છે, પડાત્મા મહાધામ;
તે અગ્નિ મહાત્મા તમને કરું હું, પ્રેમે કરી પ્રણામ. ૪૬
જીવનદાતા સર્વ સુરના, વીર્યરૂપ તેજસ્વી ઉદ્દામ;
અખિલ જગતને સ્થાનદાતા, પ્રેમે કરૂં પ્રભુ પ્રણામ. ૪૭
હે વહ્નિ તું સહુ સુરકેરું, મુખ છે મતિ મહાન;
તેમાએ પ્રાશન કર્યું હવિષ, જે તે સુરને કરે મોદ મતિમાન. ૪૮
તમે સર્વ દેવના પ્રાણ છો, હે અનલરૂપ ભગવાન;
તમારે વિષે હોમેલું હુતદ્રવ્ય જે, પામી મેઘ વિસ્તરે મહાન. ૪૯

પછે જળ રૂપે થઈ પૃથ્વીપે વરસેં, તેથી ઔષધી થાય સર્વત્ર;
હે વાયુસારથિ અગ્નિ મહારથિ, હું શે સંકટ પામુ અત્ર. ૫૦
ઔષધીઓ એમ કરતા, જદા અગ્નિ દેવ;
તદા સર્વ પ્રાણી સુખવડે, જીવન કરે છે તતખેવ. ૫૧
હે અનલ તેં જે સરજી સૃષ્ટે, ઔષધી સકળ સુજાણ;
તેવડે માનવ યજ્ઞ કરતા, પાનક પૂર્ણ માની પ્રમાણ. ૫૨
તે યજ્ઞથી દેવ દાનવ, થાય તૃપ્ત રાક્ષસ જેહ;
આધાર હુતાશન મખકેરો, છે તારાપર નિ સદેહ ૫૩
તુ સર્વકેરી ઉત્પત્તિકેરુ, છે સ્થાન પાવક દેવ,
તુ સર્વમય સાક્ષાત છે, સાધે સિદ્ધ તારી સેવ. ૫૪
હે વહ્નિ દેવ દાનવ યક્ષ કિન્નર, દૈત્ય ને ગધર્વ,
રાક્ષસ નર પશુ વૃક્ષ મૃગ પક્ષી, ઉરગાદિક પામે ધર્વ. ૫૫
થાય વૃદ્ધિ તેમની તુ થકી, થાય શાતિ તું થકી સાર,
તે સર્વ ઉપજે તુ થકી, કરે તે સર્વનો તુ સહાર. ૫૬
હે દેવ તુ જળને ઉપાવે, તેને ભક્ષી જાયે તુ;
પાચન કરે તું તેહને, ત્યારે થાય છે શુ. ૫૭
પુષ્ટિકેરુ પ્રાણીઓને, થાય કારણ જાણ,
તુ સહુ દેવમાં તેજસ્વી છે, સિદ્ધમાં કાતિરૂપ મહાન ૫૮
વિષરૂપે નાગમા વશી, રહ્યો પક્ષીમાં વાયુરૂપ,
ક્રોધરૂપે મનુષ્યમા તું, પશુપક્ષીમા મોહસ્વરૂપ. ૫૯
વૃક્ષમાં આધારરૂપે, કઠિનતારૂપે જગતી માહી,
રસરૂપે જળમા વસ્યો તુ, વેગરૂપે વાયુમાં વશિયો આહી ૬૦
વ્યાપકરૂપે વ્યોમમા, તું વશી રહ્યો પ્રમાણ,
સર્વ પ્રાણીના અતર વિષે તું, પલાયનરૂપે વિચરે મહાન ૬૧
સુધરે જન કેહ તુજને, એકરૂપે સાર;
વળી ત્રણરૂપે કેહ તુજને, વળી કલ્પી કરે અષ્ટ પ્રકાર. ૬૨
એ પેર કલ્પ્યો છે તુંને, મખવહન કરનાર;
મહર્ષિ કેહતા સર્વ તુને, આ વિશ્વનો ધરનાર ૬૩
વળી કેહ વિશ્વ સરજ્યુ તેં સહી, હે હુતાશન મહાદેવ.
તુજ વિના આ જગત સઘળું, પામે નાશ તો તતખેવ ૬૪
દ્વિજ સ્વાહા સ્વધા શબ્દોચ્ચારે, કરે પૂજન તારુ પ્રમાણ
સ્વકર્મે કેહવી ગતિ પામે, મહામુનિ જાણ સુજાણ. ૬૫
હે દેવકેરા પૂજ્ય પૂરા, તુજથી નીકળી જે જ્વાળ,
તે પ્રાણીપરિણામરૂપી, વીર્ય સ્વરૂપી વિશાળ ૬૬

એવાં ભૂતગણને ભસ્મ કરતી, હે મહાતેજસ્વી અગ્નિદેવ;
આ વિશ્વકેરી સકળ વ્યાપ્તિ, ઉત્પત્તિ આદિક એવ. ૬૭
એ સર્વ તારી છે ક્રિયા, વૈદિક કર્મ તારું આહાર;
સર્વ ભૂતમય આ વિશ્વ છે જે, તે સર્વ તારું નિર્ધાર. ૬૮
હે અનલ, પિંગાક્ષ ને હુતાશન, પાવક છે તુંજ નામ;
હે હવ્યવાહન હું કરું તુજને, પ્રેમે કરી પ્રણામ. ૬૯
જે અન્ન ખાધું પાણી પીધું, પ્રાણી માત્રે જાણ;
તેનું પાચન કરવાવડે તું, કહેવાય જગતપાળ પ્રમાણ. ૭૦
ધાન્યને તું પક્વ કરતા, તું છું જગતપોષણ કરનાર;
તું મેઘ છું, તું વાયુ છું, તું છું ધાન્યારોપ નિર્ધાર. ૭૧
રોપકેરું બીજ તે પણ, તુંજ છું અગ્નિદેવ;
સઉ પ્રાણીનું પોષણ કરવા, તેં ત્રિલોકમાં ધરી ટેવ. ૭૨
સર્વ ભૂતમાં તેજ રૂપે, તું અદિતિ ઋતુ સવિતા સાર;
તું દિવારાત્રિ ઉભય સંધ્યા, તું છું કનકઉત્પત્તિ કરનાર. ૭૩
હિરણ્યરેતા નામ તારું, તું છું સુવર્ણ સમ કાંતિમાન;
જન હિરણ્યગર્ભ કહે છે તુજને, હે અગ્નિદેવ મહાન. ૭૪
તું મુહૂર્ત્ત ક્ષણ અને ત્રુટિ છું, લવરૂપ લક્ષણવંત;
હે જગતસ્વામી કલા કાષ્ટા, તું છું નિમેષરૂપ ભગવંત. ૭૫
દર્શે સર્વ તે તું અગ્નિ છું, પરિણામરૂપ કાળ પણ તુંય;
કાલની સ્થિતિ કરનાર છે, તારી કહ્યું કાલી જીહ્વા હુંય. ૭૬
તેણે કરી કરય રક્ષણ મારું, કરી પાપ સંતાપને ચૂર્ણ;
આ લોકના ભયથકી મારું, કરય રક્ષણ વહ્નિ સંપૂર્ણ. ૭૭
તે પેર મહાપ્રલય કારણ, કરાવી જીહ્વા તારી;
છે ચપળતા ગુણ લક્ષણ જેનું, એવી મનોજવા જીહ્વા ભાળી. ૭૮
ભૂતાદિક કેરા મનોરથ, પૂરનાર સુંદર જેહ;
લોહિતા જીહ્વા તારી છે, મુનિગણ કહેતા એહ. ૭૯
જન માત્રને રોગ કરતા, ધૂમ્રવર્ણ જીહ્વા તારી;
સર્વત્ર પીળી સ્ફુલિંગીની, તારી રસના અવિધારી. ૮૦
તેવડે કરીને પાપ મારાં, કરય ચૂર્ણ હે મહાનામ;
સર્વ લોકને શાંતિ કરનારી, છે જીભ વિશ્વા નામ; ૮૧
આ લોક કેરા બૃહદ્ ભયથી, રક્ષણ કરજ્ય દેવાધિદેવ;
સમ્યક પ્રકારે તારી સાધું, કયમ કરી દ્વિજ હું સેવ.
છે પિંગળ નેત્ર ને રક્ત કંઠ જેનો, વહ્નિસ્યામ વર્ણ છો આપ;
મા સર્વ દોષથી કરો રક્ષણ, ટાળી પાપ તાપ સંતાપ.

આ સંસારથી ઉદ્ધાર મારો, રોહિતાશ્વ કીજે આજ;
હું દ્રૂપ કર જોડી નમું તુજને, કરો મારૂં સર્વે કાજ. ૮૪
વહ્નિ, સપ્તાર્ચિ, કૃશાનુ ને હવ્યવાહન, અગ્નિ દેવ;
પાવક, શુક્ર આદિક અષ્ટ છે, નામ તાહરાં એવ. ૮૫
એ નામે કરી મેં સ્તુતિ કીધી, થા પ્રસન્ન પાવક પૂર;
સર્વે પ્રાણીથકી વહ્નિ, તમે પ્રથમ ઉપન્યા મહાશૂર. ૮૬
હે વિભાવસુ, અગ્નિ અને નિર્વિકાર, હવ્યવાહ;
પ્રસન્નથાઓ મુજ ઉપર, સુણી મારી સ્તુતિનો પ્રવાહ. ૮૭
અક્ષય વહ્નિ તુજ છે, તારું અચિંત્ય છે સ્વરૂપ;
તું મહા સમૃદ્ધિવાન છે, કોથી ધર્ષણ થાય નવ તુજ રૂપ. ૮૮
એવા તીવ્ર રૂપી તમે છો, સર્વ લોક વૃદ્ધિ કરનાર;
તમારું સ્થિર ને ભયકારી વીર્યજ, સરવત્ર શોભી રહ્યું નિરધાર. ૮૯
હે સમગ્ર જગતના સત્વરૂપી, તું હૃદયકમળ માંહે જેહ;
સ્તુતિ કરવા યોગ્ય તું છે, અંતર રહિત તત્ત્વ ઉજેહ. ૯૦
હે હુતાશન તેં આ જગત, સચરાચર વિસ્તારિયું;
તારું રૂપ એક છે વિશ્વમાં, છતાં અનેક રૂપે ભાશિયું. ૯૧
તું અક્ષય રૂપે ને પર્વત સહિત, છું વન વસુધરા સમેત;
સૂર્ય શશિ સહિત તું છે, મહર્લોક સ્વર્ગલોકના કેત.* ૯૨
વ્યોમ વ્યાપી રહ્યો છે તું, છે તેહ રૂપે તુંજ;
તું મહાસાગરકેરા ઉદરે વશી, ધરતો વ્યાપકરૂપ ભાખું હુંજ. ૯૩
વડવાનળ થઇને કરતો તું, વારી કેરું પાન;
હે હુતાશન મહાપદ્મમાં, નિયમયુક્તે રહી ઋષિમહાન. ૯૪
દેવમુનિ સર્વે પ્રકારે કરેછે તારું, અહોનિશ પૂજન;
તું સ્તુતિ કરેલો છું સુરે, રહ્યો મખસોમપાન કરી અનુદિન. ૯૫
વૃદ્ધિ કરવા માટે તુને, વષટ્કારપૂર્વક જેહ;
આહુતિઓ મુનિ આપતા તે, તું કરે છે ગ્રહણ નિઃસંદેહ. ૯૬
આ લોકમાં ફળ પ્રાપ્તિ અર્થે, કરે દ્વિજ નિરંતર તારું યજન;
સર્વ વેદાંગો વિષે છે તારું, ગાન પાવક પાવન.. ૯૭
જે યજન પરાયણ શ્રેષ્ઠ બ્રાહ્મણ, તારે અર્થે નિરંતર સર્વ;
વેદાંત વિજ્ઞાનજ ગ્રહે છે, તજી તન મનકેરો ધર્વ. ૯૮
યજ્ઞ કરવા થયા તત્પર, દ્વિજ વિષ્ણુ મહેશ;
ઇંદ્ર અર્યમા વરુણ સૂરજ, ચંદ્ર સર્વ સુર ને શેષ. ૯૯

---

* કેત=ધ્વજ

વળી અસુર સવળા તુને સંતોષી, મનવાંચ્છિત ફળ પામે;
મોટા ઉપવાતકેરા દોષપામ્યા, તે પદાર્થ તારી જ્વાળાથી શામે. ૧૦૦
તુંજ જ્વાળા અડતાં પરમ પવિત્રજ, થાય તે પરમાણુ;
ભસ્મસ્નાન સ્નાન વિષે જે, અતિ ઉત્તમ ગનાય સુજાણ, ૧૦૧
તેણે કરી સંધ્યાવદને મુનિઓ, કરે તારી સેવના અતિસાર,
હે શુચિ અભિધાનવાળા, વહ્નિ તેજસ્વી વિમળ અપાર. ૧૦૨
વાયુ નામક વહ્નિ તું છે, હે વિદ્યુત્ નામક અગ્નિ,
આજ પ્રસન્ન થા તુ મુજ ઉપરે, લક્ષણવત લગારો લગ્નિ. ૧૦૩
હે હવિપુકેરું ભોજન કરતા, અગ્નિદેવ મહાન,
પ્રસન્ન થાઓ મુજ ઉપરે, કરો મમ રક્ષણ અતિમાન ૧૦૪
છે અગ્નિદેવ ને મહાદેવ મોટા, પાળે પિતા પ્રમાણ,
ઔરસ પુત્રકેરુ રક્ષણ કરે છે, સમ કર્ય તુ સ્તુતિએ ભાણ ૧૦૫
જે રૂપ તારુ કલ્યાણકારી, જે તારી સમ છે જ્વાળ,
તેવડે રક્ષણ કરી મારુ, સર્વ દુ:ખ વહ્નિ ટાળ. ૧૦૬*
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અગ્નિસ્તોત્ર છે જે આય,
નવનવતિમોધ્યાય થયો પૂરણ, આદરવડે તો આય. ૧૦૭

વલણ.

આદરવડે તો થયો અહિંયાં, અધ્યાય પૂરેપૂરો રે;
યથામતિએ કંઇ નથી રાખ્યો, જે શ્લોકાર્થ તેહ અધૂરો રે. ૧૦૮

---

## કડવું ૧૭૦ મું.

રાગ મારુ.

માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ મુનિ, કહુ કથા તુજને આજ,
એ રીતે સ્તવન દ્વિજે કર્યુ, તેણે રીઝાઆ પાવકરાજ. ૧
જ્વાળા પંક્તિએ વિંટાયલુ, જેનું વપુ એવા ભગવાન,
વહ્નિ દેવ ત્યા આવિયા, ધરી રૂપ મહાન. ૨
હે દ્વિજસત્તમ આ સ્તોત્રથી, અતિ પ્રીતિ પામિયા અગ્નિદેવ,
વળી પાય લાગી શાંતિએ કરી, સમ્યક્ પ્રકારે સેવ. ૩

---

* એ પછી નીચેની કડી પ્રાચીન કાવ્યમાળામા કડી ૧૦૭ સંખ્યાએ જોવામા આવે છે —
મેં પુરાણી જેવા આચરણે, નથી કરી સ્તુતિ દેવ,
તો સત્વર થાઓ પ્રસન્ન પ્રભુજી, હુ સાધુ સત્વર સેવ.

તદા મેઘ સમ ગંભીર રવથી, વદ્યા અગ્નિ સુર;
હે વિપ્રર્ષિ પ્રસન્ન થયો હું, આજ તારી ભક્તિએ ભરપૂર. ૪
તેં સ્તુતિ મારી કરી તેણે, હું દેઉં તુને વરદાન;
માટે અભીષ્ટ માગ્ય તું તાહરુ, હે દ્વિજ મહાગુણવાન. ૫
કેહ શાંતિ દેવ મોટા, મેં લહ્યા રૂપ ધારી આપ;
તેથી કૃતારથ થયોછુ હું, મારા ટળ્યા સર્વ સંતાપ. ૬
તોય ભક્તિએ નમ્ર જે આ, વદે સેવક વાણ;
તે સર્વ સાંભળી કાર્ય કરશો, હે મહાઅગ્નિ ગુણની ખાણ. ૭
મારા આચાર્ય સ્વઆશ્રમથકી, ગયા ભ્રાતૃયજ્ઞે જાણ;
તે આવે આ સ્થળે જ્યારે, ત્યારે અગ્નિ જુએ જાજ્વલ્યમાન. ૮
અનાથ આ સ્થાનક થયુ છે, તે થાય તમવડે સનાથ;
મારા અપરાધથી તજી ગયા તમે છો, આ અગ્નિસ્થાનકેરા સાથ. ૯
તે તમયુક્ત પાછુ દેવ મોટા, દ્વિજ દૃષ્ટિએ પડે,
તેમ જો કૃશાનુ કૃપા કરો તો, દ્વિજ પ્રેમ વાધે તમવડે. ૧૦
અન્ય પ્રાર્થના કરું પ્રેમથી હું, છે મારા ગુરુ જેહ અપુત્ર;
તેમને શ્રેષ્ઠ પુત્ર થાયે સહી, જે રેહ માંડીને ઘરસૂત્ર. ૧૧
તે જેવી કરે પ્રીતિ પુત્ર ઉપર, તેવી કરે સવે જંતુ પરે;
એવું થાએ કોમળ મન તેમનુ, એ વરદાન આપો મહાવરે. ૧૨
હે અવ્યય જો પ્રસન્ન મુજ પર, થયા છો પૂરેપૂરા;
તો આ સ્તોત્ર પાઠ જે જન કરે, તે નવ રેહ કદા અધૂરા. ૧૩
તમે જાતે જઇ વરદાન તેને, સ્તોત્ર સુણી આપવુ;
સર્વ કૃપા મુજપર કરી આપે, છે એવુ મારુ માનવું. ૧૪
માર્કંડેય કેહ આ સ્તોત્ર સાંભળી, વળી ગુરભક્તિ જોઇને;
ઉભયવડે સતુષ્ટ અતિશે, થયા અગ્નિ જોઈ સોઇને. ૧૫
વચન એવુ સાંભળી વહ્નિ, દ્વિજને કેહવા લાગિયા;
અગ્નિ કેહ હે મુનિસત્તમ, તેં વરદાન વર અતિ માગિયાં. ૧૬
તેં ગુરુ અર્થે સર્વ માગ્યુ, સ્વાર્થે નવ પ્રીતિ કરી;
તેણે કરી હુ પ્રસન્ન તુજપર, અધુના થયો કહું ઉચ્ચરી. ૧૭
તેં જેહ માગ્યું તેહ સર્વે, તારા આચાર્યને પ્રાપ્ત જ થશે;
સર્વ ભૂતપર પ્રીતિ થશે ને, રુડો સુત મુનિ ઘેર પ્રગટશે. ૧૮
તારા ગુરુને ભૌત્ય નામે, મહાવીર્યવાન ને બલિષ્ઠ,
મહાજ્ઞાનવાન મન્વતરપતિ, થાશે સુત તો વરિષ્ટ. ૧૯
આ સ્તોત્રથી કોઈ એક ચિત્તે, જો સ્તુતિ મારી કરે;
તેનુ અભીષ્ટ સિદ્ધ થાશે સહી, પુણ્યશ્લોક નામ તે ધરે. ૨૦

ગ્રહ મધ્યે કે પર્વકાળે, તીર્થે કે પૂજા વિષે;
હોમ કર્મે ધર્મ અર્થે, જે સ્તોત્ર ભણશે કો મિષે. ૨૧
તેનાપર સંતુષ્ટ હે દ્વિજ, થઈશ જા વરદાન છે;
વળી વધુ કહું છું તુંજને, તુંજ આ સ્તોત્ર અતિ મહાન છે. ૨૨
એક વાર આ સ્તોત્ર સુણતાં, *ક્ષપાદિવાકૃં પાપ;
નિશ્ચય નાશ થાશે સર્વનું, ટળશે પાપતાપ સંતાપ. ૨૩
એ પરમ પુષ્ટિ આપનારું, છે શાંતિ મુજને સ્તોત્ર;
મારી સર્વ સેવા કરી માનું, વળે એ સ્તોત્રથી અગ્નિહોત્ર. ૨૪
હોમ કરતાં દેશકાળ કે, પાત્રાપાત્ર લાગ્યા દોષ,
તે આ સ્તોત્ર સુણતાં નાશ થાગે, એમ હું પામીશ સંતોષ. ૨૫
અમાવાસ્યા કે પૂર્ણિમા, બીજા પર્વો વિષે નિર્ધાર;
આ મારુ સ્તોત્ર સુણે ભણે તે, થાય નર પાપ નાશ કરનાર. ૨૬
માર્કંડેય કેહ હે મુનિસત્તમ, એમ ભાખી અગ્નિદેવ;
દિપ જ્યોતિવત્ થયા ત્યાંથી, અતર્ધાન તતખેવ. ૨૭
જોતાં જોતાં ગયા જાતે, અગ્નિદેવ શાંતિ જોય;
અતિ શાંતિ શાંતિ મને થાતી, દ્વિજ સંતોષ પામતો સોય. ૨૮
રોમાંચ હર્ષે થયાં જેનાં, એવો પેઠો આશ્રમમાંય;
જોઈ ગુરુઆશ્રમવિશે અગ્નિ, રીઝિયો દ્વિજ ત્યાંય. ૨૯
અગ્નિસ્થાન માંહે અગ્નિ છે, જાજ્વલમાન પૂર્વની પેર;
જોઇ અગ્નિને આનંદ પામ્યો, વામ્યો ગુરુવરનો કેહેર.† ૩૦
એમ આનંદ પામી રહ્યો ઊભો, એવે ભૂતિ ગુરુ વરનામ;
લઘુ ભ્રાતાકેરા યજ્ઞમાંથી, આવી ઊભા સ્વધામ. ૩૧
જઈ શિષ્ય ગુરુચરણ નમિયો, કરી વિધ વિધ પ્રણામ;
કર્યા આસન પૂજાદિગ્રહણ ગુરુવર, લીધો કંઇક વાર વિશ્રામ. ૩૨
પછે શિષ્ય પ્રત્યે ઉચ્ચર્યા તે, સુણ વત્સ મારા તુંય;
કોઇ કારણ ઉપન્યું તે, નથી જાણતો હુંય. ૩૩
મુને પ્રીતિ થાયે તુજ ઉપરે, તેવી સમગ્ર જંતુપર જાણ;
તેનું કારણ શું હશે, મુને સમજાય નહિ પ્રમાણ. ૩૪
તું જો જાણતો હોય શિષ્ય મારા, તો કેહ સત્વર એહ;
તદા શાંતિસ્વમહાત્મા ગુરુને, અગ્નિનાશાદિક કેહતો તેહ. ૩૫
વૃત્તાંત આરંભથી અતસુધી, કહ્યું યથાવત ત્યાંય;
તે સાંભળી સ્નેહાર્દ્ર થાતાં, લોચન મુનિનાં ત્યાંય. ૩૬

---

* રાત અને દિવસ. † ત્રુવમ ગુરુના શાપનો.

એવા ગુરુએ સ્વશિષ્યને, આલિંગિયો અપાર;
તે મહાત્માને અંગ ઉપાંગે, વેદ પ્રકટિઓ તે વાર. ૩૭
તે ભૂતિ મુનિની ભાર્યાથી, ભૌત્ય પુત્ર પ્રગટ્યો જેહ;
ભૌત્ય મનુ તે થયો નિશ્ચે, ક્રૌષ્ટુકિ નિઃસંદેહ. ૩૮
તેના મન્વંતર મધ્યે જે, થશે દેવ ઋષિ રાજા;
પ્રસિદ્ધ પરાક્રમી ઇંદ્ર થશે, કહું વિસ્તારી તેની માઝા. ૩૯
ચાક્ષુષ, કનિષ્ટ, પવિત્ર ને, ભ્રાજિર, ધારાવૃક નામ:
એ દેવગણ તો પચ થાશે, વળી મહાબળ ઉદ્દામ. ૪૦
મહાવીર્યવાન વાસવ થશે, ઇંદ્રગુણ સંયુક્ત;
દેવાધિદેવ તે શુચિ નામે, થશે મોટા મુક્ત ૪૧
અગ્નિધ્ર, અગ્નિબાહુ, શુચિ, મુક્ત, માધવ, શુક્ર;
અજીત સપ્તર્ષિ નામના એ, થશે તેજસ્વી જેવા શુક્ર. ૪૨
ગુરુ, ગંભીર, બ્રધ્ન ભરત ને, સ્ત્રી, માની અનુગ્રહ પ્રતીર;
વિષ્ણુ, સંક્રંદન તેજસ્વી થશે, સુબલ, ભૌત્યસુત મહાવીર. ૪૩
એ રીતે મેં કહ્યા તુજને, ચતુર્દશ મન્વંતર સાર;
હે મુનિસત્તમ મન્વતર કથાને, જે નર સાભળે નિર્ધાર. ૪૪
તેને પવિત્ર પુણ્ય ને અક્ષય સતતિ, મળે ક્રૌષ્ટુકિ જાણ;
પૂર્વ મન્વંતર સાંભળ્યાથી, નરને ધર્મ પ્રાપ્ત થાય નિર્વાણ. ૪૫
સ્વારોચિષ સાંભળવાથકી, સહુ મનોરથ સિદ્ધ થાય;
ઔત્તમ મન્વંતર સુણ્યાથી, ધનિક નરવર કેહવાય. ૪૬
તામસ મન્વંતર સુણ્યાથી, જ્ઞાન મળતુ જાણ;
રૈવતક સાંભળવાથકી બુદ્ધિ, ને સુંદર સ્ત્રી મળે પ્રમાણ. ૪૭
ચાક્ષુષ મન્વંતર સુણે તેને, આરોગ્યતા મળે અતિ;
વૈવસ્વતમનુ જેહ સાભળે તે, બળ પામતો મહામતિ. ૪૮
સૂર્યસાવર્ણિ સાંભળે તે, ગુણજ્ઞ પુત્રપૌત્રાદિક ભણે;
બ્રહ્મસાવર્ણિ સુણે તે, પામે મહાત્મ્ય મોટું મુનિ ભણે. ૪૯
ધર્મસાવર્ણિ શ્રવણ કરતાં, સમ્યક્ બુદ્ધિ પામશે;
રુદ્રસાવર્ણિ સાંભળે તે, થઈ જયશાળી જુગો જુગ જામશે. ૫૦
દક્ષસાવર્ણિ શ્રવણ કરતાં, ગુણજ્ઞ થઈ જ્ઞાતિમાં મોટો થશે;
ઉત્તમ રૌચ્યમન્વંતર જે સુણે તે, શત્રુ સંહારી સુખે વસે. ૫૧
ભૌત્યમન્વંતર શ્રવણ કરતાં, કૃપાદેવની મળશે અતિ;
અગ્નિપ્રજ્વલન ગુણજ્ઞ પુત્ર થાશે, માનવે મનાશે મહામતિ. ૫૨
હે મુનિસત્તમ જેહ સર્વે, મન્વંતરઅનુક્રમ સાંભળે;
તેનું અનુત્તમફળ કહું હાવાં, વ્યથા સામટી તેની ટળે. ૫૩

એ મનુમાં જે દેવ, ઋષિ ને ઇંદ્ર, મનુ, મનુસુત થયા;
તેમના વંશનો વિસ્તાર સુણતાં, પાપી પાવન થઈ ગયા. ૫૪
વળી દેવ ઋષિ ને ઇંદ્ર જે વળી, અન્ય મન્વંતરસ્વામી જે,
પ્રસન્નતા પામે પૂરી સુણતાં, જેહ મતિ મસ્તક નામી જે. ૫૫
રુડી મતિ પામે તેહ જન, રુડા કર્મ કરી જેહતો સદા;
ચતુર્દશ ઇંદ્ર થાય ત્યાં લગી, સમ્યક ગતિથી છળે નવ કદા ૫૬
અનુક્રમે મન્નતર સ્થિતિ જે, સુણે નર ને નારી જે,
તેને સર્વ ઋતુ કલ્યાણકારી, થાય છે અવિધારી મેં. ૫૭
વળી દેવ ગ્રહની થાય તેપર, રેહમ નજર રુડી સદા;
સશય નહિ એ વાતમાહે, એક પુરાણી નવ તરતા કદા. ૫૮
સર્વ પાપ ને મહાપાપ છે, જે શાસ્ત્રથી જણાય છે;
તે પ્રમુખ થઈ ખોટુ કેહ એ, તેણે અધમ ગણાય છે. ૫૯
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, ચતુર્દશમન્વંતર થયા,
કરી સમાસ સમ્યક પેર અહીંઆ, યથામતિ દ્વિજે કહ્યા. ૬૦
શતતમો અધ્યાય અહીંઆં, થયો આજ પૂરો સહી,
સંસ્કૃતકેરુ પ્રાકૃત કરીને, દ્વિજે ગુણ ગાયા અહીં ૬૧

વલણ.

ગુણગણ ગાયા દ્વિજે અહિંયા, સુણો શ્રોતા વક્તા જન રે,
મનુકથા ભાવે કરી સુણતાં, કેહ પ્રેમાનંદ થશો પાવન રે. ૬૨

---

## કડવું ૧૭૧ મું.

### રાગ ગોડી.

શ્રીગુરુ ગણપતિને શિર નામી, ભાવે ભજું સીતાનો સ્વામી;
પ્રેમાનંદ પ્રભુ વ્રતધારી, રાજીવલોચન મનસા સારી. ૧
પિતૃવચન પાળ્યુ જેમ, પળાવો દ્વિજને પ્રભુ તેમ;
ઉધારી અહલ્યા હરિ રજે, નારી શબરી રહી તુને ભજે. ૨
કર્યો મિત્રકાજે તેં અન્યાય મોટો, લહી વાળી વાનર હણિયો ખોટો;
કર્યા તેના કારણ તેં અનેક, ધરજ્ય એવો વિપ્રકાજે વિવેક. ૩
રાજાકેરાં ચરિત્ર સર્વ, આજ કહુ તજી તનનો ગર્વ;
કહું પુરાણીને હું અલ્પમતિ, ક્રૌષ્ટુકિને કેહ મહામતિ. ૪
ક્રૌષ્ટુકિ કેહ હે ભગવન, કરી કૃપા મુને કર્યો પાવન,
કરી તમે અનુક્રમે વિસ્તાર, કહ્યા મન્વતર સમ્યકપ્રકાર. ૫

સ્થિતિ રીતિ કહી સર્વત્ર, મેં એક ચિત્તે સુણી રહી અત્ર;
હે દ્વિજસત્તમ મહામુનિ આજ, બ્રહ્માદિક સહુ નૃપ મહારાજ, ૬
તેમના વંશ સાંભળવા મારે, ઇચ્છા ઉપની મુનિ આ વારે;
સમ્યક રીતે ભાખો એહ, જ્યમ ટળે મારા સર્વ સંદેહ. ૭
માર્કંડેય કેહ હે સુત, જગતમૂળ રૂપ કહું અદભૂત;
આદિપુરુષ પ્રજાપતિ માની, સર્વ નૃપ ઉત્પત્તિ કહું તને છાની. ૮
સંભળાવું ચરિત્ર તેમનાં આજ, યજ્ઞકર્ત્તા કહું મહારાજ;
જયશાળી સંગ્રામે જેહ, ધરી જેણે ધર્મને કાજે દેહ. ૯
સંખ્યાવધિ પૃથ્વીપતિ એવા, કહું દ્વિજસાધી તેં સમ્યક સેવા;
જેણે દીપાવ્યા વંશ પોતાકેરા, જેણે કર્યા સફળ ભવના ફેરા. ૧૦
મહાત્મા રાજાઓની ઉત્પત્તિ, સુણતાં ચરિત્ર થાય ઉન્નતિ.
મુક્ત સકળ પાપથી થાય, જે નર નૃપચરિત્રને ગાય. ૧૧
યથા જેમાં મનુ મોટા મહારાજા, રણુવન્ય ઇક્ષ્વાકુ કુળની માઝા;
મહાભગીરથાદિક પાવન, એવા એવાએ કર્યું પૃથ્વીપાલન. ૧૨
ધર્મ જાણનારા મહાશૂર, યજ્ઞ કરનારા ભરપૂર;
પરમ તત્ત્વના સર્વે જાણ, અનેક રાજા થયા પરમાણ. ૧૩
વંશ સાંભળવાથી તેનો, પાપભાર ઓછો થાય સર્વેનો;
એવો વંશ વિસ્તારી ભાખું, કાંઈ બાકી નહિ હું રાખું. ૧૪
વડકેરી વડવાઈ જેમ, જૂદા જૂદા થયા રાય તેમ;
હે દ્વિજસત્તમ વિવિધ પ્રકાર, પ્રજા ઉપજાવવી નિર્ધાર. ૧૫
એવી ઇચ્છા પ્રજાપતિ બ્રહ્માની જાણ, એકદા થઈ પુરી પરમાણ;
દક્ષિણ અંગુષ્ઠથકી જ્યારે, દક્ષ પ્રજાપતિ ઉપજાવ્યા એક વારે. ૧૬
જગત પરમ કારણ એવા, બ્યાસમાન કરીએ વિધિની સેવા;
તેમણે વામ અંગુષ્ઠથકી નિર્વાણ, જગતપ્રસૂતા દક્ષપત્ની પરમાણ. ૧૭
તેને ઉપજાવી વિધિએ સાર, તે દક્ષને કરી આપી નાર;
કયમ કેહવાય મુખે આજ, ઘરબાર માંડ્યું ભાઈબેહને કરી કાજ. ૧૮
આજની રીતિ ભાતિ જોઈ, કેહ લાગે મૂઢમતિને એવી સોઈ;
કિંતુ દક્ષે તે પત્નીથી વર, અદિતિ કન્યા ઉત્પન્ન કરી સુંદર. ૧૯
તે આપી કશ્યપ મુનિને જોઈ, સાધી તેમાંથી તેણે સૂર્યની સોઈ;
એમ સૂર્ય દેવ થયા ઉત્પન્ન, ત્યારે અદિતિ થઈ અતિ પ્રસન્ન. ૨૦
કેહવા સૂર્ય છે તે કહું આજ, એક ચિત્તે સુણતાં થાશે તારું કાજ;
છે બ્રહ્મસ્વરૂપી સૂર્ય ભગવાન, આપે સર્વ જગતને જે વરદાન. ૨૧
સૃષ્ટિઉત્પત્તિમાં આદિભૂત, સ્થિતિકાળ મધ્યે જે મધ્યભૂત;
પ્રલયકાળમાં અંતભૂત દેવ, સાધે તેની સુરસનકાદિક સેવ. ૨૨

જેણે દેવ અસુરને માનવ, કર્યું જગત ઉત્પન્ન સૂર્ય મહાભવ;
સૂર્યવિષે વ્યાપી રહ્યું છે જગત, વિશ્વ રૂપે છે એ અવ્યક્ત. ૨૩
છે સર્વ ભૂતમય મહાભૂપ, છે સર્વકેરા આત્મસ્વરૂપ;
સનાતન પરમાત્મા છે એહ, થયા પ્રસન્ન અદિતિપર તેહ. ૨૪
પૂર્વે અદિતિએ આરાધના કરી, તેણે સૂર્યદેવે કાયા તહીં ધરી;
ક્રૌષ્ટુકિ કેહ માર્કંડેય, કથા મુને માંડી કહો તેય; ૨૫
કોહ સૂર્ય દેવકેરું સ્વરૂપ, કયમ આદિદેવ કશ્યપસુત અનૂપ;
થયા કાંઇ દોષથી કે સંતોષે, જેને જોઇ દોષના ડોશ શોષે. ૨૬
થયા હશે પ્રસન્ન તે જાતે, સર્વે સંભળાવો સમ્યક વાતે;
માર્કંડેય કેહ પ્રગટ એવી, વિશેષે કરી વિદ્યા દેવી. ૨૭
સનાતન તેજોમય સ્ફુટ કાંતિ, મોક્ષસંબંધી જ્ઞાનની શાંતિ;
પ્રગટ થવાની સત્તા જેહ, સ્વતંત્રાચરણ નિઃસંદેહ. ૨૮
જ્ઞાનસત્તા ને બોધસત્તા, ગતિ, સ્મૃતિ, વિજ્ઞાન ને મહત્તા;
એ સર્વ રૂપનાં છે લક્ષણ, કરે જેહ વિશ્વતણું રક્ષણ. ૨૯
તેં મુને પૂછિયું જે મહાભાગ, સૂર્ય કેમ પ્રગટ થયા ધરી લાગ;
વિસ્તારી કહું તુજને તેહ, સાંભળ એક મને થઈ એહ. ૩૦
આ સર્વ નિસ્તેજ હતું જાણ, નોહતું કંઇ નિર્ખવા જેવું પરમાણ;
અંધકારે વીંટાયલું હતું, ત્યારે સર્વ કારણ રૂપ થયું છતું. ૩૧
અક્ષર એવું અંડ મહાન, ઉત્પન્ન થયું હે મતિમાન;
મધ્યમાં રહેલા ભગવાન, પ્રપિતામહ પદ્મયોનિ મહાન. ૩૨
જગત ઉત્પન્ન કરનાર દેવ, તેમણે જોઇ અંડને સાધી સેવ;
પછે તેને ફોડયું તેમણે સાર, થયો તેમના મુખમાંથી ઉચ્ચાર. ૩૩
ૐ એવો રવ નીકળ્યો ત્યારે, પછે ભૂઃ શબ્દ નીપજ્યો ભારે;
વળી ભુવઃ નીકળિયો શબ્દ, પછે સ્વર્ એવો થયો ઉપલબ્ધ. ૩૪
એ ત્રણ વ્યાહૃતિઓ દ્વિજભૂપ, છે મહાસૂર્ય દેવનું સ્વરૂપ;
તે સ્વરૂપથી સૂર્યનું રૂપ, થયું પરમ સૂક્ષ્મ ૐ અનૂપ. ૩૫
પછે તેના થકી મહર્ એ સ્થૂલ, રૂપ જન સ્થૂળ તેનાથી મહામૂલ;
પછે તપ સત્ય એવાં મૂર્તિમાન, થયાં સપ્ત રીતે સૂર્યરૂપ મહાન. ૩૬
તે તો ઉપજે છે વારંવાર, વળી થાયે નાશ તે તો નિર્ધાર;
એમાંથકી પ્રગટ રૂપ જેહ, તેને મિથ્યા સમજવું નિઃસંદેહ. ૩૭
જેણે કરી નિશ્ચય પદને પમાય, એવું કહી ગયા દ્વિજરાય;
તે પરમ સૂક્ષ્મ ને રૂપરહિત, સત્તાત્મક સ્વરૂપસહિત, ૩૮
પરમ આદિ ૐકાર જેહ પ્રમાણ, મેં કહ્યું પરબ્રહ્મનું અંગ નિર્વાણ;
સુણી થાઓ પુરાણી જન પ્રસન્ન, હાવાં થાવું તમારે તો ઉત્પન્ન. ૩૯

પૃથ્વીના નૃપમાં તમે આવો, ભર્તખંડમાં લેવા લાહવો;
ઠગકૃત્ય કરીને ધરતા દાવો, અન્ય બ્રહ્મણિઠયાને દુઃખઉપજાવો. ૪૦
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણ, વંશાનુકીર્તન આરંભ્યું જાણ;
થયો એકાધિકશતતમોધ્યાય, દ્વિજ પુરાણી કાજે ગાય. ૪૧

વલણ.

પુરાણી કાજે ગાય દ્વિજજન, ચાતુર્વિંશી કુળ ઉત્પન્ન રે;
વીરક્ષેત્રમાં વાસ વસતાં, રેહ અહોનિશ પ્રસન્ન રે. ૪૨



## કડવું ૧૭૨ મું.

### રાગ સામેરી.

માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ સાંભળ તું, તે ભેદાયલું અંડ રે;
તે મધ્યેથી પ્રગટ થયાતા, અવ્યક્તજન્મા વિધિ પ્રચંડ રે. ૧
તે બ્રહ્માકેરા મુખમાંથી, ઉપન્યા ઋગ્વેદકેરા મંત્ર રે;
તે જપાપુષ્પ સરખી કાંતિવાળા, તેજોમય માહાતંત્ર રે. ૨
ભિન્ન ભિન્ન છૂટે છુટા, જૂદે જૂદા જાણ રે;
એવા અર્થવાળા તે હતા, રજોગુણ ધારતા પરમાણ રે. ૩
દક્ષિણ મુખથી છુટા છૂટા, તેમ વળી ભિન્ન ભિન્ન રે;
સુવર્ણ સરખી કાંતિવાળા, નીકળ્યા યજુર્વેદ મંત્ર તે દિન રે. ૪
પરમેષ્ઠિ વિધુ પરમેશ્વરવિધુ કેરા પશ્ચિમ મુખથી રે;
કુંદસરખા પ્રકાશિત નીકળ્યા, શ્યામવેદ મંત્ર શ્વેત સુખથી રે. ૫
વિધિઉત્તર મુખથી ભેદાયલા, કજ્જલ સરખા શ્યામ રે.;
ઘોરાઘોર સ્વરૂપવાળા, મંત્ર નીકળ્યા ઉદ્દામ રે. ૬
આભિચારિક શાંતિક એ બે, કર્મ પ્રતિપાદન કરનાર રે;
એવો અથર્વણ ઉત્પન્ન થાતો, જેને વિધિ મુખ ધરનાર રે. ૭
તે મુખ સૌમ્યાસૌમ્ય સ્વરૂપવાળું, સત્વ તમોગુણ સાર રે;
તે તણા આધિક્યવાળું, મુખ મહા નિર્ધાર રે. ૮
ઋગ્વેદ તે તો રજોગુણી છે, યજુર્વેદ સત્વગુણી જાણ રે;
સામવેદ તમોગુણી માન્યો, પૂરાં આપી પરમાણ રે. ૯
અથર્વવેદ સત્વતમોગુણ યુક્તે, એમ એ અનુપમ ચાર રે;
છે તેજથી પ્રજ્વલિત પૂરા, પૂર્વકલ્પ પેર નિરધાર રે. ૧૦
ભિન્ન ભિન્ન સ્થાનકવાળા થયા તે, આદિ તેજે ૐ કેહવાય રે;
તેના પ્રભાવથી જે તેજ તે, ઋગ્વેદ રૂપ લેહવાય રે. ૧૧

યજુર્વેદમય તેજ જે છે, સામવેદમય જે તેજ રે;
એ આધારરૂપ સર્વોત્તમ સહી, એક રૂપ તેજે એજરે. ૧૨
શાંતિક પૌષ્ટિક આભિચારિક, એ ત્રય ઋગ્વેદાદિ ત્રયમાં લીન રે;
થાય છે ને થતું આવ્યું, નથી વિપ્ર ઋષિ કંઇ ભિન્ન રે. ૧૩
એમ અધકાર નાશ થતાં, આ જગત થયું નિર્મળ રે;
ઉર્ધ્વ અધોગતિ વક્ર સ્થાને, લાગ્યું શોભવા મહાબળ રે. ૧૪
પછે તે વેદમય તેજ એકત્ર થઇને, પરમાત્માકેરા તેજમાં સારરે;
સાથે રહી એકત્વ થતું, તુ માન્ય મુનિ નિરધાર રે. ૧૫
આદિત્ય કરી જન કેહ તેને, તેનું કારણ કહું સુજાણ રે;
આદિ કાળે ઉપન્યુ એ, મહાતેજ પરમાણુ રે. ૧૬
હે મહાભાગ તે આ વિશ્વનું છે, નિર્વિકાર કારણ રૂપ રે;
ઋગ્યજુષ સામરૂપી છે, વેદત્રયી અનૂપ રે. ૧૭
પ્રાતર મધ્યાહ્ન અપરાણ્હ સમયે, તે તપે છે સુજાણ રે;
હે દ્વિજસત્તમ દિવા પૂર્વભાગે, ઋગ્વેદ રૂપ પરમાણુ રે. ૧૮
મધ્યાહ્ને યજુર્વેદ રૂપે, અપરાણ્હે સામવેદ સ્વરૂપ રે;
તપન તપે છે સર્વદા, જે મહાભવનો ભૂપ રે. ૧૯
પ્રાતરે ઋગ્વેદ મધ્યે, શાંતિક વસે છે સહી રે;
મધ્યાન્હે યજુર્વેદ મધ્યે, પૌષ્ટિક વાસ કરે રહી રે. ૨૦
અપરાણ્હે સામવેદ મધ્યે, આભિચારિક રૂપ દેખાય રે;
સૃષ્ટિકાળે ઋગ્વેદમય છે, સાક્ષાત વિધિ મહાકાય રે. ૨૧
સ્થિતિ કાળે હરિ યજુર્મય છે, હવાં કહું પ્રલયકાળ સ્વરૂપ રે;
સામમય રુદ્ર છે પ્રલય કાળે, મહાક્રૂરરૂપ અનુપ રે. ૨૨
તેણે કરી તેનો શબ્દ જે છે, તે અપવિત્ર ગણાય રે;
એ રીતે સૂર્યદેવ વસિયા, વેદ રૂપે મહાકાય રે. ૨૩
એ વેદમાં વશી રહેલા, વેદ વિદ્યા રૂપ કેહવાય રે;
પર પુરુષ પણ કેહવાય છે એ, વળી સનાતન રૂપ થાય રે. ૨૪
સૃષ્ટિ સ્થિતિ લય હેતુ એ છે, રજસત્વાદિક ગુણ જેહ રે;
એના આશ્રયથકી બ્રહ્મા વિષ્ણુ, આદિક સત્તા પામે એહ રે. ૨૫
વેદે કરી જે જાણવાનો, તે પુરુષ તેજ પ્રમાણ રે;
તેજ વેદમૂર્ત્તિ મૂર્તિરહિત વળી, આદિ પુરુષ પુરાણ રે. ૨૬
સૌ દેહધારીકેરા એ છે, દેહધારી રૂપ અનૂપ રે;
જગતાધાર ભૂત જ્યોતિ એહ છે, અજ્ઞાન લક્ષણ મહાભૂપ રે. ૨૭
છે જાણવા જોગ વેદાંતથી એ, છે પરથકી પર અપાર રે;
એમાં પુરાણીજન કાંઈ ન પ્રીછે, કહી જાય મુખથી સાર રે. ૨૮

કેહ શ્રોતા સમજે નહિ, પણ વક્તા ન સમજે કાંઈ રે;
શીખ્યાતણો નવ માલ હોયે, કદા જેમના માંહી રે. ૨૯
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, માર્તંડમાહાત્મ્યે જાણુ રે;
દ્વયધિકશતતમોધ્યાય પૂરણ, અહીંથયો પૂર્ણ પરમાણુ રે. ૩૦

વલણ.

પૂર્ણ પરમાણુ અધ્યાય થાતો, હરિ, ભજો નરનારી રે;
અચ્યુતં કેશવં કહી તાળી પાડો, દ્વિજજન સુણો આ વારી રે. ૩૧

—※※※※※—

## કડવું ૧૭૩ મું.

### રાગ રામગ્રી.

માર્કંડેય કેહ સુણ્ય મહામુનિ, તપન તાપયકી બ્રહ્માંડ;
પરિતમ ઉપર નીચે લહી, વિધિ વિચારતા માંડમાંડ. માર્કંડેય. ૧
જેને સૃષ્ટિ કરવાની ઇચ્છા અતિ, એવા પિતામહ બ્રહ્માભૂપ,
વિચાર કરવા લાગ્યા સહી, જોઈ સૂર્ય રૂપ અનૂપ માર્કંડેય. ૨
આ સૃષ્ટિ સહારતણા હેતુ, મહાત્મા સૂર્ય સ્વરૂપ;
તેના તેજથી સૃષ્ટિ મેં જે કરી, તેહ જશે અધારે કૂપ. માર્કંડેય. ૩
એમ સૃષ્ટિ નાશ પામી જશે, કલ્પાય તેનાં કારણ અનેક;
પ્રાણીમાત્રના પ્રાણ તો જળસદા, જળશોષણ સવિતાનો ટેક. માર્કંડેય. ૪
જળવિણ જગતી થશે નહિ, કદાપિ ઉત્પન્ન;
એમ વિચાર વિધિએ કર્યો, સુઝયું કરવા સૂર્ય પ્રસન્ન માર્કંડેય. ૫
પિતામહ બ્રહ્માએ એકાગ્ર થઈ, કરવા માંડયું સવિતાસ્તવન;
વર્ણવું તેહ યથામતિ, થાય જન સુણતાં પાવન. માર્કંડેય. ૬
બ્રહ્મા સ્તવે આ વિશ્વ સહુ, જે રૂપ છે સૂર્યદેવ;
જે આ વિશ્વરૂપ છે સર્વદા, સાધુ તેની સમ્યક સેવ. માર્કંડેય. ૭
વિશ્વમૂર્ત્તિ એવા સૂર્યનું, ધરે યોગી ધ્યાન અપાર;
છે તેવા જ્યોતિ રૂપને મારો સહી, નેહ થકી નમસ્કાર. માર્કંડેય. ૮
જેની કલ્પનામાં શક્તિ આવે નહિ, એવા ઋગ્વેદમય સાક્ષાત;
જે યજુર્વેદનું સ્થાનક સહી, ઉત્પત્તિસ્થાન સામનું વિખ્યાત. માર્કંડેય. ૯
જે આદિદેવ સ્થૂળ રૂપે કહ્યા, વેદત્રયીમય સાર;
જે સૂક્ષ્મ રૂપે ધર્મ માત્રનું, સ્વરૂપ શુદ્ધ માન્યું નિરધાર. માર્કંડેય. ૧૦
તે છે પરમ પ્રશંસનીય સદા, નિરખવા યોગ્ય સુંદરસ્વામ;
અખિલ વિશ્વના હેતુરૂપ એ, આદિકાળે પરમ જ્યોતિધામ. માર્કંડેય. ૧૧

જેનું રૂપ કેહવામાં આવે નહિ, જે છે પરથકી અતિ પર;
સર્વ દેવાત્મા સ્વરૂપ છે, સ્થૂળરૂપ આદિદેવ મહાવર. માર્કંડેય. ૧૨
એવા સૂર્યનારાયણ દેવને, કરું હું નેહવડે નમસ્કાર;
જે જળ જગતી સમીર રૂપ છે, પાવક રૂપ પૂર્ણ પ્રકાર. માર્કંડેય. ૧૩
સુરાદિક વિષયભૂત જે, પ્રણવથી માંડીને સર્વ;
સૃષ્ટિ રચું તારી શક્તિએ, આદિ શક્તિ એવી તારી મહાપર્વ. માર્કંડેય. ૧૪
મારી ઇચ્છાથી કંઈ થતું નથી, સર્વ તારી શક્તિએ થાય;
સ્થિતિ લય પ્રલય પાધરા, સૂર્યદેવ રૂપ મનાય. માર્કંડેય. ૧૫
જગતિપર જળનું શોષણ કરી, રહ્યા અગ્નિ રૂપ ધરી સ્વામ;
સૃષ્ટિ ઉત્પન્ન કરીને કરો, હે પ્રભાકર પરિણામ. માર્કંડેય. ૧૬
તમે વ્યોમ રૂપે વ્યાપ્ત થઈ રહ્યા, અહો સૂર્યનારાયણ દેવ;
જગતરૂપે તમે પંચ પ્રકારના, છો રક્ષણ કર્ત્તા તતખેવ. માર્કંડેય. ૧૭.
પરમાત્મ સ્વરૂપ યોગી જે જુએ, તે સમગ્ર મખમય તમ રૂપ;
વિષ્ણુ સ્વરૂપી મખ કરી કરી, યજતા યોગી અનુપ. માર્કંડેય ૧૮
હે વિવસ્વત આત્મ મુક્તિ, જે ઇચ્છે યતિ મહાયતિ જાણ;

ઇતિ શ્રીમાર્કંડેય પુરાણમાં, અધ્યાય આદિસસ્તવો નામ;
અહીં ત્ર્યધિકશતતમોધ્યાય થયો, સુણે ભણે તેનું કામ. માર્કંડેય. ૨૯

વલણ.

કામ થાયે સુણતાં ભણતાં, ધામ સ્વર્ગે શુભ મળે રે;
મામ પૂરાએ મન તણી, રામ તે જનથું હળે રે. માર્કંડેય. ૩૦



## કડવું ૧૭૪ મું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કહે સુણય શિષ્ય જી, કહું સૃષ્ટિ ઉત્પત્તિ વશા વિશજી;
બ્રહ્માએ જગ્ત કરિયું ઉત્પનજી, થઇ મનમાં અતિ પ્રસનજી. ૧

ઢાળ.

પ્રસન્ન થઇ વેદે કરીને, પૂર્વ પેઠે જાણ;
વર્ણાશ્રમ સમુદ્ર પર્વત, દ્વિપ દેવ કર્યાં નિર્વાણ. ૨
દૈત્ય સર્પ પશ્વાદિ કીધા, આદિ આદિ સર્વ;
તેના રેહાણનાં પ્રમાણ સર્વે, કર્યાં વિભાગ ધરી મન ધર્વ. ૩
બ્રહ્માસુનુ જે મરીચિ તે, પ્રસિદ્ધ પૂરણ છે સહી;
તેના પુત્ર કસ્યપ ઋષિ થયા, ઉત્પત્તિ જેથકી સહુ લહી. ૪
એક પાન કરતાં કસ્યપ કેવાયા, દક્ષ કન્યા તેરને તે વર્યાં;
દેવ દૈત્ય નાગાદિક સહુ, એવા એવા પુત્ર ઉત્પન્ન કર્યા. ૫

દીકરી ને દૌહિત્ર આદિક, થઈ તેમની અતિ સંતતિ;
જેવડે આખું વિશ્વ વ્યાપ્યું, સુવ્રય ક્રૌષ્ટુકિ તું મહામતિ. ૧૨
એ સર્વ કશ્યપ સુતમાં, દેવગણ શ્રેષ્ઠ કેવાય છે;
તે મધ્યના કેટલાક સત્વવત, કેટલાક રાજસ ગવાય છે. ૧૩
ઘણા તામસ રૂપ છે, એમ વિસ્તર્યાં વિસ્તાર;
સર્વોત્તમ પરમેષ્ઠિ બ્રહ્મયજ્ઞે અર્પ્યો, સુરને ત્રિભુવન અધિકાર. ૧૪
વળી યજ્ઞભાગ લેનાર કીધા, અન્ય બધુ કોપ્યા તે વાર;
રાક્ષસ દૈત્ય દાનવ થયા ભેગા, લાગ્યા સુરને દુઃખ દેવા અપાર. ૧૫
એ કારણથકી તેમને, એક સહસ્રદેવવર્ષ પર્યંત;
મહાદારુણ યુદ્ધ થાતું, જેમાં હાર્યાં દેવ મહંત. ૧૬
હે વિપ્ર જે બલિષ્ટ હુતા, દૈત્યદાનવ જાણ;
તે જયશાલી થયા પૂરા, રાક્ષસાદિક પ્રમાણ. ૧૭
દૈત્ય દાનવ છત્યા ત્યારે, સ્વકામથી કાઢ્યા દેવ;
થયા ત્રિભુવનસ્વામિત્વ વિહોણા, જોઈ જન સાધતું નવ સેવ. ૧૮
યજ્ઞભાગ મળતો નહિ, એવી દુર્દશા પામ્યા સુર;
જોઈ અદિતિને ચિંતા ઉપની, બળ વૃદ્ધિ પામ્યું અસુર. ૧૯
શોક તપ્ત થઈ સુરજાયા, તેણે ધારી સૂર્યની કરવા સેવ;
પરમ પ્રયત્ને તપ આરંભ્યું, તજી તન મનથી અહમેવ. ૨૦
તે નિયમિત ભત્ર ભોજન, કરતી એકાગ્રચિત્ત કરી જાણ;
વૃત્તધારિણી થઈ મોહમારિણી, ભજતી વ્યોમના ભગવાન. ૨૧
તેજપુંજ આકાશમાં જે, દિવાકર મહા દેવ;
તે તણી સ્તુતિ તે કરવા લાગી, તે કાળે તતખેવ. ૨૨
અદિતિ કહે હે દેહધારીના, આધાર દેવ સનાતન ઈશ;
પરમ સુક્ષ્મ સુવર્ણ સરખા, તમવિણ સૂઝે નવ દિશ. ૨૩
દેહ ધરનાર વળી દેહધારીના, દેહરૂપ દેવ કરું નમસ્કાર;
હે ગોપતે જગતઉપકાર અર્થે, જળ શોષણ કરો વારંવાર. ૨૪
તારા તીવ્ર રૂપને કરૂંછું હું, નેહવડે નમસ્કાર;
આઠ માસમાં ગ્રહણ કરેલા, વિધુમય રસ ધરનાર. ૨૫
તે તારા અતિ તીવ્રરૂપને હું, કરુ નેહથી નમસ્કાર;
તે સર્વ રસ વૃષ્ટિઅર્થે, વળી અર્પતા નિર્ધાર. ૨૬
તદા તૃપ્તિકારક રૂપ તમારું, થાય મેઘરૂપ અવિધાર;
એવા સવિતા દેવ તમને, કરું નેહવડે નમસ્કાર. ૨૭
મેઘ જળવડે ઉત્પન્ન કરતો, ઔષધીસમૂહ અપાર;
પરિપકવકર્તા ભાસ્કર રૂપને, હું કરુ નેહ વડે નમસ્કાર. ૨૮

હે પ્રભાકર અતિશે હિમનો, ત્યાગ ભાગ કરી સહી;
સમય સમયની વનસ્પતિનું, પોષણ કરતા સ્થિર રહી. ૨૯
તદા સ્વરૂપ શીતળ થાય તમારું, જગત જીવાડણહાર;
તેવા સવિતા દેવને હું, કરું નેહથકી નમસ્કાર. ૩૦
હે સૂર્ય દેવતા વસંત ઋતુમાં, નહિ અતિ શીતલ ગુણ ભંડાર;
નહિ અતિ તીવ્ર રૂપ તમારું ભાનુ, કરું તેવા રૂપને નમસ્કાર. ૩૧
સર્વ દેવ પિતૃને તૃપ્ત કરતા, તૃણ ધાન્ય પક્વ કરનાર;
વૃક્ષવેલીના જીવનહેતુ, છો અમૃતમય નિર્ધાર. ૩૨
એવા તમારા રૂપને, સુર પિતૃ પાન કરતા સાર;
એવા સોમાત્મક સૂર્યને, ૧ કરું હું નેહથકી નમસ્કાર. ૩૩
તૃપ્તિ દાહ એ ઉભય રૂપે, શશિ વહ્નિયુક્ત અપાર;
હે વિશ્વસ્વરૂપી ગુણાત્મક પ્રભુ, કરું હું નેહથકી નમસ્કાર. ૩૪
હે વિભાવસુ ઋગ્ યજુપ્ ને, સામનું ઐક્ય કરનાર;
એ ત્રિનામ રૂપ વિશ્વ તપે છે, કરુ નેહે તેને નમસ્કાર. ૩૫
પરમ સૂક્ષ્મ છે ૐ થકી જે, નિર્મલ અનંત રૂપ ઉત્તમ સાર;
તેવા સદાત્મક સૂર્યને હું, કરું નેહવડે નમસ્કાર. ૩૬
માર્કંડેય કેહ હે ક્રૌષ્ટુકે, સૂર્યને પ્રસન્ન કરવા માટ;
ઇચ્છા જેને ઉપની અતિશે, જેણે તજ્યાં પાણી પાટ. ૩૭
આહાર તજિયો વિહાર તજિયો, નિયમ પાળી બેઠી તેહ;
આ સૂર્યસ્તોત્રનો દિવા રાત્રિ, જપ કરતી કષ્ટી દેહ. ૩૮
એમ અતિકાળ વીતી ગયો ત્યારે, દક્ષસુતાએ નભ મોઝાર;
સૂર્ય દેવ પ્રત્યક્ષ દીઠા, તે કેવા હતા તે વાર. ૩૯
વ્યોમ ભોમે રહેલા તે, અતિ તેજસ્વી સૂરજદેવ;
કિરણમાળાથકી ન કોઇએ, નિરખી શકે કરવા સેવ. ૪૦
એવા તેજપુંજ સૂરજ હતા, કે તેજ પર્વતાકાર;
એવા દેવ જોઈ અદિતિ ત્યાં, પડી ગભરાટમાં અપાર. ૪૧
પછે ધીરજ રાખી બોલી સૂર્યને, હું તમને નિરખી નવ શકું;
કૃપા કરો કરુણાનિધિ તો, વરદાન લેવાને ટકું. ૪૨
નિરાધાર હું પૂર્વથી સહી, તેમાં તમારું સ્વરૂપ,
કષ્ટે કરી દૃષ્ટિ કરાય એવું, હતું આકાશે રૂપ. ૪૩
તેવો તેજનો સમૂહ અધુના, હુ પૃથ્વીપર પણ જોઉં;
ગભરાઉંછું હું અતિશે પ્રભુ, રહી વરદાન ઇચ્છા ખોઉં. ૪૪
માટે દિવાકર ભક્ત ઉપર, વિભુ કરુણા કરનાર;
સ્વસ્વરૂપ કરો તમે સૂર્ય દેવા, જ્યમ હું જોઈ શકું આ વાર. ૪૫

હું છું તમારી સેવકી, કરો મુજ પુત્ર રક્ષણ આજ;
તમો બ્રહ્માકેરું રૂપ ધરીને, સૃષ્ટિ સર્જતા મહારાજ. ૪૬
જગતકેરી સ્થિતિ કરવા, પ્રવર્તક થાઓ છો પૂર;
તેનું રક્ષણ કરો છો રાતદહાડો, વળી અંતે લય કરે મહાસુર. ૪૭
આ સર્વ વિશ્વમાં તમ પાખે, બીજી ગતિ નથી ક્યાંહી;
બ્રહ્મા વિષ્ણુ રુદ્ર આદિક, ઇંદ્ર કુબેર જોઇએ જ્યાંહી. ૪૮
અર્યમા, વરુણ, વાયુદેવ જે, ચંદ્ર, અગ્નિ ને આકાશ;
નગ અબ્ધિ સર્વે રૂપ તમારાં, છે પ્રભાકર પ્રકાશ. ૪૯
તમે સર્વકેરા સદા આત્મા, રૂપ અનૂપમ આપ;
તમો દેહ ધારી સૂર્યકેરું, કયમ સ્તુતિ કરી કરું હું માપ. ૫૦
સ્વકર્માસક્ત દ્વિજજન, યત્ન કરતાથકા વિધ વિધ રૂપ;
પદોએ કરી નિત્યપ્રતિ તમારુ, કરે યજન શુદ્ધ સ્વરૂપ. ૫૧
સમાધિ સયુક્ત થયલા, ઇંદ્રિયજીત નર નિર્વાણ;
ધ્યાન ધરતા તમારું તે, પામે પરમપદ સુજાણ. ૫૨
હે તપન, વિશ્વે તમે તપતા, પાચન પ્રભાકર કરનાર;
રક્ષણ કરો ભક્ષણ કરો છો, હે પ્રભુ પ્રગટ વિશ્વ ધરનાર. ૫૩
વારિવાળે કિરણે, કરી, આહ્લાદ અર્પો દેવ;
બ્રહ્મરૂપે વિશ્વ સરજો, વિષ્ણુરૂપે પાળના તતખેવ. ૫૪
યુગાંતમાં રુદ્ર રૂપ ધરીને, કરતાં સંહાર સ્વયં એક;
પ્રભુ પુરાણી જનના કૃત્યકેરો, અહરનિશ કરાવતા વિવેક. ૫૫
જો કાળી રાત્રિ રેહ સદા તો, કરે કાળાં કૃત્ય અનેક;
કિંતુ દિવાકર દિવા પ્રકટે, તજે કૂડો ધરિયો ટેક. ૫૬
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અધ્યાય દિવાકર સ્તુતિનામ;
થયો ચતુરધિકશતતમોધ્યાય પૂરણ, કૃપા કરી રાજીવલોચન રામ. ૫૭

વલણ.

રાજીવલોચન રામ પ્રભુએ, પ્રેમાનંદ પર પ્રેમે કરી રે;
કૃપાદષ્ટિ કરી વૃષ્ટિ અમૃત, વરસાવી ચિત્ત ચારુ ધરી રે. ૫૮

## કડવું ૧૭૫ સું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કેહ મહામુનિ જી, સમ્યક પ્રકારે લે તું સુણી જી,
પછે સ્વતેજોમંડળમાંથી જી, પ્રભાકર પ્રગટ થયા ત્યાંથી જી. ૧

આવું તેજ કરીને આવ્યા જી, તામ્રકાંતિ સરખા ભાવ્યા જી;
એવા દૃષ્ટિએ પડ્યા દેવ જી, નીરખી કરવા માંડી અદિતિએ સેવ જી. ૨
પછે સૂર્યને કેહવા લાગી અદિતિ જી,ધન્ય દેવ તમે કરી મુજપર પ્રીતિ જી;
સૂર્ય કેહ ઇચ્છિત વરદાન માગો જી, દુઃખ દીનતા સર્વે ત્યાગો જી. ૩
તદા કરી સાષ્ટાંગ નમસ્કાર જી, વદી જોઈ સૂર્યની કને નાર જી;
વરદાન આપનાર મહાન જી, તેની કરે શું સ્વાગતા ગુણવાન જી. ૪
થાઓ પ્રભાકર મુજપર પ્રસન્નજી, થયા અધિક બલિષ્ટ દાનવ ઉત્પન્ન જી;
તેમણે મારા સુત કનેથી ત્રિલોકજી, યજ્ઞભાગ લીધો તેણે થયો શોક જી. ૫
એવું છે માટે મહાપ્રભાકર જી, કરો કૃપા મુજપર વર જી;
તમો ધરો અંશાવતારી સ્વરૂપ જી, થઈ રહો દેવ ભ્રાતા અનૂપ જી. ૬
પછે કરો તેમના શત્રુકેરો નાશ જી, વારચો મનગમતો તમે પાશ જી;
ગમે તેમ કરી દિવાકર દેવ જી, જો મારે તપે પ્રસન્ન થયા તતખેવ જી. ૭
તો મારા સુત યજ્ઞ ભાગને પામે જી, વસે ધણીરણી થઈ ત્રિલોક ધામે જી;
કરો કૃપા એવી સૂર્ય દેવ જી, તમો છો જગતપાલક રહિત અહમેવ જી. ૮
તમે શરણાગતનું સંકટ ટાળો જી, મહાદુઃખથી દેવ સંભાળો જી;
માર્કંડેય કેહ પછે જળહર્તા જી, સમર્થ ભગવાન ભાસ્કર જગતકર્તા જી. ૯
પ્રસન્ન મુખે અદિતિ પ્રત્યે બોલ્યાજી, તેં મારા અતુલ તોલને તોલ્યા જી;
હું સહાસ્ત્રાંશી કરી તુજ ગર્ભમાંહે જી, થઈશ ઉત્પન્ન જોશે જ્યાંહે જી. ૧૦
તારા સુતના શત્રુ જેહ જી, તેનું સૂનું કરી નાંખીશ નિઃસંદેહ જી;
નાશ કરતાં કરીશ નહિ વાર જી, એમ કહી અંતર્ધાન હવા ત્રાતકાર જી. ૧૧
અદિતિ અભીષ્ટ મેળવી ત્યાંય જી, તપથી નિવૃત્ત થઇ ગઇ આશ્રમ માંય જી;
પછે કેટલાક દિન ગયા પૂંઠે જી, સૂર્ય દેવ અદિતિને ત્રૂઠે જી. ૧૨
સ્વસહસ્ર કિરણમાંથી એક જી, સૌસુમ્નને આજ્ઞા કરી ધરી ટેક જી;
એક કિરણે દેવમાતાને પેટ જી, જન્મ લીધો ઉતારવા સુર વેઠ જી. ૧૩
હે દ્વિજ અદિતિ જાણતી હતી જી, હું થઈ છું દિવ્ય ગર્ભવતી જી;
તેણેકરી પવિત્રતા તેણે રાખી જી, કૃચ્છ્રચાંદ્રાયણાદિકની રાખી સાખી જી. ૧૪
વ્રત સાવધપણેથી સાધ્યું જી, બીજા કશામાં મન નવ બાધ્યું જી;
કશ્યપમુનિ કોપ કરી કેહવા લાગ્યાજી, તેં અપવાસ કરવા કયાં માગ્યા જી. ૧૫
નિત્યપ્રતિ કરી અપવાસ જી, કયાં ગર્ભાંડને પ્રગટાવે ત્રાસ જી;
શું મારી નાંખવા બેઠી તેને જી, અદિતિ ઉત્તર નવ દે તેને જી. ૧૬
પણ રોજ પૂછતા પતિ એવું જી, તદા કોપાવિષ્ટ થઈ કહે કેવું જી;
આ રહ્યું ગર્ભમાંહેનું અંડ જી, મર્યું નથી પામ્યું પ્રચંડ જી. ૧૭
એ તો શત્રુને હણતા થાશે જી, જેણે કરી મારાં દુઃખ દારિદ્રય જાશે જી;
માર્કંડેય કેહ એમ કહી જી, પતિવેણથી કોપી રહી જી. ૧૮

એવી દેવમાતા એક કર્યું શું ય જી, સુણ કહું તેજસમૂહથી પ્રજ્વલિત હૃય જી;
એવા ગર્ભને કાઢી નાંખ્યો જી, ઉદર વિષે તેને નવ રાખ્યો જી. ૧૯
ઉગતો સૂર્ય સરખો જોઈ તન જી, મહાતેજસ્વી ગર્ભ પાવન જી,
તેનું દર્શન થાતાની વાર જી, કસ્યપ સ્તુતિ કરવા લાગ્યા અપાર જી. ૨૦
પૂર્વે ઋગ્વેદ ઋચાએ કરી જી, આદરે સ્તુતિ કરવા ચિત્તમાં ધરી જી,
એમ સ્તુતિ કરી ઘણી વાર જી, તદા ગર્ભ અંડ ભેદી નીકળ્યો બાહાર જી ૨૧
કમળપત્ર સમ કાંતિવાળો જી, તેજે દિશા મુખ વ્યાપ્ત કર્યાં ભાળો જી;
એવા માર્તંડ દેવ થયા ઉત્પન્ન જી, અંતરિક્ષે નાદ થતો પાવન જી. ૨૨
કરી મુનિસત્તમને સંબોધન જી, જ્યમ જળસંયુક્ત મેઘ ગર્જે મુનિજન જી,
ગભીર વાણીએ કરી ત્યાંય જી, આકાશવાણી થાતી કસ્યપ જ્યાંય જી ૨૩
આકાશવાણી કેહ કસ્યપ તેંય જી, આ અંડ માર્યું કહ્યું જેય જી;
તેણે કરી આ તારો પુત્ર જી, માર્તંડ નામે થશે મહાસૂત્ર જી. ૨૪
એ સમર્થ દેવ સૂર્યનો અધિકારી જી, વિશ્વે પ્રવર્તાવશે નિરધારી જી;
કરશે યજ્ઞભાગ લેનારનો નાશ જી, સુણી આકાશવાણીનો આભાસ જી. ૨૫
હર્ષ પામ્યા અતિશે દેવ જી, ગયા સ્વધામે તે તતખેવ જી,
દુષ્ટ દાનવનું બળ સર્વ જી, નાશ પામ્યું ને ગળિયા ગર્વ જી. ૨૬
પછે દેવ સહિત ઇંદ્રે જઈ જી, દૈત્ય દાનવ બોલાવ્યા યુદ્ધે સહી જી;
તે પણ આવ્યા સમરે તત્કાળ જી, સુરઅસુરનું યુદ્ધ થયું વિકાળ જી. ૨૭
શસ્ત્રાસ્ત્રે અખિલ જગત જી, થયું વ્યાપ્તમાન ને મોહાસક્ત જી,
તે યુદ્ધમાં માર્તંડની દૃષ્ટિથકી જી, અસુરગણ રહ્યો નવ ટકી જી ૨૮
બળી ભસ્મ થઈ ગયા ભૂર જી, હારવા લાગ્યા દાનવના શૂર જી,
જોત જોતામાં સર્વ ત્યાંય જી, માર્તંડ કૃપાએ જમપુર જાય જી. ૨૯
પછે દેવ કરવા લાગ્યા સ્તવન જી, અતિશે હર્ષ પામી તે દન જી;
કરતા ઉભયનું સ્તવન ત્યાય જી, તેજહેતુ માર્તંડ અદિતિ જ્યાંય જી. ૩૦
સર્વ દેવને પૂર્વની રીતે જી, પ્રાપ્ત કરી આપ્યા અધિકાર પ્રીતે જી,
યજ્ઞભાગ અપાવ્યા સર્વ જી, ટાળી દાનવકુળનો ગર્વ જી. ૩૧
માર્તંડ સ્વઅધિકાર કરવા લાગ્યા જી, અગ્નિગોળાસમ થઇ અનુરાગ્યા જી,
સૂર્યે કદંબ પુષ્પ સમાન જી, અધો ઉર્ધ્વ કિરણે કરી મહાન જી. ૩૨
નહિ અતિ સ્ફુર્ણાયમાન જી, એવું શરીર ધરી મતિમાન જી,
તપવા લાગ્યા જગતને માટે જી, દહતા પુરાણીજનને વાટેઘાટે જી. ૩૩
વિપ્રદ્રૂપી દ્વિજના અરિ જી, ભટના ભોમિયાની શિખા ધરી જી,
ચાતુર્વિંશીની સાહે કરી જી, કવિ નહિ તેની વાત ઉર ધરી જી. ૩૪
કરી પુરાણી તેનાથી પરી જી, માર્કંડેયમાં માર્તંડોત્પત્તિ ઉચ્ચરી જી,
કર્યો પંચાધિકશતતમોધ્યાય ધ્યાન ધરી જી, કર્તા હર્તા છે મહાન હરિ જી. ૩૫

વલણ.

કર્તા હર્તા શ્રીહરિ થયા ત્યારે, દ્વિજે ગાયા ગુણગણ જાણ રે;
ચાતુર્વિંશી કાંઈ ન જાણે, સહુ કરે પુરાણી પ્રમાણ રે. ૩૬



## કડવું ૧૭૬ મું.

રાગ મેવાડો.

માર્કંડેય કેહ રે, સુણ ક્રૌષ્ટુકિ મુનિ તુંય;
હવાં માર્તંડપત્ની કહુ રે, થઈ કવણ તે તો હુંય. ૧
વિશ્વકર્મા પ્રજાપતિ રે, માર્તંડ જોઈ થયા પ્રસન્ન;
તેમણે સવિતા વિનવી રે, આપી કન્યા રૂપ રતન. ૨

ઢાળ.

કન્યા રૂપ રતન અર્પ્યું, જેનું સંજ્ઞા એવું નામ;
તેને વિષે સવિતાથકી, સુતવૈવસ્વત હવો મહાધામ. ૩
તે મહી મધ્યે મનુ મોટો, થયો કહ્યો પ્રથમ;
સંજ્ઞા વિષે સવિતાએ સહી, ત્રણ સંતાન ઉપજાવિયાં રૂપ રમ્ય. ૪
પુત્ર તે મધ્યે બે હતા, યમુના કન્યા જાણ;
વિવસ્વાન મોટો સર્વથી, હવાં કહુ યમ યમી પ્રમાણ. ૫
શ્રાદ્ધદેવ પ્રજાપતિ જે, યમ નામ પૂરણ કામ;
અધમોધમ ઉદ્ધારણી જે, યમી સુંદર શ્યામ. ૬
એ જુંડવાનાં બે હતાં, સવિતાનાં સંતાન;
અધિક તેજે સચરાચરને, પરિતાપ કરતા વિવસ્વાન. ૭
એવું ગોળાકાર સ્વરૂપ જોઈ, તેજ સહી શકી નવ નાર;
સ્વછાયા ને સંજ્ઞા નિહાળી, વદી વેણ તે વાર. ૮
હે કલ્યાણી કલ્યાણ થાઓ તારું, હું સ્વપિતા ગેહ જવાની છુય;
તો તારે મારી આજ્ઞાથકી, રેહેવું વિકારરહિત કહુ હુંય. ૯
આ ઉભયસુત છે મારા, વળી સુંદર કન્યા જેહ;
તેને સારી રીતે પાળવાં તારે, ન દમવી કોની દેહ. ૧૦
આ વાત સવિતા દેવને તારે, કેહવી નહિ કો દિન;
છાયા કહેઅહો સંજ્ઞા, જ્યાં લગી કેશ સાહી કરશે નવ દીન. ૧૧
વા શાપ દેશે નહિ સૂર્ય મુજને, ત્યાં લગી આ તારી વાત;
હું કોઈ સ્થળે કેનાર નથી, તું જાણ સર્વ સાક્ષાત. ૧૨

તારે જેમાં જવું હોય ત્યાં જાજે, સુખેથી થઇ શાંત;
છાયાનું એવું વચન સાંભળી, જાતિ સંજ્ઞા પિતાગેહ મહાદાંત. ૧૩
ત્યાં જઈ તે વશી સહી, મૃગનયની કેટલાક માસ;
પછે ઘણીવાર તેના પિતાએ, જાવા કહ્યું પતિ પાસ. ૧૪
ત્યારે અશ્વિનીનું રૂપ લેઈ, ગઈ ઉત્તરકુરુ દેશ મોઝાર;
ત્યાં અન્નજળ તજી તપ આરંભ્યું, પતિવ્રતા ધર્મે નિરધાર. ૧૫
હે મુનિસત્તમ ગઈ જ્યારે. સંજ્ઞા પિતાને ઘેર;
ત્યારે છાયા સંજ્ઞાએ યથાર્થ રીતે, પાળી પતિની પેર. ૧૬
સવિતાકેરી સેવા સાધી, રચ ન પડિયો ફેર;
આ સંજ્ઞા મારી પત્ની નિશ્ચે, એમ સૂર્ય જાણતા હતાં અંધેર. ૧૭
સંજ્ઞા સતી જાણી તેની સધાતે, સગમ કર્યો સૂર્યદેવ;
બે પુત્ર ને એક પુત્રી પ્રગટી, ત્યાં તે વેળાએ તતખેવ. ૧૮
એ ઉભયમાંજે પ્રથમ પ્રગટ્યો, તે જ્યેષ્ઠ ભ્રાત મનુ જેવો થયો;
સાવર્ણિ નામ તેનું પડિયું, સશય સૂર્યને નવ રહ્યો. ૧૯
દ્વિતીય પુત્ર શનૈશ્ચર થાતો, નવ ગ્રહમાં પ્રખ્યાત;
તપતી નામે કન્યા થાતી, તેને સવરણ નૃપ વર્યો સાક્ષાત. ૨૦
પૃથ્વી સબંધી જેહ છાયા, જેણે સંજ્ઞાકેરુ ધર્યું હતું રૂપ;
તે જેવો સ્નેહસ્વભાવે ધરતી, તેવું સંજ્ઞાસુતનું જોતી ન સ્વરૂપ. ૨૧
જે સ્વભાવ કરતાં પ્રથમ જન્મેલાં, સંજ્ઞાકેરાં સંતાન;
તે આંખના પાટા જેવાં લાગતા, તે તો હતાં ત્રણ મહાન. ૨૨
વિચક્ષણ મનુએ સહ્યુ સર્વે, સ્વપિતાસ્ત્રી કષ્ટ દે જેહ;
હલકા પેટની હલકુ વદતી, તે સહુ સહન કરતો નિઃસંદેહ. ૨૩
કિંતુ યમથી તે સેહવાયુ નહિ, તેણે કરી મારી માતને લાત;
બાલત્વથી કે દૈવબળથી, થઇ પડી લાત તે મોતની ઘાત. ૨૪
યમે સંજ્ઞાને લાત મારી, તેથી તે કત્રિમ કોપી અપાર,
તેણે યમને શાપ દીધો તહીં, તેં કર્યો નવ મૂઢમતિ વિચાર. ૨૫
તારા પિતાની જેહ પત્ની, તે ગણવી ગુરુજન સમાન;
તેને તેં પગની લાત મારી એ, સૂધી નહિ કંઈ સાન. ૨૬
માટે તેં જે પદે લાત ઉગામી, તે તૂટી પડો તારો પાગ;
એમાં કંઈ અસત્ય ન સમજીશ, એમ શાપ દીધો કરી સ્નેહ ત્યાગ. ૨૭
એ શાપથી યમના અંતરમાં, ઘણું કષ્ટ પ્રગટ્યું પ્રમાણ;
તે મનુને સાથે લેઈ ગયો, જ્યાં હતા ધર્માત્મા સૂર્ય સુજાણ. ૨૮
સૂર્યનારાયણને નિવેદ્યું, જે જે બનિયું વૃત્તાંત;
યમ કેહે હે દેવ અમારી, માતા જે મહાંત. ૨૯

તે સમાન સ્નેહ રાખતી નથી, અમો સર્વ બાળક પર સાર;
અમો મોટા સુતને પડ્યા મૂકીને, નાનાપર સ્નેહ ધરે અપાર. ૩૦
અમારું પોષણ કરતી નથી એ, નાનાં સંતાન આગળ નિર્વાણ;
તેણે કરી મેં પાદ ઉગામ્યો, એ તો સત્ય પ્રમાણ. ૩૧
કિંતુ મેં લાત મારી નથી તેને, તોય થઈ એટલી મારી ભૂલ;
મૂર્ખત્વ કે બાલકત્વથકી એ, વૈરનું વરિયું મૂળ. ૩૨
તે આ સમયે ક્ષમા કરો, હે સર્વ તપનારમાં શ્રેષ્ઠ;
થઇ ક્રોધી હું બાળને શાપ્યો, એમ કો માત કરે નવ નેષ્ટ. ૩૩
તેણે કરી હું માનું પિતાજી, એ નથી મારી માત;
પુત્ર કુપુત્ર થાય કદા પણ, માત કુમાત સુણી નવ ખ્યાત. ૩૪
તારો પગ તૂટી પડજો, એવું જનની ભાખે કેમ;
માટે પ્રગટે છે એના વિષે મને, સૂર્ય દેવ અતિ વેહેમ. ૩૫
આ મારો પગ તૂટી પડે નહિ, એવો કરો કાંઈ ઉપાય;
સૂર્ય કેહ પુત્ર તારા જેવાને, વળી સદા ધર્મજ્ઞ જેની કાય. ૩૬
સત્યવાદી સાચો તું કોપે ભરાયો, એ સંશયની વાત;
ધોળા માંહે કાળું કંઇ નિશ્ચે, માટે વિચારવું જોઇએ વિખ્યાત. ૩૭
હે ભ્રાત સર્વ, શાપતણું નિવારણ, છે શાસ્ત્રપુરાણની માંય;
પણ શાપ દે માતા સુતને કોપી, તેનું નિવારણ નથી કયાંય. ૩૮
હે સુત તારી માતાનું વેણ મિથ્યા, કર્યાતણો નથી પ્રકાર;
કિંતુ તારા પર સ્નેહને લીધે કંઈ, કૃપા કરીશ નિર્ધાર. ૩૯
તારા પાદમાંથી આમિષ લેઇને, કૃમી પડશે પૃથ્વી મોઝાર;
એ પેરે તુજ માત વેણ સુત, સત્ય થશે નિર્ધાર. ૪૦
તુજને શાપથી ભય નહિ થાશે, એમ કહી શાંત થયા સૂર્યદેવ;
યમે પાગે લાગી ત્યાં પિતાકેરી, સમ્યક સાધી સેવ. ૪૧
પછે સૂર્ય છાયા પાસે જઈ વદતા, આપણા સર્વ બાળક છે સમાન;
એમ છતાં ભેદ કેમ તેં પાડ્યો, નાના મોટા વિષે ગુણવાન. ૪૨
એમ જોઈ વિચાર થાયછે, કે તું સતા નારી નોહોય;
કોઈ અન્ય તેને સ્થાનકે તુ રહીછું, આજે સત્ય કેહ તું સોય. ૪૩
હું કહું છું એમ હોય નહિ તો, માત કુમાત ન થાય;
છોરું કછોરું થાય છે સઘળે, સુણી ન શાપ દેતી માય. ૪૪
માર્કંડેય કેહ એમ સૂર્ય વદ્યા પણ, મૂકવા ન દીધા સંજ્ઞાએ હાથ;
સત્ય કથા સમજાવી નહિ રજ, વદી તે એમ કેમ બોલ્યો નાથ. ૪૫
તદા સૂર્યે આત્મવૃત્તિ એકાગ્ર કરીને, ધ્યાન ધરી જોયું યથાર્થ;
દિવસ હતો માટે સર્વ જણાયું, કેવા જોઇએ જુવતીઓના સાર્થ. ૪૬

ધ્યાનાસક્ત ધણીને જોઈ, છાયાની કંપી કાયા;
શાપ દેશે સૂર્યદેવ સાચુ જાણી, મિથ્યા કરી દેશે માયા. ૪૭
તેમનાં જાગતા પેહલાં કહું હું, એમ વિચારી આપ;
થરથર ધ્રુજતી છાયા-સંજ્ઞા, સહી શકી નવ તાપ. ૪૮
તેણે વર્ણવી સર્વ વૃત્તાંત કહ્યું, એ સાંભળી સવિતાદેવ;
કાયા મધ્યે ક્રોધ ધરી કરી, ગયા શ્વશુરને ગૃહ તતખેવ. ૪૯
ક્રોધાગ્નિએ બાળવા ઇચ્છતા, રૂપ જોઇયું સૂર્યનું જાણ;
યથાવિધિ પૂજન કરતાં ત્યાં, સમ્યગાચરણી શ્વશુર પ્રમાણ. ૫૦
વિશ્વકર્માએ વિવસ્વાનને, શાંત કરી કહ્યું આમ;
અતિ તેજથી વ્યાપ્ત રૂપ તમારું, સહી શકી નવ તમસ્યામ. ૫૧
તેણે કરી ગઈ સંજ્ઞા વનમાં, બેઠી આરંભી તપ ઉદ્દામ;
સદાચરણી સતી તે આજ મળશે, વન મધ્યે તમને મહાધામ. ૫૨
મહાતપથી તન તાપ્યું તેણે, તેનો જ્યારે ચાલ્યો નહિ ઉપાય;
એક બ્રહ્મદેવનું વચન હું જાણું, તમે કોહ તો કહું સૂર્યરાય. ૫૩
સૂર્ય કેહ સુખેથી ભાખો, હું છું સાંભળવા તૈયાર;
ત્યારે વિશ્વકર્મા કેહ આ તેજ તમારું, જે છે અસહ્ય અપાર. ૫૪
તે જેવું જોઇએ તેવું કરી દેઉં, જો ઇચ્છા મનમાં હોય;
કંઈ અલાભ થાયે નહિ પ્રભુ તમને, નવ ભક્તજન નિંદે કોય. ૫૫
પૂર્વે સૂર્યસ્વરૂપ ગોળાકાર હતું, તેથી સૂર્યે કહ્યું કરો તેમ;
આજ્ઞા લેઇ પછે વિશ્વકર્માએ, શાકદ્વિપ વિચાર્યો ક્ષેમ. ૫૬
ત્યાં સવિતાકેરા તેજને નાંખ્યું, ચક્રભ્રમણમાં નિર્ધાર;
એમ આરોપી વિશ્વકર્માએ, ઓછું કરવા માંડયું તેજ તે વાર. ૫૭
સર્વ જગતના નાભિરૂપ જે, સૂર્ય દેવ મનાય;

સર્વ ત્રિલોક ચાક ચઢયું એમ, જઈ બ્રહ્માદિક મળિયા દેવ;
સહુ સૂર્યની સ્તુતિ કરવા લાગ્યા, એકમના થઈ તતખેવ. ૬૪
તમો સર્વ સુરમાં આદિ સુર છો, અમો આપ રૂપે છીએ પ્રવીણ;
સૃષ્ટિ ઉત્પત્તિ સ્થિતિ ને, પ્રલયકાળમાં કરતા ક્ષીણ. ૬૫
એ ત્રણે કાળમાં ત્રણ પ્રકારે, તમો રહ્યા દેવાધિદેવ;
હે જગતસ્વામી તાપ વૃષ્ટિકર્તા, હે તપનતપતા સાધુ તમ સેવ. ૬૬
હે દેવેંદ્ર દિવાકર તમારું, નિરંતર હો કલ્યાણ;
સર્વ જનને જયમ શાંતિ થાયે, તેમ કરો પુરુષ પુરાણ. ૬૭
જેનું તેજ ઓછું કરવા માંડયું છે, એવા સૂર્યદેવની પાસ;
વાસવ જઈ સ્તુતિ કરવા લાગ્યો, કરી ગુણગણનો પ્રકાશ. ૬૮
હે જગતવ્યાપી દેવાધિદેવ પ્રભુ, હે અખિલ જગતના સ્વામી;
ભદ્ર થાઓ ભાનુ તમારું, એમ ઇંદ્ર વદ્યો શિર નામી. ૬૯
વળી સપ્તર્ષિ વસિષ્ઠ અત્રિ આદિક, સ્વસ્તિ સ્વસ્તિ કહેવા લાગ્યા;
વિવિધ સ્તોત્રથી સ્તુતિ કરતા, સૌ સવિતા પ્રસન્ન કરવા અનુરાગ્યા. ૭૦
લિપ્યમાન એવા સૂર્યની, ઋગ્વેદમાં કહેલી જેહ;
આદિ ઋચાઓ સહિત ત્યાં, વાલખિલ્ય સ્તુતિ કરવા લાગ્યા એહ. ૭૧
હર્ષથી કહે હે નાથ નિયંતા, જેને મોક્ષની ઇચ્છા હોય;
તેને મોક્ષરૂપ માર્તંડ તમે છો, ધ્યાની ધ્યાન વસ્તુ પ્રભુ સોય. ૭૨
અનુસરતા જેહ કર્મકાંડને, એવા સર્વ ભૂતની ગતિ રૂપ;
હે દેવેશ કલ્યાણ પ્રજાનું, હે સૂર્ય મહારૂપ અનૂપ. ૭૩
હે જગતપતિ આ મારું અને, દ્વિપદચતુષ્પદ પ્રાણીનું જાણ;
નિત્ય પ્રતિ કલ્યાણ કરો સહી, મારું વિનતિ કરીને વાણ. ૭૪
પછે વિદ્યાધર ગણ યક્ષ રાક્ષસ, નાગાદિક સર્વે લોક;
હસ્ત જોડી શિરસાષ્ટાંગ કરી કહે, સૂર્ય ટાળો અમારો શોક. ૭૫
માનસને આનંદ ઉપજાવે, ઉપજાવે કર્ણને સુખ;
એવી વાણી તે બોલવા લાગ્યા, ટાળો ત્રિભુવનપતિ અમ દુઃખ. ૭૬
પ્રાણીમાત્રનો ઉદ્ભવકર્તા, હે સૂર્ય તમારું તેજ,
કરો સર્વ કો સહન કરે એવું, જેણે હરિ વાધે તમ પર હેજ. ૭૭
પછે ગાયનકળામાં કુશળ એવા, જાણે ષડ્જ મધ્યમ ગાંધાર;
એ ત્રણ ગ્રામમાં પૂરા પ્રવીણ જે, હાહા હૂહૂ તુંબરુ નારદ સાર. ૭૮
પ્રયોગ સહિત મૂર્ચ્છના અને, તાલવડે કરી નિર્ધાર;
સુખ અર્પનાર સવિતાકેરું, ત્યાં ગાન કરવા લાગ્યા અવિધાર. ૭૯
વળી તેજ ઓછું કરતા તહીં, વિશ્વાચી ધૃતાચી નાર;
ઉર્વશી તિલોત્તમા મેનકા, સહજન્યા શ્રેષ્ઠ રંભા નિર્ધાર. ૮૦

એ સર્વ અપ્સરાઓ હાવભાવના, વિલાસથી ભરપૂર;
અસંખ્ય અભિનય કરતી નાચતી, જ્યમ ત્યમ રીઝવે મહાસુર. ૮૧
ત્યાં વેણુ વીણા ઝાંઝ રણશિંગી, પુષ્કર મૃદંગ અપાર;
પટહાનક દેવદુંદુભિ, વાગવા લાગ્યા શંખ નિર્ધાર. ૮૨
ગાયન કરતા ગંધર્વો જે, નૃત્ય કરતો અપ્સરા ગણ જેહ;
તૂર્ય વાદિત્ર નાદથી ત્યાં, થઈ રહ્યો કોલાહલ નિઃસંદેહ. ૮૩
પછે ભક્તિવડે છે નમ્ર જેમનાં, શરીર સર્વ પ્રકાર;
એવા હસ્ત જોડી સહુ દેવ ત્યાં, કરતા ભમતા ભાનુને નમસ્કાર. ૮૪
સર્વદેવ મળ્યાતા જે સમે, કોલાહલ થયોતો અપાર;
તે કાળે વિશ્વકર્માએ સહી, શો કરવા માંડ્યો વિચાર. ૮૫
કુતૂહલ દેવનું સાંભળી, થોડે થોડે તેજ કરવા માંડ્યું નાશ;
એ રીતે વિધિ વિષ્ણુ શકરે, જેનુ સ્તવન કર્યું પ્રકાશ. ૮૬
એવા શીત વૃષા ઉષ્ણકાળના, હેતુ સૂર્ય મહારાજ;
તેના અંગનું ભ્રમણ જે સુણે, તેનુ થઈ જાયે સહુ કાજ. ૮૭
દોરી તૂટી આવરદાતણી, ત્યારે જઈ વસે સૂર્ય લોક;
ભવોભવની પીડા મટે, થઈ રેહે ત્યાંહી અશોક. ૮૮
પિષ્ટપેષણ કરવું પડ્યું, પુરાણીકેરે માટ;
કેહેશે કઠિન ભાગ એ હતો, તેણે તજ્યો પામી ઉચ્ચાટ. ૮૯
ઘાટ એવા ઘડે મળી, તેમને કાજે કરિયું આમ;
કેહનારનું મુખ નવ ઝલાયે, જોઈ મૂર્ખ કરાય પ્રણામ. ૯૦
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, પ્રકાર ભાનુતનુલિખનં નામ;
ષડધિકશતતમોઽધ્યાય પૂરણ, હવો પુરાણીજનને કામ. ૯૧

વલણ.

પુરાણીજનને કામ કીધુ, પ્રાકૃત માંહી પુરાણ રે;
યથામતિ ગતિ જેની જેટલી, તેટલી દોડ કરી પરમાણ રે. ૯૨



## કડવું ૧૭૭ મું.

### રાગ રામગ્રી.

માર્કંડેય કેહ મહામુનિ, સાંભળ્ય કહું સર્વ કથાય;
જ્યારે સૂર્ય ભ્રમણ કરતા હતા, ત્યારે પ્રજાપતિ વિશ્વકર્માય. માર્કંડેય૦ ૧
રોમાંચ થઈ સૂર્યની સ્તુતિ, કરવા લાગ્યા અપાર;
નમન કરતાં નર ઉપરે, હિત અર્થે સવિતા સાર. માર્કંડેય. ૨

દયા કરો નિરંતર તમે, સમાન વેગવાળા સદાય;
મહાત્મા સાત અશ્વ છે તમતણા, વર તેજસ્વી મહાકાય. માર્કંડેય. ૩
પ્રફુલ્લિત સરોજસમુદાય ને, કરતા દેવ દયાળ;
અંધકાર જવનિકાને ટાળતા, નમુ કરુણાકર કૃપાળ. માર્કંડેય. ૪
જેનાં અતિ પુણ્યકર્મ છે જગતને, પવિત્ર પુર કરનાર;
જે અનેક ઇચ્છિત વસ્તુ આપતા, ભક્ત ભંડાર ભરનાર. માર્કંડેય. ૫
તેજસ્વી અગ્નિમય કિરણથકી, શોભાયમાન સમ્યક અપાર;
એવા સર્વજન હિતકારીને સદા, કરું નેહવડે નમસ્કાર. માર્કંડેય. ૬
જન્મરહિત પ્રાણી માત્રના, આત્મારૂપ સુરદેવ;
પ્રભુ ત્રણ લોકનું કારણ તમો, સાધિસ્વામી માની ઇંદ્રિસેવ. માર્કંડેય. ૭
ધર્મ રૂપ ધારી મહાદેવતા, અતિ કરુણાળુ કૃપાળ;
જગતપાળક પૂરેપૂરા, તેવા સંહારક સર્વ કાળ. માર્કંડેય. ૮
લોચનાશ્રય રૂપ ધરી રહ્યા, ઉત્પત્તિસ્થાનક મુરાર;
એવા સૂર્યદેવ તમને સહી, કરું નેહવતી નમસ્કાર. માર્કંડેય. ૯
છો જ્ઞાનાશ્રય રૂપ સર્વદા, જગત અંતરાત્મા દેવેશ;
સ્થિતિસ્વરૂપ સુભેચ્છક સદા, સ્વય ઉત્પત્તિવાન મહેશ. માર્કંડેય. ૧૦
ચક્ષુરૂપ સર્વ લોકના, અપરિમિત તેજસ્વી આપ;
છો અનુત્તમ દેવ વિભુ પ્રભુ, ગુણગણ ગાઉં ટાળો સંતાપ. માર્કંડેય. ૧૧
સહસ્રકિરણમય અગને, ધારણ કરતા સુરેંદ્ર;
ઉદયાચળ નમનાશિખર પર, થઈ બેસો મુકટમણિ મહેંદ્ર. માર્કંડેય. ૧૨
ક્ષણ વાર પ્રભુ ત્યાં વિરાજતા, તદા મહિમા સુરગણ ગાય;
તમે અંધકારને મારી કાઢિયો, શોભો સ્વરૂપે મહાકાય. માર્કંડેય. ૧૩
જગત અંધકાર રૂપી મદ્યપાનથી, થાઓ મદમાતા અપાર;
તેણેકરી પ્રતિમા રક્ત થાય છે, જોઈ કોઈ પામે ન પાર. માર્કંડેય. ૧૪
તે રક્તતાએ ત્રણ લોકને, ઉત્પન્ન સૂર્ય કરનાર;
તે તેજસમૂહે કરી તમે, દર્શોછો સુદર સાર. માર્કંડેય. ૧૫
સમાન અવયવવાળા હે પ્રભુ, સહુથકી શોભાયમાન;
હાલવું ચાલવું સુંદર જેનું, એવા રથારુઢ મહાન. માર્કંડેય. ૧૬
નિરંતર અખંડ રથે બેશીને, અખંડિત અશ્વેથી સાર;
જગતહિતાર્થે તમો ફરો, વિશાળ વિદેશ મોઝાર. માર્કંડેય. ૧૭
નિકંદન શત્રુસમહનું, કરનાર દીનદયાળ;
ચંદરસે અમૃતે કરી, સુરપિતૃતૃપ્ત કરો એક કાળ. માર્કંડેય. ૧૮
એવું જાણી નમન કરી આજ હું, કરું ઓછું તમારું તેજ;
પીળચટા રંગવાળા અશ્વપર, ફેલાયલી તમારી તેજ. માર્કંડેય. ૧૯

ચરણુંની રેણુએ કરી સદા, અત્યંત શુચિ થયેલા જાણ;
નમન કરી કૃત્ય આ કરું, કરો ત્રિલોકી પવિત્ર પ્રમાણ. માર્કંડેય. ૨૦
રક્ષણ કરો મારું હે પ્રભુ, કરે તમને જેહ નમસ્કાર;
કરો રક્ષણ તેનું તમો હર્ષથી, એવું મેં જોયું વારવાર. માર્કંડેય. ૨૧
હે દેવેશ્વર જગત સમસ્તના, માતપિતા રૂપ માહારાજ;
ઉત્પત્તિ ત્રિલોકતણી અને, સદા તેજહેતુના કાજ. માર્કંડેય. ૨૨
અખિલ જગતના તમે પ્રભુ, છો દીવારૂપ દીનદયાળ;
હું નેહે નમન કરુ આપને, રીઝો ભગ મુને તતકાળ. માર્કંડેય. ૨૩
જદા ખોટા ઉપદેશક, જગતમાં દેખાય દિનેશ;
તદા સંહાર કરજો તે સર્વનો, નવ કાંઈ રાખશો શેષ. માર્કંડેય. ૨૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણમાં, પ્રાકૃતે સૂર્યસ્તવન નામ;
સપ્તાધિક શતતમોધ્યાય થયો, ભજતાં રાજીવલોચન રામ. માર્કંડેય. ૨૫

વલણ.

રાજીવલોચન રામ ભજતાં, સૂર્યસ્તવન પુનરપિ થાય રે;
પુનરુક્તિકેરો દોષ કહીએ, પુરાણ મધ્યે નવ જણાય રે. ૨૬

## કડવું ૧૭૮ મું.

રાગ ગોડી.

માર્કંડેય કેહ મહામુનિ, એમ સૂર્યસ્તુતિ કરી મહાગુણી;
પછે વિશ્વકર્માએ કીધુ કાજ, કર્યું તેજ હરણ દ્વિજરાજ. ૧
સવિતાના તેજનો સોળમો ભાગ, સૂર્યમંડળે રેહવા દીધો મહાભાગ;
પંદર ઓછા કર્યા અવિધાર, સૂર્ય શરીરથી તેજના સાર. ૨
જેમ હીરો ઓપતાં ઓછો થાય, કિંતુ મહામૂલી તે ગણાય;
તેમ ઘટતાં સૂર્યનું તેજ, વાધે જનને જોઈ હેજ. ૩
એવું કાંતિવાળું ને શોભાયમાન, થયું સૂર્યદેવનું રૂપ મહાન;
તેજ ઓછું કર્યું હતું જેહ, તેણે વિશ્વકર્માએ કીધુ એહ. ૪
વિષ્ણુચક્ર ને શિવનું શૂલ, ધનદશિબીકા મહામૂલ;
રચ્યો યમનો દંડ કરાળ, વળી કાર્તિકેયની શક્તિ તે કાળ. ૫
અન્ય દેવનાં જે જે અસ્ત્ર, શત્રુ નાશક મોટાં શસ્ત્ર;
તે વિશ્વકર્માએ રચ્યાં અપાર, સૂર્ય તેજથકી નિર્ધાર. ૬
એમ તેજ ઘટવાથી તરણિ, લાગ્યા દિપાવવા સહુ ધરણી;
સુંદર અવયવવાળું થયું શરીર, લાગ્યું સ્વરૂપ દેખાવા ગભીર. ૭

પુનઃ ધ્યાન ધરી જોયું સૂર્યદેવ, સ્વસ્ત્રી તપ આચરતી જોઈ તતખેવ;
દઢ નિયમધારિણી થઇ અશ્વિની, કોપરાભવ કરીન શકે પદ્મિની. ૮
જોઈ એવી સંજ્ઞા નારી, તેજપુંજ સવિતાએ મતિ વિચારી;
ગયા ઉત્તરકુરુએ ધરી અશ્વનું રૂપ, જોઈ અશ્વિની રૂપ અનૂપ. ૯
ધરી અશ્વિની પરપુરુષભ્રાંતિ, સ્વપૃષ્ટ ભાગની રક્ષી કાંતિ;
એમ કરી ચાલી અશ્વસન્મુખ, મળી ગયાં ઉભયને પ્રગટ્યું સુખ. ૧૦
પશુકેરો જેહ સ્વભાવ, નામે નાસા અડકાડી સુધ સાર;
સુંઘતામાં સૂર્યનાસિકાનું તેજ, પેઠું અશ્વિની ઉદરે આણી હેજ. ૧૧
તેથી બે કુંવર થયા ઉત્પન્ન, નાસત્ય દસ્ત્ર નામે પાવન;
તે પુત્ર પ્રગટી નીકળ્યા સાર, અશ્વિની મુખદ્વારથી નિર્ધાર. ૧૨
તે કુમાર અશ્વિની કુમાર કેવાયા, થઇ સુરવૈદ્ય જુગોજુગ ગવાયા;
એ અશ્વરૂપધારી સૂર્યના પુત્ર, એમ માંડયું અશ્વિનીશું ઘરસૂત્ર. ૧૩
વળી તે સ્થળે સૂર્યના વીર્યવતી, નર અશ્વે બેઠો પ્રગટ્યો મહામતિ;
કર કૃપાણ ધર્યાં ધનુબાણ, પેહર્યું કવચ ભાથો સાહો જાણ. ૧૪
જ્યારે એવો નર થયો ઉત્પન્ન, તદા સૂર્યે સ્વરૂપ ધર્યું પાવન;
શાંત જોઇ સ્વામીનું રૂપ, રીઝી સંજ્ઞા ભામિની ભૂપ. ૧૫
તે થઇ સ્વરૂપે તેવાર, રીઝયા જળ હરણ કરતા સૂર્યસાર,
પ્રીતિવતિ પોતાની જેનાર, સંજ્ઞા ઘેર તેડી આણી નિરધાર. ૧૬
તે સંજ્ઞાનો પ્રથમ પુત્ર જેહ, વૈવસ્વત મનુ થયો તેહ;
થયો દ્વિતીય સુત ધર્મદૃષ્ટિવાળો યમ, જેણે પાળ્યા હતા યમ નિયમ. ૧૭
જેને ઓરી માતાનો શાપ લાગ્યો, જેને અતરઉદ્વેગ તેથકી જાગ્યો;
હતો યમને પ્રિય બહુ ધર્મ, પામ્યો ધર્મરાજ અધિકાર તે પર્મ. ૧૮
તેના શાપતણો અનુગ્રહ સાર, પિતાએ કર્યો હતો નિરધાર;
લેઇ માંસ તારા પગમાંથી, પડશે કૃમિ પૃથ્વીપર જ્યાં ત્યાંથી. ૧૯
એ પેરે તેના શાપકેરો અંત, સૂર્યદેવે આણ્યો હતો મહંત;
તેને મિત્ર શત્રુ હતા સમાન, એવી શુભદૃષ્ટિવાળો હતો ગુણવાન. ૨૦
એવાં શુભ આચરણ જોઇ સૂર્યદેવ, યમાધિકાર સોંપ્યો તતખેવ,
પછી તેના પિતાએ થઇ પ્રસન્ન, કર્યો લોકપાળ મહાપાવન. ૨૧
સર્વ પિતૃ અધિપતિ કર્યો તેને, નવ અધર્મ રુચતો હતો જેને;
યમુનાને કલિંગ દેશ મોઝાર, વેહનારી સરિતા કરી નિરધાર. ૨૨
મહાત્મા સૂર્યદેવે કરી વિચાર, કર્યા સુરવૈદ અશ્વિનીકુમાર;
રેવતને યક્ષાધિપતિ કીધો, પાસ બોલાવીને બોધ દીધો. ૨૩

૧૮ પાઠ " જોઈ એવું કહ્યો ધર્મરાજ તેને પર્મ "

## કડવું ૧૭૯ મું.

### રાગ સામેરી.

ક્રૌષ્ટુકિ કેહ માર્કંડેય રુખી, તમે કથા કહી કર્યો મને સુખી;
મહિમા વર્ણવું શુ મુનિ મુખી, કિંચિત કથા નવ કહી લૂખી. ૧

ઢાળ.

કિંચિત કથા નવ કહી લૂખી, માર્કંડેય મહામુન્ય,
સૂર્યસતાનની સહુ ઉત્પત્તિ, કહ્યું માર્તંડમાહાત્મ્ય મહાપુણ્ય. ૨
તેનું સ્વરૂપ સમ્યક્ પ્રકારે, કહ્યુ વિસ્તારી મુનિદેવ;
કિંતુ તૃપ્તિ થઈ ન મારી, સુણી સૂર્યમાહાત્મ્ય એવ. ૩
અધિક સાંભળવા ઇચ્છુ હુ, રવિમાહાત્મ્ય કૃપાળ;
પુનઃ મુનિપુંગવ કોહ મુજને, દયા કરી દીન દયાળ. ૪
માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ તુને, કહું માર્તંડ માહાત્મ્ય વિસ્તારી;
પૂર્વે જે જને આરાધિયા તે, કહું સફળ થયા આ વારી. ૫
મનવાંચ્છિત કાર્ય કીધાં, સ્વભક્તનાં દિનેશ;
તે સર્વ તુજને સ્નેહથી કહુ, નવ રાખું બાકી લવલેશ. ૬
એક દમ નામે મહારાજા હતો, ભૂભારને હરનાર;
ગજ્યવર્ધન પુત્ર તેનો, હતો રૂપ ગુણભંડાર. ૭
સારી કીર્તિ તેની વિસ્તરી, દશ દિશાની માય;
સમ્યક પ્રકારે પૃથ્વીકેરું, કરતો પાલન થઇ મહાકાય. ૮
હે વિપ્રર્ષિ તે મહાત્માએ, ધર્મે પાળેલા દેશ;
સુખશાંતિમાં સદા રેહતા, રહી લક્ષ્મી આધીન થઈ નરેશ. ૯
દિન વધતે ચડતી કળા, જયમ થાય સૂર્યની જાણું;
તેમ પ્રજા વધતી જતી, સમ્યક, સુખે કરી પ્રમાણ. ૧૦
તે રાયકેરા નગર મધ્યે, સહુ ભયરહિત હતા, લોક;
તેની પાળેલી પૃથ્વીમાંથી, નાશી ગયો હતો શોક. ૧૧
હતી લીલાલેહર ત્યાંહી, ધર્મ મેહેરે સાર;
મહામારીઆદિ ઉપસર્ગકેરું, કો નવ જાણતું નામ નિર્ધાર. ૧૨
આધિવ્યાધિ નહિ કોઈને, પીડતો લવલેશ;
સર્પાદિકકેરો ભય નહિ જ્યાં, અગ્નિ નામ નહિ સુનેશ. ૧૩
દમ નૃપના પુત્ર કેરુ, જેહ રાજ્ય કેહેવાય;
ત્યાં સુખ વિણ બીજુ નહિ કઈ, કો જનથકી લેહેવાય. ૧૪
તેણે મહા મોટા મખ કરીને, સુરનર પૂજિયા સમગ્ર,
યાચકને દેઈ દાન તર્પ્યા, કોનું મન નહિ જ્યાં વ્યગ્ર. ૧૫

વિરોધ ન આવે ધર્મને ત્યમ, વિષય ભોગવેછે સર્વે,
ષટ્‌રિપુને ક્ષતિયા જનોએ, કર્યાં સ્નાન પર્વેપર્વે. ૧૬
એમ પ્રજા પાળતાં ભલે પ્રકારે, વળીભોગ ભોગવતાં સાર;
એક દિવસની પેઠ વીત્યાં, તેને સપ્ત સહસ્ર વર્ષ નિર્ધાર. ૧૭
દક્ષિણ નૃપ વિદૂરથકેરી સુતા, રૂપે રૂડો દેહ,
માનિની નામે વર્યો હતો તે, હતી મહામાનવતી તેહ. ૧૮
ઘણા દિવસ સુખશાંતિમાં એમ, વીત્યાં વર્ષ તેના સાર;
એક દિવસના સમાજોગે, ત્યાં શું હતું નિર્ધાર. ૧૯
તે રાજ્યવર્ધનતણા મિત્રો, મહારાજા પદ ધરનાર;
રાજા કને બેઠા હતા, ત્યાં માનિની નારી તે વાર. ૨૦
સ્વસ્વામીકેરા મસ્તકે, હતી બેઠી ધાલતી ચપેલ,
તે સમે તેના નેત્રમાંથી, એકાએક ચાલી આંસુ રેલ ૨૧
તે અશ્રુ જ્યારે રાયપૃષ્ઠપર, પડવા લાગ્યાં સાર;
ત્યારે રાયે પાછું વાળી જોયું, અંગ ભીનું લહી નિર્ધાર. ૨૨
જોતામાં જુવતી આંખ મધ્યે, જોઈ અશ્રુની ધાર;
કલાવીને કારણ પૂછ્યું, રાજ્યવર્ધને તે વાર. ૨૩
હે પ્રિયા તારી આંખમાંથી, કયમ વેહછે અશ્રુ અપાર;
તું કયમ રડેછે રાણી મારી, કયમ નથી બોલતી આ વાર. ૨૪
તોય તેને ઉત્તર ન આપ્યો, તવ ફરી ફરી પૂછતો રાય,
જ્યારે મહા આગ્રહ કર્યો, તવ સુંદર મધ્યભાગવાળી બોલી ત્યાંય ૨૫
નરપતિકેરા કેશમાં એક, પળીયું બતાવતી નાર,
હે મહારાજા જુઓ જાત્યે, હું મહાનિર્ભાગણી નિર્ધાર. ૨૬
આથી કયું કારણ શોકકેરું, મારે બાકી છે ભૂપાળ;
તે સાંભળી મહારાય હસિયો, વળી હસી બોલતો તે કાળ ૨૭
મહાજન નૃપ મળી બેઠા, તે સુણતા નિર્ધાર,
સ્વસ્ત્રી પ્રત્યે કહેછે રાજા, સુણ વિશાળનેત્રી નાર ૨૮
શોક શું કરવા કરે તું, હે કલ્યાણી તું આ વાર,
રામા રડવું નવ જોઇએ, જે જન્મવૃદ્ધિ નાશ નિર્ધાર. ૨૯
જન્મમૃત્યુ જરા વિકારો સર્વે, પ્રાણીપ્રાણ હરતા સહાર;
હે વરાનની હું શીખ્યો છું, મહાવેદ ભેદ અપાર ૩૦
કર્યા અનેક યજ્ઞ મેં કામિની, અર્પ્યાં દ્વિજને અતિ દાન,
થયા પુત્ર ઉત્પન્ન શુભ મારે, વળી નરને દુર્લભ મહાન. ૩૧
એવા ભોગ મેં ભોગવ્યા, તારી સંગે અતિશે નાર,
સમ્યક પ્રકારે પાળી પૃથ્વી, યુદ્ધે અરિ ક્ષતિયા અપાર. ૩૨

ઇષ્ટ મિત્રશું મેં કર્યાંછે અતિ, હાસ્ય વિનોદ ભામિની જાણ;
વન ઉપવન મધ્યે કર્યો છે, મેં વરાનની વિહાર પ્રમાણ. ૩૩
હવાં શું કરવાનું રહ્યું બાકી, કાં રડે પળિયું જોઈ આ વાર;
તુંને ભય શેનો એતણો, અહો શુભ્ર સ્વામિની સાર. ૩૪
ભલે કેશ મારા થાય ઉજ્વળ, સહુ શિરકેરા આજ;
વળો શરીરે કરચલી, કાયા શિથિલ થાઓ નિર્ધાર. ૩૫
હું માનું છું કૃતકૃત્ય થયલો, કંઈ બાકી રહ્યું નથી જાણ;
હે ભદ્રે ભામિની તેં સુને. પળિયું બતાવિયું પ્રમાણ. ૩૬
તેવડે હવે ઉપાય શોધું, વનનિવાસકેરો આજ;
બાલ્યવયમાં બાલ્યક્રીડા, યોગ્ય કેહે મહારાજ. ૩૭
કુમારાવસ્થા વિષે કુમારની, ક્રીડા યોગ્ય હતી નિર્ધાર;
યૌવનપણામાં યુવતીકેરી, શુભ ક્રીડા હતી હે નાર. ૩૮
હવાં વૃદ્ધ વયે વન મધ્યે વસવું, એ છે ક્રીડા ઉત્તમ બાળ;
હે મૃગનયનીએ રીત કરતા, તુજ મુજ પૂર્વજ રહ્યા દુઃખ ટાળ. ૩૯
એમ છે તો થાય ફાંસુ, જે આંસુ લાવતી તું નાર;
મુને કારણ એનું નવ જણાએ, માનિની આ વાર. ૪૦
આ પળિયાકેરું જેહ દર્શન, તે છે મારો અભ્યુદય કરનાર;
એમ છે માટે વિના પ્રયોજન, તું રડીશ નવ નિર્ધાર. ૪૧
માર્કંડેય કેહ હે ક્રૌષ્ટુકિ, હતા મહાજન ત્યાં જે બેઠા;
તે તથા રાયના મિત્ર જે જે, વધા હાથ નાંખી હેઠા. ૪૨
કંઈ નગરવાસી ત્યાં હતા તે, મર્યાદાપૂર્વક કેહવા લાગ્યા;
અહો રાજ્યવર્ધન વિનતિ સુણીએ, આ વેણે કો નવ અનુરાગ્યા. ૪૩
આપ સત્ય કોહછો પત્નીને, નવ રડવું જોઇએ તેણે;
છે રુદન કરવાનું અમારે, કે સર્વ પ્રજા જન જેને. ૪૪
અહો સ્વામિને સ્વમુખે જે, વન સંબંધી બોલો વેણ;
તે સુણતાં નવ પ્રાણ નીકળે, એથી અન્ય કયું દુઃખદેણ. ૪૫
લડાવિયાં તમે લાડ અમને, પાળ્યા પુત્રથી અધિક;
તે જો વનવાસ મનમાં વિચારો, તો ત્યાં વસિયે તજી સહુ બીક. ૪૬
જ્યાં તમે ત્યાં અમે સ્વામી, જ્યાં તમે સુખી ત્યાં સુખી અમે;
આવો નરપતિ જાય ઊઠી, તો કોહ અમને શે ગમે? ૪૭
રાજ્યાગી જતાં વને રાજા, થશે સહુ શુભક્રિયાનો લોપ;
એ આપના વનવાસને છે, અવનિપતિ આરોપ. ૪૮
સંશય નથી એ માંહી કાંઇ, અહો નૃપાળ દયાળ;
ક્રિયાહાનિએ ધર્મ લોપાશે, માટે પડી મૂકો વાત ભૂપાળ. ૪૯

હે નૃપ સપ્ત સહસ્ર સંવત્સર, આપે પૃથ્વી પાળી જાણ;
તેણે કરી જે પુણ્ય ઉપન્યું, તેનું પૃથ્વીપતિ કરો પ્રમાણ. ૫૦
વનમાં વશી તપ જેહ કરશો, તમે કષ્ટી કાય;
તે પૃથ્વીપાલન પુણ્ય આગળ, સોળમે વિભાગે નહિ થાય. ૫૧
રાજા કેહ સહુ સાંભળો, સપ્ત સહસ્ર વર્ષ પર્યંત;
મેં પૃથ્વીનું પાલન કર્યું, પૃછી સુર ને સાધ સંત. ૫૨
અધુના વનવાસ કેરો, સમય આવિયો પાસ;
મહાભાગ પુત્રો મારે થયા છે, પછે જગતીત્રાણનો નો ત્રાસ. ૫૩
મારા પુત્રકેરા પુત્ર જોઈને, જેહ મૃત્યુ ઝેરી સાપ;
તે સહન કરી રેહશે નહિ, એવું વેદશાસ્ત્રે માપ. ૫૪
તે દંશ કરી ઇર્ષ્યા બતાવે, કરી લાગ અવલોક;
તદા દેહસાર્થક થાય નહિ કંઈ, રેહે મન મધ્યે શોક. ૫૫
હે નાગરિકો જુઓ આ સહુ, પળિયું મહાઅનર્થ;
વળી ક્રૂરકર્મવાળા મૃત્યુનું એ, કરે દૂત કેરું કાર્ય. ૫૬
જ્યાં સુધી યમકેરા અનુચર, આવ્યા નથી નિર્ધાર;
ત્યાં સુધીમાં પુત્રને હું, સોપી દેઉં રાજ્યનો ભાર. ૫૭
પછે ભોગ તજી વનવાસ સેવું, તપ આચરું ધરી નેમ;
પૂર્વ જન્મના પુણ્યથી, કરી લેઉં પરલોકકેરું ક્ષેમ. ૫૮
માર્કંડેય કેહ વન જવા કેરી, જેને હતી ઇચ્છા અપાર;
એવા રાયે પુત્રને ત્યાં, રાજ્યાભિષેક તણો કર્યો વિચાર. ૫૯
પૂછવા માંડ્યું ગણક તેડીને, શુભ મુહૂર્ત તે વાર;
રાયકેરું વચન સુણીને, તે વ્યાકુળ થયા અપાર. ૬૦
શાસ્ત્ર સમ્યક આવડે પણ, ભૂલી ગયા તેનો ભાવ;
દિન લગ્ન હોરા કંઇ નવ સૂઝે, પ્રગટ્યો રાયવનવાસ અભાવ. ૬૧
અશ્રુસહિત ગદગદ કંઠ થઇ તે, કેહવા લાગ્યા નૃપને આમ;
આ વેણ તમારું સાંભળી, વિજ્ઞાન નાશ પામ્યું મહાધામ. ૬૨
કાંઇ શાસ્ત્ર અમને નથી સૂઝતું, કહો શું કરીએ ભૂપાળ;
એમ વદી દીન થઇ ઊભા, સર્વે ગણક તે કાળ. ૬૩
જોઇ એવું રાજ્યવર્ધને, અન્ય દેશ મોકલી દૂત;
ત્યાં થકી ગણક તેડાવિયા, શુભ મુહૂર્ત જોવા પૂત. ૬૪
નગર નગરથી ઘણા જોષી, ત્યાં આવિયા નિર્ધાર;
વનજવાઇચ્છા રાયપાસે, આવી અનુત્તમ દ્વિજવદ્યા તે વાર. ૬૫
મહારાજ અમને કેમ તેડ્યા, કહો દ્વિજ સરખું કાજ,
તદા નૃપ વર બોલિયો, જુએ મુહૂર્ત મળી દ્વિજરાજ. ૬૬

રાજ્યાભિષેક કરી હું સુતને, વનવાસ જાવા ધારું;
સહુ ગણક મળીને આપીએ, મુહૂર્ત વેહલું વેહલું સારું. ૬૭
શિર ધૂણાવી બોલિયા તે, કૃપા કીજે નરદેવ;
અમને આજ સુધી પાળિયા, તે પેર પાળિયે તતખેવ. ૬૮
જદા તમો વનમાં જાશો, તદા સહુ દુઃખી થાશે લોક;
હે વીર અમો વય વૃદ્ધ છું, તે તું કાં ઉપજાવતો શોક. ૬૯
પાછલો બે ઘડી દિવસ, રહ્યો અમારે નિર્વાણ;
ત્યાં સુધીમાં દુઃખ નવ દેખું, એવું આચરો સુજાણ. ૭૦
પ્રભુ તમ પાખે આ સિંહાસન, શૂન્ય થાશે જેહ;
તે અમે જોવા વાંછિએ નહિ, તમો સત્ય માનો તેહ. ૭૧
માર્કંડેય કેહ એ રીતે, કહ્યું તેમણે ત્યાં સાર;
બીજા બોલાવ્યા તેમણે પણ, કહ્યું એવું નિર્ધાર. ૭૨
મોટા મહાજને મંડલિક રાયે, કહ્યું પરિજને નિર્વાણ;
પુનઃ પુનઃ પ્રધાને કહ્યું, વનવાસ નિવર્તવાનું પ્રમાણ. ૭૩
તોયે રાયે નવ તજ્યો, વનવાસ જાવાનો નેમ;
મૃત્યુ જવા દે નહિ કોઇને, તે અખંડ રાખે નવ ક્ષેમ. ૭૪
એવો ઉત્તર રાય દેતો સહુને, તદા મળ્યા પુર પ્રધાન;
રાજ્યસેવક નગરવાસી વૃદ્ધ, ત્યાં મળ્યા એકઠા દ્વિજ મહાન. ૭૫
વિચાર કરવા લાગ્યા સહુ મળી, હવાં કરવું કેમ;
ધર્મશાલી નૃપપર અતિ પ્રીતિ, તેણે વન જાવાનો ધર્યો નેમ. ૭૬
શું કરવું તે સૂઝે નહિ કંઈ, પછે બોલ્યા મોટા વિપ્ર;
એકામ ચિત્તે સૂર્ય વિનવિએ, આજ મળી સહુ ક્ષિપ્ર.* ૭૭
આપણા રાયનું આયુષ્ય વાધે, એવી યાચના કરીએ આજ;
એ વાત સર્વેના મનમાં ગોઠી, મનોરથ પૂરશે સૂર્ય મહારાજ. ૭૮
પછે મહાજને ઘેર જઇને, આપ્યા ઉત્તમ અર્ઘ્ય ને બલિદાન;
એવા એવા ઉપચારે કરી, સૂર્ય પૂજન કરતા મહાન. ૭૯
કેટલાકે મૌન વ્રત ધરીયાં, રાય આયુષ્ય કાજ;
કેટલા યજુર્ કેટલા ઋગ્ ને કેટલા, સામ ભણતા દ્વિજરાજ. ૮૦
જાપ જપતા સૂર્યનો, વેદ મંત્રે કરી નિર્વાણ;
કેટલા દ્વિજ આહાર તજીને, નદીતટ પડ્યા રેહતા પ્રમાણ. ૮૧
અત્યંત શ્રમસહિત તપ સાધતા, કરવા સૂર્યદેવ પ્રસન્ન;
અગ્નિહોત્ર લેઈ કેટલા બેઠા, કેટલા નમતા ઊભા દીનમન. ૮૨

* ઉતાવળે—એકદમ.

કેટલા રવિસૂક્તનો દિવારાત્રિ, કરવા લાગ્યા પાઠ;
કેટલા ઊંચી દ્રશે સૂર્ય સામું જોઈ, રહ્યા ઊભા જાણે કાઠ. ૮૩
એ રીતે વિવિધ વિધિએ કરી, કરતા સૂર્ય આરાધવા યત્ન;
કોઇને પ્રભાકર નવ થયા, પ્રસન્ન જોઈ મોહ પ્રયત્ન. ૮૪
એમ દુઃખ સેહતા જોઈ દ્વિજને, એક સુદામા ગંધર્વ નામ;
વિવિધ યત્ન કર્ત્તાને કેહવા લાગ્યો, પાસે જઇને આમ. ૮૫
હે દ્વિજ તમને જો સૂર્યઆરાધન, પ્રિય અતિશે હોય;
તો હું કહું તેમ કરો સર્વ, પ્રભાકર પ્રસન્ન થાયે સોય. ૮૬
કામ રૂપ નામે મહાનગમાં, ગુરુવિશાળ નામે સિદ્ધોએ જેહ;
સેવેલું સમ્યક વન છે તે, જઈ જુઓ સત્વર એહ. ૮૭
ત્યાં જઈ એકાગ્રચિત્તે સૂર્યનું, કરો આરાધન મુનિજન;
એ સિદ્ધક્ષેત્ર અતિ પાવન છે, ત્યાં મનોરથ પૂર્ણ થશે પાવન. ૮૮
માર્કંડેય કેહ એ રીતે સુણી, તે ગંધર્વકેરું વેણ;
તે વન મધ્યે સહુ દ્વિજ ચાલ્યા, સૂર્ય આરાધવા સુખદેણ. ૮૯
ત્યાં જતામાં તેમણે દીઠું, શુચિ સુંદર સૂર્યનું દેરું;
તે જોઈ દ્વિજાદિક વર્ણ રીઝી, થયું પ્રસન્ન મન સહુ કેરું. ૯૦
નિયમિત ભોજન કરી, આળસ તજી, ધૂપ પુષ્પાદિકે કરી જાણ;
સૂર્યનું પૂજન કરવા લાગ્યા, એકે ચિત્તે નિર્વાણ. ૯૧
હે ક્રૌષ્ટુકિ સુમન ચંદન ને ધૂપ, દીપ સુગંધ ને નૈવેદ્ય;
જપ હોમ આદિ ઉપચાર વડે, થઈ સાવધ સર્વ અવેદ્ય. ૯૨
પ્રભાકરની પૂજા કરતા, પછે સ્તુતિ કરવા લાગ્યા તેહ;
દ્વિજ જન કેહ અહો સવિતા, રાખો દ્વિજનો આ દેહ. ૯૩
અત્યંત તેજસ્વી દેવ દાનવને, યક્ષ ગ્રહ તારિકા સાર;
તેહતણા જે દેવ સવિતા, તેને શરણે આવ્યા આ વાર. ૯૪
આકાશે વાસ વશી રહ્યા સુર, જે કરે ચારે પાસ પ્રકાશ;
કિરણે કરી મહી અંતરિક્ષ જેણે, કરી વ્યાપ્ત સર્વાવાસ. ૯૫
આદિત્ય ભાસ્કર ને ભાનુ, સવિતા પૂષા દિવાકર દેવ;
દીપ્તદીધિતિ અર્યમા નામે, સર્વ ભાનુની સાધુ સેવ. ૯૬
અભિરામ અભિધાન એવાં, તેને નમીએ વારંવાર;
ચાર યુગાંતે કાલાગ્નિ રૂપ, એવા દેવકરું નમસ્કાર. ૯૭
પ્રલયાંતે દુઃખે નિરખાએ, યોગીશ્વર વર્ણે રક્ત;
પીત શ્વેત ને શ્યામ છે જેનો, મહાવર્ણ માને ભક્ત. ૯૮
ઋષિ અગ્નિહોત્રે યજ્ઞદેવમાં, કરી રહ્યા પ્રભુ વાસ;
પરમગૂઢ અક્ષરપરમાત્મા રૂપે, સર્વોત્તમ મોક્ષદ્વાર પ્રકાશ. ૯૯

આકાશગામી એક વાર જે, અશ્વ જોડેલા સાર;
એવા વેદરૂપ અશ્વવાળે રથે, બેશી મેરુ ફ્રેગે નિર્ધાર. ૧૦૦
એવી પ્રદક્ષિણા કરે પ્રભાકર, અસ્તોદય કરવામાં આસક્ત,
સતરૂપ ને અસતરૂપ પ્રભુ, એવું માને મોટા ભક્ત. ૧૦૧
નાના પ્રકારનાં પુણ્ય તીર્થસ્વરૂપી, હે વિશ્વપાલન કરનાર;
અચિંત્ય પ્રભાકરકેરે શરણે, અમો સહુ આવ્યા આ વાર ૧૦૨
જે વિધિ વિષ્ણુ મહાદેવ રૂપે, વળી પ્રજાપતિ રૂપ જેહ,
જે વાયુ આકાશ ને પૃથ્વીરૂપે, નગ અબ્ધિ ગ્રહ જેની દેહ ૧૦૩
નક્ષત્ર ચંદ્ર ને વૃક્ષ રૂપે, જે ઓષધિ વનસ્પતિ રૂપ,
વ્યક્તાવ્યક્ત ભૂત મધ્યે જે છે, ધર્માધર્મ પ્રવર્તક અનૂપ. ૧૦૪
વિધિ વિષ્ણુ અને મહેશ્વર, એ ત્રણ જેનાં સ્વરૂપ;
એ રીતે ત્રણ પ્રકારે જેનું, સર્વ શરીર છે સૂર્ય ભૂપ ૧૦૫
એવા સૂર્યદેવ થાઓ પ્રસન્ન અમને, માગુ સર્વ મળી વારવાર,
દર્શન નવ દ્યો દેવ તમે તો, કરી તપ કાયા પાડીએ નિર્ધાર ૧૦૬
માર્કંડેય કેહ દ્વિજસત્તમે, રીતે સ્તુતિ કરી અપાર,
વળી પૂર્ણ પ્રેમે સમ્યક પ્રકારે, પૂજા કરી નિર્ધાર. ૧૦૭
એમ કરતા ત્યા ગયા વીતી, ત્રણ માસ ને દિન ચાર,
તદા ભગવાન સૂર્ય તેમને, પ્રસન્ન થયા તેણી વાર. ૧૦૮
પછે ઉદય થતી વેળાએ જેવી, સ્વપ્રતિબિંબકેરી કાંતિ,
તેવુ રૂપ ધરી મંડળ માહેથી, ઉતરી આવ્યા કરવા શાંતિ ૧૦૯
દુર્લભ દર્શન જેહનું એવા, સૂર્ય આવ્યા ત્યાંય,
દર્શન દીધુ દ્વિજને આવી, તપ કરતા હતા સહુ જ્યાંય ૧૧૦
જન્મરહિત જગ ઉત્પન્ન કરતા, જોયા સૂર્ય જ્યોતિમાન,
ગમહર્ષ સહુ દ્વિજને થાતો, જોઈ સ્વરૂપ દેદીપ્યમાન ૧૧૧
બ્રાહ્મણ ભક્તિએ નમ્ર થઈને, લાગ્યા સૂર્યદેવને પાગ,
પછે બોલ્યો દ્વિજગણ સર્વે, સહસ્રકિરણવાળા મહાભાગ. ૧૧૨
સર્વેકેરા ઉત્પત્તિ હેતુ, સૂર્યદેવ કરે નમસ્કાર,
તમે સર્વથી શ્રેષ્ઠ છો સ્વામી, છો પ્રભુ જગતના રક્ષણહાર ૧૧૩
સ્તુતિ કરવા યોગ્ય સમગ્ર યજ્ઞનું, સ્થાન છો નિરધાર;
છો યોગીજનને ધ્યાન કરવા જેવા, કરો કૃપા અમ ઉપર આ વાર ૧૧૪
અધુના તપ તો મોદકકેરુ, પુરાણી કરતા સર્વ,
રાયપ્રીતિનો ધર્મ ભૂલિયા, તન મને વાધ્યો ગર્વ. ૧૧૫
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, પ્રાકૃતે ભાનુસ્તવો નામ,
નવાધિક શતતમોધ્યાય પૂરણ, અત્ર હવો રાજીવલોચન રામ ૧૧૬

વલણ.

રાજીવલોચન રામ પ્રભુ, કરો વિપ્રજનનું કાજ રે;
ગુણ ગાય પણ નવ કાંઈ જાણે, ધરે મનમાં મોટી લાજ રે. ૧૧૭

—:⊰⊱:—

## કડવું ૧૮૦ મું.

### રાગ મારુ.

સુણ્ય ક્રૌષ્ટુકિ માર્કંડેય કેહે, એમ કરી સ્તુતિ અપાર;
સૂર્યદેવ પ્રસન્ન થઈ આવ્યા, મળ્યા કરે વિપ્ર વિચાર. ૧
સૂર્ય કેહે સહુ દ્વિજ દેખી, વળી અન્ય જાતિના લોક;
તે સર્વને કેહ માગીલ્યો, સહુ મનવાંચ્છિત થઈ અશોક ૨
માર્કંડેય કેહ સુણી વિપ્ર સર્વ, પછે દ્વિજાદિક સર્વ પ્રજાય;
નિકટ ઊભા નિરખી સૂર્યને, ભયરહિત થઈ સહુ મકલાય. ૩
નમસ્કાર કરી પ્રજા બોલી, હે અંધકાર નાશક દેવ;
જો અમારી ભક્તિએ કરીને, પ્રસન્ન થયા હો તતખેવ. ૪
તો રાજ્યવર્દ્ધન નૃપ અમારો, જીવો દશ સહસ્ર વર્ષ પર્યંત;
રોગ રહિત થાઓ રાય અમારો, સુંદર કેશધર મહત ૫
યૌવનપણું સ્થિર થાઓ એનું, સહુ શત્રુ પમાડો શાંત;
દશ સહસ્ર વર્ષ પર્યંત જીવો, વળી થઈ રહો મહાદાંત. ૬
માર્કંડેય કેહ મુનિસત્તમ સુણો, થયા સૂર્ય દેવ પ્રસન્ન;
તથાસ્તુ કહી અંતર્ધાન થાતા, જે એકાએક થયાતા ઉત્પન્ન. ૭
સહુ પ્રજા વરદાન પામી, થઈ હૃષ્ટ પુષ્ટ અપાર;
સ્વરાય પાસે ગઈ ચાલી, જઈ મળી રાયને તે વાર. ૮
સૂર્ય કને વરદાન મળિયું, તે કહી માંડી વાત;
કોઈએ કંઇ બાકી નવ રાખિયું, કર્યું વ્યાખ્યાન સર્વ વિખ્યાત. ૯
તેની પત્ની તે સાંભળી, અત્યંત પામી આનંદ;
કિંતુ તેહ નૃપ બહુ વાર સુધી, વિચાર કરતો ભજી ગોવિંદ ૧૦
તેણે લોકને કંઈ નવ આપ્યો, ભલો ભુંડો ઉત્તર ત્યાંય,
પછે માનિની હર્ષે કરી મનમાં, થઈ પૂર્ણ ગઈ પતિ જ્યાંય. ૧૧
કેહવા લાગી પતિને તે, અહો નૃપ રુડે ભાગ્યે કરી,
તમ આયુષ્યકેરી વૃદ્ધિ થઇ તે, છે વારતા મહામોદની ભરી. ૧૨
હે દ્વિજસત્તમ માનિનીએ, હર્ષથી એ પેર;
અભિનંદન અવનિપતિનું, કર્યું આણી મેહેર. ૧૩

હોય ચિંતાગ્રસ્ત જેનું, થયું જડ મહા મન;
એવો નૃપ, કાંઈ ન બોલ્યો, રહ્યો નીચું કરી વદન. ૧૪
પુનઃ ચતુરાએ ચિંતામાં પડેલો, જોઈપતિ ભાખ્યું આમ;
પરમ ઉદય પ્રભુ પ્રગટિયો, કયમ આનંદતા નવિ સ્વામ? ૧૫
આજ થકી આરંભીને, દશ સહસ્ર વર્ષ પર્યંત;
નર વર નીરોગી આપ રેહશો, સ્થિર યૌવનવાળા મહંત. ૧૬
તોય કયમ નવ મોદ પામો, હે પરમપતિ સુજાણ;
પરમ અભ્યુદય સમે પતિ, કયમ ચિંતાતુર ગુણખાણ? ૧૭
એનું કારણ કોહ મુજને, કરુણા કરી નરેશ;
એમ વળી વળી નારી પૂછતી, વિનવી વસુંધરાપતિ વરવેશ. ૧૮
ભૂપતિ કેહ અહો ભદ્રે, એ અભ્યુદય કહીએ કેઈ પેર;
એ મધ્યે અભિનંદન શું તમે, આપો કરી મુજપે મેર. ૧૯
સહસ્ત્રાવધિ દુઃખ પ્રાપ્તિ સમયે, અભિનંદન દેવા જેવું શુંય;
હું એકલો જીવીશ જુવતી, પણ જીવીશ કયી વિધિએ તુંય. ૨૦
દશ સહસ્ર સંવત્સર સુધી, આ રેહશે મારી જાત;
માનિની મરણ થાશે તાહરું, નથિ એ શું અલ્પ ખેદની વાત. ૨૧
મારા પુત્રપ્રપૌત્ર પૌત્ર આદિક, અન્ય ઇષ્ટ બંધુ જેહ;
તે મરણ સર્વે પામશે, નથી એ શું ઓછું દુઃખ મજ દેહ. ૨૨
અહો ભદ્રે ભામિની, સ્વામી ભક્તિવાળા પરિજન સાર;
મિત્રવર્ગના મરણથી હું, થઇશ દુઃખીયો અપાર. ૨૩
નિરખાય શરીર કેરી નસાઓ, જે કૃશ થઈ ગઈ મુજમાટ;
મુજ અર્થે સેવા અતિશે કરી, શું થાય નવ તેના મર્ણનો ઉચ્ચાટ? ૨૪
હે તન્વંગી એમ વિચારી હું, મહાસંકટ આવ્યું માનું;
અવનિપતિ કેહ અભ્યુદય નહિ એ, છે મહાકષ્ટનું અસ્થાનું. ૨૫
એ સર્વ કેમ કામિની તું, કળતી નથી નિર્વાણ;
મુને અભિનંદન શેનું આપે તું, મર્મ જાણ્યા વિના અજ્ઞાન. ૨૬
માનિની કેહ માહરાજ જે જે, તમે કહોછો આ વાર;
તે નિઃસંશય સહુ સત્ય છે, એમાં ભૂલ નથી તલભાર. ૨૭
મેં અને પુરવાસીએ, જોઈ તમતણી અતિ પ્રીત;
આ દોષ તેમાં નવ લહ્યો, થયું શુભ કરતાં વિપરીત. ૨૮
હે નરપતિ જો એમ છે તો, શું કરવું ઘટે આ વાર;
વસુધરાપતિ કરો તેનો, એકમના થઈ વિચાર. ૨૯
પ્રભાકરે પ્રસન્ન થઇ જે, આપિયું વરદાન;
તે મિથ્યા તે કરશે નહિ, કોઈ કાળે મહાભાન. ૩૦

નૃપ કેટ મારા સેવકે, વળી નગરવાસીએ જેહ;
મુજ ઉપર પ્રીતિ કરીને, અતુલ ઉપકાર કીધા તેહ ૩૧
તેનું સારૂં જો નવ વળે મુજથી, તો વૈભવ ભોગવવું કેમ,
આજથકી આરંભીને હું, જઈ વસીશ નગમાં ક્ષેમ. ૩૨
નિયમ ધારી આહાર કેરો, કરીશ હું નીત ત્યાગ,
કરીશ આરાધન અખિલપતિનું, જેહ માર્તંડ મહાભાગ ૩૩
જે રીતે નગરવાસી જને, વળી ગળી બાંધવે આજ,
ત્યમ પ્રભાકર પ્રસન્ન કરિયા, તેવું કરીશ કામિની હું કાજ. ૩૪
માટે અર્ઘ્ય પ્રજા સહુને, આવી મળવા મંડળદેવ,
તો પ્રજા અર્થે કેમ મુજને, નહિ મળે તતખેવ ૩૫
પ્રભાકર પ્રસન્ન થઈ જો, આપશે વરદાન,
તો હું માગીશ માનની એટલું, તેમની પાસેથી ગુણવાન. ૩૬
જો દશ સહસ્ર વર્ષ હું જીવું તો પ્રજા જીવે તેટલો કાળ,
પરિજન પુત્ર પુત્રીઓ વળી, પૌત્ર સુહૃદ નગરનાં બાળ ૩૭
વળી સર્વેરી પ્રજા જે જે, થાય આથકી ઉત્પન્ન;
તે ભોગ ભોગવે ભલી પેરે મારૂ, એમ થાય પ્રભાકર પ્રસન્ન ૩૮
જો માગ્યું મળશે એટલું તો, ભોગ ભોગવીશ ભામિની,
જો સૂર્ય એમ નહિ કરે તો, મુખે સત્ય કહું છું માનિની. ૩૯
આયુષ્ય પૂર્ણ થતા સુધી હું, કરુ તપ નગ પર બેશી નિર્વાણ
મહાપ્રયત્ને તપ સાધી હું, તજુ અવધિ આવે પ્રાણ ૪૦
માર્કંડેય કેહ આવું વચન સાંભળી, માની માનિનીએ વાત,
સ્વરનામી સાથે ગઈ ગોરી, પર્વત વિષે સાક્ષાત ૪૧
હે દ્વિજસત્તમ સ્ત્રી સહિત નૃપ, ગયો સૂર્યમંદિરની પાસ,
સમ્યક પ્રકારે સેવા સાધી, સૂર્ય આરાધન કરી પ્રકાશ ૪૨
રાજપત્નીએ રાય પેઠે, કર્યો આહાર કેરો ત્યાગ,
તેણે કરી કૃશ અંગવાળી, થઈ ગઈ તે બહુ ૪૩
શીતળ વાયુ ને તાપ સેહતી, ઉગ્ર તપ આચરતી નિર્ધાર,
એ રીતે મહાતપ કરતા, પૂરો એક સંવત્સર વીત્યો સાર ૪૪
જોઇ મહાકાયાકષ્ટ નૃપનું, સૂર્ય પ્રસન્ન થયા તે વાર,
સાક્ષાત સ્વરૂપે દર્શન દેઈ, ત્યાં વદ્યા વચન નિર્ધાર ૪૫
જા મનવાંછિત તાહારુ નૃપ, મળશે તુને સર્વત્ર,
સેવક પરિજન આરોગ્ય રેહશે, એવા પુત્રાદિક રેહશે અત્ર ૪૬
વરદાન પામી વસુધરાપતિ, નગર મધ્યે ગયો નિર્વાણ
તે ધર્મે કરી પ્રજા પાળતો, કરતો મોદસહિત રાજ્ય ગુણખાણ. ૪૭

વળી—યજ્ઞ અતિશે કર્યાં તેણે, ઘણા દાન દીધા જાત,
માનિની સાથે મનસિજ* તેણે, ભોગવ્યો ભલી ભાત. ૪૮
પુત્ર પૌત્ર પરિજન આદિક, લેઈ સર્વને સાથ,
દશ સહસ્રવર્ષ લગી તે, સ્થિર યૌવન થયો પુરનાથ ૪૯
તેનું આચરણ જોઈ આવુ, પ્રમતિ નામ ભાર્ગવ,
અત કર્ણમા વિસ્મય ધરી, ગાથા વદો મહારવ. ૫૦
અહો સૂર્ય ભક્તિતણુ જુ, માહાત્મ્ય કેવાયે સહી,
જેવડે રાજ્યવર્દ્ધને સ્વપ્રજાને, આયુષ્ય અર્પિયુ મહીમા રહી ૫૧
અહો દ્વિજસત્તમ જે પૂછિયુ, સમર્થ આદિ દેવનુ મહાત્મ્ય,
તે સર્વે કહ્યુ મેં વિસ્તારી, ધરજે ધ્યાનમા મમ આત્મ ૫૨
આ સમગ્ર માહાત્મ્ય દ્વિજમુખથી, જે સાભળે નિર્વાણ,
પાઠ કરતા પુરુષ થાયે, સપ્તરાત્રિમા સુજાણ ૫૩
વળી એ જ કાજે પાપ મુક્ત થઈ, પરવગે પરલોક,
જે વિચક્ષણ જન ધારણ કરે તે, થાય રોગરહિત અશોક ૫૪
સમૃદ્ધિવાન ને ધનવાન થાયે, મહામતિમાન તે થાય,
બૃહદ્ ને મતિશાલી કુળના, તે નર નીપનિયો કેહવાય ૫૫
હે મુનિવર જે એ માહાત્મ્યે, માર્તંડમંત્ર કહ્યા છે સાર,
તે મધ્યેથી પ્રત્યેકકેરા, જપ ત્રિકાળ કરતા નિર્ધાર ૫૬
મહાઘોર પાપને તે ન સ્પર્શે, દશા ન દુખના દિન,
જ્યા આ સૂર્યમાહાત્મ્ય સમસ્તનો, પાઠ કરતા ન થાયે ભિન્ન ૫૭
ત્યાથકી સૂર્ય સન્નિધિને નવ, તજતા કોઈ કાળ,
એમ છે માટે દ્વિજસત્તમ, તે અત્યત પવિત્ર લહી વિશાળ ૫૮
સૂર્યના મહાત્મ્યકેરુ, કરવુ ધારણ જાણ,
તેમ વળી જપ કરવો તેહનો, જો થતુ પુણ્યશાળી પ્રમાણ ૫૯
જે આત્મવેત્તા નર હોયે તેણે, સુવર્ણ શૃંગવાળી સાર,
અતિ સુંદર અગવાળી ને વળી, ઘણુ દુગ્ધ દેતી ધેનુ આ વાર ૬૦
દાનમા અર્પે થઈ જો, પવિત્ર પ્રૌઢી પેર,
વા સૂર્યમાહાત્મ્ય ત્રણ દિન સુણે, તો કરે માધવ મેહેર ૬૧
અનુત્તમ પુણ્યકેરા દક્ષની, પ્રાપ્તિ થાય નિર્વાણ
ભાગે ભટકવુ પુરાણી પેઠે, ઘડી પૂળ ઉંચા રેહ નવ પ્રાણ ૬૨
યજમાનકેરા હુંકારા નવ, પડે વેઠવા નિર્વાણ,,
સૂર્યમાહાત્મ્યની શ્રુતિ એવી, વદે વેદ પુરાણ ૬૩

---

* કામ

ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, ભાનોર્માહાત્મ્યસમાપ્તિર્નામ;
દશાધિકશતતોધ્યાય પૂરણ, થયો પ્રેમાનંદ પ્રભુ રામ. ૧૪

વલણ.

પ્રેમાનંદ પ્રભુ રામ પૂરણ, મનવાંચ્છિત કાર્ય કરનાર રે;
જન ચાતુર્વિશી દ્વિજ જન હું, છે ગોટમ પુરાણી ધરનાર. રે. ૧૫

---

## કડવું ૧૮૧ મું.

### રાગ ગોડી–દેશી ઢેર.

માર્કંડેય મુનિ કેહ રે, સાંભળ ક્રૌષ્ટુકિ પુણ્ય પવિત્ર;
આદિ અંત રહિત દેવતા રે, તેનું કોણ કેહ ચારુ ચરિત્ર. ૧
મહાત્મ્ય પૂછ્યું તેં જેહનું રે, તો મેં કહ્યો તેવો પ્રતાપ,
કરી ચિત એકત્વને રે, સમાધિ ધરતા યોગી અમાપ. ૨
છે પરમાત્મા પ્રભુ તેમનો રે, અંતરાત્મ પ્રાણીમાત્રનો જાણ;
યજ્ઞના કર્ત્તાતણો રે, એ છે યજ્ઞરૂપ પ્રમાણ. ૩
કમલ ભૂ પચાનન સહી રે, વળી કમલાકાંત ભગવાન;
તે સૂર્યનાં અધિકારને રે, ધારણ કરી રહ્યા ગુણવાન. ૪
તેનો તનુ મનુ થયો રે, જે સર્વ સંશયનો હરનાર;
તે મન્વંતર સ્વામી સદા રે, થયો સૃષ્ટિનો કરવા વિસ્તાર. ૫
સપ્તમો મન્વતર તે સહી રે, જાણવો જુગતે તેંય;
આજ યથામતિ વર્ણન કરુ રે, જો કરી પ્રતિજ્ઞા એંય. ૬
ઇક્ષ્વાકુ, નાભગ, રિષ્ટને રે, નરિષ્યત, પૃષધ્ર, નાભાગ;
ધૃષ્ટ આદિક એવા થયા રે, મનુતનુ મહાભાગ. ૭
મહાબલિષ્ટ પરાક્રમી રે, પ્રસિદ્ધ કીર્ત્તિવાળા સર્વ;
જ્ઞાત શસ્ત્રાસ્ત્રના રે, જીત્યો સર્વે સુતે ગર્વ. ૮
સર્વ અન્ય અન્યદેશના રે, હતા રાજ્યકર્ત્તા નિર્વાણ;
તદપિ ઉત્તમ ગુણી પુત્રની રે, કરતો ઇચ્છા મનુ પ્રમાણ. ૯
તેવો સુત થવા સહી રે, મિત્રાવરણકેરી જાણ;
ઇષ્ટિ ભાવે કરી રે, તેમા ભૂલ્યો મનુગુણ ખાણ ૧૦
હોમ કરતાં ચૂકિયો રે, તેણે કથળ્યુ તેનું કાજ,
સુતને ઠામે સહી રે, ઇના સુતા પામ્યો મહારાજ. ૧૧
મહારૂપ ગુણવતી રે, જોઈ કન્યા મુનિએ સાંય;
પુન મિત્રાવરણનું રે, અતિ સ્તવન કર્યું મન માંય. ૧૨

વળી વચન મુખે વદ્યો રે, તમ કૃપાથકી મહાદેવ;
મહાગુણશાળી મુજને રે, સુત ઉપન્યો તતખેવ. ૧૩
મેં સુતકાજે સહી રે, યજ્ઞ અપૂર્વ કરિયો આજ;
સુતા ઉત્પન્ન થઈ રે, જેણે કથળ્યું મારું કાજ. ૧૪
જો પ્રસન્ન મુજને થયા રે, તો આ કન્યા ફીટી આજ;
તમારી કૃપાવડે રે, ગુણશાલી પુત્ર થાઓ મહારાજ. ૧૫
સુર તથાસ્તુ કહી વળ્યા રે, કે ફીટી કન્યા કન્યો થાય;
જોઈ મનુ રીઝતો રે, એવા પણ સુતથકી મકલાય. ૧૬
સુદ્યુમ્ન નામ તેનું ધર્યું રે, થયો પ્રતાપશાળી તે પુત્ર;
મનુ મન રીઝિયો રે, જાણ્યું ભલું થયું ઘરસૂત્ર. ૧૭
કિંતુ ટાંક જે' કર્મની રે, તે નવ જુએ રાંક રાજાન;
એકદા સુદ્યુમ્ન મૃગયાએ ગયો રે, જે વહાલો મનુતણો મહાન. ૧૮
મૃગ નાઠો ઘણો રે, પૂઠે સુદ્યુમ્ન બળવંત;
એક વન વાટે આવતું રે, તેમાં પેઠો તે મતિવંત. ૧૯
શાપ ગિરિજાતણો રે, આવો હતો તે વનમાટ;
કોઈ નર દેહ ધારી અહીં રે, આવે તે પામે ઉચ્ચાટ. ૨૦
નર ફીટી નારી બને રે, જો મુને ખીવડાવી મહાદેવ;
એમ શાપ દેઇ સતી ગઈ રે, તે વન તે આવ્યો તતખેવ. ૨૧
નર ફીટી નારી થયો રે, જેનો સુંદર ભ્રકુટીમરોડ;
કઠિન કુચે ઓપતી રે, તરુણી ધરતી ઝાઝો તોડ. ૨૨
નખ શિખ સુંદર થઈ રે, ભૂલી નરના દેહનું સુખ;
સ્ત્રી જેવું સુખ કંઈ નથી રે, વદતી વારંવારે મુખ. ૨૩
એમ કરતાં કામાતુર થઈ રે, ફરવા લાગી વનમાં તેહ;
તેને ચંદ્રસુત સુધિ લહી રે, કે વ્યાપ્યો અતનુ અતિ દેહ. ૨૪
સ્વરૂપ કરી સોહામણું રે, આવ્યો વેગે સાથ;
વન પ્રવેશ કરતાં સાંભર્યો રે, ગિરિજા શાપ મહા મનમાંય. ૨૫
પછે બાહેર રહી બોલિયો રે, જેમ ઉપજે તેને કામ;
વળી મુખથી તે વદ્યો રે, એકાએક આમ. ૨૬
હે પ્રિયા અહીં આવ તું રે, એમ કરતો વારવાર ઉચ્ચાર;
શબ્દ સુણી વર નરતણો રે, વેહલી વેહલી આવી નાર. ૨૭
પછે રમ્ય સ્થળે જઈ રે, રમણ કરવા લાગ્યાં ગુણભંડાર;
તે રતિ રમણવડે રે, રીઝી બીજી નાર અપાર. ૨૮
તે . થકી ઉપન્યો રે, પુરુરવા પુત્ર ગુણવાન;
ચક્રવર્તી નૃપતણા રે, આવ્યો ચિહ્ન લઈ બળવાન. ૨૯

બુધે સર્વે કહ્યું રે, તું છું મનુતણો કુમાર;
સતીના શાપથી રે, તું તો થઈ પડી ગૌતમ નાર. ૩૦
જુવતીએ જાણી વારતા રે, ત્યારે પામી પૂરો ખેદ;
બુધે સુર ઓળખ્યા રે, તેને વિનવિયા વદી વેદ. ૩૧
વરદાન તેણે આપિયું રે, જા નારી રૂપે તુંય;
અશ્વમેધ મખ કરય જઈ રે, નર રૂપ પામીશ કહું હુંય. ૩૨
એમ કહી અંતર્ધાન થયા રે, ગઈ નારી ચાલી ઘેર;
સુત સાથે લઈ રે, જઈ કહી પિતાને સૌ પેર. ૩૩
સુત સુતા થઈ રે, તેનો સુત જોઈને તાત;
અતિશે રીઝિયા રે, વળી કહી શાપમોચનની વાત. ૩૪
દેવકૃપા અગાધ છે રે, વીર્યસ્ખલને થાય સુત;
સત્વર વૃદ્ધિ પામે સહી રે, એ તો સહુ અદ્ભુત. ૩૫
પછે સુદ્યુમ્ને નારી રૂપે રે, કર્યો અશ્વમેધ એક પ્રમાણ;
નારી મટી નર થયો રે, જેનાં સુરગણે કર્યાં વખાણ. ૩૬
પુરૂષત્વ પામ્યા પછે રે, થયાં તેને જે સંતાન;
તે સહુ વર્ણવી કહું રે, સુણ્ય ક્રૌષ્ટુકિ મુનિ મહાન. ૩૭
ઉત્કલ, વિનય અને રે, ગય ત્રણ પુત્ર ગુણવાન;
મહીવીર્યવાન થયા રે, મહાપૌરૂષવાન ને મતિમાન. ૩૮
અપાર યજ્ઞ સર્વે કર્યાં રે, જીત્યા અરિગણ સર્વત્ર;
હવાં જે સુત રાજાતણા રે, તેનો વિભાગ વર્ણવું અત્ર. ૩૯
નર રૂપે સુત ત્રણ થયા રે, મહાધર્મજ્ઞ ને મતિમાન;
સહુ પૃથ્વી અર્પી તેહને રે, જ્યમ કહી ગયા શાસ્ત્ર મહાન. ૪૦
તે ભૂપતિ ભૂમિના થઈ રે, લાગ્યા ભોગવવા વિધવિધ ભોગ;
સુદ્યુમ્ન સ્ત્રી રૂપમાં રે, જે પુત્ર થયો નીરોગ. ૪૧
તેને શાસ્ત્રવિધિએ કરી રે, કાંઈ મળ્યો ન ભૂમિભાગ;
ત્રણ સુત કેહ એ સહી રે, છે સુત બુધ અહનો મહાભાગ. ૪૨
સુદ્યુમ્ને સમજાવિયા રે, તોયે માને નહિ તે સુત;
વિરોધ મોટો થયો રે, ઉપન્યું નૃપને દુઃખ અદ્ભુત. ૪૩
એવે વસિષ્ઠ મુનિ આવિયા રે, તેમણે કર્યો ઘણો ઉપદેશ;
શાસ્ત્ર શોધી કરી રે, ત્રણ સુત સમજાવ્યા વરવેશ. ૪૪
વસિષ્ઠ વચન થકી રે, પ્રતિષ્ઠાન નગર નિર્ધાર;
પુરુરવાને અર્પિયું રે, વળી ત્રણ ભ્રાતે લેઇધર્મ વિચાર. ૪૫
એ સુંદર નગરે સહી રે, કરતો પુરૂરવા સુત રાજ્ય;
આવાં ઘણાંક ઘર મંડાવિયાં રે, તેને કેહવા મુનિ મહારાજ. ૪૬

પણ જેણે છંડાવિયા રે, શોધી શાસ્ત્ર પુરાણ વિચાર;
તેને પુર આણી કરી રે, ખેંચશે વૈતરણી નિર્ધાર. ૪૭
ઇતિ માર્કંડેય પુરાણમાં રે, પ્રાકૃતે વંશાનુક્રમ નામ;
એકાદશાધિકશતતમો રે, અધ્યાય થયો મહાધામ. ૪૮

વલણ.

મહાધામ ક્રૌષ્ટુકિ સુણય તું, આગળ કરું વિસ્તાર રે;
મનુ સુત કેરા ગુણ ગણુ કેરો, કોઈ નવ પામે પાર રે. ૪૯

## કડવું ૧૮૨ મું.

### રાગ મારુની દેશી ઢેર.

માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ તુંય રે, સુણય સર્વે કથા કહું હુંય રે;
સપ્તમા મનુનો પૃષધ્ર કુમાર રે, એકદા મૃગયાએ ગયો નિર્ધાર રે.
વનમાં અટણ કર્યું અપાર રે, પણ કંઈ મળ્યો નહિ શિકાર રે;
ભમતો ભમતો ગયો તે જાણ રે, મનુષ્યવિનાના વને નિર્વાણ રે.
તે વેરાનવનમાં ભટકી ભટકી રે, થાક્યો પાક્યો ને રહ્યો અટકી રે;
કિંતુ મૃગાદિક લાગ્યાં નવ હાથ રે, ઘણો તમ થયો સંતાનાથ રે.
ક્ષુધા તૃષાથી વ્યાકુળ કાય રે, અહીં તહીં અથડાઇ ગોથાં ખાય રે;
એવામાં તેણે જોઈ ત્યાંહી રે, અગ્નિહોત્રની હોમધેનુ જ્યાંહી રે.
કામદુધાસમી મહાસુંદર રે, અરધી દ્રુમ પૂંઠે ઢંકાઇ મહાવર રે;
અરધી દેખાતી હતી તે ધેનુ રે, કંઇક વરાહરૂપ દેખાતું તેનું રે.
તે પૃષધ્રે જોઈ જેણી વાર રે, બાણ સંધાન કર્યું નિર્ધાર રે;
માર્યું મિષોન્મિષમાં તેણે રે, જઈ ઝટ સુરભિ હણી જેણે રે.
બાણે ભેદાયું હૃદય તેનું રે, પડયું પૃથ્વીપર કલેવર એનું રે;
જોઈ રક્ષક ગોપ જે હતો રે, તેના મનમાં ભય અતિ ખુંતો રે.
છાનોમાનો ગયો તે નાશી રે, જઇ દ્વિજસુતની કરી અતિ હાંશી રે;
તારી હોમધેનુને મારી નાંખી રે, આણ તારી અમે અતિ ભાખી રે.
પણ માન્યું નવ કંઇ લેશ રે, એવો કોઈ મહામોટો નરેશ રે;
તે અગ્નિહોત્રી નોતો ઘેર ત્યારે રે, સુત બાભ્રવ્ય મન વિચારે રે.
મહાબ્રહ્મચારી તપસ્વી તેહ રે, ગયો ગોપવચને ધરી ... રે.
તે હોમધેનુ સ્વપિતાકેરી રે, જોઈ તરફડતી .

તત્કાળ ક્રોધાગ્નિ તેને વ્યાપ્યો રે, કયે મૂઢે આ ધર્મ ઉથાપ્યો રે;
પરિસ્વેદનાં પાણી વડે રે, મલિન નેત્રથી અગ્નિ પડે રે. ૧૧
થયો જાજ્વલ્યમાન અગ્નિ રૂપે રે, સહુ નાંખી દીધું ડાહ્યપણ ફૂપે રે;
એવો જોઈ ક્રોધી મહાવિપ્ર રે, તેને નૃપવર નમિયો ક્ષિપ્ર રે. ૧૨
દ્વિજદેવ કરો કૃપાય રે, ભૂલ્યે હણાઈ તમારી ગાય રે;
બ્રાહ્મણ્યે સાંભળ્યું નહિ તે વેણ રે, માન્યું કહ્યું સર્વે નૃપનું કહેણ રે. ૧૩
નૃપવર પણ ક્રોધાક્રાંત થાતો રે, શું આ મુનિ નથી લજાતો રે;
મુને ક્ષુધાતુર ન જુએ એહ રે, એમ બબડતો મનમાં તેહ રે. ૧૪
પછે બોલ્યો ચાહનપણે ચતુર રે, શૂદ્ર પેર ક્રોધ ધરો શું મહાવર રે;
ઉત્તમ કુળમાં થયા ઉત્પન્ન રે, કયમ શૂદ્ર જેવો ક્રોધ ધરો મહામન રે. ૧૫
તમો જેવો ધરોછો ક્રોધ રે, તેવો ક્ષત્રી વૈસ્ય ન ધારે બોધ રે;
દ્વિજનું ભૂષણ ક્ષમા ગુણ રે, શે પરવારવા બેઠા પુણ્ય રે. ૧૬
માર્કંડેય કેહ કૌષ્ટુકિ મુનિ રે, એવું વદ્યા અપરાધી રાજા અગુણી રે;
એમ કર્યો રાજાએ તિરસ્કાર રે, જે સહી શક્યા ન દ્વિજકુમાર રે. ૧૭
દીધો દુરાત્મા રાયને શાપ રે, તું શૂદ્ર થઈ જાજે આપ રે;
મારી તેં મારા ગુરુની ગાય રે, વળી કહું બીજું શું શું થાય રે. ૧૮
તેં વેદાધ્યયન કર્યું હોય જેહ રે, તે નષ્ટ થાઓ સહુ નિઃસંદેહ રે;
એ રીતે શાપ પામેલો રાય રે, તેણે અતિ દુઃખ પામ્યો મહાકાય રે. ૧૯
ક્રોધ વ્યાપ્યો તેના અંગમાંય રે, સામો શાપ દેવા લીધું જળ જયાંય રે;
પેલા બ્રહ્મપુત્રે રાજાનો નાશ રે, કરવા કરિયો ક્રોધ પ્રકાશ રે. ૨૦
એવામાં અગ્નિહોત્રી ઉતાવળો આવ્યો રે, જેહ તે દ્વિજનો પિતા કાવ્યો રે;
તેણે આવી સુતને વાર્યો સાર રે, હે પુત્ર ક્ષમા ક્ષમા આ વાર રે. ૨૧
દ્વિજને શાંતિનો ગુણ ગેહ રે, ઇહ પરલોકે તારે તેહ રે;
કોપ તપનો કરે છે નાશ રે, એ આયુષ્ય હર્ત્તા છે સર્વ પ્રકાશ રે. ૨૨
થાય નાશ ક્રોધીકેરું જ્ઞાન રે, ક્રોધી અર્થભ્રંશ થાયે મહાન રે;
ક્રોધી પુરુષ જે કેહવાય રે, ધર્માર્થે કામ ન તેથી એહેવાય રે. ૨૩
પુરુષાર્થ સિદ્ધિ કરાય ન તેથી રે, સુલટું થાય ઉલટું એથી રે;
જાણી જોઈ જો રાજાએ સાર રે, ગોહત્યા કરી હોયે નિર્ધાર રે. ૨૪
તદપિ આત્માનું હિત વિચારી રે, તેને શાપ ન દેવો ધારી રે;
કરવી દયા તેના પર અપાર રે, હું સર્વે સત્ય કહું આ વાર રે. ૨૫
એવા રાયને દેવો જે શાપ રે, તે કયમ યોગ્ય ગણાયે બાપ રે!
એનું મન નિર્દોષ અતિ જાણ રે, સ્વહિત ઇચ્છી નડે બીજાને પ્રમાણ રે. ૨૬
તેવા મૂઢ જનપર દયા કરતા રે, પૂર્વે મુનિદેવો એમ વરતા રે;
જો જ્ઞાની થઈ અજાણે કરેલા રે, અપરાધપર દંડ ધરતા મરેલા રે. ૨૭

એવાજ્ઞાની કરતાં હું માનુંસાર રે, સહસ્રાવધિ અજ્ઞાની શુભવિચાર રે;
હે સુત તારે આ નૃપને શાપ રે, દેવો ઘટતો નથી માહા બાપ રે. ૨૮
સ્વકર્મે કરી એ ગાય રે, મૃત્યુ સંકટે આવી પડી મહાકાય રે:
માર્કંડેય કેહ પૃષધ્ર સુણી આમ રે, મુનિપુત્રને મસ્તક નમાવતો સ્વામ રે. ૨૯
કરી પ્રણામ પૂરેપૂરો રે, અતિથિભાવ ન રાખ્યો અધૂરો રે;
થયો અજાણે ગોવધ સાર રે, માટે દયા કરો મુનિકુમાર રે. ૩૦
મેં વરાહકેરી ભ્રાંતિએ ભાઈ રે, હણી હોમધેનુ સુખદાઈ રે;
કર્યો અવધ્યનો અજાણે ઘાત રે, માટે કૃપા કરો મુનિસુત સાક્ષાત રે. ૩૧
ઋષિસુત કેહ પૃષધ્ર રાજન રે, જન્મારંભથી જાણું ન અસત્ય વચન રે;
કદા તેવું ન બોલું હુંય રે, સર્વે સાંભળજે નૃપ તુંય રે. ૩૨
એમ હોવાથી નિર્વાણ રે, મારો ક્રોધમિથ્યા ન થાય પ્રમાણ રે;
કિંતુ મેં દેઈ દીધો જે શાપ રે, તેનું રજ ઓછું થાય ન માપ રે. ૩૩
અન્ય શાપ દેવાતી કરતો હુંય રે, સર્વે સજાઈ સમજ તુંય રે;
તે હવાં નહિ દેઉં શાપ અન્ય રે, એમ કહી ચાલવા માંડયો મહાધન્ય રે. ૩૪
પિતા પુત્રને લેઈ સાથ રે, ગયો આશ્રમે ઝાલી હાથ રે;
પૃષધ્રે કર્યો અતિ પ્રણામ રે, પણ તેનુ ઉઘડાવ્યું ન તેણે નામ રે. ૩૫
પિતા પુત્ર ગયા પૂઠે જાણ રે, પૃષધ્ર નૃપ શૂદ્રપણું પામ્યો પ્રમાણ રે;
તેને થઈ ચિંતા અપરમપાર રે, પુરાણી કરજો કારણનો વિચાર રે. ૩૬
જેલાગે શૂદ્રપણાની મોટી વાત રે, તો નવ તેના અન્નની કરશો ખ્યાત રે;
મોદકને અન્નવડે રેહ જેના પ્રાણ રે, પ્રાતઃકાળે ઉભય વસ્તુસમાન રે. ૩૭
એમ પ્રત્યક્ષ જોઈ દોષ રે, કેમ મૂઢમતિ ન થાય સતોષ રે;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે રે, પૃષધ્રોપાખ્યાને પ્રમાણે રે. ૩૮
દ્વાદશાધિકશતતમોધ્યાય રે, દ્વિજ ગુણગણ મનુવંશના ગાય રે.

વલણ.

ગુણગણ ગાયે મનુવંશના, દ્વિજ યથામતિએ આંહીં રે;
પ્રેમાનંદ પ્રભુ કૃપા કરે તો, અતિ આનંદું મન માંહીં રે. ૩૯

---

## કડવું ૧૮૩ સું.

### રાગ મારુની ચાલ.

શ્રી ગુરુ ગણપતિ કરો કૃપાય, નમન કરું ભારતી;
કરુ મનોમય પૂજા કરી પ્રણામ, ઉતારુ આઈ આરતી.
શરણાગતની કરવી સાહે, વેદ એમ વદી ગયા;
માટે આઈ ધરું હું સામ, કૃતારથ ઘણા થયા.

કાલિદાસને થઈ પ્રસન્ન, સૂર્યવંશ તેણે કહ્યો;
થયો મુજને તે અભિલાષ, અધૂરો ન જોઈએ રહ્યો. ૩
શશિનો અતિશે પ્રકાશ, જોઈ તારા ઝાંખા પડે;
પણ નવ નિવૃત્તિ પામે તેહ, સ્વપ્રકાશ સ્વપ્રકાશવડે. ૪
એ દૃષ્ટાંતે જાણજો સર્વ, રંચ ફેર નથી કંઈ;
યથામતિએ ગુણગણ ગાઉં, આઈ સાહે કરો સહી. ૫
નમું કવિ સર્વને હુંય, નમું સહુ દેવને;
કરું હરિભક્તને પ્રણામ, સાધું સમ્યક સેવને. ૬
કહેછે માર્કંડેય મુનિ જ્યાંય, ક્રૌષ્ટુકિ સાંભળજો;
સૂર્યવંશ સુણે સુખદાય, પ્રાયશ્ચિત પુર પરજળે. ૭
કરૂષપુત્ર કારુષ કેવાય, મહાશૂર શિરોમણિ;
જેની સંખ્યા સાતસેં થાય, વંશાવળી જાય ન ગણી. ૮
એવો થયો તેનો વિસ્તાર, વર્ણનીય સર્વ હતા;
તેમાંથી જે જેને રચ્યો જાણ, કર્યાં તેણે તે તો છતા. ૯
એમાંનું મારે કરવાનું નથી કાંય, પડ્યે પંથે ચાલવું;
વર્ણવું દિષ્ટનો વંશ આંય, માર્કંડેય પ્રમાણે માહલવું. ૧૦
દિષ્ટનો મહાપ્રતાપી પુત્ર, નાભાગ નામનો;
ભણિયો ચારે વેદ પ્રમાણ, શૂરો સર્વ ધામનો. ૧૧
અસ્ત્ર વિદ્યામાં એક્કો તેહ, નહિ કોઈ તેના સમો;
કર્યાં તેણે વેરીવશ નિર્ધાર, શ્રોતા ભાવે સુણો તમો. ૧૨
જોઈ સુત પરાક્રમ અપાર, પિતા પ્રસન્ન થતો;
થશે હઠિલો એવો વેહમ, વારંવાર તે પ્રતિ જતો. ૧૩
અરિપ્રત્યે કરતું એમ, એ કૃત્ય સાચા શૂરનું;
હઠિલાપણાનો જે અવગુણ, તે થશે ગુણ પૂરનું. ૧૪
કહ્યું પિતાએ તેને એક દિન, સુંદર સ્ત્રી સુત વરો;
નાભાગ બોલ્યો નહિ કાંઈ બોલ, થયો ઉઠી ત્યાંથી પરો. ૧૫

વામલોચનાનાં કટાક્ષ, જોઈ તડિત નભે રહી;
ભ્રકુટિ કુટિલ કમાન, ઉપમા ધનુ વ્યર્થ કહી. ૨૦
મૃગનયની કેમ કેહવાય, જોઈ ચારુ ચક્ષને;
ખજન ઉપમા કેમ અપાય, ચપળતા ભૂલાવે દક્ષને. ૨૧
કહું કીરનાસિકા કઈ પેર, રક્ત ને નીચી ઘણી;
જેના જેવી ન કાંઈ જણાય, તેહ કયમ જાયે ભણી. ૨૨
અધર જોઇને નિંદે સર્વ, પ્રવાળી મહાબળી;
બિંબફળની ગણના ન ગણાય, રહી રેખ ઉભય મળી. ૨૩
ચારુ ચિબુક ચતુરાનું જેહ, અનુપમ હડપચી,
ભાળ વિશાળ સૂર્ય સમાન, રહ્યા કણુકંઠે હાર લચી. ૨૪
ચંદ્રમણિના કટલા હાર, તેણે નીર નીકળી,
બે નગ પાસે વનસ્પતિ કરી ઉત્પન્ન, ઊગી ન ઊગી સાંભળી. ૨૫
નહિ લીલો પીળો તેનો રંગ, ભૂરો ને ભુખરો;
તેહ જણાય કે ન જણાય, ખાંતે વસે ખરેખરો ૨૬
તેહ પર્વત વધતા જાય, તેણે ભય ભાળીને;
કર્યો અંગમાં અતિ ઉત્પન્ન, મોહ મેહેર ટાળીને. ૨૭
અલબેલી ઘેલી તેહ, પડતા પર્વત રાખવા;
ધરી દુકૂલની કાળી કંચુકી એક, જે દૈન્ય રહ્યું દાખવા. ૨૮
અતિ સૂક્ષ્મ કટિનો ભાગ, ભાર ગુરુ ઝીલે ઘણો;
એવું અવનવું જોયું યાંહી, તે ભાર સહે ક્ષુદ્ર ઘટીતણો. ૨૯
હસ્ત અંગુલિની ઉપમાય, ન અપાય કોઇને,
જોઈ જંઘા રંભા જાણુ, રેહ ભવોભવ રોઇને. ૩૦
હારે પાદથકી મહાપદ્મ, પેસે જળ મધ્યે જઇ,
એવી સર્વાંગ સુંદરી નાર, ન જાયે વાણીએ કહી. ૩૧
તેવી નાભાગે જોઈ નાર, નારે જોયો તેહને,
કે લાગ્યાં કટાક્ષકેરા બાણુ, ઉપન્યો મોહ બેઉને. ૩૨
નાભાગે કહ્યું તુ ઉતર નાર, ચાલ્ય મેહેલ માહરે;
નારી કેહ હું પરસ્વાધીન, જુગો જુગ જાહરે. ૩૩
એટલી વાત થઈ જે વાર, એવે લોક ટોળે મળ્યા;
જોઈ નગરશેઠને દ્વાર ભૂપાળ, અલૌકિક જોવાને વળ્યા. ૩૪
નાભાગે વિચારી વાત, કારજ કથળી જશે;
અતનુએ આકર્ષ્યું ચિત્ત, હસારત અહીંઆં થશે. ૩૫
એમ વિચારી મૂકયો નિશ્વાસ, હવાં હું શુંય કરુ,
આવે નારી કોઈ પેર ઘેર, એવું ધ્યાન માને શુંય ધરુ. ૩૬

નવ સૂઝે એક ઉપાય, કન્યા નવ થાયે પરી;
લોકમેદિની મળે અપાર, તે કરે વાતો કાન ધરી. ૩૭
એવે સુઝી રાયને એક વાત, જાઉં એના પિતર કને;
માગું મારે માટે કન્યાય, જે ના નવ કેહ મને. ૩૮
બીજો સૂઝયો ન એક ઉપાય, તદા તેણે તેમ કર્યું;
જઈ નગરશેઠને મળિયો તેહ, વેણ તેણે શું ઉચર્યું. ૩૯

વલણ.

વેણ તેણે શું ઉચર્યું, તે કહું યથામતિ હુંય રે;
માર્કંડેય કેહ હે ક્રૌષ્ટુકિ, સુણ્ય એક ચિત્તે તુંય રે. ૪૦



## કડવું ૧૮૪ મું.

### રાગ સારંગની દેશી.

વાત વિચારી વૈશ્યની પાસે, નાભાગ જાતો જાણુ રે;
કામે કરી જેની કાયા કંપી રહી, પૂર્ણ વેધાયલો પંચબાણ રે. ૧
શેઠ કયહાં છે શેઠ કયહાં છે, એમ વદતો મુખ વાણુ રે;
તેના અંતપુરમાં ગયો તે પેશી, મળ્યો વણિકને નિર્વાણ રે. ૨
રાયસુતને ઘેર આવેલો જોઈ, અતિ કર્યો આદરસત્કાર રે;
પછે હસ્ત જોડી ઉભો રહ્યો સન્મુખ, કાંઈ આજ્ઞા કરો આ વાર રે. ૩
નાભાગ કેહ તારી જે પુત્રી, તે મુજને પરણાવ્ય રે;
એટલું હિત કરી તું મારું, ભાવ ભલો ભજાવ્ય રે. ૪
વૈશ્યે વિચાર્યું કામે કરી આની, મનોવૃત્તિ નથી હાથ રે;
જો તેનું મન દૂભાએ તો, દૂભાએ દિષ્ટ નરનાથ રે. ૫
એમ ભયંકરા ભણકાર તેને, ચોદિશ વાગવા લાગ્યા રે;
સુખના દિન વણિકે મનથી, તે દિને તો ત્યાગ્યા રે. ૬
ડાહી માનો દિકરો તે કાવે, બોલ્યો વિચારી વાત રે;
હસ્ત જોડી વિનયપૂર્વક કેહે, અહો રાજપુત્ર તમે પ્રખ્યાત રે. ૭
તમારા પિતા પૃથ્વીપતિ કાવે વળી થશો દેવ તમે તેવા રે;
તમો મહારાજા પૃથ્વીપતિ કાવો, અમો રંક વણિક લેખામાં કેવા રે. ૮
તમારા સેવક થઈ અમો આપુ, કર જેવો તમો ભાખો રે;
તમારી અમારી સમાનતા કયાંહી, લોક નિંદે તમે કયાં શાખો રે. ૯
અમારી તમારી સમાનતા નહિ, તો કયમ વિચાર સૂઝયો એવો રે;
સમોવડિયાશે સંબંધ કરવો, જો 'લાવો લાખેણો લેવો રે. ૧૦

આ વાત આપને કેમ રુચે તે, હું જાણું નહિ તલભાર રે;
એમ કહી હસ્ત જોડી તે ઊભો, નાભાગને નમી વારંવાર રે. ૧૧
રાજકુંવર કેહ વૈસ્ય સાંભળો, તમે જણાવી જે વાત રે;
નરદેહની સમતા કરી કામે, વળી મોહાદિક પ્રખ્યાત રે. ૧૨
તાથે કાળ પ્રાપ્ત થયેથી જાણો, કમાદિક નરદેહે જોડાય રે;
એમ થાય ત્યારે તેના કે તેનાથી ભિન્ન જાતિમાંય રે. ૧૩
જે ઉત્પન્ન થયેલી સ્ત્રીજાતિ, તેમના કામાદિકે પરસ્પર જાણ રે;
ઉપકાર કરનાર થઈ પડે છે, એવુ મતિમાન વદી ગયા પ્રમાણ રે. ૧૪
એ પેરે કાળે કરી જાણો, અયોગ્ય પદારથ થાય યોગ્ય રે;
યોગ્ય પદાર્થ અયોગ્યતા પામે, અભોગ્ય પદાર્થ જોગ ભોગ્ય રે. ૧૫
એ પેરે વિચાર કરતાં, દર્શે યોગાયોગતા કાળાધીન રે;
ઇચ્છિત ભોજન પાનથકી, શરીર અતિશે થાય પીન રે. ૧૬
તે શરીર કાળે કરી જાણો, તેવાં ને તેવાં ભોજનાદિકે પ્રમાણ રે;
શુષ્ક થઈ જાતાં જોઈએ જાતે, તમે સર્વ વાતમાં છો સુજાણ રે. ૧૭
એ પેરે સમજી સહુ સાચું, જે તમારી પુત્રી કાહાવે રે;
તે અતિશે મુજને પ્રિય છે માટે, અર્પતાં અડચણ નવ આવે રે. ૧૮
જો તમ દુહિતા નહિ આપો તો, આ કાયા મારી કંપે રે;
અધુના કામાગ્નિએ બળી જશે તે, લાગ્યું ચિત્ત કન્યાકુસુમચપે રે. ૧૯
વૈસ્ય વિચારી વળી વદો વાણી, અમે છીએ પરસ્વાધીન નાભાગ રે;
તું કહીશ કોના તો તે ગણી બતાવું, નૃપ ન્યાતિતણા મહાભાગ રે. ૨૦
એ બધનમાં અમે છુ જેવા, તેવા તમે છો પરતંત્ર રે;
માટે એક ઉપાય કરો તમે આજે, જેમ ઉભય થીએ સ્વતંત્ર રે. ૨૧
આપના પિતાની આજ્ઞા લાવો જઈ, એટલે હું પુત્રી પરણાવુ મારી રે;
એમ વદી હસ્ત જોડી તે ઉભો, વળી નાભાગે વાત વિચારી રે. ૨૨
રાજપુત્ર કેહ વૈસ્યને ત્યારે, ગુરુઆજ્ઞામાં વર્તનાર જેહ રે;
સર્વ કાર્યમાં ગુરુઆજ્ઞા લેવી, એ વાત છે નિ સદેહ રે. ૨૩
કિંતુ આવા કાર્યમા ગુરુ જનને કાંઈ, બોલવા જેવુ નથી હોતુ રે;
કામદેવની કથા કાંહાં ને, કાંહાં ગુરુજન સેવા જો તું રે. ૨૪
એ પરસ્પરનો મેળ ન બેસે, પૂછવા ન જવાય એહ રે,
જે પૂછવા જેવું હશે તેમને તે, પૂછીશ જઈને તેહ રે. ૨૫
વૈસ્ય કેહ સાચુ કોહ સ્વામી, આપને કામકથાની છે વાત રે;
માટે તેમને ન પૂછશો તમે કાંઈ, હું કરીશ તમ પિતાકને વિખ્યાત રે. ૨૬
એનું કારણ છે એવું કુંવર જી, મારે કંઈ નથી કામકથાની વાત રે;
તેણે કરી મારે પૂછવું જોઈએ, એ સર્વ મેં સત્ય કહ્યુ સાક્ષાત રે. ૨૭

માર્કંડેય કેહ સાંભળી એવુ તે, નિરુત્તર થયો ત્યાંય રે,
કામ જઈ ક્રોધ વસ્યો સબલો, વળી ઘણું અમુઝાયો મનમાંય રે. ૨૮
વૈશ્યે સુતાને આજ્ઞા કરી જઈ, જ્યમ ત્યમ એને પાછો વાળ રે,
પુરપતિને કહીશુ સર્વે, અધુના આ સાલને ટાળ રે. ૨૯
વૈશ્યપુત્રી રાયસુતને કેહેતી, ક્રોધ કરો શું આમ રે;
ઉતાવળે આંબા નવ પાકે, ધરો મનમાં મોટી મામ રે. ૩૦
વળી કટાક્ષમાં કહ્યુ કામિનીએ, તું થઈ ચૂકયો મારો સ્વામ રે,
અધુના લોક મળ્યા છે ટોળે, માટે જાઓ તમારે ધામ રે. ૩૧
મહાહઠિલા હોય તથાપિ, થાય કામથી કામિનીના દાસ રે;
પાળેલા મર્કટપેરે નાચે છે, કામાધિન પામે લોક ઉપહાસ રે! ૩૨
નૃપ પુત્ર પ્રણામ કરીને વળિયો, નીકળ્યો મંદિરમાંથી બાહાર રે,
લોક અરાંપરાં થઈ જાતા, વાત વાધે ચાલી પુર મોઝાર રે. ૩૩
રાજકુવર મંદિરમાં જાતો, પડતી એવે રાત રે,
કારમા કામબાણુ લઈ આવ્યો, કામીનો કરવા ઘાત રે. ૩૪
કઈ હૃદય વિષે કંઈ ચક્ષવિષે, માર્યાં કર્ણુમા બાણુ રે;
ગુહ્ય સ્થળનાં પુરાણી ગણાવે, દ્વિજજન જાણે ન એવું પ્રમાણુ રે. ૩૫
એમ તલપાપડ નૃપનો સુત કીધો, કામે તાલાવેલી લગાડી રે;
પ્રભાત પ્રભાત ઝખ્યા કરે તે, ફરે સેજની આગાડી પછાડી રે. ૩૬
એવા દુઃખમા રાત વીતી, એવે થાતો પ્રભાત રે;
વૈશ્ય મળ્યો જઈ રાયને પેહલો, તેહ સર્વ વિસ્તારુ વાત રે. ૩૭

વલણ.

વિસ્તારુ હું વાત વેગે, સુણો શ્રોતા વક્તા જન રે;
રાજીવલોચન રામકૃપાએ, કહુ નાભાગ ચરિત્ર પાવન રે. ૩૮



## કડવું ૧૮૫ મું.

### રાગ કેદારો.

માર્કંડેય કેહ સુણો મુનીશ, ગઈ દુઃખરાત્રિ ને ઊગીયો દીશ;
હવાં વશ્રા વીશ કારજ થશે આપણુ રે. ૧

ઢાળ.

આપણુ કારજ થશે એમ, વિચારી દિષ્ટકુમાર;
રાયને મળવા ચાલયો, તવ ત્યાં દીઠો વૈશ્ય તે વાર.

તેમની થતી વાતો સાંભળી, ઉભો રહ્યો તે બાહાર;
વૈસ્ય નમી નૃપને કેહ ત્યાં, સુત તમારો ગુણભંડાર. ૩
તે અજ્ઞાન એવી મારી સુતાનો, વિવાહ કરવા ધારે;
સર્વે વૃત્તાંત માંડી કહ્યું વળી, વદો કરવું શું નૃપ મારે. ૪
એ વાત સુણી રાયે જદા, તેડાવિયા દ્વિજરાજ;
નાભાગનો સ્વભાવ તેને, હતો વિદિત ને સહુ કાજ. ૫
તેણે સત્વર આચાર્ય તેડિયા, ઋચીકાદિક મહાન;
નાભાગને પણ ત્યાંહી તેડ્યો, આવી બેઠો માહ મતિમાન. ૬
પછે રાયે દ્વિજને સહુ, માંડી કહી અથેતિ વાત;
કૃપા કરી કોહ ઋષિ સર્વે, હવાં કરવું શું પ્રખ્યાત. ૭
ઋચીકાદિ ઋષિઓ વદ્યા ત્યારે, જોઈ ધર્મશાસ્ત્ર પુરાણ;
હે રાજકુંવર જો પ્રીતિ તારી, હોય વૈસ્ય સુતાપર પ્રમાણ. ૮
તો તેમ કરતાં બાધ નથી કંઈ, એ ધર્મ છે નાભાગ;
કિંતુ ન્યાયપૂર્વક થાય તો, કેહવાય ધર્મ મહાભાગ. ૯
અભિષિક્ત થયેલા રાયકેરી, કોઈ સુતા સુંદર હોય;
તેની સાથે લગ્ન તારે, પૂર્વે કરવું સોય. ૧૦
પછે વૈસ્યની સુતા જે છે, તે થઈ શકે તારી નાર;
એ રીતે શાસ્ત્ર વચન છે, તું સુણ ગુણભંડાર. ૧૧
એમ આચરી વૈસ્ય સુતાની સાથે, તું ભોગવજે ભાવતા ભોગ;
અન્યથા આચરણ કરતાં, જળવાય નહિ નૃપ જોગ. ૧૨
ક્ષત્રિય જાતિની ઉત્તમતા જે, અન્યથાચરણે થાયે નાશ;
માટે એ પેર ધર્માચારી થઇને, પછે જજે વણિકકન્યા પાસ. ૧૩
નાભાગ કેહ એ વાત ખોટી, હોય એક મેનમાં બે તરવાર;
મન એકમાં બે નાર કેઈ વિધ, વસે ભૂસુર સાર. ૧૪
પાધરો છે પ્રેમકેરો, નેમ મુનિનરનાથ;
એક સ્થળનો વાસી થાયે, ન જોડાય બીજા સાથ. ૧૫
જોડાય જો બીજા થકી તો, થાય પૂર્વ કેરો હાસ;
એમ ક્ષણેક્ષણે વિરોધ આવે, એવો કર્યો ધર્મ કયાંથી પ્રકાશ. ૧૬
હવાં સુણવી નવ વાત મારે, કોઈની તો આજ;
એમ કહી તે નૃપ કનેથી, ઉઠી ગયો તજી કાજ. ૧૭
મહામુનિને પિતાકેરો, કર્યો વચન અનાદર ઘણો;
પછે રીસાઇ ગયો મેહેલમાં તે, ક્રોધાક્રાંત જાય ન ભણ્યો. ૧૮
તેને વાત એક ન ઉકલે, કાંઈ થાય ન દૃઢ વિચાર;
પછે મન સાથ નિશ્ચય કરી તે, નીકળ્યો ગૃહથી બાહાર. ૧૯

ખડગ લીધું હાથમાં, કરી ઉઘાડું સાર;
તે વૈસ્યને ઘેર ગયો ચાલી, કર્યો મુખે આમ ઉચ્ચાર. ૨૦
રાક્ષસવિવાહે કરી આ હું, વૈસ્યકન્યાને ગ્રહું છું હું;
જેનું બળ હોય તે દર્શાવી મુજને, આને છોડાવજો મુખે કહું. ૨૧
એ વાત સાંભળી રાજદ્વારથી, વણિક આવ્યો ધસમસ્યો;
ખડગ કરમાં ધરી કન્યા, જોઈ ભય ભારે મને વસ્યો. ૨૨
વણિક કેહ કંઈ ધર્મ આચરો, અધર્મી કાં થાઓ;
કન્યાકેરી ઇચ્છા નહિ તેને, તું લેઈ શે નૃપ જાઓ. ૨૩
નાભાગ કેહ રાક્ષસવિવાહેકરી, વરું કન્યા હુંય;
એની ઇચ્છા ન હોય તોય એ છે, ધર્મ સાંભળ્ય તુંય. ૨૪
ઘણા ધર્મજ્ઞ ભૂપતિએ, આચર્યો એ પથ;
તારી કન્યાએ તો ગણ્યો મુજને, હે વૈસ્ય કોડીલો કંથ. ૨૫
એમ કહી તે ચાલી નીકળ્યો, ગયો પુરથી બાહાર;
રમ્ય ઉદ્યાને જઈ ઉતર્યો, સાથે લેઈ નૌતમ નાર. ૨૬
પ્રેમપ્રિતિ ઉભયકેરી, મંદમતિથી શું વર્ણાય;
મહામનહર મંદિર વિષે તે, જોઈ અન્યોન્ય સુખી થાય. ૨૭
હવાં તે વણિકકન્યાતણો પિતા, જોઈ એવું જાત;
પોકાર કરતો ગયો દોડી, જ્યાં હતો દિષ્ટ નૃપ પ્રખ્યાત. ૨૮
હે મહારાય વૈસ્ય હું શરણ આવ્યો, મારું કરો રક્ષણ આજ;
મારી સુતાને લેઈ ગયો નાસી, તમ સુત નાભાગ હે મહારાજ. ૨૯
હસ્તમાંહિ ખડગ ધરિયું, કરી ઉઘાડું જાણ;
હું વરું રાક્ષસવિવાહે એમ, વારંવાર વદિયો વાણ. ૩૦
બળ હોય તે મૂકાવી જાયે, કન્યા ગ્રહી મેં હાથ;
અમે વણિક શું કરીએ કોહ, રહીએ શરણ ભૂમિનાથ. ૩૧
ધર્મરાજ્યમાં અધર્મ આવો, વણિક ઉપર થાય;
સુતા સતી હરી જાય મારી, નૃપ ગુણ તમારા કોણ ગાય. ૩૨
તમારા સુતને આપવા હું, કન્યા કરત તૈયાર;
મેં ના નથી કહી આપ પાસે, આ તો બળજોરીનો વ્યાપાર. ૩૩
હાય શું કરું હું કયમ રહું હું, કયાં વસું દીનદયાળ;
મારી સુતા લેઈ સટકી ગયો કેઈ, એમ કહી રુદન કરે તે કાળ. ૩૪
દિષ્ટને અતિ કોપ ચઢિયો, અરે સુત ચંડાળ;
શું નગરશેઠની હરી તેં, જોઈ સુંદરાંગી બાળ. ૩૫
વચન મારું માન્યું નહિ તેં, નવ ધર્મ ધાર્યો ધ્યાન;
કરી સેનાપતિને આગન્યા, સહુ સૈન કરો સાવધાન. ૩૬

ધર્મદૂષક નાભાગને જઈ, હણો જોતા માંય,
એ મારો પુત્ર એવુ જે વિચારે, તેને હણુ હું આંય. ૩૭
નૃપની આજ્ઞા સાભળી, મહાકોપવાળી જેહ;
સેન સજ કરુ સેનપતિ એ, ચઢયો કુવર પર તેહ ૩૮
અસંખ્ય હસ્તિ અશ્વ ચઢિયા, પાળાતણો નહિ પાર,
નાભાગને એક મારવો, તેમા શા વેદ ભણવા સાર. ૩૯
ઉત્સાહ એવો સર્વને, કડીધીન ગરજી નોબત ત્યાંય;
શસ્ત્ર સારી સુભટ થઈને, ગયું સૈન કુવર જયાય. ૪૦
ઉદ્યાનને રોકી રહ્યુ તે, કરી અસ્ત્ર શસ્ત્રના ચળકાટ;
હાં મારીએ સહારીએ, ધડે વિવિધ એવા ઘાટ ૪૧
કામ રૂપ લેઈ કામિનીસહ, નૃપતન કરતો વિહાર,
તેણે સેન જોયુ સામદુ, વળી ધરો ધરોતણા ઉચ્ચાર ૪૨
પત્નીને કેહ બેશ તુ અહીં, હું જોઉં આવે કોણ,
મારી સાથે યુદ્ધ કરવા, કોણ ધરે ઇચ્છા એણ ૪૩
એમ કહીને બાણ લીધુ, કર્યો ગર્જીને સિંહનાદ, .
તવ સેનાપતિએ શખ પૂર્યો, વળી કર્યો સૈનિકે સરવો સાદ ૪૪
સેનાપતિ કેહ મૂઢ તું, થયો અધર્મી દુષ્ટ,
આણ ન માની પિતાકેરી, તો કરુ યુદ્ધે મને સતુષ્ટ ૪૫
ક્ષત્રિય જાતિ તજી તેં તો, થયો વૈશ્ય જાતે તુંય,
તેણે યુદ્ધ રીતિ ભૂલિયો તું, કહુ ઝાઝું શુંય ૪૬
એમ કહીને બાણ તાણ્યુ, હાણુ કરવા કાજ,
નાભાગ મન વિચારતો, મારે કથાળવુ નવ કાજ. ૪૭
મુજ પિતાકેરા સૈન્યને, વા સેનાપતિને હુંય,
હણુ તેમા પરાક્રમ કશુ, શૂરત્વ એમાં શુંય. ૪૮
અસ્ત્રવિદ્યા શીખીઓ હું, ગુરુ પાસે જેહ;
આજ કરુ ઉપયોગ તેનો, જેમ કોની હણાએ નવ દેહ ૪૯
એમ વિચારી મોહાસ્ત્ર લીધુ, નૃપકુવરે નિર્વાણ,
તે મત્રયુક્ત કરી માર્યુ, સત્વર મોહ્યા સહુના પ્રાણ. ૫૦
સેનાપતિ ને સૈન્ય સઘળું, હય હસ્તિ રથ વિશાળ,
સાથી ભાથી રથી મોહ્યા, સહુ પડ્યા ભૂમિમા તતકાળ ૫૧
એમ વિજય કરીને આવિયો તે, વૈશ્યકન્યા પાસે,
વરાગીશુ વિહાર કરતો, વિધવિધ હાસવિલાસે. ૫૨
પડયુ સેન એવી વારતા, દિષ્ટ નૃપે સુણી કાન;
વૈશ્ય હાયવરાળ કરતો કેહ, અધર્મનો જય થશે રાજાન. ૫૩

હવાં કેમ વસશું પુર તારે, શું કરીશું નરદેવ,
તેની આમનાવાસના કરી રાય ચઢિયો, સુત ઉપરે તતખેવ. ૫૪
અસખ્ય સેના સાથ લીધી, ધર્યું કૃતાંત કોપ સ્વરૂપ;
હાં હણું સુતને વાર શી છે, એમ ચાલ્યો વદતો ભૂપ. ૫૫
એની વાત કંઈ સુણવી નહિ, હણતાં ન કરવી વાર;
એમ વદી સહુ સેન સોંઢી, નૃપ આવિયો ઉદ્યાન મોઝાર. ૫૬
નાભાગે મનમાં વિચાર્યું, આવ્યા પિતા કરવા સગ્રામ;
સકળ સૈન્ય તેમની સાથ છે, મુજપર ધર્યો કોપ ઉદ્દામ. ૫૭
અધર્માચારી હું થયો તેણે, ચઢ્યો પિતાને ક્રોધ;
મુજશુ યુદ્ધ કરવા આવિયા ને, મેં અર્યો ન એમનો બોધ ૫૮
ચિંતા નહિ કશી વાતની, કરવુ યુદ્ધ મારે આજ,
ક્ષત્રિયકેરો ધર્મ છે એ, ઘણુ લડયા પુત્રમહારાજ. ૫૯
એમ કરી તેણે બાણ મૂક્યાં, ઉભય એકીવાર;
તેણે દિષ્ટને જઈ કર્યો ઝટ, પાયે પડી નમસ્કાર. ૬૦
તે કશા ઉપર નવ તેણે, લક્ષ્ય દીધુ જાણ;
નાભાગ કેરો પ્રાણ લેવા ઝટ, મારીયુ એક બાણ ૬૧
કે અસખ્યાત શરવૃષ્ટિ થાતી, નાભાગપર નિરવાણ;
તે અસ્રને શસ્ત્રે સમાવે, નાભાગસુત સુજાણ. ૬૨
વળી મોહાસ્ત્ર મૂકી અન્યને, મોહ પ્રગટાવિયો તે કાળ,
દિષ્ટે અસ્ત્ર તે સહર્યું, વળી માર્યું બાણ એક કરાળ. ૬૩
એમ મોહાસ્ત્રકેરો નાશ થાતાં, સહુ સેના ઉઠી ત્યાંય;
સહુ મારો મારો ઉચરે મુખ, ઊભો નાભાગ એકલો જ્યાંય. ૬૪
વળી તેણે મોહાસ્ત્ર મારી, સૂવાડી સેના સર્વ;
એક બાણેથી પિતાકેરુ, ધનુષ્ય કાપિયું કરી ગર્વ. ૬૫
પચ પ્રધાન પૂરા કર્યા, જે રણપડિત મહાન,
દિષ્ટે ધનુષ્ય બીજું ગ્રહ્યુ, તે સુત કાપતો મતિમાન. ૬૬
એમ અનેક તેણે ધનુષ્ય લીધાં, અનેક કાપિયાં નાભાગ,
ત્યાં પિતા કરતાં પુત્ર વાધ્યો, રણાંગણુ વિષે મહાભાગ. ૬૭
સમય એવો જોઈને, આકાશમાથી મુનિદેવ;
નારદજી પધારિયા ત્યાં, મળ્યા રાયને તતખેવ. ૬૮
કેહવા લાગ્યા તેને મુનિ, પામ્ય સગ્રામથકી વિરામ,
તારા જેવા મહાત્માતણા સુતનો, આ વિપરિત ધર્મ છે આમ. ૬૯
તેમ હે નૃપ જે કરવુ તારે, વૈશ્ય સાથે યુદ્ધ;
એ છે ધરામાં અધર્મ મોટો, જો વિચારી લે તું શુદ્ધ ૭૦

બ્રાહ્મણ પ્રથમ બ્રાહ્મણી સાથે, કરે વિવાહ પ્રમાણ;
અન્ય વર્ણની ગ્રહે પછી તે, સારી નારી સુજાણ. ૭૧
બ્રાહ્મણત્વથકી નવ તોજ તે, હીન થાય હે નરદેવ;
ક્ષત્રિય પણ પૂર્વે કરે, ક્ષત્રી સુતાકેરી સેવ. ૭૨
પછે વૈસ્યની કે શુદ્રની, કન્યા ગ્રહણ થાયે સાર;
એમ કરતાં નવ અધર્મ થાયે, સુણ ક્રિષ્ટ તુ નિર્ધાર. ૭૩
વૈસ્યે પ્રથમ વૈસ્યકન્યાનું, કરવું પાણિગ્રહણ;
પછે પુત્રી રુચી શુદ્રકેરી, તો તેનું, કરાએ ધારણ. ૭૪
તે નવ નીકળે વૈસ્યકુળથી, એવો ક્રમે ન્યાય કેહવાય;
પણ હે નૃપ બ્રાહ્મણ ક્ષત્રિય કે, વર વૈસ્ય શુભ વખણાય. ૭૫
તે સહુએ સવર્ણકન્યા, પ્રથમ પરણવી પ્રમાણ;
જો એમ નવ કરે તો જાતિભ્રષ્ટજ, તે થાય છે અજાણ. ૭૬
સવર્ણકેરી કન્યકાનો, જોગ થયો નવ જાણ;
છતાં હીન જાતિની ગ્રહે કન્યા, તે તે જાતિનો થાય નિર્વાણ. ૭૭
એવું છે માટે તુજ મંદબુદ્ધિ સુત, વૈસ્યપણ પામ્યો સાર,
તુ ક્ષત્રિય સાથે નથી એનો, યુદ્ધ કરવાતણો અધિકાર. ૭૮
વળી એનું કારણ કંઈક છે, જે અમે જાણીએ સર્વ,
માટે યુદ્ધથી નિવૃત્ત થાઓ, તજી તન મનનો ગર્વ. ૭૯
એણે અધર્મ કંઈ નથી આચર્યો, જે જણાશે તુને જાત,
માટે નિવૃત્તિ પામી ઘેર જાઓ, છે સુત શુરવીર સાક્ષાત. ૮૦
નારદકેરું વચન એવું, સુણી રીઝો ભૂપાળ;
સંગ્રામથી નિવૃત્તિ પમાડી, નૃપસેના ઉઠાડી તત્કાળ. ૮૧
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, નાભાગચરિતે નિર્વાણ;

ગયા નાભાગ પાસે ચાલી, નમ્યો દેવર્ષિને તે ભાળી;
નારદ કેહ સુણ નાભાગ તુંય, સર્વે દેવના વતી કહું હુંય. ૨
જો તું ઉથાપીશ પિતાની આજ્ઞાય, તો તારી પડશે નરકમા કાય;
એનો ઉપાય થશે ન એક, માટે તનમનથી કરજે વિવેક. ૩
બીજું કાંઈ કહું નહિ હુંય, થોડે ઘણું સમજજે તુંય;
એમ કહી મુનિ હવા અંતર્ધાન, જઈ મળ્યો વૈશ્યકન્યાને તે મહાન. ૪
કન્યાએ કુંવરની કીર્તિ કથી, મળ્યું નવનીત મુને સર્વથી;
કર્યો તમે મહાસૈન્યનો પરાજય, થયો પિતા પાસે તમારો ઉદય. ૫
હારી ગયા ઘેર તે ચાલી, એમ મહિલા વદતી માહાલી;
તેને નાભાગ કેહતો આમ, મુનિ નારદે મૂકાવી મામ. ૬
નહિ તો મારા પિતા મહાસમર્થ, જ્યાં રંચ સરે ન મારો અર્થ,
મુને કહી ગયા નારદ મુન્ય, તું પાળ્ય પિતાઆજ્ઞા મહાપુણ્ય. ૭
માટે કાલે જઈ પિતાને મળવું, જે તે કેહ તે મારે સાંભળવું;
એમ કહીને બેઠા તેહ, વાધ્યો પરસ્પરમાં અતિ નેહ. ૮
પછે તે વર્યો રાક્ષસવિવાહે કન્યા, જેહ થઈ ગયો ધરણીતળમાં ધન્યા;
ઉદ્યાનમાં રમ્યો રામાની સાથે, હર્યો ફર્યો સાથે ઝાલી હાથે. ૯
કર્યો વિવિધ રગ વિલાસ, કન્યાએ કરી કામકેળી પ્રકાશ;
એમ સુખ ભોગતાં વીતી રાત, પ્રગટ્યો પ્રભાકર ને થયો પ્રભાત. ૧૦
વૈશ્યપણું પામ્યો તે રાય, મન વિચારે વણિકજાતિનો થાય;
તદા તેણે વિચારી એક મતિ, મુને કહી ગયા શું નારદ યતિ. ૧૧
મારે પાળવી પિતાની આજ્ઞા સત્ય, જે તે કેહ તે કરવું મારે કૃત્ય,
ઉદરકાજ કરવો જોઈએ ઉદ્યોગ, નહિ તો આ દેહ રેહ ન આરોગ્ય. ૧૨
બીજાને રાજ્યે જઈ ન રેહવાય, એથી બાપનું ખોટું કેહવાય;
એમ વિચારી સર્વે વાત, ગયો ચાલી પિતાની પાસ. ૧૩
જઈ શિરસાષ્ટાંગે નમિયો, હે ભૂપ ભૂલે ભામે હું ભમિયો,
હવાં કરો આજ્ઞા તમે નરેશ, મારે કરવું કશું વરવેશ. ૧૪
રાજા વક્રદષ્ટિએ જોઈ કેહ છે, ધર્માધિકારપર દ્વિજ જે રહે છે;
ઋચીક બાભવ્યાદિ જેહ, જેની છે મહાતપસ્વી દેહ ૧૫
તે ધર્માર્થે કેહ જે કર્મ, તારે આચરવુ તે ધર્મ;
માર્કંડેય કેહ ભૂદેવ, નાભાગે કરી જઈ દ્વિજની સેવ. ૧૬
તેમણે મેળવી સભા જ્યાંય, નાભાગ હસ્ત જોડી ઉભો રહ્યો ત્યાંય;
સભામાં વિરાજેલા મુનિદેવ, બોલ્યા નૃપ અનુમત લેઈ તતખેવ. ૧૭
હે નાભાગ કરવું તે તારે આમ, તેં પશુ પાળવાં મહાનામ,
કરવી કૃષિ અને વ્યાપાર, એવાં ઉત્તમ ધર્મકર્મ બતાવ્યાં સાર. ૧૮

તે રીતે નાભાગે આચરિયાં, જે પૂર્વે જાતિભ્રષ્ટે કરિયાં;
ધર્મવાદીએ કહ્યા જે ધર્મ, તેહ નાભાગે માન્યા મહાપર્વ. ૧૯
થઈ વૈશ્ય રહ્યો પિતાપુરમાંય, ધનુષ્ય બાણ અર્પ્યાં પિતાને ત્યાંય;
વૈશ્યકન્યાકેરી સાથ, વૈશ્ય થઈ રહ્યો ભૂમિનાથ. ૨૦
કરે કૃષિ અને વ્યાપાર, ભામિની જુએ પશુપાળ ભરતાર;
કૃષિ કરાવે કેટલી તેહ, દમે તે કારણ કેટલી દેહ. ૨૧
એ પ્રેમના પાશ છે મોટા, જે કરી દે રાજ્ય પદારથ ખોટા;
કરે રાજકુંવર ફેડી વ્યાપારી, જોઈ ત્યો પૂરા પ્રેમ તણી એ બારી. ૨૨
પ્રેમે રાજ્યસુખ ન સાંભરે જેને, જાણવું વ્યાપ્યો પૂરેપૂરા પ્રેમ તેને;
અહોરાત્ર કરી વ્યાપારી કાજ, તે ભોગવે શ્યામાશું સુખસાજ. ૨૩
એમ કરતાં થતું શું ત્યાંય, તે વર્ણવું જોવા જેવું આંય;
તે વૈશ્યકન્યાને રહ્યો ગર્ભ, ઉપન્યો પૂરે દીને સુત શર્ભ. ૨૪
તેડાવ્યા જોષી પુરાણી વ્યાપારી, સુતની ભાગ્યરેખા તેમણે ઉચ્ચારી,
સુણી થયો માતને અતિ આનંદ, ધર્યું ભનદન નામ ભજી ગોવિંદ. ૨૫
સુત દાહડે ન વાધે તેટલો રાતે, એમ વાધ્યો અપરમપાર તે જાતે;
જોતા જોતામાં થયો કુમાર, જોઈ તેને માતા વદી એક વાર. ૨૬
હે સુત આજ્ઞા માને જો મારી, તારું સહુ શુભ થવાનું ધારી;
તો તું થા ગોપાળ હે બાળ, વેણ સુતે ગ્રહણ કર્યું તતકાળ. ૨૭
એ રીતે માતાની આજ્ઞા પામી, ઊઠી ચાલ્યો મસ્તક નામી;
હિમાલય પર્વત મોઝાર, રેહતો નીપ* રાજર્ષિ તે વાર. ૨૮
તેને જઈ મળિયો કુમાર, તેને ચરણે પડી નમસ્કાર;
તે રાજર્ષિપે બોલ્યો ભનદન, મુજપે કૃપા કરો ભગવન ૨૯
કરી મારી માતાએ આજ્ઞા આજ, થા તુ ગોપાળ મહારાજ;
મારે પૃથ્વીપાળ થઈ પૃથ્વી પાળવી, રાજર્ષિવૃત્તિ સંભાળવી. ૩૦
તે વચન પાળું કેઈ પેર, કરો કૃપા ગોપાળ ગાઈ જઉં ઘેર;
મારાથી પૃથ્વી પળાયે ક્યારે, તે જો હોય સ્વાધીનમાં મારે. ૩૧
મારી સર્વત્ર પૃથ્વી જેહ, મારા પિતરાઈ પચાવી પડિયા તેહ;
માટે અહો રાજર્ષિ સ્વામીન, કયમ ગોપાળ થઉં આણે દિન. ૩૨
એવી આજ્ઞા કરો મુને આજ, હું જ્ઞાનાનુવર્તિ થઈશ મહારાજ;
દુખીઆનું દુઃખ લહો અપાર, કરુ નેહે તમને નમસ્કાર. ૩૩
માર્કંડેય કેહ સુણ મુનિ વચન સુણી, રીઝ્યો નૃપતિ તે મહાગુણી;
નીપે તે મહાત્મા ભનદનને, સર્વાંગવિદ્યા શીખવી એક મને. ૩૪

---

* એ નામનો કોઈક રાજર્ષિ.

પછે કરી ગુરુને પ્રણામ, માગી આજ્ઞા તેની મહાનામ;
પામી અસ્ત્રવિદ્યા ઉદ્દામ, પછે આવ્યો ત્યાંથકી તે મહાધામ.
વળ્યો પિતરાઈ પુત્ર ભણી તેહ, નામે વસુરાતાદિક હતા જેહ;
જઈ તેમની પાસે માગ્યું તેણે, કહ્યું રાજ્યભાગ આપો મધુરે વેણે.
છે આ વંશપરંપરાનું રાજ્ય, કયમ અર્ધ ભાગ કરો મારો ત્યાજ્ય;
તેમણે ઓળખ્યો ભનંદન, તવ તે વદ્યા રાખી મોટમ મન.
તું તો છું વૈશ્યકેરો પુત્ર, ન હોય તારે રાજ્યતણા ઘરસૂત્ર;
તારો દાવો ન હોય રાજ્યપર, તું ક્યાં છે રાજ્યતણો કુંવર.
એમ વાંધો પાડયો તેમણે, આખું હોઈયાં કર્યું જેમણે;
તવ ભનંદન કેહ ભાઈ, કરો યુદ્ધતણી સજાઈ.
રાજ્ય જીતે તેનું નિર્ધાર, મારે તેની તો તરવાર;
એ વચન સુણ્યું વસુરાતાદિકે, સમય ક્લેશ કાઢવાનો છે ઠીક.
સર્વે હળી મળી મારો એને, ઈચ્છા રાજ્યની ઉપની જેને;
ગયા રણાંગણમાં યુદ્ધકાજ, સમ્યક મેળવી સૈનનો સાજ.
એકલો ભનંદન ઉભો ધરી અસ્ત્ર, જોતાં જોતામાં સૈનનો ટાળ્યો દસ્ત્ર;*
પછે વસુરાતાદિક આવ્યા જેહ, તેમનો પરાજય કરી ગર્જ્યાં તેહ.
પછે કર્યું ધર્મયુદ્ધ નરેશ, સર્વ પૃથ્વી લેઈ લીધી દ્વિજેશ;

કદાપિ આજ્ઞા માનું નવ જાતે, તો ઉત્તમ ગતિ ન પામું કો વાતે;
કરી પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન, થઇ પૃથ્વીપતિ કરુ પૃથ્વી પાલન. ૫૧
તો સહસ્ર કલ્પ સુધી નિર્વાણ, નવ મોક્ષ પ્રાપ્ત થાય પ્રમાણ;
મને નથી રાજની ઇચ્છા ભાઈ, વળી મારુ માનીપણું કહું ગાઈ. ૫૨
કયમ ગ્રહે મારા જેવો આવું રાજ, જેણે કર્યું જોત જોતામાં સાજ,
તે થઈ દુર્બલ તારે બાહુબળે, ઇતેલું રાજ્ય ભોગવે તેમાં શું વળે. ૫૩
એવું છે માટે સુત મારા, તમે કરો રુચે તે અવિધારા;
હાં તો રાજ કરજ્ય તુ જાતે, વા પિતૃસુતને દે પ્રખ્યાતે. ૫૪
આપી દે તેમને પાછું સર્વ, વા થઈ રાજા ત્યજ મન ગર્વ;
મારે પિતાની આજ્ઞા પાળવી એ જ, છે અતિ શ્રેષ્ઠ પૃથ્વીમાં તેજ. ૫૫
પણ પૃથ્વી પાળવી એ નવ શ્રેષ, પિતા આજ્ઞા ભગ કરે નર નેષ્ઠ;
કેહ માર્કંડેય એવુ સુણી વેણ, તેની પત્ની સુપ્રભા વદી સુખદેણ. ૫૬
ફરી કિંચિત્ હાસ્ય પતિશુ ભાખી, પતિ એમ દીનતા જોઇએ ન દાખી;
આ ભવ્ય રાજનું કરો ગ્રહણ, તમે નથી વૈસ્યથયા છો વૈસ્યાચરણ. ૫૭
નથી વૈસ્ય તમે નરનાથ, તેમ નથી ઝાલ્યો વૈસ્યસુતાનો તમે હાથ;
હું વૈસ્યકુળે નથી થઈ ઉત્પન્ન, મારી વાત સાંભળી થાઓ પ્રસન્ન. ૫૮
તમે જેમ ક્ષત્રિય છો રાજન, તેમ હુ ક્ષત્રિયસુતા છું પાવન;
સુણો તેનું કારણ કહું આજ, પૂર્વે પ્રખ્યાત સુદેવ થયો મહારાજ. ૫૯
તેનો એક મિત્ર હતો મહાબળ, ધૂમ્રાશ્વસુત નૃપ નામ નળ;
હે નરનાથ આવ્યો માસ વૈશાખ, ગળી આમ્રવનમાં જ્યાં ત્યાં સાખ. ૬૦
સુદેવ મિત્રને લેઇ સાથ, ગયો તે ક્રીડા કરવા નરનાથ;
ગયો આમ્રવનમાં તે ચાલી, કર્યા વિવિધ ખાનપાન મન માહાલી. ૬૧
કર્યો મિત્ર પ્રિયાની સાથ આનંદ, પછે પુષ્કરિણી તીરે ગયા દૈવમંદ;
હરતા ફરતા કરતા કલ્લોલ, રમતા રામાશુ રંગરોળ. ૬૨
એવે ચ્યવનકેરો પ્રમતિ બાળ, જોઈ તેની પત્ની સુદર તે કાળ;
તેહ રાજપુત્રી હતી તન્વગી, જોઈ તેને ઉભય થયા ઉર્મંગી. ૬૩
સુરદેવને સમજણ હતી, કિંતુ નળ મિત્ર મોહે થયો દુર્મતિ;
ઉન્મતની પેરે ગયો તે ચાલી, સુરદેવના દેખતાં ઝાલી બાળી. ૬૪
કહ્યુ તેને ચાલ્ય કરીએ રંગવિલાસ, તેં શુ જોયું સુખ મુનિસુત પાસ;
તે મહાપતિવ્રતા હતી નારી, કરો રક્ષણ રક્ષણ એવું ઉચ્ચારી. ૬૫
તેનુ બૂમરાણ સુણ્યું નવ તેણે, વળી દીનપણું જોયું નવ જેણે;
એવે સુણી પત્ની તણો પોકાર, પ્રમતી દોડી આવ્યો કરી હોકાર. ૬૬
શું છે શુ છે કેહતો આવ્યો સત્વર, ધાઈ આવ્યો એકે શ્વાસે મુનિવર;
આવી જુએ તો ઊભો દીઠો રાય, જેહ પ્રખ્યાત સુદેવ મહાકાય. ૬૭

દુરાત્મા નળે સ્વપત્નીને ધરી, જેહ કરે કાલાવાલા કરગરી;
એવું જોઈ પ્રમતિ બોલ્યો સાંય, સુદેવ તું કંઈ સમજ તું મનમાંય. ૬૮
તું પૃથ્વીપાળ ઊભો છે પાસ, છતાં આ નળ ઉપજાવે ત્રાસ;
માટે તું કર એને શાસન, નહિ તો શેનો તું રાજન. ૬૯
કેહ માર્કંડેય સુણી એવું વેણ, હતું જેમાં રક્ષણ કરવાનું કેહણ;
સુદેવે મિત્રગૌરવ વિચાર્યું, તેણે પ્રમતિશું વેણ ઉચાર્યું. ૭૦
હે દ્વિજરાજ વૈશ્ય હું હુંય, કોણ રક્ષણ કરે હું શુંય;
જો હોય રક્ષણેચ્છા ભૂસુર, તો કોઈ અન્યક્ષત્રી જુઓ મહાશૂર. ૭૧
એવું વેણ સાંભળ્યું પ્રમતિએ જ્યારે, અતિ ક્રોધ દિપ્તિમાન થયો ત્યારે;
શું ક્રોધાગ્નિમાં બાળશે સર્વે, એવે રૂપે થયો મુનિ મહાપર્વે. ૭૨
કહ્યું સુદેવ સામું જોઈ તેણે, તે કહ્યું વૈશ્ય છું એવું વેણે;
પ્રમતિ કેહ અસ્તુ એમ, થઈ જા વૈશ્ય તું ઉચર્યો જેમ. ૭૩
છેદાયલા ભેદાયલાનું કરે રક્ષણ, જે કેહવાય ક્ષત્રી ધરે એવું પણ;
પીડા પામતી પ્રજાને દુઃખ શબ્દ, કદાપિ થાયે નવ ઉપલબ્ધ. ૭૪
કે તેને ઉચ્ચાર કરવો ન પડે, ધરે ક્ષત્રિય શસ્ત્ર એટલાવડે;
તારું આચરણ એવું નથી ભૂપાળ, માટે તું ક્ષત્રિય રીઝીશ આ કાળ. ૭૫
થઈશ વૈશ્યકુળમાં તું ઉત્પન્ન, જે તું વધો અતિ થઈ પ્રસન્ન;
આવાં કરે પુરાણી કાજ, સમયપરત્વે થાય શાસ્ત્રી મહારાજ. ૭૬
થાયે વેદાંતી જોઈ સમો, પૂરા પંડિતમાં તે તો અમો;
કવિરાજ તો અમે છીએ, પુરાણીબાવા શું કોઇથી બીએ. ૭૭
કિંતુ પ્રમતિ મળશે કોક, કરશે દ્વિજના શૂદ્ર ધરશો ત્યારે શોક;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, નાભાગચરિતે પૂર પ્રમાણે. ૭૮
ચતુર્દશાધિકશતતમોધ્યાય, પુરાણી થઈ કરવી કથાય. ૭૯

વલણ.

તેં બળાત્કાર કર્યો બહુ પેરે, માટે ભસ્મ થઈ જા તુંય જી;
જો એક નિષ્ઠાએ તપ આચર્યું તો, થાઓ જેમ કહું છું હુંય જી. ૩
એ વચન મુખમાંથી નીકળતાં, નીકળી નળઅંગથી મહાજ્વાળ જી;
જોતાં જોતાં થયો રાખોડી, ગયો બળી મુનિક્રોપે તે કાળ જી. ૪
પ્રમતિનો જોઈ પ્રતાપ આવો, ગળી ગયો સુદેવનો મદ જી;
તે નમ્ર થઈ મુનિ પાગે પડિયો, જેનાં રાજ્યચિન્હ થઈ ગયાં રદ જી. ૫
હે કૃપાનાથ કરુણા કરો કાંઈ, ક્ષમા કરો અપરાધ જી;
હું સુરાપાનના મદે ભ્રમિત થએલો, મેં કાંઈ જાણ્યું નવ સાધ જી. ૬
ક્ષમા કરો સમાનિધિ મહામતિ, થાઓ પ્રસન્ન દયાળ જી;
મુને શાપ દીધેલો શાંત કરો, મુનિ કરુણાળુ થઈ કૃપાળ જી. ૭
એવી પાર્થિવની પ્રાર્થના સુણી, વળી નળબાળ્યે શમ્યો ક્રોપ જી;
એવો પ્રમતિ ભાર્ગવ પ્રસન્ન થઈ, બોલ્યો આનંદનો કરી ઓપ જી. ૮
હું જે વદો તે મિથ્યા નવ થાયે, કિંતુ થયો તારાપર પ્રસન્ન જી;
શાપાનુગ્રહ કરીશ તેથકી, જા તુંને થશે ન દુઃખ ઉત્પન્ન જી. ૯
વૈસ્યજાતિ થઈશ નિઃસંશય, પણુ નગરશેઠની પદવી પામીશ જી;
તે ને તે જન્મે પુનઃ તું રાજા, વૈસ્યની જાતિ વામીશ જી. ૧૦
હે વૈસ્ય જ્યારે તારી કન્યાને, બળાત્કારે ક્ષત્રી કરશે ગ્રહણ જી;
તદા સમ્યક પ્રકારે શાપ અનુગ્રહ, થયે તું થઈશ ક્ષત્રી વરણ જી. ૧૧
હે નાથ એ રીતે હતો, સુદેવ વૈસ્ય મારો બાપ જી;
હે મહાભાગ હું કોણ તે જાણો, પછે ટાળો સર્વ સંતાપ જી. ૧૨
પૂર્વે સુરથ રાજર્ષિ તપ કરતો, ગંધમાદન નગ મોઝાર જી;
તે નિયમિત આહારવાળો હતો અતિ, સંગ તજ્યો જેણે અવિધાર જી. ૧૩
વનવાસી તપસ્વી હતો તે, તેના મુખ આગળ પડી કન્યા જી;
તે સ્યેન મુખથી જેહ પડી તે, પતિ, કન્યા હું હતી ધન્યા જી. ૧૪
તે કન્યા જોઈ કૃપા ઉપજી તેને, તે મહાત્મા મૂર્ચ્છા પામ્યા જી;
હું અંગ સહિત ઊભી રહી પાસે, જ્યારે તે મહાત્મા મૂર્ચ્છા વામ્યા જી. ૧૫
મુને જોઈ સ્નેહવાળે અંતઃકરણે, તેણે ઉંચકી લીધી જી;
વળી આમ બોલ્યા મુખથી તે મુનિ, મને આ તો ઈશ્વરે દીધી જી. ૧૬
હું કૃપાવડે પરાભવ પામેલો, તેનાથકી ઉપજી આ સુતા જી;
તેણે કરી એનું નામ હું પાડું, થા નામે કૃપાવતી મહાપૂતા જી. ૧૭
હે ભર્તા પછે તેના આશ્રમે, દિવારાત્રિ હું વધવા લાગી જી;
સમાન વયની વયસ્યા મળી મુને, તેણે અધિક અધિક અનુરાગી જી. ૧૮
એક દિવસ સખી સાથે હું સ્વામી, વનમાં ફરતી હતી જી;
ત્યાં અગસ્ય મુનિનો ભ્રાતા દીઠો, આગસ્ત્ય મહામતિ જી. ૧૯

તે વનમાંવનફળ લેવા આવ્યો, તેને મારી સખીએ ખીજવિયો જી;
સહુ વૈસ્યવૈસ્ય કરી નાસવા લાગી, તે કોપ્યો કોઇએ ન રીઝવિયો જી. ૨૦
તેણે મહાકોપ કરીને સ્વામી, શાપ દીધો દૂર મુને જી;
તવ ઉભી રેહ મુને વૈસ્ય કહ્યો છે, તેથી મુનિ બોલ્યો શાપુ તુને જી. ૨૧
તું વૈસ્યકેરી સ્ત્રી થઇશ નિશ્ચે, એવું સુણી કંપી કાય જી,
મુનિતણી પ્રાર્થના કરી અતિશે, હે દ્વિજવર્ય આવું શે થાય જી. ૨૨
મેં અપરાધ નથી કીધો કાંઈ, મુનિ તમારો આજ જી,
બીજીઓએ અપરાધ કર્યો મુનિ, તો કાં મુને શાપી દ્વિજરાજ જી. ૨૩
ઋષિ કેહ તન્વંગીગી સુણ તું, હોય પચગવ્યનો ભર્યો ઘડો જી;
તે અપવિત્ર મધ છાંટે થાયે, એવો કુસંગ આવી અડ્યો જી. ૨૪
દુષ્ટકેરા સંસર્ગથકી, અદુષ્ટ જન દોષ પામે જી;
યથાન્યાય એ સર્વે થયું છે, પણ તું મને પ્રસન્ન કરી શિર નામે જી. ૨૫
હાવાં તારો વાંક નથી કંઈ, કરુ શાપ અનુગ્રહ હુંય જી,
તું એકચિત્તે સહુ સાંભળજે સતી, તુને દુઃખ આવી પડશે શુંય શુંય જી. ૨૬
તું જદા વૈસ્યયોનિમાં જન્મીશ, તદા સ્વપતિને કરીશ બોધ જી;
તે વારે પૂર્વની સ્મૃતિ તુજને, થાશે એકાએક અવબોધ જી. ૨૭
પછે પતિસહિત ક્ષત્રાણી થઈને, દિવ્ય ભોગ ભોગવીશ સર્વ જી,
ભય ભાગી જાશે સર્વે તારો, એમ મુનિ બોલ્યા મહાપર્વ જી. ૨૮
હે રાજેંદ્ર એ પેરે મુજને, પૂરો થયો મહર્ષિનો શાપ જી,
આ મારા પિતાને શાપથકી કર્યો'તો, પ્રમતિએ સતાપ જી. ૨૯
એ રીતે પાર્થિવ છે સર્વે, વૈશ્ય થયા નથી આપ જી;
મારો પિતા કંઈ વૈસ્ય નથી પતિ, માટે તજો તનનો તાપ જી. ૩૦
જો હું છુ દોષ પામ્યા વિનાની, તો તમે દૂષિત થાઓ કેમ જી,
પિતાકેરો પરાજય કર્યો તમે, તદા નારદ વદિયા એમ જી. ૩૧
તમારા પિતાને ભેદ ન ભાખ્યો, પણ કહ્યુ દોષિત નથી સુત જી;
નાભાગને એ વારતા લાગી, અતિશે અદ્ભુત જી. ૩૨
એવામાં નારદ મુનિ ત્યાં આવ્યા, કહ્યુ નારી કેહ સહુ સત્ય જી;
નાભાગ નમન કરી તવ ભાખ્યો, મુને રાજઇચ્છા નથી મહામત્ય જી. ૩૩
વળી પુત્રપત્નીનું વચન સુણીને, તે ધર્મજ્ઞ બોલ્યો ત્યાંય જી,
મેં પિતાઆજ્ઞાએ રાજ તજ્યુ છે, તે હું પુનઃ ગ્રહણ કરું ક્યાંય જી. ૩૪
આ મુનિના સમક્ષ કહું છુ આજે, હું રાજ્યગ્રહણ નહિ કરુ જી;
સ્વામી તમે સતાપ ન કરશો, હે પુત્ર હું સત્ય ઉચરુ જી. ૩૫
વૈસ્યધર્મે વર્યો હું તુજને, કર ગ્રહણ કર્યો તારો નિરંતર જી,
તું આ રાજ્યને ભોગવ્ય સુખે, રાજભોગનો છે પુત્રનો વારો જી. ૩૬

એવો તેનો નિશ્ચય જોઈને, નારદ મુનિ હવા અંતર્ધાન જી,
હવા ભનંદન નૃપ થયો તે દાખુ, જેનો થયો વત્સપ્રી સુત મહાન જી ૩૭
પિતાની આજ્ઞા પાલનહારા, એવા સુત છે કોક જી,
પુરાણીકેરા સુત ન મૂકે, તેમની પાછળ પૂરી પોક જી ૩૮
બાપનું બોલ્યુ અમોલ્યુ કરે ઝટ, એવા દ્વિજસુત ન હોય કોઈ જી,
એમ વેધે વઢી તુમડીકેરા, બીજ રહીએ કયા બોઈ જી ૩૯
શ્રોતાવક્તા સુણશે ભણશે, નાભાગકેરુ ચરિત્ર જી,
તે પાપ નાશ કરી થાશે ભવોભવ, મહાપુણ્યવડે પવિત્ર જી ૪૦
ગંગા યમુના ગોદાવરીકેરુ, ઘેર બેઠાં થાય સ્નાન જી,
મણિકર્ણિકાને ઘાટે નાહતા, જે પુણ્ય થાયે તે સુણો મહાન જી ૪૧
સંવત સત્તરસેં પાસઠય સાલે, ગાયા યથામતિએ ગુણ જી,
પંચ ઋણુ એનુ છૂટુ મેં જાણ્યુ, પુરાણી ઋષિપિતૃ ઋણ જી ૪૨
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, નાભાગચરિત થયુ પૂર્ણ જી,
ગાય શીખે ને સાભળે તેના, પાપ સંતાપ થાયે ચૂર્ણ જી ૪૩

વલણ.

પાપ સંતાપ ચૂર્ણ થાયે, સુણો પંચદશાધિકશતતમોધ્યાય રે,
ભટ પ્રેમાનંદ ચાતુર્વિશી, ગુણગણ હરિના ગાય રે ૪૪

---

## કડવું ૧૮૮ મું.

### રાગ કેદારો.

ગુરુ ગણપતિને કરુ પ્રણામ, સાહે કરો શારદા મહાધામ,
છે હામ વત્સપ્રી ચરિત ગાવા મનમા રે. ૧
માર્કંડેય કેહ એ રીત, ન કરી નાભાગે રાજપે પ્રીત,
થઈ પ્રતીત સુતને તેના વચનમા રે ૨

ઢાળ.

વચન માહે પ્રતીત થાતી, ભનંદનને તે ઘડી,
પિતા આજ્ઞા ગ્રહી રાજા થયો, બીજી વાત મૂકી સહુ પડી. ૩
રાજકર્ત્તા થયો જ્યારે, ત્યારે પરણ્યો સુંદર નાર,
દશે દિશામાં આણ તેની, વરતાઈ રહી અવિધાર ૪
અધર્મ મારગ ભણી તેની, ચિત્તવૃત્તિ ન જાતી જાણ,
સકળ પૃથ્વીતણા ભૂપતિ, થયા વશવરતી નિર્વાણ, ૫

કંઈક કાળપર્યંત તેણે, ત્યાં રહી કર્યો વિચાર,
પછે ગયો પુરમાં પાધરો, તેના મંત્રી ગુણભંડાર. ૩૯
મંત્રકરવા માંડિયો નૃપ, કહી ભૂમિ કાટયાતણી સૌ પેર;
મહાપરાક્રમી દાનવતણું, વર્ણ્યું ઓમ્રનારનું વેર. ૪૦
મુસલકેરું બળ કહ્યુ, વળી મુસલ વીર્યહીન કયમ થાય;
યથા કહી અંતર્ધાન મુનિ જે, તે મંત્રીને કહ્યુ સહુ રાય. ૪૧
વિકટ કાર્ય છે મંત્રી કેહ, માટે કરી સર્વ વિચાર,
મુનિવચન પાળીશ સહી, એમ સર્વે વદ્યા તે વાર. ૪૨
એ નૃપ મંત્રીકેરી વારતા, સુણી નૃપસુતાએ સાર;
મુદાવતી અભિધાન* તેનું, હતું કૌતુકિ નિર્ધાર. ૪૩
નગર નિકટ રહ્યો દાનવ, પડી મોટી ખોય;
તે વારતા સુણી સર્વ કંપ્યા, કિંતુ જઈ નવ કોઈ જોય. ૪૪

વલણ.

જઈ નવ કોઇ જોય તેને, વાધ્યો ભય સર્વને અપાર રે;
ભેદ ભણ્યો ભૂપતિ તેણે, ભયરહિત હતો નિર્ધાર રે. ૪૫

---

## કડવું ૧૮૯ સું.

### રાગ સામેરી દેશી ફેર.

એમ દાનવની સુણી વાત રે, ભય સવજે થયો વિખ્યાત રે;
રાયના મનમા ભય નથી રે, ગયા મુનિ બળ દાનવનું કથી રે. ૧
તેને હણવાતણો કરે વિચાર રે, તેને વારે મંત્રી વાગ્વાર રે,
એવામાં ત્યાં એકાએક રે, જાતો વિદૂરથનો ટેક રે. ૨
તેની સુતા મુદાવતી જેહ રે, ગઈ રમવા વાડીમા નિસ્સંદેહ રે,
જેહ મનોરમા સમ રમા રે, રૂપે હારે ઉર્વશી ને ઉમા રે. ૩
તરુણી તરુણ વયમાં ઝકઝોળ રે, ગેળ કરે સખીઓ શું કલ્લોલ રે,
તેને ઈચ્છા હવી એક વાર રે, જઈ ઉદ્યાનમા રમવા સાર રે ૪
પિતાની આજ્ઞા માગી તેહ રે, ગઈ સખીઓ સંઘાતે નિર્ભય રે,
ગઈ વાડીમાં બાળી ચાલી રે, જેને ઘડતાં વિધિએ હદ વાળી રે ૫
સર્વાંગ સુંદરી મહાસ્વરૂપ રે, દેહએ ઉપમા શાની જે અનૂપ રે,
આ નરલોકે ન નારી એવી રે, તે ગઈ વાડીમાં રમવા જેવી રે ૬

---

૪૦ પાઠ "૦ ૦ ૦ ૦, કરી ભૂમિ ફાટ્યા તણી ત્યાં વાત,
"મહા પરાક્રમી દાનવતણું, કહ્યું બળ સહુ વિખ્યાત" * નામ

મલ્લિકાકિરો સરવો છોડ રે, તેમાં પૂરે કુસુમ મનનો કોડ રે;
આ તો સર્વાંગ મલ્લિકા રૂપ રે, જેનું વર્ણી શકે ન કોઈ સ્વરૂપ રે. ૭
ગુલાબ જેવી ગોરી કેમ ભાખું રે, જૂઈ જેવી જૂવતી નવ નાખું રે;
ગુલાબ કરમાય ને વીખેરાય રે, આ તો એવી ને એવી જણાય રે. ૮
જૂઈનું કુસુમ અતિ ઝીણું રે, આ તો નવયૌવનાનું વાને બીનું રે;
ચતુરા ચંપાકળી સમી ન કેવાય રે, તેના વર્ણની ઉપમા ન દેવાય રે. ૯
દ્વિરેફ* ચંપાને તજી જાય રે, પ્રેમદા પૂઠે ઘણા ફેરા ખાય રે;
એકલી પીળાશ ચંપા માંહી રે, અધિક રક્તતા દર્શે છે આંહી રે. ૧૦
એમ સર્વ કુસુમ કરતાં કોમળ રે, ધરી કુસુમ દડો રમતી સુંદર રે;
મારે સખીઓ પરસ્પર માર રે, પુષ્પ દડાનો નિરધાર રે. ૧૧
એક નાખે ને એક લેઈ આવે રે, તેમાં કોઈ નાની મોટી નવ કાહાવે રે;
એમ વનકેલિ કરે અલબેલી રે, સાથે સરખી સમાણી સાહેલી રે. ૧૨
કુજાંભે એ તન્વગીને જોઈ રે, વાટે જાતાં સાધી લીધી મોઈ રે;
સખી રૂપ લેઈ આવ્યો રમવા રે, મુદાવતીને આગળ દીધી ભમવા રે. ૧૩
લાગ તપાશી અસુરે હરી સુંદરી રે, કુજાંભ નાઠો ભય અતિ ધરી રે;
સખી વલવલતી થઈ પડી રે, દાનવ સ્વઠામે બેઠો ઠરી રે. ૧૪
વાગી નગરમાંહે હાક રે, ચઢી મેદિની સર્વે ચાક રે;
સુણી રાજાએ તે વાણી રે, થયું મુનિવચન સતપ્રમાણી રે. ૧૫
વીર વસ્યા નેત્રની માંય રે, ક્રોધે કાયા કંપી ત્યાંય રે;
બોલાવ્યા બને સુત જેહ રે, કહ્યું તેમને ધાર્યું તેહ રે. ૧૬
તમો વન ફરવા નિત્ય છો ચતૂર રે, થાઓ અરિશોધ વિષે આતૂર રે;
તમારી ભગિનીને લેઈ ગયો ભૂર રે, ધાઓ ધાઓ સામદ શૂર રે. ૧૭
વિંધ્યાના કિનારા ઉપર રે, એક મહાવિકાળ છે ત્યાં કોતર રે;
તે માર્ગે થઈ રસાતળે જવાય રે, ત્યાં ઠામ દુષ્ટ દાનવનું કેવાય રે. ૧૮
હશે ત્યાં મુદાવતી હરણ કરનારો રે, કોણ સામો થાય તેને હણનારો રે;
સુત કહે કરીએ અમે એ કાજ રે, તમે નિશ્ચિંત રોહ મહારાજ રે. ૧૯
માર્કંડેય કહે ભાખી એમ રે, આવ્યા દાનવ પગલે પગલે તેમ રે;
ગયું પગલું કોતર માંય રે, સેન સુદ્ધાં ઉતર્યા વીરા ત્યાંય રે. ૨૦
ત્યાં કુજાંભ જોયો મહાદુષ્ટ રે, તત્કાળ થયો ક્રોધ પુષ્ટ રે;
કરી આજ્ઞા સેનને શૂર રે, હણો જોત જોતામાં અસૂર રે. ૨૧
આજ્ઞા થાતામાં છૂટ્યાં પરિઘ ફરશી રે, નિસ્ત્રિંશ શક્તિ અતિશે વરશી રે;
શૂલ આણનું મૂળી ધરનાર રે, વરસ્યાં બાણ હાણ કરનાર રે. ૨૨

* ભ્રમર.

જેનો અત ન આવે કેહેતાં રે, એવું દારુણ યુદ્ધ થયું દુષ્ટ લેહેતાં રે;
પછે માયાકેરુ કરી મહાબળ રે, ઉભય રાજસુત બાંધ્યા કરી કળ રે. ૨૩
રહી સેના તેનો કર્યો નાશ રે, ધરી લેઈ ગયો રાજકુંવર આવાસ રે;
હે મુનિસત્તમ સુણી આ વાત રે, વિદૂરથ નૃપે થઈ જે ધાત રે. ૨૪
અતિ વૃદ્ધ વય હતી તેની રે, ગઈ હતી ક્ષત્રિયસંપત્તિ એની રે;
માટે એણે ઉપાય યોજ્યો એક રે, કરી મત્ર મંત્રીશું વર વિવેક રે. ૨૫
સર્વ સેનાનાયકને કહ્યુ તેણે રે, કરો પરાક્રમ કરવું જેણે રે;
જે મારી સુતાને લાવે છોડાવી રે, નાખી દાનવે બેડી તેડાવી રે. ૨૬
તેને મૃગનયની અરપું હુંય રે, કોઈ શૂરવીર ન નીકળે શુંય રે;
સમગ્ર નગરમાં દાંડી દેવડાવી રે, કોઇએ બીડું લેવા ઇચ્છા ન બતાવી રે. ૨૭
જીવતો નર પામે સર્વ રે, માટે સર્વે મૂક્યો ગર્વ રે;
એમ બીડું ફર્યું દિન દશ બાર રે, પણ કોઈ નર ન થયો તૈયાર રે. ૨૮
હતા સર્વ જીવ રાખણહારા રે, તેને રુચે શૂરત્વના શે ધારા રે;
વિદૂરથ ચિંતાતુર થયો અપાર રે, કોઈ ન મળ્યો બીડું લેનાર રે. ૨૯
હવાં મારા પુત્ર પુત્રી નવ છૂટે રે, પડી તેમના પગમાં બેડી ન તૂટે રે;
એમ નિરાશ થયો નરપતિ રે, વળી કાવ્યુ દેશદેશ મહામતિ રે. ૩૦
જે હણી દાનવ કરે મુજ કાજ રે, તેને અરપું કન્યા ને અરધું રાજ રે;
કોણ વ્યાઘ્રને મુખ જાય રે, ઘણા કેહ મૃગનેણી ઘણી અથડાય રે. ૩૧
પણ નિર્વીર પૃથ્વી કઈ થાય રે, કોઈને કોઈ રત્ન કેવાય રે!
ભનંદન સુત વત્સપ્રી જેહ રે, તેણે દાંડી કાને સુણી એહ રે. ૩૨
જે અસ્ત્રવિદ્યામાં પ્રવીણ હતો રે, જે શૂરવીરશું લડવા સદા જતો રે;
બલિષ્ઠપણાનો ગર્વ અતિ મનમાં રે, ત્રેવડે નહિ સુર અસુર તનમાં રે. ૩૩
તે સુણી પ્રતિજ્ઞા થયો સજ રે, ન લીધા સાથે રથ અશ્વ કે ગજ રે;
જઈ મળ્યો વિદૂરથને જાતે રે, ઓળખ્યો ભનંદન સુત વાતે વાતે રે. ૩૪
ભનદન વિદૂરથ હતા મિત્ર રે, તેણે લાગ્યું ચારુ ચતુરચરિત્ર રે;
અરે તુ તો મારા મિત્રનો સુત રે, કરી તેં આજ સાહે મને અદ્‌ભુત રે. ૩૫
હુ થયો વૃદ્ધ ગયાં ડાચાં મળી રે, જો જો આ ચઢી ગઈ પાંસળી રે;
નહિ તો દાનવના શા ભાર રે, કરુ ક્ષણમાં તેને તારતાર રે. ૩૬
વત્સપ્રી કેહ કરી પ્રણામ રે, મુને કીજે આજ્ઞા મહાધામ રે,
હું સ્વસામર્થ્યથી હણુ અર્રીર રે, સુત સુતા છોડાવી લાવું હુ શૂર રે. ૩૭
પદ્મિની પુત્રીને લાવું તેડી રે, તુર્ત તોડી નાંખું તેની બેડી રે,
માર્કંડેય કેહ તે ભૂપાળ રે, મિત્રપુત્રને જોતાં છૂટ્યુ વહાલ રે. ૩૮
દેઈ હર્ષથી આલિંગન રે, બોલ્યો વત્સ કહી મુખે રાજન રે;
જાઓ સિદ્ધ કરી આવો કાર્ય રે, વેગે જઈ હણો અનાર્ય રે. ૩૯

જો થાય ઠામ તારાથી સુત રે, તો તું મહાપરાક્રમી અદ્ભુત રે;
થયો અવતાર યોગ્ય સ્થળે સફળ રે, હોયે ઉરે ઉત્સાહ તુને બળ રે. ૪૦
તો તું સાં જા વેહલો વેહલો રે, એમ હુલાવ્યો ફુલાવ્યો અલબેલો રે;
કહ્યું સેના લેઈ જા સાથ રે, તવ તેણે દેખાડ્યા સ્વહાથ રે. ૪૧
આ મારી સેના ને આ હાથી રે, આ મારા સાથી ને આ ભાથી રે;
એમ કહી ચાલ્યો વીર ગંભીર રે, તરવાર બાંધી લીધી શરીર રે. ૪૨
કરે સાહ્યાં ધનુષ્ય બાણ રે, કવચ ટોપ પેહરી લીધાં સુજાણ રે;
પેલી ગુફાને માર્ગે પરવર્યો રે, સત્વરપણે ગુફામાં સંચર્યો રે. ૪૩
જોતાજોતામાં ગયો પાતાળે રે, પાછો વીર ધીરને કોણ વાળે રે;
પેઠો પાતાળમાં જે વારે રે, તેણે અવલોક્યું ચારે દિશાએ ત્યારે રે. ૪૪

વલણ.

ચારે દિશાએ અવલોકિયું તેણે, પણ અસુર ન દીઠો ક્યાંહી રે;
વિપ્ર પ્રેમાનંદ વર્ણવે, તેને ચિંતા થઈ મનમાંહી રે. ૪૫

---

## કડવું ૧૯૦ મું.

### રાગ મારુની દેશી.

કરી ચિંતા પરી ધરી ધનુષ્ય કરમાં, પણછ ટંકારવ કર્યો;
તે રવે રડવડી ગયું ત્યાં સહુ, શેષને કોંકે ધર્યો. ૧
અખિલ પાતાળ પૂરાઈ જાતુ, પણછ ટંકારે તહીં;
સુણી દાનવપતિ કુજંભ ધાયો, સૈન સજી આવ્યો તહીં. ૨
હતો મહાબલિષ્ટ ને વળી સૈન સાથે, રાજપુત્ર પાળો હતો;
અધર્મ કર્મે યુદ્ધારંભ્યું, તદપિ વીર ધીર થયો છતો. ૩
ત્રણ દિવારાત્રિ સુધી કીધું, યુદ્ધ ઉભા રથવિના;
દાનવપતિ સેનાપતિ ત્યાં, થયા કંઈ હીના દીના. ૪
તવ ક્રોધ પામી મુસલ શોધે, ૨ દાનવનો પતિ;
મહાભાગવિશ્વકર્માપ્રજાપતિ, જેણે મુસલ ું મહામતિ. ૫
તે મુસલ તેણે અંતઃપુરમાં, મૂક્યું ૯ નિશ્ચિત થઈ;
ગંધમાલ્ય ધૂપ આદિકથી નિત્ય, પૂજતો જૈ જઈ. ૬
મુદ્રાવતીએ વાત જાણી, પિતા મંત્ર સુણની હતી;
સ્પર્શ કીધો મુસલને ઝટ, જવ લેવા દુર્મતિ. ૭

૪૩ પા૦ "પેલી ગુફાને માર્ગે ગયો તેહરે, થઈ નિઃસંદેહરે."
૭ પા૦ "મુદ્રાવતીએ વાત જાણી, જે તે રવણ ૩ હતી;
થયો પરાજય દાનવતણો, લેવા મુસલ દુર્મતિ."

કોઈ વીર મહાધીર થઈ લડતો, પાળો કળતો અસુર સહુ;
કુર્જુંભને હરાવિયો, ડરાવિયો દીન કરી બહુ. ૮
તદા મુસલ લેવા આવિયો એ, મુસલપ્રભાવ તે જાણતી;
જે પિતાએ કહી વારતા તે, સુંદરી સત્ય પ્રમાણતી. ૯
અધોગ્રીવાએ ઉત્તમ મુસલને, સ્પર્શ તેણે તો કર્યો;
વળી મુસલ અસુર યુદ્ધ કરવા, લેવા જતો ધ્યાને ઝટ ધર્યો. ૧૦
પાગ લાગવા ગઈ પ્રેમદા, અડકી મુસલને મનમુદા;
હસ્ત ફેરવી સમસ્ત સ્થળમાં, પરાક્રમ પૂછતી ત્યાં પ્રેમદા. ૧૧
કોઈ દિન બોલી નવ અસુરશું, તે આમ રીઝી કેમ ત્યાં;
દુર્બુદ્ધિ ઉર હોય ક્યાંથી, વાંચ્છે ક્ષેમ તેને વેહમ ક્યાં? ૧૨
અસુર કેહ તું બેશ બાળી, ટાળી આવું શત્રુને;
પછે વર્ણન કરું હું મુસળકેરુ, આજ સંતોષું જઈ મુજ પિતુને. ૧૩
વાહવા કહી નાર હેલે, મુસલ હસ્તે ધરી ધરી;
ઉમંગી રંગી જંગી થઈને, દાનવ ઉછળ્યો ક્રૂર ઉચ્ચરી. ૧૪
સન્મુખ આવ્યો મુસલ લેઈ, કુર્જુંભ લડવા કારણે;
પ્રહાર વત્સપ્રી ઉપર કર્યો, શર સાંધતો શર વારણે. ૧૫
તે વ્યર્થ મુસલ પ્રહાર કરતો, મારતો અતિ બાણ તે;
થયું નિષ્ફળ પરમાસ્ત્ર સૌનંદ જોઈ, વળી જોઈ થાતી હાણ જે. ૧૬
તદા મુસલ ત્યાગી શસ્ત્રાસ્ત્ર સાહતો, સંગ્રામ કરવા આવતો;
શસ્ત્રાસ્ત્રમાં અતિ રણપંડિત, તે સંગ્રામ તેને ભાવતો. ૧૭
શસ્ત્ર મૂકતો જેહ દાનવ, તે અસ્ત્રથી વિડારતો;
નવીન મારતો ઉજાડતો, સ્વદેહ રક્ષણ ધારતો. ૧૮
તદા દાનવ હાર પામી, વિચાર કરવા લાગિયો;
હવાં શું કરું હું ક્યાં જઉં, અરિ જાય ક્યમ એ ત્યાગિયો. ૧૯
માયા ન ચાલે સર્વ ટાળે, શું કરું હું આજ રે;
સફળ મુસલ થયું નિષ્ફળ, નથી સિદ્ધ કરવું કાજ રે. ૨૦
છે તન્વંગીએ તે [illegible]ડયું, તે નથી જાણતો દુષ્ટ રે;
વળી યુદ્ધ કરવા [illegible]ડી ધાયો, થઈ પૂરો રુષ્ટ પુષ્ટ રે. ૨૧
તેનાં અસ્ત્ર શસ્ત્રનેમ કાપિયાં, રાજકુંવરે એક કાળ રે;
વળી સમર્થનો રથ ત્યજિયો ઝટ, કર્યું ભેળો દેહ વિકાળ રે. ૨૨
રથ ચૂર્ણ થાતાં દુષ્ટ દાનવ, મહાવીર ધીરજ ધરી ઘણી;
ઢાલ ને તરવાર ધારી, ઝટ ધાયો હણવા નરમણિ. ૨૩
વેગ જેનો વાધતે અતિ, ઉશ્કેરાયલો ઉપર વધે;
પગે ચાલી શત્રુ [illegible]ાળી, જાણ્યું કારજ અહીં સધે. ૨૪

મહાવિકાળ કાળ પ્રચંડ આવે, અસુર શત્રુ આજ રે;
હું હણું હાવાં ગણું નવ એ, કરૂં સહુ સુરનાં કાજ રે. ૨૫
પછે અગ્નિ સરખું આગ્નેયાસ્ત્ર, મારવા તે દુષ્ટને;
આ હણ્યો કેહતા માંહી હણિયો, સુર પામવા સંતુષ્ટને. ૨૬
આગ્નેયાસ્ત્રથી તેના હૃદયમાં, ઘા પડ્યો ગાઢો ઘણો;
દેવઅરિએ મેવ સાધી, યમપુરીની સત્ત્વે ભણો. ૨૭
કુમ્ભજ હણિયો બાળકે, નવ ચાલિયું તેનું કંઈ;
જ્યમ લઘુ વજ્ર હણતું ગિરિ મોટો, એ પેર ત્યાં તો થયું સહી. ૨૮
રસાતળમા વાત ચાલી, માનવે દાનવ હણ્યો;
અત્યંત આનંદ ઘેર ઘેરજ, પ્રગટી રહ્યો પુરે ઘણો. ૨૯
રાજપુત્રપર પુષ્પવૃષ્ટિ, થઈ દૃષ્ટિ દેવની;
ગાવા લાગિયા ગન્ધર્વપતિ ત્યાં, આરભી સ્તુતિ એવની. ૩૦
દેવાંગના વાજિત્ર વાયે, એમ થઇ રહ્યો આનંદ ઉદે;
દાનવ હણી માનવ ગયો ઝટ, દાનવભુવને થઈ મુદે. ૩૧
બે રાજસુત બંધન પડ્યા તે, છોડાવ્યા તેણી ઘડી;
સુંદરાંગી મુગ્ધાવતીને, કરી મુક્ત ન વાર કરી વડી. ૩૨
કુમ્ભજ મરણાંતે તહીં, ત્યાં નાગરાજ માહમણિ;
સ્વયં સહસ્ર ફેણો શેષજીએ, મુસલ ગ્રહ્યું સુરનું ગણી. ૩૩
તપ રૂપી છે ધન જેહનું, સહુ યોગ ધ્યાને જાણતા;
દાનવ માનવની મનોવૃત્તિ, પૂર્ણ પ્રીતે પ્રમાણતા. ૩૪
નાગશિરોમણિ શેષ હરખ્યા, જોઇ પ્રસન્ન થઈ મુગ્ધાવતી;
શ્રીહસ્તકેરા સ્પર્શથી થઈ, મુસલ સુનંદની રૂડી ગતિ. ૩૫
વીર્યહાનિ જાણી નારી માની, પ્રભાવ પૂરો જાણીને;
વારંવાર કીધો સ્પર્શ તેણે, અકુશલ મુસલ પ્રમાણીને. ૩૬
એ કાર્ય માટે નાગરાજે, આન' પામી અંગમાં;
સુનંદના ગુણ થકી ઉપન્યું, એવું દ નામ ઉમંગમાં. ૩૭
સૌનંદ એવુ નામ તેનું, પા પ્રેમે કરી;
સહુ હર્ષ પામ્યો સુરગણ ત્યાં, કીર્ત્તિ ગલોકે વિસ્તરી. ૩૮
કર્યું નમન સહુને રાજપુત્રે, . ગતો વિદાય તે;
સહુ શુભ વાંચ્છી તેનું કેહતા, થાય વાટે જાય જે. ૩૯

પુરાણી છે આચરણ આનું, કાંઈ તમારા માંય,
દુષ્ટતા ને દીનતા, લેહવાય ઉઘડી જ્યાંય. ૩૩
ત્યાં વારવાર કશું કેહવું, નિર્લજને શી લાજ;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, થયું વત્સપ્રીચરિત પૂરું આજ. ૩૪
ગુરુકૃપાએ થયોછે અહીં, ષોડશાધિકશતતમોધ્યાય;
પુરાણીજનનું પાધરું કરવા, દ્વિજ યથામતએ ગાય. ૩૫

વલણ.

યથામતિએ ગાય દ્વિજ, ભજો હર વિધિ ગોવિંદ રે,
પાધરુ કરતાં પાધર માને તો, તેને કરે શું પ્રેમાનંદ રે. ૩૬

——:०:※०:——

## કડવું ૧૯૨ મું.

ધનગૃહકેરા સંગ્રહનો તેણે, ઉપયોગ કીધો સાર;
લક્ષાવધિ ક્રતુ કર્યાં તેણે, કરી તેની ક્રિયાઓ અપાર. ૧૦
તેણે યજ્ઞ કરિયા એટલા, તેની સંખ્યા ન કદી ગણાય;
એક આંકડે કોઈ કહી શકયો નહિ, એ કેવો ભૂપ ભણાય. ૧૧
એ પ્રાંશુ નૃપને થયો સુત, પ્રજાપતિ મહાકાય;
તેણે યજ્ઞ અપાર કીધા, જેણે સુરનર સુખી કેહવાય. ૧૨
ઈંદ્રિકેરી અતુલ તૃપ્તિ, થઈ તેના યજ્ઞ મોઝાર;
તે ક્રતુએ શતક્રતુ વાધ્યો, હણ્યા વીર્યવાન અસુર અપાર. ૧૩
બલિષ્ટ મધ્યે શ્રેષ્ઠ એવો, બલનામ દૈત્ય મનાય;
વળી સંગ્રામ માંહે મુખ્ય જે, જભાસુર નામ ગણાય. ૧૪
ઈત્યાદિ સર્વે અસુર હણિયા, ઊનશત કેહવાય;
એવો યજ્ઞકર્ત્તા પ્રજાપતિ, પ્રાંશુતણો સુત ગણાય. ૧૫
તે પ્રજાપતિને પુત્ર થાતા, ખનિત્ર આદિક પંચ;
તે સર્વમાં ખનિત્ર મોટો, જેને નહિ દંભ પ્રપંચ. ૧૬
તે પ્રસિદ્ધ સર્વમાં હતો પૂરો, માટે થયો રાજા તેહ;
તેના ગુણ ગણ દેઉં ગણાવી, તુ સુણજે મુનિવર તેહ. ૧૭
તે શાંત ને સત્યવાદી હુતો, શૂરો પૂરો જાત;
હતો સર્વ પ્રાણીનું હિત કર્ત્તા, સ્વધર્માસક્તમાં પ્રખ્યાત. ૧૮
સેવા ચાકરી વૃદ્ધ કેરી, કરતો અહરનિશ તેહ;
સર્વ શાસ્ત્ર સંપૂર્ણ ભણિયો, વક્તા કુશળ નરદેહ. ૧૯
વિનયયુક્તે વાણી વદતી, મધુરવક્તા અત્યંત;
સર્વાસ્ત્ર માંહે પ્રવીણ પૂરો, તે હતો મહામતિમંત. ૨૦
સ્વમુખે સ્વસ્તુતિ નવ તે, કરતો કોઈ દિન જાણ;
પ્રિય સર્વજનને હતો અતિ, તે નિત્ય આમ બોલતો વાણ. ૨૧
સકળ ભૂત આનંદ પામો, થાઓ [illegible] સાથે સ્નેહ;
સર્વ ભૂતનું ભદ્ર થાઓ, રોહ અપરાધ [illegible] નિ:સંદેહ. ૨૨
આધિ વ્યાધિ કોઇને નવ, એથી ન [illegible] દુઃખી કો દેહ;
સર્વ જન પર સર્વકેરી, થાઓ [illegible] ઉજેહ. ૨૩
સર્વ દ્વિજનું કલ્યાણ થાઓ, તેમને થાઓ [illegible] પ્રીત;
વળી સમૃદ્ધિ મળો સર્વે વર્ણને, થાઓ [illegible] પ્રતીત. ૨૪
તે સર્વજનને એમ કેહતો, સહુ ઉપર નિર્વાણ;
કલ્યાણ બુદ્ધિ થાઓ તમારી, એમ વદતો વાણ. ૨૫
જેમ તમે તમારા પુત્રકેરું, ઇચ્છો હિત અપાર;
તે પ્રકારે સમગ્ર જનનું, હિત [illegible] નિર્ધાર. ૨૬

શારિના મંત્રીએ કહ્યું હતું જેહ, શૌરિએ ઉત્તર વાળ્યા હતા તેહ;
ભ્રાતામાં ભેદ પાડવામાટે, ગયોતો તે દુષ્ટ જેણી વાટે. ૬
પુરોહિતે કર્યું હતું અનુષ્ઠાન, તે કહ્યું નિષ્પાપને મુનિ મહાન;
જેને શત્રુ ઉપર દયા આવે, જેને કોઈનું ભુંડું મનથી ન ભાવે. ૭
તેનું ભુંડું કરવાને કર્યો યત્ન, એ સર્વે કહ્યું. પુછ્યું જે પ્રશ્ન;
સુણી એ વારતા રાજા પામ્યો ખેદ, અંગે જોતજોતામાં વળ્યો પ્રસ્વેદ. ૮
કર્યા ઘણા ખેદતણા ઉચ્ચાર, રે હું દુષ્ટ દુષ્ટ વદે વારવાર;
વળી વસિષ્ઠ મુનિ પાસે પોતાતણો, તે કરવા લાગ્યો ધિઃકાર ઘણો. ૯
ખનિત્ર કેહ હું છું પાપનું સ્થાન, ભાગ્યહિન નઠોર મહાન;
હવે દોષરૂપ કરેલો હુંય, મહાપાપી કહું પાપ શુંય. ૧૦
હું સર્વ જને નિંદેલો નિર્વાણ, મુને ધિક ધિઃક છે મુનિ સુજાણ;
મારે નિમિત્ત મુઆ દ્વિજ ચાર, મારા જેવો કોણ પાપી પૃથ્વી મોઝાર. ૧૧
જો જન્મ ન થયો હોત મારો મુનિ, તો આવી કઠોર વાણી જાત ન સુણી;
જન્મ મારો શુભ કુળ મોઝાર, હું થયો સાર્વભૌમ તેને ધિઃકાર. ૧૨
થયો દ્વિજ નાશ કારણ હુય, હવાં મુખ દેખાડું શુંય;
આરા ભ્રાતાના પુરોહિત જેહ, સ્વામીહિત કરતાં મુઆ નિ સંદેહ. ૧૩
માટે તે દુષ્ટ નથી તિલમાત્ર, મહામુનિ છે દુષ્ટ મારું ગાત્ર;
થયો તેમના નાશનું કારણ જાણ, હવાં શું કરુ કયાં જાઉં અજાણ. ૧૪
વધારે પાપી નથી કોઈ મારા કરતાં. એમ નૃપ બોલતો ડરતાં ડરતાં:

કર્યો અશ્વમેધ યજ્ઞ જેણે અપાર, છતાં ન મળ્યા સુખ ભોગ નિર્ધાર;
તેવાં સર્વે સુખ પામ્યો તેહ, થયો અક્ષય લોકવાસી થઈ નિઃસંદેહ. ૨૩
તેની ત્રણ સ્ત્રીઓ તેની સાથે, પ્રાણત્યાગ કરી ગઈ સંધાતે;
તે સાલોક્યતા પામી પતિ સહિત, છે એવું મહાત્મ્ય કરે પરહિત. ૨૪
એમ મહાભાગ ખનિત્રનું ચરિત્ર, સુણનાર ભણનાર થાયે પવિત્ર;
છે પાપનાશકર્ત્તા પૂરેપૂરું, હવાં ક્ષુપચરિત્ર કહું મધુરું. ૨૫
કેહ પુરાણી સર્વત્ર આમ, અમારામાં વશી ભલાઈ ઠામોઠામ;
ગૌમુખા દેખાઇએ અમે, હર હર ભક્તિએ સર્વે સમે. ૨૬
રાધાકૃષ્ણ આશા પૂરે અમારી, દેખાડું એવી દીનતા ઉચ્ચારી,
કિંતુ ગૌમુખવ્યાઘ્ર છે એહ, જાણો જન સહુ નિઃસંદેહ. ૨૭
સંવત સત્તસેં પાંસઠચમાંય, ખનિત્રચરિત્ર પૂરું થયું જ્યાંય;
પુરાણી જનની કૃપાએ કરી, દાખી ભલાની ભલાઈ ઉચ્ચરી. ૨૮
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, ખનિત્રચરિત્ર સમાપ્ત પ્રમાણે;
થયો અષ્ટાદશાધિકશતતમોધ્યાય, સુણે ભણે આ ચરિત્ર તે સુખી થાય. ૨૯

વલણ.

ખનીત્રેકેરું ચરિત્ર સુણતાં, સુખી થાય નરનાર રે;
વિપ્ર પ્રેમાનંદ કાંઈ ન જાણે, ભજે બ્રહ્મા શંકર મુરાર રે. ૩૦

---

## કડવું ૧૯૪ મું.

રાગ મેવાડો.

શ્રી ગુરુ ગણપતિ હો, નમન કરું નેહથી;
શારદા પૂરો આશા હો, ઉજેહકાર ઉજેહથી. ૧
ક્ષુપચરિત્ર કેહેવા હો, આશા ઉર તિ ઘણી;
માર્કંડેય કેહછે હો, સુણો ક્રૌષ્ટુકિ જમણિ. ૨
ખનિત્રસુત ક્ષુપ હો, રાજ્યાસને ...ઠો જદા;
પિતા પેરે પ્રજારંજન હો, કરતો ધમ ...રી સદા. ૩
પ્રજા પાળવા પ્રીતિ હો, રાજા ધરત... અતિ;
તે દાનશાલી કેહવાયો હો, મખકર્ત્તા થયો ...ામતિ. ૪
વ્યવહારાદિક કાર્યે હો, શત્રુ મિત્ર જોતો;
સમાન બુદ્ધિએ કરી હો, અન્ય સશય ખોતો. ૫
અહો મુનિસત્તમ હો, એક દિવસે સાંહી;
તે રાજ્યાસન પર બેઠો હો, જેને વસ્યું પુણ્ ...માંહી. ૬

એમ પ્રયોજનવિહીન છે, મારું જીવતર વૃથાય;
તો શા કાજ મારે જીવવું, તેનું કારણ મુને નવ કળાય. ૧૮
માર્કંડેય કેહ મૃગ રાય એ રીત, વાત કરતા જ્યાંય;
ત્યાં બીજો મૃગ આવી નિકટ ઊભો, અતિ હરખતો મનમાંય. ૧૯
જોઈ રાયને તે બોલિયો, એ મૃગને ન મારીશ તુંય;
તેં વાત કરી એ સાથ એ તો, થયું સંપૂર્ણ માનું હુંય. ૨૦
હણો મુજને સત્વર થઈ, મારું માંસ લે નરનાથ;
કર્મ આચરો ધર્મ ધારો, લો મારી મુને નૃપ સાથ. ૨૧.
સિદ્ધ અર્થ થાશે તમતણો, ને થશે મુજપર ઉપકાર;
નૃપ પુત્ર અર્થે પિતૃ પોષવા, તમે કર્યો છે નિરધાર. ૨૨
તો આ અપુત્ર મૃગના માંસથી, મનોરથ પ્રાપ્ત નહિ થાય;
જેવું કર્મ સંપાદવું હોય તેવું, જો સાહિત્ય તો મેળવાય. ૨૩
જેમ સુગંધિ વસ્તુના ગંધજ્ઞાનનો, નિર્ણય દુર્ગંધિએ નવ થાય;
એમ બોલતો મૃગ સુણી બોલ્યો, મહાવીર ધીર ત્યાં રાય. ૨૪
પેલા મૃગે વૈરાગ્ય કારણ કહી, અપુત્રતા મુને જાણ;
તેમ તુજ પ્રાણત્યાગનું કેહ કારણ, કયમ વૈરાગ્ય થયો પ્રમાણ. ૨૫
મૃગ કેહ હે રાય મારે, છે ઘણાં પુત્રી પુત્ર;
તેમનું કરવું પોષણ મારે, વળી સંપાદવાં ઘરસૂત્ર. ૨૬
જેની ચિંતાવડે થયેલી દુઃખરૂપી, દાવાગ્નિ જ્વાળ કરાળ;
તે માંહી હું બળ્યા કરું છું, હે નરમણિ ભૂમિપાળ. ૨૭
અમારી મૃગજાતિ જે છે, તે ઘણી ભયશાળી છે ભર:

જદા મારાં બાળ નીકળે, ભિન્ન ભિન્ન વન મોઝાર;
તદા મમતાએ છવાયલું ચિત્ત મારું, ચિંતાતુર થાય અપાર. ૩૫
કોઈ વન ફરતા મુજ બાળને, પાશ વજ્જે સાહ્ય;
ફાંદા માંહે ફસાવી કોઈ, લેઈ જઈ કાયા ખાય. ૩૬
વા મનુષ્ય કે સિંહ સ્વાધીન, રખે કો થઇ જાય;
આ એક તો અહીં આવિયો પ્રભુ, જે જોઈ મન મનકાય. ૩૭
પણ મારાં બીજાં બાળક ગયાં, ચરતા ચરતાં વન મોઝાર;
તે કેવી અવસ્થાને પામશે, કરુ વારંવાર વિચાર. ૩૮
મુજ પુત્ર મારી પાસ આવે તવ, થાય મુને કંઈક નિરાંત;
રાત્રિ સુખમા જાય તેની, એમ હું વિચારુ થઈ શાંત. ૩૯
પ્રાતઃકાળે સૂર્ય ઉગ્યો, તે આથમ્યા સુધી સોય;
દિવસ કુશળ જાય સહુનો, વળી રાત્રિ કુશળ હોય. ૪૦
છે સદૈવ ઇચ્છા મુજ મનમાં, કે કુશળ રૈહ સર્વત્ર;
કંઈ અકુશળ જણાય નહિ, થાય એવું કયારે ચ્યત્ર. ૪૧
હે ભૂપ એ ઉદ્વેગ કારણ, કહ્યુ સાઠી મેંય;
હવાં કૃપા કરી મારા ઉપરે, બાણ નાંખવું જોઇએ તેંય. ૪૨
એવા અનેક કારણથકી વીંટાયો, વળી જે કારણે તજું પ્રાણ;
તે સર્વ તુજને આજ ભાખુ, તુ સમજ જાણ સુજાણ. ૪૩
આત્મઘાતી મનુષ્ય પામે, અસૂર્યા નામે લોક;
પ્રભુ યજ્ઞાર્થે જે કામ લીધો, તે પશુ પામે ઉત્તમ લોક. ૪૪
પૂર્વે વહ્નિ વરુણ ને સવિતા, પશુ થયાતા પ્રમાણ;
તે યજ્ઞકામે આવિયા માટે, ઉત્તમ સ્થાન પામ્યા જાણ. ૪૫
હે પ્રભુ એવું સાંભળ્યુ મેં, માટે કૃપા કરો મહાન;
મુને સત્વર પમાડો રાય જી, તમો અનુપમ સ્થાન. ૪૬
તમને પુત્રલાભ થશે સહી, મનોરથ સિદ્ધ થાશે સાર,
તવ મૂર્ગ ઝગ કેહ સાંભળો, હે રાજેંદ્ર ગુણભંડાર. ૪૭
છે આ મૃગને પરિવાર મોટો, તેણે એ પુણ્યશાલીને છે ધન્ય;
માટે એને હણવો નહિ નૃપ, કંઈ વિચાર કરીને અન્ય. ૪૮
હું છું સંતતિહીન વાંઝિયો, નથી રડનાર મારે કોઈ;
માટે વેહલા થઈ મજને હણો, જેની પાછળ રડે નહિ કોઈ. ૪૯
અન્ય મૃગ કેહ સુણ રાજા, જેને છે દેહનું એક દુ:ખ;
એવા એ મૃગ ધન્ય છે, ક્યાં એ સગાંને છે સુખ. ૫૦
જેને ઘણા દેહનું દુઃખ છે, તે વર્ણાય કેઈ પેર;
કંઈ વિચારમાં આવે નહિ, માટે કરો મુજ પર મેર. ૫૧

હું હતો જ્યારે એકલો, ત્યારે હતું મુને મારું દુઃખ;
જ્યારે પરણ્યો મૃગી સ્ત્રી પદ્મિની, ત્યારે અમારું થયું દુઃખ સુખ. ૫૨
એ રીતે ઉભય પ્રકારનું, રૂપ દુઃખ થયું નિર્વાણ;
જ્યારે થયાં બાળક મુજને, ત્યારે થયાં તેટલાં દુઃખ પ્રમાણ. ૫૩
મારા મન રૂપી શરીર, જાણો જેટલાં નરદેવ;
દુઃખ છે પણ તેટલાં પ્રભુ, કહું સર્વ તજી અહમેવ. ૫૪
માટે આ પૂર્વ મૃગનો જન્મ, છે નહિ દુઃખાર્થે ભૂપાળ;
એ મહાભાગ્યશાલી હરિણ છે, માટે તું રખે એને ટાળ. ૫૫
મારો જન્મ છે આ લોકમાં, અતિ દુઃખાર્થે પ્રમાણ;
છે પરલોકે દુર્ગતિ દેતા, તે સમજાવું જાણ સુજાણ. ૫૬
મુજ બાળકકેરા રક્ષણાર્થે, પોષણાર્થે પૂર;
હું ચિંતા કર્યા કરું છું અતિ, વળી વાંચ્છું કુશળ માહ શૂર. ૫૭
એ કારણમાટે થશે નિશ્ચે, મુને નરકપ્રાપ્તિ સુજાણ;
રાજા કેહ હુ સમજતો નથી, કે કોના હરવા પ્રાણ. ૫૮
છે સંતતિ તે ધન્ય છે, કે અસંતતિ ધન્ય કેહવાય;
તે આ સ્થળે નિર્ણય થાય નહિ, ધર્માધર્મ નવ લેહવાય. ૫૯
હે મૃગ આ આરંભ મારો પુત્ર અર્થે, સત્ય છે પ્રમાણ;
તેણે ડોલાયમાન થયું મન મારું, મારી મુઝાય છે અતિ વાણ. ૬૦
રે આ લોક કે પરલોક મધ્યે, છે સંતતિ દુઃખ દેનાર;
તોયે અપુત્રકેરાં પંચ ઋણ જે, નથી નિવૃત્તિ પામતાં નિર્ધાર. ૬૧
એવું મેં શાસ્ત્ર પુરાણે સાંભળ્યું છે, તેથી કરું નિર્ણય એક;
પ્રાણહિંસા કર્યા પાખે, ધરું પુત્રાર્થે યત્નનો વિવેક. ૬૨
તપવડે મારે પુત્ર થાશે, એમ થાય છે સિદ્ધ;
માટે તમે સુખે જાઓ ઉભય મૃગ, મેં તપસી થવું પ્રસિદ્ધ. ૬૩
આ ઉભય મૃગ જેવા ઘણા છે, અર્થ કરતા પુરાણી દેવ;
દેહ કષ્ટાવતા યજમાનને, મિષ્ટાન્ન આરોગીને તતખેવ. ૬૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, ખનીનેત્રચરિતં નામ;
વિંશાત્રિકશततमोध्याय પૂરણ, હવો રાજીવલોચન રામ. ૬૫

વલણ.

રાજીવલોચન રામકૃપાએ, ચક્રવિણ રથ ચાલ્યો જાય રે;
નથી રથી કે કોઈ સારથિ, નથી ધનુ બાણ પાણુની ગાંય રે. ૬૬

## કડવું ૧૯૭ મું.

### રાગ મારૂની દેશી.

માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ મુનિ, સુણ કથા પરમ પવિત્ર;
વિવિંશસુત ખનીનેત્રનું, પુણ્યકારી પૂરણ ચરિત્ર. ૧
પછે તે રાય ગયો જ્યહાં તીર્થ હતું પાપનાશક ગોમતી;
ત્યાં જઈ નિત્ય નિયમ ધરી રહ્યો, કરતો ઇંદ્રની સ્તુતિ મહામતિ. ૨
મન વાણી કાયા રાખી નિયમે, ઉગ્ર તપને આચર્યું;
પછે તે નૃપે એક ચિત્તે ઇંદ્રની, સ્તુતિ કરવા અતિશે આદર્યું. ૩
તેની સ્તુતિ તપ ને ભક્તિ, જોઈ થયો સુરેંદ્ર પ્રસન્ન;
પ્રત્યક્ષ દર્શન દેઇ વદ્યો તે, તુજ તપ ભક્તિએ રીઝયું મન. ૪
તેં જે સ્તોત્રનો ઉચ્ચાર કરયો, તે સુણી રીઝયો હું અપાર;
માગ્ય માગ્ય સુખ માગ્યું આપું, તુને હું આ વાર. ૫
રાજા કેહ હું અપુત્ર છું, માટે પુત્ર દ્યો દેવેશ;
સર્વ શસ્ત્રમાં ધારી શ્રેષ્ટ હોયે, વળી અખંડ ઐશ્વર્યવાળો એવ. ૬
હોયે ધર્મજ્ઞ ને ધર્માચારી, પુણ્યશાળી હોય પવિત્ર;
જેના નરનારી ધાયે અહોનિશ, ચારુ સહસ્રાક્ષિ ચરિત્ર. ૭
તથાસ્તુ કહી ઇંદ્ર થાતો, તે સ્થળે અંતર્ધાન;
જેના મનોરથ સિદ્ધ થયા, તે ઘેર ગયો રાજાન. ૮
નગરે આવી કર્યું તેણે, પ્રજાપાલન પૂર;
એમ રાજ્ય કરતા તેહ નૃપને, ઇંદ્રકૃપાએ મહાશૂર. ૯
પુત્ર એક પ્રગટ્યો માહ બળી, જેનું બલાશ્વ પાડ્યું નામ;
તેને શીખવી સહુ શસ્ત્રવિદ્યા, પછે વન ગયો મહાધામ. ૧૦
આ ખનીનેત્રકેરું ચરિત્ર પાવન, જે સુણે ભણે કે ગાય;
તેના તાપ પાપ સંતાપ ટળશે, તે ખનીનેત્ર સમ સુખી થાય. ૧૧
સંવત સત્તર પાંસઠ્યમાં, કર્યું યથામતિ આખ્યાન;
સંસ્કૃત જોઇ પ્રાકૃત કર્યું છે, પછે તેનું થાય કેમ વ્યાખ્યાન. ૧૨

### વલણ.

વ્યાખ્યાન કયમ કરી થાય, શ્રોતા વક્તા વિચારો મન રે;
જન પ્રેમાનંદ કાંઈ ન જાણે, જેને એક હરિ તન મન ધન રે. ૧૩

## કડવું ૧૯૮ મું.

### રાગ કેદારો.

હે લંબોદર મૂષકવાહન દેવ, ગરુડારૂઢ નંદારૂઢ મહાદેવ;
શારદા માતા કરું સેવ કરો કૃપા ઘણી રે. ૧

ઢાળ.

આઇ કરો કૃપા કરુણાળુ થઈ, થાય સિદ્ધ દ્વિજનું કાજ;
અવેક્ષિત્ ચરિત્ર વર્ણન કરાયે, એમ કૃપા કીજે આજ. ૨
માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ સુણો, ખનીનેત્રનો જે બાળ;
બલાશ્વ નામે મહાશૂરો, થયો વાસવવરે ભૂપાળ. ૩
તેણે સ્વાપિતા વન ગયા પૂઠે, કર્યો દિગ્વિજય સહુ ભોમ;
દિવાકરનો પ્રકાશ જ્યાં સુધી, વા તપે વ્યોમે સોમ. ૪
ત્યાં સુધીના સર્વ રાજા, ક્ષિતિયો તે જાણ;
ગ્રહણ કર્યા વર પદાર્થ પૂર્વે, એવા લીધા કર નિર્વાણ. ૫
એમ સર્વ રાય નમાવિયા, થઇ પૃથ્વીપતિ પ્રખ્યાત;
પછે પ્રજાકેરા પાલન મધ્યે, તેહ થયો વિખ્યાત. ૬
હવાં બલાશ્વકેરા પિત્રાઇ જે, દુર્મદાંધ અતિશે દેહ;
તે વારંવારે સામા થાતા, નવ કર આપતા તેહ. ૭
સંતોષ એટલું કર્યાં થકી તે, માનતા નહિ લેશ;
કરતા દેશ ઉજડ બલાશ્વના, તેને કરતો શાસન નરેશ. ૮
એમ રાજ્ય લીધા કઇકના, કઈકને કર્યા સ્વાધીન જાણ;
લીધા કર કોઇ કનેથી અતિ, મહાબલિષ્ટ બલાશ્વ પ્રમાણ. ૯
એમ વિરોધ કરી તે આવિયો, સ્વનગર વિશે નિર્વાણ;
એવામાં મળ્યા સર્વ રાજા, મહાધનિક ને સુજાણ. ૧૦
તે સર્વે મળી વિચારિયું, લેવા બલાશ્વના પ્રાણ;
સાર્વભૌમ કેઈ પેર થાયે, સહુ મળી કરો અલ્પમાં હાણ. ૧૧
એમ એકઠા મળી આવિયા સહુ, ઘેરયું નગર વિશાળ;
તે જોઈ બલાશ્વને કોપ ચઢિયો, કરી આજ્ઞા સૈનને તતકાળ. ૧૨
સૈનિક નર લઢિયા ઘણા, હઠિયા ન પાછા કોઈ;
પણ આવી મળે બહુ બાહારના, તેણે રેહ નગરના જન રોઈ. ૧૩
તે રીતે બલાશ્વને કઈ, થયું નહિ નિર્વાણ;
સાચા સૈનિક હતા તેના, અતિ શૂર પૂર પ્રમાણ. ૧૪
કિંતુ ભંડાર ખાલી થયા સર્વે, થઈ ઘણા જણની હાણ;
તેથી નૃપે મન વિચાર્યું, શે કાજ ધરવા પ્રાણ. ૧૫

હું યુદ્ધ કરવા નીસરું, તવ મંત્રી ન કેહે કોઈ હાય;
અમો છતાં તમો યુદ્ધ કરવા, કેમ ભૂપ જવાય. ૧૬
દિન દિન પ્રતિ ક્ષય અતિ થાતો, નૃપ શોચતો મનમાંય;
કોઈ સાય કરનાર નવ આવતો, તાલાવેલી લાગતી તનમાંય. ૧૭
એમ શોચ કરતા બલાશ્વે પછી, ધર્યા દ્વય હસ્ત કપાળ;
હવાં યુદ્ધ કરવા સંચરુ હું, હણું અરિગણ વિકાળ. ૧૮
એવામાં અવનતું થાતું, તેના કરતણું જેહ પોલાણ;
વાયુથી હણાતા અસંખ્ય નીકળ્યા, કરતા યોધ મહાબળવાણ. ૧૯
નીકળ્યા રથ હસ્તિ ને અશ્વ અતિશે, ભરાયું જોતજોતામાં પૂર;
નગરમાં માયા નહિ તે, પળ્યા યુદ્ધ કરવા બાહર શૂર. ૨૦
મહાસેન જોઈ રાય ઉઠ્યો, નવ માનિયો કોનો બોધ;
અરિગણે વિંટાયલા નગ્રમાંથી, નીકળ્યો કરી અરિની શોધ. ૨૧
જોયો યુદ્ધ કરવા આવતો, બલાશ્વ શૂર ભૂપાળ;
વળી સૈન ઉમટી સામટી, સહુ નૃપ નાશી ગયા તતકાળ. ૨૨
એમ પરાજય એક પલકમાં, કરી વળ્યો ઘરે ભૂપ;
પછે એક એકને નગરે જઈ, બાંધી દીધુ કરનું રૂપ. ૨૩
એમ પુનઃકર સ્થાપિત કરીને, પુરે આવ્યો રાય;
આનંદોત્સવ થયો અતિશે, જેના દેવ ગણ ગુણ ગાય. ૨૪
વદન પાસે રાખિયા કર, તેથકી નીકળ્યું નિર્ધાર;
અરિ દહન કરતા સૈન્ય મોટું, તેણે કરંધમ નામ પડ્યું તે વાર. ૨૫
ત્રણ લોકમાં વિખ્યાત અતિશે, થયો કરંધમ નૃપ સાર;
તે હતો ધર્માત્મા ઉદાર અતિશે, સહુ પ્રાણીમાત્ર મિત્ર નિર્ધાર. ૨૬
એવો જોઈ જેને ધર્મરાયે, સૈન્ય મોકલ્યું સુખદાય;
પર્મ પીડા ટાળી તેની, કરી પ્રફુલ્લિત નૃપ કાય. ૨૭
પોતાની મેળે પ્રગટ થઈ અતિ, સૈન વાજી રથ સમેત;
શત્રુકેરો નાશ કરવા, આણી બલાશ્વ ઉપર હેત. ૨૮
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, અવેક્ષિતપિતાચરિતં નામ;
થયો એકવિંશાધિકશતતમોધ્યાય, પુરાણી રાણી કામ. ૨૯

વલણ.

પુરાણી રાણી કામકાજે, અધ્યાય પૂર્ણ આ ઠામ રે;
હવાં હરિકૃપાએ આવી પોહચ્યા, લેઇશું પછે વિશ્રામ રે. ૩૦

---

## કડવું ૧૯૯ મું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કેહ ભૂદેવ જી, એવી કરંધમે માંથી ધર્મની સેવ જી;
ઘણા રાય જીત્યા જાતે જઇ જી, એવામાં એક કથા નવી થઈ જી. ૧

### ઢાળ.

થઈ વારતા દેશ વિદેશમાં, કરે સ્વયંવર વીર્યચંદ્ર નૃપાળ;
તેની વીરાસુતા મહાચતુર છે, પામશે ભાગ્યશાળી કો ભૂપાળ. ૨
તે કરંધમે સુણી વારતા, ગયો સ્વયંવરની માંય;
વીરાએ વીર નૃપ કેરાં, પરાક્રમ સુણ્યાતાં જ્યાં ત્યાંય. ૩
તે પરથી આગેપી સતીએ, કરી પતિ કરંધમને વરમાળ;
કરંધમ મહા હર્ષ પામી, કન્યા લેઈ ગયો તતકાળ ૪
તે વનિતાશું વિહાર કરતાં, એક સુત થયો ઉત્પન્ન;
કરંધમ અતિ હરખિયો, થયા સ્વજન મન પ્રસન્ન. ૫
જહા પુત્રકેરો જન્મ થાતો, તદા નૃપ ગણક તેડતો ત્યાંય,
તેણે જોષી જોઈ પુછિયુ, સંશય નિવારો દ્વિજરાય ૬
શુભ નક્ષત્ર ને શુભ લગ્નમાં, થયો મુજ સુત ઉત્પન્ન આજ,
વળી મારા પુત્રકેરો જન્મ જોયો, કોઇ શુભ થશે મહારાજ. ૭
તેના ઉપર દુષ્ટગ્રહની, દૃષ્ટિ તો નથી ભૂદેવ,
એ પેર વિધ વિધ પ્રશ્ન કરીને, નૃપ પૂછતો તતખેવ. ૮
તવ ગણક કેહતા રાયને, સુણો કરંધમ ભૂપાળ;
શુભ મુહુર્ત્ત શુભ નક્ષત્રમા, શુભ લગ્ને જન્મિયો છે બાળ. ૯
એ થશે વીર્યવાન પરાક્રમી, મહાભાગ્યશાલી રાય,
થશે બલિષ્ટ રાજ મહારાજ પોતે, ભેદ એના સુણો મહાકાય. ૧૦
છે બૃહસ્પતિ ને શુક્ર એના, સપ્તમા સ્થાનક માહીં,
ત્યાં રહ્યા નિરખે છે સહી, એ નહિ પીડા પામે કાંઈ. ૧૧
ચંદ્ર ચોથે સ્થાન બેઠો, જુએ છે તુજ બાળ,
ઉપાંત્ય સ્થાને રહી જોતો, સુણો સર્વ સદ્ય ભૂપાળ. ૧૨
હે નરેંદ્ર તારા પુત્રને, સૂર્ય મંગળ શનૈશ્ચર જોઇ;
કોઈ પ્રકારે જોતા નથી, થા નરપતિ નિ:સંદેહ. ૧૩
તારો પુત્ર થાશે ભાગ્યશાલી, કલ્યાણશાલી રાય,
થાશે અપ્રતિમાન પરાક્રમી, જેના ગુણ ગંધર્વજન સહુ ગાય. ૧૪
માર્કંડેય કેહ એ રીતે ભાખ્યા, જોષીઓએ જે બોલ;
તે વચનકેરો કર્યો રાયે, મન વિષે અતિશે તોલ. ૧૫

પછે પૂર્ણાનંદી થઈ વદ્યો તે જોષીઆ કેહ આમ,
સ્વસ્થાન પર બેશી જુએ છે, દેવ ગુરુ બૃહસ્પતિ મહાનામે. ૧૬
સોમપુત્ર બુધ તેવો, કરે અવેક્ષા શુક્ર નિર્ધાર;
સૂર્ય મંગળ શનશ્વર એની, અવેક્ષા નથી કરતા સાર. ૧૭
એ પેર વચન અવૈક્ષત કહ્યું, જોષીએ તમે બહુ વાર;
તેણે કરી નામ અવૈક્ષત થશે એનું, એમ મેં કર્યો નિર્ધાર. ૧૮
માર્કંડેય કેહ તે સુત તેનો, અવૈક્ષત એવે નામ;
દિન દિન પ્રતિ મોટો થયો, કર્યાં ક્ષત્રિયકર્મ સહુ તે ઠામ. ૧૯
પછે ગુરુઘેર તેને મોકલ્યો, ત્યાં શીખ્યો વેદ વેદાંગ;
શિખ્યો કણ્વકેરા સુત કનેથી, સર્વ અસ્ત્રવિદ્યા સાંગ. ૨૦
એ સુત અશ્વિનીકુમાર કરતાં, હતો આધક રૂપ મોઝાર;
બૃહસ્પતિ કરતાં બુદ્ધિબળમાં, હતો અધિક નિર્ધાર. ૨૧
શોભામહિ ચદ્ર કરતાં, વધતો હતો અપાર;
તેજમાહિ સૂર્ય કરતાં, હતો વધુ તેજસ્વી અવિધાર. ૨૨
ધૈર્યમાં સમુદ્ર કરતાં, વધતો હતો ગુણભંડાર;
સહનશીલતા વિષે તે, હતો મહીથકી ચઢતો સાર. ૨૩
એ મહાત્મા વીર્યવાનની, સ્પર્ધા ન કરતું કોઈ;
જોઈ શરશિરોમણિ અરિ રેહતા, મહાબલિષ્ટ તદપિ રોઈ. ૨૪
હેમધર્માતણી પુત્રી, વરા એવે નામ;
સુદેવસુતા ગૌરી નામે, બલિસુતા સુભદ્રા મહાધામ. ૨૫
વીરકેરી સુતા લીલાવતી, વીરભદ્રની નિભા નામ;
ભીમસુતા માન્યવતી ને દંભસુતા કુમુદ્વતી અભિરામ. ૨૬
એ સર્વ સ્ત્રીઓ સ્વયંવરથી, વર્યો હતો નિર્ધાર;
જે સ્ત્રીએ સ્વયંવર મધ્ય તેને, ન વાંચ્છયો હતો જે વાર. ૨૭
તે સમય છતી સર્વને, હરી ગયો હતો સ્વયંવર નાર;
તે કન્યાતણા પિતા આદિક રહાતા, કરી વારંવાર પોકાર; ૨૮
સ્વસામર્થ્યથી આ બલિષ્ટ નર, વળી બળે ઉન્મત્ત થઈ અપાર;
બળાત્કારે પરણ્યો હતો કંઈ, નારીઓ નિર્ધાર. ૨૯
હવાં એક સમયે શું થયું તે, કહું કૌષ્ટુકિ સુણ આજ;
વૈદિશ દેશતણો હતો નૃપ, વિશાલ નામ મહારાજ. ૩૦
તેની સુતા વૈશાલિની હતી, તેનો સ્વયંવર કર્યોતો સાર;
અભિરામ દતપક્તિવતી તે, આવી સ્વયવર મોઝાર. ૩૧
તેણે અવૈક્ષત વરિયો નહિ, સ્વેચ્છાએ કરી તે વાર;
એમ ઉવેખી ચાલી સુંદરી, તે જોઈ અવૈક્ષત કોપિયો અપાર. ૩૨

સર્વ નૃપતણો પરાભવ કરી, ગ્રહી બળાત્કારથી તે નાર;
જયમ અન્ય ગ્રહી તેમ ગ્રહી તેને, કંઈ કર્યો નવ વિચાર. ૩૩
હોયે બળદેરો ગર્વ જેને, તેને સહુ જગત નિર્બળ જણાય;
એ ન્યાયયથાર્થ કરી દાખવ્યો, પણ ભલુંભુંડું દૈવ કોથી ભણાય. ૩૪
ઘણા માનવંતા રાજપુત્રો, સંગ્રામ કરવા આવિયા;
પણ અવૈક્ષતશું કોઇ નરવર, યુદ્ધવિષે નવ ફાવિયા. ૩૫
ઉદાસ થઈ સર્વે રહ્યા, મહાપરાક્રમી રાજકુમાર;
થઈ વ્યાકુળ માંહોમાંહ્ય કેહતા, એક બીજાને તે વાર. ૩૬
આપણુ સર્વ મહાબલિષ્ટ છીએ, વળી એક જાતીય ને અપાર;
તેમ છતાં આ એકલો અહીં, લેઈ જાય રાજકન્યા સાર. ૩૭
છતાં મૂઢ સહુ થઈ રહ્યા બેશી, તો છે રાજકુળે ધર્મે ધિ:કાર;
જે નર દુષ્ટ થકી વધ કરતા, માનવ મૂકાવે સાર. ૩૮
પ્રહાર કરી અરિને હણે તે, ક્ષત્રિય તો કેહવાય;
જે દુષ્ટ જનથી સુજનને, અતિરક્ષતા જણાય. ૩૯
તેમને ક્ષત્રિય એવું નામ છે, વદતું યોગ્ય રાજકુમાર;
અન્ય ક્ષત્રિય નામ જે જે, ધારતા નિર્ધાર. ૪૦
એ સર્વ મિથ્યા જાણવું, એમાં નથી કાંઈ સાર;
આ દુષ્ટથી સ્વય ક્ષતતણું, રક્ષણ કરાતું નથી આ વાર. ૪૧
એવા ક્ષત્રિયકુળમાં નીપજેલાની, કયમ આવી મતિ થઈ આજ;
હે વીરનરો સૂત માગધ કરે, જે સ્તુતિ તમારી મહારાજ. ૪૨
વળી અન્ય યશવક્તા ભણે યશ, તે સત્ય કરો આ વાર;
કિંતુ વ્યર્થ કરશો નહિ કદી, એવું ઘણા વદ્યા રાજકુમાર. ૪૩
દિશાંતરમાં ભૂપ એવો, શબ્દ મિથ્યા ન વાંધો સાર;
તમે સર્વ ઉત્તમકુળે જન્મ્યા, વળી પૌરુષવાળા છો અવિધાર. ૪૪
મરણથી કો નથી બીતો, કો યુદ્ધ વિના અમર છે કાય;
એમ વિચારી શસ્ત્ર પર છવનારે, કરવું પુરુષત્વ હઠવું ન રાય. ૪૫
એવું સાંભળી સહુ રાય ત્યાં, રુપષ્ટામર્ષથી થઈ પૂર્ણ;
અન્યો અન્યે કેહવા લાગિયા, એને કરી નાંખીએ સહુ ચૂર્ણ. ૪૬
અસ્ત્ર સાહી ઊભા રહ્યા કોઇ, કોઈ રથે ચઢતા જાણ;
કોઇ હસ્તિએ બિરાજતા જઈ, કોઈ અશ્વારૂઢ થયા નિર્વાણ. ૪૭
કો અમર્ષને આધીન થઈ, પગપાળા પળતા પૂર;
એમ અવૈક્ષત સન્મુખ ધાયા, મળી સર્વ શિરોમણિ શૂર. ૪૮
પુરાણીબાવા જાઓ વેહલા, યુદ્ધ જોવું હોયે જાત;
મસ્ત થઇ મોકમ યુદ્ધ કરતા, છે સહુ એવી એમાં વાત. ૪૯

ઘણા નર પૃથ્વીમાંહી પડશે, તેનું ધન જડશે મળશે દાન;
કોઇ કૃષ્ણાર્પણ કરશે ગૃહ બળતું, થશે વેહલા વેહલા ધનવાન. ૫૦
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અવૈક્ષત ચરિતે નામ;
થયો દ્વાત્રિંશાધિકશતતમોધ્યાય, કરી કૃપા રાજીવલોચન રામ. ૫૧

વલણ.

રાજીવલોચન રામજીએ, કરી કૃપા મુજ ઉપર અપાર રે;
ત્યારે પુરાણીની મનસા પૂરાઇ, નીકર ક્યમ પમાય સાગર પાર રે. ૫૨



## કડવું ૨૦૦ સું.

### છંદ ભુજંગીની દેશી.*

આવ્યા નૃપ જે હતા પૂર્વે હાર્યા, થઇ ક્રુદ્ધ યુદ્ધ કરવા તે તો સીધાર્યા,
મારી હાક ને ચાક ચઢાવી ભૂમિ, કેહ ઊભો રેહ ઊભો રેહ ઝઝુમી ઝઝુમી ૧
અવૈક્ષત મહામત્ત સુણે જદા તે, થઇ સ્થિર મહાધીર ઊભો તદા તે;
વઢે ટેકથી એકલો રાજસુનુ, ભીડી બાથ બહુ સાથ કરવા જ સૂનું. ૨
સહુ રાજકુમાર કેહ માર માર, ન જાયે ન થાયે જૂદો એ લગાર;
તજી ઉણ દારુણ કરે યુદ્ધ સર્વે, આવી રાજધિરાજના સુત ગર્વે. ૩
તરવારના માર ચાલે અપાર, ઘણી શક્તિ શક્તિ હરે તેણી વાર;
તદા તે ગદા મારતા થઇ મુદા તે, ધરી પાણ બાણે કરે શું જૂદા તે. ૪
જોઇ સોઇ એવી અવૈક્ષત જાતે, ધરી શસ્ત્ર ને અસ્ત્ર ધાયો ઉજાતે;
કરે ખંડિત રણપડિત બાણ, કરી રાજરાજેશ્વરો કેરી હાણ. ૫
ઘણા ભેદિયા છેદિયા સુર શ્રેષ્ટ, ઘણા ભૂપ કુરૂપ કરિયાજ નેષ્ટ;
તદા સર્વ સાથે ધર્યાં ધનુ હાથે, ધરી ધીર વિંધ્યો મહાવીર જાતે. ૬
અવૈક્ષત મહામત્ત થઇ બાહુ કાપે, શિના કોઇની ત્યાં ગ્રીવા લેઇ માપે;
મહામાતી છાતીવિષે બાણમાર્યાં, ઘણા શુડખડા કર્યાં હસ્તિ સારા. ૭
ઘણા ઘોટની ખોટ ખાંતેથી કીધી, મહારથ રૂમરથની પાર લીધી,
રથિ સારથિ કાપિયા એક પલ્કે, મહાવીરનાં તીર ધૈર્યથી ઝલ્કે. ૮
કરે બાણ જે હાણ સન્મુખ આવે, મહાભાગ વિભાગ કરતાં લજાવે;
અસિ હસ્ત જે હોય ચળકત પૂરી, ધનુપંક્તિ પક્તિ કરી દે અધૂરી. ૯
ધરી ધર્મને વર્મ કાપે કુમાર, કરી કર્મ તે પર્મ કરતો ઉચ્ચાર;
અવૈક્ષત થઇ મત્ત એ પેર પિડે, તદા સર્વ ત્યાં ગર્વ ત્યાગી ન ભીડે. ૧૦
નાસાનાસ થાતી ન પાછા વળે કો, આપો નારી એને ન જેને કળે કો;
થૈ શાંત માહદાંત નાસે ઘણા ત્યાં, ન માને સમાને મૂકી છે મણા જ્યાં. ૧૧

* પાઠ૦ રાગ ત્રિતાળો.

વલણ.

મામ મૂકી મહીપતિ નાઠા, એકો કરી જે આવિયા રે;
તેને વારિયા કેયી પેર બીજે, વળી શૂરાકરી પાછા વાળિયા રે. ૧૨

——:o:※:o:——

## કડવું ૨૦૧ મું.

### રાગ મારૂની દેશી.

વળ્યા પાછા ઊભા રહ્યા નવ કોઈ, હણે અવૈક્ષત જોઈ સર્વ ગોઈ;
કોઈ અવૈક્ષતકરે હણાયો બાણ, તે નાઠો પગપાળો રક્ષવા પ્રાણ. ૧
એ પેર રાજમંડળસમસ્ત, કરી નાખ્યું પલકમાં અસ્તોવ્યસ્ત;
ઊભા સપ્તશત યોદ્ધા કરી હાર, તેમણે પાછા વાળ્યા ઘણા તે વાર. ૨
નાસતાં નવ મૂકે ભૂમિ એહ, શે નીર ગુમાવો લજાવો દેહ;
કરે એકલો શું એ આજ, મારો પકડો કરો સિદ્ધ કાજ. ૩
સર્વને મરવું છે એક વાર, થાઓ મૂઢમતિ શેણે તારતાર;
એથી વાધે અરિનું બળ અપાર, રચી બ્યૂહ યુદ્ધ કરો નિરધાર. ૪
વળ્યા પાછા શૂરા હતા સર્વ, નાઠા અસુર કરતા જે ગર્વ;
ઊભા સપ્તશત યોદ્ધા ધરી ધીર, જેણે વીસાર્યું મરણ એવા મહાવીર. ૫
બ્યૂહ રચના કરી ગયા લડવા, તે લાગ્યા અવૈક્ષત શરે પડવા;
નાશી ગયું સેન બીજીવાર, ન થયો સહન જેનાથી માર. ૬
સપ્તશત યોદ્ધા ઊભા રહ્યા ત્યારે, જેહ સ્વકુળ કીર્તિ વિચારે;
વય શૌર્ય પરાક્રમનો કરે વિચાર, તે કયમ નાસે રણ મૂકી તે વાર. ૭
એકો કરી લડવા ગયા સહુ સાથ, લડતો ધર્મ યુદ્ધે વૈશાલિની નાથ;
સપ્તશત અધર્મ કરી લડતા, એમ રાજપુત્રને ક્રોધી કરતા. ૮
અધર્મ કરતા જોઈ તેમને ભૂપ, ધારે કવચરહિત કરવા કુરૂપ;
વાહન શસ્ત્રાસ્ત્રનો કરવા નાશ, તે નરવર નિશ્ચય કરી ધારતો ઉલ્લાસ. ૯
જે હતો ધર્મપુરસ્સર યુદ્ધ કરનાર, તેની સાથે આવ્યા લડવા રાજકુમાર;
જેનાં પ્રસ્વેદજળે છવાયાંમુખ, એવા અધર્મયુદ્ધ કરવા લાગ્યા પ્રમુખ. ૧૦
મળ્યા એકઠા સર્વે જાતે, પછે લીધાં શસ્ત્રાસ્ત્ર સંઘાતે;
બાણ સમુદાયે વીંધ્યો તેને, ધનુ ભાંજીને પીડ્યો એને. ૧૧
ધ્વજ બાણવડે કાપી નાખ્યો, ઘંટા સાથ હસ્તી હણ્યો કેણે;
કોઇએ અશ્વ મારી નાંખ્યા ત્યાંય, કોઇએ રથ ભાંજ્યો જોતા માંય. ૧૨

---

૮ પા૦ "ક્રોધી કરતાં નવ અડતા"

કોઇએ ધરી ગદા સ્વહાથ, કોઇએ મૂકયા શરતણા સંઘાત.
કોઇ કરતા તેના પૃષ્ટ ઉપર પ્રહાર, એમ કરતા ચોદિશથી મારો માર. ૧૩
જદા અવૈક્ષત ધનુષ્ય થયું ભગ્ન, તદા ધાયો ખડ્ગ ધારી કર નગ્ન;
ઢાલ ધારી હકારી વકારી, ધાયો ક્રોધ કરી તેહ પોકારી. ૧૪
જોઈ એવો આવતો કૃતાંતકાળ, કાપી નાંખી કેટલાકે ઝટ ઢાલ;
તરવાર તોડી નાંખી પળમાંય, ઘણાને એકલો પોહચે ક્યાંય. ૧૫
ઢાલ તરવારનો થયો નાશ, તદા ગદા લેઈ ધાયો પ્રકાશ;
તે ગદાને મારી તીક્ષ્ણ બાણ, સો પચાશે કરી નાંખી કચ્ચરઘાણ. ૧૬
એવે કોઇએ સહસ્ર માર્યાં શર, કોઇએ દ્રૂપસહસ્ર રાત ઉપર;
એમ ધર્મયુદ્ધ મૂકી તે લડિયા, ચોપાસે અરિગણ વીંટી વળિયા. ૧૭
કર્યાં વિધવિધના પ્રહાર, તેણે થયો પીડિત અતિ કુમાર;
ઘા સહન કરી શકી નવ કાયા, કંપ્યો રાજકુંવર કે અરિ ઉજાયા.* ૧૮
કર્યાં ઘણા શસ્ત્ર અસ્ત્રના ઘાય, અવૈક્ષત શિથિલ વિથિલ થાય;
તદા પડ્યો પૃથ્વીમાં તે શૂર, સુર શોભી પરાક્રમ ભરપૂર. ૧૯
તદા ત્યાં આવી મળ્યા સર્વ, છત થઈ કરતા તેનો ગર્વ;
પડ્યો કુંવર બાંધી લીધો, ક્ષત્રી ધર્મ પર પગ પહેલો દીધો. ૨૦
હતો વિશાળ રાજા તેમની સાથ, માટે પેઠા વૈદિશ નગરે નરનાથ;
પામેલા એકને છતી સહુ હર્ષ, મોદયુક્ત થયેલા માની ઉત્કર્ષ. ૨૧
બાંધી લીધેલો જેહ કુમાર, આણી તેની પાસે સ્વયંવરની નાર;
તેને તેના પિતાએ કહ્યું ત્યાંય, કહ્યું વારંવાર પુરોહિતે જ્યાંય. ૨૨
આ તુને લેઈ ગયો હતો રાજકુમાર, પડ્યો તેહ તો બંધન મોઝાર;
હવાં આ રાજા મળ્યા છે જેહ, તેમાંથી તુને રુચે કોનો દેહ. ૨૩
જેહ ગમે વર તને કન્યા, આરોપ્ય વરમાળા કરી તેને ધન્યા;
જદા તે કન્યાને ગમ્યો નવ કોઈ, ન રુચિ તેને અધર્મી નૃપની સોઈ. ૨૪
કહ્યું પિતાને તેણે આમ, આમાં મારા યોગ્ય નથી કોઈ સ્વામ;
જ્યારે એવું કન્યા બોલી જાતે, ત્યારે રાય ગણકને પૂછતો વાતવાતે. ૨૫
આ કન્યાના લગ્નકેરો શુભ દિન, મુને કોહ જ્યોતિર્વેત્તા પાવન;
એને ન ગમ્યો આમાંનો કોઇ, તો મારે સાધવી રહી હજી સોઈ. ૨૬
છે આજનો દિન સારો, આવ્યો જેથી ઘણાના મરણનો વારો;
તે માટે જોષી મુહૂર્ત જોઈ આપો, મારા તાપ સંતાપ સર્વે કાપો. ૨૭
એ પેરે નૃપે પૂછયું જ્યારે, અર્થજ્ઞાત જોષીજી વદ્યા ત્યારે;
પામી મન ગ્લાનિ કરી વિચાર, પછી કેહવા લાગ્યા ગણક તે વાર ૨૮

* આનંદ પામ્યા.

વલણ.

માગ મૂકી મહીપતિ નાઠા, એકો કરી જે આવિયા રે;
તેને વારિયા કેયી પેર બીજે, વળી શૂરાકરી પાછા વાળિયા રે. ૧૨

——:૦ ૠ:૦:——

## કડવું ૨૦૧ મું.

### રાગ મારૂની દેશી.

વળ્યા પાછા ઊભા રહ્યા નવ કોઈ, હણે અવૈક્ષત જોઈસર્વ ગોઈ,
કોઈ અવૈક્ષતકેરે હણાયો બાણ. તે નાઠો પગપાળો રક્ષવા પ્રાણ. ૧
એ પેર રાજમંડળસમસ્ત, કરી નાખ્યું પલકમાં અસ્તોવ્યસ્ત;
ઊભા સપ્તશત યોદ્ધા કરી હાર, તેમણે પાછા વાળ્યા ઘણા તે વાર. ૨
નાસતાં નવ મૂકે ભૂમિ એહ, શે નીર ગુમાવો લજાવો દેહ;
કરે એકલો શું એ આજ, મારો પકડો કરો સિદ્ધ કાજ. ૩
સર્વને મરવું છે એક વાર, થાઓ મૂઢમતિ શેણે તારતાર;
એથી વાધે અરિનું બળ અપાર, રચી વ્યૂહ યુદ્ધ કરો નિરધાર. ૪
વળ્યા પાછા શૂરા હતા સર્વ, નાઠા અસુર કરતા જે ગર્વ;
ઊભા સપ્તશત યોદ્ધા ધરી ધીર, જેણે વીસાર્યું મરણ એવા મહાવીર. ૫
વ્યૂહ રચના કરી ગયા લડવા, તે લાગ્યા અવૈક્ષત શરે પડવા;
નાશી ગયું સેન બીજીવાર, ન થયો સહન જેનાથી માર. ૬
સપ્તશત યોદ્ધા ઊભા રહ્યા ત્યારે, જેહ સ્વકુળ કીર્ત્તિ વિચાર;
વય શૌર્ય પરાક્રમનો કરે વિચાર, તે કયમ નાસે રણ મૂકી તે વાર. ૭
એકો કરી લડવા ગયા સહુ સાથ, લઢતો ધર્મ યુદ્ધે વૈશાલિની નાથ;
સપ્તશત અધર્મ કરી લડતા, એમ રાજ્યપુત્રને ક્રોધી કરતા. ૮
અધર્મ કરતા જોઈ તેમને ભૂપ, ધારે કવચરહિત કરવા કુરૂપ;
વાહન શસ્ત્રાસ્ત્રનો કરવા નાશ, તે નરવર નિશ્ચય કરી ધારતો ઉલ્લાસ. ૯
જે હતો ધર્મપુરસ્સર યુદ્ધ કરનાર, તેની સાથે ચાલ્યા લડવા રાજકુમાર;
જેનાં પ્રસ્વેદજળે છવાયાં મુખ, એવા અધર્મયુદ્ધ કરવા લાગ્યા પ્રમુખ. ૧૦
મળ્યા એકઠા સર્વે જાતે, પછે લીધાં શસ્ત્રાસ્ત્ર સંઘાતે;
બાણ સમુદાયે વીંધ્યો તેને, ધનુ ભાંજીને પીડ્યો એને. ૧૧
ધ્વજ બાણવડે કાપી નાખ્યો, ઘંટા સાથ હસ્તી હણ્યો કેણે;
કોઇએ અશ્વ મારી નાંખ્યા ત્યાંય, કોઇએ રથ ભાંગ્યો જોતા સાંય. ૧૨

૮ પા૦ "ક્રોધી કરતાં નવ અડતા"

કોઇએ ધરી ગદા સ્વહાથ, કોઇએ મૂક્યા શરતણા સઘાત.
કોઇ કરતા તેના પૃષ્ટ ઉપર પ્રહાર, એમ કરતા ચોદિશથી મારો માર. ૧૩
જદા અવૈક્ષત ધનુષ્ય થયું ભગ્ન, તદા ધાયો ખડ્ગ ધારી કર નગ્ન;
ઢાલ ધારી હકારી વકારી, ધાયો ક્રોધ કરી તેહ પોકારી. ૧૪
જોઇ એવો આવતો કૃતાંતકાળ, કાપી નાંખી કેટલાકે ઝટ ઢાલ;
તરવાર તોડી નાખી પળમાંય, ઘણાને એકલો પોહચે ક્યાંય. ૧૫
ઢાલ તરવારનો થયો નાશ, તદા ગદા લેઈ ધાયો પ્રકાશ;
તે ગદાને મારી તીક્ષ્ણ બાણ, સો પચાશે કરી નાખી કચ્ચરઘાણ. ૧૬
એવે કોઇએ સહસ્ર માર્યાં શર, કોઇએ દ્વયસહસ્ર શત ઉપર,
એમ ધર્મયુદ્ધ મૂકી તે લડિયા, ચોપાસે અરિગણ વીટી વળિયા. ૧૭
કર્યો વિધવિધના પ્રહાર, તેણે થયો પીડિત અતિ કુમાર;
ઘા સહન કરી શકીનવ કાયા, કંપ્યો રાજકુવર કે અરિ ઉન્નાયા.* ૧૮
કર્યા ઘણા શસ્ત્ર અસ્ત્રના ઘાય, અવૈક્ષત શિથિલ વિથિલ થાય;
તદા પડ્યો પૃથ્વીમાં તે શૂર, સુર શોભી પરાક્રમ ભરપૂર. ૧૯
તદા ત્યા આવી મળ્યા સર્વ, જીત થઈ કરતા તેનો ગર્વ;
પડ્યો કુંવર બાંધી લીધો, ક્ષત્રી ધર્મ પર પગ પહેલો દીધો. ૨૦
હતો વિશાળ રાજા તેમની સાથ, માટે પેઠા વૈદિશ નગરે નરનાથ,
પામેલા એકને છતી સહુ હર્ષ, મોદયુક્ત થયેલા માની ઉત્કર્ષ. ૨૧
બાંધી લીધેલો જેહ કુમાર, આણી તેની પાસે સ્વયંવરની નાર;
તેને તેના પિતાએ કહ્યું ત્યાંય, કહ્યું વારંવાર પુરોહિતે જ્યાંય. ૨૨
આ તુને લેઈ ગયો હતો રાજકુમાર, પડ્યો તેહ તો બંધન મોઝાર;
હવાં આ રાજા મળ્યા છે જેહ, તેમાંથી તુને રુચે કોનો દેહ. ૨૩
જેહ ગમે વર તને કન્યા, આરોપ્ય વરમાળા કરી તેને ધન્યા,
જદા તે કન્યાનેગમ્યો નવકોઈ, ન રુચિ તેને અધર્મી નૃપની સોઈ. ૨૪
કહ્યું પિતાને તેણે આમ, આમા મારા યોગ્ય નથી કોઈ સ્વામ;
જ્યારે એવુ કન્યા બોલી જાતે, ત્યારે રાય ગણકને પૂછતો વાતવાતે. ૨૫
આ કન્યાના લગ્નકેરો શુભ દિન, મુને કોહ જ્યોતિર્વેત્તા પાવન;
એને ન ગમ્યો આમાંનો કોઇ, તો મારે સાધવી રહી હજી સોઈ. ૨૬
છે આજનો દિન સારો, આવ્યો જેથી ઘણાના મરણનો વારો;
તે માટે જોષી મુહૂર્ત જોઈ આપો, મારા તાપ સંતાપ સર્વે કાપો ૨૭
એ પેરે નૃપે પૂછ્યું જ્યારે, અર્થજ્ઞાત જોષીજી વદ્યા ત્યારે;
પામી મન ગ્લાનિ કરી વિચાર, પછે કેહવા લાગ્યા ગણક તે વાર ૨૮

* આનંદ પામ્યા.

હે પૃથ્વીપતિ થોડા દિન મોઝાર, શુભમુહૂર્ત લગ્ન અન્ય નીકળશે સાર;
જેમાં મોટું વિઘ્ન થયું ઉત્પન્ન, તે જોઇયે ત્યાગવો દિન રાજન. ૨૯
એમ કહી ગાંઠી વાળી વાત, ત્યાં ઘણા રહ્યા વાટ જોઈ નૃપ પ્રખ્યાત;
કરજો ગર્વ પુરાણીબાવા જોઈ, અવેક્ષતની સાથી ગોઈ. ૩૦
મહાશૂરવીરનો ગળિયો ગર્વ, તો થાશે કેવી પેર તમને પર્વ;
જો હોય માલ કે મતિ કાંઈ, તો તો તમે વિચાર કરો આંહી. ૩૧
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અવેક્ષતચરિત મુનિ વખાણે;
યપો ત્રયોવિંશત્યધિકશતતમોધ્યાય, અવેક્ષતબંધન દ્વિજજન ગાય. ૩૨

વલણ.

ગાય ગુણ દ્વિજ હરિ હરના, સર્વમાં મતિ હરિહરી કરી રે;
કહે અચ્યુતં કેશવં પુરાણીબાવા, ગંભીર સ્વરે અનિ ઉચ્ચરી રે. ૩૩



## કડવું ૨૦૨ મું.

### રાગ સામેરી.

માર્કંડેય કહે જાણી કરંધમે વાત, તેની રાણી થઈ પૃથ્વીપાત;
અન્ય નૃપે જાણી બંધનની પેર, પુરમાં શોક થઈ રહ્યો ઘેર ઘેર. ૧

ઢાળ.

શોક થઈ રહ્યો ઘેરઘેર ત્યાં, જાણી રાજ્યપુત્ર બંધન પેર;
અધર્મે કરી સહુ નૃપે મળીને, વાળ્યું પૂર્વકેરું વેર. ૨
એવી વારતા જનમુખ સાંભળી, નૃપ કરતો મન વિચાર;
રાજ્યમંડળ મેળવી મંત્રી તેડ્યા. કર્યો તે શુ મત્ર તાત્કાલ. ૩
ઘણા માંડલિક રાજા વદ્યા મુખથી, કરો સર્વ નૃપતણો સંહાર;
સહુ મળીને અધર્મ કીધો, એકલો કુંવર બાંધ્યો યુદ્ધ મોઝાર. ૪
કેટલાક મંત્રી નગરજનવૃંદે, શું બેશી રહ્યા નરનાથ;
સત્વર સૈના સજ્જ કરો, જઈ લડો દુષ્ટની સાથ. ૫
વિશાળ આદિક મળ્યા નૃપ જે, અધર્મ કર્મ કરવા જાણ;
તેના આ ઘડીએ કરંધમ નૃપ, સત્વર થઈ લેવા પ્રાણ. ૬
કેટલાક ન્યાયી બોલિયા, ગંભીર સ્વરે તે વાર;
આમાં પૂર્વ અધર્મ છે અવેક્ષતનો, જોઇએ પામવો તેનો પાર. ૭
સ્વયંવરે ઇચ્છી નહિ એવી, કર્યું કામિનીનું હરણ;
બળાત્કારે આગા હરણ કીધું, લીધું માગી મરણ.

તે સહુ સ્વયંવર મધ્ય જાતો, કરતો રાજકુંવરને અપમાન;
કોઈ કન્યા વરવા નવ દેતો, ધરી ગર્વ મને મહાન. ૯
એને જોઈ બળિયા સહુ મળ્યા ટોળે, પછે કર્યું તેમણે જુદ્ધ;
અપરાધ કે અધર્મ શો ત્યાં, જ્યાં ઊભો અરિગણ થઈ ક્રુદ્ધ. ૧૦
કેયમ સામંદ સાથ ન રાખિયો, ગયો એકલો કવણ કામ;
સર્વ પ્રકારે વિચાર કરવો, કરંધમ નૃપ મહાનામ. ૧૧
આવાં વચન સુણી તેહેનાં, વદી વીરસુતની માત,
જે વીર કુલોત્પન્ન હુતી, વીર વનિતા હતી વિખ્યાત. ૧૨
વીરમાતા વીરા મન પામી, હવેં કર્યો ઉચ્ચાર,
જ્યમ અન્ય નૃપ મંત્રી સુણે, વળી સુણે કરંધમ ભરતાર. ૧૩
રુડા કુળને ભોગવનાર મારો, પુત્ર જે કેહવાય;
તે સમગ્ર નૃપને છતીને, કન્યા બળાત્કાર ગ્રેહતો રાય. ૧૪
અન્ય નૃપનાં તેજ હર્યાં, નમાવ્યા અનેક ભૂપાળ;
તે અનુત્તમ કાર્ય એણે કર્યું, એવો થયો નથી કોઈ બાળ. ૧૫
એ કારણ માટે ઘણાએ મળી, યુદ્ધ કરતાં સાત્યો સુત;
અધર્મે બંધને બાંધિયો, એમાં વાત શી અદ્ભુત ૧૬
રહી શુદ્ધિ શરીરે જ્યાં સુધી, નવ કંપ્યો ત્યાં સુધી મન તન;
વધી કીર્ત્તિ મારા સુતની, હું નવ માનું કુળ પાવન. ૧૭
એનું નામજ પૌરુષ છે, કે જ્યાં અમર્ષના હેતુથકી;
નર હણવાતણી ઇચ્છા કરે, ત્યાં કંપે નર રેહતો ટકી. ૧૮
જ્યમ સમજે નનીતિ સિંહ કાંઈ, મુકી બાજુએ પરાક્રમ કરે;
સ્વયંવર અર્થે સુજ થયેલી, ઘણી કન્યા એ રીત સુત વરે. ૧૯
ઘણી કન્યા આણી એણે, માનવંતા નૃપ બેશી રહ્યા;
પરાક્રમ છે ધન્ય સુતનું, એણે ક્ષત્રિય ગુણ ખરા ગ્રહ્યા. ૨૦
ક્ષત્રિય કુળમાં જન્મ ક્યાં ને ક્યાં દુર્બળ જને સેવી યાચના;
ક્ષત્રિય તો બીજા ક્ષત્રિય જોતાં, કરે બળાત્કાર ડર્યા વિના. ૨૧
કાયર નર લોહશૃંખલાએ, બંધાયલા જો હોય;
તોય વશ નવ તેય થાયે, તેમાં કશું પરાક્રમ સોય. ૨૨
કાર્ય સંપાદન કરતા બાળતકારે, થાય ધર્મશાળી રાજા વશ;
શોચના શી હોય એમાં, જ્યાં લીધો કસેકસ. ૨૩
છે સ્તુતિપાત્ર બંધનમાં પડયો એ, વળી તમારાં જેહ આયુધ;
થાય સ્તુતિપાત્ર શત્રુશિર પડી, એમ કરશે કો ન કેહ અબુધ ૨૪
પૃથ્વીપતિનાં પુત્ર પૃથ્વી, કન્યા વેરી ને ધન;
ગોબ્રાહ્મણ રક્ષણ કારણ, મહતા પામિયા રાજન. ૨૫

એવું સમજી ઉતાવળ કરો, જાઓ સંગ્રામમાં થઈ શૂર;
રથારૂઢ થઈ વેગે વધો, મહારથિ સારથિ ભરપૂર. ૨૬
હસ્તિ અશ્વ પદાતિને, સત્વર સજ્જ કરો નરનાથ;
ઘણા નૃપ સાથે યુદ્ધ કરવું, તે શું માનો છો વારુ વાત. ૨૭
શૂર નરને ઘણા જણ સાથે, સંગ્રામ દે સંતોષ;
લઘુ સંગ્રામમાં શી છે ક્રિયાઓ, કરવાતણી કરી રોષ. ૨૮
હે રાજેંદ્ર અલ્પ શત્રુ પરે, ઘા નવ કરે બળવાન;
પુત્ર રક્ષણ અરિને હણવા વિષે, નથી અલ્પ મધ્યે ભય મહાન. ૨૯
જે નર સમગ્ર જનમાં વિચારીને, પરાજય કરે શત્રુતણો;
જેમ પરાજય કરી સૂર્ય શોભે, તેની પેઠ શોભે છે ઘણો. ૩૦
માર્કંડેય કેહ હે મુનિસત્તમ, એ રીતે આણ્યો સ્ત્રીએ ઉત્સાહ;
તેવડે ઉત્સુક થઇ કરંધમ, ચઢ્યો લેઈ સૈન પૂરપ્રવાહ. ૩૧
શત્રુએ સુત બાંધિયો, તેને મુક્ત કરવાતણો ઉદ્યોગ;
કરંધમ કરવા લાગિયો અતિ, જોવા પુત્રને આરોગ્ય. ૩૨
જ્યાં સુત અરિ મળી વસતા હતા, ત્યાં સત્વર સૈન લેઈ ચાલિયો;
હમણાં જય કરુ છું એમ મનમાં, મહીપતિ અતિ માહલિયો. ૩૩
પછે સુત શત્ર ને નૃપતણું, થયું યુદ્ધ કેઈ પેર;
વિશાલાદિક નૃપ સમગ્રનું, લીધું કેઈ પેરે વેર. ૩૪
તે સર્વ વર્ણવી દાખવું હું, સુણ તું એક ચિત્તે આજ;
વિશાલાનુવર્તી રાયકેરુ, કરંધમે લહ્યુ પરાક્રમ સજી સાજ. ૩૫
ત્રણ દિવસ મહાઘોર યુદ્ધ જ, થયું તેણે ઠામ;
તેણે રાજ્યમંડળ વિખેરી નાંખ્યું, મારી શસ્ત્ર ઉદ્દામ. ૩૬
કરંધમ નામનું કાર્ય સહુ કોઈ, જાણતા હતા શૂરવીર;
તેણે કરી નાઠા કંઇક ભૂપત, થઈ વીરના અવીર. ૩૭
જ્યારે રાજ્યમંડળ ગયું નાશી, ત્યારે વિશાલ રાજા જેહ;
અર્ઘ હસ્તે લેઇ આવ્યો, કરંધમ પૂજાને તેહ. ૩૮
સન્માન કરિયું વિશાળે અતિ, કરંધમ નૃપનું સાર;
સ્વપુત્ર બંધનથી મુક્ત કરી તે, એક રાત્રિ રહ્યો નિર્ધાર. ૩૯
તે જોઈ પિતા સમક્ષમાં, અવીક્ષતને નવ ભાવિયો;
પછે વિશાલ રાજા લેઈ કન્યા, વિવાહ અર્થે આવિયો. ૪૦
તે બોલિયો પિતા કને, સુણો શ્રેષ્ઠ ભૂપાળ;
અરિએ જે જુવતી જોતાં, કર્યો મારો પરાજય કૃપાળ. ૪૧
તે કન્યાતણું નવ ગ્રહણ મારે, કરવું કોઈ કાળ;
તેમ હવાં અન્ય સ્ત્રી કેરં ન મારે, કદા ગ્રહણ કરવું નૃપાળ. ૪૨

જેનો પરાભવ અરિએ નવ કર્યો, એવો અખંડિત યશસ્વી જેહ;
તેવો પરાક્રમી જોઈ આ કન્યાને, પરણાવવી નિ:સંદેહ ૪૩
એ ભલે પરણે અન્યને, સ્વેચ્છિત કોઈ ભૂપાળ,
કર્યો અરિએ પરાભવ માહરો, હું થયો કન્યા સમો કાયર બાળ ૪૪
આ સ્થળે શું છે માહરું, પુરુષત્વ હે પૃથ્વીશ,
અબળા અને મુજમાં નથી, કાંઈ અંતર વશા વીશ. ૪૫
પુરુષ સર્વદા સ્વતંત્ર છે, અબળા તેવી છે પરતંત્ર,
જે પુરુષ હોય પરતંત્ર તેને, કયમ કેવાય નર સ્વતંત્ર ૪૬
માટે તે જ હું કે જેનું જુવતીએ, મુખ દીઠું છે નરદેવ,
તેને તે ફરી શીપેર દાખવું, જો સાધી અનરત્વની એવ ૪૭
એના સમક્ષમાં શત્રુ નૃપે, રણભૂમિકા મોઝાર,
મુને તુચ્છ કરીને બાંધિયો, નવ ગણ્યો કાર કે ભાર ૪૮
એ રીતે વીરત્વથી હીન થયેલો, હું કયમ કરી ઝાલું એનો હાથ,
એ રીતે તે બોલી રહ્યો, પછે બોલ્યો વિશાળ કન્યા સાથ. ૪૯
હે સુતા આ મહાત્મા જે, વચન વદે છે આજ,
તે સર્વ સાંભળ્યા હશે તેં, હવા કરવું કેહ કુણ કાજ. ૫૦
જે જોઈ તારું મન થાયે, પ્રસન્ન અતિશે બાળ,
તેવા પતિને વર પ્રેમદા, દેઉં કન્યાદાન હું તતકાળ ૫૧
વા તુજ ચિત્ત લાગ્યું જેહ નરમાં, હું વિવાહ કરું તે સઘાત,
હે ચંદ્રમુખી એ ઉભય માર્ગથી, એક સ્વાધીન કરય તું વાત. ૫૨
કન્યા કેહ હે રાય મોટા, કર્યાં ઘણા જણે મળી સંગ્રામ,
વર્મ રીતે આચરતા રાજસુતને, પમાડ્યો અધર્મે પરાભવ આ ઠામ. ૫૩
એ યશ પરાક્રમને હાનિ કરતા, નથી માનતી હું ધીર,
હસ્તિ સમૂહ સામે સિંહપેરે, એકલો ઉભો રહ્યો રણવીર ૫૪
કંઈ અલ્પ પરાક્રમ છે પિતા, એટલાવડે હે ગુણવાન,
એનું પરમ ઐશ્વર્ય પ્રગટ થાયે, જણાએ એ કેવો છે બળવાન ૫૫
કેવળ યુદ્ધમાં ઊભો રહ્યો એમ, નથી એકલું એહ,
કિંતુ યત્ને કરી એ ક્ષત્રિયો, બહુ પ્રકારની સેના જેહ ૫૬
વળી સ્વપરાક્રમ પ્રખ્યાત કીધું, તેણે શૌર્ય પરાક્રમ સંયુક્ત
ધૈર્યે કરી સહુ નૃપ ક્ષત્રિયા, એમાં લજ્જા ધરે શેની યુક્ત ૫૭
હું લલચાઈ જોઈ રૂપ એનું, એમ નથી કંઈ વાત,
કિંતુ શૌર્ય પરાક્રમ ધૈર્ય જોઈ, થયું ચિત્તહરણ સાક્ષાત. ૫૮
કિંબહુના વધે વાણી, કિંતુ તમારે કરવી મારે કાજ,
ઉદાર ચરિત્ર એવા એહ નરની, પ્રાર્થના તો આજ ૫૯

કોઈ અન્યને હું નહિ વરું, પતિ મારો એ નિર્વાણ;
વિશાલ કેહ હે રાજકુંવર, મારી પુત્રી કેહ તે પ્રમાણ. ૬૦
સમ્યક પ્રકારે સત્ય વારતા, કેહ છે સહુ એહ;
એ છે સત્ય કંઈ સંશય નથી, માનો તમે નિઃસંદેહ. ૬૧
તમ સરખો રાજસુત કોઈ, નથી પૃથ્વીપર નિર્ધાર;
વિવાદ વિહોણું શૌર્ય છે તમ, વળી પરાક્રમતણો નવ પાર. ૬૨
એવું છે માટે હે વીર ધીર તું, કર ગ્રહણ કન્યા મારી;
કર પવિત્ર મારા કુળને, એમ વદ્યો નમ્રતાએ ભારી. ૬૩
માર્કંડેય કેહ પછે કરંધમ ત્યાં, બોલ્યો સુત પ્રત્યે તેહ;
આ વિશાલ કન્યાકેરો છે સુત, તુજ પર આરૂઢ સ્નેહ. ૬૪
એ કારણ માટે કર તું એનું, ગ્રહણ મારા સત;
નવ આશાભંગ કરવી કામિની, એમાં કંઈ થયું નથી અદ્ભૂત. ૬૫
રાજકુંવર કેહ જનક મારા, મેં નથી આજ્ઞાભંગ કરી કો કાળ;
અદ્યાપિ સુધી નિયમ પાળ્યો, તે નવ મૂકાવશો નૃપાળ. ૬૬
એવી આજ્ઞા કરો પિતા, કે જે હું ધારી રાખું શીશ;
માર્કંડેય કેહ રાજપુત્રની, નિશ્ચયબુદ્ધિ જોઈ તે દિશ. ૬૭
વિશાળ નૃપ વ્યાકુળ થયો, બોલ્યો પુત્રી પ્રતિ તે દિન;
હવાં હે સુતા એ નર પરથી, કરી દે ચિત્ત તારું ભિન્ન. ૬૮
ઘણા પૃથ્વી પર છે રાજકુંવર, તેમાંથી ધર ધ્યાને કોઈ;
હું વિવાહ સંબંધ કરું તાહરો, તુજ સ્વેચ્છિત નરને જોઈ. ૬૯
કન્યા કેહ હે તાત આ નર, જો સ્પૃહા ન રાખે મારી;
તો હું મન માનતો વર લેઉં ખોળી, સહુ જુઓ ધ્યાને ધારી. ૭૦
આ ભવમાં મારો પતિ, તપ વિના થશે નવ કોઈ;
એમ વારંવાર ઉચ્ચરે શ્યામા, જેણે ઇચ્છિતપતિ આશા ખોઈ. ૭૧
માર્કંડેય કેહ પછી કરંધમ નૃપ, રહ્યો વિશાળસાથ ત્રણ દિન;
સ્વનગરમાં શીધાર્યો તે, પણ અવેક્ષિત તજે નવ દીન. ૭૨
તેને પૂર્વે થયેલાં દ્દષ્ટાંત કહી, શાંત કરિયો સાર;
તે સુણી પિતા વેણ માની, આવિયો સ્વનગરમોઝાર. ૭૩
કન્યકાએ પિતાકેરું માન્યું, નહિ જ્યારે વેણ;
ત્યારે સ્વસજ્જને ત્યાગી તે, જેને દિન આવિયા દુઃખદેણ. ૭૪
દુઃખમાં વૈરાગ્ય આવે, એક ઉઘાડ . વાત;
એમ થતાં વન મધ્ય ગઈ તે, છોડી આહાર તજી સાક્ષાત. ૭૫
તેણે તપ ત્યાં આરંભિયું, તેમાં ત્રણ માસ પર્યંત;
અન્ન જળને સ્પર્શી નહિ, તવ શુષ્ક થઈ ગઈ દેહ મહંત. ૭૬

રહ્યો શ્વાસ માત્ર એક ચાલતો, પરમ પીડા પામી એહ;
તન્વંગી સુકુમાર કન્યા, થઈ ઉત્સાહ રહિત નેહ. ૭૭
મરવા જેવી થઇ ગઈ તે, તવ વિચારતી તે નાર;
હવાં દેહ ત્યાગ કરવો સહી, એમ તેણે કર્યો દ્દઢ વિચાર. ૭૮
જીવ ત્યાગનો નિશ્ચય કર્યો, એવી જોઇ સુરે નાર;
સહુ એકઠા થઈ એક દૂત ત્યાં, મોકલિયો નિર્ધાર. ૭૯
તે દૂત કન્યા પાસ જઇને, વદવા લાગ્યો આમ;
હે રાજકન્યા સુરે મોકલ્યો, હુને દૂત કરી આ કામ. ૮૦
જે કામ માટે આવિયો હું, તે કહી સંભળાવું નાર;
અતિ દુર્બળ આ અંગ તાહારું, નવ તજવું કોઈ વાર. ૮૧
હે ભદ્રે ચક્રવર્તી નૃપતણી, તું જનની થઈશ નિર્વાણ;
મહાભાગે હણ્યા શત્રુ જેના, જેની ઉલ્લંઘી ન કોઇએ આણ. ૮૨
એવો તારો પુત્ર સપ્તદ્વીપાધિપ થાશે, બહુ કાળ ભોગવશે મહી;
તે દેવના અરિગણ હણશે, જય પામશે પૃથ્વી મહીં ૮૩
ક્રૂરશંકુ નામે શત્રુ સુરનો, તેહનો કરશે નાશ,
પછે પ્રજા ધર્મે સ્થાપીને, થાશે મહાભૂપ પ્રકાશ. ૮૪
ચાર વર્ણની પ્રજા જે છે, તેને સ્વધર્મે પાળશે એહ;
ચોર મ્લેચ્છ કુકર્મી આદિક, હણશે નિસંદેહ. ૮૫
હે ભદ્રે તે અશ્વમેધાદિક, કરશે યજ્ઞ અપાર;
છત્રીશ સહસ્ર સંખ્યા થશે તેની, અનુત્તમ દક્ષિણા દેશે સાર. ૮૬
યજ્ઞ સમાપ્તિ વિષે કરશે, સુરતણું પૂજન;
માર્કંડેય કેહ દિવ્ય હાર જોઈ, વળી કર્યું લેપન અતિ ચંદન. ૮૭
અંતરિક્ષમાં ઊભો રહેલો, દેવદૂત સાક્ષાત;
તેને નારીએ નિશ્ચે જાણિયો, એ છે દેવદૂત વિખ્યાત. ૮૮
પછે કમળનયની કોમળવચને, વદી તે શુભ વેણ;
હે ભ્રાત સ્વર્ગથી આવિયો તું, નિશ્ચે તું દેવદૂત સુખદેણ. ૮૯
તારું વચન અસત્ય થાશે નહિ, કિંતુ પડે સંશય એક;
પતિ વિના પુત્ર થશે કેયી પેરે, એનો કરું વારંવાર વિવેક. ૯૦
અવૈક્ષત પાખે આ જન્મમાં, મારો સ્વામી ન થાશે કોઈ;
એ પ્રમાણે જનક સમક્ષ મેં, પૂરી કરી પ્રતિજ્ઞા સોઈ. ૯૧
કરંધમે ને મારા પિતાએ, અવૈક્ષત સમજાવ્યો બહુ પ્રકાર;
મેં સમ્યક પ્રકારે કરી યાચના, પણ તેણે ન માન્યું લગાર. ૯૨
તે ઇચ્છતો નથી રજ મુજને, તદા દેવદૂત કેહેતો આમ;
હે મહાભાગે અતિ કેહવા થકી, શું થાય તારું કામ. ૯૩

કિંતુ તુજને પુત્ર થાશે, માટે અધર્મે કરીશ ન આતમઘાત;
કર પોષણ ક્ષીણ થયેલા દેહનું, આ વનમાં વશી વિખ્યાત. ૯૪
તપતણા પ્રભાવે કરી, સર્વે થશે ઇન્દ્રની મેહેર;
માર્કંડેય કેહ એમ ઉચ્ચરી, દેવદૂત ગયો સ્વર્ગ ઘેર. ૯૫
જેમ આવ્યો હતો તેમ તે, ગયો જોતા જોતા માંય;
તે તન્વંગી કન્યાએ પછે, પોષવા માંડ્યું શરીર ત્યાંય.* ૯૬
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અવૈક્ષત ચરિતે સાર;
થયો ચતુર્વિંશાધિકશતતમોધ્યાય, ભજતાં હરિહરમુરાર. ૯૭

વલણ.

હરિહરમુરાર ભજતાં, થયો અધ્યાય સંપૂર્ણ રે;
દ્વિજદૂપીનાં શુભ થવા લાગ્યાં, જોત જોતામાં ચૂર્ણ રે. ૯૮

---

## કડવું ૨૦૩ મું.

### રાગ કલ્યાણ.

માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ સુણો, હવાં કથા વિસ્તારું;
વીરસંતતિવાળી અવૈક્ષત માતા, તેણે પછી શું વિચાર્યું. ૧
તેણે નૃપને પાસ તેડ્યો, કહી મનની વાત;
પુત્ર ત્યાગી થઈ રહ્યો, હવાં કરવું કશું પ્રખ્યાત. ૨
રાય કેહ મુને થાય ચિંતા, દિવારાત્રિ વિચારું એહ;
કાંઇ ઉપાય કર તું પદ્મિની, જ્યમ પ્રફુલિત થાય દેહ. ૩
તદા કર્ણમાં કહ્યું નારીએ, પતિ આચરજો આમ;
પછે નૃપ નૃપમંડળ જઈ બેઠો, શું કરતી વીરા વામ. ૪
શુભ નક્ષત્ર ને શુભ દિન જોઈ, તેણે અવૈક્ષત પુત્ર તેડાવિયો;
તે માતૃભક્તિવાળો તનુજ, ત્યાં વેહલો વેહલો આવિયો. ૫
માતા કેહ હે પુત્ર મારા, તારા મહાત્મા પિતાએ મુને;
આજ્ઞા કરી તે કહી દાખું, આજ હું સહુ તુને. ૬
દુષ્કર કિમિચ્છક વ્રતકેરો, હું આજ કરું ઉપવાસ;
હે સુત એ વ્રત છે સહી, તુજ પિતા આધીન પ્રકાશ. ૭
વળી કંઈ કરવું પડશે તાહરે, મારે પણ કાર્ય કરવું એમાંય;
માટે સુત જો મુજ મનોરથ પૂરવા, તું કંઇ ઇચ્છતો હોય આંય. ૮

---

* પ્રાચીન કાવ્યમાળામાં એ પછી નીચેની કડી છે
આવા દૂત થઇ પુરાણી જાયે, ઘણે ઠામ કરવા કામ,
તેમાં સ્વાર્થ હોયે ધનતણો એક, નવ પરમાર્થકેરું નામ

તું કરે પ્રતિજ્ઞા પૂર્ણ પ્રીતે, કે હું કરીશ રૂડો યત્ન;
તો હું તુજ પિતા પાસેથી લેઉં, માગી વરદાન કરી પ્રયત્ન. ૯
ધનભંડારમાંથી જોઇએ, કિમિચ્છકમાટ અરધું ધન;
તે હું કરીશ સ્વાધીન તાહરે, તું આચરાવજે વ્રત પાવન. ૧૦
સહુ દ્રવ્ય છે તુજ પિતા સ્વાધીન, મેં તેમને કરી છે વાત;
તેમણે અરધીપરધી હા કહી છે, એમ વદી સુતશું માત. ૧૧
એ વ્રતરૂપ કલ્યાણને જો, હું જ કરી શકું સિદ્ધ;
તો તે ક્લેશે કરી સિદ્ધ કરવા જેવું, થાશે સુત પ્રસિદ્ધ. ૧૨
વારું એ વ્રત માહરું થશે, સિદ્ધ તુજ બલપરાક્રમે સુત;
જો તેમ ન થાયે સુત તો, એ વ્રત મહાદુઃખસાધ્ય છે પૂત. ૧૩
એવું છે માટે સુત મારા, એ વ્રત આચરાવા કાજ;
તું પ્રતિજ્ઞા કરતો હોય તો, હું વ્રતારંભ કરું મહારાજ. ૧૪
એ કાર્ય માંહે હોય જેવો, અભિપ્રાય તારો બાળ;
તે સર્વ કહી દે આજ તું, જે હું સાંભળું આ કાળ. ૧૫
અવેક્ષિત કેહ જે દ્રવ્ય છે તે, છે મુજ પિતા સ્વાધીન માંય;
દાવો તે પર નથી મારો, વળી કરાય નહિ ક્યાંય. ૧૬
કિંતુ આ અંગથી જે થઇ શકશે, તે હું કરીશ સર્વે માત;
તારી આજ્ઞા માથે ચઢાવીશ હું, એ મેં કરી સાચી વાત. ૧૭
મારા પિતા જે છે દ્રવ્યકેરા, સ્વામી પૂરેપૂરા;
તેમની આજ્ઞા તેં લીધી હોય તો, ન રાખીશ મનોરથ અધૂરા. ૧૮
હું સર્વે સાહ્ય કરીશ માતા, એમ સુત બોલ્યો ત્યાંય;
માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ સાંભળ, પછે થતું શું એ માંય. ૧૯
વીરા રાણીએ તે વ્રત કર્યું, કર્યો તે નિમિત્ત ઉપવાસ;
સાવધાન થઇ શાસ્ત્રે કહ્યું તેમ, કર્યું ધનદપૂજન ઉલ્લાસ. ૨૦
મન વાણી અંગને નિયમે રાખી, પૂજ્યા નિધિરક્ષક દેવ;
પરમ ભક્તિએ લક્ષ્મીતણું, કર્યું પૂજન તતખેવ. ૨૧
હવાં તે સમે કરંધમ એકાંત સ્થળમાં, બેઠો હતો નિર્ધાર;
તે જોઇ નીતિજ્ઞ મંત્રીઓ વદ્યા, નૃપ સુણો ગુણભંડાર ૨૨
સચિવ કેહ હે નરપતિ, આ પૃથ્વી પાળતાં નરદેવ;
અતિ વૃદ્ધ થઇ તમે ગયા, વળી ગળ્યો ગર્વ અહમેવ. ૨૩
છ અવેક્ષિત એક પુત્ર તમારે, તે પણ છે પત્નીસંગવિહીન;
હે જગતીપતિ જ્યારે સુત તમારો, થશે કાળસ્વાધીન. ૨૪
તે સમે સપાદી તમે જે, પૃથ્વી અપરંપાર;
તે શત્રુને હસ્તે જશે, વળી થશે વંશક્ષય નિર્ધાર. ૨૫

પિંડ નહિ મળે પિતૃઓને, રે'હશે કોણ ઉદક દેનાર;
એ રીતે કર્મનો લોપ થાતાં, ઉપજે છિદ્ર મોટું સાર. ૨૬
એ સર્વનો વિચાર કરી, કરો વંશ રક્ષણના પેર;
ત્યમ ઉપકારકર્તા પિતૃઓને, સુત વિવાહનું ટાળો ઝેર. ૨૭
માર્કંડેય કે'હ એમ કહીને તે, રહ્યા ચૂપાચૂપ;
તે સમયે વીરકેરો પુરોહિત, જાચકપ્રતિ બોલતો થઈભૂપ. ૨૮
તે શબ્દ રાયે સાંભળ્યો, કહ્યું પુરોહિતે આમ;
સહુ અહીં આવો શું ઇચ્છોછો, માંગી લ્યો થાય કામ. ૨૯
કષ્ટે કરીને પ્રાપ્ત એવું, કોને શું પ્રાપ્ત કરવું આજ;
કરંધમપત્નીએ કિમિચ્છક વ્રતનો, ઉપવાસ કર્યો છે દ્વિજરાજ. ૩૦
અવિક્ષત કુંવરે એ પુરોહિતનું, વચન સાંભળ્યું જે વાર;
તદા સર્વ યાચક પાસ તે, આવી ઉભો રહ્યો રાજદ્વાર. ૩૧
તેણે કહ્યું મારા અંગથી, જે થઈ શકે એવું હોય;
તે સુખે કરી સહું માગજો, જેની કે'હ ના નવ કોય. ૩૨
મહાભાગ મારી જનેતાએ, કર્યો કિમિચ્છક વ્રતનો ઉપવાસ;
હે યાચક જન મેં કરી પ્રતિજ્ઞા તે, તમકને કરું સર્વ પ્રકાશ. ૩૩
કિમિચ્છક વ્રત અહીં થાય છે, માટે માગો જેહ ઇચ્છા હોય;
હું આપવા ઊભો રહ્યો છું, મેં ના નવ કે'વી સોય. ૩૪
કે'હ માર્કંડેય પુત્રમુખથી, નીકળ્યું એવું વેણ;
તે સાંભળી કરી ઊઠી આવ્યો, કરંધમ નૃપ સુખદેણ. ૩૫
ગોગ યુવતીએ મેળવ્યો જોઈ, માગે પુત્ર પાસે બાપ;
હે અવિક્ષત યાચક છું અમે, માગ્યું આપી ટાળ્ય સંતાપ. ૩૬
અવિક્ષત કે'હ હે તાત મારે, શું તમને આપવું આજ;
તે માગી લ્યો મારી કને, કરીશ યથાશક્તિ કાજ. ૩૭
કષ્ટે કરાયે કે સિદ્ધ થાયે, એવું હોયે જેહ;
તે માગી લ્યો ઉતાવળા, હું સમરપીશ મારી દેહ. ૩૮
રાજા કે'હ સત્ય પ્રતિજ્ઞાવાળો, જો હોય તું નરદેવ;
જે ઇચ્છે તેને તેહ આપે, એવો નિયમ ધાર્યો તતખેવ. ૩૯
તો મારા ઉત્સંગે મારા પૌત્રનું, હુ મુખ જોઉં જેમ;
એ આપ્ય મુજને દાનેશ્વરી, મારું મન રીઝે એમ. ૪૦
અવિક્ષત કે'હ હુ તમારો છું, એક પુત્ર ભૂપાળ;
અને મેં તો બ્રહ્મચર્ય ધાર્યું, મારે નથી પુત્ર દયાળ. ૪૧
તો હે પિતા તમને પૌત્રનું, કયમ કરી બતાવું મુખ;
મુને એક ઊપાય ન ઊકલે, કે ક્યમ થાય તમને સુખ. ૪૨

કરંધમ કેહ તેં બ્રહ્મચર્ય ધાર્યું, છે તેથી પાપમાત્ર થાનાર;
તું તારી જાતને છોડાવ્ય સુત, ઋણમધ્યેથી આ વાર. ૪૩
કરાવ્ય મુજને પૌત્રદર્શન, મારે માગવું છે એહ;
અવૈક્ષિત કેહ હે પિતા મારા, મૂકો વાત વેહતી તેહ. ૪૪
કાંઈ અન્ય ઇચ્છિત હોય તે, આજ માગો તાત;
સ્ત્રીસંગ તજ્યો મેં વૈરાગ્ય ધારી, તે એમ છો રેહતું પ્રખ્યાત. ૪૫
રાજા કેહ ઘણા શૂર સાથે, લઢનાર હોય જે એક;
તે શત્રુને જીતે નહિ, કે રેહ ન એકનો ટેક. ૪૬
એમ છતાં જો તેજ કારણ, થયો હોય તુને વૈરાગ્ય;
તો અમ કેહવો તુજને, જે તું ન માને કહ્યું મહાભાગ. ૪૭
ગમે કહીએ ઘણું શું તુજને, પડ્યું મુક તારું બ્રહ્મચર્ય;
તારી માતાની ઇચ્છા એવી છે, માટે દેખોડો પૌત્રવદન વર્ય. ૪૮
માર્કંડેય કેહ એ પેર જ્યારે, કહ્યું નૃપે વારંવાર;
વળી કેહતાં ન માગ્યું અન્ય જ્યારે, ત્યારે દીન થયો કુમાર. ૪૯
પછે બોલિયો તે બાપ સાથે, તમને દેઈ ઇચ્છિત વરદાન;
હું ઘણા સંકટમાં પડ્યો છું, તે નવ કહી દાખું રાજાન. ૫૦
કિંતુ હું નિર્લજ થઈ શું, કરીશ ગ્રહણ સ્ત્રીનું જાણ;
સ્ત્રીસમક્ષમાં મારો થયો પરાભવ, વળી હું પૃથ્વી પડ્યો પ્રમાણ. ૫૧
શું એમ છતાં મારે સ્ત્રી તણા, સ્વામી થવું નરનાથ;
એ બહુ દુષ્કર મુને લાગે, તોપણ શું કરું હે તાત. ૫૨
સત્ય બંધને બંધાયો હું, તે કરીશ કેહ તમે જેમ;
તમે સુખે રાજવૈભવ ભોગવો, પ્રભુ કરશે શાંતિ ક્ષેમ. ૫૩
ભેદ વા પ્રપંચ આને, વા યુક્તિ પ્રયુક્તિ નામ;
અર્પીએ તે અર્પાય છે, જુઓ વીરા નારીકેરાં કામ. ૫૪
પુરાણીને નવ આવડે, આવી યુક્તિ પ્રયુક્તિ કાંઈ;
જાનું કર્યું તે થાય ચાહન, ન કો અમુઝાવ મનમાંહી. ૫૫
ધિઃકાર છે એ ભેદને, જેનો શુભકાજ નહિ વ્યય;
ભૂદેવ થઇને ભટકી મરશો, નહિ થાય જન્મોજન્મ ઉદય. ૫૬
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અવૈક્ષિત ચરિતે સાર;
પંચવિંશાધિકશતતમોધ્યાય, પૂર્ણ થયો આ વાર. ૫૭

વલણ.

આ વાર દેવસુરાર ભજતાં, થયું પુરાણીજનનું કાજ રે;
દ્વિજને પ્રાકૃત કરી નથી લેવું નિશ્ચે, પુરાણીજનનું રાજ રે. ૫૮

## કડવું ૨૦૪ મું.

### રાગ સારંગ.

તાલાવેલી લાગી તનને, સુણી તાતતણું વચન;
માર્કંડેય કેહ કહું કથા, સુણ્ય ક્રૌષ્ટુકિ પાવન. ૧
અહર્નિશ ચિંતા થાય મનમાં, કેમ વૈરાગ્ય ત્યાગુ હુંય;
કેમ પ્રતિજ્ઞા કરું વ્યર્થ મારી, ધાર્યું શુંય ને થયું શુંય. ૨
એક દિવસ ચિંતા પરી કરવા, તે ગયો મૃગયા જાણ;
મૃગ વરાહ વ્યાઘ્રાદિક હણતો, વિચરી વને નિર્વાણ. ૩
એમ મૃગયા કરતો ગયો આલ્યો, મહાવનમાં તેહ;
એવે રક્ષણ કરો રક્ષણ કરો એવો, શબ્દ સુણ્યો નિઃસંદેહ. ૪
તે શબ્દ કરતી સ્ત્રી હશે કોઈ, એમ નિર્ણય કર્યો તે કાળ;
તે શબ્દ ભયથી ભ્રમ થયેલો, વળી નાંખે ચીસ કઈ કરાળ. ૫
એવો શબ્દ સાંભળી અવેક્ષત બોલ્યો, ભય પામીશ નહિ હે નાર;
એમ વદી આવ્યો શબ્દ ભણી તે, અશ્વ હાંક્યો નિરધાર. ૬
તે મનુષ્યવિહોણા વનમાં, દઢકેશી દાનવ નામ;
કો કન્યાને ધરતો હતો, તેણે પાડી બુમ ઉદ્દામ. ૭
નારી કેહતી કરગરી, કોઈ વાહરે ચડો આ વાર;
હું પૃથ્વીપતિ કરંધમસુતની, છું અવેક્ષતનાર નિર્ધાર. ૮
એમ છતાં આ દુષ્ટ મુજને, હરણ કરીને જાય;
જે નૃપની આગળ સર્વ નૃપ, હારી રેહ કંપી કાય. ૯
હોયે ગંધર્વ કે યક્ષ જાતે, પણ ઊભા રેહ નવ તેહ;
તેવા અવેક્ષતની હુ છું પત્ની, આ અસુર હરી જાયે એહ. ૧૦
હરણ થાય છે માહરું, કોઈ નથી કરતું વાહર;
મૃત્યુ સરખો ક્રોધ છે, મારા સ્વામીતણો નિરધાર. ૧૧
પરાક્રમ પુરંદર સમુ છે, કરંધમસુતનું જાણ;
તેની પ્રિયાકેરુ હરણ કરે છે, દુષ્ટ દાનવ આ પરમાણ. ૧૨
માર્કંડેય કેહ એ વચન સાંભળી, ધનુષ્યબાણધારી રાજકુમાર;
આ કોણ વને મારી કામિની, એમ કરવા લાગ્યો વિચાર. ૧૩
નિશ્ચય આ તો હરી માયા, વન વસનાર રાક્ષસતણી;
વા હું નિકટ આવ્યો જોઉં ચાલી, એમ વિચારતો નૃપમણિ. ૧૪
હું કને આવ્યો સમજીશ હવા, કારણ કશુ છે એહ;
માર્કંડેય કેહ તે પછે જાતો, સત્વરપણે જોવા તેહ. ૧૫
ત્યાં જઈ જુએ તો દીઠી નારી, અલંકાર સમેત;
જેની શીસગી શોભા હતી, મનોરમ માનિની મીનકેત. ૧૬

એવી જોઈ કન્યા નરમણિએ, દનુસુત દ્રઢકેશે ધરી દેહ,
તે દયામણે રવે ઉચ્ચાર કરતી, અતિ કંપતી અબળા તેહ. ૧૭
મૂકાવીએ મૂકાવીએ, એમ વારવાર કરતી પોકાર;
અવૈક્ષતે કહ્યું તેહને, ભય નવ ધરીશ લગાર. ૧૮
દ્રઢકેશ દાનવને કહ્યું, માર્યો ગયો તું આજ,
ધર્મજ્ઞ કરધમ નૃપ રાજ્ય કરતો, તેમાં ક્યા કરે કૂડું કાજ. ૧૯
આ ગહન ગાઢા વન વિષે પણ, દુષ્ટાચરણ કોણ કરનાર,
હરણ અબળાતણું નવ કરી શકાયે, કરધમ રાજ્ય મોઝાર. ૨૦
જેના પ્રતાપને નરમણિ સર્વે, કરે આવી આવી નમસ્કાર;
રાજપુત્રીએ રક્ષક નીહાળ્યો, તદા તન્વગી બોલી તે વાર. ૨૧
હું છું કરધમવધૂ અવૈક્ષત ભાર્યા, તેને આ દુષ્ટ લેઈ જાય;
હે શૂર રક્ષણ કરો મારું, એમ દીન થઈ ગુણ ગાય. ૨૨
હું સનાથ છતાં અનાથ ગણી એ, વન વિષે કરતો હરણ,
તેનું વચન સાંભળી અવૈક્ષત, વિચારી જોતો ધરણ. ૨૩
આ નારી મારી કેઈ પેરે, વળી કરધમવધૂ કેમ;
એ વિધિનો મુજને પડ્યો, નારીવેણથી અતિ વેહમ. ૨૪
પૂર્વે એને મૂકાવું હું, પછે જણાશે સર્વ;
રક્ષણ કરવું દુખી દીનનું, એ છે ક્ષત્રિય જનનો ગર્વ. ૨૫
અસ્ત્ર ધરવા એ જ કારણ, એમ વદે શાસ્ત્ર પુરાણ;
પછે આ વીર ક્રોધ કરી વદે, દુર્બુદ્ધિ દાનવને નિર્વાણ. ૨૬
હે અધમ છળ્યાતણી જો તું, આશા કરતો હોય,
તો નાશી જા આ નારી મૂકી, નીકર નિધન આવ્યું સોય. ૨૭
પછે દાનવે તે કરી પરી, સાહી આવતો સ્વદંડ;
ગર્જના અતિ ગાઢી કરતો, વળી ધરતો દેહ પ્રચંડ. ૨૮
ધસ્યો ધસ્યો સન્મુખ આવતો, તેને અવૈક્ષત મારતો બાણ;
પ્રચંડ દેહ આચ્છાદી નાંખ્યો, તવ અસુરે વિચારી હાણ. ૨૯
ખાળ્યો તોય તેને બાણથી, તવ ઉન્મત્ત દાનવ તેહ;
ફેંકતો સો શંકુયકી, વીંટલાયવો દંડ મોટો જેહ. ૩૦
અવૈક્ષતે તે દંડને, નિકટ આવતાની સાથ,
છિન્ન છિન્ન કટકા કર્યાં ક્ષણમાં દાનવ રહ્યો જોતો ત્યાંય. ૩૧
તવ નિકટકેરું વૃક્ષ ખેંચી, કરવા આવિયો સંગ્રામ;
બાણવૃષ્ટિ કરતા રાજકુવર પર, વૃક્ષ નાખિયું ઉદ્દામ. ૩૨
તદા ચતુરશિરપીએ તીક્ષ્ણ કરેલા, ધરી ભલ્લ બેચાર,
તે દ્રુમ તિલ તિલ કરી નાખ્યો, નવ લાગી તેને વાર ૩૩

તદા દાનવે અવીક્ષત ઉપર, મોટી શિલા નાંખી એક;
તે ચાપલ્યતાએ છેદી તેણે, શૃંદ્ગિત કરી યુદ્ધ વિવેક. ૩૪
તે શિલા નિષ્ફળ થઈ પડી, પૃથ્વીતણા પૃષ્ઠ મોઝાર,
એ રીતજે જે દાનવ નાંખતો, કરતો બાણથી સંહાર. ૩૫
રાજકુંવરને મન રમત એ તો, શિલા વૃક્ષ છેદવાં સાર;
એમ સર્વ શસ્ત્ર જ્યારે નાશ પામ્યાં, રહ્યો જાત ધારી નિર્ધાર. ૩૬
તદા મુષ્ટિ ઉગામી ધાયો, તેણે જોયો આવતો કરંધમકુમાર;
તેનું અતિ તીક્ષણ અસ્ત્રથી, શિર છેદિયું તેણી વાર. ૩૭
દુચારારી દાનવ હણાયો જ્વ, તવ સકળ દેવ કરતા સાદ;
કરંધમસુત ધન્ય છે, વળી કર્યો ધન્યવાદનો નાદ. ૩૮
પુષ્પવૃષ્ટિ દેવ કરતા, આનદ પામી અપાર;
સહુ દેવ મળી કેહ માગ્ય તું, આજ વરદાન રાજકુમાર. ૩૯
તેણે સ્વપિતા પ્રસન્ન કરવા, માગ્યો મહાવીર્યવાળો સુત;
સુર કહે નિષ્પાપ તુંને, થશે સુત અદ્ભુત. ૪૦
તેં આ કન્યકાને મૂકાની છે, તે વિષે થશે તારે પુત્ર,
તે મહામનિષ્ટ થાશે ચક્રવર્તી, તારુ શોભાવશે ઘર સૂત્ર. ૪૧
રાજસુત કેહ સત્યના બધથી, મુને બાધિયો પિતાય,
માટે હું પુત્ર વાંચ્છુ છુ સહી, મારે નથી અન્ય કાંઈ ઇચ્છાય. ૪૨
સગ્રામ મધ્યે કર્યો મારો, પરાભવ શત્રુએ અપાર,
સ્ત્રી પાણિગ્રહણ કરવુ ન મેં, લીધી હે સુર પ્રતિજ્ઞા સાર. ૪૩
વિશાળ નૃપની કન્યાકાએ, કરી યાચના મારી અપાર;
તોયે મેં તજી છે તેહેને, તેણે નરસમાગમ તજ્યો નિર્ધાર ૪૪
માટે તે વિશાલસુતાને તજી હુ, બીજી દુષ્ટ દયિતા વરૂ કેમ;
દેવ કેહ જે વિશાલસુતા, તુ વર્ણવે છે જેમ. ૪૫
તે પ્રશસનીય આ પદ્મિની છે, આચરે છે તપ તુજમાટ;
પત્ની તારી તેજ છે આ, તુ તજ્ય અવીક્ષત ઉચ્ચાટ. ૪૬
સુત ઉત્પન્ન થશે એને વિષે, સપ્ત દ્વીપને જીતનાર;
વળી સહસ્રાવધિ યજ્ઞકેરો, થશે તેહ કરનાર. ૪૭
વીર ધીર ચક્રવર્તી થાશે, સુત તુજને રાય;
માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ, એમ નૃપ સુતને કહી સુર જાય ૪૮
વિશાળ કન્યાને પુછે કુંવર, હે ભીરુ આ છે શુય,
તદા તન્વંગી બોલી તે, તમ ત્યાગે અહીં આવી હુય ૪૯
પરમ વૈરાગ્ય ઉપજ્યો મુજને, મેં કર્યો સ્વજનબંધુત્યાગ,
આ સ્થળે તપ આવી આરભ્યુ, એ સત્ય છે મહાભાગ. ૫૦

જદા તપવડે આ દેહ મારો, ઘણો ક્ષીણ થયો નૃપબાળ;
તદા તેનો ત્યાગ કરવા, મેં ધારિયું મન તતકાળ. ૫૧
કિંતુ દેવદૂતે આવી મુજને, વારીતી ભરતાર;
કહ્યું મહાબલિષ્ટ તુજને સુત થાશે, ચક્રવર્તી ચતુર અપાર. ૫૨
તે સર્વ સુરને તૃપ્ત કરશે, કરશે અસુરનો સંહાર;
એ રીત સુર આજ્ઞાથી સુરદૂતે, મુને અટકાવીતી તે વાર. ૫૩
પછે તમ સમાગમ આશ ધારી, આ ધારી રહીતી દેહ;
પરમદિવસે ગઈ સ્નાન કરવા, ગંગાહ્રદે થઈ નિઃસંદેહ. ૫૪
તદા આકર્ષી મુજને કોઈ વૃદ્ધ નાગે, લઈ ગયો રસાતળ ઠામ;
એટલે મારી પાસે આવિયા, સહસ્રાવધિ નાગ અભિરામ. ૫૫
નાગપત્નીઓ ને નાગકુંવર, આવી ઊભા રહ્યા ભૂપાળ;
કેટલાક મારી સ્તુતિ કરવા, ત્યાં લાગિયા તે કાળ. ૫૬
પૂજા કરવા લાગિયા કોઈ, નાગ નાગપત્ની નિરધાર;
મારી. વિનયપુરસ્સર યાચના, સહુ કરવા લાગ્યાં તે વાર. ૫૭
હે માનવતી તું કર કૃપા, અમારા ઉપર તો આજ;
અપરાધી થયલા નાગનો, વધ કરશે સુત તારો રાજ. ૫૮
તેને અટકાવજે તું અબળા, નાગ કરે તુજ સુત અપરાધ;
ત્યારે નિવારણ કરજે સહી, કરી કૃપાળ અમપર સાધ. ૫૯
મેં હા કહી તે વાતની, તદા પાતાળમાંથી નાથ;
દિવ્ય ભૂષણ વસન સુમન, નાગે આપિયાં મુને હાથ. ૬૦
એમ અલંકૃત કરી મુજને, વળી કરી પૂર્વકાંતિ સમી;
કરી રમ્ય રૂપાળી નાગપતિએ, આ લોકમાં મુકી નમી. ૬૧
એ રીતે સર્વ અલંકારથી, ભૂષિત થઇ હું ભામિની;
વળી જોઇ રમ્ય રૂપવતી મુજને, કામસમાને કામિની. ૬૨
તદા દુર્બુદ્ધિ દઢકેશ દાનવ, મુને હરવા આવિયો;
હે રાજપુત્ર તેને અધુના, તમે આવી લજાવિયો. ૬૩
તમારા બાહુબળવડે હું, મુક્તા થઇ રહી આજ;
મહાબાહો કરો કૃપા મુજપર, સ્વીકારવા મહારાજ. ૬૪
તમ સમાન કોઈ નથી, ભૂમિતળે રાજકુમાર;
હું સાચે સાચું કહું સ્વામી, હવાં કરી લિયો મુજને નાર. ૬૫
જો પુરાણી આવું સાંભળે તો, કદા ભૂલે ભૂર;
જો સ્વયંવરમાં જાય તો, પરાજય કરે કોઈ પૂર. ૬૬

ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અવૈક્ષત ચરિત નામ;
ષડ્વિંશાધિકશતતમોધ્યાય, થયો પુરાણી જનને કામ.* ૬૭

વલણ.

પુરાણી જનને કામ થાતો, અધ્યાય પૂરો આજ રે;
વિપ્ર પ્રેમાનંદ કાંઇ ન ગણે, ભજે માધવ જે જગરાજ રે. ૬૮

---

## કડવું ૨૦૫ મું.

### રાગ દેશાખની ચોપાઇ.

માર્કંડેય કે હ ક્રૌષ્ટુકિ ભૂદેવ, એવું વેણ સુણ્યું તતખેવ;
કિમિચ્છક વ્રતની પરીક્ષા જેહ, કરતાં નૃપે કહ્યું હતું એહ. ૧
તે સ્વપિતાનું શુભ વચન, સ્મરતો અવૈક્ષત મહામન;
સ્વ અર્થે તજ્યા છે જેણે ભોગ, ધારી જુવતીરહી છે જોગ. ૨
છે અનુરાગ યુક્ત જેનું મન, એવી કન્યાપે વદ્યો વચન;
હે તન્વંગી જ્યારે અરિ હતી, મેં તુંને પ્રાપ્ત કરી યથા નીતિ. ૩
તદા અરિથી પરાભવ પામી સાર, મેં તને તજી હતી નિર્ધાર;
કિંતુ હવાં શું કરવું મારે નાર, તેહ તુ જ કહે આ વાર. ૪
કન્ય કેહ રાજકુમાર, કરો રમણ આ રમણિક વન મોઝાર;
પાણિગ્રહણ કરો તમે મારો, વળી એક સિદ્ધાંત મનમાં ધારો. ૫
સકામ સ્ત્રીનો સકામ નરસાથ, સમાગમ સુખદાતા થાય નાથ;
રાજપુત્ર કેહ વારું એમ, થાઓ તું વાંચ્છે છે તેમ. ૬
ભદ્રે ભદ્ર થાઓ તારું આજ, છે દૈવે નીર્મ્યું કરાવવા એ કાજ;
નીકર તું કયાં ને કયાં હું ય, આ સ્થળે એકત્ર થવાનું શુંય. ૭
માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ સુણ્ય, પ્રગટ્યું તે નરનારીનું પુણ્ય;
એમ ઊભાં રહી કરતાં હતાં વાત, એવે ગંધર્વસુત આવ્યો પ્રખ્યાત. ૮
અપ્સરાગણથી વીંટાયલો તેહ, આરાધે ઘણા ગંધર્વ સેવક દેહ;
તે ગંધર્વકુંવર કેહતો આમ, હે રાજકુંવર રૂપનિ ધામ. ૯
આ ઊભી ભામિની કન્યા જેહ, તે મારી સુતા છે નિસંદેહ;
તે અગસ્ત્યના શાપથકી નિર્ધાર, વિશાળસુતા થઇ છે નૃપકુમાર. ૧૦
બાલ્યવયમાં રમતાં રમતાં એણે, ઉપજાવ્યો હતો ક્રોધ અગસ્ત્યને જેણે;
તેણે કરી તેમણે શાપી એહ, તુ ધરીશ માનુષીકેરી દેહ. ૧૧

---

* પ્રાચીન કાવ્યમાળામા કડવા ૨૦૪ ની પ્રત્યેક કડીમાં 'તાલાવેલી લાગી તનને' એમ ટેક છે

તદા અમે મુનિની વિનતિ કરી, એ મૂર્ખ બાળાએ ન જાણ્યા હરિ;
એણે કર્યો અજ્ઞાને મુનિ અપરાધ, માટે ક્ષમા કરવી ઘટે મોટા સાધ. ૧૨
એમ પ્રાર્થના કર્યા પરથી નિર્ધાર, ત્યાં મહામુનિ બોલ્યા તે વાર;
એ બાળક છે એમ જાણી કરી, મેં સ્વલ્પ શાપ દીધો ચિત્ત ધરી. ૧૩
તે કદી મિથ્યા નથી થનાર, એ પેરે અગસ્ત્યશાપથી થયું સાર;
આ સુંદર સુભ્રૂ મારી છે કન્યા, નામ ભામિની હતું જેનું ધન્યા. ૧૪
તે થઇ વિશાળગેહ ઉત્પન્ન, જેને જોઈ થાયે જન પ્રસન્ન;
હે રાજકુંવર હું આવ્યો અહીં, તે તો એને અર્થે જાણ તું સહી. ૧૫
આ મારી સુતાનો કરો સ્વીકાર, એનાથી થશે ચક્રવર્તી કુમાર;
માર્કંડેય કેહ માની તેની વાત, રાજકુંવરે સ્ત્રી ગ્રહણ કરી પ્રખ્યાત. ૧૬
ગ્રહ્યો તેને વિધિ પુરઃસર પાણિ, તદા આચાર્ય તુંબરુ બોલ્યા વાણી;
અખિલ મહીનું રક્ષણ કરનાર, એવા પુત્રને ઉદર વિષે ધરનાર. ૧૭
એવી કારણભુત કામિની સાથે લગ્ન, કર્યું તેં રાજકુંવર થઈને મગ્ન;
તે તારી આશા પૂરશે દેવ, તેં શુભ સાધી છે વૃદ્ધની સેવ. ૧૮
તદા દેવ ગંધર્વ ગાવા લાગ્યા, જે ઉભયસમાગમે અનુરાગ્યા;
નૃત્ય કરવા લાગી અપ્સરા ત્યાંય, કુસુમવૃષ્ટિ થવા લાગી જ્યાંય. ૧૯
વાગ્યાં સુરતણાં વાજિંત્ર, એમ પરણેયાં નરનારી પવિત્ર;
પછે તે ગંધર્વ મહાત્માની સાથ, રાજપુત્રકન્યાનો સાહી હાથ. ૨૦
ગયો તે ગંધર્વલોક મોઝાર, ત્યાં સુખ પામ્યો કરંધમકુમાર;
સ્વસ્ત્રી ભામિની સાથે તેહ, નારી સ્વપતિ અવેક્ષિત સાથે જેહ. ૨૧
ભોગવિલાસ કરવા લાગ્યાં, ઉભય તન મનમાં અતિ અનુરાગ્યાં;
ગંધર્વલોકની જોઈ સંપત્તિ, આનંદ ઉપજ્યો વિસરી વિપત્તિ. ૨૨
કદા હંસ કારંડવ પક્ષીએ યુક્ત, સુંદર નદીતટપર ફરતાં પુક્ત;
કદા ધરમાં કરતાં વિહાર, કદા મનોહર મેહલ મોઝાર. ૨૩
એ રીત અન્ય રમણિક વિહાર સ્થળે, સ્વતન્વંગી સાથે સ્વેચ્છા બળે;
અવેક્ષિત કરતો આનંદ, જેનું મન નવ રેહતું મંદ. ૨૪
સ્ત્રી સ્વમહાત્મા સ્વામી સાથ, કરતી રમણ ઝાલીને હાથ;
મુનિ ગંધર્વ ને કિન્નર, અર્પતા સાહિત્ય તેમને વર. ૨૫
ભક્ષ્ય ભોજ્ય ને સુગંધી લેપ, વસ્ત્રહારપાનાદિક દેતા કરી ખેપ;
આપતા ભેટ ભાવતા પદાર્થ, એમ દુર્લભ ગંધર્વ લોકનો જોયો સાર્થ. ૨૬
ઘણા દિન વીત્યા સુખભોગે, સ્વામિની સ્વામીના સંયોગે;
પછે અવેક્ષિત વીરથકી મહાન, ચારુ ચતુર પુત્ર પ્રગટ્યો ગુણવાન. ૨૭
તેના પ્રગટ થવાથી ગંધર્વ લોકે, મહાઆનંદ પ્રગટ્યો તેણે ઓકે;
એનું કારણ એ હતું મુનિદેવ, કુંવરે કાર્યસિદ્ધિ માની હતી તતખેવ. ૨૮

ગંધર્વ કેટલાક લાગ્યા ગાવા, કેટલાક લાગ્યા મૃદંગ પટહ સાહવા;
દુંદુભિ વીણા ને વાંસળી, લાગ્યા વગાડવા જન્મ સાંભળી. ૨૯
પ્રેમે અપ્સરા નાચવા લાગી ત્યાંય, ઇન્દ્રે પુષ્પવૃષ્ટિ કરી છે જ્યાંય;
કોમળ ગર્જના કરી ગાજતા મેઘ, વધતો દીસતો વિદ્યુત્વેગ. ૩૦
આમ થયો ઉત્સવ ને ધામધૂમ, પાડી તુંબરુએ આનંદકેરી બૂમ;
તદા તે આવ્યા ત્યાં ચાલી, કર્યું જાતકર્મ સકળ સંભાળી. ૩૧
તે સમયે આવ્યા સર્વે દેવ, નિર્મળ દેવર્ષિ આવ્યા તતખેવ;
આવ્યા પાતાળેથી મહાશેષ, વાસુકિ આદિક નાગ અશેષ. ૩૨
તક્ષકાદિક નાગના રાય, આવ્યા દ્વિજસત્તમ ત્યાં સુખદાય;
દેવ દાનવના જેહ નરેશ, ન રહ્યા યક્ષગુહ્યકના કોઈ શેષ. ૩૩
આવ્યા ઓગણપચાસ વાયુ ત્યાંય, અવેક્ષતસુત જન્મ્યો જ્યાંય;
પધારેલા ઋષિ દેવ દાનવ, નાગ મુનિ ગંધર્વ મુક્ત માનવ. ૩૪
તેવડે ગંધર્વ નગ્ર ભરાઈ ગયું, તે સહુ સુરગણે ખીચોખીચ થયું;
પછે કરવું બાળકનું જાતકર્મ, જણાવ્યો તુંબરુએ ધર્મ પર્મ. ૩૫
પછે સ્તુતિપુરઃસર આશિર્વાદ, અર્પ્યો તુંબરુએ ધરી આલ્હાદ;
હે બાળક તું થા ચક્રવર્તી રાય, મહાવીર્યવાન ને મહાકાય. ૩૬
આજાનુબાહુવાળો થા બાળ, થા શક્તિવાળો તું તતકાળ;
મહાકાળ લગી અખિલ મહીકેરુ, ભોગવ્ય રાજ્ય સ્વાધીન કરી મેરુ. ૩૭
હે બાળક આ ઇંદ્રાદિક લોકપાળ, કરો તારું કલ્યાણ મુનિ તતકાળ;
હો તારું અરિનાશક પરાક્રમ, વાધો તારા વંશતણો મહાક્રમ. ૩૮
પૂર્વમાંથી જે રજકણ વહે, તે મરત્ ભદ્ર કરી તારું રહે;
દક્ષિણે નિર્મળ મરત્ જેહ, તુંને અક્ષય સુખદ હો તેહ. ૩૯
પશ્ચિમે મરત્ ઉત્તમ આપો રેત, ઉત્તર ઉત્તમ બળ અર્પો કરી હેત;
એવા આશિર્વાદની અંતે ત્યાંય, આકાશવાણી થતી નભ માંય. ૪૦
મરુત્ મરત્ ગુરુ બોલ્યા ઘણી વાર, તેથી મરુત્ત નામ પડશે નિર્ધાર;
જગતીના રાજાઓ જેહ, વરતશે એની આજ્ઞામાં તેહ. ૪૧
થશે સર્વ ભૂમિપતિકેરો ભૂપ, થશે નરશિરોમણિ અનૂપ;
થશે ચક્રવર્તી મહાબલિષ્ટ, થશે સપ્તદ્વીપનો પતિ વરિષ્ટ. ૪૨
સ્વાધીન થશે પૃથ્વીતણા નરેશ, એ નિર્વિઘ્નતાએ ભોગવશે દેશ;
યજ્ઞકર્ત્તા થયા નૃપ જેહ, તેમાં મુખ્યતા પામશે એહ. ૪૩
થશે શૌર્યવીર્યે કરી મહાન, થશે અન્ય નૃપતિ કરતાં બળવાન;
માર્કંડેય કેહ દેવોમાંથી, કોઇએ કહ્યું વચન એવું ક્યાંથી. ૪૪
કે જે સુણી હરખ્યા સકળ વિપ્ર, ગંધર્વ જન આનંદ પામ્યા ક્ષિપ્ર;
થયો તેના માતપિતાને સંતોષ. જાણ્યો સત મહાગણકેરો કોશ. ૪૫

આવા સુત પુરાણીને સર્વ, ભણ્યા ગણ્યા રહિત ગર્વ;
કાઢે બાપદાદાનું એવા નામ, ધોળાં નહિ તો કરે કાળાં કામ. ૪૬
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણુ, અવૈક્ષતચરિતે સુત વખાણુ;
સપ્તવિંશાધિકશતતમોધ્યાય, ગાયો જેમાં પુરાણી સુત મહિમાય. ૪૭

વલણ.

મહિમા પુરાણી દેવીતણો, ગાતાં થાય પાવન પ્રાણી રે;
જેના સુત હર બ્રહ્માદિક છે, જુઓ પુરાણમાં પ્રમાણી રે. ૪૮



## કડવું ૨૦૬ મું.

### રાગ સામેરી.

માર્કંડેય કેહ તે રાજસુતુ પછી, સ્વપુત્રને લેઈ નાર રે;
ગયો ગંધર્વગણુ સહિત સ્વપુરમાં, પિતા પાસે નિર્ધાર રે. ૧
જઈ પિતાને નમસ્કાર કરીયો, ચરણમાં મસ્તક મૂકી રે;
ઘણે દિવસે સુત મળિયો પિતાને, તેણે તેને જોતો ઢુંકી રે. ૨
ભાઈ તુ કયાં ગયો હતો એમ તે, પૂછે વારેવારે ભાવે રે;
એવે લજ્જાવતી રાજપુત્રી તેને, નમી સુખ ઉપજાવે રે. ૩
સર્વ નૃપના મધ્યે બેઠા, ધર્માસને કરંધમ ભૂપ રે;
તદા સ્વકુંવર લેઈ બોલ્યો અવૈક્ષત, થઈ લજ્જાસહિત તદ્રૂપ રે. ૪
હે પિતા મારી માતાને અર્થે, કિમિચ્છક વ્રત મોઝાર રે;
મેં જે તમને વચન આપ્યું હતું, તે સિદ્ધ થયું આ વાર રે. ૫
તમે માગ્યુ હતુ મારી પાસે એવું, કે કરવું ઉત્સંગે પૌત્રદર્શન રે;
તે પ્રમાણે હરિકૃપાએ સર્વે, આજ થયુ મહારાજન રે. ૬
એમ વદી મરુત્તકુંવરને, કરધમ ખોળે મૂકયો રે;
પછે સર્વ વાર્તા વરણવી દાખી, અવૈક્ષત કેહતાં નવ ચૂકયો રે. ૭
તે નૃપ સ્વપૌત્ર આલિંગન કરીને, હર્ષાશ્રુએ કરતો મલિન નેત્ર રે;
હું ભાગ્યશાળી ભરપૂર છુ, એમ વદી થાતો આનંદનું ક્ષેત્ર રે. ૮
સ્વપ્રશંસા તે કરવા લાગ્યો, પછે ત્યાં આવેલા ગંધર્વ જોઈ રે,
અર્ઘ્યપાદ્યાદિક પૂજા કરી તેની, સારી સાધી સત્કારની સોઈ રે. ૯
કેટલાક દિવસ સર્વે સન્માન્યા રાખી, પછે તેમને જવા આજ્ઞા દીધી રે;
આનંદની વાતો સર્વ તે બોલ્યો, જોઈ પૌત્રસ્વરૂપની સુખસિદ્ધિ રે. ૧૦
આનંદાસક્ત થયો તેની સાથે, એ વિસ્તરી પૂર મધ્યે વાત રે;
કરંધમ સંતતિવાળો થયો એમ, જયાં ત્યાં થયું પ્રખ્યાત રે. ૧૧

નગરવાસી જને ઘેરઘેર કીધા, આનંદ ઉત્સવ અતી રે;
થયા ગીતવાદ્યના શબ્દ મનોહ, આનંદે ગીત ગાતી સહુ સતી રે. ૧૨
સુંદરાગી વારાંગનાઓએ ત્યાં, અનુત્તમ નૃત્ય આચરિયું રે;
રાજાએ પણ અતિ હર્ષ પામી, દાનેશ્વરીપણું ઉર ધરિયું રે. ૧૩
આપ્યાં દ્વિજને રત્ન દ્રવ્ય અતિ, સુરભિ વસ્ત્રને અલંકાર રે;
પછે તે સુત ત્યાં વધવા લાગ્યો, શુક્લપક્ષે ચંદ્રવત સાર રે. ૧૪
તેણે પિતાપિતામહને આનંદ પ્રાપ્તિ, કરી અપરમપાર રે;
સર્વ લોકને વ્હાલો થયો એ, સર્વે શાસ્ત્ર શીખ્યો નિર્ધાર રે. ૧૫
પેહેલાં આચાર્ય પાસેથી તે શીખ્યો, ચાર વેદ ચતુર રે;
પછે સર્વ આગમ ધનુર્વેદ શીખ્યો, થઈ યુદ્ધકર્મમાં આતુર રે. ૧૬
ખડ્ગકર્મ ને ધનુષ્યકર્મમાં, વળી અન્ય શસ્ત્રાસ્ત્ર વિષે રે;
શ્રમ સહિત પ્રવિણતા પૂરી, તેણે મેળવી એવું દીસે રે. ૧૭
એ સર્વ શીખી રહ્યા પુઠે તે, ગયો ભૃગુસૂનુ શુકની પાસે રે;
અસ્ત્રવિદ્યા શીખ્યો તે કનેથી, એમ પુત્ર આવ્યો પ્રકાશે રે. ૧૮
વિનયપણે નમ્રતાએ કરીને, તે અત્યત ગુરુપ્રીતી મેળવતો રે;
એમ સર્વાસ્ત્રવિદ્યા શીખી રહ્યો તે, ન હલે તેશુ હેળવતો રે. ૧૯
વેદવેદાંગે પારંગત થાતો, શીખ્યો ધનુર્વેદ પૂર્ણ રે;
સર્વ વિદ્યામાં પ્રવિણ થયો તે, જેને જોઈ ચિંતા થાયે ચૂર્ણ રે. ૨૦
પછે યુવાવસ્થા તે પામ્યો પૂરી, તદપિ ગંભીર સાગર જેવો રે;
ઉન્મત્તપણું કાંઈ પ્રાપ્ત થયું નહિ, દીશે રતિપતિ કામ દેવો રે. ૨૧
વિશાલ રાજાએ વારતા જાણી, જે પુત્રી પરણી મારી રે;
દૌહિત્રકેરી યોગ્યતા જાણી, પામ્યો અતિ આનંદ તે અવિધારી રે. ૨૨
કરંધમે પૌત્ર જોયો પ્રૌઢા, મહામતિમાન ને ગુણવાન રે;
તેના મનોરથ સફળ થયા સહ, પછે વિચાર્યું વન જાવા રાજાન રે. ૨૩
અનેક યજ્ઞ કર્યાં તેણે જાતે, આપ્યાં યાચકને દાન રે;
સર્વ કર્મ સંપૂર્ણ કરીને, નૃપવર કેહવાયો મહાન રે. ૨૪
માંડલિક રાજાઓ સહિતે, ધર્મથી પૃથ્વી પાળી રે;
શત્રુ છતી સર્વ સમા કીધા, દીન જનની આપદા ટાળી રે. ૨૫
પછે વન જાવાનો નિશ્ચય કીધો, તદા અવૈક્ષતને તેડ્યો પાસે રે;
કહ્યું હે પુત્ર હું વૃદ્ધ થયો છું, હવાં વન જવું જોઇએ ઉલ્લાસે રે. ૨૬
હવાં તું આ મારું રાજ્ય ગ્રહણ કર, હું કૃતકૃત્ય થયો છું આજ રે;
તને અભિષેક કરવા કરતાં, નથી કંઈ મારે રહેલું બાકી કાજ રે. ૨૭
મેં સમ્યક્ પ્રકારે સંપાદેલુ જે, તે રાજ્ય આપું છું તુંને રે;
એ સાંભળી અવૈક્ષત વદ્યો ત્યાં, પિતાશ્રી એ રુચે નવ મુને રે. ૨૮

તપ કરવા વન જાતા પિતાને, જોઈ વિનયે તે ભાખ્યો રે;
હે તાત પૃથ્વી પાલન કરવાનો નથી હું, તમે ધર્મ બાકી નથી રાખ્યો રે. ૨૯
કિંતુ અદ્યાપિ મારા મનમાંથી, લજ્જા ગઈ નથી નાશી રે;
યોજો કોઈ રાજ્યાસને બીજાને, રે હું બંધાયો થઈ મારી હાસી રે. ૩૦
મને છોડાવ્યો મારા પિતાએ, હું સ્વપરાક્રમથી નવ છૂટ્યો રે,
પુરુષત્વ તે મારામાં કેટલું, મેં મુને માન્યો પિતા કર્મકૂટ્યો રે. ૩૧
પૃથ્વી પુરુષથી પળાયપિતા, હું સ્વપાલન કરવા નથી સમર્થ રે,
તો પૃથ્વી શી પેર પાળી શકું હું, કોહ સરે મારાથી શો અર્થ રે. ૩૨
એવું છે માટે રાજ્યાસન અર્પો, કોઈ સારો જોઈ તાત રે;
જે નરનો કરે પરાભવ બીજા, તેને જાણવો જુવતી જાત રે. ૩૩
માત્ર સ્નેહાનુબંધનથી તમે મુને, બંધનથી છોડાવ્યો રે;
તે સ્ત્રી સમાન હું કયમ થઉં રાજા, જેણે વંશ સહુ વખાડાવ્યો રે. ૩૪
કરંધમ કેહ પિતા પુત્રથકી, પુત્ર પિતાથકી નથી ભિન્ન રે;
એવું છે માટે હે વીર તુજને, નથી છોડાવ્યો પિતાએ કો દિન રે. ૩૫
નર નારીનો સ્વામી થાયે, શૂરો પૂરો રાજા રે;
વેદ વેદાંગ ને શાસ્ત્રપુરાણમાં, ભાખી એવી મોટી માત્રા રે. ૩૬
પુત્ર કેહ હે પિતા મારાથી, મારું હૃદય નવ ફેરવાય રે;
તમે મને મુક્ત કર્યો પિતાજી, લજ્જા એવી ખસતી નથી મનમાય રે. ૩૭
પિતાની ઉપાર્જન કરેલી લક્ષ્મી, જેહ ભોગવે તેનો પુત્ર રે,
જેને જનકે સંકટથી મુક્ત કર્યો હોય, તેનું કેમ ચાલે ઘરસૂત્ર રે. ૩૮
જે પિતાના નામથી ઓળખાએ, એવો નર અમારે કુળ ન થાશો રે;
જેણે સ્વપરાક્રમે ધન સંપાદ્યું, તેનાથી કોઈ નવ લજાશો રે. ૩૯
જે સ્વપરાક્રમે પ્રસિદ્ધ થાતો, જેને જોઈ અરિ પામે ત્રાસ રે;
જે પોતાની મેળે સંકટથી છૂટે, તેના જેવી મારી ગતિ થાઓ પ્રકાશ રે ૪૦
માર્કંડેય કેહ એમ વદ્યો તે, તેને સમજાવ્યો સારીપેરે રે;
તોય તેણે હઠ છોડી નહિ રજ, બાંધી ઉભો ટેકની તેરે* રે. ૪૧
તદા કરંધમે પૌત્ર બેસાડ્યો, રાજ્યાસને નિર્ધાર રે;
સ્વપિતાની અનુમતિથી તે પામ્યો, પિતામહનું રાજ્ય તે વાર રે. ૪૨
પછે મરુતે સ્વજન સંતોષ્યા, આનંદગ્રામ થાય કર્યું તેમ રાજ રે;
કરંધમ નૃપપત્ની વીરા સહિત, ગયો વનમા કરી સહુ સાજ રે. ૪૩
તેણે વનમાં વસી તપ આરંભ્યું, મન વાણી શરીર કરી વશ રે;
સહસ્ર સંવત્સર ઉગ્ર તપ કરી, કાઢી લીધો દેહનો કસ રે. ૪૪

* તેરે-તીરે

એમ કરતાં દેહ ત્યાગ થયો તેનો, પામ્યો તે નૃપ ઇંદ્રલોક રે;
માથે જટાવાળી મલિન જેની કાયા, એવી વીરા રહી ભરી શોક રે. ૪૫
સ્વર્ગે સીધાવેલા મહાત્મા પતિની, સાથે જવા ઇચ્છા જેને રે;
એવી ભૃગુ મુનિના આશ્રમે રેહતી, તપ સિદ્ધિ પ્રાપ્ત થઈ તેને રે. ૪૬
ફળ મૂળ પર નિર્વાહ કરતી તે, વસતી બ્રાહ્મણની સ્ત્રીઓ મોઝાર રે;
હતી દ્વિજસેવામાં આદરવાળી, તે વધુ શત વર્ષ રહી નિરધાર રે. ૪૭
ટેક તારો જો રાખો પુરાણી, તો અવેક્ષિત જેવો રાખો રે;
માગી ખાવું ને મસીદે સૂવું, એ ન્યાય તે ક્યાંનો ભાખો રે. ૪૮
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, અવેક્ષિતચરિત્ર સમાપ્ત રે;
અષ્ટાવિંશત્યધિકશતતમોધ્યાય થયો, સુણે ભણે તેને મળે આપ્ત રે. ૪૯
સકળ તીર્થે જન સ્નાન કરે, તેટલું પુણ્ય પામે સુણી આખ્યાન રે;
સત્તરસેં પાંસઠમાં યથામતિ, વિપ્રે કર્યું વ્યાખ્યાન રે. ૫૦

વલણ.

વ્યાખ્યાન વિપ્રે યથામતિએ, કર્યું ભવતારક ભજી હરિ રે;
ચાતુર્વિંશી જન પ્રેમાનંદ, મહતા નવ માને જરી રે. ૫૨

---

## કડવું ૨૦૭ મું.

### રાગ કેદારો.

વક્રતુંડ શુંડદંડ સ્વામી, ભારતી આરતી પૂરો મહાનામી,
કવિતાકામી કવિ વિનતિ કરે રે. ૧
કહું મરુત્તચરિત્ર પાવન, સાહે કરો વિશ્વતણા સ્વામીન;
અનુદિન સંકટ મારાં હરો રે. ૨

ઢાળ.

સંકટ હરો શ્રી સ્વામી મારાં, કહું વિનતી વારંવાર;
ક્રૌષ્ટુકિ દેહ ભગવાન સુજને, કરધમકથા કહી સાર. ૩
અવેક્ષિતનું ચરિત્ર ભાખ્યું, અતિ કરી વિસ્તાર;
હવાં તેના પુત્ર મરુત્તતણું કોહ મુનિ, ચરિત્ર ગુણભંડાર. ૪
જે મહાત્મા સર્વ કરતાં, હતો પરાક્રમી પૂર;
એવું સુણી આખ્યાન એનું, મારે સુણવા ગુણ મધૂર. ૫
એ નૃપ ચક્રવર્તી ભાગ્યશાળી, તેજસ્વી ને મહાશૂરો;
ધર્મજ્ઞ ને મહામતિશાલી, પ્રજાપાલન પ્રેમમાં પૂરો. ૬
તેના ગુણગણ સુણવા કોણ નવ, ચિત્ત ધરે મુનિદેવ;
માર્કંડેય દેહ સુણ એક ચિત્તે, કહું કથા તુને તતખેવ. ૭

પિતાકેરી અનુમતિથી, મરુત્ત પામ્યો પિતામહનું રાજ;
પિતા જેમ ઔરસ પુત્ર પાળે, ત્યમ આચર્યાં ધર્મનાં કાજ. ૮
સમ્યક પ્રકારે પૃથ્વીપાલન, કરવા લાગ્યો તેહ;
ઋત્વિક પુરોહિતની આજ્ઞાપાળી, રેહતો તેને સ્વાધીન એહ. ૯
એવા પુણ્યશાળી પવિત્ર નૃપે, ઘણા યજ્ઞ કરિયા જાણ;
તેમાં દક્ષિણા દ્વિજને અરપી ઘણી, જેનું થાય નવ પ્રમાણ. ૧૦
અવિચ્છિન્ન આજ્ઞા તેહની, થઈ સપ્તદ્વીપમાં માન;
આકાશ ને પાતાળમાં, જતો અબ્ધિજળ વિષે મહાન ૧૧
એવી ગતિનો રોધ ક્યાંહી, નવ થતો નિરવાણ;
સર્વ સ્થળમાં વિચરતો તે, મરુત્ત જાણ સુજાણ. ૧૨
એના મખથકી ધન પામી ઘણું, સ્વક્રિયા કુશળ વિપ્ર;
મહાન યજ્ઞે કરી કરતા, પ્રસન્ન પુરંદરને ક્ષિપ્ર. ૧૩
અન્ય વર્ણના જન ઘણા, થઈ સ્વકર્મે સાવધાન;
નૃપકનેથી ધન લેઈ, ઇષ્ટાપૂર્તાદિ કરતા માન. ૧૪
હે દ્વિજસત્તમ મરુત્તે જેમ, પાળી પૃથ્વી સાર;
તે કરતી સ્પર્ધા સ્વર્ગ સાથે, થયા જન સુર સભા નિરધાર. ૧૫
ઘણા યજ્ઞો કરી તેણે, નમાવિયા નૃપાળ,
એમાં કાંઈ હતું નહિ પણ, થયું વિશેષ કંઈ તે કાળ. ૧૬
શકિત કર્યો શતક્રતુ તેણે, કરી યજ્ઞ અપાર;
બૃહસ્પતિભ્રાતા અંગિરાસુત, સંવર્ત તપભંડાર. ૧૭
તે મહાઋષિ ઋત્વિક હતો, મરુત્તકેરો જાણ;
તેણે મરુત્તઅર્થે આણ્યું તુ, નગસુવર્ણશિખર નિર્વાણ. ૧૮
સુરગણે સેવેલા મુંજવાન નગનું, સુવર્ણશિખર જેહ;
તે તપબળે પૃથ્વી ઉપર આણ્યું, હે દ્વિજ નિ:સંદેહ. ૧૯
તે ઋષિએ તેના યજ્ઞમાં, ભૂમિભાગાદિક સર્વ;
નિર્મળ મેહેલ આદિક તપબળથી, કનકમય કર્યાંતાં મહાપર્વ. ૨૦
એ વિધે ઋષીશ્વર બેઠા, ભણતા વેદ અહોરાત્ર;
તે રીત મરુત્તચરિત્રગાથા, અધ્યયન કરતા હતા મહાપાત્ર. ૨૧
મહીપર મરુત્ત સમો કોઈ નૃપ, નથી મખ કરનાર;
થયો નહિ થાશે નહિ, એમ મુનિ વદતા સાર. ૨૨
જેના યજ્ઞમાં અખિલ સભા, વળી નિવાસકેરા મેહેલ;
હતા સર્વે સુવર્ણના, ત્યાં થઇ રેહેતી રંગરેલ. ૨૩
શચિપતિને સોમરસથી, દ્વિજને દક્ષિણાથી જાણ;
મરુત્તમખમાં મદ થયોતો, એવું નવ કઈ થયું સુજાણ. ૨૪

ઈંદ્રાદિક ઉત્તમ દેવ જે જે, તે પીરસતા દ્વિજનાં પાત્ર;
જેમ મરુત્તમખમાં દ્વિજમંદિર, રત્ન રૂપ થયાંતાં માત્ર. ૨૫
તેમ થવાથી દ્વિજ સઘળે, સુવર્ણ નાંખી દીધ;
એવું નવ કોઈ નૃપના યજ્ઞમાં, થયું સિદ્ધ પ્રસિદ્ધ. ૨૬
તેના યજ્ઞમાં સુવર્ણકેરા, જે હતા મેહેલ વિશેષ;
તે મળ્યા ત્રણ વર્ણની પ્રજાને, નૃપે રાખ્યું ન કાંઈ શેષ. ૨૭
ઘણું ધન મળ્યું જે જનને, તેણે કર્યાં અપરિમિત દાન;
ઘણા દ્વિજે ધન લાગિયું, તેવડે થયા રંક મહાન. ૨૮
ધન લેઈ ગયા ભિન્ન ભિન્ન દેશે, ત્યાં કર્યાં તેમણે મહાયાગ;
એ રીતે રાજ્ય કરતા મરુત્તને, એક મળ્યો તપસ્વીમહાભાગ. ૨૯
તે વદ્યો હે મરુત્તાધિરાજા, તપસ્વીમંડળને આ વાર;
મદોન્મત્ત સર્પો વિષથી, નીકળ્યા દુઃખ દેવા નિરધાર ૩૦
એમ જોઈને તમ પિતામહી, વીરા માતા જેહ;
તેણે કહાવિયું છે મુજ સાથે, તમે સહુ સુણો નિઃસંદેહ. ૩૧
તારા પિતામહ સમ્યક પ્રકારે, કરી પૃથ્વીનું પાલન;
સ્વર્ગમાંહી સીધારિયા તે, હું રહી તપ કરું પાવન. ૩૨
શક્તિમાન છું તેણે કરું છું, ઔર્વ મુનિઆશ્રમે તપ.
નિરંતર એક તાળી લાગી, કરું છું જગતપતિનો જપ. ૩૩
હે મરુત્ત રાજ્ય કરે છે તું, તેમાં ખામી તારી દેખાય;
તેવી ખામી તારા પિતામહમાં, કે પ્રપિતામહે ન કેહેવાય. ૩૪
શું તુ ભોગાસક્ત થઇને, અનિંદ્રિયજીત થયો છું બાળ,
તું સાવધ નથી હે સુત મારા, વા સમય આવિયો વિકાળ ૩૫
તારું ચારચક્ષુપણું સુત મારા, થઈ ગયું છે નાશ;
શુભ અશુભ તારા કર્ણનિકટ, પામે આવતાં બહુ ત્રાસ ૩૬
પાતાળના મદોન્મત્ત નાગે, મુનિસુત દસ્યા સાત;
વિષયુક્ત કર્યાં જળસ્થાન સર્વે, કરી પ્રસ્વેદ મૂત્ર વિષ્ટાપાત. ૩૭
એમ પક્વ થયલા હવિષ્યને સુત, કથાળી નાખ્યાં સાર;
ઘણા સમયથી છે અર્પિયો, જે નાગ બલિ નિર્ધાર. ૩૮
એમ છતાં જાણી જોઈને, અપરાધ ઉદ્દેશે કરી;
નાગે દુરાચાર આરભિયો, શકે કોણ તેને ધરી.* ૩૯
મુનિઓ ભસ્મ કરવા નાગને, છે સમર્થ અપાર;
કિંતુ એ કાર્યમા નથી એમનો, હે સુત કંઈ અધિકાર. ૪૦

એ અધિકાર ધારણુ તું કરે છે, સમજ શાણા સુત;
આજ કાહાવું શીખામણ તુજને, જેમાં નથી કંઈ અદ્‌ભુત. ૪૧
સંસાર ભોગવિલાસનું સુખ, છે ત્યાં લગી નરદેવ;
જ્યાં લગી અભિષેક જળ નવ, શિર સ્થિર સ્થપાયું તતખેવ. ૪૨
દેશ કાળ ઈચ્છા જાણવાને, જે વાંચ્છતા નરેશ;
તેણે મંત્રભેદભયથી દૂતજનને, મોકલવા દેશ વિદેશ. ૪૩
તમને અન્યજન નવ કોઈ જાણે, ત્યમ અટન કરવા દેવી આજ્ઞાય;
તે સાધનવડે નૃપતિએ જાણવું, કોણ મારા મિત્ર શત્રુ કહેવાય. ૪૪
કેટલું છે શત્રુનું બળ, વળી મિત્ર જે જે હોય;
કેટલા છે અન્ય રાજા, મુજ પક્ષકેરા સોય. ૪૫
કેટલો છે દ્રવ્યભંડાર મારો, કીયા નર પ્રીતિ રાખે પૂર;
કયા નર અપ્રીતિ રાખે, સમ્યક સમજવું હે શૂર. ૪૬
ભેદ પમાડેલા શત્રુઓએ, કયા નર વસે છે પુર;
ભેદેલા અરિગણતણા, કયા નર વસે ભરપૂર. ૪૭
મારા નગરમાં કે દેશ મધ્યે, સદાચારી નર છે કોણ;
સદાચારી છતાં ધર્મનાં કૃત્ય કરતા, એવા કોણ નર છે ઓણ. ૪૮
ધર્મ કર્મમાં મૂઢ મોટા, કોણ છે નરદેવ;
અપરાધ શિક્ષા સહન કરવા, કોણ તૈયાર છે તતખેવ. ૪૯
છે પાલન કરવા યોગ્ય ક્રિયા, ક્રિયા સભાળવા સરખા નથી;
ઇત્યાદિક વિચાર કરવા જોઇએ, શું વધું કાહાવું તુજને સર્વથી. ૫૦
સર્વ સચિવાદિક ઉપરે, ગુપ્ત દૂત મૂકવા જાણ;
એ રીતે કાર્યાસક્ત નિત્યે, જોઇએ રેહેવું નૃપ ચિત્ત નિર્વાણ. ૫૧
રાત્રિ દિવસ એવાં કામમાં, છે કાઢવાની રાય;
કિંતુ ભોગ વિશ્વાસ માંહે પડી, સુખિયા નૃપે નવ થવાય. ૫૨
હે સુત મારા રાજાદિકકેરો, થયો જન્મ જે વાર;
તે ભોગવિલાસાસક્તમાં નથી, તું સહુ સમજ ગુણભંડાર. ૫૩
રક્ષી સ્વધર્મને પૃથ્વી પાળવી, કરવી પ્રજા રંજન પૂર;
કલેશ સૈહવા જન્મ નૃપનો, છે શિરોમણિ મહાશૂર. ૫૪
જે નર પૃથ્વી ને સ્વધર્મ કેરુ, કરે સમ્યક પ્રકારે પાલન;
તેને આ લોકમા શાંતિ નથી, તુ શ્રદ્ધાવડે સુણ રાજન. ૫૫
કિંતુ સ્વર્ગલોકે પરમ અક્ષય, સુખ પામે તેહ;
એમ જાણી નરદેવ તારે, કરવું પૃથ્વીપાલન જેહ. ૫૬
સહુ ભોગ તજવા કલેશ સૈહવો, છે એવું નીતિશાસ્ત્રનું વેણ;
તારા રાજ્યમાં મુનિઓને થયો, સર્પદંશ તો દુઃખદેણ. ૫૭

તોય આરાંધ તું નથી જાણતો, હવાં કહાનું વધારે શુંય;
તું કરે શિક્ષા દુષ્ટને, સજ્જન પાળજે કહું હુંય.' ૫૮
હે નરમણિ તેણે કરી તું, ધર્મ ષટ ભાગ પામીશ;
જો રક્ષણ નહિ કરે મુનિતણું તો, તું સર્વ સુખ વામીશ. ૫૯
દુષ્ટ નરે અવિનયથકી જે, હશે કરેલું પાપ;
તે ચૉંટશે સહુ તુંને આવી, પછે થશે તાપ સંતાપ. ૬૦
એવું છે માટે સુત મારા, જાણી સ્વેચ્છિત કરજે તુંય;
આ મેં જેહતું તે કહ્યું સર્વે, છું તારી વૃદ્ધ માતા હુંય. ૬૧
પછે ગમે તે કર સુત તું, કેહવા મારાથી ન અવાય;
હવાં દ્વિજ પુરાણીને ઉપદેશ કરતો, જ્યમ શ્રોતાવક્તાથી સંભળાય. ૬૨
ઇર્ષ્યા ને દંભ તજવો, તજવી હુંપદ હે ભૂદેવ;
કામ તજવો ક્રોધ તજવો, માનવો બોધ સાધી સેવ. ૬૩
પુરાણીપણું સહુ તજી દેવું, થવું નૂતન નાયિકા નાર;
ઇતિ શ્રી માર્કંડેય પુરાણે, મરુત્તચરિતે નિરધાર. ૬૪
ઊનત્રિંશાધિકશततमोध्याय, થયો સ્થાણુ* તણી કૃપાય;
છે પુરાણીને ઉપદેશ જેમાં, દ્વિજતણો સુખદાય. ૬૫

વલણ.

સુખદાય છે ઉપદેશ જેમાં, અહો પુરાણી દેવ રે;
વિપ્ર પ્રેમાનંદ સદા સાધે, હરહરિ વિધિની સેવ રે. ૬૬

---

## કડવું ૨૦૮ મું.

### રાગ રામગ્રી.

માર્કંડેય કેહ 'સુણ ક્રૌષ્ટુકિ, સુણ્યું એવું તપસ્વીવેણ;
મરુત્ત લજ્જા પામ્યો ઘણી, ધિક હું આરાંધ દુઃખદેણ. ટેક. ૧
એમ વદી નિશ્વાસ નાંખ્યો ઘણો, પછે લીધું ધનુષ્ય પાણ;
સત્વર ઔર્વના આશ્રમે તે ગયો, સુણી પિતા માતની વાણ. માર્કંડેય. ૨
જઈ નમ્યો વીરાદેવીને, કર્યો અન્ય રુષિને પ્રણામ;
સહુએ આશીર્વાદ આપિયો, દેખાડ્યા દંશેલા મુનિમહાનામ. માર્કંડેય. ૩
સાત તપસ્વીને દશિયા, નાગ મહાવિષધર જેહ;
તે નિકટ પડ્યા જોઈ નરમણિ, ધિઃકારતો સ્વદેહ. માર્કંડેય. ૪

---

* મહાદેવ.

પછે મુખે બોલ્યો તે સહી, કરનાર મુજ વીર્યઅપમાન;
એવા બ્રહ્મદ્વેષિ સહુ નાગને કરૂ, આજ શિક્ષા મહાન. માર્કંડેય. ૫
તે નિરખો દેવ દૈત્ય સર્વે મળી, વળી નરયુક્ત અખિલ જગત;
એમ કહી થયો આકળો, અતિ મરુત્તનૃપ કોપાસક્ત. માર્કંડેય. ૬
ઉચ્ચાર એવો કર્યા પૂઠે, પાતાળ પૃથ્વીપર ફરનાર;
સર્વે નાગ નાશ હેતુ ધરી, સાહ્યુ સવર્તક શસ્ત્ર કર સાર. માર્કંડેય. ૭
હે વિપ્ર પછે તે મૂકિયું, મહાઅસ્ત્ર ઘોર ગભીર,
કે નાગલોકે સહુ નાગ જે, લાગ્યા બળવા તજી ધીર. માર્કંડેય. ૮
જે અગ્નિ પ્રગટ થઈ આવતો, તે ખાળ્યો ખળે ન જાણુ;
મરુત્તમહાઅસ્ત્રકેરા પાતથી, થયો હાહાકાર પ્રમાણુ માર્કંડેય. ૯
હા તાત હા માત વત્સ હા, એમ કરતા નાગ પોકાર;
કોઈ વળગી કામિની કંઠ કથને, કરતી હો હો કરી હોકાર. માર્કંડેય. ૧૦
ઘણા સર્પની પ્રજાળી પૂછડી, ઝવાઈ ફેણા કોની કરાળ;
સ્ત્રી પુત્ર પરિવાર કરી પરા, વસ્ત્રાલંકાર મૂકી નાઠા તે કાળ માર્કંડેય. ૧૧
છોડી પાતાળ નાઠા નાગ સહુ, ગયા મરુત્તમાતની પાસ;
અભયવચનપૂર્વે આપિયું, ભલી ભામિનીએ ખોવાને ત્રાસ. માર્કંડેય. ૧૨
તેની નિકટ જઈને પડ્યા રહ્યા, કરતા નાગ અતિશે પ્રણામ;
છે ભયથી કંપિત કાયા જેમની, છૂટ્યો અંગેઅંગથી ઘામ. માર્કંડેય. ૧૩
ગદ્ગદ વાણીએ તે ઉચ્ચર્યા, સ્મરો પૂર્વવચન હે માત,
હે વીરમાતા રસાતળ વિષે, માગ્યુતું પૂર્વ નમી પ્રખ્યાત માર્કંડેય. ૧૪
તે સમય આજ આવ્યો સહી, અહો મહિપી જાણ સુજાણ;
નાગ ઉગારો વારો સુત તમતણો, અમારા જેમ રેહ દેહ ને પ્રાણ માર્કંડેય. ૧૫
અસ્ત્રઅગ્નિએ નાગ લોક સહુ, ધીકી ઉઠ્યો છે નિર્વાણ;
હે યશસ્વિની આ સમે સહુ, તારા પુત્રથી દહન થઈએ જાણ. માર્કંડેય. ૧૬
તેને શરણ આપનાર કોઈ નથી, ભામિની તારાવિણ પ્રમાણ;
દયિતા દયા લાવ દીનમાં, આ સમય સુઝે સાહે કરુ વખાણ. માર્કંડેય. ૧૭
એવુ જાણી કૃપા કર માતા તુ, કેહ માર્કંડેય કથાય,
એવુ વચન સાંભળી તેમનું, સ્મર્યુ પૂર્વવેણ સુખદાય. માર્કંડેય. ૧૮
સાધ્વી સ્વામી પાસે જઈ ઉભી, બોલવા લાગી તે બોલ;
મેં પૂર્વે પાતાળે સહુ સર્પને, અભય આપ્યું હતુ કરી તોલ માર્કંડેય. ૧૯
સર્વે નાગે મળી મુજને કહ્યુ, તારા સુતથી રાખજે નાગ,
એ વાર્તા કહી હતી સ્વામી મેં, મારો જાગ્યો જહીં પૂર્વ રાગ. માર્કંડેય. ૨૦
તે આ નાગલોક સહુ આવિયા, બળતા મરુત્તશસ્ત્રથી સ્વામ;
તે શરણ વાન્છે પતિ માહરું, મેં અભય આપ્યુતું મહાનામ. માર્કંડેય. ૨૧

જે શરણે આવ્યા પતિ માહરે, તે છે તમારે શરણે શૂર;
કાં કે અભિનધર્માચરણવતી, હું છુ પતિ આપથી પૂર. માર્કંડેય. ૨૨
જો સર્પ શરણે આવ્યા માહરે, તે છે મારા પતિનુ શર્ણ;
એ સર્વ જાણી મારા પતિ, અટકાવો નાગલોકનું મર્ણ. માર્કંડેય. ૨૩
સમજાવો મરુત્ત સુતને, હુ પણ આવું પતિ સાથ;
હુ માગી લેઇશ એની કને, મારુ કરો કાર્ય પ્રિય નાથ. માર્કંડેય. ૨૪
અવેક્ષત કેહ સુણો સુંદરી, કર્યો નાગે મહાઅપરાધ;
મરુત્તને કોપ તેણે ચઢયો, હણ્યા નાગે સપ્ત મહાસાધ. માર્કંડેય. ૨૫
હું એ કારણની ધારણ ધરું, ત્યારે સૂઝે મુને સતી વાત;
હે ભામિની સુત તારાતણો, નિવર્તે નહિ કોપ પ્રખ્યાત. માર્કંડેય ૨૬
નાગલોક કેહ નૃપ અમે તમારે, શરણે આવ્યા છુ આજ;
માટે કૃપા કરો અમ ઉપરે, અહો અવેક્ષત ક્ષત્રીરાજ. માર્કંડેય ૨૭
પીડીત રક્ષણ કારણે ધરે, ક્ષત્રિય સુત શસ્ત્ર નિર્વાણ;
માર્કંડેય કેહ નાગ કરગરે, અતિ અતિ દીન કરી વાણ. માર્કંડેય. ૨૮
ભયગ્રસ્ત ને શરણ ઇચ્છતા, સુણી નાગની એવી વાણ;
વળી પ્રાર્થના સુણી સ્વપત્નીતણી, અવેક્ષત યશસ્વી પ્રમાણ. માર્કંડેય ૨૯
અહો ભદ્રે હું ઉતાવળો, જઉં તારા સુતની પાસ;
જઈ રક્ષણ કરુ નાગલોકનુ, જઈ ખોઉં તેમનો ત્રાસ. માર્કંડેય. ૩૦
શરણાગતનો ત્યાગ નવ ધરે, એવી શાસ્ત્ર પુરાણે વાત;
જો તારો સુતવચન માનેનહિ, અસ્ત્રઉપસહાર કરે ન પ્રખ્યાત. માર્કંડેય. ૩૧
તો મારાં અસ્ત્રોએ કરી તેહનાં, સર્વ અસ્ત્રોતણો જાણ;
સંહાર કરીશ હું સુંદરી, હું પાછો નહિ વળુ નિર્વાણ. માર્કંડેય ૩૨
માર્કંડેય કેહ પછે ચાલિયો, ક્ષત્રિયોત્તમ ભૂપ,
અવેક્ષતે લીધી સ્ત્રી સાથમાં, ભાળ્યો ભાર્ગવઆશ્રમ અનૂપ. માર્કંડેય. ૩૩
આમ સુત ઉપર ચઢી જાય તો, પુરાણી થાય પાધરા અપૂત;
નીકર નડે કનડે ઘણા, આચરે આચરણ અદ્ભુત. માર્કંડેય. ૩૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણમાં, મરુત્ત ચરિતં નામ,
ત્રિંશદધિકશતતમોધ્યાય થયો, ભાવે ભજતાં કેશવ રામ. માર્કંડેય. ૩૫

વલણ.

રામ પુરાણી દેવ ભજતા, ધરી હળ મૂશળની બીક રે,
એ પ્રભુ પ્રેમાનંદપર કૃપા ધરતા, સહુ કરતા ઠીકાઠીક રે. ૩૬

—— ०:#:० ——

## કડવું ૨૦૯ મું.

### રાગ આંગ વેરાડી.

માર્કંડેય કેહ ઉત્તમ ધનુ ધર્યું કર, વળી વક્ર ભ્રુકુટિવાળો;
ક્રોધાયમાન મુખ જેનું અતિ છે, એવા સ્વસુતને નિહાળ્યો. ૧
તે ધનુષ્ય મધ્યેની જ્વાળાવડે, દિશાન્તર રહ્યા છે વ્યાપી;
મહાભારે અગ્નિ ઝરે છે જેમાંથી, નાંખતો નાગકુળ સર્વ કાપી. ૨
જેવડે અખિલ જગતીકેરું, પૃષ્ઠ થયું છે જાજ્વલ્યમાન;
પાતાળના મધ્યભાગ સુધી, પોહોંચી છે જ્વાળ મહાન. ૩
તે સ્થળે ઘોર ભયાનક છે, અસહ્ય રૂપ ધરતા તેહ;
એવા જોઈ અગ્નિવાન અસ્ત્રને, ત્યાં આવ્યો અવેક્ષત જેહ. ૪
વારંવાર ઉતાવળે બોલતાં, જેનો અક્ષરક્રમ થયો લોપ;
મહામતિશાલી ઉદાર દિલનો, અવેક્ષત વદ્યો અકોપ. ૫
અવેક્ષત કેહ હે મરુત્ત રાજા, કરીશ નવ તું ક્રોધ;
અસ્ત્રતણો ઉપસંહાર કર તું, માની મારો આજે બોધ. ૬
પુત્રે જનકનું વચન સુણ્યું, જોઈ માતાને સાક્ષાત;
કરધનુષ્ય સહિત માનપૂર્વક તેણે, નમસ્કાર કર્યો નમી જાત. ૭
પછે બોલ્યો પિતાજી સુણો, કર્યો સર્પે મોહા અપરાધ;
હું પૃથ્વીપાલન કરું છું પિતાજી, કર્યો તેણે આવી બાધ. ૮
મારા વીર્યકેરો અનાદર કરીને, આ આશ્રય વિષે તાત;
મહામુનિઓને દશ કર્યા છે, જુઓ પડયા પેલા સાત. ૯
હે પૃથ્વીપતિ મારી આજ્ઞા લોપીને, દુરાચારી થયા અતિ સાપ;
આશ્રમવાસી મુનિનાં હવિષ્ય બગાડવાં, એ શું ઓછો પિતા સંતાપ. ૧૦
સર્વ જળાશય વિષમય કીધાં, એવાં એવાં કારણ છે અનેક;
માટે આપે આજ્ઞા કાંઈ કરવી ન મુજને, ધારી ધ્યાને માને વિવેક. ૧૧
બ્રહ્મહત્યારા સર્પોકેરો, ક્ષય અટકાવવો નહિ સારો;
અધમ નીચનો છેજ પિતાજી, આખર તો આ વારો. ૧૨
અવેક્ષત કેહ જો એમણે કીધી, બ્રહ્મહત્યા મહાઘોર;
તો તે મરણ થયા પછી પડશે નરકે, તૂટશે તાણ્યા વિના તોર. ૧૩
કિંતુ માન તું વચન મારુ, અસ્ત્ર યોજવાથી પામ્ય વિરામ;
મરુત્ત કેહ એ અપરાધીને, હું ક્ષમા નવ કરું મહાનામ. ૧૪
જો તેમને શિક્ષા કરવા કારણ, ન થાઉં પ્રયત્નશાળી હુંય;
તો નરકે પડી અતિ દુઃખ ભોગવું, એ જાણું નહિ હું શુંય. ૧૫

માટે મુને અટકાવશો નહિ, કહું વારેવારે તાત;
અવૈક્ષત કેહ હે મરુત્ત રાજા, તું ન કરીશ કોઈની ઘાત. ૧૬
મારી મહત્તા જોઈ સર્વ સર્પો, શરણ આવ્યા છે મારે;
કર ઉપસંહાર અસ્ત્રતણો સુત, સિદ્ધ કારજ એટલે ધારે. ૧૭
મરુત્ત કેહ એ અપરાધીને, હું નથી ક્ષમા કરનાર;
સ્વધર્મ ત્યાગી હું આપકેરું, નહિ વચન માનું ગુણભંડાર. ૧૮
દંડવા યોગ્યનો દંડ કરીને, વળી કરી સજ્જન પ્રતિપાળ;
હું પુણ્ય લોકને પામીશ પિતા, ભૂલી ન નરકે જતું આ કાળ. ૧૯
માર્કંડેય કેહ એમ અનેક પ્રકારે, વાર્યો પુત્રને ત્યાંય;
તોપણ તેણે કાંઈ ન માન્યું, જોયો વધતો કોપ જ્યાંય. ૨૦
તદા અવૈક્ષત પુનઃ બોલ્યો, હું તુંને કહું છું ન્યાય;
તોપણ તું ભય પામી શરણે આવેલા, સર્પની કરે ન સાહ્ય. ૨૧
માટે તારાથી અવળે માર્ગે, મારે જતું જોઇએ;
હું પણ અસ્ત્ર શીખેલો છું સુત, નવ કરવી હુંપદ કોઇએ. ૨૨
આ પૃથ્વીમાં તું એકલો નથી, શસ્ત્રાસ્ત્ર જાણનહાર;
અત્યંત દુર્બળ છે મારી આગળ, તારું પરાક્રમ નિર્ધાર. ૨૩
હે મુનિસત્તમ એમ કહીને, કોપ કર્યો વિકાળ;
રક્તનેત્ર અતિશે થયાં તેનાં, દેખાવા લાગ્યો અવૈક્ષત મહાકાળ. ૨૪
તેણે ધનુષ્ય ચઢાવી કાલાસ્ત્ર લીધું, સ્વકરમાં તેણી વાર;
શત્રુસમૂહને નાશકર્તા શર, અગ્નિજ્વાળે આચ્છાદેલું અપાર. ૨૫
એવું મહાવીર્યવાન કાલાસ્ત્ર નામનું, અસ્ત્ર ધનુષે કર્યું સંધાણ;
તદા સંવર્તાસ્ત્રથી તૃપ્ત થએલી, નગ સમુદ્રવતી મહી જાણ. ૨૬
ક્ષોભ પામી ગઈ જોત જોતામાં, કંપ્યા દાનવ દેવ;
અવૈક્ષતે સિંહગર્જના કીધી, જેણે સિદ્ધ સાધીતી ગુરુસેવ. ૨૭
માર્કંડેય કેહ પિતાએ પૂરું, કાલાસ્ત્ર ચઢાવ્યું જ્યાંય;
તે નીરખી મરુત્તે દીર્ઘસ્વરે કહ્યું, જે મેં અસ્ત્ર ચઢાવ્યું છે આંય. ૨૮
તે છે અધમ નાગને શિક્ષા કરવા, નથી કરવા તમારો વધ;
હું આજ્ઞા વર્તી છું આપનો, મેં સદ્ધર્મની જાણી છે હદ. ૨૯
એવા તમારા પુત્ર ઉપર, થયા અસ્ત્ર મૂકવા તૈયાર;
એ શું પિતાજી ઘટિત છે રજ, કાંઈ કરી જુઓ વિચાર. ૩૦
હે મહાભાગ મારે કરવું જોઇએ, પ્રજાતણું પાલન;
કિંતુ તમે મારો વધ કરવા પિતાજી, કયમ ચઢાવ્યું અસ્ત્ર રાજન. ૩૧
અવૈક્ષત કેહ શરણે આવેલાનું, રક્ષણ કરવું મારે;
એ મારો દૃઢ નિશ્ચય તું જોહો ફેરવવા, હવે આ વિશે તું વિચારે. ૩૨

એવું છે માટે જવા દ્યો, કરવો વિગ્રહ સુજાણ;
ઉભય ઉત્તમ નરપતિ છો, વળી ઉભય પ્રતિજ્ઞા પ્રમાણ. ૫૦
છો ઉભયજન તમે ધર્મમાંહી, કુશળ જ્ઞાતા આજ;
માર્કંડેય કેહ પછે વીરા માતા, આવી સમાધાન કરવા કાજ. ૫૧
તે કેહેવા લાગી પુત્રને, મારા વચનથી તુજ પુત્ર;
પ્રવૃત્ત નાગને હણવા થયો છે, વળી ભાંજવા તેહનાં ઘરસુત્ર. ૫૨
જો મુઆ જીવે દ્વિજ તો તો, કાંઈ નથી શઠ કે આડ;
કાર્ય થાયે આપણું ને, મટે ઉભયની વઢવાડ. ૫૩
પછે હણવાતણું નથી કાંઈ, કારણ મરુત્તને જાણ;
જીવિતદાન દેહ શરણાંગતને, એમાં કાંઈ વાંધો નહીં નિર્વાણ. ૫૪
ભામિની કેહ પૂર્વે પાતાળવાસી, નાગના જે લોક;
તેણે કરી પ્રાર્થના માહરી, ટળવા મૃત્યુકેરો શોક. ૫૫
તે કાર્ય માટે સ્વામીને મેં, પ્રેરિયા છે માત;
હે આર્યે અતિ ઉત્તમ આણિયો, આજ નીવેડો સાક્ષાત. ૫૬
જેણે કરી મારા સ્વામીસુત ને, વળી તમારા પુત્રપૌત્રની જાણ;
શોભા રહી એ ઉભયકેરી, વળી રહ્યા એકના તો પ્રાણ. ૫૭
માર્કંડેય કેહ પછે વિષહારક, દિવ્ય ઔષધિઓથકી;
નાગલોકે દ્વિજ જીવાડ્યા, રહ્યા ધર્મ ઉભયના ટકી. ૫૮
મરુત્તરાયે પણ કર્યો પછી, પિતાચરણમાં પ્રણામ;
અવિક્ષિતે ભેટી સુતને, કહ્યું ઉત્સાહ આણી આમ. ૫૯
હે સૂનું તું ચા શત્રુકેરો, માન ખંડન કરનાર;
કરો દીર્ઘકાળ લગી પૃથ્વીપાલન, થાશે તુને પુત્ર પૌત્ર અપાર. ૬૦
પ્રજા હિતમાં આનંદ પામ તું, વળી તારે શિરઅરિ ન થાયે કોયે;
પછે મુનિગણની આજ્ઞા લેઈ, ઉભય નૃપ ઘેર જાતા શોહે. ૬૧
ભલી ભામિની પતિ સાથ જાતી, સ્વનગર મોઝાર;
ધર્મજ્ઞ વીરા તપાચરતી, મુનિ આશ્રમ રહી નિરધાર. ૬૨
મહાભાગ્યશાળી પતિવ્રતા તે, પામી સાલોક્યમાં વિશ્રામ;
જઈ પતિને આલિંગી પત્ની, એમ થઈ ગયું સઉ કામ. ૬૩
ધર્મ પ્રમાણે પૃથ્વી પાલન, કર્યું મરુત્તે તે કાળ;
પટ અરિને જીતી જાતે, ભોગવ્યા ભોગ વિશાળ. ૬૪
વિદર્ભપુત્રી પ્રભાવતીને, સુવીરસુતા સૌવીરી નામ;
માગધરાય કેતુવીર્યકેરી, નારી સુકેશી કામનું ધામ. ૬૫
મદ્રરાજ સિંધુવીર્યની, પુત્રી કેકયી અભિરામ;
કેકયરાય સિંધુભર્તાતણી, સુતા સૈરંધ્રી કામવિશ્રામ. ૬૬

ચેદિરાજસુતા વપુષ્મતી, એ સર્વ સુંદર નાર,
ભાગ્યવતી પત્નીઓ મરુત્તકેરી, હતી તેણીવાર ૬૭
તે સ્ત્રીમાથી તેહને, અષ્ટાદશ થયાતા સુતસાર,
તે સર્વમા મુખ્ય ને મોટો, હતો નરિષ્યંત નામ અદ્ભુત ૬૮
એવો પરાક્રમી મરુત્તરાજા, પૂર્વે થનેતો સોય,
જેની આણુ કંઈ વાધા વિના, વરતાઈ સપ્ત દ્વિપમા સોય ૬૯
ગજ પરાક્રમ વીર્ય અતુલિત, હતું મરુત્ત મધ્યે જાણુ
તેના સમો મખ કરનાર કોઈ, નથી થનો ભૂમિપૃષ્ઠ પરમાણુ ૭૦
કોઇ થશે નહિ એ ભવિષ્ય ભાખુ સુણો દ્વિજસત્તમ આજ,
તે મહાત્મા મરુત્તનો જન્મ જે જન, વા સુણે ચરિત્રદ્વિજરાજ ૭૧
કથાવક્તા નાશ કર્તા, સર્વ પાપનો જાણ,
કિંતુ મન ન ભમતુ હોય તો, થાયે ફળશ્રુતિ નિર્વાણ ૭૨
આવી આવી કથાઓ આ કાળમા, નથી મોટી લાગતી રજ,
કા જે પુરાણોને પુરાનીસુતુ થતા લઢવા ધર્માધર્મે સજ ૭૩
સવત સત્તરસેં પાસટ મધ્યે, ગાયુ મરુત્તનુ ચરિત્ર,
સુણે ભણે જે શ્રોતાવક્તા, તે થઈ રહે પરમ પવિત્ર ૭૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, મરુત્તચરિતસમાપ્તૌ નામ,
એકત્રિંશદધિકશતમોધ્યાય, થયો પૂરણ કર્તા શ્રીભગવાન ૭૫

વલણ.

ભગવાન એવા શ્રીકૃષ્ણપ્રભુની, કૃપાદૃષ્ટિ થઈ આ વાર રે,
દ્વિજ પ્રેમાનદ મૂઢ જનને, અલ્પ મતી અર્પી કર્યો ઉપકાર રે ૭૬

## કડવું ૨૧૦ સું.

### રાગ કાલેરો.

ગુણનિધિ ગુરુ સમજાવો દ્વિજને, ગણેશ કોહ આખ્યાન,
કામી કથાનો ક્રૌષ્ટુકિ પૂછે, માર્કંડેયને માની મહાન કથા સુણાવોજી ૧
કથા કથો ગુરુજી ગરવા તમે, વિપ્રને કરી વ્યાખ્યાન,
વિપ્ર યથામતિએ પ્રાકૃત કરશે, ભજશે ગુરુ જો મતિમાન કથા૦ ૨
મરુત્તઆખ્યાન કહ્યુ પૂરેપૂરુ, કોહ તેની સતતિનુ ચરિત્ર,
એ સાભળવા થઈ ઇચ્છા મન, સુણી થાઉં પુનઃ પવિત્ર. કથા૦ ૩
હે મુનિસત્તમ મરુત્તવંશે, જે ગન્ય યોગ્ય થયા નૃપાળ,
પૂર્ણ પરાક્રમ કરી શોભતા, તમારે મુખે સુણુ આ કાળ. કથા૦ ૪

માર્કંડેય કેહે મરુત્તનો, પુત્ર નરિષ્યંત નામ;
મરુત્તના અષ્ટાદશ પુત્રમાં, હતો જ્યેષ્ઠ શ્રેષ્ઠ મહાધામ. કથા સુણુ ગુણનિધિજી. ૫
ક્ષત્રિયસત્તમ મરુત્તરાયે, પંચાશી સહસ્ત્ર વર્ષપર્યંત;
સકળ પૃથ્વીનું રાજ્ય ભોગવ્યું, શુદ્ધ ધર્મ ધરી મતિવંત. કથા૦ ૬
વળી યજ્ઞ અપાર કરી તેણે, સર્વેશ્વર પૂજન કીધું;
પછી નરિષ્યંતને રાજ્ય સોંપીને, વનવાસમાં મન દીધું. કથા૦ ૭
વન જઇને તપ આરંભ્યું, પામ્યો સ્વર્ગ તે કેટલે કાળે;
તેના મતિમંત સુત નરિષ્યતે, રાજ્ય કર્યું વરવાને. કથા૦ ૮
સ્વપિતા અને પિતામહનાં, જોઈ આચરણ કર્યો વિચાર;
આ વંશમાં મારા પૂર્વજ રાજા, થઈ ગયા મહા મખ કરનાર. કથા૦ ૯
તે મહાબલિષ્ટ ને ધર્માચારી, પૃથ્વીપાલક હતા પૂર;
દ્રવ્યતણું દાન કરવામાં તે, સાચે સાચા હતા શૂર. કથા૦ ૧૦
સંગ્રામે પાછા હઠે એવા નહિ, એમ સર્વ ગુણે હતા પૂર્ણ;
તે મહાત્માનાં ચરિત્ર વર્ણવતાં, થાય પાપ માત્ર તો ચૂર્ણ. કથા૦ ૧૧
પણ ચરિત્ર તેમનું કેહેવા છે કુણ, સમર્થ આણી વાર;
તેમણે ધર્માદિ યજ્ઞકાર્ય કર્યાં તે, હું કરવા ઇચ્છું છું નિર્ધાર. કથા૦ ૧૨
પણ કેવી રીતે મારે તે કરવાં, તેનો નૃપ કરતો વિચાર;
ધર્મથી પૃથ્વીનું પાલન કરવું તેમાં, વર્ણનીય નૃપગુણ છે શો સાર. કથા૦ ૧૩
સમ્યક પ્રકારે પાળે ન પ્રજા તો, જાય નૃપ તે નરક મોઝાર;
રાય પાસે દ્રવ્ય સંગ્રહ હોય તો, કરવા જોઇએ યજ્ઞ અપાર. કથા૦ ૧૪
ગુણજ્ઞ દ્વિજને દાન દેવું, એમાં છે આશ્ચર્ય જેવું શુંય ?
જ્યારે ધન ખૂટી જાયે છે ત્યારે, છે સર્વેશ્વર ગતિ જાણું હુંય. કથા૦ ૧૫
કુળવાનપણું ને ક્રોધ લજ્જા, શત્રુપક્ષનો આશ્રય જેહ;
સ્વધર્માદિક ગુણોવડે નર, નથી સંગ્રામે નાસતો તેહ. કથા૦ ૧૬
એ સર્વે મારા પૂર્વજ ને પિતાએ, આચર્યું છે નિર્વાણ;
તેમના જેવું થાયે કોનાથી, તે હું કયમ જાણું અજાણ. કથા૦ ૧૭
મારા પૂર્વજ હતા યજ્ઞશાલી અતિ ઉત્તમ ને દાતાર;

એવો દઢ નિશ્ચય કરી તેણે, એક મહાદ્રવ્યદાન સમેત;
શોભીતો યજ્ઞ નરિષ્યંતે કીધો, લાવી વિપ્ર ઉપર અતિ હેત. કથા૦ ૨૨
તેના જેવો અન્ય યજ્ઞ નથી કંઈ, આજસુધિ થયો સોય;
જીવિતપર્યંત ચાલે એટલું અર્પિયું, યજ્ઞે દ્વિજને ધન જોય. કથા૦ ૨૩
વળી દ્રવ્ય એટલું અર્પ્યાપૂઠે, શતગણું યજ્ઞ કરવા ધન આપ્યું;
અખિલ પૃથ્વીમાં વસનાર દ્વિજને, અત્યંત ધન આપી દુઃખ કાપ્યું. કથા૦ ૨૪
સુરભિ વસ્ત્રાલંકાર અર્પ્યાં, ધાન્ય ભરી અર્પ્યાં ઘરબાર;
પછે તે નૃપે અન્ય યજ્ઞ આરંભ્યો, વળી તેને ચલાવ્યો તે વાર. કથા૦ ૨૫
તદા તેમાં બ્રાહ્મણ નવ મળિયા, જે જે દ્વિજને કેહતો રાય;
ઋત્વિકથા તું મારો આજે, અર્પું મનમાની દક્ષિણા દ્વિજરાય. કથા૦ ૨૬
ત્યારે બ્રાહ્મણોએ ઉત્તર તેને વાળ્યો, અમે આરંભિયો છે યજ્ઞ;
માટે અન્ય દ્વિજને શોધી કાઢો, સુણી રાયનું મન થયું મગ્ન. કથા૦ ૨૭
દ્વિજ કેહ તમે ધન જે અર્પ્યું, તેનો કદાય ન કોથી અંત;
વળી બીજાું અર્પવા કયમ સજ થયા છો, જે નથી સમજાતું મહંત. કથા૦ ૨૮
માર્કંડેય કેહ જારે ઋત્વિક તેને, બ્રાહ્મણ ન મળ્યા કોઈ;
ત્યારે વેદી બહાર દાન મૂકવા માંડ્યું, જાણ્યું નૃપે લેશે કોઈ જોઈ. કથા૦ ૨૯
કિંતુ કોઇએ નવ તે ધન લીધુ, તેનું કારણ સુણ દ્વિજરાજ;
સર્વનાં ઘર સંપૂર્ણ થયાંતાં, નૃપકૃપાએ ધન ધાન્ય ને સાજ. કથા૦ ૩૦
ધન લેનાર ન દ્વિજ કો મળિયો, ત્યારે નૃપ નિર્વેદ પામી બોલ્યો;
શું જગતીમાં કોઈ દ્વિજ નથી, નિર્ધન તોલ એવો મેં તોલ્યો. કથા૦ ૩૧
એ અત્યંત સમ્યક વાત છે, કિંતુ યજ્ઞાર્થે મારા ભંડારકેરું;
ધન ખરચાતું નથી તેણે થાય છે, અતિ નિષ્ફળ ને અવેરુ. કથા૦ ૩૨
શોકજનક છે એહ વારતા, શું થાય સર્વ યજ્ઞ કરનાર ઉદ્યોગી;
શું ઋત્વિક મુને નથી કોઈ મળતો, હું બેઠો ધનનો કરવા સયોગી. કથા૦ ૩૩
એમ છતાં કોઈ દ્વિજ ન ઇચ્છે, ધન લેવાને આજ;
માર્કંડેય કહે પછે નરિષ્યંતે, કયમ કરી લીધું નિજકાજ. કથા૦ ૩૪
વારવાર નમસ્કાર કરી દ્વિજને, સંતોષ્યા ભક્તિસહિત;
એમ કરી ઋત્વિક યજ્ઞે કીધા, આચર્યો મહામખ ધરી પ્રીત. કથા૦ ૩૫
એ નરવરે યજ્ઞ કર્યો જ્યારે, ત્યારે પૃથ્વીતણા સહુ લોક;
ઘેર ઘેર યજ્ઞ કરતા હતા, એ હતું મોટું અવનવું આલોક. કથા૦ ૩૬
સદસ્ય તેમાં કોઈ હતો નહિ, ઘણા દ્વિજ હતા યજ્ઞ કરનાર;
કેટલાક યજ્ઞ કરાવનાર હતા, નોતો કોઇ ભિક્ષુવૃત્તિ ધરનાર. કથા૦ ૩૭
નરિષ્યંત નૃપે જ્યારે યજ્ઞ કર્યો, ત્યારે તેના અર્પેલા ધનથી જાણ;
સકળ પૃથ્વીમાં યજ્ઞ થતા હતા, મુનિસત્તમ સિદ્ધ પ્રમાણ. કથા૦ ૩૮

અષ્ટાદશ કોટિ કરતાં અધિક મખ, થતા હતા પૂર્વ દિશા મોઝાર;
પશ્ચિમ દિશામાં સપ્તકોટિ મખ, થતા હતા તે વાર. કથા૦ ૩૯
ચતુર્દશ કોટિ મખ થતા હતા, દક્ષિણ દિશા મોઝાર;
હે મુનિ જ્યારે નરિષ્યંતે મખ કીધા, ત્યારે પમાડું ઉત્તરનો તુંને પાર. કથા૦ ૪૦
પચાશ કોટિ મખ થતા હતા, ઉત્તર દિશાએ દ્વિજદેવ;
પ્રખ્યાત છે બળ પૌરષ જેનું, એવો મરુત્ત સૂનુ ધર્માત્મા એવ. કથા૦ ૪૧
નરિષ્યત નામ હતું જેહનું, પૂર્વે હતો એવો રાય;
પુરાણી જે આ વાત જાણે તો, કરે હાથવરાળ લેવા ધન શ્રાય. કથા૦ ૪૨
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, નરિષ્યતચરિત નામ;
દ્વાત્રિંશદધિકશતતમોધ્યાય, થયો પ્રેમાનંદ પ્રભુ ભજતા રામ. કથા૦ ૪૩

વલણ.

રામ નામ ભજતાં થયો પૂરો, અધ્યાય આણે ઠામ રે;
વિપ્ર ચાતુર્વિંશી વર્ણવે, વળી યથામતિએ પૂર્ણ કામ રે. ૪૪



## કડવું ૨૧૧ મું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કેહ નરિષ્યતનો સુત જી, થયો દમ નામે અતિ અદ્ભૂત;
દુષ્ટ અરિને દમન કરે એવો જી, પરાક્રમમાં પુરંદર જેવો;

ઢાળ.

પુરંદર જેવો પરાક્રમી દમ, થયો મુનિ જેવો દયાળ;
આચરણ સર્વે મુનિ જેવાં, હતો મહામતિમાન કૃપાળ.
બભ્રુસુતા ઇંદ્રસેનાથકી તે, પ્રગટિયો નરિષ્યતકુમાર;
તે મહાયશવાન કુંવર માતઉદરે, રહ્યો નવ વર્ષ નિરધાર.
જનનીને દમન જહરે રહી કર્યું, તેણે રાજસુત દમન કરનાર;
થશે એવું જાણ્યુ સર્વે, ત્રિકાળજ્ઞાની પુરોહિતે નિર્ધાર.
તેણે નરિષ્યતકેરા કુંવરનું, દમ નામ પાડ્યુ તેથી;
અસુરરાય વૃષપર્વા કનેથી, સમગ્ર ધનુર્વેદ શીખ્યો એથી.
તપોવન વિશ્રામ કરતા, દૈત્ય શ્રેષ્ઠ દુંદુભિ નામ;
તેની કનેથી સર્વાસ્ત્રસમૂહ શીખ્યો, નરિષ્યતકુંવર ઉદ્દામ.
ઇંદ્ર પાસેથી સહુ વેદ શીખ્યો, વળી સર્વ શીખ્યો વેદાંગ;
આર્ષ્ટિષેણ રાજઋષિકનેથી, તે શીખ્યો યોગવિદ્યા સાંગ.

એ રીતે અસ્ત્રાદિવિદ્યા શીખેલો, થયો મહાત્મા મહાબળવાન;
એ રાજપુત્રને દાશાર્ણ દેશના, નૃપની પુત્રી ગુણવાન. ૮
બળવાન નૃપ ચારુધર્માતણી, સુતા સુમના અભિધાન;
સ્વયંવર કર્યો પિતાએ, તેમાં તે દમ વરી મહાન. ૯
તે કન્યા અર્થે જે આવ્યા, મહાબળવાન નૃપાળ;
તે સહુ જોઈ રહ્યા ત્યાં જ્ય, કન્યાએ દમને આરોપી વરમાળ. ૧૦
તે સમે મદ્રરાજનો સુત, મહાનંદ મહાબળવાન;
વળી પૂરેપૂરો હતો પરાક્રમી, મહાયુદ્ધમાં મતિમાન. ૧૧
બીજો વિદર્ભ નૃપ સંક્રદનસુત, ત્રીજો ઉદારમતિ વપુષ્માન;
એ ત્રણ રાજકુંવર જોઈ સુમનાને, મોહિત થયા હતા મહાન. ૧૨
સ્વયંવરમાં સુમનાને, વરવાતણી હતી ઇચ્છાય;
તે તો દુષ્ટ અરિને દમન કરતા, દમ વર્યો મહાકાય. ૧૩
પછે મોહિત થયેલા કામથી, તેમણે કર્યો નિશ્ચય એક;
આપણ ત્રણે મળી રૂપવતી કન્યા, હરણ કરીએ બળાત્કારે છેક. ૧૪
એ કન્યાને લઈ જઈ કરી, પછે પૂછિયે તેને વાત;
ત્રણમાંથી જેને સ્વેચ્છાપૂર્વક, તે વરે વર માની પ્રખ્યાત. ૧૫
તેની સ્ત્રી તે થાય નિશ્ચે, એમાં નહિ કાંઈ સંદેહ;
એ તન્વંગી સ્વયંવર વિધિએ, સ્વઇચ્છાથકી અર્પે દેહ. ૧૬
જેનાપર પતિમતિ કરે તેની, એ ધર્મે પ્રાપ્ત થયેલી નાર;
જાણવી સર્વે જણે સહી, વળી કરીએ દૃઢ વિચાર. ૧૭
આપણ ત્રણમાંથી મદિરેક્ષણા, કોઇને ન ઇચ્છતી હોય;
તો કરે નાશ જે દમતણો, થાયે તેની સ્ત્રી તે સોય. ૧૮
માર્કંડેય કેહ કરી નિશ્ચય એવો, તે ત્રણ રાજકુંવરે ત્યાંય;
દમ નિકટ બેઠેલી સુંદરીને, લીધી હરિ જોતજોતામાંય. ૧૯
તેસમે મળ્યાતા મહાનૃપ ત્યાં, તેમાંથી તેમના પક્ષના જેહ;
હતા છતા થઈ તેહ બોલ્યા, મન ગમતું થઈ નિઃસંદેહ. ૨૦
કેટલાક મધ્યસ્થ થઈને, લાગ્યા ગર્જના કરવા ત્યાંય;
તે સમે હે મુનિસત્તમ, દમ નિરખતો ચોદિશે નૃપમાંય. ૨૧
ગંભીરતાથી નજર નાખી, જોયું તેણે કરી તોલ;
વ્યાકુલ થયા પાખે પરાક્રમી તે, બોલ્યો આ પ્રમાણે બોલ. ૨૨
દમ કેહ ધર્મકુલ સ્વયંવરમાં, પધારેલા ધાર્મિક ભૂપ;
આ રાજકુંવરો બળાત્કારથી, કન્યા લેઈ જાય છે અનૂપ. ૨૩
તદા તમે આ સ્વયંવરકર્મને, અધર્મ માનો છો નરેશ;
જો અધર્મ માનતા હો અવનિપતિ, તો મારે કેહવું ન લેશ. ૨૪

જો અધર્મ કર્મ આ માનતા હો, તો મારે નથી નારીનું કામ;
હું કોઈ બીજી પરણીશ બાલિકા, એનાથકી અતિ અભિરામ. ૨૫
કિંતુ જો ધર્મ માનતા હો તમે, તો તેનો થવા ન દેવો લોપ;
પ્રાણરક્ષણ કરવા કરતાં, ધરવો એ અર્થે પ્રાણહરણ આરોપ. ૨૬
તે સમે દાશાર્ણનૃપ ચારુધર્માં, કરી સભા સર્વે શાંત;
હે મુનિસત્તમ બોલિયો તે, આ રીતે મહાંત. ૨૭
અહો નૃપમણિ આ દમ જે પૂછે, ધર્મ અધર્મ વિષે પ્રશ્ન;
તેનો ઉત્તર અવિછિન્ન આપો, જેમ ન લોપાય ધર્મની તૃષ્ણ. ૨૮
પછે કેટલાક રાજા દમપ્રતિ, કેહવા લાગિયા તે ઠામ;
પરસ્પર પ્રીતિ થતાં થાય લગ્ન જ, તે કેવાય ગંધર્વવિવાહ આમ. ૨૯
એ કર્ત્તવ્ય છે ક્ષત્રી સર્વનું, કિંતુ ન દ્વિજ વૈસ્ય શૂદ્રનું સાર;
તે પૃથ્વીપતિ તારી પુત્રીનો, છે પ્રેમ દમ ઉપર અપાર. ૩૦
તે દમને દેવી પુત્રી એ છે, મહાધર્મ ધીમાન;
હે વિપ્રસત્તમ વળી અન્ય બોલ્યા, જે દાશાર્ણ નૃપપક્ષીય મહાન. ૩૧
જે કહ્યું તે સહુ સત્ય છે, વિરુદ્ધ આચરે ધરી કામ;
વા મોહથી કોઈ કરે એવું, તે અધર્મ જાણવો ઉદ્દામ. ૩૨
બોલિયા ત્યાં બીજા ભૂપત, કોહ શું મોહથી શરવીર;
છે ક્ષત્રિયધર્મ જયમ ગંધર્વવિવાહ, સમ અસ્ત્રપર જીવનારા ધીર. ૩૩
ગંધર્વવિવાહથકી માનતા, ઉત્તમ રાક્ષસવિવાહ;
તે નૃપ બળાત્કારે શત્રુ હણી, લેઈ જાય નારી કહી વાહવાહ. ૩૪
તેમની જ થાયે રાક્ષસવિધિએ, નારી તો નિર્વાણ;
ઉભય પ્રકારના વિવાહ વિધિમાં, છે રાક્ષસ શ્રેષ્ઠ પ્રમાણ. ૩૫
એમ છે માટે મહાનંદાદિકે, ધર્મ આચર્યો છે આજ;
માર્કંડેય કેહ પછે પૂર્વકેરા, બોલ્યા ત્યાં મહારાજ. ૩૬
પરસ્પર પ્રીતિથકી વા, જાતિ ધર્માશ્રય વચન;
બોલિયા તે બળ કરીને, વિરુદ્ધ પક્ષી રાજન. ૩૭
રાક્ષસવિવાહ ઉત્તમ અતિ છે, એ સત્ય સર્વે વાત;
ક્ષત્રિયકેરું ભૂષણ એ છે, જેમાં થાય પરાક્રમ પ્રખ્યાત. ૩૮
કિંતુ આ ઠામ તેનો નથી સંભવ, હોય પિતાસ્વાધીનમાં કન્યાય;
ત્યાં સુધી સંભવે રાક્ષસવિવાહ, પણ અહીં થયું કેવું રાય. ૩૯
અહીં સ્વેચ્છાએ કુમારિકાએ, કર્યો મનગમતો સ્વામ;
તેથી વાત વિપરીત એ થઈ છે, સુણો નૃપ તમે મહા નામ. ૪૦
પિતા આદિક સંબધીઓને, મારી કરી બળાત્કાર;
કન્યા લેઈ જવી એ છે સહી, રાક્ષસવિવાહ નિર્ધાર. ૪૧

કિંતુ સતી સ્વામીકેરા હાથમાંથી, લેઈ લેવી જેહ;
તેને કેવો વિવાહ કેહવો, એ વિષે ઉપજે સંદેહ. ૪૨
સર્વ રાયના દેખતાં, કન્યાએ દમને પેહરાવી વરમાળ;
માટે ગંધર્વવિવાહ થયો અહીં, તો સુણો સહુ મળ્યા ભૂપાળ. ૪૩
હવાં રાક્ષસવિવાહતણો અહિંયાં, કોહ શો છે સંભવ;
વિવાહ કરેલી કન્યકાનું, કન્યાત્વ રેહતું નથી કોઈ લવ. ૪૪
કન્યાકેરો વિવાહ વિધિએ, થયો જેની સાથ સંબંધ;
તે તેનો સમ્યક પ્રકારે, થાય સ્વામી શુદ્ધ સુગધ. ૪૫
હવાં જેઓ આ કન્યાને, બળાત્કારે કરી નિર્વાણ;
દમ કનેથી લેઇ જવા ઇચ્છે, તે જો હોય બળવાન મહાન. ૪૬
તો ભલે એવો કરે ઉદ્યમ, કિંતુ તે ન શુભ કેવાય;
માર્કંડેય કેહ આ વચન સાંભળી, ત્યાં દમને કેવું થાય. ૪૭
થયાં ક્રોધથી રાતાં નેત્ર જેનાં, એવા દમે ચઢાવિયું ધનુષ્ય;
પછે આ પ્રમાણે તે બોલિયો, રે કોઇ માયે જણ્યો છે મનુષ્ય. ૪૮
જો બલિષ્ટ નૃપ મારા દેખતાં, મારી પત્ની લેઈ જાય;
તો મારો અવતાર નપુંસકતણો, સહુએ જાણવો મહાકાય. ૪૯
છે મહાન કુળ જે માહરું, વળી ભુજબળ માનું હુંય;
તે કશા ન કામનું જો આમ થાયે, કહું વારંવાર હું શુંય. ૫૦
જો એમ થાયે તો જ મારાં, અસ્ત્ર શૌર્ય ને વાણ;
ધનુષ્ય ને વળી મહાત્મા મરુત્તકુળમાં, મારો વ્યર્થ જન્મ પ્રમાણ: ૫૧
જો આ બળયકી ઉન્મત્ત થયલા, ત્રણ મળિયા મૂર્ખ;
મારી પત્ની લેઈ જીવતા પળે તો, હું ધિઃક જન્મ્યો પુર્ખ. ૫૨
એ રીતે મહાબળિષ્ટને, મહાઅરિદમન કરનાર;
દમન મહાનંદાદિક સન્મુખ બોલી, અન્ય નૃપને કેહતો સાર. ૫૩
આ કન્યકા આ બાલિકા છે, અહિં સુંદર વેશ;
અવયવ મનોહર એહના છે, મદિરેક્ષણા અંગ ઉજેશ. ૫૪
છે કુલવતી એ કામિની, જેને ઘેર નથી એવી નાર;
તેનો જન્મ છે શા કામનો, એમ વદ્યો નરિષ્યંત કુમાર. ૫૫
હે સહુ મહામાની મહીપતિ, મેં કહ્યો તેવો કરી વિચાર;
યુદ્ધ કરવા થાઓ તત્પર, કે મુને જીતી પામો નાર. ૫૬
એમ વદીને જેમ ઢાકે, અંધકાર વૃક્ષને નિર્ધાર;
ત્યમ બાણની વૃષ્ટિથકી ત્યાં, ઢાંક્યા સર્વ રાજકુમાર. ૫૭
તે વીર નરે પણ બાણ શક્તિ, ઋષ્ટિ મુદ્‌ગર ત્યાંય;
નાંખવા માંડ્યા એકીવારે, ઊભો નરિષ્યંતકુંવર જ્યાંય. ૫૮

તેને કાપી નાંખ્યા રમત રીતે, દમ મહાપરાક્રમી પૂર;
નરિષ્યતસુતના શર મૂકેલાં, કાપી નાંખતા તે ભૂર. ૫૯
તેમના દમ નાશ કરતો, એમ મચ્યુ યુદ્ધ ભરપૂર;
તે સમે હસ્તમાં ખડગ સાહી, જે ગમ દમ ઊભો હતો શૂર. ૬૦
તેના ભણી મહાનંદ ધાયો, કરી એકાએક પ્રવેશ;
તેને હસ્તમાં લેઈ ખડ્ગ આવતો, જોયો યુદ્ધ કારણ દમ નરેશ. ૬૧
તદા ઇંદ્ર જયમ વૃષ્ટિ કરે તેમ, દમે વૃષ્ટિવત મૂક્યાં બાણ;
તેનાં અસ્ત્રને સહુ બાણ કાપ્યાં, મહાનંદે ખડગથી નિર્વાણ. ૬૨
કેટલાંક શરથી તેણે બચાવી, સ્વકાયા તેણી વાર;
પછે ક્રોધ ધરી દમ રથે ચઢિયો, બળિષ્ટ મહાનંદ અપાર. ૬૩
ત્યાં જઈ યુદ્ધ કરવા લાગિયો તે, દમની સાથે કરાળ;
તેને જોઈ બહુ પ્રકારે યુદ્ધ કરતો, દમે શર મારિયાં વિકરાળ. ૬૪
જે ચપળતાથી ચેતી માર્યો, દમે મહાનંદ હૃદયે બાણ;
તે તેણે પોતાની મેળે ખેંચી કાઢયો, વીરત્વ ધારી પ્રમાણ. ૬૫
હતુ હૃદય ભેદાયલું મહાનંદનું, કિંતુ દમ સન્મુખ જાતો તેહ;
ચળકાર કરતી તરવારકેરો, ઘા મહાનંદે કર્યો દમદેહ. ૬૬
સળગતા તારા સમી ઝબકી, જોઈ આવતી તરવાર;
દમે શક્તિ નાખી તોડી તેને, લાગી નહિ ક્ષણવાર. ૬૭
વળી એક લઘુ પણ મહાકેરી ભલ્લથી, છેદ્યું મહાનંદનું શિર;
હણાયો મહાનંદ જ્યારે, ત્યારે નાઠા નૃપ તજી ધીર. ૬૮
કિંતુ કુંજિન નૃપ વપુષ્માન આવ્યો, દમ સન્મુખ તે કાળ;
યુદ્ધ રણાંગણમાં ઉતરી 'તેણે, લીધી દમતણી સંભાળ. ૬૯
તે દક્ષિણદેશના નૃપતણો કુંવર, હતો બળ ગર્વ મદથી પૂર;
ચપળતાએ કરી યુદ્ધ કરતાં, દમે કરથી ખડગ પાડયું કર. ૭૦
પછે સંગ્રામે તેના સારથિનું, મસ્તક વિડાર્યું સાર;
વળી તેની રથ ધ્વજાને કાપી, કરી જોતાં જોતા તારોતાર. ૭૧
ભમખડગ થતાં મધ્યે તેણે, અતિ કટકવતિ લીધી ગદાય;
તે તેણે પૂરી હસ્તે ધરી નહિ તાં, એવામા દમે કરી ત્વરાય. ૭૨
તેના હસ્તમા ને હસ્તમાં તે, છેદી ભેદી કરી ભિન્ન ભિન્ન;
વપુષ્માન જેવો જાય છે વળી, લેવા અન્ય ઉત્તમ શર પીન. ૭૩
તેવોજ તેને વીંધી શરથી, દમે પૃથ્વી પાડયો ભૂપ;
પૃથ્વી પર પડયો વિહ્વળ થયો તે, વળી કપિત કાય થઈ કુરૂપ. ૭૪
તે રાજસુત વપુષ્માનકેરી, ગઈ યુદ્ધ કરવાની મતિ જેહ;
તેને જોઈ યુદ્ધથી નિવૃત્તિ પામ્યો, તદા ધર્મ વિચારી દમ તેહ. ૭૫

નવ અસ્ત્ર વિહોણા અરિને કદી, મારવો નિર્વાણ; ।
એમ સમજી પૃથ્વીપર પડ્યો મૂર્છી, ચાલ્યો ઉદાર ધર્મ પ્રમાણ. ૭૬
મન પ્રસન્ન થઈ લેઇ સુમનાને, ચાલવા લાગ્યો ભૂપ;
તદા દાશાર્ણ નૃપે પ્રીતિ સહિત, દશ દિન દમ રાખિયો અનૂપ. ૭૭
સુમનાનો વિધિપુરસ્સર, આદરિયો વિવાહ;
પદ્મિની પરણી દમ રહ્યો ત્યાં, દાશાર્ણ દેશે પૂર્ણ પ્રવાહ ૭૮
તેને કેટલાક દિન એમ વીત્યા, પછે થયો સ્વગેહ જાવા સજ,
દાશાર્ણના નૃપતિએ આપ્યા, તેને હય રથ બળદ ને ગજ. ૭૯
અતિ ખાતે ખચ્ચર આપિયાં, વળી અર્પ્યાં ઉષ્ટ્ર તો અનેક,
દાસી દાસ વસ્ત્રાભૂષણ આપ્યાં, જોઈ જામાત વર વિવેક. ૮૦
ઉત્તમ સાહિત્ય ધનુષ્યાદિ સ્યંદન, વળી અન્ય અર્પિયાં ભાજન;
ઇત્યાદિક પરિપૂરણ દઇને, કર્યો વિદાય કરી પૂજન ૮૧*
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, નરિષ્યતસુત દમચરિત;
ત્રયસ્ત્રિંશાધિકશતતમોઽધ્યાય જ્યાં, ત્યાં થયુ પૂરણ પ્રીત. ૮૨

વલણ

પૂરણ પ્રીતે ચરિત્ર ગાયુ, જન ચાતુર્વિંશીએ આજ જે,
પાધરું થાવા પુરાણીઆવા, પૂર્ણ થાવા આવ્યુ તમ કાજરે ૮૩

---

## કડવું ૨૧૨ મું.

### રાગ મારુની ચોપાઈ.

માર્કંડેય કેહ મહામુનિ, તે દમ રાજકુવર મહાગુણી;
સુમના પત્ની પામ્યો પ્રખ્યાત, જઈ નમ્યો વૃદ્ધને ચરણે વિખ્યાત. ૧
જોઈ સ્વમાતા પિતાને કર્યો પ્રણામ, સુભ્રૂ સુમના નમતી વૃદ્ધને તે ઠામ,
કર્યો સાસુ સસરાને નમી નમસ્કાર, સુણ દ્વિજસત્તમ ક્રૌષ્ટુકિ સાર. ૨
તે વૃદ્ધ માતાપિતાએ ત્યાંય, આનદી અભિનદન આપ્યુ જ્યાંય,
પછે હર્ષિત થઈ દીધો આશિર્વાદ, ગજર્યાં જ્યાં ત્યાં ઉત્સવકેરો નાદ ૩
સ્ત્રી પરણી દાશાર્ણ નગરથી આવ્યો, તે નરિષ્યતે મહોત્સવ ઉપજાવ્યો,
થયો દાશાર્ણાધિપતિ સમો સમધી, વળી ધીંગ મચતાં થયો દઢ ધંધી. ૪

---

* ૮૧ મી કડી પછી નીચેની કડી વડોદરાની પ્રતમા છે –
હે પુરાણી કામ મોહે આમ થાયે, વામ નામ ભજતા સાર,
સમતે ધામમા નવ ધ્યાન કોઈને, પણ જુએ બેઠો મુરાર

સર્વનૃપને છતી આવ્યો કુમાર, એ સહુ સુણી નરિષ્યંત આનંદ્યો અપાર;
પછે સુત નરિષ્યંતનો દમ, નીરખી સુમના રંભાસમ. ૫
લાગ્યો તેની સાથે કરવા વિહાર, ઉત્તમ ઉદ્યાન ઉપવન મોઝાર;
મેહેલ મંદિર પર્વત મધ્ય, ઇત્યાદિક સ્થળ નીરખી અવધ્ય. ૬
લાગ્યો લલનાશું કરવા કામકેલિ, તમ ત્યમ વરસ્વરૂપા થની અલબેલી;
એમ વિહાર કરતાં વીત્યાં ઘણાં વર્ષ, કરે કામકેલિ સુમના પામી હર્ષ. ૭
પછે રહ્યો મહિષિને મહાગર્ભ, જન્મ્યો સુત શત્રુકેરો શર્ભ;
નરિષ્યંત વિધ વિધ ભોગવી ભોગ, પછે પામી વિરામ ને ધર્યો જોગ. ૮
વૃદ્ધવય જોઈ પોતાતણું, તેણે કર્યું મન અતિ દયામણું;
પછે દમને બોલાવ્યો ત્યાંય, રાજ્યમંત્રી મહાજન મળિયા જ્યાંય. ૯
સર્વની સંમતિ લેઈ સાર, કર્યો દમને રાજ્યાભિષેક નિર્ધાર;
પછે સાથે લેઈ ઇંદ્રસેના નાર, થઈ તપસ્વી ગયો વન મોઝાર. ૧૦
ત્યાં વાનપ્રસ્થાશ્રમ તેણે ધાર્યો, જેણે એ માર્ગ તરવાનો વિચાર્યો;
પછે ધ્યાની થઈ બેઠા ત્યાં ભૂપ, કરે સેવા ઇંદ્રસેના અનૂપ. ૧૧
હવાં બેઠા રાખી નૃપને અહીં, જઇએ જોવા દમનું ચરિત જહીં;
તેમાં થાશે એ નૃપનુ દર્શન, સુણશે ભણશે તે થાશે પ્રસન્ન. ૧૨
પાપ સંતાપ ટળશે સર્વ, ટળી જાશે તન મનકેરા ગર્વ;
થશે શ્રોતા વક્તાનું કલ્યાણ, સુણશે ભણશે નરિષ્યંત ચરિત પ્રમાણ. ૧૩

વલણ.

નરિષ્યંતચરિત્ર પ્રમાણ કરતાં, તરશે શ્રોતા વક્તા જન રે;
ભટ પ્રેમાનંદ હરિ સ્મરી, ગાયે સૂર્યવંશ પાવન રે. ૧૪

—:—

## કડવું ૨૧૩ મું.

### રાગ સોરઠી.

ગુરુગણપતિ શારદા, નારદાદિ કરું પ્રણામ રે;
હવાં આ ગ્રંથ મધ્યે છેલવેલી, કરો કૃપા મહાધામ રે. ૧
સુરગણ કૃપા કરો મુજ ઉપર, જેણે થાય તમારું પણ કામ રે;
હું એક વાર વિનતિ કરું, તે અનેક મુખે થાય મહાનામ રે. ૨
જો દેવ રીઝો સેવ કરતાં, તો શું આ સેવ નવ કેવાય રે;
જો કેવાય તો કરુણા કરો, ગુણ દ્વિજ તમારા ગાય રે. ૩
નરબુદ્ધિએ કઇનું કંઇ કેહ, કિંતુ ક્ષમાભૂષણ આપ મનાવ રે;
એ ન્યાયથી કરુણા હું વાંચ્છું, તન મને રાખી ભરપૂર ભાવ રે. ૪

માર્કંડેય કેહ ક્રૌષ્ટુકિ પ્રતિ, સુણાવું દમચરિત્ર નિર્ધાર રે;
નરિષ્યંત નૃપ વનમાં ગયો, દમ થયો પૃથ્વીપતિ તે વાર રે. ૫
તે પૂર્વજને પંથે પળ્યો, કર્યા ઘણા યજ્ઞ ને યાગ રે;
વપુષ્માન સાથે યુદ્ધ મોટું, કરી જીતિયો માહભાગ રે. ૬
એકાએક ક્રૌષ્ટુકિ બોલ્યો, કહો એ કથા મુનિદેવ રે;
હું એક ચિત્તે સર્વ સાંભળું, તજી તન મનથકી અહમેવ રે. ૭
માર્કંડેય કેહ સંક્રદન નૃપનો, મહાદુરાચારી પુત્ર રે;
વપુષ્માન દક્ષિણ દેશનો, જેનું એ દિશાએ ધરસૂત્ર રે. ૮
તે સ્વલ્પ સેના સાથ લેઈ, મૃગયા કરવા ગયો વનમાંય રે;
તેણે મલિન દેહવાળો નિરખિયો, નરિષ્યંત તપસ્વી ત્યાંય રે. ૯
તપવડે કૃશ થઈ કામિની, એવી ઇંદ્રસેના જોઈ નાર રે;
તેને પ્રેમ આણી પૂછિયું, તું કોણ છે નિર્ધાર રે. ૧૦
તું છું બ્રાહ્મણી કે અન્ય જાતિ, વા વનવસતા ક્ષત્રીકેરી કામિની રે;
વાનપ્રસ્થાશ્રમી કોઈ વૈશ્યકેરી, શું તું છું સ્વરૂપા ભામિની રે. ૧૧
જે હોય તે કેહ સર્વ મુજને, તું તપાચરણને નથી યોગ રે;
વામલોચના થઈ વૃદ્ધ અતિ તું, તારે જુવતી ન જોઇએ જોગ રે. ૧૨
તદા મૌનવ્રતધારી નૃપ બેઠો, તે નરિષ્યંત ન બોલ્યો કાંઈ રે;
કિંતુ ઇંદ્રસેનાએ કહ્યું તેને, જેવું હતું સર્વે ત્યાંહી રે. ૧૩
આ દમ નરપતિકેરા પિતા છે, છું હું દમ સાર્વભૌમની માત રે;
વાનપ્રસ્થાશ્રમી થઈ રહ્યાં અહીં, એ અમારું ચરિત્ર છે પ્રખ્યાત રે. ૧૪
માર્કંડેય કેહ સુણ્ય ક્રૌષ્ટુકિ, વપુષ્માને ઓળખ્યો નરદેવ રે;
તેને પૂર્વ વૈર તાદૃશ થઈ ગયું, જે હણ્યો દમે મુજ અહમેવ રે, ૧૫
મારા અરિકેરા આ પિતા, આજ આવી ચઢ્યા મુજ હાથ રે;
એમ વદી અતિ કોપ કરીને, ઝાલ્યો જટાએ નરનાથ રે. ૧૬
ઇંદ્રસેના હાહા કરી, આણી અશ્રુ નેત્રમાં અપાર રે;
ગદગદ સ્વરે પોકાર કરતી, પણ કો ન સુણે તેની વાહર રે. ૧૭
એવામાં તો ખડગ ખેંચી, બોલ્યો વપુષ્માન તે વાર રે;
જેણે સંગ્રામમાં હરાવ્યો મુને, પ્રિયા લેઈ ગયો સુમનાનાર રે. ૧૮
તેજ આ દમના પિતાને, હું આજ નાંખીશ મારી રે;
જોઇએ ઉગારે ક્યમ દમ એને, એમ વદ્યો દુષ્ટ ખુંખારી રે. ૧૯
જેણે કન્યાઅર્થે રાજકુંવરને, ભુજાવિયાતા ધરણી રે;
તે દુર્મતિમાનકેરા પિતાને હું, હણું દમ જુએ મારી કરણી રે. ૨૦
એ મહાદુરાત્મા સંગ્રામ મધ્યે, છે ગર્વતણો મૂર્તિમાન રે;
તે અટકાવી દમ ક્યમ રેહ આજે, તે હું જોઉં છું બળવાન રે. ૨૧

હું તેના પિતાને આહણું છું, માર્કંડેય કેહ એમ ભાખા રે;
દુષ્ટ વપુષ્માને ઇંદ્રસેના, ત્યાં અતિ રકની રાખી રે. ૨૨
હાં કહી ધાયો હાકટી, મારી છાણમાં તરવાર રે;
નરિષ્યંતકેરું શીર્ષ તેણે, કાપી લીધું તે વાર રે. ૨૩
એ જોઇ તે સ્થળના મુનિ સહુ, વળી વનવાસી બીજા જેહ રે;
કેહ ધિક્ છે તુંને ધિક્ છે, બંજો વપુષ્માન તારી દેહ રે. ૨૪
વાનપ્રસ્થાશ્રમ ધરીને, રહ્યો મુનિવેશે રાય રે;
તેને અધમ તેં કયી પેર માર્યો, એ શું ક્ષત્રીધર્મ કેહવાય રે. ૨૫
તેણે કાન ધર્યું નવ કોઇનું, ગયો વનમાંથી ચાલી ઘેર રે;
તે ગયા પુઠે ઇંદ્રસેના, ધરતી મન વિષે મહાવેર રે. ૨૬
તેણે એક શુદ્ર તપસ્વી તેડિયો, મોકલ્યો તેને દમ નગરે જાણ રે;
તેને કહ્યું જા તુ ઉતાળો, મુજપુત્રને કહી દાખ્ય મુજ વાણ રે. ૨૭
વા તું સર્વ જાણે વારતા, માટે તુને ફરી નવ કહું હુંય રે;
તદપિ રાયનું અપમાન કરિયું, એ ઓછો ગજબ છે શુંય રે. ૨૮
એમ ધારી કહું તુજને, જેથી થાય મુજ મન શાંત રે;
તું મારુ કહ્યું સહુ જઈ કેહજે, હે શુદ્ર તપસ્વી મહા દાંત રે. ૨૯
મારા સ્વામીએ અર્પ્યો તુજને, ચતુર વર્ણાશ્રમ પાળનાર રે;
રાયનો અધિકાર સર્વે, તો તું આવો કયમ થયો આ વાર રે. ૩૦
નથી કરતો તપસ્વીતણું તું, રક્ષણ રુડી રીત રે;
એ શું ઘટારત છે તુજને, કયમ બંધાઇ બેઠા પ્રેમની પ્રીત રે. ૩૧
તું પૃથ્વીપતિ છે સુત મારો, છતાં નરિષ્યંત મારો સ્વામ રે;
તપાચારી થઈ રહ્યો બેસી, વળી હું વિલપતી રહી વામ રે. ૩૨
તે માર્યો ગયો અનાથપેરે, ઝાલ્યા જેના કેશ વિણ અપરાધ રે;
હણ્યો બલાત્કારે વપુષ્માને, તવ તાત વિણ અપરાધે સાધ રે. ૩૩
એવું છે માટે સુત મારા, આચર્ય જેમ ન થાય ધર્મનો લોપ રે;
હવાં વધુ કેહવા જેવું નથી કાંઈ, ન ચડે પિતાવધે કોને કોપ રે. ૩૪
હું તાપસી છું તનુજ મારા, માટે કહું એટલું આજ રે;
તારા તપસ્વી વૃદ્ધ પિતા હણિયો, વિના અપરાધથી મહારાજ રે. ૩૫
તેને શાસન જેહ કરવું ઘટે, તેનો કરી જો તું વિચાર રે;
છે શુર સામંદ મંત્રી સર્વ તારા, નીતિશાસ્ત્રાર્થ જાણનહાર રે. ૩૬
તે મંત્રી સાથે મંત્ર કરીને, જે કરવું ઘટે આ વાર રે;
તે સત્વર થઈ કર સુત તું, એમ કાહાવે સુતને નાર રે. ૩૭
હે દમરાજન કર આમ તું એવું, પુનઃ કેવાનો અધિકાર રે;
તે તપસી થાતાં તનુજ ગયો છે, સુણ સુત શાણા સાર રે. ૩૮

વિદૂરથકેરા બાપને જ્યારે, યવને હણ્યા મહાશૂર રે;
ત્યારે તેણે યવનકુળનો નાશ કરિયો, વંશ નિર્મળ કરી ભરપૂર રે. ૩૯
જંભાસુરકેરા પિતાને, સર્પે દંશ કરિયો હતો રે;
તે કારણ માટે તેણે સર્પક્ષય કર્યો, પાતાળ સુધી તો છતો રે. ૪૦
પરાશરે સ્વશક્તિ પિતાને, રાક્ષસે હણિયો સાંભળી રે;
રાક્ષસકુળમાં વહ્નિ નાંખી, અરિ ઇચ્યાની આશા નવ ફળી રે. ૪૧
સ્વપક્ષકેરા કોઈનું, જેહ થાય અતિ અપમાન રે;
ક્ષત્રિય સહી શકતા નથી, ને એમ કેહ શાસ્ત્ર ને પુરાણ રે. ૪૨
તો હણ્યો એણે પિતા તારો, તેની કેથી પેર કેવી વાત રે;
તુજ પિતાને એણે હણ્યો, વા તને કર્યો શસ્ત્રનો ઘાત રે. ૪૩
એજ વારે ન કાંઈ જાણવું, પણ માનવું હણાયો તુંજ રે;
જે ઘા કર્યો તે તુજ ઉપર, માનું સુત પડિયો તુંજ રે. ૪૪
જેણે વનવાસી તાપસ ઉપર, કર્યો શસ્ત્રપાત પ્રમાણ રે;
તેના શસ્ત્રકેરો ભય કશો છે, તું સહુ સમજ જાણ સુજાણ રે. ૪૫
કિંતુ એ રાયકેરા પુત્ર સર્વ, તુજ અસ્ત્રથી નિર્વાણ રે;
ભય પામો કે ન પામો પછે, કિંતુ તુજ ઉપમઈ થયો પ્રમાણ રે. ૪૬
એમાં ન સંશય છે કહીં, સુણ મહાપવિત્ર મોટા રાય રે;
પરિજન જ્ઞાતિ બંધવ સહિત, વપુષ્માનપ્રતિ ધરે તે કસ્ય મહાકાય રે. ૪૭
માર્કંડેય કેહ એ રીત તેને, કાઢવી મોકલતી મહારાણી રે;
દુત વિદાય કર્યા પૂઠે તે, શું કરતી ઇંદ્રસેના ગુણખાણી રે. ૪૮
શબ સ્વામીકેરું હસ્તમાં લેઈ તેણે, કર્યો અગ્નિપ્રવેશ રે;
જો વેર કરશો પુરાણી તો, હરવો થશે આવો વેશ રે. ૪૯
ઇતિ શ્રી માર્કંડેયપુરાણે, નિરિષ્યંતવધ દમચરિત રે;
થયો ચતુસ્ત્રિશદધિકશતતમોધ્યાય, કરી પ્રેમાનંદ પ્રભુએ પ્રીત રે. ૫૦

વલણ.

પ્રેમાનંદ પ્રભુએ પ્રીત કીધી, દીધી આશિષ રુડી આજ રે;
હવાં આવી રહ્યું પુરાણી બાવા, આરંભેલું અંતે કાજ રે. ૫૧

---

## કડવું ૨૧૪ સું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કેહ ઇંદ્રસેનાએ જેને, આજ્ઞા કરી મોકલિયો છુ;
તે રુદ્ર તપસ્વી દમભણી આવ્યો, તેણે મહારાજાને કહિયોછ. ૧

જે પેર પૂર્વે ઇંદ્રસેનાએ કહ્યું, તે પેરે કહ્યું સહુ તેણે જી;
દમપિતા મૃત્યુની વાત નિવેદન, કરી જુક્તિ જુક્તિએ જેણે જી. ૨
ચંદ્ર તપસ્વિએ પિતામરણની, કહી વાત વિસ્તારી જી;
તે સુણતાં થઈ દશા દમની, આજ સર્વ કહું અવિધારી જી. ૩
પ્રદિપ્ત પાવક જેમ હુતધન પામી, બળવા માંડે બળમાં જી;
તેવી ક્રોધાગ્નકેરી જ્વાળા, લાગી દમહૃદય નિર્મળમાં જી. ૪
હે મુનિસત્તમ તે વીર ક્રોધાગ્નિએ, થઈ પ્રજ્વલિત પૂર જી;
હસ્તેહસ્ત ઘશીને બોલ્યો મુખ, આવું વાક્ય મહાશૂર જી. ૫
હું પુત્ર સજ્જન છતાં શું માર્યો, અનાથની પેરે મમ બાપ જી;
મારા કુળને તુચ્છકાર્યું તે દુષ્ટે, જેણે માપ્યું ન મારું માપ જી. ૬
જો હું નપુંસક થઈ ક્ષમા કરું તો, નિંદે જગતના લોક જી;
દુષ્ટનાશ સદાચારીનું રક્ષણ, માન્યો ક્ષત્રીધર્મ એહ અશોક જી. ૭
પિતા હણેલો જોઈ જે જીવે, તે દુષ્ટ જીવ્યાથી શો લાભ જી;
ઉપકારી નથી કંઈ જગતતણો એ, પોલો ઢંઢ માનો આભ જી. ૮
હા જનક કહી વિલપ્યાથી શું, ત્યારે શું કરવું જોઈએ આજ જી;
જે કરવું ઘટે તે હું કરીશ જાતે, મને માન્યું એહ શુદ્ધ કાજ જી. ૯
જો હું વપુષ્માનકેરા અંગ મધ્યેથી, નીકળેલા શોણિતવડે જી;
મારા પિતાનું તર્પણ કરું નહિ, તો આ દેહ અગ્નિમાં પડે જી. ૧૦
તેના રુધિરથી જલાંજલિ, ને માંસથી કરાવું ન ભોજન જી;
વા પિતાને પિંડપ્રદાન કરું નહિ, તો નાંખું અગ્નિમાં આ તન જી. ૧૧
જો કોઈ સુર અસુર યક્ષગંધર્વ, વિદ્યાધર વા સિદ્ધ સમુદાય જી;
સહાય કરવાને આવે તો, મારા શસ્ત્રાસ્ત્રથી ભસ્મ તે થાય જી. ૧૨
મહાક્રુર અત્યંત અધર્મી, તે જન નિંદકને મારી જી;
ક્ષણિકવાસીને યુદ્ધમાં પાડી, હું ભોગવીશ ભૂમિ સારી જી. ૧૩
એમ કરતાં નહિ મરાય જો તે, તો હું કરીશ અગ્નિ પ્રવેશ જી;
અત્યંત દુષ્ટમતિવાળાએ, નરિષ્યંત તપસ્વી માર્યો નરેશ જી. ૧૪
વનવાસી સાધુતણી ક્રિયાઓ, દહન કરતા એહ જી;
તે અધમોધમ મહાદુષ્ટને, હું પણ હણીશ નિઃસંદેહ જી. ૧૫
તેના સર્વ બાંધવને મિત્ર પદાતિ, હસ્તિ સૈન્ય સહિત જી;
અધુના હું હણી હરખાઇશ, દેખાડીશ દુષ્ટને દુષ્ટ રીત જી. ૧૬
હસ્તમાં ધનુષ્ય ખડગ ગ્રહીને, વળી બેશી રથ મોઝાર જી;
શત્રુ સૈન્યમાં આજ હું, કરી નાંખું તેમનો સર્વ સંહાર જી. ૧૭
તે નિર્જર વિમાનમાં બેશી જુઓ, યુદ્ધ કરવા આવનાર જી;
તે દુષ્ટને સાય કરવા જે જશે, તેનું કુળ મૂળમાંથી હરનાર જી. ૧૮

વળી બાહુ માત્ર છે સેના જેની, જેવો હું થઈ ઉભો છું સજ જી;
કદા તેનું રક્ષણ કરવા કાજે આવે, વજ્રધર ઈંદ્ર બેશી ગજજી. ૧૯
વા કોપથી ભયાનક દંડ લેઈ, યમરાજા આવે સામે જી,
યતી દરે ધનદ વરુણ કે, અરિહા સ્વતેજ નામે જી; ૨૦
તોયે હું ઉત્તમ તીક્ષણ બાણે, આચ્છાદી લેઈશ તેને જી;
હું સમર્થ પુત્ર સમક્ષ છતાં, થઈ નિયમિત વૃત્તિ જેને જી. ૨૧
સદૈવ વનમાં વાસ કરતા, કરતા ભૂમિ પડેલા ફળનુ ભોજન જી;
સર્વ પ્રાણીમાત્રના પવિત્ર મિત્ર જે, મારા પિતા પાવન જી. ૨૨
તેમને હણનારાકેરુ આજે, આમિષશોણિત સર્વ જી;
ગૃધ્ર તૃપ્ત થતા સુધી ખાઓ, માની મનથી મોટું પર્વ જી. ૨૩
સુત ઉપજાવો તો ઉપજાયો આવા, પુરાણી બાવા તમે જી;
માર્કંડેય રાંડે જાયા, તે કામ આવે ન સારે સમે જી. ૨૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, દમચરિતનામ જી;
પચત્રિંશદધિકશતતમોઽધ્યાય, યથો ભજતાં સીતાપતિ રામ જી. ૨૫

વલણ.

સીતાપતિ રાય ભજતાં જન, તર્યાં કોટ્યાનકોટિ જાણ રે;
તો કયમ પુરાણ મારું થશે ન પૂરું, નિરખો પુરાણી કરી પ્રમાણ રે. ૨૬.



તેથી તેના અંગના સંબંધે જાણ, માની વપુષ્માનને નૃપ પ્રમાણ;
તેના પ્રશ્નના ઉત્તર આપ્યા યથાર્થ, તેથી તેનું કારજ થાતું સાર્થ. ૭
તેણે વામ હસ્તે ધરી તરવાર, હણ્યો જટા ઝાલી જટિલ નિરધાર;
તે દુષ્ટે લોકનાથ અનાથની પેર, મારી નાંખ્યો સંભારીને વેર. ૮
મારી માતે મોકલ્યો મુને કેવા સંદેશો, ગઈ સ્વર્ગ ધરી અંતર અંદેશો;
હા ધિક ધિક બોલી બહુવાર, સ્વઅમંગળ મંદભાગ્ય નિંદી સાર. ૯
બળી મોઈ અગ્નિ મધ્ય બાઈ, ધિક ધિક હું પુત્ર કમાઈ;
દુઃખે કરી નરિષ્યંતને આલિંગન, ગઈ સ્વર્ગે થઈ સતી પાવન. ૧૦
તેણે જતાં જતાં કહ્યું છે જેહ, તે તો મારે કરવું સર્વે તેહ;
તમો થાઓ સત્વર સહુ તૈયાર, હસ્તિ રથ અશ્વ લેઈ આ વાર. ૧૧
પાયદલાદિક ચતુરંગ સેન, વળી યોદ્ધા લેઈ ચઢો સહુ એન;
લીધા વિના પિતાકેરુ વેર, પિતૃઘાતકનો કર્યાં પાખે કેર. ૧૨
માતાનું વચન માન્યા વિના, શું હુને જીવવું ગમે થઈ રહી દીના;
માર્કંડેય કેહ મંત્રીએ ત્યાંય, સુણ્યું વચન નૃપનું જ્યાંય. ૧૩
કે અતિ ગ્લાનિ પામ્યા સહુ તેહ, હા હા શબ્દ ઉચરવા લાગ્યા એહ;
મહામંદભાગ્ય કહી કહી દેહ, સેન સજ્જ કરવા લાગ્યા સહુ તેહ. ૧૪
મળ્યાં સેના સેવક ને પરિવાર, વાહન આહન વળી અપરમપાર;
દમે કર્યા સર્વેને ત્યાં તૈયાર, વળી પૂર્વગામી કરી તે વાર. ૧૫
નીકળ્યો અરિના પુર ઉપર, તદા ત્રિકાળદર્શી દ્વિજ આવ્યા મહાવર;
દીધા પુરોહિતે આશિર્વાદ, ભણી વેદમંત્રને સરવે સાદ. ૧૬
મૂકતો મહાસર્પની પેઠે નિશ્વાસ, આવ્યો દમ રાજા વપુષ્માન પાસ;
હણ્યા દેશ સીમાને સાચવનાર, સત્વર કર્યા એવા સામંત તારતાર. ૧૭
વળી આવ્યો દક્ષિણ દિશા ભણી નૃપાળ, તેણે આવતો જાણ્યો સંક્રંદનબાળ;
સુણી વપુષ્માન ભરાયો ક્રોધે, જાણ્યું દમ આવ્યો છે મારી શોધે. ૧૮
પરિવાર પ્રધાન સેન સમેત, ચઢી આવ્યો રાજા કરી શું વૃષભકેત;
તેપણ કેપાયમાન થયો નવ તેહ, દેતો સેન સજ્જ કરવા આજ્ઞા એહ. ૧૯
જ્યાં સજ્જ થઈ ગઈ સહુ સેન, કે દર્શાવ્યાં યુદ્ધનાં તેણે ચેન;
નીકળ્યો નગરની બાહાર રાય, પછે કેહણે મોકલિયો દૂત ત્યાંય. ૨૦
દૂત દમને કહેનો જઈ, અતિ શૂરો પૂરો સામદ થઈ;
વપુષ્માન કેહ વેહલો તું આવ, તારા નરિષ્યંતને ધર્યાં મૂકાવ. ૨૧
તે સ્વર્ગે બેઠા જુએ છે તારી વાટ, હે ક્ષત્રબંધુ કરીશ નવ ઉચ્ચાટ;
હું કુટુંબ સહિત તેની પાસ, આજ મોકલીશ ત્રેવડી તુંને ત્રાસ. ૨૨
મારા બાહુબળથી છૂટેલાં બાણ, કરે છે તારું રકત પીવાની તાણ;
છે ઘણા દિનથી તરસ્યા એહ, તે સંગ્રામે રુધિર પીશે ભેદી તારી દેહ. ૨૩

દૂતે કહેલા જે જે બોલ, તે દમ સાંભળી કરતો તોલ;
પૂર્વે કરી સ્મરી પ્રતિજ્ઞા ત્યારે, ચક્ષુશ્રવાવત * ફુફવતો વારેવારે. ૨૪
ગયો વપુષ્માન સામે સત્વર, આવી ઊભો લડવાને દમ મહાવર;
વપુષ્માનની સૈના મધ્યે જેહ, અતિ બળદર્શક ધરતો દેહ. ૨૫
તેને બોલાવ્યો પ્રથમ સામે તેણે, કરી પિતા કાજે દઢ પ્રતિજ્ઞા જેણે;
થવા માંડયું દમ વપુષ્માનનું જુદ્ધ, વઢે રથી રથી સાથે થઈ ક્રુદ્ધ. ૨૬
લડે છે હસ્તી હસ્તી સઘાત, કરે છે અસવાર અસવારને ઘાત;
ભાથી ભીડતા સાથી વખોડી, એવી બાથી ઘણી ત્યાં જોડાજોડી. ૨૭
અહો વિપ્રસત્તમ તેણે ઠાર, મહાઘોર સગ્રામ પ્રવર્ત્યો સાર;
જોવા આવ્યા સુર સિદ્ધ ગંધર્વ, યુદ્ધ જોઈ રાક્ષસ તજતા ગર્વ. ૨૮
અહો વિપ્ર લડવા લાગ્યો દમ જ્યારે, વસુંધરા કંપવા લાગી છે ત્યારે;
કોઈ રથી સારથી કે મહાહાથી, ભલે ઘોડેસ્વાર કે હોય ભાથી. ૨૯
દમકેરાં છૂટે જ્વ બાણુ, નોતો કોઈ સહન કરી શકે જુદ્ધો જુવાન;
એવું જોઈ વપુષ્માનનો સેનાપતિ, આવ્યો દમ સામે ક્રોધી દુર્મતિ. ૩૦
લડવા લાગ્યો દાવ કરી વિધ વિધ, હરિ દમે યોગમથી તેની નિધ,
એક બાણુ હૃદેમાં માર્યો કરાળ, પામ્યો વિંધાઈ નિધન તતકાળ. ૩૧
જદા સેનાપતિ પડ્યો માન્યો શૂર, તદા વપુષ્માન સૈન નાસવા લાગ્યું પૂર;
આવતો નીરખી સૈનનાયક વપુષ્માન, શત્રુદમન દમ કેહવા લાગ્યો મહાન. ૩૨
અહો અધમોધમ દુષ્ટ ચાંડાળ, હણ્યો તપસ્વી અસ્ત્રવિહીન તેં ભૂપાળ;
વ્રતધારી નિયમધારી નરદેવ, હણી હવાં નાસે કાં તતખેવ. ૩૩
તું છુ ક્ષત્રિય 'વળ્ય, 'વળ્ય પાછો, આમ કેમ હીંડે છે આછો આછો;
વપુષ્માન કેહ મૂકય મૂકય બડાઈ, એમ વદી આવ્યો લડવા લઇ ભાઈ. ૩૪
પુત્ર બાંધવ સબધ શૂર, કોઇને નવ રેહવા દીધા તેણે પૂર;
થઈ રથારૂઢ ને લઢવા લાગ્યો, જેણે મોખરો દમતણો નવ ત્યાગ્યો. ૩૫
ધનુષ્ય ભરી બાણુ મૂકયા અસખ્યાત, કરી દિશા વ્યાપ્ત ને શર વરસાત;
ઢાંકયો દમને રથ સહિત શરજાળ, વળી ગર્જ્યો વપુષ્માન કરાળ. ૩૬
પછે પિતાવધક્રોધે પૂરાયલા દમે, સત્વર શર કાપી નાખ્યાં જે ભમે;
વીંધ્યા બીજા બાણે તેમના દેહ, એકએક બાણે પ્રાણુ હરતો તેહ. ૩૭
પેહલે માર્યાં વપુષ્માનના કુમાર, સહુ બાંધવ સંબધી તે વાર,
ગણી ગણી મૂકતો એક બાણુ, તે હણી હણી આવતા નિર્વાણુ. ૩૮
હણાયા પુત્ર મિત્ર બાંધવ જેના સાર, એવો વપુષ્માન ક્રોધ કરી તે વાર;
રથારૂઢ થઈ નાંખે સર્પ સમ નિશ્વાસ, ઉપજાવ્યો શરે કરી સગ્રામે ત્રાસ. ૩૯

* સર્પ સર્પને આંખ હોય છે, પણુ કાન નથી હોતા કહે છે તે આંખે સાંભળે છે.

વારેવારે યુદ્ધ કરવા દોડી આવે, જેમ અતિ પતંગને દીપ ભાવે;
હે મુનિસત્તમ દમે જોયો તે ભમે, વળી નાંખતો તે બાણ ચોગમે. ૪૦
દમે જોત જોતામાં છેદ્યાં બાણ, કાયા ભેદી નાંખી છે નિર્વાણ;
પછે થઈગયા ઉભયસન્મુખ, મારવા માંડ્યાં બાણ તાણી તાણી રૂખ. ૪૧
ભાગ્યું વપુષ્માનનું દમે ચાપ, વપુષ્માને મારી સાંગ અમાપ;
દમનું કાર્મુક કટકા કીધું, ઉભય વીરે વેર બરાબર લીધું. ૪૨
છે પરસ્પરે જીતવાની ઇચ્છા જેને, હણ્યો; હણ્યો માને છે મન જેને;
એવા વીર તીર વિના થયા ત્યાંય, તદા યોધ ત્વરાએ ધાતા જ્યાંય. ૪૩
ઉભય ધરી હસ્તમાં ખડગ કરાળ, કૂદી પડ્યા સ્થપરથી તે કાળ;
પરસ્પર ખેલવા લાગ્યા ખેલ, કરવા માંડી લઘુલાઘવી મહામેળ. ૪૪
આ હણાયો ને આ જીત્યો, રે આ હણાતો થયો શોભિતો;
એમ એકમેકને જીતી જાતા, પછે પૂર પંચાનન વિકરાતા. ૪૫
ઘા દમને ખડગનો લાગ્યો, તે જોઈ વપુષ્માન અનુરાગ્યો;
તદા મહાવનમાં હણાયલા બાપ, ધ્યાન તેનું ધરતો દમ અમાપ. ૪૬
તેનું સ્મરણ થાતામા થયો સંતાપ, પ્રગટ્યો દમ અંગોઅંગે અતિ તાપ;
તેણે ધાઈ ધર્યા વપુષ્માનના કેશ, ખેંચી સત્વર ભૂમિ પાડ્યો નરેશ. ૪૭
પછે મૂક્યો તેની ગ્રીવાપર પગ, તદા વપુષ્માન થયો હડબગ;
તદા દમે ઉંચો કર્યો અતિ હસ્ત, બોલ્યો મુખ હે શૂર સમસ્ત. ૪૮
માનવી દાનવી નાગ મહાભાગ, જુઓ જીવ જંતુ પક્ષી આ જાગ;
હું આ અધમ ક્ષત્રી વપુનું માન મોડું, આજ હૃદય અદય થઈને હૃદય તોડું. ૪૯
એમ ભાખી દમે તે વાર, ફાડ્યું ફેડ્યું અરિ હૃદય નિરધાર;
નીકળ્યો તે મધ્યથી રુધિર પ્રવાહ, તે પાન કરવા તત્પર થયે વદી વાહ. ૫૦
કિંતુ તેમ કરતાં તેને ત્યાંય, અટકાવ્યો સુરગણે આવી જ્યાંય;
પછે તેના રક્તથકી નિર્વાણ, અર્પી જલાંજલિ પિતાને પ્રમાણ. ૫૧
થયો પિતૃઋણથકી એમ મુક્ત, પછે રહ્યું બાકી શું કરતો સંયુક્ત;

થાય પાપમુક્ત નર પ્રમાણ, વળી અપુત્ર હોય તો થાયે સુજાણ;
છે દમનું ચરિત્ર પાવન અતિ, પુરાણી ચરિત્રની સોંતી ગતિ. ૫૭
જો વૈર કરો તો આવા થાઓ, શું ખૂણે બેશી ગળ્યો ગોળ ખાઓ;
છે કરવુ કરવુ તરવુ એક વાર, ડરવું વરવુ હરવુ છે વારવાર.' ૫૮
એવો કરી વિચાર થાઓ સામા, નહિ તો રહો નમી પુરાણી નકામા,
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે આમ, દમચરિતે વપુષ્મદ્વધો નામ ૫૯
થયો ષટ્ત્રિંશદધિકશતતમોધ્યાય, દમચરિત્ર સુણે ભણે તે નાકે જાય,
સંવત સત્તરસેં પાસઠ્ય માંય, સંપૂર્ણ દમચરિત્ર થાયે આંય. ૬૦

વલણ.

અહિયાં દમચરિત્ર સપૂર્ણ થાયે, દમ જાયે પુરાણી દેવ રે;
મૃપક ન હોયે દરદરે, નીકળે કઈ મણિધર તતખેવ રે. ૬૧



## કડવું ૨૧૬ સું.

### રાગ ધનાશ્રી.

પક્ષીઓ કેહ જૈમિની વિપ્ર જી, મહામુનિ માર્કંડેય કથા કહી ક્ષિપ્ર જી;
ક્રૌષ્ટુકિ મુનિને કથા કહી દાખી જી, વિદાગીરી આપી સમ્યક્ વાણી ભાખી જી.૧

ઢાળ.

સમ્યક વાણી ભાખી દ્વિજ વિદાય કીધા, પછે કરી મધ્યાહ્ન સંધ્યાય;
તેની કને અમે સુણ્યું જે, અહીં તમને કહ્યુ મુનિરાય. ૨
તે પુરાણ સમ્યક સુણ્યુ છે, હે મુનિસત્તમ અનાદિસિદ્ધ;
પૂર્વે માર્કંડેયને વિધિએ કહ્યુ, તે અમે તમ નિકટ કર્યું પ્રસિદ્ધ. ૩
આ પુરાણ ભણનાર સુણનારે ને, છે પુણ્ય ફળદા સાર;
છે પવિત્ર આયુષ્ય વૃદ્ધિ કરતા, છે ધર્માર્થ કામ દેનાર. ૪
વળી સર્વસ્વ પ્રાયશ્ચિત્ત તજાવે, એવુ એ છે જાણ,
પૂર્વે ચાર પ્રશ્ન જે કહ્યા છે તે, વળી પિતાપુત્રસવાદ પ્રમાણ ૫
બ્રહ્મસૃષ્ટિ ને મનુસ્થિતિ, વળી પવિત્ર નૃપચરિત્ર;
એ અમે તમને સર્વે કહ્યા, જે મહાચિત્રવિચિત્ર ૬
હવાં અન્ય શુ સુણવા તણી છે, તમને મુનિદેવ ઇચ્છાય;
જે નર આ સર્વે સાંભળે, કે નરમડળ મધ્યે ગાય ૭
તેના પાપ ને સત્તાપ સઘળાં, જૈમિનિ પ્રલે થાય,
મહામોંઘો મેળ મળે તેને, અંતે મોક્ષ તો સુખદાય, ૮
અષ્ટાદશ પુરાણ કહ્યાં જે, પિતામહે પ્રમાણ,
છે સમસુ માર્કંડેય તેમા, મહાપ્રખ્યાત આ પુરાણ ૯

હવાં નામ તેનાં દેઉં ગણાવી, સુણો જૈમિનિ મુનિ દેવ;
તમે મહાત્મા ગુરુતણી સાધી છે, સિદ્ધ પ્રસિદ્ધજ સેવ. ૧૦
બ્રહ્મપુરાણ પેહલું જાણવું, પદ્મપુરાણ બીજું સોય;
ત્રીજું વૈષ્ણવપુરાણ છે, ચોથું શૈવપુરાણજ હોય. ૧૧
ભાગવતપુરાણ છે પાંચમુ, છઠ્ઠું નારદીય પુરાણ;
સપ્તમુ માર્કંડેય નામે, અષ્ટમુ આગ્નેયપુરાણ પ્રમાણ. ૧૨
નવમુ ભવિષ્યપુરાણ છે, દસમુ બ્રહ્મવૈવર્તપુરાણ;
અગિયારમુ લિંગપુરાણ છે, બારમુ વારાહપુરાણ સુજાણ. ૧૩
સ્કંધપુરાણ છે તેરમુ, ચૌદમુ વામનપુરાણ નિર્ધાર;
પંદરમુ કુર્મપુરાણ છે, સોળમુ મત્સ્યપુરાણ અવિધાર. ૧૪
સત્તરમુ ગરુડપુરાણ છે, અષ્ટાદશમુ બ્રહ્માંડપુરાણ;
જે નર અષ્ટાદશ પુરાણ કેરાં, નામ પઠન કરે નિર્વાણ. ૧૫
વા જપે જપ કરી એહનો, તે હયમેધ ફળને પામે;
વિરાટાદિ સૃષ્ટિને વળી, બ્રહ્માદિ સુરસૃષ્ટિ નામે. ૧૬
વંશવિસ્તાર ને મન્વતરકથા, મહાનૃપવંશચરિત્ર;
એ પુરાણનાં છે પંચ લક્ષણ, ભાખ્યા મહામુનિ પવિત્ર. ૧૭
ચાર પ્રશ્ન સયુક્ત જે આ, છે અનુત્તમ પુરાણ;
તે શ્રવણ કરતાં શતકોટિ કલ્પના, થાય પાપ નાશ પ્રમાણ. ૧૮
વળી બ્રહ્મહત્યાદિક પાપ જાયે, અન્ય અશુભ કર્મ નિર્ધાર;
જેમ મરુત્ ગણ તૃણ કરી નાંખે, તેમ થાય પાપ નાશ અવિધાર. ૧૯
આ પુરાણ સુણવાથકી જૈમિની, જઈ કર્યાં અત્યંત ક્ષેત્રમાં દાન;
તેટલું પુણ્ય થાયે શ્રવણથી, વળી નરમણિ થાય મહાન. ૨૦
આ પુરાણકેરી સમાપ્તિ કરતાંજ વેદાધ્યયનથકી અધિક;
ફળપ્રાપ્તિ થાયે સર્વથા, ટળે યમકિંકરની બીક. ૨૧
શ્રવણ કરાવે પુરાણ આ જે, તેનું કરવું યથાવિધિ પૂજન;
ગંધ કુસુમ વસ્ત્ર ને બ્રહ્મભોજન, ગણવો કેહનાર વિધિસમ પાવન. ૨૨
તેને યથાશક્તિ કંઈ આપવું સહી, જો સુણનાર હોયે રાય;
તો તેણે ગામ ગરાસ વાહન અર્પવાં, જ્યમ દ્વિજજન રાજી થાય. ૨૩
વેદ અર્થવડે આ પુરાણ સઘળું, છે પમાડેલું વિસ્તાર;
એક ધર્મશાસ્ત્ર સ્થાનક છે સહી, સુણતાં મનોરથ સિદ્ધ થાયે સાર. ૨૪
આ પુરાણ પૂરું સાંભળીને, વિચક્ષણ નરે નિર્વાણ;
કેહનાર વ્યાસ માહત્માતણું, પૂજન શુદ્ધ મને કરવું પ્રમાણ. ૨૫
એવડે ધર્માર્થકામ ને મળે મોક્ષ, ફળ જ્યમ ભાખ્યું;
શ્રવણ કર્યાકેરી ફળપ્રાપ્તિ અર્થે, અર્પવાનું આવું દાખ્યું. ૨૬

કનક વસન આભૂષણ સંયુક્તે, સુરભિ ગુરુને દેવી એક;
દાનાદિકે કરી ગુરુ સંતોખવા, ધરી મન મધ્ય વર વિવેક. ૨૭
કથા કરનારની પૂજા કર્યાં વિણ, જે સુણે છે એક શ્લોક;
તેને તેનું ફળ મળતું નથી, તે શાસ્ત્રચોર કેહવાય આ લોક. ૨૮
જે પૂજા નવ કરે તેનાથકી, નવ થાય દેવ પ્રસન્ન;
તેનો પુત્ર અર્પે શ્રાદ્ધ જે, તે નવ ગ્રેહે પિતૃ પાવન. ૨૯
તીર્થસ્નાનાદિક ફળ સહુ, તેને પ્રાપ્ત થાય ન જાણ;
તેવો નર સદ્‌પુરુષની સભામધ્યે, નિંદાય છે નિર્વાણ. ૩૦
એટલું બધું થાયે તેનું કારણ, એમ તો કેહવાય;
તે જન શાસ્ત્રચોર થાયે સહી, પછે તેનાથકી ક્યાંહી રેહવાય. ૩૧
વિચક્ષણ પુરુષે કદાપિ, પુરાણનો કરી તિરસ્કાર,
કોઈ વાર સાંભળવું નહિ તે, એવો શાસ્ત્રાર્થ છે નિર્ધાર. ૩૨
સદ્‌ગુણી નર મળી વાંચતા હોય, અનુત્તમ શાસ્ત્ર અપાર;
તેની અવગણના કરનાર સપ્ત જન્મ સુધી, મૂક મૂર્ખ થાયે સાર. ૩૩
જે આ સપ્તમા પુરાણને, સુણી કરે તેનું પૂજન;
તેનાં સકળ પાપ સંતાપ યાયે, નાશ હે મુનિજન. ૩૪
વળી કુળ પવિત્ર થાય તેહનું, એ રીતે મળેલો પવિત્ર;
સનાતન વિષ્ણુલોક પામે, સુણી સંશયરહિત ચરિત્ર. ૩૫
કદાપિ પડિયો ત્યાંથકી તે, તો તેને નરદેહ ધરવો નવ પડે;
કિંચિત પુરાણકેરા શ્રવણ માત્રથી, પરમ યોગસિદ્ધિ તેને જડે. ૩૬
નાસ્તિક અધર્મી ને વેદનિંદક, ગુરુવર વર્મનિંદક જેહ;
દુરાચારી માતપિતાનિંદક, પુરાણશાસ્ત્રનિંદક નિઃસંદેહ. ૩૭
મર્યાદ વિહોણો અને વળી, જ્ઞાતિજનપર કરતા ક્રોધ;
તેવાને નવ આ પુરાણ કેહવું, કે શીખવી ન દેવો બોધ. ૩૮
ગળે ઝલાયા હઇએ કદાપિ, તદાપિ એવા દુષ્ટને જાણ;
લોભથી વા મોહથી તેને, વા હોય વિશેષ ભય પ્રમાણ. ૩૯
એવાને એ અર્પવું, તે છે મહાનિંદક કામ;
જે અર્પતા તે ભોગવે છે, યમયાતના ઉદ્દામ. ૪૦
એવો દુષ્ટ નર જે આ પુરાણજ, ભણી પુરાણી થાય;
વા ભણાવે પુરાણી થઈને, તે નિશ્ચે નરકે જાય. ૪૧
પુરાણીજી આ સુણી લેજો, નહિ તો નવીન કેહવાશો;
જો હશે આવાં આચરણ અંગમાં તો, દુઃખમાં દેહવાશો. ૪૨
માર્કંડેય કેહ એ સર્વ છે, આખ્યાન ધર્મ અનૂપ;
સ્વર્ગ મોક્ષ દેનાર છે એ, હરનાર ભયનો ભૂપ. ૪૩

જે આ પુરાણ સુણે કે ભણે, તે ઇચ્છેલું કરતો સિદ્ધ;
આધિ વ્યાધિથી પીડાય નહિ તે, થાય સમ્યક સુણનાર પ્રસિદ્ધ. ૪૪
બ્રહ્મહત્યાદિક પાપથી તે, નિશ્ચય મૂકાયે માન;
સજ્જન મહાજન થાય તેના, મિત્ર હિતેચ્છુક મહાન. ૪૫
અરિ પરાભવ કરી શકે નહિ, તેને ચૌરભય નવ હોય;
ધનકેરી ખોટ તેને, કદાપિ નવ કેહવાય. ૪૬
તેને ભોજન મળે મન ભાવતાં, નિત્ય નિત્યપ્રતિ મિષ્ટાન્ન;
નવ મહાકાળ તેને પીડતો, ભરાય ભંડાર ગેહે ધાન્ય. ૪૭
હે દ્વિજસત્તમ પરસ્ત્રી પરદ્રવ્ય આદિક, પરહિંસાતણાં જે દુઃખ;
એવાં પાપથી મૂકાય તે જન, સમ્યક સુણે પામે સુખ. ૪૮
જે આ કથા સુણે ભાવથી તે, પામે રિદ્ધિ વૃદ્ધિ શાંતિ;
સ્મૃતિ લક્ષ્મી પુષ્ટિધૃષ્ટિ તુષ્ટિ પામે, વળી સંતોષ ને શુભ કાંતિ. ૪૯
એ નિરંતર તેને પ્રાપ્ત થાયે, નવ ઉણુમ રહે અવિધાર;
સંપૂર્ણ માર્કંડેય પુરાણ જે, હોયે એક ચિત્તે સુણનાર. ૫૦
વળી આ રસમય પુરાણને, સમ્યક પ્રકારે જે કેહનાર;
તે શોકપાત્ર થાયે નહિ કદી, વળી થાય દુઃખને દહનાર. ૫૧
યોગજ્ઞાનનો અતિ નિર્મળ, થાય પ્રાપ્તિ તેને;
સ્વર્ગાદિલોક વિષે જોઈ તે, પામે નેહ સમ્યક નેણે. ૫૨
ઈંદ્રાદિદેવો તેની ચોગમ, આવી બેસતા નિર્ધાર;
પૂજન કરે વળી તેનું અતિશે, પામે જન કોણ તેનો પાર. ૫૩
આ જ્ઞાન ને વિજ્ઞાનમય છે, માર્કંડેય કથિત પુરાણ;
તે બેશી વિમાને શ્રવણકર્ત્તા, પૂજાય જાય પ્રમાણ. ૫૪
અક્ષરસંખ્યા આ પુરાણકેરી, તત્વદર્શીએ કહી જેહ;
તે સમ્યક પ્રકારે સુણો સર્વે, સહુ વર્ણવી કહું એહ. ૫૫
૫૬ સહસ્ર ને અષ્ટ શતછે, શ્લોક એના સાર;
શ્લોક અક્ષર ઉભય માનો, એક તો નિર્ધાર. ૫૬
એમાં શત શ્લોક પૂર્વે કહ્યા છે, માર્કંડેય મુનિ મતિમાન;
સુણે ભણે તે થાય પાવન, તેને ગણે સર્વ જન મહાન. ૫૭
જૈમિની કેહ હે પક્ષીસત્તમ, મારા ભારતતણા સંશય જેહ;
જે મટયા નહિ મુજથી મુનિ તે, તમે કર્યાં નિઃસંદેહ. ૫૮
તમે જે પ્રકારે નિવાર્યા, મારા સંશય સાર;
મટાડનાર નથી તેવા સંશય, કો આ સમયમાં નિરધાર. ૫૯
તમો જ્ઞાનમાન ને મતિમાન જ, થાઓ ચિરંજીવ દ્વિજ;
સાંખ્ય ને વળી યોગતત્વે, શ્રમરહિત મતિ પામો રીઝ. ૬૦

તમને પિતાએ જે શાપ આપ્યો, તે દુઃખથી થયેલો જે ખેદ;
તે નાશ પામો સ્વદેહે થાઓ, એમ વદ્યા જૈમિનિ નિર્વેદ. ૬૧
એટલું વચન ભાખી જૈમિનિ, દ્વિજે કહેલાં પરમ ઉદાર;
વિચાર કરતાં વાકપક્રેરો, ગયા સ્વાશ્રમ મુનિ નિરધાર. ૬૨
પુરાણી પશ્ચાતાપ કરતા, દ્વિજ પામતો આનંદ;
હવાં ઉભય એ પરવારિયાં, આ .પણ એક છે સ્વચ્છંદ. ૬૩
નિંદકજન કદી નવ થવું, એમ ગુરુએ કર્યો ઉપદેશ;
કિંતુ મૂઢમતિને હ્રદય કયમ તે, સ્થિર થઈ રહે લવલેશ. ૬૪
કારમું કઇ કર્યા પૂંઠે, પાશ્ચાતાપ કરવો પૂર;
શાસ્ત્રે કહી નિવૃત્તિ એથી, વદ્યા વચન વ્યાસ મધૂર. ૬૫
વસિષ્ઠ જેવા મહામુનિએ, કર્યો સમયપરત્વે ક્રોધ;
દ્વિજ મૂઢમતિએ તે જ ગ્રહ્યો ઝટ, અશુભ એકજ બોધ! ૬૬
જ્ઞાત હશે તે જાણશે, અજ્ઞાતને શું કેહેવું;
કિંતુ અતિશય વૃદ્ધિગત થયુંતુ, નિંદકજનતણું શિર દેવું. ૬૭
તે આ ભવે નવ આપિયે તો, પડે પરભવે આપવું જાણું;
ઝાડ માહે ઝાડ ઊગી, વાળી લે માગતું નિર્વાણ. ૬૮
ગુરુ કૃપાએ એ આપી દીધું, વળી થાય અન્ય માગણ કોઈ;
ત્યારે ધર્મ ધોઈશું સહુ જોઈશું, કેહ કોઇ શું દ્વિજ સોઈ. ૬૯
અષ્ટાદશ પુરાણ છે વ્યાસનાં, રમ્ય રચેલાં નિરધાર;
થઈ પડે શ્રીવર સમુ માટે, કંઈ કરુ નવ ઉચ્ચાર. ૭૦
પ્રેમ નેમે ક્ષેમ થાવા, એમ વેહમ ન આણો.
પૂરેપૂરું પુરાણ કથ્યું, શ્રીવ્યાસકૃતિ પ્રમાણો. ૭૧
સંવત સત્તરસેં પાંસઠયે, શ્રાવણમાસ વૈધ્રૃત યોગ;
વટપત્તને થઇ યત્નશાલી, કર્યો શુભ કર્મનો સંયોગ. ૭૨
વનમાર્જારીને ખીજવી મધ્ય મૂકયો, પુરોડાશ પાવન;
પછે ચક્ષ મીંચી રેહવું બેશી, કયમ પ્રસિદ્ધિપ્રાપ્તિ થાય પૂજન. ૭૩
રે મૂર્ખજન કરતા શોચ એવો, નવ રેહ ઉદય અસ્ત સદાય;
કોઇમહાવ્યાઘ્ર આવી માર્જારી હણશે, વા પુરોડાશને દેવી ખાય. ૭૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, એ પુરાણમાહાત્મ્ય મહાધામ;
એ પુરાણ શ્રવણ પઠન, મહાફલશ્રુતિ નામ. ૭૫
સપ્તત્રિંશાધિકશતતમોધ્યાય, સંપૂર્ણ અહીંઆં થાય;
ચાતુર્વિંશી જન પ્રેમાનંદ, ગુરુ કૃપાએ કથા કરી ગાય. ૭૬

વલણ.

યથામતિએ પ્રેમાનંદ ગાયે, ભજો ભવતારણ શ્રીહરી;
ક્ષમા કરજો પુરાણી બાવા, આવા થાશો ન કોઈ જીએ ફરી રે. ૭૭

બૃહત્

# કાવ્ય દોહન

(વિભાગ ૨ જો)

## ભીમ

## "રસિક ગીતા"*

### રાગ દેશી.

સકળ વૈષ્ણવ જન, તમને પ્રણમું; મુને શુધ બુધ દેઓની, વ્રજ ગુણ વરણું.
હું તો કાંઈ લ્હેતો નથી, પ્રભુજ આધીન છું; મહાશઠો મુરખ જસો, તમારો દીનો છું.
અમને પોતાનો જાણી, કંઈ જો દયા કરો; વ્રજ ગુણવંત થાઉં, એવું કાંઈ અનુગ્રહો.
તમારું નામ લઈ, કવિ પગલે ચ'ડું; તમો ભગવત્સ દીન વાંછે, થાએ અમારું ભલું.
એહેવી મત્ય માહારે નથી, જેહેવા ગુણ ગાજે છે; ગીતા રસ ગ્રંથ ગાઉં, તેહેની તુને લાજે છે.
એક સમે કૃષ્ણ ઓધવ, બેઠા વાતો કરિ; ઓધે એમ મન્ય જાણ્યું, અમ મન મોટા હરિ.
એવું અભિમાન જયારે, ઓધે મન આણિયું; હવે એહને ગોકુળ મેહલું, હરિએ એમ જાણિ
વળતાં શ્રી કૃષ્ણે કહે, ઓધવ સાંભળો; વ્રજ જન વલખતા મેલાં, રથ બેસી પલો.

---

* એક પ્રતમાં 'ભીમ ગીતા' પાઠ છે. 'હરિલીલા ષોડશ કળા' નો કર્તા ભીમ અને રસિકગીતાનો કર્તા ભીમ, એ એક જ છે કે જૂદા છે. એ આ કાવ્યની રચના ઉપરથી નિશ્ચય થઈ શકે એમ નથી. રસિક ગીતાનો કર્તા ભીમ, વલ્લભસંપ્રદાયી અને વલ્લભાચાર્યના પુત્ર વિઠ્ઠલનાથનો સેવક છે અને વિઠ્ઠલનાથને જ શ્રીકૃષ્ણનો અવતાર માને છે. કાવ્યના પ્રારંભમાં 'શ્રીજી સદા સહાય છે' એવો લેખ છે. એની ત્રણ પ્રત મળી છે. પ્રત ૧ લી, ૧૮ મા શતકના પ્રારંભમાં લખાયલી છે. તે રા. રા. તનસુખરામ મનસુખરામ પાસેથી; બીજી પાટણથી રા. બા. છગનલાલ ઠાકોરદાસ મોદીએ મેળવેલી; અને ત્રીજી ગ્રધડીયાના મેહેતાજી રા. છગનલાલ વિદ્યારામ રાવળ પાસેથી. મેહેતાજીવાળી પ્રતમાં ૧૨૨ મી કડીથી ૧૩૧ મી કડી સૂધીનો ભાગ નથી. બેમાં જ છે. રા. રા. તનસુખરામવાળી પ્રતમાં લખ્યા સાલ નથી; રા. બા છગનલાલની પ્રતમાં ૧૮૪૯ ના જેઠ સુદ ૮ ને રવિવાર અને રા છગનલાલ મેહેતાજીવાળી પ્રતમાં લખ્યા સાલ વિ. 'સંવત ૧૮૩૦ ભાદરવા સુદ ૯ ને વાર બુધ છે.

વ્રજ જન મ્હારા વા'લા, સગા મુને સાંભરે; ઓધા તમે જઈને આવો, ગોપીજન શું કરે. ૯
મળશું કંસ મારી, એમ કહી આવીયા; વ્રજજન વાટ જુએ, કહેરો શે ન આવીયા? ૧૦
તમો પ્રવીણ છો મોટા, એવું અવડાવજો; અધીરા ધીર દેજો, સર્વે સમજાવજો. ૧૧
તમો મહા જાણ છો ઓધવ, તો તમને કહું; વ્રજની ઉંચી દિશા કો, કેમ નવિ લહુ. ૧૨
મ્હારી ભલામણ દેજો, નંદજી તાતને; મારો પ્રણામ કેહજો, જશોદા માતને. ૧૩
સાંભળી સુખ થાએ, મમ ગુણ ગાયને, અમારો જઈ કુશળ કહેજો, વ્રજ જન સાથને. ૧૪
ઘણું સંતોખે દેજો, દિવસ બે ચાર રહી; ઓધા તમે સિધ્ધ થાઓ, વ્રજ ચાલો વહી. ૧૫
ઓધવજી રથ બેસી, વ્રજ દિશે પરવર્યા; સાંજ સમે ગોકુળ પહોતાં, નંદ ગ્રહે ઉતર્યા. ૧૬
ઓધવને નંદ મળ્યા, ઘણું હેતે કરી; જસોદાને કુશળ કહ્યું, અતિ રુડા હરિ. ૧૭

જસોદા વચન.

"ચા'ના અક્રુર સાથે, તે તો અમ વારતાં; ખભા દુખાણા હશે, કંસને મારતાં! ૧૮
અમે હરિ દોહિલા કીધા, અમથી શું સરે; કહેજો તારા વિશ્ર મુને, તુને ખંમા કરે. ૧૯
એકવાર દુધ ઢોળ્યું, કીધુમિ આડે ચડયો; ત્યારે અનુખળે બાંધ્યો, ઘણું ત્રાસો પડયો. ૨૦
ઉઠો કૃષ્ણ ગાએ જાઓ ચરાવા, કેહેતી હું ત્રાડીને, હવે નહિ વન મેહલું, પોઢા જગાડીને. ૨૧
ઓધા અમે પુત્ર ભાવે, કામ દીધાં કાંઈ, રખે જાણે ધેન ચરાવે, તેણે આવે નહિ? ૨૨
ઓધા અમે આણી આંખે, લાલા મુખ દેખશું; દાઢેલા ત્યારે ઓધા, લેખે કરી લેખશું. ૨૩
કહેજો જઈ કૃષ્ણજીને, કામ કોઉં નહિ દીઉં; હરિ હિયામાં ઘાલી, મળી ભીઠડા લીઉં. ૨૪

કવિ વચન.

જશોદા નંદ ઓધવ, કરતાં વાતડી; કથતાં કૃષ્ણ કથા, વેહુણી* રાતડી. ૨૫
વધોણા ગેલ વાજે, હુલાવે વ્રજ ભામની; ઘેર ઘેર સર્વે ગાયે, લીલા હરિ નામની. ૨૬
અરે ધન ધન ગોકુળ, ઓધવજી મન ધરે; ચોદશ વ્રજબાલા, કૃષ્ણ કૃષ્ણ કરે.† ૨૭

સખી વચન.

નંદ ઘેર રથ છુટયો, સાંભળોરે સખિ; સંકેતે શ્રી કૃષ્ણ આવ્યા, ચાલી ચદ્રામુખી. ૨૮
ધસમસી સર્વે ધાઈ, દીઠો રથ રાવલો, અસાડી મેઘ આવે, વાધે જેમ વાવલો. ૨૯
અન્યોઅન્ય વાતો કરે, સર્વે ટોળે મળી; ઓધવજી રથ ઉભા, વ્રજા વીંટી વળી. ૩૦

ગોપી વચન.

અરે પ્રણામ રે ઓધા, તમે ભલે આવીયા, કૃષ્ણે કાંઈ અમને કહ્યું, લેખું‡ કંઈ લાવીયા? ૩૧

ઓધવ વચન.

ઓધવ કેહ શ્રીકૃષ્ણે કહ્યુ, તે કહુ સાંભળો, અતિ અજ્ઞાનપણું, તેણે તમે ટળવળો. ૩૨
તમને શ્રીકૃષ્ણે કહ્યું, તે કહું વિગતે કરી, ટાળો સર્વ કામના કાયર, ભજો ધરડ઼§ સુંદરી. ૩૩
વ્યાકુળ અધમ છે જો, વેદ પુરાણમાં, કહુ છું પગ મ દેજો, વીખ જાળ તાણમાં. ૩૪

* વીતી ગઈ † બીજી પ્રત. 'કાનુડા કાનુડા કરે' ‡ લખેલું § દઢ મને

અરે શિવ ચાર ગેવા, વઘોગત વેદની; કહું છું એ વાત ગ્હેલા, વેધાણા એહની. ૩૫
તમો સર્વે વિચાર લેવા, જોગ ધ્યાને કરી; તમને સહી મળશે, કેવળ શ્રી હરિ. ૩૬

**ગોપી વચન.**

ઓધવજી વખ કથા, લાવ્યા જડ જોગની; વ્રજમાં વાત કીજે, ભલી રસ ભોગની. ૩૭
ઓધવજી એક વેળા, હરિ અનુધામમાં; અમે ભજુ કેવળ હરિ, મહારસ કામમાં. ૩૮
અમે હરિ જન ટળી, થાઉં અબધુતરિ; કેમ ખર કધ ચડુ, ગજથી ઉતરી? ૩૯
પ્રગટ સ્વરૂપ મહેલી, જોઉં પુરાણુમાં; તજી કોઈ સુખ સજ્યા, સુએ સ્મશાણુમાં? ૪૦
જોગ ત્યાં એવો જેવો, ઉધારો દોકડો; અમે ત્યાંહાં વ્રજવાસી, રાખું હરિ રોકડો. ૪૧
ભગત સુહાગ આગળ, જોગ શું બાપડો; ભીનો ત્યારે ઉબટી જાએ, કસુંબી કાપડો; ૪૨
જોગ ત્યાં આંઠવો* રે, ઓધા ઉતાર્યોરે ઉતરે; ભગત સુહાગ ભલો, ચડીમન ન ઉતરે. ૪૩
બ્રહ્મ જ્ઞાન કવિ, સહાસ્રોત જેને વિખે; તે તો હરિ કીંહાં ન પામે, વિધાતા ન લેખે. ૪૪
બ્રહ્મજ્ઞાન તેને જોને, જેને સુભ્રાંત છે; અમારો કૃષ્ણ વર, ભવો ભવ ખાંત છે. ૪૫
અમો હરિ મનની માટે, દીન થઈ મીકડાં; તમે જુઓ દેવ ચક્ષે, લાગે અહિ મીઠડાં. ૪૬
અમારી ભગતિ રેહેજો, સદા વ્રજવાસની; ઓધા જઇને કાશી કરો, સેવા વિશ્વનાથની. ૪૭
ઓધવજી વેદ શું જાણે, અમારી વાતમાં; વેદ ત્યાં દૂર દેખાડે, હરિ અમારા હાથમાં. ૪૮
વેદ ત્યાં એવો જેવો, તડીકું પગ ભાંજીએ; ગજ ચડી સુઆનંદ ભસે, તેથી કેમ લાજીએ? ૪૯
ઓધવજી વેદ કહે, તે તો તમે કરો; અમારી વિહાર લીલા, વ્રજમાંથી ન પરો.¶ ૫૦
ઓધવજી હોએ તે જાણે, પ્રાણુની પ્રીતડી; અમો તો વ્રજવાસી, રાખું રસ રીતડી. ૫૧
તેણે અમે વાત કરું, ગ્રેહ વિવેકની; ઓધવજી લહેતા નથી, સંબંધ સ્નેહેકની. ૫૨
જેહને કકરાત હોએ, તેહને નવ ભીખવું; ઓધવજી પ્રેમનું લક્ષણુ, ન આવે શીખવું. ૫૩
તમો મહા ભગત ઓધા, કહું છું તે માટે; જેહે હરિ ભગત નો'યે, જોગ તેહને ઘટે. ૫૪

જહાં રસ પ્રીત નો'યે, જોગને પરવગે; ઓધા કેમ સીંગને* વને, અજા† આવી ચરે ? ૬૬
ઓધવજી તમે આવ્યા, નીતિ ધર્મ જેણુમાં; અમે ઘણું લાભ લાભ્યાં, પંચ રસ પ્રીતમાં. ૬૭
અમે હરિ પ્રીતે પામ્યાં, પ્રીતપણું જાણીએ; નેહે શો પ્રીત વિના, હદે કેમ આણીએ ? ૬૮
આદ્ય વિચારીએ એ, અમે આહીરડાં; અમે રસ પ્રીત રીઝું, અઆચારી નેરડાં ! ૬૯
અમો રસ ગાન ગાતાં, ત્યારે હરિ નાચતા; અમે સરવે ચરણે સેવી, રમી હરિ રાચતા. ૭૦
હોએ કુળવત તેહેને, વિધીગત આવડે; નહિ કુળ રીત નવી, શીખી તો નાવડે. ૭૧
સરવસ એહેને સોંપુ, શીખુ શી સાંધનાં; ઓધા મન અનેક હોએ, ફીને આરાધનાં, ૭૨
ઓધા હરિને એટલા દહાડા, જોઈછાના રાખતાં, એક તમ આગળ કહું છું, રખે કેને દાખતા. ૭૩
અમારો નાથ ઓધા, મથુરાં નથી ગયો; તેને દૃષ્ટ ન દેખે, આંખોમાં છપી રહ્યો. ૭૪
સ્વરૂપ સંબધ નહિ, જુઓ પોથાં કથી; વ્રજમાં વિહાર કરે, તમે દીઠો નથી? ૭૫
ઓધવજી નંદનંદન, વદન વિલાસતા; વ્રજમાં વિહાર કરે, તમે નથી ભાળતા? ૭૬
તમે વિપ્રિત દીઠો, ઓધા અલામેલશું (?); દીઠો હોએ તેમ જાણે, વેણુ વિલાસશું. ૭૭
તમે જાણો કસ માર્યો, તે કેશવ કસ્યો; અમારો વેણુ વ્હાલો, વિઠલો મન વસ્યો. ૭૮
ભલુ જાણે તેહ જાણે, સઘળે ફરો સખે,‡ અમો વ્રજ નારી વિના, એહને કોણ ઓળખે ? ૭૯
ઓધા હરી રસિક રમણ, વ્રજભીયા કહાં વશે; અમારી વ્રજ એહેવી, આફ્ણિયે§આવશે. ૮૦
ઓધવજી સાભળો નિહે,¶ સબંધની વાતડી, એણે હરીએ રાસ રચ્યો, શરદની રાતડી. ૮૧
એણે હરીએ વેણુ વાઈ, વિંદ્રાવન તેડીયા; મધુરો નાદ સુણી, ક્ષણુ તવ 'હેડીઆ ** ૮૨
એણે કહ્યુ મધરાતે, ઈહાં કેમ આવીઆ; એણે હરિએ માન ન દીધુ, ઘણું લજાવીઆં. ૮૩
ત્યારે એમ હાથ જોડી, કહ્યું સુણો કા'નજી; તમ વિના પ્રીત ગ'ની, તજી નાયજી. ૮૪
અમારી દીનવચન, સુણી હરિ હરખ્યા, રમ્યા બોલ્યા સારે, અગ પરસ્સાદીયા. ૮૫
ર્ર્યા હર્યા ફુદડી રમ્યા, આખ મીચામણી; ઓધવજી એણીએ કૃષ્ણે, મહેલ્યાં છું કામણી. ૮૬
એણી હરીએ નાના થકા, અમારાં મન હર્યા; એ ના હવે દ્રોહો થીઓ, અમો ઘેલાં કર્યાં. ૮૭
પ્રીતે કુલ લોક લજ્યા, તે તો અમે પરહરી; ઓધવજી એમ થઈ, એને અમે અનુસરી. ૮૮
અમને સાંભરે ઓધા, એને અમે વિસર્યાં; અમે તાં વ્રહેની વીંધી, સરવ તજી નિસર્યાં. ૮૯
એહને નાર ઘણી, અમ જેવી કોઈ; ઓધવજી એહેવુ વાલું, અમને કોઇ નહિ. ૯૦
ભુડાં લોક બોલે ભુડું, વેણા વગોઈને; ઓધા અમે સાંભળી કાને, રહેતાં ચૂપ રોઈને. ૯૧
હવે શું બીજું જોઇએ, એહવા હરિ જોઇને; એણે ગિરધારીએ ઓધા, લીધાં મન મોહીને. ૯૨

**કવિ વચન.**

ગોપી મુખ પ્રેમ કથા, ઓધવજી સાંભળી; વળી વળી પાયે લાગે, વેદ ભૂલા પડી. ૯૩
ગદ ગદ કંઠે ઓધવ થીયા, ઓધવ તીંહાં ગળાગળા; વ્રજમાં પ્રગટ વસે, વેદ થઈ વેગળા. ૯૪
ઓધવ ઉત્કંઠ થઈ, વ્રજ પદ રજ વદે, ગોપીના ભાવ દેખી, આંખે આંસુ પડે. ૯૫

**ઓધવ વચન.**

ઈ સર્વને દુર્લભ છે જે, એવા પ્રભુ જે હરિ, તેની તમે ભગતિ પામ્યા, કોણ પુન્યે કરી. ૯૬

---

* સિંહ. † બકરી. ‡ સુખે. § પોતાની મેળે ¶ નિશ્ચય. ** હિંડ્યા—ચાલ્યા

અરે મેં ઘ સર્વ જોયું, કહે ઓધવ કહી; જેવા હરિ તમને વા'લા, તેવા કોહોને નથી. ૯૭
તમારા ભાવ આગળ, બીજા સઉ જતી;* કોઇહુને કૃપા થાશે, તમ પરતાપથી. ૯૮
ઓધવ કહે મોકલ્યો જોવા, જોવા કુશળ ખેમની; અરે ધન ધન રે ગોપી, તમારા પ્રેમની. ૯૯
ઓધવ કહે કેમ થઉં, વ્રજ પદ રજ વંદના, હરિ મુને ભગતિ દીજે, ગોપીની અર્ચના. ૧૦૦

કવિ વચન.

ઓધવે રથ હાંકયો, વ્રજ પ્રણામ કરી; આવ્યા શ્રી કૃષ્ણ કને, પ્રેમે મથુરાં પુરી. ૧૦૧
ત્યાંહાં હરિથી કૃષ્ણે કહ્યું, ઓધવજી કેમ છે; જશોદા નંદ બાવો, સહુ વ્રજ ખેમ છે? ૧૦૨

ઓધવ વચન.

ઓધવજી કહે સાંભળો પ્રભુ, ગોપી કથા વળી; તમારા સ્નેહ સંબંધે, સર્વે વ્રજ સાંકળી. ૧૦૩
જેણે તમો દીઠા, તેવા તમો તંમ છો; તમારા વ્રજ જન, તેણે તમે ધંન છો. ૧૦૪
કોયે ગત કળી ન જાયે, ગોપીના પ્રેમની; વેદ શીર ત્રાસ વાહિ, છકી રસ પ્રેમની. ૧૦૫
વેદ એહેને શું વંદે, બ્રેહે વિખ પરજળી; ગોપી જન સુભટ શુરા, અબલા મહાબળી. ૧૦૬
તે તો ત્રિલોકમાં નહિ, જે ગોકુળ ગલી; પ્રભુ તમે પ્રકટ વસો, વૈકુંઠ છે વેગલી. ૧૦૭
સુખ સનકાદિક ગાએ, સુણો હો હરિ; કહો કોણ ભગતિ કેહેવી, ગોપીની બરોબરી. ૧૦૮
શુક મુનિ વાસ† મળી, વિધિ કહે વેદમાં; તે તો ગોપીએ દુર કર્યાં, ભીની રસ ભેદમાં. ૧૦૯
હું મહા મૂઢ મતિ પ્રભુ, વ્રજ નિંદા કરી; માહા અપરાધ પડ્યો, છુબ્યા પાપે કરી. ૧૧૦
મેંહે તો કોઈ લહું નહિ, માહા કર્મ જડ હતો; વ્રજપદ રજ વંદી, હવે થાઉં છતો. ૧૧૧
વિધિ કર્મ સંગ દોષે, એહેનું મન જાણતો; પ્રભુજી તમને વલ્લવ, તેને વીખ આણતો. ૧૧૨
તેને તમે તેહવું કરો, જેએ જેહાં આચરે; પ્રભુ સતસંગ વિના, જીવ ભુલા અરે. ૧૧૩
તમને તેવા જાણે, જેહેને સતસંગ છે; જેહનું એક મન હરિ, તેહને મન રંગ છે. ૧૧૪
જેહેને વશ છો તમો, તેહને મન પ્રીત છે; ધિક વ્રજ જન વિના, સહુ પશુ રીત છે. ૧૧૫
તમારી ભગતિ નહિ, ગોપીજન વિના; પ્રભુ તમે કેમ ખમો, વ્રહે વ્રજ નારનાં. ૧૧૬
જેવા તમે વ્રજને વા'લા, એવા કેને કહો; વ્રજજન દોહલા થાશે, વખે અળગા રહો. ૧૧૭

કવિ વચન.

ઓધવે વ્રજનું કહાવ્યું, હરિએ સર્વ મન ધર્યું; એહને સ્વરૂપ ધામ, કર્મ જડ શું કરું. ૧૧૮
અન્ય ઉપાસી જન, તેણે વરો થીઓ; વ્રજના વા'લા હતા, ત્યાંકાં મેલી ગયો. ૧૧૯
જે જન અનમી હુતા, તેણે ગોકુળ લહ્યા; પ્રભુ કર્મ જડથી બીહીના, તેણે છાના રહ્યા. ૧૨૦
વળી માહા રસીકજન, થઈ વ્રહે વ્યાપની; પ્રભુજીએ એમ જાણ્યું, દીવાની આમ દી. ૧૨૧
તેણે હેત વલ્લવકુળે, વ્રહે ધારી આવીયાં; મળી વ્રજ નાર તીહાં, મોતીડે વધાવીયાં. ૧૨૨
ગુણીજન નાચે ગાયે, મન પોહોતી રળી; ફરી રસમાં રમાડી, વ્રજ વેળા વળી. ૧૨૩
તીલક છાપા માળા, સાધી ને પ્રકાશીયું; પ્રગટ્યા શ્રીવિઠ્ઠલેશ, ગોકુળ ફરી વાસીયું. ૧૨૪
એરે સખી કહાન પામ્યા, ભલે આવ્યા ફરી; મહા ધન વ્રજ જન, તેહેને વશ સદા હરિ. ૧૨૫

---

* જોગટા-ખરા નહિ, પરંતુ જોવાના બાવા. † વ્યાસ.

જેશુ જેમ હતાં, તેશું તેમ મળ્યા; દેહીના દુઃખ ભાગીયાં, મન માગ્યા ફળ્યા. ૧૨૬
અતિ આનંદ ઓચ્છવ, વ્રજ વધામણાં; ભગવત વિગત કરી, મહા કળીકાળમાં. ૧૨૭
વ્રજમાં ભગતિ ઘણી, એ સર્વે જાણે સહી; વલ્લવ એ રસીકજન, તેણે લીલા કરી. ૧૨૮
ક્રીહાં રસ પ્રીત નહોતી, વ્રજથી પરવરી; જેણે વિઠ્ઠલેશ જાણ્યા, તેના પાપ થાએ અરી. ૧૨૯
જેણે એના ચરણ સેવા, બુદ્ધિ મહાદેવરે; વ્રજ જન સદા ભજે, મહારસ કામરી. ૧૩૦
જુગો જુગ રાજ કરો, ગોકુળ ગામરી; માહા રસ સિંધુ માંહિ, ચરક્યે ચાંચ ભરી. ૧૩૧
તેણે કોઇ થોડું ન થાએ, વ્રજની લીલા વિસ્તારી; વ્રજની ઉંચી દીશા, શોક નહિ મન ધરી. ૧૩૨
તે માહિથી કણુ કણી લઈ, રસિક ગીતા કરી; તમારા વ્રજ જન, તેહેને વશ સદા હરી. ૧૩૩
તેહેનો હુ દાસ થાઉં, પૂરો મન આશ છે; જે ગાએ રસીક ગીતા, તેહને પ્રભુ સાહે છે. ૧૩૪
વલ્લવ પ્રતાપ સદા, વ્રજ વધામણાં; જુગો જુગ રાજ કરો, ભીમ લીએ ભામણાં. ૧૩૫

---

# મીરાંબાઈ.*

## કૃષ્ણ કીર્તન.

### પદ ૧ લું.

પ્રીત પૂરવનીને શું કરું, ઓ રાણાજી, મારી પ્રીત પૂરવનીને શું કરું;
હો મેવાડા રાણા, મનડું લોભાણું તેને શું કરું. ઓ રાણાજી૦ ટેક.
રામજી ભજું તો મારુ હૈયું ઠંડું થાય;
ભોજનીયાં ન ભાવે, નયને નિંદલડી ન આય. ઓ રાણાજી૦ ૧
કંઠે માળા દોવડી, મારે શીળવરત શણગાર;
કેમ કરી વિસરું રામને, મારા ભવભવનો ભરથાર. ઓ રાણાજી૦ ૨
પેટીઆ બાસકફ્ ભેજ્યા ને દીધા મીરાંને હાથ;
હાર ગળામાં નાખીયો ને મેહેલ ભયો ઉજાસ. ઓ રાણાજી૦ ૩
વીખના પ્યાલા ભેજ્યા ને દો મીરાંને હાથ;
કરી ચરણામૃત પી ગયાં, મારા રામતણે વિશ્વાસ. ઓ રાણાજી૦ ૪

---

* ઉદેપુરની રાણી મીરાંબાઇ ભક્તાણીના પદ, તેની જ ભાષામા મળવા દુર્લભ જ છે. જે પદોનો અહામાં સગ્રહછે તે મીરાંબાઇના જ રચેલા છે, એવો નિશ્ચય કરી શકાય તેવાં સાધનો આજે બહુ જ થોડાં મળ્યા છે મારું માનવું છે કે આ પદોમાનો મોટો ભાગ મીરાંને નામે બીજાઓનો અથવા મીરાના પ્રેમી ભકતોનો કરેલો હોવો જોઇએ 'મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,' કે 'મીરાંકે પ્રભુ ગીરધરના ગુણ,' 'કે મીરાંકે પ્રભુ ગીરધર નાગર,' એમ ત્રણ છાપવાળા પદો મળે છે એમાં મને 'મીરાંકે પ્રભુ ગીરધરના ગુણ' એ છાપ યોગ્ય જણાય છે. 'મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ' અહેનો અર્થ એવો થાય કે, 'મીરા ગીરધરના ગુણ કહેછે,' અને તે અન્ય વર્ણવે છે. † કાળો નાગ

વીખના પ્યાલા પી ગયાં ને ભજન કરે રાઠોડ;
તારી મારી નહિ મરું, મને રાખણવાળો ઓર. ઓ'રાણાજી૦ ૫
રાઠોડાંની દીકરી ને, સીસોદાંને સાથ;
લઇ જાતી વૈકુંઠડે, મારી પ્રથમ ન માની બાત. ઓ રાણાજી૦ ૬
મીરાં દાસી રામકી ને રામ ગરીબ નિવાજ;
મીરાંકી લજ્યા રાખજો, મારી બાંહે ગ્રહ્યાની લાજ. ઓ રાણાજી૦ ૭

પદ ૨ જું.

સુંદીર શ્યામ શરીર, મારે દીલ સુંદીર શ્યામ શરીર. ટેક.
કોઇને ભાવ ભવાની ઉપર, કોઇને વા'લા પીર; મારે૦ ૧
ગંગારે કોઇને ને જમનારે કોઇને, કોઇને અડસઠ તીર; મારે૦ ૨
કોઇનેરે હસ્તી કોઇનેરે ઘોડા, કોઇને તે મહોલ મંદીર; મારે૦ ૩
મીરાંબાઈ કે પ્રભુ ગીરધરના ગુણ, હરિ હળધર કેરા વીર. મારે૦ ૪

પદ ૩ જું.-રાગ માઢ.

બંસીવાલા આજો મોરા દેશ;
આજો મારા દેશ, હો બંસીવાલા આજો મોરા દેશ;
તોરી સામળી સુરત હદ વેશ, બંસીવાલા આજો મોરા દેશ. ટેક.
આવન આવન કેહ ગયે, કર ગયે કોલ અનેક;
ગણતાં ગણતાં ઘસ ગઈ જીભા, હારી આંગળીઓની રેખ. બંસી૦ ૧
એક બન ઢુંઢી સકલ બન ઢુંઢી, ઢુંઢો સારો દેશ;
તોરે કારણ જોગણ હોઉંગી, કરુંગી ભગવો વેશ. બંસી૦ ૨
કાગદ નાહિ મારે સાહી નાહિ, કલમ નહિ લવલેશ;
પંખીનું પરમેશ નહિ, કીન સંગ લખું સંદેશ. બંસી૦ ૩
મોર મુગટ શીર છત્ર બિરાજે, ગુગરવાળા કેશ;
મીરાં કે પ્રભુ ગીરધરના ગુણ, આવોની એણે વેશ. બંસી૦ ૪

પદ ૪ થું.*

શાને રોકોછો વાટમાં, જવાદો મને શાને રોકોછો વાટમાં;
જળ ભરવા જમનાજીના ઘાટમાં, જવાદો મને શાને રોકોછો વાટમાં. ટેક.
આજ અમારે પ્રભુ કામનો દીન છે, હરિ મારે જાવું સહીયરોના સાથમાં; જવાદો૦ ૧
સારા સમ મારી ગાગર નહાની, હરિ એણે વચન આપ્યું તું મારા હાથમાં; જવાદો૦ ૨
વંદાવનની કુંજગલનમાં, હરિ ભલો તપાસ્યો આ લાગમાં; જવાદો૦ ૩
તે માટે કા'ન કાલા શું થાવછો, હરિ સૌ પેખે સહીયરોના સાથમાં; જવાદો૦ ૪
બાઈ મીરાં કે પ્રભુ ગીરધરના ગુણ, હરિ પ્રભુ આવ્યા છો મારા હાથમાં; જવાદો૦ ૫

* આ પદની ને બૃહત્કાવ્ય દોહન ભા ૫ માના મીરાંના સંગ્રહના ૧૧ માં પદની પ્રથમ એક સરખી છે.

## પદ ૫ મું.

રામ સીતાપતિ તારી લેહ લાગી, હો તમને ભજેથી મારી ભીડ ભાગી. રામ૦ ૧
ઘરના તે ધંધા મને નથી ગમતા, સાધુ સંગાથે મારી પ્રીત બાંધી. રામ૦ ૨
કામકાજે છોડ્યાં મેં તો લોક લાજ મેલી, પ્રેમ મગનમાં હુ રાચી. રામ૦ ૩
અજ્ઞાનની કોટડીમાં ઉંઘ ઘણી આવે, પ્રેમ પ્રકાશમાં હું જાગી. રામ૦ ૪
દુરિજન લોક મારી નિંદા કરે છે, વા'લા લાગેછે મને વેરાગી. રામ૦ ૫
નાચી કુદીને મેં તો ભક્તિ ન કીધી, લોકની લાજ મેં બહુ રાખી. રામ૦ ૬
ધ્રુવજીને લાગી પ્રલ્હાદજીને લાગી, દ્રૌપદીની સભામાં ભીડ ભાગી. રામ૦ ૭
બાઈ મીરાં કે પ્રભુ ગીરધરના ગુણ, જનમો જનમની હુ ત્યાગી. રામ૦ ૮

## પદ ૬ ઠું.

વાગે છેરે વાગે છે, વદ્રાવન મોરલી વાગેછે, તેનો શબ્દ ગગનમાં ગાજેછે; વંદ્રાવન૦ ટેક.
વદ્રા તે વનને મારગ જાતાં, વા'લો દાણ દધિનાં માગેછે, વંદ્રાવન૦ ૧
વંદ્રા તે વનમાં રાસ રચ્યોછે, વા'લો રાસમડળમાં બિરાજેછે; વંદ્રાવન૦ ૨
પીળાં પીતાંમર જરકસી જામા, વા'લાને પીળો તે પટકો બિરાજે છે; વંદ્રાવન૦ ૩
કાને તે કુંડળ મુસ્તકે મુગટ, હરિ વા'લા મુખપર મોરલી બિરાજેછે; વદ્રાવન૦ ૪
વંદ્રા તે વનની કુંજગલનમાં, વા'લો થનક થૈ થૈ નાચેછે; વંદ્રાવન૦ ૫
બાઈ મીરાં કે પ્રભુ ગીરધરના ગુણ, વા'લા દર્શનથી દુ:ખડાં ભાંજેછે; વંદ્રાવન૦ ૬

## પદ ૭ મું.

નંદલાલ નહિ રે આવું મારે ઘેર કામછે, તુલસીની માળામાં સ્યામ છે; વા'લા. નંદલાલ૦ ૧
વંદ્રા તે વનને મારગ જાતાં, રાધા ગોરીને કાન સ્યામછે, વા'લા. નંદલાલ૦ ૨
વંદ્રા તે વનમાં રાસ રચ્યો છે, સહસ્ત્ર ગોપી ને એક કહાન છે, વા'લા. નંદલાલ૦ ૩
વદ્રા તે વનને મારગ જાતાં, દાણ આપ્યાની ઘણી હામછે; વા'લા. નંદલાલ૦ ૪
વદ્રા તે વનની કુંજ ગલીમાં, ઘેર ઘેર ગોપીઓનાં ઠામછે; વા'લા. નંદલાલ૦ ૫
આણી તેરે ગંગા વા'લા પેલી તેરે જમુનાં, વચમાં ગોકુળીયુ ગામ છે; વા'લા. નંદલાલ૦ ૬
ગામનાં વલોણાં મારે મહીનાં વલોણાં, મહીડાં ઘુમ્યાની ઘણી હામ છે; વા'લા. નંદલાલ૦ ૭
બાઈ મીરાં કે પ્રભુ ગીરધરના ગુણ, ચરણનમેં સુખ સ્યામ છે; વા'લા. નંદલાલ૦ ૮

## પદ ૮ મું.

બીજમાં નાવ્યા ફરીને, ગોપીનો વા'લો બીજમાં નાવ્યા ફરીને. ટેક૦
ગામરે ગોકુળીયુ મે'લી મથુરાં પધાર્યા વા'લો, જઈ વર્યો કુબજા કારીને, ગોપીનો૦ ૧
સાતરે દિવસનો હરિ વાયદો કરીને ગયો છો, ખટ માસ થયાછે હરિને; ગોપીનો૦ ૨
સોળસે ગોપીની સાથે રાસ રચ્યો છે વા'લા, ઉભા મુખ મોરલી ધરીને; ગોપીનો૦ ૩
બાઈ મીરાં કે પ્રભુ ગીરધરના ગુણ વા'લા, ચરણ કમ ચિત્ત હરીને; ગોપીનો૦ ૪

### પદ ૯ મું.

ગાગરીયાં બેડાં ઢળશે ઉઢાણી મારી આપો, ગાગરીયાં બેડાં ઢળશે. ટેક.
સાવ સોનાની મારી જડિત્ર ઉઢાણી વા'લા, સોનેરી તાર મારો ખરશે; ઉઢાણી૦ ૧
કંસ તે રાયનું કૂડું છે રાજ વા'લા, કંસને કેહવું જ પડશે; ઉઢાણી૦ ૨
જળરે જમુનાનો વા'લા મોટો છે આરો રે, નિત્ય ઉઠી ના'વા જાવું પડશે; ઉઢાણી૦ ૩
બાઈ મીરાં કે પ્રભુ ગીરધરના ગુણ વા'લા, ગોપીનો સ્વામી મુજને મળશે; ઉઢાણી૦ ૪

### પદ ૧૦ મું.

વાટ જુવે છે મીરાં રાંકડીરે, ઉભી ઉભી અરજ કરેછે દીનાનાથ રે. ટેક.
મુનિવર સ્વામી મારે મંદિર પધારો રે, વા'લા સેવા કરું દીન રાતડી રે; ઉભી૦ ૧
ફુલના તે હાર ને ફુલના તે ગજરા રે, ફુલના તોરા ને ફુલ પાંખડી રે; ઉભી૦ ૨
પાંચે પકવાન મીઠાઇઓને મેવા રે, ઘેબર જલેબી તલ સાંકળી રે; ઉભી૦ ૩
લવિંગ સોપારીને પાનનાં બીડલાં રે, એલચી દોડા ને તજ પાંખડી રે; ઉભી૦ ૪
સાવ સોનાનાં વા'લા સોગઠાં ઢળાવું રે, રમવા આવો તો જાય રાતડી રે; ઉભી૦ ૫
બાઈ મીરાં કે પ્રભુ ગીરધરના ગુણ, જોતાં ઠરે છે મારી આંખડી રે; ઉભી૦ ૬

### પદ ૧૧ મું.

રામનામ સાકર કટકા, હરિ મુખ આવે અમી રસ ઘટકા;
હરિ જેને રામ ભજન પ્રીત થોડી, તેની ઢભલડી લ્યોને તોડી. ૧
હરિ જેણે રામતણા ગુણ ગાયા, તેણે જમના માર ન ખાયા;
હરિ ગુણ ગાયછે મીરાં બાઈ, તમે હરિ ચરણે જાઓ ધાઈ. ૨

### પદ ૧૨ મું.

બોલમાં બોલમાં બોલમાં રે, રાધાક્રીસન વિના બીજું બોલમાં. ટેક.
સાકર સેરડીનો સ્વાદ તજીને, કડવો લીંબડો ઘોળમાં રે; રાધાક્રીસન૦ ૧
ચાંદા સૂરજનું તેજ તજીને, આગીયા સંગાથે પ્રીત જોડમાં રે; રાધાક્રીસન૦ ૨
હીરા માણેક ઝવેર તજીને, કથીર સંગાથે મણિ તોળમાં રે; રાધાક્રીસન૦ ૩
મીરાં કે પ્રભુ ગીરધર નાગર, શરીર આપ્યું સમ તોલમાં રે; રાધાક્રીસન૦ ૪

### પદ ૧૩ મું.*

રિ આવશે ઘેર કાનરે, જોસીડા જોસ જુઓને. ટેક.
ઓ અમારી વા'લા દુર્બળ થઈ છેરે, થઈ ગઈ થાકેલી પાણ રે; જોશીડા૦ ૧
। તે વનમાં વા'લે રાસ રચ્યો છેરે, સહસ્ર ગોપીમાં એક કા'ન રે. જોશીડા૦ ૨
ઈ મીરાં કે પ્રભુ ગીરધરના ગુણ, ભાવે મળ્યા ભગવાન રે; જોશીડા૦ ૩

આ પદની ને શાંતિદાસના એજ પદની પ્રથમ પંક્તિ એક જ છે.

## પદ ૧૪ મું.

ચઢીને કદંબ પર બેઠો રે, વા'લો મારો ચીર તો હરીને. ચઢીને૦ ટેક.
માતા જશોદાનો કુંવર કનૈયો, નાગરનંદજીનો બેટો રે. વા'લો૦ ૧
મોર મુગટ શીર છત્ર બિરાજે, પહેર્યો છે પીળો લપેટો રે. વા'લો૦ ૨
નહાયાં ધોયાં અમે કેમ કરી આવીએ, નાખોને નવરંગ રેંટો રે. વા'લો૦ ૩
બાઈ મીરાંકે પ્રભુ ગીરધર નાગર, કો ઉતારોને એને હેઠો રે. વા'લો૦ ૪

## પદ ૧૫ મું.

રામ રમકડું જડિયું રે, રાણાજી મને રામ રમકડું જડિયું. ટેક.
રુમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું, નહિ કોઇને હાથે ધડિયું રે. રાણાજી૦ ૧
મોટા મોટા મુનિજન મથી મથી થાકયા, કોઈએક વિરલાને હાથે ચડિયું રે. રાણાજી૦ ૨
સુન શિખરના રે ઘાટથી ઉપર, અગમ અગોચર નામ પડિયું રે. રાણાજી૦ ૩
બાઈ મીરાંકે પ્રભુ ગીરધર નાગર, મારું મન શામળીયાશું જડિયું રે. રાણાજી૦ ૪

## પદ ૧૬ મું.

નાખેલ પ્રેમની દોરી, ગળામાં અમને નાખેલ પ્રેમની દોરી. ટેક
આણી કોરે ગંગા વા'લા, પેલી કોરે જમનાં, વચમાં કાનુડો નાખે ફેરફેરી. ગળામાં૦ ૧
વૃંદાવનમાં વહાલે ધેન ચરાવી, વાંસળી વગાડે ઘેરી ઘેરી. ગળામાં૦ ૨
જળરે જમનાના અમે પાણીડાં ગયાં'તાં, ભરી ગાગર નાંખી ઢેરી. ગળામાં૦ ૩
વૃંદાવનમાં વાહલે રાસ રચ્યોરે, કાનડ કાળા ને રાધા ગોરી. ગળામાં૦ ૪
બાઈ મીરાંકે પ્રભુ ગીરધર નાગર, વાહલા ચરણુંદી દાસી પીયારી તેરી. ગળામાં૦ ૫

## પદ ૧૭ મું.

કાનુડે ન જાણી મોરી પીર;
બાઈ હું તો બાળ કુવારી રે, કાનુડે ન જાણી મોરી પીર. ટેક.
જળરે જમનાં અમે પાણીડાં ગયાં'તાં વાહલા, કાનુડે ઉડાડ્યાં આછાં નીર;
ઉડ્યાં ફરરરરરરરરરે. કાનુડે૦ ૧
વૃંદારે વનમાં વા'લે રાસ રચ્યો છે, સોળસેં ગોપીનાં તાણ્યાં ચીર;
ફાટ્યાં ચરરરરરરરરરે. કાનુડે૦ ૨
હું વરણાગી કાહાના તમારારે નામની રે, કાનુડે માર્યાં છે અમને તીર;
વાગ્યાં અરરરરરરરરરે. કાનુડે૦ ૩
બાઈ મીરાંકે પ્રભુ ગીરધર નાગર, કાનુડે બાળીને ફેંકી ઉંચે ગીર;
રાખ ઉડે ફરરરરરરરરરે. કાનુડે૦ ૪

## પદ ૧૮ મું.

કાહાનો માગ્યો દે, ધુતારો માગ્યો દે, વર તો રાધાનો, મને કાહાનો માગ્યો દે. ટેક.
વૃંદાવનમાં જે દી રાસ રમ્યા'તા, સોળસેં ગોપીમાં ઘેલો કાહાન. વર તો૦ ૧

હાથી ને ઘોડા બાઈ માલ ખજાના, દૈયા ડેરા હાર લે માન. વર તો૦ ૨
તલભર જવભર વછી નવ કાંધો, જવે તોળીને પાછો લે. વર તો૦ ૩
બાઈ મીરાંકે પ્રભુ ગીરધર નાગર, ચરણુ કમળ ચિત્ત દે. વર તો૦ ૪

## પદ ૧૯ મું.

મંદિરિયામાં દિવડા વિનાનું અંધારૂં. ટેક.
ખળભળ્યાં દેવળ ઉભી રહી થાંભલી, ત્રાટું નહિ ઝાલે એના ભાર રે. મંદિરિયા૦ ૧
હાથમાં વાટકડી ધરોધર ધુમતી, કોઇને આલો ઓધારું રે. મંદિરિયા૦ ૨
ઉડી ગયો વાણિયોને પડી રહી હાટડીરે, જમડા કરેછે ધીંગાણું રે. મંદિરિયા૦ ૩
બાઈ મીરાંકે પ્રભુ ગીરધર નાગર, આવતા જમડાને પાછા વાળો રે. મંદિરિયા૦ ૪

## પદ ૨૦ મું.*

મારા પ્રાણુ પાતળિયા વહેલા આવો રે, તમરે વિના, હું તો જનમ જોગણુ છું. ટેક.
નાભિ કમળથી સુરતારે ચાલી, જઇને તખતપર રાસ રચીસા રે; હું તો જનમ.
સુખમના નાડી એની સેજ બિછાવે, તે દી રંગ ભીના છે રાસ ધારી; †
તમરે વિનાનું મારે અંતર અંધારું રે, મારા જગના જીવન વહેલા આવો રે૦ હું. ૧
સાચું ઘરેણું મારે તું છેરે શામળીયારે, અવર ઘરેણું મારે હાથ નહિ આવે રે;
કુંવરબાઈનાં જેદી મામેરાં પૂર્યાં, તેદી છાંબ ભરીને વહેલા આવો રે. હું તો જનમ. ૨
સાવરે સોનાના હરિના વાઘા શીવડાવું રે, પ્રીતમજીને પ્રણામ કરીને;
વિઠ્ઠલરાય જેદી વરવાને આવ્યા, તે દીના વિંટાણુા છે વરમાળેરે, વહેલા આવો રે૦ હું. ૩
કાગળીયાનો જેદી કટકો નહોતો રે, મસરે મોંઘીરે જેદી લેખણુ નહોતી રે;
વાહલા વિદુર તે જઇને એટલું કહેજો રે, તમે એકવાર મળવાને, વહેલા આવો રે૦ હું. ૪
મધુરી નાદની મોરલી રે વાગે રે, સુરતીયામાં રાધાજી જાગે રે;
મીરાંનો સ્વામી જેદી ગીરધર મળશે, તેદી દાસીનાં દુઃખડાં ભાગે રે, વહેલા આવો રે૦ હું. ૫

## પદ ૨૧ મું.

ધ્યાન ધણી કેરું ધરવું રે, બીજું મારે શું કરવું; શું કરવું રે સુંદર શ્યામ, બીજાને મારે શું કરવું. ટેક.
નિત્ય ઉઠીને અમે નાહિએ ને ધોઇએ રે, ધ્યાન ધણીતણું ધરીએ રે. બીજું૦ ૧

---

* મીરાંબાઈ માટે એવી કથા છે કે, તે ચિતોડના રાણા કુંભાની સ્ત્રી હતી. કુંભો રાણો ૧૪૧૯ માં ગાદીએ બેઠા હતો. મીરાંના સમય પછી સેંકું વર્ષ ઉપર નરસિંહ મહેતો હૈયાત હતો. ને મીરાં પ્રથમ થઈ ગઈ હોય તો તેના પદમાં નરસિંહ ઉપર શ્રી કૃષ્ણ પ્રસન્ન થયા, તે કથા ન હોવી જોઇએ. પણ જેમ સાગ્મત વિદ્વાનો કહે છે તેમ મીરાં સાંગા રાણાની સ્ત્રી હોય તો, સાધુ સંતને મુખે સાંભળેલા વૃત્તાંતથી મીરાંએ ભક્ત નરસિંહના ગુણ ગાવા સંભવ છે. આ પદમાં નરસિંહને શ્રી કૃષ્ણે આપેલા પટચાનું જે વર્ણન છે, તે કુંભાની મીરાં ન જાણી શકે. કુંભાની મીરાં હોય તો આ પદોનો મોટો ભાગ મીરાંને નામે પાછળથી લખેલો હોવો જોઇએ.

† આ કડી મૂળ પ્રતમાં બે વાર છે

સસાર સાગર મહાજળ ભરીયો રે વા'લા, તારે ભરુસે અમે તરીએ રે. બીજુ૦ ૨
સાધુ જનને ભોજન જમાડીએ વા'લા, જૂઠુ વધે તે અમે જમીએ રે. બીજુ૦ ૩
વૃંદા તે વનમાં રાસ રચ્યોરે વા'લા, રાસ મંડળમાં તો અમે રમીએ રે. બીજુ૦ ૪
હીર ને ચીર મને કામ ન આવે વા'લા, ભગવા પહેરીને અમે ભમીએ રે. બીજુ૦ ૫
બાઈ મીરાંકે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળમા ચિત્ત ધરીએ રે.* બીજુ૦ ૬

### પદ ૨૨ મું.

નાગર નદારે બાળમુકુંદા, છોડી દ્યોને જગના ધધા† રે, નાગરનદા,
મારી નજરે રહેજો રે નાગરનંદા. ટેક.
કામ ને કાજ મને કાંઈ નવ સૂઝે, ભૂલી ગઈછુ મારા ઘર ધધા રે. મારી૦ ૧
આડું અવળુ મેં તો કાંઈ નવ જોયુ, જોયા જોયા છે પુનમ કેરા ચંદા રે મારી૦ ૨
બાઈ મીરાંકે પ્રભુ ગીરધર નાગર, લાગી છે મોહની મને ફંદા રે મારી૦ ૩

### પદ ૨૩ મું.

દવતો લાગેલ ડુંગરમે, કહોને, ઓધાજી! હવે કેમ કરીએ,?
કેમ તે કરીએ? અમે કેમ કરીએ? દવતો લાગેલ ડુંગરમે કહોને૦ ટેક.
હાનવા જઈએ તો વહાલા હાથી ન શકીએ, બેશી રહીએ તો અમે બળી મરીએ રે, કહોને૦ ૧
આરે વરતીએ નથી ઠેકાણુ રે વહાલા હેરી, પર વરતીની પાખે અમે ફરીએ રે. કહોને૦ ૨
સસાર સાગર મહાજળ ભરીયો વહાલા હેરી, બાહેડી ઝાલો નીકર બૂડી મરીએ રે. કહોને૦ ૩
બાઇ મીરાંકે પ્રભુ ગીરધર નાગર હેરી, ગુરુજી તારે તો અમે તરીએ રે કહોને૦ ૪

### પદ ૨૪ મું.

જ્ઞાન કટારી મારી, અમને પ્રેમ કટારી મારી ટેક.
મારે આગણેરે રામજી તપસીઓ તાપેરે, કાને કુડળ જટાધારી રે, રાણાજી, અમને જ્ઞાન‡ ૧
મદનોમો હાથી રામજી, લાલ અમાડીરે, અકુશ દઈ દઈ હારી રે; રાણાજી૦ ૨
ખારા સમુદ્રમા અમૃતનું વહેળીયુ રે, એવી છે ભક્તિ અમારી રે, રાણાજી૦ ૩
બાઈ મીરાંકે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળ બલિહારી રે, રાણાજી૦ ૪

### પદ ૨૫ મું.

તમે જાણીસ્યો સમુદ્ર સરીખા, મારા વીરા રે, આ દીન તો ખોળીને દીવો કરો રે, હોજી. ટેક.
આ રે કાયામા છે વાડીઓ રે હોજી, માહે મોર કરે છે ઝીંગોરા રે. મારા આ૦ ૧
આરે કાયામા છે સરોવરરે હોજી, માહે હસ તો કરે છે કલ્લોલા રે. મારા. આ૦ ૨
આરે કાયામાછે હાટડાંરે હોજી, તમે વણજવેપાર કરોને અપરપારા રે. મારા. આ૦ ૩
બાઈમીરાંકે પ્રભુગીરધરના ગુણ હોજી, દેજો અમને સત ચરણે વાસેરા રે. મારા. આ૦ ૪

### પદ ૨૬ મું.

કૃષ્ણ મેરે નજરકે આગે ઠાડે રહો રે. ટેક.
મેં જો બૂરી સામ ઔર ભલી હે, ભલીકી બૂરી મોરે દીન રહો રે. કૃષ્ણ૦ ૧

---

* બીજી પ્રત-'ચરણકમળમા ચિત્ત ધેરે.' † તો.ન. ‡ અહીં ખરુ જોતા પ્રેમ જોઈએ, પણ પ્રતમા જ્ઞાન હોવાથી તે રહેવા દીધુ છે

પ્રીતકો પૈરો* બહુત કઠીન હે, આર કહી દશ ઔર કહો રે. કૃષ્ણ૦ ૨
મીરાંકે પ્રભુ ગીરધર નાગર, પ્રીત કરો તો મેરા બોલ સહો રે. કૃષ્ણ૦ ૩

પદ ૨૭ મું.

ચરણ રજ મહિમા મેં જાની. ટેક.
યેહી ચરણસેં ગંગા પ્રકટી, ભગીરથ કુલ તારી. ચરણ૦ ૧
યેહી ચરણસેં વિપ્ર સુદામા, હરિ કંચન ધામ દીની; ચરણ૦ ૨
યેહી ચરણસેં અહલ્યા ઉધારી, ગૌતમકી પટરાની. ચરણ૦ ૩
મીરાંકે પ્રભુ ગીરધર નાગર, યેહી ચરણ કમળમેં લપટાની. ચરણ૦ ૪

પદ ૨૮ મું.

રાધા પ્યારે દે ડારોજી બંસી હમારી; રાધા. ટેક.
યે બસીમેં મેરા પ્રાન બસતહે, વો બસી લેઈ ગઈ ચેરી. રાધા૦ ૧
ના સોનેકી બસી ના રૂપેકી, હરે હરે બાંસકી પેરી. રાધા૦ ૨
ઘડીએક મુખમેં ઘડીએક કરમેં, ઘડીએક અધર ધરી. રાધા૦ ૩
મીરાંકે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળપર બેરારી. રાધા૦ ૪

પદ ૨૯ મું.

માઈ મેરે નયન બસે રઘુબીર. ટેક.
કર સર ચાપ કુસમસર લોચન, ઠાડે ભયે મન ધીર. માઈ૦ ૧
લલિત લવંગ લતા નાગર લીલા, જબ પેખો તબ રણબીર. માઈ૦ ૨
મીરાંકે પ્રભુ ગીરધર નાગર, બરસત કાંચન નીર. માઈ૦ ૩

પદ ૩૦ મું.

બાઈ મેને ગોવિંદ લીન્હો વણમોલ. ટેક.
કોઈ કહે હલકા કોઈ કહે ભારે, લીયોજી તરાજુ તોલ. બાઈ૦ ૧
કોઈ કહે સસ્તા કોઈ કહે મેહેંગા, કોઈ કહે કા'ન અનમોલ. બાઈ૦ ૨
બિંદ્રાબનકી કુંજ ગલનમેં, લીહ્નો બજાકે મેને ઢોલ. બાઈ૦ ૩
મીરાંકે પ્રભુ ગીરધર નાગર, પૂર્વ જનમકો દીયો બોલ. બાઈ૦ ૪

પદ ૩૧ મું–રાગ ઝીંઝોટી–પ્રભાત.

અબ તો મેરા રામ નામ, દુસરા ન કોઈ. ટેક.
માતા છોડી પિતા છોડે છોડે સગા ભાઈ, સાધુ સંગ બેઠ બેઠ લોકલાજ ખોઈ. અબ તો૦
સંત દેખ દોડ આઈ.જગત દેખ રોઈ, પ્રેમ આંસુ ડાર ડાર અમરબેલ બોઈ. અબ તો૦
મારગમેં તારણ મીલે સંતરામ દોઈ, સત સદા શીશ રખું રામ હ્દય હોઈ. અબ તો૦
અંતમેંસે તંત કાઢયો પાછે રહી સોઈ, રાણે મેલ્યા બીખકા પ્યાલા, પીબત મસ્ત હોઈ. અબ તો૦
અબ તો બાત ફેલ ગઈ, જાણે સબ કોઈ, દાસ મીરાં લાલ ગીરધર, હોનીસો હોઈ. અબ તો૦

* આગે.

પદ ૩૨ મું.

કાયકું નલીયો તમ તુ, કાયકું ન લીયો, રામજીકો નામ તમ તુ કાયકુ ન લીયો. ટેક.
નવ નવ માસ તુંને ઉદરમેં રાખ્યો, ઝુલણે ઝુલાયો તુને પારણે પોઢાયો. રામજીકો૦ ૧
રતનસો જતન કરી તુને રાખ્યો, બડોરે ભયો તબતે કુલ લજાયો. રામજીકો૦ ૨
ગુનકાકો બેટો ગલીમાંહી ડોલે, પિતાબીન પુત્ર એ ગુનકાકો કહાયો. રામજીકો૦ ૩
બાઈ મીરાંકે પ્રભુ તિહારા ભજનબીના, આવો રુડો મનખો તે એળે ગુમાયો. રામજીકો૦ ૪

પદ ૩૩ મું.

મેને સારા જગલ ઢૂંઢારે, જોગીડા ન પાયા. ટેક.
કાનુ બીચ કુડળ જોગી ગલે બીચ શેલી, ઘરઘર અલેક જગાયા રે. જોગીડા ૧
અગર ચદનકી જોગી ધુણી ધખાઈ, અગ બીચ ભભુત લગાયા રે. જોગીડા. ૨
બાઈ મીરાંકે પ્રભુ ગીરધર નાગર, શબ્દકા ધ્યાન લગાયા રે. જોગીડા. ૩

પદ ૩૪ મું.

કવન ગુમાન ભરી, બસી તું કવન ગુમાન ભરી. ટેક.
અપને તનપર છેદ પરેચે, બાલા તું બિછરી. બસી૦ ૧
જાત ભાત સબ તોરી મેં જાનું, તુ બનકી લકરી. બસી૦ ૨
મીરાંકે પ્રભુ ગીરધર નાગર, રાધાસેં કીયું ઝઘરી. બસી૦ ૩

પદ ૩૫ મું.

દર્દ ના જાને મેરા કોઈ રે, મેં તો દર્દે દીવાની દર્દ ના.
ઘાયલકી ગત ઘાયલ જાને, જા શિર બીતી હોઈ રે; મેં૦
જલ બિના જેસી મછલીકી તલપે, શોગત મેરી હોઈ રે. મેં૦
સૂલિ ઉપર સેજ હમારી, તાપર રહેવુ સોઈ રે. મેં૦
મીરાંકો દુઃખ જબ મીટેગો, બૈદ શામરો વોહી રે. મેં૦

પદ ૩૬ મું.

સીદ લોછો, મારા રાજ, પ્રાણજીવન પ્રભુ મારા; અબોલા૦
અમે તો તમારાં તમે તો અમારા, ટાળી, દોષ શીદ દો છો રે, મારા રાજ. અબોલા૦
અમે તો તમારી સેવા કરીએ, સુખ લેઈને દુખ દોછો રે, મારા રાજ. અબોલા૦
જેણે પોતાની માસી મારી, તેનો શો વિશ્વાસ રે, મારા રાજ. અબોલા૦
અમૃત પાઈને ઉછેર્યાં વાહલા, વિખડા ઘોળી ઘોળી શીદ પાઓ છો રે, મારા રાજ. અબોલા૦
ઉંડા કુવામાં ઉતાર્યાં વાહલા, વરત વાઢી શુ જાઓ છો રે, મારા રાજ. અબોલા૦
મીરાંકે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળ ચિત્ત ગ્રેહો છો રે, મારા રાજ. અબોલા૦

પદ ૩૭ મું.

તેરો કહાન કાલો માઈ મેરી રાધે ગોરી, હો માઈ તેરો કહાન૦
એસી રાધે રૂપ બની, કચનરી દેહ ઠાની, એસો કારે કાહાન પર, કોટી રાધે વારી હો. માઈ૦

ગોકુલ ઉજાર કીની, મથુરા બસાય લીની, કુબજાકુ રાજ દીનો, રાધિકા બિસારી હો. માઇ૦
બિનતિ સુનો વ્રજરાય, લાગુંશી તુમાહરે પાય, મીરાં પ્રભુસે કહીયો જાય, સેવક તુમ્હારી હો. માઇ૦

પદ ૩૮ મું. સારંગ.

ભજીલોની સંતો, ભજીલોની સાધો, રામજી બીના કેસો જીવણુ રે, હો જી. ટેક.
તનનો બનાવું તંબુરો, જીવનો તાર તણાવું રામ;
બન બન બાજે ઘૂઘરા, જીવને લાડ લડાવું રામ. ભજી૦
આંગણે આણીઆરા આટલા (?), મંદિર લીપ્યાં ના દીસે રામ;
શેર અનાજને સેવતાં, જીવડો જાતાં ના દીસે રામ. ભજી૦
કાયાને આણાં આવીયાં, જમ પાછા ના ફરે રામ;
સાત સાહેલીના ઝુમખમાં, જીવને આગળ વરાવે રામ. ભજી૦
તલ તલ દેહ હોમીયાં, જરા આશા ન મોકું રામ;
જીવડો જાય તો જાવા દેઉં, હરિની ભક્તિ ના છોડું રામ. ભજી૦
નદીરે કિનારે * * નયણે નીર વહેવડાવું રામ;
કાયાની કરું વાડી હું, નદીરે કિનારે ચંપો રોપાવું રામ. ભજી૦
કહાનજીના હાથની રેખા અડે, બીન ચંપે કળિયો આવે રામ;
દાસ મીરાંબાઇની વિનતિ, ઠાકોર દાસી તુજ કહાવું રામ. ભજી૦

પદ ૩૯ મું.

પીયા કારણુ રે પીળી ભઇ રે, લોક જાણે ઘટ રોગ;
છપ છપલાં મેં કઇ કિરું, મોઇ પીયુને મીલન લીયો જોગ રે.
નાડી વૈદ્ય તેડાવીયા રે, પકડ ધંધોળે મોરી બાંહ;
એ રે પીડા પરખે નહિ, મોરે કરક કાળજડાની માંહ રે;
જાઓ રે, વૈદ્ય, ઘેર આપને રે, માહારું નામ ના લેશ;
હું રે ઘાયલ હરિ નામની રે, માઇ કેડો લેઇ ઓપદ ના દેશ રે.
અધરસુધા રસગાગરી રે, અધરરસ ગોરસ લેશ;
બાઇ મીરાંકે પ્રભુ ગિરધર નાગર, ફરીને અમી રસ પીવેશ રે.

પદ ૪૦ મું.

સોકલડીનું સાલ મારે મોટું, હોજી રે ઘરમાં સોકલડીનું સાલ મારે મોટું૦
હમોને હમારે રે મૈયર વળાવો વહાલા, હાવે રહેવાનું મારે ખોટું. હોજી૦
કુવેરે પડીશું અમો વખડાં રે પીશું, હાવે જીવ્યાનું આળ શિર ચોટું. હોજી૦
સાસુ હઠીલી મારી નણુદી ઠગારી વહાલા, નાનાં દીએરીયો મોણું મોટું. હોજી૦
મીરાંકે પ્રભુ ગિરધર નાગર૦ વહાલા, ચરણ કમળ ચિત્તને ઓટું. હોજી૦

પદ ૪૧ મું.

જેને મારા પ્રભુજીની ભક્તિ ના ભાવે રે, તેને ઘેર સીદ જઇએ;
જેને ઘેર સંત પ્રાહુણો ના આવે રે, તેને ઘેર સીદ જઇએ. ટેક.

સસરો અમારો અગ્નિનો ભડકો, સાસુ સદાની સૂળી રે;
એનીપ્રત્યે મારું કાંઈના ચાલે રે, એને આંગણીએ નાખું પૂળા રે. તેને૦
જેઠાણી હમારી ભમરાતું જાણું, દેરાણી તો દિલમાં દાઝે રે;
નાહાની નણંદ તો મોં મચકોડે, તે ભાયગે અમારે કર્મે પાજે રે. તેને૦
" " * * તે બળતામાં નાંખે છે વારી રે;
મારા ઘર પછવાડે સીદ પડી છે, બાઈ તું જીતી ને હું હારી રે. તેને૦
તેને ખૂણે પેસીને મેં તો ઝીણું કાંતલું, તે નથી રાખ્યું કાંઈ કાચું રે;
દાસી મીરાંબાઇ ગિરધર ગુણ ગાવે, તારા આંગણીઆમાં થેઈ થેઈ નાચું રે. તેને૦

પદ ૪૨ મું.

શ્યામ રે રંગે રાચ્યું, રાણાજી, કહાન સંગે રાચ્યું, રાણાજી.
તાલ પખાજ વેણુ જ વાજે, ઘૂઘરા બાંધીને હું નાચ્યું; રાણાજી૦
કોઈ કહે મીરાં ભઈ રે બાવરી, કોઈ કહે જોગણ મદમાતી. રાણાજી૦
વિખના પ્યાલા રાણાજીએ ભેજ્યા, પીતાં આવે મુને હાંસી. રાણાજી૦
અપની રે કુળકી શાખા મટ ગઈ, મટ ગઈ જમરેકી ફાંસી. રાણાજી૦
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, જન્મો જન્મકી તેરી દાસી. રાણાજી૦

પદ ૪૩ મું.

આદ્ય વેરાગણ છું, રાણાજી, મે આદ્ય વેરાગણ છું. ટેક.
મીરાં બાંધે ઘૂઘરા રે, હાથ લીયે કરતાલ;
અમો રે ગિરધર આગળ નાચીશું રે, ગુણ ગાઇશું રે ગોપાલ. રાણાજી૦
વિખના પ્યાલા રાણે મોકલ્યા રે, દીજો મીરાંકે હાથ;
કર ચર્ણામૃત પી ગયાં રે, અમે રે 'વાસી શ્રી રઘુનાથ. રાણાજી૦

પદ ૪૪ મું.

લગ રહેના, લગ રહેના, હરિ ભજનસેં લગ રહેના, લગ રહેના. ટેક.
સાહેબકા ઘર દૂર હે રે, જેંસી લગી ખજૂર; ચઢે તે ચાખે પ્રેમ રસ, પડે ચકમાચૂર. ભજન૦
કયા બકતરકા પહેરના રે, કયા ઢાલોકી ઓથ; શૂરે પૂરેકા પારખા રે, લઢે ધણીસેં જોર. ભજન૦
કાહન કટારી વડી રે, ગુરુ ગોવિંદ તલવાર; ધનુષ્યરૂપી ભાલા બાંધકે, કછુ ના લાગે હાર. ભજન૦
હાડ ચામકી દેહ બની રે, નવ નાડી દશ દ્વાર; મીરાંકે પ્રભુ ગિરધર નાગર, લગી મર્મકી ચોટ. ભ૦

પદ ૪૫ મું–રાગ–પ્રભાત.

જાગો રે અલબેલા કા'ના, મોટા મુગટ ધારી રે;
સહુ દુનિયા તો સુતી જાગી, પ્રભુ તમારી નિદ્રા ભારી રે. જાગો રે.
ગોકુળ ગામની ગાયો છૂટી, વણજ કરે વેપારી રે;
દાતણ કરો તમો આદે દેવા, મુખ ધુઓ મોરારી રે. જાગો રે.
ભાત ભાતનાં ભોજન નીપાર્યાં, ભરી સુવર્ણ થાળી રે;
લવંગ સોપારી ને એલચી, પ્રભુ પાનની બીડી વાળી રે. જાગો રે.

પ્રીત કરી ખાઓ પુરુષોતમ, ચવડાવે વ્રજની નારી રે;
કંસની તમે વંશ કાઢી, માસી પુતના મારી રે. જાગોરે.
પાતાળે જઈ કાળી નાગ નાથ્યો, અવળી કરી અસવારી રે;
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, હું છું દાસી તમારી રે. જાગોરે.

## પદ ૪૬ મું.

શું કરું રાણાજી, મારું ચિતડું ચોરાયે, મારું મનડું વેંધાયે. શું કરું૦
કરવાં ન સુઝે અમને ઘરનાં રે કામ, ભોજન ના ભાવે નયણે નિદ્રા હરામ. શું કરું૦
જળ જમનાને કાંઠે ઉભા બળી ભદ્ર વીર, બંસરી બજાવે વહાલો જમનાને તીર. શું કરું૦
ઉભી બજારે ગજ રથ ચાલ્યો રે જાય, શ્વાન ભસે તો તેની સંખ્યા ના થાય. શું કરું૦
ઝખરે મારે રે પેલા દુર્જન લોક, ચિતડું ચોટયું તો તેની શીખામણ ફોક. શું કરું૦
જ્યાં શામળીયો ગિરધારી ત્યાં મારી આશ, હરખી નિરખી ગાય મીરાં દાસ. શું કરું૦

## પદ ૪૭ મું.

કઠણ લગનકી પ્રીત રે, હરિ લાગી સોઈ જાને. કઠણ૦
પ્રીત કરી કછુ રીત ના જાણી, છોડ ચલે અધબીચ; હરિ૦
દુઃખકી વેળા કોઈ કામ ન આવે, સુખકે સબહે મિત, હરિ૦
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, આખરી જાત આહીર; હરિ૦

## પદ ૪૮ મું.

કોઇ ના જાણે હરિયા, તારી ગતિ કોઈ ના જાણે. હરિયા૦
મીટ્ટી ખાત મુખ દેખા જશોદા, ચૌદ ભુવન ભરીયા. તારી૦
પડી પાતાળ કાળી નાગ નાથ્યો, સૂર ને શશી ડરીયા. તારી૦
ડુબત વ્રજ રાખ લીયો હે, કર ગોવર્દ્ધન ધરીયા. તારી૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, શરણે આયે સો તરીયા. તારી૦

## પદ ૪૯ મું.

કાળાનાં કઠણ હેડાં રે, ઓધવજી, એવાં કાળાનાં કઠણ હેડાં રે. ટેક.
ટીટુડીનાં ઇંડાં ઉગાર્યાં, મંજારીનાં રાખ્યાં છઈયાં રે; ઓધવ૦
ગ્રેહથી ગજરાજ ઉગાર્યો, ગોકુળમાં ચારી ગઈયાં રે; ઓધવ૦
ગોકુળ સઘળું રેલતું રાખ્યું, ગોવર્દ્ધન કર ધરીયા રે. ઓધવ૦
મીરાં ગાવે ગીરધરના ગુણ, મેંતો તોરે લાગું પૈયાં રે. ઓધવ૦

## પદ ૫૦ મું.

ઉઢાણી મોરી આલો રે, ગાગરીયાં બેઢાં ઢરશે. ઉઢાણી૦ ટેક.
જળ જમનાં જળ ભરવા ગયાતાં, ચીર ખસ્યો ને ભેદું પડશે. ઉઢાણી
સાસુ હઠીલી મારી નણદી ધુતારી, નાંધડો દીયરીઓ મૂજને વઢશે. ઉઢાણી૦
મીરાં ગાવે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત હરશે. ઉઢાણી૦

## પદ ૫૧ મું.

ચાલોની જોવા જઇયે રે, મા મોરલી વાગી. ચાલો૦
ભર નિદ્રામાં હું રે સુતીતી, ઝબકીને જોવા જાગી. ચાલો૦
વૃંદાવનને મારગ જાતાં, સામો મલ્યો સુહાગી. ચાલો૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ લેહે લાગી. ચાલો૦

## પદ ૫૨ મું.

એરે મોરલી વૃંદાવન વાગી, વાગી છે જમનાને તીરે રે. એરે૦
મોરલીને નાદે ઘેલાં કીધાં, મને કાંઈ કાંઈ કામણ કીધાં રે. એરે૦
જમનાને નીર તીર ધેન ચરાવે, કાંધે કાળી કાંમળી રે. એરે૦
મોર મુગટ પિતાંબર શોભે, મધુરીસી મોરલી બજાવે રે. એરે૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ બલીહારી રે. એરે૦

## પદ ૫૩ મું.

બહીયાં જો ગ્રહી રે, મેરી સુદ્ધ ન રહી રે, કાહના બહીયાં જો ગ્રહી રે. ટેક.
ઝગમગ જ્યોત જડાવકો એનો, ગજ મોતિયનકી સેર લટકી રહી રે. કાના૦
મેં દધી બેચન જાતી ગોકુળમે રે, પકડોરી પાલવ મેરો જલકો મહીરે. કાના૦
જાઈ પોકારું કંસકી આગે રે, તેરી નગરીમેં મેરે બસવો નહિ રે. કાના૦
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, ઝગડત ઝગડત સારી રેન બીત ગઈ રે. કાના૦

## પદ ૫૪ મું.

શામરેકી દૃષ્ટિ માનું પ્રેમકી કટારી હે, બાઈ શામરેકી દૃષ્ટિ માનું. ટેક.
ચાંદા ત્યાં ચકોર બસે, દીપક જળે પતંગ, જળ બિના મરે મીન, એસી પ્રીત પ્યારી હે. શામરેકી૦
ગોકુલ ગામ ઉજારી કીનો મથુરામે સાહેર લીનો, કુબ્જાકુ રાજ દીનો, રાધે તો બીસારી રે. શામરેકી.
કુબ્જાકુ કહીયો જાય, બિનતિ સુનત બ્રજરાય, ઇતિની અરજ હમારી, મીરાં તો તુમ્હારી હે. શામ૦

## પદ ૫૫ મું.

હરિ મેં તો કીધી છે ઠાકોર થાળી રે, પધારો વનમાલી રે વનમાલી. હરિ મેં૦
પ્રભુ કંગાલ તોરી દાસી, હરિ પ્રભુ પ્રેમના છો તમે પ્યાસી; દાસીની પૂરજો આશી. પધારો૦
પ્રભુ સાકર દ્રાક્ષ ખજૂરી, માંહે નથી બાસુદી કે પૂરી; મારે સાસુનણદીની સૂલી. પધારો૦
પ્રભુ ભાત ભાતના લાવું મેવા, તમે પધારો વાસુદેવા; મારે ભુવનમાં રજની રહેવા. પધારો૦
હરિ મેં તો તજી છે લોકની શંકા, પ્રીતમકા ધરહે બંકા; બાઈ મીરાં એ દીધા ડંકા. પધારો૦

## પદ ૫૬ મું.

માર્યા રે મોહનાં બાણ, ધૂતારે મને માર્યાં મોહનાં બાણ. ટેક.
ધ્રુને માર્યા પ્રહ્લાદને માર્યા, તે ઠરી ના બેઠા ઠામ. ધૂતારે૦
શુકદેવને ગર્ભવાસમાં માર્યા, તે ચારે યુગમાં પરમાણ. ધૂતારે૦

હિરણ્યકશ્યપ મારી વા'લે ઉગાર્યો પ્રહ્લાદ, દૈત્યનો ફેડ્યો છે ઠામ; ધૂતારે૦
સાયર પાજ બાંધી વા'લે સૈન ઉતારી, રાવણ હણ્યો એક બાણ. ધૂતારે૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, હમને પાર ઉતારો સ્યામ. ધૂતારે૦

પદ ૫૭ મું.

ચાલ સખી વૃન્દાવન જઈયે, જીવણ જોવાને, મહીની મટુકીઓ માથે લઈ,*~*~જીવણું૦
શ્યામ સુંદરને ભાવે ભેટજો, તેણે દુઃખડાં સહુ શમાવશે રે;
મીરાંબાઈકે પ્રભુ ગિરધર નાગર, માવજી મારગમાં આવશે રે. ચાલ૦

પદ ૫૮ મું.

મારે ઘેર આવો રે સુંદરશ્યામ, સોલે શણગાર પેરા શોભતા રે;
મોતિડે માંગ ભરાવે, વેણી ગુંથાવું શોભે ઢલકંતી, હું તો ઉભી રાજદ્વાર. મારે૦
ઉંચી હું ચઢું ઉંચેરડી રે, જોઉં પાતળિયાની વાટ;
વેગે પધારો મારા હો સાંઈબા, તારે બેસણે માંડુ પાટ. મારે૦
મોર મુગટ શોહામણો રે, ગળે ગુંજાનો હાર;
મુખ મધુરી તારે હો મોરલી રે, તારી ચાલ તણી છે બલીહાર. મારે૦
દાસ મીરાંબાઈ ગિરધર નાગર, હર્ખી નિર્ખી ગુણ ગાય;
કલીયુગમાં અમે અવતરીયાં, મને રાખોની ચર્ણે કરો સા'ય. મારે૦

પદ ૫૯ મું.

કાંકરી મારે ધૂતારો કા'ન, પાણીલાં કેમ કરી જઈયે? કાંકરી૦
આ કાંઠે ગંગા વહાલા, પેલી કાંઠે જમનાજી, વચમાં ગોકુળીઉં ગામ. પાણીલાં૦
સોના ઉઢાણી મારું રૂપાનું બેડું વા'લા, હળવે ચઢાવતા કા'નો કરે કામ. પાણીલાં૦
મારે મંદિરીયે મારી સાસુ રહે છે વા'લા, સામા મંદિરીયે મારો સ્યામ. પાણીલાં૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ભાવે ભેટો ભગવાન. પાણીલાં૦

પદ ૬૦ મું—રાગ મલાર.

બોલે ઝીણા મોર, રાધે તારા ડુંગરીયાપર બોલે ઝીણા મોર. ટેક.
*એ મોરલી બોલે બપૈયાહી બોલે, કોયલ કરે ધન શો'ર. રાધે૦
[illegible] ભલી વીજળી ચમકે, બાદળ હુવા ઘન ઘોર. રાધે૦
ઝરમર ઝરમર મેહુલો વરસે, ભીંજે મારા સાલુડાની કોર. રાધે૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, પ્રભુજી મ્હારા ચિતડાનો ચોર. રાધે૦

પદ ૬૧ મું—રાગ કલ્યાણ.

હરિ નંદકુંવર તારું નામ સાંભળીને, આશ ભર્યાં હમે આવ્યાં;
ગાય દો'તાં દોહણીરે ભૂલ્યાં, વાછરડાં ધવડાવ્યાં. નંદકુંવર૦
પીપલે પીપલે પાણી ભરતાં, ઠીકરીમાં ઘી તાવ્યાં;
નંદકુમારે જઈને વિણા વજાડી, શા અર્થે બોલાવ્યાં. નંદકુંવર૦

* બીજી પ્રતમાં આ પ્રમાણે છે. "દાદુર મોર બપઇયા બોલે, કોએલ કરે ધન સોર."

માય બાપની લજ્યા મેહલી, સહીયેરે સમજાવ્યાં;
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત ચલાવ્યાં. નંદકુંવર૦

### પદ ૬૨ મું.

કોને કોને કહુ દિલડાની વાત, વારે વારે કોને કોને કહું. ટેક.
પાંડવની પ્રતિજ્ઞા પાળી, દ્રૌપદીની રાખી લાજ રે;
સુદામાની વેળા વારી, ઉગાર્યો પ્રહ્લાદ રે. વારે વારે૦
વૃંદાવન તમે વાહલે ઉગાર્યું, સુંદરીને કાજ રે;
પહેરી સજી મહેલે પધારો, રીઝે આગ નાથ રે. વારે વારે૦
મીરાંબાઈકે પ્રભુ ગિરધરના ગુણ, * * * "
તમને ભજીને હુ તો થઈ છું રે, અહિર્નિશ રળિયાત રે. વારે વારે૦

### પદ ૬૩ મું.

આંખડલી વાંકી રે, અલબેલા તારી આંખડલી વાંકી. ટેક.
ચારવણીમાં મ્હારાં ચિત્ત ચોરી લીધાં, નેણે મોહની નાંખી. અલબેલા૦
નેણ કમળના ભલકા ભારે, એણે માર્યા તાકી તાકી રે. અલબેલા૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, નીત ચરણ કમળની દાસી રે. અલબેલા૦

### પદ ૬૪ મું.

મોરલીએ મોહ્યાં મોહન, તારી મોરલીએ મન મોહ્યાં. ટેક.
થારે કારણ શામળીયા વાહલા, ત્રણ ભુવન મેં જોયાં રે. મોહન૦
થારા સરખા પ્રભુ નવ કોઈ દીઠા, ત્રણ ભુવન મનડે ન મોહ્યા રે. મોહન૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત પ્રોયાં રે. મોહન૦

### પદ ૬૫ મું.

લીધા રે લટકે, મ્હારાં મન લીધાં રે લટકે. ટેક.
ગાત્ર ભંગ કીધાં ગિરિધારીએ, જો માર્યાં ઝટકે. મ્હારાં૦
મન રે મારુ મોરલીએ મોહ્યુ, પેલા વાંસ તણે કટકે. મ્હારા૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, હો રંગ લાગ્યો ચટકે. મ્હારાં૦

### પદ ૬૬ મું.

ઝગડો લાગ્યો શ્રી જમનાજી આરે, અલ્યા તારે ને મારે શું છે. ઝગડો૦
વૃંદાવનના મારગ જાતાં, હારે આગળ આવી કાં ઘેરે. ઝગડો૦
વૃંદાવનની કુંજ ગલીમાં, પાલવ આવી કાં ઝેરે. ઝગડો૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ગોપીઓને લાડ લડાવે. ઝગડો૦

### પદ ૬૭ મું—રાગ કાલેરો.

વ્રજમાં ક્યમ રે'વાશે, ઓધવના વા'લા, વ્રજમાં ક્યમ રે'વાશે. ટેક.
આઠ દહાડાની અવધ કરીને ગયા છે વા'લા, ખટ માસ થયા છે હરિને. ઓધવના૦

વૃંદાવનની કુંજ ગલીમાં વા'લા, બેઠા છે મુખ મોરલી ધરીને. ઓધવના૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ વા'લા, અમો રહ્યાં છે આંસુડાં ભરીને. ઓધવના૦

પદ ૬૮ મું.

શામળે મેલ્યાં તે વિસારી, ઓધવને વા'લે શામળે તે મેલ્યાં વિસારી. ટેક.
પ્રીત કરીને પાલવ પકડો વા'લા, પ્રેમની કટારી મુને મારી. ઓધવને૦
ગોકુળથી મથુરામાં ગયા છો વા'લા, કુબ્જાસેં લાગી છે તાલી. ઓધવને૦
મીરાંબાઇકે પ્રભુ ગિરધરના ગુણ વા'લા, ચરણ કમળ બલીહારી. ઓધવને૦

પદ ૬૯ મું.

કાનુડે કામણ કીધાં, ઓધવને વા'લે, કાનુડે કામણ કીધાં. ટેક.
વૃંદાવનમાં ધેન ચરાવે વા'લો, મોરલીએ મનડાં ગોપી વિંધાં. ઓધવ૦
જળ જમના ભરવાને ગયાં'તાં, તાં પાલવ પકડી મન લીધાં. ઓધવ૦
* * * * રાધાનો કંથ કામણગારો. ઓધવ૦
મીરાંબાઇકે પ્રભુ ગિરધરના ગુણ વા'લા, ભવ સાગરથી હમને તારો. ઓધવ૦

પદ ૭૦ મું.

વ્રજમાં કેમ રે'વાશે, ઓધવના વા'લા, વ્રજમાં કેમ રે'વાશે. ટેક.
જે રે દા'ડાના હ્જીવન ગયા છો વા'લા, દુઃખડાં કાંને કહેવાશે. ઓધવ૦
બળવંત થઇને વાહી શું મૂકો વા'લા, બરદ તમારું જાશે. ઓધવ૦
મીરાંબાઇકે પ્રભુ ગીરધરના ગુણ વા'લા, ગોપીકા અરજ કરાંશે. ઓધવ૦ .

પદ ૭૧ મું.

આવજો મ્હારે નેડે, ઓધવના વા'લા, આવજો મ્હારે નેડે. ટેક.
મારે આંગણીએ આંબો મોર્યો વા'લા, કાનુડો આવીને સાર્યો વેડે. ઓધવ૦
અમો જળ જમના ભરવા ગયાંતાં વા'લા, કાનુડો પજોછે મ્હારી કેડે. ઓધવ૦
મીરાંબાઇકે પ્રભુ ગીરધરના ગુણ વા'લા, હરિ મળવા મન હેરે. ઓધવ૦

પદ ૭૨ મું.

મળ્યો જટાધારી, જોગેશ્વર બાવો, મળ્યો રે જટા ધારી. ટેક.
હાથમાં ઝારી હું તો બાળ કુંવારી વા'લા, દેવલ પૂજવાને ચાલી. જોગેશ્વર૦
સાડી ફાડીને કફની કીધી વા'લા, અંગપર વિભૂતિ લગાડી. જોગેશ્વર૦
આસન વાળી બાવો મઢીમાં બેઠો વા'લા, ઘેર ઘેર અલખ જગાડી. જોગેશ્વર૦
મીરાંકે પ્રભુ ગીરધરના ગુણ વા'લા, પ્રેમની કટારી મુને મારી. જોગેશ્વર૦

પદ ૭૩ મું.

નાગર નંદારે મુગટ પર વારી જાઉં, નાગર નદા. ટેક.
વનસ્પતિમે તુલસી બડી હે, નદીયનમેં બડી ગંગા; નાગર૦

સબ દેવનમેં શિવજી બડે હૈં, તારનમેં બડા ચંદા. નાગર૦
સબ ભક્તમેં ભરથરી બડે હૈં, શરણ રાખો ગોવિંદા; નાગર૦
મીરાંકે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત ફંદા. નાગર૦

### પદ ૭૪ મું–રાગ મારૂ.

..ણ ભરે રે પાણી કોણ ભરે, જમનાનાં પાણી કોણ ભરે;
ઘર મ્હારું દૂર ગાગર શિર ભારી, અરે ખોટી થાઉં તો ઘેર નણદી વઢે. જમના૦
શિર પર કળશ કળશ પર ઝારી, ઝારીપે બેઠી ઝારી મોજ કરે. જમના૦
આણી તીરે ગંગા પેલી તીરે જમના, વચમાં કાનુડો રમ રાસ રમે. જમના૦
સાવ સોનાનો મારો ઘાટ ઘડુલો, ઉઢણીએ તો રત્ન કનક જડે. જમના૦
મીરાંકે કહે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત ધ્યાન ઠરે. જમના૦

### પદ ૭૫ મું.

લેશે રે મહીડાંકેરાં દાણ, આ તો મોઢું, લેશે તે મહીડાં કેરાં દાણ. ટેક.
અમો અબળા કંઈ સબળ સુંવાળાં વા'લા, આવડી શી ખેંચાતાણ. આ તો૦
નંદના ઘરનો ગોવાળીયો રે, ઓળખ્યા વિના રે અણુભાણ. આ તો૦
મધરાતે મથુરાથી રે નાઠો, તે તો અમને નથી રે અજાણ. આ તો૦
વૃંદાવનને મારગે જાતાં, તું તો શેનું માગે છે રે દાણ. આ તો૦
મીરાંકે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળનું ચિત્તડામે ધ્યાન. આ તો૦

### પદ ૭૬ મું–રાગ મારૂ.

લાલને લોચનીએ દિલ લીધાં રે, માડી મારાં, લાલને લોચનીએ દિલ લીધાં રે. ટેક.
જંત્ર ભણી વહાલો મુજ પર ડારે વહાલો, વેળા કવેળાનાં કામણ મને કીધાં રે. માડી૦
જળ જમનાનાં જળ ભરવા ગયાંતાં વહાલા, ઘુંઘટડામાં ઘેરી લીધાં રે. માડી૦
ચુન ચુન કલીયાં વાળી સેજ બનાવું વહાલા, ભમર પલંગ સુખ લીધાં રે. માડી૦
મીરાંબાઈકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળમેં ચિત્ત ચોરી લીધાં રે. માડી૦

### પદ ૭૭ મું.

આવો રે સજુણા મારા મીઠડા મોહન, આંખડલીમાં તમને રાખું રે. ટેક.
હરિ જેરે જોઇયે તે તમને આણી આણી આપું, મીઠાઈ મેવા તમને ખાવા રે. આવો૦
ઉંચી ઉંચી મેડી સાહેબા અજબ ઝરૂખા, ઝરૂખે ચઢી ચઢી ઝાંખું રે. આવો૦
ચુન ચુન કળીયાં વાળી સેજ બીછાવું, ભમર પલગપર સુખ વારી નાંખું રે. આવો૦
મીરાંબાઈકે પ્રભુ ગિરધરના ગુણ, તારા ચરણ કમળમેં મન રાખું રે. આવો૦

### પદ ૭૮ મું–રાગ મલાર.

ગોવિંદાને દેશ, ઓધા, મુને લેઈ જા જોરે, ગોવિંદાને દેશ. ટેક.
મને રે મોહનજીએ મેલી રે વિસારી, કરડુ મેરા કરમકી રેખ. ઓધા૦
હાર તજુંગી, શણગાર તજુંગી, તજુંગી કાજલકી રેખ. ઓધા૦

ચીરને ફાડી વા'લી કફની પેરુંગી, લેઉંગી જોગનકો બેશ. ઓધા૦
ગોકુળ તજુંગી મેં મથુરા તજુંગી, તજુંગી મેં વ્રજ કેરો દેશ. ઓધા૦
મીરાંબાઇકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત સંગ રહેશ. ઓધા૦

પદ ૭૯ મું-રાગ સારંગ.

કામ છે, કામ છે, કામ છે, ઓધા નહિ રે આવું મારે કામ છે, શામળીઓ બીનેવાન છેરે. ઓધ
આણી તીરે ગંગા ને પેલી તીરે જમના, વચમે ગોકુળીઉં ગામ છે રે. ઓધા૦
સોનું રૂપું મારે કામ ન આવે, તુલસી તીલકપર ધ્યાન છે રે. ઓધા૦
* આગલી પરસાળે મારો સસરો જી પોઢે, પાછલી પરસાળે સુંદર શ્યામ છે રે. ઓધા૦
મીરાંબાઇકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળમાં મોરો વિશ્રામ છે રે. ઓધા૦

પદ ૮૦ મું.

મને મેલી ના જાશો માવા રે, આ વ્રજમાં કેમ વસીએ વા'લા રે, મેલી ના જાશો.
જે જોઇએ તે તમને આણી આપુ વા'લા, મીઠાઈ મેવા ખાવા રે. મેલી૦
આ બીજાં ઘણાં ઘણાં તમને વાનાંરે કરતી, નહિ દેઉં તમને જાવા રે. મેલી૦
કમળી હારી અરજ કરુંછું, એટલી અરજ મોરી માનો વ્રજબાવા રે. મેલી૦
જળ જમના રે જળ ભરવા ગયાં'તાં વહાલા, સુંદર ગયાંતા ન્હાવા રે. મેલી૦
મીરાંબાઇકે પ્રભુ ગિરધરના ગુણ વહાલા, શામળીયો ચિત્તથે મનાવા રે. મેલી૦

પદ ૮૧ મું.

કાગદ કોણ લઇ જાય રે, મથુરામાં લખીએ, પ્રીત થોડી થોડી થાય રે; મથુરામાં૦
પ્રીત તમોને મલવાને તલખે, ને જશોમતી અન્ન ન ખાય રે; મથુરામાં૦
વૃંદાવનની કુંજ ગલીયનમે, રોતાં રજની જાય રે; મથુરામાં૦
મીરાંબાઇકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત ચાહે રે; મથુરામાં૦

પદ ૮૨ મું.

કહી જઇ કરું રે પોકાર, કારી મુને ઘાવ લાગોથે, મેં કહી જઇ કરુ પોકાર; કારી રે.
પીઉજી હમારો પારધી ભયોથે, મેં તો ભઇ હરણી શીકાર રે. કારી મુને.
દરસેં થોઆઇ ગોળી લગ ગઈ શીરથે, નીકર ગઈ પારમ પાર રે. કારી મુને.
પ્રેમની કટારી મુને ખેંચ કર મારી થી, થઈ ગઈ હાલ બેહાલ રે. કારી મુને.
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, હો ગઈ પારમ પાર રે. કારી મુને.

પદ ૮૩ મું-રાગ ઠુમરી.

ઝુલત રાધા સંગ, ગિરિધર ઝુલત રાધા સંગ. ટેક.
અબીલ ગુલાલકી ધુમ મચાઈ, ડારત પીચકારી રંગ. ગિરિધર૦
લાલ ભયો વૃંદાવન જમના, કેસર ચુવત અનંગ. ગિરિધર૦

* આ પદને મળતું ખૃ. કા. ના ભાગ બીજામાં પદ ૧૬ મું છે, તેમાં ને આમાં થોડોક ફેર છે, તેથી એ પુનઃ દાખલ કર્યું છે.

નાચત તાલ આધારે, સુર સુંદરી ડારીડારી બાજે તાલ મ્રદંગ. ગિરિધર૦
મીરાંકે પ્રભુ ગિરિધરના ગુણુ, ચરણુ કમલકુ વેહત ગંગ. ગિરિધર૦

### પદ ૮૪ મું-રાગ જેજેવંતી.

*શામરેકી દૃષ્ટ માનું પ્રેમકી કટારી થે. ટેક.
લગત બેહાલ ભઈ, ગોરસકી શુદ્ધ ન રહી, તનહુથે વ્યાપો કામ, મનુ મતવારી થે, શા૦
ચકોર ચાહત ચંદ, દીપક જલે પતંગ, જલ બીન મીન મરે, એસી પ્રીત ચારી થે. શા૦
સખી મીલ દોઉ ચાર, મનથે કર્યો બેચાર, મેં તો વાકુ જાન્યો નાહિ, કુંજકો બિહારી થે. શા૦
તુ મોહોસુજાના શામ, મેરે તો તુહારો ધ્યાન, અશરણુ શરણુ પ્રભુ, મીરાં દાસ તુહારી થે. શા૦

### પદ ૮૫ મું-થાળ.

વિઠ્ઠલ વહેલા આવો રે, વાટડી જોઉં, હર્ખી નરખી મન મોહ્યુ રે, વાટડી જોઉં. ટે
વહાલા મારા રસોઈ બનાવી છે સારી, કીધી છે સુંદર ધારી રે. વાટડી૦ ૨
વહાલા મ્હારા કસાર પીરસ્યો છે પ્રીતે, પ્રભુ જમો પૂરણુ પ્રીતે રે. વાટડી૦
વહાલા મારા દાળ ભાત ને કઢી, વડી સામગ્રી સર્વે કીધી રે. વાટડી૦
વહાલા મારા રાઈતાં શાક પાપડ છે સારા, તમો જમો પ્રિતમ મારા રે. વાટડી૦
વહાલા મારા શરમાશો નહિ વારુ, કંઈ કહેજો ખાટું ખારુ રે. વાટડી૦
વહાલા મારા કનકની ઝારી ભરી લાવું, તમને આચમન લેવરાવું રે. વાટડી૦
વહાલા મારા મુખવાસ લાવી છું સારો, તમે ઉઠો સેજે પધારો રે. વાટડી૦
વહાલા મારા હેતે રહો મુજ પાશ, ગુણુ ગાય તેરી મીરાં દાસ રે. વાટડી૦

### પદ ૮૬ મું.

કાંની મખે દેખન જાઉં, શ્યામળો વેરાગી ભયો રે. ટેક.
કોરી મટુકીમાં મહી ઝમાવું, ગુવાલેન હોકર જાઉં રે. શ્યામળો૦
કોરી છાબડીયામાં ફુલ ભરાવું, માલણુ હોકર જાઉં રે. શ્યામળો૦
ગોરે ગોરે અંગપર વિભૂત લગાવું, જોગણુ હોકર જાઉં રે. શ્યામળો૦
મીરાંબાઈકે પ્રભુ ગીરધર નાગર, શ્યામ સુંદર પાર પાવું રે. શ્યામળો૦

### પદ ૮૭ મું-રાગ મારુ. ભૈરવમાં ગાઈ શકાય.

કર્મકી ગત ન્યારી, સતો કર્મકી ગત ન્યારી.
બડે બડે નેન દીયે મરધનકુ, બન બન ફરત ઉધારી રે. સતો૦
ઉજ્વળ બરન દીની બગલનકુ, કોયલ કર દીની કારી રે. સતો૦
ઔર નદીયન જળ નિર્મળ કીનો, સમુદર કર દીની ખારી રે. સંતો૦
સુરખકુ ઉત્તમ રાજ દીયત હો, પંડિત ફરત ભીખારી રે. સંતો૦
મીરાંકે પ્રભુ ગીરધરના ગુણ, રાણોજી તો કાન બિચારી રે. સંતો૦

### પદ ૮૮ મું-રાગ કલ્યાણુ.

મેરો મન હરલીનો રાજા રણુછોડ, રાજા રણુછોડ, પ્યારા રંગીલા રણુછોડ. મેરો મન૦
કેશવ માધવ શ્રી પુરુષોતમ, કુબેર કલ્યાણુકી જોડ. મેરો મન૦

* આ પદની અને ૫૪ મા પદની પ્રથમ ટુક અને કેટલાક બોલની મતલબ સરખી જ છે.

શંખ ચક્ર ગદા પદ્મ બિરાજે, મુખ મોરલી ઘનઘોર. મેરા મન૦
મોર મુગટ શિર છત્ર બિરાજે, કુંડળકી છબ ઓર. મેરા મન૦
આસપાસ રત્નાગર સાગર, ગોમતીજી કરે કલોલ. મેરા મન૦
ધજા પતાકા બહુ ત્યાં ફરકે, ઝાલર કરત ઝકઝોલ. મેરા મન૦
સબ ભક્તકે ભાગ્યસી પ્રકટે, નામ ધર્યાં રણછોડ. મેરા મન૦
જે કોય તેરા નામ સુણાવે, પાવે યુગલ કીશોર. મેરા મન૦
મીરાંબાઈકે પ્રભુ ગીરધરના ગુણ, કર પ્રત્યો નંદકીશોર. મેરા મન૦

## પદ ૮૯ મું-રાગ કલ્યાણ-સાખી.

[ગોડી તો અબ મીટ ગઈ, જબ અસ્ત ભયો હે ભાણ;
રાત ઘડીકા દો ગઈ, જબ પ્રકટયો રાગ કલ્યાણ.
કલ્યાણ કલ્યાણ સબકો કહે, મેં ક્યા કહું કલ્યાણ;
જા ઘેર ગેવા સ્વામકી, તા ઘેર સદા કલ્યાણ.
સુખ ઉપજે દુઃખ મીટ ગયું, ચો-દશ ભયો ઉજીયાર;
અગો અંગથી ઉલટ ભયો, જબ પ્રકટયો રાગ કલ્યાણ.
કલ્યાણ રાગ સો મહાબલી, સબ રાગકો રાખત માન;
સિંહલ દેશકી પદ્મની, જપતી રાગ કલ્યાણ.]

## પદ ૯૦ મું-રાગ કલ્યાણ.

ગાવે રાગ કલ્યાણ, મોહન ગાવે રાગ કલ્યાણ.
આપ ગાવે ને આપ બજાવે, મોરલીયું મિલાવે તાન. મોહન૦
મોર પીંછ શિર મુગટ બિરાજે, કુંડળ ઝળકે કાન. મોહન૦
મીરાંબાઈકે પ્રભુ ગીરધરના ગુણ, ગોપીએ તજ્યા ધ્યાન. મોહન૦

## પદ ૯૧ મું-રાગ કાફી.

વારો જશોદા તારા લાણીને, આળીગારો આળ કરે છે. ટેક.
લાડકવાયો બોલીલાભ જ તમને, તેથી ઘણો રાધા રાણીને. આળીગારો.
જળ જમના જાતાં મારગે, પાલવ ગ્રહ્યો મારો તાણીને. આળીગારો.
એક વાર સાંખ્યું બીજી વાર સાંખ્યું, શરમ તમારી ઘણી આણીને. આળીગારો.
બાઈ મીરાંકે પ્રભુ ગીરધરના ગુણ, ચરણે કમળ ચિત્ત માનીને. આળીગારો.

## પદ ૯૨ મું-રાગ કાફી.

ગોરસ લીજે, નંદલાલ! રસમાં ગોરસ લીજે. ટેક.
મેં હું વૃખભાણ નદની, તુમ હો નંદજી કે લાલ. રસમાં૦
મોર મુગટ મુક્તાફળ કુંડળ, ઉર વૈજયંતિ માળ. રસમાં૦
મેં દધી બેચન જાતી બ્રન્દાબન, રોકત હે બિન કાજ. રસમાં૦
બાઈ મીરાંકે, પ્રભુ ગિરધરના ગુણ, બાંહ ગ્રહેકી લાજ. રસમાં૦

પદ ૯૩ મું–રાગ કાફી.*

જળ ભરવા કેમ જાઉં, કા'ના મારી કેડે પળો રે.
આવ સોનાનો મારો ઘાટ ઘડુલો વા'લા, ઉંઢણીએ રતન જડાવું. કા'ના મારી૦
મારગમાં વા'લો પાણીડાં માગે, સહીયર દેખતાં કેમ પાઉં કા'ના મારી૦
નાથજી હમારા નિર્લજ થઈ બેઠા વા'લા, હું નિર્લજ કેમ થાઉં. કા'ના મારી૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ વા'લા, હરિ ચરણે ધ્યાન ધરાઉં. કા'ના મારી૦

પદ ૯૪ મું–રાગ કાફી.

ભૂલી મોતનકો હાર, સખી તટ જમના કિનારે.
એક એક મોતી મારુ લાખ ટકાનું વા'લા, પરોવ્યું સુવર્ણ કેરે તાર. સખી તટ૦
સાસુ હમારી અતિ વઢકાગી વા'લા, નણુદલ વિખડાંનું આર. સખી તટ૦
પરણ્યો હમારો પરમ મોહાગી, માર્યાં છે મોહનાં બાણ. સખી તટ૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત ધ્યાન. સખી તટ૦

પદ ૯૫ મું–રાગ કાફી.

ઉઠ તો ચલે અવધૂત, મઢીમા કોઈ ના બિરાજે, ઉઠ ચલે અવધૂત.
પથી હતો તે પંથે લાગ્યો, આસન પડ રહી બિભૂત. મઢીમાં૦
એવો આથી કોઈ ના સુધર્યો, સબહી નીવડ્યા કપૂત મઢીમા૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, તૂટ તો ગયે ધર સૂત. મઢીમા૦

પદ ૯૬ મું–રાગ ગોડી.

ઓ આવે હરિ હસતા, સજની, ઓ આવે હરિ હસતા
મુજ અબળા એકલડી જાણી, પિતાંબર કેડે કસતા, સજની૦ ઓ૦
પચરંગી પાઘ કેસરીયારે વાધા, ફુલડાં મેહેલે તોરા,
માગે આંગણીએ દ્રાખ બીજોરાં, મેવયે ભરાવું તારા ખોળા, સજની૦ ઓ૦
પ્રીત કરે તેની પુઠ ન મેલે, પાસેથી મે નથી ખસતા;
મીરાં બાઈકે પ્રભુ ગિરધરના ગુણ, હરિ વા'લો હૃદય કમળમાં વસતા, સજની૦, ઓ૦

પદ ૯૭ મું–રાગ કલ્યાણ.

આંખલડી વાંકી, અલબેલા તારી આંખલડી વાંકી. ટેક.
નેન કમળનો પલકારો રે ભારે, તીર માર્યાં તાકી. અલબેલા૦
વૃંદાવનને મારગ જાતાં, તન રે જોયાં ઝાંખી અલબેલા૦
આળવણીયામાં વા'લે ચિત્ત હરી લીધા, મોહનલાલે ભૂરકી નાખી. અલબેલા૦
મીરાંબાઈકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત રાખી. અલબેલા૦

પદ ૯૮ મું–રાગ મારુ.

મેલોને માવા, મારગડો મેલોની માવા ટેક.
વાટે ને ઘાટે રોકો શામળીયા, હરિ મારા પાલવડા ઝાલા. મારગડો૦

*આ પદના અર્થવાળુ પદ રવિતિદાસનુ છે જુવો બૃ૦ કા૦ દોહન ભાગ ૧ લો, પદ ૧૦ મું

રસિયાજી શું સ્હોર કરો છો, જીવણ દો જાવા. મારગડો૦
મીરાંબાઈકે પ્રભુ ગિરધરના ગુણ, ગુણ તો ગોવિંદના ગાવા. મારગડો૦

### પદ ૯૯મું–રાગ મારૂ.

હરિ માયા શીદને લગાડી? ધૂતારે વા'લે; માયા શીદ લગાડી? ટેક.
માયા લગાડી, વા'લા મિલી ના જાશો, એવા ન થાઓ નાથ અનાડી. ધૂતારે૦
વૃંદા તે વનમાં ગોધન ચારતાં, હાંરે મધુરસી મોરલી વગાડી. ધૂતારે૦
વૃંદાવનને મારગ જાતાં, વા'લા ફૂલની તે વાડીઓ ભેલાડી. ધૂતારે૦
હાથમાં દીવડો મેબાળ કુંવારી, વા'લા, હાંરે દેવળ પૂજવાને ચાલી. ધૂતારે૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ બલિહારી. ધૂતારે૦

### પદ ૧૦૦ મું–રાગ મારૂ.

નારે આવ્યા વ્રજમાં ફરીને, ઓધવજી વા'લો, નારે આવ્યા વ્રજમાં ફરીને.
આઠ દિવસની અવધ કરીને, નારે જોયું વ્રજમાં ફરીને. ઓધવજી૦
ઓધવ સાથે સન્દેશો કહાવ્યો, કાગળ ના લખ્યો રે ફરીને. ઓધવજી૦
કુબજારે સાથે સ્નેહ કરીને, વા'લો રહ્યા ત્યાં રે ઠરીને. ઓધવજી૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ચિત્ત મારાં લીધાં હરીને. ઓધવજી૦

### પદ ૧૦૧ મું–રાગ ધનાશ્રી.

મને મળીયા મિત્ર ગોપાળ, નહિ આઉં સાસરીએ. ટેક.
સંસાર મારૂં હો સાસરું ને વૈકુંઠ મારો વાસ રે;
લક્ષ ચોરાસી મારો હો ચુડલો રે, હાંરે મેં તો વર્યા ગોપાળ લાલ નાથ. નહિ જાઉં૦
સાસુ હમારી સુષુમ્ણા રે, સસરો પ્રેમ સંતોષ રે;
જેઠ જુગોજુગ જીવજો રે, હાં રે પેલો નાવલીયો નિર્દોષ. નહિ જાઉં૦
ઓઢું તો નવરંગ ચુંદડી રે, નહિ ઓઢું કાંબળ લગાર રે;
ઓઢું પ્રેમરસ ચુંદડી રે, હાં રે મારાં પાપ નિવારણ કરનાર. નહિ જાઉં૦
દીએરને દોનું હે દીકરી રે, દોનું રાજકુમારરે;
એકને સત્યયુગ મોહી રહ્યો રાણા, દુજી રહી બ્રહ્મચાર. નહિ જાઉં૦
એકકો ગુરુ ગોવિંદજી હોરે, દુજીકો હે સંસારરે;
રાજા છંડો ચિત્રકુટનેરે, હાંરે વા'લા ગામડાં સોળ હજાર. નહિ જાઉં૦
અપના પિયાકુ જાઇને કહેને, ઘણા દહાડાનો ઘરવાસ રે;
બેઉ કર જોડી હો વિનવેર, હાંરે ગુણ ગાય મીરાંબાઈ દાસ. નહિ જાઉં૦

### પદ ૧૦૨ મું–રાગ ધનાશ્રી.

કામ નહિ આવે તારે કામ નહિ આવે, પ્રભુ વિના તારે કામ નહિ આવે.
રચિ રચી મનનો ભોજન બનાયો, તા પર તન તાપ કર લગાયો રે. હરિ વિના૦
રત જતન કરી અહી પુતર જાયો, ક્ષણું ક્ષણું વાકું લાડ લડાયો રે. હરિ વિના૦

તરીયા કહે તોરી સાથ ચલુંગી, લુંટી લુંટી વાકા ધન ખાયો રે. હરિ વિના૦
કાઠ કાઠ કરે ઘરથી બાહરી, ક્ષણુંરે રહેવા ન પાયો રે. હરિ વિના૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણે રહી ચરણ ન ધરાયો રે. હરિ વિના૦

પદ ૧૦૩ મું-રાગ ગુર્જર.

લેને તુરી લકડી રે, લેને તુરી કામળી, ગાયો તો ચરાવવા નહિ જાઉં માવડલી. લેને૦
માખણ તો બલભદ્રને ખાયો, હમને પાયો ખાટી હો રે છાશલડી. લેને૦
વૃન્દાવનને મારગ જાતાં, પાઉંમે ખુંચે ઝીણી કાંકલડી. લેને૦
મીરાંબાઈકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત રાખલડી રે. લેને૦

પદ ૧૦૪-મું રાગ કેદારો.

વાગે છે રે, વાગે છે, પેલા વનડામાં મીઠી વેણું વાગે છે, દુર્જનનો ડર લાગે છે. પેલા૦
સાસુ સુતી મારી સુખ નિદ્રામાં, જાઉં તો રે નણદલ જાગે છે. પેલા૦
સસરો હમારો પરમ સોહાગી, દીયેરીઓ છણછણો દિલમાં દાઝે છે. પેલા૦
મીરાંબાઈકે પ્રભુ ગીરધરના ગુણ, જન્મ મરણ ભે ભાગે છે. પેલા૦

પદ ૧૦૫ મું-રાગ કેદારો.

એક દિન મોરલી બજાઈ, કનૈયા એક દીન મોરલી બજાઈ.
મોરલીના નાદે મેરો મન હર લીનો, ઓમકી સુરતા ઉડાઈ. કનૈયા૦
ગૌઓ તો સબ ઘાસ ના ખાવે, * * * * કનૈયા૦
શર્વરી તો વળી સ્તંભ ભઈ હે, ચંદ્ર ગયો છુપાઈરે. કનૈયા૦
મેઘ ઘટા ઘટ થઈ રહી છે, બાદરી કારી ગૈ વાહી રે. કનૈયા૦
મીરાંબાઈકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત ધાઈ રે. કનૈયા૦

પદ ૧૦૬ મું-રાગ મારુ.

આરત તોડી રે પ્રીયા મોરી આરત તોડી રે;
આરત તોરા નામની કી, મળજો સાંજ સવેરી રે; પ્રીયા૦
શ્રાવણ ભાદરવો ઉલટ્યો રે, વૃખાઋતુ આગી રે,
વીજ ઝબાઝબ હો રહી રે, મેહ ઝડી લાગી રે; પ્રીયા૦
આ તનકો દીવડો કરું રે, મનસા કરું બત્તી રે,
તેલ જલાવું પ્રેમના રે, નીશદીન પ્રેમકું રોતી રે; પ્રીયા૦
પટીયાં પાડું પ્રેમનાં રે, મોતી માંગ સમારું રે,
પ્રીયા તોરે કારણે રે, ભરજોબન વારું રે; પ્રીયા૦
તમ હો પુરણ પુરાણા રે, પુરણ સુખ દેજો રે,
મીરાંબાઈ બ્રેહની બ્યાકુળી, અપની કર લેજો રે; પ્રીયા૦

પદ ૧૦૭ મું-રાગ મારુ.

રાખો રે શ્યામ હરી લજ્જા મોરી, રાખો શ્યામ હરિ. ટેક.
ભીમહી બેઠે, અર્જુનહી બેઠે, તેણે મારી ગરજ ન સરી. લજ્જા૦

દુષ્ટ દુર્યોધન ચીરને ખેંચાવે,. સભા બીચ ખડી રે કરી. લજ્જા૦
ગરુડ ચઢીને ગોવિંદજી રે આવ્યા, ચીરના તે વા'ણુ ભરી. લજ્જા૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણે આવી તે ઉગરી. લજ્જા૦

### પદ ૧૦૮ મું–રાગ મારુ.

માર્યાં છે મોહનાં બાણુ, વા'લીડે અમને માર્યાં છે મોહનાં બાણુ.
તમારી મોરલીએ મારાં મનડાં વિંધાયાં, વિંધાયાં તન મન પ્રાણુ. વા'લીડે૦
વૃન્દાવનને મારગ જાતાં, હાં રે મારો પાલવડો મો તાણુ. વા'લીડે૦
જળ જમના જળ ભરવા ગયાં'તાં, કાંઠલે ઉભો પેલો કા'ન. વા'લીડે૦
મીરાંબાઈકે પ્રભુ ગિરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત આણુ. વા'લીડે૦

### પદ ૧૦૯ મું–રાગ મારુ.

વારે વારે કહોને કહીએ દિલડાની વાતો, વારે વારે કહોને કહીયે;
આગે તમે બોલડા બોલ્યા, મારા રાજ; વારે વારે૦
તે બોલડા સભારી મને કહેતાં આવે લાજ;
પાંડવોની પ્રતિજ્ઞા પાળી, દ્રૌપદીની રાખી લાજ. વારે વારે૦
સુદામાની વેળા વારી, ઉગાર્યો પ્રલ્હાદ;
પ્રજાપતિએ નીમામાં પૂર્યાં, માંહે દેવતાનો વાસ. વારે વારે૦
માંજારીનાં બચ્ચાં રે રાખ્યાં, એવા શ્રી મહારાજ;
વૃન્દાવનથી સાલુડા લાવ્યા, રાધાજીને કાજ. વારે વારે૦
પહેરી ઓઢી મહેલે આવ્યાં, રીઝયા શ્રી મહારાજ;
બાઈમીરાંકપ્રભુ ગિરધરના ગુણ, સોહાગી બની સજી સાજ. વારે વારે૦

### પદ ૧૧૦ મું–રાગ મારુ.

નાવ રીસાયો રે, બે'ની મારો નાવ રીસાયો રે. ટેક.
ચોરામાં જોયો ને ચૌટામાં જોયો, ફળીયાં જોયાં ફરી ફરીને. બે'ની૦
હાથમાં દીવલડો ને ઘેર ઘેર જોતી, જોતી અતિ ઘણું રોતી. બે'ની૦
બાઈમીરાંક પ્રભુ ગિરધરના ગુણ, ચરણુ કમળે ચિત્ત દેતી. બે'ની૦

### પદ ૧૧૧ મું.

કનૈયા બલ જાઉં, અબ નહિ બસું રે ગોકુલમે; કનૈયા બલ જાઉરે.
કાળી હોડે કામળી રે, કાળા હેરે કહાન, બૃંદાબનકી કુંજ ગલનમે, ખેલત ગોપી તજ માનરે. ક૦
ઘેર આઈ ગોવાલન, ઘેર આયે ગોવાળ, હરિ હજુ નહીં આયે રે, મેરો મદન ગોપાલ. કનૈયા૦
સોનેકી બંસરિયાં, રૂપેકી જંજીર, ગાવે ને બજાવે કાનજી, ત્રટ જમનાકે તીર. કનૈયા૦
જમનાકે નીરે તીરે, બંગલા બનાવું, બંગલાકી ભીતિ ભીતિ, બેરબેર પ્રેમ ચણાઉં. કનૈયા૦
મીરાંકે પ્રભુ, ગિરધર પ્યારે લાલ, અબ કોઈ મત પડો રે, મેરે ખ્યાલ. કનૈયા૦

### પદ ૧૧૨ મું-હોરી.

ઝટ દો મેરા ચીર, મોરારી મોરારી રે, ઝટ દો મેરા ચીર.
લે મેરા ચીર કદમ ચઢબેઠો, મેં જલ બીચ ઉઘાડી, હાંરે લાલા, મેં જલ બીચ ઉઘાડી,
ઉભી રાધા અરજ કરત હે, હો ચીર દીઓ ગિરધારી;
પ્રભુ તોરે પાય પરુંગી. ઝટ દો૦
જો રાધા તેરો ચીર ચહાવત હો, જલસે હોજા ન્યારી; હારે લાલા, જલસે૦
જલસે ન્યારી કા'ના કબુએ ના હોઉંગી, તુમ હો પુરષ હમ નારી;
લાજ મોકુ આવત ભારી. ઝટ દો૦
તુમ તો કુવર નંદલાલ કહાવો, મેં બ્રખુભાન દુલારી; હાંરે લાલા, મેં૦
મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ, તુમ જીતે હમ હારી;
ચરન પર જાઉં બલિહારી. ઝટ દો૦

### પદ ૧૧૩ મું.

ભજન ભરોસે અવિનાશી, મેં તો ભજન ભરોસે અવિનાશી. ટેક.
જપ તપ તીર્થ કછુએ ન જાણું, ફરત મેં ઉદાસી રે; મેં તો૦
મંત્ર ને જંત્ર કછુએ ના જાણું, વેદ પઢ્યો ન ગૈ કાશી; મેં તો૦
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, ચરણ કમળકી હુ દાસી; મેં તો૦



# મોતીરામ.

## નરસિંહ મેહેતાના પિતાનું શ્રાદ્ધ.

### પદ ૧ લું-રાગ કાફી.

નરસિંહ મહેતો કહે છે રે, પ્રભુજીને ક્રોધ કરી;
દાસ કેરી વિનતિ રે, કેમ નહિ સાંભળો હરી. ટેક.
જો તમારે ઘટ પડે તો, ઉછીના આપો મહારાજ;
પગારમાંથી કાપી લેજો, રાખો હમારી લાજ;
સર્વે ઠપકો તમને રે, જુઓ મન વિચાર કરી. નરસિંહ૦
થોડા માંહિ શું સંતાપે, નથી ઝાઝાનું કામ;
નારે કે'જે તુ નહિ બને તો, દર્શન દે ન ધરી હામ;
શરમ શાને લાગે રે, કહું છું હું તો વાત ખરી. નરસિંહ૦
નારે કહેથી રીસ નહિ રાખું, નેનહિ ઝાલું તારો હાથ;
દ્રવ્ય માટે તેં હેત ઉતાર્યું, હાંસી થાશે સાક્ષાત;
કહેશે જમવ તેડી રે, ભૂખ્યાં કાઢ્યાં પાછાં ફરી. નરસિંહ૦

શા માટે તું સુઈ રહ્યો છે, સેવકનું પાણી જાય;
જાગ જદુવીર ગહેર કરીને, શું રાધાજી ચાંપે પાય;
દાસ મૂક્યો વહેતો રે, લંપટે વા'લી કીધી સુંદરી. નરસિંહ૦
શા માટે તું વાર લગાડે, વણસે છે મારું કામ;
હસવું થાય છે તારા મનમાં, મારે મરવાનો ઠામ;
નરસિંહ મે'તો બોલ્યો રે, દુઃખ આલીરહ્યાં ઠરી. નરસિંહ૦
તારો વિશ્વાસ મનમાં રાખી, શ્રાધ માંડયું મેં તો ઘેર;
વખત જાય ને વાર લગાડે, શે નથી કરતો પેર;
નોંતરાં દીધાં જ્યારે રે, સર્વે બોલ્યા અહંકાર ભરી. નરસિંહ૦
વાર લગાડી ઘે'લાં કાઢો, તેણે શું સર્યું તારુ કાજ;
મોંમાં મારીને લેવા બેઠો છુ, ગમે તો લેજે વ્યાજ;
મોતિરામ કહે છે રે, પ્રભુજીને ધ્યાન ધરી. નરસિંહ૦

## પદ ૨ જું-રાગ કાફી.

ચમકીને હરિ ઉઠયા રે, નરસૈંયાનું દુઃખ જાણી;
રુદીયામા દર્શન દીધુ રે, એવા છે સારઙ્ગપાણી. ટેક.
મોર મુગટ પિતાંબર શોભે, ચાર ભુજા તતકાળ;
સો રૂપીયા પાસે મૂકયા, આણી અંતરમાં વહાલ;
ધન ધન મહેતો કહે છે રે, મારું તમે રાખ્યું પાણી. ચમકીને૦
શંખ ચક્ર ને ગદા બિરાજે, પદ્મ શોભે કુંડળ કાન;
નમીનમીને મે'તો ચર્ણે લાગે, ન જોઇયે આવડું માન;
હરિ તો શરમાયા રે, નીચું ઘાલ્યુ દુઃખ આણી. ચમકીને૦
ઘણી ઘણી સ્તુતિ કીધી, પ્રભુ થયા રે વિદાય;
નારી પાસે મે'તાજી આવ્યા, હર્ખ્યા ઘણુ મનમાંય;
રૂપૈયા પાસે મૂક્યા રે, ગમે તેનુ કરો રાણી. ચમકીને૦
કરજોડીને નારી કહેછે, ક્ષમા કરો અપરાધ;
સાચું સગપણ હરિની સાથે, હાવે તો થાશે શ્રાદ્ધ;
મને આશા નહોતી રે, મોકલશે સારંગપાણી. ચમકીને૦
વહેલા લાવો સ્વામી મારા, જે જોઇયે તે નિર્ધાર;
વધારે વધારે સર્વ લાવજો, ખૂટે નહિ ભર્ત્તાર;
ડાહી ઘણુ તે તો રે, લખાવવા બેઠી નાર શાણી. ચમકીને૦
સભારીને સર્વ લખાવ્યુ, નથી ભૂલી કાંઈ વાત;
મોંઘુ મલે પણ સારં લાવજો, કુપાત્ર નાગરી ન્યાત;
તેલ સારુ લાવો રે, જ્યાં તાજી કરી હોય ઘાણી. ચમકીને૦

બજારમાં સહુ લેવા ચાલ્યા, નરસિંહ મહેતો સાક્ષાત;
એને માથે ગાજી રહ્યો છે, મોતિ કેરો નાથ;
સારવાને સારુ રે, સર્વે મૂકજો આણી. ચમકીને૦

## પદ ૩ જું-રાગ કાફી.

કેડ બાંધી ચાલ્યા રે, નરસિંહ મહેતો સહુ લેવા;
સર્વે ખર્ચી નાંખ્યું રે, નથી ઘરમાં દીધું રહેવા. ટેક.
કાગળ વાંચી છેકુ મૂકે, લેઈ વસ્તુ નિર્ધાર;
જેમ સોદાગર હોંસે હોરે, આણીને હર્ખ અપાર;
મજૂર આઠ કીધા રે, ગાંસડા ઉપાડે તેવા. કેડ બાંધી૦
ખાંડ સાકર ને બદામ એલચી, જાયફળ જાવંત્રી સાર;
ખસખસ કોપરુ સાંતરવાને, પસ્તાં લીધાં નિર્ધાર;
રુડી રીતે લીધાં રે, મન ગમતા મેવા. કેડ બાંધી૦
મજૂર માથે લેઈ કરીને, ઘેર આવે રુડી પેર;
લોક દેખાને અચરત પામે, શું છે મહેતાજીને ઘેર;
સર્વે રસ્તે પૂછે રે, નથી ઉભા રહેતા કહેવા. કેડ બાંધી૦
કાગળ વાંચીને સર્વે લાવ્યા, નરસિંહ મહેતો તેણી વાર;
ગોવિંદજીએ ગમતું કીધું, ધૃત ભૂલ્યા નિર્ધાર;
હાથે શ્રાદ્ધ કરવું રે, પ્રભુ બેસશે સારવા. કેડ બાંધી૦
માણેક મહેતીએ સર્વે જોયું, તપાસીને સાક્ષાત;
એક વસ્તુ નથી જણાતી, ઘૃત ભૂલ્યા છે મારા નાથ;
સ્વામી પ્રત્યે બોલી રે, કરજોડીને લાગી કહેવા. કેડ બાંધી૦
રસોઈ સામગ્રી કરવા માંડો, ઘીનો નથી અટકાવ;
સારી રીતે પાક બનાવો, આણી અંતરમાં ભાવ;
વાર ઘણી લાગે રે, હજુ નથી કરી સેવા. કેડ બાંધી૦
શાક સમારે નરસિંહ મે'તો, તરત કર્યું તૈયાર;
માણેક મહેતીએ રસોઈ બનાવી, હર્ખ ધરી અપાર;
મોતિરામ કહે છે રે, પાછળથી જાશે ઘી લેવા. કેડ બાંધી૦

## પદ ૪ થું-રાગ કાફી.

વહેલા ઘી લેઈ આવો રે, સ્વામી સાચી વાત કહું છું;
રસોઈ સર્વે કીધી રે, હવે ઘીની વાટ જોઉં છું. ટેક.
સર્વે ન્યાત જમવાને આવશે, હવે નથી કંઈ વાર;
શ્રાદ્ધ સારતાં વિલમ્બ લાગશે, વહેલા આવજો ભર્તાર;
રખે વાર લાગે રે, આવતા સુધી ખોટી થાઉં છું. વહેલા ઘી૦

ઘી લેવા મહેતાજી ચાલ્યા, નેસ્તી કેરે હાટ;
મહેતાજીનો તે પરમ સ્નેહી, બેસાડ્યા માંડીને વાત;
મહેતાજીને કહે છે રે, હું તો તમ આશે રહું છું. વહેલા ઘી૦
હરિ ગુણ સંભળાવો મે'તા, આણી અંતરમાં ઉલ્લાસ;
વાણી તમારી ઘણી રસાળી, સાંભળવા ઇચ્છે દાસ;
પ્રભુ ગુણ પ્રીતે રે, સાંભળી ઘણો ખુશી થાઉં છું. વહેલા ઘી૦
એવું સાંભળી હર્ખ્યા મેહેતો, ખુશી થયા તેણી વાર;
પ્રભુની ઉપર તમો પ્રીતિ રાખો છો, ધન તમારો અવતાર;
નરસિંહ મે'તો બોલ્યા રે, હવે હરિના ગુણ ગાઉં છું. વહેલા ઘી૦
ગુણ ગાવા મે'તાજી બેઠા, આણી અંતરમાં વહાલ;
ઘરની વાતો પડતી મૂકી, ભૂલી ગયા તત્કાળ;
મહેતાજી મન સમજે રે, હરિ રસ પી ને પાઉં છું. વહેલા ઘી૦
ગુણ ગાવા ગોવિંદ કેરા, લોક મલે જેમ જેમ;
લોક દેખી મે'તાજી મનમાં, હર્ખે ઘણું તેમ તેમ;
મહેતો નથી કે'તા રે, હું તો હાવે ઘેર જાઉં છું. વહેલા ઘી૦
એહેવા હરિ જન પ્રભુને વા'લા, સદા કરે તેની વહાર;
એક ઘડી ગોવિંદ ન ભૂલે, તેને કેમ વિસારે કર્તાર;
મોતિરામ કહે છે રે, હરિ દર્શન ચહાઉં છું. વહેલા ઘી૦

## પદ ૫ મું–રાગ કાફી.

મે'તી મન વિચારે રે, કેમ સ્વામી આવ્યા નહિ;
રસ્તા સામુ જોતી રે, વાટ જુએ ઉભી રહી. ટેક.
હમણા આવશે નાત સર્વે, જમવા કારણ નિર્ધાર;
વાટ જુએ ને દુઃખ ધરે છે, કેમ લાગી હશે વાર;
એટલે સર્વે આવ્યાં રે, નરનારી જમવા સહી. મે'તી૦
શુક્લ સાધુ સર્વે આવ્યા, જેઠાણી ને વળી જેઠ;
આવે તેને આદર આપે, એટલે આવ્યા છે નાતશેઠ;
આવો કહી બેસાડે રે, મનમાં ચિંતા લાગી રહી. મે'તી૦
માન આપીને સહુને કેહે છે, રસોઇને નથી વાર;
ઘી લેવા મહેતો ગયા છે, આવતા હશે ભર્તાર;
પછી જમવા બેસો રે, કરજોડીને બોલે સહી. મે'તી૦
માંહોમાંહી નારી વાત કરે છે, આપણે શે'લાં આવ્યાં નિર્ધાર;
શ્રાદ્ધ જાણીને સહુ વે'લાં આવ્યાં, લાગશે હજી ઘણી વાર;
ઘરમાં પાણી ભરતું રે, સાસુની વાણી સાચી થઈ. મે'તી૦

એક કહે મારે ઘણું કામ છે, બીજી બોલે છે એમ;
કામ તો આપણે રોજ લાગું છે, બેમો ધરીને પ્રેમ;
મહેતાનું મુખ જોતાં રે, પાપ સર્વે જાશે વહી. મે'તી૦
શુકલ સાધુ પૂછવા લાગ્યા, ક્રોધ આણીને ભરપૂર;
દિન રહ્યો થોડો ને વેળા વટેછે, થાય ઘણું અસૂર;
પિતૃ જાશે પાછા રે, સાંજે પિંડ લેશે નહિ. મે'તી૦
આવળા સવળી ન્યાત બોલેછે, સર્વે કરે છે ઉપહાસ;
માણેક મે'તી સહન કરે છે, પામે ઘણું મન ત્રાસ;
મોતિરામ કહે છે રે, હાંસી કરે સગાં થઈ. મે'તી૦

## પદ ૬ ઠું–રાગ કાફી.

ઝવેર ભાભી બોલ્યાં રે, સાંભળો તમે સઉ સુંદરી;
મુખ મરડીને કહે છે રે, મનમાં ઘણો ગર્વ કરી. ટેક.
નગરમાંથી ઘી મળતુ નથી, રાયે દીધી છે આણ;
ગામમાં તો બંધી થઈ છે, સાચું માનો નિર્વાણ;
પરદેશે પધાર્યો રે, ખોળી કાઢશે ગામમાં ફરી. ઝવેર૦
નહિ મળે તો દૂધ લેઇને, આધરકશે સાક્ષાત;
દહી થયા પછી વલોવી નાખશે, સાંભળો મારી વાત;
પરમ દહાડે લાવશે રે, માખણને તાવી કરી. ઝવેર૦
ત્યાં સુધી બારણે બેસો, લાંઘવા સારુ નિરધાર;
કોઈ કહે મહેતો નાશી રે છુટયા, એમ આડું બોલે સઉનાર;
કોઈ કહે ઘી ઢોળાયું રે, પગ ગયો હશે સરી. ઝવેર૦
કોઈ કહે મે'તો યજ્ઞ કરેછે, તેણે લાવતાં લાગે વાર;
કોઈ કહે ભાઈ ભૂલ પડી છે, રૂપૈયા એક હજાર;
તેણે વાર લાગે રે, આવશે તેનો હિસાબ કરી. ઝવેર૦
હાંસી કરીને બીજી બોલે, અમથું તે કેમ ખવાય;
સર્વે મળીને હરિ ભજો તો, સહેજે કાર્ય થાય;
ઘેરથી ઘી લેઈ આવોરે, પછી જમો પેટ ભરી. ઝવેર૦
ઘી લાવતાં ઢોળાયું હશે, તે બદલવા ગયા નિર્ધાર;
નહિ બદલાય તો કાશીએ જાશે, ઘોશે ગગા મોઝાર;
પાવન કરી લાવશે રે, ત્યાં સુધી બેસો હામે ઠરી. ઝવેર૦
સારવાને છેક સાંજ પડી ગઈ, ને જમતાં પડશે રાત;
એના પૂર્વજને રાતે ભાવે, એમ કરે સઉ વાત;
મોતિરામ કહે છે રે, હરિ ચર્ણે શિષ ધરી. ઝવેર૦

## પદ ૭ મું–રાગ કાફી.

વાર શાને લાગી રે, એમ સઉ ચિંતા કરતા;
ઓ મહેતાજી આવ્યા રે, મોટાં મોટાં ડગ ભરતા. ટેક.
હાંસી કરીને નાગર બોલ્યા, સર્વે જમ્યા ભરપૂર;
હાથ ફેરવો પેટ જ ઉપર, જરા નથી રે કસૂર;
એમ આડું બોલે રે, જરા નથી ઓસરતા. વાર શાને૦
સાંજ પડી હાવે શું થાશે, ને છોરું કરે છે પોકાર;
આંખડીએ અંધારાં રે આવે, ભાભી બોલ્યાં બીજીવાર;
ધ્યાન મહેતા કેરું રે, કેમ તમે નથી ધરતા. વાર૦
ન્યાત જમાડવા શંખ જ ફુક્યો, ભૂખે મુઆં ઘણી વાર;
ઘેર જઈને આવો રસોઈ કરીએ, મુખે દે છે ગાળ;
લાજ એને શાની રે, દહાડી એવાં ફેલ કરતાં. વાર૦
કાળું મોં લેઈ ક્યાં સતાયો, ફજેતી ઘરની થાય;
રુડો હોય તો નામ વધારે, ધિક્ક પડો એની કાય;
એનાથી પશુ સારાં રે, સુખે તે તો ચારો ચરતાં. વાર૦
એવું સાંભળી માણેક મે'તી, થાયે ઘણું ઉચ્ચાટ;
બહાર આવે ને ઘરમાં રે પેસે, જુએ પતિની રે વાટ;
સ્વામી વહેલા આવી રે, કેમ નથી દુઃખ હરતા. વાર૦
માણેક મે'તીએ મેણાં ખાઈ, સહન કર્યું રે અપાર;
પ્રભુ સાંભળીને અરજ કરે છે, સાહે કરો કર્તાર;
લાજ મારી જાશે રે, કેમ નથી વહારે ચડતા. વાર૦
રુદન કરીને આંસુડાં ભરતી, જપે હરિનું નામ;
પ્રભુ વિના કોણ શોક નિવારે, કહે છે મોતિરામ;
હરિ શોધી કાઢો રે, સ્વામી મને નથી જડતા. વાર૦

## પદ ૮ મું–રાગ કાફી.

ઘણા શોકથી નારી રે, પ્રભુજીની સ્તુતિ કરતી;
નેત્રે આંસુ આવે રે, ઘરમાં બહાર ફેરા ફરતી. ટેક.
ઘણી ફજેતી થઈ છે મારી, મેણાં દે છે સઉ ન્યાત;
અણઘટતુ તે સર્વે બોલે છે, હવે કરવી પડશે ઘાત;
ઝેર ક્યાંથી લાવું રે, નથી માગ દેતી ધરતી. ઘણા૦
છેલ્લી વહેલી વિનતિ મારી, સાંભળજો દીનાનાથ;
અવગુણ મારા મનમાં ન લાવો, જમવા આવી છે સઉ ન્યાત;
પ્રભુને સંભારી રે, ઘણું ઘણુ તે તો રડતી. ઘણા૦

દુર્બળ જાણી દયા આણો, સાહે કરોની મોરાર;
હાંસી કરે છે તમારા જનની, કેમ કરો છો વિચાર;
અગ્નિ અગે લાગી રે, પ્રભુ મને રાખો બળતી. ઘણા૦
કીર્તન કરી છાના રહે મે'તા, નેત્તી આવે તેણી વાર;
બેસો મહેતાજી ઘણો છે દાં'ડો, ગાવોની ગુણ કર્તાર;
હરિના ભજનમાં રે, મારી તો સુરતા વરી. ઘણા૦
તમારુ કીર્તન રુડું લાગે, વાણીયો કહેતો જાય;
રીઝ પામીને નરસિંહ મે'તો, તેમ તેમ હરિના ગુણ ગાય;
શ્રાધ કેરી વાતો રે, મહેતાને નથી સાંભરતી. ઘણા૦
ઘણા હેતથી ગાવા માંડ્યું, ત્યારે વિચાર્યું શ્રી મહારાજ;
એને જઇને કોણ ઉઠાડે, વણસે ભક્તનું કાજ;
ઘેર નારી રુએ રે, તે તો ઘણું ઓસરતી. ઘણા૦
દાસ તણી મન ચિંતા પેઠી, એવા શ્રી ભગવાન;
દાસ મોતિરામ કહે પોકારી, સાંભળજો સહુ કાન;
હરિને ભજો ભાવે રે, બીજી વાતો મૂકી પડતી. ઘણા૦

## પદ ૯ મું–રાગ કાફી.

નરસિંહ મે'તા કેરેરે, વેશ પ્રભુ પોતે ધરતા;
દાસ ઓધવ પ્રત્યે રે, હરિ મુખ ઓચરતા. ટેક.
ઓધવ અક્રૂર પ્રત્યે બોલ્યા, પોતે શ્રી મહારાજ;
ઝારી ને મોહર પિતાંબર લાવજો, રાખવા ભક્તની લાજ;
જુનાગઢમાં જઇશું રે, રુએ તમો બેસી રહેતા. નરસિંહ૦
ટીલું કરીને ટોપી ઘાલી, છાપાં છાપ્યાં કાય;
દેવ દેખીને વિસ્મય પામ્યા, આ તે શું કહેવાય;
તાંબડી કરમાં ઘીની રે, આવે મોટાં ડગ ભરતા. નરસિંહ૦
ધમીને મંદિરમાં પેઠા પોતે, સર્વે તજ્યો અહંકાર;
મહેતાના કરમાં તાંબડી આવી, જાણે આજ્યા કર્તાર;
હરિ મહેતા રૂપે રે, શુકલને ચર્ણે નમતા. નરસિંહ૦
ગોરને હરિ ચર્ણે લાગ્યા, દીધાં સર્વને માન;
ભાભી નીચું જોવા લાગી, ઝાંખી પડી નિર્વાણ;
શુકલ રીસે બોલ્યા રે, મહેતાજીની સાથે વઢતા. નરસિંહ૦
આવડી વાર તે કયાં લગાડી, શું ગયો હતો પરગામ;
હરિ કહે ભાઈ ગયા હમો, કરવા ભક્તનું કામ;
મહેતા જેવું બોલે રે, તેવું પ્રભુ ઓચરતા. નરસિંહ૦

બકરી થઈને સર્વે બેઠા, મળ્યા માથાના મોરારઃ
બોલે પોતાના બાંધી રે લીધા, ઉતાર્યો સહુનો અહંકાર;
· ઘેર પાછાં જઈએ રે, તો સર્વે આપણી હાંસી કરે. એહ૦
વણ અપરાધે ભક્તને ભાંડ્યો, તેનું નડીયું આ પાપ;
બાલક બાપની આગળ રડે છે, કહે છે ખાવાનું આપ;
સમજાવીને રાખે રે, એમ બાંધી લીધા હરે. એહ૦
છોકરાંને રડતાં જોઇને, ખાવાનું આપ્યું હરિએ હાથ;
એટલે તેમને થઇ છે દીવાળી, હોળી ગણે માબાપ;
છોકરાં મેથી ચોરી રે, લેઇને છાનું મુખમાં ધરે. એહ૦
ટગમગ સહુ જોઈ રહ્યા છે, જાણે વાચા રે નથી રે લગાર;
ચિત્રામણ સરખાં દેખાવા રે લાગ્યાં, એવા હરિ કર્તાર;
મોતિરામ કહે છે રે, પ્રભુ મ્હારા કયમ વિસરે. એહ૦

## પદ ૧૩ મું–રાગ કાફી.

ન્યાતને વશ કીધી રે, પ્રભુ દીન દયાળ હરિ;
બેઠા બગાસાં મારે રે, સહુનાં મુખ ગયાં ઉતરી. ટેક.
પેટમાં તો ખાડા પડીયા, વળી બોલે છે મંજાર;
બીજા દિવસના બપોર થયા, ત્યારે હરિ થયા રે તૈયાર;
અબોટ ચોકા કીધા રે, સારવાની સામગ્રી ધરી. ન્યાતને
આનંદ સર્વે મનમાં પામ્યા, હાવે નથી કાંઈ વાર;
ન્હાવા કારણે પ્રભુ પધાર્યા, સેવા તણો મન વિચાર;
મહેતાજીની રીતે રે, સેવા કરશે પોતે હરિ. ન્યાતને૦
ન્હાવા કારણ પ્રભુ પધાર્યા, ગોરને કહે છે સહુ નેટ;
વહેલા વહેલા ઉતાવળ કરજો, સહુનાં ચોંટી ગયાં છે પેટ;
ઉતાવળ કરીને રે, ઉકાડજો પોસો ભરી. ન્યાતને૦
ગોર કહે મેહેતો આગળ, મ્હારૂં ના ચાલે લગાર;
સેવા કરીને પ્રભુ પધાર્યા, સારવા બેઠા જગ કર્તાર;
જનોઈ કોટે ધાલી રે, તરભાણામાં દૂધડાં ભરી. ન્યાતને૦
શાસ્ત્ર પ્રમાણે હરિ સારે છે, પિતૃનો કરવા ઉદ્ધાર;
પાંચ મહોર તો દક્ષણા મૂકી, ગોર હર્ખે છે અપાર;
ધનવંત મહેતાં દીસે રે, જેને માથે ગાજે હરિ. ન્યાતને૦

તે દેખીને ભાભી ચમકી, એ તે શું કહેવાય,
આટલું ધન તે કયાથી લાવ્યો, દેખીને નહિ રે ખમાય;
મોતિરામ કહે છે રે, મનમાં તે તો બહુ રે બળી. ન્યાતને૦

### પદ ૧૪ મું–રાગ કાફી.

શ્રાદ્ધ સાર્યું હરિએ રે, પ્રભુજીએ પુત્ર થઈને,
પિતૃ વૈકુંઠ પામ્યા રે, ઘણી આશિષ દઈને ટેક.
ભોજન વેળા થઇ છે હાવે, પકત પાડો નિર્ધાર,
પીતાંબર પહેરી રે, કછોટો વાળ્યો પોતે દેવ મોરાર,
ઓધવ અર્જુન કેરી રે, વાટ જુએ ઉભા રહીને. શ્રાદ્ધ૦
સભારતામાં આવી પહોંચ્યા, ત્રણ જણ સગાત,
ઝારી ને મોહોર પિતામ્બર લાવ્યા, આવી ચર્ણે લાગ્યા દાસ,
દેખી વિસ્મય પામ્યા રે, નાગર સર્વ રહ્યા જોઈને. શ્રાદ્ધ૦
રુડી રીતે ઘાલે બેસાડી, સામા સામી આસન,
ઘણી વાતે તજવીજ રાખે, આવ્યા ઉદ્ધવ અર્જુન,
તેને હરિ કહે છે. રે, તમે વહેલા આવો ન્હાઈને શ્રાદ્ધ૦
સ્નાન કરીને આવ્યા ત્રણે, પહેરી પીતાંમર તેણી વાર.
કેરે અગુઠા બાંધ્યા કસીને, રૂપતણો ભંડાર.
દેખીને ગર્વ તૂટયા રે, એના સમર્થ જોઈને. શ્રાદ્ધ૦
મહેતાને માથે આવા જે ગાજે, ખપ ન પડે લગાર,
હનુમાન વીર તો આવી રે પો'ચ્યા, ઉભા રહ્યા છડીદાર.
સંભાળ રાખે સહુતીરે, પ્રભુજીની આજ્ઞા લેઈને શ્રાદ્ધ૦
પાટે બેસના સુદામોટ આવ્યા, ધ્રુ અમરિષ ને પ્રહ્લાદ,
તેને રે જોઈ સહુ વિસ્મય પામ્યા, ભલો મહેતાજીનો સાથ,
પ્રભુ આદરભાવે રે, બેસાડે છે માન દેઈને. શ્રાદ્ધ૦
હર્ષ ધરીને મન સગાતે, ફેરા ફરે યદુરાય;
સુરનર દેખી વિસ્મય પામ્યા, દાસ મોતિ ગુણ ગાય,
દેવ સર્વે મળીયા રે, જુએ અતરિક્ષ રહીને. શ્રાદ્ધ૦

સો મહોર સોનાની આપી, પાંચ વસ્ત્ર નિર્ધાર;
ઝારી ને પીતાંબર આપ્યાં, પોતે દેવ મોરાર;
નમી ચર્ણે લાગ્યા રે, ગોર ઘણી આશિષ ભણે. કારમી.
રુડો રુડો સર્વે કહે છે, મહેતો હરિનો જન;
ભાભી જોઈ બળવા લાગી, ક્યાંથી લાવ્યો આ ધન;
સનેપાત થયો રે, દેખી શુધ સાન ટળે. કારમી.
ઓદ્ધવ અર્જુન તત્પર થઇને, પત્રાળી કાઢી તત્કાળ;
પત્રાળી પહોંચી સહુને ત્યારે, દડીયા લીધા છે દયાળ;
તે તો સહુને પહોંચ્યા રે, સામગ્રી તો કાઢી હરે. કારમી.
લુણ રાયતાં ને રાયતી કેરી, મુરબ્બો પાપડ આદા ચીરી;
કંમર કસીને જળ ભરાવ્યું, એવા છે શ્યામ શરીરી;
સાત વાંની કેરાં રે, કાઢી પ્રભુ આગળ ધરે. કારમી.
નરમ શાક છે સુરણ કેરું, તે તો થઇ ગયું છે એકરસ;
લીલવા વેંગણ ચીભડાં આરીયાં, કારેલાં કંટોલાં મસ મસ;
વાલ પત્રવેલીયાં રે, તે તો ભાંણે અદકાં ભરે. કારમી.
કોળું તુરીયાંએકઠાં કીધાં, મેથી ગલકાં ને ચોળી સાર;
ગુવારફળી ને મોગર જુદાં, વટાણા શીંગ છે અપાર;
મોતિરામ કહે છે રે, ઉપરથી મસ ભરી ફરે. કારમી.

## પદ ૧૬ મું–રાગ કાફી.

ઘણો શ્રમ લેઇને રે, પીરશે દીનાનાથ હરિ;
જોઇ જોઇ ઝાંખા પડીયા રે, રાંધ્યું હશે કેમ કરી. ટેક.
ભજ્યાં ભાવે તેટલાં ઘુઘરા સાંગરી ઘુઘરા ને દૂધી સાર;
નીકાની કાચલી ને વડાં દહીંનાં, મગ ચણા હીંદડાં* અપાર;
મૂકો મૂકો કહે છે રે, તેલના તો દડીયા ભરી. ઘણો૦
ખડખૂચાં ને પંડોરાં કોહળું, ભોજી છે વાંની રે સાત;
નાગર કહે છે શ્રાદ્ધ ના જાણો, ઓચ્છવનો દિન આજ;
દ્રાક્ષ જાંબુ મૂક્યાં રે, ફાલસાં મૂકે રે હરિ. ઘણો૦
ફૂટી ખાંડ ને રાયણ મૂકી, જોઇને બાળક થાય રળિયાત;
નહોતું તે તો હરિએ નીપાવ્યું, દયા કરે છે દીનાનાથ;
દાસ કંમર બાંધી રે, પીરશે છે રે પ્રીત કરી. ઘણો૦
શાક મૂકયાં સહુને ઝાઝાં, તેનો કહેતાં ન આવે પાર;
દૂધપાક ને પોળી કાઢી, પ્રભુ કરે છે વિચાર;
પકવાન્ન કેરું રે, મેલ્યું દીધું પેહલું સુંદરી. ઘણો૦

* હદડાં—દોકડાં.

તે નારીનું મેહેણું રહેશે, દાસ દુભાશે મનમાંહ;
છપ્પન ભોગ તો તર્ત નીપજાવ્યાં, પીરસવા માંડ્યાં ત્યાંય;
મહેતી વિસ્મે પામી રે, ભાભી નીચું જુએ ખરી. ધણો૦
નાગર સર્વે એમ બોલે છે, પેલી બોલી તે બાળ્યું આજ;
ધન્ય બોલ તો તેનો રે થયો, રુડું મહેતાજીનું કાજ;
ઘેબર ખાજાં લાડુ રે, પીરસે છે વિવેક કરી. ધણો૦
જલેબી લાડુ પુરી ને મ્હીથરાં, કળી લાડુ છે અપાર;
શીરાપૂરી ને ગોળ જ પાપડી, ઉપર ધારી છે સાર;
મોતિરામ કહે છે રે, માલપૂડા વેડમી કરી. ધણો૦

પદ ૧૭ મું–રાગ કાફી.

છપ્પનભોગ જેવું રે, દીનાનાથે શ્રાધ કર્યું;
નાત નીચી પાડી રે, સહુને માથે પાણી ફર્યું. ટેક.
સુંદર પાકનો પાર ના આવે, ઘુઘરા સંજોરી છે સાર;
પેંડા બરફી ને સૂતરફેણી, ઉપર સેવીયા ને કંસાર;
કોપરાપાક મૂકયો રે, અમૃતપાકે મનડું ઠર્યું. છપ્પન.
જેને જેવું જોઇયે તેવુ મૂકે, ભાણું ભરીને નિર્ધાર;
બીરંજ બાસુદી આવો શોભે, શીખડ મગદલ સાર;
ખાંડ ફરે છે છૂટી રે, મુરબ્બુ ને મેસુર ખરું. છપ્પન.
પકવાન સંપૂર્ણ આવી રે પહોંચ્યાં, જાણે માંડ્યાં છે હાટ;
એવી રે રીતે જમવા બેઠાં, શી કહું મુખે રે વાત;
અગીયાર બાજે ભરીયેરે, શાં શાં મુખે વખાણ કરું. છપ્પન.
અન્નપૂર્ણા આવી રે વસીયાં, લુંટાણ ખૂટે ન લગાર;
અગણિત વસ્તુએ ભરીયું ભાણુ, કહેતાં ન આવે પાર;
મહેણું હરિએ ટાળ્યુરે, દાસ કેરું 'કારજ સર્યું. છપ્પન.
દૂધ રે પાક ને પૂરી રે મૂકયા, ઘી પીરસાવ્યુ વડા ભાઈ;
સર્વે વસ્તુ આવી રે ચૂકી, પછી તે જય રે બોલાઈ;
આવતું સર્વે કીધું રે, દાસ કેરું દુઃખડું હર્યું. છપ્પન.
ટાપલા લઇને વારે વારે, પીરસે છે દેવ મોરાર;
શું રે જોઇયે છે, શો ભાવ તમારે, પ્રભુ કરે છે પોકાર;
જેને જોઇયે તેવું રે, પ્રભુજી તો મૂકે ખરુ. છપ્પન.
શીતલ જળ તો સહુને ભરાવે, ઓધવ અર્જુન ભ્રાત;
ધંન ભાગ્ય એ નાગરી નાતનાં, જમ્યા હરિને હાથ;
મોતિરામ કહે છે રે, પ્રભુજીને વિનતિ કરું. છપ્પન.

## પદ ૧૮ મું-રાગ કાફી.

ધંન ધંન સર્વે કહે છે રે, મહેતાજીનાં વખાણુ કરે;
આવું ક્યારે જમશું રે, દેખી સહુનાં મનડાં ઠરે. ટેક.
નમી નમીને નાગર કહે છે, ટળ્યો હમારો ગર્વ;
ઓછી વાત શું મનમાં લાવો છો, છીયે તમારાં સર્વ;
આટલું ક્યારે કીધું રે, સહુને મન તો ભ્રાંતિ પડે. ધંન ધંન૦
માણેક મહેતી શુંસુઘડ દીસે છે,જેણે રાંધ્યા છે સુંદર પાક;
ઝવેર મો'તીનું મોંઢુ રે બાળો, વઢાવ્યું નાતમાં નાક;
વારે વારે પીરસે રે, ટોપલા લેઇને ફેરા ફરે. ધંન ધંન૦
છાંડ્યું લેઇને છબીલાએ, દાળ કઢાણી નિર્ધાર;
ભાત કાઢીને ખાસ જ પીરસે, પોતે દીન દયાળ;
સહુની આજ્ઞા લીધી રે, ભાઇઓ હું તો તમ આશરે. ધંન ધંન૦
દાવ રે જોઇને જેઠાણી સાથે, મો'તી બોલ્યાં રે તેણી વાર;
ભાભીજી તમો શ્રીમંત થઇને, શો વાળ્યો ઉજેશકાર;
નામ અમે બોળ્યું રે, ટીલાં તાણી ભજન કરે. ધંન ધંન૦
શ્રી હરિ કહે છે મો'તી પ્રત્યે, એ નીચની સામુ શા જાય;
આપણા રંકની વહારે રે ધાયા, કુડને કુહાડીનો ઘાય;
તેણે નીચું ઘાલ્યું રે, મનમાં તે તો ઘણું ઓસરે. ધંન ધંન૦
અહંકારના બોલ રહ્યા રે મુખમાં, એમ કહીને વારે ભગવાન;
માણેક મો'તી ત્યારે ચર્ણે લાગી, તમે વધાર્યું મ્હારું માન;
આવડી આશા નહોતી રે, સ્વામી સાચું કહું છું ખરે. ધંન ધંન૦
અરે ઘેલી ચિત્ત રાખો તો, પાસે છે દેવ મોરાર;
અકળકળા કોઈ ના જાણે, એવા છે હરિ કર્તાર;
જમી સર્વે ઉઠયારે, મોતિરામ વિનતિ કરે. ધન ધન૦

## પદ ૧૯ મું-રાગ કાફી.

પાન ફોફલ આપેરે, વહાલો મ્હારો ગિરિધારી;
ઉદ્ધવને કહે લાવો રે, મહોર પિતાંબર ઝારી. ટેક.
ઝારી મહોર પિતાંબર સાથે, દક્ષણા આપે યદુરાય;
ભાભી દેખી ભડકયાં મનમાં, આ તે શું કહેવાય;
આવડું ધન કયાંથી રે, જુએ મન બળી વિચારી. પાન૦
ન્યાત શેઠને પાગે રે તેડ્યા, દક્ષણા આપવી છે આજ;
ધન ધંન શેઠીઆ મુખે બોલે છે, રુડું કરો છો કાજ;
હરિ જન સાચા રે, સદા સાહે મોરારી. પાન૦

ભાઈ ભોજાઈ સહુ વિસ્મય પામ્યાં; ક્યાંથી કાઢ્યું એ ધન;
આપણું સર્વે છૂટી પડીયું, રુડો હરિનો જન;
સહુને હેઠા પાડ્યા રે, ન્યાત કરી ઘણી સારી. પાન૦
રીસ કરીને રાઢ વધારી, હાથે મેં દક્ષણા ખોઇ;
ઢચુપચુ મનમાં કરે છે, મહેણાં દીધાં શું જોઇ;
દક્ષણા હરિ વહેંચે રે, લેવા ઉભાં નર નારી. પાન૦
દક્ષણા લેઇને નર નારી સર્વે, મંદિર પોતાને જાય;
ભાઈ ભોજાઈ ને ભક્ત સંગાતે, જમવા બેઠા જદુરાય;
માણેક મેં'તી પાસે રે, બેઠા પ્રભુ મોરારી. પાન૦
જમી કરીને ઉઠ્યા સાથે, ખાધાં ફોફલ પાન;
ભાઈ ભોજાઇને દક્ષણા રે આપી, પોતે શ્રી ભગવાન;
બંસીધર બોલ્યા રે, સદા મહેતા સુખકારી. પાન૦
ભાઈ કહે ભોજાઇએ મે'ણાં દીધાં, તે ક્ષમા કરજો મારા ભ્રાત;
એમ કહી મદિર ચાલ્યા, નરનારી બેહુ સાથ;
મોતિરામ કહે છે રે, બેઠાં સહુ પરવારી. પાન૦

## પદ ૨૦ મું–રાગ કાફી.

વિદાય સહુને કીધાં રે, એવી હરીએ લીલા કીધી;
કોઇએ ન ઓળખાયા રે, માણેક મે'તી ઘણું રીઝી. ટેક.
ન્યાત સર્વે જાતાં જાતાં, વખાણ કરે છે આખી વાટ;
જુએ તો મહેતા કીર્તન કરે છે, નેરતી કેરે હાટ;
નરનારી વિસ્મય થઇને રે, ઉભાં સહુ કહેવા વિધિ. વિદાય૦
આટલી વારમાં ક્યાંથી રે આવ્યા, અમે પહોંચ્યા નથી ઘેર;
આજ તમે યશ ભલો રે લીધો, ઘણી કરી છે મહેર;
તમે ભક્ત સાચા રે, આપો સહુને નવે નિધિ. વિદાય૦
પકવાન જમાડ્યાં રુડી રીતે, શોભા તણો નહિ પાર;
દક્ષણાએ દારિદ્ર ભાગ્યાં, ઝારી પિતાંબર સાર;
વળી સોના કેરી રે, મહેરો સહુને દીધી. વિદાય૦
એમ કહીને સર્વે ચાલ્યાં, મહેતો વિમાસે મન;
જમ્યા વગર એ તો ભૂખ્યાં રે ચાલ્યાં, ભંગાણ પડ્યું કીર્તન;
મન સાથે વિચારે રે, મહેતાજીને આવી સુધી. વિદાય૦
વહેલા વહેલા ઘી ભરી આપો, જાવું છે મારે ઘેર;
બેઠામાં તો બગાડ થયો, શી કરવી તેની પેર;
ભૂખ્યાં સર્વે ચાલ્યાં રે, હાવે કેમ થાય સિદ્ધિ. વિદાય૦

એટલે વાણીએ ઘી ભરી આપ્યું, લઈને આવ્યા મે'તા ઘેર;
હરિ જોઇને અલોપ થયા, શી રીતે થઈ તેની પેર;
મહેતે ઘૃત કેરી રે, કરમાં તાંબડી લીધી. વિદાય૦
મંદિરમાં મહેતો પેઠા જ્યારે, માણેક મે'તી પૂછે વાત;
ન્યાતનાં સર્વે જમી ગયાં છે, વળી ઘી કેમ લાવ્યા નાથ;
મોતિરામ કહે છે રે, મનમાં તે તો ઘણું બીધી. વિદાય૦

## પદ ૨૧ મું-રાગ કાફી.

મહેતો વળતું બોલ્યા રે, હવડે આવ્યો ઘી લેઈને;
જમી ક્યારે ગયાં રે, સાર્યાં વિના કેમ કરીને. ટેક.
સાર્યાં વિના શી રીતે જમીયાં, ઘેલી દીસે છે નાર;
મે'તી કહે છે મારા સ્વામીજી, એમ શું બોલોછો ભર્તાર;
મહેરે વર્ષાદ વરસ્યો રે, ખુશી થયાં સહુ ખાઈને. મહેતો૦
ભાત ભાતનાં ભોજન પીરસ્યાં, પકવાન રૂડી પેર;
એટલામાં કેમ વિસરી ગયાં, ઘણી કરી લીલા લહેર;
શ્રાદ્ધ તમે સાર્યું રે, મહોરો દક્ષણા દેઇને. મહેતો૦
મહેતો કહે હું હવણાં આવું, તારા સમ નિર્વાણ;
નેસ્તીને હાટે હુ તો કીર્તન કરતો, તેં ઓળખ્યા નહિ ભગવાન;
પ્રભુ પોતે આવ્યા રે, મહેતો બોલ્યા ખુશી થઇને. મહેતો૦
એવું સાંભળીને માણેક મે'તીએ, ઘસવારે માંજ્યા હાથ;
ધન્ય ભાગ્ય છે સ્વામી તમારુ, શ્રાદ્ધ સાર્યું દીનાનાથ;
ચર્ણે લાગી નારી રે, વિનતિ કરે ઉભી રહીને. મહેતો૦
શ્રાદ્ધ સાર્યું હરિએ પોતે, જમાડી સર્વે ન્યાત;
ઘેર જ્યારે આવ્યા મે'તો, ત્યારે જાણી વાત;.
નેસ્તીકેરે હાટે રે, કીર્તન ગાતાતા જઇને. મહેતો૦
સઘળી વાર્તો મે'તી કહે છે, જે આવ્યાતા જગદાધાર;
એ ચાર મિત્ર સાથે આવ્યાતા, પોતે દેવ મોરાર;
બપોરને માટે રે, હોડ કરી સામા થઇને. મહેતો૦
ન્યાત શુકલ સહુ હારી બેઠા, રીઝ્યા શ્રી ભગવાન;
ઝારી મહેર ને પીતાંબર આપ્યાં, સહુને જમાડ્યાં પકવાન;
મોતિરામ કહે છે રે, મારુ મન રહ્યું મોહીને. મહેતો૦

## પદ ૨૨ મું-રાગ કાફી.

નરનારી પાસે બેઠાં રે, ખુશી થઇને વાતો કરે;
પાર કોઈ નવ પામે રે, દાસ કેરાં દુઃખડાં હરે. ટેક.

હાવે ભાભીએ પીતાંબર જોયું, ફાટેલું છે નિરધાર;
અસીધરને કહેવા રે લાગી, જુઓ કેવો કર્યો ખાર;
લોક પનોતાં કીધાં રે, વહાલા સાથે વેર ધરે. નરનારી૦
જાઇને બારણે ઝાંસી આવું, ક્રોધ કરી નિર્ધાર;
પીતાંબર લાવી ઉમરે મૂકયાં, બોલી વચન અહંકાર;
લેની તારાં પાછાં રે, મહેતાજી તો મનમાં ડરે. નરનારી૦
આપ હતા તેને સારાં આપ્યાં, અમને આપ્યાં ઉતાર;
ઝરી મહોર સહુ પાછાં રે લાવું, આજથી નહિ વહેવાર;
ભીખારીને આપો રે, બાપને તો પહોચે ખરે. નરનારી૦
નરસિંહ મહેતો વાત વિચારે, આ તો કાં મલીયો જોગ;
વગર લેવેદેવે આ તો, આવીને મલીયા ભોગ,
કરનારો છે બીજો રે, ઘણુ દુઃખ મનમાં ધરે. નરનારી૦
કરનારો તો કરી ગયો છે, હવે કેમ મટે રે જંજાળ;
નરસિંહ મહેતો ધ્યાન ધરીને, સ્મરે છે શ્રી ગોપાળ;
માણેક મેતી રુએ રે, ઘણાં નયણે આંસુ ઝરે. નરનારી૦
દેવકીનંદન બાળમુકુંદન, છછોડી વેગળા રહ્યા;
થોડા સારુ ખાંપણ ન રાખો, અબોટીયાની કરો દયા;
ભાઈ ને ભોજાઈ રે, તેનું મારે મહેણુ ઠરે. નરનારી૦
એટલા સારુ કહેવત રહેશે, વિચારો સુંદરશ્યામ;
દાસની ઉપર દયા કરો ત્યારે, પાર પડે સહુ કામ;
બેહુ કરજોડી રે, મોતિરામ વિનતિ કરે. નરનારી૦

### પદ ૨૩ મું–રાગ કાફી.

બહુ વિનતિ કીધી રે, ત્યારે હરિએ કરુણા કરી;
દાસનું દુઃખ જાણ્યું રે, દયા મન માંહે ધરી. ટેક.
અતરિક્ષથી અબોટીયા નાખ્યાં, ચોકમાં તેણી વાર;
કસબી કોર ને કીર્મજી રંગે, કિંમતનો નહિ પાર,
મહેતાજીએ લીધા રે. ધન ધન પ્રભુ પાગે પડી. બહુ૦
ભાભીના હાથમાં આપ્યાં પિતાંબર, ક્ષમા કરજો રે અપરાધ,
તમ પ્રતાપે પામ્યો છું હરિને, સર્યું છે મારુ કાજ,
ચારે લેઇને જાઓ રે, મારે કામ નથી જરી. બહુ૦
તે જોઇને હરખ્યાં ભાભી, લીધાં આશીષ ઘણી દઈ;
ઘણું જીવો તમે દીએર દીકરા, ઘણુ ઘણું ખુશી થઈ;
નામ તો વધાર્યું રે, ઘણુ તે તો હર્ખે ભરી. બહુ૦

વખાણ કરતી હર્ષે ચાલી, આવી પોતાને ભુવન;
અબોટીયાં તો આપ્યાં સ્વામીને, ભ્રાત હર્ખ્યો ઘણું મન;
ભાઇએ નામ કાઢ્યું રે, પ્રભુજીનું ધ્યાન ધરી. બહુ૦
શ્રાદ્ધ સાર્યું છે શ્રી મહારાજે, રાખી છે ભક્તની લાજ;
કીધુ મોસાળું ને હારજ આપ્યો, કીધુ છે વિવાહનું કાજ;
ઘણાં કામ કીધાં રે, દુઃખ વેળા ધાયા હરિ. બહુ૦
એ કથા હરિજન કેરી, સાંભળે પાતક જાય;
દાસનું દુઃખ ઘણું રૂદીએરે વાગે, ભક્ત વત્સલ કહેવાય;
પાર કોઈના પામે રે, એવા દીનાનાથ હરિ. બહુ૦
સદા હરિની સેવા કરજો, આણી અંતરમાં પ્રેમ;
કરજોડીને મોતિ રે રૂંછે, હરિ ભજ્યાનો મારે નેમ;
શરણે પડયો છુ રે, મારી વહારે ચડજો હરિ. બહુ૦



# સુદામા ચરિત્ર.



### પદ ૧ લું-રાગ કાફી.

સુદામાની ઉપર રે, કેવી હરિએ કૃપા કરી;
મિત્ર સાચો જાણી રે, દયા દિલ માંહે ધરી. ટેક.
ચાર પાંચ બાળક સુદામા કેરાં, અન્ન વિના રે તલખાય;
ભૂખે મરે ન ચીસો રે પાડે, એ દુ ખ કેમ સહેવાય;
નારી કહે કરજોડી રે, સ્વામીને તો વાત ખરી. સુદામાની૦
નગરમાં અન્ન મળતું નથી, બાળક કરે છે પોકાર;
મારા હૈયામાં દુઃખ છે મોટું, તમે ભૂલ્યા છો ભર્તાર;
નથી ઘરમાં ખાવા રે, માગી વાત માનો ખરી. સુદામાની૦
વલખાં મારે છે બાળક મારાં, જેમ જળ વિનાનાં રે મીન;
ભક્ષ ભોજન ને વસ્ત્ર વિના, શી રીતે જાશે દીન;
વિચારો સ્વામી મારા રે, કેમ કહું ફરી ફરી. સુદામાની૦
કૃષ્ણ સરખા મિત્ર તમારે, ચૌદલોકના રાય;
પ્રભુ પાસે જઈ મળો તો, કામ આપણુ થાય;
મોતિરામના સ્વામી રે, દુઃખ સહુ લેશે હરિ. સુદામાની૦

### પદ ૨ જું-રાગ કાફી.

સુદામાજી બોલ્યા રે, સાંભળ સુંદરી મારી;
ઘેલી કોણે કીધી રે, અક્કલ ક્યાં ગઈ તારી ટેક૦

મિત્રની પાસે જાચવા જાતાં, લજ્જા પામું ને ઘટે માન;
ઘણા દહાડાનો વિયોગ મારે, તે કેમ ઓળખે ભગવાન;
સુદામાજી બોલ્યા રે, જોની. તું મન વિચાર કરી. સુદામાજી૦
અકર્મી આપણને સર્જ્યાં છે, નિર્ભાગી નર ને નાર;
સંત સાધુની સેવા ન કીધી, નથી કરાવ્યા કાંઇને આહાર;
પુણ્ય દાન વિના રે, ક્યાંથી હોય સુખાકારી. સુદામાજી૦
સુખની જોડે દુઃખ અડયું છે, દુઃખની જોડે સુખ;
વિશ્વાસ અંતરમાં રાખીને બેસો; એકવારે ભાગશે ભૂખ;
કોઈ દહાડો કરુણા કરશે રે, ગોકુળવાળો ગિરિધારી. સુદામાજી૦
તમે કહી તે વાત ખરી છે, સાચી માનું છું. નિર્ધાર;
એકલી હોઉં તો ધીરજ રાખું, પણ છોરું કરે છે પોકાર;
મોતિરામના સ્વામીને રે, વિનતિ જઈને કહેજો મારી. સુદામાજી૦

## પદ ૩ જું—રાગ કાફી.

ઘરનું દુઃખ જાણી રે, સુદામાજી મન સમજી ગયા;
દ્વારકા ભણી જાવા રે, પોતે તતપર થયા. ટેક.
સાંભળ નારી વાત કહું છું, હું જાઉં છું કૃષ્ણની પાસ;
ઠાલે હાથે મને જોઈને, સર્વે કરે ઉપહાસ્ય;
નથી ભેટ કરવા રે, તેને સારુ અટકી રહ્યા. ઘરનું૦
એવું સાંભળી વહેલી વહેલી, આવી પાડોસણ ઠામ;
સ્નેહ જાણીને સ્વામી મારા, જાય છે દ્વારકા ગામ;
ભેટ કરવા કાંઈ આપો રે, દુર્બળ ઉપર કરી દયા. ઘરનું૦
પાડોસણને દયા આવી ત્યારે, કાંગ આણ્યા પાશેર ચાર;
ખાંડી ખુંડીને તાંદુલ કાઢ્યાં, તર્ત કર્યાં તૈયાર;
દશ વીશ ચીંથરાં બાંધી રે, આપીને પછી બોલ કહ્યા. ઘરનું૦
કરજોડીને નારી કહે છે, શામળિયો કરશે સુખ;
સ્વામી મારા એવું લાવજો, પુત્રની ભાગે ભૂખ;
મોતિરામના સ્વામી રે, ઘટ ઘટ વ્યાપી રહ્યા. ઘરનું૦

## પદ ૪ થું—રાગ કાફી.

સુદામાજી ચાલ્યા રે, પંથ દ્વારકા રે ભણી;
હૈયે હોંસ મ્હોટી રે, પ્રભુજીને મળવા તણી. ટેક.
જળ કમંડલ કરમાં ઝાલ્યું, ભસ્મ ચડાવી રે શરીર;
તાંદુલ પોટલી બીજે હાથે, ધરીને ચાલ્યા ધીર;
જોષ્ટિકા કરમાં ઝાલી રે, રેણું તો પગે ઉડે ઘણી. સુદામાજી૦

થોડે દહાડે દ્વારકા પહોંચ્યા, ગોમતીમાં કર્યું સ્નાન;
દ્વારકાની શોભા જોતાં, ઈંદ્રપુરી મૂકે માન;
જડાવ સોના કેરા રે, ચળકે હીરા રત્ન મણિ. સુદામાજી૦
સુદામાનું રૂપ દેખીને, બાળક પુઠે રે પલાય;
નારી જોઈ જોઈ હાસ્ય કરે છે, રુડા દીસે છે વરરાય;
ધન નારી એની રે, સેવા કરશે સ્વામી તણી. સુદામાજી૦
કૃષ્ણજીનું ધામ પૂછતાં, આવી ઉભા ઋષિરાય;
મહેલ મેડીની શોભા દેખી, હર્ખ્યા ઘણું મનમાંય;
મોતિરામના સ્વામી રે, ધન્ય કરતાર ધણી. સુદામાજી૦

## પદ ૫ મું–રાગ કાફી.

દરવાને અટકાવ્યા રે, ઋષિ આવી ઉભા તહીં;
કહાં પધારો યોગી રે, આજ્ઞા વિના જવાય નહિ. ટેક.
દાસી જોડે સમાચાર કહાવ્યો, ઋષિજીએ તેણી વાર;
પ્રભુની પાસે જઈ કરીને, મારા કહેજો નમસ્કાર;
સુદામાજી આવ્યા રે, પ્રભુ તમને મલવા સહી. દરવાને૦
સુખશય્યાએ હરિ પોઢ્યા છે, પટરાણી પાસે છે આઠ;
શામળિયાને રીઝવા સારુ, રુડા કરે છે ઠાઠ;
સેવા કરવાને રે, સર્વે પાસે આવી રહી. દરવાને૦
એક તો બીડીઓ વાળી આપે, બીજી ચાંપે છે પાય;
ત્રીજી બેઠી ચમર કરે છે, ચોથી ઢોળે છે વાય;
પાંચમી પાણી પૂછે રે, છઠ્ઠી ખાપ ઝાલી રહી. દરવાને૦
ફુલ ગજરા સાતમી આપે છે, આઠમી ધરાવે છે હાર;
ગાન તાન ત્યાં થઈ રહ્યુ છે, દાસી આવી તેણી વાર;
મોતિરામના સ્વામીને રે, સુદામાની વાત કહી. દરવાને૦

## પદ ૬ ઠું–રાગ કાફી.

કોઈ ઋષિ બહાર આવ્યા રે, પ્રભુ તમને મલવાને;
ઓળખમાં નથી આવ્યા રે, લોક મળ્યા જોવાને. ટેક.
જટા ભસ્મ ને કમંડલ ઝાલ્યું, પૂછ્યું નથી મેં તો ગામ;
વિનય કરીને તમને કહાવ્યું છે, મારું વિપ્ર સુદામો નામ;
દર્શન કરવા આવ્યો રે, ત્રિવિધિ તાપ ટળવાને. કોઈ૦
સુદામાની વાત સાંભળી, ચમકી ઉઠ્યા જદુરાય;
લક્ષ્મિ ડગલે ચાલવા લાગ્યા, પિતાંબર ભોંય અટવાય;
પગમાં પડે આંટી રે, નથી બ્હીતા પડવાને. કોઈ૦

ઉદ્ધવ અક્રુર બેહુ ઉંચે ઝાલે, પિતાંબર બેહુ સાથ;
સુદામાને જોઈ કરીને, ભેટયા ભરીને બાથ;
નેત્રે આંસુ આવ્યાં રે, નથી રહેતાં શમવાને. કોઈ૦
બેલડીએ વળગાડી તેડી રે લાવ્યા, જ્યાહાં છે પોતાનો સાથ,
સુખ સજ્યાએ શયન કરાવે, મોતિ કેરા નાથ;
પખો કરમાં ઝાલ્યો રે, વાવલીઓ ઢોળવાને. કોઈ૦

પદ ૭ મું–રાગ કાફી.

સુદામાજી પ્રત્યે રે, બોલ્યા સુંદર શ્યામધણી,
દુબરા* શાને પડીયા રે, કહોની વાત દિલ રે તણી. ટેક.
કોઈ દુશમન માથે દાવો કરેછે, કે દેવાતણો પરિતાપ;
ભક્ષ ભોજન કે વસ્ત્ર જ નથી, એવડો શો છે સંતાપ;
કઈ રોગે સુકાયા રે, કે ભાભી મારી વઢકણી. સુદામાજી૦
એવું સાંભળી સુદામાજી બોલ્યા, શું રે પૂછો છો જદુરાય;
અંતરગતના જાણ તમો છો, સર્વે સમજો છો મનમાંય;
સુદામો વિચારી રે, છુપાવે ગાંઠ તાંદુલ તણી. સુદામાજી૦
હસી ખુશી થઈ શામળિયાએ, તાણી લીધા છે તાંદુલ;
મિત્ર કેરી ભેટ જોવાને, છોડી નાંખ્યા રે પટકુલ;
સ્વાદ સૂઝયો સામો રે, નારી સહુ હર્ખે ઘણી. સુદામાજી૦
એક મુઠડીએ ઝુંપડી ઉરાડી, કીધાં કનકનાં ધામ,
બીજી મુઠડીએ રિદ્ધ સિદ્ધ આપી, કહે છે મોતિરામ;
પોતાના જેવી રે, રચના તો સર્વે બની. સુદામાજી૦

પદ ૮ મું–રાગ કાફી.

સુદામાના તાંદુલ રે, આરોગે પ્રભુ હર્ખે ધરી;
દુઃખ સર્વ નાઠાં રે, જ્યારે હરિએ કૃપા કરી. ટેક.
ત્રીજી મુઠી ભરી મારે વહાલે, આણી અંતરમાં વહાલ;
નારીને બાલક પોતાના જેવા, થઈ ગયાં તતકાળ;
ચોથી ભરી જ્યારે રે, ચેતુંઠ પુરી ઠરી ઠરી. સુદામાના૦
વળી મૂઠી ભરી મારે વા'લે, નારીઓ સહુ આપવાય;
રુકિમણીજીએ ઉઠી કરીને, ઝડપીને ઝાલી† બાંય;
શું આપો છો અમને રે, નથી જોતા વિચાર કરી. સુદામાના૦
ચાર પાંચ દહાડા પ્રાહુણા રાખ્યા, ઋષિ કીધા રે વિદાય;
સુદામાજી મનમાં વિચારે, એનાથી શું રે અપાય;
કરપીને ધન વહાલું રે, ન રાખી રીત સ્નેહ તણી. સુદામાના૦

* દુબળા. † ઝાલી.

ધૂતી ધાતીને એકઠું કીધું, ધન તે દ્વારકા માંય;
દુર્બળ જાણી કંઇએ ન આપ્યું, એની ગોવાલ બુદ્ધિ રે કહેવાય;
મોતિરામના સ્વામી રે, છોયો સહુ પ્રપંચ કરી. સુદામાના૦

## પદ ૯ મું–રાગ કાફી.

મનસુખા કરતાં રે, ગામ આવી પહોચ્યું સહી;
ઠેકાણે આવ્યા જ્યારે રે, ઝુંપડી તો દીસે નહિ. ટેક.
ક્યાં ગયાં મારાં બાળક સર્વે, કાંહાં ગઈ મારી નાર;
કાંહાં ગઈ મારી જૂની રે ઝુંપડી, આ તો દીસે છે દરબાર;
આગળ પાછળ ફરતાં રે, એક વાત સૂઝે નહિ. મનસુખા૦
સુદામાની સ્ત્રીએ જ્યારે, દીઠા પોતાનો ભર્તાર;
વહેલી વહેલી રે સાંમી રે આવી, તેડી ગઈ મહેલ મોઝાર;
મંદિરમાં પેઠા જ્યારે રે, દેહ તો દેવતાની થઈ. મનસુખા૦
ખબર અંતર સર્વે પૂછી, અચરત પામ્યા મનમાંહ;
ધંન શામળિયા કૌતક તારું, ગુણ વિસર્યો કેમ જાય;
સુદામાજી સમજ્યા રે, હરિની તોલે કોઇએ નહિ. મનસુખા૦
એવાં કારજ સહુનાં કીધાં, આણી અંતરમાં વહાલ;
કરજોડીને મોતિ રે કહે છે, દાસતણા પ્રતિપાલ;
શુદ્ધ લેજો મારીરે, ખોટા તારી માળા ગ્રહી. મનસુખા૦

## ગરબી ૧ લી.

ભાં રહોને, અલબેલી, તમે, જોર કરી કયાં જાશોજી;
શિરપર મટુકી શાની ભરી, તમે ઉતારોની, નાર; પાણી પીવાંજી૦
વહેલેરા ઉઠીને ચાલ્યા, ગાય ચરાવા સારુજી;
ગાયો સઘળી વેરાઈ ગઈ, મને ફરતાં લાગ્યો થાક, પાણી પીવાંજી૦
ગાયે ગોરંભો ઘણો કર્યો, મને ભડકી ને ભટકાવ્યોજી;
ગોવાળ સઘળા વેરાઈ ગયા, હું જઇને કરું સંભાળ, પાણી પીવાંજી૦
જાને કાજે વિલંબ ન કરીએ, ના શું કહો છો નાર જી;
સવા પહોરથી તરસા લાગી, મ્હારાં હૈડાં શીતળ થાય, પાણી પીવાંજી૦
તરસા નહિ તારુણી તમને, શું છે તારા મનમાં જી;
તરસ્યા કેરી તરસ ન ટાળી, મારો જીવડો ફટકી જાય, પાણી પીવાંજી૦
મોતીના સ્વામીની સાથે, જોર ન કરીએ ઝાઝું જી;
રીસ ચઢાવી મટુકી લઇશું, ખાશો મુખની ગાળ, પાણી પીવાંજી૦

## ગરબી ૨ જી.

લાખ ટકાની માટ હમારી, તમ લીધી કેમ જાશે જી;
જોર તમારું કંઈ નહિ ચાલે, જાવું જમના ઘાટ, ઘેર પધારો જી૦

સમજીને બોલો શામળિયા, અહિં તે શાનાં પાણીજી;
કંથ કરગરે તોએ ન આપુ, વ્હાલા પર આપ્યાં કેમ જાય, ઘેર પધારોજી૦
હુ તો તમને નહિ આપુ જળ, માગો જગજીવનજી;
લોક ઠગારા આળ ચઢાવે, નણુદી દેશે ગાળ, ઘેર પધારોજી૦
જળ આપુ તે કોઈના જાણે, હોય હમારી હાંસીજી;
નવે આણે વહુઆરુ આવ્યાં, હમને મોટી લાજ, ઘેર પધારોજી૦
રીત વિના રોકો છો રામા, ઘટે નહિ ગિરધારીજી;
રોતાં મેલ્યાં બાલક ઘેરે, સાસુનો સંતાપ, ઘેર પધારોજી૦
જળ કહેતામાં સૌ સમજું છું, જાદવ રીત તમારીજી;
વેળા વિના વાદ કરો, મને તરછોડે ભરથાર, ઘેર પધારોજી૦
સમજીને બોલો વ્રજ વહાલા, સમો નથી શામળિયાજી;
કોણ ગજું છે જળનુ ઝાઝું, આપું હૈયાનો હાર, ઘેર પધારોજી૦
સમજુ છો પણ સમજી ન જાણો, રહો ગોવાળાં સગેજી;
વનમાં જઈને વેણુ વગાડો, ચારી જાણો ગાય, ઘેર પધારોજી૦
ઘેર આવો તો અમૂલ્ય જાણી, પ્રીત કરી પધરાવુંજી;
કોડી મૂલ અહિં ના આવે, સમજો ને વ્રજલાલ, ઘેર પધારોજી૦
ભલે મળ્યા મોતીના સ્વામી, સંગ રંગના રસીયાજી;
માયા પૂર્વની પ્રીત પ્રકાશે, કહેવી છે એક વાત, ઘેર પધારોજી૦



## રણછોડ ભક્ત.



### રાસ પંચ અધ્યાયી.

પદ ૧ લું.

શ્રી ગુરુદેવના ચર્ણ કમળને, કરું પ્રણામજી;
હેતુ હરિકૃપાએ કરીને, ગાઉં હરિ ગુણ ગ્રામ, વાંસલી વાજેજી૦
શરદતણી રજની અતિ સુંદર, સુંદર આસો માસજી;
શ્રી હરિ વનની શોભા જોઈ, ઉજ્વળ ઈંદુ પ્રકાશ. વાંસલી૦
રમવા રાસતણું મન કીધુ, કીધુ મધુરે સ્વરે ગાનજી;
સાંભળતાં સહુ વ્રજ નારીનું, મન હરીયું નિર્વાણ. વાંસલી૦
મદનમત્ત થઈ હર્યું ચિત્ત હરિએ, ના સૂઝે ઘર કામજી;
વેગે વિવ્હલ કુંડલ ડોલે, આવી જ્યાં હરિ ભામ. વાંસલી૦

કોઈ એક ગો દોહતાં મૂકી, પય ઉફાંગાનું અજાણજી;
કોઈ એક પાક કરતાં ચાલી, કોઈ પ્રીસતી અન્ન. વાંસલી૦
કોઈ એક બાળકને પય પાતી, કો સેવે પતિ પાયજી;
નાહાતી જમતી કો લીપતી, વિસરી ના ગ્હેવાય. વાંસલી૦
કોઇએક લોચન આંજતી, ને કોઇએ આંજ્યું એકજી;
પદ આભૂષણ વિપરીત પે'રી, ભૂલી સર્વ વિવેક. વાંસલી૦
પે'રી ચીર અર્જુજ ઓઢયાં, મન પો'ત્યું પીઉ ચર્ણેજી;
પતિ પિતાનું ના કરે વાર્યું, ચાલી શ્રી હરિ શર્ણે. વાંસલી૦
કોઈ એકને નીજ પતિએ રોકી, તેણે કીધું ધ્યાનજી;
ગુણમય દેહ તજીને પામી, નટવર શ્રી ભગવાન. વાંસલી૦
વ્રજનારી નીજ પાસે જોઇને, બોલ્યા સુંદર શામજી;
રણછોડના સ્વામી અંતરજામી, પુરણ સર્વે કામ. વાંસલી૦

### પદ ૨ જું—ગરબો.

સાંભળો સહુ વ્રજની નાર કે, બોલ્યા શ્રી હરિ રે લોલ૦
મોટા ભાગ્યતણી તમો નાર કે, આવ્યાં સુખે કરી રે લોલ૦
વનમાં શા કાજે આવ્યાં કે, જે કહો તે કરૂં રે લોલ૦
વ્રજમાં કુશળ છે સર્વ સાથ કે, કારણ કહો ખરૂ રે લોલ૦
અર્ધ નિશાએ આવ્યાં કેમ કે, અબળા વેગે કરી રે લોલ૦
આ રજની ઘોર ભયાનક જીવકે, જાઓ પાછાં ફરી રે લોલ૦
માત તાત ને બાળક ભ્રાત કે, વાટ જોતાં હશે રે લોલ૦
જઇને પૂરો તેમની આશ કે, સહુ સુખીયાં થશો રે લોલ૦
કુસુમ સહિત વન ચંદપ્રકાશ કે, ત્રિવિધિ પવન વહે રે લોલ૦
પાસે યમુનાં શીતલ નીર કે, પલ્લવ નિત્ય રહે રે લોલ૦
હાવું જોયું વ્રજ વેગે જાઓ કે, સેવો નીજ પતિ રે લોલ૦
અન્યથા લાગે તમને દોષ કે, સાંભળો શુભ મતિ રે લોલ૦
વાછરૂ બાળક જુએ વાટ કે, પય પાઓ જઈ રે લોલ૦
મુજ આત્મા સંતોષ્યો નાર કે, મુજ સેવા થઈ રે લોલ૦
સેવો પતિ પતિનો પરિવાર કે, એ ધર્મ કુળ સતી રે લોલ૦
શીળ રહિત દુર્ભાગી રોગી કે, નિર્ધન નીજ પતિ રે લોલ૦
તે નવ તજવો એ ધર્મ નાર કે, સ્વર્ગ કામે કરી રે લોલ૦
લાગે તમને થાશે પાપ કે, જાઓ પાછાં ફરી રે લોલ૦
જારતણું સુખ કુળવંતી કે, નિંદિત છે ઘણું રે લોલ૦
સ્વર્ગ ન પામે અપયશ થાય કે, દુઃખ પામે ઘણું રે લોલ૦
જો વળી કહેશો અમારે પ્રીત કે, તુમસું છે ઘણી રે લોલ૦

તે વેગળેથી વાધે હેત કે, રીત પૂર્વતણી રે લોલ૦
શ્રવણ કરતાં ધરતાં ધ્યાન કે, નામ કિર્તન કરી રે લોલ૦
તેહેવી ભાવના પામે થાય કે, જાઓ પાછાં ફરી રે લોલ૦
એહેવાં વચન સુણી વ્રજનાર કે, મુખ સુકી ગયાં રે લોલ૦
નીચે મુખ મેહેલે નિશ્વાસ કે, લજ્યામય થયાં રે લોલ૦
ચર્ણે પૃથ્વી લખતી જાય કે,* વ્યાકુળ થઈ જુએ રે લોલ૦
મેશ મલિન લોચન જળ ધાર કે, કુચ કુંકુમ ધુએ રે લોલ૦
મહા દુઃખ પામી ઉભી નાર કે, ત્યાં બોલે સહી રે લોલ૦
માધવ મિત્રતણી એ વાણી કે, શત્રુ સમ કહી રે લોલ૦
બોલી વચન ધરીને ધીર કે, કાંઈ કોપે કરી રે લોલ૦
કહે કેમ રણછોડ કેરા નાથ કે, જાઓ પાછાં ફરી રે લોલ૦

પદ ૩ જું–ગરબો.

કહે ગોપીજન સાંભળો શ્રી હરિ શું બોલ્યા મહારાજજી; શ્રી હરિ શું બોલ્યાજી.
અમો સર્વે સાથ તજીને, મૂકયા પતિ પરિવાર જી;
તે માટે અમને ના તજશો, પ્રાણનાથ લગાર. શ્રી હરિ૦
તમો આદિ પુરુષ પુરુષોત્તમ, ધર્મના જાણનહાર જી;
પતિ પુત્રની સેવા કરવી, કહો છો ધર્મ એ સાર. શ્રી હરિ૦
તમે કહો છો ધર્મ એ સાચા, અમો માનું એમ જી;
સુત સુહૃદ સ્વામી તણા, છો તમે આત્મારામ. શ્રી હરિ૦
તે તમને સેવતાં સ્વામી, સેવા સહુની હોય જી;
એહેવા ધર્મને પાળતાં પ્રભુ, દોષ ન કાઢે કોય. શ્રી હરિ૦
જે શાસ્ત્ર દર્શી મોટા કવિજન, જાણે વેદ વિધાન જી;
નેહ કરે છે રતી તત્ર સાથે, સર્વોત્તમ ભગવાન. શ્રી હરિ૦
પતિ સુતાદિક છે દુઃખદાયક, તે થકી શું થાય જી;
તે માટે તમો પ્રસન્ન થાઓ, વરદાયક જદુરાય. શ્રી હરિ૦
આશ અમારી ઘણા દિવસની, મા છેદો મહારાજ જી;
હે કમળ લોચન છો દુઃખ મોચન, પ્રસન્ન થાઓ આજ. શ્રી હરિ૦
કોણ રીતે અમો વળિયે પાછી, શીતળ સઘળાં ગાત્રજી;
કર ચર્ણે મન તમો પાસેથી, ન ચળે કિંચિત્ માત્ર. શ્રી હરિ૦
જો અમારુ મન સુખથી મંદિર, જાતુ નથી સત્ય જી;
તે તમો મનતણું રાખો, ભાંગી સઘળી ગત. શ્રી હરિ૦

* * * * *

તુમ અધર અમૃત સીંચી, શીતળ કરીયે શ્રી અવિનાશી. શ્રી હરિ૦

* પગની આગળીવડે પૃથ્વીપર લીટા તાણવા

હે કમળલોચનચર્ણ તમારાં, શીતલ છે અતિ સાર જી;
તે પરમ છે આનંદકારી, સુંદર સુખના ગાર. શ્રી હરિ૦
તમારા પદ કમળ મૂકીને, સુણો સારંગપાણુ જી;
અન્યની પાસે નથી મત ઠરતું, સત્ય કહું નિર્વાણ. શ્રી હરિ૦
શ્રી હરિ વનચર મધ્યે વસો પણ, પદની શોભા સાર જી;
તમારા પદનું સૌભાગ્ય જોતાં, ના રુચે પરિવાર. શ્રી હરિ૦
શ્રી લક્ષ્મીના કટાક્ષને, બ્રહ્માદિક કરતાં કષ્ટ જી;
તો એ શ્રી સામું ના જુએ, અમર સામું દ્રષ્ટ. શ્રી હરિ૦
તે તમારા હૃદય ઉપર, વસે કમળા વાસ જી;
તોએ તુલસી પાસે પદ દાસી, થવાને મન આશ. શ્રી હરિ૦
મોટા ભક્ત સેવિત પદ દુર્લભ, તે પામ્યાં અમે આજ જી;
કહોની કોણ પ્રકારે મૂકિયે, સાંભળો શ્રી વ્રજરાજ. શ્રી હરિ૦
તે માટે અમને પ્રસન્ન થાઓ, દુઃખભંજન ઇશ જી;
અમો તજી ગૃહ શર્ણ તમારે, આવ્યાં છું જગદીશ. શ્રી હરિ૦
આલક આવૃત ચપળ કુંડળ, વદન કમળ પ્રસન્ન જી;
અધર અમૃત હાસ્ય વિચિક્ષણ, સહિત મુખ દર્શન. શ્રી હરિ૦
મોરલી જન સુણતાં ભૂલ્યાં, ત્રણલોક મોઝારજી;
ધર્મ મૂકી સત્ય મૂકી, કોણ ચળે નહીં નાર. શ્રી હરિ૦
સર્વ લોકની સુંદરતા લેઈ, પ્રકટ્યા પુરષપુરાણ જી;
પુલકિત પશુ પંખી મૃગ તરુવર, સુણતાં મોરલી ગાન. શ્રી હરિ૦
'આદિપુરુષ જેમ અમર રક્ષક, તમો વ્રજરક્ષક નાથ જી;
તમો અમ દાસી તાપ સમાવો, મેહેલો મસ્તક હાથ. શ્રી હરિ૦
દીનવાણી ગોપીની જાણી, યોગેશ્વર ભગવાન જી;
રણછોડના સ્વામીશું રમતાં, ગોપી મન પ્રસન્ન. શ્રી હરિ૦

પદ ૪ થું–ગરબો.

સકળ સુંદરી ટોળે મળીને, ચારુ ચતુર વિચિત્ર જી;
હંસાલોચન વદન વિકસ્યાં, મળીયા માધવ મિત્ર. શ્રીહરિરાસરમે૦
મુગ્ધાતણી મંડળીમાં મોહન, મંદ મંદ મુસકાય જી;
દંતતણે કિરણે કરીને, દિશા ઉજ્વળ થાય. શ્રી હરિ૦
જામની મધ્યે કનક વર્ણી, કામિનીઓ ચોપાસ જી;
ઉડગણ મધ્યે શોભે શ્રી હરિ, જાણે ઇંદુપ્રકાશ. શ્રી હરિ૦
ગોપી ગીત કળા કરી ગાયે, ગાતા શ્રી ભગવાન જી;
વિજયંતિ વનમાળ બિરાજે, શ્યામ તનુ શ્રી વાન. શ્રી હરિ૦

પાછાં શ્રી યમુના તટ આવ્યાં, ગોપી સુંદરસ્યામ જી;
તટની વેલુ સુંદર શોભે, જોતાં અતિ અભિરામ. શ્રી હરિ૦
શીતલ સુરભ મંદ મારુત, ત્રિવિધ અતિ સુખકંદ જી;
પદ્મ પરાગ પરસીને આવે, ઉપજે અતિ આનંદ. શ્રી હરિ૦
કર પ્રસારણ કરે કો સાથે, કોશું આલિંગન દેતા જી;
કોહોના કર ગ્રહીને કોહોના, કેશપાસ ગ્રહી લેતા. શ્રી હરિ૦
અંગોઅંગ અડી કોહોને, કેહને દે નખ દંત જી;
લીલા રાસ વિલાસની રમતાં, ગોપી શ્રી ભગવંત. શ્રી હરિ૦
કામઅધિક ઉપજાવ્યો હરિયે, હરિથી પામી માન જી;
નીજ આત્માને ધન્યજ માન્યો, રૂપનું થયું અભિમાન. શ્રી હરિ૦
હરિએ હૈયાની તતક્ષણ જાણી, જે દ્રષ્ટા પુરુષપુરાણ જી;
ગર્વ ટાળવા રણછોડના પ્રભુ, થયા અંતરધ્યાન. શ્રી હરિ૦

## પદ ૫ મું.

અંતરધ્યાન હરજી હવારે, ગોપી પામી અતિ ગ્લાન;
જેમ હસ્તી તજે હસ્તણી રે, તેમ તજી શ્રીભગવાન.
હરિનું જોવું ને વળી બોલવું, આ તે પ્રેમ સહિત સુખ હાસ્ય;
તેણે તાણ્યું મન નવ ઠરે, વળી કીધા વિહાર પ્રકાશ.
આત્મા શ્રી હરિને સોંપી કરીરે, પછે કીધાં કૃષ્ણ ચરિત્ર;
લજ્યા મૂકી સર્વે સુંદરીરે, કંઈ મળવાને મોહન મિત્ર.
મૂર્ત્તિ તન્મયતા થઈ માનુની રે, હરિ તુલ્ય કરે રે વિહાર;
આ હું હરિ એહેવું કહેતી હતી રે, મનમાં થઈ કૃષ્ણાકાર.
વિહ્વળ હરિ વિરહે ટોળે મળી રે, ગાય ગોવિંદના ગુણ ગ્રામ;
પૂછતી હીંડે છે દ્રુમ વેલડી રે, કહું દીઠા સુંદર શ્યામ?
જેમ આકાશ વ્યાપી રહ્યું રે, તેમ શ્રીહરિ અંતર બહાર;
માટે પૂછે છે વૃક્ષને જઇને રે, કંઈ દીઠા નંદ કુમાર.
સુણ પીપલ આંબ અશોક તુ રે, કહું દીઠો હમારો ચોર;
હાસ્ય વિલોકન આંડાંગ્ઝએ ગયો રે, મન તાણી નંદ કીશોર.
તુલસી સાંભળ કલ્યાણી સદા રે, કાંઈ તારો વલ્લભ જેહ;
દીઠા હોય તો સાચું કહો તમો રે, નાથ અમારો તેહ.
સાંભળ સેવંત્રી ચંપક મોગરા રે, વળી કદમ ચંબેલી જાય;
કુસુમ લેતાં કર પરસ્યાં તમો રે, કંહુ દીઠા જાદવરાય?
યમુના તટ વસન સહુ સાંભળો રે, અતિ ઉપકારી છો વૃક્ષ;
દુઃખીયાંને મન મોદ પમાડીયે રે, દેખાડી શ્રી હરિ દક્ષ.
પૃથ્વી તેં તપ શું કીધુ ઘણું રે, હરિ મૂકે તુપર પાય;

તુજને હરિપદને સંગે કરી રે, તારું રોમાંચિત અંગ થાય.
પૃથ્વી વામનજીએ ભરી રે, વળી ઓદ્ધારી શુકર રૂપ;
તાહારે સંબંધ હરિસુ કહે ખરું રે, કંહુ દીઠા યાદવ ભૂપ.
એહવે મૃગ ટોળુ જઈ પૂછતી રે, તમને નમિયે બોલો સત્ય;
એક સુંદરી સાથે શ્રી હરિ રે, કંહુ જાણો તેહેની ગત્ય.
અમને મૂકી તેહેને લેઈ ગયો રે, તેહેને કંઠ ધરી કુંદમાળ;
કુચ કુંકુમ ને પરસી વાસના રે, માટે જાણું છું નિર્ધાર.
તરુ તમો ફળભારે હરિને નમ્યા રે, દીઠી તુલસી માળ બળવીર;
એક ભુજ પ્રિયાને કંઠે ધર્યો રે, બીજે કમળ ફરે બ ધીર.
સખીઓ પૂછો આ વન વેલડી રે, નીજ પતિનો એહેને સંગ;
એહેને પુલકાવળી થઈ અંગમાં રે, આપણુ પતિને બક્ષિસું અંગ.
વળતી હરિલીલાને આચરે રે, ગોપી થઈ અચ્યુતરૂપ;
અબળા એક થઈ પુતના રે, બીજી બાળા કૃષ્ણ સ્વરૂપ.
એક ગોપી બાળક પેરે થઈ રે, બીજી શકટને અનુસાર;
બાળક થઈ તેણે ગાડુ હણ્યું રે, એક તૃણવત થઈ નાર.
બાળક થઈ તૃણને હણ્યો રે, કોઇ એક થઈ બળરામ;
વત્સાસુર રૂપે કોઈએક થઈ રે, તેને તે માર્યો સુંદરશ્યામ.
એહેવાં ચરિત્ર વિવિધ રીતે કર્યાં રે, કાંઈ કહેતાં ના આવે પાર;
જે જે લીલા શ્રી હરિએ કરી રે, તે તે કીધી સર્વ નાર.
એહેવે પગલાં દીઠાં હરિતણાં રે, કૃત કૃત્ય થઈ સહુ નાર;
ચિહ્ન સહિત ઘણું છે શોભતાં રે, જુઓ જાય છે નંદકુમાર.
વિચ વિચ પગલાં કો અબળાતણાં રે, એણે અરાધ્યા છે ઈશ;
એહેને કંઠે ભુજ આરોપીને રે, આપણ તજ્યાં શ્રી જગદીશ
સજની આ પદ રજ મહા ધન્ય છે રે, જાચે બ્રહ્મા લક્ષ્મી ઈશ;
વચ્ચે પગલાં આ અબળાતણાં રે, ઘણું પીડે પ્રકટે રીસ.
હાવુ વીનતા પદ દીસે નહિ રે, જુઓ હરિ પદ ઉંડા નાર;
થાકી જાણીને સ્કંધે ધરી રે, જુઓ કામી નંદ કુમાર.
વળી આ કુસુમ પડ્યાં જુઓ સુંદરી રે, હરિએ ભરીયાં તેને શિષ;
ભાયેગ કોણ હશે તે નારનું રે, આપણ તજ્યાં છે જગદીશ.
પછે ગોપી તે હરિને કહે રે, મન પામી હરિથી માન;
ખાંધે લો એહેવું હરિ સાંભળી રે, ત્યાંહાંથી હવા અંતરધ્યાન.
વિરહતાપ તેહેને અતિસે થયો રે, તેણે શોધ્યા પ્રાણઆધાર;
આવી સહુ તેને મળી સુંદરી રે, કહ્યો પોતાનો પ્રકાર.
સર્વે મળી તે માધવ ખોળીયા રે, જ્યાંહાં સુધી ચંદ પ્રકાશ;

'તીમીર દેખી પાછી ફરી રે, આવી યમુના ત્રઠ સુખ રાશ.
તે ચેષ્ટિત તદરૂપે થઈ રે, ગુણ ગાતી અવિનાશ;
'ભૂલી દેહ ગેહ પરિવારને ઉ, ગુણ ગાયે રણછોડ દાસ.

પદ ૬ ઠું.

જોયા વન વન પ્રત્યે સ્યામ કે, શ્યામા સહુ મળી રે લોલ૦
કહુ નવ દીઠા પ્રાણ આધાર કે, પાછી સહુ વળી રે લોલ૦
આવી રવિતનયા ઉપકંઠ કે, નિરાશા સૌ થઈ રે લોલ૦
કરવા લાગી કૃષ્ણ કિર્તન કે, પ્રાર્થનામયી રે લોલ૦
વ્રજમાં જય વર્ત્યો મહારાજ કે, તુમ જન્મે કરી રે લોલ૦
કમળાજીએ કીધા નાથ કે, નિરતર મન ધરી રે લોલ૦
શ્રી વલ્લભ તેહેના નાથ કે, ખોળે દશ દિશા રે લોલ૦
તમારા સાંભળો શ્રી મહારાજ કે, પ્રાણ તુમમાં વસ્યા રે લોલ૦
શરદની સરસી રજની શોભાય કે, લે તેને હરિ રે લોલ૦
એહેવા નયન સુરતના નાથ કે, અમો ઘાયલ કરી રે લોલ૦
મૂલ્ય વિનાની છું અમો દાસ કે, અવધ કઈ નહીં રે લોલ૦
આજલગી રાખ્યાં બહુ વાર કે, કહું તમને સહી રે લોલ૦
વિખ જળ ને વરસાદ કે, અગ્નિ ભય કરી રે લોલ૦
વિદ્યુત વિશ્વ અસુરથી નાથ કે, રાખ્યાં ફરી ફરી રે લોલ૦
વૃષભાસુર આદિ વરસાત કે, રક્ષા કાળિથી અમો રે લોલ૦
એમ કીધી ઘણી ઘણી વાર કે, મૂકયાં કેમ તમો રે લોલ૦
કેવળ યશોદાના સુત નો'ય કે, સાંભળો શ્રી હરિ રે લોલ૦
જીવ સર્વના સરખા શ્યામ કે, મને મન ધરી રે લોલ૦
વિશ્વની રક્ષા કરવા માટ કે, બ્રહ્માજીએ પ્રારથ્યા રે લોલ૦
પ્રકટયા યાદવકુળ મોઝાર કે, સત કહું સર્વથા રે લોલ૦
જે કર કમળા તમારો કંથ કે, પૂરે કામના રે લોલ૦
તે કર મૂકો અમારે શિશ કે, આપે સુખ ધામના રે લોલ૦
વળી કમળાજીએ ઝાલ્યો હાથ, પ્રણત પીડા હરે રે લોલ૦
વ્રજ જનની આરત હણનાર, ગર્વ જે જન કરે રે લોલ૦
તમારુ હસું અમારે મૃત્યું કે, અમારે માર છે રે લોલ૦
અમો ભજું અનુદિન નાથ કે, તમ કૈંકો નાર છે રે લોલ૦
જોવા કમળ સરીખુ મુખ કે, આશા છે ઘણી રે લોલ૦
તે દેખાડી ટાળો દુઃખ કે, પીડા અમતણી રે લોલ૦
જે કો પદ શરણગત જાય કે, અઘ તેનાં હરે રે લોલ૦
જ્યાં છે કમળાજીનો વાસ કે, પશુ પાછળ ફરે રે લોલ૦

ફણીની ફણીએ આરોપ્યા જેહ કે, હૃય ઉપર ધરો રે લોલ૦
શોષી મદન વ્યથા મહારાજ કે, સહુ સુખીયાં કરો રે લોલ૦
વાણી મધુર તમારી નાથ કે, બુદ્ધિનું મન હરે રે લોલ૦
કમળ નયન તેણે થઈ દાસ કે, ઘણી પીડા કરે રે લોલ૦
કથા તમારી અમૃત રૂપ કે, જીવણુ તુમ તણી રે લોલ૦
કવિજન વદિત અઘહણનાર કે, શ્રવણ મંગળ ઘણી રે લોલ૦
વ્રજથી પધારો જ્યારે વંન કે, પશુ આગળ કરી રે લોલ૦
તે દુઃખ અમને કોમળ ચર્ણ કે, ખૂંચશે કાંકરી રે લોલ૦
સાંજ સમે છાયું મુખ તુમ શ્યામ કે, અલક કરી રે લોલ૦
ધૂસરુ ગોરજથી કંઈ લાગે કે, બહુ શોભા ભરી રે લોલ૦
તે દેખી દીપતા કામ કે, વાધે અતિ ઘણો રે લોલ૦
સંગત ના કરો અમસું નાથ કે, ન લેશ કપટતણો રે લોલ૦
જે પદ પ્રણતાનાં પૂરે કામ કે, વિધિ પૂજે વળી રે લોલ૦
સેવે સુખ હોય નિર્ધાર કે, મહી મંડળ બળી રે લોલ૦
તે પદ કમળ અનુપમ સાર કે, ઉર ઉપર ધરી રે લોલ૦
ટાળો નાથ અમારા તાપ કે, નવ જન્મીએ ફરી રે લોલ૦
સુરત વધારી સમાવો શોક કે, રસ મોરલીતણે રે લોલ૦
અધર લલિત મુખ ચુંબિત મીઠા કે, અમૃતપે ઘણો રે લોલ૦
દિન દિન પ્રત્યે વનમાં જાઓ કે, ઘડી યુગ થાય છે રે લોલ૦
અલકે આવૃત વદન નિહાળી કે, વિરહે દુઃખ જાય છે રે લોલ૦
વદન જોવંતાં નયન નિમેષ કે, થાયે ફરી ફરી રે લોલ૦
બાહેર અતર અમ એક કે, જડ બુદ્ધિએ કરી રે લોલ૦
મૂક્યા પતિ પુત્ર પરિવાર કે, આવ્યાં તમ ભણી રે લોલ૦
રમવા આવ્યાં છું મહારાજ કે, આશા છે ઘણી રે લોલ૦
અંતરજામી પામ્યાં મોહ કે, તુમ ગાને કરી રે લોલ૦
તમ પાખે કો મૂકે નાર કે, આવી નિશા હરિ રે લોલ૦
સુરત સમેનાં વચન સુહાસ્ય કે, પ્રેમે વિલોકવું રે લોલ૦
તે સભારી ઉપજે કામ કે, મીઠું બોલવું રે લોલ૦
વ્રજ વનવાસીનાં દુઃખ હરવા કે, તુમ અવતાર છે રે લોલ૦
કામ રોગ હરવા તુમ પાસ કે, ઓષદ સાર છે રે લોલ૦
શ્રી હરિ વિસ્મય આવે એક કે, પદ કોમળ ઘણું રે લોલ૦
અમ અપરાધ શું માનો નાથ કે, કૂચ ઋષ્યા તણું રે લોલ૦
તે પદ ફરતા અટવી માંહે કે, દુઃખ મન કેમ સહે રે લોલ૦
તનધંનજીવન છો મહારાજ કે, થભ પૂરણ કહે રે લોલ૦

એ વિધિ કીધું ગોપી ગાન કે, નવ દીઠા હરિ રે લોલ૦
રુદન કરે હરિ દર્શન આશ કે, મધુર કંઠે કરી રે લોલ૦
જાણી દીન થઈ સર્વ નાર કે, બળ એકે નહિ રે લોલ૦
મધ્યથી પ્રકટ્યા રણછોડ નાથ કે, જોવા સહુ સખી રે લોલ૦

## પદ ૭ મું.

કામ પૂરણ કૃષ્ણ પ્રકટ્યા, તાહાંથી આનંદ કરી જી;
હર્ષીત હસતું વદન પંકજ, પિત અમ્બર ધારી. શ્રી હરિ પ્રકટ થયા.
ઉર વનમાળ ને નેણ વિશાળ, મન્મથને કરે મોહ જી;
સાક્ષાત મનતણા મન્મથ, નિગમ ના સંદેહ. શ્રી હરિ૦
તેને આવ્યા નિહાલી નીજ પ્રાણ, પ્રિય સુખ ધામ જી,
સ્નેહે સરસ્યા નયન હર્ષ્યાં, જોતાં સુંદર શ્યામ. શ્રી હરિ૦
આનંદી એક કાળે ઉઠી વાધ્યો અધિક સનેહ જી,
ઉપમા અન્ય કહે કેમ, તેહેની પ્રાણ આવે જેમ દેહ. શ્રી હરિ૦
કોઈ એક હરિના કર અંબુજ, બે હાથે ઝાલે નાર જી;
કોઈ નાર હર્ષે કરી કર, લેઈ ધરે સ્કંધ મોઝાર. શ્રી હરિ૦
કોઈ નાર અંજલીમાં તાંબુલ, ગ્રહતી અર્પીત સાર જી;
કોઈ તાપ ટાળવા પદ અંબુજ, ધરતી હૃદયમોઝાર. શ્રી હરિ૦
કોઈ એક ભ્રકુટી વક્ર કરીને, ઓષ્ટે ચાંપે દંત જી;
અન્ય નિમેષ રહિત મુખ નિર્ખે, ચર્ણ પામી જેમ સંત. શ્રી હરિ૦
કોઈ એક નયન દ્વાર ઉર આણી, ચિંતવે આનંદ ગૂઢ જી,
પરમ તત્વ પામી તે મુક્તા, જેમ કાંઈ યોગારૂઢ. શ્રી હરિ૦
વિરહ તાપ તજી સુખ પામી, જેમ સંત સંગે કલ્યાણ જી,
શોક રહિત શ્યામાની મધ્ય, શોભા શ્રી ભગવાન શ્રી હરિ૦
પછે જમના ઉપકંઠે આવ્યા, સાથે લેઈ વ્રજનાર જી;
ભ્રમર ગુંજીત ફુલ્યા શોભે, મુચકુંદ ને મંદાર. શ્રી હરિ૦
સરદ શશીકિરણે તમ નાઠું, થયો અતિ ઉદ્યોત જી,
જમના તટ શોભા ઘણી સુંદર, વાલુકા પરમ વિદ્યોત. શ્રી હરિ૦
પોતાતણાં ઉતારી અમ્બર, લેઈ પાથર્યાં નાર જી,
તે મધ્યે કૂચ કુંકુમ રંગે, લલિત શોભા સાર. શ્રી હરિ૦
પટકુળનું આસન કરી, ચહુપાસે ઉભી નાર જી,
તે આસન ઉપર શોભે ઘણું, પ્રાણનાથ આધાર શ્રી હરિ૦
યોગીજનના હ્રદય કમળમાં, જેહેનું છે આસન જી,
તે ઈશ્વર અમગા મંડળીમાં, બેઠા છે ધન્ય ધન્ય. શ્રી હરિ૦

ગોપીકાની સભા મધ્યે, વિરાજે યદુવીર જી;
ત્રિલોક શોભા સમેટીને, ધર્યું શામ શરીર. શ્રી હરિ૦
હાસ્ય લીલા વિલોકન, ભ્રુભંગ દેઈ દેઈ માન જી;
કામ દીપન દેવકી સુત, રીઝવ્યા ગ્રહી પાન. શ્રી હરિ૦
કોઈ એક કોપ કરીને, ગોપી પૃછ્યુ હરિને જેહ જી;
તેહેનો ઉત્તર કહ્યો વિવેકે, વિસ્તારી હરિ તેહ. શ્રી હરિ૦
તમને પ્રીત ઘણી ઉપજાવા, હું થયો અંતરધ્યાનજી;
જેમ નિર્ધનને ધન આવે ને, ગયે ઘણી પ્રગ્લાન. શ્રી હરિ૦
પછે પ્રીત હોયે ધન ઉપર ઘણી, ઘણી તેહેને નાર જી;
તેમ મેં તમને પ્રીત થવાને, અદ્દશ્ય રહિત નિર્ધાર. શ્રી હરિ૦
મુજ માટે ગ્રહ તજીવન આવ્યાં, મૂકી સ્વજન પરિવારજી;
તે હુ તમને કેમ તજું, હું સત્ય કહું નિર્ધાર. શ્રી હરિ૦
તમારી પાસે હું તો કેમ, થાઉં અંતરધ્યાનજી;
તુમ પ્રથમ વાચક સાંભળી, તેણે થયો તુષ્ટમાન. શ્રી હરિ૦
તે માટે તમો અબળા મુજને, ઘણાં વલ્લભ મન જી;
રીસ ના કરશો નારી મુજને, તમો છો ધન ધન. શ્રી હરિ૦
મુને તમો ઉપકારી ગોપી, તેઓના પ્રતિઉપકાર જી;
અમરતણે આશે કરીને, કરવા આવે અપાર. શ્રી હરિ૦
તમો મહા * * વેગે છે 'દીન નારજી;
મુજને આ ભજવા વન આવ્યાં, ધરી પ્રેમ અપાર. શ્રી હરિ૦
હું એક મારું ચિત્ત તો તમો, ઘણી મધ્યે લગ્ન જી;
વિવિધ પ્રેમે વિસ્તર્યું, નવ એક મધ્યે લગ્ન. શ્રી હરિ૦
તે માટે હું તમારો રણીયો, રહ્યો છું ઘણું નાર જી;
તમારા ઉપકારથી મુને, કર્યો રણને પાર. શ્રી હરિ૦
તમારા આચરણથી હું, રણીયો છું નિર્ધાર જી;
રણછોડના સ્વામી એમ બોલ્યા, શો કરું પ્રતિકાર. શ્રી હરિ૦

પદ ૮ મું.

સુણ સાહેલી, શ્રી યમના ત્રટ સુંદર રાસ રમાડે;
પુણ્ય પૂર્વતણે, વ્રજ વીનતાને વિઠ્ઠલ મોદ પમાડે. ટેક.
એણી રીતે ગોપી જન, સુણી હરિનાં સાર વચન;
તજ્યો વિરહ થયો ઉત્પન્ન. સુણ૦
પછે માંડ્યો સુંદર રાસ, સંગે રમતા શ્રી અવિનાશ;
વ્રજ વાનતા છે ચોપાસ. સુણ૦
હર્ખે હસતી ત્યાં મૃગ નયણી, કરે નૃત્ય અલૌકિક સુખ દયણી;
અન્યો અન્ય ભુજ ગ્રહી યદ્ય શ્રેતિ (?). સુણ૦

અખડિત મંડળી હરિ ગોપી, રચી રચના યોગેશ્વરે સોંપી;
એક એક કૃષ્ણ બબે ગોપી. સુણ૦
કામિની પાસે કર કંઠ ધરી, નભ આવર્યું દેવ વિમાન કરી;
દેવ દપતી નિર્ખે મોદ ભરી. સુણ૦
જોઈ કૃષ્ણ લીલા અતિશય હર્ખ્યાં, વળી દુંદુભિ કુસુમ ઘણાં વરખ્યાં;
ગાંધ્રવ અપ્સરા ચિત્ત આકર્ખ્યાં. સુણ૦
હરિ કરહી કીંકણી નાદ, સ્વર વ્યાપી રહે નેપુર પાદ;
કળા ગાન કરે સુંદર સાદ. સુણ૦
વિવિધ વાજીંત્ર વગાડે ઘણાં, નામ ગણે કો તે તણાં;
ભૂલ્યા ગાંધ્રવ જોઈ પોતાપણાં. સુણ૦
યુવતી હરિ મડળી વિરાજે, જેમ હિમમણી માળા રાજે;
જેમ હિમ જડિત મર્કત છાજે. સુણ૦
પદ માંડતી છંદે કર ચાલે, ભ્રૂભગ મુક્તી કરી ભાળે;
શુભ્ર ગલ કપોલ કુડળ હાલે. સુણ૦
ઉર અચર * ઉડે સ્વેદ સુખે, કટીમેખલા સીથલ પ્રેમ સુખે;
એવી કૃષ્ણ વિચે હરિ મીટ નરખે. સુણ૦
જેમ મેઘ માળ મધ્યે નારી, વિદ્યુત પેરે ચમકે ભારી;
જ્ઞાન ગરજ સ્વેદ કણ વારી. સુણ૦
નૃત્ય કરતી અબળા ઉંચ જ્ઞાને, બહુરાગ રજિત કંઠ માને;
હરિ અંગ સ્પર્શ સંભોગ ધ્યાને. સુણ૦
એક એક નારી સગે ગાય, જુજવી જાતિના સ્વર થાય;
સ્વર પુરે પુરુષોત્તમ રાય. સુણ૦
હરિ વખાણે ધન ધન નારી, ગાવા તમ સરખું નહીં ભારી;
તેહેને માન ઘણુ દે ગિરધારી. સુણ૦
હરિ રાગ સહિત મોરલી વાય, રમતાં શ્રમ સુંદરીને થાય;
હરિ સ્કધે વળગીને ગાય. સુણ૦
એક યુવતી કંઠ કર મૂકયો હરિ, અતિ કોમળ સૌરભ્ય લેપ કરી;
લેતા હરિ સુવાસ સુભાગ ભરી. સુણ૦

કહી કીંકણ રવ નેપુર પાયે, નૃત્ય કરતી નાર શ્રમિત થાયે;
હરિ હાથ ધરે સ્તન શ્રમ જાયે. સુણ૦
જે લક્ષ્મીજીના પ્રાણ પ્રીયે, તે ગોપી પામી સુધ હીયે;
હાર ગ્રહી રૂપ સુધાને પીયે. સુણ૦
નીજ નારનું ગાંધ્રવ કિન્નરને, થયો મોહજીત વાછંત્ર ધને;
દીવ્ય ગાયન હરિ ગોપીસુ સુણે. સુણ૦
સોહે કેશતણાં ભૂષણ સાર, મુખ સ્વેદ કપોલ સુક્ષ્મ આગાર;
કીંકણી નેપૂરના રણકાર. સુણ૦
પડે કેશમધ્યેથી કુસુમમાળ, નૃત્ય કરતી સમે હદે નંદલાલ;
આલિંગન કટાક્ષ કરે વા'લ. સુણ૦
જેમ બાલક નીજ પ્રતિબિંબ દેખી, કરે ક્રિડા તેવું વિશેખી;
તમ અકળ ગતિ હરિની પેખી. સુણ૦
અંગ સંગે મોદ અપાર, વ્યાકુળ ઇંદ્રિસે કરે વિહાર;
કેશ સીથલ પટકુલ સાર. સુણ૦
કંચુકી છૂટી ભૂષણ માળ, સભાળવા સમર્થ નહિ બાળ;
એવી ધીર મતિ સગ નદલાલ. સુણ૦
કૃષ્ણ ક્રિડાને જોઈ સુરનારી, કામે પીડિત થઈ છે ભારી;
નભ થકિત ઈંદુ નિશી અજુઆળી. સુણ૦
જેટલી ગોપી તેટલા સ્યામ, રમ્ય લીલાજ પૂરણ કામ;
ફળ વ્રતતણું પામ્યાં વામ. સુણ૦
ઉડગણ ઈંદુ પ્રકાશ, થીર થઈ નિર્ખે સુખરાસ;
થીર રજની થઈ ખટમાસ. સુણ૦
વિહાર ઘણો શ્રમિત બાળ, કર કમળે લૂછે નંદલાલ;
કુડળ જ્યોતિ મોતિ માળ. સુણ૦
ગલ કેશ પાસ સુંદર હાસ્ય, માન દે કીર્તિ કરી પ્રકાશ;
નખ દંતે પામી સુખ રાસ. સુણ૦
હાવે ગોપીનો ખોવા તાપ, કરલાધ્યાં કુસુમ પડે અણમાપ;

* * * * સુણ૦
કુચ કુકુમ રગિત વનમાળા, ગુણ ગાતા અલિ ઉડે કાળા;
જેમ ગાંધ્રવ ગાયે હરિ જશ બાળા. સુણ૦
જેમ ઉન્મત્ત માતગ કીરણી સાથે, તેમ જળ ક્રીડા કીધી નાથે;
મર્જાદ રહિત લીલા પાખે. સુણ૦
યદુપતિ યુવતી જળમાં ક્રીડે, મુખ મુસકાતી નયન સરે પીડે;
નભ કુસુમ વૃષ્ટિ વેદ રેડે. સુણ૦

વન કુસુમ સુગંધી પવન વા'તો, તે ચોદશ સુરમ્ય લેઈ જાતો,
નારી સહિત હરિ રંગે રાતો. સુણ૦
શશી કિરણ નિશા શોભે સઘળી, રમાડી હરિ યુવતી સઘળી,
કરી લીલા વચન પોતાનું પાળી સુણ૦
કર્યા શરદ સમયે શૃંગાર, રમ્યાં યુવતી નંદકુમાર,
આ લીલા કરી જીત્યો માર સુણ૦
વિમુખને હરિ ભક્તિ થાવા, શૃંગાર રચ્યો વિષય જાવા,
વૈષ્ણવને નીત નીત ગાવા સુણ૦
વેરગોપ મોહ્યા હરિની માયા, નીજ નીકટ જાણી નીજ જાયા,
નવ કરી ઈરીસા હરિએ વા'યા સુણ૦
બ્રહ્મ મુહૂર્ત શ્રી હરિએ જાણી, ઘેર જાઓ નારી, બોલ્યા વાણી,
આણ ઇચ્છતિ ઘેર જવા તારુણી. સુણ૦
હરિને વલ્લભ ઘણી વ્રજ વામ, જઈ પો'તી તે નીજ ધામ,
એમ રાસ લીલા કીધી શ્યામ સુણ૦
શ્રદ્ધા કરીને સાભળે ગાય, કહે રણછોડ હરિ ભક્તિ થાય.

ભાદરવો ભર ગાજીયો, ગાજ્યાં સાહેર નીર;
કૃષ્ણ વિના રગ મહેલમાં, કેમ રાખીયે ધીર. કૃષ્ણ૦
સુરત ભૂલી રે શામની, ના આવ્યા નંદ કિશોર;
અબળા થઈ હમો શું કરૂં, નહિ પુન્યનું જોર. કૃષ્ણ૦
પોળીયા હું તુંને મોકલું, જારે હરિની રે પાસ;
વિનતિ કરજે વર્ણુ તણી, પુરેશ અબળાની આશ. કૃષ્ણ૦
આસો તે માસે દીવાલડી, શીલો* પૂનમ ચંદ;
રાસ રમાડ્યાં રંગસું, તે શું ભૂલ્યા ગોવિંદ. કૃષ્ણ૦
રત્નતણા રે દિવા બળે, ગોપી ગરબે રે ગાય;
તાલ વજાડતા ત્રિકમજી, ઉલટ અંગ ન માય. કૃષ્ણ૦
શ્યામ વિના હું તો શું કરૂં, શોભિતા શણગાર;
દીવાળી દુઃખમાં ગઈ, કૃપા કરોને મોરાર. કૃષ્ણ૦
કાર્તક માસે કહાનજી, જાણ્યું આવશે ઘેર;
વેરણ વિધાતા મારી થઈ, ભલાં સાધીયાં વેર. કૃષ્ણ૦
દેવદીવાળી હું શી કહું, દીપક ચંપક હાર;
ચંદ્રવા ઓપે ઘણું, ન આવ્યા જગદાધાર. કૃષ્ણ૦
હંસને સરોવર ઘણા, સરોવરને નહિ કોઈ;
હેવું ગણીને મ્હારા નાથજી, ગોકુળ સામું રે જોઈ. કૃષ્ણ૦
માગશર માસે મેલી ગયા, કમલાના રે કંથ,
મથુરામાં જઈને મહાલીયા, કુબ્જાસું રે ચંત. કૃષ્ણ૦
મોર પુકારે રે મેઘને, ઉંચો ચઢીને આડ;
એમ શું કરવા રે શામળા, રાંક સાથે શી રાડ. કૃષ્ણ૦
જોબન આંબો મોરીયો, તે કેમ જાળવ્યો જાય;
ભોગી વિના ભોજન કશાં, જાણજો મનમાંહ. કૃષ્ણ૦
પોસ માસે તે પીયુ ના આવીયા, હૃદયું કઠણ કઠોર;
નવનેજાં પાણી ચઢે, પત્થર નવ ભીંજે કોર. કૃષ્ણ૦
માસી મારી ધાવીને, મામો માર્યો રે કંસ;
એમ તમે હમને મારીયાં, વનમાં વગાડયોરે વંસ. કૃષ્ણ૦
દીપકને ભ્રમર તજી, દેખી નેહે વ્યાકુળ;
પ્રથમ પહેલી પ્રીતડી, મોંઘી પામશું રે મૂલ. કૃષ્ણ૦
માઘ માસે મન માહરું, ચિત્ત ચઢયું ચકડોળ;
શ્યામ સુંદર ઘણું સાંભરે, બીજા સાંભરે બોલ. કૃષ્ણ૦

* ખીલ્યો.

હરિ રે વિના હૈયાં તપે, હાડ ધ્રુજે અંગ;
સર્વે મળી શું કીજીયે, ડસીયો કૃષ્ણ ભોરગ. કૃષ્ણ૦
ગિરિ ગોવર્દ્ધન કર ધર્યો, પીધો દાવારે નળ;
રાસ રમાડી રંજાડી રાધિકા, ન વળે કાંઈ કળ. કૃષ્ણ૦
ફાગણ ફુલ્યો રે ફૂલડે, ખરીયાં તરવરનાં પાન.
એવું જાણીને મ્હારા નાથજી, રાખો અબળાનાં માન. કૃષ્ણ૦
ફાગતણી ઈચ્છા ઘણી, ના આવ્યા દિન દયાળ;
મોતીની થાળ વધાવીને, કોડે આરોપું માળ. કૃષ્ણ૦
કેસરકેરાં છાંટણાં, કરી આવે જદુરાય;
અબીલ ગુલાલ ઉડે ઘણાં, રંગ રેલ મચાય. કૃષ્ણ૦

ચૈત્ર માસે ચિંતા ઘણી, સૂના લાગે રે દિન;
ચંપકવર્ણી રે રાધિકા, દુર્બળ દીસે રતન. કૃષ્ણ૦
ઉંચે ચહું રે મહેલમાં, જોઉં મ્હારા વા'લાની વાટ;
પડવું વિચારે પ્રેમદા, ટાળવાને ઉચાટ. કૃષ્ણ૦
ફૂલ ચંપકનાં ચોસરાં, લાગે સર્પ સમાન;
કોયેલ બોલે કોડશું, ગોકુળ ન આવ્યા કા'ન. કૃષ્ણ૦

વૈશાખે વિઠ્ઠલ * વિના, વૃંદાવનનુ શું કામ;
જમનાને તીરે હો સખી, આવ્યા સુંદર શ્યામ. કૃષ્ણ૦
વા વાયા ચોંદિશના, માંહે ચંદન વાય;
જેરે અંગે અડે માહરે, પ્રાણનાથ ગેહ ન સખાય. કૃષ્ણ૦
જાઈ જાવંત્રીનાં ચોસરાં, ફુલ્યાં કેસર અપાર;
જો રે મુખે ભમરા ભમે, જોવા આવો મોરાર, કૃષ્ણ૦

જેઠ માસે જાદવપતિ, ઝૂરે ગોકુળ * નાર;
જળ રે વિના જેવી માછલી, દાઝે જળથી રે બા'ર. કૃષ્ણ૦
એક દિવસ અહિયા રહી, જાજો જદુનાથ;
ભૂલા રે પડશો ભૂધરા, હમો આવશુ રે સાથ. કૃષ્ણ૦
જોર નથી મહારા નાથજી, ના આવ્યો દુઃખનો અંત;
સુખ સઘળાં અસ્ત થઈ ગયાં, મથુરામાં રે ચંત. કૃષ્ણ૦
કઠણ વચન રાધાતણાં, પોહોત્યાં કૃષ્ણની પાસ;
પ્રેમે પ્રભુજી પધારીયા, પૂરી અબળાની આશ. કૃષ્ણ૦
કૃષ્ણજીએ પૂરીયા, રાધાજીનાં કોડ;
જે ગાયે તેના પૂરજો, રંગમોહ રણછોડ. કૃષ્ણ૦

—:—

## પદ સંગ્રહ.

### પદ ૧ લું.

મોતિડાંની લહેરે તે લેહેરો જાય,
સામા સામી ભાવતી જોડી હો; ગીત મધુરાં ગાય. ટેક.
નેંન નચાવે નાર નવરંગી હો, મોહન મોરલી વાલ. ગીત૦
અરસપરસ રંગભેર રમતાં હો, રાધા મોહન રાય. ગીત૦
રણછોડના સ્વામી સંગ રમતાં હો, ઉલટ અંગ ના માંય, ગીત૦

### પદ ૨ જું.

કીધાં કામણગારે કહાન, ઘેલાં રે કીધાં. ટેક.
ઘેલાં રે કીધાંને મન હરી લીધાં, એ તે શા તમારાંસાન. ઘેલાં૦
નાહાની તે વયમાં નંદ કુંવરજીરે, આ શાં અતિસેં તાન. ઘેલાં૦
તમારું જોઈ રંગ રસિયા રે, ગઈ મારી સુધ ને સાન. ઘેલાં૦
રણછોડના સ્વામી સંગે રે રમતાં, હા વાળ્યાં હમારાંવાન. ઘેલાં૦

### પદ ૩ જું.

શ્યામ હમારી સેજે, ભલે આવ્યા શ્યામ હરિ સેજે. ટેક.
જેવા આવ્યા રે તેવા મન ભાવ્યા રે, હું ચહાતી' તી એજ;
આવો બેસો આસન આપું રે, આ શાં અતિસેં તેજ. ભલે૦
મોહન તારા સુખને કાજે હો, તન મન ધન વારેજ;
રણછોડના સ્વામી સંગે રમતાં હો, ના દેશો મુજને છેદ. ભલે૦

### પદ ૪ થું.

વહાલા તારું વહાલપણું જાણ્યું. ટેક.
શું કરવાને સાંઈડું લીધું, શામળિયા રે બીજું શું માણ્યું;
અમ સંગાતે અલબેલાજી હો, એકપણું શેં જાણ્યું. વહાલા.
ઓછે રે અદકું અદકે ઓછું હો, એહવું મન આણ્યું;
રણછોડના સ્વામી સંગે રમતાં હો, મળ્યું તે માણ્યું. વહાલા.

### પદ ૫ મું.

જાવા નહિ દેઉં, શું છે તમારું જોર; ઘેરી ને ઘર ભીતર રાખે, નવલ નંદ કીશોર. જાવા૦
ઘણા દિવસની ગુન્હામત લેઈશું રે, છો માહારા ચિતડાના ચોર. જાવા૦
પૂજા તમારી ખુશમાં કરીશું રે, કરીશું પાધરા દોર. જાવા૦
રણછોડના સ્વામી સંગે રમતાં હો, છોજી મારા કાળજડાની કોર. જાવા૦

### પદ ૬ ઠું.

શે ના બોલો આનંદમાં નંદલાલા, શે ના બોલો. ટેક.
કહો કંઈ કાયદો મુને ધારણા હો, ગ્રેહ વધારણ વાહલા. શે ના૦

આદેશ આદેશ પામી તમથી રે, જોઈ તમારી ચાલ. શે ના०
પ્રાણ હમારા તલફે પીયુજી હો, તમારે મન છે ખ્યાલ. શે ના०
રણછોડના સ્વામી સુંદર વર હો, નજર કરો તો થઉં ન્હાલ. શે ના०

## પદ ७ મું.

જમના હું ગઈ રે, મુજને મારગ મળિયો માવ;
દીઠી દૂરથી રે, દિલમાં પડ્યો હરિનો દાવ.
આજ હું એકલી રે, સગે નહિ સહિયરનો સાથ;
આવ્યા અમો ભણી રે, હરિએ ઝાલ્યો મારો હાથ.
વિઠ્ઠલ વાટમાં રે, મુજને રંગે રોકી રેહે;
બોલે બેસ તું રે, વચને વચને ઉપજે નેહે.
માહાવો મીઠડો રે, મુજને વાહાલો છે મોહન;
અળગો નવ કરું રે, રુદિયામાંથી જગજીવન.
દેખી દયાળને રે, ઉલટ વાધ્યો અંગો અંગ;
રણછોડ રસ પીએ રે, એ છે રસિયાજીનો રંગ.

## પદ ८ મું.

સહિયર શું કરું રે, છીવણુ ઉભો જમના તીર;
જાલમ જોર છે રે, નથી ભરવા દેતો નીર.
સહુ જન દેખતાં રે, હરિએ કીધું મારુ મૂલ્ય;
હું હળવી પડી રે, એ શું શામળિયાનું શૂળ.
ગોકુળ ગોપીઓ રે, જોયો ધૂતારાનો ખ્યાલ;
એ હળવે ભરે રે, અમસું કરતો આવે આળ.
વારુ નવ કરે રે, દમતો આવે દિનો દિન;
કહો કોણ કહી શકે રે, મધુગર મતવાલો મોહન.
જગમાં જાગતો રે, ભૂધર ભાળો છો ભરપૂર;
રણછોડ રસ પીએ રે, નીત નીત નયણે નિર્ખે નૂર.

## પદ ९ મું.

પ્રેમી જન પીએ રે અમૃત રસને રે, જઈ જઈ વૃંદાવન મોઝાર. પ્રેમી०
સુરનર બ્રહ્મા રે પુરુષ પામે નહિ રે, નિત્ય નિત્ય ક્રીલે એ વ્રજની નાર. પ્રેમી०
રાધા ને માધવ રે વળગ્યાં બેલડી રે, શ્રી વૃંદાવનમાં થઈ રહ્યો થેઈ કાર. પ્રેમી०
આપી ને ઓપી રે ગોવિંદજીની ગોઠડી રે, ત્યાં હરિ રાસ રમવાને જાય. પ્રેમી०
કોણ કોણ રીઝે રે કયાં રંગમાં રે, રણછોડ રીઝી હરિ ગુણ ગાય. પ્રેમી०

## પદ १० મું.

મન મોહ્યુ રે મીઠડા લાલસું રે, વા'લાજીને શું કહીયે વળી વળી વાત;
દુઃખ કહીયે રે, આપણી દેહનાં રે, રહીયે સખી શામળીયાની સાથ. મારું મન०

આળને કરતો રે, આવે વા'લો અમભણી રે, જોની બેની સહુમાં રુડો શ્યામ;
મોરલીને નાદે રે, ચિત્ત મારું ચોરીયું રે, જોની બે'ની એ કાળાનું કામ. મારું મન૦
મેણાં મને દેશે રે, બેની મારે સાસરે રે, કહેશે એને ગિરધરસુ ધરવાસ;
હાવે મારું ઘરમાં રે, ચિત્ત નથી ગોઠતુ રે, વા'લા વિના થોડો થોડો જીવ થાય. મારું મન૦
મારે તો પ્રભુજીરે, સાથે પ્રીતડી રે, ત્યારે મને શું કરશે સંસાર;
તેણે હું તો થઈ રે, વ્રેહની વ્યાકુળી રે, જોની બેની નિદ્રા જંપ નહિ લગાર. મારું મન૦
ઉઠતાં ને બેસતાં રે, હરિ મુને સાંભરે રે, હરિ મુને હૈડામાં ઘણી હોંસ;
લાગે હરિ રે, અમૃતપે મીઠડા રે, દર્શન માગે રણછોડ દાસ. મારું મન૦

### પદ ૧૧ મું-પ્રભાતીઉં.

કોઈ શોધ લાવે મારા નાથની, તેને નવનિધિ આપું. મોતીડે વધાવું તેહને, કષ્ટ કોડેથી કાપું. ટેક.
સખી કોઈ સમજાવીને, ઘેર તેડીને લાવે, કઠણ હૈયાના કાનજી, સંદેશો ન કા'વે. કોઈ૦
કોઈ ગુણવંતી ગોરડી, પ્રીતમજીને પૂછે, શા માટે રીસાઈ ગયા, તેનું કારણ શું છે. કોઈ૦
મુજને મૂકીને જોગી થયા, કે કોઈએ ભરમાવ્યા, કોને ભરુસે મૂકી ગયા, હજી ઘેર ન આવ્યા. કોઈ૦
કાંઈ સમજણ પડતી નથી, હું નિત્ય ઉદાસી, વસમુ લાગે મને વિઠલા, મથુરાના રે વાસી. કોઈ૦
અનેક અપરાધ ક્ષમા કીજીયે, કહું છું શિરનામી, વાલમ વે'લા આવજો, રણછોડના સ્વામી. કોઈ૦

### પદ ૧૨ મું.

ફૂલના તકીયા ને ફૂલની ગાદીઓ, ફૂલનાં કીજીયે બીછામણાં રે. મારે પ્રભુજી પધારીયા.
આરતી ઉતારીયે ને તન મન વારીયે, ભાવે તે લીજે ભામણાં રે. મારે પ્રભુજી૦
કુંકુમ કેરા છાંટા દેવરાવીયે, મોતીડે ચોક પૂરાવીયે રે. મારે પ્રભુજી૦
હઈડે હરખું ને નયણે નરખું, નહીં તે ત્યાં લજામણાં રે. મારે પ્રભુજી૦
માત પિતા સુત સુખ સંસારનાં, અવર કીજે અળખામણાં રે. મારે પ્રભુજી૦
રણછોડના સ્વામી સંગે રમતાં, મટી ગયાં દુઃખ દામણાં રે. મારે પ્રભુજી૦

### પદ ૧૩ મું-થાળ.

ભોજન કરાવું રે, ભાવે ભાવ કરી; મેવા ને મીઠાઈ રે, સુવર્ણ થાળ ભરી.
શિરો ને પૂરી રે, સુંદર સુખડલી; સેવો ને શાક જ રે, ભાગે ભૂખડલી.
કંસાર ને ખીરજ રે, ખાંડ ભલી ભાતે; કેળાં ને પોળી રે, ચોળી ઘી સાથે.
માનભોગ તરેલા રે, માલપૂડા માંહી; સાળ ને દાળજ રે, અમારે આંહી.
શીખંડ સુધાર્યું રે, ગોરસ ઘોળીને; રોટલી ને દૂધ જ રે, આપું ચોળીને.
માખણનો પેંડો રે, મેલું મુખ માંહી, ખીરંજ બાસુદી રે, માંગી લો આંહી.
તળેલાં શાક જ રે, ભાવે એવાં છે; શાકરીયા દાણાં રે, માગી લેવાં છે.
પાપડનો પ્રીતે રે, સ્વાદ જ આવે છે; ખારું ને ખાટું રે, થોડુંસેક ભાવે છે.
જમાડું જુગતે રે, હેતે હેત કરી; સુવર્ણની ઝારી રે, જમના જળ ભરી.
આચમન કરાવું રે, અંગુ છે લોવરાવું; પાનની બીડી રે, ખાસીએક ચવડાવું.
પોઢણ કરાવું રે, સેજે સુખ વરતે; રણછોડના સ્વામી રે, સેવા નિત્ય પ્રત્યે.

## પદ ૧૪ મું.

ઓધવજી એક અરજ હમારી કે'જો રે; ઘણું નિર્દય થયા છો નાથ, મથુરામાં રે'જો રે.
ગોપી જનના પ્રાણ આધાર, નરોત્તમ પેખી રે; નાથ તમો વિના કેમ રે'વાય, કે ધીરજ રાખી રે.
હૈયે ભીતર જ્વાળ, કે પ્રકટી હમને રે; નાથ તમો વિના કેમ રે'વાય, હોળી છે હમને રે.
જળ વિના જીવ કહો કેમ, જળચર જીવે રે; મારો પાપી પ્રાણ પતંગ, કે દાઝે દીવે રે.
અજાણ્યાનો સ્નેહ, ના જાણી કીધા રે; મારા મરણતણો સંજોગ, માગીને લીધા રે.
હમો જાણ્યું હતું મનમાંહ, થયા છો ડાહ્યા રે; તમો ભેદ રમ્યા ભગવાન, અમોને વાહ્યાં રે.
રણછોડના સ્વામીને, કે'જો તમે જઇને રે; વે'લા આવજો ગોકુળ ગામ, કે તતપર થઇને રે.

## પદ ૧૫ મું.

ધન્ય ગુરુ ધન્ય દેવતા, જેણે સત્યનો મારગ આપ્યો જી;
ચોરાશીનો ફેરો ટાળ્યો, ગંગાજી ઘેર લાવ્યા જી. ધન્ય૦
પાંચ પોળ ને નવ દરવાજા, નગ તે સુરને નિરખ્યા જી;
દશમે મેલ નિરંજન બિરાજે, અખંડ ભયા અજવાળા જી. ધન્ય૦
માન સરોવર સભર રસ ભરીયા, માંહિ છે મુક્તા મોતી જી;
ખગ પાવસ ને પાયે નહીં ને, હંસ લેશે ગોતી જી. ધન્ય૦
ત્રિવેણીના તિરથ ઉપર, મોહન મોરલી વજાડે જી;
હરિ ચરણે હરિદાસ ગાવે, રણછોડ માન મિલાવે જી. ધન્ય૦

## પદ ૧૬ મું–સાખી.

લટપટ ઘુંઘટ રાધિકા રે, લટપટ બાળે વેશ;
લટપટ રાધેના નાથને, ત્રિયા આવે છૂટે કેશ.
સખી ચાલો વૃંદાવન જઈયે, હનીહરિ માથે મહીની મટુકી લઇયે. સખી ચાલો
પહેરો શણગાર સારે શરીરે, હનીહરિ ચાલો જમના તીરે. સખી ચાલો
જોવા જાદવને જમનાને ઘાટે, હનીહરિ ગોપી રોકી મથુરાની વાટે. સખી ચાલો
રણછોડનો સ્વામી૦ રંગી, હનીહરિ મ્હારા જન્મ જન્મના સંગી. સખી ચાલો

## પદ ૧૭ મું.

અજ્ઞાનીના ઉધારે રે, આ તો તેં શું રે કર્યું;
મારા સાળા મૂર્ખા રે બુદ્ધિ તારી ક્યાં બળી, હરિ હીરા મેલીને વોહોર્યો સંસાર. અજ્ઞાનીના૦
હાંડકું તારું ફૂટ્યું રે, આંખે આંધળો થયો રે, વિસારીને બેઠો તું દિન દયાળ;
ગપોડાને હાંકે રે બાધા ગામના રે, માથે ના ભમતો દીઠો કાળ. અજ્ઞાનીના૦
મનુષ્યા દેહ માંથી રે, મેળવી તેં ધૂળમાં રે, હસ્યા ઉપર ઘાલી હામ;
જાણતીને વળા રે, સર્પ આડોસે ન આવીયો રે, તારી માની કૂખે ન દીધો ડામ. અજ્ઞાનીના૦
અગાને સમ્બન્ધી રે, બેઠાં તુને બોળવા રે; તરવા ત્રિકમ નામ સમ્ભાળ;
ચટકુંને લાગ્યું રે, ઝટપટ જાગની રે, કહેવું તુને ગાફલ રહ્યો ગુમાર. અજ્ઞાનીના૦

ડહાપણીયું તેં ડોલ્યું રે, સ્વાર્થ સંસારનું રે, પરમાર્થની ન જાણી પેર;
રણછોડ કહે છે રે, રાંડના તું ચેતજે રે, વધો તું ભવસાગરની લ્હેર. અજ્ઞાનીના૦

પદ ૧૮ મું.

આજ દીવાળી સરખું રે દીસે, હરિ મ્હારા હૈડામાં રે હીસે;
છૂટી ખાણ ચાર એક વિશ, તો સાંભળ સહિયર વારના રે.
આંગણે મોતિના ચોક પૂરાવું, હરિ કુંમ કુંમ છડા દેવડાવું;
જલદ ઝળહળ તોરણ બંધાવું, તો મોહન મંદિર મહાલતા રે.
તુરત ભરી ભરી સન્મુખ જોતી, નયણામાં નરહરને પ્રમતી;
ખાંણુડી(?) મણી માણેક મોતિ, તો ખોતી ભવ સંસારનેરે.
અસનપણુમાં હું કાંઐ ન લેહેતી, પ્રત્યક્ષ પ્રભુને પરોક્ષ જ કહેતી;
સાચી સહીયરોના શબ્દ ના સહેતી, તો વહેતી બાલ વિહારમાંરે.
બાલપણાની બાલી રે વૃત્તિ, સરખી સહિયરોમાં હરતી ને ફરતી;
ડાહ્યાં ડલગા ડહાપણમાં ભરતી, તો ચહેન ફર્યા મારા અંગનાં રે.
મહાસુખ પામી શામળિયાની સાથે, હાવે નહિ બીહુ લોકડીઆંની વાતે;
ઢોલ વગાડી થયું વિખ્યાત, તો સુખ પામી શામળિયાના સંગમાં રે.
જગતની વધન રહી નહિ મારે, સંસાર સાગર ઉતરી પારે;
જન્મ સફળ થયો અવતારે, તો ગર્ભની વેદના વામતાં રૈ.
રણછોડના સ્વામીની સંગે રમતાં, ભાગી રે ભ્રાંત બ્રહ્માંડમાં ભમતાં;
જ્યાંથી ઉપન્યાં તાંહાં જઈ શમતાં, તો પુરુષોત્તમને પહોલતાં રે.

પદ ૧૯ મું.

અલબેલા આવો રે, આજ મારે આંગણે રે, કાં અતડા થઈ રહ્યા છો આમ;
આવડો શો આંટો રે, અમો અબળા ભણી રે, જુઓને વિચારી સુંદર શ્યામ. અલબેલા૦
જેવું જે હોય રે, તેવું પૈડું પાળિયે રે, આવી ન હોય રાજ તમારી રીત;
પૈડા પેરે રે, હરિ નીત ચાલિયે રે, જહાં બાંધી હો રાજ રૂડી પ્રીત. અલબેલા૦
અવગુણ અમારા રે, મનમાં ના આણીએ રે, તમે છો ગરવા ગુણભંડાર;
અધવચ મેલે રે, જે હોય અધુરડા રે, પૂરા નર પમાડે પાર. અલબેલા૦
જે સેવીને જાણે રે, તે સેવા કરે રે, થઈ રહ્યા જાણ આગળ અજાણ;
રણછોડ કહે છે રે, કરજોડી કરી રે, ચિત્તમાં ધરજો ચતુર સુજાણ. અલબેલા૦

---

# ભાઈશંકર.

—-ααααααααα—

## લક્ષ્મી પાર્વતીનો સંવાદ.

### સાખી.

એક દિન વિષ્ણુ ઘેર નહિ, લક્ષ્મી કરે વિચાર,
પ્રીતે જાઉં પાર્વતી કને, તો પ્રેમ વધે અપાર.
સિંધુ સુતાએ પાએ ધરીયા, લક્ષ્મી ને પાર્વતી મળીયાં
દેખી હિમ તનયા ઉલાસે, ચળી આવ્યાં લક્ષ્મીની પાસે;
ત્યારે કહે વિષ્ણુની રાણી, સુણો તમે પાર્વતી શાણી

### સાખી.

લક્ષ્મી—ભગી ભીખારી ક્યાં ગયો, રાખ તણો ચોળનાર,
કૈલાસે રહ્યો એકલાં, કું' દહાડાનો કાઢ્યો ઘરમાં'ર.
એના શું પાર્વતી નડીયાં, લક્ષ્મી ને પાર્વતી મળીયાં.
પાર્વતી ટેરો નહિ સારો, ભોળાને ભૂખે શીદ મારો,
તેની તો ખબર થઈછે અમને, એવું નવ કરવું ઘટે તમને

### સાખી.

પાર્વતી—કાળાને ક્યાં મોકલ્યો, કામણ ટુમણ કરી,
નાટક ચેટક નાથને કર્યું, તારા જેવી કોણ પેટભરી,
પ્રભુના પેટમા ઉતરીયા, લક્ષ્મી ને પાર્વતી મળીયાં.
જે દા'ડાનો ગાંડો કરીયો, ઘેર ઘેર ગોકુળમા ફરીયો,
ખાય છે ગોપીની ગાળો, નિત્ય નિત્ય નાચે નંદલાલો.

(સાખી) ભીખ માગી બ્રાહ્મણ તણી, જુઠા બોલો ને ધૂતારો,
માખણ માટે મહીયારીનો માર ખાધો, એથી બીજો કોણ ભીખારો,
એટલે દધી સુતા ડરીયા, લક્ષ્મી ને પાર્વતી મળીયા.
મામી પુતનાને મારનારો, વા'લાનો વેરી કથ તારો;
કહેતાં આવડે તો કહીયે, નહિ તો ડાહ્યા મા થઈયે

### સાખી.

લક્ષ્મી—રાખ ચોળે રોખડો, ઉભો રહી શંખ ફુંકે,
વરવો, વ્યસની વેરાગડો, એમે ચર્મ સૂકે,
તેને તમે શુ જોઈને વરીયાં, લક્ષ્મી ને પાર્વતી મળીયા

ભૂતડા ભૂતોમાં રે' છે, સાંઢીયુ સડેલું સંગ લે છે;
ભગી નિત્ય પીએ ભાંગ લોટા, આખીનાં લક્ષણુછે ખોટાં.
(સાખી) ડાકણુ સાકણુ સંગ લેઈ, આખી રાત જાગે;
ઝાંપડા સરખો જોગટો, ઝોળી વાળી માગે.
પેટ તો કોઈનાં નવ ભરીયાં, લક્ષ્મી ને પાર્વતી મળીયાં.
નાગો વાળે નાગની લંગોટી, મુડદાંપર કરનારો રોટી;
પુત્રને મારી લાભ લેવો, વા'લાનો વેરી એથી કેવો ?

**સાખી.**

પાર્વતી—લક્ષ્મી અહંકાર આણો નહિ, વિચારીને બોલો બોલ;
ભૂધરે માર્યો ભાણુજો, તે દાંડાનો ગયો છે તોલ.
દુર્બળ થઈ આહીરમાં ફરીયા, લક્ષ્મી ને પાર્વતી મળિયાં.
ભાગ્ય ભગવતનુ જાગ્યું, છુછુ રીંછડીનું સારું લાગ્યું;
કંસની કુબ્જાને મોહ્યો, ગોપીનો માર ખાઈ રોયો.

**સાખી.**

લક્ષ્મી—સ્વામી મારાની સામગ્રી, ભોગવે ભોળોનાથ,
હું કહીશ જઈ કૃષ્ણને, કઢાવું કૈલાસથી ઝાલી હાથ.
આવડાં શા ઉપર મદ ભરીયાં, લક્ષ્મીને પાર્વતી મળિયાં.
દિગંબરને દેશવટો દેશે, નાસતાં ભૂમિ ભારે પડશે;
* * * ત્યારે તારો મચ્છર ઉતરશે.

**સાખી.**

પાર્વતી—ફૂલી ફૂલારો શું કરે, લક્ષ્મી લાજ નહિ લગાર;
કાળો કાળી કામળી ઓઢીને, શું કરશે ઢોર ચારનાર.
તોએ ચતુરનાં ચિત્ત હરીયાં, લક્ષ્મી ને પાર્વતી મળિયાં.
નાથ મારો નટવરને નડશે, વૈકુંઠે ગે'તાં વેળા પડશે;
કપાલી કોપી બળ દાખે, વૈકુંઠને બાળી કરે રાખે.

**સાખી.**

લક્ષ્મી—લક્ષ્મી વરે ફાગણુ લીયો, શભુને દીયો શ્રાવણુ માસ;
ફાગણે ફુલે સૌ વનસ્પતિ, શ્રાવણે સરવડાંની આશ;
રાધા કૃષ્ણુ રમે રંગ ભરીયાં, લક્ષ્મી ને પાર્વતી મળિયાં.
ફાગણે નરનારી રંગ રેડે, મહીયરથી વરવહુને તેડે;
મળી નરનારી ખેલે હોળી, ભેગી જેમ સજ્જનની ટોળી.
(સાખી) શ્રાવણે બહુ શા શાં પડે, મેઘ પડે મૂશળધાર;
કાજ્વમાં કોણુ નીકળે, ઘરમાં રહે નર નાર;
ઝરમર ઝરમર નીર ઝરીયાં, લક્ષ્મી ને પાર્વતી મળિયાં.

શ્રાવણે સુતું સારુ લાગે, ઘેર ઘેર માગણુ તો માગે;
નદી નાળે બહુ પાણી આવે, ભોગીને તો રોગ બહુ થાએ.

સાખી.

પાર્વતી—ફાગણે ફાળ ઘણી પડે, લૂ કારમી વાય;
ઘેર રહ્યાં ઝાડાં ઘણા કાઢતાં, ભુંડુ બોલતા જાય.
ધૂળ ઉરાડે દે ગાળીયાં, લક્ષ્મી ને પાર્વતી મલિયાં.
લાજ મૂકે સુકુળની નારી, ખોટા ખ્યાલ કે'છે ઘરબારી;
વ્રજનાથ વિભીચારી, કપટ કરી છેતરે છે નારી.

(સાખી) શ્રાવણ માસ સોહામણો, સ્નાન કરે નર નાર;
શિવ પૂજન સુખે કરે, પામે પુત્ર પરિવાર;
દુઃખ દૂર રહે સૌ ડરીયાં, લક્ષ્મી ને પાર્વતી મલિયાં.
પુજાઓ પુરુષને વા'લી, નિત્યે વાદળાં આવે ચાલી;
રંગ પચરંગી થાય આભે, ખેડુને ખેતીનો લાભે.

સાખી.

લક્ષ્મી—ભગવા ભેખ ધરી તુ લંગટી, મુજ નાથને કહે વિભીચારી;
મોહની કેડે મા'દેવ દોડ્યા, ગઈ લંગોટી નીસરી;
ત્રેહ થકી તો વીર્ય ખરીયાં, લક્ષ્મી ને પાર્વતી મલિયાં.
જટા તો ઝટ ગઈ છૂટી, રૂંઢની માળા ગઈ તૂટી;
સાંઢીયું તરત નાઠું દોડી, મિથ્યા મહાદેવ મુઆ દોડી.

સાખી.

પાર્વતી—ભરવાડણ ભુંડી ઘણી, નટવર કેરી નાર;
છાશ પીને છકી ગઈ, ભાઈ તણી મારનાર;
પીએરના પાધર તેં કરીયાં, લક્ષ્મી ને પાર્વતી મલિયાં.
જાલંધરને મરાવી, ભમતી ભમતી ક્યાંથી આવી;
વળી હું આઘે શું દોડું, માટીનું ગમતું નથી મોહુ.

સાખી.

લક્ષ્મી—ઉમા ઉછાછળાં શું થાઓ છો, અતર વિચારો આપ;
મહાદેવને માંધા કરી, મરાવ્યો પોતાનો બાપ;
સતી થવા સારુ તમે બળિયાં, લક્ષ્મી ને પાર્વતી મલિયાં.
ભાઈનુ મે'ણું મુને દીધું, તેથી તેં ઓછું શું કીધું;
શત્રુને મેલ્યા વનમાં કાઢી, ચોરી ખાઈ ચતુરા થઈ જાડી.

સાખી.

પાર્વતી—પાર્વતી કેદ હુડી તું મુજ તણી, હું તારી સરદાર;
ભંડારી ધાવું બેપિરે, ના ખસવા દેઉં લગાર;
એવાં તો હમે બહુ બળીયાં, લક્ષ્મી ને પાર્વતી મલિયાં.
મારે કલંક ના આવું, જ્યાં મોકલું ત્યાં પડે જાવું.
મહાદેવે માંગી કરી જ્યારે, જગતમાં જશ વાધ્યો ત્યારે.

સાખી.

લક્ષ્મી—પાર્વતી તું પેટ ભરી મારી, હાજરીમાં રહે હજૂર;
હું બેઠી પૂજાઉં છું, તું ઉચકનાર મજૂર;
એમ બેહુ ડાચે તો બળીયાં, લક્ષ્મી ને પાર્વતી મલિયાં.
ગંગા વિષ્ણુની ઉપાસી, તેણે તને રાખી કરી દાસી.
પાર્વતી કહે ત્રિશૂલ મારુ, લક્ષ્મી કહે હું ચક્ર ધારું.

(સાખી) ઝગડો ઝાઝો જોઈને, દેવ સહુ ગભરાય;
બંને દેવી લઢી પડે, તો છત્ર આપણો જાય;
આવ્યાં દેવી દેવ આશા ભરીયાં, લક્ષ્મી ને પાર્વતી મલિયાં.
ઇંદ્ર હાથ જોડી નમતો, બંનેનો કોપ નથી શમતો.
બ્રહ્મા કહે ભાન ગયું મારુ, હરિ હર આવે તો સારું.

સાખી.

શંકર કહે શ્રી હરિને, સોકટ ફજેતો થાય;
ઉમા હઠ મેહેલે નહિ, તો ટેક આપણો જાય;
શંભુએ સતીને વારીયાં, લક્ષ્મી ને પાર્વતી મલિયાં.
પાર્વતી હું તમને વારું, હરિ આગળ જોર નથી મારું.
કેશવ કોપશે તો મેલશે કાઢી, જવું પડશે નંદી દોડાવી.

સાખી.

કેશવ કહે કપાલી માહબળિયો, નથી માહરૂં જોર;
વાંકો ચુકો હું હીંડું, તો કરે પાંસરો દોર;
જ્યારે સિંધુ સુતાને વારીયાં, લક્ષ્મી ને પાર્વતી મલિયાં.
લક્ષણવંત લક્ષ્મી તમને વારું, હર આગળ સૌ ફેરા હારું.
જોગી સહુ ઝુંટાવી લેશે, રાનો રાન રખડવું પડશે.

(સાખી) હરિ કહે તમે સાંભળો, હવે ભેગાં નવ થાય;
શ્યામ સતીને વારજો, જે લાજ લોકમાં નવ જાય;

મન બેહુનાં આનંદે ભરીયાં, લક્ષ્મી ને પાર્વતી મળિયાં.
વિઠલે જઈ કર્યો વૈકુંઠ વાસે, કપાલી તો રહ્યા કૈલાસે.
શંભુ શિખામણ દેજો સારી, હું પણ વારીશ મારી નારી.
(સાખી) જાૂદા જનો જાૂદા ગણે, લક્ષ્મી પાર્વતી એક આકાર:
લક્ષ્મી ઉમાને જે ભિન્ન ગણે, તે આપે હોય ગમાર;
ભેદ ગણે તે ભુડાં ગણીયાં, લક્ષ્મી ને પાર્વતી મળિયાં.
લડાઈ લક્ષ્મી સતીની ગાશે, મોક્ષ થઈ વૈકુંઠે જાશે.
ભાઈશંકરદાસ છે તમારો, પ્રભુ મને આધાર છે તારો.

---

# રાજે ભકત.

## શ્રીકૃષ્ણનો રાસ.

### સાખી.

કહે રાજે રંગ ઉપન્યો, હૈડે હર્ખ અપાર;
વેણુ સુણી વા'લા તણી, તાંહાં વિરહ પામી વ્રજનાર.

### કડવું ૧ લું—ચાલ.

તાંહાં તો વિરહ પામી વ્રજનાર, માંહો માહે કરે રે વિચાર;
ચાલોની જોવા જઈએ, સખી સર્વે શાતરાં થઈએ.
રુડી શરદ પુનમની રાત, રમતું શામળિયા સાથ;
કાલિંદ્રી જમનાં પાસ, શામળિયે તે માંડ્યો રાસ.
મોહન મુખે મોરલી વાજે, તેની ધૂન ગગનમાં ગાજે;
વન વીણા વાહે વનમાળી, તાંહા જોવાને સહુ ચાલી.

### સાખી.

જોવા જાદવરાયને, જે જેમ તે તેમ ધાય;
કહે રાજે મન કયમ રહે, ત્યાં રંગ ઘણેરા થાય.

### કડવું ૨ જાું—ચાલ.

તાંહાં તો રંગ ઘણેરા થાય, કેમ મંદિરમાં રહેવાય;
ચાલોની જઈએ એ'ની, હાવે લાજ ન ગણવી કેની.
કેણે અવળા સજ્યા શણગાર, મન શોભે નહીં લગાર;
કેણે હાર ભરાવ્યો હાથે, કેણે કંકણ મે'ર્યુ માથે.

કેણે કુંડળ પે'ર્યાં ચરણે, કેણે નેપૂર ધાર્યાં કરણે;
કેણે એક જ આંજી આંખ, તે તો વાંસલડીનો વાંક.
કેણે અવળી પહેરી ચોળી, મળી ઠામ ઠામથી ટોળી.

સાખી.

એમ અબળા વ્યાકુલ થઈ, મુકી કુળની મામ;
કહે રાજે રંગ ઊપન્યો, હાવે હાથ ન લાગે કામ.

કડવું ૩ જું-ચાલ.

હાવે હાથ ન લાગે કામ, જોવાને સુંદર શ્યામ;
કેણે ભોળવીઆ ભરથાર, કેણે છોડ્યા તે સહુ વહેવાર.
કેણે મેહેલી તે કુળની લાજ, તે તો ત્રીકમ તારે કાજ;
એક રોકી તે રાખી રામા, સહુ પહેલી તે પો'ચી શ્યામા.
એક નહાતી ઉઠી ચાલી નાર, તેને લાજ નહીં લગાર;
વૃંદાવનમાં લાગી લા'ર, જાણે હરણીની છુટી હાર.
દોડતી તે શ્વાસ ન ખાય, હાવે જે જેમ તે તેમ ધાય.

સાખી.

પો'ચી પરમાનંદને, સઘળી સહીયર સાથ;
કહે રાજે રુડું થયું, હાવે નયણે નિરખ્યા નાથ.

કડવું ૪ થું-ચાલ

હાવે નયણે નિરખ્યા નાથ, વા'લાયું તે કીજે વાત;
મુખ દેખીને મોહજ પામી, સહુ ત્રેહની વેદના વામી.
દેખીને દેવ મોરાર, હઈડામાં તે હરખી અપાર;
અમો આવ્યાં છઉં હાવે, વા'લા રાસ રમાડો ભાવે.
પ્રભુ પૂરો તે મનની આશ, આજ રમવો તે રંગ વિલાસ;
એમ રૂડો તે રંગ રમાડો, વા'લા આંક વાળોની આડો.

સાખી.

વેણુ સુણી વિનતાતણાં, વિઠ્ઠલ બોલ્યા એમ;
કહે રાજે આ રાતમાં, તમો હર્ઈયાં આવ્યાં તે કેમ.

કડવું ૫ મું-ચાલ.

તમો હર્ઈયાં તે આવ્યાં કેમ, નરે મૂક્યાં કે લીધો નેમ;
જેરે પરણ્યો તે લેશે પેર, ત્યારે કેમ જવાશે ઘેર.
શિખામણ માનો મારી, ઘેર જાઓ સકળ વ્રજનારી;

એમ લાજ લોકમાં લાગે, પછી ભાર તમારો ભાગે.
એમ રાખો ધણીશું ધ્યાન, એમ મૂકાશે જો માન.

સાખી.

મોહને મુખ એમ ઓચરે, નીચું ભાળે નાર;
કહે રાજે આ રાસમાં, હાવે ઓછો એ અવતાર.

કડવું ૬ ઠું–ચાલ.

હાવે ઓછો એ અવતાર, મુખ બોલે નહિ મોરાર;
અમો આતુર થઈને આવ્યાં, પણ ભૂધરને નહિ ભાવ્યાં.
હમો તો આવ્યાં વનમે, એના ન આવ્યું મનમે;
હાવે સહિયર શી પેર કરવી, મન ઘેર ગયાની ધરવી?
જો પાછા જઈએ ઘર, ત્યારે નિસરવું નો'તું ઘર;*
હાવે તન તજીએ તે સારૂ, ત્યારે સહિયર કેહ સહુ વારૂં.

સાખી.

ગોપી કહે ગિરધર સુણો, મનમાં મોટી આશ;
રાજે રીજ્યા નાથજી, કહે રંગે રમાડો હરિ રાસ.

કડવું ૭ મું–ચાલ.

રંગે રમીએ તવ રસીયો બોલ્યા, સખી સર્વે પાથરે ખોળા;
ગોપીના મનની આરત જાણી, વૃંદાવનલીલા બેકા ઠાણી.
હાવે રજની કીધી ખટમાસ, રમવાની રંગ વિલાસ;
તાંહાં તાલ પખાજ જ વાજે, તાંહાં સુંદર શ્યામ વિરાજે.

સાખી

વૃંદાવનની કુંજમા, વાગે વીણા રસાળ;
કેહ રાજે હરિ રાસ રમે, નૃત કરત ગોપી ગોપાળ.

કડવું ૮ મું–ચાલ.

રમે ગોપી ને રે ગોપાળ, તાંહાં દીસે તે ઝાક ઝમાળ;
તાંહાં તુંબરુ આપે તાલ, તાંહાં રૂડો તે રંગ રસાળ.
હાવે રંગ ભર્યો રણછોડ, દેખીને પોહતાં મનનાં કોડ;
નૃત કરત નારી ને મોરાર, ત્રિકમનું વાધું તેજ અપાર.

સાખી.

તેજ ત્રિકમનું જોઇને, હૈડે હરખ ન માય;
આ રંગ રાજે મૂકતાં, કોનું મન મુકવા ન થાય.

---

*પ્રથમથી

કડવું ૯ મું–ચાલ.

મૂકવા મન કોનું નવ થાય, તાહારી શરમે જદુરાય;
આવી સર્વે દેવતા ભાળે, તાંહાં ઈંદ્ર વિમાન ન હાલે.
કરજોડી રહ્યો તાંહાં કામ, આધીન થાયે તે ઠામ;
ત્રિકમનું દેખી તાન, મુનિ જનનાં તે ચુકયાં ધ્યાન.
તાંહાં શંકર આવ્યા ઊઠી, બ્રહ્માની તાલી ચૂકી;
મોહ્યાં ધરતી ને આકાશ, મોહ્યા મેરુ પર્વતકૈલાસ.

સાખી.

જે જુએ તે ઝુવડા, સર્વે પામે મોહ;
આ રંગ રાજે ભાળતા, તરપત ન થાયે કોય.

કડવું ૧૦ મું–ચાલ.

હાવે તરપત ન થાએ રે કોઈ, રહ્યાં પશુ પખી સહુ મોહી;
મોહ્યા મોર કળા બહુ માંડે, ગઉ ધાવતાં વાછરુ છાડે.
મોહ્યા શશી સૂરજ ને રે તારા, સ્થિર થઇને રહ્યા રે બિચારા;
મોહ્યાં જમનાં જળ જેહ, સ્થિર થઈ ન વેહતા તેહ.
મોહ્યાં માંકલડાં મન માંહે, કૂદે નાચે તેહ ત્યાંહિ;
મોહી રહ્યું સહુ વૃંદાવન, ધન્ય ધન્ય રે જગજીવન.

સાખી.

ધન્ય ધન્ય દિન દયાળરે, પૂરે મનની આશ;
રાજે રંગ ઝામ્યો ઘણો, હાવે હરિ રમાડે રાસ.

કડવું ૧૧ મું–ચાલ.

હાવે હરિ રમાડે રાસ, અબળાની પૂરે આશ;
ગોપીને લાડ લડાવે, વા'લો કરણાનંદ જ કા'વે.
અબળા આનંદમાં ઝીલે, તેનું રોમ રોમ અંગ ખીલે;
દેખી તે લીલા લે'ર, કોઈ જાવા ન તાકે ઘેર.
એમ વાગે તે મોહનાં બાણ, તન મન વિંધ્યાં પુરશ પૂરાણ.

સાખી.

મનમાં મોહ ઉપજે ઘણો, સુખ પામી સહુ સુંદરી;
રાજે રંગ જામ્યો ઘણો, હાવે અંતરધ્યાન થયા હરિ.

કડવું ૧૨ મું–ચાલ.

હરિ અંતરધ્યાન થયા રે, ગોપીઓના પ્રાણ ગયા રે;
મનમાં રહી મોટી દાઝ, મને મૂકી ગયા મહારાજ.

એમ વ્યાકુળ થઈ વ્રજનાર, આંખડીએ આંસુની ધાર;
અબળાને ઉઠી જ્વાળ, 'શું કીધું સર્જનહાર.

સાખી.

ટોળે થઈ તાહાં ટળવળે, નાથ વિજોગે નાર;
રાજે રુધન ઉપજે, હાવે તજી ગયા ગોપાળ.

કડવું ૧૩ મું–ચાલ.

હાવે તજી ગયા રે ગોપાળ, અબળાને ઉઠી જ્વાળ;
દિનાનાથ ગયા મને મેલી, ગોપી ઢુંડે વન વન વેલી.
ગોપી વરખને પૂછવા જાય, કોઈએ દીઠા જાદવરાય ?
તરુવરને તતરું આણી, ગોપી ભેટે ભૂધર જાણી.
એ તો વરખ ન બોલે બાઈ, તમો શીદ રહ્યાં છો સાહી.

સાખી.

વન વન ઢુંડે વીનતા, કંઇએ નવ જડે ભાળ;
રાજે રડતાં સહુ રહ્યાં, હાવે વૃંદાવન્ મોઝાર.

કડવું ૧૪ મું–ચાલ.

હાવે વૃંદાવન મોઝાર, હાં રે રમતા તે દેવ મોરાર;
આપણુને તે મેલ્યાં ઉવેખી, કંઈ કુડા અવગુણ દેખી.
આગળથી તો લાડ લડાવ્યાં, વળતી તો વારુ રડાવ્યાં;
મોરલીમાં મોહ પમાડ્યાં, કેડે લેઈને કાંએ પછાડ્યા.
આપણુને ઉવેખ્યાં નાથે, રાધાજીને લીધાં સાથે.

સાખી.

રાધા મનમાં મોટમ કરે, જાણું દીનદયાળ;
રાજે રથી વ્રજનાથ કહે, તમે વળગો આણી ડાળ.

કડવું ૧૫ મું–ચાલ.

તમે વળગો એણી ડાળ, એમ વાહી ગયા ગોપાળ;
મોહનજીએ મેલ્યા રોતાં, રાધા હીંડે વન વન જોતાં.
શું કરુ હૈયુ ન ફાટે, ખોયું કંચન કાચની સાટે;
સખી સહુ આવી તાંહે, રાધા દીઠાં રડતા વન માંહે.
તું તો વા'લાને હતી વા'લી, વનમાં કાં એ મેલી ટાળી ?

સાખી.

દુખણી સહુ ટોળે મળી, રુદન કરે અપાર;
રાજે રુપણી રાધિકા, કહે પ્રાણ તજું નિર્ધાર.

કડવું ૧૬ મું–ચાલ.

હાવે પ્રાણ તજું નિર્ધાર, દેખીને દુઃખ અપાર;
એક ગોપી ગાલે ફસી, એક કેહ જુઓ મન વિમાસી.
એક જમનામાં ઝંપલાવે, એક કેહ કાં ઘેલી થાએ;
સખી સર્વે થાએ એમ ઘેલી, સારે કાંએ ન સમજી પેલી.

સાખી.

સહિયર સહુ ટોળે મળી, મનમાં વિચારી વાત;
પ્રેમ વિના નહીં પરકટે,* રાજેનો રસીયો નાથ.

કડવું ૧૭ મું–ચાલ.

રાજેનો રસીયો નાથ, હરિ હેતે તે આવે હાથ;
રાધાને કરો રણછોડ, સહુ ગોપી રહો કરજોડ.
એમ નાટક થઈને નાચો, જદુનાથને સર્વે જાચો;
આરાધો એક મંન, ત્યારે આવે જગજીવંન.

સાખી.

નાટક થઈ નાચે સહુ, નેહે ભરી વ્રજ નાર;
રાજે રહી ન શક્યા હરિ, ને પ્રકટ થયા મોરાર.

કડવું ૧૮ મું–ચાલ.

હાવે પ્રકટ થયા મોરાર, ભૂધરને ભેટે નાર;
એમ મળી રમાડે રાસ, અબળાની તે પૂરે આશ.
એ તો હરિ રાધાનો રંગ, સુણતાં સુખ થાયે અંગ;
જે કોઈ ગાશે નર ને નાર, તે તો છૂટશે ભવ સંસાર.
એ રાસ સંપૂરણ થયો, રાજેના મનમાં રહ્યો.

### પદ ૨ જું—ગરબી.

મોહનજી તમો મોરલા, હું વારી રે; કાંઈ અમો ઢળકતી ઢેલ, આશ તમારી રે.
જ્યાંહાં જ્યાંહાં ટહુકા તમો કરો, હું૦ ત્યાં અમો માંડીએ કાન, આશ તમારી રે.
મોર પીછ અમો માનજી, હું૦ વહાલા વન વન વેર્યાં કાય, આશ તમારી રે.
પુંઠે પલાયાં આવીએ, હું૦ તમો નાઠા ન ફરો નાથ, આશ તમારી રે.
મોરલીએ મનડાં હર્યાં, હું૦ વિસાર્યો ઘર વેહેવાર, આશ તમારી રે.
સંગ સદા લગી રાખજો, હું૦ રાજેના રસિયા નાથ, આશ તમારી રે.

### પદ ૩ જું—ગરબી.

જાતાં વળતાં વાટમાં, એમ દહાડી રે; નેણે બાંધ્યો નેહ, મારી માડી રે.
જોયા વિના કેમ જીવિયે, એમ૦ તું સાંભળ મનની વાત, મારી માડી રે.
રમતાં જમતાં સાંભરે, એમ૦ મને વિસરે નહિ મોરાર, મારી માડી રે.
મુખ દેખો મહારજી, એમ૦ રાજેના રસિયા નાથ, મારી માડી રે.

### પદ ૪ થું—ગરબી.

બોલી ઉઠ્યાં બાઈજી, વહુઆરુ રે; આવડી કાંહાં રે લાગી વાર, એ નવ સારુ રે.
સાથ મૂકીને કાંહાં રહ્યાં, વહુઆરુ રે; તમે એકલડાં વનમાંહ, એ નવ સારુ રે.
કહોની કારજ શું હતું, વહુઆરુ રે; વહુ મેં જાણી સઘળી પેર, એ નવ સારુ રે.
શામળિયાના સંગથી, વહુઆરુ રે; તમો ગવાશો જગમાંહી, એ નવ સારુ રે.
ચડ્યાં કલંક નહિ ઉતરે, વહુઆરુ રે; પછે કરશો કોટી ઉપાય, એ નવ સારુ રે.
રાજેના રસિયા નાથજી, વહુઆરુ રે; મારા પ્રાણ જીવન આધાર, એ નવ સારુ રે.

### પદ ૫ મું—ગરબી.

પારી જાઉં વિઠુલા, ઘેર આવો રે, હરિ હૈયાં ટાઢાં થાય, હસી બોલાવો રે.
શેરી વળાવી સજ કરુ, ઘેર આવો રે; હરિ ઉપર વેરાનું ફૂલ; હસી બોલાવો રે.
કહ્યું કરુ કા'નજી, ઘેર આવો રે; મારી વિનતિ માનો નાથ; હસી બોલાવો રે.
વાટ જુએ છે વીનતા, ઘેર આવો રે; તમે વિલમ કરો છો કેમ, હસી બોલાવો રે.
દયા કરી ડગલાં ભરો, ઘેર આવો રે; હું તો ભાવે ભામણાં લેઉં; હસી બોલાવો રે.
રાજેના રસીયા નાથજી, ઘેર આવો રે; હું તો લાગું તમારે પાય, હસી બોલાવો રે.

### પદ ૬ ઠું—ગરબી.

વાટડી જોતાં આવીઆ, સાહેલી રે; એનું મુખ જોવાને કાજ, લજ્જા મેલીરે.
મારા મનમાં હતું તે થયું, સાહેલી રે; હું તો ભાવે ભેટું આજ, લજ્જા મેલીરે.
પાથરણાં પીળાં પાથરું, સાહેલી રે; મારે જોવા મળ્યું સઉ કોઈ, લજ્જા મેલીરે.
ભાગ્યેગ જાગ્યાં આપણાં, સાહેલી રે; મન ગમતી કીજે ગોઠ, લજ્જા મેલીરે.
હસવા ને સાથે બેસવા, સાહેલી રે; તે મન માને તે કહે, લજ્જા મેલીરે.
રાજે સુખડલે સંતોકીએ, સાહેલી રે; પ્રભુ પૂરણ પરમ દયાળ, લજ્જા મેલીરે.

### પદ ૭ મું—ગરબી.

મારગ મેલો, માવજી! ઘેર જાઉં રે; મારે માથે મહીનાં માટ, ખોટી થાઉં રે
અમે સાથે સર્વે નિસર્યાં, ઘેર૦ અમે એકલડાં વન માંહ, ખોટી થાઉં રે
મારી સાસુડી છે રીસાળ, ઘેર૦ મારી નણદલ દેશે ગાળ, ખોટી થાઉં રે
મારો પરણ્યો પંથ નિહાળશે, ઘેર૦ મારી પાડોશણ પૂછશે પેર, ખોટી થાઉં રે
હેત હશે તો આવશું, ઘેર૦ તમો હવડાં મૂકો હઠ, ખોટી થાઉં રે
રાજેના રસીયા નાથજી! ઘેર૦ મારો પ્રાણ તમારી પાસ, ખોટી થાઉં રે

### પદ ૮ મું—ગરબી.

સાસુજી તમો સાંભળો, એ વાટે રે; મુને કહો છો આ વેણ, કહું તે માટે રે
અમ સાથ સાથે નિસર્યાં, એ વાટે રે; એક પૂછવા લાગી પેર, કહું તે માટે રે
એટલે સઉ ચાલી ગયાં, એ વાટે રે; હું પુંઠલ રહી ગઈ એમ, કહું તે માટે રે
નવ લખ ગાયો નંદની, એ વાટે રે; તેને વહેતાં લાગી વાર, કહું તે માટે રે
ગાયો તે ઓરભા કરે, એ વાટે રે; તેણે સામાં માંડ્યાં સીંગ, કહું તે માટે રે
કાંહાને કહું કહું કને, એ વાટે રે; તમો એનું લો છો નામ, કહું તે માટે રે
રાજેના રસીયા નાથજી, એ વાટે રે; તમો કરજો મારી સાહ્ય, કહું તે માટે રે

### પદ ૯ મું—ગરબી.

કામણ કીધાં કાનજી, હરિ અમને રે; હાવે હાથે લાગો શું કામ ? શું કહું તમને રે.
લાજ તજાવી લોકમાં, હરિ૦ હવે કંઈ ના સુજે વાત, શું કહું તમને રે.
એ સર્વે સાથ હવું અળખામણું, હરિ૦ હાવે ઘરમાં ના રેહવાય, શું કહું તમને રે.
કરી મેલ્યાં ચિત્ર સમા, હરિ૦ એમ વાગ્યાં મોહનાં બાણ, શું કહું તમને રે.
એ વિસાર્યા વેહેવારીએ, હરિ૦ મને લાગ્યું તમારું ધ્યાન, શું કહું તમને રે.
રાજેના રસીયા નાથજી, હરિ૦ તમે ભાવે દો દર્શન, શું કહું તમને રે.

### પદ ૧૦ મું—ગરબી.

મથુરામાં અવતર્યા, કાનુડા રે; પછે આવ્યા ગોકુળ ગામ, એવા ઠગ રુડા રે૦
ગોકુળ મેલ્યું રેલતું, કાનુડા રે; ગોપીને લડાવ્યાં લાડ, એવા ઠગ રુડા રે૦
તમો વિના રૂપ બ્રહ્મા થયા, કાનુડા રે; પછે રહ્યા જમનાં માંય, એવા ઠગ રુડા રે૦
ગોવાળાશું ગોઠડી, કાનુડા રે; પછે ઘેર જ ચારી ગાય, એવા ઠગ રુડા રે૦
માસીને મુક્તિ પમાડી, કાનુડા રે; મામાનાં છેદ્યાં મૂળ, એવા ઠગ રુડા રે૦
રાજેના રસીયા નાથજી, કાનુડા રે; તમો ભાવે ભજો ભગવાન, એવા ઠગ રુડા રે૦

### પદ ૧૧ મું—ગરબી.

ગોકુલમાં ગોવિંદજી, હરિ માણે રે; ગોવાળાં સાથે ગોઠ, મન નહી જાણે રે.
વૈષ્ણવ જનમા વિઠ્ઠલો, હરિ૦ સેવકની કરજો સહાય. મન નહી જાણે રે.

પ્રેમી જનમાં પરવરી, હરિ૦ વા'લે પૂરી મનની આશ, મન નહી જાણે રે.
હરિ જનને હૈડે વસી, હરિ૦ વા'લા પલક ન મેલુ નામ, મન નહી જાણે રે.
આહીરડામાં ઉછેરીયા, હરિ૦ વા'લો પીતો પ્યારી છાસ, મન નહી જાણે રે.
પ્રાત હશે તો પાતળા, હરિ૦ રાજેના રસીયા નાથજી, મન નહી જાણે રે.

પદ ૧૨ મું–ગરબી.

વાત કરો રહી વેગળા, સુણો વહાલા રે; દેખે દુર્જન લોક, આ શા ચાળા રે.
અમો વહુઆરુ વિઠલા, બાળે વેશે રે; ઉભવા કેમ રહેવાય, ઘેલા દીશે રે.
મહી માગો તો આપીએ, રહો અળગા રે; તમે શાને કાજે શામ, આવો વળગા રે.
દાણી ક્યા દીઠો નથી, આ વાટે રે; વહાલા નવી ચલાવો રીત, તે શામાટે રે.
તક જુઓ તો આંહાં નથી, મોરારી રે; તુને વેચીને આપુ દાણ, તેવી હુ નારી રે.
રાજેના પ્રભુ અતરજામી, જીવન જાણો રે, કરો વિચારી વાત, એમ ન તાણો રે.

પદ ૧૩ મું–ગરબી.

ત્યારે મોહન બોલયા માનુની, મહી આપો રે; રાખી ન રહે રીત, શીદ સંતાપો રે.
એકેક આપે નહી ઉગરે, મુને મહીકુ રે, તુ કઠણ કરે છે કાંય, હેલી હૈડુ રે.
આજ એક ધાર્યુ વાઠરૂં, એમ ગણીએ રે; હરિ મળે તો હેત, શાને હણીએ રે.
વેખા વેહાણી લોભણી, મેં દીઠી રે; આપી ટાળ ઉચાટ, બોલવે મીઠી રે.
રાજેના સ્વામી અતરજામી, તુંને મલિયા રે. સુકૃત તાહરાં આજ, સહેજે ફલિયાં રે.

પદ ૧૪ મું–ગરબી.

માત જશોદા મેં તમારી જાણી રે; માખણને માટે નાથ, બાંધ્યા તાણી રે.
નવલખ દુઝે નદને, ઘેર ગાયો રે; તુ કોહેનું ખાવા જાય, એહેવો ડાહ્યો રે.
અમારે ઘેર એક બે છે, કઢીયો રે; તેહેમાં સહુ વેહેપાર, હરિ દેહડીયો રે.
મન મોહોટાં શું કીજીએ, તે કહોને રે; પ્રભુ અમથી શી ઉપાધ, અળગા રહોને રે.
દાણીને પાણી નહિ પાઉં, હાવે રે; લુટી લેજો નાથ, વળી કો દાવે રે.
રાજેના પ્રભુ અંતરજામી, જાતાં રે; મારગ નહિ વેવાય, મોરલી વાહતાં રે.

પદ ૧૫ મું–ગરબી.

ગોવિંદ બોલ્યા એમ, સાંભળ ઘેહેલી રે, તુ ભાગી અમારું દાણ, જાની વહેલી રે.
માની તેમ માથે ચઢી, મહીયારી રે, વહેતા મેહેલે વહાણ, ન રહે વારી રે.
ઘણા દહાડાનુ દાણ, લેઉં ભરીને રે, નથી ચઢી કો વાર, હાથ હરિને રે.
નવી નિસરી વેચવા, અલેહેતી રે, આજ લગી કોણ ગામ, કહે કાં'રહેતી રે.
ગોકુળ ગામને ગાદરે, જે ચઢશે રે, ઉપજ નીપજ વાત, તેહેને જડશે રે.
હઠીલી હઠ મુકય, તુજને કહું છુ રે, તુ જાણે ત્યાંહાં પુકાર, હું આંહાં રહું છુ રે.
રાજેના સ્વામી અંતરજામી, એહેવા રે, મૂકે નહિ નિર્વાણ, કહાવે તેહેવા રે.

### પદ ૧૬ મું–ગરબી.

મારગમાં કેમ લુંટશો, હરિ અમને રે, કોઈ નથી પૂછનાર, કાંહાના તમને રે.
કપરાં કંસનાં રાજ, ખોલો જાણી રે, મોહન મથુરામાંહ, લઈશું તાણી રે.
મધ્યરાંતે નાઠા તે માધવ, ભૂલ્યા રે, જસોદાજીને ઘેર, જઈને ઝૂલ્યા રે.
રાજેના સ્વામી અંતરજામી, જાણો રે, નથી અમોને નાથ, તું અજાણ્યો રે.

### પદ ૧૭ મું–ગરબી.

ગોપી આજ ઉતારું નાદ, સઘળો તારો રે, તો તું જાણે નાર, પરાક્રમ મહારો રે.
કંસ કોણ લેખામાંહે, તું કહે છે રે, તેનો કેડું ઠામ, જોઉં કાંહાં રહે છે રે.
શશી ઉગ્યો તાંહાં અગીયાની શી શોભા રે, સિંહને દેખી શિયાળ કરે જેમ તોબા રે.
ત્યારે હસીને જોડ્યા હાથ, હરિની સાથે રે, પ્રભુ મહી લોને મહારાજ, આપું હાથે રે.
લોક લાજને કાજ, અવળું કહીએ રે, તમથી વાંકાં નાથ, કહો કયમ રહીએ રે.
રાજેના પ્રભુ અંતરજામી, જીવો રે, હરિ તમારે હાથ, પ્રેમ રસ પીવો રે.

### પદ ૧૮ મું–ગરબી.

ઓધવજી હરિને કહેજો રે એટલું રે, કહેજો સંદેશા રુડા રાખો નેહ;
પ્રીતડી કરીને રે જોની પીયુડા રે, અરે હરિ એમ ના દીજે છેહ. ઓધવજી०
તમે જે કહ્યું હતું રે અમો આવીશું રે, જો જો શામળિયા સત્યવચન;
હાવે જે ગોકુળ રે શાને સાંભરે રે, હાવે મથુરામાં માન્યું મન. ઓધવજી०
વાટડીને જોતાં રે વિઠ્ઠલ રાયની રે, વા'લા જોબનીયું વહી જાય;
તમો આવો રે કે અમે આવીશું રે, મંદિરે હરિ હવે નવ રહેવાય. ઓધવજી०
વસ્ત્ર વહાલા રે વિના અમે પહેરતાં રે, હવે અંગ ઓપે નહિ રે લગાર;
એવાં દુઃખડાં દેખીને રે સુખડાં સાંભરે રે, જ્યારે અમે રમતાં રસિયા સાર. ઓધવજી०
આજને અખાડે રે ચોહો દિશ ઉલટયો રે, ઉલટયાં વાદલ ને વળી વાય;
ગગન ગર્જના રે ઘોદશ થઈ રહી રે, મારે મંદિર નવ રહેવાય. ઓધવજી०
લજ્યા ને લોપી રે મેં તો લોકની રે, જોરે કંઈ ત્રીકમ તારે કાજ;
કહે છે રાજે રે રંગ તો રહે નહીં રે, હાવે મને દર્શન દો મહારાજ. ઓધવજી०

### પદ ૧૯ મું–રાગ વસંત.

આવે માસ વધામણાં, છબીલાજીને કરીએ છાંટણાં, આવે માસ०
વન કેસુર ફાલ્યો અતિ ઘણો, કોકીલા શબ્દ સોહામણો;
હું તો આ ઋતુનાં લેઉં ભાંમણાં; આવે માસ०
શણગાર સજે સહુ સુંદરી, લો અબીલ ગુલાલ ઓળા ભરી;
હાં રે એ આવે હસતા હરિ, આવે માસ०
હાં રે તું તો વે'લી થાની આજ રે, તારાં સરીયાં તે સઘળાં કાજ રે;
આજ રમતું તે મે'લી લાજ રે; આવે માસ०

આ રવમા સરખું થાય છે, તાંહાં તો મોહન મોરલી વાલા છે;
એવા દાસ રાજે ગુણ ગાય છે; આવે માસ૦

### પદ ૨૦ મું–રાગ કાફી.

મારું કેમ ચાલે ઘરબાર રે, નાવલીઓ નહાનો. ટેક.
વિદ્યાની તો વાત ન જાણે, બાળક બારે માસ રે; નાવલીઓ૦
બ્રહ્મચારીનાં લક્ષણ એનાં, ક્યાંહાંને ભોગ વિલાસરે; નાવલીઓ૦
પાંચ માસની પલવ બાંધી, કોહોની પૂરું આશરે; નાવલીઓ૦
નવ માસ નગરીમાં વીલા, પછી થયો પ્રકાશ રે; નાવલીઓ૦
રગી થઇને રમતો હીંડે, આવે નહીં અમ પાસરે; નાવલીઓ૦
એ વરથી અળગાં પડીએ તો, જંગલ થાએ વાસરે; નાવલીઓ૦
તારે મારે મળવું માંડ્યું, એમ થઇએ મન નાશરે; નાવલીઓ૦
રાજેના પ્રભુ અંતરજામી, મહીએર મારે જાશરે; નાવલીઓ૦

### પદ ૨૧ મું–રાગ કાફી.

રામજી શણગટ વાળે રે, લટકો લેખાનો. ટેક.
એમ ઉંચી માંડે આંખડી રે, નીચાં નેણ નિહાળ રે; લટકો૦
આડી અવળી મીટ ન માંડે, સામું જોઇને ચાલ રે; લટકો૦
ભરજોબન ને જોગમાં રે'વું, દુર્જન દેશે આળ રે; લટકો૦
આંખલડીના ચાળા કરતાં, માથે આવે ગાળ રે; લટકો૦
રાજેના પ્રભુ અંતરજામી, મીટી ન મીટે ભાળ રે; લટકો૦

### પદ ૨૨ મું–રાગ કાફી.

કલંક ચઢે શું કરીએ રે, કલીજુગમાં કુડા. ટેક.
વેરી વાત વધતી બોલે, અવળે વચને મરીએરે; કલીજુગમાં૦
બાઇજી મારી બોલડે બાળે, રોઈરોઈ આંખો ભરીએરે; કલીજુગમાં૦
દુર્જન લોક લવે છે તેમ તેમ, કાને કોહોનું ન ધરીએરે; કલીજુગમાં૦
જેમ પશુ પલકાવે પુંઠે, તેમ તણાતાં જઈએરે; કલીજુગમાં૦
રાજેના પ્રભુ અતરજામી, તમને જોઇને ઠરીએરે; કલીજુગમાં૦

### પદ ૨૩ મું–રાગ કાફી.

વૃંદાવનની વાટેરે, વા'લોજી મલીયા. ટેક.
જાતાં વળતાં આળ કરે છે, જમનાજીના ઘાટેરે; વા'લોજી૦
ભર જોબનમાં ચિત્તે જોયું, મન માન્યું તે ચોટે રે; વા'લોજી૦
માડી મન વેચાયું મારું, પ્રેમ પ્રીતને હાટે રે; વા'લોજી૦
લોભાયાં લોચનીયાં લોભી, અલબેલાને હાટે રે; વા'લોજી૦
રાજેના પ્રભુ અંતરજામી, કેમ છૂટીએ નાટે રે; વા'લોજી૦

### પદ ૨૪ મું.

હરિ આવ્યા છે દાવે, જાવા નહીં દેઉં દાવે. ક૦
ઘેરીને ઘાલીશ ઘરમાં, હું આંગણે ઉભી રે'શ;
જદુનાથજી જાશે ત્યારે, હું ઉત્તર જશોદાને દેશ. હરિ૦
શામળિયો સ્નેહામણો, પુઠ પાછળ કોણ ધ્યાય;
એવા નાથ હરેડડા કે, લીલું દેખે ત્યાં જાય. હરિ૦
પ્રેમના ભોગી પ્રભુજી, પ્રીતની જાણે પેર;
એવાં હેત ઓછાં જાણીને, આવતા નથી ઘેર. હરિ૦
શું કરીએ સંસારમાં, વિઠ્ઠલ વારો વાર;
રાજેના સ્વામી રસ ભર્યા, મારા પ્રાણ કેરા આધાર. હરિ૦

### પદ ૨૫ મું.

મારા ઘર પછવાડે કાનુડો તે, મોરલી શીદ વાહે;
મોરલી કેરા શબ્દ સુણીને, મુને નયણે નિંદ ના આવે. મોરલી શીદ વાહે
સ્વપ્નામાં શામળિયો દીઠો, મોરલીએ ચટકાવે;
લહેરે લહેરે જાય (મારો) જીવડો, કોઈ વિખડાં નવ વાળે. મોરલી૦
ગોકુળમાં ગોવિંદજી ગારુડી, ત્યાં મુજને લેઈ ચાલો;
રાજેના સ્વામી અંતરજામી, એક વાર ગોકુળ મહાલો; મોરલી૦

### પદ ૨૬ મું.

મને મહીઅર જોવાનાં કોડ, મારી સઇયેરો રે;
મને વહાલા શ્રી રણછોડ: મારી સઇયેરો રે.
સાસરીયું મને ગમતું નથી, તે તો લાગે કડવું વિખરે;
ડાહ્યા થઈને શિખામણ દે છે, મને તે રે ઘણેરું દુખ. મારી૦
સાસુ હમારી સાપણ સરખી, ને ડખે તતકાળ રે;
દુઃખતણાં દુઃખ કહોને કહીયે, એવી સાસરીયાની જવાલ. મારી૦
સસરો હમારો રાખસ સરખો, જેઠ જેવો યમ રે;
ન્હાનો દીયેરીયો તો મેણાં મારે, મારો પરણ્યો કરે ધમાધમ. મારી૦
દેરાણી તો દુશમન થઈને, જેઠાણી છત્રલેણ રે;
પેલી નણદલ કેરું મુખડું બાળું, તે બોલે કડવાં વેણ. મારી૦
સાસરીયામાં સુખ રે નથી, હમે દુઃખનાં દળણાં દળીયે રે;
રાજેના સ્વામી અંતરજામી, જેમ રાખે તેમ રહીયે. મારી૦

### પદ ૨૭ મું-થાળ.

તમે જમો તો જમાડું રે, જીવણ મારા;
વા'લા રે મારા આજ સપરમો છે દા'ડો, મારો હાથ આજ ઠારો રે. જીવણ૦

વા'લા રે મારા શીરો પૂરી કંસાર, માંહે ઘીની કરું ધાર રે. જીવણ૦
વા'લા રે મારા ખાજાં જલેબી ને લાડુ, જમો તો હૈડું ટાઢું રે. જીવણ૦
વા'લા રે મારા પહેરું કસુંબલ સાડી, લાવું ઘીની વાડી રે. જીવણ૦
વા'લા રે મારા જે જોઇયે તે માગી લેજો, કાંઈ ખાટાં મોળાં કેહજો રે. જીવણ૦
વા'લા રે મારા હાથે ન જમશો તમારે, કાંઈ આજ તો હમારે રે. જીવણ૦
વા'લા રે મારા આદું લીંબુનું અથાણું, માંહે રાયતું વખાણું રે. જીવણ૦
વા'લા રે મારા જમનાનાં નીર ભરી લાવું, કંઈ આચમન કરાવું રે. જીવણ૦
વા'લા રે મારા લવંગ સોપારી ને એલચી, કાંઈ બાસઠ પાનની પટ્ટી રે. જીવણ૦
વા'લા રે મારા દાસ રાજે ગુણ ગાય, કાંઈ જુઠણ આપે તો ધરાય રે. જીવણ૦

---

# કહાનદાસ.

## ગોવર્દ્ધન રાસ.

### સાખી.

વીણા સુણી હરિતણી, નંદ કરે વિચાર;
તત્ક્ષણ તેડાવીયા, ગોપને તેણી 'વાર.

### ચોપાઈ.

નંદજી કહે તે કરવો વિચાર, હાંનીહાં રે, ઈંદ્ર ઓચ્છવ કરવો અનોપ;
વળી એક વાત કહું રે અનોપ.

### ત્રિચાલ–રામગ્રી.

આ વાત કહું અનોપ રુડી, ગોપ સર્વે ચિત્ત ધરો;
રામ કૃષ્ણ સર્વે લેઈ કરીને, ગોવર્દ્ધન ઓચ્છવ કરો.
મોર પંખી થાય સુખીયાં, રળિયામણી શોભા ધરે;
જે ભજે ગોકુળ ગિરધર, અઘઓઘ સઘળાં પરહરે.

### પદ ૩ જુું-સાખી.

વેણા સુણી ગોપનાં, ઉચર્યો નંદકુમાર;
ઇંદ્ર થકી તમો શું બીહો, હવે ધીરજ ધરો નિર્ધાર.

### ચાલ.

હાંનીહાંરે ધીરજ ધરો નિર્ધાર, મળી સર્વે કરવો વિચાર.
હાંનીહરિ ઇંદ્ર તરણાને તોલે, નીગમ સમરથ સાખ બોલે

### ત્રિચાલ-રામગ્રી.

નિગમ સમરથ સાખ બોલે, અનેક ધર્મ ન અનુસરે;
ભક્તિનું ફળ કોયે ન પામે, અનેક દેવનો જે આદર કરે.
ગિરિવરને પૂજો પ્રેમ ધરીને, એ વિશ્વનો પ્રત્યક્ષ દેવ રે;
સામગ્રી સર્વે આહો ધરો, કર કાઢી લેશે તતખેવ રે.

### પદ ૪ થું-સાખી.

વેણુ સુણી નંદનંદનાં, અચરજ થયા સર્વે ગોપ;
હવે કોણ થકી બીહીએ, એક વાત સુણો અનોપ.

### ચાલ.

હરિ એક વાત સુણ અનોપ, સજાઈ કરે સર્વ ગોપ;
તરીયા તોરણ બંધાય, ત્યાં ઘેર ઘેર ઓચ્છવ થાય.
કરે રસોઇનો સામાન, મીઠાઈ મેવા ને પકવાન;
પેહેરે આભૂષણ શણગાર, સર્વ સજ્જ થયા નિરધાર.

### પદ ૫ મું-સાખી.

ગોકુળ સર્વે ઉલટયું ગિરિવર પૂજવા જાય;
વાજીંત્ર સર્વે વાજતાં, અંગે ઉલટ ન માય.

ચોપાઈ.

દીઠા ગિરિવરના અનેક રૂપ, કોણ માત્ર જ ઈંદ્ર ભૂપ
અતિ આનદ ઓચ્છવ થાય, વાધ્યો ગિરિવરનો મહીમાય.
વાજે તાલ પખાજ ને મૃદગ, સારગી ઝાઝર ને વાગે ચગ.
સર્વે જે જે તે મુખે બોલે, નહિ કોઈ દેવ ગિરિવર તોલે

પદ ૭ મું-સાખી.

ધન ધન શ્રી કૃષ્ણને, ધન' એ ગોવર્દ્ધન,
ધનધન એ વ્રજવાસને, નિયમ જપ તપ આનદ અગ.

ચોપાઈ.

હાંનીહારે આધ ગ્નાન ને કાશી, હાનીહા રે ત્યા હરિ પ્રકટ્યા અવિનાશી
હાની હારે નટવર ભૂધર મોરારી, ભજે એને ભેખ પીતાંબર ધારી.

ચાલ-રામગ્રી.

ભજે એને ભેખ ધારી, કૃષ્ણજી લીના કરે,
ચતુર્ભુજ કૃષ્ણ રૂપ દેખી, ગોપ ગોવાળા થેઇ થેઈ કરે
હાનીહારે ધૃણીએ ગગન ભેદ્યુ પાતાળ સર્વ ગાજી રહ્યુ,
સર્વે મુખથી ઓચરે, તે સુરપતિએ સરવે લહ્યુ

પદ ૮ મુ-સાખી.

તે સુરપતિએ સર્વે લહ્યુ, કોપ ચઢ્યો અપાર,
હાવે કોણ થકી બીજીએ, પ્રકટ્યા નદકુમાર

ચોપાઈ.

ત્યા પ્રગટ્યા નદકુમાર, મન ઈંદ્ર કરે વિચાર
બારે મેઘ તેડ્યા તેણી વાર, તેને વાત કહી નિરધાર
બારે એકઠા થઇને વરસો, મારી ગોકુળ જળ થળ ભરજો
ભલે વરસો મારા ભાઈ, ખણી ખોદીને પાડો ખાઈ

પદ ૯ મુ-સાખી.

મેઘને આપી આગના, વરસો સાત દીવસ રાત,
ગોકુળ સઘળુ રેલવે, તાહા નહીં રહે નિશાની માત્ર

ચોપાઈ.

હાનીહારે ગોકુળ નહીં રહે નિશાની, મઘવે એવી વાત મનમા આણી.
હાનીહારે સર્વે મળી બાધ્યો બધ, આવો લેવાને જઇએ સઘ.

રાગ-રામગ્રી.

સિંધુમાહે જઈ બાર મેઘ ચઢ્યા, વીર નીર ભરી ભરી,
આવી આંધી વરખ ઢઢોળ્યાં, ગડગડ્યો ગર્જના કરી.

ધનઘોર ઘટા ઘન વીજ ચમકે, વરસ્યો તે મુશળધાર;
શલ્ય સમાણાં બુંદ પડે, ત્યાં જળ વરસે અપાર.

પદ ૧૦ મું–સાખી.

વાગ્યે ગિરિ ચંભીયો, રહ્યો ચોરાસી ગાઉ માંહે રે;
ગોપી ગોવાળા વચ્છ ધેન, ભીંજને રહ્યા ગિરિને છાંહે રે.

ચોપાઇ.

તે તો રહ્યાં ગિરિને છાંહે, સર્વે ભે આણ્યો મન માંહે.
ગોપ ગોવાળા થર થર કાંપે, રખે ગિરિ પડે સૌને ચાંપે.
સરવે મેઘ વરખે નિરધાર, પૃથી પેખે નહીં લગાર.
હરિના કુમળા કર છે માંહે, ગિરિ પુષ્પ સમાન રહે તાંહે.

પદ ૧૧ મું–સાખી.

અંધકાર થઈ રહ્યું, ને દામની કરે ચમકાર;
એક પલક ઉઘડે નહીં, એમ વરખે અખંડ ધાર.

ચોપાઈ.

હાંનીહાંરે એમ વરસ્યો અખંડ ધાર, ત્યાં કોઈ દુઃખ ના પામે લગાર.
હાંનીહાંરે ગિરિ થાય તાતો અંગાર, જળ તેને સ્પર્શે નહીં લગાર.

ચાલ.

અકળ ગતિ ગોવિંદની, રાગ રંગ જુગલ ભુજા રાસ ખેલે;
ચરણે ઘુઘરી ઘમઘમે, જંગી ગિરિ સ્થંભીયો, કર ચોથે મોરલી અધર ધરે.

સાખી.

શેષ મોહ્યા પાતાળથી, રવિ ચંદ્ર ગગન માંહ;
કાનદાસ ગુરુ એમ ઉચરે, તે જોઇને અચરજ થાય.

પદ ૧૨ મું–સાખી.

પહેલે દિનકર પરહર્યો, દુજે આંગળી પર ગિરિ ધર્યો;
ત્રીજે નખપર રહ્યો ગોવર્દ્ધન, ચોથે ઉણુ ન પામે ભગવંત.

ચાલ.

દીન ચોથે ઉણા વિશેક, દિન પાંચમે મોરલી પાસેક.
દિન છઠ્ઠે તે મોરલી સ્વર, દિન સાતમે રહ્યો અધર.
બારે મેઘ વરપી પરવર્યા, ગોકુળના દોષ નિવાર્યા.
ફરી જુએ તે ગોકુળ માંહિ, પડી બુંદ ના દીસે તાંહે.
મેઘ વિનતિ કરે અપાર, પ્રભુ રાખો ચરણે આધાર.

કડવું ૧૩ મું–સાખી.

બારે મેઘ વરસી હારીયા, સાત દિવસ વીતીયા;
ઈંદ્રને પછી જઈ કહ્યું, એ હરિ કોણે નવ જીતાય.

## ચોપાઈ.

હાંનીહાંરે હરિ કોણે નહીં જીતાય, એ છે ત્રિભોવનો રાય.
હાંનીહાંરે ગોકુળ રાખ્યું મોરે, અમો રાય સુકયા વચન તમારે.

જેણે ગર્વ કર્યો તે હાર્યો, કોમે ક્રોધે કો નવ તાર્યો;
હાવે મેલીને ગયા આપ, તેને ત્યાં ના લોપે પાપ.

કડવું ૧૭ મું–સાખી.

વેણો સુણી હરિ તણાં, ઈંદ્ર થયો નીજ દાસ;
સામગ્રી સહુ લેઈને, હાવે રાખો ચરણ નિવાસ.

ચોપાઈ.

હાંની હરિ ફરી ચરણે ઈંદ્ર આવ્યો, વિધ વિધ સામગ્રી સહુ લાવ્યો.
હાંનીહરિ કંચન ગઉ વચ્છ સાથે, હીરા રત્ન લેઈ પૂજે હાથે.

ચાલ.

પૂજે કરીને હાથે ઈંદ્ર, જયમ વેદે વિધી કહી.
ચરણ પુજીને ચંદન ચર્ચે, કમળ મુખ નિરખ્યું હરિ.
પંચ દીપક પ્રકટ કરીને, કરે આરતી હાથે.
બ્રહ્માદિક તો પુષ્પે વધાવે, સકળ દેવ સંગાતે.

કડવું–૧૮ મું–સાખી.

મળ્યા ભેટી આનંદ સું, ઈંદ્ર ઈંદ્રાપુર જાય;
ત્રીભોવનનો રાજીયો, ફરી ગાંજ્યો કોઇનો નવ જાય.

ચોપાઇ.

ફરી ગાંજ્યો કોઇનો નવ જાય, એ છે ત્રીભોવનો રાય.
હાવે હાર્યો તે ઈંદ્ર કહેવાય, વળી જીત્યા તે જાદવરાય.
જઈ ઈંદ્રે કીધું રાજ, મેલી મોટમ સર્વે કાજ.
જે શિખે સાંભળે ગાય, તેનાં ભવનાં પાતક જાય.
હરિ ચરણે કા'નીયો દાસ, ગોવર્દ્ધન ગાયો રાસ.

---

પદ ૧ લું.

મધરાતને સમે માતા જશોદા, મન કલપે અપાર;
રખે સંહાર વળતો, તું પર્વત મેલ નિરધાર.
માતા જશોદાજી કે'છે કુંવરને, પર્વત મેલ ધરણી;
તારા વેદનો નહીં જાણું ભેદ રે, એવી હરિની કરણી.
લઘુવર વેશે હરિ છે નાંધડીયા, હજુ કુંઅર છે છોટો;
શેર અશેરનો હોય તો કહીયે, આ તો મેરુ ભાણુ છે મોટો.
ઘડી અદઘડી હોય તો કહીયે, રખે પર્વતને નાંખે;
કુંઅર કર છે રે કોમળ તાહારા, હરિ માતા કઈ પેરે સાંખે.

પરિશ્રમનો હું તો પાર ના જાણું, વિનતિ કરું શીષ નામી;
માતા જશોદા કે'છે કુંવરને, દાસ કા'નીઆના સ્વામી.

### પદ ૨ જું–રાગ કેદારો.

હાવે કુંવર કહે છે વાત રે, બીશો મા માતા;
અરે મને ભાર ના લાગે લગાર રે, હરિના ગુણ ગાતાં. બીઓછો શાને૦
પર્વત કર પર એણી પેરે રાખુ, જેમ ચકલીનો માળો;
ગોપી ગોવાળાને ધીરજ દેવાને, હારે તેને પુષ્પ સમાન ધારો. બીઓછો શાને૦
સબળ નૃત્ય કરે શામળિયો, રાસ રમે ગિરિને હેઠે;
માંહો માંહે વાત કરે છે, એ તો નંદજી કરે છે નેહે. બીઓછો શાને૦
પર્વતનુ મેં ધન ધન કીધુ, તે ધરણી મેલાવે;
દાસ કા'નીયાના સ્વામીનુ આ કામ, તે તો વાર બીજી નાહ આવે. બીઓછો શાને૦

### પદ ૩ જું–રાગ કેદારો.

હાવે માતા કહે છે' વાત રે, વિદ્યા કાંહાં શીખ્યો;
સહુ બળીયા ઉપર બળીયા રે, આજ તને મેં પ્રીછયોરે. વિદ્યા૦
સોલ સહસ્રનો ભેદ જ લઇને, આવ્યો તો મધરાતે;
પહેલા પ્રાણ માસીના શોષ્યા, અરે તમે દૈવને સંહાર્યાં હાથેરે. વિદ્યા૦
મથુરાથી ચાલી આવતાં રે, જમનાએ દીધો માગ;
મામા સાથે રણુજ રમીને, તમે નાથ્યો કાળી નાગરે. વિદ્યા૦
એની જન્મોતરીમાં લખ્યું હતું, વચન કહ્યુ ગર્ગાચાર્યે;
તે દહાડાની હુ વિસ્મય થઇછું, આજ પારખું દીઠું અપારરે. વિદ્યા૦
માતાના મનમાં પ્રીત જ ઉપની, પ્રેમે આલિંગન દીધુ,
કંઠ વાલી મુખ ચુંબન કરીને, માતાએ મન કર્યું મીઠુંરે. વિદ્યા૦
કાં જા ગોપી ગોવાળોને ધીરજ દેવાને કરવા લીલા રંગ.

એ અક્ષરને શિખે સાંભળે, પ્રેમ કરીને ગાય;
નિશદિન તેનું સ્મરણ કરતાં, વહાલા હરિ સરખા થાય રે. વિદ્યા૦
ઘણું ચાહો તો એહ જ ઇચ્છો, હેતે હરિ છે ગરવા;
રુદીયા પાટી જીભાચી લેખણ, દાસ કા'નીયાચા સ્વામી બેઠા ભણવા. વિદ્યા૦

---

## કૃષ્ણ જન્મ વધાઈ.

### સાખી.

શ્રાવણ માસ સોહામણો, અષ્ટમી ને બુધવાર;
મધ્ય રાત સમે રોહિણી, ચંદ્ર ઉદે જન્મ્યા મોરાર.

### ચાલ.

હાવે જન્મ્યા દેવ મુરાર, તેહેના તેજ તણો નહિ પાર.
હાવે પ્રકટ્યા દીન દયાળ, માતાજી મુખ નિહાળ.
શંખ ચક્ર ને ગદા માળ, કાને કુંડળ પદ્મ રસાળ.
માતાજી વિમાસે ત્યાંહે, અમે કારાગૃહની માંહે.
અમે શાં વિકર્મ જ કીધાં, રાય કંસે દુ:ખ જ દીધાં.
બાળક બોલ્યો તેણી વાર, ઉતારો યમુના પાર.
મુને ગોકુળ મહેલી આવો, તમે નંદ કુંવરીને લાવો.
જેણે હણ્યા તમારા બાળ, હું તો આવેશ તેહેનો કાળ.
દેવકીએ કંથ જગાડ્યા, દુ:ખ ભંજન કુંવર આવ્યા.
ઉઠ્યા વસુદેવ તેણી વાર, હર્ખી નિરખ્યાં દેવ મુરાર.
હાવે કેમ કરીશ કાજ. રાય કંસતણું છે રાજ.

એમ કહીને તે આસુ ઢાળ્યુ, શામળિયે તે સન્મુખ ભાળ્યુ.
ફરી બોલ્યા દીન દયાળ, હું કસતણો છુ કાળ.
અમે છોડાવા તુમને આવ્યા, તુમ કારણ દેહ ધરાવ્યા.

સાખી.

પૂછે પુરુષોત્તમ પ્રત્યે, વળી વળી વાસુદેવ;
પુત્ર થઈ પ્રકટ્યા પ્રભુ, તે કયા જન્મની મેવ

ચાલ.

હરિનારાયણ ઉછંગે ધરિયા, લોહ બધન તાલા રે ગરીયા.
રખવાળા નગરના જેહ, ઝીણા ઝરમર વરસે મેહ.
જોઈ ચાલ્યા રે રેન અધારી, સગે શામળિયો રે મુરારી.
વીજ ચોદશ ચમકે રે જોર, બોલે બપૈયા દાદુર મોર.
ઊંડા ગાજતહે ઘન ઘોર, તાહાં પવન ઝંકોલા સોર.
થર થર કપિત દેહા, ના ભીંજત સુદર ખેસા.
બહુ રક્ષા કરતો શેષ, તાંહાં આગળ શ્રી માહેશ.
યમુના તીર હરિ આવીયા, ઉછગે ત્રિભુવન રાખ્યા.
ધન વાસુદેવ મહા ભાગ, તાહા છત્ર ધરે શેષ નાગ.
હરિ હાવે છત્ર ધરે શેષ નાગ, યમુનાજીએ દીધો માગ.
યમુનાજીએ વહે જળ પૂર્ણ, પામવા તે હરિના ચર્ણ.
જળ પરસ્યાં તેણી વાર, ઉતરીયાં યમુના પાર
હરિ આવ્યા ગોકુળ માહે, કુવર પધરાવ્યા ત્યાહે.
હાવે શિખ માગીને ચાલ્યા, બાઈ પુત્ર તમોને આલ્યા.

તે તારો માર્યો નહિ મરે, તું કરેશ કોટી ઉપાય રે;
જો ત્રિભુવનનાભૂપ મળે તો, કોયે જીત્યો નહિ જાય રે.
તેહણે ચાર આયુધ દુષ્ટ, મારણ ધર્યાં છે નિર્ધાર રે;
તું અધમ શું હું હું કરે, તારો ઉતારશે અહંકાર રે.
તાંહાં એવી વાણી સાંભળીને, કંસ થયો નિરાશ રે;
જઈ પુતનાને પાયે લાગ્યો, કહે કહાનીયો દાસ રે.

## સાખી.

ગોકુળમાં હરિ આવીયા, ને ક્ષણું ના લાગી વાર;
હર્ખ્યાં નંદ યશોમતિ, એને ઉલટ અંગ અપાર.

## ચાલ.

હાં રે એને ઉલટ અંગ અપાર, ઘેર આવ્યા દેવ મુરાર.
હરિને પાંચે અમૃતે નવરાવ્યા, ઉછંગે લેઈ ધવરાવ્યા.
કુંમ કુંમ છડા દેવરાવો, ભલા મોતિએ ચોક પૂરાવો.
ગર્ગાચાર્ય ઋષિને તેડાવો, કુંવરનાં નામ રે જોવરાવો.
લાવો મુક્તા ભરીને થાળ, નામ પાડો શ્રી ગોપાળ.
હરિ કૃષ્ણ ને ગોવિંદ, મોહન કહાન ને બાળમુકુંદ.
ભગવાન ને ભગવંત, સોહા (?) લાલા ને જશવંત.
દયાળ દામોદર સ્વામી, વિરચી નાથ વિશ્વંભર નામી.
છે ત્રિભુવનનો સ્વામી, નારાયણ અંતરજામી.
એહેના નામતણો નહિ પાર, હરજી ને શ્રી મોરાર.
એહેનાં કરજો રે જતંન, હાથ આવ્યું છે જો રતંન.
હાવે અતિ ઘણું શું કહીએ, સેવક થઇને તે શર્ણે રહીએ.

ચાલ.

ભજો આણી મન વિશ્વાસ, ચર્ણે રહે રે કા'નીયો દાસ.
સાંભળો ને કહું એક વાત, જોયો શ્યામ થયું પ્રભાત.
પટુવા પાંચ તેડાવો ઘેર, રાતાં પીળાં ને લીલાં ઝવેર.
રેશમની દોરી મંગાવો, રંગત પાલણીએ બંધાવો.
તાંહાં મણિ માણક સોહરાવો, પાલણીએ રત્ન જડાવો.
તે ઉપર લટ મેહેલાવો, રૂડાં રંગ ફૂલ સુહરાવો.
કળી ટોડર ને ચંપેલી, બહુ રંગ ભાતની વેલી.

સાખી.

પાળણીયાં શણગારીયાં, ચીર ચંદવા બંધાય;
સામગ્રી બહુ રંગની, હરિને પાળણીયે પધરાય.

ચાલ.

હરિ હરિને પાળણીએ પધરાવો, ખૂપ ટોપી રે સોહરાવો.
ઉર સોહે મુક્તા હાર, કુંડળ મોતિ ને પરવાર.
સોહે સોનાનાં સાંકળિયાં, બાજૂબંધ ને માદળિયાં.
સોહે કસબી કંચન તોરા, હરિને રાખડલી કંદોરા.
નેપૂર ને ઝાંઝરી સાર, ચર્ણે ઘૂઘરુનો ધમકાર.
પહેર્યાં આંગળિયાં ઝરતારી, કુંવર આણ્યારે શણગારી.
આંજી આંખડલી અણિયાળી, હરિને નિર્ખે નેણ નિહાળી.
બાંધ્યાં પાળણિયાં પરસાલ, તાંહાં બિરાજે શ્રી ગોપાલ.
દેઈ પ્રદક્ષિણા પાયે લાગે, સેવા જન્મ જન્મ સુખ માગે.

પંચ તત્વકા બન્યા પીંજરા હાં, આ ખેલ દેખો ને નરખો;
પવન પુતળી રમે પ્રેમમાં, સુરતે. નુરતે નરખો. ગુરુ કોણે૦
પ્રેમકી ડગલીમાં જ્યોત જલતહેહાં, અંધેર મટીયો ઉન ઘરકા;
તેને અજવાળે ગગન સુઝે, ભેદ મલીયો ઉન ઘરકા. ગુરુ કોણે૦
કહે રવિદાસ ગુરુ સદ્ગુરુ સાચા હાં, મેં ગુલામ ઉન ઘરકા;
આ કાયાકી આશા મા કરશો, ચરખો નહિ કાંઈ સરખો. ગુરુ કોણે૦

### ગરબી ૧ લી.

મને મળિયા છે મોરારી રે પનઘટ જાતાં, મારી આંખલડી તો ઠારી રે, પનઘટ૦
વા'લાજી મારા ઓચિંતાની રે આવી ગોરી, જમુનાની તીરે હોડી રે, પનઘટ૦
વા'લાજી મારા આવી ઉભા છે મારી જોડે, બેહેડલીયું મારું ફોડે રે, પનઘટ૦
વા'લાજી મારા હાર હજારીનો તોડયો, મારો પહોંચો સાહીને મોડયો રે, પનઘટ૦
વા'લાજી મારી સાસુડી ઘેર સંતાપે, મારી નણુદી બહુ રંજાડે રે, પનઘટ૦
વા'લાજી મારા સ્વામી રવિદાસના છો રંગી, મારા જનમો જનમના સંગી રે, પનઘટ૦

### ગરબી ૨ જી.

અમને છમકલે શું છેડોરે છેલ છબીલા; આવડો અમઉપર શું આડોરે, રાજ રંગી
વા'લાજી મારા ચૌટે સભાલી ને ચાલો; ગોવિંદજી ખાશો ગાળો રે, છેલ૦
વા'લાજી મારા હેરણીઆં આવીને શું હેરું; કાંઈ રાજ કંસ કેરું રે, છેલ૦
વા'લાજી મારા ચમકતી ચાલે રંગ લાગ્યો; મારે બે તો સૌનો ભાગો રે, છેલ૦
વા'લાજી મારા મહીની મટુકી મારી ફુટે; કાંઈ મોતન માળા તુટે રે, છેલ૦
વા'લાજી મારા આંખદીસે છે કામણગારી રે; તેને મોહી છે વ્રજની નારી રે, છેલ૦
વા'લાજી મારા સ્વામી રવિદાસના સોહાગી: મને પ્રીત તમારી લાગી રે. છેલ૦

દીલમેં કરો બિચાર, ચોપસેં ચરચા લાવો,
આંટી છુટે દીલતણી, ભાગે સઘળી ભ્રાંત,
પશ્રીમદેશ પરમોદ કેં, તુમ કયુ એહે નીરાત. અનુ૦ ૧
કહો પવનકા મૂળ, મન કહાંથેં આયા,
કહો ઈનિકા અસ્થાન, દોઈ મીલી કહાં સમાયા,
શબ્દ કહાંતેં ઉઠતહેં, ટીક કહાં ઠેરાય,
નાદ બુદકા રૂપ કહો, મોહે સત દીયો સમજાય અનુ૦ ૨
કહો જીવકી જાત, શીવકા રૂપ કહી જે,
કરો જુજવા અર્થ, સત્યસિદ્ધાંત લહી જે,
જીવ શીવકી પારહેં, મોઈ કરો અનુમાન,
અગાધ વસ્તુ અખંડ હે, તુમ પ્રગટ કરો હમ જાન અનુ૦ ૩
હમ તુમ ભાગે દોય, હસતન કહા જાઈ હીલીયા,
પડે પિંડ પરગટ મન, તન કહા જાઈ મીલીયા;
કહે રવિદાસ સુન અનુભવી, અલખ દીયો ઓળખાય,
તબ હમ સતગુરુ ધારહીં, તત્વ દીયો બતલાય. અનુ૦ ૪

## પદ ૨ જું.* ✓

કોઈ જાગદા—સ્વપ્નેકી લેહેર સમાવરે—કોઈ જાગદા ટેક.
એક દીન જાગા કયા ભયા રે, સ્વપ્ન ઘેન મદમાતી,
જેસા ચદા બીજકા પ્રગટ્યા, ફીર અધારી રાતી રે. કોઈ૦ ૧
સમજ્યા નહીં સદ્ગુરુકી સમસ્યા, નીરખ્યા નહીં નીરાટા,
ખોજ ખબર દીલ ખોજ્યા નહીં રે, ઉઘડ્યા નહીં કપાટા કોઈ૦ ૨
ગાવે બજાવે કરે કથીલા, હરદે ન પડ્યા છેદા;
જેસા પથ્થર પાણીમા રે, કદી ન ભીંતર ભેદા રે કોઈ૦ ૩

મારગ બંકા કરલે ડંકા, નહીં કાબરકા કામા;
સતશબ્દ સતગુરુકા અહીસો, દેખ તપાશી નામા રે. કોઈ૦ ૪
કહે રવિદાસ સત ભાણુ પ્રતાપે, સમજ સમજ મન મેરા;
શું સુતો ચોરાશીમાં, અફલ ફરેગો ફેરા. કોઈ૦ ૫

## પદ ૩ જું.

આજ મને સદ્‌ગુરુ મળ્યા સોવાગી રે, મૈયા મેરા મનવો ભયોરે વૈરાગી. ટેક.
સંસાર વ્યવહાર મુને વીસર્યું, આજ મેં તો મોહ મમતા સર્વે ત્યાગી રે. મૈયા૦
આજ મુને કામ ધામ કડવું લાગે, આજ મારી લેહતો ભજનમાં લાગી રે. મૈયા૦
આજ ભોજતીઆં ન ભાવે, નયને નિંદ્રા ન આવે, આજ મેં જુગતે જોઈ જોઈ જાગી રે. મૈયા.
આજ મંત્ર શું જીવ મેં તો શ્રવણે સુણીઆ, આજ મારે ઝાલરી મધુરી વાગી રે. મૈયા૦
એમ ભાણુ રવી ગુરુ ચડીઆ, આજ મેં તો મુક્તિ ચરણુની માગી રે. મૈયા૦

## પદ ૪ થું.

જીને કીયા બ્રહ્મસેં ભેળા, વો સાહેબ મેરા, જીને કીયા બ્રહ્મસેં ભેળા.
સતગુરુ મેરાને ચલી નિરભેપદવી પાઈ, સતગુરુ શબ્દે દીયા બતાઈ,
સુરતીઆં અગડમગડન જાઈ, મનકું ઘેરા. જીને૦ ૧
સુળ કમળકું ભોત દખાયા, ઉલટા કમળ સોઈ સુલટાયા,
ધીરે ધીરે પવન ચલાયા, હરદમ હેરા. જીને૦ ૨
નાભિ જાઈ પછમશું પડીઆ, ઉગ્યા અર્કને અમૃત ઝરીઆ,
ધડકીલે અધરપર ધરીઆ, ચડીઆ સુમેરા. જીને૦ ૩
શૂન્ય શિખરપર કીયા અસ્થાના, અનહદ વાજે તબહીં નીશાના,
ગગન મંડળમેં જાઈ ડેરાના, ડગે નડેરા. જીને૦ ૪
જ્યારે ખાંડ કું જોગી પાવે. જ્ઞાન ચડે મોહે શાન બતાવે.

પચતત્વ કે વિષય, મીલીકર જીવ કહાવા,
દેહ ઇંદ્રી મન પ્રાણ, માન સૌઈ માંહે બધાયા
મોહ બ્રહ્મ અગાધ હે, લીપે છીપે નહીં સોય,
ઘટઘટ પરગટ રમ રહ્યા, ચીને વીરલા કોય  આત્મા૦  ૩
જીવકી શક્તિ અજ્ઞાન, શિવકી શક્તિ માયા,
ઇન દોનોં તેં ભિન્ન, અખડ અદ્વેત ઉજાયા.
જીવશિવ કહેવા નહીં, હમ તુમ નહીં કોઈ હામ.
અતિરેક પદ પરમાત્મા, નિજાનદ નીજ ધામ. આત્મા૦  ૪
એ સદ્ગુરુકો દેશ, નિગમ નેતી કર ગાવે,
બ્રહ્મા વિષ્ણુ મહેશ, ખોજ કોઈ પાર ન પાવે.
નિજાનદકુ અનુભવો, નામ રૂપકો નાશ,
બ્રહ્મ મમ હોઈ બોલીઆ, અણુછતા રવિદાસ.  આત્મા૦  ૫

# ગોપાલદાસ.

## બોડાણો.

આદે આરાધુ માતા સરસ્વતી, કૃપા કરીને આપો શુદ્ધ મતિ.  ૧
મારા મન કેરાં પુરોની કોડ, પ્રણામ કરૂં શ્રી રણછોડ  ૨
પ્રથમ ઉત્પત્તિ કહું તે જાણી, હોસ હૈડામાં પ્રગટીયા છે ધણી  ૩
ડાકોર પ્રગણે છપન ગામ, તાહા રજપુત ને વજેસીંગ નામ  ૪
પહેલી વીશીમાં વરસજ બાર. એહવા ગગાબાઇ ગગાજળ નાર.  ૫

કૃપા કીધી છે આપે ઠાકોર,——ફરી તો જાવું ડાકોર. ૧૬
તુળસી દળ કર મહીં હું જાણું, તો હું બોડાણો ભક્ત કહેવાણું. ૧૭
હાથની છાપમાં તુળસી દળ વાવું, છઠ્ઠે મહિને જઇ ઠેઠ ચઢાવું. ૧૮
એક વરસમાં ખોયો ત્રણ વાર, જાવું દ્વારકાં મુક્તિ દ્વાર. ૧૯
તાત માત ધન તે પ્રભુ જાણું, એકા અવધિ ચિતમાં આણું. ૨૦
નીત નીત પરતે કરતા એ કાજ, વશ કીધા છે પ્રભુ મહારાજ. ૨૧
એવી પૂજા સીતેર વર્ષ કીધી, દીન દયાળે માનીને લીધી. ૨૨
વજેસીંગ સાથે પરત બોલે, એવો ભક્ત કો નહિ તુજ તોલે. ૨૩
પૂજા ચઢી છે અપરમપાર, ભૂધરને થયો છે બ્રહ્માંડનો ભાર. ૨૪
માગ માગ તે આપુ, તારું વચન થિર કરી થાપું. ૨૫
હું શું માગું જે ઘરડો થયો છું, આટલો જન્મારો એળે ગયો છું. ૨૬
હું શું માગું જે હાથીને ઘોડો, હુ શું માગુ જે સાથીના જોડો. ૨૭
હું શું માગું જે મોટુ ઘરસુત્ર, હું શું માગું જે પરવાર ને પુત્ર. ૨૮
કહે છે બોડાણો પોતાનો થાપો, તમને ગમે તે રુડેરા આપો. ૨૯
અમને આપો જે અવસર સહી, સ્વર્ગ મૃત્યુ ત્રણ લોકમાં જહી. ૩૦
તારી પૂજાનો ઓશિંકળ થાઉં, હેતે ચાલી તારે ઘેર આવું. ૩૧
જેહવી દ્વારકાં નગરી મેં વાસી, તેવી ડાકોર કરવી છે કાશી. ૩૨
મંદીર જઇને . તેડવા આવે, મારે બેસવા વાહન લાવે. ૩૩
હરખ્યો હરિજન આનંદ થાય, પ્રીતે પોતાને ઘેર જ જાય. ૩૪
જેટલી દ્વારકામાં વાત જ થઈ, એટલી પોતાની સ્ત્રીને કહી. ૩૫
સતી નારી એ સાચી માની મનમાંય, હરખ્યાં ગંગાબાઈ આનંદ ન માય. ૩૬
જુની પાનેતી જોતરી વહેલ, નબળા આખલીયા ઘરડાના બે બેલ. ૩૭
ઉલટ આને હેતશું ધાય, થોડા દહાડામાં ગોમતીમાં નાહ્ય. ૩૮

ભાંગી ભોગળને ઉઘડ્યાં દ્વાર, પ્રભુજી પધાર્યા પોતે જ બહાર. ૫૦
જેહવા નઈયાણાં નીરખ્યા મહારાજ દીઠા, તેવા અમૃત પે લાગ્યા અતિ મીઠા. ૫૧
વહાલ જોઈને અતિ ઘણું રાચ્યું, દેખી આજ કે સમણું સાચું. ૫૨
ઉઠ્યો અસવારી રાત રહી ઘડી, રથમાં બેઠા ચતુરભુજચઢી. ૫૩
બોડાણો ચાલ્યો ત્રિકમને તેડી, પવનની પહેલો રથ જ ખેડી. ૫૪
જેવો આકાશે ચાલે રવીરથ, એમ ચાલે છે સ્વામ સમરથ. ૫૫
એમ ચાલે છે બળીઆ મહારાજ, મોહલો ભક્ત પ્રેમને સાજ. ૫૬
અરુણ ઉદયની વેળા થઈ જ્યારે, પ્રભુજી પહોંચ્યા છે ડાકોર ત્યારે. ૫૭
ધન બોડાણો વારણાવત, ધન દેશ એ નગર ગુજરાત. ૫૮
ઠાસરા પ્રગણે ડાકોર ગામ, ધન બોડાણો ધન તારું નામ. ૫૯
નગર શહેરમાં થયું છે જાણ, આવ્યા મહારાજ પુરુષ પુરાણ. ૬૦
લોઈ આવીને પાવલે પડીયો, ઇકોતર પરીયાં સહેજે તે તરીયો. ૬૧
નહાનાં મોટાં સહુ નિરખવા આવે, કંકુ ચંદન મોખે વધાવે. ૬૨
વાગે ઢોલ દદામા નિશાન, નગર શહેરમાં વરત્યાં કલ્યાણ. ૬૩
સંવતસેં વિક્રમ હે બારોતરા બાર, પુષ્ય નક્ષત્ર જોગ સીધો સાર. ૬૪
કારતક શુદી પુનમ ને ગુરવાર, અમૃત ચોઘડીએ પ્રભુજી પધાર્યા નિર્ધાર. ૬૫
કલ્યાણ વરત્યાં છે એણે પ્રભાત, દ્વારકામાં ઘડની શી થઈ વાત. ૬૬
સૌંઠા ગુગળી સુતા તે ઉઠ્યા, રણછોડ રૂપાળા નજરે દીઠા. ૬૭
વર્ણ અઢાર મળ્યા છે લોક, સહુકોને મન પ્રગટ્યો છે શોક. ૬૮
ઠાકોર આપણો સુડેરો ભાળો, તે તો બોડાણો ચોરીને ચાલ્યો. ૬૯
આપણા મહારાજને ચોરી જાય, તારે આપણી શી પેર થાય. ૭૦
ચાલો આપણ પ્રઠળ કરીશું. ઠાકોર આપણા ખેંચીને લઈશું. ૭૧

એક નાનકડો જાણુ અજાણુ, પરણો ફેંકયો ને માર્યું છે બાણુ. ૮૪
એક માર્યું ને બીજે ન વારું, વામ ભરીને તીર જ મારું. ૮૫
ક્રોધ ભરીને માર્યું છે તીર, પેઠું રણછોડને વામ શરીર. ૮૬
આવી વાગ્યું છે વિષ્ણુની કુખ, ત્યારે જાણ્યું બોડાણે મહાદુઃખ. ૮૭
સરવે રુધિર તે શ્યામ શરીર, સરવે રુધિર તે ગોમતી નીર. ૮૮
આવી તીમર* ને આગળ પડીયા, કૃષ્ણ કૃષ્ણ કહેતાં ધરણી પડીયા. ૮૯
ગામમાં હાં પડીયો હાંહાંજકાર, લોક મળીયા છે અપરંપાર. ૯૦
બાંધી હથીઆર આવ્યા ત્યાં સીધા, કાબા સરવેને ઘેરી લીધા. ૯૧
એક કહે આપણુ દંડ દઈશું, વેર આપણું વાળી લઇશું. ૯૨
ત્યારે બોડાણે જોડ્યા છે હાથ, મળીજે સહોદર પોતાને સાથ. ૯૩
કાબા સહુ કહેતા શામ ધરજો, આવ્યા તેહને ખુશાલી કરજો. ૯૪
કરણી અમારી કામ એ ન કરજો, મળી સહુઓને આદરજો. ૯૫
રખે ધરતા તે મનમાં ઉચાટ, બોડાણો ચાલ્યા સ્વર્ગની વાટ. ૯૬
કીધા પ્રણામ લીધાં હરિ નામ, બોડાણો પામ્યા અંતરધ્યાન. ૯૭
કોને આધારે કામ જ કીધું, સર્વે મળીને દહેન જ દીધુ. ૯૮
વેર આપણું વાળીને લીજે, * * * * ૯૯
કાબા સહુકો ઓશીઆળા થયા, સરવે મળીને લાંઘવા ગયા. ૧૦૦
ઠાકોર વિના તો હાલ્યા ના જઇએ, પ્રાણ તજીને અહીંયા રહીએ. ૧૦૧
ત્યારે બોલ્યો જેબળીઆ મહારાજ, ગંગાબાઈને કહે થાશે તુજ કાજ. ૧૦૨
જેવી તેવી તો બ્રાહ્મણની જાત, પ્રાણ તજે તો થાય ઉત્પાત. ૧૦૩
બોલી નારી તે બોડાણાતણી, એ શું બોલા ત્રિલોકના ધણી. ૧૦૪
ગુગલી પ્રત્યે જઇને બોલો, મોવણુ બરાબર મુજને તોળો. ૧૦૫

'ભરી સભામાં જોડીને હાથ, મળીયો સહોદર પોતાનો' સાથ. ૧૧૭
સીદ વાતના દુખીયા થાઓ છો, શાને આવડા સમ ખાઓ છો.' ૧૧૮
વચન 'કહું તે સાંભળો મહારૂં, જેથી કામ તે સરસે તમારૂં. ૧૧૯
સાંભળો' વાત તત્ક્ષણ, પ્રભુ બરાબર આપું સોવણ. ૧૨૦
સોવણ આપીને 'ધારણા દીજે, બાંધી ગાંઠડા વિદા લીજે. ૧૨૧
કાબા સહુકો ચિંતામાં પેઠા, વિચાર કરવા એકઠા' બેઠા. ૧૨૨
ભુદર ઉપરથી ભક્તિ ભાગી, લાલચ સઘળી ધનમાં લાગી.' ૧૨૩
ઠાકોર આપણને શું ન્હાલ કરશે, સોવણ હશે તો સહુ કાજ તે સરશે. ૧૨૪
ઘરમાં ભરી મહેલીશું ભંડાર, મનમાન્યા કરશું વણજ વેપાર. ૧૨૫
લાવો સોવણ ભરશું અબાર, તોળી આપોની' ત્રિકમ ભાર. ૧૨૬
એવી વાતનાં વચન જ લીધાં, સમખાઇને ગોમતી જળ પીધાં. ૧૨૭
ગોમતી તીરે ત્રાસ બંધાણો, લોક મળ્યું છે ત્યાં સૌકો ઘણો. ૧૨૮
ગામને લોકે વાત વિચારી, સોવણ ક્યાંથી આપશે નારી. ૧૨૯
નારી કહે મારે એનો આધાર, ઘરમાં મેલ્યો છે ભરી ભંડાર. ૧૩૦
ગોમતી તીરે બંધાવો ત્રાંસ, છે રાય રણછોડનો મન વિશ્વાસ. ૧૩૧
નારી કહે મારે ઘેર જઈ આવું, ભડારમાંથી કાંચન લાવું. ૧૩૨
નારી જાયે છે પોતાને ઘેર, મન સંગાતે વિચારે પેર. ૧૩૩
લજ્જા રહેશે તો દુખડે પીડશ, ન તો પાળી મારીને દેહ પાડીશ. ૧૩૪
ઘરમાંથી લીધી વાલની વાળી, કેડમાં ઓસી છે લોઢાની પાળી. ૧૩૫
ગોમતી તીરે ગંગાબાઈ આવ્યાં, પ્રભુજી અમો વાળી ને પાળી જ લાવ્યાં. ૧૩૬
સ્નાન કરીને સમર્યા શ્રી નાથ, લઈ પ્રભુને ભરાવી . બાથ.' ૧૩૭
ત્રાંસ બેસાર્યા પુસ્તક નામ્યા, તુલસી ને વાળી મુકયાં બે સામા. ૧૩૮

કાળો કપટી ને જાતે ભરુઆડો, જશોદા સાથે લીધો છે આડો. ૧૫૧
જન્મ જન્મનો એ છે હત્યારો, હવે આવ્યો છે આપણો વારો. ૧૫૨
પાળી મારી ને પાડીશું દેહને, બાધી હત્યા તો આપીશું એહને. ૧૫૩
તુષ્માન થયા છે દીનદયાળ, પોતાના સ્વરૂપની દીધી છે ભાળ. ૧૫૪
સીદ વાતના દુખીઆ થાઓ, ફરી દ્વારકા તમો જાઓ. ૧૫૫
ત્યારે કાબા કહે અમારો વારો, ત્યારે બોલ્યો બળીયો કાળો. ૧૫૬
સેવંત્રી વાવ દામોદર કુવો, ત્યાં તો સ્વરૂપ જઈ મારું જુઓ. ૧૫૭
ત્યાં તો છાપ તમારી સેવાશે, તહાં નામ અમારાં ગવાશે. ૧૫૮
ગુગળી પાછા દ્વારકાં આવ્યા છે, કૃપાનાથને કાઢી લાવ્યા છે. ૧૫૯
બેસાર્યા સ્થાનકે થાપ્યા રણછોડ, નરનારીનાં પુર્યાં કોડ. ૧૬૦
એ સાંભળે શીખે નરનારી, તેને પ્રસન્ન થાય ગીરધારી; ૧૬૧
વલ્લભ ગોવિંદ લેખક છે સારી, દાસ ગોપાળની એ બલીહારી. ૧૬૨

---

### પદ ૧ લું.

પ્રેમ સાધુ આગાધ ગુરુ, સત્ ગુરુ સેવક તમ તણો;
મુજ દીન ઉપર દયા કરો, સંસારમાં દાઝયો ઘણો.
સુખ નથી સંસારમાં, વિશ્રામ મનને પામવા;
બ્રહ્મ વિધિ બહુ આચર્યો, સકલ વેદના વામવા.
તીરથ તો મેં બહુ કર્યાં, મારી કંચનસી કાયા કસી;
ભજન કરતાં માળા બઈ, મારી વાસના તો નવ ગઈ.
વિષય ટળે ને હરિ મળે, ઉચ્ચાર ચિંતા બહુ થઈ;
હું શું કરું ને કાંહાં જાઉં, મારું આયુષ્ય તો જાયે વહી.
નિયમ યોગ આભાસતા, નવધા તે ભક્તિ હરિ તણી;

લોભ લહેરી વિશમે, જગદીશ જેમ છે તેમ મળે
પરમાર્થે બુદ્ધિ તમતણી, ને ઉપકાર માટે દેહ ધર્યો,
તમો દીનબંધુ હું દાંમણો, ભંડાર અવગુણનો ભર્યો.
કૃપા સાગર પ્રભુ કા'વો, નિર્વાણ પદને દાખીએ,
ગોપાળ આરતવંતને, પ્રભુ શરણાગત રાખીએ

પદ ૨ જું

ભલી રઝળતી રાખી મારા, સ્વામી ગુરુ દીન દયાળ જી.
તમોવિના આવડી કોણ કરે, કરણા ભકતવત્સળ પ્રતિપાળ જી.
પશુતણી ગતિ હુતી મારે, પહેલી ભમતી રાનેરાન જી.
કાયા કલેશ કરતી ટળી, વળી મુજને સાન જી
મનુષ્ય તણી રે દેહ પાર પમાડી, દેવ તણી ગત દીધી જી
ભવસાગરમાં ડૂબતા વહાણે, આપે ઉગારી લીધી જી.
ગુરુ ગોવિંદ સમાન કહેવાણા, તે પરગટ હુ પામી જી.
ચિત્તનુ તે ચંદન મનની તે માળા, આત્માર્પણ મેવા આમી જી.
તને શી ભેટ કરુ ત્રિભુવન સ્વામી, એવી વસ્ત ના દેખુ કાંઇ જી.
શું આપી ઓશીંકળ થાઉં, એવી હોસ રહી મનમાંહી જી.
આ સેજતણુ ઘર ઘાલ્યુ મારા, સ્વામી મળિયા અંતરજામી જી.

ફરી ફરી લાગ આવો નહિ આવે, માટે મનુષ્યા દેહમાં મ્હાલો રે. જમનાને૦
હરિભટનો હરિ રસ પ્રીતે એને ધારે, એને ઘેરીને ઘરમાં ઘાલો રે. જમનાને૦

પદ ૩ જું.

ધરને ધ્યાન નરસિંગનું રે, ફરી ફાલે આ દેહ;
અવસર રુડો જાય છે, કર શામળાસુ સ્નેહ. ધરને૦
માયા જુઠીના ફંદમાં રે, છવ શાને લલચાય;
અંત સમે જાવું એકલા, સારે નહિ કરે કો સાહ્ય. ધરને૦
પ્રહ્લાદ કારણ પ્રકટીયારે, સ્તંભમાંથી અવિનાશ;
દુષ્ટ વિડારી શ્રી હરિ, હસ્તગ્રહી બીડ્યો રુદે દાસ. ધરને૦
કાચી કાયા કારમી રે, તેહેનું શુ ધરે ગુમાન;
મોહ મદમાં માતો ફરે, તજી ભક્તિ રૂપી ભાન. ધરને૦
સગાં સહુ સંસારમાં રે, તેહેમાં નથી કોય;
સ્મશાન સુધી પહોંચાડશે, કહેરો બાંધો એનુ હોય. ધરને૦
ધ્રુવ પ્રલ્હાદ ચેતી ગયા રે, જ્યારે સાધ્યો ભક્તિ યોગ;
એકાદશી કરવી પડે, અંગે પીડે, જીવને વ્યાપે રોગ. ધરને૦
પચ એ તત્વનું પુતળુ રે, તેહેનો કર તું વિચાર;
મન બુદ્ધિ અહંકારને, સ્થિર કરી લે ગુમાર. ધરને૦
આત્મામાં અનહદ રૂપને રે, ચિત્ત ચક્ષુએ તુ ભાળ,
કૃષ્ણ ચિંતામણિ ગ્રહી, અઘ ફોજ સહુ ટાળ. ધરને૦
હરિભટ એહેવું ચેતજો રે, જાતાં નહિ લાગે વાર;
કાચો કુંભ કુંભારનો, મોજ માણો દિન ચાર. ધરને૦

ઓધવજી એહેવું વદે રે, સાંભળો વ્રજબાલ;
ધન્ય ધન્ય ભક્તિ તમ તણી, સદા સહાયે છે ગોપાલ. ઓધવ૦
વાલમ વસે નહિ વેગળો રે, એમ વશ પરિબ્રહ્મ;
સમજાવ્યાં એમ કહી સુંદરી, અન્યો અન્ય અનુક્રમ. ઓધવ૦
હરિભટ દાસ ગોપાળનો રે, કહે કરો હરિ મહેર;
દાસ બનાવો મુને રંકને, ત્યારે થાયે લીલા લહેર. ઓધવ૦

પદ ૫ મું-સાતવારનું.

શની રીસ આવડલી આવી રે, હેતુ કારણ કેહેની બતાવી રે;
તુ તો કેમ બેઠી છે રીસાવી રે, રાધે કહ્યું માનની તુ મારુ રે. ટેક
રવિ પ્રકટ થશે ઘડી બેમાં રે, પછી દિવસ જશે કેમ ગેહમા રે;
તુ તો જોની વિચારી રુદેમાં. રાધે કહ્યું૦
†સો મને મનસુબો આવે રે, તેનું કારણ કેમ ન બતાવે રે;
કે'તાં આવીને શીષ નમાવે. રાધે કહ્યું૦
‡ભૂમિ આસન શાને કરું છું રે, આવડું દુઃખ શેને ધરુ છુ રે;
નેત્રે નીર તે શેનું ભરુ છુ. રાધે કહ્યું૦
બુધ કાંહાં ગઈ છે તારી રે, બેઠી પીઉ સગે રીસ ધારી રે;
એ તો બનેને દુઃખકારી. રાધે કહ્યું૦
ગુરુ થઈ સઉને શીખ દેતી રે, હાવે કેમ થઈ બેઠી હલેતી રે;
તેનુ કારણ કેમ નથી કે'તી. રાધે કહ્યું૦
શું કરશે મુજને બોલાવી રે, સખી મુગટે તે મનને ભાવી રે;
દીધુ માનુનીનું મૂલ વધારી. રાધે કહ્યું૦
સખી કહે તું સાંભળ હેલી રે, એ તો તારુ પ્રતિબિંબ ઘે'લી રે,
ચાલ કે'તાં બતાવું સાહેલી. રાધે કહ્યું૦
સાત વાર તે માનવી તારે રે, સુણતામાં થાએ પવિત્ર રે;
§હરિભટના સ્વામીની લીલા વિચિત્ર. રાધે કહ્યું૦

બંસીવટમાં વેણુ વજાડી વાલે, સર્વે સુધારસ ભરીયો જી;
શબ્દ ઘોર ગગનમાં ચાલ્યો, ચઉદ ભોવન પરવરીયો. બનસી બાજે જી. ૨
ધ્યાન ધરતાં મુનિજન મોહ્યા, દેવ દેતાં આશેશ જી;
દશ દિગપાળો ડોલવા લાગ્યા, ધરા ન ધરતો શેષ. બનસી બાજે જી. ૩
ગિરિ તરવર પવન ને પાણી, જમુનાં થંભ્યાં નીર જી;
હંસ મોર ચકોર કોકીલા, કોઈની ન રહી ધીર. બનસી બાજે જી. ૪
શંકર ધ્યાન ચુકીને ચાલ્યા, કૈલાસ કેરા રાય જી;
ચતુરાનન ચમકયા ચિત્તમાંહી, જે સૃષ્ટિ પ્રકટાય. બનસી બાજે જી. ૫
કમળ તજીને ભમર ઉજાણ્યા, કાને નાદ ધરંતા જી;
આ વનમાં તો મૃગ મોહ પામ્યા, આવ્યા ફાળ ભરંતા. બનસી બાજે જી. ૬
તરણુ ચરંતી ધેનુરે મોહી, વાછરુએ તજ્યાં પાન જી;
થાવર જંગમ સચરાચરમાં, કોઈની નવ રહી સાન. બનસી બાજે જી. ૭
શબ્દ સુણ્યો કાંઈ વ્રજનારી, સુણતાં થયાં ભય ભીત જી;
ઘર મેહલી વંદ્રાવન ચાલી, અંતર વાધી પ્રીત. બનસી બાજે જી. ૮
એક સખી મૂકીને ચાલી, ઉઘાડી ત્યાં દ્વારજી;
એક સખી ભોજનથી ઉઠી, નીર ન લીધાં ઠાર. બનસી બાજે જી. ૯
એક સખી તો અવળાં ચરણો, પહેર્યાં છે કંઈ અંગજી;
એક સખી સુની થઈ ચાલી, ન કર્યો કોઈનો સંગ બનસી બાજે જી. ૧૦
એક સખી ઘેર ગાય દોવંતાં, ઉજાણી તતકાળજી;
એક સખી પેપાન કરંતાં, રોતા મેલ્યાં બાળ. બનસી બાજે જી. ૧૧
એક સખી તો કરે વિનતી, હીંડે હરતી ફરતીજી;
એક સખી મહીમાટ ધુમંતાં, મેલીને પરવરતી. બનસી બાજે જી. ૧૨
એક સખી તો શુધ બુધ ભુલી, પાલવે પે'રી ઝાલજી;
એક સખી ઉતાવળી ચાલી, ટપકું વિસરી ગાલ. બનસી બાજે જી. ૧૩
એક સખી ઉતાવળી ચાલી, કાંને નેપુર ધરીયાંજી;
એક સખી અજાણપણામાં, સેંથે કાજળ સરીયાં. બનસી બાજે જી. ૧૪
મોહ બાણુ માર્યાં મોહનજી, વિહવળ કીધાં મનજી;
ચરણે આવી સઉકો ઉભી, કરવા હરિ દરશન. બનસી બાજે જી. ૧૫
એક સખીનો અવળો સ્વામી, તેણે રોકી નારીજી;
કર જોડીને કરે વિનતી, સુણજો દેવ મોરારી. બનસી બાજે જી. ૧૬

તે સખી સૌ વિસ્મે પામી, પિઉડે એને આવી જી;
એ અતરિક્ષ મારગથી આવી, હરિને છે ઘણી વહાલી. બનસી બાજે જી. ૧૯
પાસે દેખી વ્રજ વિનતાને, બોલ્યા જુગજીવનજી;
તમે સઉકો ઘરબાર તજીને, શાને આવ્યાં વન. બનસી બાજે જી. ૨૦
કુળમાં કલંક હોય નારીને, નથી વેદનુ કર્મજી;
પરપુરુષશુ પ્રીત ન કરીએ, પતિવ્રતાનો નહિ ધર્મ. બનસી બાજે જી. ૨૧
સ્વામીની આજ્ઞાવિના આવ્યાં, નથી અમારે કામજી,
બાળકડાં ઘેર વાટ જુએ છે, જાઓ તમારે ધામ બનસી બાજે જી. ૨૨
વા'લાજીના વચન સાંભળી, બોલ્યા તે વ્રજની નારીજી,
અમે વેદની વાત ન જાણીએ, અમે છીયે દાસી તમારી. બનસી બાજે જી. ૨૩
લોકલાજ તજીને આવ્યાં, જોવાને તમ ચરણ જી;
તમો અમને ઘણા છો વહાલા, સ્વામી રાખો શરણ. બનસી બાજે જી. ૨૪
વિઠ્ઠલ અમને મેહ ઉપજાવ્યો, માર્યાં મોહનાં બાણજી;
અમો અમળા પાછાં નવ જઇએ, અમો તજીશુ પ્રાણ. બનસી બાજે જી. ૨૫
અમો આશા ભર્યાં સઉ આવ્યાં, પૂરો અમારી આશજી,
વ્રજ વિનતાનાં વચન સાંભળી, બોલ્યા ગોપીનાથ. બનસી બાજે જી. ૨૬
આવો આપણુ સઉ મળીને, રમીએ રુડો રાસજી,
વૃંદાવનની કુંજ ગલીમાં, ચંદ્ર ચડ્યો આકાશ. બનસી બાજે જી. ૨૭
એક એક ગોપી વચ્ચે વનમાળી, ઉભા દીન દયાળજી,
એક સખી હરિ પાસે આવીને, પેરાવે વનમાળ બનસી બાજે જી. ૨૮
એક સખી સનમુખ આવીને, હરિને ઉરમા લેતી જી;
એક સખી ઘણુ હાસ કરીને, હરિશું તાળી દેતી. બનસી બાજે જી. ૨૯
એક સખી હરિનુ મુખ નિરખે, એક સખી મુખ ગાતીજી,
એક સખી હરિશુ ભુજ ભીડે, જોબનની મદમાતી. બનસી બાજે જી. ૩૦
એક સખી ઘણો સ્નેહ કરીને, બેસારે આસન જી;
એક સખી મુખ સુમન કરતી, એને ઉલટ અગ અનંગ બનસી બાજે જી. ૩૧
એક શુ લડે એક શુ ભડે, એક શુ ભીડે બાથ જી,

સુખ સાગરમાં સહુ ઝીલતાં, વીસરીયાં ઘરબાર જી;
ચંદ્રમા ચાલતાં અટક્યો, રજની થઈ ખટમાસ. બનસી બાજે જી. ૩૬
મોર મુગટ મકરાકૃત કુંડળ, ઉર વૈજયંતી માળ જી;
નારદ ઉભા ગાન કરે છે, ધન્ય ધન્ય દીન દયાળ. બનસી બાજે જી. ૩૭
નટવરે અમને નેહ ઉપજાવ્યો, પાસે પ્રેમની દોર જી;
સુરિનર મુનિવર જોવા આવ્યા, જે જે જુગલ કીશોર. બનસી બાજે જી. ૩૮
શિવ સનકાદિક મુનિ બ્રહ્માદિક, જોઈ જોઈ મનમાં રાચેજી;
એમનાં અમને દર્શન દુર્લભ, તે ગોપીઓમાં નાચે. બનસી બાજે જી. ૩૯
ધન ધન ગોપી ધન વંદ્રાવન, ધન ધન આસો માસજી;
ધન ધન સ્વામી જુગજીવન, તેં વ્રજમાં પૂર્યો વાસ. બનસી બાજે જી. ૪૦
ધન બંસીવટ ધન જુમના તટ, ધન ધન ગોકુળ ગામજી;
ધન ધન નંદ જસોદા રાણી, જે કૃષ્ણ જનમ્યા કાહન. બનસી બાજે જી. ૪૧
આ તો રાસ લીલા છે મોટી, વરણવી નવ જાયજી;
ગુરુ કૃપા વ્રજનાથ કેરી, તે ન કાંઈ કેવાય. બનસી બાજે જી. ૪૨
ગાય શીખે ને સાંભળે તે, પીએ સુધારસ પાનજી;
જનમ જનમનાં બંધન છૂટે, પામે ધન સંતાન. બનસી બાજે જી. ૪૩
જીવનમાં જુગજીવન મારે, સાચું નાણું શ્યામજી;
કરજોડીને કરે વિનતિ, સેવકરામ રૂપરામ. બનસી બાજે જી. ૪૪

---

# મીઠો ભક્ત.

## રાસ.

### રાગ માલવ.

સાંભળ સહીયર વાતડી, નીંતમ આસો માસ;
શરદ પુનમની રાતડી, ચંદ્ર ચડ્યો આકાશ. ૧
એવામાં હરિ આવીયા, વૃંદાવનને ચોક;
મોરલીમાં વેદ વજાડીયા, તે સુણીયા ત્રીલોક. ૨
અષ્ટકુળ પર્વત ડોલીયા, ડોલીયા નવ કુળનાગ;
મોર બપૈયા બોલીયા, સાંભળતાં તે રાગ. ૩
જાતાં વળતાં થંભીઆં, નદીઓ કેરાં નીર;
વછ ને બાળ વલભીઆ, પીતાં પીતાં ખીર. ૪
ખગ મૃગ શ્રવણુ ધરી રહ્યાં, તરણુ નવ દે ગાય;
ઠર્યાં ઠાર ઠરી રહ્યાં, સુખ ચારો મુખમાંય. ૫

પવન રહ્યો સુરઝાઇને, મુનિવર મુક્યાં ધ્યાન;
વળી રહ્યાં વલભાઈને, વહેલાં ગગન વિમાન. ૬
વા નવ સે વન વેલડી, પ્રગટ થયાં ફલ ફૂલ;
વૈંધાઈ નિકળી વણુ બેલડી, અબળા સૌ કૂળ શૂળ. ૭
મોહી મોરલીના તાનમાં, વ્યાકુળ થઈ વ્રિજનાર;
એક એક નિશાનમાં, હીંડે હારે હાર. ૮
નાકે ઓગનીઆ આણીયા, નેપુર પહેર્યાં હાથ;
મોર શ્રવણમાં સમાણીઆ, કાંકણીઓ પગ સાથ. ૯
સીંથે કાજળ સારીયા, નયણે સારીયાં સિંદુર;
સગાં કુટુંબ વીસારીયાં, સાગર સલીતા પુર. ૧૦
અવળાં આભરણ પહેરીયાં, અવળાં ઓઢ્યાં ચીર;
અવળાંયાં ઓઢ્યાં લહેરીયાં, ભૂલી શુદ્ધ શરીર. ૧૧
એક એક આંજી આંખડી, એક એક છેક નગન;
ધરી હરી ઉપર ધાંખડી, ફરી ફરી મળવા મન. ૧૨
મહેલ્યા પીયુ સુત ભ્રાતને, મહેલ્યાં માત ને તાત;
મહેલ્યાં નાત ને જાતને, જોતાં ઉત્પાત વાત. ૧૩
મહેલ્યાં મંદીર મોહોલ માળીયાં, મહેલ્યા રાજ ને પાટ;
મહેલ્યાં ઝરુખા જાળીયાં, લીધી વ્રજની વાટ. ૧૪
વન આવી વિનતા મળી, નમીયાં હરીને પાય;
જાઓ જાઓ પાછાં વળી, એમ બોલ્યા જદુરાય. ૧૫
પુરષ સેવો પોતાતણો, જેને દીધાં જળધાર;
તે તમને સોહામણો, હો પતીવ્રતા નાર. ૧૬
પતીવ્રતા પ્રીછે નહિ, અવર પુરષની આશ;
અર્ધ રાત્રિ નિકળે નહિ, ઘર મેલી વનવાસ. ૧૭
આ શાં કરમ કર્યાં તમે, અમને આપી આળ;
ગાશે લોક ગામ ગામે, વાત થઈ વિકરાળ. ૧૮
હો પાતલીઓ જાડીઓ, કરોને તમારાં કામ;

વળતે અબળા બોલીયાં, કાંહાં જઇએ કીરતાર;
નહીં ઘર નહિ ધંધોલીઆં, નહિ ઠરવાનો ઠાર. ૨૩
તમ સારું તજ્યાં અમો, સગાં કુટુંબ પરિવાર;
તો તરછોડો કાં તમો, હરિ છો દેવાના દાર. ૨૪
રંગ રમાડો રાસમાં, નહિ તો તજશું પ્રાણ;
વિઘ્ન થાશે વિલાસમાં, માત પિતાની આણ. ૨૫
વળતી વહાલો શું કરે, અંગ થયા ઉલ્લાસ;
વસ્તારીને જે વરે, એટલે રચીઆ રાસ. ૨૬
જણ જણ સાથે જુજવા, વાહાલે ધરીઆ વેશ;
ઝી ઝી રાતે ઝાંખવા, ઉઠયા અજબે અનેક. ૨૭
વેગે પલવટ વાળીઓ, રાખી બાલી તાહાં;
તન ઉપર લે તાળીઓ, બળવંત ઝાલી બાંહ્ય. ૨૮
બેહુકર બેહુકર કામની, વચમાં વૈકુંઠ નાથ;
બીજ વરસાણું ગામની, એક એકને ઝાલે હાથ. ૨૯
ફરતાં ફરતાં ફેર ફરે, જાણે કનકના કોટ;
મોર મુગટ મસ્તક ધરે, લટકે લોટ ને પોટ. ૩૦
વાજીત્ર વાજ્યાં વાજીંત્રાં, સ્વરના ઉઠયા સોર;
તાલ પખાજરે વાજ્યાં, જંત્રતણા ઘનઘોર. ૩૧
કડલાં કાંબી ઠણુઠણકે, ઘુઘરીનો ઘમકાર;
પાએ તે વીંછીઆં રણકે, ઝાંઝરનો ઝમકાર. ૩૨
ધરતીનું પેટ ધમ ધમકે, હેઠળ સળકે શેષ;
ભૈરવનું અંગ મચમચકે, નાચે નાથ નરેશ. ૩૩
દુંદુભિ વાજ્યાં દેવનાં, પુષ્પતણો વરસાદ;
પય સાકર ઘૃત સેવનાં, રમે જમે છે નાથ. ૩૪
ફરી ફરી લે ફુદડી, ગોપી ને ગોવિંદ;
ચુંબનની મુખ ચુંદડી, એક એક હસે આનંદ. ૩૫
રમતમાં રમાવીયાં, પૂરણ થયા પ્રસન્ન;
જ્યમ આવ્યા ત્યમ ફાવીયાં, દરસ થયાં દરશન. ૩૬
રજની કરી ખટમાસની, સહુની પુરી આશ;
કહે મીઠા એ રાસની, વાત વદીયા શ્રીવ્યાસ. ૩૭

## ભક્તિનાં પદો.

### પદ ૧ લું.*

જાણી રે પ્રીતમ વા'લા, જાણી તારી જાતલડી. ટેક. ૧
મનના મીઠા દિલના કુડા, હૈયે રાખો કાતલડી. જાણી રે૦ ૨
આવી મલી કુબજા નારી, રંગે રમ્યા રાતલડી. જાણી રે૦ ૩
આછી તો પટોલી લાવ્યા, ઝીણી સોહે ભાતલડી. જાણી રે૦ ૪
મંદિરીયામાં દીવડો મેલી, જોતી તારી વાટલડી. જાણી રે૦ ૫
મલ્યો તો મીઠાનો સ્વામી, ભાગી મારી ભ્રાંતલડી. જાણી રે૦ ૬

### પદ ૨ જું.

શું કરશો જઈને વનમાં, હરિ વસે છે હરિના જનમાં. ટેક.
હરિ રામ સહિત છે, માન રહિત છે મનમાં. હરિ વસે૦
તે જનને તમો હરિ કરી જાણો, તે જુઓ તમારા તનમાં. હરિ વસે૦
તે સાચું બોલો ને સાચું રે ચાલો, રહો રહો ભવભજનમાં. હરિ વસે૦
ભેખધરી ધરીશું ભટકો છો, નહિ નહિ દેહ દમનમાં. હરિ વસે૦
તપ તીર્થ વ્રત દાન આચરો, દશ વાર નાહો એક દિનમાં. હરિ વસે૦
દાસ મીઠાનો સ્વામી પ્રેમતણે વશ, તે નહિ નહિ જોગ જગનમાં. હરિ વસે૦

### પદ ૩ જું.

જાય છે જુવાનીરે, હરિનું ભજનરે કરો;
આજની આજ જરા, આવે છે છાની છાની રે. હરિનું૦
કુંકુમ જેવી કાયા તારી, પોથી જેસી પાણી રે;
મુઆ પછી બાલી દેશે, ઉડી જાશે વાની રે. હરિનું૦
વેદનાં વચન એમ કે' છે, નથી વાત ન્હાની રે;
મીઠા એવું સમજી લેજે, લેજે માની માની રે. હરિનું૦

દર્ભતણી કીધી સાદડી, ભસ્મ ચોળી શરીર,
ધ્યાન ધર્યું પરિબ્રહ્મનું, બેઠા ગંગાની તીર.
માગસર માસે મહાદેવજી, તપ માંડયું અઘોર,
તપ માંડયું ત્રીપુરારીએ, પેઠા દેવમાં સોર;
ઈંદ્ર ડોલ્યા ઈંદ્ર લોકથી, ડોલ્યા દશે દિગ્પાલ,
ધરણી ધ્રુજે ધ્રુ ઉછળે, ડોલ્યા શેષ કરાલ;
પોસ માસે મહાદેવની, લેવા આવ્યા ખબર,
શિવજી ગયા જોગ સાધવા, તપીયા ન મલ્યા ઘર.
* * * * *
* * * * *
મહા મહિને મહાદેવજી, નારદજી કહેવાય,
નારદ આવ્યા જાણીને, દેવ સન્મુખ જાય;
પૂજા કીધી અતિ ઘણી, ગિરીજા લાગ્યાં છે પાય,
શિવજીતણા શા શા થયા, કૈલાસમાં કેમરે'વાય.
ફાગણ ફુલ્યો છે ફુલડે, વનમાં કેસરનાં ઘોળ,
જટા મધ્યે ઝરે જાહ્નવી, જમના સમતોલ;
લગન લાગુંછે તમશું, હર કામના પૂર,
નારદે છળ્યા છે ઉમિયા, શિવ છે પરપંચપૂર.
ચૈતરે ચિત્તડું ચોરવું, દેવી શિવને છળવા,
બની સોળ વર્ષની સુંદરી, ચાલી શિવને મળવા;
કાનેઅકોટી પિત્તળ તણી, ગુંથ્યો મણિનો રે હાર,
સોળ કળાનો વાળ્યો ચોટલો, સોનાની રે ઝાલ.
વૈશાખે વાયા વાવલા, બોલે બપૈયા મોર,
પાર્વતી મધ્યે વિનવે, વિજળી સમ તોલ;
ધ્યાન મુકીને શિવ જાગીયા, જોયું ચારે રે પાસ,
વેશ દીઠો ભીલડી તણો, કોટી સૂરજ પ્રકાશ.
જેઠ માસે જીવણ જાગિયા, આવ્યા ઉમાજી પાસ,
છેડો ઝાલ્યો ભીલડી તણો, હાવે તું ક્યાં રે જાશ;
ત્રિલોક સુંદર લોચની, સોહીએ આપણે દરબાર,
ભીલ મતિ ભમતી ફરે, એકલી વન હલકાર.
આષાડ માસ ઉલટયો, બોલે બપૈયા મોર,
વરસાદ લાગ્યો વરસવા, વીજળી સમ તોલ;
આઘો ખસની રે જોગટા, તપ યારો રે ભંગ,
ઘરડો થઈને શું રે આચરે, તારા એ શા રે ઢંગ.

શ્રાવણ સુંદરી આચરી, તારે ઘેર બે નાર,
ત્રીજી આવી હું શું કરું, શિવજી મનમાં વિચાર;
કહે તો પાર્વતીને પરહરું, કહે તો પધરાવું પીએર,
ગંગાને ગુપ્ત કરું, ચાલી કૈલાસે ડેર
ભાદરવો ભડ ગાજીયો, જુગ જુગને રે કર્મે,
જ્યારે તજ્યાં રામ જાનકી, તમારાં ક્યાં ગયાં ધર્મ;
વાતમાં વેહવળ થયા શંકર, ચુક્યા સૌ ધ્યાન;
કામદેવે કપટ કરી, માર્યાં મોહનાં બાણ.
આસો માસે તપને તજી, આવ્યા ઉમિયાજી પાસ,
પાર્વતી મનમાં હરખીયાં, ગાય નાકર દાસ;
કાલા કાલા શબ્દે વિનવે, ઉમિયા હરખી જોઈ નેહ,
કામે વેંધાણો હરાઈયો, ફોકટ દમ્યો દેહ.
બારે માસ પુરા થયા, થયો તેરમો માસ,
ગાય શીખે ને સાંભળે, તેનો વૈકુંઠ વાસ.

## વિદુરની વિનતિ.

### પદ ૧ લું.

વિદુરતણે ઘેર કૃષ્ણ પધાર્યા, દુર્યોધને વાત જાણી;
આખા નગરમાં આણ વર્તાવી, શું જમશે સારંગપાણી.
શમીતણે પત્ર રહે એટલું, જે આપે વિદુરને અન્ન;
તેહેનું શરીર શત ખંડ કરું, એમ કોપ્યો દુર્યોધન.
ત્યારે વિદુર વસ્તીએ નિસર્યા રે, વસ્તુ તાંહ નવ મળીઓ;
હાટ ચૌટાં નગર ભમીને, સેવક પાછો વળિયો.
અરે અબળા અન્ન કોઈ ન આપે, રાજાએ ફેરી દુવાઈ;
ઉછી ઉધારે કો નવ આપે, ન મળે બહેન ને ભાઈ.
અનાથીયાં પ્રભુ કાં અવતર્યાં, હું અબળા મન લાજી;
વાળી ખોળો વાડીમાં પેઠી, વીણી તાંદુલની ભાજી.
શાક પાક સર્વે તાંદુલના, અવર નહિ બીજું અન્ન;
સાતસેંહે સામંત લેઈને, આવ્યો દુર્યોધન રાજન.
ત્યારે પ્રાણનાથ કહે ભલે પધાર્યા, કાંઈ એક કારણ કહિયે;
અમો જાણ્યું જગદીશ પધાર્યા, પ્રોહોણામાં થઈ રહિયે.
ત્યારે વિદુરે પેર સાંભળી, મારી હાવે પેર શી થાશે;
આ કૃષ્ણતણી સહુ પેર પાધરી, ભાજી એને કયમ પીરસાશે.

વળતાં જળ બારણે પધરાવ્યાં, પ્રથમે નાહ્યા પરિબ્રહ્મ;
સહુકો આરોગવા રાયજી પધારો, પ્રીશે છે નિક્રમ.
ત્યારે બધે બાજઠો લેઈને બેઠા, ને ભગવંત ભાજી લાવે;
પણ વિદુરની વનીતાએ રાંધ્યું તે, ભૂપતને કેમ ભાવે.
સહુકોને ભાજી પ્રભુએ પહોંચાડી, કપટ શુરાએ વખાણી;
પ્રથમ પ્રીશણે ભાજી આવી, ત્યારે બીજી રસોઈ સર્વે જાણી.
પ્રથમ શાક કે પાક હોય રે, એમ કહે જગજીવન;
ભાભી ભૂપતિ ભૂખ્યો છે હાવું, લાવો પ્રીશીએ અન્ન.
અબળા ઉદ્રાંટી ઉભી રહી, વિમાસ્યું મન આપ;
આ વેળાને કાજે હરિ મેં, રે નાં પાળ્યો સાપ.
વારે વારે શું માગો વિઠ્ઠલજી, અબળા થઈ મન લાજું;
જો મેં અન્ન રાંધ્યું હોય તો, કહેતાં આવું આજું.
નારી નયણે નીર ઢળે, એમ બોલ્યો * જદુરાય;
ભાભી તમારા મનમાંહાં હોય તે, ચિતવજો રે બાઇ.
જે રાંધ્યું હોય તે લાવો, એમ બોલ્યા મોરારી;
પાત્ર ઉઘાડી પ્રેમદાએ જોયું, માંહે સેવ રંધાણી સારી.

ઢાળ.

તળે શર્કરા સુંદર ભર્યાં, શાક પાક નહિ પાર રે;
કહે કવિતા હું શું વખાણું, તાંહાં આવ્યા જગદાધાર રે.
ફળી જલેબી દૂધપાક, હરિ પ્રીશે વારો વાર રે;
સેવૈયા મોતિયા લાડુ, પકવાનનો નહિ પાર રે.
શાળ દાળ ઘી તરતનાં તાવ્યાં, હવે શાકનો વારો રે;
કાચાં કેળાં તૂરિયાં, ભાંબી ટીંડુરાં વધારો રે.
વેંગણ મૂળા ને મોગરી, કારેલાં રોલરાં (?) રે;

વળતી દુર્યોધન મન વિમાસ્યું, એ તો કૃષ્ણજીનું કામ રે;
દુર્યોધન દુઃખ પામીયો, ધાઈ ધાઈ કરે પ્રણામ રે.
વિદુર વિનતિ ગાય સાંભળે, તેની પહોંચો આશ રે;
બેહુ કરજોડી વિનવે તે, નાકર હરિનો દાસ રે.

પદ ૨ જું.

નહિ આવે રે નહિ આવે, નાથજી નહિ આવે;
એને મોહી તે મથુરાની નારી રે, ગોકુળીયું કેમ ભાવે. નાથજી૦
વૃંદાવનમાં સાલ દુસાલા, નાના વિધના વાઘા રે;
ગોકુળ મેલી વા'લો નાશી ગયો છે, કાળી કામળીઓ ઓઢવાવાળા રે. નાથજી૦
ગોકુળ ગામનો ગોવાળીયો રે, થયો મથુરાનો રાય રે;
અહીંયાં હરિ નહિ આવે રે, એને નિત્ય દોવી પડે ગાય રે. નાથજી૦
કંસરાયની દાસી કહાવે, ખુંધી ને વળી ખોડી રે;
કાળો રે કાનડ કાળી રે કુબજા, એની ભલી બની છે જોડી રે. નાથજી૦
પ્રેમતણા પ્રણામ હમારા, પ્રીતે પ્રભુજીને કહેજો રે;
સેવકરામના સ્વામીને કહેજો, વા'લા સાનમાં સમજીને રહેજો રે. નાથજી૦

---

# સ્ત્રી કવિઓ.

**કીબાઈ.**

પદ ૧ લું–રાગ કલ્યાણ.

બાંહ ગ્રહાકી લાજ, પ્રભુ બાંહ ગ્રહાકી લાજ. ટેક.
આજ સુધી હું અજાણી હુતી, પ્રભુ મેં ઓળખીયા છે આજ. પ્રભુ બાંહ૦
ભાર ભર્યો લેખે અલેખે, પાણી ઉપર ઝાઝ પ્રભુ બાંહ૦
ધણી સાહે કીધી પ્રભુ વનમાં, આપ્યું અવિચળ રાજ. પ્રભુ બાંહ૦
કહે જાનકી હું પામર પ્રાણી, સરીયાં હમારાં કાજ. પ્રભુ બાંહ૦

**રામબાઈ.** *

પદ ૧ લું.

સાંભળને શામળીઆ વા'લા, તારે ને મારે ઘણી માયા રે;
જો મહેતો જમવા નહીં આવે તો, તતક્ષણ તજું મારી કાયા રે. સાંભળને૦

---

* આ બાઈ નરસિંહ મહેતાના શિષ્યાણી હતી એમ કેટલાક કહે છે કેટલાક અને જ માનબાઈ કહે છે. કદાચ એનાં બે નામ હશે. બૃહત્કાવ્યદોહનના ત્રીજા ભાગમાં આ પદની પ્રથમ બે પંક્તિ, માનબાઈના પદની પ્રથમ બે પંક્તિને મળતી છે; પણ ઉપરના પદની બીજી સર્વ કડી જુદી જ છે.

કપટ નથી મહેતાના મનમાં, મે'તાને આન્છવે જાઉં રે;
નાગર સર્વે નિંદા કરે છે, ગુણ તો ગોવિંદના ગાઉં રે. સાંભળને૦
અંતરજામીએ અરજ સાંભળી, નાગર જમવા બેઠા રે;
એક એકના હાથમાં હાથ ગ્રહીને, નાગરમાં ઢેડા પેઠા રે. સાંભળને૦
અન્યો અન્ય સઉ વાત કરે છે, એક એકને સઉ પૂછે રે;
નાગરી નાત ઉત્તમ શિરોમણી, તેમાં તે ઢેડનું કૌતક શું છે રે. સાંભળને૦
નરસિંઓ શ્રી કૃષ્ણને વા'લો, આપણે કીધું અપમાન રે;
હરિનો દાસ દુભ્યો તે માટે, કોપ્યા શ્રી ભગવાન રે. સાંભળને૦
ડાહ્યા ડાહ્યા સઉ ટોળે મળીને, કીધો મન વિચાર રે;
જો મહેતોજી જમવા નહિ આવે તો, ગામ નિસરું નાત બા'ર રે. સાંભળને૦
નાગર સર્વે ટોળે મળીને, જઈ મે'તાને પગે લાગ્યા રે;
કહો મહેતાજી જમવા કેમ ન આવ્યા, વાટડી જોઈ જોઈ થાક્યા રે. સાંભળને૦
કપટ નથી કંઈ મે'તાના મનમાં, તતક્ષણ જમવાને આવ્યા રે;
રામબાઈના સ્વામી શામળીએ, સઘળા ઢેડ સમાવ્યા રે. સાંભળને૦

## જેઠીબાઈ.

### પદ ૧ લું–રાગ પ્રભાત.

હરિએ લખ્યા સો નહિ મીટે, વાંકા ધાંખા ના ધરનાં;
જોગ લીયો તો ક્યા ભયો, આખર ભટકીને મરના. હરિએ૦
જોગ લીયો ગોપીયને, કોઈકી આશ ન કરના;
અદલ ફકીરી હો રહી રે, ગુરુ કૃપાથી ઉગરના. હરિએ૦
અકળ સ્વરૂપ આત્મા, તો પાપ ક્યા કરના;
ડુંગર કોરીને પેસીએ, તોએ મે'લે નહિ મરના. હરિએ૦
આશા તૃષ્ણા ઈર્ષ્યા, ત્રણને ત્યાગ કરના;
ગુરુ સંગે બાઈજેઠી ભણે, અમરવરને વરના. હરિએ૦

## માનબાઈ.

### પદ ૧ લું. ૪

પેલી ચતુરાના ચિત્તનો ચાળો રે, એને કોઈ નિહાળો રે;
એના અત્તર નેત્રનો ઉલારો; એને૦
નથી રે ઘડી બ્રહ્માએ ભામની, આપ બનીને આવી રે;
ચૌદ લોકની શોભા સુંદર, એનાં નેણ કમળ વિસારી રે. એને૦
ધડયું રે ધરેણુ એને હાથે, ભરત ભરી છે ચોળી રે;
પહેરી ચુંદડી કોર કસબની, કસુંબાના રંગમાં રોળી રે. એને૦
શેઠ પુત્રીની સાહામું જોયુ, બહેન કાંહાં થઈને આવી રે;
ઓરડીએ તાળું દેવડાવ્યુ, કુચી કાંહાં થકી લાવી રે. એને૦

પુત્રી આવીને મંદિરં ઉઘાડયું, મહેતાજી પય પાય રે;
પુત્રે આવીને પિતાને કહ્યુ, ત્યારે મનમાં વિસ્મય થાય રે. એને૦
આ પુત્રી મહેતાજી તમને સાંપી, એની અવર વેદના વામી રે.
શેઠાણી જઈ ચરણે લાગ્યા, મળ્યો માનબાઇનો સ્વામી રે. એને૦

ઈચ્છાબાઈ.*

પદ ૧ લું.

મારા રૂપાળા રણછોડ, શોભા શી કહુ રે ડાકોરની. ટેક.
તમો દ્વારકાંથી આવ્યા રે, બોડાણાને મન ભાવ્યા. શોભા૦
ત્યાં તો સઘ ભરાયો સારો રે, નાહાવાને માખણીઓ આરો. શોભા૦
ત્યાં તો ગોમતી લેહેરે જાય રે, ત્યાં તો હરિનો ભેટો થાય. શોભા૦
હરિને કાને કુંડળ લલકે રે, મુગટમાં હીરા ચળકે. શોભા૦
મને મળ્યો ઇચ્છાબાઇનો સ્વામી રે, સહુ ગોપીઓ આનંદ પામી. શોભા૦

# પરચુરણ કવિઓનાં પદો.

સુરદાસ.

પદ ૧ લું–રાગ કેદારો.

દૂતી કહે વ્રખુભાણુ નદની, મારી વિનતડીયે પધારો રે;
રોહીણી સુતનો ભ્રાત બોલાવે, કુંજભુવનમાં ચાલો, રે.
કમળભૂ તનયાવાહન ભૂખણ, તાત તનયા પતિ કેમ પામુ રે;
અવગુણ શેરે વસે અતિ મારા, દર્શન કેઈ પેરે પામુ રે.
રજનીપતિ† વદનની હુ સજની, તે દેખી મનડું હરે રે;
કશ્યપ સુતનો રીપુ મજે તો, તતક્ષણ મુજને ગળે રે.
બનો રીપુ તા રીપુ તા રીપુ વેણી, તે દેખીને મનડું ડરે રે;
રજની પતિ ભગનિ પતિ વાહન, તતક્ષણ મુજને હણે રે.
હર હાર આહાર વાહન તેણી, તેને ચિત્રક વાઘ વિદારે રે;
સુરપતિ વાહન ગમન કરે તો, પોચાઅણ (?) મુને મારે રે.

* આ બાઈ ડાકોરમા રહેતી હતી એક આખે કેવળ આધળી ને એક આખે થોડુંક તે જોઇ શકતી હતી. વિધવા, જ્ઞાતે ઔદિચ બ્રાહ્મણ, રણછોડજીના પ્રસાદપર એનો નિર્વાહ ચાલતો ને ડાકોરની ગૌશાળા આગલ પડી રહેતી. એ આસરે સવત ૧૯૧૫ મા મરણ પામી, અને તે વખતે સિદ્ધપુરના માણજીભાઈ નામના કોઈ કણબીએ એની ક્રિયા કરાવી હતી, તથા ડાકોરના બ્રાહ્મણ ને સાધુઓને જમાડયા હતા એમ કહે છે એણે ઘણા પદો કરેલા કહેવાય છે એ ડાકોરમા આસરે ૩૦ વર્ષ રહી હતી.

જો રજની હું આવું છાની, પાએ નેપૂર વાજે રે;
દારણ શબ્દ સુણવા અતિ શ્રવણે, તે મેઘની પેરે ગાજે રે.
રતીપતિ વાસો હુમે સજની, મન્મથ જેને જાણે રે;
સુરપતિ ભેખ ભખણ પતિ જનની, તા પતિ દેહ મારો બાળે રે.
દધીસુતા હું કહું છું તુજને, હરિ દુભાયે કેમ સરે રે;
સુરદાસના પ્રભુને મળતાં, વચમાં વિઘન કોણ કરે રે.

પદ ૨ જું.

નહિ આવું તારી સાથે રે, દુતી હું તો નહિ આવું તારી સાથે રે;
સાહેરનો સુત વસે મારા વદને, તેને દેખી શહુ ત્રાસે રે. દુતી હું૦
તારી સાથે આવું તો ગજનો વેરી મસે, તે કયમ્ * * *;
વનરીપુરીપુ રીપુ તારી પુઠ સરીખું, તેને દેખી ગરુડ ગળે રે. દુતી હું૦
હરિનો સુત મેં હાથમાં કીધો, તે રે કેમે ના ચળે રે;
વાયુ વેગે ને હંસ ભક્ષણ, ગમન કયાંથી મળે રે. દુતી હું૦
શંકરનો વેરી વશ કીધો તેણે, મારો જીવ ન ઠરે રે;
સુરદાસના સ્વામી સંગે રમતાં, ત્યાં કોણ દેર કરે રે. દુતી હું૦

પદ ૩ જું–રાગ સારંગ.

ગઈ રે ભૂમિ તમારી, પાંડવો ગઈ રે ભૂમિ તમારી. ટેક.
ખાંડા વિના ક્ષત્રી કેમ ખાશે, નપુંસક પુરુષ સગ રહેનારી;
અંધાનો અંધ જ્યારે આવીને બેસે, પોશ ભરે રે ગંધારી રે. પાંડવો૦
દીલ્હિં ગઈ ને દ્યુત રમ્યા, હાર્યા સર્વ ભંડારી;
લાક્ષારે ગૃહ જ્યારે પ્રજાળ્યું, જુઓ તમે ધર્મ વિચારી રે. પાંડવો૦
એક વાર આગે દુર્યોધને, પંચાળીને પોકારી;
સગાઈ તણો એક સાંધો ન રાખ્યો, જુઓ તમે ધર્મ વિચારી રે. પાંડવો૦
ખાંડુ ખેલ્યા વિના ક્ષત્રી કેમ ખાશે, શેરે ભક્તિ હે ન્યારી;
બાપનું હોય તો બળ કરી લેજો, સુર નહિ રહે ભીખારી રે. પાંડવો૦

પદ ૪ થું–રાગ સારંગ.

ભારત રચીયે ભાઈ, ભીમ કહે ભારત રચીયે ભાઈ; ટેક.
આગળ દુર્યોધન દિલ ના વિચાર્યું, જે પાંડવ પુઠ કેમ દેશે;
મારી ગદાએ વજ્ર ભાંડજ ભાંગ્યુ, તે રે કૌરવ કેમ સહેશે રે. ભીમ૦
ધર્મ કહે ભીમ અદકુ ના બોલો, કરણ કુંતા સુત એનો;
એને બાને અર્જુન ઓસાર્યો, ભે રે ઘણો મુને તેનો રે. ભીમ૦
આગે બાણુ રામનાં કહેવાણાં, એવાં અર્જુનનાં કહેવાય;
આ સૃષ્ટિમાં નહિ કોઈ એવો, સામી બાંહ ચડાવા જાય રે. ભીમ૦

પાંચ ભાઈ આપણ પાંડવ કહાવે, એક એકપે બીજા સવાઈ;
સુરના સ્વામી જો શીખ આપે તો, રમીએ એક ભવાઈ રે. ભીમ૦

પદ ૫ મું.

શ્યામ દધી સુત માગે, રાધે શ્યામ દધી સુત માગે; ટેક.
દધી તનયા સુત રીપુ ગત ગવની, મોહન જુઠ ના ભાખે. રાધે૦
દધીસુત હાથ લીયો દધી બદની, દધી સુત કંઠે બિરાજે. રાધે૦
કહે તો દધી સુત ખાવ મરંગી, દધી સુત પતિકી આગે. રાધે૦
દધીસુત દધીકી નીચે બેસત, હે મોહન જુઠ ન ભાખે. રાધે૦
દધી સુત ચાલ ચલત મ્રુગનેણી, સુર પ્રભુકી આગે. રાધે૦

પદ ૬ ઠું—રાગ મારુ.

પ્યારી આજ વંદ્રાવન રાસ, રાધે માન ગઈ; ટેક.
મારો શામળીઓજી ચતુર સુજાણ, મોરલી અધર ધરી. પ્યારી આજ.
સહુ સખીઓએ સજ્યો શણગાર, એકસું એક મલી. પ્યારી આજ.
ઉગ્યો શરદ પૂનમનો ચંદ, ખીલી કમલ કલી, ખીલી કમલ કલી. પ્યારી આજ.
વાગે તાલ પખાજ વિણા યંત્ર, ધમકે ઘુઘરડી, ધમકે ઘુઘરડી. પ્યારી આજ.
ત્યાં તો સુર નર મંગળ ગાય, બ્રહ્મા વેદ ભણે, બ્રહ્મા વેદ ભણે. પ્યારી આજ.
ત્યાં તો સુરદાસને બહાર, એ રસ જાય છલી, એ રસ જાય છલી. પ્યારી આજ.

પદ ૭ મું—રાગ મારુ.

ગયું રે જોબનીયું વાહીને, ઓધા ગયું રે જોબનીયું વાહીને; ટેક.
માથે આવ્યાં પળીયાં, ડાચાં બેહુ મલીયાં, ઉઠત લાકડીયાં સાહીને. ઓધા૦
નેણ નાશીકા ગળવા રે લાગી, શરીર ગયાં રે સુકાઈને. ઓધા૦
સુરદાસ પ્રભુ તમારે મીલનકુ, પલકમાં ગયું એજે વાહીને. ઓધા૦

---

## હરિદાસ.*

પદ પાંડવનું.

ગરુડ ચઢી આવજો ગિરધારી, લજ્યા મ્હારી રાખજો મોરારી. ટેક૦
ભાવે ગણપતિને ગાઈયે, ગુરુને ચરણે જઈને નમીયે;
પદ પુજીને પાવન થઈયે. ગરુડ ચઢી૦
કુંતા માતા છે શુભ મતિ, સતી સાધ્વી તે દ્રૂપદી;
મારી વાહરે ચડો જદુપતિ. ગરુડ ચઢી૦
ધર્મ રાજા તે ધર્મનું ધ્યાન, રુડા અર્જુનના વિશ્રામ;
ભીમ સહિત મહા બળવાન. ગરુડ ચઢી૦

---

* પ્રેમાનંદના એક શિષ્યનું નામ હરિદાસ છે; તે અને આ હરિદાસ જૂદા છે. આ હરિદાસ વલ્લભ સંપ્રદાયનો છે.

જોગી સહેદેવને લાવે, તે તો પાંડુના પુત્ર કા'વે;
તેજવન્તા તે નિકુળ આવે. ગરુડ ચઢી૦
હસ્તીનાપુરમાં હોડ જ ધારી, માંડ્યાં દ્યુતને બાજી હારી;
પહેલે પાસે હસ્તીનાપુર હારી. ગરુડ ચઢી૦
બીજે હાર્યો તે ગર્થ ભંડાર, ધર્મ રાજા કરે વિચાર;
એમ હાર્યા તે વારમવાર. ગરુડ ચઢી૦
ત્રીજે હાર્યા તે ચતુર ચુકાવી, ગયા દ્યુત વિદ્યાથકી હારી;
ચોથે હાર્યા દ્રૌપદી નારી. ગરુડ ચઢી૦
પાંડવહાર્યા ને હિમ્મત મેલી, એમનીવાત તે વિશ્વમાં થએલી;
બહુનામી થજો મ્હારા બેલી. ગરુડ ચઢી૦
એવે બોલ્યો દુર્યોધન હંકારી, તેડી લાવો રે પાંડવનીનારી;
એમ સભામાં બોલ્યો પોકારી. ગરુડ ચઢી૦
એવે દુશાસન દોડતોરે આવ્યો, પાંડવનો સમાચાર અભળાવ્યો;
કેડ સાહી ને ચોટલો ગ્રહી લાવ્યો. ગરુડ ચઢી૦
એવું બોલ્યો દુર્યોધન અહંકારી, ખોળે બેસો પાંડવની રે નારી;
એમ સભામાં બોલ્યો હોકારી. ગરુડ ચઢી૦
ત્યારે સતીએ દીધો રે શ્રાપ, તને લાગ્યું પૂર્વનું રે પાપ;
ખોળે બેસરી શોક સંતાપ. ગરુડ ચઢી૦
ખોળે બેસે ગદા ભીમ કેરી, તને કાળે લીધો છે રે ઘેરી;
બધું યાદવ કુળ કર્યું વેરી. ગરુડ ચઢી૦
દૂર પંથ છે દ્વારીકા ગામ, સેજે સુતા છે સુંદર સ્યામ;
મારી વા'રે ચડો ઘનસ્યામ. ગરુડ ચઢી૦
હરિ ગરુડ કર્યો તૈયાર, ત્યારે બોલ્યાં રુક્મિણિ નાર;
તમે ક્યાં રે પધારો ભર્તાર. ગરુડ ચઢી૦
સતીને ભરીરે સભામાં રે આણી, એનાં ચીર લે છે દુષ્ટ તાણી;
ત્હેની વા'રે ચઢું છું હું રાણી. ગરુડ ચઢી૦
પ્રભુ ભરી રે સભામાં રે આવ્યા, પંચાળીનાં પટકુળ લાવ્યા;
કર સાહીને ચીર પહેરાવ્યાં. ગરુડ ચઢી૦
હરિએ નવસેં નવાણુંચીર પૂર્યા, તેમાં એક નથી રે અધુરાં;
ભક્ત કામમાં પ્રભુ શુરા. ગરુડ ચઢી૦
જે કોઈ પાંડવનું પદ ગાશે, તેને કોટી યજ્ઞ ફળ થાશે;
હરિદાસનું કારજ સરાશે. ગરુડ ચઢી૦

---

## પદ પંદર તિથિઓનું.

પડવે તે પ્રલ્હાદ ઉગાર્યો, ખભ તે નાખ્યો ફોડી રે;
ખંભ ફોડી હિરણ્યકશ્યપ માર્યો, નરસિંહ નામ ધરાવ્યું; પ્રભુ બહુનામી.
બીજે બાળાપણુ વશ કીધુ, માત વચનને કાજ રે;
વનમાં જઇને તપસ્યા કીધી, વશ કીધા રઘુનાથ; પ્રભુ૦
ત્રીજે તેલ કઢા ઊકાળી, સંશય કોઈ નિવારો રે;
કુવર કેરી ભક્તિ જાણી, સુધન્વાને ઉગાર્યો; પ્રભુ૦
ચોથે ચિંતા ચિત્તમા ધારી, દાસ પોતાનો જાણી રે;
મહેતાના મા'મેરાં પૂર્યાં, આવ્યા છે પુરુષ પુરાણી; પ્રભુ૦
પાંચમે પંચાળીએ સમર્યાં, મનમા રાખી ધીર રે;
દ્વારકાંથી પ્રભુ દોડી આવ્યા, તત્ક્ષણ પૂર્યાં ચીર; પ્રભુ૦
છઠ્ઠે બળી છળવાને કાજે, વામન ધરીયુ રૂપ રે;
પાતાળ કેરું રાજ્ય આપ્યુ, ઇંદ્રનુ કારજ કીધુ અનૂપ, પ્રભુ૦
સાતમે સુદામા કેરા, તાંદુલ લીધા તાણી રે;
ચાર પદારથ તેને આપ્યા, એવા છે સારંગપાણી, પ્રભુ૦
આઠમે અંબરીષ રાય કેરો, શો કહુ મહીમાય રે,
સુદર્શન જારે પુઠે ધાયુ, દોદિશ દોડ્યો જાય; પ્રભુ૦
નવમી નારાયણ નામ થકી, અજામેલ પામ્યો પાર રે;
ભાવ સમજી ભગવાન ભજી લો, પ્રભુ નોધારાનો આધાર. પ્રભુ૦
દશમે દુર્યોધન રાયે, અતિ કર્યો અહકાર રે;
પાડવની પત રાખી પ્રભુએ, કૌરવનો કીધો સહાર; પ્રભુ૦
એકાદશીએ અહલ્યા તારી, ગૌતમ કેરી નાર રે;
ચરણ કમળનો મહિમા જાણી, ભજીયે શ્રી ગોપાળ; પ્રભુ૦
બારસે પ્રભુએ બળતા રાખ્યાં, માંજારી કેરા બાળ રે;
નીમામાથી પોતે ઉગાર્યાં, એવા છો પ્રતિપાળ*, પ્રભુ૦
તેરશે ત્રિલોચન ઘેરે, પ્રભુએ ભર્યાં પાણી રે;
જબીલોજી છાના આવ્યા, દાસ પોતાનો જાણી; પ્રભુ૦
ચૌદશે ચદ્રહાસ ઉગાર્યો, કપટ રચ્યુ હતું ભારી રે;
વિખ ફેડીને વીખીયા કીધી, કુવર નાંખ્યો મારી; પ્રભુ૦
પુનમે પોપટ ભણાવતી, ગણિકા મહાપદ પામી રે;
દાસ હરિની લીલા ગાજે, સઘળા જગતના સ્વામી, પ્રભુ૦

---

* પાઠ. 'એવા છો દીનદયાળ.'

## દાણલીલા—પદ ૧ લું.

કાનડ કાળાએ ઘેરી ગોપી; એણે લોક લાજને લોપી. ટેક.
વેગળા રહોની રે વાટેથી વનમાલી, શાને કાજે રે મહીઆરીને ખાળી. કાનડ૦
દાણ નહિ આલું રે દામોદરજી તમને, આલીગાળા રે આળ ના કરશો અમને. કાનડ૦
ગુમના કરીયે રે જાત તમારી જાણું, હરિના સ્વામી રે કઈ પેરે વખાણું. કાનડ૦

### પદ ૨ જું.

ઓ મહિયારી રે, આમ શું અતડું બોલે. ટેક.
દાંડી જાતી રે દાણ અમારું ચોરી, આજ નહિ છોડું રે ભ્રખુભાનકી છોરી. ઓ૦
તું ભરવાડી રે આવડું જોર જણાવે, તારા વિના રે અમને કુણ આડી આવે. ઓ૦
નામ અમારું રે, નંદ દુલારો કહેવાય, વન જાતાનું દાણ તે લવાય. ઓ૦
આણી વાટે રે આણ હમારી ચાલે, હરિના સ્વામી રે મારગડામાં મા'લે. ઓ૦

### પદ ૩ જું.

શ્રી વલ્લભ વલ્લભ ફૂળ મંડળી, ગાવે તે નર જન સુખકારી;
શ્રી વીઠ્ઠલ નાથ પધાર્યા પ્રીતે, ગીરી ગોવરધન ધારી. શ્રી વલ્લભ૦
એક રૂપને બહુ રૂપકરીને, લીલા બહુ વિસ્તારી;
નીત નીત લીલા નૌતમ ભાસે, હરીદાસ ગાવે બલીહારી. શ્રી વલ્લભ૦

---

**માંડણ.**

### મનને બોધ—સાખી.

મરધા તુને કોણે ભણાવીયો, પાનાં પુસ્તક હાથ;
મરણ સજેલાં માનવી, તુને કેમ સુઝે પ્રભાત.

#### ઢાળ.

શેઠ કીધો હવે શ્યામળો, જેણે મહા ધન આલ્યું;
નાણું ખરું હરિ નામનું, ત્રણ લોકમાં ચાલ્યું. શેઠ૦
અવર વેપાર ઉપાડીયો, કાઢી કર્મની કોઠી;
લક્ષચોરાસી જોઈ વળ્યો, ખાલી ખડખડ ખોટી. શેઠ૦
મોહ મત્સર બહેકી ગયા, મન ગમતા મહાલે;
કહ્યું તે કોઈનું નવ કરે, બેઠો ઘર ઘાલે. શેઠ૦
કામ ક્રોધ બે ભેગા થયા, તેણે મૂકીયા વાહી;
તે મમતાને લાવીયા, કાને રાખી સાહી. શેઠ૦
છળ ભેદ તે બે છોકરા, થઈ બેઠા છે મોભી;
દગાને ઘાલ્યો દુકાનમાં, કોણ રાખે છે થોભી. શેઠ૦
હરખ શોકની હું દીકરી, માંહી મનવો મોટો;
વાણોતર વધી ગયા, પછે આવ્યો રે તોટો. શેઠ૦

વ્યાજ ડુલ્યું રે વીમાતણું, ખાતું નવ જૂએ;
મેળ ના કાઢે મૃત્યુનો, પછે આપ વગૂવે. શેઠ૦
વીમો લુંટાયો વાટમાં, વણ પ્રીછે છે વાણી;
આંગરીયા અહંકારના, બુડ્યા વણ પાણી. શેઠ૦
આથી ને પોથી જે હતી, સર્વ ખોઈ રે બેઠા;
જમ રે આવ્યા જ્યારે લુંટવા, નાશી ઘરમાં રે પેઠા. શેઠ૦
અંતે ન જોયો આવરો, ભમ ભગલ ચલાવ્યું;
નવ દ્વારે નાઠો ફરે, સાથે કોઈ ના આવ્યું. શેઠ૦
નોકર સર્વે નાશી ગયા, શેઠ એકલા સાલ્યા;
લુલોપતી* તેણે બહુ કરી, સર્વે મેલીને માયા. શેઠ૦
લાખે લેખાં લોભનાં, જર ન રહ્યું જરીક;
પુણ્ય પાપની કોથળી, ઠાલી રહી ઓશીક. શેઠ૦
ચિત્તતણો જે ચોપડો, તેને મૂકયો રે જોઈ;
પાનાં છેરે પ્રપંચનાં, જેને નાખ્યાં ધોઈ. શેઠ૦
ચતુર હોય તો ચેતજો, ચિતવે ચકલે બેસી;
નર કોઈ જીતી નથી ગયો, આ વણજારી પેઠી. શેઠ૦
શોધી કાઢી સાચા શેઠને, વહેપાર વધારો;
લેખું ચોકખું લાભનું, આલીને પરવારો. શેઠ૦
નીર થઈ નાણું કર્યું, ઢાંકયું કાઢયું દેવાળું;
કહે માંડણ હવે નહિ કરું, ધોળા ઉપર કાળું. શેઠ૦

---

અજરામર.†

## શંકર અને ભીલડીનું પદ.

શંકર વસે કૈલાસમાં, ભોળો ભીક્ષાનો ભોગી;
સદા વસે આનંદમાં, કહાવે નિર્ગુણ જોગી. શંકર૦ ટેક.
સકળ દેવનો દેવ તારે, ચૌદ લોકનો ઈશ રે;
પંચવદન ઝળકી રહ્યાં, શોભે ચંદ્ર તે શીશ રે. શંકર૦ ૧
અર્ધાંગે ઉમીયા ધર્યાં, જટામાં જાહ્નવી બીરાજે રે;
નામ લેતાં મહાદેવ ભોળો, ભવદુઃખ ભાંજે રે. શંકર૦ ૨
રુંઢમાળા કંઠે ધરી, અંગ ભસ્મ લગાઈ રે;
વરદાન આપતે શીવ દૈતને, દેવ સાથે લડાઈ રે. શંકર૦ ૩
તે શંભુજી કહે ઉમીયા સુણો, જાવું ગંગાની તીર રે;
તપ કરવાની ઇચ્છા ઘણી, મન રાખવું છે ધીર રે. શંકર૦ ૪

---

*લલ્લો પત્તો–જુઠા સાચાં, બહાનાં. † મીયાગામ પાસે કારવણનો રજપૂત. એ કલગી તોરાવાળાના કૂળનો હતો અને બહુ ફક્કડ રીને લાવણી બોલતો હતો. આશરે ૫૦ વર્ષ પર હૈયાત હતો.

ઉમીયા કહે શ્રીપુરારીને, વનમાં અપ્સરા આવે રે;
કયમ કરી યોગ આરાધશો, કામનાં બાણુ ચલાવે રે. શંકર૦ ૫
શીવજી કહે ઉમીયા સુણો, કામની આવે નિર્વાણુ રે;
ધ્યાન થકી નવ ચુકીએ, વાત માનો પરમાણુ રે. શંકર૦ ૬
એમ કહીને શીવ ચાલીયા, આવ્યા ગંગાની તીર રે;
નીર્મળ ઠામ નિહાળીઓ, આસન વાળી સધીર રે. શંકર૦ ૭
જટા મેલી છે શીવે મોકળી, ધરી બ્રહ્મ રુંધ્યો શ્વાસ રે;
બપૈયા પીઉપીઉ કરે, આસો ચૈત્ર માસ રે. શંકર૦ ૮
તપ કરતાં ખટમાસ વહી ગયા, ઉમીયાએ વાત મન જાણી રે;
ગજગતી ચાલે ચાલીયાં, રૂપ ધર્યું ભીલી રાણી રે. શંકર૦ ૯
ત્યાંથી તે ભીલી રાણી ચાલીયાં, આવ્યાં વૃંદાવન ખંડ રે;
ઘોર ઘટા ને ચામે વીજળી, મોર બોલે પ્રચંડ રે. શંકર૦ ૧૦
ગગન ઘટાને છાઈ વીજળી, મોર બોલે પ્રમાણુ રે;
મકરધ્વજ રહ્યો વેગળો, શીવશું સાંધ્યાં છે બાણુ રે. શંકર૦ ૧૧
આસનથી શીવ ડગમગિયા, સતીનાં નેહ ભર્યાં નેત્ર રે;
રાગ મલાર આલાપીઓ, વાવ્યાં વીજયાનાં ખેત્ર રે. શંકર૦ ૧૨
પીયુ ગયા છે તપ કારણે, તેને થયા ખટમાસ રે;
સાચું કહો દેવ જોગેશ્વર, કયારે આવે ઘર વાસ રે. શંકર૦ ૧૩
આસન થકી શીવ ઉઠીયા, આવ્યા ભીલ રાણી પાસ રે;
કયાંથી આવ્યાં તમો કામની, કયાંનાં તમારો ઘરવાસ રે. શંકર૦ ૧૪
* * * * ભીલડીનો વેશ રે;
મુનીવર જાણીને પુછીયું, કયારે આવશે અવાસ રે. શંકર૦ ૧૫
વ્યાકુળ થઈ શીવ બોલીયા, વન ગયાની શી આશ રે;
કૃપા કરોની મૃગલોચની, આવોની મારે પાસ રે. શંકર૦ ૧૬
હસીને ભીલ રાણી બોલીયાં, ધનધન મારા દેવ રે;
તમ ઘેર ગંગાપાર્વતી, તેની કોણુ કરે સેવ રે. શંકર૦ ૧૭
પાર્વતીને કહો તો પરહરું, ગંગા બને તારી દાસ રે;
સાખી રાખું સર્વે દેવને, વસું તારે અવાસ રે. શંકર૦ ૧૮
સાખ પુરાવી સર્વે દેવની, ગ્રહો શંભુજીનો હાથ રે;
ઉમયાએ રૂપ પ્રકાશીયું, લાજ્યા ગૌરીનો નાથ રે. શંકર૦ ૧૯
શીવજી તે મન ક્રોધીયા, કર્યો કામ દહન રે;
પાર્વતીયે નખમાં ગ્રહો, શીવ ચાલ્યા સદન રે. શંકર૦ ૨૦
ઉમીયાને શીવે સંતોખીયા, પછે થયો જયજયકાર રે;
ગાય શીખે ને સાંભળે તેનો થાય ઉદ્ધાર રે. શંકર૦ ૨૧

એ શીખે ને સાંભળે, તેની શંકર પૂરે આશ રે;
અજરામર શીવ સેવતાં, તેનો કૈલાસે વાસ રે. શંકર૦ ૨૨

## ગોકુળદાસ.

### પદ ૧ લું–રાગ હોરી.

ઘેરી ઘેરી ઘેરી હો! નંદલાલે ઘાટ પર ઘેરી હો. ટેક.
ગોપી ગોવાળા સંગે બોલાવી, વીંટી વળ્યા ચોફેરી હો. નંદલાલે૦
હાથો હાથ છાંટે પીચકારીઓ, ભરી કેસર રંગકેરી હો. નંદલાલે૦
ચીર ચોળી મારી રંગમાં રોળી, કોરી કડકડતી પે'રી હો. નંદલાલે૦
સ્વામી ગોકુળના એમ શું કરતા, પેલા ગોવાળીઆને ભંભેરી હો. નંદલાલે૦

### પદ ૨ જું–રાગ હોરી.

હો રંગ વાધ્યો રે રંગ વાધ્યો, રે હોળી રમતાં રંગ વાધ્યો. ટેક.
લાલને વા'લે મગન થઇ રમતાં, વિસરી સર્વે ઉપાધી હો. હોળી રમતાં૦
બ્રહ્મા વેદ અગમ ઉચરે છે, લલીતાના સંગમાં લાધ્યો રે. હોળી રમતાં૦
જોગી મુનિ ધૂનીના ધ્યાનમાં, તે આ વેશ ક્યાંથી સાધ્યો રે. હોળી રમતાં૦
જોગી જપત જપ તપ કરતા, આવે નહિ હરિ આરાધ્યોરે. હોળી રમતાં૦
જન ગોકુળ કહે ગોપી ગોવાળને, તે પુરણ પુરુષોત્તમ બાંધ્યોરે. હોળી રમતાં૦

### પદ ૩ જું–હોરી.

ખૂબ ખેલે છે, ખૂબ ખેલે રે, ફૂલ દડુલે ખેલે. ટેક.
આપ આપણા ઉર હાર ઉતારી, તે અબીલગુલાલમાં ભેળે રે. ફૂલ દડુલે૦
નંદકુંવરની સંગે શોભે, બળીભદ્ર બંધવ ખેલે રે. ફૂલ દડુલે૦
સંગ સખીઓ સહુ રાધાજીને, તે હઇડે હર્ખતણી હેલે રે. ફૂલ દડુલે૦
અરસપરસ એક એકપેં ફેંકે, હાથ આવે તેને ના મેલે રે. ફૂલ દડુલે૦
જન ગોકુળ પ્રભુ સંગે ગોપીઓ, તે રમતી રંગતણે રેલે રે. ફૂલ દડુલે૦

## લક્ષ્મણ.

### પદ ૧ લું–રાગ મારુ.

હાં રે તારી મોરલીએ મહારાજ, મન હરી લીધાં રે;
હાં રે મારી ગઇ છે સુધ ને સાન, કામણ કીધાં રે. મન૦
સુધ બુધ સર્વે હો વિસરી રે, તન મન વ્યાકુલ થાયરે;
તમો રે વિના અમને નવ ગમે, હરિ મારુ મંદિર ખાવા ધાય. મન૦
અંતરમાં વ્યાકુળ થયાં રે, તજીયાં ભોજન પાનરે;
અવળાં આભૂષણ પહેરીયાં રે, હાં રે મેં તો નેપુર ઘાલ્યાં કાન. મન૦
સેંથે કાજળ ટો સારીયાં રે, નયણે સિંદૂર રેખરે;
એક એકથી ઉતાવળાં રે, હાં રે અમે નિસરી આવ્યાં દેખાદેખ. મન૦

કુંવર પરણાવ્યો કોડે કરીને, પૂર્યા મનનાં કોડ;
જાનૈયા થઇને પ્રભુ પધાર્યા, જાતે સધાર્યા, રે એવા તો રાય રણછોડ;
પ્રતિજ્ઞા પાળી રે, પ્રીત તણા છો પળીયા. મહેતાજીના૦
આમેરુ મન ગમતું કીધું, કુંવરબાઇને કાજ;
દાસી થઇને આવ્યા દામોદર, પૂરી મન માની રાખી લાજ;
અબળા ભકતની ઉપર રે, અડગ થઈ ઢળીયા. મહેતાજીના૦
સાચપણમાં શામળીયો વા'લો, વણ તેડે ઘેર જાય;
જુઠપણે આંખી નવ જુએ રે, કોઇનો વઢવાયો નહિ વઢવાય;
સ્વામી કેશવના રે, બલવંતા છો બળીયા. મહેતાજીના૦

## મૂળદાસ.

---

### પદ ૧ લું.

અનુભવીને એકલું આનંદમાં રહેવું રે;
ભજવા શ્રી પરિબ્રહ્મ, બીજું કાંઈ ના કહેવું રે. અનુભવીને૦
વેદ જોયા કીતાબ જોઈ, સરવ જોઇને જોયું રે;
પણ પ્રભુના નામ વિના, સર્વે ખોયું રે. અનુભવીને૦
અવર કોઇના આત્માને, દુઃખ ના દેવું રે;
સુખ દુઃખ જ્યારે આવી પડે, ત્યારે સહીને સહેવું રે. અનુભવીને૦
જાપ અજપા જાપ જપે, ત્રણ લોકમાં તેવું રે;
મૂળદાસ કહે મોહ મદ મૂકી, મહાપદમાં રહેવું રે. અનુભવીને૦

### સત્સંગ વિશે–પદ ૨ જું.

સંગત તેને શું રે કરે, આનંદમાં કબુદ્ધિ છે કાન;
અનેક ભવ ભોગવ્યા રે, સત્સંગે ન વળી રે સાન. સંગત૦
શ્રીમંતની સંગાતે સદાય રહેતો, ને નિશ દીન રળતો રાંક;
તોએ અપરાધી અમથો રહ્યો, તેમાં શ્રીમંતનો શો વાંક. સંગત૦
રાણીની સંગાતે સદાય રેહેતી, પૂરણ દાસીપે પ્રીત;
તોએ સાહેલી સમજી નહિ, ના આવી રાજકુળની રીત. સંગત૦
મરી કપૂર બે ભેળાં રહેતાં, એકઠાં રહે બારે માસ;
તોએ તીખાઈ એની ના ટળી રે, એની બુદ્ધિએ ના આવ્યો બરાસ. સંગત૦
દાદુર રહેતો વાડીમાં રે, પડ્યો કમળની રે પાસ;
કલોલ કરતો કીચમાં રે, એને નાવી કમળની વાસ. સંગત૦
ચંદનના ગુણ સદાય શીતલ, ભેગો રહેતો ભોરંગ;
તોએ વીખીયા તેની ના ગઈ રે, ગુણનો ન તજ્યો સંગ. સંગત૦

પરજન્ય પરમારથ કરે, પણ પીએ ન એક ટાંક;
તેની રતે જ્વાસો સૂકો રહે, એમાં મેઘ તણો શો રે વાંક. સંગત૦
વિશ્વાસીને કલ્યાગત આવે, હદે લાગે રંગ;
મૂળદાસ કહે પદમાં સુણીને રહે, તેને સદાયે ફળે સત્સંગ. સંગત૦

---

કલ્યાણ.

## હરિ ચરણે ચિત્ત ધરવા વિશે–પદ ૧ લું.

ભક્તિ એવી રે ભક્તિ એવી, જેમ તરસ્યાને પાણી જેવી;
એક ગૌધેન ચરવાને જાય, એની સુરતા વાછરડા માંહ;
ચરણે ફરતું ને ચોદીશ ચરતું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦
એક માછલી જળમાં વસે છે, તેને પાણીનો પ્રવાહ ગમે છે;
પેલે પાપીએ બારણે કાઢી, તલવલ જીવ થયો રે ઉદાસી;
પ્રાણ ગયો તે તે જળને સમરવા, એવાં હરિ ચરણે ચિત્ત ધરવાં. ભક્તિ૦
એક નારી તે મનુષ્યા દેહી, પરપુરુષ સાથે લાગી તેહી;
ઘરનો કામ ધંધો નથી કરતી, પર પુરુષની પુઠે ફરતી;
એને મનનું ગમતું કરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦
એક ગુણિકા નૃત્ય કરે છે, મન ગમતા શણગાર સજે છે,
એણે આંખ આંજી અણીયાળી, નખ ચખ નિર્ખે છે નારી;
પારકું ચિત્ત પોતાનું કરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦
એક ચોર તે ચોરી કરે છે, ઘર પાછળ ફેરા ફરે છે;
એના હાથમાં ધનુષ્ય ધારી, એવી રાત ઘણી અંધારી;
પારકું ધન પોતાને હરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦
બપૈયાને વર્ષાદ વા'લો, એવી પ્રેમ ભક્તિ ઝાલો;
ચકોર ચિત્ત ચંદ્રમાં ઘાલે, અણુપેખતા દૃષ્ટિને બાળે;
કહે કલ્યાણ એથી ન ઉતરવું, એવું હરિ ચરણે ચિત્ત ધરવું. ભક્તિ૦

## પદ ૨ જું–સામેરી.

બુડવાની વાતો રે, સંસારી તારી સાંભળી રે, કે'છે અંજન વેદ પુરાણ;
મતના તે હિણા રે, મત કેઈ રાખની રે, એમ તું શું થઈ બેઠો અજાણ. બુડવાની૦
પરધન દેખી રે, ચિત્ત તારું ચળી ગયું રે, વળી મોહ્યું પરદારશું મન;
શેને અવતરીયો રે, આ સંસારમાં રે, વળી વળી વગોવાને આ તન. બુડવાની૦
હરિ જન કેરી રે, નિંદા તેં બહુ કરી રે, વળી બીજા કુડાં ચઢાવ્યાં રે આળ;
ઝેર એવાં પીધાં રે, લે'ર તને ફરી વળી રે, એક ઘડી ભજ્યા નહીં ગોપાળ. બુડવાની૦
હાવે કાંઈ તરવાનો રે, મારગ ઝાલની રે, હેતે ધર હરિનું ધ્યાન;
દિસે એવું જાણો રે, કંઈ સુખ પામીએ રે, હવે પ્રાણી કલ્યાણ કહે તે માન. બુડવાની૦

---

## નામદેવ.

### પદ ૧ લું.

હે મન પંખીડા, હે મન પંખીડા; મત પડ પંઝરમે, સંસાર માયા જાળ રે. હે મન૦
એક દિવસમાં કાળ તુજને, જપે છે ત્રણ વાર રે;
માત પિતા તારાં જોઇને રે'શે, લેઇને જાશે કાળ રે. હે મન૦
શેરી સૂધી સગાં સુંદરી, ઝાંપા સુધી માને બાપ રે;
મશાણ સુધી સગો બંધવો, પછે કોઇના આવે સાથ રે. હે મન૦
સોના વર્ણી તારી ચેહે જળે, સાં રૂપા વર્ણો ધુમાસ રે;
કંચન વર્ણી તારી કાયા જળે, ત્યારે કોઇના આવે તારી પાસ રે. હે મન૦
જન્મ સુધી તારી માતા ઝુરે, બહેની ઝુરે ખટ માસ રે;
ઘર તરણી દિન તેર ઝુરે, પછે ખોવે ઘર વાસ રે. હે મન૦
કહે નામદેવ સુણો તે બંધુ, દીનબંધુ પ્રતિપાળ રે;
આ જગમાં તારું કોઈ નહિ, પ્રાણી વેગે રામ સંસાર રે. હે મન૦

### પદ ૨ જું—રાગ ભૈરવ.

મૈં દધી મથું તુમ ખેલો રે ગોવિંદા, તુમકું મૈં દેઉંગી માખણુકા લોંદા; ૧
માત જશોદાજી મહીડાં વલોવે, કમળ નૈન ઢાઢે મૂખ જોવે. ૨
માત જશોદાજી નંદજ્યુંકી રાણી, ગોદ ખેલાવે રે સારંગપાણી; ૩
ભણત નામદેવ, રસનાએ ઓરી, છાંડ દામોદર દધકી રે દોરી. ૪

## જયદેવ—જેદેવ.

---

### પદ ૧ લું.

અરે પ્રીત લજ્યા લોપી તમારા તાતની, એ ન રાજકુંવરની રીત;
માનીતીને મનાવો ઓપી; વાહલા સાચા બોલા રે શામજી. ટેક.
જુઠા સહીયર સઘળીએ સાંભળ્યું, કરાવ્યું મ્હારું મૂલ;
અમને એક ના આપી પાંખડી, રુખી નારદ લાવ્યા ફૂલ. વાહાલા૦
સમજો સુંદરી સાંભળો, હો શામા મારી વાત;
અમારે તમ જેટલા કો નહીં, હું વાહુ સઘળે હાય. વાહાલા૦
સઉ તમને શું કરે શામજી, તમે માવજી માસીના કાળ;
કાળી નાગ તમે નાથીયો, ઉસાડયું મોસાળ. વાહાલા૦
અમે ઉભાં તાં એકઠાં તમે, ઘાલી હુતી બગલ બાંહ;
અમે સાસરે રહીને શું કરાં, જાઓ માનીતી ઘેર જાંહ. વાહાલા૦
પીયુડા પાછાં પીઅર મોકલો, હવે શાં અમારાં કાજ;
હમે સાસરે રહીને શું કરીએ, હંઇ રુક્મણીનાં રાજ. વાહાલા૦
શું કરવાને સુંદરી, કીધીતી પ્રીત પે'લી;
રીસાણી રહીએ નહીં, હરિસુ હવે ઘેલી. વાહાલા૦

ઝુમણાં ઝૂલરી કાંટડી, માગી પીધાં દમ;
વાડી રોપાવું તારે આંગણે, માંહિ પારિજાતકને વન. વાહાલા૦
ગરુડજી લેવા મોકલ્યા, પારિજાતકના વન;
ગરુડજી આવ્યા ઉતાવળા, આવ્યા તે તેને દન. વાહાલા૦
હરિએ હિંચોળો બાંધીઓ, પારિજાતકને ડાળ;
સોળ સહસ્ર સુંદરી માંહિ, ગિરધારી ગોપાળ. વાહાલા૦
રંગ વાધ્યો ભાગ્યાં રૂષણાં, પૂરી મનની આશ;
જેદેવો જાય ભામણે, સતભામા રમાડે રાસ. વાહાલા૦

**અર્જુન.***

### પદ ૧ લું–રાગ ધ્રુપદ.

કયા ફૂલાયા ફૂલ, મનવા કયા ફૂલાયા ફૂલજી.
તે સમજ વિના પડી ભૂલ, મનવા કયા ફૂલાયા ફૂલ. ટેક.
ચાપલ કહે મેં સબસેં ઉંચા, ઉત્તમ મેરા ફૂલજી;
જમનારેકું ક્ષુધા લાગી, તરત ચડાયા ચૂલ. મનવા૦
કોડી કહે મેં કચન હું, અમૂલ્ય મેરા મૂલજી;
પારેખ ઘેર જઈ પરીક્ષા કરાવી, દો દમડીમે દૂલ. મનવા૦
પોપટ કહે મેં બડા પડીતા, નહિ કોઈ મેરે તુલજી;
રામ નામ તો નિત્યે જપુ, પણ ભેદુ વિના પડી ભૂલ. મનવા૦
લખ ચોરાસી લખનાર ગયે, કોઇએ ના લખ્યા કુલજી;
અર્જુન જ્ઞાની નીજ પદ પામે, સમજ લેના મનસુર. મનવા૦

**થોભણદાસ.**

### પદ ૧ લું.

બની આવે તો રામ નામ લેઇએ રે, નીકર મૂન્ય ગ્રહીને રહીએ રે. ટેક.
કુડાંરે કઠણ વચન સાંભળીએ રે, સહેતા આવ્યા તેમ સહીએ રે. નીકર૦
આરે સંસાર સર્વે વહેતો જાણી રે, વહેતા સંગે વહીએ રે. નીકર૦
સાધુ સંતની સેવા રે કરીએ રે, મહાપદનો મર્મ લેઇએ રે. નીકર૦
ભણેરે થોભણ આ તો કૈવલ્ય પદ છે રે, લખીને રાખજો તમે હઇયે રે. નીકર૦

### પદ ૨ જું.

મન કૈસે બન્યો ગુરુ દેવ, મનવા સ્થિર નહિ. ટેક.
જેસી જલમે માછી રે, ચલત અડકતાં તાંહી;
* * તે તો જલકુ ખડકત નાંહી. મનવા૦

* એ જાતનો કોળી લીંમડીની પાસેના પાદરપરનો રહેવાસી હતો. એનાં ઘણાં પદો ટાઢીઓ ગાય છે. એ સંવત ૧૮૯૫ થી તે ૧૯૧૦ સુધીમાં હૈયાત હતો.

જેસી દીપક જ્યોત હે રે, પીપલ પાન ધ્રુજ્યાં;
જેસી ઝબુકે વીજળી, તે તો ગગન મંડળમાંહી. મનવા૦
જેસા જલકા રૂપ હે રે, એસા પવન ધુમાય;
મરણ કેસે જીતીયે, જન ધોભણ કર કુણ સાહી. મનવા૦

પદ ૩ જું.

રે કામાર્થી કરતી વિચાર, ઘટમાં ગુરુ વસે. ટેક.
પ્રથમ સ્મરો જ્ઞાનને રે, ઉપજે વૈરાગ્ય;
વાસના લિંગને વિસારિયે પછી, ધારણ હોય વિરાગ. ઘટમાં૦
અર્ધ ઉર્ધની મધ્યમાં રે, હંસ કપીલા ગાય;
ત્રિવેણી ભરપૂર વહે, નીર અમૃત ઝરી ઝરી જાય. ઘટમાં૦
સોહંગ શબ્દ ઉચ્ચારી લે રે, સુરત નુરત ચિત્ત લગાય;
ગગન મંડળની મધ્યમાં રે, જન ધોભણ નીત નીત ગાય. ઘટમાં૦

પદ ૪ થું-રાગ સામેરી.

આવોને તો અવસર રે, ફરી તને નહિ મલે રે, હરિગુણ ગાજે નર ને નાર;
મનુષ્યા દેહનું ટાણું રે, કાલે વહી જશે રે, ચોરાસી ફરવી પડશે નિર્ધાર. આવો૦
ગર્ધવ થઇને રે, ગલીએ ભટકશો રે, સાંજ પડે કુંભાર ના લે તપાસ;
ઉકરડે ચઢીને રે ભું ભું ભું કરશો રે, ઉપર પડશે મતારાં કેરો માર. આવો૦
ગવરી સુત થઇને રે, મ્હોટા ચીલા ચાંપશો રે, નહિ આવે પંથીડાનો પાર;
આંખે પાટા બાંધી રે, બહુ ફેરા ફેરવે રે, ઉપર મુરખ દેશે માર. આવો૦
ઊંટ થઇને રે, બોજો બહુ ઉપાડશો રે, ખાવશો કાંકલ ને કંથાર;
હાથીને હડસેલે રે, ગઢને ભાંગશો રે, લોઢા કેરા ભાલાનો ખાશો માર. આવે૦
વાગોલ થઇને રે, ઉધે મસ્તક ઝુલશો રે, ત્યાં કોઈ નહિ છોડાવનહાર;
થોડુંને કહ્યું રે, ઘણું કરી માનજો રે, ધોભણ વિનવે વારમવાર. આવે૦

પદ ૫ મું.

હરિ કહો, બાઇ કોણ ભણી જાઓ છો, રે કોણ દેશથી આવી;
નવલ નાર કોઈ દીસતી, સાચું કહે સમજાવી. કહો૦
હરિ હું રે આવી છું હળીમળી, હાંનીહારે મીઠા માવને મળવા;
કાને કાનુડો સાંભળ્યો, હાંનીહારે તેનું તન મન છળવા. કહો૦
હરિ આવ કથા કહું તે તણી, હાંનીહારે કાંન કપટી એ ન્યારે;
મુજને મેલી પરહરી, હાંનીહારે એવો લંપટ હરાયો. કહો૦
હરિ પ્રીત હુતી મારે પે'લડી, હાંનીહારે પ્રભુ સાથે ઝાઝી;
મુજને વીતી તુજને વીતશે, હાંનીહારે કહ્યું માનની કુડી. કહો૦
હરિ રોતા રાખું મારા ધામમાં, હાંનીહારે હું તો થઈ રહું દાસી;
દાસ ધોભણના નાથજી, હાંનીહારે રહ્યા રૂપ પ્રકાશી. કહો૦

### પદ ૬ ઠું–રાગ કલ્યાણ.

એક મને થઈ ગોવિંદ ગારે;
મન કર્મ વચન કાયા કસીને, પાઈ શકે તો કોઇને પા રે. એક મને૦
જો તું કોટી કરે જઈ કાશી, જો તું અડસઠ તીરથ નહાએ રે. એક મને૦
જો તું જપ તપ ધ્યાન ધરે રે, જો તું હાડ હિમાલે ગાળે રે. એક મને૦
જો તું જગન કરે બહુ બોહળા, જો તું જોગી સંન્યાસી થાએ રે. એક મને૦
કહે થોભણ એક પ્રેમ વિના રે, સર્વે સાધનમાં લાગી લાહે રે. એક મને૦

### પદ ૭ મું.

કૃષ્ણકૃપા વિનાભક્તિ ન ભાવે, ભક્તિ વિના પ્રભુ પાસે ન આવે. કૃષ્ણ કૃપા૦
જો કાંઈ કરીએ કોટી ઉપાય, મન રે ગળ્યા વિના મુક્તિ ન થાય. કૃષ્ણ કૃપા૦
મન રે ઉભે ઉભું સઉ કરવું, તે ફરી ફરી મરવું ને અવતરવું. કૃષ્ણ કૃપા૦
બીજ બોયા વિના તરુવર મોરે, કર્મની સાખા સઘળે સ્ફુરે. કૃષ્ણ કૃપા૦
કહે થોભણ કૃપા વિના કાચું, વેદ પુરાણે વદે એમ સાચું. કૃષ્ણ કૃપા૦

### પદ ૮ મું–રાગ સામેરી.

]ને કયાં હાર્યો રે, મૂરખ માનવી રે, આહાવી રુડી પામ્યો મનુષ્યા દેહ;
ાને દુર્લભ રે, તેહ તુને કાહવીયું રે, કરી લેની કમલાવરસું નેહ. જીતીને૦
ગી આણી દેહે રે, હરિને તો પામીએ રે, પામીએ જો અખીલ ભુવનનું સુખ;
ળખીને લેજો રે, હીરો તારા હાથમાં રે, મટશે જનમ જનમનું દુઃખ. જીતીને૦
ણું શું કાઢયું રે, હૈવે તારી દેહમાં રે, ઉઘાડીને જોની રે કર્મ કમાડ;
ગયે લાવે નહિરે, થોભણ થોભજો રે, મરી જાશે માયા કેરું ઠાર. જીતીને૦

### પદ ૯ મું–રાગ સામેરી.

એક ગાની રે, ઘેલા પ્રાણી રામને રે, આવડો શું દીઠે મોડામોડ;
નો દગાડો રે, તારો મનખો જાય છે રે, નહીં તારો ત્રણ ભુવનમાં ઠોર. ઘડી એક૦
ર બાંધી રે, શું પાણીમાં પડ્યો રે, વહેતો જાશે રે તું દૂર;
ડુ લગાડી રે, કહું તારા કામનુરે, જાણી જોઇને કૂપમાં શું નાખે ધૂળ. ઘડી એક૦
શીની વાટે રે, ચાલ્યો ઢોલ વાજતે રે, ઠોણુ કરે તારી બૂમ ને વાહાર;
દુઃખ જાણી રે, થોભણ થોભજો રે, ઉતરીને જાવું પેલી પાર. ઘડી એક૦

---

.વ.

### છંદ.

દા નંદા મુજ પ્યારા બાલમુકુંદા, ટેક.
ારલીવાળા વાંસળી બજંદા, રાધેપતિ વૃંદાવન ચંદા;
ાસ રચ્યો નાચે ગોવિંદા, સબ દેવનમે બડા દેવ બાજંદા. નંદા નંદા૦

સબકુ કંસ કરત હે રેદા, તીનકુ જાય પછાડ્યો ફેદા;
માર્યો અઘ બગ કેસરી ચંદા, નાથ્યો સબ નાગનમેં કાળી નાગસો નંદા. નંદા નંદ
માતા યશોમતિ પુત્ર મુકુંદા, છાંડ ચલે સબ ઘરકું ધંદા;
વૃંદાવનમાં વાંસરી બજંદા, તે પદ ગાવે અમૃતરાવ નવસંદા. નંદા નં

**માણેક મુનિ.**

### શ્રી વૃષભ દેવનું સ્તવન.

માતા મારુદેવીના નંદન, દેખી તાહારી મૂર્ત્તિ;
માહારું મન લોભાણું જી, મારું દિલ લોભાણું જી. માતા૦
કરુણાના ઘર કરુણા સાગર, કાયા કંચનવાન;
ધોરી લછના પાઉલે કાંઈ, ધનુષ્ય પાંચ સમાન. માતા૦
ત્રિગડે બેસી ધર્મ કહંતા, સુણો પર્ખદા બાર;
જો જન ગાયની વાણી મીઠી, વર્સતી જળ ધાર. માતા૦
ઉર્વશી રૂડી અપ્સરા રે, રામા છે મન રંગ;
પાયે નેપુર રણઝણે, કાંઈ કરતી નાટારંભ. માતા૦
તુંહીં બ્રહ્મા તુંહીં વિધાતા, તુંહી જગતારણહાર;
તુંહીં સરખા નહિ દેવ જગતમાં, અરવડીયા આધાર. માતા૦
તુંહીં બ્રહ્મા તુંહીં ત્રાતા, તુંહીં જગતનો દેવ;
સુરનર કિન્નર આદિ દેવો, કરતા તુજ પદ સેવ. માતા૦
શ્રી સિદ્ધાચળ તરવા કેરા, રાજા ઋષભજી જીન;
કીર્તિ કરે માણેક મુનિ તારી, ટાળો ભવ ભય ફંદ. માતા૦

**દેશળ.***

તનમય તંબૂરો રે, તુંહી તુંહી બોલે છે એકતાર. ટેક૦
પચતત્વનું બન્યું તુંબડું, સરજ્યું સરજનહાર;
કારણરૂપ કુવતિયે કાપ્યું, નિશ્ચે એ નિર્ધાર. તન૦
વિવેકરૂપી વાંસજ લઇને, નિર્મી તેની નાળ;
બહુ અનુભવથી કરી બેસતી, કાયમ શુભ પ્રકાશ. તન૦
અનુભવરૂપી કર્યાં આંબળિયાં, ત્રિગુણરૂપી તાર;
સમ ધાતને ચરમે મઢિયું, ગરજે ઝણુઝુણાકાર. તન૦

* એ ભક્ત કવિ ભાવનગર તાબે લીલીયાનો રહીશ હતો. જાતે મુસલમાન [illegible] કોઈ મહાત્માના સંગથી એને સારું વેદાંત જ્ઞાન હતું. તે આશરે ૭૫ વર્ષપર હયાત [illegible] પદ અને ઉનાના રહીશ કથાનક જાની ઓધવજી ગીગાભાઈ પાસેથી મળ્યું છે. તેના કહે[illegible] એ મુસલમાન ધર્મી સિંધીએ આશરે આવાં ૫૦ થી વધારે પદો કીધાં છે, જે કેટલાકોને મોઢે સાંભળવામાં આવે છે.

ધૂરે શબ્દ ને થાય ગર્જના, અખંડ નાદ ઝણુકાર;
આ તનમાં તંબૂરો બોલે, રોમે રોમે રણુકાર. તન૦
સત્ગુરુકેરી સાને સમજો, અનુભવ હોય અપાર;
નિગુણાતિત વર્જ્યો તેનો, દેશળ દીસ આધાર. તન૦

---

સુખાનંદ

## મહાદેવની આરતી.

જો જો મહાદેવજીની આરતીરે, હરિહર ચિત્તમાં રાખો ધારી રે;
શિવ શંકર ઉપર વારી રે, જો જો૦
હરિ હરે પૃથ્વી કેરું પાત્ર નિર્મ્યું, મેરુતણી છે વાતી;
તારા મંડળ જ્યોત રચી છે, ઝગમગ ઝગમગ થાતી રે. જો જો૦
સાત સમુદ્રો જળે ભર્યા ને અખંડ આરતી થાય;
નાદે નાદે ઘંટા વાજે, શોભા કહી નવ જાય રે. જો જો૦
કાશીમાં વિશ્વનાથ વિરાજે, કોટી બ્રહ્માણ્ડનો નાથ;
મણિકર્ણિકામાં માર્જન કરતાં, પાપી (પાપી) બને સનાથરે. જો જો૦
વિષ્ણુજી ત્યાં કરે આરતી, નારદજી ગુણ ગાય;
બ્રહ્મા વેદનો પાર ન પામે, નિગમ નેતિ નેતિ ગાય રે. જો જો૦
દશે દિશાએ ફરે આરતી, સઘળે વ્યાપક થાય;
તારા મંડળ જ્યોત રચી છે, કાજવા જળ નિર્મળ થાય રે. જો જો૦
દેવપક્ષા સુત સુખાનન્દ,* ચરણ કમલ ચિત્ત રાખે;
મુક્તિ પદ તે નર પામે, વિશ્વનાથને જે ઝંખેરે રે. જો જો૦

---

## દ્વાદશલિંગની આરતી.

જય શિવ જગ સ્વામી, પ્રભુ જય શિવ જગ સ્વામી;
સ્મરૂ દ્વાદશ લીંગમ, (૨) સેવું શિર નામી. હર હર હર મહાદેવ.
પ્રથમે સોરઠી સોમનાથ, નિત્ય દર્શન કીજે; પ્રભુ૦ (૨)
બીજે શશી શૈલેશ્વર, મલ્લકેશ્વર રાજે. હર૦
ત્રીજે શિવ કેદાર, ગંગોદક ગાજે; પ્રભુ૦ (૨)
ચોથા શિવ ૐકાર, રેવા ત્રટ રાજે. હર૦
પચમ પૂર્વ દેશ, વૈજનાથ ઝાડખંડી; પ્રભુ૦ (૨)
છઠા શિવ નાગેશ્વર, ધ્યાન ધરે દંડી. હર૦
સપ્તમ દીન દયાળ, શિવેશ્વર કાશી; પ્રભુ૦ (૨)
અષ્ટમા શિવ મહાકાળ, ઉજ્જયની અવિનાશી. હર૦

* શિવાનંદનુ બીજું નામ સુખાનદ હતુ, એમ કેટલાકનું કહેવુ છે.

નવમા ભીમાશંકર, ભક્તિ અચલ ભાવે; પ્રભુ૦ (૨)
દશમા શિવ રામેશ્વર, શ્વેતબિંદુ કહાવે. હર૦
ગુરૂજી ગુણ આગ, એકાદશ જ્યોતિ; પ્રભુ૦ (૨).
દ્વાદશ ત્ર્યંબક નાથ, ગુરુ ગુણ જ્યોતિ. હર૦
દ્વાદશ લિંગની આરતી, જે કોઈ ગાશે; પ્રભુ૦ (૨)
ભણે શિવાનંદ સ્વામી, સુખ સંપત થાશે. હર૦

## દશાવતારની આરતી.

જય જાદવરાયા, પ્રભુ જય માધવરાયા; (૨)
આરતી કરૂણાનંદની, (૨) વ્યાપી નિજ માયા. જય દેવ જય દેવ૦
પ્રથમે મચ્છતણો અવતાર, માર્યો શંખાસુર પાપી; પ્રભુ૦ (૨)
ચતુરા નંદન નંદન, (૨) વેદ વિપ્રને આપી. જય દેવ૦
બીજે સુર અસુર મથીયા, સાગર મથવાને કાજે; પ્રભુ૦ (૨)
ચૌદ રત્ન બહાર કાઢ્યાં, (૨) શ્રી કૂર્મ મહારાજે. જય દેવ૦
ત્રીજે હરિણ્યાક્ષ દૈત્ય, દમતો પૃથ્વીને પાપી; પ્રભુ૦ (૨)

## હરિહરની આરતી.

જય હરિ હરા, વિભુ જય હરિ હરા,
ગંગાધર ગિરિગ્ગધર, (૨) ઇશ્વર ૐકારા જય૦
વૈકુંઠે વસે વિશ્વંભર, શિવજી કૈલાસે, પ્રભુ૦ (૨)
હરિ કાળા હર ગોરા, (૨) તે તેને ધ્યાને જય૦
મહાદેવ વાઘાંબર, (૨) પિતાંબર શિવશ્યામે પેર્યાં, પ્રભુ૦ (૨)
કમળ નેન કેશવના, (૨) શિવને ત્રિનયના જય૦
નંદી વાહન ખગ વાહન, શિવ ત્રિશૂળ ચક્ર ધારી, પ્રભુ૦ (૨)
ત્રિપુરારી મોરારી, (૨) હરિ કમળા ધારી જય૦
કૌસ્તુભ મણિ કેશવને, શિવને રુંઢમાળા, પ્રભુ૦ (૨)
મુક્તાફળ માધવને, (૨) શિવને સર્પ કાળા જય૦
ચંદન ચર્ચે કેશવને, (૨) શિવજીને ભસ્મે, પ્રભુ૦ (૨)
રમા રુદીયે રાખ્યા, (૨) ઉમિયા અર્ધાંગે જય૦
રામને વહાલું રાજ્ય, શિવ ખાંધે ઝોળી, પ્રભુ૦ (૨)
રામને વાદર રીંછ, (૨) શિવને ભૂતડા ટોળી જય૦
લક્ષ્મીવર ઉમિયાવર, શંકર શ્યામળીયા, પ્રભુ૦ (૨)
નટવર હરિ હર સ્વામી, (૨) એકાન્તે મળીયા જય૦
મોહન ને મહાદેવમા, અંતર નવ ગણશો, પ્રભુ૦ (૨)
ભોળા ભૂધરને ભજતા, (૨) ભવસાગર તરશો જય૦
શિવ શ્યામની આરતી, જે કોઈ ગાશે, પ્રભુ૦ (૨)
ભણે શિવાનન્દ સ્વામી, (૨) તે વૈકુંઠે જાશે જય૦



# કઠણ શબ્દનો કોશ.

અર્ક–સૂર્ય.
અંકુર–આકડાના બીજમાંથી રૂ જેવું જે ઉડે છે તે.
અક્રમ–ક્રમ–ધોરણ વગરનો.
અગનો–આગળો.
અગમ્ય–ન જાણી શકાય એવો.
અઘ–પાપ.
અચિન્ત્યાત્મા–ચિંતનમાં ન આવે એવો આત્મા.
અજ–બ્રહ્મા.
અટવી–અરણ્ય, જંગલ.
અતુલિત–પુષ્કળ.
અધુના–હમણાં.
અધોગ્રીવા–નીચી ગર્દનવાળો.
અધોક્ષ–ઇન્દ્રિય ગોચર.
અનરતુ–ખરાબ નહિ તે.
અનિર્વચનીય–શબ્દોથી વર્ણાય નહિ એવો.
અનુદિન–દરરોજ.
અહેતુક–હેતુ વગરનું.
અક્ષરાતીત–અક્ષર એવા બ્રહ્મની બહાર.
આખડી–આખડવું–પડી જવું.
આગાર–(અગાર)–ઘર.
આંગરીઆ–પુત્રો, દીકરા.
આજાનબાહુ–ઘુટણ સુધી લાંબા હાથ જેના છે તે.
આદેશ–મંત્ર, ઉપદેશ આપવો, બોલાવવું.
આપ્ત–આપત્તિમાં મદદ કરે તેવો.
આફ્ણુતિ–આફ્ણવું–અફળ, નકામું.
આભિચારિક–જારણ, મારણ વગેરેના પ્રયોગ કરનાર.
આયાસ–દુઃખ.
આરત–વિલાપ કરી કરીને.
આરતિ–આશા.
આલક–(અલક)–માથાના કેશ.
આલય–મંદિર.

ઉર્ણ-રૂવાં, ઉન.
ઉર્ધ્વરેત-જેનું વીર્ય હૃદયમાં રહ્યું છે તે
ઉર્મિ-ઈચ્છા.
ઉરૂખલ-ખાંડણીઉં.
ઉર્વિ-પૃથ્વી.
ઉલ્લસી-ઉલ્લસિત થઇને.
ઉલારો-
ઉવેખે-તીરસ્કાર કરે.
ઉસાડવું-નિર્વેશ કર્યું.
ઉષ્ટ્ર-ઊંટ.
ઋખ-ઋષિ.
એકરદ-એક દંત.
એન-મમત, આગ્રહ-પ્રતિજ્ઞા.
ઓકે-
ઓધ-જથ્થો.
ઓપ-ઓપવું.
ઓરંભા-ગાયનું બોલવું તે.
ઓસરવું-દૂર ખસવું.
ઓળવે-ઓળવવું, પચાવી પાડવું.
ઔર્ધ્વદેહિક-મરણ પછીની ક્રિયા.
અંગોળી-અઘોળવું.
અંતક-યમરાજ.
કિલ્બિષ-(કિલ્મિષ) પાપ.
કીની-કીડીનો અપભ્રંશ. અથવા કીધી.
કુથી-કુથવું-ગાવું, કહેવું.
કુશસલાકા-દર્ભની સળી.
કુહી-કોહોડીઓ.
કૃચ્છ-સખ્ત.
કૃપાણ-શસ્ત્ર, તલવાર.
કૃમિ-કીડો.
કૃષિકાર-ખેડુત.
કોયષ્ટિક-એક જાતનું પક્ષી જેને કોઢા પક્ષી કહે છે તે.
કેક-કાગડો.
કોજરી-પેટ. આહાર.
કંદરા-ગુફા.
કંબલ-કાંબળો.
ખટપદ-ભ્રમર.
ખદ્યોત-આગીઓ.
ખનન-ખણવાની ક્રિયા.
ખપુવો-એક જાતનું શસ્ત્ર. તે ધારવાળું ખડપાના આકારનું હોય છે.
ખાપ-આરસી.
ખેચર-આકાશમાં ફરનારા.

ગ્રન્હામત–ગ્રન્હેગારી.
ગોઠ–વાત.
ગોદ–ખોળો.
ગોધૂમ–ઘઉં.
ગૌમુખવ્યાઘ્ર–અતરનો કપટી ને મોઢાનો ભોળો.
ગંગદ્દ–ગંગાનો કિનારો.
ઘોટ–ઘોડો
ઘોરેજો–ગભરાટ
ચખ–ચક્ષુ
ચક્ષ–આંખ.
ચક્ષુશ્રવા–સર્પ. સર્પને નેત્ર હોય છે, પણ કાન હોતા નથી એમ કહેવાય છે, માટે તે નેત્રથી
તન્વંગી–પાતળાં કેડવાળી સ્ત્રી.
તલફે–તલપતું, આતુર રહેલું.
તાકે–ઈચ્છતું.
તાજી–તીક્ષ્ણ અથવા બળતી.
તાક્ષી–ગરૂડની મા.
તિર્યક–પક્ષીની યોનિ
તિર્ચ્છો–તીર જેટલું.
તિલ–જરા જેટલો.
તીવાશી–ઉપરવાદી.
તૃત–ઓઢારુ.
તુર્યાતીત જ્ઞાનની ચોથી અવસ્થાથી ઉપલી અવસ્
તુર્યગામિની–તુર્યાવસ્થાસુષુપ્તિઅવસ્થાની ઉપર ચોથી અવસ્થા.

મકલાવું-મલકાવું-ખુશી થવું
મખ-યજ્ઞ.
મજ્જા-ચરબી
મઢી-ઝુંપડી
મનોજવા-કામદેવના જેવી. મનના જેવી ગતિ છે જેની તે
મરજીવા-સમુદ્રમાથી મોતી કાઢનારા.
મરાલ-હંસ
મહાત-પરાજય
મહાનૂત-મહાન, ઉત્તમ, શાણો
મહામારી-મરકી
મહિષિ-ભેંસ.
મહેરાણ-દરિયો
માઈકાંગલા-શરીરે અશક્ત, નામર્દ
માઝા-મર્યાદા
માતંગી-હાથણી
માધા-મદઅંધા
માવ-માધવ. કૃષ્ણનું લાડકું નામ.
મુશકાય-ખુશ થાય, આનંદ પામે.
મૃત્તિકા-માટી
મેણું-(૨૯૪)
મેરે-મારાથી
મોભી-મોભ જેવો અથવા મુખ્ય.
મોહકમ-ગુપ્ત
મૌક્તિક-મોતી
મજારી-બિલાડી

રંભોરૂ-કેળના જેવી ઉરૂ જેની છે તે
રાડ-તકરાર, મારામારી.
રિષ્ઠ-પાપ, દુઃખ.
રીસ-રીસ.
રુદ્ધ-જેનો અટકાવ થએલો છે તે
રોવન-રુધવું.
રોગ-ગભરાટ.
લ વક્ષર-લઘુ અક્ષર.
લબ્ધી-લબ્ધ-પ્રાપ્ત થવું તે
લવકાવે-લેહકાવે
લહર-હાર, પંક્તિ
લાયકા-લાયક.
લાર-હાર, પંક્તિ
લીકા-૩૮૧
લોઢ-મોજા
વખડાવ્યો-વખણાવ્યો.
વતુ-ઘરનું કામકાજ
વનરેક-(૨૭૦) જુદાપડવું, છુટાથવું.
વહ્નિ-અગ્નિ
વ્યતિરેક-જુદું
વ્યાહૃતિ-ભૂર, ભુવર, સ્વર આ ત્રણ કહેવાય છે
વ્યાલ-સર્પ
વ્યોમ-આકાશ
વર-સુંદર.
વરખ-વૃક્ષ